be worn when offering prayers to God or when dining.

અબોલ, (વિ.) બોલી ન શકાય એવું; unspeakable: (૨) મૂંગું; dumb: (૩) ચૂપ; silent: (૪) બેભાન; unconscious.

અબોલા, (પું. બ. વ.) સગપણ કે સગા મિત્રાચારીનો વિચ્છેદ; break of relation or friendship.

અબ્ધિ, (પું.) સમુદ્ર, મહાસાગર; a sea, an ocean.

અભક્ષ્ય, (વિ.) ન ખાવા જેવું; uneatable, inedible: (૨) ખાવા માટે શાસ્ત્રથી નિષિદ્ધ; religiously prohibited for eating: -ભક્ષણ, (ન.) એવો નિષિદ્ધ ખોરાક ખાવો તે, માંસાહાર; the act of eating such prohibited food, non-vegetarian food.

અભડાવું, (અ. ક્રિ.) સ્પર્શથી અપવિત્ર થવું; to be impure by touching. (૨) (સ્ત્રીનું) રજોદર્શન થવું; (of a female) to come to menses.

અભણ, (વિ.) નિરક્ષર, અક્ષરજ્ઞાનરહિત, illiterate.

અભદ્ર, (વિ.) અશુભ, ખરાબ; inauspicious, evil, bad.

અભય, (વિ.) નીડર; fearless: (૨) (પું.) ભયનો અભાવ; fearlessness: (૩) આશ્રય, સંરક્ષણ; protection, defence: –દાન, (ન.), –વચન, (ન.) સલામતીની ખાતરી આપવી તે; assurance of safety or protection: –પદ, (ન.) નિર્ભય સ્થિતિ, મોક્ષ; safety, salvation.

અભરાઈ, (સ્ત્રી.) છાજલી; a shelf.

અભંગ, (વિ.) આખું, અખંડ; whole, intact, unbroken: (૨) (પું.) એક મરાઠી છંદ, a metre of poetry in Marathi.

અભાગણ(ણી), (વિ.) કમનસીબ (સ્ત્રી); unfortunate (woman).

અભાગિયણ, (સ્ત્રી.) કમનસીબ સ્ત્રી; an unfortunate woman.

અભાગી (અભાગિયું), (વિ.) કમનસીબ, નાલાયક; unfortunate, undeserving.

અભાવ, (પું.) અસ્તિત્વ ન હોવું તે, ગેરહાજરી; non-existence, absence (૨) તંગી, want, deficiency, scarcity (૩) અણગમો; dislike, repulsion.

અભિક્રીડ[illegible] (પું.) (ન.) [illegible] a scene, [illegible]

અભિક્રમણ, (ન.) આરંભ, ઉપક્રમ; a beginning, an undertaking, an attempt.

અભિગમન, (ન.) પાસે જવું તે; an approaching, going near (૨) સંભોગ, sexual intercourse.

અભિજન, (પું.) સગાંસંબંધી, relatives (૨) કુટુંબ; family (૩) વતન; native place (૪) કુળ, family line, ancestry.

અભિજાત, (વિ.) કુલીન; born in a noble family: (૨) સુંદર; lovely, beautiful: (૩) માનનીય, respectable: (૪) સંસ્કારી; cultured, civilized: (૫) [illegible]; best: (૬) [illegible]; [illegible]

અભિધાન, (ન.) નામ, ઉપનામ, અટક; name, sub-name, surname: (૨) શબ્દકોશ; a dictionary.

અભિધેય, (વિ.) કહેવા યોગ્ય; worth saying: (૨) (ન.) વાચ્યાર્થ; literal meaning: (૩) બોલવાનો વિષય, subject of speech.

અભિનય, (ન.) શરીરના હાવભાવથી ભાવ દર્શન; a expression of sentiments by physical movements or gestures, acting: (૨) નાટક, વગેરેમાં વેશ ભજવવો તે; to play a role in a drama.

અભિનવ(-વું), (વિ.) તદ્દન નવું; quite new: (૨) ફેશનમાં ચાલી રહેલું; up-to-date: (૩) બિનપાક, કાચું; of the primary stage, raw.

**અભિનંદન**,(ન.) ધન્યવાદ, શાબાશી; congratulation: **અભિનંદવું**, (સ ક્રિ.) ધન્યવાદ આપવા, શાબાશી આપવી; to congratulate: (૨) (અ. ક્રિ.) રાજી થવું, આનંદવું; to be pleased or glad.

**અભિનિવેશ**, (પું.) આસક્તિ; attachment· (૨) એકાગ્રતા; concentration: (૩) હઠ; obstinacy.

**અભિનિષ્ક્રમણ**, (ન.) બહાર જવું તે; exit, going out: (૨) સંન્યાસ; renunciation.

**અભિનેતા**, (પું.) નટ, નાટક, વ.માં અભિનય કરનાર; an actor in a drama, etc.

**અભિન્ન**, (વિ.) અખંડ; undivided: (૨) એક જ, એકસરખું; same, identical, selfsame.

**અભિપ્રાય**, (પું.) મત, મંતવ્ય; an opinion: (૨) હેતુ, ઇરાદો; intention: (૩) વૃત્તિ, અર્થ; tendency, meaning.

**અભિભવ**, (પું.) પરાજય; defeat: (૨) અપમાન, અનાદર; insult, disregard: (૩) બદનામી; disgrace, infamy.

**અભિભૂત**, (ન.) પરાજિત; defeated: (૨) અપમાનિત, insulted.

**અભિમાન**, (ન.) ગર્વ, અહંકાર; pride, vanity: **અભિમાની**, (વિ.) અહંકારી; proud, vain.

**અભિમુખ**, (વિ.) સમુખ; facing: (૨) સામેનો (ખૂણો); opposite (angle): (૩) (અ.) ની આગળ, તરફ; in front of, towards.

**અભિયુક્ત**, (વિ.) નિમાયેલું; appointed: (૨) રોકાયેલું; engaged: (૩) દોષારોપણ પામેલું; accused: (૪) (પું.) આરોપી; an accused, a defendant.

**અભિયોગ**,(પું.) દોષારોપણ; accusation: (૨) મુકદ્દમો; a law-suit: (૩) ફરિયાદ; a complaint: (૪) પ્રયાસ; an effort: (૫) સંબંધ; relation: (૬) ખંત; perseverence.

**અભિરત**, (વિ.) વધારે પડતું આસક્ત; excessively attached.

**અભિરામ**, (વિ.) આનંદમય; delightful, blithe: (૨) આકર્ષક, મનોહર; attractive, charming.

**અભિરુચિ**, (સ્ત્રી.) રુચિ, શોખ; taste, liking, fondness: (૨) વૃત્તિ; inclination.

**અભિલાષા**,(સ્ત્રી) **અભિલાષ**,(પું.) ઇચ્છા, આકાંક્ષા; wish, desire, ambition: (૨) ઉત્કટ કામના, ઝંખના, yearning, craving· **અભિલાષી**, (વિ) કામનાવાળું; desirious, covetous, ambitious.

**અભિવંદન**, (ન) (**અભિવંદના**), (સ્ત્રી.) નમન, નમસ્કાર; bow, salutation: **અભિવંદવું**,(સ. ક્રિ.)to bow,to salute.

**અભિવૃદ્ધિ**, (સ્ત્રી.) વધારો; increase: (૨) વિકાસ, ઉન્નતિ; development, progress.

**અભિવ્યક્ત**, (વિ.) વ્યક્ત કે પ્રગટ કરેલું; expressed, revealed: **અભિવ્યક્તિ**, (સ્ત્રી) વ્યક્ત અથવા પ્રગટ કરવું તે, act of expressing or revealing, expression: (૨) પ્રદર્શન; exhibition, display.

**અભિશાપ**, (પું.) શાપ, પ્રતિશાપ; a curse, a counter curse: (૨) ખોટું દોષારોપણ; false accusation.

**અભિષેક**, (પું.) વિધિપૂર્વકનું જલસિંચન; ceremonious sprinkling of water: (૨) શુભારંભ; inauguration.

**અભિસાર**, (પું.) પ્રેમીઓનું મિલન; a lovers meeting: (૨) પ્રેમીને મળવા જવું તે; the act of going to meet a lover: **અભિસારિકા**, (સ્ત્રી.) પ્રેમીને મળવા જતી સ્ત્રી; a woman going to meet her lover.

**અભિહિત**, (વિ) કહેવાયેલું; told, spoken, expressed.

**અભીક**, (વિ.) નિર્ભય; fearless.

**અમાન,** (ન.) સલામતી, રક્ષણ; safety, protection, shelter: **-ત,** (સ્ત્રી.) a thing given in trust, deposit: **-તદાર,** (પું.) વાલી (ટ્રસ્ટી); a trustee: **-તદારી,** (સ્ત્રી.) વાલીપણું; trusteeship: (૨) પ્રામાણિકતા; honesty, integrity.

**અમાનુષ (-ષી),** (વિ.) માનવીને છાજે નહિ એવું; inhuman: (૨) રાક્ષસી, ક્રૂર; monstrous, cruel.

**અમાપ,** (વિ.) બેહદ, અનંત; limitless, endless, infinite.

**અમારું,** (સર્વ.) (વિ.) 'હું'નું છઠ્ઠી વિભક્તિનું બહુવચન; genetive plural form of 'I', our.

**અમાવા(-વ)સ્યા (અમાસ),** (સ્ત્રી.) માસના કૃષ્ણપક્ષનો છેલ્લો દિવસ; the last day of the dark half of a lunar month, no-moon-day.

**અમિત,** (વિ.) અમાપ, અનંત, અતિશય; limitless, endless, excessive.

**અમી,** (ન.) અમૃત, મીઠાશ; nectar, sweetness: (૨) કરુણા, કૃપા; mercy, favour: (૩) થૂંક; saliva.

**અમીન,** (પુ.) વાલી; a trustee, guardian: (૨) લવાદ; an arbitrator: (૩) અધિકારી; an officer: (૪) (વિ.) વિશ્વાસુ; trustworthy.

**અમીર,** (પું.) ઉમરાવ; an aristocrat, a nobleman: (૨) સરદાર; a chief: **-શાહી,** (સ્ત્રી.) અમીરોની હકૂમતવાળું રાજ્ય; an aristocracy: **અમીરી, અમીરાઈ, અમીરાત,**(સ્ત્રી.) ઉમરાવપણું; nobility, aristocracy.

**અમુક,** (વિ.) ચોક્કસ, મુકરર કરેલું; some, certain: (૨) (સર્વ.) નિર્દિષ્ટ, મુકરર (વ્યક્તિ કે વસ્તુ); a certain person or thing.

**અમૂર્ત(-ર્ત),** નિરાકાર; shapeless, unembodied.

**અમૂલ,** (વિ.) મૂળરહિત, rootless, foundationless: (૨) આધારહીન; supportless.

**અમૂલ્ય, (અમૂલ, અમોલ),** (વિ.) કિંમત આંકી ન શકાય એવું, ઘણું જ કીમતી; priceless, invaluable, very costly.

**અમૃત,** (વિ.) અમર; immortal. (૨) (ન.) અમરત્વ આપે એવું દેવોનું અતિ સ્વાદિષ્ટ પીણું; a very sweet immortalising drink of gods, nectar: **-ત્વ,** (ન.) અમરત્વ; immortality.

**અમે (અમો),** (સર્વ.), 'હું'નું બહુવચન; plural of 'I', we.

**અમેય,** (વિ.) બેહદ, અમાપ; limitless, boundless, endless.

**અમોઘ,** (વિ.) અચૂક, સચોટ, રામબાણ; infallible, positively effective, unfailing, sure.

**અમ્મા,** (સ્ત્રી.) મા, માતા; mother.

**અમ્લ,** (વિ.) ખાટું; sour: (૨) (ન.) તેજાબ; acid.

**અમ્લાન,** (વિ.) મેલું, કરમાયેલું અથવા ખિન્ન નહિ એવું; neither dirty, nor withered, nor dejected.

**અય,** (ન.) લોખંડ; iron.

**અય,** (અ.) અરે !, હે !; oh !.

**અયન,** (ન.) ગતિ, ગતિમાર્ગ, પ્રયાણ; motion, path of motion, journey: (૨) સૂર્યનું ઉત્તરાયણ અથવા દક્ષિણાયન; sun's motion or journey north or south of the equator: **-વૃત્ત,** (ન.) સૂર્યનો ભ્રમણ માર્ગ; the path of sun's motion or journey, orbit: (૨) અડધું સૌર વર્ષ, છ માસ; half solar year. six months: (૩) ઉત્તરાયણ અથવા દક્ષિણાયનનું સૌથી દૂરનું બિંદુ, અર્થાત્ વિષુવવૃત્તથી ઉત્તરે અને દક્ષિણે ૨૩½ અંશ; the northern or

(૯) (વિ) અશુભ; inauspicious: (૧૦) આફતકારક; calamitous.

**અરિહંત,** (વિ.) દુશ્મનોનો નાશ કરનાર; destroyer of enemies: (૨) (પું.) ભગવાન બુદ્ધ; Lord Buddha: (૩) જૈનોના તીર્થંકરમાંના કોઈ એક; any one of the Tirthanker's of the Jains.

**અરીસો,** (પું.) દર્પણ, આયનો; a mirror, a looking-glass.

**અરુચિ,** (સ્રી.) અણગમો; dislike, repulsion: (૨) અપચો, ક્ષુધાનો અભાવ; indigestion, loss of appetite: **અરુચતું,** (વિ.) અણગમતું; repulsive.

**અરુણ,** (વિ) લાલ, રાતું, સોનેરી; reddish, of golden colour: (૨) (પું.) સૂર્યનો સારથિ; the charioteer of the sun, aurora: (૩) પરોઢ, ઉષા, the dawn, daybreak: (૪) સૂર્યોદય પહેલાંના સમયે આકાશનો રંગ; the colour of the sky just before sunrise, i.e. at the dawn.

**અરુપરુ (અરુંપરું),** (અ.) અવ્યવસ્થિત રીતે; irregularly, in a disorderly manner.

**અરું,** (અ.) નજીક; near· (૨) આ રીતે, આમ; thus.

**અરૂપ,** (વિ.) આકારરહિત, shapeless, unembodied.

**અરે,** (અ.) વ્યથા, આશ્ચર્ય, ચિંતા, વ. સૂચક ઉદ્ગાર; an exclamation expressing affliction, surprise, anxiety, etc ; 'oh': **અરેરાટ,** (પું.), **અરેરાટી,** (સ્રી.) વ્યથા, આશ્ચર્ય, ચિંતા વગેરેથી ઉદ્ભવતો આઘાત; shock resulting from affliction, surprise, anxiety, etc.; horror, intense repugnance.

**અર્ક (અરક),** (પુ.) સત્વ, સાર; essence, extract: (૨) સૂર્ય; the sun· (૩) પ્રકાશનું કિરણ; a ray of light: (૪) આકડાનો છોડ; a kind of poisonous plant.

**અર્ગલ,** (પું.) બારણાનો આગળ; a door's bolt: (૨) ભૂંગળ; a kind of horn-like musical instrument.

**અર્ઘ,** (પું.) મૂલ્ય; price: (૨) ફૂલ, ચોખા, વ. પૂજા માટેનાં દ્રવ્યો; offerings by way of worship such as flowers, rice, etc.: (૩) એવી પૂજા; a worship with offerings.

**અર્ઘ્ય,** (વિ.) કીમતી; precious: (૨) પૂજ્ય; worthy of worship: (૩) (ન.) અમુક દ્રવ્યો અર્પણ કરીને થતી પૂજા; worship with offerings.

**અર્ચક,** (વિ.) પૂજનાર; worshipping: (૨) (ન.) પૂજારી; a worshipper.

**અર્ચન,** (ન.) (–ના), (સ્ત્રી.) અર્પણવિધિ સાથેની પૂજા; a worship with offerings: (૨) કપાળે ચંદન લગાડવું તે; application of sandal-wood paste on forehead: **અર્ચવું,** (સ. ક્રિ.) અર્પણવિધિ સાથે પૂજા કરવી; to worship with offerings: **અર્ચા,** (સ્રી.) અર્પણવિધિ સાથેની પૂજા; a worship with offerings: **અર્ચિત,** (વિ.) પૂજેલું; worshipped, honoured: **અર્ચનીય, અર્ચ્ય,** (વિ.) પૂજ્ય; worth worshipping, venerable.

**અર્જન,** (ન.) લાભ, નફો, કમાણી; gain, profit, earning· **અર્જિત,** (વિ.) મેળવેલું, કમાયેલું; gained, earned.

**અર્ણવ,** (પું.) સમુદ્ર, મહાસાગર, a sea, an ocean.

**અર્થ,** (પું.) સમજૂતી, meaning: (૨) ઇરાદો, હેતુ; intention, motive: (૩) સંપત્તિ, ધન; wealth, money: (૪) જરૂર; need, want: (૫) પ્રયોજન; object: **–કામ,** (વિ.) ધન અને ભૌતિક પદાર્થોની કામનાવાળું; craving for

**અલગારી,** (વિ.) શોખીન; fond, dandy.

**અલગોજા,** (ન.) વાંસળી જેવું એક વાદ્ય; a musical instrument like a flute.

**અલછ(-ચ્છ),** (સ્ત્રી.) દારિદ્રય, ગરીબી; poverty.

**અલપઝલપ,** (વિ.) અસ્પષ્ટ, indistinct, obscure

**અલપવું,** (સ. ક્રિ.) ગાવું; to sing.

**અલપ(પા)વું,** (અ. ક્રિ.) અદૃશ્ય થવું, છુપાવું, to disappear, to hide (one's self).

**અલફા,** (પું.) ફકીરનો બાંય વિનાનો લાંબો ઝભ્ભો; a long sleeveless robe of a Fakir.

**અલફાઉ,** (વિ.) ફાલતું, નકામું; superfluous, useless.

**અલબત(-ત્ત-ત્તાં),** (અ.) જરૂર, બેશક; surely, of course, decidedly, certainly.

**અલબેલું,** (વિ.) ઇશ્કી; amorous: (૨) છેલબટાઉ, ફાંકડું; foppish: (૩) ફસાવે એવું, મોહક; seductive, tempting.

**અલભ્ય (અલભ),** (વિ.) અપ્રાપ્ય; unobtainable, unattainable.

**અલમ,** (અ.) બસ (કરો); બંધ કરો; enough (of it), shut up !.

**અલમસ્ત,** (વિ.) સ્થૂળ અને બળવાન; plump and strong, robust, sturdy: (૨) મસ્તાન; intoxicated with strength, etc.

**અલમારી,** (સ્ત્રી.) કબાટ; a cupboard: (૨) છાજલી; a shelf.

**અલવણ (અલણું),** (વિ.) મીઠા વિનાનું (ખોરાક, વ.); saltless (food, etc.)

**અલવવું,** (અ. ક્રિ.) મૂંગા રહેવું; to refrain from speaking, to keep silence, to keep mum.

**અલવાન,** (ન.) કોર વિનાની કામળી કે શાલ; a borderless blanket

**અલસાવું,** (અ. ક્રિ.) આળસ કરવું; to remain idle.

**અલંકાર,** (પું.) શણગાર; decoration: (૨) ઘરેણું; an ornament: (૩) ભાષાલંકાર; a figure of speech, rhetoric: **-શાસ્ત્ર,** (ન.) ભાષાલંકારનું શાસ્ત્ર; the science of the figures of speech, rhetoric: **અલંકૃત,** (વિ.) decorated, ornamented.

**અલંઘનીય (અલંઘ્ય),** (વિ.) ઓળંગી ન શકાય એવું; incapable of being transgressed or crossed, unsurmountable (૨) ઉલ્લંઘન ન થઈ શકે એવું, inviolable.

**અલાદ,** (વિ.) ગરીબ, નિર્ધન, દીન; poor, moneyless, humble.

**અલાબલા,** (સ્ત્રી.) ભૂત, વ.નું નડતર; trouble arising from the influence of a ghost or an evil spirit: (૨) આફત, ઉપાધિ; calamity, trouble

**અલાબુ(-બૂ),** (સ્ત્રી.) સંન્યાસીનું તુંબડું; a mendicant's bowl made of a gourd.

**અલાયચી,** (સ્ત્રી.) એક પ્રકારની ડાંગર; a kind of rice.

**અલાયચો, (ઇલાયચો),** (પું.) અલાયચીનું ઝાડ; cardamom. (૨) એક પ્રકારનું રંગીન ભાતવાળું કાપડ; a kind of chequered cloth.

**અલાયદું, (અલાહિદું, ઇલાયદું),** (વિ.) અલગ, ભિન્ન; separate, different.

**અલાવા,** (અ.) ઉપરાંત, વધારામાં, સિવાય કે: besides, in addition to, except.

**અલિ,** (પું.) ભમરો; a wasp.

**અલી,** (પું.) ભમરો; a wasp: (૨) (સ્ત્રી.) બહેનપણી, સખી, a female friend: (૩) પંક્તિ, હાર; a line, a row.

**અલિપ્ત (અલેપ),** (વિ.) અનાસક્ત: unattached: (૨) તટસ્થ: neutral, unconcern d.

**અલિંગ,(–ગી),** (વિ.) જાતિરહિત; sexless: (૨) નિરાકાર, શરીરરહિત, unembodied: (૩) (પું.) પરમાત્મા; God, the Supreme Being.

**અલીક,** (વિ.) ખોટું; false, untrue: (૨) અપ્રિય; repulsive.

**અલીલખ,** (વિ.) ઘણાં, સંખ્યાબંધ, many, numerous.

**અલૂણું,** (વિ) જુઓ અલવણ.

**અલેખું,** (વિ) નકામું; useless: (૨) અફળ; fruitless.

**અલેલ,** (વિ.) અવ્યવસ્થિત, ઉતાવળિયું: disorderly, hasty: (૨) જેમતેમ અંદાજેલું; roughly estimated: **–ટપ્પુ,** (પું.) બિનઆધારભૂત અથવા ગપાટિયું માણસ; an unreliable man, a boaster, a gossiper.

**અલોપ,** (વિ.) અદૃશ્ય; invisible.

**અલૌકિક,** (વિ.) દિવ્ય; divine, supernatural: (૨) અસાધારણ; extraordinary, rare

**અલ્પ,** (વિ.) થોડું, in small measure, little: (૨) નજીવું, ક્ષુલ્લક; insignificant, trifling: **–જીવી,** (વિ.) અલ્પકાળ જીવનારું; short-lived: **–જ્ઞ,** (વિ) થોડા જ્ઞાનવાળું, અજ્ઞાની; knowing little, ignorant: **–તમ,** (વિ) સૌથી ઓછું; least, minimum possible: **–બુદ્ધિ, –મતિ,** (વિ.) મૂર્ખ; foolish: **–વિરામ,** (ન) (ભાષાનું) એક વિરામચિહ્ન (,) a coma (,): **અલ્પાહાર,** (પું) નાસ્તો, મિતાહાર; breakfast, refreshment, moderation in food.

**અલ્લા,** (પું.) ઈશ્વર, ખુદા; God.

**અવકાશ,** (પું) આકાશ, ખાલી જગા; sky, space: (૨) તક, પ્રસંગ, an occasion, an opportunity: (૩) ફુરસદ; leisure: (૪) સમયનો ગાળો; interval of time.

**અવકીર્ણ,** (વિ) વીખરાયેલું, scattered, strewn: (૨) ભાંગેલું, વિનાશ પામેલું; broken, destroyed.

**અવકૃપા,** (સ્ત્રી.) ઇતરાજી; disfavour.

**અવક્રિયા,** (સ્ત્રી.) ઊલટી ક્રિયા કે અસર; counter action or effect, reaction: (૨) નુકસાન; harm, loss.

**અવગણના,** (સ્ત્રી) ઉપેક્ષા, અનાદર; disregard, indifference: (૨) અપમાન; insult.

**અવગણવું,** (સ. ક્રિ.) ઉપેક્ષા કરવી; to disregard.

**અવગત,** (વિ.) જ્ઞાત, જાણેલું; known, learnt: (૨) અધઃપતન પામેલું; fallen, degenerated.

**અવગતિ,** (સ્ત્રી.) પડતી; degeneration, fall: (૨) મૃત્યુ પછીનું આત્માનું અધઃપતન, soul's degeneration after death: (૩) સમજ, જ્ઞાન; understanding, knowledge: **અવગતિયું,** (વિ.) મૃત્યુ પછી અવગતિ પામેલું; degenerated after death.

**અવગાઢ,** (વિ) ગરક થયેલું; engrossed: (૨) ઊંડું; deep

**અવગાહ,** (પું.) **અવગાહન,** (ન) ગરક થવું તે, ડૂબકી મારવી તે; engrossment, diving, immersion: (૨) પ્રવેશ; entrance: (૩) પરીક્ષા, તપાસ; examination, investigation: (૪) સ્નાન; bath: **અવગાહવું,** (અ. ક્રિ) સ્નાન કરવું, ડૂબકી મારવી; to bathe, to dive, to dip.

**અવગુણ,** (પું) દુર્ગુણ, ખામી, દોષ; vice, shortcoming, fault: (૨) ગેરફાયદો, નુકસાન; disadvantage; loss. (૩) અપકાર, ingratitude.

**અવગુંઠન,** (ન.) ઢાંકણ; covering: (૨) બુરખો; a veil, a mask: **અવગુંઠિત,** (વિ.) ઢાંકેલું, covered, veiled.

**અવગ્રહ,** (પું.) અડચણ, અવરોધ, obstruction, hurdle, hindrance: (૨) ટેવ; habit: (૩) શાપ; curse: (૪) દુષ્કાળ; drought, absence of rains, famine:

(૫) (વ્યા.) સમાસનો વિચ્છેદ; (gram.) separation of a compound.
**અવઘડ,** (વિ) મુશ્કેલ; difficult: (૨) (સ્ત્રી.) મુશ્કેલી; difficulty.
**અવઘોષણા,** (સ્ત્રી.) ઢંઢેરો, જાહેરાત; a proclamation, a declaration.
**અવચનીય,** (વિ.) પ્રશંસાપાત્ર, અનિંદ્ય; praiseworthy, uncensurable: (૨) ન બોલવા જેવું; unexpressible.
**અવચ્છિન્ન,** (વિ.) અલગ, અલગ પાડેલું; separate, separated: (૨) મર્યાદિત; limited.
**અવચ્છેદ,** (પું.) અલગ કરવું તે; separation: (૨) તફાવત; difference: (૩) ભાગ, વિભાગ; part, portion, division: (૪) મર્યાદા, limit: (૫) સીમા, હદ; boundary: (૬) વિશિષ્ટતા; peculiarity, characteristic: (૭) તપાસ, ચકાસણી; investigation.
**અવજોગ (અવયોગ),** (પું.) ખરાબ મુહૂર્ત; inauspicious moment or time.
**અવજ્ઞા,** (સ્ત્રી.) અવગણના, ઉપેક્ષા; disobedience, disrespect: (૨) અપમાન; insult: (૩) ધિક્કાર; hatred.
**અવટંક,** (સ્ત્રી.) અડક, કુળનામ; a surname.
**અવતરણ,** (ન.) ઊતરવુ તે; descent: (૨) જન્મ, અવતાર; birth, incarnation: (૩) ઊતરતો ઢાળ, downward slope: (૪) ટાંચણ, ઉતારો; a quotation: **-ચિહ્ન,** (ન.) ટાંચણ દર્શાવવા વપરાતું ચિહ્ન (" "); inverted comas (" ") used for expressing a quotation: **અવતરવું,** (અ. ક્રિ.) ઊતરવું, જન્મવું; to come down, to be born.
**અવતાર,** (પું.) ઊતરવું તે; descent: (૨) જન્મ; birth: (૩) જિંદગી; life: (૪) અવતરેલા ઈશ્વર કે દેવ; an incarnation: **અવતારી,** (વિ) અવતારને લગતું, દૈવી; pertaining to an incarnation, divine.
**અવદશા,** (સ્ત્રી.) પડતી, દુર્દશા, દુર્ભાગ્ય; adversity, misfortune.
**અવદાન,** (ન.) અગ્નિને જમાડવો તે; offering food to fire: (૨) પરાક્રમ; an adventure.
**અવધાન,** (ન) ધ્યાન, લક્ષ; heed, attention, concentration: **અવધાની,** (વિ.) એકાગ્રતાની શક્તિવાળુ; having the power of concentration.
**અવધારણ,** (ન.) (-ણા), (સ્ત્રી) નિર્ણય, નિશ્ચય, decision, determination: **અવધારવું,** (સ. ક્રિ) નિર્ણય કરવો; to decide: (૨) નક્કી કરવું; to fix, to determine: (૩) વિગતવાર તપાસવું; to examine minutely.
**અવધિ,** (પું.) (સ્ત્રી) મર્યાદા, હદ; limit: (૨) અંત; end: (૩) નિશ્ચિત સમય; fixed period of time.
**અવધીરણા,** (સ્ત્રી.) અનાદર, અપમાન; disregard, insult.
**અવ(બ)ધૂત,** (પું.) મસ્ત વૈરાગી કે બાવો, a self-satisfied carefree ascetic: (૨) (વિ.) મસ્ત ચિંતારહિત અને આત્મરત; carefree and self-satisfied.
**અવનત,** (વિ.) નીચું નમેલું; bent down: **અવનતિ,** (સ્ત્રી.) પડતી, downfall, degeneration.
**અવનવું,** (વિ.) નવીન; novel, new: (૨) વિચિત્ર; queer, strange: (૩) અદ્ભુત; extra-ordinary, miraculous.
**અવનિ(-ની),** (સ્ત્રી.) પૃથ્વી, the earth: **-તલ,** (ન.) પૃથ્વીની સપાટી; surface or crust of the earth.
**અવમાન,** (ન.) (-ના), (સ્ત્રી) અપમાન; insult: (૨) ધિક્કાર; hatred: **અવમાનવું,** (સ. ક્રિ) અપમાન કે ઉપેક્ષા કરવાં; to insult, to disregard.
**અવયવ,** (પું.) શરીરનો ભાગ; a part of the body, a limb: (૨) અંશ, ભાગ; a part: (૩) સાધન; means: (૪) અંગભૂત ભાગ; a component.

(૨) વાંકું; curved, crooked: (૩) આડું; transverse, cross.
**અવાક,** (વિ.) મૂક; speechless: (૨) દિગ્મૂઢ; stunned, dismayed.
**અવાજ,** (પું.) ધ્વનિ, સાદ; sound, voice.
**અવાણ,** (સ્ત્રી.) ચાલવાની ઢબ; mode of walking, gait: (૨) ગુણ, લક્ષણ; quality.
**અવારનવાર,** (અ.) કદી કદી, પ્રસંગોપાત્ત; occasionally, sometimes: (૨) વારાફરતી; alternately.
**અવાવરું,** (વિ.) લાંબા સમયથી પડતર અર્થાત્ વપરાયા વિનાનું; unused (unoccupied) for a long time.
**અવાસ્તવિક (અવાસ્તવ),** (વિ.) હકીકતજન્ય અથવા વાસ્તવિક નહિ એવું; unreal, not factual, untrue: (૨) કલ્પિત; imaginary, fanciful.
**અવાળુ,** (પું.) (ન.) દાતના પીઢિયાં; the gums of teeth.
**અવિકલ(-ળ),** (વિ.) અખંડ; whole, undivided, unbroken, intact: (૨) વ્યવસ્થિત; orderly, tidy: (૩) અક્ષુબ્ધ; unperturbed.
**અવિકારી, (અવિકાર),**(વિ.) અપરિવર્તનશીલ, વિકારરહિત; unchangeable, free from deformity.
**અવિચળ(-લ),** (વિ.) ચળે નહિ એવું; steadfast, immovable: (૨) સ્થિર; stable: (૩) શાશ્વત; permanent, everlasting.
**અવિચાર,** (પું.) વિચારશક્તિનો અભાવ; thoughtlessness, imprudence: **અવિચારી,**(વિ.) વિચારશક્તિરહિત, ચંચળ, ઉતાવળિયું; thoughtless, sensitive, hasty.
**અવિચ્છિન્ન,** (વિ.) અખંડ; intact, undivided:(૨) સતત; incessant.
**અવિચ્છેદ્ય,** (વિ.) કાપી કે છૂટું પાડી ન શકાય એવું; incapable of being cut or separated.
**અવિદ્યા,** (સ્ત્રી.) આધ્યાત્મિક જ્ઞાનનો અભાવ, અજ્ઞાન; absence of spiritual knowledge, ignorance: (૨) માયા; illusion (Maya).
**અવિનય,** (પું.) અસભ્યતા, incivility, discourtesy,immodesty,impudence: **અવિનયી,** (વિ.) અસભ્ય; incivil, discourteous, impudent.
**અવિનાશી,** (વિ.) અમર, નિત્ય, નાશ ન થઈ શકે એવું; immortal, eternal, everlasting, indestructible: (૨) (પું) પરમાત્મા, ઈશ્વર; the Supreme Being, God.
**અવિભક્ત,** (વિ.) અખંડ; undivided: (૨) સહિયારું; jointly owned.
**અવિભાજ્ય,** (વિ.) વિભાગ ન પાડી શકાય એવું; indivisible.
**અવિરત,** (વિ.) વિક્ષેપરહિત; uninterrupted, continuous: (૨) (અ.) સતત; incessantly, continually.
**અવિરામ,** (વિ.) વિરામરહિત; without taking rest, continuous: (૨) (અ.) સતત; incessantly.
**અવેડો, (અવાડો, હવાડો-હવેડો),** (પું.) ઢોરને પીવાના પાણી માટેનાં કુંડ, ટાકી, વ.; an open reservoir for cattle
**અવેર,** (ન.) વૈમનસ્યનો અભાવ; absence of enmity: (૨) સારો સંબંધ, good relation.
**અવૈધ,** (વિ.) અનધિકૃત; unauthorised: (૨) શાસ્ત્રોથી અમાન્ય; forbidden by scriptures: (૩) બંધારણવિરુદ્ધ; unconstitutional: (૪) વિધિરહિત; unceremonious.
**અવ્યક્ત,** (વિ.) અદૃશ્ય; invisible: (૨) અસ્પષ્ટ; indistinct, ambiguous: (૩) અજ્ઞાત, unknown: (૪) (ન.) બ્રહ્મ; the unmanifest Supreme Being, the unbounded almighty soul: (૫) (વેદાંત) પ્રકૃતિ; (philosophy) Prakriti (Nature).

**અવ્યય,** (વિ.) અપરિવર્તનશીલ; unchangeable: (૨) નિત્ય, અનંત; permanent, everlasting, eternal: (૩) (વ્યા.) (ન.) અવિકારી શબ્દ; (gram.) undeclinable word, an adverb.

**અવ્યવસ્થા,** (સ્ત્રી.) વ્યવસ્થાનો અભાવ; mismanagement, disorder: (૨) અનિયમિતતા; irregularity: **અવ્યવસ્થિત,** (વિ.) ગોટાળાવાળું; disorderly, deranged

**અવ્યાજ,** (વિ.) નિખાલસ; frank, simple-hearted.

**અશક્ત,** (વિ.) નબળું, weak: (૨) આવડત વિનાનું; incompetent, unable: (૩) લાચાર; helpless: **અશક્તિ,** (સ્ત્રી.) નબળાઈ, weakness: (૨) આવડતનો અભાવ; incompetence, incapability.

**અશક્ય,** (વિ.) અસંભવિત; impossible, improbable.

**અશરણ,**(વિ.)નિરાધાર; without refuge, unprotected, forlorn: **–શરણ,** (વિ.) નિરાધારના આધારરૂપ, protecting the unprotected.

**અશરફી,** (સ્ત્રી.) સોનામહોર; a gold coin.

**અશરાફ,** (વિ.) ઈમાનદાર, faithful, trustworthy, noble, honest: (૨) વિનમ્ર, humble: (૩) ઉદાર; generous: **અશરાફી,** (સ્ત્રી.) ઈમાનદારી; faithfulness, nobility.

**અશરીર(–રી),** (વિ.) દેહરહિત; incorporeal, bodiless: (૨) (પુ.) કામદેવ; Cupid: (૩) અશરીરી પરમાત્મા; the unembodied Supreme Being.

**અશસ્ત્ર,** (વિ.) શસ્ત્રરહિત, weaponless, unarmed.

**અશાસ્ત્રીય,** (વિ.) શાસ્ત્ર અથવા ધર્મવિરુદ્ધનું, contrary to the rules of scriptures or religion; heretical, heterodox: (૨) અવૈજ્ઞાનિક, unscientific

**અશાંત,** (વિ.) બેચેન, ઉપાધિયુક્ત; restless, troubled: (૨) ચંચળ; sensitive: (૩) વ્યગ્ર, ક્ષુબ્ધ; perturbed, agitated, disturbed: **અશાંતિ,** (સ્ત્રી.) બેચેની; restlessness: (૨) વ્યગ્રતા, ક્ષુબ્ધતા; agitation, disturbance: (૩) તોફાન, બખેડો; mischief, strife

**અશિક્ષિત,** (વિ.) અભણ, illiterate: (૨) કેળવણીરહિત; uneducated, unschooled: (૩) અસંસ્કારી; uncivilised.

**અશિષ્ટ,** (વિ.) અસંસ્કારી, અવિવેકી; uncivilised, unrefined, impolite: (૨) ઉદ્ધત; rude, impudent: (૩) ગામડિયું; rustic.

**અશુચિ,** (વિ.) અપવિત્ર; foul, unholy: (૨) અશુદ્ધ; impure: (૩) અસ્વચ્છ, ગંદું; unclean, dirty.

**અશુદ્ધ,** (વિ.) અપવિત્ર; foul, unholy: (૨) મેલું, ગંદું; dirty: (૩) ભૂલભરેલું; faulty: (૪) બેભાન, unconscious.

**અશુદ્ધિ,** (સ્ત્રી.) અપવિત્રતા; foulness, unholiness: (૨) કચરો; dirt: (૩) વિજાતીય અથવા અશુદ્ધ દ્રવ્યનું શુદ્ધ પદાર્થ સાથેનું મિશ્રણ કે અસ્તિત્વ; impurity.

**અશુભ,** (વિ.) કમનસીબ; unfortunate: (૨) ખરાબ, અનિષ્ટકારક; bad, evil, inauspicious

**અશેષ,** (વિ.) સંપૂર્ણ; complete, perfect: (૨) શેષરહિત; without remainder or residue: (૨) (અ.) સંપૂર્ણ રીતે, શેષરહિતપણે; completely, entirely.

**અશેળિયો,** (પું.) ઔષધિ તરીકે વપરાતી એક વનસ્પતિ; a medicinal plant.

**અશોક,** (વિ.) આનંદી, સુખી; cheerful, blissful, blithe, happy: (૨) ચિંતા કે શોકથી મુક્ત; free from worries, affliction or sadness: (૩) (પું.) આનંદ, સુખ; cheerfulness, bliss: (૪) લાલ ફૂલવાળું એક વૃક્ષ; a tree with red flowers.

**અશૌચ,** (સ્ત્રી.) મલિનતા, અશુદ્ધિ; impurity, uncleanliness: (૨) સૂતક; religious impurity arising from birth or death of a relative.

**અશ્મ,** (પું.) પથ્થર; a stone: **અશ્મર,** (વિ.) પથ્થર અથવા ખડકવાળું; stony, rocky: (૨) (પું.) પથ્થર; a stone: **અશ્મરી,** (સ્ત્રી.) પથરીનો રોગ; a disease marked with a stone in the bladder.

**અશ્રદ્ધા,** (સ્ત્રી.) (ધર્મમાં) આસ્થાનો અભાવ; absence of faith or belief (in religion): (૨) અવિશ્વાસ; distrust.

**અશ્રવણીય (અશ્રાવ્ય),** (વિ.) સાંભળવા યોગ્ય નહિ એવું; not worth hearing: (૨) સાંભળી શકાય નહિ એવું; inaudible.

**અશ્રાંત,** (વિ.) થાકરહિત, અટક્યા વિનાનું; untired, incessant: (૨) (અ.) સતત, અથાક રીતે; incessantly, untiringly.

**અશ્રુ,** (પું.) આંસુ; a tear.

**અશ્રુતપૂર્વ,** (વિ.) અગાઉ કદી ન સાંભળેલું; unheard of: (૨) અદ્ભુત, આશ્ચર્યકારક, ચમત્કારી; extraordinary, wonderful, miraculous, stunning.

**અશ્લીલ,** (વિ.) બીભત્સ; obscene, vulgar, abusive.

**અશ્વ,** (પું.) ઘોડો; a horse: **–મેધ,** (પું.) એક પ્રકારનો યજ્ઞ જેમાં ઘોડાનો ભોગ અપાય છે; a kind of sacrifice in which a horse is sacrificed, a horse-sacrifice: **–શાલા,** (સ્ત્રી.) ઘોડાનો તબેલો; a stable for horses.

**અશ્વિનીકુમાર,** (પું.) સૂર્યના બે જોડિયા પુત્રો જે દેવોના વૈદ્ય છે, the twin sons of the sun who are physicians of gods.

**અષાડ (અષાઢ–આષાઢ),** (પું.) વિક્રમ સંવતનો નવમો માસ; the ninth month of the Vikram Samvat (era).

**અષ્ટ,** (વિ.) આઠ; eight: **–ક,** (ન.) આઠનો સમુદાય, કાવ્યની આઠ પંક્તિનો સમુદાય; a group or collection of eight, an octave: **–કોણ,** (પું.) આઠ ખૂણાવાળી આકૃતિ; a figure with eight angles, an octagon: **–કોણ,–કોણી,** (વિ.) આઠ ખૂણાવાળું; having eight angles: **–ધા,** (અ.) આઠ પ્રકારે; in eight ways: **–ધાતુ,** (સ્ત્રી.) આઠ મુખ્ય ધાતુઓ, સોનું, રૂપું, પારો, તાંબું, કથીર, પિત્તળ, સીસું અને લોઢું; eight chief metals, gold, silver, mercury, copper, tin, brass, lead and iron: **–પદ,** (પું.) કરોળિયો (આઠ પગ હોવાથી); a spider (being eight-footed): **–ભુ ,** (સ્ત્રી.) લક્ષ્મીદેવી (આઠ હાથ હોવાથી); the Goddess Lakshmi (being eight handed): **–મ,** (વિ.) આઠમું; eighth: **–મી,** (સ્ત્રી.) આઠમ; the eighth day of each of the fortnights of a Hindu month

**અષ્ટાંગ,** (ન.) શરીરનાં આઠેય અંગો; all the eight limbs of the body: (૨) (વિ.) આઠ અંગવાળું; having eight limbs.

**અસત,** (વિ.) અસ્તિત્વરહિત; non-existent: (૨) ખોટું, ખરાબ; untrue, bad, evil: (૩) કાલ્પનિક; imaginary, unreal: (૪) ભ્રામક; illusionary: (૫) (ન.) શૂન્ય; nothingness: (૬) ભ્રમ, અસત્ય; illusion, unreality, untruth.

**અસત્ય,** (વિ.) ખોટું, જૂઠું; false, untrue: (૨) કાલ્પનિક; imaginary, unreal: (૩) (ન.) જૂઠાણું; a lie, falsehood.

**અસબાબ,** (પું.) સરસામાન; movable worldly possessions, household goods, chattels.

**અસભ્ય,** (વિ.) અવિવેકી, અસંસ્કારી; impolite, uncivilised: (૨) ઉદ્ધત; rude: (૩) જંગલી; barbarous: (૪) ગામડિયું; rustic.

**અસમર્થ,** (વિ.) શક્તિ કે આવડત વિનાનું; incapable, incompetent: (૨) નબળું; weak.

**અસમાન,** (વિ.) સમાન નહિ એવું; unequal: (૨) સમતલ નહિ એવું; uneven, not level.

**અસર,** (સ્ત્રી.) પ્રભાવ; effect: (૨) ચિહ્ન; mark, sign: (૩) પરિણામ; consequence: (૪) છાપ; impression.

**અસલ,** (વિ.) મૂળ; original: (૨) પ્રાચીન; ancient: (૩) શુદ્ધ, નિર્ભેળ; pure, unadulterated: (૪) સાચું, ખરું; true, real: (૫) (અ.) પહેલાં; ago, before: **–નું,** (વિ.) અસલી, પ્રાચીન, મૂળ; ancient, original.

**અસહકાર,** (પું.) સહકાર કે સંબંધનો અભાવ; non-co-operation, absence of relations: **અસહકારી,** (વિ.) અસહકારને વરેલું; non-co-operative.

**અસહાય,** (વિ.) લાચાર; helpless: (૨) નિરાધાર; supportless, orphan.

**અસહિષ્ણુ,** (વિ.) સહનશક્તિરહિત; intolerant.

**અસહ્ય,** (વિ.) સહન ન થઈ શકે એવું; unbearable, untolerable: (૨) અત્યંત પીડાકારક; extremely grievous, painful.

**અસંખ્ય (અસંખ્યાત),** (વિ.) અગણિત; innumerable, countless.

**અસંગત,** (વિ.) મેળરહિત; inconsistent, inappropriate: (૨) વિરોધી તત્ત્વો અથવા ગુણવાળું; foreign: (૩) વિરોધી; contradictory: (૪) અયોગ્ય; improper.

**અસંતુષ્ટ,** (વિ) સંતોષરહિત; dissatisfied, discontented.

**અસંતોષ,** (પું.) સંતોષનો અભાવ; dissatisfaction, discontentment.

**અસંબદ્ધ,** (વિ.) સંબદ્ધ નહિ એવું; inconsistent, irrelevant, unrelated: (૨) અર્થહીન, meaningless: (૩) અયોગ્ય; improper.

**અસંભવ,** (પું.) અશક્યતા; impossibility: (૨) (વિ.) અશક્ય, impossible: **અસંભવિત,** (વિ.) અશક્ય; impossible.

**અસંમત,** (વિ.) સંમતિરહિત; disagreeing: (૨) અમાન્ય; unacceptable.

**અસંસ્કારી,** (વિ.) સંસ્કારહીન; uncivilised: (૨) અસભ્ય; impolite.

**અસાધારણ,** (વિ.) અદ્ભુત, અસામાન્ય; extraordinary, uncommon.

**અસાધ્ય,** (વિ.) પ્રાપ્ત ન થઈ શકે એવું; inattainable: (૨) સિદ્ધ ન થઈ શકે એવું; incapable of being fulfilled: (૩) નિવારણ ન થઈ શકે એવું (રોગ, ઇ.); incurable (disease, etc.).

**અસામાન્ય,** (વિ.) અદ્ભુત, અસાધારણ; extraordinary, uncommon.

**અસાર,** (વિ.) સત્વહીન; sapless, essenceless: (૨) લાભરહિત; profitless: (૩) નકામું, નિરર્થક; worthless, useless, futile, meaningless: (૪) નજીવું, તુચ્છ; insignificant.

**અસાવધ (અસાવધાન),** (વિ.) સાવચેતી વિનાનું, ગાફેલ; unaware, unwary, negligent, careless: (૨) (ભય, વગેરે સામે) પૂર્વતૈયારી વિનાનું; unprepared (against danger, etc)

**અસાંપ્રત,** (વિ.) પ્રાચીન; ancient: (૨) અનુચિત; improper.

**અસિ,** (સ્ત્રી.) તલવાર; a sword.

**અસિત,** (વિ.) કાળું; black: (૨) આસમાની; light blue.

**અસિદ્ધ,** (વિ.) અપૂર્ણ, અપ્રાપ્ત; incomplete, unattained, unfulfilled: (૨) સાબિત ન કરેલું કે થયેલું; unproved.

**અસીમ,** (વિ.) મર્યાદા કે હદરહિત; limitless, boundless: (૨) અનંત; endless, infinite.

**અસુખ,** (વિ.) અગવડ; discomfort: (૨) દુઃખ; misery, trouble: (૩) બેચેની; restlessness, uneasiness.

**અસુર,** (પું.) દાનવ, રાક્ષસ; a demon, a monster.

**અસૂયા,** (સ્ત્રી.) ઈર્ષા, અદેખાઈ; envy, jealousy: (૨) ક્રોધ; anger.
**અસૂરું,** (અ.) મોડું; late.
**અસ્ત,** (પું.) લોપ; disappearance: (૨) આથમવું તે; setting, sinking: (૩) મરણ; death: (૪) નાશ; destruction.
**અસ્તર,** (ન.) કપડાંનું અંદરનું પડ; inside lining of clothes.
**અસ્તવ્યસ્ત,** (વિ.) અવ્યવસ્થિત, છિન્ન-ભિન્ન; disorderly, helterskelter.
**અસ્તુ,** (અ.) 'જેવી તમારી ઇચ્છા', ભલે; as you wish, let it be so, amen.
**અસ્તેય,** (ન.) ચોરી ન કરવી તે; abstinence from theft.
**અસ્ત્ર,** (ન.) ફેંકી શકાય એવું હથિયાર (બાણ, વ.); હથિયાર; a missile (an arrow etc.); a weapon.
**અસ્ત્રો (અસ્તરો),** (પું.) વાળ કાઢવાનું ઓજાર; a razor.
**અસ્થાયી,** (વિ.) પરિવર્તનશીલ; changeable: (૨) ચલાયમાન, અસ્થિર; unstable, transitory: (૩) નાશવંત; perishable.
**અસ્થિ,** (ન.) હાડકું; a bone.
**અસ્થિર,** (વિ.) ચલાયમાન; unstable, transitory: (૨) પરિવર્તનશીલ; changeable, inconstant: (૩) ડગુમગુ; undecided, tottering: (૪) ચંચળ; sensitive: **-તા,** (સ્ત્રી.) સ્થિરતાનો અભાવ, અચોક્કસતા; unsteadiness, inconstancy, uncertainty.
**અસ્પષ્ટ,** (વિ.) સ્પષ્ટ નહિ એવું; indistinct, not clear: (૨) સંદિગ્ધ; ambiguous, vague.
**અસ્મિતા,** (સ્ત્રી.) અહંભાવ; vanity, pride: (૨) સ્વમાન, આત્મગૌરવ; self-respect, constructive pride for one's self.
**અસ્વચ્છ,** (વિ.) અશુદ્ધ; impure: (૨) મલિન; dirty.
**અસ્વસ્થ,** (વિ.) અશાંત; restless, uneasy: (૨) બીમાર; indisposed, sick.
**અસ્વાભાવિક,** (વિ.) અકુદરતી; unnatural: (૨) કૃત્રિમ; artificial.
**અસ્વીકાર,** (પું.) અંગીકારનો અભાવ; rejection, denial, non-acceptance.
**અહર્નિશ,** (અ.) સતત, દિનરાત; incessantly, day and night.
**અહં (અહમ્),** (સ.) હું; I: (૨) (પું.) અહંકાર; egoism, self-pride: **-કાર,** (પું.) ગર્વ; self-pride, arrogance, vanity: **-કારી,** (વિ.) અભિમાની; proud, vain: **-તા,** (સ્ત્રી.) **-ભાવ,** (પું.) અભિમાન; pride, vanity.
**અહિત,** (ન.) સુખનો અભાવ; absence of happiness: (૨) નુકસાન; injury.
**અહિંસક,** (વિ.) હિંસા ન કરે એવું; nonviolent: (૨) દયાળુ, પરોપકારી; compassionate, benevolent.
**અહિંસા,** (સ્ત્રી.) હિંસાનો અભાવ; nonviolence: (૨) દયા, પરોપકાર; compassion, benevolence.
**અહીં (અહીંયાં),** (અ.) આ સ્થળે; here, at this place: **-તહીં,** (અ.) આ અને તે સ્થળે; here and there.
**અહુણા(-ણાં),** (અ.) હમણાં; now.
**અહેતુક,** (વિ.) ઇરાદા વિનાનું, અકારણ; motiveless, causeless.
**અહો! (અહોહો!),** (ઉ.) આશ્ચર્ય, કરુણા, વ. દર્શાવનાર ઉદ્ગાર; oh!, an exclamation signifying surprise, compassion, etc.
**અહોનિશ(અહોરાત્ર),** (અ.) સતત, દિનરાત; incessantly, day and night.
**અહોભાવ,** (પું.) વિસ્મયનો ભાવ; sentiment of surprise: (૨) પ્રશંસા, વખાણ; praise.
**અળખામણું,** (વિ.) અપ્રિય; unpleasant: (૨) ઘૃણાત્મક; repulsive.
**અળગું,** (વિ.) જોડાયેલું નહિ એવું, અલગ; detached, separate: (૨) વિશિષ્ટ; peculiar: (૩) અસામાન્ય; uncommon.

અળશ,(સ્ત્રી.) કચરોપૂંજો; litter, refuse.
અળશી, (સ્ત્રી.) એક પ્રકારનું તેલી બી; a kind of oilseed, linseed: અળશિ-(સિ)યું,(ન.)અળશીનું તેલ; linseed oil.
અળસિયું, (ન.) એક પ્રકારનું દોરી જેવું જંતુ; a kind of string-like worm.
અળાઈ, (સ્ત્રી.) ગરમીથી ચામડી પર થતી ઝીણી ફોલ્લી; a small pimple on skin caused by heat; prickly heat.
અંક, (પું.) ચિહ્ન, આંકો; a mark, a cut, a notch: (૨) સંખ્યા, (સંખ્યાનો) આંકડો, a number, a numerical figure: (૩) કલંક, ડાઘો; blemish, a blot: (૪) ખોળો, lap: (૫) નાટકનો વિભાગ; an act of a drama: (૬) (સ્ત્રી.) આલિંગન; an embrace.
અંકિત, (વિ.) નિશાનીવાળું; marked: (૨) પ્રસિદ્ધ; famous: (૩) લેખિત; written: (૪) માન્ય કરેલું; approved.
અંકુર, (પું.) ફણગો; a sprout, an offshoot.
અંકુશ, (પું.) કાબૂ; control, restriction: (૨) હાથીને અંકુશમાં રાખવાનું મહાવતનું લોઢાનું સાધન; a rider's iron hook to control an elephant.
અંકોડો, (પું.) બન્ને છેડે વાળેલો સળિયો; a metal rod curved at both the ends: (૨) ધાતુનો આંકડો; a hook: (૩) સાંકળની કડી – આંકડો; a staple of a chain: અંકોડી, (સ્ત્રી.) નાનો આંકડો; a small hook.
અંકોલ, (પું.) ઔષધિ માટે ઉપયોગી વનસ્પતિ; a herb: અંકોલું, (ન.) અંકોલનું ફળ; its fruit.
અંગ, (ન.) શરીર, the body: (૨) અવયવ; a limb: (૩) ભાગ; a part, a member: (૪) શાખા; a branch: –ઉધાર, (વિ.) (અ.) કેવળ વિશ્વાસે ધીરેલું; lent only on credit, on credit: –કસરત, (સ્ત્રી.) વ્યાયામ; physical exercise.
અંગના, (સ્ત્રી.) સુંદર સ્ત્રી; a beautiful woman.
અંગરક્ષક, (પું.) વ્યક્તિના રક્ષણ માટેનો ચોકીદાર કે સૈનિક; a personal guard, a body-guard: અંગરક્ષા, (સ્ત્રી.) પોતાની જાતની રક્ષા; self-defence.
અંગરખું, (ન.) (–ખો), (પું.) કસવાળો લાંબો ડગલો; a long coat or upper garment with strings.
અંગરસ, (પું.) ફળનો નિર્ભેળ રસ; pure or unmixed fruit juice.
અંગાર (અંગારો), (પું.) સળગતો કોલસો; a burning coal: (૨) અગ્નિ; fire: (૩) બળતરા; burning pain: –ક, (પું.) મંગળગ્રહ; the planet Mars.
અંગારિયું, (વિ.) ભસ્મીભૂત; burnt to ashes.
અંગીકાર, (પું.) (અંગીકરણ), (ન.) સ્વીકાર; acceptance: અંગીકૃત, (વિ.) સ્વીકારેલું; accepted.
અંગુલ, (પું.) આંગળી; a finger: (૨) આંગળીની પહોળાઈ; breadth of a finger: (૩) પોણા ઈંચનું માપ; a measure of three fourth (¾) of an inch.
અંગુલિ(–લી), (સ્ત્રી.) આંગળી; a finger: –નિર્દેશ, (પું.) આંગળીથી બતાવવું તે; a finger-pointing, pointing out.
અંગૂછો, (પું.) શરીર લૂછવાનો કાપડનો કટકો; a towel, a napkin.
અંગૂઠી, (સ્ત્રી.) હાથની વીંટી; a finger ring: (૨) પગના અંગૂઠા માટેનું ઘરેણું; an ornament for the big toe: (૩) દરજીની આંગળીના રક્ષણ માટેની ખોળી; a thimble.
અંગૂઠો (અંગુષ્ઠ), (પું.) હાથ અથવા પગનું સૌથી જાડું આંગળું; a thumb, a big toe.
અંગૂર, (સ્ત્રી.) લીલી દ્રાક્ષ; a green grape.

**અંગ્રેજ**, (પું.) ઇંગ્લૅન્ડનો વતની; an inhabitant of England: **અંગ્રેજી**, (સ્ત્રી.) અંગ્રેજી ભાષા; the English language: (૩) (વિ.) અંગ્રેજોને લગતું; pertaining to the English people.

**અંઘોળ**, (ન.) સ્નાન; a bath: **–વું**, (અ. ક્રિ.) નાહવું; to bathe.

**અંજન**, (ન.) આંખમાં આંજવાનાં કાજળ, સુરમો, વ.; collyrium, eye-salve: **–શલાકા**, (સ્ત્રી.) સુરમો, વ. આંજવાની સળી; a fine rod for applying collyrium, etc.

**અંજલિ(–ળી)**, (સ્ત્રી.) ખોબો; the hollow formed by joining both the open palms: (૨) ખોબામાં સમાય તેટલું; quantity contained by that hollow: (૩) કદર તરીકે આપેલું માન; a tribute.

**અં મ**, (પું.) પરિણામ; result, consequence: (૨) અંત; an end.

**અંજીર**, (ન.) સૂકા મેવા તરીકે વપરાતું એક ફળ; a fig: **અંજીરી**, (સ્ત્રી.) અંજીરનું ઝાડ; a fig-tree.

**અંજુમન**, (ન.) મંડલ, સમાજ, જમાત; a union, society, community.

**અંટસ**, (પું.) અણબનાવ; bitter relation: (૨) વેર, દુશ્મનાવટ; enmity.

**અંડ**, (ન.) (નરના ગુહ્યાંગની) પેળ; a testicle: (૨) ઈંડું; an egg: **–કોષ, –કોશ**, (પું.) પેળની કોથળી; the testicle bag: **–જ**, (વિ.) ઈંડામાંથી જન્મેલું; born out of an egg: **અંડાકાર, અંડાકૃતિ**, (વિ.) ઈંડાના આકારનું, લંબગોળ; egg shaped, oval.

**અંત**, (પું.) સમાપ્તિ; completion: (૨) અંતિમ ભાગ; final part: (૩) છેડો; an end, extremity: (૪) હદ, સીમા; limit, boundary: (૫) પરિણામ; result: (૬) વિનાશ; destruction: (૭) મૃત્યુ; death: **–ક**, (પું.) મારો, ઘાતક; an executioner a killer: (૨) મૃત્યુ; death: (૩) યમ; the God of Death: **–કાલ, –કાળ**, (પું.) મૃત્યુનો સમય; the moment or time of death.

**અંતર**, (ન.) અંદરનો ભાગ; an internal part: (૨) મન; the mind: (૩) હૃદય; the heart: (૪) છેટું; distance: (૫) અવકાશ; space: (૬) તફાવત, ભેદ; difference, distinction.

**અંતરંગ**, (વિ.) પાસેનું; neighbouring, near: (૨) અંદરનું; internal: (૩) ગાઢ, આત્મીય; intimate: (૪) વિશ્વાસપાત્ર; trustworthy: (૫) (ન.) આંતરિક ભાગ; an internal part.

**અંતરાત્મા**, (પું.) હૃદયસ્થિત જીવાત્મા; the soul within the heart.

**અંતરાય**, (પું.) અડચણ; an obstacle, a hindrance, a hurdle: (૨) સંકટ, મુશ્કેલી; trouble, difficulty.

**અંતરિ(–રી)ક્ષ**, (ન.) આકાશ; the sky.

**અંતરિયાળ**, (અ.) અધવચ; in the middle: (૨) (વિ.) અનિશ્ચિત; indefinite, undecided: (૩) લટકતું; hanging.

**અંતર્જ્ઞાન**, (ન.) અંતરાત્માના સ્વરૂપનું ગૂઢ જ્ઞાન; intuition, knowledge of the internal soul.

**અંતર્ધાન**, (ન.) અદૃશ્ય થવું તે; disappearance.

**અંતર્નાદ**, (પું.) અંતરાત્મા તરફથી મળતું સહજ મૂક સૂચન; autosuggestion, intuition.

**અંતર્યા(–જા)મી**, (પું.) પરમાત્મા; the Supreme Being, God: (૨) (વિ.) દરેકના હૃદયની વાત જાણનારું; knowing the secrets of each one's heart.

**અંતિક**, (વિ.) નજીકનું, પાસેનું; near, neighbouring.

**અંતિમ**, (વિ.) છેલ્લું; last, final.

**અંતે**, (અ.) છેવટે; at last.

**અંતેવાસી**, (પું.) ગુરુની સાથે રહેતો શિષ્ય; a resident pupil: (૨) (વિ.) સાથે રહેતું; co-living.

**અંત્ય**, (વિ.) અંતિમ: last, final: **–જ**, (વિ.) અસ્પૃશ્ય મનાતી જાતિનું; belonging to a caste believed to be untouchable: (૩) (પું.) એવી જાતિની વ્યક્તિ; a person of such caste.

**અંદર**, (અ.) મહીં, માં: in, within, into, inside.

**અંદાજ**, (પું.) અટકળો; an estimate, an approximation: **–પત્ર, –પત્રક**, (પું.) (ન.) વાર્ષિક આવકજાવકના અંદાજનું લેખિત વિધાન, બજેટ; a budget.

**અંદાજી**, (વિ.) આશરે નક્કી કરેલું; estimated.

**અંદેશ(–શો)**, (પું.) વહેમ, સંદેહ; a doubt, a suspicion.

**અંધ**, (વિ.) આંધળું; blind: (૨) સમજરહિત; senseless: **–કાર**, (પું.) અંધારું; darkness.

**અંધાધૂંધી**, (સ્ત્રી.) અરાજકતા, સંપૂર્ણ અવ્યવસ્થા; anarchy, complete disorder, chaos.

**અંધાપો**, (પું.) આંધળાપણું; blindness.

**અંધાર**, (પું.) અંધારું; darkness.

**અંધારિયું**, (વિ.) અંધારાવાળું, dark: (૨) (ન.) કૃષ્ણપક્ષ; the dark half of a lunar month.

**અંધારું**, (ન.) અંધકાર, darkness: (૨) અવ્યવસ્થા, અંધેર; disorder, chaos: (૩) અજ્ઞાન; ignorance: (૪) (વિ.) અંધકારવાળું; dark.

**અંધેર**, (ન.) અરાજકતા; anarchy: (૨) સંપૂર્ણ અવ્યવસ્થા, chaos, complete disorder.

**અંબર**, (ન.) આકાશ; the sky: (૨) વસ્ત્ર; an apparel, a clothing: (૩) રેશમી સાડી; a silk sari: (૪) ઔષધ તરીકે ઉપયોગી એક સુગંધી પદાર્થ; a fragrant herb.

**અંબા**, (અંબિકા) (અંબાજી), (સ્ત્રી.) મા; mother: (૨) જગતજનની દુર્ગાદેવી; the goddess Durga, the Mother of all: (૩) મુખ્ય દેવીઓમાંની એક; one of the chief goddesses.

**અંબાડી**, (સ્ત્રી.) હાથી ઉપરની સુશોભિત પાલખી; a decorated litter on an elephant's back.

**અંબાર**, (પું.) ઢગલો; a heap, a pile: (૨) ભંડાર, a store, a hoard.

**અંબુ**, (ન.) પાણી; water: **–જ**, (વિ.) પાણીમાંથી જન્મેલું કે ઉપજેલું; born or produced from water: (૨) (ન.) કમળ; the lotus flower: (૩) ચંદ્ર; the moon: (૪) લક્ષ્મી; the goddess Lakshmi: **–દ, –ધર**, (પું.) વાદળ; a cloud: **–ધિ, –નિધિ**, (પું.) સમુદ્ર, મહાસાગર; a sea, an ocean.

**અંબોડો**, (પું.) સ્ત્રીના વાળનો માથા પાછળ બાંધવામાં આવતો બંધ; a knot of plaited hair of a woman at the back of the head.

**અંભ**, (ન.) પાણી; water: **અંભોજ**, (ન.) કમળ; the lotus flower.

**અંભોદ, અંભોધર**, (પું.) વાદળ; a cloud: **અંભોનિધિ**, (પું.) સમુદ્ર, મહાસાગર; a sea, an ocean.

**અંશ**, (પું.) ભાગ; a part, a portion: (૨) વર્તુળનો $\frac{1}{360}$ મો ભાગ; $\frac{1}{360}$th part of a circle: (૩) અપૂર્ણાંકમાં ઉપરનો અંક; the numerator of a fraction: (૪) ઉષ્ણતામાન માપવાનો એકમ; a degree (of temperature): **–ત**, (અ.) અમુક પ્રમાણમાં; partly, to some extent.

**અંશુ**, (ન.) કિરણ; a ray.

**અંશુક**, (ન.) બારીક અથવા રેશમી કપડું; a fine or silk apparel.

**અંશુમાન(–લી)**, (પું.) સૂર્ય; the sun.

**અંસ**, (પું.) ખભો; the shoulder.

## આ

**આ,** (પું.) સંસ્કૃત અને ગુજરાતી વર્ણમાળાનો બીજો અક્ષર; the second letter of the Sanskrit and Gujarati alphabets.

**આ,** (સ.) (વિ.) દર્શક સર્વનામ તથા વિશેષણ; a demonstrative pronoun and adjective, this.

**આઈ,** (સ્ત્રી.) મા; mother: (૨) દાદીમા; grand-mother: (૩) દેવી; a goddess.

**આકર,** (પું.) ખાણ; a mine: (૨) સમૂહ; a collection, a group.

**આકરણ,** (સ્ત્રી.) મોટા સાદે બોલાવવું તે; a loud call.

**આકરું,** (વિ.) સખત; hard: (૨) ઉગ્ર સ્વભાવવાળું; hot-tempered: (૩) અધીરું; impatient: (૪) મોઘું; high-priced, dear, costly: (૫) મુશ્કેલ; difficult.

**આકર્ષક,** (વિ.) ખેંચાણ કરે એવું; attractive: (૨) મોહક; tempting, fascinating, bewitching: **આકર્ષવું,** (સ. ક્રિ.) ખેંચવું; to attract: (૨) મોહ પમાડવો; to fascinate: **આકર્ષણ,** (ન.) ખેંચાણ, મોહ; attraction, fascination: **આકર્ષિત,** (વિ.) આકર્ષાયેલું, મોહ પામેલું; attracted, fascinated.

**આકલન,** (ન.) પકડવું અથવા ગ્રહણ કરવું તે, a seizing, a grasping: (૨) ગણવું તે; a counting: (૩) તપાસ; investigation: (૪) સંચય; accumulation.

**આકસ્મિક,** (વિ.) અણધાર્યું, ઓચિંતું; unexpected, accidental, sudden.

**આકળું,** (વિ.) ચીડિયું; peevish: (૨) ઉગ્ર સ્વભાવનું; hot tempered: (૩) અધીરું; impatient.

**આકાર,** (પું.) ઘાટ; shape, form: (૨) આકૃતિ; design, figure: (૩) મહેસૂલ; land-tax: (૪) જમાબંધી; assessment of land-tax: **આકારવું,** (સ. ક્રિ.) મૂલ્ય નક્કી કરવું; to fix the price of (૨) કરનું પ્રમાણ નક્કી કરવું; to assess the amount of a tax: (૩) અંદાજ કાઢવો; to estimate.

**આકાશ,** (ન.) શૂન્યાવકાશ; space: (૨) ગગન; the sky: **-કુસુમ,** (ન.) અસંભવિત કે અશક્ય બાબત; an impossibility: **-ગંગા,** (સ્ત્રી.) આકાશનો અસંખ્ય તેજસ્વી તારાઓનો પટ્ટો; the milky-way: **-વાણી,** (સ્ત્રી.) દેવવાણી; divine speech, an oracle: રેડિયોનું પ્રસારણ; radio broadcast: **આકાશી,** (વિ.) આકાશ અથવા સ્વર્ગને લગતું; pertaining to the sky or heaven: (૨) દૈવી, સ્વર્ગીય; divine, celestial, heavenly: **આકાશિયું,** (વિ.) કેવળ વરસાદ પર આધારિત (ખેતી); depending on rains only (crops): (૨) સિંચાઈની સગવડ વિનાનું; unirrigated.

**આકાંક્ષા,** (સ્ત્રી.) ઇચ્છા, આશા; desire, hope.

**આકુળવ્યાકુળ (આકળવિકળ),** (વિ.) મૂંઝાયેલું, ગભરાયેલું; perplexed, confused, confounded.

**આકૃતિ,** (સ્ત્રી.) આકાર; shape, form: (૨) પ્રતિમા; an image, a statue: (૩) રેખાકૃતિ; a diagram, a figure.

**આક્રમણ,** (ન.) હુમલો, ચડાઈ; an attack, an invasion, an aggression: **આક્રમક,** (વિ.) હુમલાખોર; aggressive, attacking, militant.

**આક્રંદ,** (ન.) રુદન; weeping: (૨) વિલાપ; wailing, lamentation.

**આક્રાંત,** (વિ.) જીતી લીધેલું; conquered, won: (૨) પગથી કચડેલું; trampled: (૩) ઘેરેલું; surrounded, besieged.

**આક્રોશ,** (પું.) શાપ, a curse: (૨) નિંદા; slander, abuse.

**આક્ષિપ્ત,** (વિ.) ફેંકેલું; thrown: (૨) ઝૂંટવી લીધેલું; snatched: (૩) મૂંઝાયેલું;

confused, perplexed: (૪) નિંદાયેલું; abused, slandered.

**આક્ષેપ,** (પુ.) આરોપ; accusation: (૨) વાંધો, વિરોધ; objection: (૩) અવરોધ; an obstacle, a hindrance: (૪) નિંદા; slander.

**આખડવું,** (અ. ક્રિ.) ભટકવું, રખડવું; to roam, to wander: (૨) કજિયો કરવો, લડવું; to quarrel, to fight: (૩) લથડવું; to stumble.

**આખડી,** (સ્ત્રી.) માનતા, બાધા; a religious vow.

**આખર (આખિર),** (સ્ત્રી.) અંત; the end: (૨) (અ.) અંતે; at last: **–ઘડી,** (સ્ત્રી.) મૃત્યુનો સમય; the moment or time of death: **આખરી,** (વિ.) છેલ્લું; last, final: **આખરે,** (અ.) છેવટે, લાચારીથી; at last, helplessly.

**આખરણ,** (ન.) દૂધ મેળવવા માટેનો પદાર્થ; a substance to curdle milk: **આખરવું,** (સ. ક્રિ.) દૂધ મેળવવું; to curdle milk.

**આખલો,** (પું.) સાંઢ; a bull: (૨) ખસી કર્યા વિનાનો બળદ; an uncastrated bull.

**આખળી,** (સ્ત્રી.) પથ્થર ઘડવાનું સ્થળ; a place where stones are moulded.

**આખેટ,** (પું.) શિકાર કરવો તે; hunting: (૨) (પું.) (વિ.) શિકાર કરનાર, a hunter, hunting: (૩) શિકારી કૂતરો; a hound.

**આખ્યા,** (સ્ત્રી.) નામ, a name, an appellation: (૨) પ્રતિષ્ઠા, કીર્તિ; fame, reputation: (૩) અટક; a surname: (૪) અફવા; a rumour: **–ત,** (વિ.) કહેલું; વર્ણવેલું; told, described, narrated: (૨) (વ્યા.) રૂપાખ્યાન થયેલો (શબ્દ); (gram.) declined or conjugated word: **–તા,** (પું.) કથાકાર, વર્ણન કરનાર; a narrator, a story-teller: **–ન,** (ન.) વૃત્તાંત કથા, વર્ણન; narration, a moral or religious story or description: **–યિકા,** (સ્ત્રી.) કથા, વર્ણન; a story, a narration: (૨) પ્રસંગકથા; an incidental story, an episode.

**આગ,** (સ્ત્રી.) અગ્નિ, દેવતા, fire: (૨) ઉગ્ર તડકો કે ગરમી; intense sunshine or heat: (૩) બળતરા; burning or scorching pain: (૪) ક્રોધાવેશ; rage: **–ગાડી,** (સ્ત્રી.) રેલગાડી; a railway train.

**આગતાસ્વાગતા,** (સ્ત્રી.) પરોણાચાકરી, આતિથ્ય; hospitality.

**આગબોટ,** (સ્ત્રી.) વરાળશક્તિથી ચાલતું જળયાન; a steamer, a steamship.

**આગમ,** (પું.) જન્મ; birth: (૨) આગમન; advent, arrival: (૩) (વ્યા.) પ્રત્યય; (gram.) an augment: (૪) મૂળ; origin, source: (૫) આવક; income: (૬) વૈદિક સાહિત્ય, ધર્મશાસ્ત્રો; the Vedic literature, sacred books: (૭) દસ્તાવેજ; a document.

**આગમચ (–જ),** (અ.) પહેલાં; અગાઉ; already, before (time), previously.

**આગમન,** (ન.) આવવું તે; advent, arrival.

**આગમનિગમ,** (ન.) વૈદિક સાહિત્ય, ધર્મશાસ્ત્રો; the Vedic literature, sacred books.

**આગરણ,** (સ્ત્રી.) લુહારની કોઢ; a smithy: (૨) લુહાર, સોની, વ.ની ભઠ્ઠી; a furnace of a blacksmith, goldsmith, etc.

**આગરવું,** (સ. ક્રિ.) પાટો બાંધવો; to bandage.

**આગરો,** (પું.) નાણાભીડ; shortage of money.

**આગલું,** (વિ.) આગળના ભાગમાં આવેલું; fore: (૨) પહેલાંનું; અગાઉનું; former previous.

**આગવું,** (વિ.) પોતાનું કે પોતાને માટેનું; for or belonging to one's self:

(૨) અલાયદું; exclusive, reserved for a person or purpose.

**આગ(-ગુ)વો,** (પું.) આગેવાન; a leader: (૨) ભોમિયો; a guide.

**આગળ,** (અ.) સામે, સન્મુખ; in front of: (૨) અગાડ઼; before: (૩) પાસે; near, beside: (૪) ભવિષ્યમાં; in future: **-પડતું,**(વિ.) જાહેરમાં મહત્ત્વનો ભાગ ભજવતું; leading: (૫) મોખરાનું; forward.

**આગળો (આગળિયો),** (પું.) બારણાનો ઉલાળો; a bolt of a door.

**આગંતુક,** (પું.) મહેમાન; a guest: (૨) ભિક્ષુક; a beggar. (૩) પ્રવાસી; a traveller: (૪) (વિ.) ઓચિંતું અથવા આમંત્રણ વિના આવેલું; having come unexpectedly or uninvited.

**આગા,** (પું.) શેઠ; a boss, a master: **-ખાન,** (પું.) ખોજાઓના ધર્મગુરુ; the religious head of the Khoja (a section of the muslims) community.

**આગામી (આગામિક),** (વિ.) ભવિષ્યે આવનારું કે થવાનું; ensuing, forthcoming, future.

**આગાર,** (ન.) ઘર, મકાન; a house, a dwelling, a building.

**આગાહી,** (સ્ત્રી.) ભવિષ્યવાણી; a prediction, a prophecy.

**આગિયું,** (વિ.) બળતું; burning: (૨) આગવાળું; fiery: (૩) ઉગ્ર સ્વભાવનું; hot-tempered: (૪) (ન.) અગ્નિપાત્ર; a vessel to keep fire.

**આગિયો(-ઓ),** (પું.) એક પ્રકારનું અંધારામાં ચળકતું પતંગિયું; a firefly, a glowworm: (૨) તેજસ્વી આકાશી પદાર્થ સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહ વગેરે; shining heavenly bodies, such as the sun, the moon, a star, a planet, etc.

**આગે,** (અ.) આગળ; forward: **-કદમ,** (ન.) **-કૂચ,** (સ્ત્રી.) આગળ પ્રયાણ; a forward march: (૨) વિકાસ, પ્રગતિ; development, progress: **-વાન,** (પું.) નેતા; a leader: **-વાની,** (સ્ત્રી.) નેતાગીરી; leadership.

**આગોતરું(-રૂ),** (વિ.) પ્રારંભનું; primary, initial: (૨) પ્રથમ; first: (૩) પહેલાનું; previous: (૪) પડોશનું, નજીકનું; neighbouring, near

**આગ્નેય,** (વિ.) અગ્નિ અથવા અગ્નિકોણને લગતું; relating to fire or to the south-east corner.

**આગ્રયણ,** (પું.) યજ્ઞનો સમય; time of a sacrifice: (૨) નવાં ધાન્ય, ફળ, વ. નો અર્પણવિધિ; ceremonious offering of new corn, fruits, etc.

**આગ્રહ,** (પું.) નિશ્ચય; determination: (૨) ખંત; perseverance, persistence: (૩) જીદ, હઠ; obstinacy: (૪) આગ્રહભરી વિનંતી; a strong request, entreaty: **આગ્રહી,** (વિ.) ખંતીલું, હઠીલું, persistent, obstinate.

**આઘાત,** (પું.) પ્રહાર; a blow, a stroke: (૨) ધડાકા સાથે અથડાવું તે; a loud collision: (૩) માનસિક આંચકો, ધ્રાસકો; a shock.

**આઘું,** (વિ.) છેટું, દૂર; distant, remote: (૨) (ક્રિ. વિ.) પાસે; near: **-એસવું,** (લા.) સ્ત્રીને રજોદર્શન થવું; a woman's coming to menses.

**આઘુંપાછું,** (વિ.) ભૂલથી સ્થાનફેર થયેલું; misplaced: (૨) ઉપજાવી કાઢેલું, ખરુંખોટું; fabricated, faked.

**આઘે,** (અ.) ઘણે દૂર; at a great distance, far away.

**આચકવું (આંચકવું),** (સ. ક્રિ) ઝપટ મારીને લઈ લેવું; to snatch, to take forcefully and quickly.

**આચકી (આંચકી),** (સ્ત્રી.) તાણ(એક રોગ); convulsions, fits: (૨) હેડકી; hiccup.

**આચકો, આંચકો,** (પું) ધક્કો; a pull, a dash: (૨) આનાકાની, ધ્રાસકો, hesitation, a shock.

**આચમન**, (ન.) ધાર્મિક વિધિ તરીકે જમણા હાથમાં રાખેલું પાણી પીવું તે; ceremonius drinking of water from the right palm: (૨) પાણી જેવા પ્રવાહીનો પ્રસાદ; water or liquid to be taken after being offered to a deity: **આચમની**, (સ્ત્રી) આચમન લેવાની ચમચી; a small spoon for a liquid offering.

**આચરકૂચર**, (ન.) પોષક નહિ એવો પરચૂરણ ખોરાક; unwholesome miscellaneous food: (૨) પરચૂરણ સામાન; miscellaneous (household) articles' (૩) (વિ.) પરચૂરણ; miscellaneous, sundry.

**આચરણ**, (ન) વર્તણૂક; conduct, behaviour: (૨) રૂઢિ; custom, practice: **આચરવું**, (અ. ક્રિ.) વર્તવું; to behave: (૩) (સ. ક્રિ.) કરવું; પાલન કરવું; to perform, to do, to observe.

**આચાર**, (પું) વર્તણૂક; behaviour: (૨) સદાચરણ; good behaviour: (૩) આચરણના નિયમો, code of conduct —**વિચાર**, (પુ. બ. વ) સારા વિચાર અને વર્તન; good thoughts and behaviour: (૨) આચરણ માટેના ધાર્મિક નિયમો અને રૂઢિઓ, religious rules of conduct and traditions' **આચારી**, (વિ) સારા વર્તનવાળું; well behaved: (૨) આચારવિચારનું પાલન કરનારું; observing the rules of conduct

**આચાર્ય**, (પુ.) આધ્યાત્મિક કે ધાર્મિક શિક્ષણ માટેનો ગુરુ; a preceptor, a spiritual or religious teacher or guide: (૨) વડો શિક્ષક, પ્રાધ્યાપક; a head-master, a principal: (૩) વિદ્વાન માણસ; a learned man.

**આચ્છાદન**, (ન.) ઢાંકણું; a cover: (૨) ઢાંકવું અથવા સંતાડવું તે; a covering or hiding: **આચ્છાદિત**, (વિ.) ઢંકાયેલું;

**ઓસ(-સા)વવું**, (સ. ક્રિ.) ચોખા, વ. રંધાઈ જાય એટલે વધારાનું પાણી કાઢી નાખવું; to remove remnant water from cooked rice, etc.: **ઓસવાવું**, (અ. ક્રિ.) બફાઈને રંધાવું; to be cooked by boiling: (૨) શોષણથી ઘટવું; to decrease or lessen because of absorption: (૩) લાચારીથી મનમાં દુ:ખ થવું; to be grieved because of helplessness: (૪) સંકોચ થવો, શરમાવું; to hesitate, to be shy or ashamed: (૫) ગભરાવું, મૂંઝાવું; to be confused or puzzled.

**ઓસામણ**, (ન.) ઓસાવવાથી નીકળેલું પાણી; remnant water after rice, etc. is cooked: (૨) કઠોળના પ્રવાહી સત્ત્વની એક તેજાના યુક્ત વાની; a spiced dish of liquid essence of pulses.

**ઓસાર**, (પું.) દીવાલની જાડાઈ; *thickness* of a wall: (૨) રક્ષણ; shelter: (૩) આશરો, મદદ; refuge, help.

**ઓસાર**, (પું.) ઓટ; an ebb, a recession: (૨) ઘટાડો, a decrease, a loss: (૩) પાછા હઠવું તે, પીછેહઠ; a going back, a retreat: (૪) બાયલાપણું; cowardice: (૫) ભય, નબળાઈ; fear, weakness: (૬) બીકણપણું; timidity: (૭) દૂર કરવું કે ખસેડવું તે; removal.

**ઓહિયાં(ઓઇયાં)**, (ન.) ઓડકાર; a belching: (૨) ઓડકારનો અવાજ; sound of belching: (૩) દગાથી મેળવવું કે પચાવી પાડવું તે; a fraudulent gain.

**ઓળ**, (સ્ત્રી.) પંક્તિ, હાર; a line, a row: (૨) દરજ્જો; status, a rank: (૩) વર્ગ; a class: (૪) શ્રેણી; a series: (૫) શેરી, ગલી; a street, a lane: (૬) નદીમુખ પાસેનો તણાઈ આવેલો કાદવ; slit carried on to the mouth of a river: (૭) જીભ પર જામતો ચીકણો પદાર્થ; sticky substance deposited on the tongue.

**ઓળખ**, (સ્ત્રી.) ઓળખાણ, પરિચય; acquaintance: (૨) ઓળખવાનું ચિહ્ન; a sign or mark for recognising: (૩) અટક; a surname, a familyname: **-પત્ર**, (ન.) પરિચય કરાવવા માટેનો પત્ર; a letter of introduction: (૨) અમુક જ વ્યક્તિ છે એવું વ્યક્તિના ફોટોગ્રાફવાળું (સરકારી) પ્રમાણપત્ર; an identity card: **ઓળખવું**, (સ. ક્રિ.) જાણવું; to know: (૨) પિછાનવું; to *recognise*: **ઓળખાણ**, (સ્ત્રી.) (ન) પરિચય; acquaintance: (૨) સામાજિક સંબંધ; a social relation: (૩) પિછાન; recognition: (૪) પરિચય કરાવવો તે; an introduction: (૫) ઓળખવાનું ચિહ્ન; a sign or mark for recognising: **ઓળખીતું**, (વિ.) પરિચિત, જાણીતું; acquainted, familiar known: (૨) સામાજિક સંબંધવાળું; *socially related*.

**ઓળઘોળ**, (અ.) (વિ.) રોગ, ભૂતપ્રેત, વ ની અસરથી મુક્ત થવા માથેથી ઉતારીને ફેંકી દીધેલું; thrown away after turning round the head with a view to escaping from disease or evil effect of ghosts, etc.

**ઓળપો, (ઓળિપો-ઓરપો)**, (પું) લીંપણની આકળીઓની ઊભી હાર; a vertical line of *ripples* or waves made on a house floor or wall covered with cow-dung, etc.

**ઓળવવું**, (સ. ક્રિ.) પચાવી પાડવું; to usurp, to encroach: (૨) દગાથી લઈ લેવું; to take fraudulently: (૩) છુપાવવું; to hide, to conceal.

**ઓળવું**, (સ. ક્રિ) (વાળ, વ.) દાંતિયા કે કાંસકીથી વ્યવસ્થિત કરવું; to comb, to dress (hair).

**ઓળંગવું**, (સ. ક્રિ.) પાર કરવું; to cross over: (૨) એક છેડેથી બીજા છેડા પર જવું; to cross from one end to the

other: (૩) કૂદી કે વટાવી જવું; to jump or pass over: (૪) ઉલ્લંઘવું, અવગણવું; to disregard to disobey.

**ઓળંબો**, (પું.) ચણતરકામનાં સ્તર, દિશા, વ. ચકાસવા માટેનું કડિયાનું ઓજાર; a mason's plumb-line or plummet.

**ઓળંભો**, (પું.) ઠપકો, an upbraiding, a reproach, a rebuke: (૨) ઠઠ્ઠો કે મશ્કરી; a ridicule: (૩) ફરિયાદ; a complaint: (૪) ભૂતપ્રેતનો પડછાયો; shadow of an evil spirit.

**ઓળા**, (પું. બ. વ.) ચણાના લીલા પોપટા; green pods of gram: (૨) એવા શેકેલા પોપટા; such baked or roasted pods.

**ઓળાયો**, (પું.) (રકમની) પૂર્ણતાસૂચક અર્ધચંદ્રાકાર ચિહ્ન ઉદા. ૫); a kind of punctuation sign used at the end of an integer figure.

**ઓળાં(-ળં)ડવું**, (સ. ક્રિ.) કૂદીને કે ઓળંગીને જવું; to jump or cross over.

**ઓળાં(-ળ)સવું**, (સ. ક્રિ.) ચોળવું, to rub: (૨) માલિસ કરવી; to massage: (૩) પ્રશંસા કે સ્તુતિ કરવાં, to eulogize, to praise: (૪) ખુશામત કરવી; to flatter: (૫) સંતોષવું; to gratify.

**ઓળિયાપટ્ટી**, (સ્ત્રી.) બરાબર બેસાડવા માટે બૂચ, વ.ની ફરતી વીંટેલી પટ્ટી; a strip wrapped round a cork, etc. so as to set it tightly.

**ઓળિયું**, (ન.) લખાણવાળા લાંબા કાગળનું ભૂંગળું; a scroll: (૨) પંચાંગ; an almanac: (૩) ટીપણું; an almanac in the form of a scroll: (૪) હિસાબનું સરવૈયું, a balance sheet.

**ઓળેઘોળે**, (અ.) મુક્ત કે છૂટે હાથે (આપવું તે); freely, abundantly, liberally, generously (gift, etc.).

**ઓળો**, (પું.) પડછાયો; a shadow: (૨) આશ્રય, રક્ષણ; refuge, shelter, protection: (૩) અલ્પ સ્પર્શ કે સંબંધ; a slight or little touch or relation.

**ઓંતાવું**, (અ. ક્રિ.) ઋતુના ફેરફારથી (લાકડું, વ. ના) કદમાં અલ્પ ફેરફાર થવો; to be changed a little (of wood, etc.) in size because of the change of season: (૨) ક્રરડાવું, મરડાવું; to be twisted.

# ઔ

**ઔ**, (પું.) સંસ્કૃત વર્ણમાળાનો તેરમો અને ગુજરાતી વર્ણમાળાનો અગિયારમો અક્ષર; the thirteenth letter of the Sanskrit alphabet and the eleventh of the Gujarati alphabet.

**ઔચિત્ય**, (ન.) યોગ્યતા, ઉચિતપણું; propriety, justification, desirability appropriateness.

**ઔજ્જ્વલ્ય**, (ન.) ઉજ્જ્વલતા; brightness: (૨) શુભ પ્રતિષ્ઠા; good-reputation: (૩) પ્રકાશ, તેજ; light, lustre

**ઔત્સુક્ય**, (ન.) આતુરતા, ઉત્સુકતા, ઉમંગ, હોંશ; eagerness, zeal, enthusiasm, willingness: (૨) અધીરાઈ; impatience.

**ઔદારિક**, (વિ.) પેટને લગતું; pertaining to the belly or the stomach: (૨) ખાઉધરું, અકરાંતિયું; gluttonous, voracious.

**ઔદાર્ય**, (ન.) ઉદારતા, હૃદયની વિશાળતા; liberality, large heartedness.

**ઔદાસીન્ય**, (ન.) બેપરવાઈ; indifference, carelessness: (૨) ઇચ્છાનો અભાવ; absence of desire, apathy: (૨) વિષાદ, શોક, ખિન્નતા; sorrow, sadness, gloom, dejection.

**ઔદીચ્ય(-ચ)**, (વિ.) ઉત્તર દિશા તરફનું; northern: (૨) (પું.) એ પેટા-જ્ઞાતિનો બ્રાહ્મણ; a sub-caste Brahmin.

**ઔપચારિક**, (વિ.) ઇલાજ કે ઉપચારને લગતું; pertaining to remedies or cures, remedial: (૨) શિષ્ટાચાર કે વિધિ પૂરતું જ; formal or conventional, not true but artificial.

**ઔરસ(-સ્ય)**, લગ્નગ્રંથિથી જોડાયેલા મા-બાપથી જન્મ પામેલું; born of wedded parents, legitimate: (૨) વારસા માટે કાયદેસર હકદાર; legitimate, having the right to legacy.

**ઔષધ**, (ન.) ઓસડ, દવા; a drug, a medicine: (૨) ઇલાજ; a cure, a remedy: **ઔષધાલય**, (ન.) દવાખાનું; a dispensary, a hospital: (૨) દવાઓ બનાવવાનું કારખાનું; a pharmacy: **ઔષધિ, ઔષધી**, (સ્ત્રી.) ઔષધ; a drug or medicine: (૨) ઔષધ તરીકે ઉપયોગી વનસ્પતિ; a herb.

**ઔ(-ઓ)ષ્ઠ્ય**, (વિ.) હોઠને લગતું; pertaining to the lips: (૨) હોઠની મદદથી ઉચ્ચાર થતો હોય એવો વ્યંજન (પ, ફ, વગેરે); labial.

**ઔદ્યોગિક**, (વિ.) ઉદ્યોગને લગતું; industrial.

## ક

**ક**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો પહેલો વ્યંજન; the first consonant of the Gujarati alphabet: (૨) નાલાયક, અયોગ્ય એવા અર્થનો પૂર્વગ; a prefix, implying 'unfit, unsuitable, improper', etc.: નામ કે વિશેષણને છેડે અલ્પતા વ. દર્શાવે છે.

**કઅવસર**, (પું.) અયોગ્ય વેળા કે સમય; improper time: (૨) ખરાબ પ્રસંગ કે અવસર; a bad event or occasion.

**કઋતુ**, (સ્ત્રી.) ખરાબ હવામાન; bad weather: (૨) ખરાબ હવામાનવાળી ઋતુ; a season with bad weather: (૩) બિનમોસમી સમય; unseasonal time.

**કકડતું**, (વિ.) ઊકળતું; boiling: (૨) સફાઈદાર, કરચલી વિનાનું (વસ્ત્ર.); tip-top and wrinkleless (garment): (૩) ઉગ્ર (ઠંડી); intense or piercing (cold).

**કકડાટ**, (પું.) કડાક અથવા કડકડ એવો અવાજ; a thundering or rolling sound: (૨) (અ.) સપાટાથી, ઝપાટાથી; sweepingly, with a sharp sweep, quickly: (૩) સતત, અવિરતપણે; incessantly, fluently, without stopping or resting.

**કકડીને**, (અ.) અત્યંત, ઉગ્ર રીતે (ભૂખ, લાગવી, વ.); intensely (hungry).

**કકડો**, (પું.) ટુકરો; a small piece, a small detached part, a bit, a fragment: **કકડી**, (સ્ત્રી.) અત્યંત નાનો ટુકડો; a very small bit.

**કકરું**, (વિ.) ખરબચડું, લીસું નહિ; rough, not smooth, coarse, unpolished: (૨) ઊંચીનીચી સપાટીવાળું; of an uneven surface: (૩) ગરમ સ્વભાવનું; hot-tempered.

**કકળવું**, (અ. ક્રિ.) કચવાટ કરવો; to grumble: (૨) કલ્પાંત કરવું; to lament, to mourn. to wail: (૩) બબડવું; to murmur, to speak indistinctly: (૪) ઊકળવું; to boil.

**કકળાટ**, (પું.) બૂમરાણ; uproar, rowdyism: (૨) અશાંતિ, ખલેલ; disturbance: (૩) ક્લેશ, કજિયો; strife, quarrel: (૪) રડારોળ; loud lamentation or wailing: **કકળાટિયું**, (વિ.) કજિયાખોર, ખલેલ કરે એવું; quarrelsome, disturbing: (૨) કચવાટ કરતું; grumbling.

**કક્કો**, (પું.) 'ક' અક્ષર; the letter 'ક'; (k): (૨) મૂળાક્ષર; alphabet: (૩) પ્રાથમિક જ્ઞાન; elementary or primary knowledge: **કક્કાવારી**, (સ્ત્રી.) મૂળાક્ષરોનો ક્રમ; alphabetical order.

**કક્ષ,** (પું.) બગલ; the armpit: (૨) બાજુ, પાસું, પડખું; a side or flank.

**કક્ષા,** (સ્ત્રી.) ગ્રહનો ભ્રમણમાર્ગ; a planet's orbit: (૨) કોઈ પણ નિશ્ચિત ભ્રમણમાર્ગ; an orbit: (૩) શ્રેણી, તબક્કો; a series, a phase, a stage: (૪) સ્થિતિ; condition: (૫) પડખું; flank or side (of the body): (૬) કેડ; the waist: (૭) મુખ્ય યા અંગત ખંડ કે ઓરડો; a drawing or a private room.

**કખવા,** (પું.) બગલમાં થતી ગાંઠ; a tumour in the armpit.

**કગરવું,** (અ. ક્રિ.) જુઓ **કરગરવું.**

**કચ,** (પું.) માથાના વાળ; hair on the head: (૨) ચોટલો; braid: (૩) બૃહસ્પતિનો પુત્ર; son of Brihaspati.

**કચકચ,** (સ્ત્રી.) નકામી કંટાળાજનક વાત કે ચર્ચા, માથાકૂટ; useless and tedious or boring talk or discussion: (૨) કજિયો, તકરાર; a quarrel, strife: **–વું,** (અ. ક્રિ.) કચકચ કરવી; to indulge in tedious or useless talk, to quarrel, to grumble: **કચકચાટ,** (પું.) કચકચ કે માથાકૂટ કરવી તે; the act of talking disgustingly or quarrelling: **કચકચાવવું,** (સ. ક્રિ.) જોરથી બાંધવું; to fasten or bind tightly or fast: (૨) ત્રાસ આપવો, હેરાન કરવું; to annoy, to tease, to trouble, to harass: (૩) દાંતથી અવાજ કરવો; to gnash: **કચકચિયું,** (વિ.) કજિયાખોર, ત્રાસજનક વાતો કરનારું; quarrelsome, apt to indulge into tedious talk.

**કચકડું,** (ન) કાચબાની પીઠ પરની ઢાલ; the shell or hard covering of the back of a tortoise: (૨) પ્લાસ્ટિક કે અબરખ જેવો એક પદાર્થ; celluloid.

**કચડાકચડી,** (સ્ત્રી.) કચડાવાથી ઈજા થાય એવી સખત ભીડ; a dense crowd in which people are likely to be injured because of crushing.

**કચરપચર,** (વિ) રાંધ્યા વિનાનું, કાચું કોરું; uncooked (food).

**કચર(–ડ)વું,** (સ. ક્રિ) ચગદવું; to trample, to crush: (૨) ખાંડવું, કૂટવું; to pound, to turn into powder with a pestle.

**કચરાકચરી,** (સ્ત્રી.) જુઓ **કચડાકચડી.**

**કચરાપટ્ટી,** (સ્ત્રી.) કચરો, પૂંજો; rubbish; (૨) નકામો સામાન કે ભંગાર; useless articles, debris.

**કચરાપેટી,** (સ્ત્રી.) કચરો નાખવાની પેટી; a dust-bin.

**કચરો,** (પું.) ધૂળ, નકામી કે ગંદી વસ્તુઓ; dust, dirt, useless or dirty things, garbage: (૨) પૂંજો; rubbish: (૩) કાદવ; mud.

**કચવાટ,** (પું.) અસંતોષથી ગણગણવું તે; grumbling: (૨) અસંતોષ; dissatisfaction, discontentment: (૩) વસવસો; uneasiness because of failure or dissatisfaction: (૪) માથાકૂટ; useless tedious or boring talk or discussion: (૫) ખલેલ, અશાંતિ; uneasiness disturbance: (૬) અણબનાવ; bitterness in relations: **કચવાવવું, કચવવું,** (સ. ક્રિ.) મન દુભાવવું; to cause to grieve: (૨) કચવાય એમ કરવું; to cause to grumble: **કચવાવું,** (અ ક્રિ.) અસંતોષથી ગણગણવું; to grumble: (૨) વિષાદ થવો; to be grieved: (૩) મૂંઝાવું; to be perplexed or confused.

**કચાકચ,** (સ્ત્રી.) જુઓ **કચકચ.**: (૨) કાપવાથી કે કતલ કરવાથી થતો અવાજ; the sound produced by cutting or slaughtering: (૩) (અ.) ઝપાટાબંધ, સતત (કાપવું, કતલ કરવી તે); inces-

sently, speedily (cutting-slaughtering, etc.).

**ક્ચાટ,** (પું.) (સ્ત્રી.) જુઓ **ક્ચક્ચ :** (૨) જીદ; obstinacy, stubornness: (૩) મૂંઝવણ; perplexity, confusion: (૪) અશાંતિ, ખલેલ; disturbance: (૫) કચવાટ; grumbling, dissatisfaction, tedious, useless or boring talk.

**ક્ચાશ,** (સ્ત્રી.) કાચાપણું; unripeness: (૨) અપૂર્ણતા; imperfection: (૩) ખામી, ન્યૂનતા; a deficiency, a drawback, a defect, a want, a lack.

**ક્ચુંબર,** (સ્ત્રી.) (ન.) જુદી જુદી વસ્તુઓની ઝીણી કકડીઓનું મિશ્રણ (ખાસ કરીને કાચાં શાકભાજીનું); a mixture of small pieces of different things (esp. raw vegetables): (૨) મિશ્રણ; a mixture: (૩) પરચૂરણ ચીજવસ્તુઓ; miscellaneous things.

**ક્ચૂકો,** (પું.) આંબલીનું બી અથવા ઠળિયો; a tamarind seed.

**ક્ચૂમર,** (સ્ત્રી.) જુઓ **ક્ચુંબર.**

**ક્ચેરી,** (સ્ત્રી.) કાર્યાલય, an office: (૨) દીવાનખાનું; a drawing room.

**ક્ચોરી,** (સ્ત્રી.) એક તળેલી વાની; a fried article of food.

**ક્ચોળું(-ળું),** (ન.) માથાનું તેલ, વ. રાખવા માટેનું કંકાવટી જેવું પ્યાલું; a small cup with a stand for keeping hair-oil, etc.

**ક્ચ્ચરઘાણ,** (પું.) સદંતર છૂંદાવું કે કચરાવું તે; total crushing or trampling: (૨) સંપૂર્ણ વિનાશ કે પાયમાલી; total destruction, or annihilation.

**ક્ચ્ચાંબચ્ચાં,** (ન. બ. વ) છોકરાંછૈયાં, પોતાનાં બાળકો; one's own children: (૨) બાળકો; children.

**ક્ચ્છ,** (પું.) કછોટો; a loose end of the lower garment tucked behind the waist: (૨) લંગોટ; a strip of cloth so worn (by males) as an undermost garment, a loin cloth: (૩) નદી કે સમુદ્રનો કિનારો; a river bank, a coast: (૪) કિનારા પરનો પ્રદેશ; a coastal region: (૫) કાચબો; a tortoise: (૬) સૌરાષ્ટ્રની ઉત્તરે આવેલો એ નામનો પ્રાંત; a province, so named in the north of Saurashtra.

**ક્ચ્છપ,** (પું.) કાચબો; a tortoise.

**ક્ચ્છો,** (પું.) જુઓ **ક્ચ્છ** (૧) અને (૨).

**કછોટો,** (પું.) જુઓ **ક્ચ્છ** (૧) અને (૨).

**કછોટી,** (સ્ત્રી.) લંગોટી, કચ્છ; a piece of cloth worn by males as an under garment round the waist with the loose end passing between the thighs and tucked behind, a loin-cloth: **-બંધ,** (વિ.) સંપૂર્ણ કે જીવનભર બ્રહ્મચર્ય પાળનારું; perfect or life-long celibate: **વજ્રકછોટો,** (પું.) અખંડબ્રહ્મચર્ય પાળવાનું વ્રત; a vow to observe perfect and lifelong celibacy.

**કછોરુ(-રું),** (ન.) નઠારું સંતાન; a bad or wicked or a spoilt child.

**કજ(-જ્જ)લી,** (સ્ત્રી.) ગંધક અને પારાનું મિશ્રણ; a mixture of sulphur and mercury.

**કજળ(-ળા)વું,** (અ. ક્રિ.) (અંગારાનું) રાખથી ઢંકાવું; to be covered with ashes (of a live piece of fuel or coal): (૨) ઓલવાવું; to be put out, to be extinguished.

**કજા,** (સ્ત્રી.) નસીબ, ભાગ્ય; fate, fortune: (૨) દુર્ભાગ્ય; misfortune: (૩) આફત; calamity, trouble: (૪) નુકસાન, ખોટ; harm, loss: (૫) મૃત્યુ; death: (૬) યુક્તિપ્રયુક્તિ; a device, a

trick: —ગરું, (વિ.) હાનિકારક; harmful: (૨) મૃત્યુકારક; deadly, fatal: —ગરુ, (વિ.) યુક્તિબાજ; tricky, skilled.

**કજાત**, (વિ.) નીચ કુટુંબનું; of an ignoble or low family: (૨) હલકટ, નીચ; malignant, mean.

**કજાતરજા**, (સ્ત્રી.) દુર્ભાગ્ય; misfortune: (૨) દૈવી પ્રકોપ; divine wrath: (૩) આફત; disaster: (૪) મૃત્યુ; death.

**કજિયાખોર**, (વિ.) કજિયા કે અણબનાવ કરાવનાર; quarrelsome, fond of creating strife or enmity: **કજિયાળું**, (વિ.) હંમેશાં કજિયા કરનારું; always quarrelling: **કજિયાદલાલ**, (પું.) વકીલનો દલાલ; a pleader's broker or agent: (૨) કજિયા થાય એવી પ્રવૃત્તિ કરનાર માણસ; one who instigates quarrels: (૩) કજિયામાં મધ્યસ્થી બનીને કમાનાર માણસ; one who earns by acting as an arbitrator between quarrelling parties.

**કજિયો**, (પું.) તકરાર; a quarrel, a strife: (૨) કંકાસ, ક્લેશ; bitter relation, discord: (૩) ટંટો; a dispute.

**કજોડું**, (ન.) રૂપ, ગુણ, વય, વ.માં અસમાન જોડું (પતિપત્નીનું); an unfit match or couple (wife and husband).

**કજ્જ**, (ન.) કામ, કાર્ય; a work, an undertaking.

**કજ્જલ**, (ન.) કાજળ; collyrium: (૨) મેશ; soot.

**કટ**, (સ્ત્રી.) કેડ, કટિ; waist: (૨) ઘાસની સાદડી, સાથરો; a mattress of grass: (૩) કંકણ; a bracelet, a bangle: (૪) સંબંધનો વિચ્છેદ; break of relation or friendship.

**કટ**, (અ.) તરત જ, ઝપાટામાં; at once, abruptly.

**કટ**, (પું.) કાપીને યોગ્ય આકાર આપવાની રીત (કપડાં, વ.); mode of shaping properly by cutting: (૨) કાપ, કાપો; a cut, a slit.

**કટક**, (ન.) લશ્કર, સૈન્ય; an army: (૨) સશસ્ત્ર હુમલાખોરોનું ટોળું; a horde of armed attackers or invaders: (૩) લશ્કરી છાવણી; a military camp: (૪) કોટલું; a shell: (૫) કંકણ; a bracelet, a bangle: (૬) પર્વતની ધાર; a sharp side or ridge of a mountain: (૭) ઘર, રહેઠાણ; a house, a dwelling: (૮) ઉચ્ચ પ્રદેશ; a table-land.

**કટકટ**, (સ્ત્રી.) કર્કશ અવાજ; harsh, tedious noise: (૨) ખોટી રીતે દોષ કાઢવા કે ટોકવું તે; unnecessary fault finding or reproaching: (૩) કજિયો; a quarrel, a dispute: (૪) (અ.) ઝડપથી; speedily: **કટકટાટ**, **કટકટારો**, (પું.) ટકટક કરવી તે, કચવાટ; unnecessary fault finding, grumbling: (૨) કર્કશ અવાજ; harsh or hoarse noise: **કટકટાવવું**, (સ. ક્રિ.) દાંત કચકડવા; to gnash, to grind teeth: **કટકટિયું**, (વિ.) કજિયાખોર; grumbling, quarrelsome: (૨) ટકટક કરનારું; unnecessarily fault-finding: (૩) ખલેલ કરનારું, કર્કશ અવાજ કરનારું; disturbing, making harsh noise.

**કટકણું**, (વિ.) બરડ, બટકણું; brittle, apt to break.

**કટકબટક**, (ન.) બચકું ભરીને ખવાય એવો ખોરાકનો ટુકડો; a piece of food eaten with a bite: (૨) થોડો ખોરાક; a small quantity of food: (૩) અલ્પાહાર; a breakfast.

**કટકિયું**, (વિ.) બરડ, બટકણું; brittle, breakable.

**કટકિયું**, (ન.) છાપરું; a roof: (૨) મેડો, માળ; a storey.

**કટકિયું**, (વિ.) આક્રમક; aggressive: (૨) લશ્કરી; military: **કટકિયો**, (પું.) સૈનિક, આક્રમણ કરનાર; a soldier, a warrior, an aggressor.

**કટકો**, (પું.) ટુકડો; a piece, a bit, a fragment: **કટકી**, (સ્ત્રી.) નાનો ટુકડો; a small piece or bit.

**કટાક્ષ**, (પું.) (ન.) પ્રેમ કે ક્રોધ, ધમકી, વ સૂચક વક્રદૃષ્ટિ; a glance or a steady side look signifying love, anger or a threat: (૨) વક્રોક્તિ; a satire, sarcasm: (૩) મહેણું; a taunt.

**કટાણું**, (વિ.) કટાયેલું; rusted, rusty: (૨) ઘૃણાત્મક કે કંટાળો વ્યક્ત કરતું (ચહેરાનો ભાવ); expressing contempt, displeasure or tedium: (૩) (ન.) અયોગ્ય સમય કે અશુભ પ્રસંગ; improper time or inauspicious or sad occasion.

**કટાર**, (સ્ત્રી.) વર્તમાનપત્રનું કોલમ; a column of a newspaper.

**કટાર(-રી)**, (સ્ત્રી.) બેધારો જમૈયો; a dagger, a poniard.

**કટાવું**, (અ. ક્રિ.) કાટ ચડવો; to be rusted.

**કટાસણું**, (ન.) ઘાસ કે ઊનનું નાનું આસન; a small mattress or carpet made of grass or wool.

**કટાહ**, (પું.) કાચબાની ઢાલ; the shield or shell of a tortoise: (૨) (સ્ત્રી.) તળવાની પેણી કે તવી; a frying-pan.

**કટિ(-ટી)**, (સ્ત્રી.) કેડ; the waist, the loins: **-બદ્ધ**, (વિ.) તૈયાર, સજ્જ, કેડ બાંધીને કામ કરવા ઉત્સુક; ready, willing, equipped, ready or zealous to act with girded loins: **-બંધ**, (પું.) કમરપટ્ટો; a girdle, a belt round the loins: (૨) ભિન્ન આબોહવાવાળા પૃથ્વીના વિભાગોમાંનો એક; a climatic zone of the earth: **-મેખલા**, (સ્ત્રી.) કંદોરો; an ornament for the waist: (૨) કમરપટ્ટો; a girdle: **-શૂળ**, (ન.) કેડનો દુખાવો; pain in the waist: **-સ્નાન**, (ન.) કુદરતી ઉપચાર તરીકે કેડનો ભાગ પાણીમાં રાખીને બેસવું તે; a waist bath as a nature cure.

**કટુ**, (વિ.) કડવું; bitter: (૨) તીખું; sharp, pungent: (૩) અપ્રિય; offensive.

**કટેશ(-સ)રી**, (સ્ત્રી.) (ન) માળા, હાર; a necklace.

**કટોકટી**, (સ્ત્રી.) અત્યંત કપરી પરિસ્થિતિ, નિર્ણાયક ઘડી કે સમય; a crisis, a decisive time or moment.

**કટોરો**, (પું.) મોટો પ્યાલો, વાડકો; a bowl, a big cup: **કટોરી**, (સ્ત્રી.) નાનો પ્યાલો, વાડકી; a small bowl or cup.

**કટ્ટર (કટ્ટું)**, (વિ.) ચુસ્ત; strongly, adamently or ardently inclined, die-hard: (૨) અસમાધાનકારક; uncompromising: (૩) ઉગ્ર; intense: (૪) જીવલેણ; fatal: (૫) મરણિયું; desperate.

**કટ્ટા(-ટ્ટી)**, (સ્ત્રી.) સંબંધ અથવા દોસ્તીનો વિચ્છેદ; cutting down or break of relation or friendship.

**કઠ**, (સ્ત્રી) બફારો, ઘામ; sultriness, perspiration: (૨) મૂંઝવણ; perplexity, anxiety: (૩) આંતરિક પીડા; internal pain: (૪) ખૂંચવું તે; pinching: (૫) ઘેરી મુશ્કેલી, કઠણાઈ; a grave difficulty, a hardship.

**કઠણ**, (વિ.) સખત, સહેલાઈથી ભાંગે નહિ એવું; hard, not easily breakable: (૨) પોચું નહિ એવું; not soft: (૩) અક્કડ, stiff: (૪) ઉગ્ર; intense, severe: (૫) મુશ્કેલ; difficult: (૬) કપરું; hard: **કઠણાઈ**, (સ્ત્રી.) ઘેરી મુશ્કેલી; a hardship: **કઠવું**, (અ.ક્રિ.) ખૂંચવું, આંતરિક પીડા થવી; to pinch, to have

internal pain: (૨) દુઃખ થવું, મૂંઝવણ થવી; to be grieved or confused: (૩) બફારો થવો કે કરવો; to be or make sultry.

**કઠવો,** (પું.) ઘી, તેલ, વ. ભરવાનું માટીનું ઘડા જેવું વાસણ; an earthen vessel or pot for keeping ghee, oil, etc.: (૨) કૂવાના મથાળા પરનું ચોકઠું, a wooden frame on the top of a well.

**કઠારો,** (પું.) બફારો; sultriness: (૨) ખૂંચવું તે; pinching: (૩) મૂંઝવણ; perplexity: (૪) જુઓ કઠેડો.

**કઠિન,** (વિ.) સખત; hard: (૨) અઘરું, કપરું; difficult, tough: (૩) પરિશ્રમ માગી લે એવું; laborious, toilsome.

**કઠિયારો,** (પું.) લાકડાં કાપીને વેચનાર માણસ, a wood-man: **કઠિયારું,** (ન.) કઠિયારાનો ધંધો; the wood-cutting or wood-man's profession.

**કઠેડો,** (પું.) દાદર, અગાસી,વ.નું લાકડાનું ચોકઠું; a railing: (૨) ઝરૂખો, ગોખ; a gallery, a balcony.

**કઠોડું,** (ન.) રસોડામાં મસાલા રાખવાની લાકડાની ખાનાંવાળી પેટી, a wooden kitchen box with many cases for keeping spices, condiments, etc.

**કઠોડો,** (પું.) જુઓ કઠેડો: (૨) વહાણનો પાછળનો ભાગ; the stern of a ship

**કઠોર,** (વિ.) કર્કશ; harsh, hoarse: (૨) સખત, ઉગ્ર, અપમાનકારક (ભાષા); harsh, bitter, insulting (language): (૩) કઠણ, પરિશ્રમ માગી લે એવું, ઉગ્ર; hard, laborious, toilsome, intense: (૪) નિષ્ઠુર, નિર્દય; hard-hearted, cold-blooded, cruel, remorseless.

**કઠોળ,** (ન.) દ્વિદળ ઉપધાન્યોમાંનું કોઈ એક; one of the pulses.

**કડ,** (સ્ત્રી.) જુઓ કટિ.

**કડકડ,** (અ.) એવા અવાજથી; with a cracking sound: **કડકડતું,** (વિ.) જુઓ કકડતું, **કડકડાટ,** (પું.) (અ) જુઓ કકડાટ: **કડકડવું, કકડવું,** (અ. ક્રિ.) કડકડ અવાજ કરવો; to make a cracking sound: (૨) દાંતથી અવાજ કરવો; to gnash: (૩) ઠંડીથી ખૂબ ધ્રૂજવું; to shiver much because of severe cold: (૪) ઊકળવું; to boil: (૫) ઊકળતા તેલમાં પાણી પડવાથી અવાજ કરવો કે થવો; to make a sizzling sound by pouring water into boiling oil: **કડકડાવવું, કકડાવવું,** (સ. ક્રિ.) ઊકળતા તેલમાં રાંધવા માટે નાંખવું; to put or pour into boiling oil for cooking: (૨) એમ કરવાથી અવાજ કરવો; to cause a sizzling sound by so doing: (૩) કડકડ અવાજ કરવો; to make a cracking sound: **કડકડિત,** (વિ) ઊકળતા તેલમાં કડકડ અવાજ સાથે રંધાતું; being cooked in boiling oil with a sizzling sound: (૨) સફાઈદાર, કરચલી વિનાનું; well-polished or ironed; wrinkleless: (૩) અક્કડ; stiff: (૪) અવિરત; incessant.

**કડકડીને,** (અ.) જુઓ કકડીને.

**કડકબંગાલી(-ળી),** (વિ.) મુફલિસ, તદ્દન નિર્ધન; penniless, extremely poor.

**કડકાઈ,** (સ્ત્રી.) અક્કડતા; stiffness: (૨) આર્થિક ભીંસ, પૈસાની તંગી; financial crisis, stringency of money.

**કડકા–બાલૂસ,** (વિ.) મુફલિસ; penniless.

**કડ(–ટ)કી,** (સ્ત્રી) નાનો ટુકડો, કકડી; a small fragment.

**કડકો,** (પું.) ટુકડો, કકડો, a piece, a fragment: (વિ.) મુફલિસ; penniless.

**કડકોચલી,** (સ્ત્રી.) જુઓ કરચલી.

**કડછી,** (સ્ત્રી.) પ્રવાહી પીરસવા માટેનો પહોળો ચમચો; a ladle, a spoon

to serve liquids: **કડછો,** (પું.) મોટી કડછી; a big ladle or spoon.

**કડ(-ઢ)ણ,** (સ્ત્રી.) કરાડ; a precipice, a steep edge: (૨) લત, આદત, ટેવ; addiction, habit, inclination: (૩) કોસના મોનો કાંઠલો; the wooden frame at the mouth of a big leather bucket drawn by bullocks.

**કડદો,** (પું.) લેણી રકમ ભરપાઈ ન કરવી તે; refusal to repay a debt: (૨) દગાથી ઓછું આપવું તે; the act of giving less fraudulently: (૩) ભેળસેળ, ભેગ, હલકા પદાર્થની મેળવણી; adulteration, blending of inferior stuff: (૪) કચરોપૂંજો; dirt, refuse: (૫) કાપ, બાદબાકી; a cut (in giving), a deduction.

**કડપ,** (પું.) અંકુશ; control: (૨) દાબ; awe, control: (૩) ધાક; fear resulting from threat.

**કડપલું,** (ન.) કાપણી કરેલા છોડના સાંઠાના ઢગલા કરવા તે; act of making piles of the stalks of harvested plants.

**કડબ(-પ),** (સ્ત્રી.) જાર બાજરીના લણેલા સાંઠા; harvested stalks of Jowar or millet.

**કડલી,** (સ્ત્રી.) (કડલું), (ન.) એક પ્રકારનું હાથનું ઘરેણું; a bracelet, an armlet.

**કડવાશ(-ટ),** (સ્ત્રી.) કડવાપણું, કડવો સ્વાદ; bitterness, bitter taste: (૨) સંબંધ કે લાગણીની કટુતા; bitterness of relations or feelings.

**કડવું,** (વિ.) કટુ, અફીણ કે ઝેરના સ્વાદ જેવું; of bitter or unpleasant taste: (૨) વર્ણનાત્મક કે કથાકાવ્યનો વિભાગ; a division of a narrative poem.

**કડવો,** (પું.) જુઓ **કરવડો.**

**કડસલો,** (પું.) ભીંતમાં ચણેલો કબાટ; a cup-board or cabinet built in a wall: (૨) ભીંતની પાછળનો ગુપ્તખંડ; a secret treasure room behind a wall.

**કડા,** (સ્ત્રી.) એક પ્રકારની ડાંગર-ચોખા; a kind of rice: (૨) એક પ્રકારની ઔષધી તરીકે ઉપયોગી કડવી વનસ્પતિ; a kind of bitter herb: (૩) પેણી, તવી; a frying pan.

**કડા(-ઢા)ઈ,** (સ્ત્રી.) પેણી, તવી; a frying pan.

**કડાકડી,** (સ્ત્રી.) ઉગ્ર હરીફાઈ, ચડસાચડસી; intense rivalry or competition: (૨) દુશ્મનાવટ; *enmity*: (૩) મારામારી, ઝપાઝપી; a violent quarrel or strife: (૪) ઉગ્ર બોલાચાલી; an intense brawl: (૫) ભૂખમરો; starvation.

**કડાકૂટ,** (સ્ત્રી.) ખોટી પંચાત, માથાકૂટ; undue or unnecessary botheration, tedious talk or discussion.

**કડાકૂટિયું,** (વિ.) કંટાળાજનક, ત્રાસદાયક; tedious, boring: (૨) ઉપાધિકારક; troublesome.

**કડાકો,** (પું.) અથડામણ કે પડવાનો મોટો અવાજ; a loud crackling sound: (૨) વીજળી પડવાથી કે મેઘગર્જનાથી થતો અવાજ; a thunder: (૩) લાંઘણ, નકોરડો ઉપવાસ; complete abstinence from food, a rigid fast.

**કડાઝૂડ,** (અ.) પુરજોશમાં, અત્યંત મોટા પ્રમાણમાં, શક્ય હોય એટલી તાકાતથી; with highest speed, on highest scale, with all strength.

**કડાબીડ,** (અ) જુઓ **કડાઝૂડ**: (૨) ઉગ્રતાથી; intensely: (૨) અવિરતપણે, સતત; incessantly (૩) પૂરી તાકાતથી, બળપૂર્વક; violently, very strongly.

**કડાબીન,** (સ્ત્રી.) એક પ્રકારની નાની બંદૂક; a kind of small rifle or gun.

**કડા(-ઢા)યું,** (ન.) પેણો, મોટો તવો; a big frying pan.

**કડાસન**, (ન.) ઘાસ યા ચામડાનું આસન કે નાની ચટાઈ; a small mattress of grass or animal skin.

**કડિયું**, (ન.) કેડ સુધી પહોંચે એવું દોરીવાળું કુડતું; a jacket with strings instead of buttons.

**કડિયો**, (પું.) ઇમારત, વ.નું ચણતરકામ કરનાર કારીગર; a mason, a brick layer: **કડિયાકામ**,(ન.)ચણતર, વ.નું કામ; mosonry, stonework, brickwork.

**કડી**, (સ્ત્રી.) ગોળાકાર સળિયો કે તાર; a ring: (૨) આંકડી, a hook: (૩) બેડી; fetters, a binding shackle or handcuffs: (૪) કાવ્યનું ચરણ; a couplet or stanza of a poem: (૫) એક પ્રકારનું કાનનું ઘરેણું; an ornament for the ears, an earing: (૬) પંક્તિ, હાર, ઓળ; a line, a row: **–તોડ**, (વિ.) અતિશય બળવાન; excessively strong: (૨) ઉગ્ર, જોરદાર (પ્રહાર); intense, hard, violent (blow); **–બદ્ધ, –બંધ**, (વિ.) યોગ્ય ક્રમમાં ગોઠવેલું; arranged in proper sequence or order: (૨) (અ.) હારબંધ; line by line: (૩) ક્રમવાર અને વિગતવાર; in proper sequence and in detail: (૪)સાંકળરૂપે; in the form of a chain.

**કડુ**, (ન) ઔષધ તરીકે ઉપયોગી એક પ્રકારની વનસ્પતિ; a herb

**કડું**, (ન) ગોળાકાર જાડો સળિયો; a thick circular rod: (૨) એક પ્રકારનું હાથનું ઘરેણું; a bracelet, an armlet.

**કડૂચું**, (વિ.) જરાક કડવું; slightly bittter.

**કડેડાટ**, (અ.) જુઓ કડકડાટ (૨) અને(૩).

**કડેધડે**, (અ.) પુરજોશમાં; at or with full speed, torrentially: (૨) પૂર્ણ તૈયારી પછી; after full preparations or equipment: (૩) ઉત્તમ રીતે; in the best way.

**કડણ**, (સ્ત્રી.) કરાડ; a precipice, a steep edge of a mountain or a rock: (૨) ચામડાની બોખના મોઢા પરની લાકડાની પટ્ટી; a wooden ring round the mouth of a leather water-bag: (૩) એક છેડે આંકડીવાળો વાંસડો; a bamboo stick with a hook at one end: (૪) (ન) મસાલાવાળું ઓસામણ; spiced water of boiled pulses: **–ણિયું**, (વિ.) ચીડિયું; vexatious, irritable, peevish: (૨) કજિયાખોર; quarrelsome: (૩) ત્રાસદાયક; troublesome, apt to cause restlessness or uneasiness.

**કઢંગું**, (વિ.) બેડોળ; clumsy, irregularly shaped, awkward, ungainly, uncouth: (૨) ઢંગધડા વિનાનું; haphazard: (૩) અયોગ્ય; improper: (૪) ઉદ્ધત, impudent: (૫) અસભ્ય; uncivil: (૬) કઢંગું, ફાવટ ન આવે એવું, અગવડકારક; unwieldy, incapable of handling easily, uncomfortable.

**કઢાપો**, (પું.) કજિયો, ખેંચાખેંચી, કલેશ, કુસંપ; a quarrel, a wrangle, a disturbance, a discord: (૨) બફારો, ઉકળાટ; sultriness, perspiration, uneasiness because of sultry weather.

**કઢિયલ**, (વિ.) ખૂબ ઉકાળીને જાડું કરેલું; thickened by excessive boiling.

**કઢી**, (સ્ત્રી) ચણાનો લોટ અને દહીંની એક પ્રવાહી વાની; a liquid dish made up of gram flour and curds.

**કણ**, (પું.) અનાજનો દાણો; a grain of corn: (૨) દાણો, દાણાદાર વસ્તુ; a grain, a granular thing: (૩) પરમાણુ; a molecule: (૪) ઘણો નાનો ભાગ; a very small bit or fragment: (૫) (ન) અનાજ; corn.

**કણક**, (સ્ત્રી.) લોટનો પિંડો; kneaded flour, dough.

**કણકણ**, (સ્ત્રી.) 'કણકણ' એવો અવાજ; a ringing or tingling sound: **-વું**, (અ.ક્રિ.) વિષાદ કે દુઃખનો ઉદ્‌ગાર કાઢવો; to groan because of sorrow or pain: (૨) વિલાપ કરવો; to wail: **કણકણાટ**, (પું.) 'કણકણ' એવો અવાજ; a ringing or tingling sound.

**કણતું**, (ન.) વેતન તરીકે અપાતું અનાજ; corn given as wages or salary.

**કણપીઠ**, (સ્ત્રી.) દાણાપીઠ; a grain market.

**કણબી**, (પું.) ખેડૂત; a farmer, an agriculturist, a peasant: (૨) ખેડૂત વર્ગ કે જ્ઞાતિનું માણસ; a person of the farmer class or of the caste so-named: (૩) (વિ.) એ નામની જ્ઞાતિનું; belonging to the caste so-named.

**કણવટ(-ત), કણવટિયું**, (ન.) ભિક્ષાથી મેળવેલું અનાજ; corn got by begging: **કણવતિયું**, (વિ.) ભિક્ષાથી નિર્વાહ કરનારું; depending on begging for maintenance or livelihood.

**કણવું**, (અ.ક્રિ.) જુઓ **કણકણવું**:

**કણસલું**, (ન.) અનાજનું ડૂંડું; an ear or a spike of corn.

**કણસવું**, (અ.ક્રિ.) જુઓ **કણકણવું**, (૨) આંતરિક પીડાથી ઊંહકાર કરવો; to groan because of internal pain.

**કણિક**, (પું.) (સ્ત્રી.) અનાજનું ડૂંડું; an ear or a spike of corn: (૨) લોટનો પિંડો; kneaded flour, dough: (૩) નાનો ટુકડો; a small bit or fragment: (૪) નાનો દાણો; a granule.

**કણિકા**, (સ્ત્રી.) અત્યંત ઝીણો કણ; a minute particle or granule: (૨) કાણું; a mote: (૩) કપાશી, ચામડીનું આટણ; granular stiff formation on the skin.

**કણિયો**, (પું.) અનાજનો વેપારી; a grain-merchant.

**કણી**, (સ્ત્રી.) **કણું**, (ન.) જુઓ **કણિકા**.

**કણેર**, (સ્ત્રી.) જુઓ **કરેણ**.

**કણો**, (પું.) થોડા દિવસની ઉંમરનું સાપનું નાનું બચ્ચું; a very small young-one of a serpent only a few days old: (૨) ફેંટો, સાફો; a long piece of cloth worn round the head: (૩) રેંટિયાની ધરી; the axis of a spinning wheel: (૪) માળાનો મણકો; a bead of a rosary: (૫) દાણો; a grain.

**કતકું**, (ન.) લાકડાનો દસ્તો; a wooden pestle: (૨) નાનો જાડો ધોકો કે દંડૂકો; a club, a small thick staff.

**કતરઝો(-જો)ડ**, (વિ.) પશુ જેવું (માનવી); beastly (person): (૨) ભૂતની જેમ દૂર ન કરાય એવી મજબૂતાઈથી ચોટેલું કે વળગેલું; irremovable or difficult to remove because stuck or pervaded strongly like a ghost: (૩) જક્કી; obstinate, adamant: (૪) ગમાર; foolish, idiotic: (૫) (અ.)ભૂત કે પ્રેતની જેમ; like a ghost or an evil spirit.

**કતરણ**, (સ્ત્રી.) પતરાં વ. કાપતાં વધેલા નકામા ટુકડા; remnant useless fragments of cut-metals: **કતરણી**, (સ્ત્રી.) પતરાં કાપવાની કાતર; a pair of scissors for cutting metal-sheets.

**કતરાવું**, (અ. ક્રિ.) ત્રાંસી નજરે જોવું; to look or glance slantingly or obliquely: (૨) કપાવું; to be cut: (૩) ત્રાંસી દિશામાં જવું કે ચાલવું; to move or walk slantingly or diagonally: (૪) વળાંક લેવો કે થવો (રસ્તો, વ.); to deviate, to diverge (road, etc.): (૫) ગુસ્સાથી એકીટશે જોવું; to gaze or stare angrily: **કતરાતું (-યું)**, (વિ.) ત્રાંસું, આડી કે ત્રાંસી ગતિવાળું;

slanting, deviating, diverging: (૨) ગુસ્સાથી એકીટશે જોવું; gazing or staring angrily.

**કતલ,** (સ્ત્રી) કાપીને મારી નાખવું તે; a slaughter: (૨) હત્યાકાંડ, ખૂનરેજી; widespread slaughter, killing or massacre: **–ખાનું,** (ન) ખોરાક માટે પ્રાણીઓની કતલ કરવાનું સ્થળ કે મકાન; a slaughter-house: **કતલેઆમ, કત્લેઆમ,** (સ્ત્રી.) નિરંકુશ, નિરર્થક ખૂનરેજી; an unchecked or rampant, motiveless widespread slaughter or massacre (of people).

**કતાર,** (સ્ત્રી.) પંક્તિ; હાર; a line, a row: (૨) (માણસો, વ.નો) સાંકળરૂપે સમૂહ; a chain, a string (of people, etc.).

**કતાલ(–ળ),** (પુ.) કજિયો; a quarrel, a strife, a brawl: (૨) કુમેળ, વિસવાદ; disunity, discord: (૩) વિલાપ, wailing, mourning.

**કતિપય,** (વિ.) અમુક, કેટલાક; some, several, diverse.

**કથન,** (ન.) મૌખિક વિધાન, કહેવું કે ઉચ્ચારણ કરવું તે; a verbal statement, spoken words, utterance: **કથની,** (સ્ત્રી.) દુર્ભાગ્યની કથા; a story of misfortune: (૨) વાર્તા, કથા; a story, a narration: (૩) કહેવાની રીત; mode of expression or narration: (૪) નિંદા, કૂથલી; slander, undue faultfinding gossip: **કથનીય,** (વિ.) કહેવા કે વર્ણન કરવા યોગ્ય; worth telling or narrating or describing: (૨) રસપ્રદ (વાર્તા); interesting (story).

**કથરોટ,** (સ્ત્રી.) પહોળા મોંવાળું ગોળ મોટું વાસણ; a broad-mouthed round and big vessel or utensil.

**કથવું,** (સ.ક્રિ.) કહેવું, બોલવું; to say, to speak, to tell, to utter: (૨) વાર્તા કહેવી, વર્ણન કરવું; to narrate: (૩) વિવેચન કરવું; to dwell on merits and demerits of, to criticise, to evaluate.

**કથળવું,** (અ.ક્રિ.) મૂળ સ્થાનેથી ખસી કે ઊતરી જવું; to be dislocated or deranged: (૨) (પરિસ્થિતિનું) વણસવું; to change for the worse, to deteriorate.

**કથા,** (સ્ત્રી.) વાર્તા, કહાણી; a story, a tale: (૨) વર્ણન, વૃત્તાંત; a narration, a description, an incident: (૩) ધાર્મિક કથા કે આખ્યાન; a religious story, narration or discourse: **–કાર,** (પું.) કથા કહેનાર; a story-teller, a narrator: (૨) વાર્તા રચનાર; a story-writer: **–નક,** (ન.) ઉપકથા, આડકથા, કથાનો ભાગ; a sub-story, a part of a story, a story within a story.

**કથિત,** (વિ.) વર્ણવેલું, કહેલું; narrated, described, told, expressed: (૨) ઉલ્લેખાયેલું; referred to, quoted.

**કથીર,** (ન.) સીસું અને કલાઈના મિશ્રણથી બનતી એક હલકી ધાતુ; an alloy of lead and tin, zinc: (૨) (લા.) નકામી કે તુચ્છ વસ્તુ; a useless or insignificant thing.

**કથ્થાઈ,** (વિ.) રાતા ભૂખરા રંગનું; reddish brown, maroon.

**કદ,** (ન.) પ્રમાણ, આકાર; size, shape: (૨) ઊંચાઈ, પહોળાઈ અને લંબાઈનું માપ; measure of height, length and breadth: (૩) શરીરની ઊંચાઈ; stature or height of the body: (૪) વિસ્તાર; extension, extent, vastness, expansion.

**કદન,** (ન.) હત્યા, ખૂન, કતલ; a killing, a murder, a slaughter, massacre: (૨) પાપ; sin: (૩) વ્યથા, દુઃખ; affliction, misery, trouble.

**કદમ,** (ન.) પગ; the foot or leg: (૨) ડગલું, પગલું; a step: **-બોસ,** (વિ.) માનાર્થે પગ ચૂમનારું; kissing feet out of reverence: (૨) હલકા પ્રકારનું ખુશામતિયું; meanly or slavishly flattering: **-બોસી,** (સ્ત્રી.) રાજા, વડીલ, વ. ના ચરણ ચૂમવા તે; the act of kissing the feet of a king or an elder: (૨) હલકા પ્રકારની ખુશામત; mean or slavish flattery: (૩) દંડવત્ પ્રણામ, નમસ્કાર; a prostration the ground, a bow.

**કદર,** (સ્ત્રી.) લાયકાત, વ.નું મૂલ્યાંકન કરવું તે; an appreciation of merit, etc.: (૨)બૂજ; prudence, power of discretion or appreciation: **-દાન,** (વિ.) યોગ્ય રીતે કદર કરવાની શક્તિવાળું, ડાહ્યું, સમજુ; appreciative, discreet, prudent, wise: **-દાની,** (સ્ત્રી.) કદર કરવી તે કે એમ કરવાની શક્તિ; the power of appreciation or recognition, prudence, wisdom, discretion.

**કદરજ,** (વિ.) લોભી, કંજૂસ; frugal, thrifty, greedy, miserly: (૨) બેડોળ, કદરૂપું; ill-shaped, ugly, ungainly: (૩) લુચ્ચું; cunning.

**કદરૂપું,** (વિ.) બેડોળ; ill-shaped, ugly, deformed, awkward: (૨) અનાકર્ષક; repulsive, unattractive.

**કદલી(-ળી),** (સ્ત્રી.) કેળ; a plantain or banana tree: **-ફળ,** (ન.) કેળું; a plantain, a banana: **-સ્તંભ,** (પું.) કેળનું થડ (થાંભલો); the stem of a plantain or a banana tree.

**કદંબ,** (ન.) એક પ્રકારનું ફૂલઝાડ; a kind of flower tree.

**કદા,** (અ.) ક્યારે; when (૨) કોઈ સમયે કે પ્રસંગે; at some time or occasion: **-ચ, -ચિત,** (વિ.) (અ.) સંભવ છે કે, રખેને, ભાગ્યયોગે; perhaps, lest, by a stroke of luck or chance: (૨) કોઈ વખતે, ક્યારેક; sometimes, on some occasion: (૩) કોઈ સમયે પણ (નહિ); (not) on any time, ever (never).

**કદાવર,** (વિ.) મોટા કદનું; huge: (૨) વિશાળ; immense, vast: (૩) શક્તિશાળી; robust, sturdy, powerful: (૪) મજબૂત; strong.

**કદી,** (અ.) કોઈક સમયે કે પ્રસંગે; sometimes or on some occasion: (૨) કોઈ દહાડે પણ; on any day or time: (૩) ક્યારેય પણ (નહિ); not at any time, never: **-ક,** (અ.) કોઈક વાર જ; rarely, hardly: **-કદી,** (અ.) કોઈ કોઈ વાર, પ્રસંગોપાત્ત; sometimes, at times, occasionally.

**કદુવા,** (સ્ત્રી.) શાપ; a curse.

**કધોણ(-ણું), કધોટું(-ટું), કધોવણ,** (વિ.) લાંબા સમયથી ધોયા વિનાનું રહેવાથી બધો મેલ દૂર ન કરી શકાય એવું (કપડું); too dirty to be washed or cleaned thoroughly because of excessive delay in washing (garment): **કધોણી,** (સ્ત્રી.) ઉપરોક્ત કારણસર કપડાંની કાયમી મેલયુક્ત સ્થિતિ; permanently dirty state of clothes because of the above reason.

**કનક,** (ન.) સોનું; gold. (૨) માલમિલકત, દોલત, ધન; property, wealth, money: (૩) ધંતૂરો; a kind of intoxicating poisonous plant.

**કનકવો,** (પું.) પતંગ; a (paper) kite: **કનકવી,** (સ્ત્રી.) a small (paper) kite.

**કનડગત,** (સ્ત્રી) પજવણી, ત્રાસ આપવો તે; harassment, teasing, annoyance: (૨) તોફાન, હેરાનગતિ, mischief, a troubling.

**કનડવું,** (સ. ક્રિ.) પજવવું; ત્રાસ આપવો; to harass, to tease, to annoy:

(૨) તોફાન કરવું, હેરાન કરવું; to make mischief, to harass.

**-કનફૂલ,** (ન.) એક પ્રકારનું કાનનું ઘરેણું; a kind of ornament for the ears.

**કનસ્તર,** (ન.) વાંસ કે નેતરની ટોપલી; a basket made of cane or bamboo chips: (૨) ટિનનો ડબ્બો; a tin basket: (૩) પડિયાની (પાંદડાનું વાટકા જેવું પાત્ર) થપ્પી; a bundle of bowls made of leaves.

**-કનાત,** (સ્ત્રી.) તંબૂની એક ઊભી બાજુ કે દીવાલ; a vertical side or wall of a tent: (૨) કાપડનો જાડો પડદો; a thick cloth curtain.

**-કનિષ્ઠ,** (વિ.) સૌથી ઓછી ઉંમરનું; the youngest: (૨) સૌથી નાનું કે ઊતરતા દરજ્જાનું; of the smallest or lowest rank: (૩) સૌથી ખરાબ કે હલકા પ્રકારનું, the worst or of the lowest quality or calibre.

**-કને,** (અ.) પાસે, નજીક, near, near by, by (૨) –ની પાસે કે સાથે; with, by the side of: (૩) –ના કબજામાં, –ના હવાલામાં; in custody or possession of.

**-કનૈયો,** (પુ.) કૃષ્ણ ભગવાનનું એક નામ; one of the names of Lord Krishna.

**કન્ના,** (સ્ત્રી.) કન્યા, સમતુલા માટે પતંગની બને સળીઓને સાંધતી દોરી બાંધવી તે; the act of binding both the chips of a paper kite for balancing: **–વું,** (અ. ક્રિ.) એક બાજુ નમતું હોવું કે રહેવું; to be lowered or turned low at one side: **કન્ની,** (સ્ત્રી.) પતંગની પૂંછડા જેવી દોરી; a tail-like string of a paper kite: (૨) નાની પતંગ; a small paper kite.

**-કન્યકા,** (સ્ત્રી.) નાની વયની કુંવારી છોકરી; a maid or a maiden, a very young unmarried girl.

**કન્યા,** (સ્ત્રી.) જુઓ **કન્ના.**

**કન્યા,** (સ્ત્રી.) કુંવારી છોકરી; an unmarried girl, a virgin, a maiden: (૨) પુત્રી; a daughter: (૩) કન્યા રાશિ; *the sixth sign of the Zodiac-Virgo:* (૪) દેવી પાર્વતી; the goddess Parvati: **–કાળ,** (ન.) ઉંમરલાયક કન્યાનાં લગ્ન થાય એ પહેલાંનો સમય; the time of virginity, the time during which a virgin's age is marriageable: **–કુમારી,** (સ્ત્રી.) ભારતના દક્ષિણ છેડા પર આવેલી ભૂશિર; the cape Comorin: (૨) દેવી દુર્ગા, પાર્વતી; the goddess Durga, Parvati: **–દાન,** (ન.) કન્યાનું વિધિપૂર્વકનું લગ્ન; a ceremonial marriage of a girl: (૨) એ પ્રસંગે જમાઈને અપાતાં આભૂષણો, ભેટ, વ.; ornaments, gifts, etc. given to the son-in-law at that time, dowry: **–રાશિ,** (વિ.) સ્ત્રૈણ, બાયલું; womanish, effeminate, feminine, cowardly: (જ્યો.) Virgo, the sixth sign of the Zodiac: **–વિક્રય,** (પું.) પુત્રીને લગ્નમાં આપવા નિમિત્તે પૈસા લેવા તે; the act of giving a daughter in marriage on payment: **–શાળા,** (સ્ત્રી.) છોકરીઓ માટેની નિશાળ; a girls' school.

**કપ,** (પું) પ્યાલો; a cup: (૨) રમતગમતની હરીફાઈમાં વિજેતા અથવા સારો દેખાવ કરનાર વ્યક્તિ અથવા સંઘને અપાતું પડઘીવાળા સુશોભિત મોટા પ્યાલા જેવું ઇનામ; a trophy in the form of a big decorative cup given to a victor or good performer or to a victorious team in a sport or other competition: (૩) બંદૂક કે તોપ ફોડવાની વાટ, જામગરી; a match or a wick to explode a gun or a cannon.

**કપચી,** (સ્ત્રી.) રસ્તા બાંધવા માટેના પથ્થરના ટુકડા; metal for constructing roads: (૨) પથ્થરના ઝીણા ટુકડા; very small pieces of stone, gravel.

**કપટ,** (ન.) દગો, છેતરપિંડી; fraud, deceit, trickery: (૨) પ્રપંચ; intrigue, stratagem, underhand activities: **કપટી,** (વિ.) દગાખોર, પ્રપંચી, ઠગારું; fraudulent, deceitful, treacherous.

**કપડછાણ,** (વિ.) કપડાથી ચાળેલું; sifted or filtered through cloth: (૨) (ન.) કપડાથી ચાળવું તે; sifting or filtering through cloth.

**કપડાંલત્તાં,** (ન.બ.વ.) કપડાં; clothes, garments, apparrel.

**કપડું,** (ન.) વસ્ત્ર, લૂગડું; an article of dress, a garment: (૨) કાપડ; cloth.

**કપતરું(-ણું),** (ન.) છોતરું, છાલનો ટુકડો; a piece of peel, rind, skin or bark: (૨) ડગળું, ચીર; a well-shaped piece or fragment of fruit, etc.

**કપરું,** (વિ.) વિકટ, મુશ્કેલ; tough, difficult· (૨) અઘરું; hard: (૩) ઉગ્ર સ્વભાવવાળું; hot-tempered, quick-tempered: (૪) કાબેલ, પહોંચેલું; artfully, clever, shrewd.

**કપાતર,** (વિ.) જુઓ **કુપાત્ર.**

**કપાલ(-ળ),** (ન.) આંખો અને માથાના વાળની નીચેનો ચહેરાનો ભાગ; the forehead: (૨) ખોપરી; the skull: (૩) નસીબ, ભાગ્ય; luck, fortune, fate: **કપાલી,** (પું.) ભગવાન શંકર (ખોપરીઓનો હાર પહેરનાર એ અર્થમાં); Lord Shiva (in the sense of one who wears a garland of skulls): (૨) શિવભક્ત, અઘોરી બાવો; a devotee of Lord Shiva practising black or evil arts.

**કપાશિ(-સિ)યો,** (પું.) કપાસનું બી; a cotton seed: (૨) ગૂમડા, ખીલ, વ. માંથી નીકળતો દાણો; a granule discharged from a pimple, etc.

**કપાશી(-સી),** (સ્ત્રી.) પગના તળિયાનું આંટણ, અર્થાત્ ચામડી અક્કડ થવાથી પડતો દાણો; a granular formation on the sole because of stiffness of skin, a corn.

**કપાસ,** (પું.) રૂનો છોડ; a cotton plant: (૨) લોઢ્યા વિનાનું રૂ; unginned cotton.

**કપિ,** (પું.) વાનર, વાંદરો; a monkey.

**કપિલ,** (વિ.) ઘેરા બદામી રંગનું; chestnut (coloured), tawny: (૨) (પું.) સાંખ્યદર્શનના પ્રણેતા કપિલ મુનિ; the sage Kapil who originated the Sankhya philosophy.

**કપિલા,** (વિ.) ઘેરા બદામી રંગની (ગાય); chestnut (coloured), tawny: (૨) એવા રંગની અથવા તદ્દન કાળા રંગની ગાય; a completely tawny or black cow: (૩) એક જ રંગની ગાય; a single coloured cow: (૪) કામધેનુ, પુરાણોમાં નિર્દિષ્ટ બધી ઇચ્છા પૂરી કરવાની શક્તિવાળી ગાય; a mythological cow having the power to fulfil her owner's all desires.

**કપૂત,** (પું.) દુષ્ટ અથવા કુટુંબની આબરૂને બટ્ટો લગાડે એવો પુત્ર; a wicked son, a son who lowers or blemishes the prestige of his family.

**કપૂર,** (ન.) ઔષધી તરીકે ઉપયોગી એક સુગંધી પદાર્થ; a medicinal fragrant substance, camphor: **-કાચલી(-રી),** (સ્ત્રી.) ઔષધી તરીકે ઉપયોગી એક મૂળિયું; a medicinal fragrant root: **કપૂરી,** (વિ.) કપૂર જેવું, સુગંધી; like camphor, fragrant: (૨) એ નામના પ્રકારનું

(નાગરવેલનું પાન); (a betel leaf) of a class so named.

**કપોટી,** (સ્ત્રી.) **કપોટું,** (ન.) રોટલી, વ ની પોપડી; the thin upper layer of a bread or a loaf, crust: (૨) પાતળું પડ કે છાલ; a thin layer or bark.

**કપોત,** (ન.) કબૂતર; a pigeon: (૨) હોલો; a kind of brown dove.

**કપોલ(–ળ),** (પું.) ગાલ; one of the cheeks: **–કલ્પિત,** (વિ.) તદ્દન બનાવટી કે ઉપજાવી કાઢેલું, તદ્દન કલ્પિત કે અસંભવિત; totally fabricated, totally imaginary or improbable.

**કપોળ,** (વિ.) વાણિયાની એક પેટાજ્ઞાતિનું; belonging to a Bania-sub-caste.

**કપ્તાન,** (પું.) વડો ઉપરી કે અધિકારી; the head or chief officer: (૨) આગેવાન; a leader: (૩) વહાણ કે આગબોટનો વડો; the master or captain of a merchant ship or a steamer: (૪) લશ્કરી ટુકડી કે એકમનો વડો, a commander of a troop or a unit of the army: (૫) રમતગમતના સંઘનો વડો; a captain of a sport-team.

**કફ,** (પું.) શ્લેષ્મ; phlegm: (૨) ઉધરસ, ખાંસી; cough, bronchitis: (૩) ગળફો, બળખો, લીંટ; mucus.

**કફન,** (ન.) શબને ઓઢાડવાનું કાપડ; a cloth to cover a dead body: (૨) શબપેટી; a coffin.

**કફની,** (સ્ત્રી.) ફકીરનો લાબો ઝભ્ભો; the long robe of a Muslim sage or ascetic: (૨) ફકીરી કે ત્યાગસૂચક વેશ; the dress signifying renunciation: (૩) લાંબું પહેરણ; a long shirt.

**કફા,** (સ્ત્રી.) નારાજ, નાખુશ, displeased, bitterly inclined: (૨) ક્રોધિત; angry: **–મરજી,** (સ્ત્રી.) નારાજી, નાખુશી; displeasure, bitter inclination.

**કફોડું,** (વિ.) વિપરીત, અગવડભર્યું, મૂંઝવણભર્યું; opposite, unsuitable, inconvenient, perplexing, confusing: (૨) મુશ્કેલ, કપરું; difficult, hard: (૩) ઉપાધિકારક; troublesome.

**કબજિયાત,** (સ્ત્રી.) મળાવરોધ, બધકોશ; constipation.

**કબજો,** (પું.) હવાલો, ભોગવટો; possession, custody: (૨) પકડ; a hold, a sway: (૩) સ્ત્રીઓનું ટૂંકી બાંયનું બદન; a short-sleeved jacket-like outer garment for women, a blouse.

**કબર (કબ્ર),** (સ્ત્રી.) ગોર, મડદાને દાટ્યું હોય એ જગ્યા; a grave: (૨) એના પરનું ચણતરકામ; a tomb: **–સ્તાન, કબ્રસ્તાન,** (ન.) મડદાં દાટવાનું સ્થળ; a graveyard, a burial-ground.

**કબરી,** (સ્ત્રી.) ચોટલો; a braid of hair: (૨) વેણી; a flower-ring round a braid of hair.

**કબંધ,** (પું.) (ન.) ધડ; a body without the head: (૨) રાહુ ગ્રહ; the planet Rahu or Dragon's Head.

**કબા(–પા)ટ,** (પું.) ચીજવસ્તુ મૂકવા માટેનો ખાનાંવાળો ઊભો પટારો; a cup-board.

**કબાડ,** (વિ.) દુષ્ટ; wicked, malignant: (૨) બેડોળ, કદરૂપું: ill-shaped, awkward, ugly: (૩) (ન.) ઇમારતી લાકડું; timber: (૪) (પું.) ઘાસના પૂળાની થપ્પી, ઘાસ ભરેલું ગાડું; a stack of grass, a cart loaded with grass: **કબાડિયું,** (વિ.) બળવાન અને જાડું; strong and plump: **કબાડી,** (વિ.) આર્થિક વ્યવહારમાં દગાખોર; fraudulent in financial dealings: (૨) દુષ્ટ, કઢંગું, બેડોળ; wicked, haphazard, ugly: (૩) અપ્રમાણિક; dishonest:

(૪) (પું.) ઇમારતી લાકડાનો વેપારી; a timber merchant: (૫) કઠિયારો; a wood-cutter, a woodman: **કબાડું**, (વિ.) જુઓ **કબાડી**, (૨) (ન.) કબાડી કૃત્યો; dishonest behaviour, wicked or fraudulent acts.

**કબાબ**, (પું.) માંસની એક તળેલી કે શેકેલી વાની; an article of food made up of fried or roasted mutton.

**કબાલો**, (પુ.) સાટું; a bargain: (૨) લેણવેચાણનો કરાર; a written contract for sale or purchase: (૩) વાયદાના વેપારમાં માલ આપવાનો દિવસ કે માસ; the day or month on which goods sold in a forward market are to be delivered.

**કબી(-બૂ)**, (અ.) કોઈ વાર, ક્યારેક, કદી; at times, sometimes: **કબી કબી**, (અ.) પ્રસંગોપાત્ત, કોઈ કોઈ વાર; occasionally, sometimes.

**કબીર**, (વિ.) મહાન, મોટું; great, large: (૨) (પું.) કવિ, ભાટ; a poet, a bard: (૩) ભક્તકવિ કબીર; Kabir the great devotional poet: **-પંથ**, (પું.) કબીરે સ્થાપેલો સંપ્રદાય; the sect founded by Kabir: **-પંથી**, (વિ.) કબીરપંથનું અનુયાયી; follower of the Kabir-sect: **કબીરો**, (પું.) કબીરપંથી સાધુનું પહોળા મોંનું ભિક્ષાપાત્ર; a broad-mouthed begging bowl of a mendicant of the Kabir-sect.

**કબીલો**, (પું.) બૈરાંછોકરાં; wife and children: (૨) કુટુંબનાં માણસો; members of a family: (૩) કુટુંબ; a family, a household.

**કબૂતર**, (ન.) પારેવું; a pigeon: **-ખાનું**, (ન.) કબૂતરોને રાખવાનું સ્થળ કે પાંજરું; a pigeon-house, a pigeon case: (૨) ગંદું સ્થળ; a dirty place.

**કબૂલ**, (વિ.) સ્વીકૃત, માન્ય, મંજૂર; accepted, acknowledged, confessed, recognised, agreed: **-ત**, **કબૂલાત**, (સ્ત્રી.) સ્વીકૃતિ, મંજૂરી, માન્યતા; acceptance, confession, recognition, agreement: **-તનામું**, **કબૂલાતનામું**, (ન.) **-તપત્ર**, **કબૂલાતપત્ર**, (પું.) લેખિત કબૂલાત; a written agreement, confession or recognition: (૨) લેખિત બાંયધરી; a written guarantee: **-મંજૂર**, (વિ.) સ્વીકૃત, કબૂલેલું, મંજૂર; accepted, confessed, admitted, agreed: **-વું**, (સ. ક્રિ.) એકરાર કરવો; to confess: (૨) સંમત થવું; to agree: (૩) સ્વીકારવું કે માન્ય કરવું; to accept or recognise: (૪) બાંયધરી આપવી; to guarantee; (૫) છૂટ કે રજા આપવી; to allow, to permit.

**ક(-કુ)ભારજા**, (સ્ત્રી.) કર્કશા સ્ત્રી કે પત્ની; a quarrelsome woman or wife.

**કમ**, (વિ.) ઓછું, જરૂરિયાત કરતાં ઓછું; less, wanting, deficient: (૨) ખરાબ; bad: **-અક્કલ**, (વિ.) મૂર્ખ; foolish: (૨) ગમાર; idiotic, senseless: (૩) (સ્ત્રી.) મૂર્ખાઈ, અક્કલનો અભાવ; foolishness, senselessness, lack of wisdom.

**કમકમવું**, (અ. ક્રિ.) ધ્રૂજવું, ઘૃણા કે આઘાતથી કંપવું; to tremble, to quiver because of a shock.

**કમકમાટ**, (પુ.) (**-ટી**), (સ્ત્રી.) **કમકમી**, (સ્ત્રી.) **કમકમાં**, (ન. બ. વ.) ધ્રુજારી, ઘૃણાથી કે આઘાતથી કંપવું તે; a trembling, a quivering or shuddering because of disgust or a shock: (૨) ઘૃણા; disgust, repulsion: (૩) ત્રાસ, ભય; trouble, horror: (૪) આઘાતજન્ય વ્યથા; a shocking affliction.

**કમખો**, (પું.) સ્ત્રીનું કાપડું, કાંચળી; a woman's short under-garment.

**કમજાત,** (વિ.) અનૌરસ, વ્યભિચારથી જન્મેલું; illegitimate, born of adultery: (૨) નીચ કુળ અથવા જાતનું; of low family or caste: (૩) હલકટ; mean, ignoble.

**કમતોર,** (વિ) અશક્ત, નબળું; feeble, infirm, weak: **કમતોરી,** (સ્ત્રી) weakness, lack of strength, feebleness, infirmity.

**કમઠ,** (પું.) કાચબો; a tortoise: (૨) વાંસ, વાંસડો; bamboo, a bamboo stick: (૩) વાંસની ચીપ, ખપાટ; a chip of bamboo.

**કમઠાણ,** (ન) મોટો રસાલો, પરિવાર કે તંત્ર; a big retinue, family or establishment: (૨) અવ્યવસ્થિત સરસામાન; disarranged household articles or pieces of furniture; (૩) ઢંગધડા વિનાનું મોટું તંત્ર; a haphazard or mismanaged big establishment: (૪) બિનજરૂરી ધમાલ; useless commotion.

**કમઠાયો,** (પુ.) અનુભવી બાહોશ મિસ્ત્રી; an experienced, expert builder or mason: (૨) શિલ્પી; an architect, sculptor.

**કમઠાળ,** (સ્ત્રી.) ફાડેલા લાકડાનો ટુકડો; a splint or splinter of wood.

**કમતર,** (વિ.) વધારે ઓછું; less: (૨) ઊતરતું; lower: **કમતરીન,** (વિ.) સૌથી ઓછું કે ઊતરતું; least, lowest.

**કમતાકાત,** (વિ.) અશક્ત, નબળું; weak, feeble, infirm: (૨) (સ્ત્રી.) અશક્તિ, કમતોરી; weakness, infirmity.

**કમતી,** (વિ.) જુઓ **કમ.**

**કમન,** (ન.) અનિચ્છા; unwillingness: (૨) અભાવ, અપ્રીતિ; aversion, dislike, repulsion.

**કમનસીબ,** (વિ.) દુર્ભાગી; unfortunate: (૨) દુઃખી; miserable: **કમનસીબી,** (સ્ત્રી.) દુર્ભાગ્ય, દુઃખ; misfortune, misery.

**કમનીય,** (વિ.) મોહક દેખાવવાળું; of a pleasant look: (૨) મેળવવાની કે ચાહવાની ઇચ્છા થાય એવું; desirable, lovable: (૩) સુંદર, મોહક; beautiful, fascinating, attractive.

**કમબખત, કમબખ્ત,** (વિ.) દુર્ભાગી, કમનસીબ; unfortunate: (૨) દુઃખી; miserable: (૩) બદમાશ, પાજી; knavish, roguish: **કમબખતી, કમબખ્તી,** (સ્ત્રી.) દુર્ભાગ્ય; misfortune: (૨) દુઃખ; misery: (૩) બદમાશી, પાજીપણું; knavery, roguery, dishonesty.

**કમર,** (સ્ત્રી) કેડ, કડ; the waist: **—પટો, —પટ્ટો, —બંધ,** (પું.) કેડ ફરતો બાંધવાનો પટો; a girdle, a waist band.

**કમલ,** (ન.) એક પ્રકારનો ફૂલછોડ; the lotus flower plant: (૨) એનું ફૂલ; the lotus flower: (૩) ગર્ભાશયનું મુખ; the mouth of the womb: **—ના,** (સ્ત્રી.) દેવી લક્ષ્મી; Lakshmi, the goddess of wealth: **કમલાકર,** (પું.) જેમાં કમળો ઊગતાં હોય એવું તળાવ કે સરોવર; a pond or lake in which lotus-plants grow: (૨) કમળોનો સમૂહ; a collection of lotus-plants or flowers: **કમલાક્ષ, કમલાક્ષી,**(વિ.)કમળ જેવી સુંદર આંખોવાળું; having eyes as beautiful as the lotus flower: **કમલિની,** (સ્ત્રી) કમળનો છોડ; the lotus plant: (૨) કમળોથી આચ્છાદિત તળાવ કે સરોવર; a pond or lake covered with lotus-flowers.

**કમળ,** (ન) જુઓ **કમલ. —કાકડી,** (સ્ત્રી.) કમળનું બીજ; a lotus-seed: **—પૂજા,** (સ્ત્રી.) કમળનાં ફૂલો ચડાવીને કરેલી પૂજા; a worship by offering lotus

flowers: (૨) ભક્તિભાવથી પોતાનું મસ્તક છેદી દેવને અર્પણ કરવાનો વિધિ; a ceremony in which a devotee cuts off his own head and offers it to a deity or a god.

**કમળી,** (સ્ત્રી.) **કમળો,** (પું.) એક રોગ જેમાં આંખો પીળી થાય છે, jaundice (a disease): (૨) ઈર્ષા; દ્વેષ; envy, grudge: (૩) પૂર્વગ્રહ, વિકૃત દૃષ્ટિ; a prejudice, a partial view.

**કમંડળ(–ળુ) (–લુ),** (ન.) સાધુનું જલપાત્ર; an ascetic's water-pot: (૨) મથાળે અર્ધગોળાકાર હાથાવાળું પ્રવાહી પીરસવાનું એક પ્રકારનું પાત્ર; a kind of bucket or vessel with a semicircular handle on the top used in serving liquids.

**કમાઈ,** (સ્ત્રી.) કમાણી, રળતર; earnings: (૨) લાભ, નફો; gain, profit: **કમાઉ,** (વિ.) earning.

**કમાડ,** (ન.) બારણું; a door.

**કમાણી,** (સ્ત્રી.) જુઓ **કમાઈ.**

**કમાન,** (સ્ત્રી) ધનુષ, કામઠું; a bow: (૨) કામઠાનો આકાર કે એવા આકારવાળી વસ્તુ; an arch: (૩) ય ત્ર, વ. ની કમાન અથવા સ્થિતિસ્થાપક ગુણવાળું ગૂંચળું; a spring.

**કમાલ,** (વિ) સંપૂર્ણ, સિદ્ધ; perfect, complete, achieved, fulfilled: (૨) ઉત્કૃષ્ટ; best, excellent: (૩) સુંદર; beautiful, splendid: (૪) અસાધારણ; extra-ordinary: (૫) (સ્ત્રી.) પરાકાષ્ઠા, સીમા, હદ; climax, a boundary, a limit, a border.

**કમાલિયો,** (પું.) હીજડો, નપુંસક, a eunuch, an impotent or sexless person: (૨) નિર્લજ્જ માણસ; a castrated man, a shameless or an impudent person

**કમાવવું,** (સ ક્રિ.) (ચામડું, વ.) કેળવવું; to tan (hide, etc.). (૨) કમાણી કરાવવી, રળાવવું; to cause to earn: (૩) લાભ કરાવવો; to benefit.

**કમાવીસદાર,** (પુ.) જુઓ **કુમાવીસદાર.**

**કમાવું,** (સ. ક્રિ.) રળવુ, કમાણી કરવી; to earn: (૨) લાભ કે નફો કરવા; to gain, to profit.

**કમી,** (વિ.) ઓછું, કમ; less, in small amount or proportion: (૨) અધૂરું, ઊણું; wanting, deficient, short of: (૩) (સ્ત્રી.) ઓછપ, ઊણપ, તંગી; a deficiency, a shortage, scarcity.

**કમીન,** (વિ.) હલકટ સ્વભાવનું, નીચ; mean, low

**કમીના,** (સ્ત્રી.) ઓછપ, તંગી, ખોટ; deficiency, scarcity, shortage, want: **કમીનું,** (વિ.)કમીન, પામર, કંગાળ; malignant, mean, low, wretched.

**કમુરત,** (ન.) અશુભ સમયનો ગાળો કે મુહૂર્ત; an inauspicious period of time or hour: **કમુરતાં,** (ન. બ. વ.) અશુભ મુહૂર્તના દિવસો અર્થાત્ સૂર્યનુ ધનુ અને મીન રાશિનું સંક્રમણ (૧૫મી ડિસેમ્બરથી ૧૪મી જાન્યુઆરી અને ૧૫મી માર્ચથી ૧૪મી એપ્રિલ); inauspicious days i.e. the two months during which the sun transits through the Sagittarius i.e. the ninth house of the zodiac (Dec. 15th to Jan. 14th) and through the Pisces, the twelfth house of the zodiac (March 15th to April 14th):(૨)આ બે માસમા લગ્નાદિ શુભ કાર્યો થતાં નથી; auspicious ceremonies like marriage, etc. are not performed during thesetwomonths.

**કમોત,** (ન.) અસ્વાભાવિક કે આકસ્મિક મરણ; unnatural or accidental death: **કમોતિયું,** (વિ.) કમોતે મરેલું; having died unnaturally or accidentally: (૨) કમોતે મરે એવું; likely to die

unnaturally or accidentally: (૩) (લા.) સાહસિક; enterprising, rash.

**કમોદ**, (સ્ત્રી.) ઊંચી જાતના ચોખા; high quality rice.

**કમોસમ**, (સ્ત્રી) ખરાબ હવામાન; bad weather: (૨) ખરાબ ઋતુ; bad season: (૩) અયોગ્ય સમય; improper time.

**કમ્મર**, (સ્ત્રી) કમર, કેડ; the waist.

**કયું**, (સ.) (વિ.) (પ્રશ્નાર્થ) કોણ, શું; which, what.

**કર**, (પું.) હાથ; the hand: (૨) વેરો, જકાત, મહેસૂલ; a tax, a duty, a toll, land-revenue: (૩) હકસાઈ, લાગો; a customary or traditional demand or right· (૪) હાથીની સૂંઢ; an elephant's trunk: (૫) કિરણ; a ray: (૬) બેની સંજ્ઞા;a sign for the number two.

**કટકટિયો**, (વિ) બખ્તરધારી; armoured, furnished with a protective covering.

**કરકટી**, (સ્ત્રી) શબને લઈ જવાની ખપાટિયાની પાટ; ઠાઠડી; a bier to carry a corpse.

**કરકરિયાવર**, (પું.) જુઓ કરિયાવર.

**કરકરું**, (વિ.) દળેલું છતાં દાણાદાર; grounded or powdered but granular, roughly grounded or powdered.

**કરકસર**, (સ્ત્રી.) બિનજરૂરી ખર્ચનો કાપ, વસ્તુની વપરાશમાં વ્યય કે બગાડનો અભાવ; frugality, economy, thrift: કરકસરિયું, (વિ.) કરકસર કરે એવું; frugal. economical, thrifty.

**કરકોચલી, કરચોલી(-ળી)**, (સ્ત્રી.) જુઓ કરચલી.

**કરકોલવું**, (સ. ક્રિ) ટુકડે ટુકડે કોતરીને ખાવું; to eat little by little with frequent bites.

**કરગરવું, (કગરવું)**, (અ. ક્રિ.) કાલાવાલા કરવા, દીનતાપૂર્વક આજીજી કરવી; to entreat, implore or request humbly or slavishly

**કરચ**, (સ્ત્રી.) નાનો પાતળો ટુકડો, પાતળી કકડી; a scrap, a clipped or cut off fragment or particle.

**કરચલી(-ળી)**, (સ્ત્રી.) સપાટી સંકોચાવાથી પડતી ગડી કે રેખા; a wrinkle, a fold, a ruffle.

**કરચલો**, (પું.) કરચલું, (ન) એક પ્રકારનું જળચર પ્રાણી; a crab.

**કરચો**, (પું.) હજામત કરાવ્યા પછી રહી જતા ઝીણા વાળ; fine stubs of hair remaining after shaving: (૨) કાપણી કર્યા પછી બાકી રહેતાં ઠૂંઠાં કે ખૂંપા; stubs or stumps of harvested plants or cut off trees.

**કરજ**, (ન.) દેવું, દેણું; a debt: -દાર, (વિ.) દેવાદાર; indebted.(૨) (પું.સ્ત્રી.ન.) દેવાદાર વ્યક્તિ· a debtor: કરજાઉ, (વિ.) કરજ તરીકે કે વ્યાજે લીધેલું; borrowed or taken as a debt or on interest.

**કરજળી**, (સ્ત્રી.) કાજળ તરીકે વાપરવા માટે દીવાની મેશ ભેગી કરવાનું માટીનું પાત્ર; an earthen pot for collecting a lamp's soot to be used as collyrium

**કરડ**, (સ્ત્રી.) બચકું, ડંખ; a bite,a sting: (૨) બચકું ભરવું કે ડંખ મારવો તે; a biting or stinging: -કણું, (વિ.) કરડવાની વૃત્તિ કે ટેવવાળું; inclined or habituated to bite or sting· -વું, (સ. ક્રિ.) બચકું ભરવું, ડંખવું; to bite, to sting: (૨)અતિશય ખૂંચવું; to pinch intensely.

**કરડાકી(-ગી)**, (સ્ત્રી.) વાણીનો કટાક્ષ,વક્રોક્તિ; a verbal satire or irony: (૨) માર્મિકતા, sarcasm: (૩) સ્વભાવની અક્કડાઈ; stiffness of temperament: (૪) અસમાધાનકારક વલણ; an unaccomodating or uncompromising attitude: (૫)કઠોરતા, સખતાઈ; austerity, harshness, severity.

**કરડું**, (વિ.) ઉગ્ર, આકરું, સખત; strict, intense, severe: (૨) ત્રાસદાયક; oppressive, harassing: (૩) કઠોર; harsh, hard-hearted: (૪) નિર્દય; cruel.

**કરડું**, (ન.) સ્ત્રીઓનું એક પ્રકારનું કાનનું ઘરેણું; a kind of women's ornament for the ears.

**કરડો**, (પું.) ઘણાં ગૂંચળાવાળી વીંટી; a (finger) ring with many folds or twists: (૨) એક પ્રકારનું સોનીનું ઓજાર; a kind of goldsmith's tool.

**કરણ**, (ન.) કોઈ પણ ક્રિયાનું સાધન; an instrument or an implement of any action: (૨) કારણ; a cause: (૩) હેતુ, ઇરાદો; intention, motive, purpose: (૪) કાર્ય, કરવું તે; action, a doing: (૫) ઇંદ્રિય; an organ of sense: **-હાર**, (વિ.) કરનારું; doing: (૨) કરવાની પ્રેરણા આપનારું; inspiring or motivating action.

**કરણી**, (સ્ત્રી.) આચરણ; behaviour: (૨) કર્મ, કર્મોનો સમૂહ, સારાનરસાં કર્મો, પુણ્ય તથા પાપ; action, a deed, deeds collectively, good and bad deeds: (૩) ચમત્કાર; a miracle: **-ય**, (વિ.) કરવા યોગ્ય; worth doing.

**કરતલ**, (ન.) હથેળી; the palm of the hand.

**કરતાલ(-ળ)**, (ન.) તાળી પાડવી તે; a clapping by the palms: (૨) ઝાંઝ, કાંસી-જોડાં; a pair of cymbals.

**કરતુંકારવતું**, (વિ.) સર્વસત્તાધીશ; having all or absolute powers or authority, autocratic: (૨) મુખ્ય, આગેવાન; chief, leading: (૩) વ્યવસ્થા કે કારભાર કરનારું; managing or executive: (૪) વર્ચસ્વવાળું; having sway.

**કરતૂક**, (ન.) દુષ્કૃત્ય; a wicked or sinful act (૨) દુષ્ટાચરણ; sinful behaviour.

**કરપ(-બ)**, (પું.) કડપ; strictness: (૨) દાબ, અંકુશ; control, restraint: (૩) ધાક; awe, threatening attitude.

**કરપલ્લવ**, (પું.) હાથરૂપી પાંદડાંનું ઝૂમખું; the palm and fingers as a bunch of leaves: (૨) પહોંચો; the palm and fingers: (૩) કોમળ હાથ; a tender hand or palm: **કરપલ્લવી**, (સ્ત્રી) હાથની આંગળીઓના સંકેતથી વાત કરવાની વિદ્યા; the art of talking or expression with the signs or postures of fingers: (૨) હાથનો સંકેત કે ઇશારો; a sign or signal by the hand.

**કરપવું**, (સ. ક્રિ.) જુઓ **કરકોલવું**: (૨) થોડું થોડું કાપવું; to cut or shear off little by little.

**કરપી**, (સ્ત્રી.) નકામું ઘાસ કાપવાનું ખેડૂત કે માળીનું ઓજાર; a farmer's or a gardener's weeding tool, a harrow.

**કરપી**, (વિ.) લોભી, કંજૂસ; greedy, miserly.

**કરપીણ**, (વિ.) કમકમાટીભર્યું; shocking and disgusting, horrible: (૨) નિર્દય; cruel, cold-blooded, remorseless.

**કરબડી**, (સ્ત્રી.) જુઓ **કરપી**: (૨) પક્ષીઓ માટે ચણ નાખવાનું ટીંગાતું વાસણ; a hanging vessel containing grains for birds.

**કરબવું**, (સ. ક્રિ.) નકામું ઘાસ દૂર કરવું; to remove or cut off useless grass or weeds.

**કરભ**, (પું.) હાથીનું બચ્ચું; an elephant's cub: (૨) નાની ઉંમરનો હાથી; a young elephant: (૩) ઊંટ; a camel: (૪) ઊંટનું બચ્ચું, ખોલકું; a camel's calf.

**કરભાર**, (પું.) કરવેરાનો બોજો; the burden of taxation

**કરભૂષણ**, (ન.) હાથનું ઘરેણું; an ornament for the hand. (૨) દાન; alms-giving: (૩) પતિ, the husband.

(૩) ધરો; a pool of water in a river bed: (૪) સોનીનું એક પ્રકારનું ઓજાર; a kind of goldsmith's tool.

**કરાડો,** (પું.) જુઓ કરાડ: (૨) વહેરવાનું લાકડું મૂકવાનું ચોકઠું; the frame holding wood for sawing.

**કરાણી,** (પું.) વહાણ કે આગબોટનો સામાન્ય અધિકારી, કારકુન કે ભંડારી; an ordinary officer, clerk or a store keeper of a ship or a steamer.

**કરામત,** (સ્ત્રી.) ચમત્કાર; a miracle: (૨) જાદુ; magic. (૩) બનાવટ; illusionary thing, artifice: (૪) કારીગરી, કસબ; workmanship, artistry, craftsmanship: (૫) હિકમત, ચાતુરી; a contrivance, a fine trick, skill, expertness, adeptness, ingenuity, deftness: **કરામતી,** (વિ.) કરામતવાળુ; having the above qualities.

**કરાર,** (પું.) લેખિત કબાલો કે કબૂલાત; a written contract or agreement: (૨) વચન, સ્વીકારપત્ર, a promise, a letter of acceptance or recognition: (૩) બે કે વધારે રાષ્ટ્રો વચ્ચેની સંધિ; a political treaty: (૪) પીડા કે દુઃખનું શમન; pacification or lessening of pain or trouble: (૫) શાંતિ, સુખચેન, harmony, tranquility, peace, comfort: **–નામું, –પત્ર,** (ન.) લેખિત સંધિ કે સમજૂતી, a written treaty or agreement: (૨) દસ્તાવેજ, a document.

**કરાલ(–ળ),** (વિ.) ભયંકર, બિહામણું; horrible, dreadful, frightful: (૨) કઠોર; harsh: (૩) તીવ્ર, ઉગ્ર, intense, severe: (૪) ઊંચું; high, lofty.

**કરાંજવું,** (અ. ક્રિ) મોટા અવાજે બોલવું; to speak loudly or noisily: (૨) મળવિસર્જન માટે આંતરડાંને ઉત્તેજવાં કે જોર આપવું; to stimulate the bowels or exert pressure with a view to discharging excrements.

**કરાંઠી,** (સ્ત્રી.) કપાસ, વ.ની સૂકી ડાંખળી; a dry stalk of a cotton-plant, etc.

**કરિણી,** (સ્ત્રી) હાથણી; a female elephant.

**કરિયાણું,** (ન) તેજાના, મસાલા, ઓસડિયાં, વ.; spices, condiments, drugs, herbs, etc. grocery.

**કરિયાતું,** (ન.) ઔષધ તરીકે ઉપયોગી એક અતિશય કડવી વનસ્પતિ; a very bitter but useful medicinal herb.

**કરિયાવર,** (પું.) પહેરામણી, કન્યાને લગ્ન બાદ વળાવતાં પિતાએ વરપક્ષને આપેલી ભેટો, વ; money, gifts, etc. given by a father to the bridegroom's side at the end of the daughter's marriage.

**કરી,** (પું.) હાથી; an elephant.

**કરી,** (સ્ત્રી.) (રોગીનુ) પથ્યાપથ્ય, પરહેજ; (a sick person's) discretion for food, etc.: (૨) અણુજો; a workers holiday or day of rest.

**કરી, કરીને,** (અ.) –ને અંગે, –ને કારણે; because of, for the reason that: **કરીને,** (અ.) નામે, નામનો; namely, so named.

**કરીમ,** (વિ) દયાળુ; pitiful, merciful, compassionate: (૨) માયાળુ; kind: (૩) ઉદાર; liberal; large-hearted.

**કરુણ,** (વિ.) દયાજનક; pitiable, pathetic, tragic: (૨) શોકકારક; mournful, sad, sorrowful.

**કરુણા,** (સ્ત્રી.) અનુકંપા, દયા; compassion, mercy, pity: (૨) માયાળુપણું; kindness: **કરુણાંત,** (વિ) (સાહિત્યકૃતિ); with a tragic end, ending in a tragedy, (literary work):

**કર્તવ્ય,** (વિ.) કરવા યોગ્ય; worth-doing. (૨) (ન) કર્મ, કામ; an action, a work, a deed: (૩) ફરજ; duty, obligation: (૪) વર્તન; behaviour.

**કર્તા,** (વિ.) કરનારું, ઉત્પન્ન કરનારું, બનાવનારું; doing, creating, originating, making: (૨) (પું.) કરનાર, ઉત્પન્ન કરનાર કે બનાવનાર માણસ; a doer, a creator, an originator, a maker: (૩) લેખક, કવિ, a writer, an author, a poet: (૪) (વ્યા.) ક્રિયાપદનો કર્તા; (gram.) the subject of a verb: **–હર્તા, –હર્ત્તા,** (પું.) ઈશ્વર; God: (૨) સર્વસત્તાધીશ વ્યક્તિ; the person with highest authority or powers, a dictator: (૩) મુખ્ય કે આગેવાન વ્યક્તિ; a leader.

**કર્તૃ,** (વિ.) જુઓ **કર્તા**: **–ત્વ,** (ન) નિર્માણ શક્તિ; the power of doing or creating, potentiality.

**કર્દમ,** (પું.) કીચડ, કાદવ, mud.

**કર્પટ,** (ન) કાપડ; cloth: (૨) કપડું; an article of dress, a garment: (૩) ચીંથરું; a rag.

**કર્પર,** (ન) ખોપરી; the skull: (૨) ઠીકરું; a fragment of an earthen pot or vessel.

**કર્પૂર,** (ન) કપૂર; camphor.

**કર્મ,** (ન.) ક્રિયા; action: (૨) કામ; work, deed: (૩) કોઈ પણ પ્રવૃત્તિ, any activity: (૪) ધંધો, વ્યવસાય; business; profession: (૫) નસીબ, પ્રારબ્ધ; fortune, fate: (૬) પૂર્વજન્મનાં કૃત્યો; actions or deeds of previous births: (૭) દુષ્કૃત્યો; wicked deeds: (૮) કર્તવ્ય, ફરજ, duty: (૯) આચરણ; behaviour: (૧૦) ધાર્મિક પ્રવૃત્તિ, વિધિ કે વ્રત; religious activity, ceremony, performance of a religious vow: (૧૧) (વ્યા) ક્રિયાપદનું કર્મ; (Gram.) an object of a verb: **–કાંડ,** (ન.) ધાર્મિક ક્રિયા અને વિધિઓને લગતો વેદોનો ભાગ; the section of the Vedas dealing with religious rites and ceremonies: **–ક્ષેત્ર,** (ન.) **–ભૂમિ,** (સ્ત્રી.) કર્મ કરવાનું ક્ષેત્ર; the field or place of actions or deeds or activity: (૨) ધાર્મિક કૃત્યો અર્થાત્ આધ્યાત્મિક પ્રવૃત્તિ કરવાનો પ્રદેશ; a region or country fit for undertaking religious or spiritual activities: (૩) ભારત; India: **–ચંડાળ,** (પું.) અત્યંત નીચ કર્મો કરનાર, દુરાચારી, મહાપાપી માણસ; one who does the most wicked acts or deeds, an extremely wicked person; a great sinner, a devilish man: **–ઠ,** (વિ.) ફરજ અથવા ધર્મનું ચીવટથી પાલન કરનારુ; keen on fulfilling duties, obligations and observing religious rules: (૨) ક્રિયાશીલ, પ્રવૃત્તિમય; active, engrossed in creative work: (૩) બાહ્ય સ્વચ્છતા અને પવિત્રતાનું આગ્રહી; insistent on external cleanliness and purity.

**કર્મણિપ્રયોગ,** (પું.) વ્યાકરણનો સહાભેદ; the passive voice in grammar.

**કર્મણ્ય,** (વિ.) હોશિયાર, આવડતવાળું, કુશળ; adept, clever, efficient, skilful, deft: (૨) (ન.) પ્રવૃત્તિ; activity: (૩) ઉદ્યમ; diligence, industry: (૪) ઉદ્યોગ, occupation, vocation, business, profession, industry.

**કર્મનિષ્ઠ,** (વિ.) કર્મકાંડનું ચુસ્તપણે આચરણ કરનાર, strictly observing or performing religious rites: (૨) ધાર્મિક બાબતોમાં ચુસ્ત, strictly religious; conservative about religion: (૩) કર્તવ્યપરાયણ; eager to fulfil one's duties; dutiful.

**કલમ,** (સ્ત્રી.) લખવાનું કોઈ પણ સાધન, લેખિની, લેખણ; any means of writing, a pen, a writing reed, a fountain pen: (૨) હસ્તાક્ષર, handwriting: (૩) લેખનશક્તિ, લેખનકલા; the art or power of writing: (૪) ચિત્રકામ કરવાની શક્તિ કે કલા; the art or power of painting or drawing: (૫) ચિત્રકારની પીંછી; a painter's brush: (૬) વાવવા માટેની ઝાડની ડાળખી કે કલમ; a graft or a sapling of a tree for planting: (૭) કંડિકા; a stanza, a paragraph: (૮) કરાર કે દસ્તાવેજની શરત; a term or condition of an agreement or document: (૯) લિપિ કે ભાષા; a script or language: **-બંદી,** (સ્ત્રી.) ક્રમવાર કંડિકાઓ પાડીને કરેલું વ્યવસ્થિત લખાણ; orderly, item by item paragraphed writing: (૨) જપ્તી, ટાંચ; an attachment, an order for confiscation: (૩) જપ્ત કરેલી વસ્તુઓની યાદી; a list of things got by attachment or confiscation: (૪) કરાર, an agreement: **-વાર,** (અ.) કંડિકાઓ પ્રમાણે ક્રમવાર, વ્યવસ્થિત; item by item, in regular paragraphs, orderly: **કલમી,** (વિ.) કલમ કરીને રોપેલું (ઝાડ); grafted (plant).

**કલમી,** (પું.) એક પ્રકારના ચોખા, a kind of rice

**કલમી, કલમીન,** (સ્ત્રી.) વહાણનો બીજો નાનો કૂવા થંભ; the second and smaller mast of a ship: (૨) એના પરનો નાનો સઢ; smaller sail on it.

**કલમો,** (પું.) કુરાનનું સૂત્ર; a hymn of the Holy Quran: (૨) મુસ્લિમોનું દીક્ષા વાક્ય કે શ્રદ્ધાવાક્ય; an Islamic confession of religious faith.

**કલરવ,** (પું.) મધુર કર્ણપ્રિય અવાજ (પક્ષીઓનો); sweet sonorous sound (of birds).

**કલરોળ,** (પું.) જુઓ **કલકલાટ, કલરવ.**

**કલવવું,** (સ. ક્રિ.) પજવવું, ખીજવવું; to tease, to annoy, to harass.

**કલવો,** (પું.) કોળિયો; a mouthful, a morsel: (૨) લગ્નવિધિ બાદ કન્યાપક્ષ તરફથી વરરાજા માટે મોકલાતો કંસાર; a sweet preparation of wheat sent for the bridegroom from the bride's side just after the marriage ceremony is over.

**કલશ,** (પું.) જુઓ **કળશ.**

**કલશોર,** (પું.) જુઓ **કલરવ.**

**કલહ,** (પું.) કંકાસ, અણબનાવ, discord, unfriendly relation: (૨) કજિયો, લડાઈ; a quarrel, a brawl, a strife.

**કલંક,** (ન.) ડાઘ; a blot: (૨) બટ્ટો, બદનામી, લાંછન; a blemish, disgrace, disrepute: (૩) ખોટો આરોપ; a wrong blame or accusation or allegation: **કલંકિત,** (વિ.) કલંક પામેલું; tarnished, blemished, disreputed

**કલંકી,** (વિ.) કલંકિત; tarnished, blemished (૨) (પું.) ચંદ્ર; the moon.

**કલંકી(-ગી),** (પું.) જુઓ **કલ્કી.**

**કલંદર,** (પું.) ફકીર; (muslim) mendicant or ascetic: (૨) મદારી; a juggler: (૩) આત્મસંતુષ્ટ માણસ; a self satisfied man: (૪) વર્ણસંકર વ્યક્તિ; a person of mixed castes, a person born of adultery.

**કલા(-ળા),** (સ્ત્રી.) કલ્પનાયુક્ત મનોહર વસ્તુનું નિર્માણ કરવું તે, art: (૨) એવી શક્તિ; artistic skill: (૩) કોઈ પણ લલિતકલા; any one of the fine arts: (૪) કોઈ પણ વસ્તુનો નિયત કે ક્રમિક ભાગ; a part, a digit or a phase

**કલાંઠી,** (સ્ત્રી.) પાંસળી; a rib: (૨) પાસુ; a side or flank.
**કલિ,** (પું.) કલહ, કજિયો, strife, discord, quarrel: (૨) મારામારી, a brawl: (૩) યુદ્ધ, લડાઈ; a war, a battle: (૪) વૈમનસ્ય; enmity: (૫) દુર્ગુણ; vice: (૬) પાપ, પાપબુદ્ધિ; sin, sinful temperament: (૭) શયતાન, અસુર; the satan, a monster, a demon, a wicked spirit: **–કાલ, –કાળ, –યુગ,** (પું.) પાપાચાર અને અધર્મના પ્રભુત્વનો યુગ; the age of immorality and sins.
**કલિકા,** (સ્ત્રી.) કળી; a bud.
**કલિંગડ(–ડું),**(ન.)તડબૂચ; watermelon.
**કલુષિત,** (વિ.) કલંકિત; blemished, disreputed, slandered: (૨) મલિન, કાદવવાળું; soiled, dirty, muddy: (૩) પાપી; sinful: (૪) દુષ્ટ; wicked
**કલેજું,** (ન.) પિત્તાશય, કાળજું; the liver that creates digestive juice: (૨) હૃદય; the heart.
**કલેડું,** (ન.) રોટલી, રોટલા, વ. પકાવવાની માટીની તાવડી; a shallow earthen pan to bake bread or loaf.
**કલેડી,** (સ્ત્રી.) નાની તાવડી; small pan.
**કલેવર,** (ન.) શરીર; the body of a human being or an animal.
**કલેંદુ,** (પું.) સુદ બીજનો ચંદ્ર; the crescent moon.
**કલ્ક,** (પું.) લૂગદી, લોદો; a paste or a ball made by crushing.
**કલ્કિ (કલ્કી),** (પું.) ભગવાન વિષ્ણુનો હવે પછી થવાનો દશમો અને છેલ્લો અવતાર; the would be tenth or the last incarnation of Lord Vishnu.
**કલ્પ,** (પું.) બ્રહ્માનો એક દિવસ, જે ૪,૩૨,૦૦,૦૦,૦૦૦ વર્ષોનો બનેલો છે; Lord Brahma's time span of a single day which is made up of 4,320,000,000 years: (૨) ધાર્મિક વિધિ; a religious rite or ceremony: (૩) યજ્ઞક્રિયાને લગતી વેદની એક શાખા; a branch of the Vedas dealing with the performance of a sacrifice: (૪) શક્તિ કે યૌવન મેળવવાનો ઔષધિપ્રયોગ; a medicinal treatment for rejuvenation.
**કલ્પતરુ, કલ્પદ્રુમ, કલ્પવૃક્ષ,** (ન.) સ્વર્ગના બગીચાનું એક કાલ્પનિક ઝાડ જેની નીચે બેસનારની સર્વ ઇચ્છાઓ સંતોષાય છે; a fabulous tree in the garden of heaven, having the power to satisfy all the desires of persons who sit under it: (૨) વગર મહેનતે પુષ્કળ નફો આપતો ધંધો; effortless but highly profitable profession.
**કલ્પના,** (સ્ત્રી.) વિચાર; a thought, an idea: (૨) માનસિક ખ્યાલ, ધારણા; imagination: (૩) તરંગ, a whim, a fancy: (૪) અનુમાન; an inference, a guess: **–સૃષ્ટિ,** (સ્ત્રી.) કલ્પનાનું જગત, માનસિક જગત, મનોરાજ્ય; the world of imagination, mental world, utopia: **–શક્તિ,** (સ્ત્રી.) અસાધારણ વિચાર કે ખ્યાલ બાંધવાની શક્તિ, કલ્પિત સાહિત્યસર્જનની શક્તિ; the power of imagination, the power to write fiction or imaginary literature.
**કલ્પવું,** (સ. ક્રિ.) કલ્પના કરવી; to imagine: (૨) વિચારવું; to think: (૩) અનુમાન કરવું; to infer.
**કલ્પાંત,** (પું.) સૃષ્ટિ અને જગતનો અંત, પ્રલયકાળ; deluge, the end or destruction of the universe and the world, the doom's day, chaos:

(૨) ઉગ્ર શોક, વિષાદ કે વ્યથા; intense bewailment, sorrow or affliction.

**કલ્પિત,** (વિ.) કલ્પનાથી સર્જેલું; imagined, fancied: (૨) અવાસ્તવિક; unrealistic: (૩) ઉપજાવી કાઢેલું, બનાવટી; fabricated, fictitious, fanciful, faked: (૪) (ન.) કલ્પનાનું સર્જન; an imaginary creation.

**કલ્મશ,** (પુ.) મેલ; dirt, filth: (૨) ડાઘ, કલંક, a stain, a blemish: (૩) કાળાશ, blackness: (૪) પાપ; a sin

**કલ્યાણ,** (ન.) સુખ; happiness: (૨) આબાદી, prosperity: (૩) શ્રેય; well-being: (૪) આશીર્વાદ, a blessing: **–કારી,** (વિ.) સુખદાયક, આશીર્વાદરૂપ; conducive to happiness and prosperity, blissful. (૨) લાભકારક; beneficial: **કલ્યાણી,** (સ્ત્રી.) કલ્યાણકારી દેવી, a goddess who blesses and leads to prosperity: (૨) સૌભાગ્યવતી સ્ત્રી; a woman whose husband is alive

**કલ્લી,** (સ્ત્રી.) કાંડાનું ઘરેણું; a wristlet: (૨) ધોતિયું, સાડી, વ.ની પાટલી; folds of the loose lower garment of a sari, dhoti, etc: **કલ્લું,** (ન.) પગનું ઘરેણું; an anklet.

**કલ્લો,** (પું.) હાથમાં સમાય એટલો જથ્થો; a handful of quantity.

**કલ્લોલ,** (પુ.) મોજું, તરંગ, a wave, a surge, a ripple: (૨) આનંદનો અતિરેક, ecstasy: (૩) ઉમંગ, zeal, enthusiasm: (૩) આનંદના નાદ; bellowings, loud cries of joy, whoops: **–વું,** (અ. ક્રિ.) કલ્લોલ કરવો; to enjoy, to be excessively and noisily delighted, to feel ecstasy.

**કવખત,** (પુ.) (સ્ત્રી) અયોગ્ય સમય; improper time: (૨) અશુભ સમય; inauspicious time.

**કવચ.** (ન.) બખતર; an armour: (૨) મંત્રેલું માદળિયું, તાવીજ; an amulet, a talisman: (૩) આફતથી રક્ષણ કરવા માટેનો મંત્ર; an occult protective charm against danger.

**કવન.** (ન.) કાવ્યનિર્માણ; versification, composition of poetry: (૨) કાવ્ય-સાહિત્ય; poetry: (૩) કવિતા; a poem.

**કવયિત્રી.** (સ્ત્રી.) સ્ત્રી કવિ; a poetess.

**કવર.** (ન.) પરબીડિયું; an envelope.

**કવરું.** (વિ.) તીક્ષ્ણ; sharp, pointed, intense: (૨) વાંકું; crooked, curved: (૩) વાંધાજનક; objectionable: (૪) કઠોર, કટુ (ભાષા); harsh, bitter (language).

**કવરાવવું.** (સ. ક્રિ.) પજવવું, ત્રાસ આપવો; to tease, to harass, to annoy: (૨) હેરાન કરવું; to trouble.

**કવલ(–ળ).** (પુ.) કોળિયો, ગ્રાસ; a mouthful, a morsel.

**કવલું.** (ન.) નળિયું; a roofing tile: (૨) મોભારિયું; a big tile on the top most horizontal line of a roof.

**કવવું.** (સ. ક્રિ.) કાવ્યો રચવાં; to versify, to compose poetry: (૨) વર્ણન કરવું; to describe, to narrate: (૩) સ્તુતિ કે પ્રશંસા કરવાં; to eulogise, to extole, to praise

**કવાણ.** (ન.) શારીરિક ખામી, ખોડ; a physical deficiency or imperfection or defect: (૨) કલંક; a blemish: **કવાણું,** (વિ.) ખોડવાળું; physically defective, maimed.

**કવાયત,** (સ્ત્રી) લશ્કરી શિસ્તની તાલીમ; training in military discipline: (૨) શિસ્તબદ્ધ હલનચલન; disciplined movement, a parade, a drill, a march: (૩) તાલીમ; training: (૪) સચોટ યુક્તિ કે કરામત, a subtle or unfailing scheme or device.

**કવાર,** (પું.) અશુભ દિવસ કે સમય; an inauspicious day or time.

**કવિ,** (પું.) કાવ્યો રચનાર; a poet: (૨) ભાટ, ચારણ; a bard, a minstrel: **-તા,** (સ્ત્રી.) કાવ્ય; a poem: (૨) કાવ્ય-સાહિત્ય; poetry.

**કવેણ,** (ન.) અયોગ્ય ભાષા કે સંભાષણ; improper language or speech: (૨) ગાળ, અપશબ્દો; revilement, abusing speech.

**કવેળા,** (સ્ત્રી.) જુઓ **કવખત.**

**કવ્વા(-વા)લ,** (પું.) અમુક પ્રકારની ગઝલો ગાનાર; a vocal musician singing songs of a peculiar tune.

**કવ્વા(વા)લી,** (સ્ત્રી.) ગઝલ; a song in a peculiar tune.

**કશું, કશુંક,** (વિ.) (સ.) કોઈ, કાંઈ, કોઈક, કાંઈક; what, some, any, whatever, whatever thing, something.

**કશ્યપ,** (પું.) કાચબો; a tortoise, a turtle: (૨) દેવો અને દાનવોના પિતા કશ્યપ ઋષિ; The great sage Kashyap, the father of the gods and the demons.

**કષાય,** (પું.) ઉકાળો, કાવો, a decoction: (૨) તૂરો સ્વાદ; the astringent taste: (૩) ભગવો રંગ; dull reddish brown colour: (૪) મેલ, dirt, filth: (૫) કાટ; rust: (૬) કલંક, ડાઘ; a blemish, a blot: (૭) પાપ; a sin: (૮) કામના, લાગણીની ઉત્તેજના, passion, a sexual desire, emotion.

**કષાય, કષાયિત,** (વિ.) રંગેલું; dyed, coloured: (૨) ભગવા રંગનું; of dull reddish brown colour: (૩) તૂરું; astringent: (૪) બેસ્વાદ; distasteful: (૫) વિકૃત, બગડેલું, spoiled, deformed, mixed with foreign or undesirable elements: (૬) ગંદું; dirty: (૭) ખિન્ન, વ્યથિત; dejected, afflicted.

**કષ્ટ,** (ન.) શ્રમ; exertion: (૨) મહેનત; labour, hard work, effort: (૩) દુઃખ, આફત, ઉપાધિ; misery, difficulty, trouble, disaster: (૪) વ્યથા, સંતાપ; affliction, intense anxiety, suffering: **-પ્રદ,** (વિ.) કષ્ટ કે દુઃખ આપે એવું; troublesome, tedious, exertive, strenuous: **કષ્ટાવું,** (અ. ક્રિ.) દુઃખ કે પીડા સહેવાં, to suffer misery or pain: (૨) પ્રસવની પીડા સહેવી; to suffer the pangs of delivery (of a child).

**કસ,** (પું.) સત્ત્વ, સારતત્ત્વ; spirit, essence, pith, cream, extract: (૨) બળ, શક્તિ; strength, power, might: (૩) કસોટીથી નક્કી કરેલ સોનું, ચાંદી, વની શુદ્ધતા; purity of gold, silver, etc. determined after a test on the touch-stone: (૪) કસોટી; a test: (૫) લાભ, નફો, advantage, profit: (૬) ફળદ્રુપતા; fertility.

**કસ(-શ),** (સ્ત્રી.) બંડી, વની બટનને બદલે મુકાતી દોરી; a string in the place of a button for fitting a jacket, a robe or a bodice.

**કસકસવું,** (સ. ક્રિ.) ખૂબ તંગ કરીને કે ખેંચીને બાંધવું; to bind or fasten tensely: (૨) (અ. ક્રિ.) ખૂબ ખેંચાવું; to be pulled or drawn tensely: **કસકસતું,** (વિ.) તંગ, ખૂબ ખેંચીને બાંધેલું; tense, tight, bound or fastened tightly.

**કસટિયો,** (પું.) માલ પર ઊંચા વ્યાજે ધીરધાર કરનાર, an interest mongering pawnbroker.

**કસણવું,** (સ. ક્રિ.) ગૂંદીને પિંડો કરવો; to knead into a ball: (૨) મસળવું, મસળીને કેળવવું; to rub hard for-

mixing, to make softer or finer by kneading.

**કસણી,** (સ્ત્રી.) સસણી, નાના બાળકોને થતો કફ કે શ્વાસનો રોગ; children's disease of the lungs marked with cold, cough and whooping.

**કસ(-ષ)ણી,** (સ્ત્રી.) કસોટી; a test: (૨) આફત કે ઉગ્ર કસોટીનો સમય; a time of adversity or need or a severe test: (૩) પૈસા રાખવાની કોથળી; a loose bag of cloth for keeping money.

**કસનળી,** (સ્ત્રી.) વિજ્ઞાનના પ્રયોગોમા વપરાતી કાચની નળી; a test-tube.

**કસબ,** (પુ.) જરી, ભરતકામ, વ.માં વપરાતો સોના કે ચાંદીનો તાર; a gold or silver thread for embroidery: (૨) ધંધો, રોજગાર, a business, a profession: (૩) હુન્નર; industry: (૪) કારીગરી; craftmanship: (૫) ધંધાદારી કૌશલ્ય; business or professional proficiency: (૬) નિપુણતા, નિષ્ણાતપણું; expertness, skill, deftness, technical cleverness: (૭) કરામત, યુક્તિપ્રયુક્તિ; an artifice, a device: **કસબી,** (વિ.) કસબવાળુ, brocaded, embroidered with gold or silver: (૨) કારીગરીમા નિષ્ણાત, expert in craftsmanship: (૩) (પુ.) કુશળ કારીગર, a clever, proficient or skilful craftsman or artist.

**કસબણ, કસબાતણ,** (સ્ત્રી.) રૂપજીવિની, વેશ્યા, a prostitute, a harlot, a whore.

**કસબો,** (પું.) નાનુ શહેર; a town: **કસબાતી,** (વિ.) મા રહેનારુ; residing in a town.

**કસમ,** (પુ. બ. વ.) સોગન; oath, vow: **–નામું,** (ન.) સોગનનામુ; an affidavit.

**કસર,** (સ્ત્રી) ઘટ, ખોટ; shortage or loss due to transportation, breakage, etc: (૨) ખામી, અપૂર્ણતા, a deficiency, imperfection, shortcoming: (૩) કચાશ; immaturity, unripeness: (૪) કરકસર; frugality, economy: (૫) નુકસાન, ખોટ; loss, harm.

**કસરત,** (સ્ત્રી.) વ્યાયામ; physical exercise, gymnastic practice, athletics: **–શાળા,** (સ્ત્રી.) a gymnasium: **–બાજ,** (વિ.) વ્યાયામનું શોખીન; fond of athletics.

**કસવાવું,** (અ. ક્રિ.) બેચેની થવી, તાવ આવવાની લાગણી થવી; to feel giddy, restless or feverish: **કસવાણ,** (સ્ત્રી.) બેચેની; giddiness, discomfort, restlessness: (૨) માંદગી; sickness.

**કસવું,** (સ. ક્રિ.) તંગ કરીને અથવા સખત બાંધવું; to bind or fasten tightly: (૨) થકવવું, પરિશ્રમ કરાવવો; to fatigue, to cause to work or labour hard, to exert: (૩) સતાવવુ: to harass, to tease, to annoy: (૪) દુઃખ દેવું, પીડવુ; to oppress: (૫) કસોટી કરવી; to test: (૬) અજમાવવું; to try, to use: (૭) સોનું, ચાંદી, વ.ની કસોટી કરીને શુદ્ધતા નક્કી કરવી; to ascertain the purity of gold, silver, etc. by testing: (૮) ભાવતાલ માટે રકઝક કરવી; to bargain.

**કસાઈ,** (પું.) ખોરાક માટે પશુઓની કતલ કરનાર અને એમનું માસ વેચનાર, a butcher: (૨) નિર્દય માણસ, ખૂની, a a cruel man, a murderer.

**કસાવું,** (અ. ક્રિ.) અનુભવથી ઘડતર થવું; to be trained by experience, to be seasoned: (૨) પરિશ્રમયુક્ત જીવન જીવવું; to lead a life of hard work or perseverance: (૩) થાક લાગવો; to be fatigued or tired or wearied: (૪) હેરાન થવું; to be troubled, pestered, annoyed or

harassed: **કસાયેલું**, (વિ.) અનુભવથી ઘડાયેલું; trained or matured by experience, seasoned.

**કસી(-શી)દો**, (પું.) જરી અથવા કસબનું ભરતકામ; gold or silver embroidery.

**કસુતરું**, (વિ.) સહેલું કે સીધું નહિ એવું, neither easy nor straight: (૨) મુશ્કેલ, અગવડભર્યું; difficult, uncomfortable, unweildy: (૩) ગૂંચવણવાળું; intricate: (૪) પજવે કે ત્રાસ આપે એવું; annoying, vexacious, teasing: (૫) વિકૃત કે બગડી ગયેલું; deformed or spoiled: (૬) વાંકું; crooked, not straight, intriguing: (૭) આડું; cross.

**કસુવાણ**, (સ્ત્રી.) જુઓ **કસવાવું**, **કસવાણ**.

**કસુવાવડ**, (સ્ત્રી.) અકાળે પ્રસવ થવો તે, અપક્વ ગર્ભનું પતન; abortion, miscarriage.

**કસું(-સૂં)બો**, (પું.) એક પ્રકારની વનસ્પતિ; a kind of a plant: (૨) એના ફૂલમાંથી બનતો કેસરી રંગ; saffron colour made from its flowers: (૩) એ રંગનું કપડું; a saffron-coloured garment: (૪) અફીણની પ્રવાહી માત્રા; a dose of opium: **કસું(-સૂં)બલ**, (વિ.) કેસરી અર્થાત્ ચળકતા ઘેરા લાલ રંગનું; saffron-coloured, i.e. deep bright red: **કસું(-સૂં)બી, કસુંબલ**, (વિ) (સ્ત્રી) કેસરી રંગ, saffron or deep bright red or crimson colour.

**કસૂર**, (સ્ત્રી.) ભૂલચૂક; a mistake, an error: (૨) ખામી; short-coming, deficiency: (૩) વાંક, ગુનો; a fault, a crime, an offence.

**કસોજ(-જું)**, (વિ) જુઓ **કસુતરું**: (૨) અશુદ્ધ; impure: (૩) અપવિત્ર; defiled, polluted, impious: (૪) કામ ન આપે એવું (યંત્ર, વ.); out of order, not in normal working condition.

**કસોટી**, (સ્ત્રી.) આકરી પરીક્ષા; a severe test: (૨) સોનાચાંદી, વ નો કસ કાઢવાનો પથ્થર; a touchstone: (૩) પરખ; a test: (૪) પ્રયોગ; an experiment: (૫) અજમાયશ; a trial.

**કસ્તર**, (ન.) રજ, તણખલું; a very small particle of dust or grass, etc., a mole: (૨) જૂનાં ભાંગેલાં વાસણની દુરસ્તી માટેનો લેપ; a paste for repairing old, broken utensils.

**કસ્તી**, (સ્ત્રી.) પારસીઓ કેડ પર બાંધે છે એ પવિત્ર દોરી કે જનોઈ, the sacred thread worn by the Parsees round the waist.

**કસ્તૂરી**, (**કસ્તુરિકા, કસ્તૂરિકા**), (સ્ત્રી.) હરણની ડૂંટીમાથી નીકળતો ઔષધી તરીકે ઉપયોગી સુગંધી પદાર્થ; musk: **-મૃગ**, (પું.) એવું હરણ; a musk-deer.

**કહાણી**, (સ્ત્રી) વાર્તા; a tale, a story: (૨) દંતકથા; a fable: (૩) કહેવત; a proverb, a saying: (૪) કરુણ કથા; a tragedy.

**કહાર**, (પુ.) પાલખી કે મ્યાનો ઊંચકનારો, ભોઈ; a litter-bearer, a stretcher-bearer.

**કહીં**, (અ) ક્યાં, કયે સ્થળે; where, at which place: **-ક**, (અ.) કોઈ સ્થળે; at some place, somewhere: **કહીં-કહીં**, (અ.) કોઈ કોઈ સ્થળે; at some places.

**કહેણ(-ણું)**, (ન.) સંદેશો; a message: (૨) તેડું; a call: (૩) નિમંત્રણ; an invitation: (૪) વચન, મૌખિક વિધાન; a verbal statement: (૫) હુકમ, આદેશ; an order, a command: **કહેણી**, (સ્ત્રી.) કહેવત; a saying, a proverb: (૨) બોલવાની કે કહેવાની રીત, mode of speaking or saying: (૩) વાર્તા; a story, a tale: (૪) પ્રતિષ્ઠાહાનિ,

લોકાપવાદ; disrepute, a public slander.

**કહેતી**, (સ્ત્રી.) કહેવત; a proverb, a saying, maxim: (૨) વાર્તા; a story, a narration, a tale: (૩) લોકાપવાદ, disrepute, a public slander or disgrace.

**કહેવત**, (સ્ત્રી.) રૂઢ અર્થગંભીર વાક્યપ્રયોગ, લોકોક્તિ, a maxim, a proverb, a saying (૨) દ્યાન્ત, a moral narration or story. (૩) ઉદાહરણ; an example.

**કહેવાપણું**, (ન.) ટીકાપાત્ર બાબત, ખામી; a point of criticism, a deficiency: (૨) દોષ, a fault, a short-coming, a defect.

**કહેવું**, (સ. ક્રિ.) બોલીને જણાવવું; to say, to tell, to utter: (૨) સંબોધવું; to address

**કહ્યાગરું**, (વિ.) આજ્ઞાંકિત, obeisant, obedient.

**કળ**, (સ્ત્રી.) કોઈ વસ્તુ બંધ કરવાની કે ઉઘાડવાની યાંત્રિક રચના; a mechanical device for opening or shutting up a thing, a mechanical stopper. (૨) યાંત્રિક ચાપ કે ચાવી; a switch: (૩) કરામત, યુક્તિ, a device, a scheme, a trick: (૪) રહસ્ય સમજવાની શક્તિ; the power to understand secrets: (૫) ઉચ્ચ પ્રકારનું વ્યવહારુ જ્ઞાન; high practical, or pragmatic knowledge: (૬) પ્રહાર થવાથી કે વાગવાથી થતી ઉગ્ર પીડા; severe pain resulting from a wound or a blow: (૭) એથી આવતી મૂર્છા; faint or unconsciousness resulting from that: (૮) અનુમાન; an inference.

**કળજ(-જુ)ગ**, (પું.) જુઓ કલિયુગ.

**કળણ**, (ન.) બેસવાળી કે કાદવવાળી પોચી જમીન; a marsh, muddy land, a

like a water pot put on the top of the minaret of a temple: **કળશો, કળશિયો,** (પું) લોટો; a water pot: **કળશલી,** (સ્ત્રી) લોટી; a small water pot.

**કળશી,** (સ્ત્રી.) સોળ મણ અનાજનું માપ; a measure of corn equal to sixteen maunds.

**કળા,** (સ્ત્રી) જુઓ **કલા.**

**કળાણ,** (ન.) કાણ; a bog.

**કળાવું,** (અ ક્રિ.) સમજાવું, મનથી ગ્રહણ થવું; to be perceived or understood: (૨) દેખાવું; to appear, to come to view, to manifest

**કળિ, કળિયુગ,** જુઓ **કલિ, કલિયુગ.**

**કળિયો,** (પુ.) ઠળિયો; a fruit-stone: (૨) ડોડો; an ear of corn: (૩) દાડમનો દાણો; a grain of a pomegranate.

**કળી,** (સ્ત્રી.) કલિકા, a bud: (૨) દાણાદાર મીઠાઈ, granular sweet-meat.

**કળીચૂનો,** (પું.) વિશુદ્ધ ચૂનો; pure lime, quicklime.

**કળેવળે, (કળેકળે),** (અ) સમજાવટથી, મુત્સદ્દીગીરીથી, યુક્તિપ્રયુક્તિથી, ડહાપણથી; persuasively, shrewdly, wisely.

**કળો,** (પું.) કજિયો; a quarrel: (૨) અણબનાવ, કલહ; discord, strife.

**કળોટી(-ઠી),** (સ્ત્રી.) સફેદ રેતી; white sand: (૨) ચિરોડી, gypsum powder used for making decorative designs on floors or grounds.

**કંઈ,** (અ) ક્યાં ?; where ?, at which place: **કંઈક,** (અ.) કોઈ સ્થળે; somewhere, at some place: (૨) પ્રશ્નાર્થ અને નકારસૂચક અર્થમાં પણ વપરાય છે (ઉદા લોભી માણસ કંઈ પૈસા આપે ?); is also used in interrogative and negative sensens.

**કંઈ,** (વિ) અમુક, કશું, કાંઈક: some, any, certain: **કંઈક,** (વિ.) (સ.) કશુંક; something, a certain measure or amount

**કંઈ,** (વિ.) અનેક, too many, innumerable: **કંઈક,** (વિ.) (સ) થોડુંક; some

**કંક,** (પુ) એક પ્રકારનું પક્ષી; a kind of bird: (૨) બગલો; a crane: (૩) પાછળના છેડે પીંછાવાળું તીર, an arrow with feathers at the other end: (૪) ઢોંગી અર્થાત્ નામધારી બ્રાહ્મણ; a pretender in the guise of a Brahmin.

**કંકણ,** (ન.) બંગડી, ચૂડી, a bangle, a bracelet of ivory: **કંકણાકાર, કંકણાકૃતિ,** (વિ.) કંકણના આકારનું (સૂર્યનું ગ્રહણ), ring-shaped; annular (eclipse).

**કંકર,** (પું) કાંકરો; a pebble. (૨) ચૂનાનો પથ્થર; lime-stone.

**કંકાવટી,** (સ્ત્રી.) કંકુ રાખવાનું નાનું પાત્ર; a small bowl to keep the red paste used for making auspicious mark on the forehead.

**કંકાસ,** (પું.) કલહ, કજિયો; discord, quarrel, strife: **કંકાસિયું,** (વિ.) કજિયાખોર; quarrelsome, discordant.

**કંકુ,** (ન) કુંકુમ, કપાળ પર ચાંદલો કરવા વપરાતો રાતો પદાર્થ; a red paste used for making an auspicious mark on the forehead.

**કંકોતરી (કંકોત્રી),** (સ્ત્રી.) શુભ પ્રસંગે મોકલાતી આમંત્રણપત્રિકા, an invitation card for an auspicious event.

**કંગન(-ણ),** (ન) જુઓ **કંકણ.**

**કંગની,** (સ્ત્રી.) **કંગવો,** (પુ.) કાંસકી, કાંસકો; a comb.

**કંગાલ(-ળ),** (વિ.) અતિશય ગરીબ; extremely poor, penurious: (૨) દરિદ્રી, કમનસીબ, દુઃખી, wretched, unfortunate, miserable: (૩) તુચ્છ, નિર્માલ્ય, નકામું; insignificant, worthless, trifling: (૪) લાચાર; helpless: **કંગાલિયત,** (સ્ત્રી.) અતિશય ગરીબી; extreme poverty or wretchedness,

penury: (૨) તુચ્છતા; insignificance: (૩) લાચારી; helplessness: (૪) દુર્ભાગ્ય; misfortune.

**કંચન,** (ન.) જુઓ **કાંચન.**

**કંચની,** (સ્ત્રી.) કલાવંતી; a woman well-versed in music and dancing: (૨) વેશ્યા; a prostitute, a harlot.

**કંચવો,** (પું.) કાપડું, કાંચળી; a bodice.

**કંચુક,** (પું.) કંચવો, કાંચળી; a bodice: (૨) બખ્તર; an armour: (૩) સાપની કાંચળી; a serpent's cast off skin, a slough: **કંચુકી,** (સ્ત્રી.) કાંચળી; a bodice: (પું.) જનાનખાનાનો નોકર; an attendant or servant of a harem.

**કંજ,** (પું.) બ્રહ્મા; Lord Brahma: (૨) કમળ; the lotus flower.

**કંજૂસ,** (વિ.) કૃપણ, અતિશય લોભી; miserly, very greedy.

**કંજૂસાઈ,** (સ્ત્રી) કૃપણતા; miserliness, greed.

**કંટક,** (પું.) કાંટો, તીક્ષ્ણ સળી; a thorn, a pointed stiff reed: (૨) આંકડો; a hook: (૩) અડચણ, નડતર, obstacle.

**કંટાશિયું,** (ન) શબને ઢાંકવાનું કપડું; a cloth-covering of a corpse.

**કંટાળવું,** (અ. ક્રિ.) થાક લાગવો, થાકથી અણગમો થવો; to become fatigued or tired, to be disgusted because of fatigue: (૨) અણગમો કે ઘૃણા થવાં; to be disgusted or bored: **કંટાળો,** (પું.) થાક કે શુષ્કતાથી થતો અણગમો; tedium: (૨) થાક; fatigue: (૩) ઘૃણા, અણગમો; disgust, repulsion.

**કંટાળી, કંટાળું,** (વિ.) કાંટાવાળું; thorny, prickly: **કંટાળી,** (સ્ત્રી.) હાથિયો થોર; a kind of thorny plant; catcus.

**કંટિયું,** (ન.) અનાજનું ડૂંડું; an ear of corn, a spike.

**કંટી,** (સ્ત્રી.) અનાજનું ડૂંડું; an ear of corn, a spike: (૨) ડૂંડાંની અંદરના દાણા; grains in a spike. (૩) નાજી ડાંગર; fresh paddy.

**કંટું,** (ન.) જુઓ **ખરેટું.**

**કંટેસરી,** (સ્ત્રી.) ગળામાં પહેરવાનું ઘરેણું, સોનાની માળા, હાર, વ; an ornament worn round the neck, a necklace, etc.

**કંઠ,** (પું) ગળું; the throat: (૨) મૌખિક સૂર; a vocal tune: (૩) કાંઠો, કિનારી; an edge or brim: (૪) કિનારો; a bank, a coast: **–માળ,** (સ્ત્રી.) હાર, ગળાનું ઘરેણું; a necklace: (૨) ગળાનો એક રોગ; a disease of the throat, scrofula: **–સ્થ,** (વિ.) (લખાણ, વ) યાદ કરી રાખેલું, કંઠે કરેલું; committed to memory, memorised, (૨) કંઠમાંથી ઉચ્ચારાતો (વ્યંજન); guttural: **–સ્થાની,** (વિ) કંઠમાંથી ઉચ્ચારાતો (વ્યંજન); guttural: **કંઠાભરણ,** (ન.) ગળાનું ઘરેણું, હાર, વ; an ornament worn round the neck, a necklace.

**કંઠાર(–ળ),** (સ્ત્રી.) સમુદ્રકિનારો; a sea-shore, a coast: (૨) સમુદ્રકિનારાનો પ્રદેશ; coastal region

**કંઠાળ,** (સ્ત્રી) બે વિભાગવાળો કોથળો; a sack with two divisions: (૨) લાકડાની ફાચર; a wooden wedge.

**કંઠી,** (સ્ત્રી.) ડોકનું ઘરેણું, માળા, હાર; an ornament worn round the neck, a necklace: (૨) ધાર્મિક ચિહ્ન તરીકે પહેરાતી પારાની માળા; a necklace of beads worn round the neck as a token of religion

**કંઠ્ય,** (વિ) કંઠનું કે કંઠને લગતું; of or pertaining to the throat: (૨) કંઠસ્થાની; guttural.

**કંડારવું,** (સ ક્રિ) નકસીકામ કરવું, કોતરવું; to engrave, to carve: **કંડાર,** (પું.) નકસીકામ, કોતરકામ; engraving.

**કંડિકા**, (સ્ત્રી.) ફકરો; a stanza, a paragraph: (૨) ટૂંકું લખાણ, નાનું પ્રકરણ; a short writing or article, a small chapter.

**કંડિયો**, (પું.) વાંસ કે નેતરની ટોપલી; a basket made of bamboo or cane.

**કંડી(-ડી)લ**, (ન.) ફાનસ; a lantern: (૨) દીવો રાખવાની કાચની હાંડી; a glass-pot to keep a lamp: **કંડીલિયું**, (ન.) દીવાદાંડી; a light-house.

**કંડુ(-ડૂ)**, (સ્ત્રી.) ખંજવાળ, ચળ; an itching sensation, itch: (૨) ખૂજલી, ખસ, વ.; a skin disease, scabies.

**કંતાઈ, કંતામણ, કંતામણી**, (સ્ત્રી.) કાંતવાનું મહેનતાણું; wages for spinning.

**કંતાવું**, (અ. ક્રિ.) ('કાંતવું' નું કર્મણિ રૂપ); to be spun: (૨) પાતળું થવું, સુકાવું; to become lean, to wither: (૩) ઘટવું, ઓછું થવું; to be reduced.

**કંથ**, (પું.) પતિ, husband.

**કંથા**, (સ્ત્રી.) ચીંથરાં સાંધીને બનાવેલી ગોદડી; a quilt made of rags: (૨) થીગડાંવાળું વસ્ત્ર; a patched garment: **-ધારી**,(પુ.) સાધુ, સંન્યાસી; a monk, an ascetic.

**કંથાર**, (ન.) **કંથારી**, (સ્ત્રી.) **કંથારો**, (પુ.) કાંટાળી વનસ્પતિ; a thorny plant or shrub: **કંથારું**, (ન) એનું ફળ કે બી; its fruit or seed.

**કંદ**, (પું.) (ન.) ખાદ્ય મૂળિયું; an edible bulbous root: **કંદમૂળ (-લ)**, (ન.) કંદ.

**કંદરા**, (સ્ત્રી) **કંદર**, (ન.) ગુફા; a cave: (૨) જમીનની અંદરનું પોલાણ, બખોલ; a cavity in the earth.

**કંદર્પ, (કંદ્રપ)**, (પું.) કામદેવ; Cupid, the god of love.

**કંદુક**, (પું.) રમતગમતમાં વપરાતો દડો; a ball used in games.

**કંદો**, (પું.) જાડી લાકડી, ધોકો; a staff, a club: (૨) લાકડી કે બંદૂકનો જાડો છેડો; a butt of a staff or gun.

**કંદોઈ**, (પું.) સુખડિયો; a confectioner.

**કંદોરો**, (પું.) કમર પર પહેરવાનાં પટ્ટો, ઘરેણું, દોરી, વ; a waist-band: **કંદોરી**, (સ્ત્રી.) નાનો કે પાતળો કંદોરો; a small or a thinner waist-band: (૨) આંકાથી કરેલું ચિહ્ન, આંકો; a mark made with a cut, a cut: (૩) લીટો, a line.

**કંધ**, (સ્ત્રી.) ખભો; one of the two shoulders: (૨) ભારવાહક પશુની ખાંધ; the neck of a beast of burden.

**કંધરા (કંધર)**, (સ્ત્રી.) ગરદન, ડોક; neck.

**કંપ**, (પુ.) કંપારી; a shivering, a tremor: **-ન**, (ન.) કંપવું તે; an act of shivering: **કંપવું**, (અ. ક્રિ.) થરથરવું, ધ્રૂજવું; to shiver, to tremble: (૨) ડરવું, બીવું; to be frightened, to be horrified.

**કંપાયમાન**, (વિ.) ધ્રૂજતું, થરથરતું; shivering, trembling: (૨) અસ્થિર; unstable, unsteady: (૩) હલતું, ડોલતું; shaking, vibrating.

**કંપારી**, (સ્ત્રી) **કંપારો**, (પું.) ધ્રુજારી; a shivering, a trembling, a tremor: (૨) કમકમાટ; a horrible shock, dismay, a shuddering.

**કંબલ**, (પું.) કામળી; a blanket.

**કંબા**, (સ્ત્રી) વાંસની ચીપ; a chip of bamboo.

**કંબુ**, (પું) (ન.) શંખ; a conch: (૨) છીપ; a shell: (૩) ગરદન; the neck.

**કંબુ(-બો)જ**, (પું.) શંખ; a conch: (૨) છીપ; a shell.

**કંસાર**, (પું.) મિષ્ટાન્ન; sweet dish or article of food, made from wheat.

**કંસારી**, (સ્ત્રી.) ઝીનકું; a cricket.

નાજુક; frail, tender: (૩) (પુ.) કાગળ, ચોપડા, વ.નો વેપારી; a stationer: (૪) કાગળ બનાવનાર; a paper manufacturer: **-ચલણ,** (ન.) કાગળનું ચલણી નાણું; paper currency.

**કાગળ(-જ)(-ઝ),** (પું.) ઘાસ, વ.માંથી બનાવાતો લખવા માટેનો પદાર્થ; paper: (૨) પત્ર, લેખિત સંદેશો, a letter, a written message: **-પત્ર,** (પુ.) ટપાલનો પત્ર; a postal letter: **કાગળિયું,** (ન.) ચલણી નોટ, હૂંડી, નાણાંની પહોંચ, અમુક કિંમત ધરાવતો કાગળ, શૅર, વ.; a currency note, a demand draft, a money voucher such as a share certificate etc,: (૨) કાગળનો ટુકડો, a piece or sheet of paper.

**કાગાનીંદર,** (સ્ત્રી.) કાગડાની ઊંઘના જેવી કાચી કે છીછરી ઊંઘ; light sleep broken with the slightest disturbance as that of a crow.

**કાગારોળ,** (પુ.) શોકની કે દુઃખની બૂમો, રોકકળ; noisy bewailment: (૨) કોલાહલ; rowdism, uproar.

**કાચ,** (પું.) રેતી, માટી, વ.ના મિશ્રણથી બનતો પારદર્શક પદાર્થ; glass: (૨) આરસી; a mirror: (૩) પાસાદાર મિશ્રધાતુ; an alloy with facets.

**કાચકી,** (સ્ત્રી.) ઔષધ તરીકે ઉપયોગી કડવી વનસ્પતિ; a bitter herb: (૨) મુશ્કેલી; difficulty, hardship: (૩) ગળાનો રોગ; throat disease: **-કું,** (ન.) **-કો,** (પું.) કાચકીનું ફળ; the fruit of that herb.

**કાચબો,** (પું.) એક પ્રકારનું ચોપગુ જળચર અને ભૂચર પ્રાણી; a tortoise: **કાચબી,** (સ્ત્રી.) કાચબાની માદા; a female tortoise: (૨) ગળાનો રોગ; throat disease: (૩) મેઘધનુષ; a rainbow.

**કાચર,** (સ્ત્રી.) નાનો ટુકડો; a small bit or fragment: **-કૂચર,** (ન.) પરચૂરણ ખાદ્ય પદાર્થો; miscellaneous or various eatables: (૨) નકામી, ભાંગીતૂટી વસ્તુઓનો સમૂહ; a collection or heap of useless broken things; junk: **કાચરી,** (સ્ત્રી.) મીઠામાં આથેલાં શાકની ચીર કે કકડી; a slice of vegetable preserved in salt: **કાચરું,** (ન.) શાક, ફળ, વ.ની ચીર કે કકડી; a slice, of fruit or vegetable

**કાચલી,** (સ્ત્રી.) નાળિયેરનું કોટલું; a coconut-shell: (૨) અમુક પ્રકારનાં શાકની સુકવણી; certain dry sliced or whole vegetables: **કાચલું,** (ન.) નાળિયેરના કોટલાનો અર્ધગોળ ટુકરો; a semi-circular part of a broken coconut-shell: (૨) નદીના પટની ખેડેલી જમીન; a piece or plot of farm land in a river-bed.

**કાચં(-ચિં)(-ચીં)ડો,** (પું.) ગરોળી જેવું પ્રાણી; a chameleon.

**કાચું,** (વિ) અપકવ (ફળ, વ.); unripe, raw (fruit, etc.): (૨) અંશતઃ વિકસિત; partially developed, immature: (૩) અપૂર્ણ; imperfect: (૪) સંપૂર્ણ રીતે નહિ રંધાયેલું; partially cooked or baked: (૫) કુદરતી સ્વરૂપ કે સ્થિતિમાં અર્થાત્ શેકેલું કે રાંધેલું નહિ એવું; raw, natural, uncooked, unbaked: (૬) તકલાદી, નબળું, કામચલાઉ, અલ્પ સમય માટેનું; frail, stuffless, temporary, short-lived: (૭) બિનઅનુભવી, નાદાન; inexperienced, unseasoned, childish, foolish: (૮) પોચું, નરમ; soft, tender: (૯) સાફ નહિ એવું અર્થાત્ બારદાન, વ. સાથેનું; gross: (૧૦) અંદાજી; roughly estimated: (૧૧) અચોક્કસ; uncertain: (૧૨) (ન.) અપૂર્ણતા, કચાશ; imperfection, rawness, unripeness, immaturity: **-કુંવારું,** (વિ.) નાની વયનું અને અવિવાહિત; minor

or immature and unmarried: –કોરું, (વિ.) (ન.) નાસ્તા માટેનો લૂખો ખોરાક; dry eatables taken as a breakfast: –પોચું, (વિ.) બિનઅનુભવી, ડરપોક; inexperienced, timid.

**કાછડી**, (સ્ત્રી.) **કાછડો**, (પું.) ધોતિયા અથવા સાડલાનો કેડ પાછળ ખોસેલો ભાગ; a tuck of a dhoti or sari pressed behind the waist: –છૂટો, (વિ.) (પું.) લંપટ, વ્યભિચારી પુરુષ; an adulterous or lewd man.

**કાછિયો**, (પું.) શાકનો વેપારી, a vegetable merchant: (૨) એ જ્ઞાતિનો માણસ; a member of that caste.

**કાજ**, (ન.) કામ, ધંધાદારી કે વ્યવહારુ પ્રવૃત્તિ; work, business, worldly activity: (૨) કારણ; cause, reason: –ગરું, (વિ.) શક્તિવાળું, આવડતવાળું; powerful, capable, skilful: (૨) સંપૂર્ણ રીતે વિકસિત, તદ્દન યુવાન, fully developed or mature, quite young: (૩) અતિશય વહાલું, લાડકું; very much loved or dear, fondled: (૪) કીમતી; precious, costly: (૫) તકલાદી, કોમળ, નાજુક; frail, tender.

**કાજળ**, (ન.) મેશ; soot, lamp-black: (૨) આંજણ, અંજન, eye-salve made of lamp-black, etc.: –વું, (અ. ક્રિ.) મેશ વળવી; to emit or deposit or be covered with soot: (૨) ઓલવાવું; to be extinguished: કાજળી, (સ્ત્રી.) મેશ; soot: (૨) રાખનો થર; a layer of ashes: (૩) મેશ પાડવાનું માટીનું પાત્ર; an earthen pot to collect soot.

**કાજી(–ઝી)**, (પું.) મુસ્લિમોનો ન્યાયાધીશ; a judge of the Muslims: (૨) ઇસ્લામનો પંડિત; a scholar of Islam.

**કાજુ**, (પું.) એક પ્રકારનો સૂકો મેવો; a cashew-nut.

**કાજે**, (અ.) માટે, અમુક હેતુ માટે; for, for the sake of, on account of.

**કાટ**, (પું.) ધાતુનો વિકાર; rust: (૨) ઇમારતી લાકડું; timber: (૩) નડતર, આડ; an obstacle, an obstructing wall: (૪) કાંટો; a thorn: (૫) (વિ.) લુચ્ચું, પાકું; cunning, shrewd, sly.

**કાટકૂટ**, (સ્ત્રી.) કાપવું, ખાંડવું, વગેરે; cutting, pounding, crushing, etc.: (૨) કાપ્યા પછી વધેલા નકામા ટુકડા; useless chips or cuttings: (૩) ભંગાર; rubbish, junk: (૪) ઇમારતી સામાન; material for building construction.

**કાટકો**, (પું.) કડાકો, મોટી ગર્જના; a loud thunder.

**કાટખૂણ(–ણો)**, (પું.) (ભૂમિતિ) નેવું અંશનો ખૂણો:(Geom.) a right-angle: (૨) કાટખૂણવાળું કારીગરનું ઓજાર; a right angled tool: –ત્રિકોણ, (પું.) કાટખૂણાવાળો ત્રિકોણ; a right-angled triangle.

**કાટપીટિયો**, (પું.) ઇમારતી લાકડાનો વેપારી; a timber merchant.

**કાટમાળ**, (પું.) જૂનો ભાંગ્યોતૂટ્યો ઇમારતી સામાન: old broken building material.

**કાટલું**, (ન.) તોળવાનું આધારભૂત સાધન; a metallic piece of standard weight: (૨) સુવાવડ બાદ સ્ત્રીઓને અપાતી એક વસાણાયુક્ત શક્તિપ્રદ વાની; a tonic, spiced article of food given to women after delivery: (૩) કાપ, ઓછું કરવું તે; a cut, a reduction: (૪) નુકસાન; loss: –કાઢવું, (અ. ક્રિ.) અવરોધ દૂર કરવો; to remove an obstacle: (૨) અવરોધક વ્યક્તિને મારી નાખવી; to kill an obstructing person.

**કાટવું**, (સ. ક્રિ.) કાપવું; to cut, to shear: (૨) કરડવું; to bite: (૩) છેતરવું; to cheat.

**કાટાકાટ,** (સ્ત્રી.) કતલ; massacre, slaughter: (૨) વૈમનસ્ય, અદાવત; enmity, grudge.

**કાઠ,** (પું.) લાકડું; wood: (૨) ઇમારતી લાકડું; timber: **–ડો,** (પું.) **–ડું,** (ન.) ઊંટ, વ. ની ઉપર સવારની અનુકૂળતા માટે મુકાતું લાકડાનું ચોકઠું; a wooden saddle usually placed on a camel, etc. for the rider's comfort: **–ડી,** (સ્ત્રી.) એવું નાનું ચોકઠું.

**કાઠલો,** (પું.) લગ્ન પહેલાં કન્યાને વરપક્ષ તરફથી મળતાં ઘરેણાં, કપડાં, વગેરે; ornaments, clothes, etc. given to the bride by the bride-groom's side before marriage.

**કાઠિન્ય,** (ન.) કઠિનતા; hardness: (૨) દુ:ખી સ્થિતિ; miserable state: (૩) કડકાઈ, કઠોરતા, ક્રૂરતા; severity, austerity, sternness, harshness, cruelty.

**કાઠિયાવાડ,** (પું.) (ન.) સૌરાષ્ટ્રનું જૂનું નામ; an old name of Saurashtra.

**કાઠી,** (સ્ત્રી.) દંડો, લાકડી; a staff, a stick, a club: (૨) બળતણ માટેનું લાકડું; firewood: (૩) જમીનનું એક નાનું માપ; a small measure of land: (૪) (વિ.) (પું.) કાઠિયાવાડનું મૂળ વતની; an original inhabitant of Kathiawar: (૫) શરીરનો બાંધો; physical frame: (૬) એ નામની એક જાતિ.

**કાઠું,** (ન.) શરીરનો બાંધો; physical frame: (૨) ઢાંચો, ખોખું; a sketch, a frame: (૩) કાઠડો; a wooden saddle: (૪) (વિ.) કઠણ; hard: (૪) કઠોર, નિર્દય; merciless: (૫) આકરું; severe, stern; intense: (૬) કંજૂસ; miserly: (૭) હાનિકારક, harmful: (૮) માઠું; inauspicious.

**કાઢવું,** (સ. ક્રિ.) અંદરથી બહાર લાવવું; to take out: (૨) બહાર ખેંચવું; to draw out: (૩) દોરવું, આલેખવું; to trace, to draw, to outline (a design): (૪) છૂટું પાડવું, અલગ કરવું; to separate: (૫) રદ કરવું, બાતલ કરવું; to annul, to omit; (૬) છેકવું; to erase or scratch out, (૭) બોલવું, કહેવું; to speak, to say, to tell: (૮) સ્થાપવું, શરૂ કરવું; to establish, to inaugurate. (૯) ગણતરી કે હિસાબ કરવો; to reckon, to count: (૧૦) જાહેરમાં લાવવું, પ્રતિષ્ઠિત કરવું; to bring to the public, to make reputed, to popularise: (૧૧) ચોક્કસ હેતુ માટે અલગ રાખવુ; to earmark for a specific purpose (૧૨) કમાણી કરવી, મેળવવુ; to earn, to gain.

**કાઢો,** (પુ.) ઉકાળો; a decoction.

**કાણ, કાણમોકાણ,** (સ્ત્રી.) કોઈના મૃત્યુ બાદ શોક વ્યક્ત કરવો, રડવું, વિલાપ કરવો તે, a visit of condolence for expressing sorrow after someone's death: **કાણિયું,** (વિ.) લૌકિકે જનારું (માણસ); paying a visit of condolence after some one's death.

**કાણિયું,** (વિ.) એક આંખવાળું, one eyed.

**કાણું,** (વિ.) છિદ્રાળુ, વેહવાળું, porous, having a hole or holes: (૨) એક આંખવાળું; one eyed: (૩) (ન.) છિદ્ર, બાકું, વેહ; a minute hole, a hole, an opening, an aperture.

**કાતડી,** (સ્ત્રી.) ચામડી; skin (of the body.)

**કાતર,** (સ્ત્રી.) કાતરવાનું ઓજાર; a pair of scissors: (૨) ધારદાર પતરું, કાંકરો, વ.; a sharp edged sheet of metal or a pebble, etc.: (૩) એક પ્રકારનો ઢોરનો રોગ જેમાં શરીર પરથી વાળ ખરી પડે છે; a kind of disease of cattle in which hair is shed down: **–ણ,**

(ન.) ધાતુ, કાગળ, વ.ની કપાયેલી પટ્ટીઓ; cuttings of metal or paper: –ણી, (સ્ત્રી.) કાપવું તે; the act of clipping, cutting or shearing: (૨) કાપવાની ઢબ; mode of cutting: (૩) કાતર.

**કાતર,** (વિ.) કાયર, cowardly: (૨) દુઃખી; miserable: (૩) વાંકું, ત્રાસું; cross, slanting.

**કાતરવું,** (સ. ક્રિ.) કાતરથી કાપવું; to cut or shear with a pair of scissors: (૨) કાપવું; to cut, to clip: (૩) ઘટાડવું; to reduce, to curtail: (૪) મર્મવચન કહેવું, to speak satirically or tauntingly.

**કાતરિયું,** (ન.) છાપરાની નીચેનો નાનો મેડો; a small storey just under a roof, an attic: (૨) ત્રિકોણાકાર મકાન; a triangular building: (૩) પહાડી લોકોનું લાકડાનું બેધારું અસ્ત્ર; a double edged wooden missile of the hillmen: (૪) મકાન તોડવાનું ચોરનું એક ઓજાર; a house breaker's tool: (૫) મગજ, ભેજું, the brain: (૬) ઉગ્ર નેત્રકટાક્ષ; a slanting and vexacious glance: (૭) પથ્થરપાટીનો મોટો ટુકડો, a big piece of a slate.

**કાતરી,** (સ્ત્રી.) પાતળો ચપટો ટુકડો (ફળ, શાક, વ.નો); a wafer, a very thin flat slice (of fruit or vegetable).

**કાતરો,** (પુ.) આમલીનું ફળ, the fruit of the tamarind tree (૨) એના જેવા આકારનું કોઈ પણ ફળ; any fruit so shaped: (૩) અનાજના કોમળ છોડને કોરી ખાતું જીવડું; an insect or pest eating away tender shoots of corn: (૪) મૂછનો થોભિયો, one of the whiskers of the moustache.

**કાતળી,** (સ્ત્રી.) કાતરી; a thin slice: (૨) શેરડીના સાંઠાનો ટુકડો; a piece of a sugar-cane stalk: (૩) એવો કોઈ પણ ટુકડો; any such piece.

**કાતળું,** (ન.) મોટી જાડી ચીરી; a big thick slice: (૨) ગંડેરી; a small round well-cut piece of sugar-cane stalk: (૩) મોટો મેળ વિનાનો ટુકડો; a big irregular piece.

**કાતિલ,** (વિ.) કતલ કરે એવું; apt to slaughter: (૨) પ્રાણઘાતક; fatal, deadly: (૩) અતિશય ઉગ્ર; extremely concentrated or intense.

**કાતી,** (સ્ત્રી.) છરી; a knife: (૨) કરવત; a saw: (૩) (લૌ.) દગોફટકો; fraud,

**કાતું,** (ન.) બૂઠી છરી; a blunt knife.

**કાત્યાયન,** (પું.) એ નામના એક મહાન ઋષિ; a great sage so named: (૨) એ નામના એક મહાન વૈયાકરણી; a great grammarian so named: (૩) (ન.) સમૂળો નાશ, નિકંદન; annihilation, total destruction.

**કાત્યાયની,** (સ્ત્રી.) દેવી પાર્વતી, (દુર્ગા); the goddess Parvati (Durga).

**કાથિયું,** (વિ.) કથ્થઈ (રંગનું); having the colour like that of catechu, coloured with catechu, maroon: (૨) (ન.) કાથીનું દોરડું; a rope of coir: (૩) કાથીની સાદડી; a mattress of coir.

**કાથી,** (સ્ત્રી.) નાળિયેરનાં છાલાંના રેસા કે દોરી, coconut fibres, string or rope made of those fibres; coir.

**કાથો,** (પું.) ખેરની છાલનું સત્ત્વ જે નાગરવેલના પાન પર ચોપડાય છે; catechu: જુઓ **કાથી.**

**કાદર,** (વિ.) શક્તિમાન; capable, powerful.

**કાદવ,** (પું.) કીચડ, ગારો; mud, mire: –કીચડ, (પું.) વિસ્તૃત, ઊંડો, ગંદો કાદવ; widespread, deep, dirty mud

**કાદંબરી,** (સ્ત્રી.) બાણે લખેલી સંસ્કૃત ભાષાની જગવિખ્યાત નવલકથા; the world famous Sanskrit novel by Bana: (૨) એ કથાની નાયિકા; the chief character or the heroine of that novel: (૩) નવલકથા; a novel.

**કાન,** (પું.) સાભળવા માટેના બે અવયવો-માંનો એક; one of the two ears or organs of hearing: (૨) ધ્યાન, લક્ષ; attention, heed: (૩) કાન જેવુ કાણું કે છિદ્ર; an ear like hole or hollow: **–ખજૂરો,** (પુ.) ઘણાં પગવાળું જીવડું, a centipede: **–ચિમડિયું,** (ન.) વડવાગોળ, ચામાચીડિયું, kinds of bats i.e. flying mammals (birds)' **–છેરિયાં, –શિયાં, –શેરિયાં,** (ન.બ.વ.) કાન પરના વાળના ગુચ્છા; curls of hair (partially) covering the ears: **–ટોપી,** (સ્ત્રી) કાન ઢંકાય એવી મોટી ટોપી, a big cap covering the ears' **–પટી (પટ્ટી),** (સ્ત્રી.) કાનની બૂટ કે કોર; the lobe or edge of the ear: **–ફૂટું,** (વિ) બહેરું; deaf. **ફૂસિયાં,** (ન બ. વ.) ચાડીચુગલી, કાનભભેરણી; backbiting, instigation, slander: **–ફૂસિયું,** (વિ.) ચુગલીખોર; slandering, backbiting: (ન.) slander, backbiting: **ફોડિયું,** (વિ) અતિશય મોટા અવાજવાળું; extremely loud: **–ભંભેરણી,** (સ્ત્રી) કોઈની નિંદા કરીને ઉશ્કેરવું તે; instigation by backbiting.

**કાનન,** (ન) જંગલ, વન; a forest.

**કાનમ,** (સ્ત્રી.) કાળી જમીન; black soil: (૨) ગુજરાતનો વડોદરા અને ભરૂચ વચ્ચેનો પ્રદેશ; the region between Vadodara and Bharuch in Gujarat.

**કાનસ,** (સ્ત્રી.) અતરડી, ધાતુ ઘસવાનું ઓજાર; a file (for smoothing metals).

**કાનૂગો,** (પું.) કાયદામાં નિપુણ માણસ; a man well-versed in law, an expert lawyer.

**કાનૂન,** (પું.) કાયદો; a law, a statute: (૨) નિયમ; a rule, a regulation: (૩) રિવાજ, ધારો; a custom, a tradition: **–ભંગ,** (પુ.) કાયદાનો ભંગ; violation of a law: **કાનૂની,** (વિ) કાનૂનને લગતુ; statutory, legal.

**કાનો,** (પું.) લિપિમાં 'આ'ને માટે મુકાતુ 'ા' આવું ચિહ્ન; the sign 'ા' put after a letter of a script: (૨) કોર, કિનાર; edge, brim.

**કાપ,** (પું.) કાપવું કે ઘટાડો કરવો તે; retrenchment, reduction: (૨) કાપ, ચીરો, વાઢ; a cut, a cleft, a crack: (૩) સ્ત્રીઓ માટેનું કાનનુ ઘરેણું, women's ear-ornament: (૪) વેતરવાની યા કાપવાની રીત કે આવડત; method or adroitness of cutting: **–કૂપ,** (સ્ત્રી.) ઘટાડો; reduction, retrenchment: (૨) કરકસર, frugality, thrift, economy: (૩) સુધારોવધારો; correction, amendment.

**કાપડ,** (ન.) સીવ્યા વિનાનું કે કોરું કપડું; cloth, textiles: **કાપડિયો, કાપડી,** (પું )કાપડનો વેપારી; a cloth merchant: **કાપડી,** (વિ ) કાપડને લગતું, relating to cloth or textiles.

**કાપડી,** (પુ.) સંન્યાસી, સાધુ; an ascetic, a monk.

**કાપણી,** (સ્ત્રી ) કાપવાની રીત, the mode of cutting: (૨) લણણી, reaping, harvesting: (૩) સોનીનો કાતર; a goldsmith's pliers.

**કાપલી,** (સ્ત્રી ) કાગળ કે કપડાનો કાપતાં વધેલો નાનો ટુકડો; a clipping of paper or cloth: (૨) માલના દાગીના, વ. પર બંધાતો સરનામું તેમ જ બીજી વિગતના લખાણવાળો પૂઠાનો ટુકડો, a label of a parcel: **કાપલો,** (પું ) મોટી કાપલી, a big slip or clipping of paper, etc.

**કાપવું**, (સ. ક્રિ.) કાતર, છરી, વ.થી ટુકડા કરવા કે ભાગલા પાડવા; to cut: (૨) અલગ કરવું, ભાગલા પાડવા, to separate, to divide: (૩) ઘટાડવું, કરકસર માટે વપરાશમા ઘટાડો કરવો; to reduce, to economise by reducing usage, to retrench, (૪) દૂર કરવું; to remove.

**કાપાકાપ(-પી)**, (સ્ત્રી) મોટા પાયા પરની કતલ, ખૂનરેજી, widespread slaughter or massacre.

**કાપાલ(-લિક)**, (પું) જુઓ **કપાલી**.

**કાપુરુષ**, (પું) નામર્દ કે બાયલો પુરુષ; a coward: (૨) કંગાળ કે અધમ માણસ; a wretched or mean man.

**કાપો**, (પું) કાપ, આંકો, છેકો; a cut, a mark made by cutting, an erasing line: (૨) લીટો, a line: (૩) ચીરો; a crack, a cleft: (૪) વાઢ, જખમ, a wound.

**કાફર**, (વિ.) ઇસ્લામને ન અનુસરનાર માટે ઇસ્લામીઓથી વપરાતું વિશેષણ; an adjective used by the followers of Islam for those who do not follow Islam: (૨) અધર્મી, નાસ્તિક; non-believer, irreligious, infidel, atheist: (૩) લુચ્ચું, બદમાશ; cunning, deceitful: (૪) જંગલી, અસંસ્કારી; brutish, rough, uncivilized: (૫) (પું.) આફ્રિકાની એક આદિવાસી જાતનો માણસ; a member of an aborigine African tribe.

**કાફલો**, (પું) સંઘ, સમુદાય; a group or a body: (૨) યુદ્ધજહાજોનો સમૂહ; a fleet of war-ships, a naval unit.

**કાફી**, (સ્ત્રી.) જુઓ **કૉફી**.

**કાફી**, (વિ.) જરૂર સંતોષાય એવું, પૂરતું; sufficient, enough.

**કાબર**, (સ્ત્રી) એક પ્રકારનું પક્ષી; a kind of bird: (૨) કજિયાખોર કે અત્યંત બોલકણી સ્ત્રી; a quarrelsome or very talkative woman: **-ચીતરું**, **કાબરું**, **કાબરિયું**, (વિ.) ચિત્રવિચિત્ર, વિવિધરંગી; strangely coloured, variegated: (૨) ટપકાંવાળું; spotted.

**કાબૂ**, (પું.) અંકુશ; control, restraint: (૨) સત્તા; power: (૩) અધિકાર, અખત્યાર; authority: (૪) કબજો; possession: (૫) વગ, influence

**કાબેલ**, (વિ) હોશિયાર, clever: (૨) પ્રવીણ; આવડત કે શક્તિવાળું; expert, capable, skilful, proficient, adept: (૩) પહોંચેલું; shrewd, seasoned, practically wise, sly: **કાબેલિયત**, (સ્ત્રી) ઉપરોક્ત બધા ગુણો; all the above qualities.

**કાબો**, (પું.) લૂંટારો; a robber: (૨) પહોંચેલો, પાકો માણસ; a cunning and shrewd person.

**કામ**, (પું.) વાસના, ઇચ્છા; a yearning, a desire, a passion: (૨) વિષયસુખ; sensual happiness or pleasure: (૩) સંભોગની ઇચ્છા; a desire for sexual intercourse: (૪) જાતીય ઉશ્કેરાટ; sexual excitement: (૫) કામદેવ; Cupid, the god of love.

**કામ**, (ન.) લાભદાયી પ્રવૃત્તિ; a profitable activity: (૨) કૃત્ય, કર્મ; an act, a deed: (૩) પ્રવૃત્તિ; activity: (૪) ધંધો, વ્યવસાય, ફરજ; profession, vocation, duty: (૫) બાબત; a matter, an affair: (૬) ઉપયોગ, જરૂર; use, necessity, want (૭) મુકદ્દમો, દાવો; a legal suit: (૮) (અ.) માટે, કાજે; for: **-આવવું**, ઉપયોગી થવું; to be useful: (૨) યુદ્ધમાં મૃત્યુ પામવું; to die in a battle or battlefield. **-કાજ**, (ન.) કોઈ પણ કામ કે પ્રવૃત્તિ; any work or activity: (૨) ધંધો, વ્યવસાય; profession, vocation.

**કામગરું**, (વિ.) પ્રવૃત્તિમય, કામમાં વધારે પડતું પ્રવૃત્ત; full of activity, busy:

(૨) ઉદ્યમી, ઉદ્યોગી; diligent, industrious: (૩) શક્તિ કે આવડતવાળું; capable.

**કામગાર,** (વિ.) મહેનત મજૂરી કરનાર; doing hard manual work or labour: (૨) (પું.) મજૂર, કામદાર; a worker, a labourer.

**કામગી(-ગ)રી,** (સ્ત્રી.) લાભદાયી પ્રવૃત્તિ; profitable activity: (૨) ધંધો, વ્યવસાય; vocation, occupation: (૩) નોકરની ફરજો, duties or obligations of a servant or an employee: (૪) ધંધાદારી સેવા, ચાકરી; service: (૫) સત્તા, અખત્યાર; power, authority.

**કામચલાઉ,** (વિ.) અલ્પ સમય માટે કામ ચલાવવા પૂરતું; tentative: (૨) અવેજીનું; substitutive: (૩) હંગામી, temporary

**કામચોર,** (વિ.) કામ કરવાની વૃત્તિ વિનાનું; not inclined to work, shirking: (૨) પોતાની ફરજ યોગ્ય રીતે ન બજાવે એવું; not properly dutiful: (૩) (પું.) એવી વ્યક્તિ, such a person, a shirker: **કામચોરી,** (સ્ત્રી.) એવી વૃત્તિ; a shirking.

**કામજિત,** (વિ.) વિષયવાસના પર અંકુશ ધરાવતું; self-controlled in the matter of sensual pleasures.

**કામજોગ(-ગું),** (વિ.) કાર્યરત, engaged in work: (૨) ધધાદારી કે કામનો હેતુ સરે એટલા પૂરતું; just sufficient to serve a business or professional end or purpose: (૩) ધંધાદારી; vocational. (૪) ઉપયોગી, કામગીરી આપે એવું; useful, serviceable.

**કામઠી,** (સ્ત્રી.) (-ઠું), (ન.) વાંસનું નાનું ધનુષ; a small bamboo-bow: **કામઠી,** (પું.) ધનુષ વાપરનાર આદિવાસી, માણસ, an aborigine archer.

**કામડી,** (વિ.) (સ્ત્રી.) **કામડું,** (વિ) (ન.) નબળા કે કોમળ બાંધાનું, શરીરે પાતળું; having a weak and tender physical frame, lean.

**કામઢું,** (વિ.) ખૂબ કામ કે પરિશ્રમ કરે એવું; hard-working (૨) ઉદ્યમી; diligent, industrious: (૩) કર્તવ્યનિષ્ઠ, dutiful.

**કામણ,** (ન.) અતિશય મોહ પમાડવો કે આકર્ષવું તે; the act of attracting, bewitching or facinating intensely: (૨) વશીકરણ; enchantment (૩) મેલીવિદ્યા, જંતરમંતર, જાદુ; sorcery, witchery, black art, **-ગારું,** (વિ) અતિશય મોહક; extremely bewitching or attractive.

**કામદ,** (વિ.) ઇચ્છાઓ પૂરી કરનારું; capable of fulfilling desires: (૨) (પું.) ઈશ્વર; God: (૩) ભગવાન શંકરના બીજા પુત્ર કાર્તિકસ્વામી; Kartikswami, the second son of Lord Shiva.

**કામદા,** (વિ.) **કામદ,** (જુઓ ઉપરનો શબ્દ) (૨) (સ્ત્રી.) કામધેનુ; a heavenly cow capable of fulfilling all desires (૩) નાગરવેલ; the betel leaf-plant: (૪) એનું પાન; a betel-leaf.

**કામદાર,** (પું.) દેશી રાજ્યનો મુખ્યઅધિકારી; the chief officer of a native state: (૨) મુખ્ય અધિકારી, પ્રધાન, દીવાન, the chief officer, a minister, an administrator: (૩) નોકરી કરતો માણસ; an employee: (૪) શ્રમજીવી, મજૂર; a manual worker, a labourer.

**કામદેવ,** (પું.) જાતીય પ્રેમ અને કામવાસનાનો દેવ, મદન; Cupid, the god of love.

**કામધંધો,** (પું.) ધંધાદારી પ્રવૃત્તિ; business activity: (૨) ધંધો, વ્યવસાય; business, profession, occupation.

**કામધેનુ,** (સ્ત્રી.) જુઓ **કામદા** [ નં. ૨ ].

**કામના,** (સ્ત્રી.) ઉગ્ર ઇચ્છા; intense desire: (૨) મહત્વાકાંક્ષા, an ambition.

**કામરૂપ,** (વિ.) કોઈ પણ રૂપ ધારણ કરી શકે એવું; capable of assuming any

**કારખાનું**, (ન) નાના કે મોટા પાયા પર ચીજવસ્તુઓ ઉત્પાદન કરવાનું કેન્દ્ર; a factory, a workshop· (૨) એનું મકાન; a factory building: **કારખાનદાર**, (પુ.) કારખાનાનો માલિક, a factory owner,

**કારગત**, (સ્ત્રી.) બળ, શક્તિ; strength, stamina, power, might: (૨) લાગવગ; influence: (૩) ચલણ, sway· (૪) કાર્ય, કાર્યક્ષેત્ર, work, action, field of action: (૫) ઉપયોગીપણું; usefulness

**કારજ**, (ન) કામ; work: (૨) ધંધો; business, profession: (૩) સારો કે માઠો પ્રસંગ; a good or bad occasion or event: (૪) કોઈના મૃત્યુ પછીનો જમણવાર, dinner party after some one's death.

**કારણ**, (ન) કોઈ પણ કાર્ય કે પરિણામનું મૂળ; a cause· (૨) હેતુ; intention: (૩) જરૂર; necessity, want, need: (૪) (અ) કારણ કે, ને અંગે, because of, due to: **કારણ કે**, (અ) એ કારણથી, એટલા માટે; because of, for that reason: **–ભૂત, –રૂપ**, (વિ.) સાધનરૂપ; instrumental, causative.

**કારતક (કાર્તિક)**, (પું.) વિક્રમ સંવતનો પહેલો મહિનો; the first month of the Vikram Samvant: **કારતકી**,(વિ.) કારતકનું કે એ માસમાં આવતું; occuring in the Kartak month.

**કારતૂસ**, (સ્ત્રી) બંદૂક, વગેરેની ટોટી જેવી ગોળી; a cartridge.

**કારભાર**, (પું) વ્યવસ્થા, સંચાલન; management, organisation: (૨) વહીવટ; administration: **કારભારી**, (પું.) વ્યવસ્થાપક; a manager, an organiser: (૨) વહીવટદાર, કારોબારી અધિકારી, દીવાન, પ્રધાન; an administrator, an executive officer, a minister.

**કાર્તિક**, (પુ) જુઓ **કારતક**.

**કાર્મુક**, (ન.) ધનુષ્ય, an archer's bow: (૨) વાંસ; a bamboo stick

**કાર્ય**, (ન.) કૃત્ય, કામ; an act, a deed, work: (૨) પ્રવૃત્તિ; activity: (૩) ક્રિયા; action: (૪) ધંધો, વ્યવસાય; business, profession, occupation: (૫) ફરજ; duty, obligation: (૬) અસર, પરિણામ; effect, result: **–કર**, (વિ) કામ કરનારું, પ્રવૃત્તિમય; working, busy, active: (૨) અસરકારક; effective: **–કર્તા,–કર્તા**, (પુ.) સંચાલક, કારોબારી અધિકારી, વહીવટદાર; a manager, an executive officer, an administrator·(૨) સામાજિક સેવક, સ્વયંસેવક; a social worker, a volunteer: **–કુશલ (–ળ), –દક્ષ, –નિપુણ**, (વિ.) આવડતવાળું, પાવરધું; competent, expert, proficient, adept, deft: **–વાહક**, (વિ) કારોબારી; executive· (પું.) સંચાલક, કારભારી, a manager, an administrator:–**વાહી**, (સ્ત્રી) સભા, વ.નું કામ ચલાવવાની રીત; method of conducting business, procedure:(૨)કાર્યક્રમ;a programme: **–શક્તિ**, (સ્ત્રી) કામ કરવાની શક્તિ કે બળ, વિશિષ્ટ આવડત, નિષ્ણાતપણું; energy, capability, expertness, deftness· **કાર્યાલય**, (પું.) કામકાજ કરવાના સ્થળ, મકાન કે કેન્દ્ર, a place or building where work or business is conducted, an office.

**કાલ**, (પુ.) વખત, સમય; time: (૨) સમયનું માપ; a measure of time: (૩) ઋતુ, મોસમ; season, a period or season of heavy activity: (૪) મૃત્યુ, વિનાશ; death, destruction: **–કૂટ**, (ન.) કાતિલ ઝેર; fatal or concentrated poison: (૨) અફીણ; opium: (૩) સમુદ્રમંથન કરતાં નીકળેલું હળાહળ ઝેર જે ભગવાન શંકરે પીધેલું; the deadly poison got during the churning of the ocean.

which was drunk by Lord Shiva: **–ક્રમ,** (પું.) સમય પસાર થવો તે; the passage of time: (૨) ક્રમિક કાલગણના; sequence of time: **–ક્ષેપ,** (પું.) સમય વેડફવો તે, વિલંબ, waste, loss of time, delay; postponement: **–ગ્રસ્ત,** (વિ.) કાળથી નાશ પામેલું; destroyed by time: (૨) જુનવાણી, લુપ્ત; antiquated, out of use or vogue, obsolete **–ચક્ર,** (ન.) સમયનું યુગાંતરે થતું પુનરાવર્તન; the wheel or cycle of time: (૨) ભાગ્યચક્ર; the cycle of fate: (૩) ભયંકર આફત; a grave calamity or disaster: (૪) જન્મમરણના ફેરા; the cycle of birth and death: **–ત્રય,** (ન.) ત્રણેય કાળ – વર્તમાન, ભૂત અને ભવિષ્ય–નો સમૂહ; the chain of the three tenses viz, the present, the past and the future.

**કાલ,** (સ્ત્રી.) વર્તમાન દિવસની પાછળનો કે આગળનો દિવસ; yesterday or tomorrow: (૨) (અ.) ગઈ કાલે કે આવતી કાલે; yesterday or tomorrow: (૩) થોડા દિવસ પછી; after some days

**કાલપુરુષ,** (પું.) મૃત્યુનો દેવ, યમરાજ; the god of death, Yama.

**કાલબૂત,** (ન.) જોડાની અંદર બેસાડાતું પગના આકારનું લાકડાનું ઓઠું; a wooden foot-shaped frame introduced in a shoe: (૨) મૂળ, ઉત્પત્તિ; a source or origin: (૩) બીબું, ઘાટ, ચોકઠું; a die, a cast, a mould, a frame: (૪) પાયો; the base or foundation.

**કાલમાન,** (ન.) સમયનું માપ; a measure of time: (૨) સમય, યુગબળ કે સંજોગોની પરખ; an understanding or reckoning of the spirit of the age.

**કાલવવું,** (સ. ક્રિ.) પ્રવાહી સાથે મેળવવું; to mix with a liquid

**કાલાવાલા,** (પું. બ. વ.) દીનભાવથી કરેલી આજીજી; an humble request, an entreaty.

**કાલાંતરે,** (અ.) યુગો વીત્યા પછી; after lapse of ages: (૨) લાંબા સમયે; after lapse of much time: (૩) અમુક સમય પછી; after some time.

**કાલિક,** (વિ.) સમય કે કાળને લગતું; pertaining to time.

**કાલિકા,** (સ્ત્રી.) એ નામની દેવી, કાળી માતા; the goddess or mother Kali.

**કાલિમા,** (સ્ત્રી.) કાળપ; blackness: (૨) અંધકાર; darkness: (૩) કલંક, લાંછન; a stain, a blemish: (૪) છાયા; a shade or shadow.

**કાલિંગડું,** (ન.) તડબૂચ, કલિંગડ; a water-melon.

**કાલિંદી,** (સ્ત્રી.) યમુના નદી; the river Yamuna.

**કાલી,** (સ્ત્રી.) જુઓ કાલિકા.

**કાલુ,** (પું.) (સ્ત્રી.) સામુદ્રિક ખડક; a sea-rock: (૨) મોતી ઉત્પન્ન કરતી માછલી; a pearl-fish.

**કાલું,** (વિ.) બાલિશ; childish: (૨) અસ્પષ્ટ અને મધુરી (વાણી); indistinctand pleasant (speech): (૩) તોતડું; lisping.

**કાલું,** (ન.) કપાસનું જીંડવું; a cotton-pod.

**કાલ્પનિક,** (વિ.) કલ્પના પર નિર્ભર; imaginary: (૨) અવાસ્તવિક; unreal: (૩) તરંગી; fantastic: (૪) બનાવટી, ઉપજાવી કાઢેલું, fabricated.

**કાવડ,** (સ્ત્રી.) ખાંધે બોજો ઊંચકવા બનાવેલ વાંસની તુલા; bamboo scales for carrying burdens on a shoulder: **કાવડિયો,** (પું.) કાવડ ઊચકનારો; a man carrying it.

**કાવડિયું,** (ન.) પૈસાના સિક્કા માટેનું જૂનું નામ; an old name for a pice coin.

**કાવતરું**, (ન) દગો, બદમાશી; fraud, roguery: (૨) પ્રપંચ; intrigue: (૩) છૂપી કે પ્રપંચી યોજના; a secret or evil plot, intrigue: **કાવતરાખોર, કાવતરાબાજ**, (વિ.) plotting, intriguing

**કાવરું, કાવરુંબાવરું**, (વિ.) ગભરાયેલું, બેબાકળું; confounded, perplexed.

**કાવાદાવા**, (પું. બ. વ.) છળકપટ, પ્રપંચ; fraud, intrigue, secret plotting.

**કાવું**, (અ. ક્રિ.) કંટાળવું; to be tired, to weary: (૨) હિંમત હારવી, કાયર બનવું; to lose courage, to become cowardly.

**કાવો**, (પુ.) બુંદદાણા (કૉફી)નો ઉકાળો; a decoction of coffee beans: (૨) કાઢો, ઉકાળો; a decoction.

**કાવ્ય**, (ન.) કવિતા; a poem: (૨) પદ્ય સાહિત્ય; poetry: **–મય**, (વિ.) રસાત્મક અને પદબંધ; poetic: **–શાસ્ત્ર**, (ન.) કવિતાનું શાસ્ત્ર, poetics.

**કાશ(–સ)**, (પું.) (ન.) એક પ્રકારનું સફેદ ઘાસ, a kind of white grass: (૨) એનું ફૂલ; its flower: (૩) (પું.) ઉધરસ, ખાંસી; bronchitis, coughing trouble: (૪) (સ્ત્રી.) આડખીલી, અવરોધ; an obstacle or impediment: (૪) (અ.) ખોટી ચર્ચા, માથાઝીક; useless, boring, tedious talk or discussion.

**કાશ્મીર**, (સ્ત્રી.) એક પ્રકારનું ઊની કાપડ; a kind of woollen cloth: (૨) (ન) કેસર; saffron: (૩) સુખડ; sandalwood: (૪) (પું.) (ન.) ભારતની છેક ઉત્તરે આવેલો એ નામનો દેશ, a country so-named situated at India's northern end, Kashmir: **કાશ્મીરી**, (વિ.) કાશ્મીરનું કે એને લગતું; of or pertaining to Kashmir: (૨) (સ્ત્રી) કાશ્મીરી ભાષા, the language of the people of Kashmir.

**કાષાય**, (વિ.) ભગવા રંગનું; of catechu colour, red-grey-coloured: (૨) (ન) ભગવું વસ્ત્ર; red-grey coloured cloth.

**કાષ્ઠ**, (ન) લાકડું; wood: (૨) લાકડાનું બળતણ; firewood: (૩) લાકડી; a stick.

**કાસદ**, (પું.) ખેપિયો; a messenger.

**કાસદું, કાસદિયું**, (વિ) (ન.) કાસદનું કામ (કરનાર), a messenger's occupation.

**કાસળ**, (ન.) નડતર, આડખીલી; an obstacle, an impediment.

**કાસાર**, (પું.) (ન.) સરોવર, તળાવ; a lake, a pond.

**કાળકા**, (સ્ત્રી.) જુઓ **કાલિકા**.

**કાળજી**, (સ્ત્રી.) ચીવટ; care, attention: (૨) ચિંતા; anxiety.

**કાળજું**, (ન) કલેજું, પિત્તાશય; the lever that creates the digestive juice: (૨) મન; the mind: (૩) હૃદય; the heart: (૪) અંતરાત્મા; inner soul.

**કાળજૂનું**, (વિ) પ્રાચીન, અતિશય પુરાણું; ancient, very old.

**કાળભૈરવ**, (પું.) મહાદેવ; Lord Shiva.

**કાળમીંઢ**, (વિ.) અતિશય કાળું; extremely black: (૨) અતિશય ક્રૂર, નિષ્ઠુર; very cruel, remorseless, cold-blooded: (૩) (પું.) નક્કર, કાળો પથ્થર; hard, solid black stone.

**કાળાંધોળાં**, (ન. બ વ.) પ્રપંચ, દગોફટકો; intrigue, fraud.

**કાળિયાર**, (પું.) કાળા રંગનો નર હરણ; a male black antelope.

**કાળિયું**, (વિ.) કાળું; black: (૨) (ન.) અફીણ, opium: **કાળિયું**, (ન.) **કાળિયો**, (પું) કાળી તમાકુ; black tobacco.

**કાળી**, (વિ.) (સ્ત્રી) કાળી સ્ત્રી; a black coloured woman: (૨) ગંજીફાની ચાર જાતમાંની એક; the spade of a playing card set: (૩) કાલિકા, the goddess Kalika.

**કાળી ટીલી,** (સ્ત્રી.) લાંછન, કલંક, a blemish, a stain, disgrace.

**કાળીપરજ,** (સ્ત્રી.) આદિવાસી લોકો, (ભીલ, દૂબળા, વ.) શૂદ્રો, the aborigines, the people of the lowest, uncivilised caste, the Bhils, etc.

**કાળું,** (વિ.) કોલસાના રંગનું; black: (૨) દુષ્ટ, નઠારું, wicked, evil: (૩) ધિક્કારપાત્ર, hateful, detestable: (૪) અનૈતિક, immoral: (૫) સખત, hard: (૬) વસમું; troublesome, painful: **–અંતર,** (ન) અતિશય નફાખોરીનો ધંધો, black market: **–ભમ્મર, –મેશ,** (વિ) અતિશય કાળું; extremely black.

**કાળોતરી,** (સ્ત્રી.) કોઈના મરણનો સંદેશો, a message of someone's death: **કાળોતરિયો,** (પું.) એવો સંદેશો લઈ જનાર ખેપિયો; a messenger carrying a message of someone's death: **કાળોતરું,** (વિ.) અતિશય કાળું; extremely black: **કાળોતરો,** (પું.) કાળો પ્રાણઘાતક સાપ; a deadly black serpent.

**કાં,** (અ) શા માટે, Why: (૨) કેવી રીતે, How: (૩) અથવા, or.

**કાંઈ, કાંઈક,** (વિ) (સ.) જુઓ **કંઈ, કંઈક.**

**કાંકરી,** (સ્ત્રી) જુઓ **કાકર, કાકરી,** (૨) ઝીણો કાંકરો, a particle of stone, a small pebble: (૩) રેતી; sand.

**કાંકરો,** (પું.) પથ્થરનો નાનો ટુકડો, a small pebble: (૨) નડતર, આડખીલી; an obstacle: (૩) વહેમ, શંકા, suspicion, doubt, mistrust.

**કાંગ,** (પું.) (સ્ત્રી.) એક પ્રકારનું હલકું ધાન્ય; a kind of coarse corn.

**કાંગરી,** (સ્ત્રી) દાંતાવાળી હાર કે ભાત; an indented line or design: (૨) ધાર, કોર, a margin, an edge.

**કાંગરો,** (પું.) દાંતો; an indentation: (૨) શિખર, a peak, a top, a pinnacle' (૩) ગઢની ધાર પરનું શિખર જેવું ચણતર; spiry construction on the edge of a fortress.

**કાંગારુ,** (ન) ઑસ્ટ્રેલિયાનું ચોપગું પ્રાણી; a kangaroo (four-footed Australian animal).

**કાંગું,** (વિ.) ગરીબ, લાચાર, દીન; poor, helpless, humble, slavish: (૨) બાયલું, કાયર, cowardly.

**કાંચન,** (ન) સોનું, gold: (૨) ધન, દોલત, money, wealth.

**કાંચળી,** (સ્ત્રી.) સ્ત્રીનું કાપડું; a woman's bodice: (૨) સાપે ઉતારેલી ચામડી, a serpent's cast off skin, a slough.

**કાંજી,** (સ્ત્રી) રાબ, પ્રવાહી વાની, gruel: (૨) લાહી, paste: (૩) આર, મેંદો; starch

**કાંટ,** (સ્ત્રી) ઝાંખરાની ગીચ ઝાડી; a dense thicket of thorny bushes.

**કાંટાળું,** (વિ.) કાંટાવાળું; thorny, prickly: (૨) મુશ્કેલ, difficult, hard.

**કાંટિયું,** (ન) શબને ઢાંકવાનું વસ્ત્ર' a piece of cloth to cover a corpse: (૨) જાજરૂ, સંડાસ, a latrine, a privy, lavatory.

**કાંટિયો,** (પું.) જાજરૂ, સંડાસ; a latrine, a privy, a lavatory.

**કાંટિયો,** (પું.) કિન્નાખોર માણસ; a grudging, revengeful or a malignant man

**કાંટો,** (પું) અમુક વનસ્પતિનો અણીદાર અંકુર, a thorn: (૨) જમવાનો દાંતાવાળો કાંટો, a (dining) fork: (૩) ત્રાજવું, તોળવાનું યંત્ર; a balance, scales: (૪) ઘડિયાળનો કાંટો; a hand of a time-piece or a clock: (૫) સ્ત્રીઓનું નાકનું ઘરેણું; women's ornament

for the nose: (૬) રોમાંચ; thrill: (૭) આડખીલી, નડતર; an obstacle, a hindrance: (૮) કિન્નો, અંટસ; grudge, enmity, revenge: (૯) શંકા, વહેમ; doubt, suspicion: (૧૦) શક્તિ, પાણી, જુસ્સો; mettle, stamina, spirit: (૧૧) ક્રોધ; anger: (૧૨) સ્વમાન; self-respect. (૧૩) મમત, જક્કીપણું; obstinacy, stubbornness.

**કાંઠ(-ટ)લી,** (સ્ત્રી.) સ્ત્રીઓનું ગળાનું ઘરેણું; a necklace for women: (૨) વણકરનું ઓજાર; a shuttle.

**કાંઠલો,** (પું.) ગળાની આસપાસનો ડગલા, વ.નો કાપ; the cut of a coat, etc. round the neck: (૨) પોપટના ગળા પરનો કુદરતી કાળો પટ્ટો; the natural black girdle round a parrot's throat: (૩) ગાગર, વ.ના મથાળાના ભાગ પરની ગોળ કોર; the round edge at the top of a water-pot: (૪) કિનારો, ઘાટ; a shore, a bank: (૫) જુઓ **કાંઠલી.**

**કાંઠો,** (પું.) કિનારો, ઘાટ, તટ; a bank, a coast, a shore, a margin: (૨) છેડો, અંત; end, conclusion: (૩) જુઓ **કાંઠલો,** ન. ૩.

**કાંડ,** (પું.) પ્રકરણ; a chapter: (૨) વિભાગ, a division, a part: (૩) સાંધો, જોડાણ; a joint, connection: (૪) ડાળી; a bough, a branch: (૫) તીર, બાણ; an arrow, a shaft.

**કાંડાબળ,** (ન.) હાથ-કાંડાનું બળ, શારીરિક બળ; the strength of the hand or the arm, physical strength, might **કાંડાબળિયું,** (વિ.) હાથ-કાંડાના બળવાળું, તાકાતવાળું, strong-handed, powerful, mighty.

**કાંડી,** (સ્ત્રી.) દીવાસળી, a lucifer-match. (૨) દીવાસળીની પેટી; a match-box: (૩) કાંડું; the wrist.



**કાંડું,** (ન.) હાથ અને પંજાને જોડતો ભાગ; the wrist.

**કાંત,** (વિ.) વહાલું, પ્રિય; dear, loved: (૨) ઇચ્છિત; desired, coveted: (૩) મનોહર, સુંદર; fascinating, beautiful: (૪) આનંદપ્રદ; pleasant: (૫) અનુકૂળ; favourable, agreeable: (૬) (પું.) પતિ, વર, the husband: (૭) ચંદ્ર; the moon: (૮) કાન્ત, પ્રીતમ; a lover.

**કાંતણ,** (ન.) કાંતવાની ક્રિયા; spinning.

**કાંતવું,** (સ.ક્રિ.) વળ આપીને તાર કાઢવો; *to spin:* (૨) (લૌ) બિનજરૂરી લંબાણ ચર્ચા કરવી; to discuss unnecessarily at length.

**કાંતા,** (સ્ત્રી.) પ્રિયા; a beloved: (૨) પત્ની; the wife: (૩) સુંદર સ્ત્રી; a beautiful woman.

**કાંતિ,** (સ્ત્રી.) તેજ, નૂર; brightness, lustre: (૨) સૌંદર્ય; beauty:(૩)શોભા; splendour, grace: (૪) મોહકતા; bewitching or fascinating grace.

**કાં તો,** (અ.) અથવા; or: (૨) અગર તો; either.

**કાંદો,** (પું.) ડુંગળીનો દડો; a ball of onion: (૨) વનસ્પતિના મૂળની ગાંઠ, કંદ; a bulbous root of a plant: (૩) (લૌ) ફાયદો, લાભ; profit, gain.

**કાંધ,** (સ્ત્રી.) ખભો; one of the two shoulders: (૨) બળદ, વ.ની ગરદન પરનું ધૂંસરીનું આંટણ; sore skin on the neck of a bullock, etc., harnessed to a carriage: **કાંધાખત,** (ન.) હપતાથી દેવું ભરપાઈ કરવાનો દસ્તાવેજ; a document for payment of a debt by fixed instalments: **કાંધિયો,** (પુ.) જાતે ભાર વહેનાર મજૂર; a labourer carrying burdens himself. (૨) ભારવાહક બળદ; a bullock used as a beast of burden: (૩) શબ ઊંચકનાર માણસોમાંનો એક; one of the persons carryign

a corpse: (૪) હપતાથી નાણાં ભરપાઈ કરવાની શરતે ધીરધાર કરનાર; a money-lender advancing loans on condition of repayment by instalments: (૫) બૂરા કામમાં સાથ આપનાર સાગરીત; an accomplice.

**કાંપ**, (પું.) ચીકણો કાળો કાદવ; sticky black mud.

**કાંપ**, (પું.) કંપારો, કંપ; a shivering, a tremor: **-વું**, (અ. ક્રિ.) ધ્રૂજવું; to shiver: (૨) કંપવું; to quake: (૩) ભયથી ધ્રૂજવું; to shiver frightfully, to shudder.

**કાંબળ (-ળી)**, (સ્ત્રી.) કામળી; a blanket: **કાંબળો**, (પું.) a big blanket.

**કાંબી**, (સ્ત્રી.) સ્ત્રીઓનું પગનું ઘરેણું; a women's anklet: (૨) કોસના મોંનો કાંઠલો; the ring of a big leather bucket drawn by bullocks: (૩) સારણગાંઠનો પટ્ટો, a girdle to control a hernia.

**કાંસ**, (પુ.) પાણીના વહન માટેની નાની નહેર; a small water-canal: (૨) નીક, a gutter.

**કાંસકી**, (સ્ત્રી.) નાનો દાંતિયો; a small comb: **કાંસકો**, (પું.) a comb.

**કાંસવું**, (અ. ક્રિ.) મોં વાટે કફ કાઢવો, ખાંસવું, to cough: (૨) હાંફવું; to pant, to breathe hard: (૩)(સ. ક્રિ.) ઠાંસીને ભરવું; to fill tightly.

**કાંસિયો**, (પું.) ધાતુની કડછી; a metallic ladel: (૨) મોટો વાટકો; a big bowl: (૩) મોટો દાંતિયો; a big comb.

**કાંસી, કાંસીજોડ**, (સ્ત્રી.) **કાંસીજોડું**, (ન.) **કાંસાં, કાંશિયાં**, (ન. બ. વ.) કાંસાની ઝાંઝ, a pair of cymbals

**કાંસું**, (ન.) એક પ્રકારની મિશ્રધાતુ; bronze.

**કિકિયારી**, (સ્ત્રી.) **કિકિયારો**, (પું.) કારમી તીણી ચીસ; a loud painful shriek.

**કિચૂકો**, (પું) આમલીનો ઠળિયો, કચૂકો; a tamarind seed.

**કિચૂડ**, (અ.) એવો અવાજ કરીને; in the manner of making such sound.

**કિચૂ(-ચો)ડો**, (પું.) જુઓ કિચૂકો: (૨) એવો અવાજ; such sound: (૩) નાનો ચકડોળ; a small merry-go-round.

**કિતવ**, (પું.) જુગારી; a gambler: (૨) ઠગ, બદમાશ; a cheat, a rogue.

**કિતાબ**, (સ્ત્રી) ચોપડી, પુસ્તક; a book: (૨) મોટું પુસ્તક, a volume: **-ઘર, -ખાનું**, (ન.) પુસ્તકાલય, ગ્રંથભંડાર; a library, a collection of books.

**કિત્તો**, (પું) બરુની કલમ કે લેખણ; a reed-pen: (૨) સારા ખરડાનો નમૂનો; a spicimen of a good draft (૩) ખેતરનો વિભાગ; a part or division of a farm (૪) (અ.) એ જ પ્રમાણે, એજન; in the same way, ditto.

**કિનખાબ**, (પું.) જરીનું કાપડ; brocade.

**કિન્નર**, (પું.) દેવોના સંગીતકારોમાંનો કોઈ એક; one of the musicians of gods.

**કિન્નરી**, (સ્ત્રી.) કિન્નરની સ્ત્રી; (૨) સારંગી; a stringed musical instrument.

**કિન્નાખોર, કીનાખોર**, (વિ.) વેરભાવ કે અંટસ રાખે એવું; hostile grudging, revengeful: **કિન્નો, કીનો**, (પું.) અંટસ, વેર; grudge, revenge.

**કિફાયત**, (સ્ત્રી.) લાભ, ફાયદો; profit, gain: (૨) બચત; a saving **કિફાયત, કિફાયતી**, (વિ.) સસ્તું, લાભકારક, cheap, profitable.

**કિરકોલ(-ળ)**, (વિ.) પરચૂરણ; miscellaneous, diverse: (૨) (અ.) પરચૂરણ પ્રમાણમાં, છૂટક (જથ્થાબંધ નહિ); in retail, in small quantities (opposed to wholesale).

**કિરણ**, (ન.) રશ્મિ, તેજની રેખા; a ray, a streak of light:**-માલી**, (પું.) સૂર્ય; the sun.

**કિરતાર**, (પું.) સૃષ્ટિ રચનાર ઈશ્વર; God the Creator.

**કિરપા,** (સ્ત્રી.) જુઓ કૃપા.
**કિરપાણ,** (સ્ત્રી.) શીખોનું ધાર્મિક ચિહ્નરૂપી હથિયાર; a kind of weapon worn by the Sikhs as a religious token.
**કિરમજ,** (પુ.) એક પ્રકારનું જીવડું; a kind of insect: (૨) એ જીવડાથી બનાવાતો ઘેરો લાલ રંગ; dark red colour produced by that insect: **કિરમજી,** (વિ.) ઘેરા લાલ રંગનું; of dark red colour, scarlet.
**કિરાત,** (પું.) આદિવાસી પહાડી જાત; a primitive hill-tribe. (૨) એ જાતની વ્યક્તિ; a person of that tribe: **કિરાતી,** (સ્ત્રી.) એ જાતની સ્ત્રી; a woman of that tribe: (૨) દેવી પાર્વતી, the goddess Parvati.
**કિરાયાદાર,** (વિ.) ભાડે રાખેલું કે આપેલું (મકાન, વ.); taken or given on hire (building, etc): (૨) (પું.) ભાડૂત; a tenant.
**કિરાયું,** (ન.) ભાડું; rent, hire.
**કિરીટ,** (પું.) મુગટ; a crown: **કિરીટી,** (વિ.) મુગટવાળું; wearing a crown: (૨) (પું.) રાજા; a king.
**કિલ,** (અ.) ખરેખર; indeed, really.
**કિલકાર,** (પું.) **કિલકારી,** (સ્ત્રી.) આનંદભર્યો ઘોંઘાટ; gay noises: (૨) આનંદની કિકિયારી; shrieks of joy, whoops.
**કિલકિલ,** (સ્ત્રી.) **કિલકિલાટ,** (પુ.) પક્ષીઓનો રોચક કલરવ; pleasant chirpings of birds: (૨) હર્ષનાદ; cries of joy.
**કિલ્બિશ, કિલ્વિશ, કિલ્મિશ,** (ન.) પાપ; a sin: (૨) દુષ્કૃત્ય; a wicked act: (૩) અપરાધ, દોષ; an offence, a fault: (૪) રોગ; a disease: (૫) ગંદવાડ; dirtiness.
**કિલ્લી,** (સ્ત્રી.) **કિલ્લીદાર,** (પું.) જુઓ કીલી.
**કિલ્લું,** (ન.) ધનેડું-રું; a corn-insect.
**કિલ્લો,** (પું.) કોટ, દુર્ગ; a fortress, a strong-hold. **કિલ્લેદાર,** (પું.) કિલ્લાનો મુખ્ય અધિકારી; the chief officer of a fortress: (૩) કિલ્લાનો રક્ષક સૈનિક; a soldier guarding a fortress: **કિલ્લેબંદી (-ધી),** (સ્ત્રી.) રક્ષણ માટે કોટ બાંધવો તે; fortification.
**કિશોર,** (વિ.) સગીર, નાની ઉંમરનું; minor, immature: (૨) (પું.) સગીર છોકરો; a minor boy. **કિશોરી,** (સ્ત્રી.) સગીર છોકરી; a minor girl.
**કિશ્ત,** (સ્ત્રી.) વાવેતર, ખેતી; sowing, farming: (૨) શેતરંજની રમતનો એક વ્યૂહ જેમાં રાજાને ચલાવવાની ફરજ પડે છે, શેહ; a stratagem in the game of chess in which the king has to be moved.
**કિશ્તી, કિસ્તી,** (સ્ત્રી.) નાની હોડી; a small boat.
**કિસ,** (સ.) કોણ; who: શું; what.
**કિસમ,** (સ્ત્રી.) જાત, પ્રકાર; sort, type, kind: (૨) રીત; manner, method.
**કિસમિસ,** (સ્ત્રી.) સૂકી ઝીણી દ્રાક્ષ; dry small grape.
**કિસલય,** (ન.) નાજુક કૂણગો, કૂંપળ; a tender shoot of a plant, a sprout.
**કિસાન,** (પું.) ખેડૂત; a farmer.
**કિસ્ત,** (સ્ત્રી.) જુઓ કિશ્ત: (૨) મહેસૂલ; land-revenue: (૩) મહેસૂલનો હપતો; an instalment of land revenue: (૩) ખંડણી; a tributary payment: (૪) કર, a tax.
**કિસ્મત,** (ન.) ભાગ્ય, દૈવ, નસીબ; fortune, destiny, fate.
**કિસ્સો,** (પું.) વાર્તા, કહાણી; a story, a tale: (૨) રોમાંચક પ્રસંગ; a thrilling incident: (૩) કલ્પિત વાર્તા; an imaginary story, a litarary piece of fiction.
**કિંકર,** (પું.) નોકર, ચાકર, a servant: **કિંકરી,** (સ્ત્રી.) નોકરડી; a maid-servant.
**કિંકિણી,** (સ્ત્રી.) ઘંટડી, નાનો ઘંટ; a small bell: (૨) કંકણ, બંગડી; a bangle
**કિંગલાવું,** (અ.ક્રિ.) ખુશ થવું, આનંદ કે હર્ષ અનુભવવો; to be pleased, or overjoyed: **કિંગલાણ,** (ન.) આનંદ અનુભવવો તે, the

act of being overjoyed: (૨) હર્ષનાદ; cries of joy

**કિંચિત્,** (વિ.) થોડુંક; a little: (૨) (અ.) અમુક પ્રમાણમાં, somewhat.

**કિંતુ,** (અ.) પણ, પરંતુ; but: (૨) છતાં પણ; however, nevertheless.

**કિંપુરુષ,** (પુ.) જુઓ **કિન્નર:** (૨) વર્ણ-સંકર, નીચ, દુષ્ટ માણસ; a mean wicked person, a man of mixed blood or suspected fatherhood.

**કિંમત,** (સ્ત્રી.) મૂલ્ય; price, cost: (૨) લાયકાત, કદર, બૂજ; worth, value, appreciation: (૩) બદલો, વળતર; reward, remuneration.

**કિંવદંતી,** (સ્ત્રી.) અફવા; a rumour: (૨) લોકવાયકા; a hearsay.

**કિંવા,** (અ.) અથવા; or.

**કીકી,** (સ્ત્રી.) આંખની પૂતળી; the pupil of the eye.

**કીકી, કીકલી,** (સ્ત્રી) નાની બાળકી; a small female child: **કીકો, કીકલો,** (પું.) નાનો બાળક; a small male child.

**કીચ, કીચડ,** (પું.) કાદવ; mud.

**કીટ,** (વિ.) મોઢે-પાઠે કરેલું, યાદ રાખેલું; memorised, crammed: (૨) પૂરું જાણકાર, કાબેલ, નિપુણ; well-versed, expert, adept, proficient, deft.

**કીટ,** (પું.) કાટ; rust: (૨) મેલ; dirt: (૩) કચરો; rubbish: (૪) કસ્તર; a particle: (૫) ગાંઠ, ગઠ્ઠો; a knot, a lump.

**કીટ, કીટક,** (પું.) જંતુ, કીડો; an insect.

**કીટલી,** (સ્ત્રી) ચાદાની; a kettle.

**કીટિયું,** (વિ.) કસ્તરવાળું, full of particles of dirt or bits of straw. (૨) (ન.) લાકડાની પટ્ટી કે ચીપ; a chip of wood.

**કીટી,** (સ્ત્રી.) કપાસ, વ.માંના ડાખળાના કસ્તર; particles of dry leaves or straw in cotton, etc.

**કીટું,** (ન.) ઘી તાવ્યા પછી વધતો કચરો, residual dregs after ghee is prepared from butter.

**કીટો, કીટોડો,** (પુ.) બળતણ માટેનો જાડો ગાંઠવાળો લાકડાનો ટુકડો; a big knotty piece of fire wood: (૨) કીટું; dregs residue: (૩) ગાળેલી ધાતુનો ગઠ્ઠો; a lump of melted metal.

**કીડ,** (સ્ત્રી.) જંતુ, કીડો; an insect, a worm: (૨) ચામડીનો રોગ, દાદર; skin disease, ring-worm: (૩) ચળ, ખજવાળ; an itching sensation.

**કીડિયારું,** (ન.) કીડીઓનું દર; an ant-hole.

**કીડિયું,** (ન.) નાનો કાચનો મણકો; a small bead of glass: **કીડિયાસેર,** (સ્ત્રી.) એવા મણકાનો હાર કે કંઠી; a necklace of such beads.

**કીડી,** (સ્ત્રી) ઝીણું જંતુ; an ant.

**કીડો,** (પુ.) જંતુ, કીટ; an insect.

**કીમત,** (સ્ત્રી.) જુઓ **કિંમત, કીમતી,** (વિ) મૂલ્યવાન, ભારે કિંમતનું; precious, costly.

**કીમિયો,** (પુ.) તાંબું, વ. હલકી ધાતુઓમાથી સોનું બનાવવાની રસાયણવિદ્યા; alchemy: (૨) યુક્તિ, હલમ; skill, a trick, a device: (૩) અત્યંત નફાકારક વ્યવસાય; highly profitable profession: **કીમિયાગર,** (પું.) ઉપરોક્ત વિદ્યા જાણનાર: an alchemist: (૨) કાબેલ માણસ; an expert: (૩) ધુતારો; a cheat.

**કીર,** (પું.) પોપટ; a parrot.

**કીરચ,** (સ્ત્રી.) અત્યંત નાનો ટુકડો; a very small fragment (૨) સંગીન; a bayonet

**કીર્ત(-ર્ત)ન,** (ન.) સંગીતમય ભક્તિકાવ્ય; a musical devotional song: (૨) સ્તુતિ, યશોગાન; an eulogy: **-કાર, કિર્તનિયો,** (પું.) કીર્તન ગાનાર કે રચનાર; one who sings, or composes devotional songs: **કીર્તનીય,** (વિ.) પ્રશંસાપાત્ર, praiseworthy.

**કીર્તિ,** (સ્ત્રી.) પ્રતિષ્ઠા, નામના, ખ્યાતિ; fame reputation: renown: **-માન, -વંત,** (વિ) પ્રતિષ્ઠિત, ખ્યાતનામ; famous, renowned: **-સ્તંભ,** (પું.) પ્રતિષ્ઠાના સ્મરણરૂપી સ્તંભ કે મિનારો, a monumental pillar or tower.

**કીલ,** (પું.) ઊંજણનો જામેલો મેલ, મળી; solidified dirty grease.
**કીલ,** (પું.) **કીલક,** (ન.) ખૂંટો, મેખ; a peg: (૨) ઢોરને બાંધવાનો ખીલો; a peg to fasten cattle: (૩) ધરી; an axis.
**કીલી,** (સ્ત્રી.) કૂંચી, ચાવી, a key: (૨) તિજોરી, નાણાં રાખવાની પેટી; a treasury, a cash-box: **-દાર,** (પું.) તિજોરી સાચવનાર અધિકારી; a treasurer.
**કીશ,** (પું.) વાનર; a monkey: (૨) સૂર્ય; the sun.
**કીસ,** (સ્ત્રી) મહેસૂલ, land revenue: (૨) સરકારને ભરપાઈ કરવાનો હપતો; an instalment to be paid to government.
**કુકર્મ,** (ન.) દુષ્કૃત્ય, ખોટું કે ખરાબ કામ; a wicked, malignant or improper deed: (૨) પાપ, ગુનો; a sin, a crime: **કુકર્મી,** (વિ) દુષ્ટ, પાપી; wicked.
**કુકકુટ,** (પું.) કૂકડો, મરઘો; a cock.
**કુક્ષ, કુક્ષિ,** (સ્ત્રી) જુઓ **કૂખ.**
**કુચ,** (પું.) સ્ત્રીની છાતી; a woman's breast. (૨) સ્તન; one of the fleshy moulds on a woman's breast.
**કુચાલ,** (સ્ત્રી) ખરાબ વર્તન; misbehaviour, misconduct.
**કુછંદ,** (પું.) વ્યસન, કુકર્મ, વ. માટેની આસક્તિ; addiction to bad habits, wicked ways of life, etc.
**કુજ,** (પું.) મંગળનો ગ્રહ; the planet Mars: **-વાર,** (પું.) મંગળવાર, Tuesday.
**કુટામણ,** (ન) **કુટારો,** (પું.) ટિચાવું કે કુટાવું તે, the act of being pounded: (૨) સતત હેરાનગતિ; incessant trouble or annoyance: (૩) (લૌ.) માથાઝીક; useless, tedious talk.
**કુટિ,** (સ્ત્રી.) ઝૂંપડી; a cottage, a hut.
**કુટિલ,** (વિ.) વળેલું, વાંકું; crooked, curved: (૨) જક્કી; obstinate: (૩) પ્રપંચી, દગલબાજ, કપટી, fraudulent, tricky, treacherous,
**કુટી, કુટીર,** (સ્ત્રી) ઝૂંપડી; a cottage.
**કુટુંબ,** (ન.) પરિવાર; a household, a family: (૨) એક જ ઘરનાં માણસો; members of a family: (૩) વંશ, a family-line, a generation, **કુટુંબી,** (વિ.) સગું, એક જ પરિવારનું; relative of the same family or family-line: (૨) (ન.) (પું.) સગું માણસ, a relative.
**કુટેવ,** (સ્ત્રી) ખરાબ ટેવ કે આદત, a bad habit, vice.
**કુટ્ટણી, કુટ્ટની,** (સ્ત્રી.) જુઓ **કૂટણી.**
**કુઠાર,** (પુ.) કુહાડો, ફરસી; a hatchet, an axe.
**કુડતું,** (ન.) પહેરણ; a shirt.
**કુતકું,** (ન.) ધોકો, ડાંગ, ડફણું; a staff, a thick stick, a cudgel, a club.
**કુતર્ક,** (પું.) ખોટો કે ખરાબ વિચાર, a faulty or evil thought.
**કુતુબ,** (પું.) ઘંટીનો ખૂંટો; the peg of a pair of grinding stones: (૨) ધ્રુવનો તારો, the North Star.
**કુતૂહલ,** (ન.) તીવ્ર જિજ્ઞાસા; intense curiosity: (૨) અસાધારણ કે વિસ્મયકારક વસ્તુ; an extraordinary or wonderful thing.
**કુત્સિત,** (વિ.) ધિક્કારપાત્ર, hateful: (૨) દુષ્ટ, નીચ; wicked, mean: (૩) અધમ; lowly: (૪) ગંદું, મેલું; dirty.
**કુથ,** (સ્ત્રી.) હાથી પર નંખાતી સુશોભિત ઝૂલ; a decorative piece of cloth to be put over an elephant: (૨) શેતરંજી, સાદડી; a carpet, a mattress.
**કુદરત,** (સ્ત્રી.) નિસર્ગ, પ્રકૃતિ; nature: (૨) દૈવી શક્તિ; divine power: (૩) વ્યક્તિનો સ્વભાવ; one's own nature or temperament: (૪) બળ, શક્તિ; strength, power: **કુદરતી,** (વિ.) કુદરતનું કે એને લગતું, of or pertaining to nature: (૫) સ્વાભાવિક, નૈસર્ગિક; natural.
**કુદૃષ્ટિ,** (સ્ત્રી) દોષિત વિચાર કે માન્યતા; faulty thought or belief: (૨) ખરાબ

આશયથી જોવું તે; a wicked, evil or passionate look.
**કુધાન,** (ન.) હલકા પ્રકારનું ધાન્ય; inferior type of corn.
**કુધારો,** (પું.) ખરાબ રિવાજ કે કાયદો; a bad custom or law.
**કુનેહ,** (સ્ત્રી.) ચતુરાઈ, આવડત, cleverness, deftness, expertness: (૨) હિકમત, skill, tact.
**કુપથ,** (પું.) અનીતિનો અથવા દુષ્ટ જીવનક્રમ; immoral or wicked way of life: (૨) દુષ્ટતા, wickedness.
**કુપથ્ય,** (વિ.) આરોગ્યને માટે પ્રતિકૂળ, પથ્ય નહિ એવું; injurious to health, unwholesome: (૨) (ન.) પથ્ય ન પાળવું તે; non-observance of prescribed rules of dieting.
**કુપાત્ર,** (વિ.) નાલાયક, undeserving: (૨) અનધિકારી, unqualified: (૩) ઉદ્ધત; rude, impudent: (૪) (ન.) અયોગ્ય વાસણ, an improper or unfit vessel or receptacle: (૫) નાલાયક માણસ, an unworthy person.
**કુપુત્ર,** (પું.) દુષ્ટ પુત્ર; a wicked son.
**કુપ્પી,** (સ્ત્રી.) કુલડી, an earthen pot: (૨)ચામડાનું પાત્ર, a leather container: **કુપ્પો,** (પું.) મોટી કુપ્પી.
**કુબજા (કુબ્જા),** (વિ.) ખૂંધવાળી (સ્ત્રી.); a humped (woman): (૨) (સ્ત્રી.) કર્કશા, નાલાયક સ્ત્રી, a wicked or quarrelsome woman.
**કુબુદ્ધિ,** (સ્ત્રી.) દુષ્ટ બુદ્ધિ, evil or wicked faculty: (૨) દુષ્ટતા, લુચ્ચાઈ, wickedness, cunningness.
**કુબેર,** (પું.) દેવોના ધનનો રક્ષક; the treasurer of gods
**કુબ્જ,** (વિ.) ખૂંધવાળું, humped.
**કુભારજા,** (સ્ત્રી.) કર્કશા; a quarrelsome woman or wife: (૨) નઠારી સ્ત્રી; a wicked woman: (૩) ફૂવડ; a slovenly woman.
**કુમક,** (સ્ત્રી.) વધારાની મદદ; additional help, reinforcement.
**કુમકુમ,** (ન.) જુઓ **કુંકુમ.**
**કુમતિ,** (સ્ત્રી.) જુઓ **કુબુદ્ધિ.**
**કુમળાશ,** (સ્ત્રી.) કુમળાપણું, tenderness.
**કુમળું,** (ત્રિ.) જુઓ **કોમળ.**
**કુમાર,** (પું.) સગીર છોકરો, a minor boy: (૨) પુત્ર, a son: (૩) રાજપુત્ર, a prince: **કુમારિકા, કુમારી,** (સ્ત્રી.) સગીર છોકરી; a minor girl: (૨) કુંવારી કન્યા; a virgin: (૩) પુત્રી, a daughter: (૪) રાજકુમારી, a princess.
**કુમાર્ગ,** (પું.) જુઓ **કુપથ.**
**કુમાવિસદાર,** (પું.) મહેસૂલી અમલદાર, મહેસૂલ ઉઘરાવનાર અધિકારી, a revenue officer or collector.
**કુમાશ,** (સ્ત્રી.)(કાપડની) સુંવાળપ કે નરમાશ; fine and soft texture (of cloth).
**કુમુદ,** (ન.) ધોળું કમળ, a white lotus: **-નાથ, -પતિ, -બંધુ,**(પું.) ચંદ્ર, moon.
**કુયોગ,** (પું.) ગ્રહોનો ખરાબ યોગ, an evil aspect of planets: (૨) ખરાબ સમય કે ઘડી, inauspicious time or hour.
**કુરકુરિયું,** (ન.) કૂતરાનું બચ્ચું; a puppy.
**કુરતું,** (ન.) પહેરણ; a shirt.
**કુરનિસ, કુરનસ, કુર્નિશ,** (સ્ત્રી.) ઝૂકીને સલામ કરવી તે; a salutation by bowing low.
**કુરંગ,** (પું.) હરણ, a deer: **-ણી, કુરંગી,** (સ્ત્રી.) હરણી; a female deer, a doe.
**કુરાન, કુરાને-શરીફ,** (ન.) ઇસ્લામનો મુખ્ય ધર્મગ્રંથ; the chief sacred book of Islam.
**કુરૂપ,** (વિ.) બેડોળ, કદરૂપું; deformed, ugly: **-તા,** (સ્ત્રી.) કદરૂપાપણું; deformity, ugliness.
**કુલ,** (વિ.) સઘળું, બધું મળીને; entire, whole, total.
**કુલ(-ળ),** (ન.) કુટુંબ; a family: (૨) વંશ; ancestry, lineage: (૩) કુલીનતા; ancestral nobility: (૪) ટોળું, જૂથ;

a group, a herd, a multitude: (૫) વકીલનો અસીલ, a pleader's client.

**કુલક્ષણ,** (ન) અપલક્ષણ, a bad or wicked trait (૨) ખામી, ખોડ; a shortcoming, a defect: (૩) કુટેવ; a bad habit: (૪) ખરાબ આચરણ; misconduct.

**કુલટા,** (સ્ત્રી.) ચારિત્ર્યહીન સ્ત્રી, an immoral woman.

**કુલડી,** (સ્ત્રી.) નાનું માટીનું વાસણ; a small earthen pot: (૨) સોનું, ચાંદી, વ. ગાળવાનું માટીનુ પાત્ર; a crucible.

**કુલ(-ળ)દેવ,** (પું.) કુટુંબનો ઇષ્ટદેવ, a family deity **કુલદેવી,** (સ્ત્રી) કુટુંબની ઇષ્ટદેવી, a family goddess or female deity.

**કુલ(-ળ)ધર્મ,** (પું.) કુટુંબનાં વારસાગત ઉચ્ચ રિવાજો કે ખાનદાની; traditional high customs or nobility of a family

**કુલપતિ,** (પું.) કુટુંબનો વડો; the head of a family: (૨) પોતાના આશ્રમમાં અસંખ્ય શિષ્યોને રાખીને કેળવણી આપનાર ઋષિ; a sage who keeps, maintains and educates numerous pupils at his hermitage: (૩) વિદ્યાપીઠનો સર્વોચ્ચ અધિકારી; the chancellor of a university.

**કુલફી,** (સ્ત્રી.) ઠારેલ દૂધની આઇસક્રીમ જેવી એક બનાવટ, a kind of ice-cream-like preparation of congealed milk.

**કુલ(-ળ)વધૂ,** (સ્ત્રી.) ઉચ્ચ કુટુંબના પુરુષની પત્ની, a noble-man's wife.

**કુલા(-ળા)ચાર,** (પું) કુળનાં ધર્મ અને આચાર; religion or high code of conduct of a family.

**કુલાબો,** (પું) ભૂશિરની જમીન, peninsular land: (૨) બાંયનો કાપ, the slit or cut of a sleeve.

**કુલા(-ળા)ભિમાન,** (ન) પોતાના કુળની ખાનદાની, વ માટેનું અભિમાન; pride for the nobility, etc. of one's family.

**કુલાલ,** (પું.) કુંભાર; a potter.

**કુલાંગના,** (સ્ત્રી.) ઉચ્ચ કુળની સદ્ગુણી સ્ત્રી; a virtuous woman of a noble family

**કુલાંગાર,** (પુ.) કુટુંબને માટે આફતરૂપ પુરુષ; a man dangerous to the interests of his family, a man who harms the reputation of his family.

**કુલિ(-લી)શ,** (ન.) ઇન્દ્રનું અસ્ત્ર, વજ્ર; the powerful missile of Lord Indra, the thunderbolt.

**કુલી,** (પુ.) બોજો ઊચકનાર મજૂર; a porter, a coolie.

**કુલીન,** (વિ.) ઉચ્ચ કુળનું, ખાનદાન; of a high family, noble: **-તા,** (સ્ત્રી.) **-પણું,** (ન.) કુળની ખાનદાની, nobility of birth.

**કુલે(-લ્લે),**(અ.) સરવાળે, એક દરે; totally.

**કુલેર,** (સ્ત્રી.) કાચા લોટની ઘી-ગોળ મિશ્રિત એક પ્રકારની વાની; an eatable prepared by mixing ghee and jaggery with uncooked flour.

**કુલ્યા,** (સ્ત્રી.) સદ્ગુણી અને ખાનદાન સ્ત્રી; a virtuous and noble woman: (૨) નાની નદી, ઝરણું, a small river, a rivulet. (૩) નહેર; a canal.

**કુલ્લી,** (સ્ત્રી ) જુઓ **કુલડી, કુવલય,** (ન.) ઘી-તેલ ભરવાનું ચામડાનું પાત્ર; a leather pot for containing ghee or oil.

**કુવલય,** (ન.) ભૂરું કમળ; a blue lotus.

**કુવાક્ય, કુવેણ, કુવચન,** (ન.) કડવી કે ખરાબ ભાષા, ગાળ; bitter, bad or abusive language

**કુવ્વત,**(ન.) બળ, તાકાત, કૌવત, strength, stamina, might.

**કુશ,** (પુ.) દર્ભ, એક પ્રકારનું ઘાસ; a kind of grass.

**કુશકા,** (પું. બ. વ.) ડાંગર, વ.ના છોડાં; husks of paddy, etc.: **કુશકી,** (સ્ત્રી.) ખાડેલા ચોખાનું ચાળણ, ramnant particles of pounded rice.

**કુશલ(-ળ)**, (વિ.) શુભ, કલ્યાણકારી; auspicious: (૨) તંદુરસ્ત, healthy: (૩) પ્રવીણ, નિપુણ; skilled, proficient, deft, expert: (૪) (ન.) કૌશલ્ય; deftness.

**કુશાગ્રબુદ્ધિ**, (વિ.) અત્યંત બુદ્ધિશાળી કે ચાલાક; extremely intelligent or clever.

**કુશાદા**, (વિ.) ખુલ્લું; open: (૨) વિશાળ; vast, spacious: (૩) comfortable: (૪) નિખાલસ, frank.

**કુષ્ઠ**, (પુ.) (ન.) કોઢ (એક પ્રકારનો રોગ); leprosy: **કુષ્ઠી**, (વિ.) કોઢવાળું; suffering from leprosy.

**કુસંગ**, (પું.) નઠારાં સંગ કે સોબત; company of the wicked or the immoral.

**કુસંપ**, (પું.) કુમેળ, અજુગતાવ; discord, disunity.

**કુસુમ**, (ન.) પુષ્પ, ફૂલ; a flower: **-ધન્વા, -બાણ**, (પુ.) કામદેવ; Cupid, the god of love.

**કુસુમાકર**, (પું.) વસંતઋતુ; the spring (season): (૨) બગીચો: a garden.

**કુસુંબી**, (વિ.) (સ્રી.) **કુસુંબો**, જુઓ **કસુંબી, કસુંબો.**

**કુસ્તી**, (સ્ત્રી.) વ્યાયામનો એક પ્રકાર; wrestling, a kind of gymnastic exercise: **-બાજ**, (વિ) (પુ.) મલ્લ; a wrestler, an expert in wrestling.

**કુસેવા**, (સ્ત્રી.) હાનિકારક કાર્ય કે પ્રવૃત્તિ; a disservice, a harmful act or service.

**કુહર**, (ન.) ગુફા, જમીનનું પોલાણ; a cave, a hollow in the earth.

**કુહાડો**, (પુ.) પરશુ, લાકડાં ફાડવાનું એક ઓજાર; an axe: **કુહાડી**, (સ્રી.) નાનો કુહાડો; a small axe.

**કુળકર્ણી**, (પું.) તલાટી; a government revenue officer.

**કુળવાન**, (વિ.) કુલીન; of noble birth.

**કુંકુમ**, (ન.) કંકુ; red turmeric powder or saffron used for making auspicious mark: **-પત્રિકા**, (સ્રી.) કંકોતરી; an invitation card for an auspicious occasion.

**કુંજ**, (સ્રી.) ઝાડોની ઘટા, લતામંડપ; a bower, a thicket, a grove: **-ગલી**, (સ્રી.) લતામંડપવાળો માર્ગ; a bowery avenue: **-ડી**, (સ્રી.) એક પ્રકારનું પક્ષી; a kind of bird: (૨) કુંજગલી; a bowery avenue: **-ડું**, (ન.) એક પ્રકારનું પક્ષી; a kind of bird: **-ડો**, (પું.) કાછિયો; a vegetable merchant: (૨) માળી; a gardener: (૩) એક પ્રકારનું પક્ષી; a kind of bird: **-બિહારી, -વિહારી**, (વિ) કુંજમાં વિચરતું: moving in bowery avenues: (૨) (પું.) ભગવાન કૃષ્ણ; Lord Krishna.

**કુંજર**, (પું.) હાથી; an elephant.

**કુંજરાવું**, (અ. ક્રિ.) કુંઠિત થવું, વિકાસ રૂંધાવો; to be stunted: (૨) મનમાં બળવું; to grieve.

**કુંતલ**, (વિ.) ઘટાદાર; bowery, dense.

**કુંજો**, (પુ.) ગંગુ, કૂજો, a jug.

**કુંઠિત**, (વિ) બુઠ્ઠું; blunt, without edge, point or sharpness: (૨) રૂંધાયેલું, hampered, obstructed.

**કુંડ**, (પું.) ચણતર કરેલો ખાડો; a built pit: (૨) યજ્ઞની વેદી; a sacrificial pit, an altar: (૩) પગથિયાંવાળો હોજ; a water reservoir with steps: (૪) કુંડ જેવું પાત્ર, a reservoir shaped basin: (૫) નાનો હવાડો; a small reservoir by the side of a well: (૬) ખાડો, a pit.

**કુંડળ(-લ)**, (ન.) કાનનું ઘરેણું; an ornament for the ears, an earring: **કુંડલિની**, (સ્ત્રી.) યોગીઓ જેને જાગ્રત કરે છે એ સુષુમ્ણા નાડીની નીચેની શક્તિ; hidden power under the

Sushumna nerve roused by Yogis.

**કુંડલી(-ળી), કૂંડલી(-ળી),** (સ્ત્રી.) નાનું કૂંડાળું; a small circle: (૨) લાકડી, વ.ની ધાતુની ખોળી; a small cylindrical ring set in sticks, etc: (૩) જન્મપત્રિકા; a horoscope.

**કુંત,** (પુ.) ભાલો; a spear.

**કુંતલ,** (પું.) માથાના વાળ, વાળનો ગુચ્છો; hair on the head, a lock of hair: (૨) હળ; a plough.

**કુંદ,** (પું.) (ન.) મોગરો; a kind of white fragrant flower-plant: (૨) એનું ફૂલ; its flower.

**કુંદન,** (ન.) નિર્ભેળ સોનું, pure gold.

**કુંદી,** (સ્ત્રી.) ધોયેલા કપડાંને ટીપીને સફાઈદાર કરવાની લાકડાની મોગરી, a wooden hammer for calendering clothes: (૨) એવી ક્રિયા; the act of calendering clothes: (૩) ટીપવાની ક્રિયા; the act of hammering **-પાક,** (પું.) સખત મારપીટ, severe beating.

**કુંદો,** (પું.) ધોકો, જાડી લાકડી, a club, a thick staff: (૨) બંદૂક, લાકડી, વ. નો જાડો છેડો, the butt of a stick, gun, etc.

**કુંભ,** (પું) ઘડો; a water-pot: (૨) હાથીનું ગંડસ્થળ, the raised part of an elephant's head (૩) જ્યોતિષશાસ્ત્રની અગિયારમી રાશિ; the eleventh sign of the Zodiac.

**કુંભકાર,** (પું.) કુંભાર; a potter.

**કુંભાર,** (પું.) માટીનાં વાસણ બનાવનાર; a potter: (૨) મૂર્ખ કે અણઘડ માણસ, a foolish or unskilled man.

**કુંભી,** (સ્ત્રી.) થાંભલા વ. નીચેનું પથ્થરનું ચોકઠું; a pedestal: (૨) મકાનનો થાભલો; a pillar of a building: (૩) (સ્ત્રી.) નાનો ઘડો; a small water pot: (૪) નાનું કુલડું; a small earthen pot.

**કુંવર,** (પું.) અપરિણીત છોકરો; an unmarried boy (૨) રાજકુમાર, a prince (૩) વહાલો પુત્ર; a loved son: **કુંવારી,** (સ્ત્રી.) અપરિણીત કન્યા, a virgin: (૨) રાજકુમારી; a princess: (૩) વહાલી પુત્રી; a loved daughter.

**કુંવાર,** (સ્ત્રી.) ઔષધિ તરીકે વપરાતી એક વનસ્પતિ, a kind of herb.

**કુંવારકા,** (સ્ત્રી.) કુવારી કન્યા; a virgin.

**કુંવારું,** (વિ) અપરિણીત; unmarried.

**કૂઈ,** (સ્ત્રી.) નાનો કૂવો, a small well.

**કૂકડો,** (પુ) મરઘો; a cock.

**કૂકડી,** (સ્ત્રી) મરઘી; a hen: **કૂકડેકૂક,** (ન.) કૂકડાનો અવાજ; the crowing of a cock.

**કૂકર,** (પું) કૂતરો, a dog.

**કૂકરી,** (સ્ત્રી.) હળની ફાચર, the wedge of a plough: (૨) એક પ્રકારનું ગુરખાઓનું શસ્ત્ર; a kind of Gurkha's weapon: (૩) રમવાની કાંકરી, a pebble to play with.

**કૂકો,** (પું) ગોળ કાંકરો; a round pebble: (૨) ઠીકરું; a piece of an earthen-ware.

**કૂખ,** (સ્ત્રી.) કેડનું પડખું; the side of the waist (૨) પેટ, ગર્ભાશય, the abdomen, the womb (૩) સંતતિ; progeny.

**કૂચ,** (સ્ત્રી.) રવાના થવું તે, a march: (૨) લશ્કરી ચાલ; a military march: (૩) (પું.) સ્તન; one of the fleshy moulds on a woman's breast.

**કૂચડો,** (પું.) સાફ કરવા માટેનો લાકડાનો કૂચાવાળો દાંડો; a cleaning brush: (૨) વણાટકામનું એક સાધન, an instrument for weaving. **કૂચડી,** (સ્ત્રી) નાનો કૂચડો, a small cleaning brush.

**કૂચો,** (પુ) લીલું લાકડું, વ. ટીપવાથી બનેલા ઝીણા રેસા, small fibres made by beating green wood: (૨) કૂચડો; a cleaning brush. (૩) પ્રવાહીની નીચે જામતો કચરો, dregs: (૪) નિંદા; slander.

**કૂર,** (પું.) રાંધેલા ચોખા, cooked rice: **કૂરિયો,** (પું.) જુવારની એક વાની, an eatable prepared from Jowar; (૨) ચોખા; rice.

**કૂર્મ,** (પુ.) કાચબો; a tortoise.

**કૂલ,** (પું.) કિનારો; an edge, a coast, a bank, a margin.

**કૂલો,** (પું.) થાપો, નિતંબ; one of the hips.

**કૂવાથંભ,** (પું.) વહાણના સઢનો થાંભલો; a ship's mast.

**કૂવો,** (પું.) જમીન ખોદીને બનાવેલું નાનું જળાશય; a water-well.

**કૂણું,** (વિ.) કુમળું, નાજુક; tender, soft.

**કૂંચી,** (સ્ત્રી.) ચાવી, a key: (૨) ઉપાય; means, remedy: (૩) ઉકેલનું સાધન; a clue to a solution.

**કૂંજરાવું,** (અ. ક્રિ.) જુઓ **કુંજરાવું.**

**કૂંડાળું,** (ન.) વર્તુલાકાર આકૃતિ; a circular figure or design.

**કૂંડી,** (સ્ત્રી) પાણીના નિકાલ માટેનો નાનો ખાડો; a small pit for disposal of water: (૨) પહોળા મોઢાવાળું વાસણ; a wide mouthed pot or utensil: (૩) નાનો હવાડો, a small reservoir by the side of a well: (૪) ગબી; a small pit for playing certain games.

**કૂંણપ, કૂણાશ,** (સ્ત્રી) કુમળાપણું; tenderness, softness, gentleness.

**કૂંણું,** (વિ.) કુમળું; tender, soft.

**કૂંદ(-ધ)વું,** (ન.) ઘાસની ગંજી, a haystack: **કૂંદવો,** (પું.) લાકડાંનો ટગલો, a pile of wood.

**કૂંપળ,** (સ્ત્રી.) કુમળો ફણગો, કુમળાં પાંદડાં કે કળી, a tender blossom, leaves or sprout.

**કૂંપો,** (પું.) જુઓ **કૂપો.**

**કૂંભી,** (સ્ત્રી) જુઓ **કુંભી.**

**કૂંળું,** (વિ.) કુમળું; tender.

**કૃત,** (વિ.) બનાવેલું, નિર્માણ કરેલું; made, created, formed: (૨) (પું) સત્યયુગ; the golden age: **કૃતકૃત્ય,** (વિ.) ફરજ અદા કરી હોય એવું, having fulfilled one's duty: **કૃતઘ્ન-કૃતઘ્ની,** (ત્રિ.) નિમકહરામ; faithless: **કૃતજ્ઞી,** (વિ.) નિમકહલાલ; faithful: **કૃતનિશ્ચય,** (વિ.) દૃઢનિશ્ચયી; firmly determined **કૃતયુગ,** (પું.) સત્યયુગ; the golden age: **કૃતાંત,** (પું) મૃત્યુનો દેવ, યમ; the god of death, Yama: (૨) મૃત્યુ; death.

**કૃતિ,** (સ્ત્રી.) કાર્ય; an act, a deed: (૨) રચના, કલાત્મક રચના; a creation, an artistic thing or composition: (૩) આચરણ; behaviour.

**કૃત્ય,** (પુ.) કામ, કાર્ય; an act or deed: (૨) આચરણ; behaviour.

**કૃત્રિમ,** (વિ.) બનાવટી; artificial, feigned, spurious: (૨) પોકળ; hollow.

**કૃદંત,** (પુ.) (ન) સાતત્ય કે પૂર્ણતા બતાવતું ધાતુનું રૂપ; a participle.

**કૃપણ,** (વિ.) કંજૂસ, લોભી; miserly, greedy: **-તા,** (સ્ત્રી) કંજૂસાઈ, લોભ; miserliness, greed

**કૃપા,** (સ્ત્રી) મહેરબાની; favour: (૨) દયા, compassion, mercy, pity: **કૃપાલુ, કૃપાળ, કૃપાળુ,** (ત્રિ) દયાળુ; compassionate.

**કૃમિ,** (પુ.) કરમિયું; an abdominal worm: (૨) કીડો; an insect or worm.

**કૃશ,** (વિ.) દૂબળું; lean: (૨) કમજોર; infirm, weak: (૩) સૂકું; dry: (૪) નાજુક; tender: (૫) પાતળું, thin.

**કૃષિ,** (સ્ત્રી.) ખેતી, agriculture, farming: **-ક, -કાર,** (પુ.) ખેડૂત; a farmer: **કૃષિવલ,** (પું.) ખેડૂત; a farmer.

**કૃષ્ટ,** (વિ.) ખેંચેલું, તાણેલું, pulled, dragged: (૨) ખેંચી કાઢેલું; dragged or pulled out: (૩) આકર્ષાયેલું; attracted: (૪) ખેડેલું; tilled or ploughed

**કૃષ્ણ,** (વિ) કાળું, શ્યામ, black, dark: **ભગવાન કૃષ્ણ,** (પું.) Lord Krishna: **-પક્ષ,** (પું.) (ન) અંધારિયું પખવાડિયું; the dark-half of a lunar month.

**કેકારવ,** (પું.) **કેકા,** (સ્ત્રી.) મોરનો રમ્ય ટહુકાર, the cooing of a peacock.

**કેકી,** (પુ.) મોર, a peacock.

**કેટલું,** (વિ.) ક્યા માપ કે પ્રમાણનું, how much: **–એક,** (વિ.) અમુક, અનિશ્ચિત માપ કે પ્રમાણનું; of an uncertain quantity or measure.

**કેડ,** (સ્ત્રી.) કમર, the waist (૨) પીઠબળ, મદદ, supporting force, help, support: (૩) કેડો, પૂંઠ, pursuit.

**કેડિયું,** (ન.) બંડી, a jacket.

**કેડી,** (સ્ત્રી.) પગથી, a footpath: (૨) સાંકડો રસ્તો; a track, narrow path.

**કેડે,** (અ.) પૂંઠે; in pursuit: (૨) પાછળ; behind.

**કેડો,** (પુ.) સાંકડો માર્ગ, પગરસ્તો, a narrow path, a track: (૨) છેડો, અંત, an end or conclusion: (૩) પીછો, pursuit: (૪) પજવણી. સતામણી, persecution, harassment.

**કેતન,** (ન.) ઘર, a house: (૨) ધજા, a flag or banner. (૩) ચિહ્ન, a sign.

**કેતુ,** (પુ.) નવ ગ્રહમાંનો એક, one of the planets, the dragon's tail: (૨) ધૂમકેતુ, a comet: (૩) ધજા, a flag, a banner. (૪) ચિહ્ન; a sign.

**કેદ,** (વિ.) અટકાયતી, બંધનયુક્ત, confined, imprisoned: (૨) (સ્ત્રી.) એવી સ્થિતિ, confinement, imprisonment: **કેદખાનું,** (ન.) તુરંગ; a jail.

**કેદાર,** (પું.) (ન.) ખેતર, farm.

**કેદાર(–રો),** (પું.) એક પ્રકારનો રાગ, a kind of musical tune or mode.

**કેદી,** (વિ) કેદ કરેલું કે કેદમાં પડેલું; imprisoned, confined: (૨) (પુ.) કેદ થયેલો માણસ, a captive, a prisoner.

**કેફ,** (પું.) (સ્ત્રી) નશો, ઘેન, drunkenness, intoxication: **કેફી,** (વિ.) કેફ ચડે એવું; intoxicant.

**કેફિયત,** (સ્ત્રી.) સાક્ષીનું લેખિત નિવેદન, a witness's written statement: (૨) વિગત; details, particulars.

**કેમ**[કેમ], (અ.) કઈ રીતે, how: (૨) શા માટે, why.

**કેયૂર,** (ન.) બાજુબંધ; an armlet: (૨) જપમાળા, બેરખો, a rosary.

**કેર,** (પુ.) જુલમ; tyranny. (૨) હત્યાકાંડ, mass killing:(૩)કરુણ ઘટના, a disaster.

**કેરડી,** (સ્ત્રી.) **કેરડો,** (પુ.) એક પ્રકારનું વૃક્ષ; a kind of tree: **કેરડું,** (ન.) એનું ફળ; its fruit.

**કેરબો** [કેરબો], (પું.) એક પ્રકારનું નૃત્ય, a kind of dance. (૨) એ નૃત્ય સાથેનું ગાયન, a song accompanying that dance: (૩) શંકુ આકારનું કાચનું પાત્ર; a cone-shaped glass vessel: (૪) એક પ્રકારનો ગુંદર જેવો સુગંધી પદાર્થ; a kind of gum-like fragrant substance: (૫) એક પ્રકારનું મોતી, a kind of pearl.

**કેરી,** (સ્ત્રી.) એક પ્રકારનું ફળ; a mango.

**કેલિ(–લી),** (સ્ત્રી.) રમતગમત; games and sports: (૨) આનંદપ્રમોદ; merriment: (૩) સંભોગ, મૈથુન, sexual intercourse.

**કેવડું,** (વિ.) (અ) ક્યા માપ કે પ્રમાણનું, of what measure or size.

**કેવડો,** (પું.) એક પ્રકારનો સુગંધી છોડ, a kind of fragrant plant: (૨) એનો ડોડો; its pod or ear.

**કેવલ(–ળ),** (વિ.) શુદ્ધ, નિર્મળ; clean, pure: (૨) (અ) ફક્ત; only: (૨) તદ્દન, છેક: entirely, totally: **–જ્ઞાન,** (ન) વિશુદ્ધ આધ્યાત્મિક જ્ઞાન, purest spiritual knowledge: **–ધામ,** (ન.)આત્માની મુક્ત સ્થિતિ, free state of the soul.

**કેવું,** (વિ.) (અ.) ક્યા પ્રકારનું, of what sort, kind or description.

**કેશ,** (પું. બ. વ.) વાળ; hair: **–કલાપ,** (પુ.) વાળનો જથ્થો; mass of hair: (૨) અંબોડો; a ring or ball of plaited hair.

**કેશવાળી,** (સ્ત્રી.) સિંહ, ઘોડા, વ.ના ગરદન પરના વાળ; a mane.
**કેશી,** (પું.) સિંહ; lion: (૨) ઘોડો; horse.
**કેસર,(કેશર),**(ન.)એક સુગંધી તેમ જ ઔષધિ તરીકે વપરાતી વનસ્પતિ, the saffron plant: (૨) એના ફૂલનો રેસો, saffron: (૩) કોઈ પણ ફૂલની અંદરનો રેસો; fibre of any flower' (૪) સિંહની કેશવાળી; a lion's mane.
**કેસરી, (કેશરી),** (પું.) સિંહ; a lion.
**કેસરી, (કેશરી),** (વિ.) કેસરના રંગનું, ચળકતા પીળા રંગનું; saffron coloured.
**કેસૂડો,** (પું.) **કેસૂડી,** (સ્ત્રી.) ખાખરાનું ઝાડ; a kind of herbal tree: **કેસૂડાં,** (ન બ વ.) ખાખરાનાં ફૂલ
**કેળ,** (સ્ત્રી.) એક પ્રકારનું ફળઝાડ; the plantain tree, the banana-tree.
**કેળવણી,** (સ્ત્રી.) ઉછેર, શિક્ષણ, વગેરે; bringing up: (૨) કેળવવું તે, training, making smooth and soft: (૩) શિક્ષણ; education: (૪) સંસ્કાર ઘડતર, સંસ્કૃતિ, culture building: (૫) વિદ્યા, જ્ઞાન; learning, knowledge.
**કેળવવું,** (સ. ક્રિ.) ધ્યાનપૂર્વક ઉછેરવું, વિકાસ સધાવવો અર્થાત્ ખીલવવું, to bring up, to help development of: (૨) તાલીમ આપવી; to train: (૩) (ચામડું, વ.) નરમ અને સુંવાળું બનાવવું; to tan, (hides, etc.)
**કેળું,** (ન.) કેળનું ફળ; a plantain.
**કેંચી,** (સ્ત્રી.) કાતર, a pair of scissors: (૨) છાપરાનું ત્રિકોણાકાર ચોકઠું; a triangular frame to support a roof: (૩) ગંજીપાના પાનાને કાતર મારવી તે, reshuffling of playing cards.
**કેંદ્ર,** (ન) મધ્યબિંદુ, the centre: (૨) મુખ્ય અથવા મધ્યભાગ, the main or central part: (૩) જન્મકુંડળીમાં પહેલું, ચોથું, સાતમું અને દસમું સ્થાન, the first, fourth, seventh or tenth house in a horoscope: **–સ્થાન,** (ન.) મધ્યબિંદુ; the centre: (૨) મુખ્ય કે મધ્યસ્થાન; the main or central part:
**કેંદ્રિત,** (વિ) કેન્દ્રમાં ભેગું કરેલું, centred, collected or brought together at the centre, concentrated.
**કૈતવ,** (ન.) જુગાર કે હોડમા મૂકેલા નાણાં કે વસ્તુ; money or things staked in gambling: (૨) જુગાર, gambling: (૨) છળકપટ, જૂઠાણું; fraud, cheating, falsehood: (૪) (પું.) જુગારી; a gambler: (૫) ઠગ, ધુતારો, a rogue, a cheat:
**કૈલાસ,** (પું.) હિમાલયનું એક શિખર; one of the peaks of the Himalayas: (૨) ભગવાન શંકરનું રહેઠાણ: Lord Shiva's abode: **–વાસ,** (પું.) કૈલાસમાં નિવાસ; residence at Kailas or heaven: (૨) મૃત્યુ; death: **–વાસી,** (વિ.) કૈલાસમાં વસતું, residing at Kailas' (૨) મૃત્યુ પામેલું, dead.
**કૈવર્ત,** (પું.) માછીમાર, a fisherman.
**કૈવલ્ય,** (ન.) આત્મા એક જ અને અદ્વૈત છે એવું જ્ઞાન, the knowledge that the soul is one and non-dual: (૨) મોક્ષ, બ્રહ્મલીનતા; salvation.
**કોઈ,** (સ.) કોઈ એક, someone' (૨) (વિ.) કોઈ પણ એક (વ્યક્તિ કે વસ્તુ); some, any (person or thing): **કોઈક,** (સ.) (વિ.) કોઈ પણ એક, some one, anyone.
**કોકડી,** (સ્ત્રી) દોરા, વ.ની લાંબી ગોળાકાર ગડી; a skein of thread, etc. (૨) કરચલી, a wrinkle, a fold: **કોકડું,** (ન.) કોકડી, a skein: (૨) ચામડી, વ. નો સંકોચ, contraction of skin, etc.: (૩) ગૂંચવણ, intricacy, perplexity.
**કોકમ,**(ન) એક પ્રકારનું ખાટું ફળ, a kind of sour fruit.
**કોકરવરણું (કોકરવાયું),** (વિ) નવશેકું, થોડું ઊનું (પ્રવાહી) lukewarm (liquid).
**કોકરવું,** (સ. ક્રિ.) છેતરવું; to cheat: (૨) ફોસલાવીને લેવું, to get by tricks.

**કોકશાસ્ત્ર**, (ન.) કામશાસ્ત્ર; the scientific book so named on sex and the art of love.

**કોકા**, (સ્ત્રી.) ચુંબન; a kiss.

**કોકિલ**, (પું.) નર કોયલ, a male-cuckoo: **કોકિલા**, (સ્ત્રી.) કોયલ; a cuckoo.

**કોગળિયું**, (ન.) ઝાડા અને ઊલટીનો એક પ્રકારનો ભયંકર રોગ, cholera.

**કોગળો**, (પું.) મોં ભરાય એટલું પ્રવાહી; a mouthful of liquid: (૨) પ્રવાહીને મોમાથીબહાર કાઢવું તે, throwing away a mouthful of liquid; a gargle.

**કોચલું**, (ન.) કઠણ છોતું, કોટલું; the shell of a nut, egg, etc.

**કોચવવું**, (સ. ક્રિ.) નારાજ કરવું; to displease: (૨) દૂભવવું, to afflict.

**કોચવું**, (સ. ક્રિ.) કાણું પાડવું, to make a hole: (૨) દૂભવવું; to afflict: (૩) ઘર ફાડીને ચોરી કરવી; to commit a theft by breaking a house.

**કોટ**, (પું.) કિલ્લો, a fortress: (૨) રક્ષણ માટેની દીવાલ; a wall for defence or protection.

**કોટ**, (સ્ત્રી.) ડોક, ગરદન, the neck.

**કોટડી**, (સ્ત્રી.) ઓરડી; a small room. (૨) એક ઓરડાનું ઘર, a single room house: **કોટડું**, (ન.) એક ઓરડાનુ ઘર; a single-room house: (૨) ભીંત, દીવાલ, a wall.

**કોટર**, (ન.) ઝાડનાં પોલાણ કે બખોલ, a hole or hollow in a tree.

**કોટલું**, (ન.) કઠણ છોતું, કોચલું, a shell of a nut, egg, etc: (૨) ખાલી સત્વ હીન વસ્તુ, an empty, pithless thing.

**કોટવાલ(-ળ)**, વ્યવસ્થાપક, (વહીવટી) પોલીસ અમલદાર, an administrative police officer.

**કોટાનકોટ (કોટાકોટ)**, (વિ.) કરોડો, અસંખ્ય; crores, innumerable

**કોટિ**, (સ્ત્રી.) કરોડની સંખ્યા; the number one crore or ten million: (૨) પ્રકાર, વર્ગ, type, kind, class (૩). તકરારનો મુદ્દો; a point of dispute or controversy: (૪) કમાનનો છેડો; the extreme point of a bow or an arch: (૫) ઉચ્ચતમ બિંદુ, પરાકાષ્ટા, the highest point, climax.

**કોટિયું**, (ન.) મછવો, હોડી; a canoe, a small boat: (૨) તોફાની જાનવરના ગળામાં બાંધવામાં આવતો લાકડાનો લાંબો ટુકડો; a long piece of wood tied round the neck of a mischievous animal.

**કોડું**, (ન.) છેતરવાની યુક્તિ, છટકું; a trick, a trap, a bait: (૨) તકરારી બાબત; a disputed matter or affair.

**કોઠાર**, (પુ.) અનાજ ભરવાનો ઓરડો; a barn, a granary: (૨) ભંડાર, વખાર; a godown: (૩) ખજાનો, a treasure: **કોઠારી**, (પું.) કોઠારનો વ્યવસ્થાપક, a store-keeper.

**કોઠી**, (સ્ત્રી.) અનાજ, વ ભરવાનું મોટું નળાકાર પાત્ર; a large cylindrical vessel for storing grain, etc.: (૨) ભંડાર, વખાર; a godown, a warehouse: (૩) વ્યાપારી પેઢી કે દુકાન; a business firm, a shop: (૪) થાણું, કેન્દ્ર; a centre, a station.

**કોઠી**, (સ્ત્રી.) એક પ્રકારનું ઝાડ, a kind of tree: **કોઠું**, (ન.) એનું ખાટું ફળ; its sour fruit.

**કોઠું**, (ન) જુઓ **કોડું**.

**કોઠું**, (ન.) ચહેરો, the face: (૨) મોં; the mouth.

**કોઠો**, (પું.) જઠર, પેટ; the stomach, the belly: (૨) શરીરનો કોષ, a bodily cell: (૩) અંતઃકરણ, મન, the heart, the mind: (૪) કોઠાનું ખાનું; part of a tabular thing or design: (૫) વખાર, ભંડાર, a warehouse, a

godown: (૬) કિલ્લાનો બુરજ; a pinnacle of a fortress: (૭) વહીવટી મુખ્ય કેન્દ્ર; chief administrative office: (૮) કરવેરા, મહેસૂલ, વ. ઉઘરાવવાનું કેન્દ્ર, a centre for collecting taxes, land-revenue, etc.: (૯) કોષ્ટક; a tabular form, a table of facts.

**કોડ**, (પું) તીવ્ર ઉમેદ; an intense desire, a keen longing: **કોડામણું**, **કોડીણું**, (વિ) તીવ્ર ઉમેદવાળું; ardently desirous: (૨) વરણાગિયું; foppish.

**કોડિયું**, (ન.) માટીનું દીવો કરવાનું પાત્ર; a cup-like earthen vessel used as a lamp.

**કોડી**, (સ્ત્રી.) શંખલું; sea-shell: (૨) એક પ્રકારનું જૂજ કિંમતનું ચલણ, a kind of cheap coin or legal tender: (૩) વીસની સંજ્ઞા, symbol for twenty.

**કોઢ**, (પુ.) એક પ્રકારનો ચામડીનો અસાધ્ય રોગ, leprosy: **કોઢિયું**, **કોઢિયેલ**, (વિ) કોઢના રોગવાળું; leprous.

**કોઢી**, (સ્ત્રી.) કુહાડી; an axe, a hatchet.

**કોણ**, (પું.) ખૂણો; an angle, a corner.

**કોણ**, (સ.) (વિ.) ક્યું (માણસ, વ.); which, who: **–માત્ર**, (વિ.) નજીવું; insignificant, trivial.

**કોણી**, (સ્ત્રી.) હાથના મધ્યભાગનો સાંધો; the elbow.

**કોતર**, (ન.) ગુફા જેવું પોલાણ; a cave-like hollow: (૨) ગુફા; a cave.

**કોતરવું**, (સ. ક્રિ.) ધીમે ધીમે ખોદવું, કોચવું; to dig slowly: (૨) નકશીકામ કરવું; to engrave, to carve: **કોતરકામ**, (ન.) નકશીકામ; engraving: **કોતરણી**, (સ્ત્રી.) કોતરકામ; engraving, carving: (૨) કોતરવાનું ઓજાર; a tool for engraving or digging slowly.

**કોથમી**, **કોથમીર**, (સ્ત્રી.) ધાણાની ભાજી; the coriander plant: (૨) એનાં લીલાં પાન; coriander.

**કોથળી**, (સ્ત્રી.) થેલી; a bag of cloth, etc.: (૨) નાણાંની થેલી; a purse: **કોથળો**, (પું.) મોટી કોથળી; a large bag of cloth, etc., a sack.

**કોદરા**, (પું. બ. વ.) એક પ્રકારનું હલકું ધાન્ય; a kind of coarse grain **કોદરી**, (સ્ત્રી.) એના દાણા; its husked grain.

**કોદંડ**, (ન.) ધનુષ્ય; an archer's bow.

**કોદાળી**, (સ્ત્રી.) ખોદવાનું ઓજાર; a hoe.

**કોનું**, (સ.) કોણનું છઠ્ઠી વિભક્તિનું રૂપ, કઈ વ્યક્તિનું; whose.

**કોપ**, (પું.) રોષ, ક્રોધ; rage, anger: (૨) વિનાશક આફત; havoc, disaster.

**કોપરું**, (ન.) ટોપરું, નાળિયેરનો ગર; the kernel of a coconut: **કોપરેલ**, (ન.) કોપરાનું તેલ; coconut oil.

**કોપવું**, (અ. ક્રિ.) ક્રોધ કરવો, ગુસ્સે થવું; to be enraged or angry.

**કોપાયમાન**, **કોપિત**, (વિ) ક્રોધિત; enraged, very angry.

**કોપીન**, (ન.) લંગોટી; a scarf to be worn between the thighs; loincloth.

**કોફી**, (સ્ત્રી.) શેકેલા બુંદદાણાનો ભૂકો; coffee: (૨) એનું પીણું; its beverage.

**કોબાડ**, (વિ.) મૂર્ખ; foolish, idiotic.

**કોબી**, **કોબીજ**, (સ્ત્રી.) (ન.) એક પ્રકારનું શાક; cabbage

**કોમ**, (સ્ત્રી.) વિશિષ્ટ જનસમૂહ, પ્રજા; a tribe, a nation, a community, a caste-group: **કોમી**, (વિ.) કોમને લગતું; communal.

**કોમલ**, (–ળ) કુમળું; tender: (૨) નાજુક, સુંવાળું; soft, delicate: (૩) મધુર; sweet: (૪) દયાળુ; compassionate.

**કોમવાદ**, (પું.) કોમના હિત પૂરતી જ ટૂંકી દૃષ્ટિનો વાદ; communalism.

**કોયડો**, (પું.) જુઓ **કોરડો**.

**કોયલ**, (સ્ત્રી.) કોકિલા; a cuckoo.

**કોયલો**, (પું.) જુઓ **કોલસો**.

**કોર**, (સ્ત્રી.) છેડો; the ending part: (૨) કિનાર; an edge, a brim or

border: (૩) કિનાર પર મુકાતી પટ્ટી કે આકૃતિ; a design or piece of cloth on a border: (૪) બાજુ; side.

**કોરડો (કોયડો)**, (પું.) ચાબુક, ચાબકો; a whip, a lash: (૨) સત્તા, અધિકાર; power, authority: (૩) જુલમ, ત્રાસ; tyranny, persecution: (૪) કૂટપ્રશ્ન, a complex problem, a puzzle.

**કોરણ**, (સ્ત્રી.) બાજુ; (૨) કિનાર; an edge or border: (૩) ધૂળની આંધી; a dust storm.

**કોરમું**, (ન.) અર્ધ દળેલું અનાજ; partly ground grain or pulses.

**કોરવું**, (સ. ક્રિ.) કાણું પાડવું; to bore a hole: (૨) વીંધવું; to pierce: (૩) કોતરવું; to carve.

**કોરાડું, કોરાણ, કોરાણું**, (વિ.) સૂકું, ભેજ વિનાનું; dry, parched.

**કોરું**, (વિ.) સૂકું; dry: (૨) ભેજરહિત; parched. (૩) નવું, વાપર્યા વિનાનું; new, unused: (૪) લખાણ વિનાનું (કાગળ, વ.); blank (paper, etc.): (૫) રાંધ્યા વિનાનું; uncooked.

**કોલ**, (પું.) વચન; a promise: (૨) બાંયધરી; a guarantee: (૩) કબૂલાત; confession, agreement: **–કરાર**, (પું.) કબૂલાતપત્ર; a written pledge or confession: (૨) સંધિપત્ર; a treaty.

**કોલમ**, (ન.) છાપેલા લખાણની કટાર; a column of a printed book, etc.: (૨) વિભાગ; a division or section: (૩) ખાનું; a unit of a tabular form: (૪) કોઠો; a table of details.

**કોલસો (કોયલો)**, (પું.) એક પ્રકારનું બળતણ; coal, charcoal: **કોલસી**, (સ્ત્રી.) એની ભૂકી; charcoal powder.

**કોલાહલ**, (પું.) ઘોંઘાટ, શોરબકોર; loud noise, rowdism, uproar.

**કોવિદ**, (વિ.) પ્રવીણ, તજ્જ્ઞ; an expert, an adept: (૨) વિદ્વાન, a learned man.

**કોશ**, (સ્ત્રી.) ખોદવાનું ઓજાર; a crow-bar.

**કોશ**, (પું.) સંઘરવાનું પાત્ર કે સ્થળ; a storing vessel or place: (૨) ખજાનો; a treasure, a hoard: (૩) ભંડોળ; pool, store, stock: (૪) શબ્દકોશ; a dictionary: (૫) મ્યાન; a sheath, a scabbard (of sword, etc.): (૬) પાણી ખેંચવાનો કોસ; a big leather bag for drawing water from a well in a farm: (૭) શરીરની અંદરનો નાનો ઘટક; a bodily cell: **કોશાધ્યક્ષ, કોષાધ્યક્ષ**, (પું.) ખજાનચી, ભંડારી; a treasurer.

**કોશિશ**, (સ્ત્રી.) પ્રયાસ, પ્રયત્ન; an endeavour, an effort.

**કોશેટો**, (પું.) રેશમના કીડાનું કોકડું; a cocoon (of a silk worm).

**કોષ્ટક**, (ન.) વિગત, વ. નો કોઠો; a tabular form, a table: (૨) હિસાબ. ઈ. કરવા માટેનો કોઠો; a table for computation, etc.

**કોષ્ઠ**, (પું.) પેટ, જઠર; the belly, the stomach: (૨) કોઠાર; a granary

**કોસ**, (પું.) અંતરનું માપ, ગાઉ કે આશરે દોઢ માઈલ; a measure of distance of about one and a half mile.

**કોસ**, (સ્ત્રી.) ચામડાની ડોલ; a leather bucket.

**કોહવું**, (અ.ક્રિ.) સડવું; to rot, to be putrefied: (૨) કોવાણ, કોહવાટ, સડો; putrefaction, decomposition.

**કોળ**, (પું.) એક પ્રકારનો મોટો ઉંદર; a kind of big rat: **કોળવાઈ**, (સ્ત્રી.) ઉંદરને પકડવાનું છટકું; a rat-trap.

**કોળી**, (વિ.) શુદ્ર જાતિનું; belonging to a low caste: (૨) (પું.) એ જ્ઞાતિનો પુરુષ; a man of a lower caste.

**કોળું**, (ન.) શાક તરીકે વપરાતું મોટું ફળ; a kind of gourd, a pumpkin.

**કોંટો**, (પું.) ફણગો; a blossom, a new sprout.

**કૌટુંબિક**, (વિ.) પરિવાર–કુટુંબને લગતું; house-hold, pertaining to a family.

**કૌતુક (કૌતક)**, (ન.) કુતૂહલ, જિજ્ઞાસા; curiosity:(૨)કોઈ પણ જિજ્ઞાસાપ્રેરક વસ્તુ કે બાબત; anything rousing curiosity: (૩) અજાયબી; a wonder: (૪) ચમત્કારિક બાબત; a marvel.
**કૌપીન**, (ન.) જુઓ કોપીન.
**કૌભાંડ**, (ન.) કાવતરું, પ્રપંચ; a secret plot, fraud, intrigue: (૨) બદમાશી, છેતરપિંડી, roguery, deceit.
**કૌમુદી**, (સ્ત્રી.) ચંદની; moon-light.
**કૌવચ (કુવચ)**, (સ્ત્રી.) જેનાં બી શક્તિપ્રદ છે એવી વનસ્પતિ; a tonic herb: (૨) (ન.) એનું બી; its seed
**કૌવત**, (ન.) શારીરિક બળ, તાકાત; physical strength, vigour, stamina
**કૌવો**, (પું.) કાગડો; a crow.
**કૌશલ, કૌશલ્ય**, (ન.) પ્રાવીણ્ય, વિશિષ્ટ આવડત; expertness, skilfulness, peculiar knack or deftness.
**કૌંસ**, (પું.) મૂળ લખાણથી અલગ પાડવા માટે વપરાતા ( ), { } અથવા [ ] ચિહ્ન; a bracket.
**ક્યામત**, (સ્ત્રી.) દૈવી ઇન્સાફનો દિવસ; the day of divine judgment, the doomsday.
**ક્યારડો (ક્યારો)**, (પું.) પાણી ભરાઈ રહે એવો વાવેતરનો પાળવાળો ભાગ; a plot of farm land with raised borders for storing water: **ક્યારડી (ક્યારી)**, (સ્ત્રી.) નાનો ક્યારડો.
**ક્યારે**, (અ.) કયા સમયે; when : **ક્યારેક**, (અ.) કોઈક સમયે; sometimes, occasionally.
**ક્યાસ**, (પું.) અંદાજ; an estimate: (૨) કિંમત ઠરાવવી તે; valuation: (૩) ધારણા, અનુમાન; a supposition, a guess, a speculation.
**ક્યાં**, (અ.) કયા સ્થળે, where : **ક્યાંક**, (અ.) કોઈ સ્થળે; somewhere: **ક્યાંય**, (અ.) કોઈ પણ સ્થળે; anywhere.



**ક્રતુ**, (પું.) યજ્ઞ, a sacrifice.
**ક્રમ**, (પું.) એક પછી એક આવે એવી યોજના; a succession, an order: (૨) હારમાળા, શ્રેણી; a series: (૩) ડગલું; a step: (૪) તબક્કો, a stage or phase: (૫) રિવાજ, રૂઢિ; a rule, a custom: (૬) હુમલો, આક્રમણ; an attack, an invasion: **-બદ્ધ**, (વિ.) નિશ્ચિત ક્રમવાળું; of regular succession, order, series or sequence: **-વાર**, (અ.) હારબંધ, ક્રમ પ્રમાણે; in reregular succession, regularly one by one: **ક્રમશઃ**(અ.) જુઓ ક્રમવાર, ક્રમેક્રમે; at regular invervals: (૨) હપતાથી; in regular instalments: **ક્રમાંક**, (પું.) નિયત સંખ્યા; a regular or orderly number: **ક્રમિક**, (અ.) ક્રમ પ્રમાણે; in regular succession or sequence: (૨) વંશપરંપરાગત; hereditary.
**ક્રય**, (પું.) ખરીદી, ખરીદવું તે; a purchase, the act of buying.
**ક્રંદન**, (ન.) વિલાપ, કરુણ રુદન; a wailing.
**ક્રાંત**, (વિ.) વીતેલું, પસાર થયેલું; past, gone:(૨)ઓળંગેલું; crossed, traversed.
**ક્રાંતિ**, (સ્ત્રી.) ગમન; the act of going: (૨) ગતિ, speed, motion, velocity: (૩) પાયાનો ફેરફાર; a basic change: (૪) ઊથલપાથલ, વિપ્લવ; a great upheaval, a revolution: **-કર, -કારક, -કારી**,(વિ.)ક્રાંતિ કરનારું;revolutionary.
**ક્રિયા**, (સ્ત્રી.) કામ, કાર્ય; an act, a work, a deed:(૨) સંસ્કારવિધિ, a ceremony: (૩) કાર્યની રીત; mode of action: (૪) મહાવરો; practice: (૫) અમલ; implementation, execution: **-ત્મક**, (વિ.) પ્રયોગાત્મક; experimental: (૨) અમલી, in force or practice: **-પદ**, (ન.) ક્રિયાસૂચક પદ; a verb: **-વિશેષણ (અવ્યય)**, (અ.) ક્રિયાપદનો ગુણ બતાવનાર શબ્દ; an adverb: **-શીલ**, (વિ) પ્રવૃત્તિમય; active, busy

**ક્રીડન,** (ન.) રમવું કે ખેલવું તે; sport, play: (૨) આનંદપ્રમોદ; merrymaking.

**ક્રીડવું,** (અ. ક્રિ.) રમવું, ખેલવું; to sport.

**ક્રીડા,** (સ્ત્રી.) રમતગમત, ખેલ; sport, play: (૨) આનંદપ્રમોદ; merrymaking: **ક્રીડાંગણ,** (ન.) રમતગમતનું સ્થળ કે મેદાન; a play ground.

**ક્રૂર,** (વિ.) નિર્દય; cruel, remorseless. **–તા,** (સ્ત્રી.) નિર્દયતા; cruelty.

**ક્રોધ,** (પું.) ગુસ્સો; anger, rage: **ક્રોધી,** (વિ.) ગુસ્સો કરવાના સ્વભાવવાળું; quick or hot-tempered.

**ક્રૌંચ,** (પું.) બગલા જેવું પક્ષી; a heron: **ક્રૌંચી,** (સ્ત્રી.) a female heron.

**ક્લાંત,** (વિ.) થાકેલું; tired, fatigued: (૨) કરમાયેલું; withered: (૩) દૂબળું-પાતળું; lean, weak, infirm: **ક્લાંતિ,** (સ્ત્રી.) થાક; fatigue: (૨) નબળાઈ; infirmity: (૩) પાતળાપણું; leanness.

**ક્લિષ્ટ,** (વિ.) પીડિત; down-trodden, persecuted, distressed: (૨) વ્યથિત; afflicted: (૩) દુર્બોધ; difficult to understand or decipher: (૪) અસ્પષ્ટ; vague, not clear: (૫) કૃત્રિમ; artificial, feigned.

**ક્લીબ,** (વિ.) નપુંસક, નામર્દ; impotent: **ક્લૈબ્ય,** (ન.) નપુંસકપણું; impotency.

**ક્લેદ,** (પું.) ભેજ, ભીનાશ; moisture, wetness: (૨) દુઃખ; વ્યથા; misery, affliction: **–ન,** (ન.) ભીનું કરવું તે; to moisten: (૨) પરસેવો લાવવો તે; the act of causing perspiration.

**ક્લેશ,** (પું.) પીડા, દુઃખ, વ્યથા; suffering, misery, agony: (૨) કજિયો; a quarrel: (૩) કુસંપ, કુમેળ; discord, disunity, disagreement.

**ક્વચિત્,** (અ.) કોઈકોઈ વાર, ભાગ્યે જ; sometimes, rarely, scarcely.

**ક્વાથ,** (પું.) કાઢો, ઉકાળો; a decoction.

**ક્ષણ,** (પું.) (સ્ત્રી.) આશરે એક સેકંડ જેટલું સમયનું માપ; a measure of time equal to about a second: (૨) અતિશય અલ્પ સમય; a moment, an instant: **–જીવી, –ભંગુર,** (વિ.) નશ્વર; momentary, transient.

**ક્ષત,** (વિ.) જખમી; wounded: (૨) ઈજા પામેલું; injured: (૩) ઘટેલું, ઓછું થયેલું; diminished, lessened, decreased: (૩) (ન.) નાનો જખમ; a small wound:

**ક્ષતિ,** (સ્ત્રી.) હાનિ, નુકસાન; loss, injury: (૨) જખમ; ઈજા; a wound, an injury: (૩) કલંક; a blemish, a blot. (૪) ખોડ, ઊણપ; a drawback, a short-coming.

**ક્ષત્રિય (ક્ષત્રી, ક્ષત્ર),** (પું.) (વિ.) શાસકવર્ગનો બહાદુર માણસ, રાજપૂત; a brave man of the ruling class, a Rajput: **ક્ષત્રિયાણી, ક્ષત્રાણી,** (સ્ત્રી.) એ વર્ણની સ્ત્રી; a female of that class, a Rajputani: **ક્ષત્રીવટ,** (સ્ત્રી.) એ જાતિનાં ગૌરવ, ઉચ્ચ કુલાચાર, વ.; the glory and noble traditions of that class.

**ક્ષપણક,** (પું.) જૈન અથવા બૌદ્ધ સાધુ; a Jain or a Buddhist monk.

**ક્ષપા,** (સ્ત્રી.) રાત્રિ; night.

**ક્ષમા,** (સ્ત્રી.) માફી; pardon, forgiveness: (૨) દરગુજર કરવું તે; forbearance: **–પાત્ર, ક્ષમ્ય,** (વિ.) માફ કરી શકાય એવું; pardonable, forgivable.

**ક્ષય,** (પું.) ઘસાઈ જવું કે ક્ષીણ થવું તે; wearing or wasting away, gradual decay: (૨) નાશ; destruction: (૩) ક્ષયરોગ; consumption, tuberculosis.

**ક્ષર,** (વિ.) નાશવંત; perishable.

**ક્ષાત્ર,** (વિ.) ક્ષત્રિયને લગતું; pertaining to a Rajput: (૨) (ન.) ક્ષત્રિયની ફરજો; the duties of a Rajput: (૩) ક્ષત્રિયજાતિ; the Rajput tribe: (૪) ક્ષત્રિયપણું; the quality of being a Rajput.

**ક્ષાર,** (વિ.) ખારું; saltish, saline: (૨) (પું.) ખારાશવાળો પદાર્થ; a saline substance.

**ક્ષાંતિ,** (સ્ત્રી.) ક્ષમા; pardon, forgiveness: (૨) સહિષ્ણુતા; tolerance.

**ક્ષિતિ,** (સ્ત્રી.) પૃથ્વી; the earth.

**ક્ષિતિજ,** (સ્ત્રી.) પૃથ્વી અને આકાશ મળે એ કલ્પિત રેખા; the horizon.

**ક્ષીણ,** (વિ.) ઘસાઈ ગયેલું; worn out: (૨) ફીકું; pale, emaciated: (૩) સુકાયેલું, કરમાયેલું; parched, withered: **–તા,** (સ્ત્રી.) નબળાઈ; weakness: (૨) ઘસારો; a wasting or wearing away.

**ક્ષીર,** (ન.) દૂધ; milk: (૨) પાણી; water: (૩) ખીર; an article of food prepared from milk: (૪) ઝાડનો રસ; juice or sap of a tree: **–સાગર,** (પું.) (પુરાણ) દૂધનો મહાસાગર; (mythology) the ocean of milk.

**ક્ષુદ્ર,** (વિ.) નજીવું; insignificant, trivial: (૨) પામર; mean, low.

**ક્ષુધા,** (સ્ત્રી.) ભૂખ; hunger: **–તુર,** (વિ.) ભૂખ્યું; hungry: **–ર્ત,** (વિ.) ભૂખથી પીડાતું; suffering from hunger.

**ક્ષુર,** (પું.) અસ્ત્રો; a razor: (૨) જાનવરના પગની ખરી; an animal's hoof: **ક્ષુરી,** (પું.) હજામ; a barber.

**ક્ષુલ્લક,** (વિ.) નજીવું, તુચ્છ; insignificant: (૨) અલ્પ, થોડું; a little.

**ક્ષેત્ર,** (ન.) જમીન, ખેતર; land, soil, a farm: (૨) સ્થાન; a place: (૩) કાર્યક્ષેત્ર; the sphere of action: (૪) શરીર; the body: (૫) તીર્થધામ; a place of pilgrimage, a holy place: **–જ્ઞ,** (વિ.) જ્ઞાની, શરીરરચનાનો જાણકાર; learned: (૨) ચતુર, ડાહ્યું; clever, wise: (૩) (પું.) આત્મા, the soul: (૪) પરમાત્મા; the Supreme Soul: **–પાળ(–લ),** (પું.) ખેતરનો રખેવાળ; the keeper of a farm: (૨) ખેતરનું રક્ષણ કરનાર દેવ, the farm deity: (૩) સાપ; a serpent: (૪) માલિક, an owner or master: (૫) રાજા; a king: **–ફળ(–લ),** (ન.) લંબાઈ, પહોળાઈનું માપ; area.

**ક્ષેત્રિય, ક્ષેત્રી,** (પું.) ખેડૂત; a peasant, a farmer: (૨) આત્મા; soul: (૩) પતિ; husband.

**ક્ષેપ,** (પું.) ફેંકવું તે; a throwing, a darting: (૨) ગાળવું, પસાર કરવું તે (સમય, વ.); a passing (of time, etc.): **–ક,** (વિ.) (લખાણ, વ.) પાછળથી બિન-અધિકૃત રીતે ઉમેરેલું; interpolated: (૨) (પું.) ફેંકનાર પુરુષ; a man who throws, a darter: (૩) (સાહિત્ય, વ.માં) પાછળથી કરેલો બિનઅધિકૃત ઉમેરો, an interpolation: (૪) કોઈ પણ પ્રકારનો ઉમેરો; a supplement, an addition: **–ણ,** (ન.) નિંદા, slander, backbiting.

**ક્ષેમ,** (વિ.) સુખપ્રદ; blissful: (૨) આબાદ, સુખી; prosperous, happy: (૩) (ન.) સુખચેન; happiness: (૪) આબાદી, prosperity: (૫) કલ્યાણ; welfare: (૬) આરોગ્ય; health: **–કર,** (વિ.) કલ્યાણકારક; propitious, blissful: **–કુશળ (–લ),** (વિ.) સુખશાંતિ અને આરોગ્યવાળું; prosperous and healthy: (૨) (ન.) એવી સુખી સ્થિતિ; healthy, and prosperous condition.

**ક્ષોણી(–ણિ),** (સ્ત્રી.) પૃથ્વી; the earth.

**ક્ષોભ,** (પું.) વ્યગ્રતા, agitation: (૨) મૂંઝવણ; confusion: (૩) શરમથી થતો સંકોચ; hesitation arising from bashfulness: (૪) ખળભળાટ; turmoil, tumult.

**ક્ષોભિત,** (વિ.) ક્ષોભ પામેલું; agitated, dismayed.

**ક્ષૌર (ક્ષૌરકર્મ),** (ન.) હજામત; shaving, a hair-cut: **ક્ષૌરિક,** (પું.) હજામ; a barber. **ક્ષૌરી,** (પું.) અસ્ત્રો; a razor.

**ક્ષ્મા,** (સ્ત્રી.) પૃથ્વી; the earth

## ખ

**ખ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરોનો બીજો વ્યંજન; the second consonant of

**ખજવાળ,** (સ્ત્રી.) જુઓ **ખંજવાળ.**
**ખજાનચી,** (પું.) કોષાધ્યક્ષ, ખજાનાનો ઉપરી; a treasurer, a cashier.
**ખજાનો (ખજીનો),** (પુ.) નાણાંનો ભંડાર; a treasure: (૨) એ રાખવાની પેટી કે જગા; a treasury: (૩) દોલત, ધન; wealth, riches: (૪) મીઠાનો અગર, a salt pan, a salt-bed: (૫) હથિયાર રાખવાનો પટ્ટો; a belt for holding weapons: (૬) બંદૂકમાં ગોળી ભરવાનું ખાનું, a bullet hole of a gun, a magazine: (૭) ચલમનું મોં; the mouth of a smoking pipe.
**ખજૂર,** (ન.) ઠળિયાવાળું મીઠું ફળ; a date fruit: **ખજૂરી,** (સ્ત્રી.) એનું ઝાડ; a date-palm: **ખજૂરું,** (ન.) જેમાંથી તાડી નીકળે છે એ ખજૂરી જેવું ઝાડ; a kind of palm tree which yields toddy.
**ખજૂરી,** (સ્ત્રી.) ખંજવાળ; itching sensation.
**ખજૂરો,** (ન.) કાનખજૂરો; a centipede.
**ખટ,** (વિ.) છ; six: (૨) (પું.) બદમાશ, ઠગ; a rogue, a cheat.
**ખટકરમ(ખટકર્મ),** (ન.બ.વ.) છ પ્રકારની ધાર્મિક વિધિઓ; the six religious ceremonies: (૨) દૈનિક કર્મકાંડ; daily religious ceremonies.
**ખટકવું,** (અ. ક્રિ.) સાલવું; to pinch: (૨) પશ્ચાત્તાપ થવો; to repent.
**ખટકો,** (પું.) સાલવું તે; pinching: (૨) એનાં પીડા કે અવાજ; the pain or sound of pinching: (૨) નડતર, અવરોધ; an obstacle, a hurdle: (૩) શંકા; doubt: (૪) તકેદારી, કાળજી; carefulness, vigilance.
**ખટખટ,** (સ્ત્રી.) ખડખડાટ; rattling sound: (૨) નડતર, અવરોધ; an obstacle: (૩) માથાફૂટ; useless, tedious discussion: **ખટખટારો,** (પું.) માથાફૂટ.
**ખટગુણ,** (પુ. બ. વ.) માણસના મુખ્ય છ ગુણ, the six main virtues or good qualities of a man.
**ખટદર્શન,** (ન. બ. વ.) હિંદુધર્મનાં છ મુખ્ય શાસ્ત્રો; the six main treatises of Hinduism.
**ખટપટ,** (સ્ત્રી.) પ્રપંચ, કાવાદાવા; an intrigue, plot: (૨) ગોઠવણ; arrangement: (૩) માથાફૂટ; useless, tedious discussion: **ખટપટિયું, ખટપટી,**(વિ.) પ્રપંચી; intriguing: (૨) મુત્સદ્દી; shrewd.
**ખટમધુર,(-રું),**(વિ.) ખાટામીઠા સ્વાદવાળું; sour and sweet.
**ખટમલ,** (પું.) માકડ; a bug.
**ખટમીઠું,** (વિ.) ખટમધુરું; sour and sweet.
**ખટરસ,** (પું. બ. વ.) છ સ્વાદ કે રસ; the six tastes: (૨) (વિ.) અત્યંત સ્વાદિષ્ટ; very tasty, having all the six tastes.
**ખટરાગ,**(પું. બ. વ.) ભારતીય સંગીતશાસ્ત્રના મુખ્ય છ રાગ; the principal six tunes or modes of the Indian classical music: (૨) કુસંપ; discord, disunity: (૩) કજિયો; a dispute, a quarrel: (૪) દુન્યવી જંજાળ; wordly anxieties.
**ખટરાગી,** (વિ.) પ્રપંચી; intriguing: (૨) કજિયાખોર; quarrelsome: (૩) જંજાળી, troubled by worldly anxieties.
**ખટલો,** (પુ.) પરિવાર, કુટુંબ; a household, a family: (૨) રસાલો; a retinue: (૩) મુકદ્દમો, અદાલતનો દાવો; a law-suit: (૪) મુશ્કેલ કામ, a difficult task: (૫) રાચરચીલું; household things.
**ખટશાસ્ત્ર,** (ન.બ.વ.) જુઓ **ખટદર્શન.**
**ખટવવું,** (સ. ક્રિ.) ખાટું કરવું; to make sour, to curdle: (૨) નફો કે લાભ કરી આપવો; to cause to profit or gain.
**ખટાઈ,** (સ્ત્રી.) ખાટાપણું; sourness, acidity: (૨) ખાટી વસ્તુ; a sour or acidic substance.
**ખટાઉ,** (વિ.) નફો કે લાભ કરી આપે એવું; profitable, beneficial.
**ખટાટોપ,** (પું.) મિથ્યાડંબર, ખોટો ભપકો; false or hollow pomp or show:

**ખડા,** (સ્ત્રી.) મેઘધનુષ્ય; a rain-bow: (૨) ચાખડી, પાવડી (લાકડાના જોડા); wooden shoes: **-ઉતાર,** (વિ.) રજૂ કરતાં જ સ્વીકારાય એવી (હૂંડી); (a bill) payable on presentation.

**ખડાઉ,** (સ્ત્રી.) જુઓ **ખડા** (૨).

**ખડિયું,** ન.) જુઓ **ખરડિયું**: (૨) સૂકી જમીનમાં પડેલી તડ; a crack in dry soil: (૩) સુકામણાની ગરમી: heat resulting from absence of rains.

**ખડિયું,** (ન.) ચિત્તો; a leopard: (૨) વાઘ; a tiger: (૩) જુવાન ભેંસ; a young she-buffalo.

**ખડિયો,** (પું.) શાહી રાખવાનું પાત્ર; an ink-stand: (૨) બત્તી તરીકે વપરાતો ડબો; a small box used as a lamp: (૩) ઘણાં ખાનાવાળી ઝોળી; a bag with many pockets.

**ખડિયોખાર,** (પું.) ટંકણખાર: borax.

**ખડી,** (સ્ત્રી.) ચાક, સફેદ માટી; chalk: (૨) રસ્તો બાંધવાના કાંકરા pebbles for road-building, metal:(૩) જુવાન, વગર વિયાયેલી ભેંસ; a young she-buffalo who has not delivered a calf.

**ખડીફોજ,** (સ્ત્રી.) કાયમી લશ્કર; standing or permanent army or force.

**ખડીસાકર,** (સ્ત્રી) એક પ્રકારની પાસાદાર સાકર; a kind of crystalline sugar.

**ખડું,** (વિ.) તત્પર, ready, willing: (૨) ઊભું, standing.

**ખડેધાટ,** (વિ.) તત્પર; ready, willing: (૨) ટટ્ટાર; erect: (૩) સંપૂર્ણ રીતે સજ્જ; thoroughly equipped or armed.

**ખડેચોક,** (અ.) જાહેર રીતે; publicly: (૨) આહ્વાન કરતાં; challengingly.

**ખણ,** (સ્ત્રી.) ખંજવાળ, itching sensation.

**ખણખણ,** (અ.) એવા અવાજથી; with a rattling sound: **-વું,** (અ. ક્રિ.) એવો અવાજ થવો; to rattle: **ખણ-ખણાટ,** (પું.) એવો અવાજ; a rattling sound: **ખણખણિયાં,** (ન.બ.વ.) કાંસીજોડ, a pair of cymbals.

**ખણખોજ (-ત -દ), (-તર),** (સ્ત્રી.) બારીક તપાસ કે ચકાસણી; a minute or detailed investigation or search: (૨) નિંદા; slander, back-biting: (૩) દૂધમાંથી પોરા કાઢવા અર્થાત્ ખોટી રીતે દોષ કાઢવા તે; undue fault finding.

**ખણજ,** (સ્ત્રી.) ખંજવાળ; itching sensation.

**ખણવું,** (સ.ક્રિ.) ખંજવાળવું; to scratch, (૨) ખોતરવું; to scratch, to scrape: (૩) ખોદવું; to dig.

**ખત,** (ન.) લેખ; a writing, an article: (૨) દસ્તાવેજ; a bond, a document: **-પત્ર, -પત્તર,** (ન.) દસ્તાવેજ; a document.

**ખતમ,** (અ.) ખલાસ; over, conclusively: (૨ (વિ.) સમાપ્ત; concluded.

**ખતરવટ,** (અ.) જીદપૂર્વક, obstinately: (૨) આગ્રહપૂર્વક; insistingly.

**ખતરી (ખત્રી),** (વિ.) એ નામની વણકર જ્ઞાતિનું; belonging to the weaver's caste so named: (૨) (પું.) એ જ્ઞાતિનો માણસ, a man of that caste.

**ખતરો,** (પું.) ભય, જોખમ; danger: (૨) વહેમ, શંકા; doubt, suspicion: (૩) ભયયુક્ત શંકા, apprehension.

**ખતવવું,** (સ. ક્રિ.) રોજમેળ, વ. માં ખાતાવાર નોંધ કરવી; to make entries into a ledger: **ખતવણી,** (સ્ત્રી.) એવી નોંધ, such an entry.

**ખત્તા (ખતા),** (સ્ત્રી.) નુકસાન, હાનિ; loss, harm: (૨) ભૂલ, ચૂક; a mistake, an error: (૩) નિષ્ફળતા; failure: (૪) ઠોકર; a severe lesson, a bitter realisation,

**ખતીબ,** (પું.) ઉપદેશક; a preacher: (૨) વ્યાખ્યાતા; a lecturer.

**ખદખદવું**, (અ. ક્રિ.) એવા અવાજ સાથે ઊકળવું; to boil with a simmering sound.

**ખદડવું (ખદેડવું)**, (સ. ક્રિ.) લાંબા અંતર સુધી ઝડપથી દોડાવવું; to make run fast a long distance: (૨) તગડવું; to cause to run away: (૩) ફેરા ખવરાવી થકવવું; to tire by repeated errands: (૪) ખૂબ મહેનત કરાવી હેરાન કરવું; to trouble by hard work.

**ખદિર**, (પુ.) જેમાથી કાથો બને છે એ ખેરનું ઝાડ; a catechu tree.

**ખદુક ખદુક(ખદડુક ખદડુક)**, (અ.) એવા અવાજ સાથે (ઘોડાનું ચાલવું તે); trottingly, amblingly.

**ખદ્યોત**, (પુ.) પ્રકાશમય જીવડું કે આકાશી પદાર્થ, આગિયો, ચંદ્ર, સૂર્ય, તારો, વ.; any bright insect or heavenly body, e.g. a glow-worm, the moon, the sun, a star, etc.

**ખનન**, (ન.) ખોદવું તે; a digging or excavating.

**ખનિ**, (સ્ત્રી.) ખાણ; a mine: **-જ, ખનીજ**, (વિ ) (ન.) ખાણમાથી નીકળેલું (ધાતુ, વ.); a mineral: **-ત્ર**, (ન) ખોદવાનું ઓજાર; a pick-axe.

**ખપ**, (પું.) ઉપયોગ, વપરાશ; a use or consumption (of a thing): (૨) અગત્ય, જરૂર; a need: (૩) તંગી; a scarcity, shortage, want: (૪) પ્રયત્ન, an endeavour, effort: **ખપત**, (સ્ત્રી.) ઉપાડ, વેચાણ, off-take, sales, **ખપનું**, (વિ.) ઉપયોગી; useful.

**ખપવું**, (અ. ક્રિ.) વેચાવું, માગ હોવી; to be sold, to be in demand: (૨) ખરચાવું, વપરાવું; to be spent or used: (૩) ખતમ થવું; to run out of stock, to be exhausted: (૪) ગણતરીમાં આવવું, લેખાવું; to be in consideration, to be recognised among: (૫) ઉપયોગી થવું; to be useful: (૬) જરૂર હોવી; to need, to want: (૭) ખપી જવું, આત્મભોગ આપવો; to sacrifice.

**ખપાટ**, (સ્ત્રી.) **ખપાટિયું**, (ન.) વાંસની ચીપ કે પટ્ટી, a bamboo-chip.

**ખપેડી**, (સ્ત્રી.) છોડનો નાશ કરતું એક પ્રકારનું જીવડું; a crop-destroying insect: (૨) છોડું, પોપડો, bark, husk or shell of a fruit.

**ખપેડો (ખપરડો)**, (પું.) વાંસની ટટ્ટી; a curtain of bamboo-chips.

**ખપોટી,(-ડી)**. (સ્ત્રી) પોપડી; skin of a fruit, etc: (૨) ભિંગડું; scale of skin.

**ખપ્પર**, (ન.) જેમાં મૂકેલું સઘળું નાશ પામે એવું દેવીનું પાત્ર; a goddess's bowl which destroys everything contained by it: (૨) કાચલીનું ભિક્ષાપાત્ર; a begging bowl made of a fruit shell.

**ખફા**, (વિ.) ગુસ્સે થયેલું: enraged, angry: (૨) નાખુશ; displeased.

**ખફગી**, (સ્ત્રી.) નાખુશી; displeasure: (૨) ગુસ્સો, રોષ; anger, rage.

**ખબર**, (પુ. બ. વ) (સ્ત્રી.) સમાચાર; news, tidings: (૨) બાતમી; information: (૩) સંદેશો; a message: (૪) જાણ, જ્ઞાન, ભાન; knowledge, realisation: (૫) સંભાળ; care, a looking after: **-અંતર**, (પુ બ. વ.) (સ્ત્રી.) સમાચાર; news: (૨) માહિતી; information: (૩) સ્વાસ્થ્યના સમાચાર; information about one's health: **-દાર, ખબડદાર**, (વિ.) બાહોશ, હોશિયાર; skilful, clever: (૨) સાવધ; alert, watchful: (૩) (અ.) 'સાવધાન'; beware: **-દારી**, (સ્ત્રી.) બાહોશી, cleverness: (૨) સાવધાની; alertness, watchfulness: **-પત્ર**,(પું.) બાતમી કે સમાચારનો પત્ર; a letter giving information or news: **-પત્રી**, (પું.) અખબારોને

સમાચાર મોકલનાર; a reporter of a newspaper.

**ખબાખબ,** (અ.) ઘોંઘાટ કે ધમાલપૂર્વક; noisily, or tumultuously: (૨) (સ્ત્રી.) ઘોંઘાટ, ધમાલ; rowdism, tumult, commotion: (૪) કજિયો, બોલાચાલી; a quarrel, beakerings.

**ખભળવું, ખભળાટ,** જુઓ (**ખળભળ**) **ખળભળવું.**

**ખભો, ખંભો,** (પું) હાથનો ગળા પાસેનો સાંધો; the shoulder.

**ખસચાવું (ખસચવું),** (અ. ક્રિ.) ખચાવું, અચકાવું; to hesitate.

**ખમણ,** (ન.) ફળ, શાક, વગેરેને છીણીને કરેલ છૂંદો; scrapings of fruits or vegetables: (૨) એવો નાળિયેરનો છૂંદો; such scrapings of coconut: **–ઢોકળાં,** (ન.બ.વ.) એવા છૂંદાની વાની; an article of food made of such scrapings, flour, etc.: **–વું,** (સ. ક્રિ) છીણવું; to scrape fruit, etc. into small pieces: **ખમણી,** (સ્ત્રી.) ખમણવાનું સાધન કે ઓજાર; a scraping tool, a scraper.

**ખમતીધર,** (વિ.) ખમતું; tolerant, forbearing: (૨) શ્રીમંત, સધ્ધર; rich, prosperous, financially sound.

**ખમવું,** (સ.ક્રિ) સહન કરવું; to tolerate, to bear, to suffer: (૨) (અ.ક્રિ.) થોભવું અને રાહ જોવી; to stop and wait.

**ખમા,** (સ્ત્રી.) ક્ષમા; forbearance, tolerance: (૨) ધીરજ, સબૂરી, patience, placidity, cool consideration, temporary procrastination.

**ખમાર,** (પુ.) શરાબ ગાળનારો; one who distils wine

**ખમીર,** (ન.) આથો લાવનાર પદાર્થ; a fermenting substance: (૨) જોશ, તાકાત; strength, spirit, physical ability: (૩) વીરત્વ, બહાદુરી; chivalry, bravery, heroism.

**ખમીસ(–શ),** (ન.) પહેરણ; a shirt.

**ખમ્મા(–મા),** (અ.) 'સુખી રહો' એવો ઉદ્ગાર; an expression of blessing.

**ખર,** (પું.) ગધેડો; a donkey, an ass.

**ખર,** (વિ.) તીક્ષ્ણ; pungent, sharp: (૨) કઠોર, harsh, cruel.

**ખરકલો,** (પું.) ખડકલો, ઢગલો, a heap, a pile, a stack.

**ખરખબર,** (પું.બ.વ.) માહિતી; information: (૨) સમાચાર; news.

**ખરખરાજાત,** (સ્ત્રી.) પરચૂરણ ખર્ચ; miscellaneous expenses: (૨) ઘટ, ખાધ, ભાંગતૂટથી થતું નુકસાન, વ.; shortage, diminution, loss due to breakage, etc.

**ખરખરી,** (સ્ત્રી.) જુઓ **ખખરી.**

**ખરખરો (ખખરો),** (પું.) કોઈના મૃત્યુ સમયે કે આપત્તિકાળમાં આપેલું આશ્વાસન; condolence after a dear one's death or during an adversity: (૨) શોક, સંતાપ; bewailment, affliction: (૩) પશ્ચાત્તાપ, પસ્તાવો; remorse, repentence: (૪) શક, શંકા; doubt.

**ખરગોશ(–સ),** (ન) સસલું; a rabbit.

**ખરચ,** (ન.) (પું.) પૈસાની વપરાશ; expense, a spending of money: (૨) વાપર, વપરાશ; consumption: (૩) કિંમત; cost, price: (૪) મોટી રકમ વપરાય એવા પ્રસંગો; an expensive event or occasion: **ખરચાળ, ખરચાઉ,** (વિ.) મોટું ખર્ચ કરવું પડે એવું; expensive: (૨) ઉડાઉ; extravagant: **ખરચી,** (સ્ત્રી.) ખર્ચ માટે જરૂરી રકમ; necessary amount for spending: (૨) નિભાવખર્ચ; maintenance expenses: **ખરચીપાણી,** (ન.) પરચૂરણ ખર્ચ, ખીસાખર્ચ, miscellaneous or pocket expenses.

**ખરચુ,–પાણી,**(ન.) મળત્યાગ; a discharge of waste matter from bowels.

**ખરચો,** (પું.) જુઓ **ખરચ.**

**ખરજ**, (સ્ત્રી.) ખંજવાળ; itching sensation: (૨) ખંજવાળવું તે; skin scratching: (૩) ખરજવું; **-વું**, (ન.) ચામડીનો એક રોગ; eczema.

**ખરડ**, (સ્ત્રી.) જાડો લેપ; a besmearing with a thick paste: **-વું**, (સ.ક્રિ.) લેપ કરવો; to besmear: (૨) મેલું કે ગંદું કરવું; to soil, to make dirty: (૩) સંડોવવું; to implicate, to involve: **ખરડાવું**, (અ. ક્રિ.) લેપ થવો; to be besmeared: (૨) ગંદું કે મેલું થવું; to be soiled: (૩) સંડોવાવું; to be entangled or involved.

**ખરડિયું**, (ન.) સુકામાણું; absence of rains: (૨) દુકાળ; a famine.

**ખરડો**, (પું.) મુસદ્દો, કાચું લખાણ; a draft: (૨) યાદી; a list: (૩) લેપ; a besmearing, a salve.

**ખરપડી ( ખડપી, ખરપી, ખુરપી )**, (સ્ત્રી.) ખરપવાનું ઓજાર. a hoe: **ખરપડો, ખડપો, ખરપો**. (પું.) મોટી ખરપડી; a big hoe: (૨) મોટો તવેથો; a big flat ladle: (૩) મોચીનું ઓજાર; a shoemaker's tool: (૪) ગમાર માણસ; a simpleton: (૫) ભોટ, અભણ ગામડિયો; a simple hearted rustic.

**ખરપવું**, (સ ક્રિ.) નકામું ઘાસ, વ. દૂર કરવા; to hoe: (૨) સમૂળું કાઢી નાખવું; to uproot.

**ખરબચડું**, (વિ.) જુઓ **ખરબચડું**.

**ખરલ(ખલ)**, (પું.) ઔષધ, વ. ઘૂંટવાની પથ્થરની પહોળી ખાંડણી, a stonemortar.

**ખરવાણ**, (વિ) અટતલ, સહનશક્તિવાળું; tenacious, wiry.

**ખરવું**, (અ. ક્રિ.) નીચે પડી જવું, to fall down: (૨) સુકાઈને પડી જવું (ફળ, વ.); to fall down after withering (fruit, etc.).

**ખરસટ**, (વિ.) ખરબચડું; uneven, unpolished: (૨) બરછટ; rough.

**ખરાખર**, (અ.) હકીકતમાં, ખરેખર; in fact, indeed, really: **ખરાખરી**, (સ્ત્રી.) સચ્ચાઈ, વાસ્તવિકતા: truth, reality: (૨) સાબિતી; proof: (૩) આફતનો સમય; a critical time.

**ખરાજાત**, (સ્ત્રી.) જુઓ **ખરખરાજાત**.

**ખરાદ**, (સ્ત્રી.) લાકડું, વ.નો ઘાટ ઉતારવાનું યંત્ર, સંઘેડો, an artisan's lathe: **-વું**, (સ.ક્રિ.) સંઘેડાથી ઘાટ ઉતારવો; to shape with a lathe: **ખરાદી**, (પું.) એવો કારીગર; such an artisan.

**ખરાપણું**, (ન.) સચ્ચાઈ; truth, genuineness· (૨) વાસ્તવિકતા; reality.

**ખરાબ**, (વિ.) સારું નહિ એવું; bad: (૨) નઠારું; wicked, evil: (૩) બગડી ગયેલું; spoiled, polluted: (૪) સડેલું; rotten: (૫) નીતિહીન: immoral.

**ખરાબી**, (સ્ત્રી.) પાયમાલી; ruin: (૨) નુકસાન, harm: (૩) બગાડ; a spoil: (૪) અધઃપતન; degeneration, fall.

**ખરાબો**, (પું.) પાણીની નીચેનો ખડક; an underwater rock: (૨) ખેતીને માટે નકામી જમીન; waste land.

**ખરી**, (સ્ત્રી.) ચોપગાં પ્રાણીઓના પગના છેડાનો કઠણ નખ જેવો ભાગ; an animal's hoof.

**ખરીતો**, (પું.) સરકારી હુમાગે, વ. રાખવાનો થેલો; a bag for keeping government office papers: (૨) પરબીડિયું; a paper envelope or wrapper.

**ખરીદ**, (સ્ત્રી) ખરીદવું તે, વેચાતું લેવું તે; a purchase, a buying· **-વું**,(સ.ક્રિ.) વેચાતું લેવું. to purchase: **ખરીદી**, (સ્ત્રી.) વેચાતું લેવું તે; a purchase.

**ખરીફ**, (સ્ત્રી.) ચોમાસુ પાક; crops of the rainy-season or monsoon.

**ખરું**, (વિ.) સાચું; true· (૨) હકીકતજન્ય; factual, real: (૩) મૌલિક, બનાવટી નહિ; genuine, original: (૪) પ્રમાણિક; honest, truthful: (૫) રાંધીને કઠણ કરેલું; hardened by cooking or

baking: (૬) સંપૂર્ણરીતે વિકસિત અર્થાત્ પરાકાષ્ઠાએ પહોંચેલું; fully developed: (૭) (અ.) અલબત્ત, બરાબર, વ. સૂચક ઉદ્ગાર; exclamation meaning, "of course" "Let us see" "well" "alright," etc

**ખરે**, (અ.) ખરેખાત, truly, really: **ખરેખર**, (અ.) સાચે જ; truly: (૨) જરૂર, ચોક્કસ, ખચીત; indeed: **ખરેખાત**, (અ.) સાચે જ; truly: (૨) ખચીત; indeed.

**ખરેટી**, (સ્ત્રી.) તડ પડેલી સૂકી જમીન; dry cracked land or soil.

**ખરેડું**, (ન.) વિયાયેલી ગાય કે ભેંસનું શરૂનું ઘાટું દૂધ; thick milk of a cow or a buffalo just after delivery.

**ખરેટો**, (પું.) રેલાનો ડાઘ; a blot or a stain caused by running or trickling (coloured) liquid: (૨) રોટલી, વ. નો દાઝી ગયેલો ભાગ; burnt up part of a bread, etc

**ખરેડી**, (સ્ત્રી.) ગરગડી, a pulley.

**ખરેરી**, (સ્ત્રી.) ગળામાં કફ, વ. થી અવરોધ થવો તે; obstacle in a sore throat: (૨) ગળાનો સોજો; throat soreness.

**ખરેરો**, (પું.) જાનવરનું શરીર સાફ કરવાનું 'બ્રશ' કે દાંતિયો; a curry-comb.

**ખર્ચ**, (ન.) (પું.) જુઓ **ખરચ**.

**ખર્વ(ખરવ)**, (પું.) એક હજાર કરોડ; ten thousand million or one thousand crore: (૨) (વિ.) અપંગ; crippled, maimed: (૩) અપૂર્ણ; incomplete: (૪) કુંઠિત; handicapped, stunted: (૫) ઠીંગણું; dwarfish

**ખલ**, (પું.) જુઓ **ખરલ**.

**ખલ**, (વિ.) બદમાશ, ધૂર્ત; a rogue, a knave, a villain.

**ખલક**, (સ્ત્રી.) દુનિયા, જગત, the world.

**ખલતો**, (પું.) ઘણાં ખાનાંવાળો થેલો; a bag with many pockets

**ખલબત્તો**, (પું.) ખરલનો દસ્તો, ઉપરવટણો; a pestle of a mortar: (૨) ખરલ અને દસ્તો; a pestle and a mortar.

**ખલાસ**, (વિ.) સમાપ્ત, concluded: (૨) વપરાશથી પૂરું થયેલું; exhausted by use or consumption: (૩) અંત; સમાપ્તિ; the end or finish.

**ખલાસી(-સ)**, (પુ.) નાવિક, ખારવો; a sailor, a seaman.

**ખલીતો**, (પું.) પરબીડિયું; an envelope.

**ખલીફ(-ફા)**, (પું.) મહંમદ પયગંબરનો વારસદાર ધર્મગુરુ; the priest who succeeds Mohammed, the prophet: (૨) ઇસ્લામનો વડો; the head priest of Islam.

**ખલુ**, (અ.) નક્કી, ખરેખર, ચોક્કસ; surely, indeed, certainly.

**ખલેચી**, (સ્ત્રી.) ખાનાંવાળી નાની થેલી; a small cloth bag with pockets

**ખલેડી(-રી)**, (સ્ત્રી.) ખિસકોલી, a squirrel.

**ખલેલ(ખલલ)**, (સ્ત્રી.) ઘોંઘાટ, વ.થી થતું નડતર; disturbance: (૨) અડચણ, an obstacle.

**ખવડા(-રા)વવું**, (સ. ક્રિ.) ખાય એમ કરવું. to feed, to cause to eat: **ખવાડવું**, (સ.ક્રિ.) ખવરાવવું, to feed.

**ખવાવું**, (અ. ક્રિ.) 'ખાવું'નું કર્મણિ, to be eaten: (૨) ક્ષીણ થવું; to be wasted or worn out: (૩) સડવું; to rot: (૪) કાટ ચડવો, to rust.

**ખવાસ**, (વિ.) એ નામની જ્ઞાતિનું; belonging to the caste so named: (૨) (પુ.) એ જ્ઞાતિનો માણસ, a member of that caste: (૩) હજૂરિયો; an attendant: (૪) સ્વભાવ; one's nature or temperament. (૫) ખાસિયત; peculiar habit, idiosyncrasy: (૬) પદાર્થનો વિશિષ્ટ ગુણ; peculiar quality or a characteristic of a substance: **ખવાસી**, (સ્ત્રી.) દાસી; a female attendant: (૨) ખવાસની સ્ત્રી.

**ખવીસ**, (પુ.) માથા વિનાનાં ભૂત કે રાક્ષસ; a headless ghost or monster.

**ખસ,** (સ્ત્રી.) એક પ્રકારનો ચામડીનો રોગ જેમા સફેદ પીડાકારક ફોડલીઓ થાય છે; scabies

**ખસ,** (સ્ત્રી.) વીરણવાળો; a kind of fragrant grass.

**ખસખસ,** (સ્ત્રી.) અફીણનો છોડ, a poppy plant: (૨) એનું બી; its seed.

**ખસમ,** (પું.) પતિ, husband: (૨) ધણી; a lord.

**ખસરકો,** (પુ.) લીટો, a drawn line: (૨) દોરીથી પાડેલો લીટો; a line made by pressing a thread: (૩) ઘોબો, a dent on a surface: (૪) ઉઝરડો; a bruise: (૫) કાપો; a cut: **ખસર,** (પું.) નાનો ખસરકો; a small drawn line.

**ખસલું,** (ન) ઘાસની સળી, તણખલું; a clipping of grass.

**ખસવું,** (અ. ક્રિ) આઘાપાછા થવું, ગતિમાન થવું; to move: (૨) સરકવું, લપસવું; to slip.

**ખસિયાણું (ખશિયાણું, ખિશિયાણું),** (વિ) ભોઠું પડેલું, છોભું; a bashed, taken aback, crest-fallen.

**ખસી,** (સ્ત્રી) વૃષણની જનનશક્તિનો નાશ કરવો તે; castration

**ખસૂસ (ખસૂસન),** જરૂર, ખચીત, certainly, positively, without fail: (૨) અલબત્ત; of course.

**ખસેડવું,** (સ. ક્રિ.) ખસે એમ કરવું, દૂર કરવુ: to move, to remove.

**ખસ્સી,** (સ્ત્રી.) જુઓ **ખસી.**

**ખળકવું,** (અ ક્રિ) ખડખડવું; to rattle.

**ખળકો,** (પું.) ઉચ્ચક રકમ; a lump sum: (૨) અમુક સખ્યા કે પ્રમાણ; a certain amount: (૩) જથ્થો, સમૂહ, a collection: (૪) ઝરણું, a stream, a brook.

**ખળખળ,** (અ) પ્રવાહ જેવા અવાજથી; with the rippling sound of a flow: **ખળખળાટ,** (સ્ત્રી.) એવો અવાજ; rippling: **ખળખળતું,** (વિ) ઊકળતું, ખૂબ ગરમ, boiling, very hot: (૨) ખળખળ અવાજ કરતું; making a gurgling sound: **ખળખળાટ,** (અ.) ઝડપથી અને ખળખળ અવાજ સાથે; swiftly and with a gurgling sound. (૨) ખળખળ અવાજ; a gurgling sound.

**ખળભળ,** (સ્ત્રી.) ઘોંઘાટ; noise: (૨) ઘાંધલ, ધમાલ; rowdism: (૩) ખલેલ; disturbance, hindrance: (૪) અજંપો; restlessness: **-વું, ખભળવું,** (અ ક્રિ.) ગભરાવું; to be confused: (૨) અજંપો થવો; to be restless: (૩) ઉશ્કેરાટ થવો; to be excited: (૪) ઉગ્ર અથવા અશાંત પરિસ્થિતિ થવી; to be in a tumultuous or disturbed state: (૫) ખળભળ અવાજ થવો; to occur a tumultuous sound: (૬) છિન્નભિન્ન થવું; to be completely dislocated or disrupted. **ખળભળાટ,** (પુ.) ગભરાટ; confusion: (૨) ક્ષોભ; hesitation: (૩) અજંપો; restlessness: (૪) ઉશ્કેરાટ; excitement: (૫) ઘોંઘાટ; noise: (૬) ગરબડ; rowdism, tumult: (૭) ગજબનાક બનાવ; a havoc, a disaster.

**ખળાવાડ,** (સ્ત્રી.) ખળું કરવાનુ સ્થળ; a thrashing place.

**ખળું,** (ન.) **ખળી(-ળી),** (સ્ત્રી.) કણસલામાંથી દાણા કાઢવાની જગ્યા; a thrashing place.

**ખંખ,** (વિ.) ખાલી, empty: (૨) ગરીબ, ધનહીન; poor, moneyless: (૩) નકામું; useless, superfluous.

**ખંખરોટવું,** (સ. ક્રિ) થોડું ચોપડવું (રોટલી, વ.), to besmear or apply a little (on bread, etc.).

**ખંખાળવું,** (સ. ક્રિ.) જોરથી સપૂર્ણ રીતે ધોવું; to wash vigourously and completely.

**ખંખેરવું,** (સ. ક્રિ.) ખેરવી નાખવું; to pluck down, to remove off: (૨) ખૂબ ઠપકો આપવો, ઝાટકણી કાઢવી; to scold or chide severely.

**ખંખોરવું**, (સ. ક્રિ.) અગ્નિ સંકોરવો; to adjust fire or burning coal properly: (૨) વેરવું; to scatter: (૩) નખ વડે ખોતરવું; to scrape with (hand) nails.

**ખંખોળા**, (પું.બ.વ.) **ખંખાળાં**, (ન.બ.વ.) જુઓ **ખાંખાખોળા.**

**ખંખોળિયાં**, (ન.બ.વ.) ખૂબ પાણી રેડીને નવરાવવું તે; down pour of water on a bathing person.

**ખંગ**, (પું.) ઢગલો; a heap, a pile: (૨) વેર, દાઝ, enmity: (૩) વેરની વસૂલાત; an avenging, a vendetta: (૪) બદલો; reward, recompense: (૫) ખંત; perseverance.

**ખંગ**, (વિ.) લંગડું; lame.

**ખંચાવું**, (અ.ક્રિ.) અચકાવું; to hesitate: (૨) ક્ષોભથી અટકવું; to halt hesitatingly.

**ખંજ**, (વિ.) લંગડું; lame.

**ખંજર**, (ન.) કટાર, જમૈયો; a dagger.

**ખંજરી**, (સ્ત્રી.) ઘૂઘરીઓવાળું નાનું નગારું; a small tambourin.

**ખંજવાળ**, (સ્ત્રી.) ચળ, વલૂર; itching sensation: **-વું**, (સ.ક્રિ.) વલૂરવું; to scratch (skin).

**ખંજોળવું**, (સ. ક્રિ.) જુઓ **ખંજવાળવું.**

**ખંડ**, (પું.) ભાગ; a part: (૨) ટુકડો; a piece, a fragment: (૩) વિભાગ; a division, a section: (૪) પ્રકરણ; a chapter (of a book): (૫) સમૂહ; a group or collection: (૬) ઓરડો; a room: (૭) ભૌગોલિક ખંડ; a continent: (૮) (વિ.) વિભાગવાળું; divided: (૯) નાનું, ટૂંકું; small, short.

**ખંડણી**, (સ્ત્રી.) નાના રાજ્ય તરફથી સર્વોપરી રાજ્યને મળતી વાર્ષિક રકમ; a tribute, amount of money paid annually by a smaller state to the sovereign state.

**ખંડન**, (ન.) તોડવું કે નાશ કરવો તે, a breaking, an act of destroying: (૨) રદિયો, દલીલ તોડી પાડવી તે; refutation: **-મંડન**, (ન.) તોડવું અને નિર્માણ કરવું તે; destruction and construction (૨) દલીલો અને રદિયો; arguments and refutation.

**ખંડવું**, (સ. ક્રિ.) તોડવું; to break: (૨) વિભાગ કરવા; to divide, to partition (૨) સસ્તામાં સામટું ખરીદી લેવું; to buy an entire lot cheaply: (૩) ઓછું આપી દેવું પતાવવું; to square up a debt by paying less.

**ખંડિત**, (વિ.) ભાંગેલું, broken.

**ખંડિયું**, (વિ.) ભાંગેલું, broken: (૨) ખંડણી ભરનારું, tributary.

**ખંડિયેર**, (ન.) જર્જરિત, ભાંગીતૂટી ઇમારત; an old damaged building, a ruin: **ખંડેર**, (ન.) ખંડિયેર. a ruin.

**ખંત**, (સ્ત્રી.) નિરાશ થયા વિના સતત્ પ્રયાસ કરવાની વૃત્તિ; perseverance: (૨) કાળજી, ચીવટ; carefulness, concern: **ખંતી, ખંતીલું**, (વિ.) ખંતવાળું; perseverant, careful.

**ખંધાઈ**, (સ્ત્રી.) લુચ્ચાઈ, cunningness: (૨) ધૂર્તતા; knavery

**ખંધું**, (વિ.) લુચ્ચું, cunning (૨) ધૂર્ત; knavish: (૩) જક્કી, obstinate, stubborn

**ખંપાળી(-ળી)**, (સ્ત્રી.) પંજેટી, ખેડૂતનું ઓજાર; a farmer's toothed tool.

**ખંભ**, (પું.) થાભલો, a pillar: (૨) ટેકો; a supporting thing, a prop

**ખાઈ**, (સ્ત્રી.) ઊંડો ખાડો, a ditch: (૨) કોટને ફરતો ખાડો, a trench: (૩) ગંદા પાણીના નિકાલ માટેની નીક; a gutter.

**ખાઉધર**, (વિ.) ખૂબ ખાવાની ટેવવાળું, અકરાંતિયું; gluttonous: (૨) લાંચિયું; inclined to take bribes: **ખાઉધરું**, (વિ.) **ખાઉધર, ખાઉધરાવેડા**, (પું.બ.વ.) અકરાંતિયાપણું; gluttony.

**ખાએશ**, (સ્ત્રી.) અભિલાષા; an ardent longing: (૨) ઇચ્છા; a desire.

**ખાક(-ખ)**, (સ્રી.) રાખ; ashes: (૨) ધૂળ; dust. (૩) નાશ; destruction: (૪) પાયમાલી; ruin.
**ખાકટી**, (સ્રી.) **ખાકટું**, (ન.) કાચી કેરી; an unripe mango.
**ખાકી**, (વિ.) રાખથી ચોળાયેલું; besmeared with ashes: (૨) રાખોડિયા રંગનું;ash coloured: (૩) ઐહિક;mundane, worldly, physical, material.
**ખાખરી**, (સ્ત્રી.) (**ખાખરો**), (પું.) ભાખરી; a hard bread or loaf.
**ખાખરો**, (પું.) **ખાખર**, (સ્ત્રી.) એક પ્રકારનું ઔષધિ તરીકે ઉપયોગી વૃક્ષ; a kind of herbal tree.
**ખાખરોટવું**, (સ ક્રિ.) જુઓ **ખખરોટવું**.
**ખાખી**, (વિ.) જુઓ **ખાકી**, (૨) ખાલી; empty: (૩) ગરીબ, નિર્ધન; poor, moneyless: (૪) ખાખી રંગનું કપડું; khakhi coloured garment.
**ખાજ**, (ન.) ખાદ્ય વસ્તુ; any article of food, edible or eatable things.
**ખાજ**, (સ્રી.) ખંજવાળ, ખૂજલી; an itching sensation.
**ખાજલી**, (સ્ત્રી) ખોરાકની એક વાની;an article of food.
**ખાજું**, (ન.) ખોરાકની એક વાની, an article of food.
**ખાટ**, (સ્રી) પહોળો સૂઈ શકાય એવો હીંડોળો; a cot-cum-swing.
**ખાટકી**, (પું.) કસાઈ, a butcher.
**ખાટલો**, (પું.) ચારપાઈ, સૂવાનો માંચો; a cot, a bedstead: (૨) માંદગી; sickness, illness: **ખાટલી**, (સ્રી) નાનો ખાટલો; a small cot.
**ખાટવું**, (સ. ક્રિ.) નફો કે ફાયદો થવો; to profit or gain, to be benefited.
**ખાટું**, (વિ) ખટાશવાળું; sour, acid: (૨) નારાજ, displeased: (૩) દુભાયેલું, કચવાયેલું; grieved, distressed.
**ખાડ**, (સ્રી.) ખાઈ; a ditch.
**ખાડી**, (સ્રી.) સમુદ્રનું પાણી આવતું હોય ત્યાં સુધીનો નદીનો ભાગ; an estuary. (૨) સમુદ્રનો ખાંચો, an inlet, a creek: (૩) મોરી; a gutter.
**ખાડું**, (ન.) ભેંસોનું ટોળું; a herd of she-buffaloes.
**ખાડો**, (પું.) સપાટી પરનું પોલાણ; a pit, a hollow on a surface: (૨) ખોટ; loss: (૩) ઘટ; shortage.
**ખાણ**, (સ્રી.) ખનીજ મેળવવા માટેનો જમીનનો ખાડો; a mine: (૨) છૂપો ભંડાર; a secret treasure: (૩) વિપુલ ભંડાર; an abundant treasure: (૪) મૂળ, ઉત્પત્તિસ્થાન; source, origin.
**ખાણ**, (ન.) ઢોરને માટેનો કપાસિયા, ખોળ, વ. ખોરાક; cattle-feed.
**ખાણિયો**, (પું.) ખાણમાં કામ કરતો કામદાર કે મજૂર; a miner.
**ખાણું**, (ન.) ભોજન, જમણ; a dinner: (૨) મિજબાની; a feast, a dinner party.
**ખાતસુરત, ખાતમુહૂર્ત**, (ન.) ઇમારત, બાંધકામ, વ.નો પાયો નાખવાનો વિધિ; a ceremony of laying a foundation.
**ખાતમો**, (પું.) અંત; the end: (૨) સમાપ્તિ; conclusion, end: (૩) ખૂન; murder: (૪) મૃત્યુ; death.
**ખાતર**, (સ્રી.) આતિથ્યસત્કાર; hospitality: (૨) સરભરા, સેવાચાકરી; service: (૩) પક્ષપાત, તરફદારી; partiality: (૪) (અ.) માટે, -ને માટે; for, for the sake of.
**ખાતર**, (ન.) જમીનને ફળદ્રુપ બનાવવા માટેનું છાણ, કાંપ વ.નું મિશ્રણ; manure, fertiliser.
**ખાતર**, (ન.) ઘરફોડી; house-breaking: -પાડુ, (પું.) ઘરફાડુ, ચોર; a house-breaker, a thief.
**ખાતરબરદાશ(-સ)**, (સ્રી) આતિથ્યસત્કાર; hospitality: (૨) સરભરા; service.
**ખાતરી**, (સ્રી.) ભરોસો, વિશ્વાસ; trust, confidence, faith: (૨) બાંયધરી, assurance, guarantee:(૩)નિ:શંકપણું surity: (૪) સાબિતી; proof: -દાર,

(વિ.) ભરોસાપાત્ર; trust-worthy, reliable: -પૂર્વક, -બંધ, (અ.) ખાતરીથી; assuredly, positively.

**ખાતાવહી,** (સ્ત્રી.) ખાતાવાર હિસાબ રાખવાનો ચોપડો; a ledger.

**ખાતું,** (ન.) વ્યક્તિગત અથવા જાતવાર રાખેલો હિસાબ; an account: (૨) આર્થિક લેણદેણનો દસ્તાવેજ; a financial document: (૩) વિષય, પ્રકરણ; a subject, a chapter: (૪) વિભાગ; a section, a department, a part.

**ખાતેદાર,** (પું.) મહેસૂલ ભરતો ખેડૂત; a farmer paying land-revenue: (૨) કોઈ પણ પ્રકારનું લેવડદેવડનું ખાતું ધરાવનાર વ્યક્તિ; a person having any sort of account.

**ખાદી,** (સ્ત્રી.) હાથકાંતણ અને હાથવણાટનું કાપડ; hand-woven cloth made of hand-spun yarn, khaddar.

**ખાદ્ય,** (વિ.) ખાવા યોગ્ય; eatable, edible: (૨) (ન.) ખાવા યોગ્ય પદાર્થ; an eatable.

**ખાધ,** (સ્ત્રી.) ખોટ; loss: (૨) નુકસાન, ઊણપ, તંગી; harm, shortage, want: (૩) ખામી, ખોડખાંપણ; a drawback.

**ખાધ,** (સ્ત્રી.) ખોરાક, ખાદ્ય; an eatable.

**ખાધાખોરાકી,** (સ્ત્રી.) નિર્વાહ; maintenance, livelihood: (૨) નિર્વાહનાં સાધન; means of maintenance.

**ખાનગી,** (વિ.) અંગત, અંગત માલિકીનું; personal, owned by a person or persons: (૨) ગુપ્ત; secret.

**ખાનદાન,** (વિ.) ઉચ્ચ કુળનું; of a noble family or birth: (૨) પ્રતિષ્ઠિત; reputed: (૩) (ન.) કુળ; ancestral line: (૪) કુટુંબ; family: household: **ખાનદાની,** (વિ.) કુળનું ગૌરવ; family pride, respect or honour. (૨) ઉમદાપણું; nobility: (૩) સૌજન્ય; civility.

**ખાનપાન,** (ન.) ખાવુંપીવું તે; eating and drinking: (૨) એવી વસ્તુ; an eatable or a beverage.

**ખાનાખરાબી,** (સ્ત્રી.) સત્યાનાશ, પાયમાલી; total destruction or ruin.

**ખાનું,** (ન.) ઘર, ઘરનો વિભાગ, ખંડ; an abode or a house, a part or room of a house: (૨) પેટી, કબાટ, વ.નો ખંડ કે વિભાગ; a case or a drawer: (૩) ભંડાર, નિધિ; a treasure, a hoard or store: (૪) લખાણનો કોઠો; tabulated column of writing.

**ખાપરિયું,** (ન.) એક પ્રકારનું આંજણ; a kind of collyrium for the eye: (૨) એક પ્રકારનું બાળકો માટેનું ઔષધ; a kind of drug or medicine for children.

**ખાપરું,** (વિ.) અત્યંત મુત્સદ્દી અથવા પહોંચેલું; very shrewd, selfishly clever: (૨) પ્રપંચી, બદમાશ; tricky, roguish, crooked: (૩) કપરું; tough, hard: **ખાપરો-કોડિયો,** (પું.) મહાધૂર્ત વ્યક્તિ; a great tricky person, a crook, a swindler.

**ખાબકવું,** (અ. ક્રિ.) ધૂસવું, હસ્તક્ષેપ કરવો; to intrude: (૨) જોરથી અથવા ઊંચેથી ટપકવું કે પડવું, to fall forcefully or from a height. (૩) વચ્ચે બોલવું; to speak in-between, to meddle.

**ખાબડખૂબડ,** (વિ.) ખાડાખડિયાવાળું; uneven, rough on surface.

**ખાબોચિયું,** (ન.) પાણીથી ભરેલો ખાડો; a puddle: (૨) એવો ગંદા પાણીનો ખાડો, a puddle of dirty water.

**ખામણું,** (ન.) પાણીનું વાસણ, વ. મૂકવા માટેનો ચણતર કરેલો ખાડો; a small masonary pit for keeping a water-pot, etc.: (૨) ઝાડ કે રોપાનો છીછરો ક્યારો; a shallow plant or tree bed: (૩) કદ, આકાર; size, shape: (૪) (વિ.) ઠીંગણું; dwarfish.

**ખામી,** (સ્ત્રી.) ખોડખાંપણ, ઊણપ; a defect: (૨) દોષ; a fault: (૩) ઘટ; shortage.

ખાચું, (વિ.) કદ; size: (૨) આકાર; shape.

ખામોશ(-શી), (સ્ત્રી.) સબૂરી; cool consideration: (૨) ધીરજ; patience.

ખામોશ, (અ.) સબૂર, રૂક જાવ જેવો ઉદ્ગાર; an exclamation meaning "halt, do not act in haste."

ખાયકી, (સ્ત્રી.) લાભ, નફો; benefit, gain, profit: (૨) પેદાશ; a produce: (૩) લાભ, નથી મળતી અનિચ્છનીય આવક; corrupt income or gain: (૪) ઉચાપત; misappropriation.

ખાર, (પું.) ઈર્ષા; envy, grudge: (૨) વેરભાવ, વેર; revenge, enmity.

ખાર, (પું.) ક્ષાર, a saline substance.

ખારવો, (પું.) નાવિક, ખલાસી, a sailor.

ખારી, (સ્ત્રી.) ક્ષારયુક્ત જમીન કે માટી; saline land or clay.

ખારીલું, (વિ.) ઈર્ષાળુ, દ્વેષીલું; envious, jealous, malicious, grudging

ખારું, (વિ.) ખારા સ્વાદનું, of saline or saltish taste: (૨) ક્ષારયુક્ત; saline, saltish: (૩) ખારીલું; jealous.

ખારેક, (સ્ત્રી.) સૂકું ખજૂર; a dry date (fruit)

ખારો, (પું.) એક પ્રકારનો ક્ષાર, પાપડ ખાર, a kind of salt, soda-bi-carbonate.

ખારોડ, (વિ.) ક્ષારયુક્ત (જમીન, વ.); saline (land, etc.).

ખારોપાટ, (પું.) ખારવાળી જમીન; saline land: (૨) એક પ્રકારની મેદાની રમત; a kind of outdoor game.

ખાલ(ખાલડી), (સ્ત્રી.) ચામડી; skin: (૨) ચામડું; hide: (૩) ઝાડ કે ફળની છાલ; bark or skin of a fruit.

ખાલસા, (વિ.) કુલ અંગત માલિકીનું; exclusively owned by a person or persons (૨) સરકારી, વહીવટી; governmental, administrative: (૩) (શીખ) ગુરુ ગોવિંદસિંહના પંથને અનુસરતું; (of Sikhs) following the cult founded by guru Govindsingh

ખાલી, (વિ.) ઠાલું, ભર્યા વિનાનું; empty, vacant: (૨) ગરીબ, નિર્ધન; poor, moneyless: (૩) નિરુપયોગી; useless: (૪) (સ્ત્રી.) ક્ષણિક પક્ષઘાત જેવી લાગણી; a momentary sensation of paralysis or numbness: (૫) (અ.) નકામું, ફોગટ; purposelessly, vainly: (૬) માત્ર, કેવળ; only, merely: —ખમ, —ખપ્પ, (વિ.) તદ્દન ખાલી; completely empty or vacant: —પીલી, (અ.) નકામું, અમસ્તું; purposelessly.

ખાલું, (ન.) [illegible], a hollow piece of cane kept on a shuttle to collect yarn: (૨) ખાતર [illegible]; untilled farm: (૩) ક્યારો, a plant or tree bed: (૪) [illegible]; a grass covering of corn lying on a threshing ground: (૫) જોડાનો ઉપરનો ભાગ, the upper part of a shoe.

ખાવિં(-વં)દ, (પું.) શેઠ, માલિક, a master or a boss, a lord: (૨) પતિ husband. (૩) ઈશ્વર, God

ખાવું, (સ. ક્રિ) આહાર લેવો, જમવું, to eat, to dine: (૨) વેઠવું, સહન કરવું; to tolerate, to suffer, to bear: (૩) વાપરવું, ઉપયોગ કરવો; to use, to enjoy: (૪) અપ્રામાણિકપણે લેવું; to misappropriate: (૫) (ન.) ખાદ્ય; an eatable: (૬) પક્વાન; sweet meat: (૭) ભાતું; provision of eatables.

ખાસ, (વિ.) અંગત, પોતીકું; personal, one's own: (૨) વિશિષ્ટ; peculiar, special: (૩) અસલ; genuine, original: (૪) અસાધારણ; extraordinary: (૫) અમીરી, ભવ્ય; stately, grand: (૬) સરકારી; governmental: —ગ

**-ગત**, (વિ.) અંગત, પોતીકું; personal: (૨) ખાનગી; private: (૩) અગત્યનું, મુખ્ય; important, main.
**ખાસડું**, (ન) જોડો, પગરખું; a shoe: (૨) ઠપકો; a rebuke.
**ખાસદાર**, (પું.) હજૂરિયો; an attendant: (૨) અશ્વપાલ; a syce, a keeper of horses.
**ખાસિયત**, (સ્ત્રી.) વિશિષ્ટ ટેવ કે વૃત્તિ; peculiar habit or inclination, idiosyncrasy: (૨) સ્વભાવ; temperament: (૩) વિશિષ્ટ ગુણધર્મ; special quality, characteristic.
**ખાસું**, (વિ.) સુંદર, મઝેનું; beautiful, pleasant: (૨) યોગ્ય, અનુકૂળ; proper, suitable: (૩) (અ.) શાબાશ, વાહવાહ; well-done
**ખાળ**, (પું.) (સ્ત્રી.) નીક; a gutter or drain: **-કૂવો**, (પું.) ગંદા પાણી માટેનો કૂવો; a pit or cesspool for containing gutter-water: **-કૂંડી**, (સ્ત્રી.) એવો નાનો કૂવો; such a small pit.
**ખાળવું**, (સ. ક્રિ.) અટકાવવું, રોકવું; to stop, to prevent, to hinder, to check: (૨) બચાવ માટે અવરોધવું; to obstruct, check or thwart with a view to protection or defence.
**ખાંખરોટવું**, (સ. ક્રિ.) જુઓ **ખંખરોટવું**.
**ખાંખાંખોળા**, (પું. બ. વ.) ચોરી કરવા માટે ઝીણવટથી ખોળાખોળ કરવી તે; a minute search for things with a view to stealing.
**ખાંચ**, (સ્ત્રી.) ખાંચો; a turn or curve: (૨) કાપો કે નાનો ખાડો; a cut or a small pit: (૩) ગૂંચવણ; a puzzle, a confusion, an intricacy: (૪) ખોટ, નુકસાન, loss, disadvantage, injury, harm: (૫) અસમાનતા; inequality: (૬) હિસાબનો મેળ ન મળવો તે; imbalance in accounts: **-કો**, (પું.) ખાંચો; a turn or curve: (૨) અવરોધ; obstruction: (૩) અચકાવું તે, hesitation:
**ખાંચો**, (પું.) groove: વળાંક; a turn or curve: (૨) શેરી; a lane: (૩) ખૂણો; a corner: (૪) વાંધો, વિરોધ; dispute, objection.
**ખાંજરું**, (ન.) ખૂણેખાંચરે આવેલું સ્થળ કે ઘર; a lonely or secluded place or house: (૨) કૂટણખાનું; a brothel: (૩) અનાજનો કોઠાર; a granary.
**ખાંટ(-ડુ)**, (વિ.) ધૂર્ત, લુચ્ચું; crafty, cunning: (૨) પહોંચેલું, મુત્સદ્દી, shrewd: (૩) અત્યંત હોશિયાર; expert, skilled, adept.
**ખાંડ**, (સ્ત્રી.) શેરડી, વ. ના રસમાંથી બનતો ગળ્યો પદાર્થ; sugar.
**ખાંડણિયું**, (ન.) દસ્તો, સાંબેલું; a pestle: **ખાંડણિયો**, (પું.) ખાંડવા માટેના પાત્ર કે ખાડો; a mortar: **ખાંડણી**, (સ્ત્રી.) નાનો ખાંડણિયો; a small mortar.
**ખાંડવું**, (સ. ક્રિ.) કૂટીને ભૂકો કરવો, to pound, for turning into powder.
**ખાંડિયું**, (વિ.) ભાંગેલું; broken: (૨) ખોડખાંપણવાળું; defective: (૩) (ન.) ભાંગેલાં શીંગડાંવાળું પ્રાણી; an animal with a broken horn: (૩) ભેંસ, પાડુ; a buffalo, a young one of a buffalo.
**ખાંડી**, (સ્ત્રી.) આશરે આઠસો રતલનું તોલમાપ; a measure of weight of about eight hundred pounds.
**ખાંડું**, (વિ.) ભાંગેલું; broken.
**ખાંડું**, (ન.) તલવાર, a sword: (૨) બેધારી તલવાર; a double-edged sword: (૩) વરને બદલે એની તલવાર સાથે થતો કન્યાનો લગ્નવિધિ; a bride's marriage ceremony with the bridegroom's sword instead of with the bridegroom.
**ખાંધ**, (સ્ત્રી) **ખંધ**, (પુ.) ખભો; one of the shoulders: (૨) ભારવાહક પશુની ગરદન, the neck of a beast of burden: **ખાંધિયો**, (પુ.) ખાંધે ચડાવી

વહન કરનારો; one who carries something on a shouldei: (૨) શબ ઊંચકનારો; one who carries the bier of a corpse: (૩) ખુશામતિયો; a flatterer: (૪) મદદ કરનારો, સહકાર આપનાર, a helper or co-operator.

**ખાંપણ**, (સ્ત્રી.) ખામી, ખોડ; a defect, a shortcoming: (૨) કફન a covering of a corpse.

**ખાંપવું**, (સ.ક્રિ.) છોલીને કાઢી નાખવું; to remove by scratching: (૨) થોડું ખોદવું; to dig a little.

**ખાંપો**, (પુ.) ખોડ, ખામી; a defect, a shortcoming: (૨) અનાજ, વ. ના છોડનું વગર લણાયેલું જડિયું; an unreaped-stump of a corn-stalk: (૩) ઘોબો; a depression on a surface: (૪) કપડાનું ત્રિકોણાકાર ફાટવું; a triangular ripping of clothes.

**ખાંભ**, (પું.) થાંભલો; a pillar: **ખાંભી**, (સ્ત્રી.) (**ખાંભો**), (પું.) સ્મરણસ્તંભ; a pillar or structure in memory of a dead person, a monumental pillar: **ખાંભો**, (પું.) સીમાદર્શક પથ્થર; a stone marking a boundary.

**ખાંસવું**, (અ. ક્રિ.) ઉધરસ ખાવી; to cough.

**ખાંસી**,(સ્ત્રી.)ઉધરસ, cough, bronchitis.

**ખિજવણી**, (સ્ત્રી.) પજવણી; a teasing, a troubling, annoyance, vexation.

**ખિજવાટ**, (પું) ગુસ્સો, anger.

**ખિજાવવું**, (સ. ક્રિ) પજવવું; to tease, to vex (૨) ગુસ્સે કરવુ, to enrage.

**ખિડકી**, (સ્ત્રી.) બારી; a window.

**ખિતાબ**, (પુ.) ઇલકાબ; a title.

**ખિદ(-જ)મત**, (સ્ત્રી.) સેવાચાકરી; service: (૨) તહેનાત; attendance: **-ગાર**, (પુ.) નોકર, સેવક, હજૂરિયો; a servant, an attendant.

**ખિન્ન**, (વિ.)હતાશ થયેલું; disappointed: (૨) ઉદાસ, ગમગીન; sad, dejected, gloomy.(૩) વ્યથિત;afflicted, grieved.

**ખિલવટ(-ણી)**, (સ્ત્રી.) વિકાસ સાધવો કે સધાવવો તે; the act of developing, blossoming or blooming.

**ખિલાફ**,(અ) વિરુદ્ધ; against, in opposition, contrary.

**ખિલાફત**, (સ્ત્રી.) ઇસ્લામના વડાધર્મગુરુનાં ગાદી કે પદ; the thrown or office of the chief priest of Islam.

**ખિલાવવું**, (સ. ક્રિ.) વિકસે કે ખીલે એમ કરવું; to cause to develop or blossom.

**ખિલોણું**, (ન.) રમકડું; a toy.

**ખિસકોલી(ખિલકોડી)(ખિલોડી)**, (સ્ત્રી.) એક પ્રકારનું જનાવર; a squirrel.

**ખીચ**, (વિ.) ભરચક; crowded; (૨) ગીચ; dense, over-full, close, thick.

**ખીચડી**, (સ્ત્રી.) એક પ્રકારની વાની; a kind of article of food, hotch-potch.

**ખીચોખીચ**, (અ.) ઠાંસી ઠાંસીને, ભરચક રીતે; densely, crowdedly, closely.

**ખીજ**, (સ્ત્રી.) ગુસ્સો; anger: (૨) ચીડ; intense dislike.

**ખીજડો**, (પું.) એક પ્રકારનું ઝાડ; a kind of tree

**ખીજવવું**, (સ. ક્રિ.) પજવવુ; to tease, to vex, to annoy: (૨) ઉશ્કેરવું; to provoke: (૩) ગુસ્સે કરવું; to enrage.

**ખીજવું**, (અ. ક્રિ.) ગુસ્સે થવું; to be angry: (૨) (સ ક્રિ) ઠપકો આપવો, વઢવુ; to scold, to rebuke.

**ખીણ**, (સ્ત્રી.) જમીનનું વિસ્તૃત પોલાણ; a valley, a rift: (૨) પહાડો વચ્ચેનો નીચો પ્રદેશ; a mountain valley, a rift.

**ખીમો**, (પું.) છૂંદેલું માંસ; minced mutton.

**ખીર**, (સ્ત્રી.) દૂધ, સાકર અને ભાતની એક વાની; an article of food made up of milk, sugar and rice: (૨) દૂધ; milk: (૩) ખીરું, પાપડ, વ. ની કણક; flour dough: (૪) ખમીર ચડાવેલો આથો; fermented flour dough.

**ખીલ**, (પું.) જુવાનીમાં ચહેરા પર થતી ફોલ્લી; a pimple: (૨) આંખનાં પોપચાં પર થતી ફોલ્લી; a granulation on an eye-lid.

**ખીલડો**, (પું.) ઘંટીના નીચલા પડના મધ્યભાગમાં આવેલી ખીંટી; the peg in the centre of the lower stone of a grinding-mill.

**ખીલવવું**, (સ.ક્રિ.) ખીલે કે વિકસે એમ કરવું; to cause to blossom or develop.

**ખીલવું**, (અ.ક્રિ.) ફાલવું; to blossom, to bloom: (૨) વિકસવું; to develop: (૩) શોભવું; to be adorned or decorated: (૪) ચગવું; to be puffed up: (૫) આનંદ કે ગમ્મતમાં આવવું; to be in good humour, to be elated.

**ખીલો**, (પું.) મેખ, a nail: (૨) ખૂંટો; a peg: **ખીલી**, (સ્ત્રી.) નાનો ખીલો.

**ખીસું**, (ન.) ગજવું; a pocket (of a garment).

**ખીંટો**, (પું.) ખીલો, મેખ; a nail, a peg: **ખીંટી**, (સ્ત્રી.) નાનો ખૂંટો.

**ખુટાડવું**, (સ. ક્રિ.) વપરાશથી ઘટાડવું; to cause to be used up, to cause to run out or to exhuast.

**ખુદા**, (પુ.) ઈશ્વર, પરમેશ્વર; God: **–ઈ**, (વિ.) દૈવી; Godly, divine: (૨) પવિત્ર; holy: (૩) (સ્ત્રી) ઈશ્વરપણું, Godliness.

**ખુનામરકી**, (સ્ત્રી.) વિસ્તૃત ખૂનરેજી; wide-spread massacre or slaughter.

**ખુન્નસ**, (સ્ત્રી.) (ન.) હિંસક વેરઝેર; violent enmity or grudge, rancour.

**ખુમારી**, (સ્ત્રી.) મિથ્યાભિમાન; vanity, false pride: (૨) નશો, ઘેન; intoxication.

**ખુરદો (ખુડદો)**, (પું.) પરચૂરણ સિક્કા; collection of small coins: (૨) ભૂકો; powder: (૩) કાપલીઓ, કપચીઓ; cuttings.

**ખુરસી(–શી)**, (સ્ત્રી.) ચાર પાયાવાળું આસન; a chair: (૨) પ્રમુખપદ, ઉચ્ચપદ, વ.; presidentship, a high post, etc.

**ખુલાસો**, (પું.) સ્પષ્ટીકરણ; clarification: (૨) સમજૂતી, અર્થઘટન, ચોખવટ; explanation, elucidation: (૩) નિકાલ, માર્ગ; disposal, an outlet, a way out: (૪) સારાંશ, ભાવાર્થ; a summary, a gist, an abridgement: (૫) ઝાડા કે દસ્તનો નિકાલ; discharge of excrement.

**ખુલ્લું**, (વિ.) ઉઘાડું; open: (૨) નિખાલસ; frank: (૩) સ્પષ્ટ, ચોખ્ખું; clear, clean, pure, unmixed: (૪) જાહેર; public: (૫) ઢાંક્યા વિનાનું, નગ્ન; uncovered, bare, naked: (૬) અસભ્ય; impolite, indecent: (૭) આછું; of light colour.

**ખુવાર**, (વિ.) પાયમાલ; ruined: (૨) દુ:ખી, વ્યથિત; miserable, afflicted, distressed: **ખુવારી**, (સ્ત્રી.) પાયમાલી; ruin: (૨) દુ:ખ, વ્યથા; misery, affliction: (૩) નુકસાન, ઈજા· harm, injury.

**ખુશ**, (વિ.) આનંદી; merry, gay, joyful: (૨) તંદુરસ્ત, healthy.

**ખુશકી**, (સ્ત્રી.) જમીનમાર્ગ; a land route.

**ખુશનુમા**, (વિ.) આનંદપ્રદ; pleasant, entertaining. (૨) સુંદર, મોહક; beautiful, charming, attractive.

**ખુશબો (ખુશબોઈ)**, (સ્ત્રી.) સુગંધ; fragrance, sweet odour, aroma: **ખુશબોદાર**, (વિ.) સુગંધી; fragrant.

**ખુશમિજાજ**, (પું.) આનંદી સ્વભાવ, gay or jolly temperament: (૨) (વિ) આનંદી સ્વભાવનું; gay, jovial, jolly.

**ખૂંટિયો**, (પું.) સાંઢ, ખસી કર્યા વિનાનો બળદ; an uncastrated ox.

**ખૂંટો**, (પું.) ખીલો; a nail or peg: **ખૂંટી**, (સ્ત્રી.) નાનો ખૂંટો.

**ખૂંતવું**, (અ.ક્રિ.) ફસાવું; to be trapped, to be entangled: (૨) સંડોવાવું; to be involved: (૩) કાદવ, વ.માં ચોંટી જવું; to be stuck into mud, etc.

**ખૂંદવું**, (સ. ક્રિ.) કચરવું, પગ વડે ગૂંદવું; to crush by trampling upon.

**ખૂંધ**, (સ્ત્રી.) વાંસા પર થતો ઢેકો; a hump: **ખૂંધિયું, ખૂંધું**, (વિ.) ખૂંધવાળું; humped, humpbacked.

**ખેકડો**, (પું.) કરચલો, a crab.

**ખેચર**, (વિ.) આકાશગામી; moving or flying in the sky: (૨) (ન.) પક્ષી; a bird: (૩) ભૂતપ્રેત, વ.; ghosts, etc.: (૪) (પું.) દેવ; a god: (૫)તારો; a star: (૬) ગ્રહ;a planet: (૭)ચંદ્ર; the moon: **ખેચરી**, (સ્ત્રી.) દેવી; a goddess: (૨) ડાકણ; a witch: (૩) માદા પક્ષી; a female bird: (૪) સમળી; a kite.

**ખેટ**, (ન.) ખેડ, ખેતી, tillage, farming: (૨) ગામડું; a village: (૩) વિકાસ; development: (૪) (પું.) (ન.) શિકાર; a prey, a victim: **–ક**, (પુ.) શિકારી; a hunter: (૨) (ન.) નાનું ગામડું; a small village: **–કી**, (પું.) શિકારી; a hunter.

**ખેડ**,(સ્ત્રી.) ખેતી; farming, agriculture: (૨) (ન.) ગામડું; a village: **–ણ**, (વિ.) ખેડતું, ખેડનારું; tilling, ploughing: **–ણહાર**, (પું.) ખેડૂત; a farmer: (૨) ચાલક, હાંકનાર વ્યક્તિ; a driver, etc.: **–વું**, (સ. ક્રિ.) ખેતી માટે જમીન ખોદીને તૈયાર કરવી; to till, to plough: (૨) સુધારવું, કેળવવું; to cultivate, to train, to improve: (૩) હાંકવું; to drive: (૪) સંચાલન કરવું; to run, manage or organise.

**ખેડાણ**, (વિ.) ખેડી શકાય અર્થાત્ ખેતી થઈ શકે એવી (જમીન); arable (land): (૨) (ન) ખેત જમીન; arable land.

**ખેડુ**, (પું.) ખેડૂત, a farmer, a peasant: (૨) (વિ.) ખેડનારું; tilling.

**ખેડું**, (ન) ગામડું; a village.

**ખેડૂત**, (પું.) ખેતીનો ધંધો કરનાર,a farmer: (૨) એ વર્ગનો પુરુષ; a man of the farming class.

**ખેતર (ખેત)**, (ન.) ખેડાણ જમીનનો ટુકડો; a farm or field: **ખેતરાઉ**, (વિ.) ખેતર કે ખેતીને લગતું; pertaining to a farm or farming.

**ખેતી**, (સ્ત્રી.) જમીન ખેડવાનો વ્યવસાય; farming, agriculture.

**ખેદ**, (પું.) **ખેદના**, (સ્ત્રી.) દિલગીરી, પશ્ચાતાપ; sorrow, regret, remorse: (૨) શોક, સંતાપ; sadness, affliction.

**ખેદાનમેદાન**, (વિ.) સંપૂર્ણ રીતે તારાજ કે પાયમાલ, totally destroyed or ruined.

**ખેદો(ધો)**, (પું.) પીછો, કેડો; pursuit.

**ખેપ**, (સ્ત્રી.) બોજો ઊંચકીને અવરજવર કરવી તે, આંટો, ફેરો; an errand or trip with a load or burden: (૨) એનું મહેનતાણું; wages for such a trip: (૩) લાંબો પ્રવાસ; a long journey: (૪) માલની આયાત અથવા નિકાસ; import or export of goods: (૫) ખંત; perseverance: (૬) વારો, ફેરો; a turn.

**ખેપટ**, (અ.) પુરઝડપે, ઝપાટાબંધ (નાસી જવું તે); at full speed (running away): (૨) ધૂળ, કચરો; dust, rubbish.

**ખેપાની**, (વિ.) તોફાની; naughty, mischievous: (૨) ચાલાક, યુક્તિબાજ; clever, shrewd, artful.

**ખેપિયો**, (પું.) સંદેશવાહક, કાસદ; a messenger.

**ખેર**, (અ.) કોઈ ફિકર નહિ, વાંધો નહિ; does not matter, never mind.

**ખેર,** (ન.) જેમાંથી ખાવાનો કાથો બને છે એ ઝાડ; a catechu tree: **–સાર,** **–સાર,** (પું.) એ ઝાડના લાકડાનો ચૂર્ણ કે ભૂકો, extract or powder of catechu wood.

**ખેરાત,** (સ્ત્રી.) દાન, સખાવત, alms-giving, charity: **ખેરાતી,** (વિ.) સખાવતી, ધર્માદાનું; marked out for charitable purposes: (૨) દાની; liberal in alms-giving.

**ખેરિયત,** (સ્ત્રી.) ક્ષેમકુશળ હોવું તે, state of happiness and good health.

**ખેરી,** (સ્ત્રી.) રજ, ધૂળ; dust: (૨) દાંત પર થતી પોપડી; hard stone-like covering over a dirty tooth.

**ખેરીચો,** (પું.) પેટી, દાબડો, a box.

**ખેરીજ,** (વિ.) વધારાનું, ગણતરીમાં લેવામાં ન આવ્યું હોય એવું, additional, excluded, superfluous: (૨) (અ.) સિવાય, સિવાય; without, except: (૩) વધારામાં; additionally, besides.

**ખેરો,** (પું.) ગૂંથેલી થેલી; a knitted bag: (૨) એક ખાદ્ય વાની, an article of food: (૩) ભૂકો; powder. (૪) ડાંગરના છોડને થતો એક પ્રકારનો રોગ; a kind of disease damaging stalks of rice.

**ખેલ,** (પું.) રમત, a sport or game: (૨) તમાશો, નાટક, ઇ; a show, presentation of a show or drama, etc., a funny sight. (૩) સૃષ્ટિ, લીલા; the creation, the world, as God's game.

**ખેલદિલી,** (સ્ત્રી.) ખેલાડીના જેવા પ્રકારનો; sportsmanship.

**ખેલવું,** (અ. ક્રિ.) રમવું, ગમ્મત કરવી; to play, to sport: (૨) મુત્સદ્દીપણે વર્તવું; to behave shrewdly.

**ખેલાડી,** (પું.) રમે અથવા ખેલ કરે તે; a player, an actor: (૨) (વિ.) ચાલાક, મુત્સદ્દી; clever, shrewd.

**ખેવટ, ખેવટિયો,** (પું.) માર્ગદર્શક; a guide: (૨) નેતા, a leader, a vanguard: (૩) સુકાની; a helmsman.

**ખેવના,** (સ્ત્રી.) [illegible], care, regard.

**ખેસ,** (પું.) દુપટ્ટો; a scarf or piece of cloth worn round shoulders.

**ખેહ,** (સ્ત્રી.) રજ, ધૂળ; dust.

**ખેળ,** (સ્ત્રી.) [illegible]; [illegible]: (૨) [illegible]; [illegible].

**ખેંચ,** (સ્ત્રી.) [illegible]; a pull, a pulling: (૨) [illegible]; insistence: (૩) [illegible], want, shortage: **ખેંચતાણ, ખેંચાખેંચ,** (સ્ત્રી.) [illegible]; a tug of war: (૨) [illegible]; insistence.

**ખેંચાણ,** (ન.) [illegible]; pull or pulling: (૨) [illegible]; attraction.

**ખો,** (સ્ત્રી.) ટેવ, habit: (૨) [illegible]; a bad habit: (૩) [illegible]; [illegible], mischief: (૪) [illegible]; [illegible].

**ખો,** (સ્ત્રી.) [illegible], a ditch. (૨) [illegible]: (૩) [illegible], [illegible]; a [illegible], a [illegible].

**ખોખરું,** (વિ.) [illegible]; [illegible]: (૨) [illegible]; [illegible], [illegible].

**ખોખલું,** (વિ.) [illegible]; [illegible]: (૨) [illegible]; [illegible].

**ખોખલી,** (સ્ત્રી.) [illegible]; [illegible], bronchitis: (૨) [illegible]; a weak old man.

**ખોખું,** (ન.) જેમાંથી સત્ત્વ ઊડી ગયું છે તેવું, [illegible] હોય તેવું [illegible], [illegible] કાચલું, ચોડું, પોપડું; hollow, outer hard crust of fruits, etc.: (૨) [illegible] પેટી; an empty box: (૪) વટાવાઈ ગયેલી હૂંડી; an accepted or cashed draft: (૪) [illegible], [illegible]; a frame, an outline: (૫) હાડપિંજર; a skeleton: (૬) મુસદ્દો, કાચું લખાણ; a draft.

**ખોખો,** (સ્ત્રી.) એક પ્રકારની મેદાની રમત; a kind of outdoor game.

**ખોજ,** (સ્ત્રી.) શોધ, તપાસ; a search: **–વું,** (સ. ક્રિ.) તપાસ કરવી, ખોળવું; to search.

**ખોજો**, (વિ.) એ નામની એક મુસલમાન-જ્ઞાતિનું, belonging to a Muslim caste so named: (૨) (પું.) એ જ્ઞાતિનો પુરુષ; a man belonging to that caste: (૩) (પું.) હીજડો, an eunuch: (૪) જનાનખાનાનો હીજડો હજૂરિયો, an eunuch attendant of a harem.

**ખોટ**, (સ્ત્રી.) ઘટ, ઓછાપણું; shortage, deficiency: (૨) અપૂર્ણતા; imperfection: (૩) નુકસાન, હાનિ; loss, injury: (૪) ભૂલચૂક; an error or mistake.

**ખોટક(-કા)વું**, (અ. ક્રિ.) અટકી પડવું, કામ કરતું બંધ થવું; to stop functioning, to be out of order.

**ખોટી**, (સ્ત્રી.) વિલંબ, ઢીલ; delay, deferment, procrastination: (૨) સમયનો બગાડ; waste of time. (૩) (અ.) વિલંબ થાય એ રીતે; delayingly, unduly slowly: **ખોટીપો**,(પું.,વિલંબ; delay. deferment, procrastination.

**ખોટું**, (વિ.)અસત્ય, જૂઠું; false, untrue: (૨) ભૂલચૂકવાળું; incorrect. (૩) અયોગ્ય; improper: (૪) નઠારું, ખરાબ; wicked, bad: (૫) (ન.) દુષ્ટ કે અન્યાયી કૃત્ય; a wicked or unjust act or deed.

**ખોડ**, (સ્ત્રી.) કુટેવ, a bad habit: (૨) ખામી; defect, deficiency: (૩) ભૂલચૂક; an error or mistake: (૪) કલંક, a blemish or stigma: **-ખાંપણ**, (સ્ત્રી.) શારીરિક ખામી, physical defect or deficiency: (૨) ખામી, defect.

**ખોડવું**, (સ. ક્રિ.) ઊભું કરવું, to erect: (૨) રોપવું, to plant: (૩) દાટવું; to bury.

**ખોડંગ(-ગા)વું**, (અ.ક્રિ.)લંગડાવું, to limp.

**ખોડીબારું**, (ન.) ખેતર, વ નું છીંડું, a stile.

**ખોડીલું**, (વિ.) ખોડવાળું; defective or deficient: (૨) લંગડું; lame.

**ખોડું**, (વિ.) જુઓ **ખોડીલું**: (૨) સ્વર વિનાનું (વ્યંજન.); (a consonant) without a vowel.

**ખોડો**, (પું.) ખોપરી પરનો મેલ, dandruf.

**ખોતરણી**, (સ્ત્રી.) ખોતરવાનું કે કોતરવાનું ઓજાર; a tool for scraping, engraving or carving: (૨) (ન.) નકશી કે કોતરકામ; an engraving or carving: (૩) શિલ્પ; culpture.

**ખોતરવું**, (સ. ક્રિ.) ધીમે ધીમે છોલીને ઘટાડવું, to lessen by scraping (૨) ખણવું; to scratch: (૨) છોલીને ખોદવું; to dig by scraping.

**ખોદણી**, (સ્ત્રી) નિંદા, બદખોઈ; censure, slander, backbiting.

**ખોદવું**, (સ. ક્રિ.)જમીન ઉખેડવી, to dig:(૨) ખણવું; to scratch: (૩) કોતરકામ કરવું; to engrave, to carve: (૪) નિંદા કરવી; to censure, to slander, to backbite.

**ખોદાણ**, (ન.) ખોદવું કે ખોદાવું તે, ખોદેલી જમીન, a digging, dug out ground: (૨) પાણી, પવન, વ. થતો જમીનનો ઘસારો; denudation

**ખોપરી**, (સ્ત્રી) માથાનું હાડકાનું ઢાકણ; the skull.

**ખોફ**, (પું.) ગુસ્સાભર્યો અણગમો; angry dislike: (૨) ગુસ્સો; anger, rage: (૩) ડર, ભય, fright: **-નાક**, (વિ. ભયંકર; terrible, horrible.

**ખોબો**, (**ખોબલો**), (પું.) બે હાથ જોડીને ખુલ્લા કરતા બનતો પાત્ર જેવો આકાર; the shape or container formed by the joined palms: (૨) એમાં સમાય એટલું માપ, a measure of things contained by it

**ખોયું**, (ન.) ઘોડિયાની ખોઈ; the cloth bed of a cradle: (૨) ઘોડિયું, a cradle.

**ખોરડું**, (ન.) છાપરું, a roof: (૨) ઝૂંપડું; a hut (૩) નાનું ઘર; a small house.

**ખોરવાવું**, (અ. ક્રિ.) છિન્નભિન્ન કે વેરવિખેર થઈ જવું, to be disrupted: (૨) અટકી પડવું; to be out of order.

**ખોરવું**, (સ. ક્રિ.) (દિવતા, વ) ઉપરનીચે કરવું; to stir up: (burning coal, etc.).

**ખોરાક,** (પું.) ખાદ્ય પદાર્થ; food: (૨) ભોજન; a meal: **ખોરાકી,** (સ્ત્રી.) ખોરાક; food, provisions: (૨) નિર્વાહનું સાધન; means of subsistence or maintenance: (૩) એનું ખર્ચ, cost of subsistence or living.

**ખોરું,** (વિ.) વાસી હોવાથી બેસ્વાદ; rancid: **ખોરાટ, ખોરાશ,** (સ્ત્રી.) ખોરાપણું; rancidness

**ખોલ,** (સ્ત્રી.) પોલાણ; hollowness: (૨) ખામી, a defect, drawback: (૩) કરચલી, a wrinkle: (૪) ઊતરી ગયેલી ચામડી, સાપની કાંચળી, વ.; a slough, discarded skin: (૫) ગાદી, વ. નું પડ; a bed or pillow cover.

**ખોલકી,** (સ્ત્રી.) ગધેડી; a she-donkey: **ખોલકું,** (ન.) ગધેડાનું બચ્ચું; a foal of a donkey: **ખોલકો,** (પું.) ગધેડો; a jack-donkey.

**ખોલવું,** (સ. ક્રિ.) ઉઘાડવું; to open: (૨) સ્થાપના કે શરૂઆત કરવી; to establish, to begin, to start, to inaugurate.

**ખોલી,** (સ્ત્રી.) જુઓ **ખોળી:** (૨) ઝૂંપડું, a hut: (૩) ઓરડી; a one room house.

**ખોવું,** (સ. ક્રિ.) ગુમાવવું, to lose: (૨) નુકસાન કે ગેરલાભ થવાં; to incur loss.

**ખોસવું,** (સ. ક્રિ.) ઘાલવું, ઘોચવું; to drive or force into, to thrust into, to penetrate, to pierce.

**ખોળ,** (સ્ત્રી.) જુઓ **ખોલ.**

**ખોળ,** (પું.) તેલીબિયાંનો, તેલ કાઢી લીધા પછીનો કૂચો; oil-cake.

**ખોળંબો(-ભો),** (પું.) ઢીલ, વિલંબ; delay, procrastination, deferment.

**ખોળાધર,** (પું.) જામીન, a surety, a guarantor: **ખોળાધરી,** (સ્ત્રી.) જામીનગીરી; a surety, guarantee.

**ખોળાભરણું,** (ન.) સીમંતનો વિધિ; the celebration of first pregnancy.

**ખોળિયું,** (ન.) ગાદી, વ. નું પડ; a bed or pillow cover: (૨) શરીર, ઢાંચો; the physical frame, a frame.

**ખોળી,** (સ્ત્રી.) કોઈ વસ્તુના છેડા પરનું ધાતુનું ઢાંકણ; a metallic covering at the end of a thing.

**ખોળો,** (પું.) પલાંઠી વાળી બેસતા થતો આસન જેવો ભાગ; the lap: **—ભરવો,** (પું.) સીમંતનો વિધિ કરવો; to celebrate the first pregnancy.

**ખ્યાત,** (વિ.) નામીચું, પ્રખ્યાત; renowned, famous: (૨) કીર્તિ; reputation: **ખ્યાતિ,** (સ્ત્રી.) કીર્તિ; fame, renown: (૨) જાણ, જ્ઞાન; knowledge, the act of knowing.

**ખ્યાલ,** (પું.) સ્મરણ; remembrance: (૨) જાણકારી; awareness: (૩) કેડો, પીછો; pursuit.

**ખ્રિસ્ત,** (પું.) ભગવાન ઈસુ; Lord Jesus Christ: **ખ્રિસ્તી,** (વિ.) ઈસુ અથવા ઈસાઈ ધર્મને લગતું; pertaining to Christ or Christianity: (૨) (પું.) એ ધર્મનો અનુયાયી માણસ; a Christian.

**ખ્વાબ,** (પું.) (ન.) સ્વપ્ન; a dream: (૨) તરંગ; a fancy: **ખ્વાબી,** (વિ.) સ્વપ્નશીલ, તરંગી; dreamy, fanciful.

## ગ

**ગ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરોનો ત્રીજો વ્યંજન; the third consonant of the Gujarati alphabet.

**ગઈકાલ,** (સ્ત્રી.) આજની પહેલાંનો દિવસ; yesterday: (૨) (અ.) ગઈકાલે; yesterday: (૩) તાજેતરમાં; recently.

**ગગડવું,** (અ. ક્રિ.) ગબડવું, to roll on or down: (૨) ગાજવું; to thunder.

**ગગડાટ,** (પું.) ગબડવાનો કે ગાજવાનો અવાજ; rolling or thundering sound: **ગગડાવવું,** (સ.ક્રિ.) ગબડાવવું; to roll forward or down: (૨) અટક્યા વગર કામ ચલાવવું; to work or carry on nonstop or incessantly.

**ગગન,** (ન.) આકાશ; the sky: (૨) સ્વર્ગલોક; the heaven.

**ગગી,** (સ્ત્રી.) છોકરી; a girl: (૨) દીકરી; a daughter: **ગગો,** (પું.) છોકરો; a boy: (૨) દીકરો; a son.

**ગચરકો (ગચરકું),** જુઓ **ઘચરકો.**

**ગચિયું,** (ન.) ઢેફું, ચોસલું, a block of earth, etc.: (૨) નડતર, આડ; an obstacle, a hindrance.

**ગચ્ચું ગચ્ચિયું,** (ન.) જુઓ **ગચિયું.**

**ગચ્છ,** (પું.) સમુદાય, જથ્થો, a collection, a multitude.

**ગજ,** (પું.) ચોવીસ તસુનું લંબાઈનું માપ; a measure of length of twenty-four inches: (૨) ધાતુનો સળિયો; a metallic rod, a bar.

**ગજ,** (પુ.) હાથી; an elephant: **-કરણ, -કર્ણ,** (પુ.) હાથીનો કાન; an elephant's ear: (૨) ચામડીનો એક રોગ, દરાજ, ringworm, a skin disease: (૩) ગણેશ, ગણપતિ; Lord Ganapati.**-ગ્રાહ,** (પું.) ઉગ્ર રસાકસી; tug of war, intense rivalry.

**ગજબ,** (પુ.) ઉગ્ર દમન, જુલમ; tyranny, oppression: (૨) કાળોકેર, havoc: (૩) મોટી આફત કે હોનારત, a great calamity, disaster: **-નાક,** (વિ.) કેર વર્તાવે એવું, ભયંકર; oppressive, terrible.

**ગજરો,** (પું.) (**ગજરું**), (ન.) ફૂલનો હાર કે ગોટો; a wreath or bouquet of flowers.

**ગજવવું (ગજાવવું),** (સ. ક્રિ.) ગાજે એમ કરવું; to cause to thunder.

**ગજવાકાતરુ,** (પું.) ખીસાકાતરુ; a pick-pocket.

**ગજવું,** (ન.) ખીસું; a pocket (of a garment).

**ગજવેલ,** (સ્ત્રી.) પોલાદ; steel.

**ગજાનન,**(પું.)ગણપતિ; Lord Ganapati.

**ગજાર,** (સ્ત્રી.) મુખ્ય ઓરડાની બાજુનો ઓરડો, (રસોડા કે ભંડાર તરીકે વપરાય તેવો) a room adjoining the chief or the drawing room, a store-room.

**ગજિયું,** (વિ.) એક ગજ માપનું; measuring two feet: (૨) (ન.) એક પ્રકારનું જાડું કાપડ; a kind of coarse cloth:

**ગજી,** (વિ.) (સ્ત્રી.) જુઓ **ગજિયું,** (સ્ત્રી.)એક પ્રકારનું રેશમી કાપડ; a kind of silkcloth.

**ગજું,** (ન.) ગુંજાશ, ટકી રહેવાની શક્તિ; power to stand against, tenacity.

**ગજેન્દ્ર,** (પું.) હાથીઓનો રાજા અર્થાત્ ઉત્તમ હાથી; the king of elephants i. e. the best elephant.

**ગજ્જર,** (પું.) મિસ્ત્રી, વડો સુતાર; the chief-carpenter: (૨) પરોઢ; day-break: (૩) સમય, કાળ; time, age

**ગઝ(-જ)લ,** (સ્ત્રી) સંગીતનો એક ફારસી રાગ; a persian musical tune or mode: (૨) એ રાગનું ગાયન; a song in that tune.

**ગટકાવવું(ગટગટાવવું),** (સ.ક્રિ.) ઝડપથી અને અવાજ કરતાં ગળી જવું, to swallow quickly and noisily.

**ગટર,** (સ્ત્રી) ગંદા પાણીના નિકાલ માટેની નીક, મોરી, a gutter.

**ગઠડી,** (સ્ત્રી.) નાની ગાંસડી, પોટલી; a small loose bundle.

**ગઠિયું,** (વિ.) લુચ્ચું; cunning: (૨) મુત્સદ્દી; shrewd.

**ગઠ્ઠો,** (પું.) બાઝી ગયેલો જથ્થો, a knotty lump

**ગડ,**(ન.)શરીરની અંદરની ગાંઠ; a tumour: (૨) ગાંઠ; a knot: (૩) ગૂમડું, a skin boil: (૪) કાપડ, વ.ની ગડી; a fold of cloth, etc., a fold.

**ગડગડવું, ગડગડાટ, ગડગડાવવું,** જુઓ **ગગડવું.**

**ગડગૂમડ,** (ન.) ગૂમડાં; skin-boils: (૨) ચામડીનો રોગ; skin disease.

**ગડદાગડદી**, (સ્ત્રી.) ઠોંસાબાજી; a fight with blows: (૨) ગીચવીડ, intense, close overcrowding.

**ગડદાપાટું**, (ન. બ. વ.) હાથ અને પગથી કરાતા પ્રહાર; blows by hands and feet.

**ગડદાવવું**, (સ. ક્રિ.) ઠોસા મારવા; to give blows, to punch.

**ગડદો**, (પું.) ઠોંસો, મુક્કો; a punch, a hand-blow.

**ગડબ**, (સ્ત્રી.) શરીરની અંદરની ગાંઠ; a tumour: (૨) સોજો; a swelling.

**ગડબડ** (ગડબડાટ), (સ્ત્રી.) ઘોંઘાટ; rowdism, commotion: (૨) ગોટાળો, અંધાધૂંધી; disorder: **–ગોટો**, (પું.) ગોટાળો; disorder (૨) તફડંચી, misappropriation.

**ગડબડવું**, (અ. ક્રિ.) જુઓ **ગબડવું**.

**ગડબડિયું**, (વિ.) ઘોંઘાટિયું; noisy (૨) ધાંધલિયું; rowdy, clamorous: (૩) (ન.) ગોથું; a summersault.

**ગડસ્થલ**, (સ્ત્રી.) ગડબડ, ઘોંઘાટ, noise, rowdism, commotion: (૨) ધાલમેલ, તફડંચી, misappropriation, swindling (૩) આકરી મહેનત; hard work or labour.

**ગડવો**, (પું.) લોટો; a small water pot: (૨) ઘી, તેલ, વ. ભરવાનું માટીનું વાસણ, ગાડવો, an earthen pot for containing oil etc.

**ગડાકુ**, (પું.) (સ્ત્રી.) કાકબ કે ગોળ યુક્ત પીવાની તમાકુ, smoking tobacco mixed with jaggery or molasses.

**ગડિયું**, (ન.) તમાકુના પાનની ઝૂડી; a bundle of tobacco leaves (૨) અનાજનું એક નાનું માપ; a small measure of grain.

**ગડિયો**(ઘડિયો), (પું.) આંકનો પાઠો; a table of multiplication of a small number.

**ગડી**, (સ્ત્રી.) ગાંઠ, આંટી; a knot: (૨) કાપડ, વ. ની ગેડ, a fold of cloth, etc.: (૩) ગરેડીનો ખાંચો; a pulley's groove.

**ગડૂચી**, (સ્ત્રી.) ગળો, એક વનસ્પતિ, a kind of herbal plant.

**ગડો**, (પું.) મોટો કાંકરો; a large pebble: (૨) ગઠ્ઠો; a lump: (૩) તમાકુનો મોટો ગોળો; a large lump of tobacco mixed with molasses, etc.

**ગઢ**, (પું.) કિલ્લો; a fortress: (૨) પર્વત ફરતો કોટ; a mountain-fortress: **–વી**, (પું.) કિલ્લાનો રખેવાળ; a keeper of a fortress (૨) ચારણ; a bard.

**ગઢવું**, (ન.) ગોળનું માટલું, an earthen jaggery pot.

**ગઢાણ**, (ન.) ઘાસિયા જમીન, બીડ; grass-land, a meadow.

**ગઢેરો**, (પું.) મોટી ઉંમરનો કે મુખ્ય માણસ; an elderly or chief man.

**ગણ**, (પું.) મંડળ, ટોળું; a body of persons, multitude: (૨) વર્ગ, જાત; a class, a tribe, a caste: (૩) ભગવાન શંકરના સેવકોનો સમુદાય; a body of the attendants of Lord Shiva: **–નાથ**, **–નાયક**, **–પતિ**, (પું.) ગણોના નેતા, ભગવાન શંકરના પુત્ર, ગણપતિ, શંકર; the head of the followers of Lord Shiva, Lord Shiva's son, Ganapati or Ganesh, Lord Shiva: **–તંત્ર**, **–રાજ્ય**, (ન.) પ્રાચીન ભારતનું પ્રજાસત્તાક તંત્ર; ancient Indian republic.

**ગણક** (ગણિક), (પું.) ભવિષ્ય ભાખનાર, જોશી; an astrologer.

**ગણકારવું**, (સ. ક્રિ.) દરકાર કરવી; to care for: (૨) ધ્યાનમાં લેવું; to heed, to attend (૩) આજ્ઞાંકિત થવું; to obey.

**ગણગણવું** (ગગણવું), (સ. ક્રિ.) કચવાવું, વિરોધ દર્શાવવા ધીમો અવાજ કરવો; to grumble, to murmur: **ગણગણાટ**, **ગગણાટ**, (પું.) કચવાટ; grumbling.

**ગણતર**, (ન.) હિસાબ, વ. ની કેળવણી; training in accounts, etc.: (૨) (વિ.)

ગણી શકાય એવું; countable: (૩) (ન.) જુઓ **ગણતરી.**

**ગણતરી,** (સ્ત્રી.) ગણવું તે; calculation, counting: (૨) ગણવાની રીત; method of calculation: (૩) અંદાજ; an estimate: (૪) કિંમત, લાયકાત; value, worth: (૫) માન, પ્રતિષ્ઠા; honour, reputation: (૬) લેખું; regard.

**ગણના,** (સ્ત્રી.) જુઓ **ગણતરી.**

**ગણવું,** (સ. ક્રિ.) ગણતરી કરવી; to count, to reckon, to calculate: (૨) હિસાબ કરવો, ગણિતના પ્રશ્નો ઉકેલવા, to do accounts, to solve mathematical problems: (૩) કિંમત કરવી; to evaluate: (૪) લેખામાં લેવું; to regard, to take into consideration: (૫) અનુભવ, જ્ઞાન કે ડહાપણ મેળવવાં; to gain experience, knowledge or wisdom: (૬) માન આપવું, આદર કરવો; to respect.

**ગણવેશ,** (પું.) એકસરખો ખાસ પહેરવેશ; a uniform.

**ગણિકા,** (સ્ત્રી.) વેશ્યા, a prostitute.

**ગણિત,** (વિ.) ગણેલું; counted, calculated: (૨) અંદાજેલું; estimated. (૩) (ન.) ગણિતશાસ્ત્ર; mathematics: (૪) ગણિતશાસ્ત્ર કે અંકગણિતનું પુસ્તક; a book on mathematics or arithmetic: **–શાસ્ત્ર,** (ન.) **–વિદ્યા,** (સ્ત્રી.) ગણિતનું શાસ્ત્ર; mathematics: **ગણિતી,** (પું.) ગણિતશાસ્ત્રી; a mathematician.

**ગણેશ,** (પું.) જુઓ **ગણ, ગણપતિ.**

**ગણેશિયું(–યો),**(પું.)ઘરફોડુનું એક પ્રકારનું ઓજાર; a house-breaker's tool.

**ગણોત,** (સ્ત્રી.) (ન.) ખેતર કે જમીન ખેડવા ભાડે આપવી તે; land tenancy: (૨) એનો કરાર; a deed for that: **ગણોતિયો,** (પું.) ભાડેથી ખેતર કે જમીન ખેડનાર, a tenant, a lease-holder of farmland: **–નામું,** (ન.) **–પટો (પટ્ટો),** (પું.) ગણોતનો લેખિત કરાર; a tenancy deed.

**ગણ્યુંગાંઠ્યું,** (વિ.) થોડુંક; a little.

**ગત,** (વિ.) ગયેલું, વીતી ચૂકેલું; gone, past: (૨) મૃત્યુ પામેલું; dead: (૩) (અ.) સુધી; to a certain extent.

**ગત,** (સ્ત્રી.)સંગીતની સૂરરચના; a musical mode or measure: જુઓ **ગતિ.**

**ગતાગત,** (વિ.) આવતું અને જતું, આવેલું અને ગયેલું; coming and going, having come and gone: (૨) (ન.) અવરજવર; frequent or occasional visits: (૩) ગતિના નિયત ક્રમ; frequency.

**ગતાગમ,** (સ્ત્રી.) સમજણ; sense, understanding: (૨) આવડત, skill: (૩) જ્ઞાન; knowledge.

**ગતાનુગતિક,**(વિ.) આંધળું અનુકરણ કરનારું, ગાડરિયું, following blindly.

**ગતિ,** (સ્ત્રી.) ચાલ; motion: (૨) ઝડપ; speed, velocity. (૩) પ્રવેશ; entry. (૪) સમજ; understanding, sense: (૫) બળ, શક્તિ; strength, power: (૬) દશા, સ્થિતિ; state, position: (૭) મૃત્યુ પછીની સ્થિતિ; condition after death: (૮) રસ્તો, માર્ગ, a way, a path: (૯) રીત; method.

**ગદકું,** (ન.) ખોટું બહાનું, મિષ; an excuse, a pretext.

**ગદગદિયાં (ગદબદિયાં),** (ન. બ. વ.) વૈભવ અને લક્ષ્મીના અતિરેક, abundance of luxury and wealth: (૨) ગલીપચી; tickling sensation on the skin.

**ગદડવું,** (સ. ક્રિ.) પગ વડે દમાવવું, કચરવું; to press with feet, to trample: (૨) હેરાન કરવું; to trouble, to annoy: (૩) ખૂબ મહેનત કરાવવી; to cause to labour hard, to persecute.

**ગદા,** (સ્ત્રી.)એક વજનદાર હથિયાર; a mace.

**ગદિયાણો,** (પું.) વજનનું અર્ધા તોલાનું માપ; a measure of weight equal to one-half tola.

**ગદેલું,** (ન.) ગાદલું; a bed mattress.

**-ગદ્દગદ(ગદગદ)**, (વિ.) ગળગળું; affected with tragic emotions (૨) (અ.) ગળગળા અવાજે; in tragic emotional tone: **ગદ્દગદિત**, (વિ.) ગળગળું.
**ગદ્ય**, (ન.) અગેય અર્થાત્ સાદું સાહિત્ય અથવા લખાણ; prose.
**ગધેડી (ગધાડી)**, (સ્ત્રી.) એક ચોપગા પશુની માદા; a she-donkey: **ગધેડું (ગધાડું)**, (ન.) એક ચોપગું પશુ; a donkey, an ass: **ગધેડો(ગધાડો)**, (પું.) એ પશુનો નર; a he-donkey: **-ગધેડિયું (ગધાડિયું)**, (વિ.) જાડું, ખરબચડું; coarse, rough: (૨) મૂર્ખ; foolish: (૩) (ન.) ગાડીના પૈડાના લઠ્ઠા રાખવાનું લાકડું; an axle of the wheels of a carriage.
**-ગધ્ધાપચીશી(-સી)**, (સ્ત્રી.) ભરયુવાની જ્યારે વ્યક્તિનુ વર્તન આવેશમય હોય છે; the prime of youth when one's behaviour is marked with emotions.
**-ગધ્ધામસ્તી (ગધ્ધાપાટુ)**, (સ્ત્રી.) ગધેડાના જેવું તોફાની, ઉપદ્રવી વર્તન; violent donkey-like behaviour.
**-ગધ્ધાવૈતરું**, (ન.) ઓછા લાભવાળો સખત પરિશ્રમ, વેઠ; the least fruitful hard labour, drudgery.
**-ગધેયું**, (ન.) અનાજમાં પડતું જીવડું; insect found in grain
**ગનીમત**, (સ્ત્રી.) સદ્દભાગ્ય; good-luck: (૨) ઈશ્વરકૃપા; God's blessing.
**-ગપ**, (સ્ત્રી.) અફવા; a rumour: (૨) ખોટી વાત, a false report
**-ગપ**, (અ.) ઝડપથી; speedily, swiftly: **-ગપકાવવું**, (સ ક્રિ.) ઝડપથી લેવુ કે ખાવું; to take or swallow hastily.
**ગપગોળો**, (પુ.) ગપાટો, a rumour.
**-ગપતાળીસ**, (વિ.) અનિશ્ચિત, સંખ્યાસૂચક (વિશેષણ); (an adjective) suggesting an uncertain number.
**ગપસપ**, (સ્ત્રી.) ગપ્પાં, gossip.
**ગપાટી**, (વિ.) ગપ્પી, **ગપાટો**, (પું.) જુઓ **ગપ**, (સ્ત્રી.).
**ગપોડું**, (ન.) (**ગપોડો**), (પું.) ગપ્પુ; a rumour, idle useless talk.
**ગપોલિયું**, (ન.) ફરજ કે કામ ટાળવા ગેરહાજર રહેવું તે; absence to evade duty or work: (૨) વ્યભિચાર; adultery: (૩) સંભોગ; sexual intercouse.
**ગપ્પી**, (વિ.) અફવા ફેલાવે એવું; rumour-mongering: **-દાસ**, (પું.) એવી આદતવાળો માણસ; a rumour-monger: **ગપ્પું**, (ન.) અફવા, ગપ; a rumour, a false report.
**ગફલત**, (સ્ત્રી.) ભૂલચૂક; an error or mistake: (૨) બેદરકારી; carelessness, negligence, indifference
**ગબ**, (અ.) જુઓ **ગપ**, (અ.) **ગબકાવવું**, જુઓ **ગપકાવવું**.
**ગબડવું**, (અ ક્રિ.) નીચે અથવા આગળ સરકવું; to roll down or forward: (૨) અડચણ વિના આગળ વધવું; to move forward or flourish without any hindrance or interruption.
**ગબડી(ગબરડી)**, (સ્ત્રી.) ઝડપથી ધસી કે દોડી જવું તે; a running or rushing forth
**ગબાગબ**, (અ.) ટપોટપ, ઝડપથી; in rapid sequence, swiftly: **ગબાગબી**, (સ્ત્રી.) ઠોંસાબાજી; a fight with hand-blows: (૨) બોલાચાલી; hot arguments, oral quarrel.
**ગબારો**, (પું.) નાનું બલૂન; a small balloon: (૨) એક પ્રકારનું દારૂખાનું; a kind of firework: (૩) ગપાટો; a rumour.
**ગબી**, (સ્ત્રી.) અમુક પ્રકારની રમતો માટેનો જમીનની અંદરનો નાનો ખાડો; a small pit in the ground for playing certain games.

**ગબો(ગબ્બો)**, (પું.) મૂર્ખ (માણસ), બોટ; a fool, a simpleton, a dunce.
**ગબોગબ**, (અ.) જુઓ **ગબાગબ**.
**ગબોળો**, (પું.) ગપાટો, a rumour: (૨) ભવાડો; a fiasco.
**ગબ્બર**, (પું.) આબુ પર્વત પાસેનો એક પવિત્ર ડુંગર; a holy hill near mount Abu: (૨) (વિ.) કસવાળું; substantial: (૩) શ્રીમંત; wealthy, prosperous: (૪) શક્તિશાળી; powerful, strong.
**ગભરાટ**, (પું.)મૂંઝવણ, અકળામણ; frightful confusion: (૨) ભય, બીક, fright: **ગભરાટિયું**, (વિ.) ગભરાયેલું; confused, puzzled, frightened: **ગભરામણ**, (સ્ત્રી.) મૂંઝવણ; confusion: (૨) ભય; fright.
**ગભરાવું**, (અ. ક્રિ.) અકળાવું, ભય પામવો; to be confused or puzzled, to be frightened: **ગભરાવવું**, (સ. ક્રિ.) અકળાવવું, વ્યથિત કરવું, to puzzle, to confuse, to afflict: (૨) ભય પમાડવો; to frighten.
**ગભરુ**, (વિ.) ગોરું અને માંસલ; white and fleshy or plump, bonny: (૨) ભોળું; simple-hearted: (૩) નિર્દોષ; innocent.
**ગભાણ**, (સ્ત્રી.) ગમાણમાં ઢોરને માટે નીરણ મૂકવાની જગ્યા; a manger: (૨) ગોચર જમીન; a pasture.
**ગભાર (-રો)**, (પુ.) મંદિરની અંદરનો મૂર્તિઓ રાખવાનો ભાગ; the interior part of a temple where idols are kept.
**ગમ**, (સ્ત્રી.) બાજુ, a side, direction: (૨) વૃત્તિ; inclination: (૩) સૂઝ, insight: (૪) જ્ઞાન; knowledge: (૫) ગતિ, પ્રવેશ; motion, entry.
**ગમ**, (સ્ત્રી.) વ્યથા; affliction: (૨) શોક, દુ:ખ; sadness, misery: (૩) ખામોશી; cool consideration, forbearance: **-ગીન**, (વિ.) ઉદાસ, ખિન્ન; sad; dejected: (૨) વ્યથિત; afflicted: **-ગીની**, (સ્ત્રી) ખિન્નતા, વ્યથા, શોક, dejection, affliction, sadness, sorrow.
**ગમચાં**, (ન. બ. વ.) નામરજી, વ. થી બોલતાં બોલતા અચકાવું તે; hesitation or staggering of speech because of disinclination or unwillingness, etc.
**ગમત(ગમ્મત)**, (સ્ત્રી.) આનંદપ્રમોદ, વિનોદ, મનોરંજન; joy, enjoyment, merriment, amusement, entertainment: **ગમતી**, (વિ.) આનંદી, વિનોદી, મનોરંજક; gay, amusing, entertaining, merry.
**ગમન**, (ન.) ચાલવું-જવું તે; a walking or going: (૨) ગતિ, ચાલ; motion, velocity, gait: (૩) વિદાય; departure.
**ગમવું**, (અ. ક્રિ.) પ્રિય કે અનુકૂળ લાગવું; to like.
**ગમાણ**, (સ્ત્રી.) જુઓ **ગભાણ**.
**ગમાર**, (વિ.) રોચું, અસભ્ય, mannerless, rustic: (૨) મૂર્ખ; foolish.
**ગમો**, (પું.) રુચિ, ગમવું તે; a like, an agreeable inclination.
**ગમ્ય**, (વિ.) જઈ કે પહોંચી શકાય એવું; approachable, within reach, accessible: (૨) સમજી શકાય એવું; reasonable, plausible.
**ગર**, (પુ.) ફળ, વ. નો ગર્ભ; pulp, kernal, pith: (૨) ગુપ્ત હેતુ, મર્મ; a secret intention, a secret: (૩) રહસ્ય, mystery.
**ગર**, (પું.) જુઓ **ગલ** નં. ૨.
**ગરક**, (વિ.) મગ્ન, લીન; absorbed or engrossed in: (૨) ડૂબેલું, ખૂતેલું; drowned or stuck into: **-વું**, (અ.ક્રિ.) ડૂબી જવું; to be drowned into: (૨) ખૂંતી જવું, to be stuck into: (૩) લીન કે મગ્ન થવું; to be absorbed or engrossed in: **ગરકાવ**, (વિ.)-થી ભરેલું; full of: (૨) મગ્ન, absorbed in.

**ગરગડી**, (સ્ત્રી.) બોજો વહન કરવા, વ. માટેનું ધરી પર ફરતું પૈડું; a pulley: (૨) દોરા વીંટવાની ગરગડી; a reel.

**ગરજ**, (સ્ત્રી.) ખપ, જરૂર; need, want: (૨) સ્વાર્થ; selfishness: (૩) લાચારી; helplessness: **ગરજાઉ, ગરજુ, ગરજવાન**, (વિ.) ગરજવાળું; needy, selfish: (૨) લાચારીથી દીન; humble because of helplessness

**ગરજવું** (ગર્જવું), (અ. ક્રિ.) ગર્જના કરવી; to thunder: (૨) તાડૂકવું; to speak rudely and loudly, to snarl.

**ગરજો**, (પું.) અંકુર, ફણગો, a shoot of a plant: (૨) કાંટો; a thorn: (૩) અણીદાર ખીલો; a pointed nail: (૪) ખૂંપરું, જડિયું, a stub of a tree or plant.

**ગરડવું**, (સ. ક્રિ.) (અક્ષર) ઘૂંટવા; to copy letters, to write exactly over written letters.

**ગરણી** (ગરણીજી), (સ્ત્રી.) જૈન સાધ્વી; a Jain nun.

**ગરથ**(ગર્થ), (પું.) નાણું, દોલત; money, wealth.

**ગરદ** (ગર્દ), (સ્ત્રી.) ધૂળ; dust: (૨) (વિ.) ફસાયેલું, ભિડાયેલું; hardpressed, precariously handicapped, trapped.

**ગરદન**, (સ્ત્રી.) ડોકી, the neck.

**ગરનાળું**, (ન.) પાણીના નિકાલ માટેનું રસ્તા, વ. પરનું બાંધકામ; a culvert.

**ગરબડ**, (સ્ત્રી.) જુઓ ગડબડ (સ્ત્રી.).

**ગરબી**, (સ્ત્રી.) સ્ત્રીઓ માટેનું સમૂહગીત; choric(chorus) song for women: જુઓ નીચે **ગરબો**.

**ગરબો**, (પું.) નવરાત્રીના ઉત્સવમાં અખંડ દીવો મૂકવાનું ઘણાં કાણાંવાળું પાત્ર; a pot with many holes in which a lamp is lighted during the Navratri festival: **ગરબી**, (સ્ત્રી.) નવરાત્રીમાં અંબા, વ. માતાજીની મૂર્તિ પધરાવવાનો મંડપ; a canopy under which an idol of goddess Amba and other goddesses are placed during the Navratri festival: (૩) એ મંડપમાં સ્ત્રીઓએ ગરબા ગાવા તે; singing of songs by women in that canopy: (૪) એવું સમૂહગીત; such a choric song.

**ગરમ**, (વિ.) ઊનું; hot, warm: (૨) શરીરમાં ગરમી ઉત્પન્ન કરે એવું; apt to give heat or warmth to the body: (૩) ઉશ્કેરાયેલું કે ગુસ્સે થયેલું; excited, enraged, vexed: (૪) ક્રોધી સ્વભાવનું; quick tempered.

**ગરમર**, (સ્ત્રી.) એક પ્રકારનો છોડ જેનાં મૂળ અને ડાળખાંનું અથાણું બને છે; a kind of plant the roots and branches of which are used in making pickles

**ગરમાટો**(-વો), (પું.) ગરમી; heat: (૨) હૂંફ; warmth.

**ગરમાળો**, (પું.) ઔષધ તરીકે વપરાતો એક છોડ; a kind of herbal plant.

**ગરમી**, (સ્ત્રી.) ઉષ્ણતા; heat, warmth: (૨) સૂર્યનો ઉગ્ર તાપ; intense sunshine: (૩) ચાંદી, પરમિયો, વ. રોગ; a kind of venereal disease, syphilis, gonorrhoea, etc: (૪) એક પ્રકારનું સુતારનું ઓજાર; a carpenter's tool.

**ગરમાગરમ**, (વિ.) તાજું અને ગરમ (ખોરાક); fresh and hot (food): **ગરમાગરમી**, (સ્ત્રી.) ઝઘડો; a quarrel: (૨) ઉશ્કેરાટ; excitement.

**ગરમું**, (ન.) એક પ્રકારનું તપેલી જેવું વાસણ; a basketlike vessel.

**ગરલ**, (ન.) ઝેર; poison: (૨) સાપનું વિષ; a serpent's poison

**ગરવું**, (વિ.) ભવ્ય; grand, magnificent: (૨) ગૌરવવાળું; proud of something good: (૩) ઉમદા, માનાર્હ; noble, respectable.

**ગરવું**, (અ. ક્રિ.) ખરી પડવું, પડવુ; to drop or fall down: (૨) ધીમે ધીમે અંદર પેસવું, to penetrate slowly, to enter into slowly.

**ગરાડી**, (વિ.) ગાંજો, અફીણ, વ. નું વ્યસની; addicted to narcotics such as opium, etc.

**ગરાસ**, (પું.) રજવાડી કુટુંબના સભ્યને નિર્વાહ માટે આપેલી જમીન; land given for maintenance to a member of a royal family: **ગરાસદાર**, (વિ.) owning such land.

**ગરાસિ(-શિ)યો**, (પું.) ગરાસ ધરાવનાર રજપૂત; a Rajput holding such land: **ગરાસણ, ગરાસણી, ગરાસિ-(-શિ)યણ**, (સ્ત્રી.) ગરાસદારની પત્ની; wife of a Rajput land-holder: (૨) રજપૂત જાતિની સ્ત્રી; a woman of the Rajput clan.

**ગરિમા**, (સ્ત્રી.) મોટાઈ; greatness: (૨) પ્રતિભા, dignity: (૩) મહત્ત્વ, importance.

**ગરિયો**, (પું.) એક રમકડું, ભમરડો; a plaything, a top.

**ગરીબ**, (વિ.) નિર્ધન; moneyless, poor: (૨) કંગાલ; wretched: (૩) લાચાર; helpless: (૪) દુ:ખી; miserable: (૫) રાંક; slavishly meek or humble: **ગરીબી, ગરીબાઈ**, (સ્ત્રી.) નિર્ધનતા; poverty, etc

**ગરુડ**, (પું.) (ન.) મોટું શક્તિશાળી પક્ષી; a big powerful bird, an eagle: (૨) પક્ષીઓનો રાજા; the king of birds (૩) ભગવાન વિષ્ણુનું વાહન; the carrier of Lord Vishnu: **-ગામી, -ધ્વજ**, (પું.) ભગવાન વિષ્ણુ; Lord Vishnu

**ગરુડો (ગરોડો)**, (પું.) ઢેડનો ગોર; a priest of the so-called untouchable community.

**ગરૂર**, (વિ.) મિથ્યાભિમાની; unduly proud: (૨) બડાઈખોર; boastful.

**ગરેડી**, (સ્ત્રી.) ગરગડી; a pulley.

**ગરોળી**, (સ્ત્રી.) ઘરોળી; a lizard.

**ગર્જન**, (ન.) **(ગર્જના)**, (સ્ત્રી.) ગર્જવું તે; a thunder or roar: (૨) એનો અવાજ.

**ગર્જવું**, (અ. ક્રિ.) જુઓ **ગરજવું**.

**ગર્ત**, (પું.) (ન.) ઊંડો ખાડો; a deep pit: (૨) ખીણ, ખાઈ; valley, ditch.

**ગર્થ**, (પુ.) જુઓ **ગરથ**.

**ગર્દ**, (સ્ત્રી.) જુઓ **ગરદ**.

**ગર્દભ**, (પું.) ગધેડો; a jack-ass: **ગર્દભી**, (સ્ત્રી.) ગધેડી; a she-ass.

**ગર્ભ(ગરભ)**, (પું.) માના પેટમાં રહેલું બાળક કે બચ્ચુ, an embryo, a foetus: (૨) ફળ, વ. નો ગર કે માવો; pulp, pith, kernal: (૩) અંદરનો ભાગ; the interior part: **-દ્વાર**, (ન.) મંદિરનો છેક અંદરનો ભાગ, the innermost part of a temple: **-શ્રીમંત**, (વિ.) જન્મથી શ્રીમંત, born rich or wealthy: **-પાત**, (પું.) ગર્ભનું અકાળે પડવું કે પાડવુ તે; abortion.

**ગર્ભાધાન**, (ન) ગર્ભ મૂકવો કે ધારણ કરવો તે, impregnation, conception of an embryo.

**ગર્ભાશય**, (ન.) સ્ત્રીદેહનો ગર્ભ ધારણ કરવાનો અવયવ; the womb, the uterus.

**ગર્ભિણી (ગર્ભવતી)**, (વિ.) સગર્ભા; pregnant: (૨) (સ્ત્રી.) સગર્ભા સ્ત્રી; a pregnant woman.

**ગર્ભિત**, (વિ.) ઊંડા અને આડકતરા અર્થવાળું, having a deep and indirect meaning, implicit: (૨) સમાવેશ થયેલું; contained, included.

**ગર્વ(ગરવ)**, (પું) મિથ્યાભિમાન; false pride: (૨) તુમાખીપણું; arrogance, vanity: (૩) અહંભાવ; vanity, ego: **ગર્વિષ્ઠ, ગર્વીલું**, (વિ) મિથ્યાભિમાની, અહંભાવી, તુમાખી, arrogant, egoist.

**ગલ,** (પું.) માછલાં પકડવાનો આંકડો; a fish-hook: (૨) પ્રલોભન, લાલચ; a bait, an allurement, temptation: (૩) બાતમી, સમાચાર; information, news: (૪) માવો, ગર; kernal, pith: (૫) સત્ત્વ; essence, extract.

**ગલકંબલ,** (પું.) ગાય, વ.ને ગળે લટકતી ચામડીની કોથળી; dewlap.

**ગલકી,** (સ્ત્રી.) એક પ્રકારનો શાકનો વેલો; a kind of creeper: **ગલકું,** (ન.) એનું ફળ; its fruit.

**ગલગલિયાં,** (ન. બ. વ.) જુઓ **ગદગદિયાં.**

**ગલગોટો(-ડો),** (પું.) એક પ્રકારનો ફૂલછોડ, a kind of flower-plant: (૨) એનું ફૂલ, its flower.

**ગલઢું,** (વિ.) ઘરડું, વૃદ્ધ; old in age: **ગલઢેરો,** (પું.) વૃદ્ધ અનુભવી માણસ, an old experienced man.

**ગલત,** (વિ.) જૂઠું, ભૂલચૂકવાળું, ખોટું; false, erroneous: **ગલતી,** (સ્ત્રી.) ભૂલચૂક; a mistake, an error: (૨) દોષ, a fault.

**ગલપટો(-ટ્ટો),** (પું.) ગળે વીંટવાનો રૂમાલ; a neckerchief.

**ગલબો,** (પું.) ફૂલછોડ; flower plant: (૨) ગપાટો; a rumour.

**ગલી,** (સ્ત્રી.) સાંકડી નાની શેરી, a small narrow street, a lane: **-કૂચી, -કૂંચી,** (સ્ત્રી.) ગલીઓવાળો સાંકડો, આડો-અવળો માર્ગ; an irregular path with many lanes

**ગલીચ,** (વિ.) અતિશય ગંદું, very dirty: (૨) બીભત્સ; obscene: (૩) ધિક્કારપાત્ર; hateful, loathsome.

**ગલીચો,** (પું.) જુઓ **ગાલીચો.**

**ગલીપચી (ગલીગલી),** (સ્ત્રી.) જુઓ **ગદગદિયાં.**

**ગલૂડિયું,** (ન.) કૂતરાનું બચ્ચું, a pup.

**ગલૂબંધ(-દ),** (પું.) ગલપટો; a neckerchief

**ગલેફ,** (પું) ગાદી, ગાદલા, વ. ની ખોળ; a bed cover, a pillow cover.

**ગલોટિયું,** (ન) ગોઠીમડું; a summersault, a jump heels over head.

**ગલોફું(-ફું),** (ન) ગાલની અંદરનો ભાગ; the part inside a cheek.

**ગલોલ,** (સ્ત્રી.) એક પ્રકારની ગોફણ, a pellet-bow: **ગલોલો,** (પુ.) ગલોલથી ફેંકવાનો પથ્થર, a pebble to be shot by a pellet-bow: (૨) ગપાટો; a rumour.

**ગલ્લાંતલ્લાં,** (ન. બ. વ.) ખોટાં બહાનાં; pretexts: (૨) આનાકાની; hesitation because of disinclination.

**ગલ્લો,** (પું.) નાણાં રાખવાનાં પાત્ર કે પેટી; a cash-box: (૨) ખજાનો; a treasure.

**ગવન,** (ન.) સાલ્લો; sari or upper garment for women.

**ગવરી,** (સ્ત્રી.) ગાય; a cow; જુઓ **ગૌરી.**

**ગવલી(-ળી),** (પું.) ગોવાળિયો; a cowboy: (૨) ભરવાડ; a shepherd: (૩) દૂધનો વેપારી; a milk merchant.

**ગવાક્ષ,** (પું.) બાકું, જાળિયું; an airhole, a ventilator: (૨) ગોળ બારી; a round window.

**ગવાહ,** (પુ.) સાક્ષી; a witness: **ગવાહી,** (સ્ત્રી.) સાક્ષી, પુરાવો; witness, testimony, evidence.

**ગવૈયો,** (પું.) ગાવામાં ઉસ્તાદ પુરુષ; an expert vocal musician, a songster.

**ગવ્ય,** (ન.) ગાયમાંથી નીપજતા પદાર્થોમાંનો એક દૂધ, દહીં, છાણ, વ.; milk, curds, cow-dung, etc

**ગશ્ત(-સ્ત),** (સ્ત્રી.) ચોકીદારની રોન; a patrol's or a watchman's round: (૨) પહેરો; patrolling

**ગહન,** (વિ.) અતિશય ઊંડું; very deep: (૨) રહસ્યમય; mysterious: (૩) દુર્ગમ, અભેદ્ય; inaccessible, impregnable: (૪) ગીચ, dense: (૫) અકળ; incomprehensible.

**ગહ્‌વર**, (ન.) પહાડી બખોલ; a mountain hollow: (૨) ગુફા; a cave.
**ગળકાં**, (ન. બ. વ.) ડૂબતા માણસનાં ડચકાં; sounds of heavy breathing of a drowning person.
**ગળકો**, (પુ.) ચસકો; strong liking.
**ગળગળું**, (વિ.) પાણીપોચું; wet and soft: (૨) આર્દ્ર અને લાગણીવશ; tender and emotional.
**ગળચટ્ટું**, (વિ.) જરા મીઠા કે ગળ્યા સ્વાદવાળું; sweetish
**ગળચવાં**, (ન. બ. વ.) મૂંઝવણથી બોલતાં અચકાવું તે; hesitation in speech because of confusion.
**ગળચવું**, (સ. ક્રિ.) વધારે પડતું ખાવું; to eat too much, to over-eat.
**ગળચી**, (સ્ત્રી.) બોચી, the neck: (૨) ગળું; the throat.
**ગળણી**, (સ્ત્રી.) ગાળવાનું છિદ્રવાળું પાત્ર કે સાધન; a funnel, a filter: **ગળણું**, (ન.) ગાળવાનું કાપડ, a clothfilter.
**ગળતી**, (સ્ત્રી.) તળિયે કાણાવાળું પાત્ર જેમાંથી પાણી શિવલિંગ પર ટપક્યા કરે છે, જલાધારી; a water-pot with a hole at its bottom from which water constantly dribbles on the emblem of Lord Shiva : (૨) ક્ષયરોગ; consumption, tuberculosis.
**ગળથૂથી**, (સ્ત્રી.) તરત જન્મેલા બાળકને આપવામાં આવતી ઘી, ગોળ અને પાણીની એક વાની; an article of food made of ghee, jaggery and water to be given to a new-born-child.
**ગળપણ**, (ન.) ગળ્યો સ્વાદ; sweetness: (૨) ગળી વાની; a sweet eatable.
**ગળફો**, (પુ.) મોંમાંથી નીકળેલો કફ, બળખો; phlegm
**ગળમાણું**, (ન.) લોટ, ગોળ અને ઘીની એક પ્રવાહી મીઠી વાની; a sweet, liquid article of food made up of floor, ghee and jaggery.



**ગળવું**, (સ. ક્રિ.) પેટમાં ઉતારવું; to swallow: (૨) પ્રવાહીને શુદ્ધ કરવા ગાળવું; to filter: (૩) (અ ક્રિ.) ટપકવું, ચૂવું; to dribble, to ooze, to leak: (૪) ઓગળવું; to melt. (૫) પાકવું; to ripen: (૬) ઢીલું થવું; to soften: (૭) ક્ષીણ થવું; to be worn out or wasted: (૮) કળવું, અંદર દુખવું; to pain within.
**ગળાટૂંપો**, (પું.) ગળું દબાવીને મારી નાખવું તે; a strangling or throttling.
**ગળાફાંસો**, (પું.) ગળે ફાંસો ખાઈને કે દઈને મરવું કે મારી નાખવું તે; a strangulation, a hanging.
**ગળિયારો**, (પું.) ગળીથી સૂતર, કાપડ, વ નું રંગાટકામ કરનારો; one who dyes yarn, cloth, etc., with indigo.
**ગળિયું**, (વિ.) નબળું; weak: (૨) જક્કી; obstinate: (૩) નિર્માલ્ય; stuffless.
**ગળી**, (સ્ત્રી.) એક વનસ્પતિ જેમાંથી રંગ બને છે; a kind of plant from which colour is made: (૨) એમાંથી બનતો નીલો રંગ; indigo.
**ગળું**, (ન.) છાતી અને ચહેરાને જોડતું અંગ: the throat: **ગળેપડુ**, (વિ.) બીજાની વસ્તુ પચાવી પાડનાર. usurping: (૨) ખોટો આરોપ મૂકનારુ; accusing falsely.
**ગળો**, (સ્ત્રી.) ઔષધિ તરીકે વપરાતી એક વેલ: a herbal creeper.
**ગળ્યું**, (વિ.) મીઠું, મધુર સ્વાદવાળું; sweet (in taste).
**ગંગા**, (સ્ત્રી) એ નામની ભારતની પવિત્ર નદી, ભાગીરથી; the Ganges-Ganga.
**ગંગોત્રી**, (સ્ત્રી.) ગંગા નદીનું મૂળ, એક તીર્થધામ, the origin of the Ganges, a place of pilgrimage.
**ગંજ**, (પું.) ઢગલો; a pile or heap: (૨) એક પર બીજી વસ્તુ બેસાડી કરેલ ઉતરડ; a series of things set one above the other, a stack.

**ગંજી,** (સ્ત્રી) ઘાસનો ઓઘો કે ગોળાકાર ઢગલો; a stack of grass or hay.
**ગંજીફરાક,** (ન.) ચપોચપ બેસે એવું બદન; a tight inner garment worn round the chest.
**ગંજીફો,** (પું.) રમવાનાં પાનાનો સટ, a pack of playing-cards.
**ગંજેટી(-રી),** (વિ.) ભાંગ, ગાંજો, વ. નું વ્યસની, addicted to narcotics like ganja, etc.
**ગંઠો,** (પું.) એક ઘરેણું, હાર; a necklace' (૨) સખત બાંધેલી ગાંસડી; a tight bundle: (૩) આઠ ફૂટનું લંબાઈનું માપ; a measure of length of eight feet: (૪) ગાંઠિયો; a knotty substance or thing.
**ગંઠોડો,** (પું.) એક પ્રકારનું પગનું અથવા હાથનું ઘરેણું; an anklet or an armlet: (૨) પીપરીમૂળ; a knotty root of a herbal plant.
**ગંડ,** (પું.) લમણું; one of the temples (૨) ચહેરાની બાજુ, a side of the face, profile: **-માળ,** (સ્ત્રી) એક પ્રકારનો ગળાનો ભયંકર વ્યાધિ, કંઠમાળ, a dangerous disease of the throat, scrofula: **-સ્થલ,-સ્થળ,**(ન.)(હાથીના) ચહેરાની બાજુ; a side of an elephant's face: (૨) ગાલ; one of the cheeks.
**ગંડુ,** (વિ.) મૂઢ, મૂર્ખ; senseless, stupid, foolish.
**ગંડેરી,** (સ્ત્રી.) છોલેલી શેરડીનો ટુકડો; a piece of peeled sugar-cane: (૨) લાકડાનો ગોળ ટુકડો, a round piece of wood.
**ગંદકી,** (સ્ત્રી.) ગંદવાડ; filth, garbage.
**ગંદવાડ,** (પું.) (સ્ત્રી.) ગંદકી; filth.
**ગંદું,**(વિ) મેલું, ગંદવાડવાળું; dirty, filthy: (૨) ઘૃણાત્મક; nasty, repulsive.
**ગંધ,** (સ્ત્રી) (પું.) વાસ, સોડ; smell, odour: (૨) દુર્ગંધ; bad smell or odour, stink: (૩) સુગંધી પદાર્થ; a fragrant, aromatic substance: (૪) ચંદન; sandal-wood; (૫) તિલક; an auspicious mark on the forehead: (૬) મિથ્યાભિમાન; vanity: (૭) અણગમો; dislike.
**ગંધક,** (પું.) એક ખનિજ રાસાયણિક પદાર્થ; sulphur.
**ગંધર્વ,** (પું.) દેવોનો અથવા સ્વર્ગનો ગવૈયો; a celestial musician: **-લગ્ન,** (ન.) **-વિવાહ,** (પું.) છૂપું પ્રેમલગ્ન; a secret love marriage: **-વેદ,** (પું.) સંગીતશાસ્ત્ર; the science of music.
**ગંધાવું,** (અ ક્રિ.) ખરાબ વાસ મારવી; to stink: (૨) સડવું, કોવાવું; to rot, to putrefy.
**ગંધીલું,** (વિ) ખરાબ વાસ મારતું; stinking: (૨) ઈર્ષાળુ, અદેખું; malicious, envious: (૩) કજિયાખોર; quarrelsome: (૪) ચીડિયું; peevish.
**ગંભીર,** (વિ.) ઊંડું; deep: (૨) ઠરેલ, શાંત પ્રકૃતિનું; grave, sedate, coolminded: (૩) વિચારવંત; thoughtful, considerate: (૪) ધીર; patient: (૫) સહનશીલ; tolerant.
**ગાઉ,** (પું.) આશરે દોઢ માઈલનું અંતરનું માપ; a measure of distance of about one mile and a half.
**ગાગર,** (સ્ત્રી) જળપાત્ર; a water-pot.
**ગાજ,** (ન) બોરિયા માટેનું કપડાનું નાકું; a button-hole of a garment.
**ગાજર,** (પું.) (ન) એક વનસ્પતિ; the carrot plant: (૨) એનું કંદ; a carrot
**ગાજવીજ,** (સ્ત્રી.) વીજળી સાથેની મેઘગર્જના; lightning and thunders.
**ગાજવું,** (અ. ક્રિ) ગરજવું, to thunder; to roar: (૨) મોટાઈનું પ્રદર્શન કરવું; to exhibit one's greatness: (૩) નામના મેળવવી, લોકપ્રિય થવું, to have fame, to be popular.

**ગાઠવું**, (અ. ક્રિ.) છેતરાવું, ઠગાવું; to be cheated, to be swindled

**ગાડર**, (ન.) ઘેટું, મેંઢું; a sheep: **ગાડરિયું**, (વિ.) મેંઢાની જેમ આંધળી રીતે અનુસરતું; following blindly like a sheep.

**ગાડવું**, (સ. ક્રિ.) ખાડામાં દાટવું; to bury in a pit.

**ગાડવો**, (પું.) ઘી-તેલ ભરવાનું માટીનું પાત્ર; an earthen pot for keeping ghee-oil, etc.

**ગાડી**, (સ્ત્રી.) કોઈ પણ પ્રકારનું વાહન; a vehicle or carriage: **-વાન**, (પું.) વાહન હાંકનાર; a carriage driver, a cartman, a coachman, a cabman.

**ગાડું**, (ન.) એક પ્રકારનું વાહન; a cart.

**ગાઢ(-ઢું)**, (વિ.) ઘાટું, ઘટ્ટ; thick: (૨) ગીચ; dense: (૩) ઘણું જ, અત્યંત; very much, extreme:(૪) ઊંડું, ગહન; deep, mysterious:(૫) નક્કર; sound.

**ગાણું**, (ન.) ગાવુ તે; singing: (૨) ગીત; a song.

**ગાત્ર**, (ન.) શરીર; the body: (૨) શરીરનો અવયવ; an organ of the body.

**ગાથા**, (સ્ત્રી.) ઉપદેશકથા; a moral or religious story: (૨) કાવ્યમય વાર્તા; a story in verse: (૩) શ્લોક; a stanza or a hymn: (૪) એક પ્રાકૃત ભાષા; a Prakrit dialect.

**ગાદલું**, (ન.) સૂવા માટેની રૂ ભરેલી ગાદી, a cotton bed or mattress.

**ગાદી**, (સ્ત્રી.) બેસવા માટેનું નાનુ ગાદલું; a cushion, a small mattress for sitting: (૨) મહાન વ્યક્તિનાં આસન કે પદ, the office or throne of a great person: (૩) રાજાનું તખ્ત; a royal throne: **-તકિયો**, (પું.) ગાદી અને તકિયો; cushion and mattress: સુખ અને આરામની સ્થિતિ, state of happiness and comfort.

**ગાન**, (ન.) ગાવું તે; a singing: (૨) ગીત, ગાયન; a song: **-તાન**, (ન.) સંગીતનો જલસો; a musical concert or performance: (૨) આનંદપ્રમોદ, મનોરંજન; revelry, merry-making.

**ગાપચી (ગાબચી)**, (સ્ત્રી.) યુક્તિપૂર્વક છટકી જવું તે; a skilful escape or shirking: **ગાપચું (ગાબચું)**, (ન.) દળદાર ટુકડો, ડગળું; a heavy and bulky piece.

**ગાફેલ (ગાફલ)**, (વિ.) અસાવધ, બેદરકાર; inalert, negligent, careless. **ગાફેલિયત, ગાફેલી**, (સ્ત્રી.) અસાવધપણું; inalertness, inadvertance.

**ગાબડું**, (ન.) કાણું, બાકુ, a hole: (૨) ખાડો; a pit: (૩) ઝડપી પતન કે ઘટાડો; a rapid fall or decreasing: (૪) ઓચિંતું મોટું નુકસાન, ખોટ; sudden big loss.

**ગાભ**, (પું.) **ગાભણી**, (વિ.) (સ્ત્રી.) જુઓ ગર્ભ, ગર્ભિણી.

**ગાભરું**, (વિ.) ભયથી ગભરાયેલું; bewildered or perplexed by fright

**ગાભલું**, (વિ.) નરમ, પોચું; soft: (૨) (ન.) રૂનો પોલ; a lump of carded.

**ગાભો**, (પું.) પોલાણ પૂરવાની વસ્તુ, a thing by which a hollow is filled up: (૨) ગર, ગરભ; pulp, marrow: (૩) સોનારૂપાના ઘરેણાની અંદરનો તાંબા-પિત્તળનો સળિયો; a thin copper or brass bar within a gold or silver ornament: (૩) ચીંથરું; a rag.

**ગામ**, (ન.) માનવ વસવાટનો નાનો એકમ, a village: (૨) વતન, a native place: **-ઠી**, (વિ.) ગ્રામ્ય; rural: (૨) ગામડિયું; rough, rustic, uncivilised: **ગામડિયું**, (વિ.) ગ્રામ્ય; rustic, rural. (૨) અસભ્ય, રોચું; rough, uncivilised, unrefined, **-ડિયો**, (પું.) ગામડાનો રહેવાસી, a villager **-ડિયણ**, (સ્ત્રી.) ગામડાની સ્ત્રી; a rustic

woman: **-ડું**, (ન.) નાનુ ગામ; a small village, a hamlet: **-તરું**, (ન.) ગ્રામાંતર કરવું તે; emigration from one village to another: (૨) ગ્રામ-પ્રવાસ, a rural travel or journey.
**ગામી**, (પું.) ગામનો માલિક કે મુખી; an owner or a chief of a village.
**ગામી**, (પું.) માળી, a gardener.
**ગામેતી**, (પું.) ગામનો મુખી, the chief or headman of a village: (૨) ગામનો ચોકીદાર, a village watchman
**ગામેરું**, (ન.) આખા ગામને જમાડવું તે; a dinner-party for an entire village: (૨) ગામ, ગામડું; a village, a hamlet.
**ગામોટ**, (વિ.) ગામડાનું, rural: (૨) ગામડિયું, rough, rustic, uncivilised: (૩) (પું.) ગામનો પુરોહિત, a village priest: **ગામોટી**, (પું.) ગામનો પુરોહિત; a village priest: **ગામોટું**, (ન.) ગામનું પુરોહિતપદ; a village priesthood.
**ગાય**, (સ્ત્રી.) એક દુધાળું ચોપગું પશુ, a cow.
**ગાયક**, (પું.) ગવૈયો, a vocal musician, a songster.
**ગાયત્રી**, (સ્ત્રી.) એક વૈદિક છંદ અથવા મંત્ર, a vedic metre or hymn.
**ગાયન**, (ન.) ગાવું તે; a singing: (૨) ગીત, a song: **-વાદન**, (ન.) સંગીત-સમારંભ, a musical performance.
**ગાયબ**, (વિ.) અલોપ, ગેબ; disappeared, vanished, mysteriously lost.
**ગાયિકા**, (સ્ત્રી.) ગાનારી સ્ત્રી; a female artist of vocal music, a songstress.
**ગાર**, (સ્ત્રી.) છાણમાટીનું મિશ્રણ; a mixture of dung, earth, etc.: (૨) એનું લીંપણ; covering floor with it.
**ગાર**, (વિ.) (ઠંડુંગાર), ઘણું ઠંડું, very cold, frozen.
**ગારત(-દ)**, (વિ.) પરાજિત, વશ, જેર; vanquished, subdued, defeated: (૨) મૃતપ્રાય, almost dead.
**ગારુડી**, (પું.) મદારી, જાદુગર; a juggler, a magician: (૨) સાપને મંત્રથી વશ કરનાર; a snake-charmer
**ગારો**, (પું.) કાદવ, mud: (૨) ચણતરકામ માટેનું માટી, વ. નું મિશ્રણ; mixture of earth, etc. for building work.
**ગાલ**,(પું.) માનવચહેરાની એક બાજુનો ભાગ; one of the cheeks: **-પચોરિ(-ળિ)યાં**, (ન. બ. વ.) ગળાનો સોજો; inflammation of the throat: **-મશૂ(-સૂ)રિયું**, (ન.) ગાલ નીચે રાખવાનું નાનું ગોળ ઓશીકું; a small round pillow to be kept under a cheek.
**ગાલીચો**, (પું.) ઊનની જાજમ, a woollen carpet or mattress.
**ગાલ્લી**, (સ્ત્રી.) નાનું (ભારવાહક) વાહન કે ગાડું, a small (transport) vehicle or carriage: (૨) ત્રીસ મણનું માપ, a measure of thirty maunds: **ગાલ્લું**, (ન.) મોટી ગાલ્લી, ગાડું; a cart.
**ગાવડી**, (સ્ત્રી.) ગાય, a cow.
**ગાવું**, (સ. ક્રિ.) સુરીલા અવાજે બોલવું કે વ્યક્ત કરવું; to sing: (૨) પ્રશંસા કરવી; to praise: (૩) એક જ વાત વારંવાર કહેવી; to say a thing repeatedly.
**ગાળ**, (સ્ત્રી.) અપશબ્દ; abusive language: **-દેવી, -ભાંડવી**, (સ. ક્રિ.) to revile.
**ગાળવું**, (સ. ક્રિ) કચરો કાઢી શુદ્ધ કરવું; to clean by removing dirt: (૨) પ્રવાહી, વ. નો કચરો દૂર કરવો, to filter: (૩) ઓગાળવું, to melt: (૪) પસાર કરવું, વિતાવવું; to pass (time)
**ગાળિયું**, (ન.) ઢોરને બાંધવાનું ગાળાવાળું દોરડું; a noosed rope for binding cattle: (૨) ગળણી, a funnel: (૩) પ્રવાહીને ગાળતાં વધેલો કચરો; residual dirt of filtered liquids.
**ગાળી**, (સ્ત્રી.) સાંકડો પહાડી માર્ગ, narrow mountain pass: (૨) ખીણ, a valley.
**ગાળો**, (પું.) સરકતી ગાંઠવાળાં દોરી કે દોરડું, ફાંસો, a noose, a lasso: (૨) વચગાળાનો

સમય; an interval of time: (૩) મોસમ; season for crops events, etc.: (૪) ઘરનો વિભાગ; a division of a house: (૫) અંતર, distance: (૬) પ્રદેશ; a region, territory: (૭) દળવાની ઘંટીનું મોં; the mouth of a pair of grinding stones: (૮) વર્તુલાકાર વસ્તુનો વ્યાસ; a diameter: (૯) શરીરનો બાંધો; physical frame: (૧૦) વટાવ, discount: (૧૧) ભાવફેર; premium or discount:(૧૨)પનો, પહોળાઈ; breadth (of a piece of cloth, etc.): (૧૩) કાદવ, પેટમાં જામેલો મળ, mud, extreta collected in the stomach: (૧૪) એક પ્રકારનું સ્ત્રીઓનું વસ્ત્ર; a kind of garment for women.

**ગાંગડો**, (પું.) બાઝી ગયેલો નક્કર ટુકડો; a solid lump of thing or things: (૨) કપાસનું અફાટ જીંડવું, an unopened cotton pod: **ગાંગડી**, (સ્ત્રી.) નાનો ગાંગડો; a small such lump.

**ગાંગરવું**, (સ. ક્રિ.) ભાંભરવું; to bellow.

**ગાંગલું (ગાંગું)**, (વિ.) નકામું; useless, good for-nothing: (૨) (ન.) કચવાટ; a grumbling:(૩) ગણગણાટ, a humming sound: (૪) આનાકાની; hesitation because of disinclination.

**ગાંજવું**, (સ. ક્રિ.) હરાવવું; to defeat:(૨) ફોસલાવવું, છેતરવું; to trick, to cheat.

**ગાંજો**, (પું.) એક પ્રકારનો છોડ જેનાં ફૂલ માદક અસર કરે છે; a kind of plant, hemp: (૨)એનાં ફૂલ; hemp flowers.

**ગાંજો**, (પું.) બાંધો, કદ; physical frame or size.

**ગાંઠ**, (સ્ત્રી.) ગ્રંથિ, દોરી, વ. નો બંધ; a knot of a string or a rope: (૨) ઝાડનો ડાળી ફૂટે એ ભાગ; the knotty part of a tree: (૩) ગાંઠ કે ગઠ્ઠા જેવો કોઈ પણ ભાગ; a tuber, a bulb: (૪) શરીરની અંદર રોગથી થતો ગઠ્ઠા જેવો ભાગ; a tumour caused by a disease: (૫) વૈમનસ્ય, કીનો; enmity, revenge, grudge: (૬) સંપ; accord, unity: **–ડી**, (સ્ત્રી.) ગાંસડી; a bundle, a small bale: (૨) સંપત્તિ, દોલત, wealth, property: **–ણ**, (ન.) સાંધો; a joint: (૨) સાંધો કરવાની વસ્તુ; a joining thing: (૩) સીવવાના દોરા; stiching threads: **–નું**, (વિ.) પોતાનું; one's own: **ગાંઠો**, (પું.) મોટી ગાંઠડી; a large bundle, a bale.

**ગાંઠવું**, (સ. ક્રિ.) પરોવીને ગૂંથવું; to knit by placing through or binding by a thread or string: (૨) દોરી, વ. બાંધવાં; to bind together strings, etc.:(૩) મેળવવું, પોતાની માલિકીનું કરવું; to gain, to make one's own: (૪) આજ્ઞાંકિત થવું; to obey.

**ગાંઠાળું, ગાંઠિયું**, (વિ.)ગાંઠવાળું; knotty.

**ગાંઠિયો**, (પું.) સૂકી હળદરનો ટુકડો; a piece of dry turmeric: (૨) એક વાની; an article of food: (૩) કોઈ પણ ગઠ્ઠાવાળો પદાર્થ; any knotty substance: (૪) (વિ.) ગાંઠ સાથે સંબંધિત (રોગ); bubonic (disease).

**ગાંઠે**, (અ.) કબજામાં, હાથવગું; in possession, at hand.

**ગાંઠો**, (પું.) મોટી ગાંઠ, a big knot: (૨) ગાંઠ કે ગઠ્ઠાવાળો ભાગ, a knotty part.

**ગાંડ**, (સ્ત્રી.) ગુદા, the anus: (૨) બેસણી, તળિયાનો ભાગ, the seat or bottom part of anything.

**ગાંડછા**, (સ્ત્રી.) **ગાંડપણ**, (ન.) **ગાંડાઈ**, (સ્ત્રી.) દીવાનાપણું; madness, lunacy.

**ગાંડિયું**, (વિ.) દીવાનું, ગાંડું; lunatic, mad:(૨)અક્કલહીન; stupid, senseless.

**ગાંડું**, (વિ.) દીવાનું; mad, lunatic: (૨) અક્કલહીન, મૂર્ખ; stupid, foolish: (૩) (ન.) ગાંડું કે અક્કલહીન કામ; a mad, rash or foolish act: **–તૂર**, (વિ.) સંપૂર્ણ રીતે ગાંડું કે મૂર્ખ; completely mad, lunatic or foolish.

ગુચ્છ, (પું.) ગોટો; a bunch, a bouquet: ગુચ્છો, (પું.) વાળની લટ; a curl of hair.

ગુજરવું, (અ. ક્રિ.) જવું, પસાર થવું, વહી જવું: to go, to pass by: (૨) માથે આવી પડવું; to befall: (૩) વીતવું; to come, to pass: (૪) મૃત્યુ પામવું, to die: (૫) (સ ક્રિ.) જતું કે દરગુજર કરવું; to let go, to tolerate, to pardon.

ગુજરાત(ગૂજરાત), (પું.) (સ્ત્રી.) (ન.) એ નામનો ભારતનો પ્રાંત; a province of India so named: ગુજરાતી, (વિ.) ગુજરાતને લગતું; pertaining to that province: (૨) (સ્ત્રી.) ગુજરાતી ભાષા; the Gujarati language: (૩) (પું.) ગુજરાતનો રહેવાસી; an inhabitant of that province

ગુજરાન, (ન.) નિર્વાહ: livelihood, maintenance.

ગુજરી, (સ્ત્રી.) શહેરના ચોક્કસ લત્તામાં ભરાતાં બજાર કે મેળો. a market or fair held in a certain locality of a town: (૨) એક પ્રકારનું હાથનું ઘરેણું, an armlet.

ગુજારવું, (સ. ક્રિ.) સમય ગાળવો, નિર્ગમન કરવું; to pass time (૨) દાદ માગવા રજૂ કરવું; to present or produce for demanding justice: (૩) માથે નાખવું, સહન કરાવવું; to cause to befall, to cause to suffer.

ગુજારો, (પું.) નિર્વાહ; maintenance.

ગુટકો, (પું.) ઘણા નાના કદની જાડી ચોપડી, a very small thick booklet.

ગુટિકા, ગુટી, (સ્ત્રી.) ઔષધની ગોળી, a pill or tablet of medicine.

ગુડ, (પું.) ગોળ; jaggery.

ગુણ, (પું.) ધર્મ, જાતિસ્વભાવ, property, quality:(૨)મૂળ કે વિશિષ્ટ લક્ષણ,original characteristic or quality:(૩)સદ્ગુણ; a virtue, a merit: (૪) ફાયદો, લાભ; advantage, benefit: (૫) અસર; effect: (૬) ઉપકાર; an obligation: (૭) પ્રકૃતિના ત્રણ ધર્મો, સત્વ, રજ અને તમમાંનો કોઈ ધર્મ; one of the three natural qualities: (૮) પણછ; a bow-string: (૯) દોરી, દોરડું; a string, a rope: (૧૦) કલા કે સાહિત્ય કૃતિનું લક્ષણ, quality of a work of art or literature: (૧૧) કસોટી, વ. માં અપાતો દોકડો; a mark: -ક, (પું.) ગુણનાર સંખ્યા; a multiplier: -કારક, -કારી, (વિ.) ફાયદાકારક, advantageous, beneficial.

ગુણકા,(સ્ત્રી.) ગણિકા, વેશ્યા; a prostitute.

ગુણગાન, (ન.) વખાણ કરવાં તે, the act of praising: (૨) સ્તુતિ, an eulogy.

ગુણજ્ઞ, (વિ.) કદરદાન; appreciative.

ગુણદોષ, (પું.) સારાસાર, ગુણ અને દોષ; merits and demerits, good and bad qualities.

ગુણધર્મ, (પું.) સ્વાભાવિક કે મૂળ લક્ષણ; original property or quality.

ગુણવાચક, (વિ.) ગુણસૂચક (વિશેષણ); qualitative (adjective)

ગુણવું, (સ. ક્રિ.) બે કે વધારે સંખ્યાનો ગુણાકાર કરવો to multiply.

ગુણાકાર, (પું.) ગુણવું તે; multiplication: (૨) ગુણવાથી સંપન્ન થતી રકમ; the product, the result of multiplication.

ગુણાંક, (પું.) ગુણાકાર કરવાથી સંપન્ન થતી રકમ; the product of multiplication.

ગુણિયલ, (વિ.) સદ્ગુણી; virtuous.

ગુણી,(વિ.) સદ્ગુણી; virtuous, meritorious: (૨) સારા લક્ષણવાળું; having good qualities:(૩) (પું.) ગુણવાન પુરુષ; a virtuous man: -જન, (પું.) (ન.) ચતુર, કદરદાન માણસ, a clever and appreciative person: (૨) સજ્જન; a gentle, noble or virtuous man.

ગુણોત્તર, (પું.) (ન.) બે સંખ્યા વચ્ચેનું પ્રમાણ; a ratio.

ગુદા, (સ્ત્રી.) શરીરનું મળદ્વાર; the anus.

ગુનેગાર, (વિ.) અપરાધી, ગુનો કરનારું; apt to offend, criminal: ગુનેગારી, (સ્ત્રી.) ગુનેગારપણું, દોષ, ગુનો; guilt, guiltiness, a crime, criminality.

ગુનો, (પું.) અપરાધ; a crime, an offence, guilt: (૨) વાંક, દોષ; a fault.

ગુપચુપ, (અ.) ચુપચાપ, secretly and quietly, stealthily.

ગુપ્ત, (વિ.) સંતાડેલું, છુપાવેલું; concealed, hidden: (૨) છૂપું; secret: —ચર, (પું.) જાસૂસ; a spy.

ગુપ્તી, (સ્ત્રી.) એક પ્રકારનું લાકડીમાં છૂપું રખાતું અણીદાર હથિયાર, a pointed weapon concealed in a stick.

ગુફા, (સ્ત્રી.) પહાડની બખોલ, ઊંડું કોતર; a cave, a cavern, a den.

ગુફતગો, ગુફતેગો, (સ્ત્રી.) વાતચીત, conversation: (૨) વાટાઘાટ, મસલત; discussion, negotiations

ગુમ, (વિ.) ખોવાયેલું કે અદૃશ્ય થયેલું; lost or disappeared

ગુમાન, (ન.) મિથ્યાભિમાન; vanity

ગુમાની, (વિ.) મિથ્યાભિમાની; vain

ગુમાવવું, (સ. ક્રિ.) ખોવું; to lose: (૨) ઉડાઉપણે વ્યય કરવો; to waste extravagantly, to squander.

ગુમાસ્તો, (પું.) કારકુન; a clerk: ગુમાસ્તી, ગુમાસ્તાગીરી, (સ્ત્રી.) કારકુની; clerkship.

ગુરખો, (પું.) નેપાળનો વતની; an inhabitant of Nepal

ગુરદો, (પું.) મૂત્રપિંડ; one of the kidneys.

ગુરુ, (વિ.) મોટું; big, large: (૨) ભારે; heavy: (૩) વિસ્તૃત, દીર્ઘ (સ્વર વ.); extensive, long (vowel, etc.): (૪) શિક્ષક; a teacher, a preceptor: (૫) પુરોહિત; a priest: (૬) એ નામનો ગ્રહ; the planet Jupiter: (૭) ગુરુવાર; Thursday —કુલ(ળ), (ન.) ગુરુનો આશ્રમ જ્યાં શિક્ષણ અપાય છે; a preceptor's residence where students stay and learn: (૨) એવી પદ્ધતિની નિશાળ કે કૉલેજ; a residential school or college: —કોણ, (પું.) કાટખૂણાથી મોટો ખૂણો (ભૂમિતિ); an obtuse angle (geometry): —ત્વાકર્ષણ, (ન.) દરેક વસ્તુનું પૃથ્વીના કેન્દ્ર તરફ ખેંચાવું તે; gravitation.

ગુર્જર, (વિ.) ગુજરાતને લગતું; pertaining to Gujarat: (૨) (પું.) એ નામની જાતિ; a caste so named: (૩) ગુજરાત; Gujarat, a province of India: (૪) ગુજરાતનો વતની: an inhabitant of Gujarat: ગુર્જરી, (સ્ત્રી.) ગુજરાતણ; a female inhabitant of Gujarat: (૨) રબારણ, a shepherdess (૩) એક પ્રકારનો રાગ; a mode of music: (૪) એ રાગનું ગીત, a song in that mode: (૫) ગુજરાતી ભાષા; the Gujarati language: (૭) ગુજરાતરૂપી દેવી; Gujrat conceived as a goddess

ગુલ, (ન.) ફૂલ; a flower: (૨) ગુલાબનું ફૂલ; a rose flower: (૩) બત્તીનો મોગરો; hard part on the wick of a lamp: —કંદ, (પું.) ગુલાબનાં ફૂલ અને સાકરનો મુરબ્બો; jelly of rose-buds and sugar : —છડી, (સ્ત્રી.) એક ફૂલઝાડ; a kind of flower plant: (૨) એનું ફૂલ; its flower: (૩) ગુલાબનો ગોટો; a bouquet of roses: (૪) એક પ્રકારનું ઘરેણું; a kind of ornament: —ઝાર, —ઝાર, (પું.) ગુલાબની વાડી; a rose garden: (૨) ફૂલવાડી; a flower garden: (૩) (વિ.) સુંદર, આકર્ષક; beautiful, attractive.

ગુલતાન, (વિ.) મગ્ન, તલ્લીન; absorbed in, engrossed in: (૨) આનંદી; gay.

ગુલદાન, (ન.) ફૂલદાની; a flower-pot.

ગુલદાવદી(—રી), (સ્ત્રી.) એક ફૂલઝાડ; flower-plant: (૨) એનું ફૂલ; its flower.

ગુલનાર, (પું.) દાડમ; a pomegranate.

ગુલબાંગ, (ન.) ઘોંઘાટ, શોરબકોર; loud noises, rowdism, commotion (૨)

આનંદપ્રમોદ; merry-making: (૩) ઠઠ્ઠા-મશ્કરી; jesting: (૪) ગપાટો; a rumour.
**ગુલમોર,** (સ્ત્રી.) એક ફૂલઝાડ; a kind of flower tree: (૨) એનું ફૂલ; its flower.
**ગુલશન,** (ન.) ફૂલવાડી; a flower-garden: (૨) વાડી, બાગ; a garden.
**ગુલાબ,** (ન.) એક ફૂલઝાડ; the rose plant: (૨) એનું ફૂલ; a rose-flower **—જાંબુ,** (ન.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweet-meat: **ગુલાબી,** (વિ.) ગુલાબના રંગનું; rose coloured, pink: (૨) આનંદપ્રદ, મીઠું; pleasant, rosy, sweet: (૩) (સ્ત્રી.) ગુલાબી રંગ; rosy colour, pink.
**ગુલામ,** (પું.) જીવનભર વેચાયેલો નોકર; a slave: (૨) પરતંત્ર માણસ; a bondman: **—ડી,** (સ્ત્રી) એવી નોકરડી; a female slave: **ગુલામી,—ગીરી,** (સ્ત્રી )ગુલામપણું; slavery: (૨) પરાધીનતા; servility.
**ગુલાલ,**(પું.) (ન.) એક પ્રકારના લાલ સુગંધીદાર પદાર્થનો ભૂકો; powder of a kind of reddish fragrant substance
**ગુલાંટ,** (સ્ત્રી.) ગોટીમડું; a summersault: (૨) સમૂળો પક્ષ કે સિદ્ધાંતોનો પલટો; a basic change of party or principles
**ગુલિસ્તાન,** (ન.) ફૂલવાડી; a flower-garden: (૨) બાગ, વાડી; a garden.
**ગુલ્મ,** (ન.) ગાંઠ; a knot: (૨) ગાંઠનો રોગ; a disease marked with tumours: (૩) ઝાડી, ઝુંડ; a dense thicket.
**ગુવાર (ગવાર),** એક ખાદ્ય વનસ્પતિ; a kind of eatable plant: (૨) એની શીંગ અથવા એનું બીજ; its legume or bean.
**ગુપચુપ,** (સ્ત્રી.)છાની વાતચીત; whispered conversation: (૨) (અ.) ગુપચુપ; secretly, stealthily.
**ગુસ્સો,** (પું.) ક્રોધ; anger.
**ગુહા,** (સ્ત્રી.) ગુફા; a cave, a den.
**ગુહ્ય,** (વિ ) છૂપું, ખાનગી; hidden, secret: (૨) (ન.) રહસ્ય; mystery: (૩) છૂપી વાત; a secret.
**ગુંજવું** (અ. ક્રિ) ગુંજારવ કરવો; to hum, to buzz: **ગુંજ, ગુંજન,** (ન.) **ગુંજાર, ગુંજારવ,** (પુ.) ગુંજવાથી થતો અવાજ; a humming sound: (૨) આનંદપ્રદ અવાજ; a pleasant sound.
**ગુંજાશ,** (સ્ત્રી.) તાકાત, ગજું; capability, ability: (૨) સમાવવાની શક્તિ; containing power, capacity.
**ગુંઠો,** (પું.) ૧૨૧ ચોરસવારનું જમીનનું એક માપ; a measure of land, 121 sq.yds.
**ગુંડો,** (વિ.) દાદાગીરી કરનારું; bullying: (૨) (પું.) એવો માણસ; a bully: **ગુંડાગીરી,**(સ્ત્રી.)દાદાગીરી; an actof bulling.
**ગુંદર.(ગુંદ),** (પું.) અમુક ઝાડમાંથી નીકળતો ચીકણો રસ; gum: **—પાક,** (પું.) એક મીઠાઈ; a kind of sweet-meat: (૨) સખત માર, thrashing, severe beating.
**ગુંદરિયું,** (ન.) પ્રવાહી ગુંદર રાખવાનું પાત્ર; a pot for liquid gum: (૨) લફરા જેવું ચીકણું માણસ; a sticky person: (૩) (વિ ) લફરા જેવું, ચીકણું; sticky.
**ગુંફિત,** (વિ.) ગૂંથેલું; knitted.
**ગુંબજ,** (પું.) ઘૂમટ; a dome.
**ગૂ,** (ન.) મળ, વિષ્ટા; excrement: (૨) છાણ; dung.
**ગૂગળ,** (પું.) ઔષધ તથા ધૂપ તરીકે વપરાતો એક પ્રકારનો ગુંદર; a kind of gum used as a medicine and incense.
**ગૂજરાત,** જુઓ **ગુજરાત.**
**ગૂડવું,** (સ. ક્રિ) કાપવું; to cut: (૨) ખોદવું; to dig: (૩) ખૂબ મારવું; to beat severely, to thrash
**ગૂડી,** (સ્ત્રી.) ધજા, a flag: (૨) માણેકથંભ; a pillar or pole with a flag' **—પડવો,** (પુ ) શાલિવાહન શકના નવા વર્ષનો દિવસ, ચૈત્ર સુદ ૧; the new-year day of the Shalivahan era, the first day of the bright half of Chaitra.
**ગૂડો,** (પું.) પગનો નળો; the sheen-bone.
**ગૂઢ,** (વિ.) છાનું, ગુપ્ત; hidden, secret: (૨) ગહન; incomprehensible, diffi-

cult to grasp or to understand: (૩) રહસ્યમય; mysterious, secret.
ગૂણ, (સ્ત્રી.) કોથળો, થેલો; a bag, a sack: –પાટ, (ન.) શણ, વ નું કાપડ, તાપડું; gunny or sack cloth: ગૂણિયું, (ન.) ગૂણપાટનો થેલો; a gunny bag or sack.
ગૂમડું (ગૂમડ),(ન.) ચામડી પરનો ફોલ્લો; a skin-boil, an abscess.
ગૂર્જર, જુઓ ગુર્જર
ગૂંગણું, (વિ.) નાકમાંથી બોલતું; speaking with nasal sounds.
ગૂંગળાવું, (અ. ક્રિ.) શ્વાસ રૂંધાવો; to be suffocated or choked: ગૂંગળાવવું, (સ. ક્રિ.) શ્વાસ રૂંધવો, હવાના અભાવથી મૂંઝવવું; to suffocate, to choke: ગૂંગળામણ, (સ્ત્રી.) શ્વાસનો અવરોધ, હવાના અભાવથી થતી અકળામણ; suffocation, choking.
ગૂંગુ, (વિ.) ગૂંગણું; speaking with nasal sounds: (૨) મૂંગું; dumb: (૩) (ન.) નાકના લીંટનો પોપડો; a crust of nasal phlegm: ગૂંગો, (પું.) ગૂંગું, જુઓ ન. ૩, એક પ્રકારનું જીવડું; a kind of insect.
ગૂંચ, (સ્ત્રી.) દોરા, વ. નું આડુંઅવળું ગૂંચાઈ જવું તે; an entanglement or twisting of threads (૨) આંટીઘૂંટી; a maze, intricacy, a labyrinth: (૩) કપરા કામ કે પરિસ્થિતિ; difficult or intricate work or circumstances: –વણ, (સ્ત્રી.) ગૂંચ; –વણિયું, (વિ.) આંટીઘૂંટીવાળું, કપરું, મુશ્કેલ; intricate, difficult: –વવું, (સ. ક્રિ.) મુશ્કેલીમાં મૂકવું, મૂંઝવવું; to put to difficulty, to puzzle, to confound: –વાડિયું, (વિ.) ગૂંચવણિયું; –વાવું, (અ. ક્રિ.) દોરા, વ. ની આંટીઘૂંટી પડવી; to be entangled (threads, etc.) (૨) મૂંઝાવું, ગભરાવું; to be puzzled or confounded: (૩) સપડાવું; to be entrapped: –ળી (ગૂંછળી), (સ્ત્રી.) દોરા, વ. નાં આંટી કે વીંટો; a skein or coil of threads, etc.: –ળું (ગૂંછળું), (ન.) જુઓ ગૂંચળી.
ગૂંચાવું, (અ. ક્રિ.) જુઓ ગૂંચવાવું.
ગૂંથવું, (સ ક્રિ.) દોરા વડે જાળીદાર આકૃતિ કરવી; to knit: ગૂંથણ, (સ્ત્રી.) ગૂંથણી, (સ્ત્રી.) ગૂંથવાનાં કામ કે કળા; knitting work, the art of knitting.
ગૂંદવું, (સ. ક્રિ.) મસળવું; to knead: (૨) ખૂંદવું, પગથી કચરવું; to trample, to crush:(૩)મારવું; to beat,to thrash.
ગૂંદી, (સ્ત્રી.) એક પ્રકારનું ઝાડ; a kind of tree: –પાક, (પું.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweet-meat: (૨) (લા.) સખત માર; sever beating. thrashing: ગૂંદું, (ન.) ગૂંદીનું ફળ; its fruit
ગૃહ, (ન.) ઘર; a house, an abode: (૨) કુટુંબ; a family: (૩) છાત્રાલય; a students' hostel: –પતિ, (પું.) ગૃહસ્થ, a house-holder: (૨) છાત્રાલયનો વ્યવસ્થાપક અધિકારી; a superintendent of a students' hostel –સ્થ, (પું.) સંસારી જીવન જીવનો માણસ; a house-holder: (૨) કુટુંબનો વડો; the head of a family: (૩) સજ્જન; a gentle or noble man: –સ્થાશ્રમ, (પું.) ગૃહસ્થ તરીકેનું જીવન; the life as a house-holder: (૨) ગૃહસ્થની ફરજો, વ.;the duties,etc.of a house-holder: –સ્થી, (વિ.) ગૃહસ્થને લગતું ; pertaining to a house-holder: (૨) (સ્ત્રી.) સંસારી જીવન; worldly life: ગૃહિણી, (સ્ત્રી.) ગૃહસ્થની પત્ની; a housewife.(૨)ઘરધણીઆણી; the mistress of the house.
ગેડ, (સ્ત્રી.) ગડી, ગડ (કાપડ, વ.ની); a fold, a crease, (of cloth, etc.) (૨) સુમેળ, અનુકૂળતા; concord, harmony.
ગેડી, (સ્ત્રી.) 'હોકી' જેવી એક રમતમાં વપરાતી લાકડી; a stick used in a game similar to 'Hockey': –દડો, (પું.)

'હૉકી' જેવી એક રમત; a game similar to 'Hockey'.

**ગેબ,** (વિ.) અદૃશ્ય, invisible; vanished: (૨) વિચિત્ર રીતે અદૃશ્ય થયેલું; disappeared or vanished strangely: **ગેબી,** (વિ.) ગૂઢ; mysterious: (૨) અદૃશ્ય; invisible, vanished: (૩) ગુપ્ત, hidden.

**ગેય,** (વિ.) ગવાય એવું, સંગીતમય, કાવ્યમય; musical, poetic.

**ગેર,** (પું.) ખરી પડેલો ભૂકો, વ.; fallen dust or wood-powder, etc.

**ગેરઇનસાફ, ગેરઇન્સાફ,** (પું.) અન્યાય; injustice.

**ગેરકાયદે,** (વિ.) (અ.) કાયદા વિરુદ્ધ; illegal,

**ગેરકાયદેસર,** (અ.) ગેરકાયદે, illegally.

**ગેરરસ્તે,** (અ.) ખોટી રીતે; wrongly, injustly: (૨) ગેરકાયદે; illegally.

**ગેરલાભ,** (પું.) ખોટ, નુકસાન; loss, harm: (૨) ખોટો લાભ; unjust gain

**ગેરવલ્લે,** (અ.) ખોટી જગ્યાએ; at a wrong or improper place.

**ગેરવવું,** (સ. ક્રિ.) પાડવું; to fell, to cause to drop down.

**ગેરવહીવટ,** (પું.) અવ્યવસ્થા, ગોટાળો, અંધેર; mismanagement, confusion, maladministration, disorder.

**ગેરસમજ (ગેરસમજૂતી),** (સ્ત્રી.) ખોટી સમજ; misunderstanding.

**ગેરહાજર,** (વિ.) ઉપસ્થિત નહિ એવું; absent: **ગેરહાજરી,** (સ્ત્રી.) અનુપસ્થિતિ; absence.

**ગેરુ,** (પું.) (ન.) એક પ્રકારની લાલ માટી; a kind of red clay: (૨) એક પ્રકારનો ઘઉંના પાકને થતો રોગ; a disease damaging wheat crop: (૩) (પું.) લાલ માટી જેવો રંગ, such red colour.

**ગેલ,** (ન.) લાડભર્યાં રમત, ખેલ કે ચેનચાળા; a caressing, a frisking.

**ગેહ,** (ન.) ઘર; a house: **ગેહિની,** (સ્ત્રી.) ગૃહિણી; a housewife.

**ગેંડો,** (પું.) એક પ્રકારનું જંગલી જાનવર; a rhinoceros: **ગેંડી,** (સ્ત્રી.) ગેંડાની માદા, a female rhinoceros.

**ગેંદ,** (સ્ત્રી.) ફૂલ, રેશમ વ.ની દડી; a small ball of flowers, silk, etc.

**ગો,** (સ્ત્રી.) ગાય; a cow: (૨) ઇંદ્રિય; an organ of sense: (૩) વાણી; speech: (૪) પૃથ્વી; the earth: (૫) આકાશ; sky.

**ગોકળગાય,** (સ્ત્રી.) એક પ્રકારનું ચોમાસામાં થતું જીવડું; a snail.

**ગોકીરો,** (પું.) ઘોંઘાટ, શોરબકોર; an uproar, rowdism, a commotion.

**ગોકુલ,** (ન.) ગાયનું ધણ; a herd of cows: (૨) મથુરા પાસેનું નાનું ગામ જ્યાં શ્રીકૃષ્ણ જન્મ્યા હતા, a small village near Mathura where Lord Krishna was born.

**ગોખ,** (પું.) ઝરૂખો; a balcony: (૨) ગોખલો; a recess in a wall.

**ગોખણ,** (ન.) **ગોખણપટ્ટી,** (સ્ત્રી.) ગોખવું તે; cramming, memorizing.

**ગોખરુ,** (પું.) (ન.) ઔષધ તરીકે વપરાતી એક વનસ્પતિ; a herbal plant: (૨) એનું કાંટાળું બીજ; its thorny seed.

**ગોખલો,** (પું.) દીવાલની અંદરનું ચણેલું પોલાણ; a recess in a wall: **ગોખલી,** (સ્ત્રી.) such a small recess.

**ગોખવું,** (સ. ક્રિ.) વારવાર બોલીને કંઠસ્થ કરવું, સમજ્યા વિના યાદ રાખવું; to cram, to memorize

**ગોગું,** (વિ.) સત્વ કે કસ વિનાનું; stuffless: (૨) આવડત વિનાનું, unskilled, raw.

**ગોગ્રાસ,** (પું.) જમ્યા પહેલાં ગાય માટે અલગ રાખવામાં આવતો ભોજનનો ભાગ; a portion of food for cows kept aside before dinner.

**ગોચર,** (વિ.) ઇંદ્રિયગમ્ય; perceptible by senses: (૨) (ન.) ચરાણ, a pasture: **ગોચરી,** (સ્ત્રી.) ભિક્ષા દ્વારા મેળવેલું અન્ન; food got by begging.

**ગોજું**, (વિ.) ગંદું; dirty: (૨) દુષ્ટ; wicked, evil.

**ગોઝારું**, (વિ.) પાપી; sinful: (૨) ખૂન કે આકસ્મિક મૃત્યુ થવાથી કુખ્યાત (સ્થળ); ill-famed (place) because of murders, assassination or accidental deaths: (૩) ભયંકર; horrible, terrible: **ગોઝારો**, (પું.) ગોહત્યા કરનાર; a cow-killer: (૨) હત્યારો; a killer.

**ગોટ**, (પું.) ઘૂંટડો; a gulp or draught: (૨) ધુમાડાનો ગોટો, a cloud or ring of smoke: (૩) કપડાને મૂકેલી એટિલી કિનાર; a knitted lace of garment: (૪) એક પ્રકારનું હાથનું ઘરેણું; an armlet.

**ગોટલો**, (પું.) ફળની અંદરનું પથ્થર જેવું બીજ; a fruit-stone: (૨) કઠણ સ્નાયુ; a hard muscle: **ગોટલી**, (સ્ત્રી.) નાનો ગોટલો; a small fruit-stone: (૨) કામચોરી; evasion of work, shirking.

**ગોટાળો**, (પું.) અવ્યવસ્થા, disorder: (૨) છબરડો; a fiasco (૩) ઘાલમેલ, તફડંચી; misappropriation, embazzlement.

**ગોટી**, (સ્ત્રી) ગોળી, ગુટિકા; a round piece, a pill: (૨) નાની ગોળ ગાંઠ; a small round knot or tuber.

**ગોટીમડું, ગોટીલું**, (ન.) ગુલાંટ; a summersault.

**ગોટીલો (-ડો)**, (પુ.) ૩ પીંજવાનો ધોકો; a club-like tool for carding cotton. (૨) નક્કર ગોળો; a solid ball: (૩) સાળ પરનું વણેલું કાપડ; piece of woven cloth on a loom.

**ગોટો**, (પું) પિંડો, ગોળો, a solid round lump or ball: (૨) કલગી, તોરો; a bouquet: (૩) ધુમાડા, વ. નો ગોળો; a cloud of smoke, etc.: (૪) અમુક ફળની અંદરનો કાચલી જેવો ગોળ ભાગ; round kernal of certain fruits: (૫) ગોટાળો; disorder: (૬) છબરડો, મોટી ભૂલ; a fiasco, a blunder.

**ગોઠ**, (સ્ત્રી.) છાની, હાર્દિક વાતચીત, secret, hearty conversation: (૨) ઉજાણી, ભોજનસમારંભ; a feast, a dinner-party: (૩) ઠઠ્ઠામશ્કરી; a jesting or joking: (૪) મૈત્રી, સોબત; friendship, company, (૫) હોળીના તહેવારોમાં બાળકોને અપાતી ભેટ; a gift given to children during the Holi festival. **-ણ**, (સ્ત્રી.) સ્ત્રીમિત્ર, a female friend.

**ગોઠણ**, (પું.) ઢીંચણ, ઘૂંટણ; one of the knees.

**ગોઠવણ (-ણી)**, (સ્ત્રી.) વ્યવસ્થિત રચના કે વ્યવસ્થા; an orderly arrangement: (૨) બંદોબસ્ત, સગવડ; management: **ગોઠવવું**, (સ. ક્રિ.) વ્યવસ્થિત રીતે રાખવું, મૂકવું, વ.; to keep or arrange properly (૨) નિમણૂક કરવી કે કરાવવી; to appoint or get appointed.

**ગોઠવું**, (અ. ક્રિ.) ગમવું, અનુકૂળ આવવું; to like, to suit.

**ગોઠિયણ**, (સ્ત્રી.) સ્ત્રીમિત્ર, સખી; a female friend.

**ગોડવું**, (સ. ક્રિ.) ખોદવું; to dig.

**ગોત**, (સ્ત્રી) ખોળ, શોધ, તપાસ; a search.

**ગોતવું**, (સ.ક્રિ.) ખોળવું, શોધવું; to search

**ગોતું**, (ન.) ઢોરનું બાફેલું ખાણ; boiled cattle-feed: (૨) ટાઢું, બેસ્વાદ અન્નનું મિશ્રણ; a mixture of cold tasteless food.

**ગોત્ર (ગોતર)**, (ન.) વંશ, કુલ; a family line, a tribe: **-જ**, (વિ.) એક જ વંશનું; of the same family or tribe: (૨) (પું.) (સ્ત્રી.) કુળદેવતા; a tribal or family diety: **ગોત્રીય**, (વિ.) એક જ; ગોત્રનું; of the same family or tribe.

**ગોથ**, (સ્ત્રી.) પતંગની ગુલાંટ; a topsy-turvy motion of a paper-kite: (૨) ભૂલથાપ; a blunder, an error.

**ગોથું**, (ન.) ગુલાંટ; a summersault: (૨) શરીરની શીર્ષાસન જેવી સ્થિતિ; the head-down position of the body: (૩)

(ન. બ. વ.) (ગોથાં) નકામાં ફાંફાં; vain efforts: (૪) ભૂલચાપ; a blunder, an error.

**ગોદ**, (સ્ત્રી.) ખોળો; the lap: (૨) હૃદયની બાજુ; the side of the heart, the bosom.

**ગોદડિયું**, (વિ.) ગોદડા જેવું જાડું કે ખરબચડું; thick and rough like a quilt or a mattress: (૨) માત્ર ફાટેલી ગોદડી રાખતુ (સાધુ, વ.); possessing only a torn quilt (monk, etc): (૩) (ન.) એક પ્રકારનો શીતળાનો રોગ; a kind of small-pox.

**ગોદડી**, (સ્ત્રી.) નાનુ ગોદડું; a small quilt or mattress: **ગોદડું**, (ન.) રૂ, વ. ભરેલું ઓઢણુ કે પાથરણું; a quilt or mattress stuffed with cotton, etc.

**ગોદવું**, (સ. ક્રિ.) ખોદવું; to dig: (૨) પજવવું; to tease, to annoy: (૩) દખલ કરવી; to interfere: **ગોદવણી**, (સ્ત્રી.) પજવણી; a teasing, annoyance: (૨) દખલ; an interference.

**ગોદામ**, (સ્ત્રી.) (ન.) વખાર, ભંડાર; a godown, a ware-house.

**ગોદાવવું**, (સ.ક્રિ.) ગોદો મારવો, to thrust or pierce: (૨) ગોદો મારીને સતેજ કરવું; to spur to action or to encourage.

**ગોદી**, (સ્ત્રી.) બંદરનો ડક્કો; a dock-yard: (૨) વખાર; a godown, a ware-house.

**ગોદો**, (પુ.) આર ઘોચવી તે; an urging by a pointed thrust: (૨) ધક્કો; a push or thrust: (૩) (લૌ.) નુકસાન, ખોટ; loss, harm: (૪) ઘોબો; a hollow or pit on a surface.

**ગોધણ**, (ન.) ગાયોનું ટોળું; a herd of cows.

**ગોધન**, (ન.) ગાયરૂપી ધન; cows as wealth: (૨) ગોધણ, a herd of cows.

**ગોધલિયું (ગોધું)**, (ન.) ગાયનો વાછરડો; a male calf of a cow, a young bull.

**ગોધમ (ગોધૂમ)**, (પું. બ, વ.) ઘઉં; wheat.

**ગોધૂલિક, (ગોધૂળિક)**, (વિ.) ગોરજ, સંધ્યાકાળનુ (લગ્ન); done at sun set or dusk (marriage): **-લગ્ન**, (ન.) જુઓ **ગોરજ લગ્ન.**

**ગોધો**, (પું.) ખસી નહિ કરેલો બળદ, આખલો, an uncastrated bull

**ગોપ**, (પું.) ગોવાળિયો, a cowherd.

**ગોપન**, (ન.) **ગોપના**, (સ્ત્રી.) સંરક્ષણ; defence, protection: (૨) ગુપ્ત રાખવું તે; concealment, secrecy.

**ગોપવું (ગોપવવું)**, (સ. ક્રિ.) ગુપ્ત રાખવું, સંતાડવું; to conceal, to hide.

**ગોપાલ (ગોપાલક)**, (પું.) ગોવાળિયો; a cow-herd: (૨) ભગવાન કૃષ્ણ; Lord Krishna: (૩) રાજા; a king: **ગોપાલિકા, ગોપાલી**, (સ્ત્રી.) જુઓ **ગોપી.**

**ગોપી (ગોપિકા)**, (સ્ત્રી.) ગોકુળની કૃષ્ણ-ભક્ત ગોવાળણ; a fimale cow herd of Gokul, devoted to Lord Krishna.

**ગોપીચંદન**, (ન.) તિલક કરવા માટેની એક પ્રકારની પીળી માટી; a kind of yellow clay used for making auspicious marks on the forehead: ગાઠનુ ગોપીચંદન કરવું, (લૌ.) ખોટ જવી; to incur loss.

**ગોફણ**, (સ્ત્રી.) એક પ્રકારની ગલોલ; a sling: **ગોફણિયો**, (પું.) ગોફણથી ફેંકાતો પથ્થર, ગોળો, વ.; a stone or a ball thrown with a sling.

**ગોબર**, (ન.) ગાયનું છાણ; cow dung: (૨) ગંદવાડ; dirt, filth.

**ગોબરું**, (વિ.) ગંદું; dirty, filthy: (૨) (ન.) જુઓ **ગોબર.**

**ગોબો**, (પું.) ધાતુની વસ્તુની સપાટી પરનો ખાડો; a depression or hollow

on a metallic surface: (૨) અડચણ, હરકત; obstacle, hindrance.

**ગોમય**, (ન.) ગાયનું છાણ; cow-dung.

**ગોમાંસ**, (ન.) ગાયનું માંસ; beef.

**ગોમુખ**, (ન.) ગાયના મુખ જેવી આકૃતિ; a design of a cow's mouth: (૨) એક પ્રકારનું નગારું; a kind of drum: **ગોમુખી**, (સ્ત્રી.) જપ કરતાં માળા રાખવાની થેલી; a cloth bag for keeping a rosary in while saying beads.

**ગોયણી**, (સ્ત્રી.) જુઓ **ગોરાણી**, અને **ગોરણી**.

**ગોર**, (પું.) પુરોહિત; a priest.

**ગોરખ**, (વિ.) સંયમી; self-controlled: (૨) એક પ્રકારના સાધુઓનો પંથ; a sect of certain monks.

**ગોરજ**, (સ્ત્રી.) સંધ્યાકાળે ચરીને પાછી ફરતી ગાયોના પગથી ઊડતી ધૂળ કે રજ; dust rising from the feet of cows returning after grazing at sunset: (૨) સંધ્યાકાળ; dusk: **–લગ્ન**, (ન.) એ સમયે કરેલું લગ્ન; a marriage ceremony done at dusk.

**ગોરજી**, (પું.) જૈન સાધુ; a jain monk.

**ગોરણી (ગોયણી)**, (સ્ત્રી) સૌભાગ્યવતી સ્ત્રી, a house-wife, a woman whose husband is alive: (૨) વ્રતના પ્રસંગે ભોજન માટે આમંત્રેલી એવી સ્ત્રી a house-wife invited to dinner on celebration of a religious event.

**ગોરપદું**, (ન.) પુરોહિતનાં વ્યવસાય, પદ, ફરજો, વ; the profession, position, duties, etc. of a priest.

**ગોરમટી**, (સ્ત્રી) રંગીન માટી; coloured clay.

**ગોરસ**, (ન) ગાયનાં દૂધ, દહીં, માખણ, વ.; cow's milk, curds, butter, etc. **ગોરસ, ગોરસું**, (ન.) દૂધ, દહીં રાખવાનું માટીનું પાત્ર, an earthen pot for keeping milk, curds, etc.

**ગોરાટ (ગોરાડ)**, (વિ.) રેતાળ, પોચી અને રંગીન (માટી કે જમીન); sandy, soft coloured (clay or soil).

**ગોરાણી**, (સ્ત્રી.) પુરોહિતની પત્ની; a priest's wife: (૨) સ્ત્રીગુરુ; a female priest.

**ગોરી**, (સ્ત્રી.) ઊજળા વાનની સુંદર સ્ત્રી; a beautiful white-skinned woman.

**ગોરીલો**, (પું.) એક પ્રકારનો મોટા કદનો વાંદરો; a kind of large ape, a gorilla.

**ગોરું**, (વિ.) ઊજળા વાનનું; white-skinned: **ગોરો**, (પું.) ગોરા વાનવાળો માણસ; a white-skinned man.

**ગોરોચન**, (ન.) **ગોરોચના**, (સ્ત્રી.) **ગોરુચંદન**, (ન.) ગાયના માથામાંથી મળતી કે તેના મૂત્ર યા પિત્તમાંથી બનાવાતી ઔષધિ; a drug got from a cow's head or prepared from its urine or bile.

**ગોલ**, (વિ.) દડા અથવા વર્તુલના આકારનું; spherical, circular, rotund: (૨) (પું.) એવો આકાર; a global or spherical shape or rotund.

**ગોલક**, (પું.) ગોળો; a globe or ball: (૨) પૈસા રાખવાની પેટી, ગલ્લો; a money-box, a cash-box.

**ગોલમાલ**, (સ્ત્રી.) ગોટાળો, અવ્યવસ્થા; disorder, mismanagement: (૨) તફડંચી; misappropriation, swindling, embazzlement.

**ગોલંદાજ**, (પું.) તોપચી; a gunner: (૨) ક્રિકેટની રમતમાં દડો ફેંકનાર, a bowler in the game of cricket

**ગોલાર્ધ**, (પું.) અર્ધગોળ; half of a globe or sphere: (૨) પૃથ્વીના ગોળાનો અર્ધ ભાગ; a hemisphere of the earth.

**ગોલાં**, (ન. બ. વ.) જનાનખાનાનાં દાસદાસી; male and female servants of a harem; **ગોલી**, (સ્ત્રી.) એવી દાસી; a

maid-servant of a harem: **ગોલો,** (પુ.) એવો દાસ કે નોકર; a male servant of a harem.

**ગોલો,** (પું.) એ નામની જ્ઞાતિનો માણસ, a person of the so-named caste: (૨) (પું.) જુઓ **ગોલાં, નં. ૩ :** (૩) (પું.) જુઓ **ગોલ્લો,** ન. ૩ (૪) હલકટ માણસ; a mean person.

**ગોલોક,** (પું.) ભગવાન વિષ્ણુ અથવા કૃષ્ણનું સ્વર્ગીય નિવાસસ્થાન; the heavenly-abode of Lord Vishnu or Krishna.

**ગોલ્લો,** (પું.) ગાયનો વાછરડો; a male calf of a cow: (૨) દેવીનો ચુસ્ત ભક્ત; a staunch devotee of a goddess: (૩) ગંજીફાનો ગોલ્લો; the jack or knave in a pack of playing cards.

**ગોવાળ (ગોવાળિયો) (ગોવાળો),** (પું.) રબારી, ઢોર રાખનાર કે ચરાવનાર, a cow-herd: **-ણ, -ણી,** (સ્ત્રી.) રબારીની પત્ની, wife of a cow-herd: (૨) સ્ત્રી ગોવાળ; a female cow-herd.

**ગોવિંદ,** (પું.) શ્રીકૃષ્ણ; Lord Krishna.

**ગોશ્ત (ગોસ),** (ન.) ખોરાક માટેનું માંસ; flesh as food, mutton, meat.

**ગોષ્ઠ (ગોષ્ઠિ) (ગોષ્ઠી),** (સ્ત્રી.) હાર્દિક ખાનગી વાતચીત, hearty secret conversation.

**ગોસ,** (ન.) જુઓ **ગોશ્ત**

**ગોસાંઈ,** (પું.) એક પ્રકારનો સાધુ; a kind of mendicant or monk: (૨) એ નામની જ્ઞાતિ; a caste so-named: **-જી,** જુઓ **ગોસ્વામી,** ન. ૧.

**ગોસ્વામી,** (પુ.) વૈષ્ણવોના આચાર્ય; the religious head of the vaishnava cult: (૨) એ નામની અટક; a family name or surname so-named.

**ગોહ (ગોહર),** (સ્ત્રી.) ગુફા; a cave, a den.

**ગોળ,** (પું.) જુઓ **ગોલ:** (૨) લગ્ન માટેનું જ્ઞાતિનું પેટાજૂથ; a sub-group of a caste for matrimonial purpose.

**ગોળ,** (પું.) શેરડીમાંથી બનતો મીઠો પદાર્થ; jaggery.

**ગોળગોળ,** (વિ.) ઉડાઉ, અસ્પષ્ટ, બેજવાબદાર (જવાબ); evasive, ambiguous, irresponsible (reply).

**ગોળપાપડી,** (સ્ત્રી.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweet-meat.

**ગોળમટોળ,** (વિ.) સંપૂર્ણ રીતે ગોળ; perfectly round: (૨) હૃષ્ટપુષ્ટ; pulpy, round and fleshy.

**ગોળવા,** (પું. બ. વ.) હાથનાં કાં કે બંગડીઓ, armlets or bangles. (૨) લાકડાના ગોળ ટુકડા; round or cylindrical pieces of wood.

**ગોળાઈ,** (સ્ત્રી.) ગોળપણું; roundness, rotundity: **ગોળાકાર,** (વિ.) (પું.) ગોળ, ગોળ આકાર; round, rotund: **ગોળાકૃતિ,** (સ્ત્રી.) **ગોળાકાર,** જુઓ નં. ૨.

**ગોળાર્ધ,** (પું.) જુઓ **ગોલાર્ધ.**

**ગોળી,** (સ્ત્રી.) નાની ગોળ વસ્તુ; a small round thing, a globule: (૨) દવા કે બંદૂકની ગોળી; a pill, a bullet, a slug: (૩) પાણી, વ. ભરવાનું ગોળ પાત્ર; a round water pot: (૪) અંડકોષ; one of the testicles: **-બાર,** (પું.) બંદૂક, વ.માંથી ગોળી છોડવી તે; a firing of bullets.

**ગોળો,** (પું.) કોઈ પણ ગોળ વસ્તુ, દડો, પિંડો; વ. any round or spherical thing, a ball, a globe, a round lump, etc: (૨) પાણી, વ ભરવાનું ગોળ પાત્ર, a round water-pot: (૩) તોપગોળો; a cannon ball: (૪) એક પ્રકારનો જઠરનો વ્યાધિ, a kind of stomach disease: (૫) વીજળી બત્તીનો ગોળો, an electric lamp-bulb

**ગોંદરું (ગાંદરું), (ન.) ગોંદરો (ગાંદરો),** (પું.) ગામની ભાગોળ, પાદર; an outskirt of a village: (૨) ભાગોળ પાસેનું ચરાણ; a pasture near an outskirt of a village.
**ગોંધવું,** (સ. ક્રિ.) બંધ જગામાં પૂરવું; to confine: (૨) કેદ કરવું, to imprison.
**ગોંધળ,** (પું.) ખીચડો; a medley: (૨) ભેળસેળ; spurious mixture, adulteration.
**ગૌ,** (સ્ત્રી.) ગાય; a cow.
**ગૌણ,** (વિ.) મુખ્ય નહિ એવું, secondary, sub-ordinatse, ubsidiary:(૨) ઊતરતી કક્ષાનું; inferior.
**ગૌર,** (વિ.) ઊજળા વાનનું; white-skinned.
**ગૌરવ,** (ન.) ભાર, વજન, weight: (૨) ગાંભીર્ય, gravity: (૩) મહત્તા; importance: (૪) આદર, respect, reverence: (૫) સાચું કે યોગ્ય અભિમાન; true or proper pride.
**ગૌરી,** (સ્ત્રી.) દેવી પાર્વતી; the goddess Parvati: (૨) આઠ વર્ષની કન્યા; an eight-years old virgin: **-પૂજન,** (ન.) કુમારિકાઓનું પાર્વતીની પૂજાનું વ્રત, a religious rite in which virgins worship the goddess Parvati
**ગ્યાસતેલ (ઘાસલેટ) (ઘાસતેલ),** (ન.) બળતણ તરીકે વપરાતું ખનીજ તેલ, kerosene.
**ગ્રસવું,** (સ. ક્રિ.) પકડવું, to hold, to catch: (૨) ગળી જવું; to swallow: (૩) ગ્રહણ સમયે સૂર્યચંદ્ર, ને ઘેરવું, to eclipse: **ગ્રસિત, ગ્રસ્ત,** (વિ.) પકડાયેલું, ઘેરાયેલું; held, eclipsed: (૨) વ્યથિત; afflicted.
**ગ્રહ,** (પું.) ચલાયમાન આકાશી, ગોળો કે પદાર્થ, a planet: (૨) પકડવું તે; a grasp grip or hold (૩) સૂર્યચંદ્ર, વ.નું ગ્રહણ; a solar or lunar eclipse
**ગ્રહણ,** (ન.) લેવું કે પકડવું તે; a grasping receiving, holding or seisure: (૨) સૂર્ય અને ચંદ્રનું પૃથ્વી ગ્રહણ a solar or lunar eclipse.
**ગ્રહવું,** (સ. ક્રિ.) લેવું; to absorb, to take: (૨) પકડવું; to catch, to seize: (૩) સમજવું; to grasp mentally, to comprehend, to understand
**ગ્રંથ,** (પું.) પુસ્તક; a book: (૨) મોટું પુસ્તક; a volume: **-કાર, -કર્તા,** (પું.) પુસ્તકનો લેખક; an author of a book, a writer: **-પાલ, -પાળ,** (પું.) પુસ્તકાલયનો વ્યવસ્થાપક; a librarian: **ગ્રંથાલય,** (ન.) પુસ્તકાલય; a *library.*
**ગ્રંથિ,** (સ્ત્રી.) ગાંઠ; a knot, a tumour: (૨) સાંધો; a joint.
**ગ્રામ,** (ન.) ગામડું; a village: (૨) સમૂહ, મંડળ; a collection, a group: **-ઉદ્યોગ, ગ્રામોદ્યોગ,** (પું.) ગામડામાં વિકસાવી શકાય એવો ઉદ્યોગ; village industry: **ગ્રામીણ,** (વિ.) ગામડાને લગતું; rural: (૨) (પું.) ગામડિયો; a rustic
**ગ્રાસ,** (પું.) ગળી જવું તે; a swallowing: (૨) કોળિયો; a mouthful: (૨) ગ્રહણથી સૂર્યચંદ્રનો ઘેરાયેલો ભાગ; the part eclipsed during a solar or lunar eclipse.
**ગ્રાહ,** (પું.) મગર; a crocodile, an alligator: (૨) પકડ, ગ્રહણ; a grasp, grip or hold
**ગ્રાહક,** (વિ.) સમજનારું, ગ્રહણ કરનારું; holding, possessing, absorbing with the mind appreciative: (૨) ઘરાક; a customer: (૩) ગ્રહણ કરનાર; an absorber or holder.
**ગ્રીવા,** (સ્ત્રી.) ડોક, ગરદન; the neck.
**ગ્લાનિ,** (સ્ત્રી.) ખિન્નતા; dejection, gloom: (૨) નિરુત્સાહ; mental apathy

depression: (૩) અણગમો, ઘૃણા; strong dislike, repugnance: (૪) વ્યથા; agony, affliction.

## ઘ

**ઘ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરોનો ચોથો વ્યંજન; the fourth consonant of the Gujarati alphabet.

**ઘઉં,** (પું. બ. વ.) એક મુખ્ય અનાજ; wheat: **-લું, -વર્ણું,** (વિ.) ઘઉં જેવા રંગનું; of wheatish colour: **-લો,** (પું.) સુગંધી છોડ જે ઔષધિ તરીકે વપરાય છે; fragrant herbal plant.

**ઘચ, ઘચક,** (અ.) એવા ભોંકવાના અવાજથી; with such piercing sound.

**ઘચડવું, (ઘચરડવું),** (સ. ક્રિ.) કચડવું; to trample: (૨) ભીંસમાં લેવુ; to press tightly.

**ઘચડાઘચડ, (-ડી),** (સ્ત્રી.) કચડાકચડી; a stampede, a close over crowding or pressing

**ઘચરકું, (ગચરકું),** (ન.) **ઘચરકો, (ગચરકો),** (પું.) ઓડકાર; a belching.

**ઘટ,** (સ્ત્રી.) ઘટાડો, ઘટવું તે; a shortage, a decrease, a lessening: (૨) ખોટ; diminution, loss.

**ઘટ,** (પું.) ઘડો, a water-pot: (૨) શરીર; the body: (૩) હૃદય, the heart: (૪) મન; the mind.

**ઘટક,** (વિ.) વસ્તુના ભાગ કે અંશરૂપ; constituent, component: (૨) રચનારૂ; formative, constructive: (૩) (પું.) વસ્તુનો અંગભૂત અંશ કે ભાગ, a component part.

**ઘટકઘટક,** (અ.) એવા અવાજથી (પ્રવાહી ગળી જવું તે); (swallowing of a liquid) with such sound: **ઘટકાવવું,** (સ. ક્રિ.) ઝડપથી અવાજ કરતાં પીવું, to drink hastily and noisily.



**ઘટતું,** (વિ.) વાજબી, યોગ્ય; just, proper: (૨) યોગ્ય રીતે, જરૂરી, properly needful or necessary: (૨) ખૂટતું, કમી; deficient, in short supply.

**ઘટત્વ,** (ન.) પદાર્થના વજનનો વૈજ્ઞાનિક એકમ; density.

**ઘટના,** (સ્ત્રી.) કૃતિ, રચના, બનાવટ, a hand-made thing, a construction: (૨) કારીગરી; craftsmanship: (૩) બનાવ, પ્રસંગ, a happening, an event, an incident, an occurrence.

**ઘટમાન,** (વિ.) થતું, બનતું, happening: (૨) સંભવિત, probable. (૩) ઘટતું, યોગ્ય; needful, proper.

**ઘટમાળ,** (સ્ત્રી.) રેંટમા ગોઠવેલા ઘડાની હાર; a series of pots set in a water-wheel: (૨) સામાન્ય ક્રમ, પ્રણાલી; ordinary course or series, routine, cycle.

**ઘટવું,** (અ. ક્રિ.) યોગ્ય હોવું; to be befitting or proper, to merit: (૨) ઓછું કે કમી થવું, to decrease.

**ઘટસ્થાપન,** (ન.) નવા મકાનમાં રહેવા જતા પહેલાં પાણીનો કુંભ મૂકવાની ક્રિયા; the ceremony of placing a water pot in a new building before going to reside in it: (૨) એવી બીજી ધાર્મિક ક્રિયા, such another religious ceremony.

**ઘટસ્ફોટ,** (પું.) રહસ્ય કે છૂપી વાત બહાર આવવા તે; a revealing of a secret: (૨) તોડ, નિકાલ, final settlement: (૩) હમેશ માટે સંબંધ તોડી નાખવો; to break of relations

**ઘટા,** (સ્ત્રી) (ઝાડ, વાદળા, વ.ની) ગીચ જમાવટ, ઝુંડ, સમૂહ; a dense-formation or canopy (of trees, clouds, etc.).

**ઘટાટોપ,** (પું.) બધી બાજુ ફેલાઈને ઢાંકી દે એવી ઘટા, a thick widespread grove or cloud covering all

sides: (૨) એવું ઢાંકણું; such a cover: (૩) ખોટો ભપકો, આડંબર; false show, pomp or ornamentation.

**ઘટાડવું**, (સ. ક્રિ.) ઓછું કરવું; to lessen, to reduce, to decrease.

**ઘટાડો**, (પું.) ઘટ, કમીપણું; diminution, shortage, decrease.

**ઘટાવવું**, (સ. ક્રિ.) લાગુ પાડવું; to apply: (૨) અર્થ કરવો; to find out the meaning of, to interpret.

**ઘટિકા**, (સ્ત્રી.) જુઓ **ઘડી**.

**ઘટિત**, (વિ.) યોગ્ય, વાજબી; proper, just: (૨) યોગ્ય રીતે જરૂરી; properly needful or necessary.

**ઘટી**, (સ્ત્રી.) જુઓ **ઘડી**.

**ઘટ્ટ (ઘટ)**, (વિ.) ઘાટું; viscous: (૨) ઘાડું, compact, thick, close.

**ઘડતર**, (ન.) ઘડીને કરેલી વસ્તુ કે બનાવટ, રચના; a thing made or manufactured, a construction: (૨) ઘડવાની કે બનાવવાની ક્રિયા કે રીત; an act or method of making, shaping or manufacturing: (૩) કેળવણી; training, bringing up: (૪) (વિ.) ઘડીને કે મહેનતથી થતું; manufactured, produced.

**ઘડપણ**, (ન.) વૃદ્ધાવસ્થા; old age.

**ઘડવું**, (ન.) **ઘડવો**, (પું.) ગોળનો ગાડવો; a pot of jaggery: (૨) ઘડો, મોટો લોટો; a water-pot.

**ઘડવું**, (સ. ક્રિ.) ઘાટ કે આકાર આપવાં; to forge to shape. to fashion, to frame: (૨) રચવું; to mould, to model: (૩) બનાવવું; to construct, to make, to manufacture, to produce: (૪) ગોઠવવું; to arrange: (૫) ટીપવું; to hammer: (૬) કેળવવું, કેળવણી આપવી, to bring up, to train, to educate.

**ઘડાઈ**, (સ્ત્રી.) **ઘડામણ**, (ન.) **ઘડામણી**, (સ્ત્રી.) ઘડવાનું મહેનતાણું; wages for forging, shaping or constructing.

**ઘડાયેલું**, (વિ.) અનુભવથી ડાહ્યું કે પાકું થયેલું; having been wise or shrewd by experience, veteran.

**ઘડિયાળ**, (સ્ત્રી.) (ન.) સમય જાણવાનું યંત્ર; a watch or a clock: **ઘડિયાળી**, (પું.) ઘડિયાળો વેચનાર કે દુરસ્ત કરનાર; a dealer or a repairer of watches.

**ઘડિયું**, (ન.) લાંબા, સાંકડા મોંવાળું માટીનું પાત્ર; an earthen pot with a long narrow mouth.

**ઘડિયું લગન**, (ન.) મુહૂર્ત જોયા વિનાનું આકસ્મિક લગન; a sudden or accidental marriage done at any time: (૨) વેવિશાળ અને લગ્ન સાથે થાય એવું લગ્ન; a marriage in which betrothal and marriage take place at the same time.

**ઘડિયો**, (પું.) જુઓ **ગડિયો**.

**ઘડી (ઘટિકા) (ઘટી)**, (સ્ત્રી) ચોવીસ મિનિટ જેટલા સમયનું માપ, a measure of time-approximately twenty-four minutes: (૨) તક, પ્રસંગ; an opportunity, an event or occasion: (૩) ક્ષણ; a moment: **-ઘડી**, (અ.) વારંવાર; often, frequently: **-ભર**, (અ.) અલ્પ સમય કે ક્ષણ માટે; for a short time: **-તાળ**, **-સાધ**, (અ.) મૃત્યુ પામવાની તૈયારીમાં, on the point of death.

**ઘડુડાટ**, (પું.) ગબડવાનો અથવા ગર્જનાનો અવાજ; a rumbling or a thundering sound.

**ઘડો**, (પું.) પાણી ભરવાનું પાત્ર; a water-pot: **ઘડૂલો**, **ઘડૂલિયો**, (પું.) ઘડો; **ઘડૂલી**, (સ્ત્રી.) નાનો ઘડો; a small water-pot.

**ઘણ**, (પુ.) (સ્ત્રી.) મોટો ભારે હથોડો; a large heavy hammer: (૨) (પું.) લાકડામાં થતું એક પ્રકારનું જીવડું; a kind of wood-insect.

**ઘણું**, (વિ.) વધારે પ્રમાણમાં, ખૂબ, બહુ; much, very: (૨) પુષ્કળ; excessive, plentiful: **-ખરું**, (અ) મોટે ભાગે, બહુધા; mostly, to a greater extent: **-ય**, (વિ.) વધારે પ્રમાણમાં; too much.

**ઘન**, (વિ.) નક્કર; solid: (૨) ગીચ, ઘાડું; dense, close, thick: (૩) પુષ્કળ, ઘણું; plentiful, excessive, much, very: (૪) લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈવાળું; cubic: (૫) કોઈ પણ સંખ્યાને એનાથી જ બે વાર ગુણવાથી થતી સંખ્યા; the cube of a number: (૬) છ સરખી બાજુવાળી વસ્તુ, a cube, a cubic thing: (૭) (પું.) (ન.) વાદળું; a cloud: **-ઘોર**, (વિ) ગીચ, ગાઢું; dense, thick: (૨)ભયંકર, terrible, frightful:**-ચક્કર**, (વિ.) અર્ધ દીવાનું, ગમાર, મૂર્ખ, half-mad, stupid:**-ફલ,ફળ**,(ન.)વસ્તુના કદનું માપ; volume of a thing:**-મૂળ**,(ન.)કોઈ સંખ્યાને એના જ વડે બે વાર ભાગતાં મળતી સંખ્યા; cube-root: **-શ્યામ**, (વિ) વાદળ જેવા કાળા રંગનું; black like a cloud: (૨) (પુ.) શ્રીકૃષ્ણ; Lord Krishna: **ઘનિષ્ઠ**, (વિ) અત્યત ઘન; extremely solid: (૨) અત્યંત ગાઢ, most intimate or solidly related: **ઘનીકરણ**, (ન.) ઘનરૂપ કરવુ તે; solidification: **ઘનીભૂત**, (વિ.) ઘનરૂપ કે નક્કર બનેલું; solidified.

**ઘમકવું (ઘમઘમવું)**, (અ. ક્રિ.) ઘમઘમ અવાજ થવો; to make a rumbling sound: **ઘમકાર, ઘમકારો, ઘમકો**, (પું) ઘમકવાનો અવાજ; a rumbling sound: **ઘમઘમાવવું**, (સ. ક્રિ) ઘમ અવાજ સાથે જોરથી પ્રહાર કરવો, to strike heavily with a rumbling sound.

**ઘમસાણ**, (ન.) ધાધલ, ધમાલ; commotion, uproar: (૨) ભયંકર લડાઈ, a terrible or fierce battle: (૩) વિનાશ, પાયમાલી; destruction, ruin: (૪) ભીડ; overcrowding, a stampede.

**ઘમંડ**, (પું.) અહંકાર, મિથ્યા ગર્વ, vanity, ego, false pride: (૨) ઉદ્ધતાઈ; rudeness, impudence, arrogance: (૩) આડંબર, ડોળ; false show, ostentation: **ઘમંડી**, (વિ.) ઘમંડવાળું; vain, unduly proud, arrogant.

**ઘમેલું**, (ન.) તગારું; a mason's trough, a broad mouthed and deep round iron plate used by masons

**ઘમ્મર**, (અ.)ગોળ ગતિથી થતા ઘેરા અવાજની જેમ; with a deep rumbling sound created by circular motion:**-ઘંટી**, (સ્ત્રી.) મોટી ભારે હાથઘંટી, a large heavy grinding hand-mill.

**ઘર**, (ન.) રહેઠાણ, નિવાસસ્થાન, a house, an abode, a dwelling: (૨) પરિવારનું નિવાસસ્થાન, ગૃહ; a home: (૩) કુટુંબ, પરિવાર; a family, a household: (૪) ઘરસંસાર, સંસારીજીવન, household life, worldly life: (૫) મકાન; a mansion, a building (૬) વંશ, કુળ; ancestry, lineage: (૭) અમુક વસ્તુઓને રાખવાનાં સ્થળ, રચના, વ. જેમ કે ખાનું, ખોખુ, વ; a receptacle such as a drawer, a box, a stand, a socket, etc: **-કામ, -કાજ**, (ન.) ઘરની વ્યવસ્થાનુ કામ; household or domestic work: **-ખટલો**, (પું.) ઘરનું રાચરચીલું; household things, furniture, etc.: (૨) સંસારી કામકાજ કે પ્રવૃત્તિ; household work or activities: **-ખર્ચ, -ખરચ**, (પુ.) (ન.) ઘરના નિભાવનો ખર્ચ, household maintenance expenses: **-ગતુ,-ગથુ, -ગથ્થુ**, (વિ.) વંશપરંપરાગત અનુભવથી મેળવેલું, got by ancestral experience: (૨) અંગત ઉપયોગ માટે ઘેર બનાવેલું; produced at home for personal use: (૩) વ્યાપારી ધોરણનું નહિ; non-commercial: **-ઘાલુ**, (વિ.) પોતાના ઘરને જ હાનિ કરનારું; harmful

or injurious to one's own family: (૨) ઉડાઉ; extravagant, wasteful: (૩) પોતાના ઘરને દગાબાજ; treacherous to one's own family.

**ઘરચોળું**, (ન.) સ્ત્રીઓ માટેની રેશમી ચોળી; a silk bodice for women.

**ઘરજમાઈ**, (પુ.) સસરાને ઘેર રહેતો પરણેલો પુરુષ; a married man living with the family of his father-in-law.

**ઘરડ**, (સ્ત્રી) જુઓ **ઘરેડ**.

**ઘરડવું**, (સ. ક્રિ.) જોરથી ખંજવાળવું; to scratch (skin) forcefully.

**ઘરડાપો**, (પું.) વૃદ્ધાવસ્થા; old age

**ઘરડું**, (વિ.) વયોવૃદ્ધ; old in age, elderly: (૨) પુરાણું, જૂનું; old, ancient: (૩) પાકી ગયેલું; ripe: (૪) ક્ષીણ; worn out.

**ઘરણ**, (ન.) સૂર્યચંદ્રનો ગ્રાસ; a solar or lunar eclipse: (૨) છવાઈ જવું તે; state of being covered or spread.

**ઘરધણી**, (પું.) ઘરનો વડો કે માલિક; the head of a family, the chief householder: **ઘરધણિયાણી**, (સ્ત્રી.) ગૃહિણી, ઘરધણીની પત્ની; a housewife, the mistress of the house.

**ઘરફાડુ**, (વિ.) ઘર તોડીને ચોરી કરનારું; house-breaking.

**ઘરબાર**, (ન.)કુટુંબકબીલો,a house-hold, members of a family: (૨) ઘર, ઘરનો સામાન, વ.; a household with its domestic articles: **ઘરબારી**, (વિ.) સંસારી; leading a worldly life.

**ઘરભંગ**, (પું.) ગૃહિણીના મૃત્યુથી પડતી ખોટ; loss arising from the death of the mistress of the house: (૨) વિધુર; a widower: (૩) (વિ.) એવી સ્થિતિમાં મુકાયેલો; a widowed (man).

**ઘરમેળે**, (અ) આપસઆપસમાં સમજીને; with mutual good-will, amicably: (૨) અદાલતનો આશ્રય લીધા વિના, without going to a court.

**ઘરવણું**,(વિ.) ઘરની વ્યવસ્થા રાખવામાં કુશળ; clever in household management: (૨) ઘરની પ્રતિષ્ઠા સાચવે એવું; protecting family reputation.

**ઘરવખરી**, (સ્ત્રી.) ઘરનું રાચરચીલું; household things, furniture, etc.

**ઘરવટ**,(સ્ત્રી.)એક જ કુટુંબનાં હોય એવો ગાઢ સંબંધ; intimate homely relation.

**ઘરવાળી**, (સ્ત્રી.) જુઓ **ઘરધણિયાણી**: (૨) પત્ની, wife.

**ઘરવૈદું**, (ન ) ઘરગથ્થુ ઔષધોપચાર; homely treatment of diseases, homely medicines.

**ઘરસંસાર**,(પું.)સંસારી જીવન અને વ્યવહાર; worldly life and intercourse: **ઘરસંસારી**, (વિ.) ગૃહસ્થાશ્રમી; leading a worldly life: (૨) ઘરસંસારને લગતું; pertaining to household.

**ઘરાક**, (પું.) (ન.) ખરીદનાર; a customer, a client: (૨) મૂલ્યાંકન કરનાર; an appraiser: **ઘરાકી**, (સ્ત્રી.) ઘરાકપણું; customership: (૨) ઘરાકોનું પ્રમાણ; proportion of customers: (૩) ઉઠાવ, ખપત; demand, consumption.

**ઘરું**, (ન) કોઈ વસ્તુ રાખવાનું ખોખું, a socket, a case, etc.

**ઘરેડ(ઘરડ)**, (સ્ત્રી.) ચીલો; a rut, track: (૨)પ્રણાલી,રૂઢિ;a custom or tradition.

**ઘરેડી**, (સ્ત્રી.) ગરેડી, ગરગડી, a pulley.

**ઘરેડો**, (પું) (**ઘરેડી**), (સ્ત્રી.) મૃત્યુ સમયે શ્વાસ લેતાં ગળામાં થતો અવાજ; a rattling sound of breathing during the time of death: (૨) ચીલો, a rut, a track.

**ઘરેણું**, (ન.) સોના-ચાંદી, ઝવેરાત, વની વસ્તુ, દાગીનો, an ornament.

**ઘરેણે**, (અ.) ગીરવી ધોરણે, on mortgage, on pawn.

**ઘરોપું**, (ન) **ઘરોપો, ઘરોબો**, (પું.) જુઓ **ઘરવટ**.

**ઘરોળી,** (સ્ત્રી.) ગરોળી; a lizard.
**ઘર્ષણ,** (ન.) ઘસાવું તે, ઘસારો; friction: (૨) તકરાર; a strife, a dispute.
**ઘવડવું,** (અ. ક્રિ.) જોરથી ખંજવાળવું; to scratch (skin) forcefully.
**ઘવાવું,** (અ. ક્રિ.) ઘાયલ થવું; to be wounded
**ઘસઘસાટ,** (અ.) ગાઢ રીતે (ઊંઘવું), (to sleep) soundly or heavily.
**ઘસડવું (ઘસરડવું),** (સ. ક્રિ) ઢસડવું; to drag.
**ઘસરકો,** (પું.) કાપો; a cut or scratch.
**ઘસરડો,** (પું.) કાપો; a cut: (૨) વેઠ, વૈતરું; drudgery.
**ઘસવું,** (સ. ક્રિ.) ચોળવું, બે વસ્તુનું ઘર્ષણ કરવું; *to rub, to scrub*: (૨) ઘસીને ઓપ ચડાવવો; to polish.
**ઘસારો,** (પું.) ઘસાવું તે, ઘર્ષણ; friction: (૨) ઘર્ષણથી થતાં ખોટ, ઘટાડો, નુકસાન; loss or shortage caused by friction, wear and tear: (૩) ઘર્ષણથી પડતાં રજ, વ.; dust powder, waste, etc. caused by friction.
**ઘસાવું,** (અ. ક્રિ.) ઘસારો થવો, ચોળાવું; to be rubbed: (૨) ક્ષીણ થવું; to be worn out: (૩) બીજાને માટે ભોગ આપવો; to sacrifice or suffer for others
**ઘંટ,** (પું.) ટકોરા મારીને અવાજ કરવા માટેનું એક પ્રકારનું ધાતુપાત્ર; a bell: **–ડી,** (સ્ત્રી.) નાનો ઘંટ; a small bell.
**ઘંટલો,** (પું.) થાળા વિનાની દળવાની મોટી ઘંટી, a large stone hand-mill without a receptacle.
**ઘંટા,** (સ્ત્રી.) ઘંટ; a bell: **–રવ,** (પુ.) ઘંટનો અવાજ; sound of a bell
**ઘંટી,** (સ્ત્રી.) દળવાનું સાધન; a grinding hand-mill, a mechanical grinding mill: **–ચોર,** (પું.) ઉસ્તાદ ચોર; a very clever thief: (૨) ખીસાકાતરુ, a pick-pocket.
**ઘંટો,** (પું.) મોટો ઘંટ; a large bell: (૨) એનો અવાજ; its sound.
**ઘા,** (પું.) ચોવીસ કાગળનો જથ્થો; a quire of paper-sheets.
**ઘા,** (પું.) પ્રહાર; a blow, a stroke: (૨) જખમ. a wound: (૩) માનસિક વ્યથા, affliction.
**ઘાઘરો,** (પું.) ચણિયો, a petticoat: **ઘાઘરી,** (સ્ત્રી.) નાનો ચણિયો, a small petticoat: **ઘાઘરાપાટ,** (પું.) ચણિયા માટેનું કાપડ; cloth for a petticoat.
**ઘાટ,** (પું.) આકાર; a shape: (૨) દેખાવ; an appearance: (૩) કાવતરુ પ્રપંચ; an intrigue, a plot, machination: (૪) અનુકૂળ સમય, લાગ; favourable *time or opportunity*: (૫) રીત; method or manner: (૬) શોભા; ornamentation: (૭) ઓવારો, a quay or a wharf: (૮) પહાડી રસ્તો, a mountain-pass: (૯) સહ્યાદ્રિ આસપાસનો પહાડીપ્રદેશ, the mountainous region surrounding the Sahyadris.
**ઘાટી,** (વિ.) સહ્યાદ્રિ પ્રદેશની એક જાતિનું; belonging to a tribe of the Sahyadri region: (૨) (પું.) એ જાતિનો પુરુષ; a man of that tribe: **ઘાટણ,** (સ્ત્રી.) એ જાતિની સ્ત્રી; a woman of that region: (૨) ઘાટીની પત્ની; wife of a man of that tribe.
**ઘાટડી,** (સ્ત્રી.) રેશમી લાલ ચૂંદડી; a red silk sari (outergarment) for women.
**ઘાટીલું,** (વિ.) સુડોળ, સુંદર; well shaped, well built, beautiful.
**ઘાટું (–ડું),** (વિ.) ઘટ્ટ, viscous: (૨) જાડું, ગીચ; thick, dense: (૩) ગાઢ; intimate: (૪) પુષ્કળ; plentiful, excessive: (૫) કઠણ; hard: (૬) નક્કર, સંગીન; solid, sound.
**ઘાણ,** (પુ.) વસ્તુઓના નિર્માણનો એકમ; a unit of production: (૨) ગંદવાડ,

કચરો; garbage, stilth, rubbish: (૩) પાયમાલી; destruction, ruin: (૪) સંહાર, કતલ; destruction, massacre, slaughter: (૫) (સ્ત્રી.) દુર્ગંધ; stink.

**ધાણી,** (સ્ત્રી.) બિયાંમાંથી તેલ કાઢવાનું સાધન; an oil-mill.

**ધાત,** (પું.) ભયંકર પ્રહાર કે જખમ; a terrible or fatal blow or wound: (૨) વિનાશ, કતલ; destruction, slaughter, massacre: (૩) ખૂન; murder, assassination: (૪) (સ્ત્રી.) અકાળ મૃત્યુ થાય એવો પ્રસંગ; an event likely to cause untimely or premature death: **–ક,** (વિ.) મૃત્યુકારક, fatal, lethal: **–કી,** (વિ.) ક્રૂર, નિર્દય; remorseless, cruel, merciless: (૨) ખૂની; murderous; **ધાતી,** (વિ.) ખૂની; murderous.

**ધાતેલ,** (ન.) જખમ પર ચોપડવાનું તેલ; a kind of oil used as an ointment for healing wounds.

**ધાબાજરિયું,** (ન.) એક પ્રકારની વનસ્પતિ જે જખમ પર લગાડાય છે; vegetable applied to wounds for healing.

**ધામ,** (પું.) ગરમ હવામાન; hot weather: (૨) તાપ, ગરમી; intense sunshine: (૩) પરસેવો, perspiration.

**ધાયલ,** (વિ.) જખમી, ઘવાયેલું, wounded: (૨) વ્યથિત, afflicted.

**ધારણ,** (ન.) ગાઢ નિદ્રા, sound sleep, slumber: (૨) નિદ્રાકારક ઔષધ, a sleep inducing drug.

**ધારી,** (સ્ત્રી.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweet-meat: (૨) વર્તુળાકાર વસ્તુ કે આકૃતિ, a circular thing.

**ધારું,** (ન.) જખમ કે રોગના કારણે પડેલું નારું; a hole caused by a wound or a disease.

**ધાલ,** (સ્ત્રી.) ખાધ, shortage, wear and tear, deficit: (૨) ખોટ, નુકસાન; loss: **–મેલ,** (સ્ત્રી.) ખોટી પંચાત; useless talk or discussion: (૨) પ્રપંચ, ખટપટ; intrigue, plotting.

**ધાલવું,** (સ. ક્રિ.) અંદર મૂકવું, ખોસવું; to thrust into, to penetrate: (૨) પહેરવું, ધારણ કરવું; to put on or don: (૩) પહેરાવવું; to cause to put on.

**ધાવ,** (પું.) પ્રહાર, ઘા; a blow or stroke: (૨) જખમ; a wound: (૩) સમસ્યા; a problem or mystery.

**ધાસ,** (ન.) ખડ; grass: **–ચારો,** (પું.) ઢોરના ખોરાક તરીકે ઘાસ, વ.; fodder.

**ધાસણી,** (સ્ત્રી.) ઘસારાથી થતી ક્ષીણતા; a wearing out: (૨) ક્ષયરોગ; tuberculosis, consumption.

**ધાસલેટ, ધાસતેલ,** (ન.) જુઓ **ગ્યાસતેલ.**

**ધાસિયું,** (વિ.) ઘાસ ઉત્પન્ન કરતી (જમીન); grass-producing (soil): (૨) ઘાસમાંથી બનેલું; produced from grass: (૩) હલકા પ્રકારનું, સત્વહીન; inferior, stuffless: (૪) બનાવટી, spurious, artificial.

**ધાસિયો,** (પું.) ઘાસની પથારી; a bed or mattress of grass: (૨) ઘાસ કાપનારો; a grass-reaper or cutter.

**ધાંઘલું,** (ન.) ગાંડા જેવું આચરણ; insane behaviour.

**ધાંધું,** (વિ.) ગભરાટથી ઉતાવળું; hasty because of confusion: (૨) અતિશય આતુર; extremely eager or longing.

**ધાંચી,** (વિ.) ઘાણીથી તેલ કાઢવાનો કે દૂધનો ધંધો કરતી એ નામની જ્ઞાતિનું; belonging to the caste so named whose members generally run an oil-mill or are milk-vendors: (૨) (પું.) એ જ્ઞાતિનો પુરુષ; a man of that caste: **ધાંચણ,** (સ્ત્રી.) એ જ્ઞાતિની સ્ત્રી; a woman that caste: (૨) ધાંચીની પત્ની.

**ધાંચો**, (પું.) વાંસના ટોપલા, વ. બનાવનારો; a man doing the business of making articles of bamboo such as baskets, mattresses, etc.

**ધાંટી**, (સ્ત્રી.) હેડિયો, ગળાની પડજીભની જગા; the place inside the throat at the root of the hanging inner tongue: (૨) અવાજ, સૂર; voice, vocal tune.

**ધાંટો**, (પું.) અવાજ, કંઠ; voice, vocal tune: (૨) મોટો સાદ, બૂમ, a loud call or shout.

**ઘિલોડી**, (સ્ત્રી.) એક પ્રકારનો શાકનો વેલો; a kind of vegetable creeper: **ઘિલોડું**, (ન.) ટીંડોળું, એનું ખાદ્ય ફળ; its eatable fruit.

**ઘી**, (ન.) ઘૃત, માખણને ઉકાળવાથી બનતો પદાર્થ; refined butter, ghee: **–કેળાં**, (ન. બ. વ.) અતિશય સુખી સ્થિતિ; very happy or a blissful state: (૨) મોટો લાભ, a big gain, profit or advantage.

**ઘીસ**, (સ્ત્રી.) ચોકીદારની રોન; a patrol, a watchman's round.

**ઘીસ**, (સ્ત્રી.) ઘર્ષણથી પડતો કાપો; a cut caused by friction: (૨) ચોરી; theft: (૩) તાડન, માર મારવો તે; a beating or striking (a person, etc.): (૪) હોળીનું સરઘસ; a procession on the Holi festival.

**ઘુઘવાટ(–ટો)**, (પું.) ગર્જના; a thunder, a roar: (૨) ગર્જનાનો અવાજ; a thundering or roaring sound.

**ઘુમરડવું**, (સ. ક્રિ) જુઓ **ઘૂમડવું**.

**ઘુમરડી**, (સ્ત્રી.) ફૂદડી; circular motion, movement, dancing, etc.: (૨) ચક્કર, ફેર; giddiness, dizziness: (૩) છટકી જવા ઘૂમી જવું તે, an elusive motion or turn: (૪) હીંચોળવું તે, a swinging.

**ઘુમ્મો**, (પું.) ઢુંસો; a fist-blow.

**ઘુવડ**, (પું.) (ન.) એક નિશાચર પક્ષી, an owl.

**ઘૂસણિયું**, (વિ.) આમંત્રણ વિના ઘૂસનારું, બિનજરૂરી હસ્તક્ષેપ કરવાના સ્વભાવનું; intruding, unduly interfering.

**ઘુસપુસ**, (સ્ત્રી.) (અ.) જુઓ **ગુસપુસ**.

**ઘુસાડવું**, (સ. ક્રિ.) લાદવું; ઠોકી બેસાડવું; to thrust in, to cause to enter or take part unduly: (૨) પુસ્તકોમાં અનધિકૃત ઉમેરો કરવો; to interpolate.

**ઘુંમટ**, (પું.) દેવળ અથવા ઇમારતનું ગોળાકાર ધાબું, ગુંબજ; a dome:(૨) ગુંબજ નીચેનો દેવળનો ભાગ; the part of a temple below the dome.

**ઘૂઘરી**, (સ્ત્રી.) શણગાર માટેની ધાતુની પોલી નાની ગોળી; an ornamental small hollow metallic ball: (૨) ઘૂઘરીવાળું ઘરેણું; an ornament with such balls: (૩) બાફેલાં અનાજની એક વાની; an article of food prepared by boiling whole grain: **ઘૂઘરો**, (પું.) પોલા ગોળાકાર દડામાં કાંકરા, વ. ભરીને બનાવેલું એક પ્રકારનું રમકડું; a rattling toy, a rattle: (૨) એક પ્રકારની મીઠાઈ, a kind of sweetmeat.

**ઘૂઘવવું**, (અ. ક્રિ) ગર્જના કરવી; to roar: **ઘૂઘવાવું**, (અ ક્રિ.) ગર્જના થવી; to cause to roar

**ઘૂડ**, (પું. ન) ઘુવડ; an owl.

**ઘૂમ**, (વિ) (અ) લીન, ગરક; absorbed in: (૨) ચકચૂર, under intoxication: (૩) અતિશય, extremely.

**ઘૂમચો**, (પું.) સમૂહ, જથ્થો; a collection, a mass

**ઘૂમટ, ઘૂમટો**, (પું) જુઓ **ઘુંમટ**.

**ઘૂમટી**, (સ્ત્રી) નાનો ઘૂમટ, small dome.

**ઘૂમડવું**, (સ ક્રિ.) ગોળ ગોળ ફેરવવું; to turn or swing round (૨) હીંચોળવું; to swing.

**ઘૂમડી(–ણી)(–ચી)**, (સ્ત્રી.) જુઓ **ઘુમરડી**.

**ઘૂમરાવું**, (અ. ક્રિ.) રીસથી મોં ચડાવવું; to frown peevishly: (૨) ઘૂમરી ખાવી; to turn or move round:(૩)ડહોળાવું;

to be dirty because of motion: (૪) વાદળ ઘેરાવાં; to be clouded.

**ઘૂમરી,** (સ્ત્રી.) જુઓ **ઘુમરડી:** (૨) વમળ; an eddy, a whirlpool.

**ઘૂમવું,** (અ. ક્રિ.) ગોળ ફરવું; to move round: (૨) મહાલવું, to enjoy: (૩) વધારે પડતું કામમાં હોવું; to be over-busy: (૪) (લૌ.) ભટકવું, to wander.

**ઘૂરકવું,** (અ. ક્રિ.) (હિંસક પ્રાણીનું) ગુસ્સાથી ત્રાડ મારવી; to roar angrily, to snarl: (૨) તડૂકવું, to frown, to roar: **ઘુરકિયું,** (ન.) એવી ત્રાડ; a snarl.

**ઘૂસ,** (પુ.) ખેતરનો મોટો ઉંદર, કોળ; a bandicoot, a large farm rat: **ઘૂસિયું,** (ન.) ઉંદરિયું, a rat-trap.

**ઘૂસણ,** (ન.) અયોગ્ય હસ્તક્ષેપ કે પ્રવેશ; an intrusion: (૨) (વિ) ઘુસણિયું; intruding.

**ઘૂસવું,** (અ. ક્રિ.) આમંત્રણ વિના પ્રવેશ કરવો કે સક્રિય ભાગ લેવો, to intrude.

**ઘૂંઘટ, ઘૂમટો,** (પું.) સ્ત્રી કપડાથી મોં ઢાંકે છે તે; a woman's veil.

**ઘૂંટ, ઘૂંટડો,** (પું) એકી સાથે ગળી શકાય એટલો પ્રવાહી પદાર્થ; a draught.

**ઘૂંટણ,** (પું.) (ન.) ઢીંચણ; the knee.

**ઘૂંટવું,** (સ. ક્રિ) પીસવું, લસોટવું; to rub with a pestle: (૨) ઓપ ચડાવવો; to polish. (૩) ભૂકો કરવો; to pulverize: (૪) ઘેરવુ; to surround: (૫) શ્વાસ અવરોધવો, to obstruct breath.

**ઘૂંટી,** (સ્રી) ઢીચણ અને પગનાં તળિયાંને જોડતુ હાડકું; the shin-bone.

**ઘૂંટી,** (સ્ત્રી) મૂંઝવણ, ગૂંચવણ; a puzzle or confusion: (૨) ગૂંચવણભરી મુશ્કેલી; an intricate difficulty.

**ઘૂંટો,** (પું.) લસોટડાનો દસ્તો, a pasting pestle: (૨) (પું.) ઘૂંટેલો લોદો; paste.

**ઘૃણા,** (સ્ત્રી.) તિરસ્કાર, ઉગ્ર અણગમો; hatred, intense dislike.

**ઘૃત,** (ન.) ઘી; ghee.

**ઘેઘૂર,** (વિ.) અત્યંત ચકચૂર; highly intoxicated: (૨) ગાઢ; deep, sound.

**ઘેટું,** (ન) જેના શરીર પર ઊન થાય છે એ ચોપગું પ્રાણી; a sheep: **ઘેટો,** (પું.) નર ઘેટું; a male sheep: **ઘેટી,** (સ્ત્રી) ઘેટાની માદા; a female sheep.

**ઘેન,** (ન.) નશો, કેફ; intoxication' (૨) સુસ્તી; lethargy: (૩) મદ, મિથ્યાભિમાન; arrogance, vanity.

**ઘેબર,** (ન.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweetmeat: **ઘેબરિયું,** (વિ.) સ્વાદિષ્ટ; delicious.

**ઘેર,** (પુ.) ઘેરાવો, circumference: (૨) ટોળી, સમૂહ; a group or collection: (૩) કિનાર પરનો ભાગ; a bordering part: (૪) ઘેરૈયાનું ટોળું; a group of hooligans on the Holi festival.

**ઘેર,** (અ.) ઘરે, ઘર તરફ; at or to home.

**ઘેરદાર,**(વિ.) મોટા ઘેરવાળું (વસ્ત્ર); having a large circumference (garment): (૨) ખૂલતુ; loose (garment).

**ઘેરવું,** (સ. ક્રિ.) બધી બાજુથી વીંટી લેવું; to surround, to encompass: (૨) કિલ્લા, વ.ને ઘેરો નાખવો; to lay seige.

**ઘેરાવ, ઘેરાવો,** (પું.) ચારે બાજુનો વિસ્તાર; circumference: (૨) ઘેરો ઘાલવો તે, a seige: (૩) અટકાયત, રોકાણ; a thwarting, an obstructing.

**ઘેરું,** (વિ.) પાકું, ગાઢ (રંગનુ); deep or dark (coloured): (૨) ઊંડું, ગહન, રહસ્યમય; deep, inscrutable, mysterious: (૩) ચકચૂર; intoxicated.

**ઘેરૈયો,** (પું) હોળી ખેલતો તોફાની છોકરો કે માણસ, a hooligan on the Holi festival.

**ઘેરો,** (પું) કિલ્લો, લશ્કર, વ.ને ઘેરી લેવું તે; a seige: (૨) અટકાયત, રોકાણ, an

obstructing or thwarting: (૩) ગીચ સમૂહ; a dense collection (of trees, etc).

**ઘેલછા,** (સ્ત્રી.) ગાંડપણ; madness: (૨) ધૂન, ઉગ્ર તાલાવેલી; a whim, a craze.

**ઘેલું,** (વિ.) મૂર્ખ, અક્કલહીન, ગાંડું; foolish, senseless, mad: (૨) (ન.) ગાંડપણ, ઉગ્ર તાલાવેલી; madness, craze.

**ઘેવર,** (ન.) જુઓ **ઘેબર.**

**ઘેઘટ,** (વિ.) કેફ કે નિદ્રાથી ખૂબ ઘેરાયેલું; deeply intoxicated or drowsy.

**ઘેંશ(-સ),** (સ્ત્રી.) એક પ્રકારની હલકી વાની; a kind of inferior article of food.

**ઘૈયું,** (ન.) ખાઈ, ખાડો; a ditch, a pit.

**ઘો,** (સ્ત્રી.) ગરોળીના વર્ગનું એક ઝેરી પ્રાણી; a kind of poisonous lizard.

**ઘોઘર,** (પું.) મોટા માથાવાળો જંગલી બિલાડો; a kind of big-headed wild cat: (૨) બાળકોને ડરાવવાનો હાઉ; an imaginary monster to intimidate children.

**ઘોઘરું,** (વિ.) ભારે ઘેરા અવાજવાળું; hoarse. **ઘોઘરો,** (પું.) એવો અવાજ; hoarse sound: (૨) ગળાની અંદરના અવાજ ઉત્પાદક સ્નાયુ; the vocal cords.

**ઘોઘો,** (વિ.) મૂર્ખ, અભણ; foolish, illiterate: (૨) (પું.) એવો માણસ, a dunce: (૩) (પું.) સાપ; a serpent.

**ઘોચ,** (સ્ત્રી.) જુઓ **ઘોંચ.**

**ઘોટ,** (પું.) ઘૂંટડો; a draught.

**ઘોટક,** (પું.) ઘોડો; a horse.

**ઘોડાગાડી,** (સ્ત્રી.) ઘોડાથી ખેંચાતી ગાડી; a horse-carriage.

**ઘોડાપૂર,** (ન) નદીનું આકસ્મિક પ્રચંડ પૂર; a sudden heavy river-flood: (૨) (અ.) ઘોડાપૂરની જેમ પ્રચંડ રીતે; like a sudden flood, tremendously.

**ઘોડાર (ઘોડાસર),** (સ્ત્રી.) ઘોડાનો તબેલો; a horse-stable.

**ઘોડિયું,** (ન.) એક પ્રકારનું પારણું; a kind of cradle.

**ઘોડી,** (સ્ત્રી.) ઘોડાની માદા; a mare: (૨) ચીજવસ્તુ રાખવાનું ચોકઠું; a wooden or metallic stand: (૩) ટેકો લેવાની લાકડી; a crutch: (૪) એક પ્રકારની નિસરણી; a kind of staircase: **ઘોડું,** (ન.) સવારી માટેનું એક પશુ; a horse: **ઘોડો,** (પું.) એવું નર પશુ, a horse: (૨) સમુદ્ર, વ.નું પ્રચંડ મોજું, a surge: (૩) ચાંપ, કળ; a clip, a key: (૪) ચીજવસ્તુ રાખવાનું ચોકઠું; a stand.

**ઘોયું,** (ન) જખમ; a wound.

**ઘોર,** (વિ.) ભયાનક, બિહામણું; terrible, horrible: (૨) ગાઢ, અતિશય; deep, dense, excessive.

**ઘોર,** (સ્ત્રી.) કબર; a grave: **–ખોદિયો,** (પુ.) કબર ખોદનારો, a grave-digger: (૨) કબર ખોદી શબ ખાઈ જતું એક પ્રાણી; a kind of animal eating away dead-bodies from graves: (૩) હલકટ કે દુષ્ટ માણસ; a mean wicked man: **ઘોરખોદુ,** (ન.) ઘોરખોદિયો.

**ઘોરવું,** (અ.ક્રિ.) ઊંઘમાં શ્વાસ લેતા અવાજ કરવો; to snore: (૨) ઘસઘસાટ ઊંઘવું; to sleep soundly.

**ઘોરી,** (વિ.) ઊંઘણશી; habitually drowsy, sleepy.

**ઘોરી,** (પુ.) ઢોરનું ટોળું; a cattle herd.

**ઘોલક, ઘોલકી,** (સ્ત્રી) **ઘોલકું,** (ન) અંધારી ગંદી ઝૂંપડી; a dark dirty hut.

**ઘોષ,** (પું.) મોટો અવાજ કે ધ્વનિ, big sound or noise: (૨) ઢંઢેરો; a proclamation: (૩) ગોવાળિયાનું ઝૂંપડું; a cow-herd's cottage: **ઘોષણા,** (સ્ત્રી.) ઢંઢેરો; a proclamation: (૨) જાહેરાત; a declaration.

**ઘોળવું,** (સ. ક્રિ.) બધી બાજુએ દાબીને નરમ કરવું; to soften by pressing on all sides: (૨) ઓગાળવું; to melt:

(૩) આથો લાવવા મિશ્રણ કરવું; to mix for fermentation: (૪) જોરથી ગોળાકાર ફેરવવું; to turn round briskly.

**ઘોંકવું**, (અ. ક્રિ) ગોદો કે કોણી મારવાં; to poke, to elbow: (૨) (સ. ક્રિ.) જુઓ **ઘોંચવું**.

**ઘોંચ (ઘોચ)**, (સ્ત્રી.) ચીલામાં પડેલો ખાડો; the pit of a rut: (૨) ગોદો કે કોણી મારવાં તે; a poking or elbowing: (૩) ગોદાનો જખમ; a wound created by poking:(૪) નુકસાન; loss:**-પરોણો**, (પું) વારંવાર ગોદા મારવા તે; repeated poking: (૨) મિથ્યા હસ્તક્ષેપ; undue interference: **ઘોંચવું**, (સ. ક્રિ)ભોંકવુ; to pierce, to thrust into: **ઘોંચાવું**, (અ. ક્રિ.) ભોંકાવું; to be pierced.

**ઘોંટવું**, (અ. ક્રિ.) ગાઢ નિદ્રા લેવી, ઘોરવું; to sleep soundly.

**ઘ્રાણ**, (ન.) ગંધ, વાસ, smell, odour: (૨) નાક, the nose: **ઘ્રાણેંદ્રિય**, (સ્ત્રી.) નાક, the nose.

## ઙ

ઙ, (પું) ગુજરાતી મૂળાક્ષરોનો પાંચમો વ્યંજન, ગુજરાતીમાં હવે એ ક્વચિત્ જ વપરાય છે, the fifth consonant of the Gujarati alphabet, presently it is rarely used in Gujarati.

## ચ

**ચ**, (પું.) ગુજરાતી મૂળાક્ષરોનો છઠ્ઠો વ્યંજન; the sixth consonant of the Gujarati alphabet: (૨) (અ.) વળી, અને; as well as, and

**ચક**, (પું) સળીઓનો જાળીદાર પડદો, a net-like bamboo stick curtain: (૨) સ્ત્રીઓનું એક ઘરેણું; a kind of ornament for women: (૩) કુંભારનો ચાક; a potter's moulding wheel.

**ચકચકવું**, (અ. ક્રિ.) ઝળકવું, પ્રકાશવું; to shine, to glitter: **ચકચકાટ**, (પું.) ચળકાટ; lustre, brightness: **ચકચકિત**, (વિ.) ચળકતું; shining.

**ચકચાર**, (સ્ત્રી.) ચર્ચા; discussion: (૨) પૂછપરછ; inquiry.

**ચકચૂર**, (વિ) નશામાં ગરક; deeply intoxicated.

**ચકડોલ(-ળ)**, (પું.) બેઠકોવાળો ગોળ ફરતો ફાળકો; a merry-go-round: (૨) ચકરી, ફેર; giddiness.

**ચકતી**, (સ્ત્રી.) ચપટી નાની ગોળ તકતી; a flat small round piece.

**ચકતું**, (ન.) ગોળ કે ચોરસ ઢેફું; a round or square lump of earth:(૨) જાડું પડ; a thick layer or slice.

**ચકલિલ્લુ**, (ન) એક પ્રકારની મેદાની રમત; a kind of outdoor game.

**ચકમક**,(પું) ઘર્ષણથી અગ્નિ પેટાવવા માટેનો એક પ્રકારનો પથ્થર, a flint: (૨) (સ્ત્રી.) તણખો, a spark: (૩) ચળકાટ,glitter: (૪) (લૌ.) તકરાર, કજિયો; a strife, a quarrel.

**ચકરચકર**, (અ) વર્તુળાકાર ગતિમાં; in circular motion

**ચકરડી**, (સ્ત્રી.) વર્તુળાકાર ગતિ, circular motion: (૨) ફરકડી, ફીરકી; a reel: (૩) ભમરડા જેવું એક રમકડું, a top-like toy: **ચકરડું**, (ન.) વર્તુળ, કૂંડાળું; a circle: (૨) ચક્ર; a disc: (૩) પૈડું; a wheel.

**ચકરભમર**, (અ) વર્તુળાકાર ગતિમાં; in circular motion

**ચકરવકર**, (અ) ફેર ચડવાથી બેભાન; unconscious because of giddiness: (૨) અસ્થિરતાથી, unsteadily.

**ચકરાવો**, (પું) ઘેરાવો, પરિઘ; circumference: (૨) પ્રાચીન વ્યૂહરચના; ancient battle strategy.

**ચકરી**, (સ્ત્રી.) ફેર, તમ્મર, giddiness: (૨) (વિ.) વર્તુળાકાર, ગોળ, circular, round.

**ચકલું**, (ન.) એક પ્રકારનું નાનું પક્ષી; a sparrow: **ચકલી**, (સ્ત્રી.) માદા ચકલું; a female sparrow: **ચકલો**, (પું.) નર ચકલું; a male sparrow.

**ચકલો**, (પું.) **ચકલું**, (ન.) ચાર રસ્તાનું મિલનસ્થળ; a junction of four roads: (૨) બજાર; a market place.

**ચકળવ(-વિ)કળ**, (વિ) આકુળવ્યાકુળ; frightened and puzzled.

**ચકાસું(-વું)**, (ન) ચામડી પરનું ચાઠું; a skin-burn or sore.

**ચકાસવું**, (સ. ક્રિ.) બારીક તપાસ કરવી; to examine or inspect minutely.

**ચકિત**, (વિ.) વિસ્મય પામેલું; wonder-struck: (૨) છક થયેલું; dismayed.

**ચકોતરું**, (ન.) **ચકોતરો**, (પું.) લીંબું જેવું એક ફળ, a kind of citrous fruit.

**ચકોર**, (વિ.) ચપળ, તકેદારીવાળું; active, alert: (૨) ચાલાક; skilful, clever: (૩) જાગ્રત; wakeful, alert

**ચક્કર**, (વિ.) ચસકેલા મગજનું; lost-minded: (૨) ગાંડું; mad: (૩) ચક્ર, પૈડું; a disc, a wheel: (૪) લટાર મારવી તે; a stroll: (૫) કૂંડાળું, વર્તુળ; a circle: (૬) તમ્મર, ફેર; giddiness: (૭) (અ.) વર્તુળાકારે; in circular motion.

**ચક્કી**, (સ્ત્રી.) ઘંટી; a grinding mill: (૨) ઘાણી; an oil mill.

**ચક્કુ**, (ન) જુઓ **ચપ્પુ**.

**ચક્ર**, (ન.) કૂંડાળું, વર્તુળ; a circle: (૨) પૈડું; a wheel: (૩) ધારવાળું ગોળાકાર અસ્ત્ર; a circular sharp missile: (૪) સામ્રાજ્ય; an empire: (૫) સમૂહ, મંડળ; a group or association.

**ચક્રમ**, (પું) ગાંડો કે તદ્દન ગમાર માણસ; a mad or quite senseless man.

**ચક્રવર્તી**, (વિ.) સાર્વભૌમ; absolute, sovereign: (૨) (પું.) એવો સમ્રાટ; an absolute emperor.

**ચક્રવાક**, (પું.) એક પ્રકારનું પક્ષી; a kind of bird.

**ચક્રવૃદ્ધિ**, (વિ.) વ્યાજનું પણ વ્યાજ ગણાય એવું (વ્યાજ); compound (interest).

**ચક્રાકાર**, (વિ) વર્તુળાકાર, circular:

**ચક્રી**, (વિ.) સાર્વભૌમ; sovereign: (૨) (પું.)સમ્રાટ, an emperor: (૩) શ્રી વિષ્ણુ; Lord Vishnu: (૪) કુંભાર, a potter.

**ચક્ષ(ચક્ષુ)**, (ન) આંખ; one of the eyes.

**ચગડોળ**, (સ્ત્રી) જુઓ **ચકડોળ**.

**ચગદવું**, (સ. ક્રિ) પગથી કચરવું; to trample: (૨) જોરથી દબાવવું, to press hard.

**ચગવું**, (અ ક્રિ.) ઊંચે ઊડવું; to fly high: (૨) જુસ્સા કે રંગમાં આવવું; to become spirited or puffed up.

**ચગળવું**, (સ. ક્રિ) મોંમાં હલાવીને રસ કરવો; to turn into juice by moving in the mouth: (૨) ધીમે ધીમે ચાવવું; to chew slowly,to munch.

**ચચણવું (ચચરવું)**, (અ ક્રિ.) બળતરા થવી; to feel a burning pain: (૨) ચણ ચણ અવાજ સાથે બળવું; to burn with a sizzling sound: (૩) મનમાં ધૂંધવાવું; to be grieved: **ચચણાટ (ચચરાટ)**, (પું.) બળતરા; burning sensation: (૨) વ્યથા; affliction.

**ચચૂકો (-ડો)**, (પું.) આંબલીનો ઠળિયો કે બી, કચૂકો, ચિચૂકો; a tamarind seed.

**ચટ**, (સ્ત્રી) તકેદારી, કાળજી; alertness, care: (૨) જક્કીપણું, જીદ; obstinacy: (૩) (અ.) તાબડતોબ, very quickly, at once: (૪) સદંતર ખલાસ (ખોરાક); totally used up or exhausted (eatables).

**ચટક**, (વિ.) મોહ પમાડે એવું, આકર્ષક; charming: (૨) (સ્ત્રી.) સ્વાદ, લહેજત; taste, zest: (૩) ડંખ; a sting: (૪) લાગણી; feeling, sensation: **ચટકવું**,

(વિ.) ભપકાદાર; pompish: **–દાર,** (વિ.) સ્વાદિષ્ટ, લહેજતદાર; tasteful, zestful: (૨) મોહક, આકર્ષક; charming: (૩) રોમાંચક; sensational, thrilling: **–મટક,** (વિ.) નખરાંબાજ; foppish: (૨) (સ્ત્રી.) નખરાબાજી, foppishness **ચટકવું,** (સ. ક્રિ.) ડંખવું; to sting: (૨) (અ. ક્રિ.) શોભવું; to look bright or beautiful: **ચટકી,** (સ્ત્રી.) મોહ, આકર્ષણ; a fascination: (૨) ઉગ્ર લાગણી, intense feeling: (૩) ખૂલતો લાલ રંગ; bright red colour: (૪) ડંખ, ચૂંટી; a sting: **ચટકું,** (ન.) ડંખ, ચૂંટી; a sting: (૨) ટીપું, અલ્પપ્રમાણ; a drop, a small quantity: **ચટકો,** (પું.) ડંખ; a sting: (૨) લહેજત, સ્વાદ; zest, taste: (૩) ચસકો, a craving: (૪) ઉગ્ર લાગણી; intense feeling.

**ચટણી,** (સ્ત્રી.) વનસ્પતિ, મસાલા, વ.થી બનાવાતી લહેજતદાર વાની; ketchup.

**ચટપટ,** (અ.) તરત જ, તાબડતોબ; at once, instantly: **ચટપટી,** (સ્ત્રી.) નિરંકુશ ઉગ્ર ઇચ્છા, તાલાવેલી; an intense hankering: (૨) બેચેની; uneasiness: (૩) વ્યથા, affliction.

**ચટાઈ,** (સ્ત્રી.) સાદડી, a mat.

**ચટાકો,** (પું.) જુઓ **ચટ, ચટકો.**

**ચટાચટ (ચટચટ),** (અ.) તાબડતોબ, ઝટપટ; at once.

**ચટાપટા,** (પું. બ. વ.) વિવિધરંગી આડા-અવળા પટા; stripes.

**ચટાપટી,** (સ્ત્રી.) જુઓ **(ચટપટ) ચટપટી.**

**ચટિયું,** (વિ.) હઠીલું, જિદ્દી, obstinate.

**ચટૂડું,** (વિ.) ખાવાનું શોખીન અને લાલચુ; fond of eating at others expense: (૨) લાંચિયું, corrupt.

**ચડઊતર(–રી),** (સ્ત્રી.) ચડાણ અને ઉતરાણ; ascent and descent: (૨) ચડતીપડતી; rise and fall.

**ચડચડ,** (અ.) બળવાના એવા અવાજ સાથે; with a creaking sound of burning: **ચડચડવું,** (અ. ક્રિ.) એવા અવાજ સાથે બળવું; to burn with a creaking sound: **ચડચડાટ,** (પું.) a creaking sound of burning.

**ચડતી,** (સ્ત્રી.) ઉન્નતિ, વિકાસ; rise, prosperity, development: (૨) વૃદ્ધિ; an increase, an expansion: **–પડતી,** (સ્ત્રી.) ઉન્નતિ અને પતન; rise and fall, prosperity and adversity: **ચડતું,** (વિ.) ચડિયાતું; superior.

**ચડભડ,** (સ્ત્રી.) બોલાચાલી, તકરાર; an altercation, a noisy quarrel: **–વું,** (અ. ક્રિ.) લડી પડવું, બોલાચાલી કરવી; to quarrel, to altercate: **ચડભડાટ,** (પું.) ચડભડ.

**ચડવું,** (સ. અને અ. ક્રિ.) ઊંચે જવું; to rise, go high: (૨) વધવું; to increase: (૩) આક્રમણ કરવું; to attack, to invade: (૪) રંધાવું; to be cooked: (૫) મિથ્યા ગર્વ કરવો; to be unduly proud or vain: (૬) સંકોચાવું; to be contracted: (૭) નશાની અસર થવી; to be intoxicated: (૮) નાદ લાગવો, to be addicted to, to be prone to: (૯) કરવાનું બાકી રહેવું (કામ, વ.); to be in arrears: (૧૦) દેવને અર્પણ થવું; to be offered to a god: (૧૧) ઢાંકણરૂપ થવું; to be a covering of.

**ચડસ,** (પું.) એક માદક પદાર્થ; a narcotic substance: (૨) વ્યસન, લત; addiction, strong liking: (૩) હઠ, જિદ; obstinacy: **ચડસાચડસી,** (સ્ત્રી.) ઉગ્ર હરીફાઈ; keen rivalry.

**ચડાઈ,** (સ્ત્રી.) લશ્કરી હુમલો; an invasion: (૨) જોખમી પ્રયાસ; a risky effort: **ચડાઉ,** (વિ.) મિથ્યાભિમાની; vain (૨) ચીડિયું; peevish, short tempered: (૩) સવારી કરવા યોગ્ય; ridable: **ચડાણ,** (ન.) **ચડાવ,** (પું.) ઊંચે જતો માર્ગ, an ascent: (૨)

ઊંચાણવાળી જગ્યા; a steep place: (૩) વધારો, વૃદ્ધિ, an increase or expansion: (૪) લશ્કરી હુમલો; an invasion.

**ચડાવવું**, (અ. ક્રિ.) કોઈની વિરુદ્ધ ઉશ્કેરવું; to instigate.

**ચડ્ડી**, (સ્ત્રી) અર્ધું પાટલૂન; a half-pantaloon, shorts.

**ચઢઊતર**, (સ્ત્રી.) જુઓ **ચડઊતર**.

**ચઢવું**, (સ. અને અ ક્રિ.) જુઓ **ચડવું**.

**ચઢાઈ, ચઢાઉ**, વ માટે જુઓ **ચડાઈ**.

**ચઢાવવું**, (અ. ક્રિ.) જુઓ **ચડાવવું**.

**ચઢિયાતું**, (વિ) જુઓ **ચડિયાતું**.

**ચણ**, (સ્ત્રી) પક્ષીઓ માટેના અનાજ, વ.ના દાણા; grain for birds.

**ચણતર**, (ન.) ચણવાનાં કામ કે રીત; masonry work or its mode.

**ચણવું**, (સ. ક્રિ.) બાંધકામ કરવું, મકાન, વ નું નિર્માણ કરવું; to build, to construct: (૨) નિર્માણ કરવું; to erect, to produce: (૩) (પક્ષીઓનું) વીણીને ખાવું, to eat by picking up.

**ચણિયો**, (પું.) ઘાઘરો, a petticoat.

**ચણો**, (પું.) એક પ્રકારના કઠોળનો દાણો; a grain of gram.

**ચણોઠી**, (સ્ત્રી.) એક પ્રકારનો છોડ; a kind of plant· (૨) એનું ફળ; its fruit: (૩) એ ફળ જેટલું વજનનું નાનું માપ; a small measure of weight equal to that of such a fruit, about $2\frac{1}{2}$ grains.

**ચતુર**, (વિ.) હોશિયાર, ચાલાક; clever, skilful: (૨) મુત્સદ્દી; shrewd: (૩) બુદ્ધિશાળી; intelligent, wise.

**ચતુરંગ**, (વિ.) ચાર અંગ કે વિભાગવાળું; having four parts or divisions: (૨) (પુ.) શેતરંજની રમત; the game of chess: **ચતુરંગી**, (વિ.) ચતુરંગ.

**ચતુરા**, (સ્ત્રી.) ચાલાક સ્ત્રી; a clever and sagacious woman.

**ચતુરાઈ**, (સ્ત્રી.) હોશિયારી, ચાલાકી, આવડત, cleverness, sagacity, skill: (૨) મુત્સદ્દીપણું; shrewdness

**ચતુર્ભુજ**, (વિ.) ચાર હાથવાળું; four handed: (૨) હાથ પાછળ બાંધીને કેદ પકડેલું; having the hands tied behind and arrested: (૩) ચાર બાજુઓ કે ખૂણાવાળુ; quadrilateral: (૪) (પુ) ચોખૂણ આકૃતિ, a quadrilateral. (૫) શ્રી વિષ્ણુ, Lord Vishnu.

**ચતુર્વિધ**, (વિ.) ચાર પ્રકારનું, of four types or kinds.

**ચતુર્વેદ**, (પું. બ વ) ચાર વેદો; the four Vedas: **ચતુર્વેદી**, (વિ.) ચારેય વેદોમાં પારંગત, well-versed in all the four Vedas: (૨) બ્રાહ્મણની એ જાતિ કે અટક્નું; of a so named Brahmin sect or surname.

**ચતુષ્કોણ**, (વિ.) (પું) ચાર ખૂણાવાળી આકૃતિ; a quadrilateral

**ચતુષ્પદ**, (વિ.) ચોપગું; four-footed.

**ચત્તું (ચતું)(છતું)**, (વિ.) આકાશ તરફ મુખવાળુ; supine, facing the sky: (૨) ઊંધુ નહિ, not inverted: **–પાટ**, **ચતુંપાટ, છતુંપાટ**, (વિ.) સંપૂર્ણ રીતે ચત્તુ; completely supine.

**ચપ**, (અ.) ઝડપથી, એકદમ; swiftly.

**ચપકાવવું**, (સ. ક્રિ) ડામ દેવો, to scorch, to apply a burning thing: (૨) ચોટાડવું; to stick, to fix.

**ચપકો**, (પું.) ડામ; a scorching, an application of a burning thing: (૨) મહેણુ; a taunt.

**ચપચપું**, (વિ.) ભીનું અને ચીકણું, wet and sticky.

**ચપટ**, (વિ) ચોંટેલું; stuck or adhered to: (૨) ચપટું; flat: (૩) દબાવેલું; compressed: **ચપટાવું**, (અ. ક્રિ.) ચોટવું; to be stuck· (૨) ચપટું થવું; to be flattened: (૩) દબાવું; to be

compressed: (૪) નુકસાન થવું; to suffer a loss.

**ચપટી,** (સ્ત્રી.) હાથની કોઈ આંગળી અંગૂઠા સાથે ભીડવી તે; a snap of fingers, a pinch: (૨) ચપટીમા સમાય એટલું માપ; quantity held by a pinch: (૩) ચપટી ઊડવાથી થતો અવાજ; sound created when undoing a pinch: (૪) ક્ષણ; a moment: (૫) પકડ; a grip: (૬) ચીમટી; a pinching: **ચપટું,** (વિ.) (જુઓ **ચપટ.**) દમાયેલું અને ચપટ; flat and compressed.

**ચપતરું,** (ન.) પતરા જેવો કોઈ પણ નાનો ટુકડો; any sheet-like small piece.

**ચપરાસ,** (સ્ત્રી.) પટા, વ.ની કડી, 'બકલ'; a buckle: (૨) મિજાગરું; a hinge: (૩) બડાઈ; vanity, boast: **ચપરાસી,** (પું.) પટાવાળો, ખિજમતદાર; a peon, an attendant: (૨) (સ્ત્રી.) બડાઈ; vanity, boasting.

**ચપળ(-લ),** (વિ.) ચાલાક, હોશિયાર; skilful, clever, sagacious: (૨) ચંચલ, અસ્થિર; sensitive, unsteady: **-તા,** (સ્ત્રી.) ચાલાકી, વ.; skill, cleverness, sensitiveness: **ચપળા(-લા),** (સ્ત્રી.) ચપળ સ્ત્રી; a clever woman: (૨) વીજળી; lightning: (૩) લક્ષ્મી; Laxmi, the goddess of wealth.

**ચપાટવું,** (સ. ક્રિ.) અતિશય ઉતાવળે ખાવું; to eat very quickly: (૨) ખાઈ ને ખલાસ કરવું; to exhaust by eating up.

**ચપાટી(-તી),** (સ્ત્રી.) જાડી રોટલી; a kind of thick bread.

**ચપોચપ,** (અ.) ઝપાટાબંધ, એકદમ; very quickly, at once: (૨) ઝડપી ક્રમમાં; in quick sequence.

**ચપ્પુ (ચક્કુ) (ચાકુ) (ચાકૂ),** (પું.) (ન.) નાની છરી; a pen-knife.

**ચબરકી(-ખી),** (સ્ત્રી.) કાગળનો નાનો ટુકડો; a small piece of paper.

**ચબરાક,** (વિ.) જુઓ **ચપળ:** (૨) બોલવામાં ચાલાક; clever in speech: (૩) વાચાળ, talkative.

**ચબાવલું,** (વિ.) જુઓ **ચિબાવલું.**

**ચબૂતરો,** (પું.) પોલીસથાણું; a police-station: (૨) કર વસૂલ કરવાનું થાણું; a toll-station: (૩) ચોતરો; a raised platform or seat: (૪) પંખીઓ માટેની પરબડી; a raised platform where grain for birds is laid.

**ચમક,** (સ્ત્રી.) ચમકારો; a flash: (૨) તેજ; lustre, brightness: (૩) તાણ આવવી તે; twitching pain: (૪) તાજુબી; a surprise-shock, dismay: (૫) (પું.) લોહચુંબક; a magnet: (૬) ચકમક; a flint: **-વું,** (અ. ક્રિ.) પ્રકાશવું, ઝબકવું; to shine, to flash: (૨) ચોંકવું; to be stunned: (૩) વંઠી જવું; to go astray: **ચમકાટ, ચમકાર, ચમકારો,** (પું.) ઝબકારો; a flash, a glitter: (૨) અતિશય તાણ આવવી તે; excessive twitching pain: (૩) કંપારી; quivering: **ચમકાવવું,** (સ. ક્રિ.) પ્રકાશમાં લાવવું; to bring to light: (૨) ઝબકાવવું; to cause to flash or glitter: (૩) સોટીથી મારવું; to beat with a cane, to thrash.

**ચમચમ,** (અ.) સોટી વાગે એવા અવાજથી; with the sound of a cane-blow: **-વું,** (અ. ક્રિ.) એવો અવાજ થવો, to sound like a cane-blow: (૨) ઉગ્ર બળતરા થવી; to feel intense burning pain: **ચમચમાટ,** (પું.) એવો અવાજ; such sound: (૩) ઉગ્ર બળતરા; intense burning pain.

**ચમચો,** (પું.) એક પ્રકારનો કડછો; a spoon: **ચમચી,** (સ્ત્રી.) નાનો ચમચો; a small spoon: (૨) પાનસોપારી, વ. માટેની કોથળી; a cloth bag for keeping betel-leaves, nuts, etc.

**ચમડી,** (સ્ત્રી.) ચામડી; skin.

**ચમત્કાર,** (પું.) અગમ્ય, આશ્ચર્યકારક બનાવ; a miracle, a marvel or wonder: (૨) અસાધારણ બનાવ કે સિદ્ધિ; extraordinary happening or achievement: **ચમત્કારિક,ચમત્કારી,** (વિ.) ચમત્કારવાળું, અલૌકિક; miraculous, marvellous.

**ચમત્કૃતિ,** (સ્ત્રી.) જુઓ **ચમત્કાર.**

**ચમન,** (પું.) (ન.) બાગ; a garden: (૨) આનંદ, મોજમજા; joy, gaiety.

**ચમર,** (સ્ત્રી.) વાળ કે પીછાં; hair or feathers: (૨) જુઓ **ચામર.**

**ચમરબંધ (ચમર),** (પું.) ચામડાનો પટો; a leather belt or girdle: **ચમરબંધી,** (વિ.) પટો ધારણ કરેલું; wearing a belt: (૨) શૂરવીર, બહાદુર; heroic, brave: (૩) (પું.) સત્તાધારી કે અધિકૃત પ્રતિષ્ઠિત માણસ; a reputed man in power or having authority.

**ચમરી,** (સ્ત્રી.) ફૂલની મંજરી; flower-blossom: (૨) ચામર; a flap made of hair for driving away mosquitoes.

**ચમાર,** (પું.) ચામડું કેળવનાર; a leather tanner: (૨) (વિ.) એ જ્ઞાતિનું; belonging to that caste.

**ચમૂ,** (સ્ત્રી.) લશ્કર, સેના; an army.

**ચમેલી,** (સ્ત્રી.) એક પ્રકારની ફૂલવેલ; a kind of flower plant: (૨) એનું ફૂલ; its flower.

**ચમ્મડ,** (વિ.) ચામડા જેવું, મુશ્કેલીથી ફાટે એવું; leather-like, difficult to tear off: (૨) કંજૂસ; miserly: **–તોડ,** (વિ.) અત્યંત કંજૂસ; excessively miserly.

**ચમ્મર,** (સ્ત્રી.) (ન.) જુઓ **ચામર.**

**ચય,** (પું.) ઢગલો; a heap or pile: (૨) સમૂહ, જથ્થો; a collection: (૩) વધારો, વૃદ્ધિ; an increase.

**ચર,** (વિ.) અસ્થિર, ચંચળ; unsteady, sensitive. (૨) ગતિમાન, ફરતું; moving: (૩) (પું.) જાસૂસ; a spy: (૪) (સ્ત્રી.) ખાઈ, નીક; a trench, a moat: (૫) ચૂલ; a cooking pit.

**ચરક,** (ન.) પક્ષીની અઘાર; a bird's excrement: **–વું,** (અ. ક્રિ.) અઘાર કાઢવી; to discharge excrement (by a bird): (૨) પ્રવાહી ઝાડો થવો; to discharge liquid excrement: **ચરકણ, ચરકણું,** (વિ.) વારંવાર પ્રવાહી ઝાડાનું વિસર્જન કરતું; discharging liquid excrement frequently: (૨) ડરપોક; timid.

**ચરખો,** (પું.) કપાસ લોઢવાનો સંચો; a gin: (૨) સંઘેડો; a lathe: (૩) રેંટિયો; a spinning wheel.

**ચરચરવું,** (અ. ક્રિ.) જુઓ **ચચણવું.**

**ચરચરાટ,** (પું.) જુઓ **ચચરાટ.**

**ચરચવું,** (સ. ક્રિ.) લેપ કે અર્ચના કરવાં; to besmear, to anoint as an auspicious mark.

**ચરડ,** (અ.) કાપડ ફાટે એવા અવાજથી; with a sound similar to that of tearing cloth: **–કો,** (પું.) એવો અવાજ; such sound: (૨) ઉગ્ર ચિંતા; keen anxiety: (૩) ધ્રાસકો; a mental shock.

**ચરણ,** (પું.) (ન.) પગ; the foot: (૨) કાવ્યની કડી કે ટૂક; a metrical section or quarter of a poem.

**ચરબી,** (સ્ત્રી.) માંસની અંદરનો તેલી પદાર્થ; fat, tallow: (૨) (લૌ.) અભિમાન, ગુમાન; pride, vanity.

**ચરમ,** (વિ.) છેવટનું, અંતિમ; last, final, terminal.

**ચરવું,** (અ. ક્રિ.) ચાલવું; to walk: (૨) ફરતાં ફરતાં અને શોધી શોધીને ખાવું; (પશુપક્ષીનું); to graze: (૩) (સ. ક્રિ.) કમાવું; to earn.

**ચરસ,** (પું.) જુઓ **ચડસ.**

**ચરાઉ,** (વિ.) ચરવા માટે યોગ્ય; fit for grazing: (૨) ચરાણ તરીકે વપરાતું:

used as a pasture: (૩) (ન.) ચરાણ; a pasture.

**ચરાચર**, (વિ.) ચેતન અને જડ; animate and inanimate: (૨) સ્થાવર અને જંગમ; movable and immovable (૩) (ન.) બ્રહ્માંડ, સમગ્ર સૃષ્ટિ; the universe, the creation.

**ચરાણ**, (ન.) ગોચર, ચરો; a pasture.

**ચરિત**, (ન) જુઓ ચરિત્ર.

**ચરિતાર્થ**, (વિ.) સફળ; successful: (૨) કૃતાર્થ, satisfied because of success: (૩) (પુ.) નિર્વાહ, livelihood, maintenance: (૪) તાત્પર્ય, સાર; general or abstract meaning, moral.

**ચરિત્ર**, (ન.) વર્તન, આચરણ; character, behaviour: (૨) કૃત્યો; deeds: (૩) પરાક્રમો; feats, exploits: (૪) સિદ્ધિઓ; achievements: (૫) (લૌ) કાવાદાવા, કપટ; intrigue, cunning: (૬) જીવનકથા; a biography: **–કાર**, (પું) જીવનકથાનો લેખક; a biographer.

**ચરી**, (સ્ત્રી.) જુઓ કરી.

**ચરુ**, (પું.) પહોળા મોનું વાસણ; broad mouthed vessel.

**ચરો**, (પુ.) ચરાણ, ગૌચર; a pasture.

**ચર્ચવું**, (સ. ક્રિ.) વાદવિવાદ કરવો; to discuss: (૨) વાટાઘાટ કરવી; to negotiate. (૩) નિંદા કરવી; to censure: (૪) લેપ કરવો; to anoint.

**ચર્ચા**, (સ્ત્રી.) વાદવિવાદ; discussion: (૨) મંત્રણા, વાટાઘાટ; negotiations: (૩) નિંદા; censure, slander: (૪) લેપ; an anointing: **–પાત્ર, –સ્પદ**, (વિ.) ચર્ચાને સ્થાન હોય એવુ, અનિશ્ચિત; debatable, undecided

**ચર્મ (ચરમ)**, (ન.) ચામડી, ચામડું; skin, hide, leather.

**ચર્યા**, (સ્ત્રી) દૈનિક કામકાજ, daily routine work: (૨) વર્તન, રીતભાત; behaviour, manners: (૩) ચહેરાનો ભાવ; expression of the face, look, airs: (૪) સેવા; service.

**ચલ(–ળ)**, (વિ.) ગતિમાન; moving: (૨) અસ્થિર; unsteady

**ચલણ**, (ન.) ગતિ, ચાલવું તે; motion, a moving: (૨) સત્તા, અમલ; power, rule, authority: (૩) અંકુશ; control: (૪) રિવાજ, રૂઢિ; vogue, custom: (૫) ચલણી નાણું; currency: **ચલણી**, (વિ.) અમલી, પ્રચલિત, માન્ય; current, recognized: (૨) કાયદેસરનું; legal.

**ચલમ**, (સ્ત્રી.) ધૂમ્રપાનનું માટીનું નળાકાર પાત્ર; an earthen smoking pipe.

**ચલવિચલ**, (વિ.) અસ્થિર; unsteady: (૨) ડગમગતું; shaking.

**ચલાચલ**, (વિ.) જુઓ ચરાચર.

**ચલાણું**, (ન.) બેસણીવાળો પ્યાલો; a cup with a stand: **ચલાણી**, (સ્ત્રી.) નાનું ચલાણું; such a small cup.

**ચલાયમાન**, (વિ.) ગતિમાન; moving: (૨) અસ્થિર, બદલાતું; unsteady, changing: (૩) જંગમ; movable.

**ચલિત**, (વિ) અસ્થિર; unsteady: (૨) ચંચળ; sensitive: (૩) સ્થાનભ્રષ્ટ; degraded, overthrown.

**ચલિયું**, (ન.) ચકલું; a sparrow.

**ચલૂડું**, (ન.) બેસણીવાળી પ્યાલી, a small cup with a stand: (૨) માટીની લોટી; earthen water-pot.

**ચલ્લું**, (ન) ચકલું, a sparrow: (૨) ચકલા જેવું કોઈ પણ પક્ષી; any bird like a sparrow: (૩) અંજલિ; anything held in the palm by the way of offering.

**ચવ**, (પું.) (સ્ત્રી.) મોતીની સંખ્યા અથવા વજન પર આધારિત એક તોલમાપ, a measure of weight based on a number or weight of pearls: (૨) શક્તિ; power, ability. (૩) રીતભાત, manners, behaviour:(૪) જ્ઞાન;

knowledge: (૫) આવડત, સમજ; skill, understanding: (૬) ઢંગ; mode: (૭) લહેજત, સ્વાદ; zest, taste.

**ચવચવ,** (વિ.) કુટકળ, પરચૂરણ; miscellaneous: (૨) (સ્ત્રી.) પરચૂરણ બાબતો; miscellaneous items or things.

**ચવડ,** (વિ.) મુશ્કેલીથી ફાડી કે ચાવી શકાય એવું; difficult to tear or chew.

**ચવડું,** (વિ.) જુઓ **ચવડ:** (૨) (ન.) હળનો અણીદાર દાંતો; the sharp-point of a plough.

**ચવવું,** (સ. ક્રિ.) કહેવું; to tell: (૨) વર્ણન કરવું; to describe, to narrate.

**ચવળાટ,** (પું.) ચળ; itching sensation: (૨) આવેશ, અધીરાઈ; excitement, impatience: (૩) અજંપો, બેચેની; restlessness.

**ચવાણું (ચવેણું),** (ન.) અલ્પાહાર માટેનો સુકો કે તળેલો મિશ્ર ખોરાક; dry or fried mixed food for breakfast.

**ચશ્મ,** (સ્ત્રી.) આંખ; one of the eyes: **-પોશી,** (સ્ત્રી.) આંખ આડા કાન કરવા તે; a winking at: (૨) અજાણપણાનો ડોળ, pretence of ignorance: **ચશ્માં,** (ન. બ. વ.) ખોડવાળી આંખ માટેનું અંતર્ગોળ કે બહિર્ગોળ કાચનું ચોકઠું; a pair of spectacles: **ચશ્મું,** (ન.) એવો એક જ આંખે પહેરવાનો કાચ; an eye-glass.

**ચસકવું,** (અ. ક્રિ.) સરકવું; to slip: (૨) સરકીને છટકવું; to escape by slipping (૩) ગાંડપણ હોવું, છટકેલ મગજનું હોવું; to be mad, to be lost-minded.

**ચસકો,** (સ્ત્રી.) સ્નાયુની પીડા, mascular pain: (૨) તાલાવેલી, તલબ; intense desire: (૩) લત; addiction: (૪) નખરાંબાજી; foppishness.

**ચસચસ,** (અ.) તંગ રીતે; tightly: **-વું,** (અ. ક્રિ.) તંગ હોવું; to be tight: (૨) જકડાવું; to be gripped: (૩) (સ. ક્રિ.) ઝડપથી ચૂસીને પીવું; to sip quickly: **ચસચસાટ,** (અ.) તંગ રીતે; tightly: (૨) ઉતાવળે (પીવું); (to sip) quickly: **ચસચસાવવું,** (સ. ક્રિ.) તંગ કરવું; to tighten: (૨) ઉતાવળે ચૂસવું; to sip quickly: **ચસમપોશી,** (સ્ત્રી.) જુઓ **ચશ્મ, ચશ્મપોશી.**



**ચસવું,** (અ. ક્રિ.) ચસકવું; to slip: (૨) ખસવું; to move: (૩) નિષ્ફળ જવું; to fail

**ચહેરો,** (પું.) શિકલ; a face.

**ચળ,** (વિ.) જુઓ **ચલ.**

**ચળ,** (સ્ત્રી.) ખંજવાળ; itching sensation: (૨) અધીરાઈ; impatience: (૩) બેચેની, uneasiness.

**ચળક,** (સ્ત્રી.) ચળકાટ; glitter, brightness: (૨) શોભા માટેની ચળકતી ટીકી; a bright ornamental piece: **-વું,** (અ. ક્રિ.) પ્રકાશવું, ઝબકવું, to shine, to glitter: **ચળકાટ,** (પું.) તેજ, ચકચકાટ; brightness, glitter.

**ચળવળ,** (સ્ત્રી.) અધીરાઈ, impatience: (૨) અજંપો, restlessness: (૩) પ્રવૃત્તિ, હિલચાલ, movement: (૪) આંદોલન; agitation: (૫) ધમાલ; commotion: **ચળવળાટ,** (પું.) અજંપો; restlessness: (૨) તલસાટ, hankering: (૩) ચિંતા; anxiety: (૪) ખંજવાળ; itching sensation: **ચળવળિયું,** (વિ.) ચળવળ કરવાની વૃત્તિવાળું, ધમાલિયું; agitative, inclined to start or run movements, mischief-mongering.

**ચળવું,** (અ. ક્રિ.) ખસવું; to move: (૨) ડગવું; to shake, to be unsteady: (૩) વિચારો, વ. બદલવાં; to change opinions: (૪) વચનભંગ કરવો, to break a promise: (૫) પતિત થવું; to degenerate.

**ચળામણ,** (ન.) ચાળતા વધેલું ભૂસું; the residual pieces of sifted corn:

**ચળામણ**, (ન.) **ચળામણી**, (સ્ત્રી.) ચાળવાનું મહેનતાણું; wages for sifting corn or for arranging tiles on a roof.

**ચળુ'**, (ન.) જમીને હાથ તથા મોં ધોવાં તે, the washing of hands and mouth after dinner.

**ચ'ગ**, (વિ.) સુંદર, મનોહર; handsome, pleasant: (૨) સ્વચ્છ; clean: (૩) તંદુરસ્ત; healthy: (૪) મજબૂત; strong: (૫) વિપુલ; plentiful.

**ચ'ગ**, (પું.) એક પ્રકારનું વાજું; a kind of musical organ: (૨) પતંગનું પૂછડું; a paper-kite's tail: (૩) ગંજીફાની એક રમત; a game of cards: (૪) (ન.) ઘંટ; a bell.

**ચ'ગી, ચ'ગીભ'ગી**, (વિ.) વ્યસની; addicted to narcotics: (૨) વ્યભિચારી; lewd.

**ચ'ગુ'**, (વિ.) તંદુરસ્ત; healthy: (૨) શુદ્ધ, નિર્મળ; pure: (૩) મજબૂત; strong.

**ચ'ચલ(-ળ)**, (વિ.) અધીરું, impatient, eager: (૨) ઝડપી; quick: (૩) અસ્થિર; unsteady: (૪) ચપળ; nimble, lively: (૫) ચાલાક; clever, skilful: (૬) ફાની, ક્ષણિક; fleeting, transitory: **-તા**, (સ્ત્રી.) ચપળતા; nimbleness, liveliness: (૨) ઝડપ; quickness: (૩) અસ્થિરતા; unsteadiness: (૪) ફાનીપણું; transitoriness: **ચ'ચલા**, (સ્ત્રી.) ચંચળ સ્ત્રી; a sensitive woman: (૨) વીજળી; lightning: (૩) લક્ષ્મી; Laxmi, the goddess of wealth.

**ચ'ચળ, ચ'ચળતા, ચ'ચળા**, જુઓ **ચ'ચલ**.

**ચ'ચુ(-ચૂ)**, (સ્ત્રી.) ચાંચ; a beak: **-પાત, -પ્રવેશ**, (પું.) અલ્પ પરિચય, કોઈ બાબતમાં નામનો જ રસ લેવો તે; an act of taking slight interest, surface interest.

**ચ'ડ**, (વિ.) ગરમ; hot: (૨) ક્રોધી, ઝનૂની; hot-tempered, fierce: (૩) ભયંકર; terrible: **ચ'ડા**, (સ્ત્રી.) ઉગ્ર સ્વભાવની સ્ત્રી; a hot-tempered woman: (૨) દેવી દુર્ગા; the goddess Durga.

**ચ'ડાળ(-લ)**, (વિ.) ઘાતકી; cruel: (૨) પાપી; sinful: (૩) (પું.) સૌથી નીચ કોમનો માણસ; a man of the lowest caste: (૪) જલ્લાદ, મારો, કસાઈ; an executioner, a butcher: (૫) નીચ, ઘાતકી માણસ; a despicable, cruel man: **-ચોકડી**, (સ્ત્રી.) ભયંકર ગુનેગારોની ટોળી; a gang of terrible criminals.

**ચ'ડિ, ચ'ડિકા, ચ'ડી**, (સ્ત્રી.) જુઓ **ચ'ડા**.

**ચ'ડૂલ**, (પું.) અફીણનું સત્ત્વ, જેનું ધૂમ્રપાન થાય છે; essence of opium which is smoked through a pipe.

**ચ'ડોલ(-ળ)**, (પું.) એક પ્રકારનું પક્ષી; a kind of bird, a lark.

**ચ'દ**, (વિ.) થોડું, કેટલુંક; a little, some.

**ચ'દ**, (પું.) ચંદ્ર; the moon: (૨) સ્ત્રીઓ માટેની કપાળે ચોડવાની ટીકી; a small bright disc applied on the forehead by women.

**ચ'દન**, (ન.) સુખડનું ઝાડ અથવા લાકડું; a sandal-tree or sandal-wood: (૨) સુખડનો લેપ; sandal wood ointment: (૩) ટીલું, તિલક; an auspicious line or mark made on the forehead: **-હાર**, (પું.) સ્ત્રીઓ માટેનું ગળાનું એક ઘરેણું; a (gold) necklace.

**ચ'દની**, (સ્ત્રી.) ચાંદની; moonlight: (૨) ચંદરવો; a canopy of cloth, etc.

**ચ'દરવો**, (પું.) કાપડની છત; a canopy of cloth.

**ચ'દા**, (સ્ત્રી.) ચંદ્ર; the moon: (૨) ચાંદની; moonlight.

**ચ'દી**, (સ્ત્રી.) ઢોર, ઘોડા, વ. ને અપાતો કપાસિયા, દાણા, વ.નો ખોરાક; cattle-feed made up of cotton seeds, grain, etc.: (૨) લાંચરુશવત, bribery.

**ચ'દો**, (પું.) ચન્દ્ર; the moon: (૨) ધાતુના પતરા પર કોતરેલો કરાર; an agreement

engraved on a metallic sheet: (૩) ચહેરો; the face: (૪) ગોળ ટીકી; a small round disc: (૫) ચાંદલો; an auspicious mark made on the forehead: (૬) છાપ, મહોર; a stamp or impression.

**ચંદ્ર,** (પું.) પૃથ્વીનો ઉપગ્રહ, ચાંદો; the earth's satellite, the moon: (૨) ઉપગ્રહ; a satellite: **-ક,** (પું.) ચાંદલો; an auspicious mark made on the forehead: (૨) ઇનામ, ભેટ, વ. તરીકે મળેલો બિલ્લો, ચંદ્રક; a medal: (૩) મોરના પીંછાની ટીકી; the shining disc of a peacock's feather: **-ગ્રહણ,** (ન.) ચંદ્રનું ગ્રહણ; a lunar eclipse: **-કાંત, -મણિ,** (પું.) એક કલ્પિત મણિ; a fabulous gem, a moon-stone: **-મા,** (પું.) ચંદ્ર; moon.

**ચંદ્રિકા,** (સ્ત્રી.) ચાંદની; moon-light.

**ચંપલ,** (પું.) (સ્ત્રી.) (ન.) એક પ્રકારનું ખુલ્લું પગરખું; a kind of open shoe.

**ચંપી,** (સ્ત્રી.) દાબ, દાબી દેવું તે; suppression: (૨) શરીર દબાવવું તે; a massage: (૩) મસળવું તે; a kneading.

**ચંપૂ,** (સ્ત્રી.) (ન.) ગદ્ય અને પદ્યની મિશ્ર વિસ્તૃત સાહિત્યકૃતિ; an elaborate literary work written partly in prose and partly in verse.

**ચંપેલી, ચંબેલી,** (સ્ત્રી.) જુઓ **ચમેલી.**

**ચંપો (ચંપક),**(પું.) એક ફૂલઝાડ; a flower plant: (૨) એનુ ફૂલ; its flower.

**ચા,** (પું.) (સ્ત્રી.) જેનાં પાંદડાંનું પીણું બને છે એ એક પ્રકારનો છોડ; a tea-plant: (૨) એનું પીણું કે ઉકાળો; its beverage.

**ચાઊસ,** (પું.) લશ્કરી ટુકડીનો જમાદાર; the head of an army troop: (૨) આરબ સિપાઈ; an Arab constable.

**ચાક,** (વિ.) તંદુરસ્ત, ચેતનવંતુ; healthy, lively.

**ચાક,** (પું.) કુંભારનો ચાકડો; a potter's moulding wheel: (૨) ચક્ર, પૈડું; a disc, a wheel: (૩) ઘંટીનો પથ્થર; a millstone: (૪) ઘૂમરી; a whirl: (૫) વર્તુળાકાર ગતિ; circular motion: (૬) એક પ્રકારનું અંબોડાનું આભૂષણ; a kind of women's ornament to be stuck into the hairball.

**ચાક,** (સ્ત્રી.) ખડી, સફેદ માટી; chalk.

**ચાકટ (ચાકણ) (ચાકળ) (ચાકળણ),** (સ્ત્રી.) બે મોઢાવાળો આંધળો સાપ; a two-mouthed blind serpent.

**ચાકર,** (પું.) નોકર; a servant: **-ડી,** (સ્ત્રી) નોકરડી; a maid-servant: **ચાકરી,** (સ્ત્રી.) ચાકરનું કામ; a servant's duties or work: (૨) સેવા, તહેનાત; service, attendance: (૩) નોકરી; employment: (૪) ચાકરનું મહેનતાણું; a servant's wages.

**ચાકળ, ચાકળણ,** (સ્ત્રી.) જુઓ **ચાકટ.**

**ચાકળો,** (પુ.) રોટલી, વ. વણવાની પાટલી, આડણી; a wooden disc for shaping bread, etc.: (૨) કોસની ગરગડી; the pulley of a leather-bucket drawn by oxen: (૩) ચામડાની ગાદી કે બેઠક, leather pillow or seat.

**ચાકી,** (સ્ત્રી.) સ્ક્રૂ, વની ચકતી, a nut of a screw, etc.: (૨) ગોળાકાર ટુકડો (ફળ, વ. નો); a round slice (of fruit, etc.): (૩) વ્યવસ્થિત ઢગલો; well arranged pile.

**ચાકુ (ચાકૂ),** (પુ.) ચપ્પુ; a pen-knife.

**ચાખડી,** (સ્ત્રી.) લાકડાનું ખુલ્લું પગરખુ, પાવડી; an open wooden shoe.

**ચાખવું,** (સ. ક્રિ.) વાનીનો સ્વાદ નક્કી કરવા થોડું ખાવુ; to eat a little to ascertain the taste of an eatable: (૨) સ્વાદ લેવો; to taste: (૩) અનુભવવું; to experience.

**ચાગલુ'(-ળુ'),** (વિ.) દોઢડાહ્યું; overwise: (૨) મૂર્ખ છતાં ડાહ્યું હોવાનો પ્રયાસ કરતું;

**ચાપલૂસી,** (સ્ત્રી.) ખુશામત; flattery: (૨) ચિબાવલાપણું; fastidiousness.

**ચાપલ્ય,** (ન.) ચપળતા; alertness: (૨) ઝડપ; swiftness: (૩) સાહસ, અવિચારી કામ; a risky enterprise.

**ચાબખો,** (પું.) કોરડો; a whip: (૨) માર્મિક બોધવચન; a satirical instructive statement.

**ચાબુક,** (પું.) કોરડો; a whip: (૨) મહેણું; a taunt.

**ચામ,** (ન.) ચામડી; skin' (૨) ચામડું; hide, leather.

**ચામડું,** (ન.) જુઓ **ચાડું.**

**ચામડી,** (સ્ત્રી.) શરીરની ત્વચા; skin.

**ચામડું,** (ન.) પશુ, વ.ની ઉતારેલી ખાલ; hide, leather.

**ચામર,** (પું) (ન.) ગાયના વાળ, વ.નું બનેલું માખીઓ ઉડાડવાનું પંખા જેવું સાધન, ચમ્મર, ચમરી; a fan-like thing or flap made of cow's hair, etc. and used for driving away flies and mosquitoes: (૨) કાવ્યછંદ; poetic metre.

**ચામાચીડિયું,** (ન.) એક પ્રકારનું પાંખોવાળું સસ્તન નિશાચર નાનું પ્રાણી; a bat, a kind of small flying mammal.

**ચાર,** (પું.) જાસૂસ; a spy: (૨) કાસદ, ખેપિયો; a messenger.

**ચાર,** (સ્ત્રી.) લીલું ઘાસ; fresh grass: (૨) ઘાસચારો; fodder.

**ચાર,** (વિ.) '૪'; four: (૨) થોડું, અલ્પ; a little: (૩) ગણનાપાત્ર; considerable.

**ચારણ,** (વિ.) રાજાઓનાં ગુણગાન ગાવાનો વ્યવસાય કરતી એક જાતિનું; belonging to a caste of penegyrists:(૨)(પું.) એ જાતિનો માણસ; a penegyrist, a bard.

**ચારણી,** (વિ.) pertaining to or of bards: (૨) (સ્ત્રી.) ચારણની કાવ્યભાષા; poetic language of bards.

**ચારપાઈ,** (સ્ત્રી.) ખાટલો; a cot.

**ચારવું,** (સ. ક્રિ.) ઢોર ચરાવવાં; to *graze cattle.*

**ચારસો,** (પું.) ઓછાડ; a bed-cover.

**ચારસો,** (વિ.) '૪૦૦'; '400', four hundred.

**ચારિત્ર(-ત્ર્ય),** (ન.) સદાચાર; good conduct: (૨) આચરણ; character.

**ચારુ,** (વિ.) સુંદર; handsome: (૨) મનોહર; fascinating: (૩) આવકારપાત્ર, રોચક; welcome, pleasant

**ચારો,** (પું.) પશુપંખીનો ખોરાક; food for beasts and birds: (૨) ઘાસચારો; fodder.

**ચારો,** (પું.) ઉપાય, ઇલાજ; a remedy, a means, a cure: (૨) સત્તા, અધિકાર; power, authority: (૩) (લૌ.) ચલણ, અંકુશ; sway, control.

**ચારોળી,** (સ્ત્રી.) સૂકો શક્તિદાયક મેવો; a tonic dryfruit.

**ચાલ,** (સ્ત્રી.) જુઓ **ચાલી.**

**ચાલ,** (પું.) રિવાજ, રૂઢિ; a custom, a tradition: (૨) ચાલવાની રીત અથવા ગતિ; mode or speed of walking, gait: (૩) રમતમાં સોગઠી, વ. ચલાવવી તે; a move in a game like chess, etc.: (૪) આચરણ; behaviour.

**ચાલક,** (વિ.) સંચાલન કરનારું; directing, conducting, managing.

**ચાલચલગત,** (સ્ત્રી.) **ચાલચલણ,** (ન) આચરણ, વર્તણૂક; behaviour: (૨) ચારિત્ર્ય, character.

**ચાલણગાડી,** (સ્ત્રી.) બાળકોને ચાલતાં શીખવવાની ગાડી; a wheeled apparatus used for teaching children to walk, a go-cart.

**ચાલતી,** (સ્ત્રી) ગમન, વિદાય; a going away, a departure.

**ચાલન,** (ન) ચલાવવાની ક્રિયા; the act of keeping a thing in motion: (૨) હલનચલન; a movement.

**ચાલબાજી,** (સ્ત્રી.) શેતરંજ, વ. રમતમાં મોરાં ચલાવવાની હોશિયારી કે રીત; cleverness or mode of a move in a game like chess, etc.: (૨) (લૌ.) પ્રપંચ; intrigue: (૩) ચાલાકી; cleverness.

**ચાલવું,** (અ. ક્રિ.) પગ ચલાવતાં આગળ વધવુ, to walk: (૨) આગળ વધવું; to move forward: (૩) ગતિમાન કે ક્રિયાશીલ થવું; to be in motion or to be active: (૩) નભવું; to endure: (૪) ચાલુ રહેવું; to continue: (૫) ટકવું; to last: (૬) અમલ કે સત્તા હોવાં; to have power or sway: (૭) વર્તવું; to behave: (૮) અનુસરવું; to follow: (૯) પૂરતું, જરૂર જેટલું હોવું; to suffice: (૧૦) ઉપયોગ કે વ્યવહારમાં હોવું; to be in use or vogue.

**ચાલાક,** (વિ.) ચપળ, active, brisk: (૨) હોશિયાર; clever, skilful: (૩) લુચ્ચું, ધૂર્ત; cunning, fraudulent: **ચાલાકી,** (સ્ત્રી.)ચાલાકપણું; cleverness.

**ચાલી (ચાલ),** (સ્ત્રી.) અનેક ઓરડીઓ-વાળી ઇમારત; a building with many small tenements or rooms.

**ચાલુ,** (વિ.) ચાલતું, ક્રિયાશીલ; moving, active: (૨) અવિરત, જારી, continuous, incessant: (૩) પ્રચલિત; current, prevalent: (૪) વર્તમાન, સાંપ્રત સમયનું, આધુનિક; present, modern.

**ચાવડી,** (સ્ત્રી.) પોલીસથાણું, a police-station.

**ચાવણું,** (ન.) ખોરાક; food: (૨) નિર્વાહનુ સાધન; means of livelihood: (૩) લાંચ; a bribe.

**ચાવલ,** (પું. બ. વ.) ચોખા; rice.

**ચાવવું,** (સ. ક્રિ.) ખોરાકને દાંત વડે કચરવો; to chew.

**ચાવળું,** (વિ.) દોઢડાહ્યું; overwise: (૨) ચિબાવલું; fastidious.

**ચાવી,** (સ્ત્રી.) કૂંચી; a key: (૨) (લૌ.) ઉપાય; a remedy, a cure.

**ચાસ,** (પું.) હળથી ખેડાણ થતાં જમીનમાં પડતો લાંબો આંકો; a furrow: **ચાસણી,** (સ્ત્રી.) ચાસવાની ક્રિયા; a furrowing: **ચાસવું,** (અ. ક્રિ.) ચાસ પાડવા, ખેડવું; to furrow, to plough.

**ચાસણી,** (સ્ત્રી.) સાકરનું ઉકાળેલું ઘટ્ટ પ્રવાહી; sugar turned into viscous liquid by boiling, boiled syrup: (૨) કસોટી; a test.

**ચાસિયા,** (વિ.) પીત વિના ઉગાડેલું; grown without irrigation.

**ચાહ,** (પું.) પસંદગી; preference, liking: (૨) ઇચ્છા; a desire: (૩) હેત, પ્રેમ; affection, love: **–ક,** (વિ.) ચાહનાર, પ્રેમાળ; loving, affectionate.

**ચાહન (ચાસન),** (વિ.) (અ.) જાહેર, છડે-ચોક; public, open, openly: (૨) (અ.) આહ્વાન કરતાં;defiantly,challengingly

**ચાહના,** (સ્ત્રી.) જુઓ **ચાહ.**

**ચાળ,** (સ્ત્રી.) લાંબા ડગલા, વ.નો નીચેનો ઘેર; the flaps of the lower part of a long coat, etc.

**ચાળણ,** (ન.) જુઓ **ચળામણ.**

**ચાળણી,** (સ્ત્રી.) ચાળવાનું છિદ્રોવાળું પાત્ર કે સાધન; a sieve: **ચાળણો,** (પું.) મોટી કે મોટાં છિદ્રોવાળી ચાળણી, a big sieve, a sieve with big holes

**ચાળવું,** (સ ક્રિ.) ચાળણી વડે સાફ કરવું; to sift: (૨) છાપરાનાં નળિયાં સ ચારવાં; to turn and arrange properly the tiles of a roof: (૩) ચાળીને વર્ગીકરણ કરવું; to classify by sifting: **ચાળવવું,** (સ. ક્રિ.) સંકોરવું, ઉથલાવવું; to stir or turn frequently: (૨) જુદી જુદી રીતે ઉપયોગ કરવો; to use in different ways.

**ચાળા**, (પું. બ. વ.) અંગચેષ્ટા, હાવભાવ; gestures: (૨) હાસ્યાસ્પદ નકલ કરવી તે; mimicry: (૩) નખરાં; coquetry: (૪) અડપલાં, ગમ્મત; pranks, frolic: **ચાળો**, (પું.) ચાળાનું એકવચન.

**ચાળી(-ળી)સ**, (વિ.) '૪૦'; '40', forty.

**ચાળો**, (પું.) લક્ષણ; trait: (૨) એંધાણ, નિશાની; a pointer, a precursor, a sign: (૩) શુકન; an omen.

**ચાંઈ**, (વિ.) ભોંઠું પડેલું, શરમિંદુ; abashed, ashamed: (૨) (સ્ત્રી.) નાનો ચાંદલો; a small auspicious mark.

**ચાંઉ કરવું, ચાંઉ કરી જવું**, (સ. ક્રિ.) પચાવી પાડવું; to usurp: (૨) ખાઈ જવું; to eat away.

**ચાંગળું**, (ન) હથેળીની અંજલિ; the hollow of the palm.

**ચાંચ**, (સ્ત્રી.) પક્ષીનું મોં; a beak: (૨) ચાંચ જેવી કોઈ પણ વસ્તુ.

**ચાંચડ**, (પું.) ઢોરના શરીર પર થતું એક જંતુ: a flea.

**ચાંચલ્ય**, (ન.) જુઓ (ચંચલ) ચંચલતા.

**ચાંચવો**, (પું.) એક પ્રકારનું ખોદવાનું ઓજાર, તીકમ; a hoe.

**ચાંચિયો**, (પું) દરિયાઈ લુટારો; a pirate.

**ચાંડાળ(-લ)**, જુઓ **ચંડાળ**.

**ચાંદ**, (પું.) ચંદ્ર; the moon: (૨) ચંદ્રક, બિલ્લો, a medal: **-રાત**, (સ્ત્રી.) સુદ બીજ; the new-moon day.

**ચાંદની**, (સ્ત્રી.) ચંદ્રનો પ્રકાશ, moonlight: (૨) ચંદરવો; a conopy.

**ચાંદરડું(-ણું)**, (ન.) તારાઓનો ઝાંખો પ્રકાશ, dim light of stars: (૨) ચાંદની; moon-light: (૩) અલ્પ સમય; a short-period.

**ચાંદરું**, (વિ.) સફેદ ચાંદાવાળું; having white spots: (૨) તોફાની, નિરંકુશ; mischievous, unrestrained.

**ચાંદલિયો**, (પુ.) ચંદ્ર, ચાંદો; the moon.

**ચાંદલો**, (પુ.) કપાળે કરાતું શુકનવંતું ગોળ ટપકું; a small round auspicious mark made on the forehead: (૨) એના ઉપર ચોટાડવાની ટીકી; a disc to be applied on that sign: (૩) લગ્ન, વ. શુભ પ્રસંગે અપાતી નાણાંની ભેટ; a monetary present given on auspicious occasions such as marriage, etc.: (૪) પ્રવાહી વાનીમા બરાબર નહિ ગળેલો (રધાયેલો) કઠોળનો દાણો; a grain of pulse not properly cooked in a liquid article of food.

**ચાંદલું**, (વિ.) તોફાની; mischievous: (૨) અડપલાંખોર; prankish: (૩) ગમતી; frolicsome: (૪) (ન.) તોફાન; mischief: (૫) અડપલું; a prank' (૬) ગમ્મત; frolic.

**ચાંદી**,(સ્ત્રી.) સફેદ કીમતી ધાતુ, રૂપું; silver.

**ચાંદી**, (સ્ત્રી.) ગુહ્યાગોમાં થતો એક પ્રકારનો ગરમીનો ચેપી રોગ, syphilis

**ચાંદું**, (ન.) જુઓ **ચાંદી**: (૨) ચામડીનું ધારું; an ulcer: (૩) ડાઘ, કલંક; a blot, a stigma: (૪) ખામી, દોષ; a drawback, a short-coming.

**ચાંદો**, (પું.) ચંદ્ર; the moon. (૨) ચંદ્ર જેવી ગોળાકાર વસ્તુ કે આકૃતિ.

**ચાંદ્ર**, (વિ.) ચંદ્રનું, ચંદ્રને લગતું; lunar.

**ચાંપ**, (સ્ત્રી.) યંત્ર, વ. ની કળ, પેચ; a switch, a clasp: (૨) તાળું; a lock: (૩) અંકુશ, દાબ, ધાક; control, restraint, awe: (૪) ચેતવણી; a warning: (૫) તકેદારી; alertness, awareness: (૬) નાનો ઉલાળો; a small bolt:**-ણ, -ણી**, (સ્ત્રી.) ચાંપવું કે દાબી દેવું તે; a pressing, a suppressing: (૨) અંકુશ, દાબ, ધાક; control, command, threat: (૩) ઉશ્કેરણી; instigation: (૪) યાંત્રિક વાહનને અટકાવવાની કળ; a brake: **-ણિયું**, (વિ.) લાંચ આપવાની

વૃત્તિવાળું; inclined to bribe: (૨) (ન.) બારણાના ચોકઠાનું ઉપરનું લાકડું; the upper wooden-piece of a door-frame: -ણું, (ન.) સાળની પાવડી; the part of a loom which adjusts threads.

**ચાંપતી,** (સ્ત્રી) ચેતવણી, a warning.

**ચાંપતું,** (વિ.) આકરું, સખત; rigorous, strict: (૨) અધિકૃત; authoritative: (૩) અસરકારક, effective.

**ચાંપલું,** (વિ.) ચિબાવલું; fastidious: (૨) દોઢડાહ્યું; overwise.

**ચાંપવું,** (સ. ક્રિ.) દબાવવું; to press: (૨) લગાડવું; to apply: (૩) દઝાડવું; to harm with a burn: (૪) દાબી-દાબીને ભરવું; to fill closely: (૫) (લૌ.) લાચ આપવી; to bribe.

**ચાંલ્લો,** (પું) જુઓ **ચાંદલો**

**ચિકટાવવું,** (સ. ક્રિ.) ચોટાડવું, to paste.

**ચિકાર,** (વિ.) સંપૂર્ણ રીતે ભરેલું, ભરપૂર, completely full: (અ.) સંપૂર્ણ કે ભરપૂર રીતે, fully, completely.

**ચિકારડું,** (ન.) એક પ્રકારનું જંગલી જાનવર; a kind of wild animal.

**ચિકિત્સા,** (સ્ત્રી.) રોગના પ્રકારનો નિર્ણય; diagnosis: (૨) રોગનો ઉપચાર; medical treatment: (૩) ગુણદોષ જાણવાની શક્તિ; the power to recognise merits and demerits: (૪) વિવેચન, ગુણદોષદર્શન; criticism: **ચિકિત્સક,** (વિ.) ચિકિત્સા કરનારું; diagnosing, criticising: (૨) (પું.) વૈદ, દાક્તર; a physician, a doctor.

**ચિખલ,** (પું.) કાદવ; mud:(૨) કાંપવાળી કાળી માટી; black alluvial clay.

**ચિચિયારી,** (સ્ત્રી.) કરુણ તીણી ચીસ; a shrill tragic cry.

**ચિચૂકો(-ડો),** (પું.) આંબલીનો ઠળિયો; a tamarind stone (seed).

**ચિચોડો,** (પું.) શેરડી પીલવાનો સંચો; a machine to squeeze sugarcane.

**ચિટની(-ણી)સ, ચિટનવીસ,** (પું.)મુખ્ય કારકુન; a head-clerk: (૨) મંત્રી; a secretary.

**ચિઠ્ઠી,** (સ્ત્રી.) નાનો સામાન્ય પ્રકારનો પત્ર; a short informal letter, a chit, a note: (૨) ભલામણપત્ર, a letter of recommendation: (૩) મરણના સમાચારનો પત્ર, a letter about someone's death.

**ચિડાવું,** (અ. ક્રિ.) ખિજાવું; to be vexed: (૨) ગુસ્સે થવું; to be enraged.

**ચિડિયલ,** (વિ.) ચીડિયું; peevish.

**ચિઢાણું,** (વિ.) ચીકણું અને દુર્ગંધ મારતું; sticky and stinking.

**ચિણગારી,** (સ્ત્રી.) તણખો; a spark.

**ચિત,** (ન.) જીવનશક્તિ; life, animation: (૨) જ્ઞાન; knowledge: (૩) મન; the mind: (૪) ચૈતન્ય, બ્રહ્મ, સર્વશક્તિમાન પરમતત્ત્વ; the Supreme Being.

**ચિતા,** (સ્ત્રી) શબના અગ્નિદાહ માટેની ચેહ; a funeral-pyre.

**ચિતાર,** (પું.) ચિત્ર, આલેખન; a picture, a portrait: (૨) શબ્દચિત્ર; a word picture: (૩) આબેહૂબ વર્ણન; graphic description.

**ચિતારો,** (પું.) ચિત્રકામ કરનાર; a painter.

**ચિત્કાર (ચીત્કાર),** (પું.) કરુણ તીણી ચીસ; A shrill tragic cry.

**ચિત્ત,** (ન.) મન; the mind : (૨) હૃદય, અંતઃકરણ; the heart: (૩) ધ્યાન, લક્ષ; attention: (૪) બુદ્ધિ; reasoning, faculty: **-ભ્રમ,** (પું.) ગાંડપણ, ઉન્માદ; lunacy, madness: (૨) ભ્રમ; illusion.

**ચિત્તાકર્ષક,** (વિ.) મોહક, મનોહર, સુંદર; fascinating, beautiful.

**ચિત્તો,** (પું.) એક પ્રકારનું વાઘ જેવું પ્રાણી; a panther, leopard.

**ચિત્ર,** (ન.) આલેખન, છબી; a drawing, a portrait: (૨) કૅમેરાથી પાડેલી છબી; a photograph: **-કલા (-ળા),** (સ્ત્રી.) આલેખન કળા, ચિત્ર દોરવાની કળા; the art of drawing or painting: **-કામ,** (ન.) આલેખન કાર્ય; painting: (૨) આલેખન કે ચિત્રો દોરવાનો વ્યવસાય; painting profession: **-કાર,** (પું.) ચિતારો, આલેખનકાર; a painter: **-પટ,** (ન.) (પું.) જેના પર આલેખન થયું હોય એ કાપડ કે પાટિયું; a cloth or tablet on which painting is done: (૨) પડદો; a screen: (૩) સિનેમા ફિલ્મ; a cinema film: **-લિપિ,** (સ્ત્રી.) મૂળાક્ષરોને બદલે ચિત્રોની બનેલી લિપિ; a picture script: **-વત્,** (વિ.) ચિત્ર જેવું; like a picture: (૨) નિશ્ચેષ્ટ; motionless: (૩) આશ્ચર્યચકિત; wonder-struck: **વિચિત્ર,** (વિ.) રંગબેરંગી; variegated: (૨) વૈવિધ્યવાળું; diversified: (૩) વિચિત્ર; strange: (૪) અદ્દ્ભુત; wonderful: **-શાલા (-ળા),** (સ્ત્રી.) ચિત્રો નિર્માણ કરવાનુ સ્થળ, a painter's studio: (૨) ચિત્રકળા શીખવાનું સ્થળ.

**ચિત્રા,** (સ્ત્રી.) ચૌદમું નક્ષત્ર; the fourteenth constellation of the zodiac.

**ચિત્રિત,** (વિ.) ચીતરેલું, painted: (૨) આલેખેલું; drawn: (૩) રંગબેરંગી; variegated.

**ચિત્રો,** (પું.) જુઓ **ચીતરો.**

**ચિત્શકિત,** (સ્ત્રી.) જીવનતત્ત્વ, ચૈતન્ય; life spirit, animation.

**ચિત્સ્વરૂપ,** (ન.) પરબ્રહ્મ; the supreme, unbound universal soul or spirit.

**ચિથરિયું,** (વિ.) જુઓ **(ચીંથરી) ચીંથરેહાલ.**

**ચિદાકાશ,** (ન.) જુઓ **ચિત્સ્વરૂપ.**

**ચિદાત્મા,** (પું.) જુઓ **ચિત્સ્વરૂપ.**

**ચિદાભાસ,** (પું.) જીવ; illusioned soul.

**ચિદ્દ્ઘન, ચિન્મય,** (વિ.) જ્ઞાનમય; full of knowledge: (૨) (પું.) પરબ્રહ્મ, the Supreme Being.

**ચિનગારી,** (સ્ત્રી.) તણખો; a spark.

**ચિનાઈ,** (વિ.) ચીન દેશનું કે એને લગતું; Chinese: (૨) ભપકાબંધ પરંતુ તકલાદી; pompish but stuffless: (૩) (સ્ત્રી.) એક પ્રકારની રેશમી સાડી.

**ચિન્માત્ર,** (વિ.) જુઓ **ચિન્મય:** (૨) (ન.) વિશુદ્ધ જ્ઞાન, pure knowledge.

**ચિપાસિયું,** (વિ.) કંજૂસ; miserly: (૨) ચીકણા સ્વભાવનું; over-scrupulous.

**ચિબાવલું,** (વિ.) દોઢડાહ્યું; overwise: (૨) બાલિશ, તોફાની, childish, naughty: (૩) ઉદ્ધત અને બડાઈખોર; rude and boastful.

**ચિબુક,** (સ્ત્રી.) હડપચી, દાઢી; the chin.

**ચિમોડી,** (સ્ત્રી.) **ચિમોડિયું,** (ન.) જુઓ **ઝિંગોડી, ઝિંગોડું.**

**ચિમાવું,** (અ. ક્રિ.) ગરીબી કે તંગીથી વ્યથિત થવું; to be afflicted because of poverty or want: (૨) લાલચથી તાકીને જોવું; to look steadily and wistfully at: (૩) ગરીબીથી શરમાવું; to be ashamed of poverty.

**ચિર,** (વિ.) (સમયમા) લાંબું; long (in time): (૨) લાંબા સમયનું; of long duration : (૩) (અ.) લાંબા સમય સુધી; for long: **-કાલ (-ળ),** (પું.) લાંબો સમય; a long period or duration: **-કાલીન,** (વિ.) of long duration, prolonged: (૨) જૂનું; old: (૩) પ્રાચીન; ancient.

**ચિરંજીવ, ચિરંજીવી,** (વિ.) લાંબા આયુષવાળું; having longevity: (૨) (પું.) પુત્ર; a son.

**ચિરાગ,** (પું.) દીવો, બત્તી; a lamp: (૨) દીવાની જ્યોત; the flame of a lamp.

**ચિરાડો**, (પું.) જુઓ **ચીરો.**

**ચિરૂટ**, (પું.) (સ્ત્રી.) તમાકુના પાનમાં વાળેલી જાડી ટોટા જેવી સિગાર (બીડી); a thick cigar wound up in tobacco leaves.

**ચિરોડી**, (પું.) એક જાતનો પોચો પથ્થર કે એનો ભૂકો, gypsum or its powder.

**ચિલગોજા**, (ન.) એક ફળ જે સૂકા મેવા તરીકે પણ વપરાય છે, a kind of fruit used as a dry-fruit as well.

**ચિહ્ન**, (ન.) નિશાની; a mark, a sign, a symbol: (૨) છાપ; a print or stamp· (૩) લક્ષણ; a trait.

**ચિંગુ**, **ચિંગૂસ**, (વિ.) કંજૂસ; miserly: (૨) ચીકણા સ્વભાવનું; over-scrupulous: (૩) મીંઢું; shrewd, not frank.

**ચિંતક**, (વિ.) વિચારશક્તિવાળું, બુદ્ધિશાળી; having good thinking faculty, intelligent: (૨) વિદ્વાન; learned. (૩) ઇચ્છા કરતું, wishing, motivated· (૪) (પુ.) વિચારક, તત્ત્વવેત્તા, ફિલસૂફ, a thinker, a philosopher.

**ચિંતન**, (ન.) વિચાર, a thought: (૨) મનન; deep thinking, meditation: **ચિંતનાત્મક**, (વિ.) વિચારોના પ્રાધાન્યવાળું; reflective, thought provoking: (૨) ભાવજન્ય; abstract. **ચિંતનીય**, (વિ.) મનન યોગ્ય; worth thinking.

**ચિંતવન**, (ન.) મનન; reflection: (૨) ધ્યાન ધરવું તે; meditation.

**ચિંતવવું**, (સ. ક્રિ.) મનન કરવું; to reflect, to think deeply: (૨) ધ્યાન ધરવું, to meditate.

**ચિંતા**, (સ્ત્રી.) વિચાર; thought: (૨) ફિકર; anxiety, worry: (૩) દરકાર; care: **–કુલ(ળ)**, **–તુર**, (વિ.) ચિંતાથી વ્યથિત; troubled with anxieties, worried: (૨) મૂંઝાયેલું; puzzled: **ચિંતિત**, (વિ.) વિચારેલું, ધારેલું; thought of, expected: (૨) યોજેલું; planned.

**ચીક**, (પું.) (સ્ત્રી.) વનસ્પતિમાંથી નીકળતો ચીકણો પ્રવાહી પદાર્થ; sticky liquid oozing from trees, plants, etc.

**ચીકટ**, (વિ.) ચીકણું; sticky, adhesive: (૨) ટકાઉ, મજબૂત; enduring, lasting, durable, tough, strong: (૩) (ન.) (સ્ત્રી.) ચીકાશ; stickiness: (૪) ચીકાશવાળી વસ્તુ, તેલ, વ.; a sticky substance, oil, etc.: **–વું**, (અ. ક્રિ.) ચોંટવું; to stick: (૨) વળગવું; to adhere: **ચિકટાવું**, (અ ક્રિ.) ચીકણું થવું; to be sticky: (૨) ચીકણા પદાર્થથી ખરડાવું; to be smeared with a sticky substance: **ચીકટાવવું**, (સ. ક્રિ.) ચોંટાડવું, to stick, to paste.

**ચીકણું**, (વિ.) તેલી તત્ત્વ કે ચીકાશવાળું; sticky, adhesive, greasy: (૨) ચિંગૂસ; miserly (૩) ચાપચીપિયું; fastidious: **ચીકણાઈ**, **ચીકણાશ**, **ચીકાશ**, (સ્ત્રી.) ચીકણાપણું, stickiness: (૨) ચીકણો સ્વભાવ; sticky temperament: (૩) ચિબાવલાપણું; fastidiousness.

**ચીકી**, (સ્ત્રી.) ગોળ ટીકી જેવી ચાસણીયુક્ત એક વાની, a disc-like sweet eatable.

**ચીકુ**, (ન) એક ફળઝાડ; a fruit tree: (૨) એનું ફળ, its fruit.

**ચીચવાટો (–ડો)**, (પું.) ચીસ; a cry or scream: (૨) બુમાટો, ધાંધલ; loud cries or noise, rowdyism.

**ચીચવાવું**, (અ. ક્રિ) ઝંખવું, ઝૂરવું; to pine for, to hanker: (૨) તરફડિયાં મારવાં; to strive for escape.

**ચીચવું**, (અ. ક્રિ.) ચીસ પાડવી; to scream: (૨) ચીં ચીં અવાજ કરવો; to chirp.

**ચીચવો**, (પું.) બંને છેડે વારવાર ઊંચા-નીચા થતા સપાટ પાટિયાનું બનેલું રમતનું સાધન; a see-saw.

**ચીજ**, (સ્ત્રી.) વસ્તુ, પદાર્થ; a thing, a substance: (૨) કોઈ પણ ઉચ્ચ પ્રકારની આનંદપ્રદ વસ્તુ કે બાબત; any qualitative and pleasant thing or affair.

**ચીટકવું**, (સ. ક્રિ.) ચોંટવું; to stick to: (૨) વળગવું; to adhere to.

**ચીટકી**, (સ્ત્રી.) પકડ; a grasp, a grip: (૨) ચીમટી, a pinch.

**ચીટું**, (વિ.) ચીકણું; sticky, greasy: (૨) જુઓ **કીટું**.

**ચીડ**, (ન.) હિમાલય પ્રદેશનું એક ઝાડ; a tree of the Himalayan region.

**ચીડ**, (સ્ત્રી.) ગુસ્સો; anger: (૨) રીસ; vexation: (૩) નફરત, ઉગ્ર અણગમો; strong aversion or repugnance: (૪) ઘૃણા; disgust: **–વવું**, (સ. ક્રિ.) ગુસ્સે કરવું; to enrage: (૨) ખીજવવું; to vex: (૩) ત્રાસ આપવો, પજવવું; to annoy, to tease: **–વું**, **–વાવું**, (અ. ક્રિ.) ગુસ્સે થવું; to be enraged: (૨) ખિજાવું; to be vexed: **ચીડિયું**, (વિ.) વારંવાર ચિડાઈ જતું; peevish, irritable: (૨) (ન) ગુસ્સાનો ફૂંફાડો; an angry frown.

**ચીડિયું**, (ન.) ચકલું; a sparrow: (૨) ચકલા જેવું કોઈ પણ નાનું પક્ષી.

**ચીણ**, (સ્ત્રી.) એક પ્રકારનું સ્ત્રીઓનું ગળામાં પહેરવાનું ઘરેણું; a kind of necklace for women: (૨) ચણિયાના નેફા આગળની ગડીઓ; tucks round the upper end of a petticoat.

**ચીણવું**, (સ. ક્રિ.) ચીણ ભરવી; to form tucks or wrinkles by sewing: (૨) ચાંચ વડે અથવા વીણી વીણીને ખાવું; to eat with a beak or by picking one by one.

**ચીણો**, (પું.) એક પ્રકારનું હલકું અનાજ; a kind of coarse grain.

**ચીત**, (ન.) જુઓ **ચિત્ત**.

**ચીત**, (વિ.) ચત્તું, પીઠ પર પડેલું; lying prostrate on the back: (૨) (કુસ્તી) ચત્તુ પાટ પડવાથી પરાજિત; (wrestling) defeated because lying on the back.

**ચીતરવું**, (સ. ક્રિ.) આલેખન કરવું; to sketch, to draw: (૨) ચિત્રનું નિર્માણ કરવું; to paint: (૩) ઢંગધડા વિના લખવું; to write haphazard.

**ચીતરી**, (સ્ત્રી.) ગંદવાડ, ગંદી બાબતો, વ. પ્રત્યેની નફરત; disgust against dirty things or affairs.

**ચીતળ (ચિતાળ)**, (સ્ત્રી.) બળતણ માટેના લાકડાની ફાચર કે ભારો; a faggot of fire-wood: (૨) જુઓ **ચીતળો**.

**ચીતળો (–રો)**, (પું.) એક પ્રકારનો સાપ; a kind of serpent.

**ચીનવું**, (સ. ક્રિ.) જાણવું; to know: (૨) ઓળખવું, to recognize

**ચીનાંશુક**, (ન.) ચિનાઈ રેશમી કાપડ; Chinese silk cloth.

**ચીની**, (વિ.) ચિનાઈ, Chinese: (૨)(સ્ત્રી.) એક પ્રકારની સફેદ માટી; a kind of white clay: (૩) ચીન દેશની ભાષા; the Chinese language.

**ચીપ**, (સ્ત્રી.) ચપટી લાંબી પટી, a strip: (૨) ગંજીફામાં પાનાં વહેંચવાની વારી, ચીપ; a deal in the game of cards.

**ચીપટી**, (સ્ત્રી.) (**ચીપટો**), (પું.) જુઓ **ચપટી**.

**ચીપડો**, (પું.) **ચીપડું**, (ન) આંખનો સફેદ ચીકણો મેલ; mucus of the eye.

**ચીપકવું**, (સ. ક્રિ.) દાબી-ખેંચીને પાતળું અને લાંબું અથવા ચપટું બનાવવું; to make thin and long or flat by pressing and pulling: (૨) યોગ્ય રીતે ગોઠવવું, to arrange properly: (૩) વસ્ત્રની પાટલીઓ વાળવી; to make

folds of a garment: (૪) ગંજીફાનાં પાનાં ઉપરતળે કરવાં; to shuffle playing cards: (૫) વાતને અયોગ્ય રીતે ચોળવી, to be preponderous.

**ચીપિયો,** (પુ.) દેવતા, વ. પકડવાનું અથવા સરખા કરવાનું ઓજાર; tongs, pincers.

**ચીબરી(-ડી),** (સ્ત્રી.) એક પ્રકારનું ઘુવડ જેવું પક્ષી; a kind of owl-like bird.

**ચીબું (ચીબડું),** (વિ.) ચપટા નાકવાળું; snub-nosed: (૨) ચપટું; flat.

**ચીભડું,** (ન.) એક પ્રકારનું ટેટી જેવું મીઠું ફળ; a musk-melon: **ચીભડી,** (સ્ત્રી.) એનો વેલો, its creeper.

**ચીમટી,** (સ્ત્રી.) જુઓ **ચપટી, ચીમટો,** (પુ.) જુઓ **ચીપિયો.**

**ચીમની,** (સ્ત્રી.) ધુમાડિયું; a chimney (for disposal of smoke):(૨)દીવાનું રક્ષણ કરવા માટેનો કાચનો ગોળો; a glass globe of a lantern, etc.

**ચીમળવું,** (સ. ક્રિ.) આમળવું, મરડવું; to pinch, to twist.

**ચીર,** (સ્ત્રી.) જુઓ **ચીરી:** (૨) તરડ, ફાડ; a rent, a slit, a crack.

**ચીરવું,** (સ ક્રિ) ફાડવું; to split, to tear: (૨) ફાચર મારવી; to drive a wedge: (૩) વીંધીને સોંસરું જવું કે કાઢવું; to go or drive across: (૪) નફાખોરી કરવી; to profiteer.

**ચીરી,** (સ્ત્રી) **(ચીરિયું),** (ન) અથાણાં વગેરેનાં ફાડ કે ટુકડો; a slice or piece of pickles, etc.

**ચીરો,** (પું.) કાપડનો લાંબો પાતળો ટુકડો, ચીથરું; a long thin piece of cloth, a rag: (૨) તરડ, ફાડ, કાપો; a slit, a crack, a cut.

**ચીલ,** (સ્ત્રી.) જુઓ **ચીક.**

**ચીલ,** (સ્ત્રી) સમડી; a kite (bird): **-ઝડપ,** (સ્ત્રી.) સમડીની જેમ ઝડપથી આંચકી લેવું તે; a swift snatching.

**ચીલો,** (પું.) ઘરડ; ગાડાવાટ; a rut, a track: (૨) જૂનો રિવાજ, રૂઢિ; an old custom, tradition.

**ચીવટ,** (સ્ત્રી.) કાળજી, ધ્યાન; care, attention.

**ચીવર,** (ન.) વસ્ત્ર, કપડું; a garment: (૨) ભિક્ષુ અથવા સાધુનું વસ્ત્ર; a mendicant's garment.

**ચીસ,** (સ્ત્રી.) તીણી બૂમ; a scream.

**ચીંથરું,** (ન.) જૂના વસ્ત્રનો ટુકડો; a rag: **ચીંથરેહાલ,** (વિ.) ફાટ્યાતૂટ્યાં કપડાં પહેર્યાં હોય એવું; dressed in rags: (૨) અત્યંત ગરીબ; extremely poor: **ચીંથરી,** (સ્ત્રી.) નાનું ચીંથરું; a small rag: (૨) જુઓ **ચીંદરડી.**

**ચીંદરડી (ચીંદરી),** (સ્ત્રી.) ચીંથરાંની ગૂંચળી; coil of rags.

**ચીંધવું,** (સ. ક્રિ) આંગળીથી બતાવવું; to point with a finger: (૨) આદેશ કરવો; to command: (૩) સોંપવું (કામ, વ.); to entrust (work, etc.)

**ચીંબોળવું,** (સ. ક્રિ.) જુઓ **ચીમળવું,**

**ચુકાદો,** (પું.) ફેંસલો, નિકાલ; decision, settlement: (૨) અદાલતનો ફેંસલો; a court judgment.

**ચુગલી(-લ),** (સ્ત્રી.) કોઈની ગેરહાજરીમાં કરેલી નિંદા; slander back-biting: **-ખોર,** (વિ.) નિંદાખોર; inclined or habituated to slandering.

**ચુડેલ,** (સ્ત્રી.) ડાકણ; a witch.

**ચુનંદું (ચુનંદા),** (વિ.) ઉત્તમ, ખાસ પસંદ કરેલું; best, specially selected.

**ચુનારું,** (ન.) ચણતર માટેનો ચૂનો ભરવાનું તગારું; a lime or mortar trough: **ચુનારો,** (પું.) ચૂનો પકવનાર; a lime-maker: (૨) કડિયો, a mason.

**ચુનાળું,** (વિ.) ચૂનાનું, ચૂનાયુક્ત; of lime, limy: (૨) ધોળેલું; white-

washed: (૩) ચૂનાથી ચણતરકામ કરવાનું એક ઓજાર, લેલું; a trowel.

**ચુપ,** (વિ.) શાંત; quiet (૨) મૂક; silent, speechless:(૩) (અ.) 'શાંતિ રાખો' એવો ઉદ્ગાર; quiet, silence: **–કી, –કીદી,** (સ્ત્રી.) શાંતિ; quietness: (૨) મૌન; silence: **–ચાપ, ચુપાચુપ,** (અ.) ગુપચુપ; stealthily.

**ચુમાવું,** (અ ક્રિ.) જુઓ **ચૂંચવાવું.**

**ચુલતરો,** (પું.) કાચી કેરી, વ. કાપવાનો સૂડો; a cutter for cutting unripe mangoes, etc.

**ચુસણિયું,** (વિ.) ચૂસવાની વૃત્તિવાળું; inclined to suck or exploit: (૨) (ન) બાળક માટેનું ચૂસવાનું રમકડું; a toy for infants to be kept in the mouth and sucked.

**ચુસ્ત,** (વિ.) દૃઢ, આગ્રહી; firm, insistent, staunch: (૨) દૃઢ નિશ્ચયી; determined: (૩) તંગ; tight.

**ચુંગ(–ગા)લ,** (સ્ત્રી.) પંજો; a claw: (૨) સકંજો; a grip

**ચુંગી,** (સ્ત્રી.) ચલમ; a smoking-pipe: (૨) દાણ, જકાત; an octroi duty.

**ચુંબક,** (વિ.) ચુંબન કરનારું; kissing: (૨) પોતાની તરફ આકર્ષનારું; magnetic: (૩) (ન.) લોહચુંબક; a magnet: (૪) કંજૂસ; a miser.

**ચુંબન,** (ન.) બચ્ચી; a kiss **ચુંબવું,** (સ. ક્રિ) બચ્ચી કરવી; to kiss.

**ચુંમાળીસ,** (વિ.) '૪૪'; '44', forty-four.

**ચુંમોતેર,** (વિ.) '૭૪'; '74', seventy-four.

**ચૂઓ,** (પું.) ઉંદર; a mouse.

**ચૂક,** (સ્ત્રી) ભૂલ, દોષ, કસૂર; an error, a fault, a shortcoming.

**ચૂકતું,** (વિ) પતાવી દીધેલું (હિસાબ); cleared or fully settled (account):

**ચૂકતે,** (અ.) પતાવટ કરી હોય એમ; fully and finally (settled).

**ચૂકવવું,** (સ. ક્રિ.) ખોટી સલાહ આપવી; અવળે માર્ગે દોરવું; to misguide: (૨) ધ્યાન કે ધ્યેયથી ચલિત કરવું; to distract: (૩) ફડચો લાવવો; to settle: (૪) પતાવવું (દેવું, વ); to clear fully or square up (debt, etc.).

**ચૂકવું,**(અ. ક્રિ.) ખોવું, ગુમાવવું, વિલંબમાં પડવું; to lose, to miss, to be delayed: (૨) ભૂલ કે ગફલત કરવી; to err, to blunder: (૩) પતાવટ થવી; to be squared or settled (debt, quarrel, etc.) (૪) નિષ્ફળ જવું; to fail.

**ચૂગવું,** (સ. ક્રિ.) ચાંચ વડે ખાવું (પક્ષીનું); (of birds) to eat by picking with a beak

**ચૂટકી,** (સ્ત્રી.) ચીમટી, ચૂંટી; a pinch.

**ચૂડ,** (સ્ત્રી.) પકડ; a grip: (૨) આંટી; a twist.

**ચૂડગર,** (પું.) હાથીદાંત, વ ની ચૂડી બનાવનાર, મણિયાર; one who makes bangles of ivory, etc.

**ચૂડા,** (સ્ત્રી) ચોટલી; a tuft of hair on the top of the head: (૨) માથું; the head: (૩) શિખર; a peak.

**ચૂડાકર્મ(ચૂડાકરણ),** (ન) પ્રથમ વાર વાળ ઉતરાવવાનો વિધિ; the ceremony of removing hair for the first time.

**ચૂડામણિ,** (પુ.) મુગટમાં જડેલો મણિ; a jewel set in a crown or a head-dress: (૨)(વિ) (સમાસના અંતમાં) ઉત્તમ, શ્રેષ્ઠ, best (in the end of a compound).

**ચૂડી,** (સ્ત્રી.) હાથીદાંત, વ ની પહોળી બંગડી; a broad bangle of ivory, etc.: (૨) ગ્રામોફોનની રેકર્ડ; a gramophone record. **–કરમ,** (ન) પતિનું મૃત્યુ થતાં સ્ત્રીની ચૂડીઓ ભાંગીને દૂર કરવાનો વિધિ;

**ચેપ,** (પું.) દાબવું તે, દબાણ; a pressing, pressure: (૨) દુરાગ્રહ, જક; obstinacy: (૩) ભીડ, ગિરદી; overcrowdedness: **–વું,** (સ. ક્રિ.) દાબવું; to press: (૨) નિચોવવું; to squeeze: (૩) ઘાલવું, ખોસવું; to thrust, to pierce: (૪) રોપવું; to plant.

**ચેરવું,** (સ. ક્રિ) જુઓ **ચેકવું**: (૨) નિંદા કરવી; to slander: (૩) રહસ્ય જાહેર કરવું; to reveal a secret: (૪) હાસીપાત્ર કરવું; to expose to ridicule.

**ચેરીમેરી,** (સ્ત્રી.) ભેટ, બક્ષિસ; a present, a gift.

**ચેલો,** (પું.) શિષ્ય; a disciple: **ચેલી,** (સ્ત્રી.) શિષ્યા; a female disciple.

**ચેવડો,** (પું) એક પ્રકારનું ચવાણું; an eatable made of various fried parched grains.

**ચેષ્ટા,** (સ્ત્રી) હાવભાવ; gestures: (૨) ઠઠ્ઠામશ્કરી; practical jokes (૩) વિદૂષકવેડા, buffoonery: (૪) વર્તન; behaviour: **–ખોર,** (વિ) મશ્કરુ, ટીખળી; mischievous and joking: (૨) નખરાંબાજ; foppish: **–ખોરી,** (સ્ત્રી) ઠઠ્ઠામશ્કરી; practical jokes.

**ચેહ,** (સ્ત્રી) શબને અગ્નિદાહ આપવાની ચિતા, a funeral pyre

**ચૈતન્ય,** (ન.) જીવનતત્ત્વ, જીવનશક્તિ; life-spirit, animation: (૨) જ્ઞાન; knowledge: (૩) આત્મા, જીવ; the soul: (૪) પરમાત્મા; the Supreme Being.

**ચૈત્ય,** (ન.) હદ-દર્શક પથ્થર; a boundary-stone: (૨) સ્મરણસ્તંભ; a monument. (૩) દેવાલય, a sanctuary: (૪) બૌદ્ધ મંદિર, a Buddhist temple: (૫) યજ્ઞની વેદી; an altar.

**ચૈત્ર,** (પું.) વિક્રમ સંવત્સરનો છઠ્ઠો માસ; the sixth month of the Vikram year: **ચૈત્રી,** (વિ) ચૈત્રનું અથવા ચૈત્રથી શરૂ થતું; pertaining to or beginning from that month.

**ચૈલ,** (ન.) વસ્ત્ર; a garment.

**ચોક,** (પું.) મકાનની વચ્ચેની ચોખંડી-ખુલ્લી જગ્યા; an open square in the midst of a building: (૨) ઘરની આગળની ખુલ્લી જગ્યા; a compound: (૩) વાડો; a yard: (૪) શહેર વચ્ચેની ખુલ્લી જગ્યા; a square of a town or a city: (૫) ચકલો, બજાર; a square, a market-place: (૬) (વિ) ચારગણું; four-fold: **ચોકઠું,** (ન.) બારીબારણાં, વ. નો ઢાંચો; a door-case or frame: (૨) કોઈ પણ ઢાંચો કે ખોખું; a frame: (૩) યુક્તિપ્રયુક્તિ; a design, a trick: (૪) શહેરનો ચકલો; a town-square.

**ચોકડી,** (સ્ત્રી.) બે સીધી લીટી એકબીજાને વચ્ચેથી કાપે એવી આકૃતિ (×); the sign of a cross (×): (૨) ચારનો સમુદાય; a group or collection of four: (૪) ઘરમાં કપડાં, વ. ધોવાની જગા; a washing place in a house.

**ચોકડું,** (ન.) એક પ્રકારનું કાનનું ઘરેણું; a kind of ornament for the ear: (૨) ખોખું; a frame: (૩) લગામના છેડા પરનો ઘોડાના મોમાં રહેતો લોખંડનો સળિયો, an iron bar at the end of bridle remaining in a horse's mouth: (૪) (લૌ.) લગામ; a bridle: (૫) (લૌ.) અંકુશ, દાબ; control, sway.

**ચોકસ,** (વિ) નક્કી; બરાબર; sure, exact, precise: (૨) સાવધાન; alert, careful: (૩) ભરોસાપાત્ર; trustworthy: (૪) (અ.) જરૂર, અવશ્ય; surely, certainly: **ચોકસાઈ,** (સ્ત્રી.) ખાતરી, કસોટી, scrutiny: (૨) સાવધાની; alertness.

**ચોકસી,** (પું.) સોનારૂપાની કિંમત આંકનાર; an assayer of gold, silver, etc.: (૨) સોનારૂપાનો વેપારી; a dealer in gold and silver: (૩) જુઓ **ચોકસ.**

**ચોકિયાત,** (પું.) રખેવાળ, ચોકીદાર; a guard, a watchman.

**ચોકી,** (સ્ત્રી.) પોલીસ કે રખેવાળનું ફરજ બજાવવાનું સ્થળ; a watch-gate, a police station or gate: (૨) રખેવાળી; a watching or guarding: (૩) તપાસ; investigation: (૪) જકાત ઉઘરાવવાનું નાકું; a toll-gate or station: (૫) એક પ્રકારનું ઘરેણું; a kind of ornament: **–દાર,** (પું.) રખેવાળ; a watchman: **–દારી,** (સ્ત્રી.) રખેવાળી; watchmanship.

**ચોકો,** (પું.) ચાર ખૂણાવાળી જગ્યા; a quadrangular place: (૨) રસોઈ કરવાની જગ્યા; a cooking place: (૩) મરતા માણસને સુવાડવા ગાયના છાણથી લીંપેલી જગ્યા; a place smeared with cow dung on which a dying person is laid.

**ચોકકસ,** જુઓ **ચોકસ.**

**ચોખ,** (વિ.) ચોખ્ખું; clean, unmixed, clear: (૨) (સ્ત્રી.) સ્વચ્છતા; cleanliness: (૩) નિકાલ; final settlement or clearing: **–ડિયાત, –લિયાત,** (વિ.) નિર્ભેળ; unmixed, clean, pure: **–લિયું,** (વિ.) નિર્ભેળ; unmixed: (૨) સ્વચ્છતા કે નીતિનો અતિશય આગ્રહ રાખનાર; over careful about cleanliness and morality: **–વટ,** (સ્ત્રી.) સ્વચ્છતા, પવિત્રતા; cleanliness, purity: (૨) સ્પષ્ટતા; clarity: (૩) ખુલાસો; explanation: (૪) પતાવટ; settlement.

**ચોખંડું,** (વિ.) ચારખૂણિયું; rectangular (૨) ચોરસ; square: (૩) ચાર વિભાગવાળું, having four divisions: **ચોખંડ,** (વિ.) જુઓ **ચોખંડું,** (૨) (પું.) ચોખંડી આકૃતિ કે વસ્તુ, a square.

**ચોખા,** (પું. બ. વ.) એક પ્રકારનું અનાજ: rice: **ચોખો,** (પું.) ચોખાનો દાણો.



**ચોખ્ખાઈ,** (સ્ત્રી.) સ્વચ્છતા; cleanliness: (૨) સ્પષ્ટતા; clearness: (૩) શુદ્ધતા; purity: (૪) પ્રામાણિકતા; honesty: (૫) નિખાલસતા; frankness.

**ચોખ્ખું,** (વિ.) સ્વચ્છ; clean: (૨) સ્પષ્ટ; clear: (૩) શુદ્ધ; pure: (૪) પ્રામાણિક; honest: (૫) નિખાલસ; frank: (૬) ખુલ્લું; open.

**ચોગણું,** (વિ.) ચારગણું; four-fold.

**ચોગમ (ચોગરદમ),** (અ.) ચારેય (બધી) બાજુએ; on all sides.

**ચોગાન,** (ન.) મેદાન, ખુલ્લી વિશાળ જગ્યા; a plain, a vast level open place.

**ચોઘડિયું,** (ન.) ચાર ઘડી અર્થાત્ આશરે દોઢ કલાક જેટલો સમય; a period of about one hour and a half.

**ચોટ,** (સ્ત્રી.) પ્રહાર, મુક્કો; a stroke, a blow: (૨) જખમ; a wound: (૩) આઘાત; a shock: (૪) મેલી વિદ્યાનાં પ્રયોગ અને અસર, મૂઠ; an act and effect of witchcraft: (૫) નુકસાન; a loss: (૬) દાવ, a design, a trick: (૭) લાગ; favourable opportunity: (૮) નિશાન, લક્ષ્ય (તીર, વ.નું); a target (of an arrow, etc.)

**ચોટડૂક (ચોટડું) (ચોટણ),** (વિ.) ચોંટી રહે એવું (દરેક અર્થમાં); sticky, clinging (in all senses).

**ચોટલી,** (સ્ત્રી.) શિખા, માથાના મધ્યભાગ પરનો વાળનો ગોળાકાર જથ્થો, a circular tuft or lock of hair in the centre of the head: (૨) ચોટલી જેવી કોઈ પણ વસ્તુ; anything like such a tuft: **ચોટલો,** (પું.) અંબોડો; a ball of combed long hair (generally of women).

**ચોટવું,** (સ. ક્રિ.) ચીકાશ, વ.ના કારણે વળગવું; to stick: (૨) જકથી વળગવું; to stick obstinately.

**ચોટાડવું**, (સ. ક્રિ.) ચીકાશ, વ.ના કારણે વળગાડવું કે બેસાડવું (જડવું); to stick.
**ચોટી**, (સ્ત્રી.) જુઓ **ચોટલી.**
**ચોટ્ટું**, (વિ.) ચોરવૃત્તિવાળું; thievish: (૨) લુચ્ચું; cunning: **ચોટ્ટાઈ**, (સ્ત્રી.) ચોરવૃત્તિ; thievishness.
**ચોડ**, (સ્ત્રી.) થપ્પી, વ્યવસ્થિત ઢગલો; heap.
**ચોડ**, (વિ.) પહોળું; broad, wide.
**ચોડવું**, (સ. ક્રિ.) જુઓ **ચોટાડવું**, (૨) પ્રહાર કરવો; to strike.
**ચોડાઈ**,(સ્ત્રી.)પહોળાઈ; breadth, width.
**ચોડું**, (વિ.) પહોળું; broad: (૨) ચાર પડવાળું, having four layers.
**ચોડો**, (પું.) જુઓ **ચોડ**, (સ્ત્રી.) થપ્પી.
**ચોતરફ**, (અ.) ચારેય કે બધી બાજુએ; on all sides.
**ચોતરો**, (પું.) મોટો પહોળો ઓટલો; a raised broad structure or platform: (૨) ચોકીનું થાણું; a police-gate: (૩) ચબૂતરો; a raised platform where grain for birds is laid.
**ચોતારું**, (વિ.) ચાર તારવાળું (કાપડ); made (woven) up of four threads.
**ચોત્રીસ**, (વિ.) '૩૪'; '34', thirty-four.
**ચોથ**, (સ્ત્રી.) પખવાડિયાની ચોથી તિથિ; the fourth date of both the fortnights of a lunar month: **ચોથાઈ**, (સ્ત્રી.)ચોથો ભાગ; one-fourth part: (૨) ખેતઉત્પાદનના ચોથા ભાગનો કર; a tax equal to one-fourth part of farm-produce: **ચોથિયું**, (ન.) ચોથો ભાગ, one-fourth part: (૨) (વિ.) દર ચોથે દિવસે થતું કે આવતું; occuring or coming every fourth day.
**ચોદશ, ચોદિશ**, (અ.) જુઓ **ચોતરફ.**
**ચોધરી**, (પું.) ગાડીવાળો, ગાડાવાળો, સારથિ; a coach man, a cart man, a charioteer: (૨) સારથિઓનો કે ગાડીગાડાવાળાનો વડો; a head of cartmen or charioteers: (૩) ખેતરોનો ચોકીદાર; a farm watchman: (૪) ગામડાનો સરકારી નોકર; a rural government officer: (૫) એક પહાડી કોમ; a mountainous tribe: **ચોધરો**,(પું.) ગામડાનો પટેલ કે મુખ્ય કારોબારી અધિકારી; the chief executive head of a village.
**ચોધાર**, (વિ.) (અ.) મોટા પ્રમાણમાં પડતાં; (આંસુ, વ.) dropping profusely (tears, etc.): (૨) ચાર ધારવાળું; having four edges: **ચોધારું**, (વિ.) ચાર ધારવાળું.
**ચોપ**, (સ્ત્રી.) અંકુશ, દાબ; control: (૨) તકેદારી; vigilance: (૩) ઉમંગ, ઉત્સાહ; zeal, enthusiasm: (૪) જુઓ **ચોખ.**
**ચોપગું**, (વિ.) (ન.) ચાર પગવાળું; a quadruped, four-footed.
**ચોપડવું**, (સ. ક્રિ.) (ચીકણો) પ્રવાહી પદાર્થ લગાડવો; to grease, to lubricate: (૨) ગાળ દેવી; to revile.
**ચોપડી**, (સ્ત્રી.) પુસ્તક; a book, a literary work: **ચોપડું**, (વિ.) ચાર પડવાળું; having four layers: (૨) (ન.) ચાર અથવા ઘણાં પડવાળી રોટલી; a bread with four or many layers.
**ચોપડો**, (પું.) હિસાબ લખવાની વહી; an account-book.
**ચોપન**, (વિ.) '૫૪'; '54', fifty-four.
**ચોપાઈ**, (સ્ત્રી.) એક છંદ; a kind of poetic metre: (૨) કાવ્યની ચાર પંક્તિનું કાવ્ય; a poem of four lines: (૩) ખાટલો; a cot.
**ચોપાનિયું**, (ન.) પુસ્તિકા, પતાકડું; a pamphlet: (૨) વર્તમાનપત્ર; a newspaper: (૩) સામયિક; a periodical: (૪) નાનું જાહેરનામું; a small public notice or declaration.
**ચોપાસ**, (અ.) જુઓ **ચોતરફ.**

**ચોફાળ,** (પું.) જાડી ચાદર; a thick quilt.

**ચોબ,** (સ્ત્રી) દંડૂકો, નાની જાડી લાકડી; a club, a small thick staff: (૨) છડી; a mace: (૩) તંબૂની થાંભલી, a tent's pole: **-દાર,** (પું.) છડીદાર; a mace-bearer.

**ચોબવું,** (અ. ક્રિ.) ડામવું, દેવતા ચાંપવો; to scorch or burn with a live coal or a hot rod.

**ચોબો,** (પું.) મથુરા પ્રદેશનો બ્રાહ્મણ; a Brahmin of the Mathura region.

**ચોભીલું,** (વિ.) નિષ્ફળતા, વ.થી ખિન્ન અને ભોંઠું કે શરમિંદું; dejected and ashamed because of failure, etc.

**ચોમાસું,** (ન.) વર્ષાઋતુ; the rainy-season: **ચોમાસુ,** (વિ.) ચોમાસામાં પાકતું (પાક, વ.); growing during the rainy-season (crops, etc.).

**ચોમેર,** (અ.) જુઓ **ચોતરફ.**

**ચોર,** (પું.) ચોરી કરનાર માણસ; a thief: (૨) (વિ.) (સમાસમાં) છૂપું, સંતારેલું; (in compounds) secret, concealed: **-ટું,** (વિ.) જુઓ **ચોટ્ટું.**

**ચોરણો,** (પું.) લેંઘો; trousers: **ચોરણી,** (સ્ત્રી.) નાનો લેંઘો; small trousers.

**ચોરવું,** (સ.ક્રિ.) બીજાનું ધન, વ. છૂપી રીતે લઈ લેવું; to steal: (૨) તફડાવવું; to pilfer: (૩) મન દીધા વિના કામ કરવું; to work insincerely.

**ચોરસ,** (પું.) એક બીજીને લંબ હોય એવી સમાન માપની ચાર બાજુવાળી આકૃતિ; a square figure: (૨) (વિ.) એવા આકારનું; square: **ચોરસી,** (સ્ત્રી.) એવા આકારની તકતી; a square tablet or slab: **ચોરસો,** (પું.) જાડા કાપડનો ચોરસ ટુકડો; a square piece of coarse cloth: (૨) પહોળી ચાદર; a quilt.

**ચોરાણું,** (વિ.) '૯૪'; '94', ninety-four.

**ચોરાશી(-સી),** (વિ.) '૮૪'; '84', eighty-four: (૨) (સ્ત્રી.) (બ્રાહ્મણોની) સમગ્ર જ્ઞાતિભોજન; a dinner party for the entire (Brahmin) caste.

**ચોરી,** (સ્ત્રી.) લગ્નમંડપ; a square decorated structure where marriage ceremony is performed.

**ચોરી,** (સ્ત્રી.) ચોરકર્મ; a theft.

**ચોરો,** (પું.) ગામડાનો જાહેર ચોતરો, ગ્રામજનોનું જાહેર મિલનસ્થળ; a public platform or a meeting place for villagers: (૨) પહોળો ઓટલો; a broad platform: (૩) પોલીસ-થાણું; a police gate.

**ચોવટ,** (પું) (ન.) (ગામ કે શહેરનો) ચકલો; a junction of four-roads: (૨) ચૌટું, બજાર; a market, a market place (૩) પંચનો ચુકાદો; a decision of arbitrators or respectable persons: (૪) (સ્ત્રી.) મિથ્યા પંચાત; useless discussion: (૫) (અ.) ચોતરફ; on all sides, everywhere: **ચોવટિયું** (વિ) દોઢડાહ્યું; overwise: (૨) (ન.) પંચનો ચુકાદો; a decision of arbitrators: **ચોવટિયો,** (પું.) આગેવાન પુરુષ; a leading man: (૨) પંચનો સભ્ય; one of a body of arbitrators.

**ચોવડું,** (વિ) ચાર પડવાળું; having four layers: (૨) ચારગણું; four-fold.

**ચોવીસ,** (વિ.) '૨૪'; '24', twenty-four.

**ચોષવું,** (સ. ક્રિ.) ચૂસવું; to suck.

**ચોસઠ,** (વિ) '૬૪'; '64', sixty-four.

**ચોસર,** (વિ.) ચાર સર કે દોરાવાળું; having or made up of four strings: (૨) (સ્ત્રી.) એવો હાર; a four-stringed necklace: (૩) એવું ભરતકામ; a four-stringed embroidery work

**ચોસલું,** (ન.) દળદાર ઢેકું કે ટુકડો; a thick block or slice.

**ચોળવું**, (સ. ક્રિ.) ઘસવું; to rub: (૨) મસળવું; to knead: (૩) માલિશ કરવી; to massage: (૪) બગાડવું; to spoil.

**ચોળા**, (પું. બ. વ.) એક પ્રકારનું કઠોળ; a kind of pulse.

**ચોળિયા**, (પું. બ. વ.) ગળાના કાકડા; tonsils: (૨) કાકડાનાં દર્દ કે રોગ; pain or disease of the tonsils.

**ચોળિયું**, (ન.) સ્ત્રીઓના કબજા માટેનું એક પ્રકારનું લાલ કાપડ; a kind of red cloth for women's bodice.

**ચોળી**, (ન.) સ્ત્રીઓનો કબજો, a women's bodice.

**ચોળી**, (સ્ત્રી.) ચોળાની સીંગ, a pod of a kind of pulse: (૨) એક પ્રકારનું કઠોળ; a kind of pulse.

**ચોળો**, (પું.) પ્રવાહી મિશ્રણ કે ઉકાળો; a liquid mixture, a decoction: (૨) માનસિક અવ્યવસ્થા; mental disorder.

**ચોળો**, (પું.) એક પ્રકારનો ખૂલતો ઝભ્ભો; a kind of loose robe: (૨) ડગલા, વ.નો બાંય સિવાયનો ભાગ; the body of a coat, etc.

**ચોંક**, (સ્ત્રી.) ભડકવું તે; a startling.

**ચોંકવું**, (અ. ક્રિ.) ભડકવું; to be startled. (૨) આશ્ચર્યચકિત થવું; to be dismayed: (૩) ઓચિંતાં ભય પામવો; to be frightened suddenly.

**ચોંટવું**, (સ ક્રિ.) જુઓ **ચોટવું**.

**ચોંટાડવું**, (સ. ક્રિ) જુઓ **ચોટાડવું**.

**ચૌટું**, (ન) બજાર, a market place.

**ચૌદ**. (વિ.) '૧૪'; '14', fourteen: **–શ (–સ)**, (સ્ત્રી.) પખવાડિયાની ચૌદમી તિથિ; the fourteenth date of either of the fort-nights of a lunar month.

**ચૌર**, (પુ.) ચોર; a thief: **ચૌર્ય**, (ન.) ચોરી; theft.

**ચૌલ, ચૌલકર્મ**, (ન.) જુઓ **ચૂડાકર્મ**.

**ચ્યવન**, (પું.) પતન; a fall, degeneration: (૨) ભ્રષ્ટતા; pollution: (૩) એ નામના ઋષિ; a sage so named.

**ચ્યુત**, (વિ.) પડેલું, અવનતિ પામેલું, ભ્રષ્ટ થયેલું; fallen, degenerated, polluted: **ચ્યુતિ**, (સ્ત્રી.) પતન; a fall, a degeneration: (૨) ભ્રષ્ટ થવું તે; pollution: (૩) ભૂલ, દોષ, ખામી; an error, a short-coming, a fault.

## છ

**છ**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો સાતમો વ્યંજન; the seventh consonant of the Gujarati alphabet.

**છ**, (વિ.) '૬'; '6', six.

**છક**,(અ.) આશ્ચર્યચકિત, wonder-struck, dismayed: (૩) દિગ્મૂઢ; stunned.

**છકડો**, (પું.) ખટારો, ગાડું; a wagon, a truck, a cart.

**છકવું**, (અ. ક્રિ.) વંઠી જવું; to go astray: (૨) મદ થવો, બહેકી જવું; to be puffed up.

**છકકડ**, (સ્ત્રી) તમાચો; a slap (૨) પ્રહાર; a blow: (૩) પતન; a fall: (૪) ગબડી પડવું તે; a stumbling: (૫) ભૂલથાપ; a blunder, an error.

**છકકો**, (પું.) ગંજીફાનું છ દાણાવાળું પાનું; the six in a suit of playing cards: (૨) પાસાની છ દાણાવાળી બાજુ; the side of a die with six marks: **–પંજો**, (પું.) જુગાર, સટ્ટો, વ.; gambling, forward trading, etc.: (૨) દાવપેચ; intrigue: (૩) દગલબાજી;fraud.

**છખૂણ, છખૂણિયું**, (વિ.) છ ખૂણાવાળું, ષટ્કોણ; hexagonal.

**છચોક**, (અ) જુઓ **છડેચોક**.

**છછણવું**, (અ. ક્રિ) જુઓ **છણછણવું**.

**છછુંદર** (છછૂંદર), (સ્ત્રી.) એક પ્રકારનું ઉંદર જેવું પ્રાણી; a mole: (૨) એક પ્રકારનું દારૂખાનું; a kind of firework.

**છજું**, (ન.) ઝરૂખો; a balcony: **છજા-વટી**, (સ્ત્રી.) ઝરૂખાનું નાનું છાપરું; eaves or small roof of a balcony.

**છજાવવું**, (સ. ક્રિ.) ઝરૂખો કાઢીને મકાનને શોભાવવું; to decorate a building by constructing a balcony: (૨) છાપરું બનાવવું; to construct a roof: (૩) સુશોભિત કરવું; to decorate.

**છટ્**, (અ.) ધુત્કારદર્શક ઉદ્ગાર; an exclamation showing contempt, fie.

**છટકવું**, (અ. ક્રિ.) સરકીને છૂટા જવું; to slip or escape away: (૨) એકદમ અજાણતાં છૂટવું, પકડમાંથી સરકી જવું; to go off or be released suddenly.

**છટકું**, (ન.) ફસાવવાનું સાધન; a bait, a trap: (૨) જાળ; a snare.

**છટા**, (સ્ત્રી.) આકર્ષક રીત; attractive mode: (૨) ખૂબી, tact: (૩) તેજ, કાંતિ; lustre: **-દાર**, (વિ.) છટાવાળું; impressive, attractive, fluent (speech).

**છટાંક**, (ન.) નવટાંક, રતલનો આઠમો ભાગ; a measure of weight equal to one eighth of a pound.

**છઠ**, (સ્ત્રી.) પખવાડિયાની છઠ્ઠી તિથિ; the sixth date of either of the fortnights of a lunar month: **છઠ્ઠું**, (વિ.) ક્રમમાં પાંચ પછીનું; sixth.

**છઠ્ઠી**, (સ્ત્રી.) બાળકના જન્મ પછીનો છઠ્ઠો દિવસ; the sixth day after a child's birth: (૨) એ દિવસે કરવામાં આવતો વિધિ; the ceremony performed on that day.

**છડ**, (સ્ત્રી.) છડવું તે; the act of removing husks.

**છડકવું**, (સ. ક્રિ.) છાંટવું; to sprinkle.

**છડવું**, (સ. ક્રિ.) ખાંડીને છોડાં અલગ કરવાં; to remove husks by pounding, to thrash: (૨) છેતરવું; to cheat: (૩) મારવું, પ્રહાર કરવો; to beat.

**છડા**, (પું. બ. વ.) સ્ત્રીઓ માટેનું પગનું એક ઘરેણું, anklets.

**છડી**, (સ્ત્રી.) લાંબી સોટી; a long stick: (૨) રાજા, વ. આગળ રખાતો દંડ, a sceptre, a mace: **-દાર**, (પું.) ચોબદાર, છડી પોકારનાર; a macebearer.

**છડું**, (વિ.) એકાકી; lonely: (૨) સંતાનહીન; childless: (૩) કુંવારું; unmarried.

**છડેચોક** (છચોક), (અ.) ખુલ્લી રીતે, જાહેરમાં; openly, publicly: (૨) આહ્વાન કરતાં, પડકારીને; challengingly.

**છણકવું** (છણકારવું), (સ. ક્રિ.) તાડૂકવું; to frown: (૨) ગુસ્સામાં ઉદ્ધતાઈથી બોલવું; to speak angrily and rudely: (૩) ઝાટકવું; to sift.

**છણકો** (છણકારો), (પું.) તળવાથી થતો અવાજ; a sizzling sound: (૨) ફૂંફાડો મારવો કે તાડૂકવું તે; a frown, a rude angry utterance: (૩) તુચ્છકાર; contempt.

**છણછણવું** (છછણવું), (અ. ક્રિ.) છણછણ અવાજ કરવો; to make a jingling sound: (૨) ગણગણવું; to murmur: (૩) કચવાટ કરવો; to grumble: (૪) ફૂંફાડો મારવો; to frown: **છણછણાટ** (છછણાટ), (પું.) છણછણ અવાજ; jingling sound: (૨) ફૂંફાડો; frown.

**છણવું**, (સ. ક્રિ.) બારીક કાપડથી ચાળવું કે ગાળવું; to sift or strain with a fine piece of cloth: (૨) વિગતવાર ચર્ચા કરવી; to discuss minutely: (૩) વાતને ફરી ઉખેળવી; to re-open a topic: (૪) નખથી ખણવું; to scratch with finger-nails: **છણણી, છણાવટ**, (સ્ત્રી.) છણવું તે; sifting with a fine cloth, minute discussion, etc.

**છત**, (સ્ત્રી.) અસ્તિત્વ, હસ્તી, existence: (૨) વિપુલતા; abundance.

**છત**, (સ્ત્રી.) ઓરડાનો મથાળાનો અંદરનો ભાગ; a ceiling: (૨) ચંદરવો; a cloth-canopy: (૩) અગાશી; a terrace.

**છતાં**, (અ.) તોપણ, વિપરીત પરિસ્થિતિમાં; however, notwithstanding.

**છતું**, (વિ.) વિદ્યમાન, જીવતું; existing, living: (૨) ચત્તું, સવળું; lying flat on the back or on the proper side: (૩) ઉઘાડું, જાહેર; open, public: **-પાટ, છતુંપાટ**, (વિ.) જુઓ **ચત્તું**.

**છતે**, (અ.) પાસે અથવા કબજામાં હોવા છતાં; even though having or possessing (દા. ત. છતે પૈસે દુઃખી છે).

**છત્ર (છત્તર)**, (ન.) મોટી ભારે સુશોભિત છત્રી; a big heavy ornamental umbrella: (૨) વાલી, રક્ષક; a guardian, a protector: **-છાયા**, (સ્ત્રી.) છત્રની છાયા; a shade of an umbrella: (૨) વાલીથી મળતું રક્ષણ; protection by a guardian: (૩) આશ્રય; shelter, refuge: **-પતિ**, (પું.) રાજા, સમ્રાટ; a king, an emperor: **છત્રી**, (સ્ત્રી.) વરસાદ અને તાપથી બચવા માટેનું છત્ર જેવું સાધન; an umbrella: (૨) ગાડી, પલંગ, વ. પરનું ઢાંકણ; a hood of a carriage, a canopy of a large cot.

**છત્રીશ (-સ)**, (વિ.) '૩૬'; '36', thirty-six.

**છદ્મ**, (ન.) બનાવટ, ઢોંગ; a counterfeit, a pretence. (૨) બહાનું; a pretext: (૩) છળકપટ; fraud, trickery.

**છનાછની**, (સ્ત્રી.) સતત છન છન અવાજ થવો તે; continuous tinkling sound: (૨) (લૌ.) પૈસાની રેલંછેલ; abundance of money.

**છન્ન**, (વિ.) ઢાંકીને છુપાવેલું; concealed by covering: (૨) ઢંકાયેલું; covered.

**છન્નું**, (વિ.) '૯૬'; '96', ninety-six.

**છપતરું**, (ન.) વપરાશના ઘસારાથી પાતળો થયેલો સપાટ ટુકડો; a flat thin worn out piece.

**છપર**, (ન.) જુઓ **છપ્પર**.

**છપાઈ (છપામણ, છપામણી)**, (સ્ત્રી.) છાપ; a print, an impression: (૨) છાપવાની રીત; or mode of printing: (૩) છાપકામનું ખર્ચ કે મહેનતાણું; charges or wages for printing.

**છપ્પન**, (વિ.) '૫૬'; '56', fifty-six.

**છપ્પય**, (પું.) જુઓ **છપ્પો**.

**છપ્પર (છપર)**, (ન.) છાપરું; a roof: **-પલંગ, છપરપલંગ**, (પું.) છત્રવાળો પલંગ; a big cot with a canopy.

**છપ્પો (છપ્પય)**, (પું.) છ પંક્તિનું કાવ્ય અથવા કાવ્યની કંડિકા; a poem or stanza of six lines.

**છબ, છબછબ, છબકછબક**, (અ.) પાણીમાં અફળાવાથી અવાજ થાય એ રીતે; splashingly: **છબછબાવવું**, (સ. ક્રિ.) એવો અવાજ કરવો; to splash: (૨) છબછબ કપડાં ધોવાં; to wash clothes splashingly.

**છબતરું**, (વિ.) છીછરું; shallow: (૨) ગંદું, ચૂંથાયેલું; dirty, rugged: (૩) (ન.) જુઓ **છપતરું**.

**છબરડો**, (પું.) હાસ્યાસ્પદ નિષ્ફળતા; a fiasco: (૨) રકાસ, ગોટાળો, અવ્યવસ્થા; confusion, disorder.

**છબી (છવિ)**, ચિત્ર; a picture: (૨) તસવીર; a portrait, a photograph: (૩) સૌંદર્યની કાંતિ; lustre of beauty: **-લું**, (વિ.) મોહક અને સુંદર દેહાકૃતિવાળું; having fascinating and beautiful features.

**છમછમ, છમકછમક**, (અ.) એવા અવાજથી; with a jingling sound.

**છમકલું**, (ન.) અટકચાળું: a prank:(૨) સામાન્ય તકરાર કે મારામારી; an ordinary quarrel or skirmish.

**છમકવું**, (અ. ક્રિ.) છમછમ અવાજ થવો; to jingle, to tinkle.

**છમકારવું**, (સ. ક્રિ.) ગરમ ધાતુ પાણીમાં બોળતાં થાય એવો અવાજ કરવો; to make a sizzling or simmering sound: **છમકારો**, (પું.) એવો અવાજ; a simmering sound. **છમછમ**, (અ.) એવા અવાજથી, with a jingling or simmering sound: **છમછમાટ**, (પું.) એવો અવાજ; a jingling or simmering sound: (૨) મિથ્યાભિમાન કે મદથી; vainly, boastfully.

**છમછમિયાં**, (ન.બ.વ.) કાંસીજોડ, ઝાંઝ; a pair of cymbals.

**છમાસિક**, (વિ.) છ મહિને થતું, સત્રાંત (પરીક્ષા); six-monthly, terminal (examination).

**છર**, (પું.) અસ્ત્રો; a razor. (૨) મદ, મિથ્યાભિમાન; vanity: (૩) ઉદ્ધતાઈ; rudeness, arrogance: (૪) ગમ્મત, તોફાન; merry-making, mischief.

**છરતું**, (વિ.) આડું; lying cross. (૨) ઢળતું; sloping· (૩) ત્રાંસું; slanting.

**છરી**, (સ્ત્રી.) કાપવાનું કે છોલવાનું એક નાનું ઓજાર; a knife.

**છરો**, (પુ.) મોટી છરી; a big knife (૨) બંદૂકથી ફેંકાતો અણીદાર ટુકડો; a sharp piece shot by a gun· (૩) બૉલબેરિંગ, ઇ. ની ગોળી; a metallic small globe used in ballbearings, etc.

**છલ**, (પું.) (ન) જુઓ **છળ**.

**છલક**, (સ્ત્રી.) પાણીની છોળ, a splash, a spray. **–વું**, (સ. ક્રિ.) છોળરૂપે બહાર નીકળવું; to splash out· (૨) કાંઠા સુધી ઊભરાવું; to overflow: (૩) મદથી ફુલાવું; to be puffed up with pride.

**છલન**, (ન) **છલના**, (સ્ત્રી.) છેતરપિંડી, દગો, કપટ; a cheating, fraud.

**છલંગ**, (સ્ત્રી.) લાંબો ઠેકડો, ફલંગ; a long leap.

**છલાછલ, છલોછલ**, (વિ.) (અ.) કાંઠા સુધી ભરેલું; brimful: (૨) છલકાય તેમ; splashingly or over flowingly.

**છલો (છલ્લો)**, (પું.) એક પ્રકારની વીંટી; a kind of ornamental ring: (૨) પૂજાના સામાનની છાબડી; a basket for keeping articles for worship.

**છલ્લા**, (સ્ત્રી.) કાનનો વેહ વધારવા વેહમાં નાખવામાં આવતી સળી; a chip inserted into the hole (in which ornaments are inserted) of the ear for enlarging it: (૨) (પું. બ. વ.) જુઓ **છલ્લો (છલો)**.

**છલ્લૈયું**, (ન.) ઘસાઈ ગયેલું છાલિયું; a worn out broad-mouthed vessel: (૨) લાકડાની ચૂડી; a wooden bracelet.

**છવાવું**, (અ.ક્રિ.) ઢંકાવું, to be covered: (૨) ફેલાવું; to be spread.

**છવિ**, (સ્ત્રી) જુઓ **છબી**.

**છવ્વીશ(–સ)**, '૨૬'; '26', twenty-six.

**છળ(છલ)**, (પું.) (ન) છેતરપિંડી; a deception: (૨) કપટ; fraud: (૩) બનાવટી વેશ; a disguise: (૪) બદમાશી; roguery. **–કપટ**, (ન.) કપટ; fraud: (૨) પ્રપંચ, intrigue (૩) દગોફટકો; treachery, fraud.

**છળવું**, (સ ક્રિ) છેતરવું; to cheat: (૨) (અ ક્રિ.) ભયથી ચમકવું; to be startled.

**છંછેડવું**, (સ. ક્રિ.) ચીડવવું; to vex: (૨) ખલેલ કરીને ગુસ્સે કરવું; to enrage by disturbing· (૩) પજવવું; to tease, to annoy.

**છંટકાવ(છંટકોર), (છંટાવ)**, (પુ.) છાંટવું તે; a sprinking or spraying.

**છંટકોરવું**, (સ. ક્રિ) જુઓ **છાંટવું**.

**છંદ**, (પું.) લત, વ્યસન; a hankering, a mania, an addiction: (૨) શોખ; fondness, strong liking.

**છંદ**, (પું.) તાલબદ્ધ કાવ્ય; a verse, a rhythmic poem: (૨) કાવ્યવૃત્ત; a poetic metre: **-બદ્ધ**, (વિ.) તાલબદ્ધ; rhythmic· **-શાસ્ત્ર**, (પું.) માત્રામેળનું શાસ્ત્ર, પિંગળ; the science of prosody.

**છંદી (છંદીલું)**, (વિ) વ્યસની, લતવાળું; addicted to vice: (૨) શોખીન; fond.

**છાક**, (પું.) કેફ, નશો: intoxication: (૨) તોર, ઉદ્ધતાઈ haughtiness, rudeness: (૩) (સ્ત્રી.) દુર્ગંધ; nasty smell: **-ટ, -ટું**, (વિ.) વધારે પડતો શરાબ પીધેલું; heavily drunk: (૨) નશાના ઉન્માદવાળું; mad with intoxication: **-ટો**, (પું.) દારૂડિયો; a drunkard.

**છાકમછોળ**, (અ.) છલકાઈને મોટા પ્રમાણમાં ઊભરાતું; heavily overflowing: (૨) વિપુલતા: abundance.

**છાકોટો**, (પું.) ગુસ્સાભર્યો ફૂંફાડો; an angry frown.

**છાગળ**, (પું) બકરો; a he-goat: (૨) બોખ, ચામડાની ડોલ; a leather bucket.

**છાછર**, (સ્ત્રી.) છીછરી થાળી; a shallow plate· (૨) (વિ.) છીછરું; shallow.

**છાછરું**, (વિ) છીછરું; shallow.

**છાજ**, (ન.) છાપરાનું આચ્છાદન; a ceiling: (૨) એને માટેની વસ્તુઓ; materials for that: **-લી**, (સ્ત્રી.) નાનું છજું; a small balcony: (૨) અભરાઈ; a shelf.

**છાજવું**, (સ. ક્રિ.) છાજથી ઢાંકવું; to thatch: (૨) છવાઈ રહેવું; to be spread over.

**છાજવું**, (સ ક્રિ.) લાયક હોવું, to deserve, to befit: (૨) નભવું, ટકી રહેવું; to last or endure for long.

**છાજિયું**, (ન) વિલાપ કરતાં છાતી કૂટવી તે; breast-beating in mourning.

**છાટ**, (સ્ત્રી.) પથ્થરની શિલા; a big slab of stone.

**છાણ**, (ન.) ગાય-ભેંસ, વ.નો મળ, ગોબર; dung of a cow, buffalo, etc.

**છાણવું**, (સ. ક્રિ.) કપડાથી ચાળવું, to sift with a piece of cloth: (૨) છણવું; to discuss minutely.

**છાણિયું**, (વિ.) છાણનું બનેલું; made of dung: (૨) તકલાદી; stuffless.

**છાણું**, (ન.) બળતણ તરીકે વપરાતું છાણનું સૂકવેલું ચકરડું; a dung-cake used as fuel.

**છાત**, (ન.) છત્ર; a canopy: (૨) છત્રી; an umbrella

**છાતી**, (સ્ત્રી.) પેટ અને ગળાની વચ્ચેનો ભાગ; the chest: (૨) સ્તનપ્રદેશ; a woman's breasts.

**છાત્ર**, (પું.) વિદ્યાર્થી; a pupil· **છાત્રાલય**, (ન.) વિદ્યાર્થીભવન; a student's boarding house, a hostel.

**છાનું**, (વિ.) ગુપ્ત, ખાનગી; hidden, secret· (૨) મૂગું; silent: **-માનું**, (અ.) ગુપચુપ; secretly, stealthily.

**છાપ**, (સ્ત્રી.) દાબવાથી પડતું નિશાન; an impression, a stamp, a print: (૨) એવું નિશાન પાડવાનું સાધન; a seal: (૩) માનસિક અસર, અભિપ્રાય; mental effect, opinion: (૪) પ્રભાવ; awe: (૫) પ્રતિષ્ઠા; reputation: **-ખાનું**, (ન.) મુદ્રણાલય; a printing press: **-ણી**, (સ્ત્રી.) છાપવાની રીત કે કળા; the manner or art of printing.

**છાપરી**, (સ્ત્રી.) નાનું છાપરું; a small roof: (૨) ઝૂંપડી; a hut.

**છાપરું**, (ન.) મકાનનું ઢાંકણ; a roof: (૨) ઝૂંપડું, a hut.

**છાપવું**, (સ. ક્રિ.) બીબા વડે આકૃતિ કે નિશાન પાડવાં; to print, to stamp.

**છાપું**, (ન.) વર્તમાનપત્ર; a newspaper: (૨) બીબું; a die, a type.

**છાપેલ કાટલું**, (ન.) કુખ્યાત માણસ; a notorious man: (૨) રીઢો ગુનેગાર; a habitual criminal.

**છાપો**, (પું.) ઓચિંતો હુમલો; a sudden attack: (૨) છાપ; a print or stamp: (૩) વેરો, કર; a tax.

**છાબ, છાબડી**, (સ્ત્રી.) **છાબડું**, (ન.) વાંસની છીછરી ટોપલી; a shallow bamboo-basket: **છાબ**, (સ્ત્રી.) ભરેલી છાબની ભેટ; a full basket given as a present.

**છાયલ**, (ન.) એક પ્રકારનો સાડલો; unsewn upper garment of women.

**છાયા**, (સ્ત્રી.) પડછાયો; a shadow: (૨) છાંયડો; shade: (૩) આશ્રય, રક્ષણ; shelter, protection: (૪) આથ; a support.

**છાયો**, (પુ.) જુઓ **છાયા**.

**છાર**, (સ્ત્રી.) ઈંટો, વ.નો ભૂકો; rubbish of bricks, etc.: (૨) ધૂળ; dust: (૩) રાખોડી, ashes: (૪) છારી film or thin layer (on teeth, etc.).

**છાર**, (પું.) મદ, અભિમાન; undue pride, arrogance.

**છારવું**, (સ. ક્રિ.) બાળીને ખાખ કરવું; to burn to ashes: (૨) માંડી વાળવું; to concede a debt.

**છારી**, (સ્ત્રી.) (દાંત, વ.) પર જામતો મેલનો પાતળો થર, a film or thin layer (on teeth, etc.).

***છારું**, (ન.) ઈંટો, ચૂનો, વ. નો ભૂકો; rubbish of bricks, lime, etc.

**છારો**, (પું.) એ નામની એક રખડતી જાતનો પુરુષ, a man of a so named wandering tribe.

**છાલ**, (સ્ત્રી.) વનસ્પતિ, ફળ, વ.ની ત્વચા, a bark, peel, rind.

**છાલક**, (સ્ત્રી.) પાણીની છોળ; a splash.

**છાલકું**, (ન.) બોજવાહક જાનવરની (ખાસ કરીને ગધેડાની) પીઠ પર લટકાવાતી બે પાંસિયાવાળી ગૂણી; a pannier slung over a beast of burden (esp. a donkey): (૨) (વિ.) છીછરું; shallow: (૩) છીછરા મનનું; shallow minded: (૪) લુચ્ચું; cunning: (૫) મિથ્યાભિમાની; vain.

**છાલિયું**, (ન.) પહોળા મોનો વાડકો; a broad mouthed cup or bowl.

**છાલી**, (સ્ત્રી.) વાડકી; a small bowl: **છાલું**, (ન.) વાડકો; a cup or bowl.

**છાલાં**, (ન.બ.વ.) ફોતરાં, છોડાં; chaff, husks, peels (૨) ભીંગડાં (ચામડી-પરનાં); scales (on skin).

**છાલું**, (ન.) 'છાલાં'નું એ.વ.: (૨) નાળિયેરના છોડાની સાવરણી; a broom or brush made of a dry coconut peels.

**છાવણી**, (સ્ત્રી.) હંગામી મુકામ, પડાવ; a camp: (૨) લશ્કરી પડાવ કે મથક; a military camp, a cantonment.

**છાવરવું**, (સ. ક્રિ.) ઢાંકવું; to cover: (૨) સંતાડવું, છુપાવવું; to hide, to conceal.

**છાવું**, (સ. ક્રિ.) ઢાંકવું; to cover.

**છાશ(છાસ)**, (સ્ત્રી.) વલોવેલું પ્રવાહી દહીં; churned liquid curds, butter milk.

**છાશિયું (છાસિયું)**, (વિ.) છાશવાળું કે છાશ જેવું; containing or like butter milk. (૨) હલકા પ્રકારનું; inferior.

**છાશી(-સી)**, (વિ.) '૮૬'; '86', eighty-six.

**છાસટિયો**, (પું.) ઉનાળામાં પાણી પાઈને ઉગાડેલી જુવાર, jowar grown by artificial watering during the summer.

**છાસઠ,** (વિ.) '૬૬'; '66', sixty-six.

**છાંટ,** (સ્ત્રી.) છંટકાવ, છાંટા પડવા તે; a spray, a sprinkle: (૨) છોલ, છોલાં; clippings, cuttings (૩) ગપ્પું; a fib: **-ણી,** (સ્ત્રી.) **છાંટણું,** (ન.) છાંટવાની ક્રિયા; a sprinkling: (૨) રંગ, કેસર, કંકુ, ઇ. છાંટવાં તે; the sprinkling of colour, saffron, etc. (૩) કપડાં પરની છાંટાવાળી ભાત; a sprinkled print on garments.

**છાંટો,** (પું.) ટીપું; a drop (૨) ડાઘ, કલંક; a blot, a stigma: **છાંટા,** (પું.બ.વ.) હળવો છંટાતો વરસાદ; light spraying rain.

**છાંડવું,** (સ. ક્રિ.) ત્યાગ કરવો, તજવું, to forsake, to abandon (૨) ફારગતી આપવી; to acquit, to divorce: (૩) જમી રહ્યા પછી ભાણામાં ખોરાક રહેવા દેવો; to leave surplus food in the dining plate after dinner: **છાંડણ,** (ન.) છાંડવું તે; an abandonment, an acquittance: (૨) છાંડેલું અન્ન; food left over in the dining plate after dinner.

**છાંડેલી,** (વિ.) (**છાંડી**), (સ્ત્રી.) ફારગતી આપેલી (પત્ની); divorced (wife).

**છાંદવું,** (સ. ક્રિ.) જાડું લીંપણ કરવું; to cover or besmear with thick paste of dung, etc.

**છાંદો,** (પું.) માટી, છાણ, વ.ના મિશ્રણનો પિંડો; a paste of dung, earth, etc.: (૨) જાડું લીંપણ; a thick covering with such paste.

**છાંય, છાંયડી,** (સ્ત્રી.) **છાંયડો, છાંયો,** (પું.) જુઓ **છાયા.**

**છિછકલું, છિછરવું,** (વિ.) છછોરું, આછકલું; impolite, insolent (૨) બાલિશ; childish: (૩) તોફાની, ત્રાસરૂપ; mischievous, troublesome.

**છિટ, છિટ છિટ,** (અ.) જુઓ **છટ.**

**છિટકારવું,** (સ.ક્રિ.) છાંટવું; to sprinkle.

**છિદ્ર,** (ન.) કાણું, બાકું; a pore, a hole, a bore: (૨) નાકું; a mouth: (૩) ખામી, દોષ; a defect, a fault, a flaw: **છિદ્રાળુ,** (વિ.) છિદ્રોવાળું (ચામડી વ.); porous (skin, etc).

**છિનાળ,** (સ્ત્રી.) વ્યભિચારિણી; an adulteress (૨) (વિ.) વ્યભિચારી; adulterous: **-વું,** (વિ.) વ્યભિચારી: **-વું,** (ન.) **છિનાળી,** (સ્ત્રી.) વ્યભિચાર; adultery.

**છિન્ન,** (વિ.) છેદેલું; cut off: (૨) અલગ પાડેલું, ભાગલા પાડેલું; separated, divided: **-ભિન્ન,** (વિ.) ભાંગીતૂટી ગયેલું; shattered: (૨) વેરવિખેર થયેલું, અસ્તવ્યસ્ત, disorderly, disrupted.

**છિપાવવું, છિપાવું,** (સ. ક્રિ.) સંતોષવું; to satisfy: (૨) તૃપ્ત કરવું; to satiate: (૩) શમાવવું (તરસ, વ.); to quench (thirst, etc.).

**છિલ્લટું,** (ન.) છોડું, છોતરું; a bark, a peel, a shell of a nut, a scraped piece or chip.

**છી,** (અ.) ધિક્કાર કે ઘૃણાસૂચક ઉદ્ગાર; an exclamation showing hatred or disgust. (૨) (સ્ત્રી.) ગંદી વસ્તુ, a dirty thing. (૩) મળ; excretion.

**છીછરું,** (વિ.) થોડું ઊંડું; shallow.

**છીટ,** (અ.) જુઓ **છટ,** (સ્ત્રી.) ઘૃણા, અણગમો, સૂગ; disgust, dislike.

**છીણવું,** (સ. ક્રિ.) જુઓ **ખમણવું.**

**છીણી,** (સ્ત્રી.) જુઓ **ખમણી (ખમણ):** (૨) લાકડાં ફાડવાની લોઢાની ફાચર; an iron wedge to split wood.

**છીત,** (સ્ત્રી.) ઘૃણા, સૂગ; disgust, dislike.

**છીદરી,** (સ્ત્રી.) એક પ્રકારનો ટપકાંવાળો સાડલો; a kind of unsewn dotted upper garment for women.

**છીનવવું,** (સ. ક્રિ.) ઝૂંટવી લેવું, બળજબરીથી લેવું; to snatch, to take

forcefully: (૨) પચાવી પાડવું; to usurp. (a shell.)

છીપ, (સ્ત્રી.) એક પ્રકારની માછલીનું કોટલું;

છીપર, (સ્ત્રી.) શિલા; a slab of stone.

છીપવું, (અ. ક્રિ.) તૃપ્ત થવું; to be satiated:(૨)શાંત થવું, શમવું (તરસ,વ.); to be quenched (thirst, etc.) (૩) સંતાવું; to hide, to be concealed.

છીપો, (પું.) કાપડ છાપનારો; a cloth-printer.

છીબું, (ન.) વાસણનું (તપેલી) સપાટ ઢાંકણું; a flat covering of a vessel (esp. a cooking pot).

છીલટું, (ન.) જુઓ છિલેટું.

છોલવું, (સ. ક્રિ.) જુઓ છોલવું.

છીંક, (સ્ત્રી.) અવાજ કરીને જોરથી શ્વાસ કાઢવો તે; a sneeze: -વું, (અ. ક્રિ.) ઉપરોક્ત ક્રિયા કરવી; to sneeze.

છીંકણી, (સ્ત્રી.) સૂંઘવાની તમાકુ; snuff.

છીંકારવું, છીંકારું, (ન) એક પ્રકારનું હરણ, a kind of deer.

છીંટ, (સ્ત્રી.) એક પ્રકારનું છાપેલું બારીક કાપડ; a kind of printed fine cloth.

છીંડું, (ન.) ખેતર, વ.ની વાડમાં બાકોરું પાડી કરેલો માર્ગ; a stile, an opening in a hedge: (૨) બહાનું, દોષ; a pretext, a fault.

છુટકારો, (પું.) મુક્તિ, a release, an escape, liberation: (૨) પતાવટ, ફારગતી; a settlement, an acquittance: (૩) અંત; an end.

છુટ્ટી, (સ્ત્રી.) રજા; leave, permission: (૨) આરામનો દિવસ; a day of rest, a holiday: (૩) નવરાશ, leisure.

છુટ્ટું, (વિ.) જુઓ છૂટું.

છુપાવવું, (સ. ક્રિ.) સંતાડવું; to hide, to conceal: (૨) ગુપ્ત રાખવું; to keep secret.

છુપાવું, (અ. ક્રિ.) સંતાવું; to hide, to be concealed.

છુરિકા (છુરી),(છૂરી), (સ્ત્રી.) છરી; a knife.

છૂ, (ન.) ચાલાકીથી નાસી છૂટવું તે; a clever running away.

છૂટ, (સ્ત્રી.) રજા, પરવાનગી; leave, permission: (૨) મોકળાશ; spaciousness: (૩) જતી કરેલી રકમ; written off amount or sum: (૪) સ્વતંત્રતા; freedom: (૫) વિપુલતા; abundance.

છૂટક, (વિ.) છૂટુંછૂટું; retail: (૨) (અ.) અલ્પ જથામાં; by retail.

છૂટકો, (પું.) જુઓ છુટકારો.

છૂટછાટ, (સ્ત્રી.) લેણાંનો અમુક ભાગ જતો કરવો તે; a writing off of a part of debt, a concession.

છૂટવું, (અ. ક્રિ.) બંધનમાંથી મુક્ત થવું; to be free from a bond or captivity: (૨) રાહત મળવી; to be relieved: (૩) ઓચિંતા કે જોરથી બહાર નીકળવું; to come out suddenly or forcefully, to break out: (૪) (ગાંઠ, વ.) વછૂટવું; to de disentangled (knot, etc.)

છૂટાછેડા, (પું. બ. વ) ફારગતી, acquittance: (૨) લગ્નની ફારગતી; a divorce: (૩) પ્રસવ; delivery (of a child).

છૂટી, (સ્ત્રી.) જુઓ છુટ્ટી.

છૂટું, (વિ.) બંધન વિનાનું, મુક્ત; unbound, free (૨) ફારેગ; disengaged: (૩) અલગ; separate: (૪) મોકળું; spacious: (૫) (ન.) (નાણાનું) પરચૂરણ; change (of money): -છવાયું, (વિ.) અલગ; separate: (૨) વેરાયેલું; scattered: (૩) સંબંધ વિનાનું; disconnected: (૪) અનિયમિત, stray, casual.

છૂતઅછૂત, (સ્ત્રી) અસ્પૃશ્યતા; untouchability.

છૂપવું, (અ. ક્રિ.) જુઓ છુપાવું.

**છૂપું**, (વિ.) ગુપ્ત; hidden, concealed: (૨) છાનું, ખાનગી; secret.

**છૂમંતર**, (ન.) મંત્રવિદ્યાનો પ્રયોગ, જાદુ; conjuration, enchantment: (૨) છૂમંતર થઈ જવું, રહસ્યમય રીતે નાસી જવું કે અદૃશ્ય થવું; to run away or disappear mysteriously.

**છૂવું**, (સ. ક્રિ.) જુઓ **છોવું**.

**છૂંછાં**, (ન.બ.વ.) રૂંછાં, 'બ્રશ', સાવરણી, વણેલા કાપડના છેડા, વ. પરના રેસા અથવા રેસા જેવો ભાગ; fluff, a down, anything fluffy or downy.

**છૂંદણું**, (ન.) છૂંદીને પાડેલાં શરીર પરનાં ચિહ્ન કે આકૃતિ; a tattooed mark or design.

**છૂંદવું**, (સ. ક્રિ.) કચરવું, કચરીને છૂંદો કરવો; to crush, to knead, to trample: (૨) સોય, વ.થી ટોચીને શરીર પર છૂંદણું પાડવું; to tattoo: **છૂંદણી**, (સ્ત્રી.) છૂંદવું તે, kneading or tattooing.

**છૂંદો**, (પું.) કચરીને કરેલો પિંડો કે લોંદો; a minced lump or ball: (૨) છૂંદેલી વસ્તુનું અથાણું; minced pickle.

**છેક**, (અ.)સમગ્ર રીતે, તદ્દન, સાવ; entirely extremely, quite, absolutely: (૨) (સ્ત્રી.) છેલ્લી હદ, અંત; extremity, end.

**છેકવું**, (સ. ક્રિ.) **છેકો, છેકાછેક**, વ. માટે જુઓ **ચેકવું, ચેકો, ચેકાચેક**.

**છેટી**, (સ્ત્રી.) પંચિયું, પોતડી; a scarf used as a lower garment.

**છેટું**, (વિ.)વેગળું, દૂર આવેલું; separated, distant: (૨) (ન.) સ્થળો વચ્ચેનું અંતર; distance, remoteness in place: (૪) અશક્યતા, impossibility.

**છેટે**, (અ.) દૂર, આઘે; far away.

**છેડ, છેડણી**, (સ્ત્રી.) પજવણી; a teasing, annoyance: (૨) ખીજ; vexation.

**છેડતી**, (સ્ત્રી.) અડપલું, અટકચાળું; a prank: (૨) પરસ્ત્રી સાથે અણઘટતી છૂટ લેવી તે; the act of taking undue liberty with a woman other than one's wife.

**છેડવું**, (સ. ક્રિ.) ખીજવવું; to vex: (૨) પજવવું; to tease: (૩) અડપલું કરવું; to prank: (૪) પરસ્ત્રી સાથે અણઘટતી છૂટ લેવી; to take undue liberty with a woman other than one's wife: (૫) જરા સ્પર્શ કરવો; to touch lightly: (૬) ધીમેથી શરૂ કરવું; (ગાયન, વાહન, વ.) to begin slowly (a song, carriage, etc.).

**છેડાછેડી**, (સ્ત્રી.) લગ્નવિધિના સમયે વરના ડગલાના છેડા સાથે કન્યાની ચૂંદડીનો છેડો બાંધવો તે; the act of tying the ends of the upper garments of the bride and the bridegroom during the marriage ceremony.

**છેડાવું**, (અ. ક્રિ) ખીજવાવું; to be vexed.

**છેડો**, (પું.) અંત, અંતિમ ભાગ; an end, an ending or last part:(૨)સમાપ્તિ; conclusion: (૩) હદ, સીમા; limit, boundary.

**છેતરપિંડી, છેતરબાજી**, (સ્ત્રી.) ઠગાઈ, છેતરામણી; a cheating, a deception: (૨) દગોફટકો; fraud.

**છેતરવું**, (સ. ક્રિ.) છળવું, ઠગવું; to cheat, to deceive.

**છેતરામણ**, (ન.) **છેતરામણી**, (સ્ત્રી.) છેતરાવું તે; the act or state of being cheated.

**છેતરામણું**, (વિ.) છેતરે એવું; deceitful: (૨) દગલબાજ; fraudulent.

**છેતાળીસ, છેંતાળીસ**, (વિ) '૪૬'; '46', forty-six.

**છેદ**, (પુ.) કાપો, ચીરો, ફાટ; a cut, a crack, a fissure, a cleft: (૨) છિદ્ર; a hole, a bore: (૩) અપૂર્ણાંકમાં લીટી નીચે લખેલી ભાગનારી સંખ્યા; the deno-

minator of a fraction: (૪) અંત; end, termination: -ક, (વિ) છેદનારું, કાપનારું; cutting: (૨) ભાગનારું; dividing: (૩) (પું.) જુઓ છેદ: -ન, (ન) છેદવું, કાપવું કે ભાગવું તે; a cutting or dividing: (૨) નાશ; destruction.

**છેદવું**, (સ. ક્રિ.) કાપવું; to cut: (૨) છિદ્ર પાડવું; to bore: (૩) ફાડવું, ચીરવું; to split: (૪) નાશ કરવો; to destroy: (૫) સંખ્યાને ભાગવી; to divide a number.

**છેરવું**, (અ. ક્રિ.) પાતળું અઘવું; to discharge liquid excrement.

**છેરંટો**, (પું.) પાતળો મળ; liquid excrement: (૨) કચરો; dirt, rubbish.

**છેલ**, (પું.) વરણાગિયો માણસ; a dandy, a fop: **-છબીલું**, (વિ.) રૂપાળું, મોહક; handsome, fascinating: **-અટાઉ**, (ત્રિ.) વરણાગિયું; foppish: (૨) વરણાગિયો માણસ; a dandy: **-ડી, -ણ**, (સ્રી.) એવી સ્રી; a foppish woman, a coquitte: **-ડ, -ડો**, (પું.) છેલ.

**છેલ્લું**, (વિ.) અંતિમ, છેવટનું; last.

**છેવટ**, (ન.) (સ્રી.) અંત, છેડો; an end: (૨) સમાપ્તિ; conclusion: (૩) પરિણામ; result: **છેવટે**, (અ.) અંતે, પરિણામે, at the end, at last, consequently.

**છેવાડું**, (વિ.) અંતિમ, છેડાનું કે પરનું; last, lying at or of the end.

**છેહ**, (પું.) વિશ્વાસઘાત; betrayal: (૨) દગો; fraud.

**છૈયું**, (ન) છોકરું; a child: **છૈયો**, (પું.) છોકરો; a boy: (૨) દીકરો; a son: (૩) (ન બ. વ) **છૈયાં-છોકરાં**, બાળકો, **સંતાન**, સંતતિ; children, progeny.

**છો**, (સ્રી.) ચૂનો, રેતી, સિમેન્ટ, વ. નું મિશ્રણ, mortar.

**છો**, (અ) ભલે; does not matter.

**છોકરમત (છોકરવાદ)**, (વિ.) બાલિશ; childish: (૨) (સ્રી.) બાલિશતા; childishness.

**છોકરી**, (સ્રી.) સ્રી બાળક; a female child, a girl: (૨) દીકરી; a daughter: **છોકરું**, (ન.) બાળક; a child, a young boy or girl: **છોકરો**, (પું.) પુરુષ બાળક; a male child, a boy: (૨) દીકરો; a son.

**છોગલો**, (પું.) અંગૂછો; a towel: (૨) કાપડનો ટુકડો, a piece of cloth.

**છોગાળ(-ળું)**, (વિ.) પાઘડી કે ફેંટામાં છોગાં રાખનારું; having tassels in a head-gear: (૨) વરણાગિયું; foppish: **છોગાળો**, (પું.) વરણાગિયો; a fop.

**છોગું**, (ન.) ફેંટા કે પાઘડીનો કલગી જેવો છેડો; a tassel or ornamental tuft at the end of a head-gear made of a very long piece of cloth.

**છોછ**, (સ્રી.) સ્વચ્છતા કે નીતિ માટેનો વધારે પડતો આગ્રહ; fastidiousness about cleanliness and morality: **-ના**, (સ્રી) છોછ; (૨) નિંદા, ખણખોદ; back-biting, fault finding.

**છોટું**, (વિ.) નાનું; small: (૨) સરખામણીમાં ઉંમરમાં નાનું: younger.

**છોડું**, (ન.) જુઓ **છોડિયું**.

**છોડ, છોડવો**, (પું.) રોપો; a plant.

**છોડવવું (છોડાવવું)**, (સ. ક્રિ.) બંધનમુક્ત કરાવવું; to get released or freed from a bond or captivity, rescue.

**છોડવું**, (સ. ક્રિ.) બંધનમુક્ત કરવું; to release (from a bond): (૨) ગૂંચ, ગાંઠ, વ. ઉખેળવાં; to untie or disentangle a knot, etc.: (૩) ત્યાગ કરવો, to give up, to abandon.

**છોડિયું (છોડું)**, (ન.) લાકડાના છોલનો ટુકડો; a piece of wood-scraping: (૨) સૂકી છાલનો ટુકડો, a piece of dry (bark.)

**છોડી**, (સ્રી.) જુઓ **છોકરી**.

**છોડું**, (ન) જુઓ **છોડિયું**.

**છોતરું**, (ન.) ફળની છાલ કે એનો ટુકડો; a peel or rind or its piece.

**છોતો**, (પું.) વાસણ માંજવાનો કૂચડો; a brush for cleaning vessels.

**છોબંધ**, (વિ.) છોવાળું; built or covered with mortar.

**છોભાવું**, (અ.ક્રિ.) શરમિંદું બનવું, ખસિયાણું પડવું, to be ashamed because of failure, etc.: **છોભીલું, છોભું**, (વિ.) ખસિયાણું; ashamed, crestfallen.

**છોરી, છોરુ, છોરું, છોરો,** જુઓ **છોકરી**, વ.

**છોલ**, (પું.) (સ્ત્રી.) લાકડું, વ. છોલતાં નીકળતા ટુકડા; wood-scrapings: (૨) ઝાડની છાલ; bark.

**છોલવું**, (સ. ક્રિ.) તીક્ષ્ણ ઓજારથી ઘસીને પાતળું કરવું; to scrape: (૨) છાલ કાઢવી; (ફળ, વ.ની) to peel: (૩) તીક્ષ્ણ ઓજારથી ઘડવું; to shape by scraping.

**છોલાં**, (ન.બ.વ) જુઓ **છાલાં**.

**છોવું**, (સ. ક્રિ.) સ્પર્શ કરવો; to touch: (૨) સ્પર્શથી અપવિત્ર કરવું; to pollute by touch: (૩) (અ. ક્રિ.) સ્પર્શથી અપવિત્ર થવું; to be polluted by touch.

**છોવું**, (સ. ક્રિ) છો કરવી; to plaster with mortar.

**છોળ**, (સ્ત્રી.) મોજું, તરંગ; a wave: (૨) છાલક, છલકાવું તે, a splashing: (૩) વિપુલતા; abundance.

**છોંતેર (છોતેર, છોત્તેર)**, (વિ.) '૭૬'; '76', seventy-six.

**છ્યાશી (-સી)**, (વિ.) જુઓ **છાશી**.

## જ

**જ**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો આઠમો વ્યંજન; the eighth consonant of the Gujarati alphabet.

**જ**, (અ.) શબ્દને છેડે આવતાં 'ચોક્કસ' 'કેવળ' એવો અર્થ થાય છે (જેમ કે સફળ થઈશ જ, ફળો જ ખાઈશ); when used at the end of a word it signifies "certainly", "only".

**જઈફ**, (વિ) વૃદ્ધ; old in age: (૨) અશક્ત; infirm: (૩) ક્ષીણ; worn out.

**જક**, (સ્ત્રી.) હઠ, જીદ; obstinacy, undue insistence: (૨) પંચાત; useless discussion.

**જકડ**, (સ્ત્રી.) સકંજો, પકડ; a firm grip: **-વું**, (સ. ક્રિ.) તંગ બાંધવું; to bind very tightly: (૨) સકંજામાં લેવું, જોરથી પકડવું; to grip.

**જકાત**, (સ્ત્રી.) ચીજવસ્તુ પરનો કર કે વેરો, આયાતનિકાસ પરનો વેરો; customs duty, export or import duty: (૨) નાકાવેરો; octroi duty: **જકાતી**, (વિ.) જકાતને લગતું, જકાતપાત્ર; pertaining to customs-duty, dutiable.

**જકકી (જકિયું)**, (વિ.) જિદ્દી, હઠીલું; obstinate. – (જુઓ **યક્ષ**.)

**જક્ષ**, (પું.) **જક્ષણી, જક્ષિણી**, (સ્ત્રી.)

**જખ**, (સ્ત્રી.) માછલી; a fish: **જખ મારવી**, નિષ્ફળતા માટે પસ્તાવું; to repent for failure: (૨) લાચારીથી નમતું આપવું; to give way helplessly.

**જખમ**, (પું.) ઘા, શારીરિક ઈજા; a wound, physical injury: **જખમાવું**, (અ. ક્રિ.) ઘાયલ થવું; to be wounded. **જખમી**, (વિ.) ઘાયલ થયેલું; wounded.

**જખ્ખડ**, (વિ.) મજબૂત (ચીજવસ્તુ); (things) strong: (૨) ટકાઉ; durable: (૩) જડસું; bulky but senseless.

**જગ**, (ન.) જુઓ **જગત: -જાહેર**, (વિ.) સર્વત્ર જાણીતું; well-known: **-જીવન**, (પું.) ઈશ્વર; God.

**જગત**, (ન.) દુનિયા, ભૌતિક સૃષ્ટિ; the world, the mundane world: (૨) સૃષ્ટિ, વિશ્વ; the creation, the universe: (૩) સમાજ, લોકમત; the society, public opinion.

**જગદીશ,જગદીશ્વર,** (પું.) ઈશ્વર; God.
**જગન,** (પું.) જુઓ **યજ્ઞ:** (૨) કપરું કે મોટું કામ; a tough or big undertaking.
**જગન્નાથ,** (પું.) પરમેશ્વર; God.
**જગન્નાથી,** (સ્ત્રી.) બારીક સુતરાઉ કાપડ; fine cotton cloth.
**જગન્નિયંતા,** (પું.) } પરમેશ્વર; God.
**જગપતિ,** (પું.) }
**જગા,** (સ્ત્રી.) સ્થળ; a place: (૨) ખાલી જગા; a vacant place: (૩) નોકરી; employment: (૪) મઠ; a monastery.
**જગાડવું, જગાવવું,** (સ. ક્રિ.) જાગ્રત કરવું (દરેક અર્થમાં); to awake (in all senses).
**જગો,** (સ્ત્રી.) જુઓ **જગા: જગોજગ,** (અ.) સર્વત્ર; everywhere.
**જગ્યા,** (સ્ત્રી.) જુઓ **જગા.**
**જઘન,** (સ્ત્રી.) (ન.) નિતંબ પ્રદેશ; the loins and hips: (૨) સાથળ; one of the thighs.
**જઘન્ય,** (વિ.) હલકા પ્રકારનું; inferior: (૨) અંતિમ; last.
**જજમાન,** (પુ.) જુઓ **યજમાન.**
**જજિયાવેરો, જજિયો,** (પું.) મુસલમાની શાસનમાં અમુક શાસકોએ બિનમુસલમાનો પર નાખેલો વ્યક્તિગત કર; an individual tax on non-muslims levied by certain muslim rulers.
**જટા,** (સ્ત્રી.) વાળનું ઝુંડ; long matted hair: (૨) વડવાઈઓ; fibrous hanging parts of the branches of a banyan tree: **-ધર, -ધારી,** (વિ.) જટાવાળું; having long matted hair: (૨) (પું.) સાધુ, યોગી; an ascetic: (૩) ભગવાન શંકર; Lord Shanker: (૪) વડ; a banyan tree.
**જટિ,** (સ્ત્રી.) જુઓ **જટા:** (૨) સમૂહ; a collection or multitude: **-ત,** (વિ.) ગૂંચવાયેલું; entangled: **-યું,** (ન.) વાળની ગૂંચ; clotted tuft of hair: **-લ,** (વિ.) અટપટું, ગૂંચવાયેલું, મુશ્કેલ; entangled, tough: (૨) (પું.) યોગી; an ascetic: **-લતા,** (સ્ત્રી.) અટપટાપણું, ગૂંચવણ; entanglement, perplexity.
**જડ,** (વિ.) અચેતન, જીવનતત્ત્વરહિત; inanimate: (૨) મંદ, આળસુ; slow, dull, lazy: (૩) બુદ્ધિહીન, મૂર્ખ; senseless, stupid: (૪) (પું.) એવો પુરુષ; a dull, stupid man: **-તા,** (સ્ત્રી.) જડપણું; dullness.
**જડ,** (સ્ત્રી.) જડમૂળ; a main-root: (૨) ખીલી; a mail: (૩) સ્ત્રીઓનું નાકનું ઘરેણું; ornament for women.
**જડતર,** (વિ.) જડાવકામનું કે એને લગતું; of or pertaining to setting work: (૨) (ન.) જડાવકામ, એની કળા; setting work or its art.
**જડથું,** (ન.) ઘણાં પેટામૂળવાળું મુખ્ય મૂળ; a main-root with many sub-roots.
**જડબા(-બાં)તોડ,** (વિ.) મુશ્કેલીથી ઉચ્ચાર થઈ શકે એવું; difficult to pronounce: (૨) ખંડન ન થઈ શકે એવી સચોટ (દલીલ); irrefutable (argument).
**જડબું,** (ન.) દાંતની આસપાસનો મોંનો બહારનો ભાગ; one of the jaws: (૨) એનું હાડકું; a jaw-bone.
**જડબેસલાક(-ખ), જડબેસુલાક(-ખ),** (અ.) ઉખેડે નહિ એટલું સજ્જડ રીતે; too firmly (set) to be removed.
**જડભરત,** (વિ.) મૂર્ખ, બુદ્ધિહીન; foolish, stupid: (૨) (પુ.) એ નામનો એક યોગી; an ascetic so named.
**જડમૂળ, જડમૂળિયું,** (ન.) મુખ્ય મૂળિયું; a main-root.
**જડવું,** (સ. ક્રિ.) સજ્જડ રીતે બેસાડવું કે જોડવું; to set, to fix into.
**જડવું,** (સ. ક્રિ.) (અ. ક્રિ.), હાથ લાગવું, મળવું, મેળવવું; to get, to come

to hand, to gain, to find: (૨) ગુમાવેલું હાથ લાગવું; to regain a lost thing, to find.

**જડસું**, (વિ) સ્થૂળ શરીરવાળું પણ મૂર્ખ; bulky but foolish.

**જડાઉ(-વ)**, (વિ.) જડેલું, બેસાડેલું; inlaid, set, studded: (૨) (પું.) (ન.) રત્નજડિત ઘરેણું; a jewelled ornament.

**જડિયું**, (ન.) જુઓ **જડમૂળ**.

**જડિયો**, (પું.) ઝવેરાતના દાગીના બનાવનાર; a jewel-setter.

**જડી**, (સ્ત્રી.) ઔષધિ તરીકે વપરાતું મૂળિયું; a herbal root: **-બુટ્ટી**, (સ્ત્રી.) ચમત્કારિક ગુણવાળી જડી; a miraculous herbal root.

**જણ**, (પું.) વ્યક્તિ, પુરુષ, આદમી; an individual, a person, a man.

**જણતર**, (ન.) પ્રસવ; the act of giving birth, delivery: (૨) બાળક; an infant: (૩) સંતતિ; progeny.

**જણવું**, (સ. ક્રિ) પ્રસવ થવો, બાળકને જન્મ આપવો; to give birth to a child, to deliver a child.

**જણસ**, (સ્ત્રી.) ચીજ, વસ્તુ; a thing, a commodity: (૨) માલ; goods: (૩) સોદો; a transaction: (૪) ઘરેણું; an ornament: (૫) અફીણ; opium.

**જણાવવું**, (સ. ક્રિ.) કહેવું; to tell: (૨) વાકેફ કરવું, ખબર આપવી; to inform, to intimate: (૩) જાહેર કરવું; to announce.

**જણાવવું**, (સ ક્રિ.) પ્રસવમાં મદદ કરવી; to assist a woman during child-birth.

**જણાવું**, (અ. ક્રિ.) ભાન થવું, જાણ થવી; to seem or appear, to feel.

**જતન**, (ન.) **જતના**, (સ્ત્રી.) સંભાળ, સાચવણી; care, preservation: (૨) સંભાળપૂર્વકનો ઉછેર; careful nurture.

**જતરડું**, (ન) **-ડો**, (પું.) સોનારૂપાના તાર બનાવવાનું સાધન; an apparatus for making gold and silver wires: (૨) (લા.) સકંજો; a firm grip.

**જતિ**, (પુ.) યતિ; an ascetic: (૨) જૈન સાધુ; a Jain ascetic.

**જથરપથર, જથરવથર**, (વિ) અવ્યવસ્થિત, ઢંગધડા વિનાનું; disorderly, haphazard.

**જથાબંધ(જથ્થાબંધ)**, (અ.) એકસામટું, છૂટક નહિ, wholesale.

**જથ્થો (જથો)**, (પું.) સમૂહ, સમુદાય; a collection, a mass: (૨) જૂથ; a group, an assemblage.

**જદુ**, (પું.) જુઓ **યદુ**.

**જન**, (પું.) વ્યક્તિ; a person: (૨) સમાજ, જનતા; society, people at large.

**જનક**, (વિ.) ઉત્પન્ન કરનાર; creator, producer: (૨) (પું.) પિતા; father.

**જનતા**, (સ્ત્રી.) સમાજ; society, people at large.

**જનન**, (ન.) ઉત્પત્તિ; creation: (૨) જન્મ; birth **જનની**, (સ્ત્રી) મા, માતા; mother.

**જનપદ**, (પુ) (ન.) દેશ; a country.

**જનમ**, (પું.) જુઓ **જન્મ**.

**જના, જનાકારી**, (સ્ત્રી) વ્યભિચાર; adultery.

**જનાજો**, (પું.) મુસલમાનોમાં શબ લઈ જવાની ખાટલી; a funeral bier for Muslims: (૨) એવી સ્મશાનયાત્રા; such a funeral procession.

**જનાનખાનું**, (ન.) અંતઃપુર, a harem.

**જનાની**, (વિ.) સ્ત્રીઓને લગતું; feminine: **જનાનો**, (પું) જનાનખાનાની સ્ત્રીઓ; women of a harem.

**જનાર્દન**, (પું.) શ્રીવિષ્ણુ, શ્રીકૃષ્ણ; Lord Vishnu, Lord Krishna.

**જનાવર**, (ન.) જુઓ **જાનવર**.

**જનેતા**, (સ્ત્રી.) મા, માતા; mother.

**જનોઈ**, (સ્ત્રી.) જુઓ **યજ્ઞોપવિત.**
**જન્નત**, (**જિન્નત**), (ન.) સ્વર્ગ, heaven: **—નશીન**, (વિ.) (સ્વર્ગવાસી,) મૃત; dead.
**જન્મ**(**જનમ**), (પું.) અવતરવું તે; birth: (૨) જનમારો; life-time: **—કૂંડલી**(**—ળી**), **જન્મોત્રી**, **—પત્રિકા**, (સ્ત્રી.) જન્મ સમયના ગ્રહોની સ્થિતિની પત્રિકા; a horoscope: **—કેદ —ટીપ**, (સ્ત્રી.) મૃત્યુ સુધીની કેદની સજા; sentence for life imprisonment: **—ગાંઠ**, **—તિથિ**, (સ્ત્રી.) **—દિવસ**, (પું.) જન્મનો દિવસ; a birth-day: **—ભૂમિ**, (સ્ત્રી.) માતૃભૂમિ. motherland: **—વું**, **જનમવું**, (અ. ક્રિ.) અવતરવું; to be born: **જન્મારો**, **જનમારો**, (પુ.) જીવનકાળ, life-time: **જન્માષ્ટમી**, (સ્ત્રી.) શ્રી કૃષ્ણનો જન્મદિવસ, શ્રાવણ વદ આઠમ; the birth-day of Lord Krishna, the eighth day of the dark-half of the shravan-month: **જન્માંધ**, (વિ.) જન્મથી આંધળું; born blind: **જન્મોજન્મ**, **જનમોજનમ**, (અ.) ભવિષ્યના બધા જન્મોમાં; in all the future births.
**જપ**, (પું.) પ્રાર્થના, ઈશ્વરનામ, મંત્ર, વ. નું રટણ; a muttering or musing of prayer, god's name, hymn, etc.
**જપત**, (વિ.) જુઓ **જપ્ત.**
**જપવું**, (સ. ક્રિ.) જપ કરવો, માળા ફેરવવી; to mutter a prayer, etc., to count beads.
**જપ્ત** (**જપત**), (વિ.) દંડરૂપે કબજે કરેલું; confiscated, forfeited: **જપ્તી** (**જપતી**) (સ્ત્રી.) દંડરૂપે કબજે કરવું તે, ટાંચ; a confiscation or forfeiture.
**જફા**, (સ્ત્રી.) જુલમ, જબરદસ્તી; tyranny, oppression, highhandedness.
**જબ**, (અ.) જ્યારે; when.
**જબર**, (વિ.) શક્તિશાળી, બળવાન, મજબૂત; powerful, strong, stout: (૨) મોટું, વિશાળ, કદાવર; big, vast, huge: (૩) ભારે; heavy: (૪) કઠણ; hard, tough: **—જસ્ત**, **—દસ્ત**, (વિ.) જબર: **—જસ્તી**, **—દસ્તી**, (સ્ત્રી.) જુલમ, બળાત્કાર; tyranny, oppression, highhandedness.
**જબરું**, (વિ.) જુઓ **જબર.**
**જબાન**, (સ્ત્રી.) જીભ; the tongue: (૨) બોલી, વાચા; speech: (૩) ભાષા; language: **જબાની**, (સ્ત્રી.) જુઓ **જુબાની.**
**જબ્બર**, (વિ.) જુઓ **જબર.**
**જમ**, (પું.) જુઓ **યમ.**
**જમણ**, (ન.) ભોજન; a dinner: (૨) ભોજન સમારંભ; a dinner-party, a feast: **—વાર**, (પું.) ભોજન સમારંભ; a dinner-party: (૨) જ્ઞાતિભોજન; a caste-dinner party: (૩) એનો દિવસ; the day of a dinner-party.
**જમણું**, (વિ.) પૂર્વ તરફ ઊભા રહેતાં દક્ષિણ તરફનું (અંગ), right (limb of body).
**જમરૂખ**, (ન.) એક પ્રકારનું સામાન્ય ફળ, જામફળ; a guava: **—ડી**, **જમરૂખી**, (સ્ત્રી.) એનું ઝાડ; a guava tree.
**જમવું**, (સ. ક્રિ.) ભોજન કરવું; to dine: (૨) લાભ થવો; to gain: (૩) (અ. ક્રિ.) જુઓ **જામવું.**
**જમા**, (વિ.) એકઠું થયેલું; collected: (૨) (ચોપડાની) જમા બાજુનું; of the credit side: (૩) (સ્ત્રી.) આવક; receipt, income: (૪) નફો; profit: (૫) ઊપજ; વસૂલ; production, collections: (૬) સરવાળો, જુમલો; a sum, total, a total amount.
**જમાઈ**, (પું.) પુત્રીનો પતિ; a son-in-law.
**જમાડવું**, (સ. ક્રિ.) ભોજન કરાવવું; to feed, to entertain at dinner.
**જમાત**, (સ્ત્રી.) જ્ઞાતિજનો, પંથના અનુયાયીઓ, વ.નું મંડળ; a body of caste members or members of a sect. (૨) સાધુઓનું મંડળ; a body of monks or mendicants: **જમાતી**, (વિ.) જમાતને લગતું; pertaining to such a body.

**જમાદાર,** (પું.) પોલીસદળની નાની ટુકડીનો ઉપરી; a head of a small unit of a police-force: **જમાદારી,** (સ્ત્રી.) જમાદારનાં પદ અને ફરજો; the office and duties of such a head.
**જમાન,** (પું.) જુઓ **જામીન.**
**જમાનો,** (પું.) વર્તમાન યુગ પ્રભાવ; the present day spirit of the age: (૨) યુગ; an age or era: (૩) લાંબો સમય, a long duration of time.
**જમાબંદી(-ધી),** (સ્ત્રી.) જમીનમહેસૂલ નક્કી કરવું તે; land-revenue settlement.
**જમાલગોટો,** (પું.) જુઓ **નેપાળો.**
**જમાવ,** (પું.) જામવું તે, ભરાવો, ભીડ, an accumulation, an over-crowding: **-ટ,** (સ્ત્રી.) જમાવ, યોગ્ય મિશ્રણ કે મેળવણી; a proper or harmonious mixture: (૨) લશ્કરને તૈયાર રાખવું તે; a mobilisation.
**જમીન,** (સ્ત્રી.) ધરતીનો ભાગ, ભોંય; land, ground (૨) ખેતજમીન; soil, farm land: **-દાર,** (પું.) જમીનનો માલિક; an owner of land: (૨) વધારે પડતી ખેતજમીનનો માલિક; a land-lord: **-દારી,** (વિ.) ખેતજમીનના માલિકને લગતું, pertaining to a land-lord: (૨)(સ્ત્રી.) જમીનદારપણું; land-lordism: **-દોસ્ત,** (વિ.) (તદ્દન તોડીફોડીને) જમીન સરસું કરેલું; levelled to ground, completely destroyed.
**જમૈયો,** (પું.) એક પ્રકારનું કટાર જેવું હથિયાર; a dagger.
**જય,** (પું.) (સ્ત્રી.) ફતેહ, વિજય, જીત; a success, a victory: **-ઘોષ,** (પું.) **-ઘોષણા,** (સ્ત્રી.) જીતના આનંદનો પોકાર; જીત જાહેર કરતો ઢંઢેરો; a cry of victory, a proclamation of victory: **-જય,** (અ.) કોઈનો મેળાપ થતાં શિષ્ટાચાર ખાતર વપરાતો શબ્દ; an expression of good-will or salutation: **-જય,** **-જયકાર,** (પું.) વિજયના આનંદનો પોકાર; a cry of victory: **જયંતિ,** (સ્ત્રી.) વિજયધ્વજ; a flag of victory: (૨) મહાન વ્યક્તિનો જન્મદિવસ, a birthday of a great person.
**જયા,** (સ્ત્રી) દેવી દુર્ગા, પાર્વતી, the goddess Durga, Parvati.
**જર,** (પું.) નાણું, દોલત; money, wealth: (૨) સોનું; Gold: (૩) કસબ, જરી, સોનારૂપાના તાર; gold and silver fabrics: (૪) જરીકામ; brocade: **-કસ,** (પું) કસબ, જરી, **-કસી,** (વિ.) કસબી, જરીકામવાળું; brocaded.
**જરખ,** (**ઝરખ, તરસ**), (ન.) એક જંગલી પ્રાણી, ઘોરખોદિયો; a hyena.
**જરજરિયું,** (વિ.) જુઓ **જીર્ણ.**
**જરજોખમ,** (ન.) પૈસા, મૂલ્યવાન વસ્તુઓ, વ.; money, valuable things, etc.
**જરઠ,** (વિ.) વૃદ્ધ; old in age: (૨) જીર્ણ; worn out: (૩) કઠણ; hard: (૪) નક્કર; solid.
**જરથુષ્ટ્ર,** (પું.) પારસીઓના ધર્મસંસ્થાપક; the founder of Zoroastrianism
**જરથોસ્તી,** (વિ.) જરથુષ્ટ્ર અથવા એમણે સ્થાપેલા ધર્મને લગતું; pertaining to Zoroaster or Zoroastrianism: (૨) જરથુષ્ટ્રનું અનુયાયી; following Zoroaster: (૩) (પું.) પારસી; a Parsee.
**જરદાલુ(-લૂ),** (ન.) આલૂ, એક સૂકો મેવો; a kind of dry-fruit
**જરદી,** (સ્ત્રી) ઈંડાનો પીળો પદાર્થ; the yellow substance of an egg
**જરદો,** (પું.) તમાકુનો ભૂકો, tobacco powder.
**જરવું,** (અ. ક્રિ) હજમ થવું, પચવું; to be digested: (૨) જીર્ણ થવું; to be worn out: (૩) બિનઅસરકારક થવું; to be ineffective.
**જરા,** (સ્ત્રી) વૃદ્ધાવસ્થા; old age.
**જરા,** (અ.) (વિ.) અલ્પ પ્રમાણમાં; to a little extent: (૨) થોડું; a little: **-ક, -એક,** (વિ) (અ) જરા: **જરાતરા,** (અ) અત્યંત અલ્પ પ્રમાણમાં, નજીવી રીતે;

to the least extent, insignificantly: (૨) (વિ.) નજીવુ; insignificant.

**જરાયત,** (વિ.) વર્ષાઋતુમાં અર્થાત્ વરસાદના પાણીથી થતું (ખેતી, વ.), સિંચાઈથી નહિ, grown during the rainy-season, i.e. by rain-water (crops, etc.) not by irrigation or artificial watering: (૨) જુઓ **જિયારત.**

**જરાયુ,** (ન.) ગર્ભની રક્ષા માટેનું બહારનું પાતળું પડ, ઓર;: the thin protective outer layer round an embryo: **-જ,** (વિ.) ગર્ભાશય દ્વારા જન્મેલુ (ઈંડાંમાંથી નહિ); born from a womb (not from an egg), of the mammal class.

**જરિયાન,** (વિ.) જરીકામવાળું, કસબી (કાપડ કે વસ્ત્ર); brocaded (cloth or garment): (૨) (ન.) સોનારૂપાનાં ઘરેણાં; gold and silver ornaments.

**જરી,** (સ્ત્રી.) કસબ, કસબી વસ્તુઓ, fibres of gold and silver, brocaded articles: (૨) (વિ.) જરિયાન; brocaded: **-કામ,** (ન.) કસબી ભરતકામ; brocading.

**જરીપુરાણું,** (વિ.) ઘણું જૂનું અને ક્ષીણ થયેલું; very old and worn out: (૨) ફાટીતૂટી ગયેલું; turned into fragments or rags.

**જરૂખો,** (પું.) જુઓ **ઝરૂખો.**

**જરૂર,** (સ્ત્રી.) આવશ્યકતા, ગરજ, અગત્ય; necessity, want, urgency, importance: **-ત, જરૂરિયાત,** (સ્ત્રી.) જરૂર

**જરૂર,** (અ.) અલબત્ત, ચોક્કસ, અવશ્ય, નક્કી; of course, certainly, positively: **જરૂરી,** (વિ.) જરૂરનું, અગત્યનું; necessary, important, urgent.

**જર્જર (જર્જરિત),** (વિ.) જીર્ણ; worn out (૨) ઘણું જૂનું, વૃદ્ધ, નબળું; very old, old, infirm: (૩) ભાંગીતૂટી ગયેલું; shattered.

**જલ,** (ન.) પાણી; water: **-ચર,** (વિ.) (ન.) પાણીમાં ચાલતું કે રહેતું (પ્રાણી); aquatic (animal): **-જ,** (વિ.) પાણીમાં ઉત્પન્ન થતું; growing in water: (૨) (ન.) કમળ; a lotus flower: **-તરંગ,** (પું.) પાણીનું મોજું; a wave of water: (૨) જુદા જુદા ચીની માટીના પ્યાલામાં ઓછાવત્તા પ્રમાણમાં પાણી ભરીને બનાવાતુ એક વાદ્ય; a kind of musical instrument formed by keeping water in different quantities in several china-cups: **-દ,** (પું.) વાદળ, વરસાદ; a cloud, rain.

**જલદ,** (વિ.) ઉગ્ર, તેજ, આકરું; intense, sharp, stern.

**જલદી,** (સ્ત્રી.) ઉતાવળ; haste, hurry: (૨) (અ) ઉતાવળે, ઝટ, ઝડપથી; hastily, quickly.

**જલધિ (જલનિધિ),** (પું.) સમુદ્ર, મહાસાગર; a sea, an ocean.

**જલપ્રલય,** (પું.) ભારે પૂર કે વરસાદથી વિનાશ થવો તે; a deluge, destruction or ruin by inundation.

**જલમાર્ગ,** (પું.) જળાશયનો-વહાણો, વ માટેનો માર્ગ; a water way: (૨) નહેર, વ; a canal, etc.

**જલસમાધિ,** (સ્ત્રી.) ડૂબી જવું તે, a sinking or drowning: (૨) સાધુ, વ એ જળાશયમાં ડૂબી જઈને વિધિપુર્વક કરેલો પ્રાણત્યાગ; death of an ascetic, etc. by ceremonious drowning in a water-form.

**જલસો,** (પું.) આનંદનો મેળાવડો, ઉત્સવ (સંગીત, વ.નો); a meeting for entertainment or festivity (musical, etc.)

**જલંદ(-ધ)ર,** (ન.) એક પ્રકારનો ઉદરરોગ, dropsy of the abdomen.

**જલાશય,** (ન) પાણીના સંગ્રહ કે વહેતા પાણીનું કોઈ પણ સ્વરૂપ; any kind of water form: (૨) કૂવો, તળાવ, નદી, સમુદ્ર, વ.; a well, a pond, a lake, a river, a sea, an ocean, etc

**જલેબી,** (સ્ત્રી.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweet-meat.
**જલ્પ,** (પું.) ઉચ્ચારણ, વાણી; an utterance, speech: (૨) બોલવું તે, the act of speaking: (૩) બકવાટ; murmuring, grumbling: (૪) ચર્ચા; a debate or discussion. (૫) ભાષણ, ઉપદેશાત્મક ભાષણ, સંભાષણ, a discourse, a moral conversation: **–ક,** (વિ.) બકવાદ કરતું; prattling, grumbling: **–વું,** (અ. ક્રિ.) બકવાટ કરવો, બબડવું; to grumble, to prattle.
**જલ્લાદ,** (પું.) ફાંસી આપનાર; an executioner: (૨) કસાઈ; a butcher.
**જવ,** (પું.) એક પ્રકારનું ધાન્ય; barley.
**જવ,** (પું.) વેગ, ઉતાવળ, ઝડપ, ઝપટ; speed, haste, quickness.
**જવનિકા(જવની),** (સ્ત્રી.) પડદો, a curtain.
**જવલ્લે,** (અ.) જૂજ પ્રસંગે, ભાગ્યે, કવચિત; rarely, seldom.
**જવવું,** (અ. ક્રિ.) ઉગાવામાં વિકસવું, ફળવું, બેસવું; to develop in growth, to be fertilised: (૨) ઉત્પન્ન થવું; to be produced. (૩) સડવું, (ફળ, વ.) to rot (fruit, etc.).
**જવાન, જવાની,** જુઓ **યુવાન, યુવાની.**
**જવાબ,** (પું.) ઉત્તર; a reply, a rejoinder: **–દાર,** (વિ.) જવાબદારીવાળું; responsible, accountable, liable: **–દારી,** (સ્ત્રી.) જવાબ આપવાનાં કરજ કે જોખમ; responsibility, liability: **જવાબી,** (વિ.) જેનો જવાબ માગ્યો હોય એવું; of which a reply is demanded, awaiting a reply: (૨) (ટપાલ, વ.) જેના જવાબનું ખર્ચ અગાઉથી ભર્યું હોય એવું; reply-paid (postal article)
**જવારા,** (પું. બ. વ.) વ્રત કે ધાર્મિક પ્રસંગે ઘેર નાના પાત્રમાં ઉગાડેલા ધાન્યના છોડના અંકુરો; tender shoots of corn grown at home in a small pot during an auspicious or religious occasion.
**જવાસો,** (પું.) ઔષધી તરીકે વપરાતી કાંટાળી વનસ્પતિ; a thorny herbal plant.
**જવાહિર,** (ન.) રત્ન, હીરો, વ.; a jewel, a precious stone: (૨) ઝવેરાત; jewellery.
**જવાંમર્દ,** (પું.) વીર, બહાદુર પુરુષ; a chivalrous or brave man
**જવું,** (અ. ક્રિ.) ગતિ કરવી; to move, to go: (૨) પસાર થવું, વિદાય લેવી; to pass, to depart: (૩) ઘટવું; to decrease: (૪) વીતવું; to elapse: (૫) બીજાં ક્રિયાપદો સાથે આવતાં અમુક ક્રિયાવિશેષણોનો અર્થ સૂચવે છે. દા. ત. પડી જવું; to fall down: (૬) નાસી જવું; to run away: (૭) ઓળંગી જવું; to cross over, etc.: (૮) કોઈ કોઈવાર સાતત્યનો ભાવ સૂચવે છે; sometimes indicates the sense of 'continuity' દા. ત. બોલતા જવું; to go on speaking: (૯) કામ કરતાં જવું; to go on working: (૧૦) કમાતા જવું; to go on earning, etc.
**જશ,** (પું.) નામના, કીર્તિ, લોકપ્રિયતા; renown, reputation, popularity.
**જશન,** (ન.) (પારસીઓનો) ઉત્સવ કે આનંદનો દિવસ; (of Parsees) a day of festivity or merry-making.
**જશવંત,** (વિ.) જેને જશ મળ્યો હોય એવું, પ્રતિષ્ઠિત; renowned, reputed.
**જસત,** (ન.) એક પ્રકારની ધાતુ; zinc.
**જહન્નમ,** (ન.) નરક; hell: (૨) અનંત યાતના; eternal torture.
**જહાજ,** (ન.) મોટું વહાણ; a large ship: **યુદ્ધજહાજ,** (ન.) નૌકાયુદ્ધમાં વપરાતું યાંત્રિક જહાજ; a mechanized warship. **જહાજી,** (વિ.) જળયાનનું કે એને લગતું; of or pertaining to a ship, naval.
**જહાન,** (સ્ત્રી.) દુનિયા, જહાં; the world: (૨) સંસાર; worldly life: (૩) માનવજાત; mankind.

**જહાનમ,** (ન.) જુઓ **જહન્નમ.**

**જહાલ,** (વિ ) ઉદ્દામ ('મવાલ'થી ઊલટું.); having extreme views (opposite of moderate.): (૨) (પું. સ્ત્રી. ન.) ઉદ્દામ વ્યક્તિ, an extremist person.

**જહાં,** (સ્ત્રી.) જહાન, દુનિયા; the world: **-ગીર,** (પું.) સમગ્ર દુનિયા જીતનાર; the conqueror of the entire world: **-ગીરી,** (વિ.) સમ્રાટ કે સામ્રાજ્યને લગતું; imperial: (૨) એકહથ્થુ, આપખુદ; absolute: (૩) જુલમી કે જોહુકમીભર્યું; tyrannical, oppressive: (૪) (સ્ત્રી.) જુલમ, જોહુકમી; tyranny, oppression: **-પના, -પનાહ,** (વિ ) દુનિયાનું રક્ષણ કરનાર; protector of the world: (૨) (પુ.) સમ્રાટ; an emperor.

**જહીં,** (અ.) જ્યાં, જે ઠેકાણે; where.

**જહેમત,** (સ્ત્રી ) આકરા પરિશ્રમ કે મહેનત; hard labour: (૨) આકરા પ્રયાસ, strong efforts.

**જળ,** (ન.) જુઓ **'જલ'** અને એના પેટા શબ્દો; **-કુકડી,** (સ્ત્રી.) એક જળચર પક્ષી; a water-fowl: **-કૂંડું,** (ન.) કોઈ કોઈ-વાર ચંદ્રની આસપાસ બનતું જળયુક્ત વાદળાંનું કુંડાળું; occasional circle formed round the moon by moist clouds.

**જળજળવું,** (અ. ક્રિ.) બળવું; to burn: (૨) બળતરા થવી; to have burning pain.

**જળજળું,** (વિ.) આંસુથી ઊભરાવું કે આંસુથી ભરેલું હોવું (આંખો); (of eyes) overflowing or full of tears.

**જળાણ,** (ન ) બળતણ, બળતણ માટેનાં લાકડાં; fuel, pieces of wood as fuel.

**જળંદ(-ધ)ર,** (ન ) જુઓ **જલંદર.**

**જળાપો,** (પું.) બળાપો અર્થાત્ ઉગ્ર અદેખાઈ; intense envy: (૨) ઉગ્ર ચિંતા; intense (anxiety.)

**જળોદર,** (ન.) જુઓ **જલંદર.**

**જંઈ,** (પું.) ભારતનો એક જૂનો સિક્કો, પૈસો; an old Indian coin, a pice, a quarter of an anna.

**જંખવાણું,** (વિ.) શરમાઈ ગયેલું, શરમિંદુ: ashamed, crestfallen: (૨) મુઝાયેલું, ગભરાયેલું; perplexed, confounded.

**જંગ,** (પું.) ઉગ્ર મોટી લડાઈ; an intense big battle: (૨) યુદ્ધ; war: (૩) (લા.) ઝઘડો; quarrel.

**જંગમ,** (વિ.) જેનું સ્થળાંતર થઈ શકે એવું (સ્થાવરથી ઊલટું), movable (opposite of immovable).

**જંગલ,** (ન.) વન, અરણ્ય; a forest, a wilderness: **જંગલયત,** (સ્ત્રી.) જંગલી-પણું; barbarity, brutality: (૨) ક્રૂરતા; cruelty: **જંગલી,** (વિ ) જંગલનું, રાની; of or pertaining to a forest, wild: (૨) આપમેળે ઊગેલું; uncultivated: (૩) હેવાન જેવુ, પાશવી; brutal, barbaric: (૪) કેળવણી, સંસ્કાર, વિવેક વિનાનું; uneducated, uncivilized.

**જંગાલ,** (પું.) તાંબાનો કાટ; copper rust.

**જંગી,** (વિ.) લડાઈ કે યુદ્ધને લગતું; pertaining to battle or war: (૨) પ્રચંડ, મોટું; huge, large: (૩) (સ્ત્રી.) કિલ્લાની દીવાલમાંનું બાકું કે સાંકડું પ્રવેશદ્વાર; a small hole or passage in the wall of a fortress.

**જંઘા,** (સ્ત્રી.) સાથળ; the thigh.

**જંજાળ,** (સ્ત્રી.) સાંસારિક ઉપાધિઓ; worldly troubles: (૨) ચિંતા, ઉપાધિ; anxiety: (૩) મૂંઝવણ; embarassment: (૪) દુ:ખ, યાતના; misery, trouble.

**જંજીર,** (સ્ત્રી ) સાંકળ; a chain: (૨) બેડી, fetters.

**જંજીરો,** (પું.) પાણીની વચ્ચે બાંધેલો કિલ્લો; a fortress surrounded by water: (૨) બેટ, ટાપુ; an island.

**જંતર,** (પું.) (ન.) તાંત્રિક તાવીજ વગેરે; an amulet containing a charm:

(૨) તાંત્રિક લખાણ, આકૃતિ વગેરે; writing, figures, etc. having magic effect: (૩) જાદુ; sorcery, magic.

**જંતરડું,** (ન.) સોનારૂપાના તાર બનાવવાનું સાધન, an apparatus for making gold and silver wires: (૨) સકંજો; a firm grip.

**જંતરમંતર,** (પુ.) (ન.) તાન્ત્રિક તાવીજ વગેરે; an amulet with a charm: (૨) જાદુઈ મંત્ર, લખાણ વગેરે; magic spell, charm, writing, etc.: (૩) જાદુ; magic, sorcery.

**જંતરવું,** (સ. ક્રિ.) તાન્ત્રિક ક્રિયા કરવી; to practise magic or sorcery: (૨) જાદુઈ તાવીજ વગેરે બનાવવા; to make magical amulets, charms, etc.

**જંતુ,** (નં.) જીવડું, કીડો, an insect, a worm: (૨) શરીર વગેરેની અંદરનું જીવાણુ; a bacterium: **-નાશક, -ઘ્ન,** (વિ.) જંતુઓનો નાશ કરવાનો ગુણ ધરાવનાર, insecticidal, antiseptic **-શાસ્ત્ર,** (ન.) **-વિદ્યા,** (સ્ત્રી.) જંતુઓ અને જીવાણુઓના અભ્યાસનું શાસ્ત્ર; bacteriology.

**જંત્ર,** (પુ.) (ન.) જુઓ **જંતર:** (૨) એક પ્રકારનું તંતુવાદ્ય; a kind of stringed musical instrument: **જંત્રી,** (પું.) એવું વાદ્ય વગાડનાર, one who plays such a musical instrument: (૨) જાદુગર; a sorcerer, a magician: (૩) તાવીજ, મંતર વગેરે, an amulet, a charm, etc.: (૪) ગણતરી માટેના તૈયાર સારણી કે કોઠો; a table for calculations, a ready-reckoner.

**જંપ,** (પું.) નિરાંત; શાંતિ; ease, comfort, peace: (૨) આરામ, rest **જંપવું,** (સ. ક્રિ.) આરામ કરવો, શાંત પડવું; to rest, to be pacified: (૨) અલ્પનિદ્રા કરવી; to have a nap: (૩) પ્રવૃત્તિ બંધ કરી આરામ કરવો; to rest.

**જંબુક, જંબૂક,** (પું.) (ન.) શિયાળ, fox.

**જંબૂર,** (ન.) એક પ્રકારનું ખીલા ખેંચી કાઢવાનું ઓજાર; an apparatus for pulling out nails: (૨) પકડ; a gripping apparatus.

**જંબૂરો,** (પું.) એક પ્રકારની નાની તોપ; a kind of small cannon: (૨) મદારી વગેરેનો મદદનીશ છોકરો; a boy assistant to a juggler.

**જાઈ,** (વિ.) 'થી જન્મેલી; born of: (૨) (સ્ત્રી.) પુત્રી; a daughter.

**જાઈ,** (સ્ત્રી.) એક પ્રકારનું ફૂલ કે એનો છોડ; the jasmine flower or its plant.

**જાકાર, જાકારો,** (પું.) સ્વાગતનો અભાવ કે અનિચ્છા; disinclination to welcome: (૨) બરતરફી, રૂખસદ; dismissal, driving away.

**જાકીટ,** (પું.) બંડી, બદન; a waistcoat.

**જાગ,** (પું.) વિધિસરનો યજ્ઞ; a ceremonial sacrifice.

**જાગ,** (સ્ત્રી.) શુભ પ્રસંગે જવારા વાવીને સૂર્યપત્ની રન્નાદેનું આહ્વાન કરવું તે; the ceremony of invoking the goddess Rannadey, the wife of Lord Sun, by growing corn in small pots: (૨) જુઓ **જવારા.**

**જાગતું,** (વિ) જાગ્રત, wakeful: (૨) સાવધાન, સાવચેત; vigilant, alert.

**જાગરણ,** (વિ.) જાગતા રહેવું તે, ઉજાગરો; wakefulness sleeplessness: (૨) એક પ્રકારનું હિંદુ સ્ત્રીઓનું આખી રાત જાગતા રહેવાનું વ્રત; a religious vow of the Hindu women, performed by keeping awake throughout the night: (૩) સાવધાની; vigilance.

**જાગરૂક,** (વિ.) જાગતું; waking, wakeful: (૨) સાવધ, સાવચેત; vigilant.

**જાગવું,** (અ. ક્રિ) નિદ્રામાંથી જાગ્રત થવું to wake from sleep: (૨) જાગતા રહેવું કે હોવું; to be awake: (૩) સાવધ રહેવું; to be vigilant: (૪

અજ્ઞાનમાંથી મુક્ત થવું, સત્યનું ભાન થવું, જ્ઞાન થવું; to be free from ignorance, to know or realise truth, to attain knowledge: (૫) ફરી ક્રિયાશીલ કે ચાલુ થવું; to be active again, to recontinue.

**જાગીર,** (સ્ત્રી.) સરકાર તરફથી ભેટ તરીકે મળેલી જમીન; land got as a gift or grant from the government: **–દાર,** (વિ.) (પું.) (man) holding such land: **–દારી,** (સ્ત્રી.) જાગીરદાર હોવું તે, એનો મોભો; the status of such a land-holder: **જાગીરી,** (સ્ત્રી.) જાગીરનું કે એને લગતું; of or pertaining to such land or estate.

**જાગ્રત,** (વિ.) જાગતું, જાગ્રત; awake, sleepless: **જાગ્રત, જાગ્રતિ,** (સ્ત્રી.) જાગવું તે; wakefulness: (૨) સાવધાની, સાવચેતી; vigilance.

**જાગ્રત,** (વિ.) જાગતું; awake: (૨) સાવધ, સાવચેત, vigilant, cautious: (૩) ચપળ, હોશિયાર, alert, clever.

**જાચક,** (પું.) **જાચવું,** જુઓ **યાચક.**

**જાજમ,** (સ્ત્રી.) બેસવા માટેનું જાડું, મોટું પાથરણું; a carpet.

**જાજરૂ,** (પું.) (ન.) પાયખાનું, સંડાસ; a closet, a latrine.

**જાજરું,** (વિ.) અલ્પજીવી, તકલાદી; short-lived, fragile: (૨) પામર, બિચારું; wretched, helpless: (૩) થાકેલું, ક્ષીણ; exhausted, worn out.

**જાજરમાન,** (વિ.) જુઓ **જાજ્વલ્યમાન,** (૨) ઉગ્ર સ્વભાવનું; hot-tempered: (૩) જલદી પ્રભાવ કે અસર બતાવે એવું; promptly effective: (૪) દુઆમદાર; awful.

**જાજ્વલ્યમાન,** (વિ.) તેજસ્વી, દેદીપ્યમાન; bright, shining: (૨) ઐશ્વર્યયુક્ત, પ્રભાવશાળી; glorious.

**જાડઘરું,** (વિ.) જડ; dull, stupid: (૨) મંદબુદ્ધિવાળું; slow-witted.

**જાડાઈ,** (સ્ત્રી.) **જાડપણ,** (ન.) જાડાપણું; thickness.

**જાડિયું,** (વિ.) જાડું; fat, plump.

**જાડું,** (વિ.) દળદાર, ઘાટું; thick: (૨) વધારે પડતાં માંસ કે ચરબીવાળું; fat, plump: (૩) ભારે; heavy: (૪) ખોખરું; hoarse: (૫) બરછટ; coarse: (૬) સંસ્કારહીન, ગામડિયું; uncivilised, rustic: (૭) મંદબુદ્ધિવાળું; dull, slow-witted: (૮) સફાઈદાર નહિ એવું, rough, coarse: (૯) પ્રમાણમાં ઓછી કાળજીવાળું; less careful.

**જાડ્ય,** (ન.) જડતા (ખાસ કરીને માનસિક); dullness (esp. of the mind).

**જાણ,** (વિ.) માહિતી ધરાવનાર, જાણનાર; informed, knowing: (૨) પરિચિત; acquainted: (૩) (સ્ત્રી.) જ્ઞાન, માહિતી; knowledge, information: (૪) ઓળખાણ; acquaintance: **–કાર,** (વિ.)(પું.) જાણનાર (વ્યક્તિ), knowing, well-informed, acquainted (person): **–પિછાણ, –પિછાન,** (સ્ત્રી.) ઓળખાણ; acquaintance.– **ભેદુ,** (વિ.) (પું.) રહસ્ય કે ભેદ જાણનાર (વ્યક્તિ); (person) knowing the secret (of an affair).

**જાણવું,** (સ. ક્રિ.) માહિતી, જ્ઞાન, સમજ, આવડત, પરિચય વગેરે હોવાં; to have information, knowledge, understanding, skill or acquaintance: (૨) અનુમાન કરવું; to infer.

**જાણીજોઈ, જાણીજોઈને, જાણીબૂજી,** (અ.) હેતુપૂર્વક, ઇરાદાપૂર્વક, જાણવા છતાં, intentionally, knowingly.

**જાણીતું,** (વિ.) ઓળખીતું; acquainted; (૨) પ્રખ્યાત, પ્રસિદ્ધ; famous: (૩) અનુભવી; experienced.

**જાણે, જાણે કે,** (અ.) "ધારો કે" "માનો કે" (એવો અર્થ સૂચવે છે); as if, as it were: **જાણેઅજાણે, જાણ્યેઅજાણ્યે,** (અ.) જાણતાં કે અજાણતાં; knowingly

or unknowingly: (૨) હેતુ કે ઇરાદા વિના; unintentionally.

**જાત,** (વિ.) જન્મેલું; born: (૨) ઉત્પન્ન થયેલું; ઉદ્ભવેલું; produced.

**જાત,** (સ્ત્રી) જાતિ; race, tribe: (૨) કુળ, ખાનદાન; ancestry, lineage: (૩) મૂળસ્વભાવ; inherent disposition: (૪) દેહ, પંડ; one's own body or person, self: (૫) પ્રકાર; kind, sort: (૬) સમાસમાં 'અંગત', 'વ્યક્તિગત' એવો અર્થ સૂચવે છે. દા. ત. જાતમહેનત, જાતકમાઈ, in compounds signifies the meaning 'personal', 'individual', 'self', e.g. self-labour, personal or self-earnings, etc.

**જાતક,** (ન.) જુઓ **જાતકર્મ**: (૨) જન્મકુંડળી; a horoscope.

**જાતકમાઈ,** (સ્ત્રી.) પોતે કરેલી કમાણી, અંગત કમાણી; self-earnings.

**જાતકર્મ,** (ન.) જન્મ સમયે કરાતો સંસ્કાર; the rite performed at birth.

**જાતમહેનત,** (સ્ત્રી.) પોતે કરેલી મહેનત; self-labour: (૨) સ્વાશ્રય; self-reliance.

**જાતમુચરકો,** (પું.) જાતે જ પોતાના જામીન થવું તે; the act of being one's own surety or bail.

**જાતરખું,** (વિ.) પોતાનું હિત જાળવવાની વૃત્તિવાળું,સ્વાર્થી; self-centred, selfish.

**જાતવંત, જાતવાન,** (વિ.) ઉચ્ચ કુળ કે ઓલાદનું; of a high pedigree.

**જાતવેદ, જાતવેદા,** (પું.) (દેવ તરીકે) અગ્નિ; fire (as a god).

**જાતસ્વભાવ,** (પું.) જુઓ **જાતિસ્વભાવ.**

**જાતિ,** (સ્ત્રી.) જ્ઞાતિ; ધર્મ, કુળ વગેરે પર આધારિત સમુદાય કે વર્ગ; a group or class on the basis of race, caste, religion, etc.: (૨) વ્યાકરણનો લિંગભેદસૂચક શબ્દ; (grammar) gender: (૩) અમુક વર્ગ કે સમુદાયનાં વિશિષ્ટ કે કુદરતી લક્ષણો; peculiar or natural traits or characteristic of a class or group: **–દ્વેષ,** (પું.) અમુક જાતિઓ વચ્ચેનું વૈમનસ્ય; racial enmity: **–ધર્મ,** (પું.) જાતિની વિશિષ્ટ ફરજો; peculiar duties of a race: (૨) અમુક જાતિનો વિશિષ્ટ સ્વભાવ; peculiar racial disposition: **–ભાઈ,** (પું.) એક જ જાતિ કે જ્ઞાતિની વ્યક્તિ; a member of the same race or caste: **–ભેદ,** (પું.) જુદી જુદી જાતિઓ અથવા જ્ઞાતિઓ વચ્ચેના તફાવતો; race-distinctions, caste-distinctions' **–ભ્રષ્ટ,** (વિ.) જાતિ કે જ્ઞાતિમાંથી બરતરફ થયેલું; dismissed from a race or caste: **–વ્યવહાર, –વહેવાર,** (પું.) જુદી જુદી જાતિઓ અથવા જ્ઞાતિઓ વચ્ચેનો લગ્ન, સાથે ખાવુંપીવુ વગેરે વ્યવહાર; social intercourse such as mutual marriages, joint dinners between different races or castes: **–વાચક,** (વિ.) (વ્યા.) લિંગભેદસૂચક; (gr.) suggesting gender: **–સ્વભાવ,** (પું.) જાતિ કે જ્ઞાતિનો વિશિષ્ટ સ્વભાવ; peculiar disposition of a caste: (૨) વ્યક્તિનો મૂળસ્વભાવ; a person's inherent disposition.

**જાતીય,** (વિ.) જાતિ કે વર્ગનું અથવા એને લગતું; of or pertaining to a race or class, generic: (૨) સ્ત્રી અને પુરુષના સંબંધને લગતું; sexual.

**જાતીલું,** (વિ.) એક જ જાતિ કે જ્ઞાતિનું; belonging to the same race or caste.

**જાતુધાન,** (પું.) રાક્ષસ; a monster.

**જાતે,** (અ.) પોતે, વ્યક્તિગત રીતે; personally: (૨) જાતિ કે જ્ઞાતિ પ્રમાણે; by race or caste.

**જાત્યભિમાન,** (ન.) જાતિ અથવા જ્ઞાતિનું અભિમાન; racial pride, pride of caste.

**જાત્યંધ,** (વિ.) જન્મથી આંધળું; born blind.

**જાત્રા,** (સ્ત્રી) તીર્થોનો પ્રવાસ; a pilgrimage: (૨) ધાર્મિક સમારંભ, મેળો; a religious festival, a fair'(૩)આજીવિકા; (નાં સાધનો); (means of) livelihood. **–ળુ,** (વિ.) (પું.) તીર્થોનો પ્રવાસ કરનાર; a pilgrim.

**જાથુક, જાથૂક,** (અ.) હંમેશને માટે, permanently: (૨) સતત, હંમેશાં; continually, constantly:(૩) નિયમિતરીતે; regularly.

**જાદવ,** (પું) જુઓ **યાદવ.**

**જાદી,** (સ્ત્રી.) (સમાસમાં) પુત્રી; (in compounds) a daughter: (દા.ત. શાહજાદી, e.g. a princess)

**જાદુ (જાદૂ),** (પું.) હાથચાલાકી કે મેલી વિદ્યા (ના પ્રયોગ કે કામ); sorcery, witchcraft or sleight of hand: (૨) ચમત્કાર; magic, a great wonder: (૩) જંતરમંતર; a spell or charm: **–ઈ,** (વિ.) ચમત્કારિક, જાદુથી કરેલું કે થયેલું; wonderful, magical: (૨) અસાધારણ; extraordinary:(૩)વિશિષ્ટ; peculiar: (૪) મોહક; charming, fascinating: **–ગર,** (પું.) જાદુઈ કામ કરનાર; a magician, a sorcerer: **–ગરી, –ગીરી,** (સ્ત્રી.) જાદુવિદ્યા કે જાદુકામ, the art and performance of magic: (૨) મેલીવિદ્યા, જંતરમંતર વગેરે; witchcraft: **–મંતર,** (પું.) જાદુ, મેલીવિદ્યા, વગેરેનો મંત્ર; a spell or charm of magic, etc.

**જાદો,** (પુ.) (સમાસમાં) પુત્ર; (in compounds) a son: (દા. ત. શાહજાદો; e.g. a prince).

**જાન,** (સ્ત્રી.) લગ્નપ્રસંગે કન્યાને ઘેર વરરાજા સાથે જનારાં સગાંસંબધીઓનો સમૂહ; a marriage party, relatives etc. accompanying the bride-groom during the marriage ceremony.

**જાન,** (પું.) પ્રાણ, જીવ, the soul· (૨) શક્તિ; spirit, vitality: (૩) અતિપ્રિય વ્યક્તિ; a darling.

**જાનકી,** (સ્ત્રી.) રામની પત્ની સીતા; Ram's wife Seeta: **–નાથ,** (પુ.) Lord Ram.

**જાનનિસાર,** (વિ.) જિંદગીના ભોગે સેવા કરે એવું, inclined to serve at the cost of life.

**જાનપદ,** (વિ.) ગામડાનું કે એને લગતું; rural: (૨) (પું) ગામડિયો; a villager a rustic. (૩) દેશ; a country.

**જાનફિસાની,** (સ્ત્રી) પોતાની જિંદગીનોભોગ આપવો તે; life-sacrifice.

**જાનમાલ,** (પુ.) જિંદગી અને માલમિલકત; life and property

**જાનરડી,** (સ્ત્રી) જાનમાં સામેલ થયેલ સ્ત્રી; a woman accompanying a marriage party.

**જાનવર,** (ન) પશુ, જનાવર; a beast: (૨) જંગલી, હિંસક પશુ; a wild, violent beast.

**જાની,** (વિ.) જીવ જેવું વહાલું, as dear as life, hearty: (૨) પ્રાણઘાતક, જીવલેણ; fatal, deadly

**જાની,** (પું.) યજ્ઞનો પુરોહિત; the priest who conducts a sacrifice:(૨)બ્રાહ્મણ જ્ઞાતિની એક અટક; a surname of the Brahmin caste.

**જાનીવાસો,** (પું.) જાનનો ઉતારો; lodging accommodation for a marriage (party).

**જાનુ,** (સ્ત્રી.) ઘૂંટણ; the knee.

**જાનૈયો,** (પું) જાનમાં સામેલ થયેલ પુરુષ; a man accompanying a marriage party.

**જાનોતર,** (સ્ત્રી.) લગ્નની જાન; a marriage party).

**જાન્યુઆરી, જાનેવારી,** (પું) ખ્રિસ્તી વર્ષનો પહેલો મહિનો, the first month of the Christian year.

**જાપ,** (પું.) જુઓ **જપ, –ક,** (પું.) જપ કરનારો; one who recites Vedic hymns, sacred verses, etc.

**જાપતો,** (પુ.) જુઓ **જાપ્તો.**

**જાપ્તો, જાપતો,** (પું.) સંપૂર્ણ બંદોબસ્ત; complete arrangement or provi-

sion: (૨) અંકુશ, કાબૂ; control: (૩) સખ્ત ચોકી કે તકેદારી; a strict watch or alertness.
**જાફત,** (સ્ત્રી.) જુઓ **જિયાફત.**
**જાફરાન,** (ન.) કેસર; saffron.
**જાફરાં, જાફરિયાં,** (ન બ વ.) અવ્યવસ્થિત લાંબા વાળ; disorderly long hair.
**જામ,**(પું.) (ન) પ્યાલો; a bowl, a cup.
**જામ,** (પુ) એક પ્રહર, ત્રણ કલાકનો સમય; a period of three hours.
**જામ,** (ન.) જુઓ **જામફળ.**
**જામગરી,** (સ્ત્રી.) બંદૂક, તોપ, વગેરે ફોડવા માટેની વાટ કે કાકડી; a wick for firing a gun, cannon, etc.
**જામણ,** (ન.) બંધાવું કે જામવું તે; congelation: (૨) દૂધનું દહીં બનાવવા માટેનું મેળવણ, acid-substance for turning milk into curds.
**જામની, જામિની,**(સ્ત્રી.) રાત્રિ, રાત, night.
**જામફળ,** (ન.) જમરૂખ; a guava: **જામફળી,** (સ્ત્રી.) એનુ ઝાડ; a guava tree.
**જામવું,** (સ. ક્રિ.) એકઠું થવું, જુદા જુદા ઘટકો, તત્ત્વો કે ભાગ ભેગા થવા; to congeal, to get assembled: (૨) ઘન થવુ; to be solidified: (૩) ઠરવું; to cool down, to freeze: (૪) બાઝવું; to congeal: (૫) મજબૂત રીતે સ્થિર કે દઢ થવું; to be firmly consolidated or established: (૬) ધોરણસર કે યોગ્ય રીતે ચાલવું; to go on normally or properly.(૭)પુરબહારમાં હોવુ કે આવવું, પરાકાષ્ઠાએ પહોંચવુ; to be at the zenith or climax.
**જામાતા, જામાતૃ, જામાત્ર,** (પુ.) જમાઈ; a son-in-law.
**જામિની, જામની,** (સ્ત્રી.) રાત્રિ; night.
**જામીન (જામિન),** (પુ.) બીજાનાં જોખમની બાયધરી કે કબૂલાત આપનાર, a surety, a bail: **–ખત,** (ન.) જામીન તરીકેનો લેખિત કરાર; a surety-bond, a bail-bond: **–ગીરી, જામીની,** (સ્ત્રી.) જામીન થવું તે; the act of being a surety.
**જામો,** (પું.) લાંબો, ખુલતો અંગરખો; a long, loose gown.
**જાદર,** (ન.) એક પ્રકારનું સફેદ રેશમી કાપડ; a kind of white silk cloth.
**જાયદાદ,** (સ્ત્રી.) માલમિલકત; property: (૨) જાગીર, estate.
**જાયફળ,** (ન.) એક પ્રકારનું તેજાના તરીકે વપરાતું સુગંધી ફળ; a nutmeg.
**જાયા,** (સ્ત્રી.) પત્ની; wife: **–પતિ,–પતી,** (ન. બ. વ.) દંપતી; a couple.
**જાયું,** (વિ) (થી) જન્મેલું; born (of) **જાયો,** (પું.) a son: (૨) (વિ.) જન્મેલો; born (of).
**જાર,** (સ્ત્રી.) જુઓ **જુવાર.**
**જાર,** (પુ.) પરસ્ત્રીનો પ્રેમી, ચાર; a lover of other's wife, a paramour: (૨) વ્યભિચારી પુરુષ; an adulterous man: **–કર્મ,** (ન) વ્યભિચાર; adultery: **–જ,** (વિ.) વ્યભિચારથી જન્મેલું; born of adultery.
**જારણ, જારણું,** (ન.) કોઈ વ્યક્તિને હેરાન કરવા માટે અજમાવેલો મેલી વિદ્યાનો પ્રયોગ, જંતરમંતર વગેરે, a charm, spell of witchcraft aimed at ruining a person: (૨) વશીકરણ; enchantment by witchcraft.
**જારત,** (સ્ત્રી.) જુઓ **જિયારત.**
**જારબાજરી,** (સ્ત્રી.) અનાજ, વગેરેની ઓછામાં ઓછી જરૂરિયાત; the bare necessities of life: (૨) ભરણપોષણ; livelihood, maintenance.
**જારવું,** (સ. ક્રિ.) જીર્ણ કરવું; to cause to wear out or decay.
**જારિણી,** (સ્ત્રી) વ્યભિચારિણી; an adulteress. (continuing.)
**જારી, જારું,** (અ.) ચાલુ; going on,
**જારી,** (સ્ત્રી.) **જારું,** (ન.) વ્યભિચાર; (adultery)
**જાલ,** (સ્ત્રી.) જુઓ **જાળ**

**જાલિમ (જાલમ)**, (વિ.) જુલમી; tyrannical, oppressive: (૨) નિર્દય; cruel.

**જાવ**, (સ્ત્રી.) જવાની ક્રિયા; act of going.

**જાવક**, (વિ.) બહાર જતું; going out: (૨) મોકલાતું; being dispatched: (૩) (સ્ત્રી.) બહાર મોકલવાની ક્રિયા કે વસ્તુઓ; the act of despatching, exportation, things despatched: **–આરનીશી**,(સ્ત્રી.) મોકલેલા માલ વગેરેની નોંધપોથી; a ledger for recording despatches.

**જાવત**, (અ.) જ્યાં સુધી: so long as, as long as, until

**જાવરું, જાવણું**, (વિ.) જીર્ણ; worn out: (૨) ક્ષણભંગુર; transitory: (૩) કોમળ, નાજુક; tender, delicate.

**જાવલી**, (સ્ત્રી.) ખજૂરીનાં પાંદડાંની સાદડી; a mat made of the leaves of a date-palm.

**જાવણું**, (વિ) જુઓ **જાવરું**: (૨) (ન.) ધૂળ અથવા રાખનું પાતળું પડ; a thin layer of dust or ashes: (૩) મેશ, કાજળી; soot.

**જાવંત્રી, જાવંતરી**, (સ્ત્રી) જાયફળ ઉપરનું છોડું; the shell of a nutmeg.

**જાસક**, (વિ) વિપુલ, પુષ્કળ; abundant: **જાસકિયાં**, (ન.બ.વ.) વિપુલતા; abundance.

**જાસૂદ, જાસૂદી, જાસુ**, (સ્ત્રી.) એક પ્રકારનું ફૂલઝાડ; flower plant.

**જાસૂસ**, (પું.) ગુપ્ત દૂત કે બાતમીદાર; a spy, a secret agent: (૨) સંદેશવાહક, કાસદ; a messenger: **જાસૂસી**,(સ્ત્રી.) જાસૂસની કામગીરી; act of spying.

**જાસો**, (પું.) છૂપી નનામી લેખિત ધમકી; a secret anonymous written threat.

**જાસ્તી**, (વિ.) જરૂરિયાત કરતાં વધારે; more than necessary: **જાસ્તી**,(વિ) જાસ્ત; **જાસ્તી**, (સ્ત્રી.) જબરદસ્તી; high-handedness: (૩) જુલમ; tyranny.

**જાહેર**, (વિ.) ઉઘાડું, ખુલ્લું; open: (૨) છૂપું કે ગુપ્ત નહિ; neither hidden nor secret: (૩) સાર્વજનિક; public: **–ખબર**,(સ્ત્રી) લોકોની જાણ માટેની ખબર; an advertisement, a public notice: **–નામું**, (ન) ઢંઢેરો, જાહેરખબર; a proclamation: **–સભા**, (સ્ત્રી.) લોકો માટેની સભા; a public meeting.

**જાહેરાત**, (સ્ત્રી.) જાહેરખબર; an advertisement: (૨) જાહેર કરવાની ક્રિયા; notification: (૩) (અ.) ઉઘાડી રીતે, છડેચોક; openly, publicly.

**જાહેલ**, (વિ.) ઉગ્ર, intense: (૨) આકળું, જલદી ગુસ્સે થાય એવું; impatient, highly irritable: (૩) જહાલ; having extreme views: (૪) વિકૃત; perverse.

**જાહોજલાલી**, (સ્ત્રી.) ભપકો, રોનક, દબદબો; grandeur, pomp: (૨) વૈભવ; splendour: (૩) આબાદી; prosperity.

**જાહ્નવી**, (સ્ત્રી.) ગંગા નદી; the(river) Ganges.

**જાળ, જાલ**, (સ્ત્રી.) શિકારી, માછીમાર વગેરેની જાળી; the net of a hunter, fisherman, etc, a snare: (૨) છટકું, ફરેબ, ફાંદો; a bait, a temptation: (૩) ગૂંચવાયેલું જાળું; entanglement.

**જાળ**, (સ્ત્રી.) ભમરડો ફેરવવાની દોરી; the string for spinning a top.

**જાળવણી**, (સ્ત્રી.) સંભાળ કે દેખરેખ રાખવા તે; care-taking: (૨) જતન, સાચવણી; preservation.

**જાળવવું**, (સ. ક્રિ.) સંભાળ કે દેખરેખ રાખવા, to take care of: (૨) જતન કરવું, સાચવવું; to preserve.

**જાળાંઝાંખરાં**, (ન.બ.વ.) કાંટાળા છોડવાનાં જાળાં કે ઉગાવો; entanglements or growth of thorny plants.

**જાળિયું**, (ન.) મકાનમાં મૂકેલું જાળીદાર ચોકઠાવાળું હવાબારિયું; a ventilator with a frame of bars.

**જાળી**, (સ્ત્રી.) વચ્ચે ખાલી જગ્યા રહે એવી ગૂંથણી; a net-work: (૨) એવી ગૂથણી-વાળી વસ્તુ; a thing on the pattern of net-work: (૩) એવી ગૂંથણીવાળું ચોકઠું, બારણું વગેરે; a frame or door with net-work: (૪) ભમરડો ફેરવવાની દોરી; the string for spinning a top.

**જાળું**, (ન) ગૂંચવાળું કોકડું; an entangled coil (૨) કરોળિયાનું જાળું; a cobweb: (૩) ગૂચ, entanglement, complexity: (૪) છટકું, જાળ; a bait, a snare: (૫) આંખની છારી; a thin film in the eye.

**જાંગડ**, (વિ) પસંદગી માટે સોદો કર્યા વિના આપેલું કે લીધેલું; given or taken for approval.

**જાંઘ**, (સ્ત્રી.) સાથળ; the thigh **જાંઘિયો**, (પું.) ચડ્ડી; shorts, short trousers.

**જાંબુ**, (ન.) એક પ્રકારનું ઠળિયાવાળું નાનું ફળ; a kind of small fruit with a stone: **-ડું, -ડિયું**, (વિ) જાંબુની જેવા ઘેરા આસમાની રંગનું; of dark purple colour: **-ડું**, (ન.) જાંબુ: **-ડો**, (પું.) જાંબુનું ઝાડ; tree of that fruit.

**જિકર**, (સ્ત્રી.) કથન; utterance, the act of making a statement: (૨) વાતચીત; conversation: (૩) રકઝક; haggling: (૪) આગ્રહ; insistence: (૫) હઠ, જીદ; obstinacy: (૬) પંચાત; meaningless or useless discussion.

**જિગર**, (ન.) હૃદય, હૈયું; the heart: (૨) દિલોજાન દોસ્ત; a hearty friend.

**જિગીષા**, (સ્ત્રી) વિજયની ઇચ્છા; a desire for victory: **જિગીષુ**, (વિ.) વિજયની ઇચ્છાવાળું; desirous of victory.

**જિજીવિષા**, (સ્ત્રી.) જીવવાની ઇચ્છા; desire for life.

**જિજ્ઞાસા**, (સ્ત્રી) જાણવાની ઉત્કંઠા; curiosity: (૨) જ્ઞાન મેળવવાની ઉત્કંઠા, a keen desire for knowledge: **જિજ્ઞાસુ**, (વિ.) ઉત્કંઠાવાળું; curious.

**જિત**, (વિ.) જિતાયેલું; conquered.

**જિતેંદ્રિય, જિતાત્મા**, (વિ.) ઇંદ્રિયોને-વાસનાને-જીતી હોય એવું; having thorough control over one's senses or passions.

**જિદ્દ**, (સ્ત્રી.) હઠ, જક્કીપણું; obstinacy: **જિદ્દી**, (વિ.) જક્કી; obstinate.

**જિન**, (ન.) કપાસ લોઢવાનું યંત્ર કે કારખાનું; a cotton-ginning machine or factory.

**જિન**, (વિ.) વાસનાઓને જીતી હોય એવું; having subdued one's desires: (૨) (પુ.) ભગવાન બુદ્ધ; Lord Buddha: (૩) જૈન તિર્થંકર, a Tirthanker of Jainism (૪) ભગવાન વિષ્ણુ; Lord Vishnu.

**જિન્નત**, (ન.) જુઓ **જન્નત**.

**જિભાળ, જિભાળું**, (વિ.) વાતોડિયું, બોલકણું, talkative loquacious.

**જિયાફત (જાફત)**, (સ્ત્રી.) મિજબાની; a feast, a banquet.

**જિયારત (જારત)**, (સ્ત્રી) મુસલમાનોની મરણ પછી ત્રીજે દિવસે થતી ધાર્મિક વિધિ; a Mahomedan religious ceremony performed on the third day after death.

**જિયાવર**, (પું.) વરરાજા; a bridegroom.

**જિરાફ**, (ન.) આફ્રિકાનું એક પ્રકારનું લાંબી ડોકવાળું જંગલી પશુ; a giraffe.

**જિલ્દ**, (સ્ત્રી.) પુસ્તકનું ચામડાનું પૂંઠું; a leather cover of a book: (૨) પુસ્તકનો અલગ વિભાગ; a separate section of a book.

**જિલ્લો**, (પું.) પ્રાંતના મુખ્ય વિભાગોમાંનો એક વિભાગ; a district.

**જિવાઈ**, (સ્ત્રી) નિર્વાહ માટે અપાતી બાંધેલી રકમ કે જમીન; fixed sum or land sanctioned for maintenance.

**જિષ્ણુ**, (પું.) ઇંદ્ર; Lord Indra: (૨) વિષ્ણુ; Lord Vishnu: (૩) (વિ.) વિજયી, ફતેહમંદ; victorious.

**જિહ્વા,** (સ્ત્રી.) જીભ; the tongue: **-ગ્ર,** (પું) (ન.) જીભનું ટેરવું; tip of tongue.

**જિંગોડું,** (ન.) એક પ્રકારનું પશુઓના શરીર પર રહેતું જૂ જેવું જીવડું; a louse-like insect living on the bodies of beasts.

**જિંદગી, જિંદગાની,** (સ્ત્રી.) જીવન; life: (૨) આયુષ્ય; the period of life: **-ભર,** (અ.) જીવનપર્યંત; lifelong.

**જી,** (અ.) આજ્ઞાંકિતપણું સૂચક માનવાચક શબ્દ; a term signifying obedience and respect: (૨) વડીલ કે માનનીય વ્યક્તિના નામ પાછળ વપરાતો પ્રત્યય, a suffix used at the end of the names of elders or respectable persons: (૩) કોઈના બોલેલા શબ્દો ન સમજાય ત્યારે ફરી બોલવાની વિનંતિ કરવા માટે વપરાતો શબ્દ; a word used in the sense of 'bag your pardon,sir'.

**જી,** (સ્ત્રી.) બા, માતા; a mother: **જીજી,** (સ્ત્રી.) માતા; a mother: (૨) દાદીમા; a grand-mother: **જીજો,** (પું.) દાદો; a grand-father.

**જીત,** (સ્ત્રી.) સફળતા; success: (૨) ફતેહ, વિજય; victory.

**જીતવું,** (સ.ક્રિ.) વિજયી થવું; to be victorious, to win: (૨) ફતેહ મેળવવી; to succeed.

**જીતૂન,** (ન.) જુઓ **જેતૂન.**

**જીદ,** (સ્ત્રી.) જુઓ **જિદ્દ.**

**જીન,** (પું.) એક પ્રકારનું ભૂત, a kind of ghost.

**જીન,** (ન.) ઘોડાનું પલાણ; a saddle.

**જીન,** (ન.) એક પ્રકારનું જાડું કાપડ; a kind of thick cloth.

**જીભ,** (સ્ત્રી.) બોલવાની અને સ્વાદ લેવાની ઇંદ્રિય; the tongue: (૨) વાણી, વાચા; speech: (૩) જીભ જેવી કોઈ પણ વસ્તુ; anything like the tongue: (૪) દા.ત. પાવો, શરણાઈ વગેરેનો મોઢામાં રાખવાનો ભાગ; e.g. the tongue of a flute, etc: **જીભાજોડી, જીભાજોળી,** (સ્ત્રી.) બોલાચાલી, કજિયો; a hot exchange of words, a quarrel: **જીભી,** (સ્ત્રી.) ઊલિયું; a strip for cleaning the tongue:(૨) જીભ જેવો વહાણનો આગળનો ભાગ, the tongue-like front portion of a ship.

**જીરણ,** (વિ.) જુઓ **જીર્ણ.**

**જીરવવું,** (સ ક્રિ) પચાવવું, to digest: (૨) વેઠવું, સાંખવું; to suffer.

**જીરાસાળ,** (સ્ત્રી) એક પ્રકારના ચોખા (ડાંગર), a kind of rice

**જીરું,** (ન.) એક પ્રકારનો મસાલો; cumin seed

**જીર્ણ,** (વિ.) ઘણું જૂનું; very old. (૨) ક્ષીણ, worn out: **-જ્વર,** (પું.) સ્થાયી, ઝીણો ધીમો તાવ; chronic, low, slow fever: **જીર્ણોદ્ધાર,** (પું.) જીર્ણ ઇમારત વગેરેનું સમારકામ અને નવેસરની સજાવટ; renovation.

**જીવ,** (પું.) શરીરમાં રહેલું ચેતનતત્વ, પ્રાણ; the embodied soul: (૨) પ્રાણી; a living or animate being, an animal: (૩) મન; the mind: (૪) હૃદય; the heart: (૫) તેજ, પાણી, ખમીર, ઉલ્લાસ; animation, mettle: (૬) ઉત્સાહ, જુસ્સો; spirit: (૭) દોલત, પૂંજી; wealth, property: (૮) દમ; breath: (૯) જંતુ, જીવડું; an insect: **-જંત, -જંતુ,** (પું.) (ન) જીવડું; an insect: **-ડું,** (ન.) નાનું જંતુ, a small insect: **-ડો,** (પું.) જીવ; the embodied soul: (૨) જીવડું; an insect.

**જીવત,** (ન.) જિંદગી; life **-દાન,** (ન.) હારેલા શત્રુ વગેરેને મારી ન નાખતા ક્ષમાવૃત્તિથી જીવતો રહેવા દેવો તે; the act of allowing a defeated enemy, etc. to live instead of killing him.

**જીવતર,** (ન.) જિંદગી; life: (૨) જન્મારો; the period of life.

**જીવતું**, (વિ.) સજીવ; living, alive: (૨) જીવનશક્તિવાળું; animate: (૩) સક્રિય, અમલી; active, current.

**જીવદયા**, (સ્ત્રી.) પ્રાણીમાત્ર પ્રત્યે દયા; kindness to all living beings.

**જીવન**, (ન.) જિંદગી; life (૨) આયુષ્ય; the period of life: (૩) જીવનશક્તિ; the animate power: **-કથા**, (સ્ત્રી.) **-ચરિત્ર**, (ન.) જિંદગીનો અહેવાલ; a biography: **-શક્તિ**, (સ્ત્રી.)ચૈતન્યશક્તિ; the animate power: **-સંગ્રામ**,(પું.) આજીવિકા માટેનો સંગ્રામ; the struggle for existence.

**જીવન્મુક્ત**, (વિ.) મોક્ષ પામેલું; having attained salvation: (૨) પુનર્જન્મના બંધનથી મુક્ત; free from the bondage of a rebirth.

**જીવભક્ષી**, (વિ.) માંસાહારી (પ્રાણી); carnivorous (animal).

**જીવલેણ**, (વિ.) પ્રાણઘાતક, fatal.

**જીવલોક**, (પું.) દુનિયા, જગત; world.

**જીવવું**, (અ ક્રિ.) શરીરમાં પ્રાણ હોવા; to have animate spirit in the body: (૨) જીવતાં રહેવું કે હોવું; to keep or be alive: (૩) હયાત રહેવું કે હોવું; to exist: (૪) જીવન ટકાવી રાખવું; to subsist.

**જીવશેષ**, (પું.) પ્રાણી, વનસ્પતિ, વગેરેનો પુરાણો અવશેષ; a fossil.

**જીવસટોસટ**, (અ.) જિંદગીના જોખમે; at the risk of life: (૨) (વિ.) જિંદગી જોખમાય એવું, અત્યંત જોખમી; very risky or perilous.

**જીવહત્યા**, (સ્ત્રી.)પ્રાણીની હત્યા, a killing, a destruction of life.

**જીવંત**, (વિ.) જીવતું, વિદ્યમાન; alive, existent: (૨) ચેતનવંતુ; lively: (૩) ઉત્સાહ અને ઉલ્લાસભર્યું; animated.

**જીવા**, (સ્ત્રી.) પણછ. ધનુષ્યની દોરી; the string of a bow.

**જીવાણુ**, (પું.) (ન.) શરીર, વનસ્પતિ વગેરેમાંનો સૂક્ષ્મ જંતુ; a bacterium.

**જીવાત**, (સ્ત્રી. બ. વ.) જીવડાં, જંતુઓ; insects.

**જીવાત્મા**, (પું.) શરીરમાં રહેલો આત્મા; (embodied soul.)

**જીવાદોરી, જીવનદોરી**, (સ્ત્રી.) જિંદગીરૂપી દોરી; the string or thread of life: (૨) જિંદગીનો મુખ્ય આધાર; the chief support of life.

**જીવાંતક**, (પું.) શિકારી; a hunter: (૨) જલ્લાદ; an executioner: (૩) ખૂની; a murderer.

**જીવિત**, (વિ.) જીવતું; alive: (૨) (ન.) જિંદગી; life: (૩) જન્મારો; period of life.

**જીવિતવ્ય**, (ન.) આયુષ્ય; duration of life: (૨) જીવનનું ધ્યેય; aim of life.

**જીંડવું**, (ન.) (કપાસનું) કાલું, (કઠોળની) શિંગ, વગેરે; a pod.

**જીંથરાં**, (ન. બ. વ.) જુઓ **ઝીંથરો**.

**જુઆ**, (ન.) જુગાર; gambling: **-ખાનું**, (ન.) જુગારખાનું; a gambling house: **-ખોર**, (પું.) જુગારી; a gambler.

**જુઆળ**, (પું.) જુઓ **જુવાળ**.

**જુક્તિ**, (સ્ત્રી.) હિકમત, કરામત; contrivance: (૨) કસબ, આવડત; skill: (૩) ઉપાય; remedy, cure, means: (૪) દાવપેચ, વ્યૂહ; a device: (૫) રીત, method, mode: (૬) પ્રકાર; type.

**જુગ**, (પું.) જમાનો, (ઇતિહાસ વગેરેનો) અમુક સમયનો ગાળો; an age, a period (of history, etc.).

**જુગત, જુગતી**, (સ્ત્રી.) જુઓ **જુક્તિ**.

**જુગતું**, (વિ.) યોગ્ય; proper: (૨) અનુકૂળ, બંધબેસતું; suitable, fitting

**જુગલ**, (ન.) જોડું: a pair, a couplet: (૨) (વિ.) સંવાદી; according: (૩) સુંદર, beautiful: (૪) યોગ્ય, અનુકૂલ; proper, fitting: **-કિશોર**,(પું.)ભગવાન શ્રીકૃષ્ણ, Lord Krishna: **-જોડી**,(સ્ત્રી.)

સુંદર, બંધબેસતું જોડું; a beautiful and fitting pair or couple.
**જુગાર,** (પું.) ધુત, જૂગટું; gambling: **જુગારી,** (વિ.) જુગારના છંદવાળું; addicted to gambling: (૩) (પુ.) જુગાર રમનારો; a gambler.
**જુગુપ્સા,** (સ્ત્રી.) ચીતરી, સૂગ; nausea: (૨) સખત અણગમો, strong dislike: (૩) નિંદા, ઠપકો, censure, reproach: **જુગુપ્સિત,** (વિ) ચીતરી ચડે એવુ; nauseating: (૨) નિંદિત, ઠપકાપાત્ર; censurable, blameworthy.
**જુગ્મ,** (ન.) જોડુ, યુગલ, a pair, (a couple.)
**જુઠ્ઠું,** (વિ.) જુઓ **જૂઠું.**
**જુદાઈ,** (સ્ત્રી.) જુદાપણું, વેગળાપણું; separation, aloofness: (૨) તફાવત, ભેદ; difference, dissimilarity.
**જુદું,** (વિ) અલગ, છૂટું; separate, detached: (૨) વેગળુ; aloof: (૩) વિસંવાદી; discording: (૪) વિશિષ્ટ, અનોખું; peculiar: (૫) જુદા પ્રકારનું; of a different type or sort.
**જુનવાણી,** (વિ) જૂનું, જૂના સમયનું; old, of the old times: (૨) રૂઢિચુસ્ત, જૂના વિચારનું; orthodox.
**જુબાન,** (સ્ત્રી.) જુઓ **જબાન.**
**જુબાની,** (સ્ત્રી) મૌખિક સાક્ષી આપવી તે; an oral testimony or witness.
**જુમલો,** (પુ.) સરવાળો, કુલ સંખ્યા કે આંકડો, sum resulting from addition, total
**જુમા,** (પું.) શુક્રવાર; friday.
**જુમેરાત,** (પું.) ગુરુવાર; thursday.
**જુમ્મેદાર, જુમ્મેવાર,** (વિ) જવાબદાર; responsible: **જુમ્મેદારી, જુમ્મેવારી,** (સ્ત્રી) જવાબદારી; responsibility.
**જુમ્મો,** (પું.) જવાબદારી; responsibility.
**જુલ્ફ, જુલ્ફાં,** (ન.બ.વ.) વાળની લટો કે ગૂંચળાં; locks of hair.
**જુલમ (જુલ્મ),** (પું.) દમન, અત્યાચાર; oppression, tyranny: (૨) બળાત્કાર, જબરદસ્તી; highhandedness: (૩) અન્યાય; injustice: **–ગાર,** (વિ.) આપખુદ; tyrannical: **જુલમી,** (વિ.) જુલમગાર, tyrannical: **જુલમાટ,** (પુ.) **જુલમ.**
**જુલાઈ,** (પુ.) ખ્રિસ્તી વર્ષનો સાતમો મહિનો; the seventh month.
**જુલાબ,** (પુ.) પેટ સાફ કરવા માટેનું ઔષધ; a purgative: (૨) સાફ કરવું તે; the act of cleaning, purification: (૩) મળવિસર્જન; excretion.
**જુવાન,** (વિ.) જુઓ **યુવાન, –જોધ,** (વિ.) ભરજુવાન; having attained the zenith of youth: (૩) મજબૂત, શક્તિશાળી; stout, strong: **જુવાનિયું,** (વિ) યુવાન; young: **જુવાનિયો,** (પું.) યુવક, a youth.
**જુવાર (જાર),** (સ્ત્રી.) એક પ્રકારનું અનાજ; (a kind of corn)
**જુવાળ(જુઆળ),** (પું.) (સમુદ્રની) ભરતી, ઓર; (sea) tide.
**જુવું,** (ન) જુગાર; gambling.
**જુસ્સો,** (પું.) શક્તિ, બળ; energy, strength: (૨) જોમ, ઉલ્લાસ; spirit, animation: (૩) ઊભરો; excitement: **જુસ્સાદાર,** (વિ) જુસ્સાવાળુ; spirited.
**જુહાર,** (પુ.) સલામ, નમસ્કાર; salutation: **–પટોળાં,** (ન. બ. વ.) શુભેચ્છા દર્શાવવા બેસતા વર્ષે જુહાર કરવા તે; good-will salutations on the new year's day.
**જૂ,** (સ્ત્રી.) ચામડી પર, ખાસ કરીને માથામાં થતું એક પ્રકારનું જંતુ; a louse.
**જૂઈ,** (સ્ત્રી.) એક પ્રકારનો ફૂલછોડ, a kind of flower plant
**જૂગટું,** (ન.) જુગાર, ધુત, gambling.
**જૂજ,** (વિ.) જરા, બહુ થોડું, a little: **–નાજ,** (વિ.) અત્યંત થોડું, in a very small quantity or proportion.
**જૂજવું,** (વિ.) જુદું, different: (૨) જુદા પ્રકારનું, વિવિધ; varied.

**જૂટ,** (પું.) વાળનો ઝૂડો; a bunch of hair: (૨) ઝૂડો, સમૂહ; a bunch, a collection.

**જૂઠ,** (ન.) જૂઠાણું; a lie.

**જૂઠણ,** (ન.) જુઓ જૂઠું (૧).

**જૂઠું (જુઠું),** (વિ.) ખોટું, અસત્ય; wrong, untrue: (૨) બનાવટી, કૃત્રિમ; fabricated, artificial, counterfeit: (૩) કાલ્પનિક, ખોટી કાઢેલું; fictitious: (૪) લકવાનો ભોગ બનેલું, જડ (અંગ); paralysed (limb).

**જૂઠું,** (વિ.) એઠું, અજીઠું; polluted, (food, etc): **જૂઠણ,** (ન.) અજીઠવાડ, છાંડામણ; pollution of food, the leavings in a dinner plate.

**જૂડી,** (સ્ત્રી) **જૂડો,** (પું.) જુઓ ઝૂડી, ઝૂડો.

**જૂતિયું,** (ન.) **જૂતી,** (સ્ત્રી.) **જૂતું,** (ન.) પગરખું, જોડો, a shoe.

**જૂથ,** (ન.) સમૂહ, ટોળું, મંડળ; a group, an assemblage, a body.

**જૂન,** (પું.) ખ્રિસ્તી વર્ષનો છઠ્ઠો મહિનો; sixth month of the Christian year.

**જૂનું,** (વિ.) પુરાણું; old: (૨) પ્રાચીન; ancient: (૩) જર્જરિત, જીર્ણ; worn out: (૪) લાંબો સમય વપરાયેલું; used for a long time: (૫) પીઢ, રીઢું; veteran, long-standing: (૬) નામીચું; famous, notorious: **—પુરાણું,** (વિ.) જર્જરિત, જીર્ણ; worn out.

**જૂવો,** (પું.) પશુના શરીર પર થતું એક જીવડું; an insect found on the bodies of beasts.

**જે,** (સ.) 'તે' સાથે વપરાતું સંબંધક સર્વનામ; who, which, that' (૨) (અ.) વાક્યના બે વિભાગને જોડે છે; joins two parts of a sentence.

**જે,** (સ્ત્રી.) જય, ફતેહ, જીત; success, victory: **જેજે,** (પું.) નમસ્કાર; salutation: (૨) નમસ્કારસૂચક ઉદ્‌ગાર; a term suggesting salutation.

**જેઠ,** (પું.) પતિનો મોટો ભાઈ; the husband's elder brother: (૨) વિક્રમ સંવતનો આઠમો મહિનો; the eighth month of the Vikram Samvat

**જેઠાણી,** (સ્ત્રી.) જેઠની પત્ની; the husband's elder brother's wife.

**જેઠીમધ,** (ન) ઔષધ તરીકે વપરાતી એક વનસ્પતિ; a kind of herbal plant.

**જેતા,** (પું.) વિજેતા, વિજય મેળવનાર; a victor, a conqueror.

**જેતૂન (જીતૂન),** (ન) એક પ્રકારનું તેલીબી; a kind of oilseed, olive.

**જેબ,** (ન) ખીસું; a pocket, (of a garment).

**જેબ,** (પું.) (સ્ત્રી.) શોભા, તેજ, ભપકો; splendour, lustre, pomp: (૨) કીર્તિ, નામના; reputation.

**જેમ,** (અ.) જે રીતે; in the mode or manner which: **—કે,** (અ.) ઉદાહરણ તરીકે; as for example: **—તેમ,** (અ.) કોઈ પણ રીતે, મન ફાવે એ રીતે; in any way, by hook or by crook: (૨) ઘણી મુશ્કેલીથી; with great difficulty: (૩) બેપરવાઈથી; carelessly.

**જેર,** (વિ.) પરાજિત, વશ કે તાબે થયેલું; defeated, subdued, overcome.

**જેરો,** (પું.) શેષ ભૂકો; residual powder: (૨) ભૂકો; powder: (૩) જરદો, તમાકુનો ભૂકો; tobacco-powder.

**જેલ,** (સ્ત્રી.) કેદખાનું; a prison-house, a jail: (૨) કેદની સજા; a sentence of imprisonment: **જેલર,** (પું.) કેદખાનાનો વ્યવસ્થાપક; a jailer.

**જેવડું,** (વિ.) અમુક કદનું; of a certain size: (૨) સરખામણીમાં અમુક વસ્તુના કદનું; as large as.

**જેવર,** (ન) આભૂષણો, દાગીના; ornaments: (૨) જવાહિર; jewellery.

**જેવારો,** (પું) વિજયની ઘડી; the hour or time of victory: (૨) આનંદનો

સમય; the time of merry-making: (૩) લાભ, ફતેહ; advantage, success.
**જેવું**, (વિ.) સરખું, સમાન, like, similar.
**જ્યેષ્ટિકા**, (સ્ત્રી.) લાકડી; a stick.
**જેહાદ**, (સ્ત્રી.) ધર્મયુદ્ધ; a crusade, a religious war: (૨) ઉગ્ર ઝુંબેશ; an intense struggle.
**જૈન**, (વિ.) જૈન ધર્મને લગતું, pertaining to Jainism: (૨) (પું.) જૈન ધર્મનો અનુયાયી, a follower of Jainism.
**જો**, (અ.) શરત કે સંશય સૂચવે છે, if, provided that.
**જોઈતું**, (વિ.) જરૂર પૂરતું; just sufficient to meet need, requisite: **–કાર-વતું**, (વિ) જરૂર પૂરતું, requisite.
**જોઈવું**, (અ. ક્રિ.) જરૂર કે ખપ હોવાં; to need, to want.
**જોખ**, (ન.) જોખવાની ક્રિયા, તોલ, the act of weighing: (૨) ત્રાજવું, કાંટો, જોખવાનું સાધન; a balance, a weighing instrument.
**જોખમ**, (ન.) નુકસાન, ઈજા વગેરેનો ભય; hazard, peril, danger: (૨) નુકસાન, ખોટ; damage, loss: (૩) સાહસ; an enterprise: (૪) જવાબદારી; responsibility: **–મી, –કારી, –કારક**, (વિ.) જોખમવાળું; hazardous, risky: **–દાર**, (વિ.) જવાબદાર; responsible: **–દારી**, (સ્ત્રી.) જવાબદારી; responsibility.
**જોખમાવું**, (અ. ક્રિ.) ઈજા કે નુકસાન થવાં; to be injured or damaged.
**જોખવું**, (સ. ક્રિ.) તોળવું, વજન કરવું; to weigh: (૨) તપાસ કે પરીક્ષા કરવાં; to investigate: (૩) મૂલવવું; to evaluate, to assess.
**જોગ**, (વિ.) છાજતું, લાયક, અર્થમાં નામ કે ક્રિયાપદ સાથે વપરાય છે. જેમકે વાંચવા જોગ, is used with nouns and verbs in the sense of 'worthy', 'worth', 'suitable', 'fit', e.g. worth reading.
**જોગ**, (પું.) જુઓ **યોગ** (૨) જોગવાઈ, બંદોબસ્ત, provision, convenience: **–ટી**, (સ્ત્રી.) સાધુડી; a female ascetic: **–ટો**, (પું) સાધુ, બાવો; an ascetic, a mendicant: **–ણ**, (સ્ત્રી.) સાધુની પત્ની, સાધુડી; an ascetic's wife, a female ascetic: **–ણી**, (સ્ત્રી) ચોસઠ દેવીઓમાંની કોઈ એક; one of the sixty-four goddess: **–નિદ્રા**, (સ્ત્રી.) અર્ધજાગૃત સ્થિતિ; the mixed state of sleep and wakefulness: (૨) પ્રલય અને નવી સૃષ્ટિની ઉત્પત્તિ વચ્ચેની બ્રહ્માની નિદ્રા; the sleep of Lord Bhrahma after the distruction of the universe and before the creation of a new one: **–માયા**, (સ્ત્રી.) સૃષ્ટિ ઉત્પન્ન કરવા માટેની ઈશ્વરની શક્તિ; God's power personified as a goddess, for creating a universe: (૨) દેવી દુર્ગા; goddess Durga: **–વટો**, (પું.) સંન્યાસ; asceticism.
**જોગવવું**, (સ. ક્રિ.) મેળ બેસાડવો; to establish accord, to join suitably: (૨) ગોઠવવું, to arrange: (૩) વિવેકથી માણવું; to enjoy with discretion.
**જોગવાઈ**, (સ્ત્રી) બંદોબસ્ત; full provision or convenience: (૨) ગોઠવણ; arrangement.
**જોગાનજોગ**, (અ.) નસીબ યોગે, સંજોગ-વશાત્: by chance, incidentally.
**જોગી**, (પું.) જુઓ **યોગી**: (૨) એ નામની જ્ઞાતિનો પુરુષ; a man of the caste so named.
**જોજન**, (પું.) આશરે ચાર ગાઉના અંતરનું માપ; a measurement of distance of about seven miles.

**જોટડી,** (સ્ત્રી.) **જોટડું,** (ન.) જુઓ **ઝોટડી.**

**જોટલાં, જોટવાં,** (ન.બ.વ.) પગની આંગળીના સ્ત્રીઓનાં ઘરેણાં; women's ornaments for the toes.

**જોટો,** (પું.) જોડ; a pair: (૨) સંપૂર્ણ રીતે સમાન વસ્તુ, completely similar thing.

**જોડ,** (સ્ત્રી.) જોડી; a pair, a couple: (૨) સંપૂર્ણ રીતે સમાન વસ્તુ; a completely similar thing: (૩) જોડાણ, સોબત; connection, companionship, association: **–કણું,** (ન.) પૂર્વ તૈયારી વિના જોડી કાઢેલાં ગીત કે કવિતા; an extempore song or poem: **–કું,** (ન.) જોડ, જોડી; a pair: (૨) (ન. બ વ.) સાથે જન્મેલાં બે બાળકો; twins.

**જોડણી,** (સ્ત્રી.) જોડવાનાં રીત કે કામ; the method or act of joining: (૨) શબ્દની જોડણી, spelling: **–કોશ,** (પું.) શુદ્ધ જોડણીવાળો શબ્દકોશ; a dictionary with correct spellings.

**જોડવું,** (સ. ક્રિ.) વિવિધ વસ્તુઓ સંલગ્ન કરવી, સાધવું, સબંધ સ્થાપવો; to join, to attach, to put together, to establish relation between: (૨) સંવાદી કે એકસપ કરવું; to unite, to establish accord: (૩) ઘટકો, ભાગો વગેરેને એકત્રિત કરી નિર્માણ કરવું; to assemble: (૪) વાત વગેરે ઉપજાવી કાઢવું; to fabricate: (૫) કાવ્ય વગેરે રચવાં; to compose: (૬) પ્રાણીને વાહન સાથે જોડવું, to harness, to yoke: (૭) ખોટ વગેરે ભરપાઈ કરી આપવા, to make good a loss: (૮) ખૂટતું પૂરું પાડવું; to supply what is lacking: (૯) (ન) જોડું; a pair, a couple.

**જોડાક્ષર,** (પું.) બે અથવા વધારે અક્ષરોનો બનેલો અક્ષર, a conjunct or compound consonant.

**જોડાજોડ,** (અ.) એકબીજાથી અત્યંત નજીકમાં, અડોઅડ; closely nearby, close to each other.

**જોડાણ,** (ન.) સાંધો; a joint: (૨) જોડવાની ક્રિયા; the act of joining: (૩) (મંડળ વગેરેનું) જોડવું કે જોડાવું તે, એકીભવન, એકીકરણ; amalgamation.

**જોડિયું,** (વિ.) સાથે રહેતું; co-living: (૨) જોડમાનું એક; twin, one of a pair: **જોડિયો,** (પું.) સાથી; a companion: **જોડિયણ,** (સ્ત્રી.) સ્ત્રી સાથી; a female companion.

**જોડી,** (સ્ત્રી.) જોડ; a pair, a couple: (૨) બાળકનું પગરખું; a child's shoe: **–દાર,** (પું.) સાથી; a companion, an associate: (૨) બરોબરિયો; an equal: **જોડું,** (ન) જોડ; a pair: (૨) દંપતી; couple: **જોડે,** (અ.) સાથેસાથે, જોડમા, jointly: (૨) પાસે; beside, close by: **જોડો,** (પું.) જુઓ **જોટો.**

**જોડો,** (પું.) પગરખું, a shoe.

**જોણું,** (ન.) જોવું તે; the act of seeing: (૨) ફજેતો; a fiasco.

**જોત,** (સ્ત્રી.) પ્રકાશ, તેજ; light, lustre, brilliance: (૨) અગ્નિજ્વાળા; a flame.

**જોતજોતામાં,** (અ.) પળવારમાં, ક્ષણવારમાં; instantly, within a moment.

**જોતર,** (ન.) બળદ વગેરેને ધૂંસરી સાથે જોડવાનો પટો; a yoke-strap: **–વું,** (સ. ક્રિ.) (બળદ વગેરેને) ધૂંસરી સાથે જોડવું, to yoke: (૨) કામે લગાડવું; to employ, to cause to work: **જોતરું,** (ન.) જોતર.

**જોદ્ધો, જોધ,** (પું.) જુઓ **યોદ્ધો.**

**જોબન,** (ન.) યૌવન; youth, the full bloom of life: **–વંતુ,** (વિ) યુવાન; youthful, blooming.

**જોબાવું, જોભાવું,** (અ. ક્રિ) (મૃત્યુ સમયે) બેભાન થવું; to become unconscious (at the time of death).

**જોખો, જોલો,** (પું.) (મૃત્યુ સમયે) જીવ ઊંડો ઊતરી જવો તે અથવા એ સમયની બેભાન અવસ્થા; the sinking of the soul or the unconscious state (at the time of death): (૨) મૂર્છા; unconsciousness.

**જોમ,** (ન) બળ, શક્તિ; strength, vigour: (૨) જુસ્સો; spirit.

**જોર,** (ન) બળ, શક્તિ; strength, vigour: (૨) કાબૂ, ચલણ, control, sway: (૩) વેગ, ચડતી; speed, prosperity: (૪) જોસ; force: (૫) જુસ્સો; spirit: (૬) વજન, વજૂદ; weight, validity: **-જુલમ,** (પું.) જુલમ, દમન; tyranny, oppression: (૨) જબરદસ્તી; highhandedness· **-તલબી,** (સ્ત્રી) ખંડણી; tribute to be paid to the sovereign state by a dependent one: **-દાર, જોરાવર,** (વિ.) બળવાન, શક્તિશાળી, strong, powerful.

**જોરુ,** (સ્ત્રી.) પત્ની, વહુ; a wife.

**જોવું,** (સ ક્રિ.) દેખવું, to see, to view: (૨) વિચારવું; to think over, to contemplate: (૩) તપાસવું, કસોટી કરવી; to examine, to test: (૪) ધ્યાન આપવું; to pay attention to: (૫) અભ્યાસ કરવો, વાંચવું; to study, to read: (૬) મૂલ્યાંકન કરવું; to evaluate, to assess· (૭) માહિતી, વ. માટે વાંચવું કે સંપર્ક સાધવો, to refer.

**જોશ, જોશી,** (પું.) જુઓ **જોષ, જોષી.**

**જોશ,** (પું.) (ન.) બળ, શક્તિ; strength, vigour. (૨) જુસ્સો, વેગ, ઉલ્લાસ; force, spirit: (૩) ઉભરો, ઉછાળો; an ebullition, a surge. **જોશીલું,** (વિ) શક્તિશાળી, જુસ્સાવાળું; strong, powerful, forceful.

**જોષ, જોશ,** (પું.) જન્મકુંડળી વગેરે પરથી ફળાદેશ કહેવું તે, astrological reading or prediction: **જોષી, જોશી,** (પું.) જ્યોતિઃશાસ્ત્રી; an astrologer.

**જોહકી,** (સ્ત્રી.) જુઓ **જોહુકમી.**

**જોહુકમ,** (પું.) જુલમ, આપખુદી; tyranny, highhandedness.

**જોહુકમી,** (સ્ત્રી.) જોહુકમ: (૨) (વિ.) જુલમી, આપખુદ; tyrannical, highhanded.

**જૌહર,** (ન.) ઝવેરાત; jewellery.

**જ્ઞ,** (પું.) જ અને ઞ નો બનેલો મિશ્ર અક્ષર; a compound consonant made up of "જ" and "ઞ": (૨) (વિ.) (સમાસમા) જાણકાર, જાણનારું, નિષ્ણાત; (in compounds) knowing, well-versed in, expert.

**જ્ઞપ્તિ,** (સ્ત્રી.) જ્ઞાન; knowledge: (૨) બુદ્ધિ; intellect. (૩) જાણવું તે; the act of knowing.

**જ્ઞાત,** (વિ.) જાણેલું; known.

**જ્ઞાતા,** (પું.) જાણનારો; a knower

**જ્ઞાતિ,** (સ્ત્રી.) ન્યાત; a caste.

**જ્ઞાન,** (ન.) જાણ; knowledge:(૨) માહિતી, ખબર; information' (૩) પ્રતીતિ; realisation, experience: (૪) આધ્યાત્મિક જ્ઞાન; spiritual knowledge: (૫) કોઈ પણ વિષયમા નિષ્ણાત હોવું તે; the state of being expert in any subject· (૬) ડહાપણ, wisdom: **-તંતુ,** (ન.) મગજને સંદેશો પહોંચાડનાર તંતુ, ઇંદ્રિયોને મગજ સાથે જોડતો તંતુ; a sensory nerve: **-માર્ગ,** (પું.) જ્ઞાનથી મુક્તિ મેળવવી તે; salvation through knowledge: **જ્ઞાની,** (વિ.) જ્ઞાનવાળું; learned, well-versed, erudite· **જ્ઞાનેન્દ્રિય,** (સ્ત્રી.) જ્ઞાન ગ્રહણ કરવામાં મદદરૂપ ઇન્દ્રિ; an organ of sense.

**જ્ઞાપક,** (વિ.) સૂચક, જણાવનારું, indicating, informing.

**જ્ઞાપન,** (ન.) જણાવવું કે જાહેર કરવું તે; the act of indicating or declaring: (૨) જાહેરાત, ઢંઢેરો; notification, proclamation (ing.)

**જ્ઞેય,** (વિ.) જાણવા યોગ્ય; worth know-

**જ્યહાં,** (અ.) જ્યાં, જે જગ્યાએ; where, in or at which place.
**જ્યા,** (સ્ત્રી.) પણછ, ધનુષ્યની દોરી; the string of a bow.
**જ્યાદા, જ્યાદે,** (વિ.) વધારે; more.
**જ્યારથી,** (અ.) જે સમયથી; since, from the time which.
**જ્યારે,** (અ.) જે સમયે; when, at which time: **જ્યારેજ્યારે,** (અ.) જે જે સમયે; whenever: **–ત્યારે,** (અ.) કોઈ પણ સમયે, વારંવાર; at any time, often.
**જ્યાં,** (અ.) જે જગ્યાએ; where, in or at which place: **–ત્યાં,** (અ.) દરેક કે કોઈ પણ જગ્યાએ; everywhere, any where: (૨) કોઈ પણ પ્રકારે; in any way: (૩) મુશ્કેલીથી; with difficulty.
**જ્યેષ્ઠ,** (વિ.) ઉમરમાં સૌથી મોટું; eldest: (૨) વડું; highest: (૩) (પું.) જેઠ માસ; **જ્યેષ્ઠા,** (સ્ત્રી.) એ નામનું અઢારમું નક્ષત્ર; eighteenth constellation so named.
**જ્યોતિ,** (સ્ત્રી.) તેજ, પ્રકાશ; light, lustre: (૨) અગ્નિજ્વાળા, a flame: (૩) આકાશનો તેજસ્વી પદાર્થ, સૂર્ય, તારો, ગ્રહ, ચંદ્ર, વગેરે. a bright heavenly body such as the sun, a star, a planet, a moon: **જ્યોતિર્વિદ,** (પું.) જ્યોતિ-શાસ્ત્રી; an astrologer: (૨) ખગોળ-શાસ્ત્રી; an astronomer: **જ્યોતિર્વિદ્યા,** (સ્ત્રી.) **જ્યોતિઃશાસ્ત્ર,** (ન.) ગ્રહોના અભ્યાસથી ફલાદેશ જાણવાનું શાસ્ત્ર; astrology. (૨) ખગોળશાસ્ત્ર; astronomy: **જ્યોતિષ,** (ન.) જ્યોતિઃશાસ્ત્ર; astrology:
**જ્યોતિષી,** (પું.) જ્યોતિ.શાસ્ત્રી; an astrologer.
**જ્યોત્સ્ના,** (સ્ત્રી.) ચાંદની; moonlight: (૨) ચાંદની રાત; a moonlit night.
**જ્વર,** (પું.) તાવ; fever: (૨) વ્યથા; affliction: (૩) ઉશ્કેરાટ; excitement.
**જ્વલન,** (ન.) બળવું તે; a burning, combustion: (૨) બળતરા; burning sensation: (૩) અગ્નિ; fire.
**જ્વલંત,** (વિ.) બળતું; burning: (૨) ઝળહળતું, તેજસ્વી; glowing, shining.
**જ્વલિત,** (વિ.) બળેલું, બળતું; burnt, burning: (૨) પ્રકાશિત; shining.
**જ્વાલા (જ્વાળા),** (સ્ત્રી.) અગ્નિશિખા; a flame: (૨) ભડકો; a blaze: **–ગ્રાહી,** (વિ.) સળગી ઊઠે એવું; inflammable: **–મુખ,** (ન.) જ્વાલામુખી પર્વતનું મુખ; a crater, the mouth of a volcano: **–મુખી,** (વિ.) (પું.) જેના મુખ અર્થાત્ ટોચમાંથી સળગતો રસ (લાવા) નીકળતો હોય એવો પર્વત; a volcano.

## ઝ

**ઝ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો નવમો વ્યંજન; the ninth consonant of the Gujarati alphabet.
**ઝકઝોલ, ઝકઝોળ,** (વિ.) મગ્ન, મશગૂલ; absorbed in, deeply engaged in: (૨) (સ્ત્રી.) આનંદનું મોજું, a wave of joy.
**ઝકૂંબવું,** (અ. ક્રિ.) લળી પડવું, ઝૂકવું; to bend low, to hang down.
**ઝકોર,** (સ્ત્રી.) પવનમાં ફરફરવું તે; a flapping, movements because of winds: (૨) જુઓ **ઝકઝોલ.**
**ઝખ (જખં),** (સ્ત્રી.) માછલી; a fish.
**ઝગઝગ, ઝગમગ,** (અ.) તેજથી ખૂબ ચમકતું હોય એ રીતે, brilliantly: **–વું,** (અ. ક્રિ.) ખૂબ ચમકવું; to shine brightly: **ઝગઝગાટ,** (પું.) તેજસ્વી પ્રકાશ કે ચમકારો; brilliance, glaring light or flash.
**ઝગવું,** (અ. ક્રિ.) જુઓ **ઝગઝગવું.**
**ઝગારો (ઝગાર),** (પું.) ચમકારો, ઝગઝગાટ; a flash, brilliancy.
**ઝઘડવું,** (અ. ક્રિ.) કજિયો, કંકાસ કે તકરાર કરવો; to quarrel, to fight: (૨) ઉગ્ર

બોલાચાલી કરવી; to exchange bitter words. (some, pugnacious)

**ઝઘડાખોર,** (વિ.) કજિયાખોર; quarrel.

**ઝઘડાઝઘડી,** (સ્ત્રી.) આપસઆપસમાં ઝઘડવું તે; mutual quarrelling.

**ઝઘડો,** (પું.) કજિયો, તકરાર, લડાઈ; a quarrel, a dispute: (૨) ઉગ્ર બોલાચાલી; a hot exchange of words.

**ઝઝણાટ,** (પું.) જુઓ **ઝણઝણાટ.**

**ઝઝણી,** (સ્ત્રી.) જુઓ **ઝણઝણી.**

**ઝઝૂમવું,** (અ. ક્રિ.) ને માથે લટકતું હોવું; to hang over: (૨) લચી પડવું; to weigh down. (૩) સતત સામનો કરવો, લડત આપવાનું ચાલુ રાખવું; to struggle on.

**ઝટ,** (અ.) વિના વિલંબે, ખૂબ ઉતાવળથી, તાબડતોબ; without delay, abruptly.

**ઝટક,** (સ્ત્રી.) આંચકો, ઝટકો; a pull, a jerk: (૨) ઉગ્ર પ્રહાર; sharp blow.

**ઝટકવું,** (સ ક્રિ.) ઝટકો મારવો, to jerk: (૨) ઝટકાથી કાપવું; to cut with a sharp blow: (૩) ઝાટકવું, to winnow.

**ઝટકામણ,** (ન.) ઝાટકવાની ક્રિયા; the act of winnowing: (૨) ઝાટક્યા પછી વધતાં ફોતરાં, કચરો વગેરે; chaff: (૩) ઝાટકવાનું મહેનતાણું; wages for winnowing.

**ઝટકાવવું,** (સ. ક્રિ.) 'ઝટકવું'નું પ્રેરક; to get winnowed, etc.: (૨) ઝટકો મારવો; to jerk: (૩) ઝટકાથી કાપવું; to cut with a sharp blow.

**ઝટકો,** (પું.) કાપવા કે મારી નાખવા માટે કરેલો ઉગ્ર પ્રહાર; a sharp blow for cutting or killing: (૨) ઉગ્ર આંચકો; a sharp jerk or pull:(૩)માનસિક આઘાત, વ્યથા; mental shock, affliction.

**ઝટપટ,** (અ.) ઝટ; at once, abruptly.

**ઝડકો,** (પું.) કાપડ કે કપડાનો ચીરો; a slit of cloth or garment.

**ઝડઝમક,** (સ્ત્રી.) વેગ, ઝડપ; swiftness: (૨) એ નામનો એક શબ્દાલંકાર; a figure of speech so named.

**ઝડતી,** (સ્ત્રી.) જપતી, ટાંચ; an attachment, a confiscation: (૨) બારીક તપાસ, a minute search: (૩) પોલીસની તપાસ; a police search or inquiry.

**ઝડપ,** (સ્ત્રી.) વેગ; speed, swiftness: (૨) ઝડપવું તે; a snatching: (૩) ઝાપટ; a sudden swoop: **–ભેર,** (અ.) સપાટાબંધ, swiftly, with a swoop.

**ઝડપવું,** (સ. ક્રિ.) ઝટકો મારીને ઝૂંટવું; to snatch with a jerk: (૨) ઓચિંતું પકડવું; to seize suddenly.

**ઝડપાઝડપી,** (સ્ત્રી.) પડાપડી, ઝૂંટાઝૂંટ, કોઈ વસ્તુ લેવા માટેનો મોટો ધસારો, a scramble, a big rush for having something: (૨) ઝપાઝપી, મારામારી; a scuffle.(૩)બોલાચાલી, an altercation.

**ઝડપી,** (વિ.) વેગીલું, ઝડપવાળું; swift, speedy.

**ઝડી,** (સ્ત્રી.) સતત ભારે વરસાદ પડવો તે; continuous heavy rainfall: (૨) એવા વરસાદની જેમ પ્રશ્નો વગેરે પૂછવા તે; the act of asking repeated questions in the manner of continuous heavy rainfall.

**ઝણ,** (અ.) ઝણકારા થાય એ રીતે; with a tinkling sound: **ઝણકાર, ઝણકારો, ઝણકો,** (પું.) ધાતુની વસ્તુઓ અથડાવાથી થતો, ઝણ ઝણ અવાજ; a tinkling or a jingling sound

**ઝણઝણ,** (પું.) (સ્ત્રી.) ઝણકારો; a tinkling sound: (૨) બળતરા, દાહક શારીરિક પીડા; burning pain.

**ઝણઝણવું,** (અ. ક્રિ.) ઝણકાર કરવો; (૨) બળતરા થવી; to have burning pain: (૩) શરીરે ખાલી ચડવી, અલ્પ સમય માટે અવયવ બહેરો થવો; to have a short-lived deafening effect on a limb.

**ઝણઝણાટ, ઝણઝણાટી,** (પું.) શરીરે ખાલી ચડવી તે; a short-lived deafening of a limb, numbness: (૨) ઝણકારો; a tinkling sound.

**ઝણઝણી**, (સ્ત્રી.) શરીરે ખાલી ચડવી તે; numbness: (૨) ચીડ, રીસ, strong dislike, anger.

**ઝનૂન**, (ન.) (સ્ત્રી.) ઉન્માદયુક્ત જુસ્સો; fierceness, passionate zeal: **ઝનૂની**, (વિ.) એવા જુસ્સાવાળુ; fierce, passionately zealous.

**ઝપ, ઝપઝપ**, (અ.) ઝટ, ઝટઝટ; very quickly, abruptly.

**ઝપટ**, (સ્ત્રી.) ઉતાવળ; hurry, haste: (૨) ઓચિંતા ઝડપી લેવું તે; a sudden snatching: (૩) ભૂતપ્રેત વગેરેની ઝાપટ; a blow in the form of the evil effect of ghosts, etc.

**ઝપટાવું**, (અ. ક્રિ.) ઝપટમા આવવું; to suffer a sudden blow, to be robbed or snatched: (૨) અજાણતાં કલંક, નુકસાન વગેરેનાં ભોગ બનવુ; to be disgraced or to suffer a loss, unknowingly: (૩) ફસાવું, આવી ભરાવું; to be ensnared or entangled.

**ઝપાઝપી**, (સ્ત્રી.) તકરાર, મારામારી; a quarrel, a scuffle.

**ઝપાટવું**,(સ.ક્રિ.) ઝાપટ મારવી; to swoop on: (૨) ઝાપટ મારીને સકંજામાં લેવું; to clutch by swooping on: (૩) અકરાંતિયાની જેમ ઝડપથી ખાવુ; to eat quickly like a glutton.

**ઝપાટો**, (પું.) વેગ, ઝડપ; swiftness, speed, force: (૨) ઉગ્ર પ્રહાર; a heavy blow: (૩) ઓચિંતાં ઝડપી લેવું તે, a sudden snatching.

**ઝપેટ**, (સ્ત્રી.) જુઓ **ઝપટ**.

**ઝપેટવું**, (સ. ક્રિ.) પ્રહાર કરવો, મારવું; to strike, to beat: (૨) ઉતાવળ કરવી; (to hurry.)

**ઝપેટો**, (પું.) જુઓ **ઝપાટો**.

**ઝપોઝપ**, (અ.) ઝટ, ઝટઝટ; at once, abruptly.

**ઝબ**, (અ.) એકાએક, ઓચિંતું; suddenly: (૨) ઝટ, ઝટઝટ; at once, abruptly.

**ઝબક**, (સ્ત્રી.) ચોંકવું કે ઝબકવું તે; a startling, a sudden fright.

**ઝબકવું**, (અ. ક્રિ.) ચોંકવું, ચમકવું; to be startled, to be suddenly frightened: (૨) ઝબૂકવું; to flash, to twinkle.

**ઝબકારો**, (પું.) પ્રકાશનો ચમકારો; a flash of light.

**ઝબકોળવું**, (સ. ક્રિ.) પાણી કે પ્રવાહીમાં બોળવું, ઝબોળવું; to soak in water or in a liquid: (૨) ધોવું; to wash: (૩) નાહવું, સ્નાન કરવું; to bathe: (૪) નવડાવવુ; to bathe, to give a bath to: **ઝબકોળું**, (ન.) એવી ક્રિયા; a soaking, a wash, a bath.

**ઝબલું (ઝભલું)**, (ન.) બાળકનું પહેરણ; of child's frock.

**ઝબાકો**, (પું.) ચમકારો, ઝબકારો; a flash (of light.)

**ઝબૂકવું**, (અ. ક્રિ.) ઝબકવું; to flash: (૨) ઝબૂકઝબૂક પ્રકાશવું; to twinkle.

**ઝબૂકો**, (પું.) ઝબકારો; a flash of light.

**ઝબે**, (સ્ત્રી.) બલિદાન માટે વધેરવું કે હત્યા કરવી તે; a breaking or killing for sacrifice: (૨) કતલ; a slaughter.

**ઝબો, ઝબ્બો, ઝભો, ઝભ્ભો**, (પું.) લાંબો, ખૂલતો ડગલો; a long, loose gown.

**ઝબોળવું**, (સ. ક્રિ.) જુઓ **ઝબકોળવું**.

**ઝભો, ઝભ્ભો**, (પું.) જુઓ **ઝબો**.

**ઝમક**, (સ્ત્રી.) રણકાર; a jingling: (૨) ચમક, પ્રાસ, અનુપ્રાસ; rhyme: (૩) એક પ્રકારનો શબ્દાલંકાર; a kind of figure of speech: (૪) તેજ, નૂર, કાંતિ; lustre, brilliance, mettle: (૫) ભભક; glamour: **ઝમકઝોલ, ઝમકઝોળ**, (વિ.) આનંદપ્રદ, મોહક અને સુંદર; gay, charming and beautiful.

**ઝમકવું**, (અ. ક્રિ.) રણકાર થવો; to jingle: (૨) બળતરા, દાહ થવાં; to have a burning sensation.

**ઝમકાર, ઝમકારો, ઝમકો**, (પું.) રણકાર; a jingling sound.

**ઝમઝમ,** (અ) રણકારથી; jinglingly: (૨) ઝીણી બળતરા થાય તેમ; with a mild burning sensation.
**ઝમઝમવું,** (અ. ક્રિ.) રણકવું, રણકાર થવો; to jingle: (૨) ઝીણી બળતરા થવી; to feel a mild burning sensation.
**ઝમઝમાટ,** (પું) ઝમઝમવું તે, a jingling, a feeling of mild burning sensation.
**ઝમરખ, ઝમરૂખ,** (ન.) જુઓ **ઝુંમર.**
**ઝમવું,** (અ. ક્રિ.) પાણી કે પ્રવાહીનું ધીમે ધીમે છિદ્રો દ્વારા બહાર નીકળવું; to ooze.
**ઝમોર, ઝમર,** (પું.) જુઓ **જમોર.**
**ઝરખ,** (ન.) જુઓ **જરખ.**
**ઝરડ,** (અ.) કાપડ ફાડતાં જે પ્રકારનો અવાજ થાય છે એવા અવાજથી; with a sound akin to that produced when cloth is torn: (૨) ઝરડાં, ઝાંખરાં, branches or pieces of thorny bushes: **–કો,** (પું.) જુઓ **ઝડકો, ઝરડું,** (ન.) ઝાંખરું; a branch or piece of a thorny bush
**ઝરડવું,** (સ. ક્રિ.) કાપડ ફાટે એવા અવાજ સાથે ફાડવું; to tear up with a sound akin to that produced when cloth is torn.
**ઝરણ, ઝરણું,** (ન) પાણીનો વહેળો, ઝરો, નાની નદી; a stream, a rivulet.
**ઝરમર,** (ન.) એક પ્રકારનું સ્ત્રીઓ માટેનું ઘરેણું; a kind of anklet for women: (૨) એક પ્રકારનું સ્ત્રીઓ માટેનું ગળાનું ઘરેણું; a kind of necklace for women: (૩) એક પ્રકારનું બારીક કાપડ; a kind of fine cloth: (૪) ફરફરરૂપે વરસાદ પડવો તે; slow rainfall in fine drops: (૫) (અ.) ફરફરરૂપે (વરસાદ પડવો તે); slow and in fine drops (rainfall).
**ઝરવું,** (અ. ક્રિ.) જુઓ **ઝમવું**: (૨) ટપકવું; to dribble: (૩) ગળવું, ચૂવું; to leak.
**ઝરૂખો,** (પું.) છજું, કઠેરો; a balcony: (૨) દરવાજા પાસેનો ગોળ મંડપ; portico.
**ઝરેણી, ઝરાણી,** (સ્ત્રી.) જુઓ **ઝઝણી.**
**ઝરેળી,** (સ્ત્રી.) તાવની ધ્રુજારી કે કંપારી, a feverish shivering.
**ઝરેળો,** (પું.) જુઓ **ઝળેળો.**
**ઝરો,** (પું.) ઝરણ, પાણીનો વહેળો; a stream, a spring.
**ઝર્દ,** (વિ.) પીળુ; yellow: (૨) શરમાળ; shy, bashful: (૩) ફીકુ; pale.
**ઝર્દી,** (સ્ત્રી.) જુઓ **જરદી.**
**ઝલક,** (સ્ત્રી.) ચળકાટ, ઓપ, brilliance, lustre, gloss (૨) ભભક, શોભા, સૌંદર્ય, splendour, beauty.
**ઝલકવું,** (અ. ક્રિ.) ઝબકવું, ચળકવું; to shine or glitter.
**ઝલાવું,** (અ. ક્રિ.) (અંગ, વગેરે) અક્કડ કે બહેરું થવું, (of limbs, etc) to be stiff or numbed.
**ઝલું,** (વિ) (ફરજ બજાવવા) તયાર, તત્પર; (for performing duty) ready, prompt.
**ઝવવું,** (અ. ક્રિ.) ટપકવું; to dribble: (૨) ગળવુ, ચૂવું; to leak, to drip.
**ઝવેરાત,** (ન.) જવાહિર, હીરા, રત્નો, વગેરે; jewellery: **ઝવેરી,** (પું.) ઝવેરાતનો વેપારી; a jeweller.
**ઝષ,** (ન) જખ, માછલી, a fish.
**ઝળક,** (સ્ત્રી.) જુઓ **ઝલક.**
**ઝળકવું,** (અ. ક્રિ.) જુઓ **ઝલકવું.**
**ઝળકાટ,** (પું.) તેજ કે ચળકાટ, lustre, brilliance: (૨) ભભક, શોભા; splendour.
**ઝળકારો,** (પું.) ઝબકારો, ઝબૂકો; a flash of light.
**ઝળકો,** (પું.) ચળકાટ; brilliance (૨) ઓપ; gloss.
**ઝળઝળ,** (અ.) અત્યંત પ્રકાશતું હોય એ રીતે, luminously, glitteringly.
**ઝળઝળવું,** (અ. ક્રિ.) ઝલકવું, ચમકવું; to shine or glitter.
**ઝળઝળાટ,** (પું) જુઓ **ઝગઝગાટ.**

**ઝળઝળિયાં**, (ન.બ.વ.) આંખોમાં ઉભરાયેલાં આસુ; tears welled up in the eyes.
**ઝળઝળું**, (ન.) સૂર્યોદય પહેલાંનું અને સૂર્યાસ્ત પછીનું ઝાંખું અજવાળું; twilight.
**ઝળહળ**, (અ.) જુઓ **ઝળઝળ**. (૨) (વિ.) તેજસ્વી, ચળકતું; bright, shining.
**ઝળહળવું**, (અ. ક્રિ.) ઉગ્ર તેજથી પ્રકાશવું; to shine very brightly.
**ઝળળો, ઝરેળો**, (પું.) દાહથી પડેલો ફોલ્લો; a blister caused by burning.
**ઝંકાર**, (પું.) જુઓ **ઝણકાર**.
**ઝંખના**, (સ્ત્રી.) તીવ્ર ઉત્કંઠા; an intense desire or longing: (૨) વારંવાર થતું સ્મરણ; repeated remembrance: (૩) ચિંતા; anxiety.
**ઝંખવાણું**, (વિ.) ખસિયાણું, ભોંઠું પડેલું; abashed, crestfallen: (૨) ખિન્ન, નિરાશ; disappointed.
**ઝંખવાવું**, (અ. ક્રિ.) ભોંઠું પડવું, ખિન્ન થવું; to be abashed, to be crestfallen: (૨) ઝાખું કે ફીકું પડવું; to become dim or pale.
**ઝંખવું**, (સ. ક્રિ.) આતુરતાપૂર્વક ઇચ્છા કરવી; to desire or long eagerly: (૨) ઝૂરવું; to pine: (૩) વ્યથાપૂર્વક સ્મરણ કરવું; to remember painfully.
**ઝંખાવું**, (અ. ક્રિ.) જુઓ **ઝંખવાવું**: (૨) ઉગ્ર તેજથી અંજાઈ જવું; to be blinded by intense light.
**ઝંઝટ**, (સ્ત્રી.) માથાઝીક, ખોટી પંચાત; useless and tedious discussion: (૨) કંકાસ, કજિયો; a quarrel.
**ઝંઝા**, (સ્ત્રી.) પવન કે તોફાની વરસાદનો અવાજ; sound of wind or of stormy rainfall.
**ઝંઝાવાત**, (પું.) વંટોળિયા સાથે ભારે વરસાદનું તોફાન; a hurricane, heavy rainfall with stormy winds.
**ઝંડો**, (પું.) ધ્વજ, ધજા; a flag, a banner: (૨) ચળવળ, ઝુંબેશ; a mass struggle or movement: (૩) આગેવાની, નેતાગીરી; leadership: **ઝંડી**, (સ્ત્રી.) નાનો ઝંડો; a bunting: **ઝંડાધારી**, (વિ.) ધ્વજ ધારણ કરનાર; (one) holding or bearing a flag: (૨) ઝુંબેશ ચલાવનાર; (one) encouraging a struggle or movement.
**ઝંપલાવવું**, (અ. ક્રિ.) મરણિયા થઈને કે અવિચારીપણે સાહસ ખેડવું; to run or undertake a risk desperately or (blindly.)
**ઝંપો**, (સ્ત્રી.) કૂદકો; a jump.
**ઝાકઝમાક**, (સ્ત્રી.) ચળકાટ; brilliance: (૨) ઓપ, ભપકો; splendour, pomp.
**ઝાકમઝોળ**, (વિ.) સુઘડ અને સ્વચ્છ; tidy and clean: (૨) (પું.) આનંદ, ઉપભોગ; joy, delight.
**ઝાકમઝાળ**, (વિ.) ઝબકારા મારતું, અતિશય ઝગઝગતું; shining intensely.
**ઝાકળ**, (સ્ત્રી.) (ન.) તુષાર, ઓસ; dew.
**ઝાઝું**, (વિ.) વધારે; more, much: (૨) પુષ્કળ; plentiful.
**ઝાટકઝૂટક, ઝાટકઝૂડક, ઝાટકઝૂમક, ઝાટકઝૂમડ**, (ન.) (ઝાટકીને) સાફ કરવું તે; the act of cleaning (esp. by winnowing).
**ઝાટકણી**, (સ્ત્રી.) ઝાટકીને સાફ કરવું તે; the act of cleaning by winnowing: (૨) ઝાટકવાનું મહેનતાણું; wages for winnowing: (૩) ઉગ્ર ઠપકો; an intense scolding.
**ઝાટકવું**, (સ. ક્રિ.) (સૂપડા વડે) ઊપણવું; to winnow: (૨) ઝાટકણી કાઢવી અર્થાત્ ઉગ્ર ઠપકો આપવો; to scold or reprove severely.
**ઝાટકો**, (પું.) જુઓ **ઝટકો**.
**ઝાડ**, (ન.) વૃક્ષ; a tree: **–પાન**, (ન.) **–પાલો**, (પું.) વનસ્પતિસૃષ્ટિ; the vegetable world, vegetation collectively.

**ઝાડઝૂડ**, (ન.) વાળીને સાફસૂફ કરવું તે; the act of cleaning, by sweeping.
**ઝાડવું**, (ન.) નાનું ઝાડ; a small tree.
**ઝાડવું**, (સ. ક્રિ.) વાળીને સાફ કરવું; to clean by sweeping: (૨) ઝાટકવું; to winnow: (૩) સખત ઠપકો આપવો; to scold or reprove severely.
**ઝાડી**, (સ્ત્રી.) ગીચ વનરાજી; a dense wood, thicket: (૨) જંગલ; a forest.
**ઝાડુ**, (ન.) હાથાવાળો મોટો સાવરણો; a big broom with a bandle: (૨) સાવરણી; a broom. **—વાળો**, (પું.) રસ્તા વગેરે સાફ કરનાર; a sweeper: (૨) ભંગી; a scavenger.
**ઝાડો**, (પું.) મળવિસર્જન; excretion: (૨) મળ, વિષ્ટા; excrement: (૩) બારીક તપાસ; a minute search.
**ઝાપટ**, (સ્ત્રી.) જુઓ **ઝપટ**.
**ઝાપટવું**, (સ. ક્રિ.) ઝાપટ મારીને સાફ કરવું; to dust or clean by striking a piece of cloth: (૨) મારવુ, ફટકારવું; to strike, to flog.
**ઝાપટિયું**, (ન.) ઝાપટીને સાફસૂફ કરવા માટે લાકડી સાથે કાપડનો ટુકડો બાંધી બનાવવામા આવતી કૂચડા જેવી વસ્તુ; a dusting article made up by fixing a piece of cloth at an end of a stick.
**ઝાપટું**, (ન.) અલ્પ સમય માટે એકાએક ભારે વરસાદ પડવો તે; a sudden heavy shower of rain.
**ઝામર**, (પું.) આંખો અને માથાને અસર કરતો એક પ્રકારનો વાતવ્યાધિ; a disease caused by gas affecting the eyes and the head.
**ઝામરી**, (સ્ત્રી.) હથેળીમા થતો ફોલ્લો; a blister or swelling on the palm: **ઝામરો**, (પું) **ઝામરી**, એક પ્રકારનો ચામડીનો રોગ; a kind of skin-disease.
**ઝામવું**, (સ. ક્રિ.) પાણી કે પ્રવાહી ઔષધમાં, ઈંટ, ઠીકરી, વગેરેનો તપાવેલો ટુકડો બોળવો; to dip a hot piece of a brick or a tile into water or liquid medicine.
**ઝાર**, (પું.) ભરતી, જુવાળ; the tide (of the sea).
**ઝારણુ**, (ન.) સાંધવા માટેની ધાતુ વગેરે, રેણ; solder, metal, etc. for soldering: (૨) રેણથી કરેલું સાધણ; a joint made by soldering.
**ઝારવું**, (સ. ક્રિ.) ગરમ પાણી રેડીને ધોવું; to wash by pouring hot water: (૨) શરીરના દુ:ખતા ભાગ પર રાહત માટે ગરમ પાણી રેડવું; to pour hot water on an aching part of the body for relief: (૩) નકામા ભાગ–ડાળખાં, વગેરે કાપી નાખવા; to clip off.
**ઝારવું**, (સ. ક્રિ.) રેણ દેવું; to solder.
**ઝારી**, (સ્ત્રી.) પાણી છાંટવાનું નાળચાવાળું પાત્ર; a flagon, a ewer with a long tube-like spout: (૨) પેણામાથી તળેલી વાનીઓ બહાર કાઢવા માટેનું તવેથા જેવું જાળીદાર સાધન; a net-like ladle for lifting fried articles of food from a frying pan: **ઝારો**, (પું.) એવો મોટો તવેથો; a big such ladle.
**ઝાલ**, (સ્ત્રી.) એક પ્રકારનું કાનનું ઘરેણું; a kind of ornament for the ear
**ઝાલક**, (સ્ત્રી.) છોળ, છાલક, છંટકાવ, a spray, a sprinkling.
**ઝાલર**, (પું.) વાલ, એક પ્રકારનું કઠોળ; a kind of pulse.
**ઝાલર**, (સ્ત્રી.) કપડાંની કોર, પટી, ફીત; a lace: (૨) ચપટી થાળી જેવો મોગરીથી વગાડવાનો ઘંટ; a gong.
**ઝાલવું**, (સ. ક્રિ.) હાથથી પકડવું; to hold or seize with hands: (૨) ધરપકડ કરવી, to arrest: (૩) કેદ કે બંધનમા રાખવું; to imprison: (૪) (અંગ, વગેરે) જડ કે બહેરું કરવું, to paralyse, to numb (a limb)
**ઝાવલી (ઝાવળી)**, (સ્ત્રી.) ખજૂરી અથવા નાળિયેરીની સૂકી ડાંખળી; a dry branch

of a date-palm or a coco-nut tree: (૨) પાંદડાં, પરાળ, વગેરેની સાદડી; a mat made up of leaves, straw, etc.

**ઝાવાં,** (ન.બ.વ.) ડૂબતા માણસના બચવા માટેના પ્રયાસ; struggles of a drowning person: (૨) ફાંફાં, વલખાં; vain efforts

**ઝાળ,** (સ્ત્રી.) અગ્નિશિખા, જ્વાલા; a flame: (૨) જ્વાલાથી થયેલી ઈજા, burn or injury caused by a flame: (૩) દાહક અસર, a burning effect: (૪) અપમાન કે અણગમાથી થતો ક્રોધાવેશ, intense anger caused by insult or dislike.

**ઝાળવું,** (સ. ક્રિ.) રેણથી સાંધવું; to solder: **ઝાળણ,** (ન.) જુઓ **ઝારણ.**

**ઝાંખ, ઝાંખપ,** (સ્ત્રી.) ઝાંખાપણું, dimness: (૨) આંખોની ઝાંખ, dimness of the eyes, partial loss of vision: (૩) લાંછન, કલંક, બટ્ટો; disgrace, blemish.

**ઝાંખરું,** (ન.) કાંટાવાળું ડાળખું; a thorny or prickly shrub.

**ઝાંખવું,** (સ. ક્રિ.) અસ્પષ્ટ દર્શન કરવું; to have a glimpse: (૨) છુપાઈને જોવું; to see or watch secretly: (૩) એકીટશે જોવું; to stare, to gaze.

**ઝાંખી,** (સ્ત્રી.) અસ્પષ્ટ ખ્યાલ કે દર્શન; a faint notion or glimpse: (૨) છુપાઈને જોવું તે, the act of seeing secretly: (૩) ભક્તિભાવથી દર્શન (કરવું તે); a devotional viewing.

**ઝાંખું,** (વિ.) પૂરતા પ્રકાશ કે ચળકાટ વિનાનું, આછું, dim, dull: (૨) અસ્પષ્ટ; obscure, indistinct: (૩) નિસ્તેજ, dull.

**ઝાંઝ,** (સ્ત્રી.) કરતાલ, કાંસી જોડ; a pair of cymbals: (૨) રીસ, ગુસ્સો; irritation, anger.

**ઝાંઝર,** (ન.) નૂપુર, સ્ત્રીઓનું નાની ઘૂઘરીઓવાળું પગનું ઘરેણું; a jingling anklet for women: (૨) જંજીર, બેડી; fetters.

**ઝાંઝરી,** (સ્ત્રી.) બાળકો માટેનું નાનું ઝાંઝર; a small such anklet for children.

**ઝાંઝવાં,** (ન.બ.વ.) મૃગજળ; mirage: (૨) આંખોનું આંસુથી ભરાઈ જવું તે; the welling up of tears in the eyes.

**ઝાંપડો,** (પું.) ભંગી; a scavenger: **ઝાંપડી,** (સ્ત્રી.) ભંગી સ્ત્રી; a female scavenger: **ઝાંપડો,** (પું.) **ઝાંપડી,** (સ્ત્રી.) મલિન પિશાચ કે ભૂત; an evil ghost.

**ઝાંપલી,** (સ્ત્રી.) ખેતર વગેરેનો નાનો ઝાંપો; a small wicket of a farm, etc.

**ઝાંપો,** (પુ.) રસ્તા વગેરેનું પ્રવેશદ્વાર, દરવાજો; an entrance (of a road, etc.), a gate: (૨) ગામની ભાગોળ; an outskirt of a village

**ઝિંદાદિલી,** (સ્ત્રી.) આનંદ અને ઉત્સાહયુક્ત સ્થિતિ; gay and lively state

**ઝીક,** (સ્ત્રી.) જુઓ **ઝીંક.**

**ઝીક,** (સ્ત્રી.) સોનારૂપાના તારનું ભરતકામ; gold and silver embroidery.

**ઝીકવું,** (સ. ક્રિ.) જુઓ **ઝીંકવું.**

**ઝીણ,** (સ્ત્રી.) રૂ, સૂતર, વગેરેની રજોટી; particles of cotton, yarn, etc.: (૨) વરસાદની ફરફર; a drizzle.

**ઝીણવટ, ઝીણાશ,** (સ્ત્રી.) બારીકી; minuteness, acuteness: (૨) હોશિયારી, ડહાપણ; cleverness, skill, wisdom.

**ઝીણું,** (વિ.) નાનું, બારીક; small: (૨) પાતળું, thin, fine: (૩) બારીક, સૂક્ષ્મ; minute: (૪) અણીદાર, pointed: (૫) નાજુક, tender, delicate: (૬) કસોટી કરે એવું; testing: (૭) તીણું, મંદ (અવાજ); shrill, slow (sound).

**ઝીપવું,** (સ. ક્રિ.) જુઓ **ઝીલવું.**

**ઝીલ,** (સ્ત્રી.) માટીની મોટી બરણી; a large earthen jar: (૨) તંબૂરાનો તાર; a metallic string of a lute: (૩) ઊંડું જળાશય; a deep reservoir: (૪) છાલક, છોળ; to spray.

**ઝીલવું**, (સ. ક્રિ.) પકડવું, ગ્રહણ કરવું; to catch, to grasp: (૨) અનુસરવું; to follow: (૩) મુખ્ય ગાયક કે વક્તાના શબ્દો મંડળીના સભ્યો વગેરેએ ફરી ઉચ્ચારવા; to catch and repeat the words of a singer or speaker

**ઝીલવું**, (સ. ક્રિ) સ્નાન કરવું, નાહવું; to bathe: (૨) જળક્રીડા કરવી; to enjoy sensuously in a water form: (૩) સ્વીકારવું; to accept.

**ઝીંક (ઝીક)**, (સ્ત્રી.) ઉગ્ર પછાડ; a violent fall or dashing.

**ઝીંકવું (ઝીકવું)**, (સ. ક્રિ.) જોરથી પછાડવું; to dash violently against: (૨) જોરથી ફેંકવું; to throw forcefully: (૩) હરાવવું; to defeat.

**ઝીંટ**, (સ્ત્રી.) ત્રાસદાયક વ્યક્તિ કે વસ્તુ; a troublesome person or thing. (૨) લપ; a pest: (૩) જોડેલી કે ઉમેરેલી વસ્તુ, an appendage.

**ઝીંટવું**, (સ ક્રિ.) લગાડવું, વળગાડવું; to apply, to attach: (૨) ઢગલો કરવો, ખડકવું; *to pile up.*

**ઝીંથરાં(ઝીંથરાં)**, (ન બ વ) ઓળ્યા વિનાના, અવ્યવસ્થિત માથાના વાળ; uncombed, disorderly hair.

**ઝુકાવવું**, (સ ક્રિ.) નમાવવું; to cause to bow down or bend: (૨) શરણે આવવા ફરજ પાડવી; to force to surrender: (૩) મરણિયાં થઈને કે અવિચારીપણે સાહસ ખેડવું, ઝંપલાવવું, to run or undertake a risk desperately.

**ઝુલણિયું**, (ન.) એક પ્રકારનું ઝૂલતું ઘરેણું; a pendent (ornament): (૨) (વિ.) ઝૂલતું, pendent, hanging.

**ઝુલાવવું**, (સ. ક્રિ.) હીંચોળવું, લટકાવવું; to swing, to rock,

**ઝુંડ**, (ન) ટોળું, જૂથ; a group, assemblage.

**ઝુંડાધારી**, (વિ.) જુઓ **ઝંડાધારી.**

**ઝુંડો**, (પું.) જુઓ **ઝંડો.**

**ઝુંબેશ**, (સ્ત્રી.) ઉગ્ર ચળવળ કે લડત; an intense movement or struggle: (૨) જેહાદ, a crusade.

**ઝુંમર (ઝમરખ, ઝમરૂખ)**, (ન.) દીવા, મીણબત્તી, વગેરેનું શોભા માટેનું લટકતું ઝાડ; a chandelier.

**ઝૂકવું**, (અ ક્રિ.) નમવું; to bow: (૨) લચી પડવું; to bend low because of weight, etc.: (૩) લટકવું; to hang: (૪) નમતું આપવું, શરણે જવું; to give way, to surrender.

**ઝૂઝવું**, (અ. ક્રિ.) મરણિયા થઈને પ્રતિકાર કે સામનો કરવો; to struggle or fight desperately: (૨) સતત પ્રયાસ કરવા, મચ્યા રહેવું; to strive on.

**ઝૂડ**, (ન.) એક પ્રકારનો મોટા કદનો મગર; a kind of large crocodile: (૨) મજબૂત પકડ; a firm grip: (૩) મલિન ભૂત; a kind of evil ghost.

**ઝૂડવું**, (સ. ક્રિ.) કણસલામાંથી દાણા છૂટા પાડવા માટે ધોકાથી પ્રહાર કરવા, to thresh (with a thick stick), to cudgel: (૨) લાકડી વડે ખૂબ માર મારવો; to beat severely with a stick, to thrash: (૩) ઝાપટવું, ઝાપટીને સાફ કરવું, to clean or dust by striking a piece of cloth, broom, etc.

**ઝૂડિયું**, (ન.) ઝૂડવા માટેના ધોકો, સાવરણી વગેરે; a stick, club or a broom for threshing.

**ઝૂડો**, (પું.) અમુક વસ્તુઓનો જથ્થો, જૂડો; a bunch or bundle: **ઝૂડી**, (સ્ત્રી.) નાનો ઝૂડો; a small bunch or bundle.

**ઝૂમ**, (વિ.) ઘણું, મોટા પ્રમાણમાં; much, large-scale.

**ઝૂમ**, (સ્ત્રી) (પું.) **ઝૂમખું**, (ન.) **ઝૂમખો**, (પું.) ઝૂડો, અમુક વસ્તુઓનો જથ્થો; a bunch or bundle.

**ઝૂમણી**, (સ્ત્રી.) એક પ્રકારનો હાર. a kind of necklace: **ઝમણું**, (ન.) એક પ્રકારનું ઘરેણું; a kind of ornament

**ઝૂમવું**, (અ. ક્રિ.) માથે લટકવું; to hang over: (૨) ટિંગાવું; to be suspended: (૩) લચી પડવું; to weigh down: (૪) સખત સામનો કરવો; to struggle hard against: (૫) આતુરતાથી શિકાર, ઇ.ની રાહ જોવી, to wait eagerly for prey, etc.

**ઝૂરણ**, (ન.) કલ્પાંત, ઝંખના; a wailing, a pining: (૨) વિયોગવ્યથા; affliction of separation.

**ઝૂરવું**, (અ. ક્રિ.) કલ્પાંત કરવું; to wail: (૨) વ્યથાપૂર્વક તલસવું; to pine for: (૩) વ્યથાથી ક્ષીણ થવું, to be worn out by affliction.

**ઝૂલ**, (સ્ત્રી.) કાપડ કે પોશાકની ઝૂલતી કોર; a hanging lace: (૨) ઢોરને ઓઢાડવાનો જાડા કાપડનો ટુકડો; a thick cloth cover for cattle.

**ઝૂલણા**, (પું.) એક પ્રકારનો છંદ; a kind (of metre.)

**ઝૂલણું**, (ન.) હિંડોળો; a swing: (૨) ઝૂલવાની ક્રિયા, હીંચકો, swinging a swing: (૩) પારણું; a cradle: (૪) હાલરડું; a lullaby.

**ઝૂલતું**, (વિ.) લટકતું, ઝોલાં ખાતું; hanging, pendent: (૨) લોલકની જેમ ચાલતું; oscillating (૩) હીંચકા ખાતું; swinging.

**ઝૂલવું**, (અ. ક્રિ.) હીંચકા ખાવા; to swing: (૨) લોલકની જેમ હલનચલન કરવું; to oscillate: (૩) લટકવું; to hang.

**ઝૂલો**, (પું.) હીંચકો, હીંડોળો, a swing: (૨) હીંડોળા જેવી કોઈ પણ વસ્તુ, પારણું વગેરે; anything like a swing, a cradle, etc.

**ઝૂંક**, (સ્ત્રી.) જુઓ **ઝોંકો**.

**ઝૂંટ**, (સ્ત્રી.) ઝાપટ મારીને છીનવી લેવું તે; a sudden violent snatching.

**ઝૂંટવવું**, **ઝૂંટવું**, (સ. ક્રિ.) ઝાપટ મારીને છીનવી લેવું; to snatch suddenly and violently: (૨) બળજબરીથી પડાવી લેવું; to take by force, to usurp.

**ઝૂંપડું**, (ન.) **ઝૂંપડી**, (સ્ત્રી.) રહેઠાણ માટેની કાચા બાંધકામવાળી ઓરડી; a hut.

**ઝૂંકવું**, (અ. ક્રિ.) નિદ્રા આવવાથી ઝોકાં ખાવાં; to doze, to nod sleepishly.

**ઝૂંસરી**, (સ્ત્રી.) **ઝૂંસરું**, (ન.) ધુરા, ધૂંસરી; a yoke: (૨) બંધન; bondage: (૩) ગુલામી; slavery.

**ઝેણ**, (સ્ત્રી.) જુઓ **ઝીણ**.

**ઝેણ**, (સ્ત્રી.) ઝનૂન; fierceness: (૨) ગુસ્સાભર્યો ફરફરાટ; angry excitement: (૩) કમકમાટી; nausea, indignation.

**ઝેર**, (ન.) વિષ; poison: (૨) ઈર્ષા, અદેખાઈ; jealousy: (૩) વેર, દુશ્મનાવટ; revenge, enmity: (૪) કુસંપ, કંકાસ; discord, quarrel: **ઝેરકચૂરો**, (પું.) **ઝેરકચોલું**, **ઝેરકોચલું**, (ન.) ઔષધ તરીકે વપરાતું એક ઝેરી ફળ કે એનું બી; nux vomica, a poisonous fruit or its seed used as medicine: (૨) એનો છોડ; its plant.

**ઝેરવું**, (સ. ક્રિ.) દહીં વલોવવું; to churn curds: (૨) વલોવીને માખણ, સત્ત્વ, વગેરે કાઢવાં; to take out butter, essence, etc. by churning.

**ઝેરી**, (વિ.) ઝેરયુક્ત, વિષયુક્ત; poisonous: (૨) વિઘાતક; destructive.

**ઝેરીલું**, (વિ.) ખારીલું, અદેખું; jealous, envious: (૨) દ્વેષીલું, વેરભાવવાળું; grudging, revengeful.

**ઝોક**, (પું.) (સ્ત્રી.) વચ્ચેથી નમી કે લચી પડવું તે; a bending down from the middle: (૨) વૃત્તિ, વલણ; an inclination.

**ઝોક**, (પું.) (સ્ત્રી.) જુઓ **ઝોંકો**: (૨) ખોટ, નુકસાન; loss, damage.

**ઝોકવું**, (સ. ક્રિ.) ઝોકાં ખાવાં; to doze, to nod (sleepishly).

**ઝોકું**, (ન.) નિદ્રા વગેરેથી મસ્તક ડોલવું તે; a dozing or nodding (sleepishly).

**ઝોકો**, (પું.) જુઓ **ઝોંકો**: (૨) ધક્કો, હડસેલો; a push: (૩) છેતરવા માટે ત્રાજવાં

નમાવવાં તે, a deceitful turn of a weighing balance.
**ઝોટ, ઝોટડી, ઝોટી,**(સ્ત્રી.) **ઝોટું,ઝોટડું,** (ન.) દૂધ આપતી જુવાન ભેંસ; a young milch she-buffalo.
**ઝોટિંગ,** (પું.) એક પ્રકારનું મલિન ભૂત; a kind of evil ghost: (૨) માથાભારે બદમાશ; a highhanded ruffian: (૩) અરાજકતા, અંધાધૂંધી; anarchy.
**ઝોડ,** (ન.) એક પ્રકારનું ત્રાસદાયક ભૂત, a kind of troublesome ghost: (૨) વળગાડ; a grip of such a ghost.
**ઝોબાવું,** (અ. ક્રિ.) **ઝોબો,** (પું.) જુઓ **જોબાવું, જોબો.**
**ઝોલ,** (સ્ત્રી.) વચ્ચેથી નમી પડવું તે; a bending down from the middle.
**ઝોલણી,** (સ્ત્રી.) જુદાજુદા ખાનાવાળી કાપડની કોથળી, ખડિયો; a cloth bag with many partitions: **ઝોલણો,** (પું.)મોટી ઝોલણી.
**ઝોલવૂં,** (અ. ક્રિ.) ઝૂલવું, ડોલવું; to swing, to oscillate: (૨) ઝોકું ખાવું; to doze.
**ઝોલું,** (ન.) ટોળું, સમુદાય; a crowd, a group, a multitude.
**ઝોલું,** (ન.) ડોલન, ડોલવું; a swinging, an oscillation: (૨) ઝોકું; a dozing: **ઝોલો,** (પું.) જુઓ **ઝોલ:** (૨) ઝૂલો, હિંડોળો; a swing: (૩) લટકતું હોવું તે; a state of hanging or suspension.
**ઝોળ,** (સ્ત્રી.) જુઓ **ઝાળ.**
**ઝોળણી,** (સ્ત્રી.) **ઝોળણો,** (પું.) જુઓ **ઝોલણી, ઝોળી,** (સ્ત્રી.) કાપડના ચાર છેડા પકડીને કે સાંધીને બનાવેલી થેલી; a bag made by holding or stitching the four ends of a piece of cloth, a knapsack: (૨) કાપડની સામાન્ય થેલી; a common cloth, bag: (૩) ઝૂલતી ખોઈ; a hammock: **ઝોળો,** (પું.) મોટી ઝોળી; a big knapsack.
**ઝોંકવું,** (સ. ક્રિ.) અર્ધનિદ્રામાં ઝોકાં ખાવા; to doze: (૨) જોરથી પછાડવું, પટકવું; to throw violently against.
**ઝોંકો, ઝોકો,** (પું.) આંખમા ગોદો વાગવો તે, a stroke or thrust in the eye.
**ઝોંટ,** (સ્ત્રી.) ઓચિંતા ઝૂંટવી લેવું તે; a sudden snatching: (૨) ઝાપટ; a swooping.
**ઝોંટવું,** (સ. ક્રિ.) ઓચિંતાં ઝૂંટવી લેવું; to snatch suddenly.
**ઝોંસવું,** (સ. ક્રિ.) અનિચ્છાએ કે ગુસ્સે થઈને આપવું; to give unwillingly or angrily: (૨) જોરથી મૂકવું, પટકવું, to put forcefully, to strike violently.
**ઝોંસો,** (પું.) ધક્કો, હડસેલો; a push.

## ઞ-ૅ

**ઞ-ૅ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો દસમો વ્યંજન, હાલમાં ગુજરાતીમા આ અક્ષરનો સ્વતંત્ર રીતે ઉપયોગ થતો નથી પરંતુ અનુસ્વાર જ વપરાય છે; the tenth consonant of the Gujarati alphabet; presently, this letter is not used independently, but the nasal sound is used instead.

## ટ

**ટ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો અગિયારમો વ્યંજન; the eleventh consonant of the Gujarati alphabet.
**ટકટક,** (અ.) એવા સતત અવાજથી; with such non-stop sound: (૨) સ્થિર દૃષ્ટિથી, ટગરટગર (જોવું તે); with a fixed gaze or look: (૩) (સ્ત્રી.) કંટાળાજનક બકવાટ; tedious prattle or grumble: (૪) ટકટક અવાજ; such tickling sound: **ટકટકાટ,** (પું.) **ટકટકારો,** (પું.) ટકટક; **ટકટકિયું,** (વિ.) કંટાળાજનક બકવાટ કરવાની ટેવવાળું; prattling, tediously talkative.

**ટકવું**, (સ. ક્રિ.) લાંબા સમય સુધી અસ્તિત્વમાં રહેવું; to survive, to endure: (૨) નભવું; to last: (૩) ચાલુ રહેવું; to continue: (૪) અમુક સ્થળે લાંબા સમય સુધી રહેવું; to stay or remain at a place for a long time.

**ટકાઉ**, (વિ.) લાંબા સમય સુધી કામગીરી આપે કે ટકે એવું; durable, lasting: (૨) મજબૂત, સત્ત્વવાળું, strong, powerful, pithy.

**ટકાવ**, (પું.) ટકાઉપણું, મજબૂતાઈ; durability, strength.

**ટકાવારી**, (સ્ત્રી.) એક સોના અમુક ભાગનું પ્રમાણ, ટકાના ધોરણે ગણતરી; percentage.

**ટકો**, (પું.) ત્રણ પૈસાનું એકમ; a unit of three pice: (૨) રૂપિયો; a rupee: (૩) નાણું, દોલત, money, wealth: (૪) ટકાવારી; percentage.

**ટકો**, (પું.) જુઓ **ટકકો**.

**ટકોર**, (સ્ત્રી.) ધ્યાન ખેંચવું તે, સૂચના, ઇશારો, a drawing of attention, suggestion, a signal: (૨) ચેતવણી; warning: (૩) વ્યંગાત્મક ટીકા; a satirical remark.

**ટકોરવું**, (સ. ક્રિ.) ટકોરો મારવો; to give a light blow: (૨) સૂચના કરવી; to suggest: (૩) ચેતવણી આપવી; to warn.

**ટકોરી**, (સ્ત્રી.) જુઓ **ટકોર**: (૨) નાનો ટકોરો; a small bell: **ટકોરો**, (પું.) જુઓ **ટકોર**. (૨) ચેતવણી, સૂચના; a warning, a suggestion: (૩) એક પ્રકારનો ઘંટ, a kind of bell: (૪) એનો અવાજ; its sound.

**ટક્કર**, (સ્ત્રી.) ઉગ્ર પ્રહાર, ઠોકર, અથડામણ; a powerful stroke, a collision: (૨) પ્રતિકાર, સામનો; resistance

**ટકકો(ટકો)**, (પું.) બધા વાળ કઢાવી નાંખ્યા હોય એવું બોડું માથું; a completely shaven head.

**ટગરટગર, ટગરમગર**, (અ.) સ્થિર દષ્ટિથી, એકીટશે; with a fixed gaze or look.

**ટગુમગુ**, (વિ.) ડગમગ, ડોલતું; shaking, oscillating: (૨) અસ્થિર; unsteady: (૩) અચકાતું; hesitating: (૪) (અ.) અસ્થિરતાથી વારંવાર અચકાતું હોય એ રીતે; unsteadily and hesitatingly.

**ટચ**, (વિ.) ઉચ્ચ પ્રકારનું; of the best quality: (૨) (પું.) સોનાની ગુણવત્તાનો આંક; the unit of quality of gold.

**ટચ**, (અ.) એવા અવાજથી; with such sound: (૨) તરતજ, તાબડતોબ; at once.

**ટચકાવવું**, (સ. ક્રિ.) ઝટકો મારીને કાપવું; to cut with a stroke.

**ટચકિયું**, (ન.) કેડનું અક્કડ થઈ જવું અર્થાત્ રહી જવું તે; lumbago.

**ટચકો**, (પું.) પ્રહાર, ઘા; a stroke: (૨) કાપવા કે ઘાયલ કરવા માટેનો ઉગ્ર પ્રહાર, ઝટકો; a sharp blow for cutting or wounding: (૩) એનો અવાજ; its sound: (૪) ટોણો, મહેણું; a taunt.

**ટચલી**, (વિ.) **ટચલી આંગળી**, (સ્ત્રી.) સૌથી નાની, છેલ્લી આંગળી; the smallest, last finger.

**ટચાક**, (વિ.) મિથ્યાભિમાની, શેખીખોર, vain, boastful: (૨) છીછરા મનનું; shallow minded.

**ટચાક**, (અ.) એવા અવાજથી; with such sound: **ટચાકિયો, ટચાકો**, (પું.) ટચાક અવાજ કરીને શરીરના હાડકાનો સાંધો જરા શિથિલ કરવો તે; the loosening of a bone-joint with such sound.

**ટચૂકડું**, (વિ.) અત્યંત નાનું; very small: (૨) નાજુક; tiny.

**ટટવું**, (ન.) ટટ્ટુ; a pony: (૨) ખચ્ચર; (a mule)

**ટટળવું**, (અ. ક્રિ.) જુઓ **ટળવળવું**.

**ટટાર, ટટ્ટાર**, (વિ.) તદ્દન ઊભું; erect: (૨) અક્કડ; stiff.

**ટટ્ટી**, (સ્ત્રી.) વીરણવાળાની સળીઓનો બનાવેલો ઠંડક માટેનો પડદો; *a curtain made of thin chips of a fragrant plant used for relief from heat:*

(૨) વાંસની ચીપોનો પડદો; a curtain of bamboo chips: (૩) સંડાસ; latrine.
**ટટ્ટુ,** (પું) (ન.) નાના કદનું ઠીંગણું ઘોડું; a pony: (૨) નબળું ઘોડું: a lean horse.
**ટડકાવવું.** (સ. ક્રિ.) સખત ઠપકો આપવો, ધમકાવવું; to rebuke severely.
**ટડપડ,** (સ્ત્રી) **ટડપડાટ,** (પું.) પોકળ ધમકી; a hollow threat: (૨) બડાઈ, શેખી, boasting.
**ટણકો,** (પું.) ડોળ; empty airs: (૨) રીસ ચડવી–ખોટું લાગવું તે; the act of being displeased because of being offended.
**ટણપું,** (વિ.) ગમાર, મૂર્ખ; block-headed, stupid: (૨) જડ, મંદબુદ્ધિ; dull, slow-witted.
**ટનટન,** (અ.) એવા (ઘંટ વગેરેના) અવાજથી; with such sound (of a bell, etc.).
**ટપ,** (અ.) ઝટપટ; quickly, abruptly.
**ટપકટપક,** (અ) ટીપાં પડતાં હોય, ટપકતું હોય એમ; drippingly.
**ટપકવું,** (અ. ક્રિ.) ટીપે ટીપે પડવું; to drip: (૨) ચૂવું; to ooze.
**ટપકાવવું,** (સ. ક્રિ.) ટીપાં પાડવાં; to cause to fall in drops: (૨) ટપકે એમ કરવું; to cause to drip: (૩) નોંધ કરી લેવી; to note down: (૪) ટૂંકાણમાં લખવું; to write down briefly: (૫) નકલ લખવી; to copy out.
**ટપકિયું,** (ન.) ઓચિંતું, તાત્કાલિક મૃત્યુ; sudden immediate death' (૨) ટપકું;
**ટપકી,**(સ્ત્રી.)જુઓ **ટીલડી** (a mark, a dot)
**ટપકું,** (ન.) ટીપું, a drop' (૨) નાનુ ચિહ્ન, બિંદુ; a small mark, a dot.
**ટપકો,** (પું) જન્મકુંડળી; a horoscope
**ટપ ટપ,** (અ.) ઝટપટ; at once, abruptly: (૨) (સ્ત્રી.) કંટાળાજનક બકવાટ; tedious grumbling or prattle.
**ટપટપિયું,** (વિ.) બકવાટ કરવાની ટેવવાળું; grumbling, prattling: (૨) (ન.) અસ્ત્રો સજવાનો ચામડાનો પટો; a razor-strop.
**ટપટપી,** (સ્ત્રી.) જુઓ **ટપટપિયું.**
**ટપલી,** (સ્ત્રી.) આગળીથી કરેલો હળવો પ્રહાર; a light stroke with a finger: (૨) હળવી થપાટ; a light slap.
**ટપલું,** (ન.) કુંભારનું ટીપવાનું ઓજાર, a potter's wooden instrument for shaping by striking.
**ટપલો,** (પું.) જોરદાર ટપલી; a hard slap, a hard stroke with the palm or a finger: (૨) જુઓ **ટપલું.**
**ટપવું,** (સ. ક્રિ.) કૂદીને પાર કરવું; to cross over by jumping: (૨) કૂદી જવું; to jump over: (૩) થી ચડિયાતા થવું, to excel, to surpass.
**ટપોટપ,** (અ) એક પછી એક અને ઝડપથી; one by one and abruptly.
**ટપાટપી,** (સ્ત્રી.) ઉગ્ર બોલાચાલી; a hot exchange of words, an altercation: (૨) ઘોઘાટયુક્ત કજિયો; a noisy quarrel.
**ટપારવું,** (સ. ક્રિ.) ટીપવું, મારવું; to strike, to beat: (૨) વારંવાર ધ્યાન ખેંચવું કે ચેતવણી આપવી; to draw attention or warn repeatedly.
**ટપાલ,** (સ્ત્રી.) 'પોસ્ટ', ડાક; post, mail' (૨) ટપાલ દ્વારા મોકલેલ વસ્તુ, પત્ર, વગેરે; an article sent by post, a letter, etc.: **ટપાલી,** (પું.) ટપાલ વહેચનાર માણસ; a postman.
**ટપૂસ ટપૂસ,** (અ) મંદ ગતિથી; slowly. (૨) ઘસડાતાં, ઘસડાતાં; draggingly' (૩) આળસથી, અચકાતાં અચકાતા, idly, haltingly.
**ટપૂસિયાં,** (ન.બ.વ.) જીર્ણ, ફાટેલાં પગરખાં કે જોડા; worn out, torn shoes. (૨) વાધરી (દોરી) વિનાના ખુલતાં પગરખાં, સપાટ; slippers, loose stringless shoes: (૩) અનાજ ઊપણતા સૂપડાને મરાતા ટપલા; strokes on the winnowing fan while winnowing corn.
**ટપૂસિયું,** (વિ.) મંદ ગતિથી અને ઘસડાતું

જવું; moving slowly and draggingly.

**ટપેરવું**, (સ. ક્રિ.) જુઓ **ટપારવું**.

**ટપોટપ**, (અ.) જુઓ **ટપાટપ**.

**ટપ્પો**, (પું.) અમુક લંબાઈનો ગાળો; a range, an extent: (૨) પ્રવાસ; a travel: (૩) મજલનો વિસામો; a halting stage during a travel, a station: (૪) અંતર; distance: (૫) ગપાટો, અફવા; a rumour: (૬) સંગીતનો એક પ્રકાર; a special mode in music: (૭) બળદ કે ઘોડાગાડી; a bullock or horse hackney carriage.

**ટબકિયું**, (ન.) જુઓ **ટપકિયું**.

**ટબૂકડું**, (વિ.) તદ્દન નાનું; very small: (૨) નાજુક; tiny.

**ટબૂકલું**, (ન.) ઠંડું હવામાન, ઠંડી, ટાઢોડું; cold weather. [water-pot.]

**ટબૂડી**, (સ્ત્રી.) નાનો લોટો, લોટી; a small

**ટમકવું**, (અ. ક્રિ.) ઝાંખો, ધીમો પ્રકાશ આપવો; to emit dim, slow light.

**ટમટમ**, (સ્ત્રી.) (ન.) ઉત્તર પ્રદેશની એક પ્રકારની ઘોડાગાડી; a kind of horse-carriage of the Uttar Pradesh.

**ટમટમવું**, (અ. ક્રિ.) પડી ભાંગવાની અણી પર હોવું; to be on the verge of breaking down: (૨) આતુરતાપૂર્વક ઇચ્છવું; to hope for eagerly.

**ટમેટું**, (ન.) **ટમેટો**, (પું.) શાક તરીકે વપરાતું ખાટુંમીઠું ફળ; a tomato.

**ટલ્લો**, (પું.) આઘાત, ધક્કો; a shock of collision, etc., a push: (૨) આંટો, ફેરો; a trip, a turn: (૩) જુઓ **ટકો**.

**ટવળવું**, (અ. ક્રિ.) જુઓ **ટળવળવું**.

**ટશ**, (સ્ત્રી.) સ્થિર દૃષ્ટિ, મીટ; a fixed look: **એકીટશે**, (અ.) મીટ માંડીને; with a fixed look.

**ટશર**, (સ્ત્રી.) જુઓ **ટસર**:(૨)જુઓ **ટશિયો**.

**ટશિયો**, (પું.) ઉઝરડાથી ચામડી પર પડતી લોહીની રેખા; a line of blood on the skin caused by a bruise.

**ટસ**, (સ્ત્રી.) જુઓ **ટશ**, **ટસ ટસ**, (અ.) એકીટશે; with a fixed look.

**ટસટસવું**, (અ. ક્રિ.) (કપડાં વગેરે) વધારે પડતું તંગ કે ચપોચપ હોવાથી ફાટવાની અણી પર હોવું; to be on the point of being torn because of tightness.

**ટસર** (**ટશર**), (સ્ત્રી.) એક પ્રકારનું રેશમ; a kind of silk: (૨) એનું કપડું: a garment made of it.

**ટહુકારો**, (પું.) ઊંહકારો, વ્યથાનો ઉદ્ગાર; a cry of pain or affliction.

**ટહુકો**, (પું.) **ટહુકાર**, (પું.) પક્ષીનો રમ્ય અવાજ; the pleasant sound of a bird's cooing: (૨) ટહુકા જેવો લાંબો સાદ; a long, loud, pleasant call: (૩) વાત કહેનારને ઉત્તેજન આપવા માટેનો સંમતિદર્શક ઉદ્ગાર; a mild pronunciation suggesting assent with a view to encouraging the speaker.

**ટહેલ**, (સ્ત્રી.) ભટકતા જાચકની પોતાની અમુક ઇચ્છા પૂરી કરવા માટેની જાહેરાત; a declaration of a roaming mendicant to satisfy his specific desire: (૨) અમુક કામગીરી માટેના આંટાફેરા; the act of going on errands: (૩) કોઈનું અમુક બાબત પર વારંવાર ધ્યાન ખેંચવું તે; the act of drawing one's attention repeatedly to a certain matter: **-વું**. (અ. ક્રિ.) આંટા મારવા; to loiter: (૨) (જાચકે) ટહેલ નાખવી; (of a mendicant) to roam and entreat people to satisfy a specific desire: **ટહેલિયો**, (પું.) એવો જાચક; such a mendicant.

**ટળવળવું** (**ટવળવું**, **ટટળવું**), (અ. ક્રિ.) ઝંખવું, ઝૂરવું; to pine for: (૨) કલ્પાંત કરવું; to wail: (૩) વ્યથાથી ક્ષીણ થવું; to be worn out by affliction: (૪) વલખાં, ફાંફાં મારવાં; to strive vainly.

**ટળવળાટ**, (પું.) ટળવળવું તે; a pining or wailing, etc.: (૨) જુઓ **ટળવળવું**.

**ટળવું**, (અ ક્રિ.) હઠવું, દૂર થવું, ખસવું; to pass away, to pass off, to be removed: (૨) અંત આવવો; to end: (૩) (તિરસ્કારમાં) મરવું, (indignantly) to die: (૪) અદૃશ્ય કે પસાર થવું; to disappear, to elapse.

**ટંક**, (પું.) છાપવાળો સિક્કો; an impressed coin: (૨) દૈનિક ક્રિયાનો નક્કી સમય; a fixed time for a daily or routine work: (૩) જુઓ **ટાંક.**

**ટંકણખાર**, (પું.) એક પ્રકારનો ક્ષાર; borax.

**ટંકશાળ**, (સ્ત્રી.) ચલણી સિક્કા બનાવવાનું કારખાનું; a mint.

**ટંકામણ**, (ન.) **ટંકામણી**, (સ્ત્રી.) ટાંકવાનું મહેનતાણું; wages or charges for chiselling.

**ટંકાર, ટંકારવ**, (પું.) ધનુષ્યની પણછનો અવાજ, the sound of a bow-string.

**ટંકારો**, (પું.) ટાંકવાનું કામ કરનાર; a chiseller, a carver, a stitcher, etc.

**ટંગ, ટંગડી**, (સ્ત્રી.) જુઓ **ટાંગો.**

**ટંટાખોર**, (વિ.) કજિયાખોર; quarrelsome, pugnacious.

**ટંટો**, (પું.) તકરાર, કજિયો; a quarrel, a row: (૨) વાંધો; a dispute.

**ટંડેલ**, (પું.) વહાણનો સુકાની; a ship's helmsman: (૨) કર્ણધાર, સુકાની, a helmsman: (૩) ઊંચું, લાંબુ માણસ; a tall person.

**ટાચકો**, (પું.) જુઓ **ટચાકિયો, ટચાકો,** (૨) પારણે લટકાવવાનું એક પ્રકારનું રમકડું; a kind of toy to be hung over a cradle: (૩) રીસ ચઢવી તે; anger caused by an insult or offence.

**ટાટ**, (પું.) મોટી છીછરી થાળી, a large shallow dish: (૨) (અ.) નખશીખ, તદ્દન, સાવ, downright, quite, absolutely.

**ટાટ**, (વિ.) કસોકસ, સજ્જડ; tight: (૨) તલ્લીન, ચકચૂર; totally engrossed in, totally intoxicated.

**ટાટ**, (ન.) શણનું કાપડ; canvas, gunny cloth canvas.

**ટાટવું**, (ન.) જુઓ **ટટ્ટ.**

**ટાટિયું**, (ન.) ટાટનો ટુકડો; a piece of

**ટાટું**, (ન.) વાંસની ચીપોનાં સાદડી, પડદો, ભીંત, વગેરે; a mat, curtain or wall made of bamboo chips: (૨) એવું ઝૂંપડું; a bamboo hut: (૩) જુઓ **ટટ્ટ.**

**ટાઢ**, (સ્ત્રી.) ઠંડી; cold, low temperature weather: **ટાઢક**, (સ્ત્રી.) ઠંડક; coolness, coldness: (૩) શાંતિ, નિરાંત, સંતોષ, નિશ્ચિતપણું; ease, gratification, satisfaction, freedom from worries: **—તડકો**, (પું.) ચડતીપડતી, સુખ દુખ; prosperity and adversity, ups and downs.

**ટાઢું**, (વિ.) ઠંડું, શીતળ; cold, cool: (૨) વાસી; stale: (૩) મંદ, ધીમું; dull, slow: (૪) શાંતચિત્તવાળું; cool-minded.

**ટાઢોડું**, (ન.) અત્યંત ઠંડું હવામાન કે વાતાવરણ (સતત વરસાદ વગેરેથી); extremely cold weather or atmosphere (because of non-stop rains).

**ટાણું** (ન.) પ્રસંગ, અવસર, an occasion: (૨) સંધિ, યોગ્ય સમય, a juncture, a proper time. (૩) માંગલિક પ્રસંગ; an auspicious occasion.

**ટાપટીપ**, (સ્ત્રી.) વ્યવસ્થા; orderliness: (૨) સુઘડતા; tidiness. (૩) બાહ્ય ભપકો; external pomp: (૪) મરામત; repairs: (૫) પોશાક, રીતભાત વગેરે માટેની વધારે પડતી ચીવટ, too much care about dress, manners, etc.: **ટાપટીપિયું**, (વિ.) એવી ટેવોવાળું, having such habits: (૨) ફેશનપરસ્ત, વરણાગિયું; fashionable, foppish

**ટાપલી**, (સ્ત્રી.) જુઓ **ટપલી.**

**ટાપશી, ટાપસી**, (સ્ત્રી.) શ્રોતાનો સંમતિસૂચક ઉદ્‌ગાર, હાજીયો; a listener's frequent assent to a speech.

**ટાપુ**, (પું.) બેટ, દ્વીપ; an island

**ટાપો, ટાપુવો**, (પું.) રોટલો; a loaf.

**ટાભાટેભા,** (પું. બ. વ.) જુઓ **થાગડ-થીગડ:** (૨) જખમ વગેરેના ટાંકા; stitches of wounds, etc.: **ટાભાટેભી,** (સ્ત્રી.) એવું કામ; such work.
**ટાયડી,** (સ્ત્રી.) માદા ટટ્ટુ; a female pony: **ટાયડું,** (ન.) **ટાયડો,** (પું.) ટટ્ટુ; a pony.
**ટાયલું,** (ન.) મૂર્ખાઈભરી આપવડાઈ કે દોઢ-ડહાપણની વાત; a foolish boastful speech, a foolish speech tinged with over-wisdom.
**ટારડી,** (સ્ત્રી.) જુઓ **ટાયડી.**
**ટાલ,** (સ્ત્રી.) માથાપર વાળ ન ઉગવાનો રોગ, તાલ; baldness:–**કી,** (સ્ત્રી.) જુઓ **તાલ. તાલકી, –કું,** (ન.) જુઓ **(તાલ) તાલકું.**
**ટાળવું,** (સ. ક્રિ.) નિવારવું; to avert: (૨) દૂર કરવું, 'થી મુક્ત થવું'; to remove, to get rid of: (૩) ખાળવું; to prevent: (૪) અસ્વીકાર કરવો; to reject.
**ટાળો,** (પું.) નિવારણ માટેની, બચવા માટેની યુક્તિ કે ખોટું વચન; a scheme or wrong promise for evasion.
**ટાંક,** (પું.) શેર–રતલ–નો ૭૨મો ભાગ; unit of weight equal to seventy-second part of a seer (pound)· (૨) મોતી તોળવાનું વજનનું એક પ્રમાણ, a unit of weight for weighing pearls.
**ટાંક,** (સ્ત્રી.) કલમનો લખવા માટેનો અલગ અણીદાર ભાગ; a nib of a penholder: (૨) કલમ વગેરેનું અણિયું; a nib.
**ટાંકણી,** (સ્ત્રી.) કાગળ વગેરે જોડવાની ધાતુની પાતળી સળી, a pin: (૨) વારંવાર દોષ કાઢવા કે ટોકવું તે; frequent fault-finding or blaming: (૩) સુતારનું ઓજાર, carpenter's tool.
**ટાંકણું,** (ન.) ટાંકવાનું ઓજાર; a chisel: (૨) અવસર, પ્રસંગ: an occasion: (૩) માંગલિક પ્રસંગ; auspicious occasion.
**ટાંકવું,** (સ. ક્રિ) કોતરવું, ટાંકણાથી ઘડવું; to carve, to chisel: (૨) સીવવું, ટાંકા ભરવા, to sew, to stitch: (૩) (ટાંકણી વગેરેથી) સાથે જોડવું, to attach with, to append: (૪) નોંધ કરવી; to note down: (૫) કે અવતરણ આપવાં; to quote.
**ટાંકાબારી,** (સ્ત્રી.) બચવાનાં માર્ગ કે સાધન; a way or means of escape.
**ટાંકી,** (સ્ત્રી.) પાણી કે પ્રવાહી રાખવાનો ધાતુનો કે ચોબંધ કોઠો; a cistern, a tank, a reservoir: (૨) ટાંકવાની ક્રિયા; the act of chiselling· (૩) ઉપદંશ જેવો એક વ્યાધિ; a venereal disease.
**ટાંકું,** (ન.) વરસાદનું પાણી સંઘરી રાખવા માટેનો ભૂગર્ભ ચોબંધ કોઠો; an underground, masonry reservoir or tank: (૨) મોટો ગોખલો; a big recess in a wall.
**ટાંકો,** (પું.) બખિયો, નાનું સીવણકામ; a stitch, a small sewing work.
**ટાંગ,** (સ્ત્રી) પગ; the leg.
**ટાંગવું,** (સ. ક્રિ.) લટકાવવું, ટિંગાડવું; to hang, to suspend.
**ટાંગાટોળી,** (સ્ત્રી.) હાથપગના છેડા પકડી લટકાવવું તે; hanging by holding the ends of the hands and legs.
**ટાંગાતોડ,** (સ્ત્રી.) કંટાળાજનક અને પરિશ્રમ-યુક્ત રખડપટ્ટીની કામગીરી; the work involving tedious and laborious errands.
**ટાંગો,** (પું.) જુઓ **ટાંગ.**
**ટાંગો,** (પું.) નાની ઘોડાગાડી; a small horse-carriage.
**ટાંચ,** (સ્ત્રી.) જપ્તી; an attachment, a confiscation· (૨) કલમની ટાંકનો કાપ; the cut of a nib: (૩) ઓચિંતો પ્રહાર, ઝટકો; a sudden blow, a jerk: (૪) ખોટ, ઘટ, તંગી; loss, shortage, scarcity.
**ટાંચણ,** (ન.) ટૂંકી નોંધ; a short note or entry· (૨) અવતરણ; a quotation.
**ટાંચણી,** (સ્ત્રી.) કાગળ વગેરે જોડવાની ધાતુની પાતળી સળી: a pin.
**ટાંચવું,** (સ. ક્રિ.) સીવવું, ટાંકા મારવા; to sew, to stitch: (૨) ઘોંચવું, ખોસવું; to thrust: (૩) કાપીને ટૂંકું કરવું; to

shorten by cutting: (૪) કરકસર કરવી; to economise.

**ટાંચું,** (વિ.) ઘટતું, ખૂટતું, ઓછું; deficient, less than required, wanting: (૨) (ન.) ઊણપ, ખોટ, ઘટ; deficiency, shortage: (૩) તંગી; want.

**ટાંટિયો,** (પું.) ટાંગ; the leg.

**ટાંડું,** (ન.) વણજાર, પોઠ; a caravan: (૨) ટોળું, ટોળકી; a crowd, a gang: (૩) ધાડું, ઝુંડ; a horde.

**ટાંડો,** (પું.) બળદ; an ox.

**ટાંપ,** (સ્ત્રી.) (ન.) (વ્યાકરણ) વિરામ ચિહ્ન; (grammar) a punctuation mark: (૨) પૂર્ણવિરામ; a full point.

**ટાંપવું,** (સ. ક્રિ.) લાગ જોવો; to wait eagerly for an opportunity: (૨) આતુરતાપૂર્વક તપાસ કે અપેક્ષા રાખવી; to watch or wait eagerly (૨) આતુરતાપૂર્વક તાકી રહેવું; to aim at eagerly.

**ટાંપું,** (ન.) મુલાકાતે જવું તે; the act of visiting: (૨) આંટો, ફેરો; an errand: **–ટૈયું,** (ન.) આંટાફેરાની કામગીરી; the work of going on errands.

**ટિકાયત,** (વિ.) ધાર્મિક ગાદી કે રાજ્યનું વારસદાર; entitled to succeed a religious throne or a crown: (૨) સૌથી મોટું, પાટવી; eldest (૩) (પું.) એવી વ્યક્તિ, પાટવી કુંવર, વગેરે; such a person, a crown prince, etc.

**ટિકિટ,** (સ્ત્રી.) સામાન્ય વ્યવહાર, પ્રવાસ, પ્રવેશ, વગેરે માટેનાં અધિકૃત રજાચિઠ્ઠી કે પરવાનો; a ticket

**ટિકકડ,** (પું.) જુઓ તિકકડ.

**ટિકડી,** (સ્ત્રી.) ફતેહ, સફળતા; success: (૨) લાગવગ; influence: (૩) હિત, લાભ; interest, advantage (૪) ભલામણ; recommendation: (૫) જુઓ **ટીલડી.**

**ટિકકો,** (પું.) મોટો ચાંદલો; a large auspicious mark on the forehead: (૨) હાથનો અંગૂઠો ઊંચો કરી તોછડાઈથી ના પાડવી તે, ઠિંગો, ડામ; a blunt refusal by raising the thumb.

**ટિચાવું,** (અ. ક્રિ.) અફળાવું, કુટાવું; to be collided, to be crushed or hammered: (૨) નકામો પરિશ્રમ કરવો કે આંટાફેરા ખાવા; to labour or run errands vainly

**ટિટિભ, ટિટ્ટિભ,** (પું.) **ટિટિભી, ટિટ્ટિભિ,** (સ્ત્રી.) જુઓ **ટિટોડી (ટિટોડો).**

**ટિટિયાણ,** (સ્ત્રી.) ઘોંઘાટ, કકળાટ; rowdism. uproar: (૨) કજિયો, કંકાસ; quarrel, discord.

**ટિટોડી,** (સ્ત્રી.) એક પ્રકારનું પક્ષી; a kind of bird, a female lapwing: **ટિટોડો,** (પું.) એ પક્ષીનો નર; a male lapwing.

**ટિન,** (ન.) એક પ્રકારની ધાતુ, કલાઈ; tin: (૨) એ ધાતુનું વાસણ; a tinpot: **–પાટ,** (ન.) a tinpot (૨) તુચ્છ, બડાઈખોર માણસ, an insignificant boastful person: **–પાટિયું,** (વિ.) બડાઈખોર અને તુચ્છ; boastful and insignificant (૨) નકામું, તકલાદી; useless, frail

**ટિપાઉ,** (વિ.) વળી કે વાળી શકાય એવું, ટીપીને આકાર આપી શકાય એવું; malleable.

**ટિપ્પણ,** (ન.) **ટિપ્પણી, ટિપ્પની,** (સ્ત્રી.) સમજૂતી માટેની ટૂંકી નોંધ, ટીકા, ભાષ્ય; a commentary, a short explanatory note: (૨) ટૂંકી નોંધ; a short note

**ટિલાયત,** (વિ.) (પું.) જુઓ **ટિકાયત.**

**ટિંગાડવું, ટિંગાવવું,** (સ. ક્રિ.) લટકાવવું, ટાગવું; to hang, to suspend.

**ટિંબરવો,** (પુ.) એક પ્રકારનું ઝાડ જેનાં પાન બીડી બનાવવામાં વપરાય છે, a kind of tree the leaves of which are used in making "beedies": **ટિંબરવું,** (ન.) એનું ફળ; its fruit.

**ટિંબરું,** (ન.) જુઓ **ટિંબરવો.**

**ટિંબો,** (પું.) ટેકરો; a large hill

**ટીકડી,** (સ્ત્રી.) દવા વગેરેની નાની ચકતી, ગોટી; a tablet of medicine, etc

**ટીકવું,** (સ. ક્રિ.) એકીટશે જોવું; to look or gaze fixedly.

**ટીકા**, (સ્ત્રી) જુઓ **ટિપ્પણ**,(૨) સમાલોચના; a critical survey or estimate: (૩) નિંદા, બદનક્ષી; slander: **–કાર**, (પું.) સમાલોચક, વિવેચક; a critic, a commentator: **–ખોર**, (વિ.) દોષ કાઢવાની કે નિંદા કરવાની ટેવવાળુ; having the habit of fault-finding or slandering.

**ટીકી**, (સ્ત્રી.) નાનો ચાંદલો; a small auspicious mark of a pigment on the forehead: (૨) સોના કે રૂપાની ચકતી; a small flat disc of gold or silver: (૩) બારીક કે સ્થિર નજર; a minute or fixed gaze.

**ટીકો**, (પું.) જુઓ **ટિક્કો**.

**ટીખળ**, (ન.) ઠઠ્ઠો, મશ્કરી, મજાક; humorous jest or joke: **ટીખળી**, (વિ.) મશ્કરી કરવાની ટેવવાળું; jocular.

**ટિચકું**, (વિ.) ઠિંગણું; dwarfish: (૨) અતિશય નાનું; very small: (૩) (ન.) નાકનું ટેરવું; the point of the nose.

**ટીચવું**, (સ. ક્રિ.) ટીપવું, ઘડવું; to strike, to shape by striking, to forge: (૨) છૂંદવું, સપાટ કરવું; to crush, to make flat.

**ટીપ**, (સ્ત્રી.) યાદી, નોંધ; a list, a short note or entry: (૨) પાનાંને છેડે લખેલી યાદી: a footnote: (૩) ધ્યાન ખેંચવા માટેનો (ખાસ કરીને ઉઘરાણી માટેનો) પત્ર; a reminder: (૪) કેદની સજા; a sentence of imprisonment.

**ટીપકી**, (સ્ત્રી.) જુઓ **ટીલડી**.

**ટીપણી**, (સ્ત્રી.) ટીપવું, ઠોકવું તે; a hammering or beating: (૨) ઘડવું તે; a forging.

**ટીપવું**, (સ. ક્રિ.) મારવું, પ્રહાર કરવો, ઠોકવું; to strike, to hit, to beat: (૨) હથોડા વડે ઠોકવું; to hammer: (૩) ઘડવું; to forge (૪) સપાટ કરવું: to make flat: (૫) વારંવાર ભારપૂર્વક કહેવું; to reemphasize repeatedly.

**ટીપું**, (ન.) બિંદુ, પ્રવાહીનું ટપકું; a drop.

**ટીમણ**, (ન.) નાસ્તો, શિરામણ; breakfast: (૨) ભાતું; tiffin.

**ટીમરુ**, (ન.) જુઓ **ટિંબરવો**.

**ટીલડી**, (સ્ત્રી.) નાનો ચાંદલો; a small mark of pigment on the forehead: (૨) સોનાની કે રૂપાની કપાળે ચોડવાની ચકતી; a small gold or silver disc to be stuck on the forehead: (૩) ટીલડી જેવી કોઈ પણ વસ્તુ; anything like a flat small ornamental disc.

**ટીલવું**, (વિ.) ટીલાવાળું; having a mark on the forehead: (૨) (ન.) બ્રાહ્મણ; a Brahmin.

**ટીલવો**, (પું.) **ટિલિયો**, (પું.) કપાળે કુદરતી ટીલાવાળું જાનવર; an animal with a natural mark on its forehead: (૨) ઢોંગી બ્રાહ્મણ કે પુરોહિત; a hypocritical Brahmin or priest.

**ટીલી**,(સ્ત્રી.) જુઓ **ટીલડી**: (૨) લાંછન, કલંક; a blemish, a blot of disgrace

**ટીશી, ટીસી**, (સ્ત્રી.) અંકુર, કૂંપળ; blossom, a tender shoot of a plant: (૨) અણીવાળી કળી; a pointed bud: (૩) બડાઈ, શેખી; a boasting.

**ટીહો**, (પું) **ઠિંગો**, જુઓ **ટિક્કો**.

**ટીંગાટોળી**, (સ્ત્રી.) જુઓ **ટાંગાટોળી**

**ટીંગાડવું, ટિંગાવવું**, (સ. ક્રિ.) જુઓ **ટિંગાડવું**.

**ટીંગાવું**, (અ. ક્રિ.) લટકાવું; to be dangled or suspended, to hang

**ટીંડોરું**, (ન.) શાક તરીકે વપરાતું ફળ; a fruit used as a vegetable

**ટીંબરવો**,(પું.)**ટીંબરવું**,(ન.)જુઓ**ટિંબરવો**.

**ટીંબો**, (પું.) જુઓ **ટિંબો**.

**ટુકડી**, (સ્ત્રી.) ટોળી; a group, a party: (૨) ટોળકી; a gang: (૩) લશ્કરી ટુકડી; a military division. morsel.

**ટુકડો**,(પું.) કકડો, a piece, a fragment: (૨) ખોરાકનો કકડો; a morsel

**ટુક્કલ**, (પું) મોટો પતંગ, a large kite (of paper).

**ટુચકો,** (પું.) મનોરંજક વાત કે વિધાન; a witty, humorous story or statement: (૨) મેલીવિદ્યાના પ્રયોગ કે મંત્ર; a spell, charm or process of black art: (૩) સંકેત, ઇશારો; a hint.
**ટુવાલ,** (પું.) અંગૂછો. a towel.
**ટુવાવું,** (અ. ક્રિ.) (કાપડ, વગેરે) જીવાતથી ખવાઈ જવું; (of cloth) to be eaten away or damaged by insects.
**ટુહૂક, ટુહૂકાર,** (પું.) જુઓ **ટહુકો.**
**ટુંબો,** (પું.) મહેણું, ટોણો; a taunt.
**ટૂક,** (સ્ત્રી.) શિખર, ટોચ; a peak or top: (૨) કાવ્યની કડી; a stanza.
**ટૂટલું,** (વિ.) હાથની ખોડવાળું, ઠૂંઠું; having crippled hands
**ટૂમણ,** (ન.) કણક બાંધતાં એમાં ભેળવાતાં ઘી અથવા તેલનું મોણ; ghee or oil added to flour while kneading it.
**ટૂવો,** (પું.) ખાડો; a pit: (૨) ગોખો; a depression or hollow (in a metallic vessel, etc.): (૩) બિંદુ, ટપકું; a drop: (૪) મહેણું, ટોણો; a taunt: (૫) ખેતરમાંથી પક્ષીઓ ઉડાડી મૂકવા માટેની બૂમ; a shout to scare away birds from a field: (૬) એક પ્રકારનું કાપડ, વગેરે કોરી ખાતું જીવડું; a kind of insect that eats away clothes, etc.: (૭) ચૂંટલો, ચીમટી; a pinching.
**ટૂંક,** (સ્ત્રી.) સ્વમાનની ભાવના; the sentiment of self-respect.
**ટૂંક,** (સ્ત્રી.) કાવ્યની કડી, a stanza.
**ટૂંક, ટૂંકડું,**(વિ.) ટૂંકું, short, abridged: (૨) નાનું; small: **ટૂંકમાં,** (અ.) સારાંશે, થોડામાં, briefly: **ટૂંકાક્ષરી,** (સ્ત્રી.) લઘુલિપિ, shorthand: **ટૂંકાણ,** (ન.) સંક્ષેપ, સારાંશ; abridgment, summary: (૨) ટૂંકું હોવું કે કરવું તે; the act or state of being abridged.
**ટૂંકાવવું,** (સ. ક્રિ.) ટૂંકું કરવું, to shorten, to abridge: **ટૂંકું,** (વિ.) સંક્ષિપ્ત; abridged, shortened: (૨) નાનું; small: **ટૂંકુંટચ,** (વિ.) ઘણું ટૂંકું પરંતુ સચોટ; very short but effective.
**ટૂંટમૂંટ,** (વિ.) ભાંગેલું; broken: (૨) છિન્નભિન્ન; shattered.
**ટૂંટિયું,** (ન.) અંગો સંકોચીને પડચા રહેવું કે સૂવું તે; the act of sleeping or lying down with limbs curled up.
**ટૂંપણ,** (ન.) નીંદણ; removal of useless grass, shrubs, etc.: (૨) મૂલોચ્છેદ; an uprooting: (૩) ગૂંદવું-મસળવું તે; a kneading: (૪) જુઓ **ટૂમણ.**
**ટૂંપણું,** (ન.) ટૂંપવાની ક્રિયા; an uprooting, kneading, etc.: (૨) ટૂંપવાનું ઓજાર, a tool for removing useless grass, uprooting, etc.
**ટૂંપવું,** (સ. ક્રિ.) મૂલોચ્છેદ કરવો; to uproot: (૨) ઘોંચવું; to prick, to thrust: (૩) કાલામાંથી કપાસ ચૂંટવો; to remove cotton and seeds from its pod: (૪) ગદડવું, કસળવું, to knead: (૫) મહેણું મારીને શરમિંદું કરવું; to make ashamed by taunting.
**ટૂંપામણ,** (ન.) ટૂંપવાની ક્રિયા, the act of removing useless grass, kneading, uprooting, etc.: (૨) એનું મહેનતાણું; wages for such work.
**ટૂંપો,** (પું.) ગળું દબાવીને-ગૂંગળાવીને મારી નાંખવું તે, a strangling or throttling: (૨) ફાંસો, a strangling noose round the throat: (૩) હેડિયો, ગળાની ઘાંટી; the bone in the throat.
**ટૂંબો,** (પું.) ટોણો, મહેણું, a taunt.
**ટેક,** (સ્ત્રી.) સ્વમાનની ભાવના; the sentiment of self-respect: (૨) પ્રતિજ્ઞા, પણ, નિશ્ચય; a vow, a pledge, a determination: (૩) પરિણામ, મહત્ત્વ; result, consequence: (૪) શાખ, પ્રતિષ્ઠા; dignity, reputation: (૫) ટેકો, ટેકણ; a prop, a support: (૬) ગીત કે કાવ્યનું ધ્રુવપદ; main repeating line (the burden) of a poem or a song.

part: (૩) ટોણો, મહેણું; a taunt: (૪) ભોંકવું; a pricking, a thrust.

**ટોચવું**, (સ. ક્રિ.) ભોંકવું; to prick, to thrust: (૨) જુઓ **ટોકવું**.

**ટોચો**, (પું.) ગોદો; a goad, a piercing: (૨) ગોદાનો જખમ; a wound created by a goad: (૩) મહેણું, ટોણો; a taunt.

**ટોટી**, (સ્ત્રી.) ખોળી જેવી કોઈ પણ વસ્તુ; anything like a case or a cap: (૨) એક પ્રકારનું કાનનું ઘરેણું; a kind of ear-ring.

**ટોટો**, (પું.) મોટી ટોટી; જુઓ **ટોટી**, (૨) હૈડિયો, ગળાની ઘાંટી; the bone in the throat: (૩) મોટો ફટાકડો; a big cracker (of firework).

**ટોડર**, (પું.) એક પ્રકારનો સુગંધી છોડ; a kind of fragrant plant: (૨) એની મંજરી, કળીઓના ઝૂમખાવાળી ડાળી; its branch with bunches of buds: (૩) ફૂલનો ગોટો; a bunch of flowers.

**ટોડલો**, (પું.) જુઓ **ટોલ્લો**.

**ટોડો**, (પું.) એક પ્રકારનું પગનું વજનદાર ઘરેણું, સાંકળું, તોડો; a kind of heavy anklet: (૨) બંદૂક, તોપ, વગેરે ફોડવાની વાટ; the wick for firing a gun, etc.: (૩) મિનારો; a tower, a minaret: (૪) ભાગોળ; the outskirt of a village, etc.: (૫) મોરચો, આગળનો ભાગ; a front: (૬) પ્રવેશદ્વાર; an entrance: (૭) જુઓ **ટોલ્લો**.

**ટોણ, ટોણું**, (ન.) **ટોણો**, (પું.) મહેણું, મર્મવચન; a taunt, a sarcastic remark: (૨) જંતરમંતર, મેલીવિદ્યાનો પ્રયોગ; a spell or charm, a process of black art

**ટોપ**, (પું.) સૈનિકની ધાતુની ટોપી; શિરસ્ત્રાણ; a helmet: (૨) મોટું તપેલું; a big metallic vessel: (૩) મોટી છત્રી; a big umbrella: (૪) જલાભેદ્ય ટોપી; a water-proof cap: (૫) ફૂગ, બિલાડીનો ટોપ; a fungus.

**ટોપચું**, (ન.) ટોપો, મોટી ટોપી; a hat: (૨) ટોપો પહેરનારો, યૂરોપીઅન (વ્યંગમાં); (satirically) a European

**ટોપરાપાક**, (પું.) જુઓ **કોપરાપાક**.

**ટોપરું**, (ન.) જુઓ **કોપરું**.

**ટોપલી**, (સ્ત્રી.) વાંસ, નેતર, વગેરેનું પહોળા મોઢાવાળું પાત્ર; a broad-mouthed bamboo or cane basket: **ટોપલો**, (પું.) મોટી ટોપલી; a big such basket: (૩) બોજો, જવાબદારી; burden, responsibility.

**ટોપી**, (સ્ત્રી.) એક પ્રકારનો માથાનો પોશાક; a cap, a hat: **–વાળો**, (પું.) યૂરોપીઅન, ગોરો; a European, a white-skinned man: (૨) (વ્યંગમાં) સાધુ, વેરાગી; (satirically) a mendicant, a recluse.

**ટોપો**, (પુ.) મોટી ટોપી; a hat: (૨) માથાનું કવચ; a helmet.

**ટોયલી**, (સ્ત્રી.) જુઓ **ટબૂડી**.

**ટોયલું**, (ન.) પહોળા મોઢાવાળું ઘી, તેલ, વગેરે ભરવાનું વાસણ; a broad-mouthed vessel for keeping ghee, oil, etc.

**ટોયું**, (ન.) એક પ્રકારનું અનાજનું માપ; a kind of measure for grains.

**ટોયો**, (પું.) મોટા અવાજ કરીને ખેતરમાંથી પક્ષીઓને ભગાડનાર; the man who scares birds away from fields by making loud sounds.

**ટોલ**, (પું.) નાકાવેરો; a toll (tax): (૨) નાકાવેરો ઉઘરાવવાનું થાણું કે નાકું; a toll-gate.

**ટોલકું**, (ન.) બોડું માથું; completely shaven head: (૨) જુઓ **તાલકું**.

**ટોલું**, (ન.) **ટોલો**, (પું.) જુઓ **ટોલકું**.

**ટોલો**, (પું.) મોટી જૂ; a big louse.

**ટોલ્લો (ટોડલો)**, (પું.) બારણાંના-ચોકઠાનાં બહાર પડતા બે છેડામાંનો એક; one of the projecting, wooden upper ends of the frame of a door: (૨) વિલંબમાં નાંખવા માટેનો ખોટો વાયદો; the act of giving a wrong date

as a delaying tactic. (૩) રમતગમતમાં દંડા, મોઈ, વગેરેને ઉછાળવા માટેનો ફટકો; in games, a stroke with a bat, etc. to bump the ball, etc.: (૪) ઉછાળવું તે; a bumping

**ટોવાવું**, (અ. ક્રિ.) વગોવાવું કે નિંદાનો ભોગ બનવું; to be exposed to slander or back-biting.

**ટોવું**, (સ. ક્રિ.) હાકોટા કરીને ખેતરમાંથી પક્ષીઓને ભગાડવાં; to scare away birds from a field by loud shouts: (૨) ટીપે ટીપે રેડવું; to pour in drops.

**ટોળ**, (પું.) (સ્રી.) ઠઠ્ઠો, મશ્કરી, રમૂજ; a jesting or joking, a fun.

**ટોળકી**, (સ્રી.) જુઓ **ટોળી**: (૨) ખરાબ વ્યક્તિઓનું જૂથ; a gang, a band of bad persons.

**ટોળટપ્પો**, (પું.) **ટોળટીખળ**, (ન.) **ટોળબાજી**, (સ્રી.) જુઓ **ટોળ**.

**ટોળાશાહી**, (સ્રી.) કોઈ ટોળકી કે જૂથની ગુંડાગીરી; gangsterism.

**ટોળિયો**, (પું.) મશ્કરો; a wag, a jester: (૨) વિદૂષક, રંગલો, a clown.

**ટોળી**, (વિ.) ઠઠ્ઠાબાજ, મશ્કરું; jocular.

**ટોળી**, (સ્રી.) જૂથ, સમુદાય; a group, a congregation:(૨)મંડળી; an assembly.

**ટોળું**, (ન.) જૂથ, સમુદાય; a group or congregation: (૨) અવ્યવસ્થિત સમુદાય; a crowd

**ટોચ**, (સ્રી.) પ્રહારથી પડેલો ખાડો; a hollow caused by a stroke: (૨) ફાચર; a wedge: (૩) ટોણો, મહેણું; a taunt: (૫) ઠપકો; a blaming or scolding.

**ટોચણું**, (ન.) ટાંકવાનું ઓજાર; a chisel.

**ટોચવું**, (સ. ક્રિ.) જુઓ **ટોચવું**.

**ટૌકાર, ટૌકારવ, ટૌકો**, (પું.) જુઓ **ટહુકાર**.

## ઠ

**ઠ**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો બારમો વ્યંજન; the twelfth consonant of the Gujarati alphabet.

**ઠકઠક**, (અ.) હથોડા વગેરેના પ્રહારના અવાજની જેમ; in the manner of the sound of a hammer stroke.

**ઠકરાઈ**, (સ્રી.) ઠાકોરનાં પદ કે મોભો; the title or dignity of a petty ruler: (૨) મોટાઈ, શેઠાઈ; dignity, lordship: **ઠકરાણાં**, (ન.બ.વ.) માનાર્થે **ઠકરાણી**.(સ્રી.) ઠાકોરની પત્ની, the wife of a petty ruler: **ઠકરાણો**, (પું.) ઠાકોર; a petty-ruler: (૨) મોટો ગરાસદાર; a big landlord: **ઠકરાત**, (સ્રી.) ઠકરાઈ. **ઠકરાણાં**, (ન. બ. વ.) ઠકરાણું: **ઠકરાણું**, (ન.) ઠાકોરનાં જમીન કે નાનું રાજ્ય; the estate or small state of a petty-ruler.

**ઠગ**, (વિ.) (પું.) ઠગનારું (માણસ); a cheat or deceiver: (૨) ઘાતક લૂંટારો; a killer robber: (૩) એ નામની એક લુંટારુ જાતનો માણસ; a member of a robber community so named.

**ઠગવું**, (સ. ક્રિ.) દગલબાજીથી છેતરવું, ધૂતવું; to cheat fraudulently, to deceive.

**ઠગાઈ**, (સ્રી.) દગલબાજીથી છેતરવું તે; a fraudulent cheating: (૨) પ્રપંચ, દગલબાજી; artfulness, fraud, cunning.

**ઠગારું**, (વિ.) દગલબાજીથી છેતરે એવું, દગલબાજ; deceitful, fraudulent:(૨) ભ્રામક, છેતરામણું; illusive, deceptive.

**ઠચરું**, (વિ.) અત્યંત વૃદ્ધ અને ક્ષીણ; very old and infirm.

**ઠચૂક, ઠચૂકઠચૂક**, (અ.) મંદ અને અચકાતી ગતિથી; with slow and halting motion.

**ઠચ્ચર**, (વિ.) જુઓ **ઠચરું**.

**ઠઠ**, (સ્ત્રી.) ભારે ગિરદી કે ભીડ; dense crowd or congregation.

**ઠઠમઠ, ઠઠવેઠ**, (સ્રી.) ખિદમત, સેવાચાકરી; the work of attending on: (૨) પરોણાગત; hospitality: (૩) સંભાળ; care-taking.

**ઠઠળવું**, (અ. ક્રિ.) (દાણા. વગેરે) ખૂબ બાફવા છતાં કઠણ રહેવું; (of grains)

to remain hard or semi-cooked even though boiled much: (૨) નબળું પડવું, ખખળી જવું, to weaken, to be worn out.
**ઠઠાડવું**, (સ. ક્રિ.) પ્રહાર કરવો; to strike, to give a blow. (૨) ઘુસાડવું; to push in, to thrust.
**ઠઠારવું**, (સ. ક્રિ.) ઠાઠમાઠ કરવો, ખૂબ આડંબર કરવો,ભપકાદાર બનાવવું;to adorn too much, to make pompish.
**ઠઠારો**, (પું.) જુઓ **ઠાઠમાઠ**
**ઠઠોરી, ઠઠોળી**, (સ્ત્રી.) જુઓ **ઠઠ્ઠો.**
**ઠઠ્ઠાખોર**, (વિ.) જુઓ **ટીખળી.**
**ઠઠ્ઠાબાજી, ઠઠ્ઠામશ્કરી**, (સ્ત્રી.) જુઓ **ટોળટીખળ.**
**ઠઠ્ઠો**, (પું.) મશ્કરી; a jest or joke: (૨) રમૂજ, ગમ્મત; a fun.
**ઠણક**, (અ.) રણકારથી; with a ringing or tinkling sound: (૨) (સ્ત્રી.) રણકાર; a tinkling sound: (૩) ઝાંઝરનો અવાજ થાય એવી ચાલ; a gait with the tinkling sounds of ringing anklets: **ઠણકવું**, (અ. ક્રિ.) રણકાર થવો; to jingle, to tinkle: **ઠણકારો, ઠણકો**, (પું.) ઠણક; a jingling sound: (૨) ઠંડીની ધ્રુજારી, a shivering because of cold.
**ઠણઠણ**, (અ.) ખાલી વાસણો અથડાવાથી થાય એવા અવાજથી, with the hollow sound caused by collision of empty vessels: (૨) (સ્ત્રી.) એવો અવાજ; such hollow sound: **-પાક**, (પું.) માર; a beating: **-પાળ, -ગોપાળ**, (પું.) બેહાલ માણસ, મુફલિસ; a pauper: **-વું**, (અ. ક્રિ.) ઠણઠણ અવાજ થવો, to clank: **ઠણઠણાટ**, (પું.) ઠણઠણ અવાજ; a clank.
**ઠપ**, (અ.) એવા બોદા અવાજથી; with such dull sound: **ઠપકવું**, (અ. ક્રિ.) બોદો અવાજ કરવો, થવો; to make a dull sound, to thud: (૨) અચકાતાં અચકાતાં ચાલવું; to walk haltingly: (૩) પછડાવું, ઠોકર ખાવી; to be struck against.
**ઠપકાર**, (પું.) બોદો અવાજ, a dull sound, a thud.
**ઠપકારવું**, (સ. ક્રિ.) બોદો અવાજ કરવો; to make a dull sound, to thud: (૨) મારવું, પ્રહાર કરવો; to beat, to strike: (૩) ઠપકો આપવો; to scold.
**ઠપકાવું**, (અ. ક્રિ.) પછડાવું; to be struck against.
**ઠપકો**, (પું.) ધમકાવવું કે વઢવું તે; a scolding, rebuking or repremanding: (૨) ઠપકાનાં વેણ, words of rebuke:(૨)ઠધરસ, cough:(૩)ઉધરસનો અવાજ; sound of coughing: (૪) બોદો અવાજ; a dull sound, a thud.
**ઠબ**, (અ.) જુઓ **ઠપ. -કવું**, (અ. ક્રિ.) જુઓ **ઠપકવું: -કાર**, (પું.) જુઓ **ઠપકાર -કારવું**, (સ. ક્રિ.) જુઓ **ઠપકારવું.**
**ઠમક**, (સ્ત્રી.) ચાલવાની આકર્ષક છટા, a graceful gait: **-ઠમક**, (અ.) આકર્ષક ચાલથી; with a graceful gait: (૨) વરણાગીવેડાથી; foppishly: **-વું**, (અ. ક્રિ.) આકર્ષક છટાથી, તાલબદ્ધ પગલાં માંડીને ચાલવું; to walk with a graceful gait and with rhythmic steps.
**ઠમકારો, ઠમકો**, (પું.) પગલાનો તાલબદ્ધ અવાજ; rhythmic sound of steps: (૨) ઝાંઝર વગેરેનો અવાજ; the jingling sound of anklets: (૩) લટકો, a graceful attitude of the body.
**ઠમઠમ**, (અ.) રણકારથી; with a jingling sound.
**ઠમઠમવું**, (અ. ક્રિ.) રણકાર કરવો, થવો; to jingle, to tinkle: **ઠમઠમાટ**, (પું.) રણકાર; a jingle: (૨) આડંબર, પોકળ ભપકો, hollow pomp: (૩) વરણાગી; foppishness.
**ઠરડ**, (સ્ત્રી.) વક્રતા, વાંકાપણું, bent, curve: (૨) બુઠ્ઠાપણું; bluntness: (૩) થકાવટ, થાક; tireness, exhaustion: (૪) શેખી,

મિજાજ; vanity, haughtiness: -વું, (સ. ક્રિ.) બૂઠું કરવું; to blunt: (૨) વળ દઈને ગૂંથવું, વળ દેવો; to knit by twisting, to twist: ઠરડાટ, (પું.) જુઓ ઠરડ, ઠરડાવું, (અ. ક્રિ.) બુઠું થવું; to be blunted: (૨) વાંકું વળવું; to bend: (૩) રિસાવું; to take offence.

**ઠરવું**, (અ. ક્રિ.) નક્કી થવું, નિર્ણય થવો; to be fixed or decided: (૨) સ્થિર થવું; to stabilise: (૩) તળિયે બેસવું, જામવું; to sink to the bottom, to be desposited: (૪) ઠંડીથી ઘટ્ટ થવું; to freeze and become solidified: (૫) ઠંડી સહન કરવી; to suffer cold: (૬) ઓલવાવું, બુઝાવું; to be extinguished: (૭) સંતોષ કે તૃપ્તિ થવાં; to be satisfied or satiated: (૮) ચિંતામુક્ત થવું; to become free from anxieties: (૯) ઠરાવ થવો; to be resolved.

**ઠરાવ**, (પું.) દરખાસ્ત, પ્રસ્તાવ; a proposal, a resolution: (૨) નિર્ણય, નિશ્ચય; a decision, a determination: (૩) પતાવટ, તોડ, સમજૂતી; a settlement, an agreement: (૪) ચુકાદો; an award.

**ઠરાવવું**, (સ. ક્રિ.) નિર્ણય કરવો; નક્કી કરવું; to decide, to fix: (૨) પતાવટ કે સમજૂતી કરવાં; to settle, to agree: (૩) પ્રસ્તાવ માન્ય રાખવો; to resolve.

**ઠરીઠામ**, (અ.) મૂળ કે અસલ કાયમી ઠેકાણે; at an original or permanent place or position: (૨) નિશ્ચિંતપણે, નિરાંતે; at ease, comfortably.

**ઠરેલ**, (વિ.) શાંત ચિત્તવાળું; cool-minded: (૨) ડાહ્યું, શાણું; wise, discreet.

**ઠલવવું**, (સ. ક્રિ.) જુઓ ઠાલવવું.

**ઠલવાવું**, (અ. ક્રિ.) ખાલી થવું; to be emptied.

**ઠસ**, (વિ.) ઠાંસીને ભરેલું; filled very closely or tightly: (૨) અક્કડ, સજ્જડ; close, tight: (૩) અટકી પડેલું, ક્ષમતારહિત; out of order, powerless: (૪) આશ્ચર્યચકિત, દિગ્મૂઢ; amazed, stunned: (૫) (અ.) ઠાંસીને; closely.

**ઠસક, ઠસકો**, (પું.) જુઓ ઠસ્સો.

**ઠસવું**, (અ. ક્રિ.) માન્ય રાખવું, વાત ગળે કે મનમાં ઉતરવી; to accept, to confirm.

**ઠસાવવું**, (સ. ક્રિ.) માન્ય રખાવવું, કોઈના મનમાં ઊતારવું; to cause to accept or confirm, to impress on someone's mind, to cause to understand properly.

**ઠસોઠસ**, (અ.) ઠાંસીને; closely, tightly.

**ઠસ્સો**, (પું.) મિજાજ, રોફ; haughtiness: (૨) આકર્ષક અદા, લટકો; graceful attitude of the body: (૩) આકર્ષક હાવભાવ કે વર્તન; graceful mien: **ઠસ્સાદાર**, (વિ.) ઠસ્સાવાળું; pompish, graceful, dignified.

**ઠળિયો**, (પું.) ફળનું કઠણ બીજ; the stone of a fruit

**ઠંઠેરવું**, (સ. ક્રિ.) જોરથી હલાવવું; to shake vigorously. (૨) સખત ઠપકો આપવો; to rebuke or scold sternly.

**ઠંઠોરવું**, (સ. ક્રિ.) સખત માર મારવો; to beat severely: (૨) છેતરવું; to cheat.

**ઠંડ**, (સ્ત્રી.) જુઓ ઠંડી.

**ઠંડક**, (સ્ત્રી.) જુઓ ઠંડી: (૨) શાંતિ, નિરાંત, નિશ્ચિંતપણું; ease, tranquility, freedom from worries: (૩) ઠંડું પીણું વગેરે; a cold-drink, etc: **ઠંડકિયું**, (વિ.) ઠંડક આપે એવું; cooling, refreshing: (૨) ઠંડું પીણું વગેરે; a cold-drink, etc.

**ઠંડાઈ, ઠંડાશ**, (સ્ત્રી.) શીતળતા; coldness, coolness: (૨) ઠંડાપણું, મંદતા, સુસ્તી, આળસ: dullness, lethargy.

**ઠંડી**, (સ્ત્રી.) ઠંડું હવામાન, ટાઢ; cold weather: (૨) શીતળતા; coldness, coolness·(૩)શરદી; cold(as a disease).

**ઠંડું**, (વિ.) ટાઢું, શીતળ; cold, cool: (૨) ઠંડક આપે એવું; cooling, refre-

shing: (૩) મંદ, સુસ્ત, આળસુ; slow, dull, lethargic: (૪) શાંતચિત્ત, લાગણી-પ્રધાન નહિ એવું; cool-minded, unemotional.

**ઠંડુંગાર,** (વિ.) ઠંડીથી થીજી ગયેલું; frozen: (૨) શક્તિ કે જુસ્સા વિનાનું; powerless, spiritless: (૩) પરાજિત અને ભોંઠું પડેલું; defeated and crestfallen.

**ઠાકરડો,** (પું.) જુઓ ઠાકોર: (૨) એ નામની એક પછાત જાતનો પુરુષ; a man of a backward tribe so named.

**ઠાકરી,** (સ્ત્રી.) જુઓ ઠકરાઈ.

**ઠાકોર,** (પું.) નાનો રાજા, ગરાસદાર; a petty ruler, a landlord: (૨) જુઓ ઠાકોરજી: (૩) જુઓ ઠાકરડો.

**ઠાકોરજી,** (પું.) વિષ્ણુની કે ઇષ્ટદેવની મૂર્તિ; an idol of Lord Vishnu or of a deity.

**ઠાગાઠૈયા,** (પું. બ. વ.) વિલંબનીતિથી સમય બગાડવો તે; the act of wasting time by delaying tactics.

**ઠાગું,** (ન.) જુઓ ઠાંગું.

**ઠાઠ,** (પું.) ભપકો, શણગાર, શોભા; pomp, ornamentation, splendour: (૨) આડંબર; outward decoration or pomp: **–માઠ,** (પું.) ઠાઠ.

**ઠાઠડી,** (સ્ત્રી.) નનામી: a funeral bier.

**ઠાઠિયું,** (વિ.) જૂનું અને જીર્ણ; old and worn out, dilapidated: (૨) (ન.) એવું વાહન; such a vehicle.

**ઠાઠું,** (ન.) હાડપિંજર, શરીરનું કાઠું; a skeleton: (૨) ચોકઠું; a frame-work: (૩) (ન. બ. વ.) છાતી અને થાપાનાં હાડકાં; the bones of the chest and the hips: (૪) જૂની અને જીર્ણ વસ્તુ; an old and worn out thing: (૫) ગાડાનો પાછલો ભાગ; the hinder part of a cart: (૬) જીર્ણ ઢાલ; a dilapidated shield.

**ઠાડો,** (સ્ત્રી.) સેવાચાકરી, ખિદમત; the work of attending on.

**ઠાણ,** (ન.) સ્થાન, ઠામ; a place, a locality: (૨) તબેલો; a stable: (૩) ઘોડીનો ઋતુકાળ; the menstruation period of a mare: (૪) સ્વભાવ, પ્રકૃતિ; nature, temperament: (૫) નખરાંબાજી, હાવભાવ; coquetry: (૬) વર્તન, ચાલ; mien: **ઠાણ આપવું,** ઘોડાઘોડીનો સંભોગ યોજવો; to arrange a sexual intercourse between a horse and a mare.

**ઠાણિયો,** (પું.) તબેલાનો રખેવાળ, રાવત; a syce: (૨) પ્રજનન માટેનો ઊંચી ઓલાદનો ઘોડો, a breeding horse of high pedigree.

**ઠામ,** (ન.) રહેવાનું ઠેકાણું; a residential place: (૨) જગા, સ્થાન; a place, a locality: (૩) આસન; a seat: (૪) વાસણ; a pot, a vessel.

**ઠામકું, ઠામૂકું,** (અ.) તદ્દન, સંપૂર્ણ રીતે, સાવ; quite, totally, entirely.

**ઠામણું,** (ન.) વાસણ; a pot, a vessel.

**ઠામેઠામ, ઠામોઠામ,** (અ.) દરેક જગ્યાએ, ઠેરઠેર; everywhere.

**ઠાર,** (પું.) (ન.) ઝાકળ, ઓસ; dew: (૨) હિમ; frost: (૩) અતિશય ઠંડી; severe cold: (૪) જગા, સ્થાન; a place, a locality: (૫) (અ.) પ્રાણઘાતક રીતે: fatally: (૬) સંપૂર્ણ રીતે; outright.

**ઠારક,** (વિ.) ઠંડક આપે એવું; cooling: (૨) રાહત કે સંતોષ આપે એવું; relieving or gratifying: (૩) શાંતિદાયક; pacifying: (૪) (સ્ત્રી.) ટાઢક, ઠંડક; coolness: (૫) નિરાંત, સંતોષ; ease, freedom from worries, gratification.

**ઠારવું,** (સ ક્રિ.) ઠંડું કરવું, ઠરે એમ કરવું; to cool, to freeze: (૨) ઓલવવું: to extinguish: (૩) શાંત પાડવું; to pacify: (૪) તૃપ્ત કરવું, સંતોષવું; to gratify., to satiate.

**ઠાલવવું,** (સ ક્રિ.) ખાલી કરવું; to empty.

**ઠાલિયું,** (ન.) કપાસ કાઢી લીધેલું ખાલી કાલું; an emptied cotton pod.

**ઠાલું**, (વિ.) ખાલી: empty: (૨) નવરું, કામધંધા વિનાનું, બેકાર; disengaged, unemployed: (૩) મુક્ત, બંધનરહિત; free, free from bondage: (૪) ખુલ્લું; open: (૫) (અ.) વિના કારણ, નાહક, ફોગટ; without any cause or purpose, unnecessarily. [quite empty.
**ઠાલુંઠમ, ઠાલુંમાલું**, (વિ.) તદ્દન ખાલી;
**ઠાવકાઈ**, (સ્ત્રી.) **ઠાવકાપણું**, (ન.) ઠાવકું હોવું તે, ગાંભીર્ય, ડહાપણ: seriousness, wisdom, discreetness.
**ઠાવકું**, (વિ.) ગંભીર, serious: (૨) શાંતચિત્ત, cool-minded' (૩) ચતુર, ડાહ્યું; discreet, sagacious: (૪) વિવેકી; polite.
**ઠાંગરું, ઠાંગલું**, (ન.) ભોજન માટેની થાળી; a dinner-plate. [ption, fraud.
**ઠાંગું (ઠાગું)**, (ન.) છળકપટ, દગો; dece-
**ઠાંસ**, (સ્ત્રી.) વણાટની ઘટ્ટતા; compactness of texture: (૨) બડાઈ; શેખી; bragging: (૩) પોકળ ધમકી; an empty threat: (૪) વરણાગી; foppishness' (૫) સૂકી ઉધરસ, dry cough.
**ઠાંસવું**, (સ. ક્રિ.) ખીચોખીચ ભરવું; to fill closely: (૨) અકરાંતિયાની જેમ ખાવું; to eat voraciously. (૩) મનથી ગ્રહણ કરવું, આકલન કરવું; to grasp: (૪) (અ. ક્રિ.) ઉધરસ ખાવી; to cough: **ઠાંસી**, (સ્ત્રી.) સૂકી ઉધરસ; dry cough: **ઠાંસો**, (પુ.) **ઠાંસી**, (સ્ત્રી.) મુક્કો, a fist-blow.
**ઠિઠિયારી, ઠિસિયારી**, (સ્ત્રી.) જુઓ **ઠઠોરી.**
**ઠિંગજી, ઠિંગુશી**, (વિ.) (પુ.) ઠીંગણું માણસ, વામન, a dwarf
**ઠીક**, (વિ.) અનુકૂળ, યોગ્ય; suitable, proper: (૨) સારું, good: (૩) બંધબેસતું; fitting: (૪) સામાન્ય, સાધારણ; ordinary: (૫) (અ.) ભલે, વારુ; very well, all right: **–ઠાક**, (અ.) વ્યવસ્થિત, યોગ્ય રીતે ગોઠવેલું; orderly, properly arranged.
**ઠીકરી**, (સ્ત્રી.) નાનું ઠીકરું: **ઠીકરું**, (ન.) માટીના વાસણનો ટુકડો; a fragment of an earthen vessel: (૨) માટીનું વાસણ; an earthen vessel.
**ઠીઠિયું**, (વિ.) જીર્ણ અને ભાંગ્યુંતૂટ્યું; worn out and dilapidated: (૨) એવું ઘર; a dilapidated house.
**ઠીઠું**, (ન.) જીર્ણ અને ભાંગીતૂટી વસ્તુ; a dilapidated thing.
**ઠીબ**, (સ્ત્રી.) ભાંગેલા માટીના ઘડા, વગેરેનો તળિયાનો ભાગ; the bottom-part of an earthen pot. [vessel.
**ઠીબું**, (ન.) માટીનું વાસણ; an earthen
**ઠીંકરી**, (સ્ત્રી.) **ઠીંકરું**, (ન.) જુઓ **ઠીકરી.**
**ઠીંગણું**, (વિ.) વામન; dwarfish.
**ઠીંગરાવું**, (અ. ક્રિ.) ભારે ઠંડી સહન કરવી; to suffer heavy cold. (૨) ઠરી જવું; to be frozen: (૩) ઠરીને ઘટ્ટ થવું; to congeal: (૪) કુંઠિત થવું, વિકાસ કે વૃદ્ધિ અટકી પડવાં; to be stunted.
**ઠીંગાઠોળી**, (સ્ત્રી.) જુઓ **ટોળ, ટોળટપ્પો.**
**ઠુંગો**, (પું.) જુઓ **ઠૂંગણ.**
**ઠૂઠવાવું**, (અ. ક્રિ.) ભારે ઠંડીથી હેરાન થવું; to be troubled by heavy cold: (૨) ઠંડીથી અક્કડ થવું; to become stiff because of cold.
**ઠૂઠવો**, (પું.) વિલાપ કરતાં ઓચિંતાં મોટેથી રડી પડવું તે; a sudden loud cry of lamentation.
**ઠૂમરી**, (સ્ત્રી.) સંગીતની એક વિશિષ્ટ પદ્ધતિ; a particular mode in music.
**ઠૂશ, ઠૂસ**, (સ્ત્રી.) ભારે મારથી હાડકાં નરમ પડવાં તે; the softening of bones caused by heavy beating: (૨) શારીરિક થકાવટ; physical exhaustion: (૩) બોદો અવાજ; a dull sound: (૪) (વિ.) સત્ત્વહીન; stuffless: (૫) નકામું, નિર્બળ; useless, weak. [a taunt.
**ઠૂસકું**, (ન.) જુઓ **ઠૂઠવો**: (૨) મહેણું, ટોણો;
**ઠૂંગણ**, (ન.) **ઠૂંગણી**, (સ્ત્રી.) અફીણ વગેરે

માદક પદાર્થો લીધા પછીનો નાસ્તો; breakfast after taking a narcotic like opium, etc

**ઠૂગવું**, (સ. ક્રિ.) અકરાંતિયાની જેમ ખાવું; to eat voraciously: (૨) માદક પદાર્થ લીધા પછી નાસ્તો કરવો; to have a breakfast after taking a narcotic.

**ઠૂંગાપાણી**, (ન. બ. વ.) જુઓ **ઠૂંગણુ**.

**ઠૂંગાર, ઠૂંગો**, (પુ.) જુઓ **ઠૂંગણુ**.

**ઠૂઠવાવું**, (અ. ક્રિ) જુઓ **ઠૂઠવાવું**.

**ઠૂંઠૂં**, (વિ.) ઈજા કે રોગથી નકામા બનેલા હાથવાળું; having crippled hand: (૨) ચીમળાઈ ગયેલા ઝાડનું થડ; the stump of a tree: (૩) બીડી વગેરેનો નકામો છેવટનો ભાગ; a stump (of a cigarette, etc.)

**ઠૂંશ, ઠૂંસ**, (સ્ત્રી.) મિથ્યાભિમાન; vain, pride, vanity.

**ઠૂંસલો, ઠૂંસો**, (પું.) જુઓ **ઠોંસો**.

**ઠેકડી**, (સ્ત્રી.) ઉપહાસ; mockery: (૨) મશ્કરી, a jest, a joke

**ઠેકઠકાણુ**, (અ.) જુઓ **ઠેરઠેર**.

**ઠેકડો**, (પું.) કૂદકો, છલંગ; a jump, a leap.

**ઠેકવું**, (સ. ક્રિ.) કૂદકો મારી ઓળંગવું; to jump or leap over or cross

**ઠેકાણું**, (ન.) સ્થાન, સ્થળ; a place, a locality: (૨) રહેવાની જગા; a dwelling, an abode: (૩) પત્ર વગેરેનું સરનામું; an address: (૪) વ્યવસાય માટેની જગા; a business place or house: (૫) ચોક્કસ સ્થિતિ કે ધોરણ; a fixed state or standard: (૬) ઢબ, રીત; mode, method: (૭) વ્યવસ્થા; management: (૮) સ્થિરતા; stability.

**ઠેકાણે**, (અ.) ને બદલે, ની અવેજીમાં; in stead of.

**ઠેકેદાર**, (પું.) ઇજારદાર; a contractor, a monopolist.

**ઠેકો**, (પું.) (સંગીતમા) તબલાનો તાલ; a rhythmic stroke on a drum-like musical instrument.

**ઠેઠ**, (અ.) અંત, પહોંચવાના સ્થળ અથવા સમાપ્તિ સુધી; upto the end, destination or conclusion.

**ઠેઠનું**, (વિ.) અંત કે છેવટ સુધીનું; final, conclusive: (૨) ધૂર્ત, પાકું; deceitful, ingenious: (૩) હોશિયાર, નિષ્ણાત; clever, expert: (૪) અઠંગ, downright.

**ઠેબું**, (ન.) જુઓ **ઠોકર**.

**ઠેર**, (અ.) ખરી કે યોગ્ય જગાએ; in the right or proper place: (૨) મૂળ પરિસ્થિતિમાં; in the original state.

**ઠેરઠેર**, (અ.) ઠામેઠામ, જ્યાં ત્યાં; everywhere, at any place.

**ઠેરવવું**, (સ. ક્રિ.) જુઓ **ઠરાવવું**. (૨) સ્થિર કરવું; to stabilise: (૩) અટકાવવું, રોકવું; to stop, to prevent

**ઠેરાવવું**, (સ. ક્રિ.) જુઓ **ઠરાવવું**.

**ઠેલણગાડી**, (સ્ત્રી.) ચાલણગાડી, બાબાગાડી; a wheel-barrow, a child's push-cart or vehicle.

**ઠેલવું**, (સ. ક્રિ.) ધકેલવું, હડસેલવું; to push forward: (૨) વિલંબ કરાવવો, ઢીલમાં નાખવું; to procrastinate, to delay.

**ઠેલંઠેલ, ઠેલંઠેલા, ઠેલાઠેલ**, (સ્ત્રી.) વારંવાર જેમતેમ ધકેલવું તે; the act of haphazard and repeated pushing.

**ઠેલો**, (પું.) હડસેલો; a push: (૨) હાથે ખેંચવાની ગાડી; a hand vehicle

**ઠેશ (ઠેસ)**, (સ્ત્રી.) જુઓ **ઠોકર**· (૨) હળવી લાત; a light kick: (૩) અટકણ, અવરોધ, ઉલાળી; a bolt, an impediment: (૪) નાની ફાચર, a small wedge **ઠેશી,-ઠેસી**, (સ્ત્રી) ઉલાળી, a bolt: (૨) ફાચર; a wedge: **ઠેસણિયું**, (ન.) ઠેલવા માટેની કોઈ પણ વસ્તુ anything used for pushing forward: (૨) અટકણ, an impediment, a bolt: (૩) નાની ફાચર; a small wedge.

**ઠેસવું**, (સ. ક્રિ.) લાત કે ઠોકર મારવા; to kick, to push forward· (૨) (ન.) લાત; a kick.

**ઠે**, (વિ) (અ.) દિગ્મૂઢ, છક; stunned, astonished: (૨) અતિશય તૃપ્ત, highly

satiated: (૩) લોથપોથ, ટે; weakened because of excessive strain.

**ઠોક**, (પું.) (સ્ત્રી.) પ્રહાર, મુક્કો; a stroke, a fist-blow: (૨) મહેણું, ટોણો; a taunt: (૩) ઠપકો; a rebuke, a scolding.

**ઠોકર**, (સ્ત્રી.) ચાલતાં પગનું કોઈ વસ્તુ સાથે અફળાવું તે; the striking of the foot against something while walking: (૨) લથડિયું; a stumbling: (૩) ખોટ, નુકસાન; loss, damage: (૪) બોધપાઠ, ધડો; a lesson, a moral.

**ઠોકરાવું**, (અ. ક્રિ.) ઠોકર કે લથડિયું ખાવું; to stumble: (૨) બોધપાઠ મળવો; to learn a lesson or moral.

**ઠોકવું**, (સ. ક્રિ.) અફાળવું; to beat or strike against: (૨) મારવું, પ્રહાર કરવો, to beat, to strike: (૩) હથોડા વગેરેથી ટીપવું; to hammer: (૪) ગપ મારવી, અફવા ફેલાવવી; to rumour: (૫) અકરાંતિયાની જેમ ખાવું; to eat voraciously: (૬) કોઈ ક્રિયા સચોટતાથી કરવી; to do anything effectively: (૭) ઊભું કરવું, બાંધવું, બેસાડવું, to erect, to build, to fix.

**ઠોકંઠોકા**, (સ્ત્રી) સતત પ્રહાર કરવો તે; the act of striking or hammering repeatedly: (૨) મારામારી, ગરબડ; a row: (૩) ઢંગધડા વિનાની કામગીરી; a haphazard performance.

**ઠોકાટવું**, (સ. ક્રિ) જોરથી ટીપવું કે પ્રહાર કરવો; to strike or hammer vigorously.

**ઠોકાઠોક**, (સ્ત્રી.) જુઓ **ઠોકંઠોકા**.

**ઠોઠ**, (વિ.) મંદબુદ્ધિ, કમઅક્કલ, slow-witted, stupid.

**ઠોઠિયું**, (વિ.) (ન.) જુઓ **ઠાઠિયું**.

**ઠોઠું**, (ન) જુઓ **ઠીઠું**.

**ઠોબરું**, **ઠોબલું**, (વિ.) બેડોળ, કદરૂપું; misshaped, ugly: (૨) (ન.) ધાતુનું કે માટીનું બેડોળ અને જીર્ણ વાસણ; a misshaped and worn out metallic or earthen pot.

**ઠોયો**, (પું.) ઠૂંઠું, ખાંપો; a stub or stump: (૨) સપાટી બહાર નીકળેલો અર્ધગોળાકાર ભાગ; a bulge.

**ઠોર**, (પું.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweet-meat: (૨) (ન.) ઠામ, ઠેકાણું; a place, a locality.

**ઠોળિયું (ઠોલિયું)**, (વિ.) ટીખળી; jocular: (૨) ઉદ્ધત; rude: (૩) ઢંગધડા વિનાનું; haphazard: (૪) ઠોઠ, મૂર્ખ; slow-witted, stupid: (૫) (ન.) એક પ્રકારનું સ્ત્રીઓ માટેનું કાનનું ઘરેણું; a kind of ear-ring for women.

**ઠોંસવું**, (સ. ક્રિ.) જુઓ **ઠાંસવું**.

**ઠોંસાબાજી**, (સ્ત્રી.) એકબીજાને મુક્કા મારવા તે; the act of giving fist-blows to one another, boxing.

**ઠોંસો**, (પું.) મુક્કો; a fist blow: (૨) સૂકી ઉધરસ; dry cough.

## ડ

**ડ**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો તેરમો વ્યંજન; the thirteenth consonant of the Gujarati alphabet

**ડકાટી**, (સ્ત્રી.) સશસ્ત્ર ધાડ કે લૂંટફાટ; a dacoity, an armed robbery.

**ડકારી**, (સ્ત્રી.) ઓડકાર; a belch.

**ડક્કો**, (પું.) બંદર વગેરેનો ધક્કો, ફુરજો; a dock, a wharf: (૨) સમુદ્ર કે નદીના પાણીથી રક્ષણ માટેનો બંધ; a protective wall against sea or river water.

**ડખલ**,(સ્ત્રી.) **ડખલિયું**, (વિ.) જુઓ **દખલ**.

**ડખળિયું**, (ન.) જુઓ **ડખું**.

**ડખાડખ**, (સ્ત્રી.) જુઓ **ડખો**.

**ડખું**, (ન.) શાકભાજીનાં મિશ્રણવાળી દાળ; liquid preparation of pulses mixed with vegetables.

**ડખો**, (પું.) ગોટાળો; confusion: (૨)

ઝઘડો, કજિયો, વાંધો; a dispute, a quarrel: (૩) હરકત, અડચણ; an obstruction, a hindrance.
**ડખોળવું**, (સ. ક્રિ.) ડહોળી નાંખવું; to dirty or mix up by shaking.
**ડગ**, (ન.) જુઓ **ડગલું**.
**ડગડગ**, (વિ.) **ડગણવું**, (અ. ક્રિ.) જુઓ **ડગમગ, ડગમગવું**.
**ડગડો**, (પું.) ડગમગાટ, અસ્થિરતા; instability: (૨) દ્વિધા; hesitation: (૩) સંશય, અવિશ્વાસ; suspicion, mistrust.
**ડગમગ**, (વિ.) અસ્થિર; unstable.
**ડગમગવું**, (અ. ક્રિ.) અસ્થિર થવું; to become unstable: (૨) અસ્થિર પગલે ચાલવું કે આગળ વધવું, to walk or move unsteadily: (૩) ઢચુપચુ થવું, દ્વિધામાં પડવું, અચકાવું; to be undecided, to hesitate: (૪) ફરજ, વચન વગેરેથી ચ્યૂત થવું; to shrink from duty, etc.: **ડગમગાટ**, (પુ.) ડગમગવું તે; unstability, a shrinking.
**ડગર**, (સ્ત્રી.) વાટ, રાહ, રસ્તો; a way, a road: (૨) ચીલો; a rut.
**ડગરી**, (સ્ત્રી.) **ડગરું**, (ન.) **ડગરો**, (પું) જુઓ **ડોકરી**.
**ડગલી**, (સ્ત્રી) નાનું પગલું, બાળકનું પગલું; a small step, a child's step.
**ડગલી**, (સ્ત્રી.) નાનું બદન કે અંગરખું; a small jacket or bodice [a bodice.
**ડગલું**, (ન.) બદન, અંગરખું, a jacket,
**ડગલું**, (ન.) પગલું; a step: (૨) પગલાનું અંતર; distance covered by a step.
**ડગલો**, (પું.) 'કોટ'; a coat: (૨) લાંબો 'કોટ', અંગરખો, a long coat, a cloak.
**ડગવું**, (અ. ક્રિ.) અસ્થિર થવુ; to become unsteady: (૨) આમતેમ ડોલવું, to totter, to rock: (૩) નમતું આપવું; to give way: (૪) ફરજ, વચન, ઇ. થી ચ્યૂત થવુ; to shrink: (૫) દ્વિધામાં પડવું, અચકાવું; to be undecided, to hesitate.
**ડગશ**, (સ્ત્રી.) બેડોળ મોટો પથ્થર; a shapeless big stone.
**ડગળવું**, (સ. ક્રિ.) જુઓ **ચગળવું**: (૨) જ્યારે ત્યારે, જે તે ખાધા કરવું; to go on eating anything at any time.
**ડગળાટવું**, (સ. ક્રિ.) ઉતાવળે મોટા ટુકડે ખાવું; to eat hastily with big bites.
**ડગળી**, (સ્ત્રી.) નાનું ડગળું; a small slice: (૨) જુઓ **ડાગળી**.
**ડગળું**, (ન.) ફળ, રોટલો વગેરેનો મોટો ટુકડો; a big slice of fruit, loaf, etc.
**ડગુમગુ**, (વિ.) અસ્થિર; unstable.
**ડઘાવું**, (અ. ક્રિ.) ભયથી દિગ્મૂઢ થવું; to be stunned: (૨) ડાઘ પડવો; to be stained or blotted.
**ડચકું**, **ડચકિયું**, (ન.) પ્રવાહી પીતાં ગૂંગળામણથી થતો અવાજ; a gurgling sound: (૨) ડૂસકું; a sob.
**ડચૂરો**, (પું) શ્વાસાવરોધ, ગૂંગળામણ; suffocation.
**ડટણ**, (વિ.) દટાયેલું, ભૂગર્ભમાં રહેલું; buried, underground: (૨) (ન) દાટવાની ક્રિયા; the act of burying: (૩) દટાયેલી સ્થિતિ; the state of being buried: (૪) ખાળકૂવો; a sewage pit.
**ડટ્ટો**, (પું.) ડાટો, ડ્ચો; a stopper, a cork: (૨) કાગળની બાંધેલી થોકડી; a block of paper: (૩) બારણાનું અટકણ; an impediment or wedge for keeping doors open. [hearted.
**ડઠ્ઠર**, (વિ.) નિષ્ઠુર, કઠોર; harsh; hard-
**ડડળવું**, (અ. ક્રિ.) અશક્ત કે ઢીલુ થવું; to become weak or loose
**ડણક**, (સ્ત્રી.) સિંહ-ગર્જના; a lion's roar.
**ડણકવું**, (અ. ક્રિ) (સિંહે) ગર્જના કરવી; (of a lion) to roar.
**ડણું**, (ન.) જાડું ડફણું; a thick club or staff: (૨) તોફાની ભેંસ ઇ. ના ગળામાં બંધાતો જાડો લાકડાનો ટુકડો; a thick piece of wood tied round the neck of a mischievous buffalo, etc.

**ડપકી**, (સ્ત્રી.) ડૂબકી; a dive, a dip: (૨) ટપકું; a dot.

**ડપકો**, (પું.) મોટો છાંટો કે ટીપું; a big drop: (૨) ડાઘો; a blot: (૩) શાક વિનાનું ખાલી ભજિયું; a kind of fried eatable made only of gram flour: (૪) શંકા, અવિશ્વાસ, doubt, distrust: (૫) ધ્રાસકો, ફાળ; sudden fright.

**ડપટ**, (વિ.) બેવડું; double: (૨) સંતાડેલું; hidden.

**ડપટવું**, (સ ક્રિ.) સંતાડવું, to hide: (૨) કપટથી પચાવી પાડવું કે મેળવવું; to usurp or get artfully or fraudulently.

**ડપોટો**, (પું.) બે ખાનાં કે પડવાળો કોથળો; a bag with two cases or folds.

**ડફ**, (ન.) એક પ્રકારનું નગારા જેવું વાદ્ય; a kind of musical instrument like a drum: (૨) (અ.) તરત જ, પળવારમાં; at once, abruptly.

**ડફણાવવું (ડફટાવવું)**, (સ. ક્રિ.) ડફણાં વડે ફટકારવું; to beat or hit with a club or a short thick staff.

**ડફણું**, (ન.) ટૂંકો જાડો ઘોકો કે દંડૂકો; a club, a short thick staff.

**ડફલાવવું**, (સ. ક્રિ.) હચમચાવવું; to shake the foundation of: (૨) હેરાન કરવું; to annoy, to trouble.

**ડફોળ**, (વિ.)બેવકૂફ, મૂર્ખ; stupid, -શંખ, (પું.) ડફોળ માણસ; a stupid person.

**ડબ**, (અ.) ડૂબવાના અવાજથી; with a drowning or sinking sound: (૨) (અ.) ઝટપટ; at once, abruptly.

**ડબકવું**, (અ. ક્રિ.) ડૂબતા માણસે બચવાના પ્રયાસ કરવા; to strive to save one's self from drowning, to dive [repeatedly.

**ડબકી**, (સ્ત્રી.) જુઓ ડપકી

**ડબકો**, (પું.) જુઓ ડપકો.

**ડબગર**, (પું.) તબલાં, નગારાં, વગેરે પર ચામડાં લગાડનાર; a person whose profession is to cover drums, etc. with leather: (૨) પડદા, છત્રી વગેરે રંગનાર; a person who colours curtains, umbrellas, etc.: (૩) એ નામની જ્ઞાતિનો માણસ; a person of the so named caste.

**ડબડબ**, (અ.) ઝટપટ; at once: (૨) ઉતાવળથી; hurriedly: **ડબડબાટ**, (પું.) વાયુથી પેટ ચડવું તે; the bulging of the belly because of gas: (૨) વચ્ચે બોલવું તે; the act of interrupting other's speech.

**ડબડબો**, (પું.) જુઓ ડબડબાટ.

**ડબરો**,(પું.)ધાતુનો ડબો; a metallic box.

**ડબલું**, (ન.) કલઈના ઢોળવાળું ધાતુનું વાસણ; a metallic pot polished with tin, a tin-pot. [metallic box.

**ડબી**, (સ્ત્રી.) નાનો ડબરો; a small

**ડબૂક**, (અ.) ડૂબવાના અવાજથી; with the sound caused by sinking.

**ડબો**, (પું.) જુઓ ડબરો (૨) પતરાંનું મોટું ડબલું; a large tin pot: (૩) રેલવેનો ડબો; a railway carriage: (૪) ડબા જેવા આકારનું ઘડિયાળ; a box-like time-piece: (૫)એક પ્રકારનું ફાનસ; a kind of lantern: (૬) (કટાક્ષમાં) પાઘડી; (satirically) a turban.

**ડબોવવું**, (સ. ક્રિ.) ડુબાવવું; to sink, to drown: (૨) ઝબોળવું; to soak.

**ડબોળવું**, (સ. ક્રિ.) જુઓ ડબોડવું: (૨) ભ્રષ્ટ કે અપવિત્ર કરવું; to sully, to [pollute.

**ડબ્બી**, (સ્ત્રી.) જુઓ ડબી.

**ડબ્બો**, (પું.) જુઓ ડબો

**ડમકવું**, (અ ક્રિ.) (ડમરુનું) વાગવું; (of a tambourine) to sound

**ડમણિયું**, (ન.) **ડમણી**, (સ્ત્રી.) બે બળદનું નાનું વાહન; a small vehicle drawn by two bullocks

**ડમરી, ડમર**, (સ્ત્રી.) ધૂળનો ઊડતો ગોટો; a cloud of dust. [rine.

**ડમરુ**, (ન.) ડાકલું, ઢોલકું; a tambou-

**ડમરો**, (પું.) એક પ્રકારનો સુગંધી છોડ; a kind of fragrant plant.

**ડમાક,** (પું.): પોકળ ભપકો; આડંબર; hollow pomp: (૨) રોફ, મિજાજ; vanity, hot-temper.

**ડર,** (પું.) બીક, ભય; fright, dread.

**ડરકણ, ડરપોક,** (વિ.) બીકણ, કાયર, બાયલું; timid, cowardly.

**ડરામણી,** (સ્ત્રી.) ધમકી; a threat, intimidation.

**ડરામણું,** (વિ.) ભયાનક, ભયંકર; frightful, terrible: (૨) (ન.) ધમકી; a threat.

**ડરાવવું,** (સ. ક્રિ.) ભય પમાડવો; to frighten: (૨) ધમકી આપવી; to threaten.

**ડલી,** (સ્ત્રી.) ઘોડાના જીન નીચે રાખવામાં આવતી ઊનની ગાદી; a woollen cushion placed under a horse's saddle.

**ડસકું,** (ન.) જુઓ **ડૂસકું.**

**ડસડસવું,** (અ. ક્રિ.) ડૂસકાં ખાતાં શ્વાસ રૂંધાવો; to be choked while sobbing: (૨) અકળામણ થવી; to be puzzled.

**ડસવું,** (સ. ક્રિ.) ડંખ મારવો, to sting: (૨) કરડવું; to bite.

**ડહાપણ,** (ન.) શાણપણ, વિવેકબુદ્ધિ; wisdom, discretion: **–ડાહ્યું,** (વિ.) દોઢડાહ્યું; overwise.

**ડહોળવું,** (સ. ક્રિ.) પ્રવાહીને હલાવીને અસ્વચ્છ કરવું; to dirty liquid by shaking: (૨) પ્રવાહીને લાકડી વગેરેથી હલાવવું; to shake liquid with a stick, etc.: (૩) અનેક પ્રવૃત્તિઓમાં સક્રિય રસ લેવો; to take active interest in many affairs: (૪) ઘણી બાબતોમાં હસ્તક્ષેપ કરવો; to meddle in many affairs: (૫) આંખો ખૂબ ચોળવી; to rub eyes too much.

**ડહોળું,** (વિ.) ડહોળાયેલું; (of liquid) dirtied by heavy shaking.

**ડળક ડળક,** (અ.) જલદી ટીપે ટીપે પડે એમ, in the manner of falling quickly drop by drop.

**ડંકી,** (સ્ત્રી.) પાણી ખેંચવાનું યંત્ર, પંપ; a water-pump.

**ડંકો,** (પું.) ઢોલ, નગારું; a drum: (૨) લડાઈ વગેરેમાં ઘોડાની પીઠ પર બંને બાજુએ લટકાવેલાં નગારાં; a pair of drums kept hanging on each side of a horse's back during a war, etc.: (૩) ઘંટનો ટકોરો; a single stroke or sound of a bell: (૪) વિજય ઘોષણા; a cry of victory: (૫) વિજય, victory.

**ડંખ,** (પું.) ડસવું તે, દંશ; a sting: (૨) ડસવાનો અવયવ, આંકડો; a limb for stinging, a fang: (૩) અનાજ સડવાથી પડતા છિદ્ર કે ડાઘ, a hole or mark on a grain caused by rotting: (૪) વેરભાવ, કીનો, enmity, grudge.

**ડંખવું,** (સ. ક્રિ.) જુઓ **ડસવું:** (૨) જોડાના ઘર્ષણથી પગમાં ડંખ પડવો, to be pinched by a shoe: (૩) મનમાં ખટકવું; to grudge, to be rancorous.

**ડંખીલું,** (વિ.) દ્વેષીલું, કીનાખોર, grudging, rancorous.

**ડંગોરું,** (ન.) **ડંગોરો,** (પું.) ટૂંકો જાડો ધોકો; a club, a short thick staff.

**ડંડાટવું,** (સ. ક્રિ.) ડંગોરાથી વારંવાર મારવું; to beat repeatedly with a club.

**ડંડીકો, ડંડૂકો,** (પું.) જુઓ **ડંગોરું.**

**ડંડો,** (પું.) જુઓ **ડંગોરું.**

**ડંફાશ, ડંફાસ,** (સ્ત્રી.) બડાઈ, શેખી; boastfulness: (૨) રોફ, પોકળ ધમકી; a hollow threat, bragging.

**ડંમર,** (પું.) જુઓ **ડમરી.**

**ડાક,** (સ્ત્રી.) ટપાલ; the mail, postal articles: (૨) પ્રવાસીઓ, ટપાલ વગેરેની હેરફેર માટે ટપ્પાઓની જોગવાઈ; provision or arrangement of horse-coaches for travellers and the transport of postal-articles: (૩) **ડાકગાડી,** (સ્ત્રી.) ટપાલની હેરફેર માટેની ગાડી, a mail-train: **–ઘર,** (ન.) ટપાલ-કાર્યાલય; a post-office.

ડાકડમાક, (પું.) જુઓ ઠાઠ, ઠાઠમાઠ.
ડાકણ,ડાકણી, (સ્ત્રી.) ચુડેલ, પિશાચણી; a witch: (૨) મેલી વિદ્યા જાણનાર સ્ત્રી; a sorceress:(૩)કદરૂપી ભયાનક ડોશી; a hag.
ડાકણું, (વિ.) ડાકણ જેવું ભયાનક; terrible like a witch: (૨) રાક્ષસી, ભયાનક; monstrous, horrible.
ડાકલી, (સ્ત્રી.) નાનું ડાકલું: (૨) સાપનો સતત અવાજ; continuous sounds made by a snake: (૩) જડબું; the jaw. [a kind of drum.
ડાકલું, (ન.) એક પ્રકારનું નગારા જેવું વાદ્ય;
ડાકિની, (સ્ત્રી.) જુઓ ડાકણ-ડાકણી.
ડાકુ, (પું.) સશસ્ત્ર લૂંટારો; an armed robber: (૨) ધાડપાડુ; a raider.
ડાકો, (પું.) લૂંટારાની ધાડ; a raid by armed robbers.
ડાગળી, (સ્ત્રી.) ડગળી; a slice: (૨) મગજ, માથું; the brain: (૩) બુદ્ધિ, સમજશક્તિ; intellect, the power of understanding.
ડાગળો, (પું.) રંગલો, મશ્કરો; a buffoon, a jester: (૨) વિદૂષક; a clown.
ડાઘ, (પું.) ધાબું; a blot, a stain: (૨) કલંક, લાંછન; a blemish, a stigma: (૩) દ્વેષ, કીનો; grudge, rancour.
ડાઘિયું, (વિ.) દ્વેષીલું, કીનાખોર; grudging, rancorous: (૨) ભયાનક; horrible: (૩) જંગલી અને ફાડી ખાય એવું; wild and devouring.
ડાઘિયો, (પું.) ઉપદ્રવી, ભયાનક મોટો કૂતરો; a harmful, horrible big dog.
ડાઘુ, (પું.) સ્મશાનયાત્રામાં જનાર; one who takes part in a funeral procession.
ડાઘેલ,(વિ.)ડાઘાવાળું; blotted: (૨) કીનાખોર; grudging: (૩) ભયાનક; horrible.
ડાઘો,(પું.)જુઓ ડાઘ: (૨) જુઓ ડાઘિયો.
ડાચાકૂટ, (સ્ત્રી.) બકવાટ, લવારો; prattle: (૨) કંટાળાજનક ચર્ચા; tedious discussion.

ડાચું, (ન.) જડબું; the jaw: (૨) (કટાક્ષમાં) મોં; (satirically) the mouth.
ડાટ, (પું.) પાયમાલી; ruin: (૨) ભારે વિનાશ; heavy distruction.
ડાટવું, (સ. ક્રિ.) દાટવું; to bury: (૨) દાટીને સંતાડવું; to hide by burying (૩) ગુપ્ત રાખવું, સંતાડવું; to hide.
ડાટવું, (સ. ક્રિ.) ધમકી આપવી; to threaten: (૨) સખત ઠપકો આપવો; to rebuke severely.
ડાટી, (સ્ત્રી.) ધમકી; a threat.
ડાટો, (પું.) કટ્ટો, દૂચો; a stopper, a cork. [efforts.
ડાફરિયાં, (ન. બ. વ.) ફાંફાં, વલખાં; vain,
ડાબડી, ડાબલી, (સ્ત્રી.) જુઓ દાબડી.
ડાબડો, ડાબલો, (પું.) જુઓ દાબડો.
ડાબું, (વિ.) પૂર્વ સન્મુખ ઊભા રહેતાં ઉત્તર તરફનું, જમણાથી ઊલટું; left: (૨) ગૌણ; subordinate: (૩) અણમાનીતું; disfavoured: (૪) દૂરનું, અળગું; distant, separate: ડાબેરી, ડાબોડી, ડાબોડિયું, (વિ.) જમણા કરતાં ડાબા હાથે કામ કરવાની ફાવટ હોય એવું; left-handed.
ડાભ, ડાભડો, (પું.) એક પ્રકારનું પવિત્ર ઘાસ, દર્ભ; a kind of sacred grass.
ડામ, (પું.) ચામડી પર ગરમ કે બળતી વસ્તુ ડામવાથી પડતાં ચાઠું કે ફોલ્લો; a blister or swelling caused on the skin by a burn: (૨) ડાઘ; a stain: (૩) કલંક, લાંછન; a blemish, a stigma: (૪) જુઓ ટિકકો: ડામચિયો, (પું.) ગાદલાં, ગોદડાં મૂકવાની ઘોડી; a stand for keeping beds, cushions, rugs, pillows, etc.
ડામણ, (ન.) તોફાની પાલતુ પશુને નાસી જતાં કે તોફાન કરતાં રોકવા માટે એક આગળના અને એક પાછળના પગને જોડી રાખતું ટૂંકું દોરડું; a short piece of rope tied to one of the fore and hinder legs of a mischievous

domestic beast to prevent it from doing mischief or running away, a tether: (૨) રેંટિયાના ચક્રના પાંખિયા પરની દોરી; the string on the pokes of a spinning wheel.

**ડામર,** (પું.) કોલસામાંથી બનતો એક પ્રકારનો ઘટ્ટ પ્રવાહી પદાર્થ; coal-tar.

**ડામવું,** (સ. ક્રિ.) ડામ દેવો; to scorch (bodily) skin: (૨) મહેણું મારવું; to taunt: (૩) અંકુશમાં લેવું, દાબી દેવું; to take under control, to suppress.

**ડામાડોળ,** (વિ.) અસ્થિર, ડગુમગુ; unsteady, unsettled: (૨) ડોલતું; rocking, oscillating: (૩) ઢચુપચુ; wavering: (૪) અચોક્કસ, uncertain.

**ડામીજ, ડામીસ,** (વિ.) બદમાશ કે ગુનેગાર તરીકે કુખ્યાત કે પંકાયેલું; notorious or branded as a rogue or a criminal.

**ડાયરી,** (સ્ત્રી.) રોજનીશી; a diary: (૨) એની નોંધપોથી; a diary-book.

**ડાયરો,** (પું.) રજપૂત વગેરે જ્ઞાતિનું સમૂહભોજન; a caste dinner of the Rajput and allied castes: (૨) ગામડામાં વૃદ્ધ અને અનુભવી માણસોનું મિલન; a meeting of the old and experienced men in a village.

**ડારવું,** (સ. ક્રિ.) ધમકી આપવી; to threaten: (૨) ભય પમાડવો; to frighten: (૩) સખત ઠપકો આપવો; to rebuke severely: (૪) મનાઈ કરવી, રોકવું; to prohibit, to prevent.

**ડારો,** (પું.) ધમકી; a threat: (૨) સખત ઠપકો; a severe rebuke.

**ડાલી,** (સ્ત્રી.) ટોપલી; a basket: (૨) ભેટ આપવાની વસ્તુઓથી ભરેલી ટોપલી; a gift-basket: **ડાલું,** (ન.) પહોળા મોંની મોટી ટોપલી; a broad-mouthed big basket: (૨) ઢોરને ખાણ ખવરાવવાની મોટી ટોપલી; a big basket for feeding cattle.

**ડાહ્યલું,** (વિ.) દોઢડાહ્યું; overwise.

**ડાળ,** (સ્ત્રી.) વૃક્ષની શાખા; a branch of a tree: **–ખી,** (સ્ત્રી.) **–ખું,** (ન.) નાની ડાળ: **ડાળી,** (સ્ત્રી.) ડાળ.

**ડાંખળી,** (સ્ત્રી.) **ડાંખળું,** (ન.) પેટા-શાખા; a sub-branch: (૨) કૂંપળ; a tender offshoot.

**ડાંગ,** (સ્ત્રી.) લાંબી જાડી લાકડી; a long thick staff.

**ડાંગ,** (ન.) ઝાડીવાળો પહાડી પ્રદેશ; woody mountainous region.

**ડાંગર,** (સ્ત્રી.) ફોતરાંયુક્ત ચોખા; paddy.

**ડાંડ,** (વિ.) વાંઢું, કુટુંબકબીલા કે બૈરાંછોકરાં વિનાનું; leading an unmarried life, without a household, having neither a wife nor a family: (૨) દાદાગીરી કરે એવું; bullying: (૩) નિર્લજ્જ, સમાજવિરોધી, લુચ્ચું; shameless, anti-social, cunning: (૪) બદમાશ; roguish: (૫) માથાભારે, શિરજોર; overbearing, high-handed.

**ડાંડલી,** (સ્ત્રી.) કૂંપળ; a tender offshoot: (૨) પાંદડાની ડાળખી; a leaf-stalk: (૩) નાનો હાથો; a small handle: (૪) ઘરેણાં વગેરેની નાની આંકડી; a small hook of an ornament, etc.

**ડાંડલો,** (પું.) મોટી ડાંડલી.

**ડાંડાઈ,** (સ્ત્રી.) ડાંડપણું, જુઓ **ડાંડ.**

**ડાંડિયારાસ,** (પું.) ડાંડિયાના તાલ સાથેનાં સમૂહગીત અને નૃત્ય; a mass song-recital and dance with the rhythm of stick-strokes.

**ડાંડિયું,** (વિ.) જુઓ **ડાંડ.**

**ડાંડિયો,** (પું.) ડાંડ પુરુષ; a single unmarried man, a man without a household: (૨) બદમાશ, માથાભારે, નાગો પુરુષ; an overbearing, shameless rogue.

**ડાંડિયો,** (પું.) નાની લાકડી; a small stick: (૨) ઢંઢેરો પીટનાર; a public proclaimer or crier: (૩) જાહેરાત કરવાનું સાધન; a medium of pro-

claiming: (૪) નગારું વગાડીને રાત્રે ચોકી કરનાર; a night watchman sounding warnings by beating a drum.

ડાંડી, (સ્ત્રી.) નાની પાતળી લાકડી, સળી; a small thin stick, a chip: (૨) નાનો હાથો; a small handle: (૩) ત્રાજવાની દાંડી; the beam of weighing scales: (૩) કૂંપળ; a tender shoot: (૪) ધજાની કાઠી; the pole of a flag: (૫) દીવાદાંડી; a light-house: (૬) સીધી રેખા કે કિનારો; a straight line or edge.

ડાંસ, (પું.) મચ્છર; a mosquito.

ડિલ, (ન.) શરીર, દેહ; the human or animal body.

ડિંગ, (સ્ત્રી.) (ન.) ગપ, અફવા; a false report, a fib, a rumour.

ડિંગલું, (ન.) મથાળાનો ભાગ; a top-part: (૨) ડાળીનો ભાગ; a part of a branch: (૩) દૂધિયા છોડનો અંકુર; a tender shoot of a milky plant: (૪) લાકડાનો ટુકડો, a log: (૫) માથું; the head.

ડિંગો, (પું.) જુઓ ટિક્કો.

ડિંડિમ, (પું.) (ન.) એક પ્રકારનું નાનું નગારું; a kind of small drum.

ડીચકું, (ન.) ડીચી, (સ્ત્રી.) ડિચકું, (ન.) ફળ, ફૂલ વગેરેનું ડીંટું; a fruit or flower stalk: (૨) ટેરવું; a pointed end: (૩) નાનો ગઠ્ઠો; a small knotty piece.

ડીટ, ડીટી, ડીટડી, (સ્ત્રી.) સ્તનનો અગ્રભાગ; a nipple.

ડીટું, (ન.) જુઓ ડીચકું, ડિટિયું, (ન.) નાનું ડીટું.

ડીકું, (ન.) દંડૂકો; a small thick staff, a club.

ડીબું, (ન.) બહાર પડતો ગોળાકાર ભાગ; a bulge.

ડીમચું, (ન.) જુઓ ઢીમચું.

ડીંટ, ડીંટી, ડીંટડી, (સ્ત્રી.) જુઓ ડીટ, ડીટી, ડીટડી.

ડીંટું, (ન.) જુઓ ડીટું, ડીંટિયું, (ન.) જુઓ ડીટું.

ડીંડવાણું, (ન.) ગોટાળો; confusion: (૨) અવ્યવસ્થા, અંધેર; mismanagement.

ડુક્કર, (ન.) ભૂંડ; a pig, a hog.

ડુગડુગિયું, (ન.) જુઓ ડાકલું.

ડુબાડવું, ડુબાવવું, (સ. ક્રિ.) પાણી કે પ્રવાહીની સપાટી નીચે રહે એમ કરવું; to cause to sink or drown.

ડુંગર, ડુંગરો, (પું.) નાનો પર્વત; a small mountain: (૨) મોટો ઢગલો; a big heap.

ડુંગરાળ, (વિ.) પહાડી; mountainous.

ડુંગરી, (વિ.) પહાડી; mountainous: (૨) (સ્ત્રી.) ટેકરી; a hill.

ડુંગળી (ડૂંગળી), (સ્ત્રી.) એક કંદશાક; an onion.

ડુંગો, ડુંઘો, (પું.) ચોર; a thief: (૨) ઠાઠ કે બદમાશ માણસ; a rogue or high-handed, shameless person.

ડૂઘો, (પું.) પ્રવાહી પીરસવા માટેની ટૂંકા હાથાની પહોળી કડછી; a broad, short-handled ladle.

ડૂચવું, (સ. ક્રિ.) અકરાંતિયાની જેમ ખાવું; to eat voraciously.

ડૂચો, (પું.) ચીંથરા, કાગળ વગેરેનો વીંટો; a roll of rags and papers: (૨) એવો ડાટો; such a stopper or cork: (૩) મો બંધ કરવા માટેનો ડાટો; a gag: (૪) ગમાર, શેચો માણસ; a rustic.

ડૂબકી, (સ્ત્રી.) ડૂબકું, (ન.) ડૂબવું તે; a sinking or drowning, a dive.

ડૂબવું, (અ. ક્રિ.) પાણી કે પ્રવાહીની સપાટી નીચે જવું; to sink, to drown: (૨) ડૂબીને મૃત્યુ પામવું; to die by drowning: (૩) (સૂર્ય વગેરેનું) આથમવું; to set, to sink below: (૪) દેવાળું કાઢવું; to be bankrupt: (૫) મોટું નુકસાન સહન કરવું, પાયમાલ થવું; to suffer a great loss, to be ruined: (૬) મગ્ન થવું; to be engrossed in.

**ડૂમો,** (પું.) ડૂસકાં ભરતાં અથવા આવેશથી થતી ગૂંગળામણ; suffocation caused by sobbing or excitement.

**ડૂલ,** (વિ.) ડૂલેલું (જુઓ ડૂલવું): (૨) (ન.) એક પ્રકારનું કાનનું ઘરેણું; a kind of ear-ornament.

**ડૂલવું,** (અ. ક્રિ.) અસ્થિર થવું; to be unstable: (૨) ક્ષીણ થવું, નબળું પડવું; to be worn out, to weaken: (૩) ડૂબવું; to sink, to drown: (૪) મગ્ન થવું; to be engrossed in: (૫) પાયમાલ થવું; to be ruined: (૬) ડોલવું; to rock: (૭) વિસાતમાં ન હોવું, નગણ્ય અનુભવવી; to be a nonentity, to suffer from inferiority complex.

**ડૂવો,** (પું.) તળિયે જામેલો કચરો; sediment, dregs: (૨) કડછો; a big ladle.

**ડૂશ,** (સ્ત્રી.) જુઓ ડૂશ.

**ડૂસકું,** (ન.) ડચકું; a sob.

**ડૂંખરાવવું, ડૂંખળાવવું,** (સ. ક્રિ.) ભય પમાડવો; to frighten: (૨) ઠપકો આપવો; to rebuke: (૩) ધમકી આપવી; to threaten.

**ડૂંગો, ડૂંઘો,** (પું.) જુઓ ડુંગો. [bous.

**ડૂંટાળુ,** (વિ.) ડૂંટાવાળું; bulging, bul-

**ડૂંટી,** (સ્ત્રી.) નાભિ, ડૂંટી; the navel: **ડૂંટો,** (પું.) મોટી ડૂંટી; a big or broad navel: (૩) ઊપસી આવેલો અર્ધગોળાકાર ભાગ; a bulge, a bulbous part. [a spike.

**ડૂંડું,** (ન.) કણસલું; an ear of corn,

**ડેબું,** (ન.) કટિપ્રદેશ, કમર; the loin.

**ડેરાતંબુ,** (પું. બ. વ.) તંબૂઓનાં બનેલાં છાવણી કે પડાવ; a tent-camp.

**ડેરો,** (પું.) તંબૂ; a tent: (૨) પડાવ, છાવણી; a camp.

**ડેરો,** (પું.) તોફાની ઢોરને ગળે બાંધવામાં આવતો લાકડાનો જાડો ટુકડો; a thick log tied round the neck of mischievous cattle.

**ડેલી,** (સ્ત્રી.) ખડકી, ઘરની આગળની બારણાવાળી ખુલ્લી જગ્યા; open front part of a house with a door: (૨) નીચા છાપરાવાળું બેઠા ઘાટનું ઘર; a low-roofed house: (૩) પોલીસમથક; a police-station: **ડેલું,** (ન.) મોટા પ્રવેશદ્વારવાળું મકાન; a house with a big entrace: (૨) મોટી ડેલી (જુઓ) ડેલી: **ડેલો,** (પું.) ડેલું. [water-snake.

**ડેંડવું,** (ન.) પાણીમાં રહેતો સાપ; a

**ડૈયું,** (ન.) જુઓ ટિકડો.

**ડોઈ,** (સ્ત્રી.) લાંબા હાથાવાળો કડછો; a big ladle with a long handle.

**ડોક,** (સ્ત્રી.) ગરદન; the neck. (૨) ગળું; the throat.

**ડોકરી,** (સ્ત્રી.) (તિરસ્કારમાં) ડોસી; (hatefully) an old woman: **ડોકરું,** (વિ.) અતિવૃદ્ધ; very old in age: **ડોકરો,** (પું.) ડોસો; an old man.

**ડોકવું,** (અ. ક્રિ.) જુઓ ડોકાવું.

**ડોકાબારી,** (સ્ત્રી.) મોટા દરવાજાના-બારણામાંની પ્રવેશબારી; a wickit of a gate-door.

**ડોકાવું, ડોકાવવું,** (અ. ક્રિ.) ડોક લંબાવીને જોવું; to peep by stretching the neck.

**ડોકિયું,** (ન.) ડોક લંબાવીને જોવું તે; a peep by stretching the neck: (૨) ઉપરછલ્લી તપાસ; a surface search or examination.

**ડોકી,** (સ્ત્રી.) જુઓ ડોક.

**ડોકું,** (ન.) ચહેરો અને માથું; the face and the head: (૨) જુઓ ડોકિયું.

**ડોઘલી,** (સ્ત્રી.) નાનું ડોઘલું, a small earthern pot.

**ડોઘલું,** (ન.) માટીનો ઘડો કે ગોળ પ્યાલું; an earthen pot or round vessel: (૨) (વિ.) જુઓ ડોઘું.

**ડોઘું,** (વિ.) મૂર્ખ, બોથડ; foolish, stupid.

**ડોચકું,** (ન.) જુઓ ડોકું.

**ડોઝરું**, (ન.) (વ્યંગમાં) પેટ; (satirically) the belly.
**ડોઝું**, (ન.) જુઓ ડોઝરું.
**ડોટી**, (સ્ત્રી.) એક પ્રકારનું જાડું કાપડ; a kind of coarse cloth.
**ડોડલો**, (પું.) જુઓ ડોડો.
**ડોડવું**, (ન.) કણસલું; a spike, an ear of corn: (૨) કાલું; a pod of cotton: (૩) ફાલતા ફૂલનો જથ્થો; a cluster of blossoming flowers.
**ડોડવો**, (પું.) જુઓ ડોડવું.
**ડોડી**, (સ્ત્રી.) એક પ્રકારનો શાકનો વેલો; a kind of vegetable plant: **ડોડું**, (ન.) એનું ફળ; its fruit.
**ડોડો**, (પું.) મકાઈનું કણસલું; an ear or spike of maize.
**ડોઢી**, (સ્ત્રી.) ચોકીદારને બેસવાની ઓરડી કે જગા; a watchman's cabin.
**ડોબરું**, (ન.) ભાંગેલું માટીનું વાસણ; a broken earthen pot: (૨) એક પ્રકારનું આદિવાસીઓનું વાદ્ય; a musical instrument of the primitives.
**ડોબું**, (ન.) ભેંસ; a buffalo: (૨) (વિ.) જડ, મૂર્ખ; dull, stupid.
**ડોબો**, (પું.) જડ, મૂર્ખ પુરુષ; an idiot.
**ડોયણું, ડોરણું**, (ન.) ઘોડિયાની ખોઈ બાંધવાના દાંડામાંનો એક; one of the sticks with which the hammock of a cradle is fastened.
**ડોયો**, (પું.) નાળિયેરની કાચલીનું પાત્ર; a pot or bowl made of coconut shell: (૨) મોટો ખીલો કે ખૂંટો; a large peg or nail: (૩) જુઓ ડોઈ.
**ડોરણું**, (ન.) જુઓ ડોયણું.
**ડોલ**, (સ્ત્રી.) બાલદી; a bucket: (૨) વહાણનો કૂવાથંભ; a mast of a ship.
**ડોલકાઠી**, (સ્ત્રી.) જુઓ ડોલ.
**ડોલચી**, (સ્ત્રી.) **ડોલચું**, (ન.) નાની ડોલ; a small bucket: (૨) ડબલું; a tin-pot: (૩) ચામડાની નાની ડોલ; a small leather bucket.
**ડોલણ, ડોલણિયું**, (વિ.) અસ્થિર, ડોલતું; unstable, oscillating, wavering.
**ડોલન**, (ન.) ડોલવાની ક્રિયા; a rocking, oscillating: (૨) તાલબદ્ધતા; rhythm.
**ડોલર, ડોલરિયો**, (પું.) એક પ્રકારનું ફૂલઝાડ, બટમોગરો; a flower plant.
**ડોલવું**, (અ. ક્રિ.) ઝૂલવું; to swing, to rock, to oscillate: (૨) અસ્થિર થવું; to become unstable: (૩) લથડવું, ગબડવું; to reel, to roll: (૪) ચળવું, ડગવું; to give way, to betray a cause, vow, promise, etc.: (૫) ઢચુપચુ થવું; to waver.
**ડોલું**, (ન.) ઝોકું; a doze: (૨) ગોથું, ગુલાંટ; a summersault.
**ડોવું**, (સ. ક્રિ.) પ્રવાહીને હલાવીને મિશ્રણ કરવું; to mix liquid by shaking.
**ડોશી, ડોસી**, (સ્ત્રી.) વૃદ્ધ સ્ત્રી; an old woman: **ડોસું**, (વિ.) અત્યંત વૃદ્ધ; very old in age: **ડોસો**, (પું.) વૃદ્ધ પુરુષ; an old man.
**ડોળ**, (પું.) આકાર, ઘાટ; shape, form: (૨) મિથ્યાડંબર; vain show or pomp: (૩) રીતભાત; manners: (૪) હાવભાવ; expression, mien: (૫) ઢોંગ; pretence.
**ડોળિયું**, (ન.) અશુદ્ધ, ડહોળું તેલ; impure oil, oil with dregs.
**ડોળિયો**, (પું.) ડોળી કે પાલખી ઊંચકનાર ભોઈ; a professional litter carrier.
**ડોળી**, (વિ.) ઢોંગી; pretending: (૨) દંભી; hypocritical: (૩) વરણાગિયું; foppish.
**ડોળી**, (સ્ત્રી.) પાલખી; a litter: (૨) માંચી; a stretcher: (૩) શોકજનક સમાચાર; sad news.
**ડોળો**, (પું.) આંખનાં ગોળો કે કીકી; the pupil, the eyeball: (૨) આંખ; the eye: (૩) ધ્યાન, નજર; attention, watch, sight.

## ઢ

**ઢ**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો ચૌદમો વ્યંજન;

the fourteenth consonant of the Gujarati alphabet.

**ઢગ,** (પું.) ઢગલો, ખડકલો, ગંજ; a heap, a pile: **–લી,** (સ્રી.) નાનો ઢગ: **–લો,** (પું.) ઢગ. [the hips or buttocks.

**ઢગરું,** (ન.) **ઢગરો,** (પું.) ફૂલો; one of

**ઢગલાબંધ,** (વિ.) પુષ્કળ; abundant: (૨) (અ.) વિપુલ પ્રમાણમાં; abundantly.

**ઢગો,** (પું.) બળદિયો; an ox: (૨) મૂર્ખ કે બેવકૂફ માણસ; a stupid person.

**ઢચક ઢચક,** (અ.) પીતાં થતા અવાજની જેમ; with a sound produced while drinking.

**ઢચુપચુ,** (વિ.) અનિશ્ચિત; uncertain, inconclusive: (૨) અસ્થિર; unstable: (૩) ડગુમગુ; wavering, undecided: (૪) અચકાતું; hesitating.

**ઢચૂક, ઢચૂક,** (અ.) જુઓ **ઢચક ઢચક.**

**ઢચ્ચર,** (વિ.) અતિશય વૃદ્ધ; very old in age: (૨) જીર્ણ; worn out.

**ઢઢ્ઢો,** (પું.) જુઓ **ઢગો:** (૨) પતંગની ઊભી સળી; the vertical chip of a (paper) kite.

**ઢણુઢણુ,** (અ.) ધણધણાટી જેવા અવાજથી; with the sound of violent shake or quake: **–વું, ઢઢણવું,** (અ. ક્રિ.) ગર્જનાના અવાજથી કંપી ઊઠવું; to be shaken by a thundering sound: **ઢણુઢણાટ, ઢઢણાટ,** (પું.) ગર્જનાના અવાજથી થતું કંપન; a shaking caused by a thundering sound.

**ઢબ,** (સ્રી.) રીત; a method, a mode: (૨) પદ્ધતિ; a style, a fashion: **–છબ,** (સ્રી.) પદ્ધતિ; a style, a mode, a fashion: (૨) રીતભાત; manners: (૩) છટા, અદા; smartness, gracefulness. **–બવું,** (અ. ક્રિ.) બોદો અવાજ કરવો; to make a dull sound: (૨) ડૂબી જવું; to be drowned: (૩) મૃત્યુ પામવું; to die.

**ઢબુ,** (પું.) ભારતનો અડધા આનાની કિંમતનો તાંબાનો જૂનો મોટો સિક્કો; an old, big copper-coin of India worth half an anna.

**ઢબૂકવું,** (અ. ક્રિ.) ઢોલ વાગવો; (of a drum) to sound: (૨) ડૂબકાં ખાવાં; to be drowned and come to the surface repeatedly.

**ઢબૂડવું, ઢબૂરવું,** (અ. ક્રિ.) ઓઢાડીને વહાલથી સુવાડવું; to cause to sleep by covering and endearingly: (૨) વહાલથી થાબડવું; to pat endearingly: (૩) ખૂબ મારવું; to beat severely.

**ઢબ્બુ,** (પું.) જુઓ **ઢબુ.**

**ઢમક ઢમક,** (અ.) ઢોલના અવાજની જેમ; with the sound like that of a drum. [drum) to sound.

**ઢમકવું,** (અ. ક્રિ.) ઢોલ વાગવો; (of a

**ઢમઢમ,** (અ.) જુઓ **ઢમક ઢમક.**

**ઢમઢોલ,** (વિ.) ઢોલની જેમ ફૂલેલું પરંતુ ખાલી કે પોકળ; swollen but empty or hollow like a drum: (૨) જાડું પણ પોકળ; fat but hollow.

**ઢમાક,** (અ.) જુઓ **ઢમક ઢમક:** (૨) (પું.) ઢોલનો અવાજ; the sound of a

**ઢરડવું,** (સ. ક્રિ.) જુઓ **ઢસડવું.** [drum.

**ઢરડો,** (પું.) વેઠ, કંટાળાજનક અને કારમી કામગીરી; drudgery.

**ઢસડવું, ઢરડવું,** (સ. ક્રિ.) ઘસાય એમ ખેંચવું, ઘસડવું; to drag: (૨) કામગીરી ટાળવી, વેઠ ઉતારવી; to shun or avoid work: (૩) ઢંગધડા વિના લખવું; to write haphazard.

**ઢસરડવું,** (સ. ક્રિ.) જુઓ **ઢસડવું.**

**ઢસરડો,** (પું.) જુઓ **ઢરડો:** (૨) ઢસડવાથી પડેલું નિશાન; a mark caused by dragging.

**ઢળકવું**, (અ. ક્રિ.) નમવું કે ઢળી પડવું; to incline or lean on one side: (૨) નમીને અદાકારી દાખવવી; to show gracefulness by leaning down.

**ઢળવું**, (અ. ક્રિ.) જુઓ ઢળકવું: (૨) પ્રવાહીનું મોટા જથ્થામાં બહાર આવવું; (of liquids) to rush out in big quantity: (૩) આડા પડવું; સૂવું; to lie down: (૪) બીબામાં રેડાઈને આકાર લેવો, to be shaped after being poured into a die: (૫) અમુક વૃત્તિ કે વલણ હોવું; to have a certain inclination.

**ઢંકાવું**, (અ. ક્રિ.) આવરણથી આચ્છાદિત થવું કે સંતાવું; to be covered.

**ઢંગ**, (પું.) રીતભાત; વર્તન; manners; behaviour: (૨) દેખાવ, હાવભાવ; mien: (૩) રીત, પ્રકાર; method, mode: (૪) પદ્ધતિ, ઢબ; style, fashion, mode.

**ઢંઢેરો**, (પું.) જાહેરનામું; proclamation: (૨) સરકારી જાહેરનામું; a government proclamation.

**ઢંઢોળવું**, (સ. ક્રિ.) કોઈને જગાડવા માટે ખૂબ હલાવવું, to shake anyone heavily with a view to awakening from sleep.

**ઢાકઢોળ**, (પું.) બાહ્ય દેખાવ; outward appearance: (૨) હાવભાવ, વર્તન; mien, expression: (૩) ઘાટ, પ્રકાર, ઢબ, ઢંગ; shape, type, mode, style.

**ઢાકોઢુંબો, ઢાકોઢૂંબો, ઢાકોઢૂબો**, (પું.) રસોડા અને કોઠારમાં (રાત્રે) ખાદ્યવસ્તુઓ અનાજ વગેરેનાં પાત્રો બરાબર બંધ કરવાં તે; the act of properly covering or packing boxes, vessels, etc. containing eatables, grain, etc. (at night).

**ઢાઢી**, (પું.) ધંધાદારી શરણાઈ વગાડનારો; a professional flute player: (૨) એક પ્રકારનો ભિક્ષુક; mendicant.

**ઢાલ**, (સ્ત્રી.) સ્વરક્ષણ માટેનું શસ્ત્ર કે સાધન; a shield, a weapon or means of defence: (૨) રક્ષણ માટેની કે સંતાડવાની દીવાલ; a defending or hiding wall: (૩) રક્ષણ; defence, protection: (૪) અધિકૃત ધ્વજ કે વંશપરંપરાગત ચિહ્ન; a standard banner or flag, a heraldic sign: (૫) છત્ર; a canopy.

**ઢાલગર**, (પું.) ઢાલ બનાવવાનો ધંધો કરનાર; a professional shield-maker.

**ઢાળ**, (પું.) ઢોળાવ, ત્રાંસો ચડાવ કે ઉતાર; a slope, an upward or downward slope: (૨) ઢળતી વસ્તુ કે સપાટી; an inclined thing or surface: (૩) રીત, પદ્ધતિ, ઢંગ; method, mode, style, fashion: (૪) સામાજિક સંબંધો, ઓળખાણ; social relations, acquaintance: (૫) ગાવાની ઢબ; mode of singing: (૬) અંદાજ; an estimate.

**ઢાળકી**, (સ્ત્રી.) બીબામાં ઢાળીને ઘડેલી વસ્તુ; a moulded article: (૨) ધાતુનો ઢાળેલો ગઠ્ઠો, લગડી; a moulded ingot.

**ઢાળકો**, (પું.) મોટી ઢાળકી (જુઓ ઢાળકી): (૨) હાવભાવ, વર્તન; behaviour, mien: (૩) સુઘડતા; tidiness: (૪) કૌશલ્ય, દક્ષતા; dexterity, special skill: (૫) સમજણ; understanding

**ઢાળણી**, (સ્ત્રી.) ધાતુને ઢાળીને આકાર આપવાની રીત કે ક્રિયા; the mode or act of moulding.

**ઢાળવું**, (સ. ક્રિ.) નમાવવું; to lower, to let incline downwards: (૨) ટીપે ટીપે પાડવું (આંસુ, વગેરે); to shed (tears, etc.), (૩) બીબામાં રેડીને આકાર આપવો; to mould with a die: (૪) (પલંગ, વગેરે) પાથરવું, ઢાળવું; to spread (a cot, etc.): (૫) અંદાજ કાઢવો; to estimate.

**ઢાળિયું**, (વિ.) ઢળતું, ઢાળદાર; sloping, inclined: (૨) (ન.) ઢાળીને પાડેલી લગડી વગેરે; a moulded ingot, etc.: (૩)

ઢાળવાળાં ખેતર કે ભૂભાગ; a sloping field or piece of land: (૪) એક જ બાજુ ઢળતું છાપરું; a roof sloping on only one side: (૫) ઢળતું મેજ; a sloping table.

**ઢાળિયો,** (પું.) જુઓ **ઢાળકી:** (૨) ખેતરમાં સિંચાઈ માટેનો ઢાળદાર માર્ગ; a sloping water-course in a field for watering crops.

**ઢાળો,** (પું.) જુઓ **ઢાળકી:** (૨) વિશ્રાંતિ, આરામ; leisure, rest: (૩) જુઓ **ઢાકઢોળ.**

**ઢાંકણ,** (ન.) આચ્છાદન, બંધ કરવાનાં કે છુપાવવાનાં વસ્તુ કે સાધન; a cover, a covering, a lid: (૨) ગુપ્તતા; secrecy: (૩) સંરક્ષણ; defence, protection.

**ઢાંકણી,** (સ્ત્રી.) નાનું ઢાંકણ જુઓ **ઢાંકણું:** ઘૂંટણની ઉપરનું ગોળાકાર હાડકું; the knee-bone.

**ઢાંકણું,** (ન.) જુઓ **ઢાંકણ.**

**ઢાંકપછેડો, ઢાંકપિછોડો,** (પું.) ગુનો કે દોષ છુપાવવાનાં કૃત્ય કે યુક્તિ; the act or scheme of concealing a crime or a fault.

**ઢાંકવું,** (સ. ક્રિ.) કોઈ વસ્તુથી આચ્છાદન કરવું કે બંધ કરવું; to cover or shut with a lid: (૨) સંતાડવું; to hide.

**ઢાંક્યું,** (વિ.) ઢાંકેલું; covered: (૨) સંતાડેલું, ગુપ્ત; hidden, secret: (૩) (ન.) પિરસણું; sweets, cooked food sent to a relative, friend, etc.

**ઢાંક્યુંઢીંક્યું,** (વિ.) ગુપ્ત ચિંતાથી વ્યથિત; afflicted by secret anxieties.

**ઢાંઢો,** (પું.) મોટો સશક્ત બળદ; a big, strong ox.

**ઢિંગલી, ઢિંગલું, ઢિંગલો,** જુઓ **ઢીંગલી.**

**ઢીક,** (સ્ત્રી.) જુઓ **ઢીંક.**

**ઢીકણું,** (વિ.) જુઓ **ઢીંકણું.**

**ઢીકો,** (પું.) જુઓ **ઢીંકો.**

**ઢીચવું,** (સ. ક્રિ.) જુઓ **ઢીંચવું.**

**ઢીબવું,** (સ. ક્રિ.) કોઈની પીઠ પર મુક્કા મારવા; to strike someone on the back with fist blows: (૨) ખૂબ માર મારવો; to beat heavily.

**ઢીમચું** (**ઢીમચું**), (ન.) લાકડામાં મોટા ગઠ્ઠાવાળો ટુકડો; a big knotty log: (૨) માટીની જાડી કોઠી; a thick earthen jar: (૩) ઠીંગણું, જાડું બાળક; a plump child: (૪) માથું; the head.

**ઢીમણું, ઢીમડું,** (ન.) કઠણ સોજો; a hard swelling on the skin: (૨) માંસ, વગેરે છૂંદવાનું પાટિયું; a wooden board on which meat, etc is crushed. [(૨) નાવિક, ખારવો; a sailor.

**ઢીમર,** (પું.) માછીમાર; a fisherman:

**ઢીમું,** (ન.) જુઓ **ઢીમણું.**

**ઢીલ,** (સ્ત્રી.) વિલંબ; delay: (૨) શિથિલતા, ઢીલાશ; slackness, laxity: (૩) બેદરકારી; laxity, carelessness.

**ઢીલું,** (વિ.) શિથિલ; loose, slack: (૨) મંદ, આળસુ; dull, slow, lazy: (૩) પોચું; soft: (૪) નબળું, અશક્ત; weak, powerless: (૫) કાયર, ડરપોક; cowardly, timid. [જુઓ **ઢીલું.**

**ઢીલુંઢસ,** (વિ.) તદ્દન ઢીલું (બધા અર્થમાં)

**ઢીંક** (**ઢીક**), (સ્ત્રી.) માથાથી કરેલો પ્રહાર; a blow given by the head: (૨) પ્રહાર; a blow.

**ઢીંકણું** (**ઢીકણું**), (વિ.) અમુક, અજાણ્યું ("ફલાણું ઢીકણું" એમ સાથે વપરાય છે); certain, unknown, unidentified.

**ઢીંકવો,** (પું.) સૂકાં નદી કે તળાવમાં પાણી માટે ખોદેલો ખાડો; a pit dug into the bed of a dry river or pond.

**ઢીંકાપાટુ** (**ઢીકાપાટુ**), (ન. બ. વ.) મુક્કા અને લાતોથી મારામારી; a row with blows and kicks.

**ઢીંકો** (**ઢીકો**), (પું.) કોઈની પીઠ પર મારેલો મુક્કો; a fist-blow struck on someone's back: (૨) મુક્કો; a fist-blow.

**ઢીંગલી,** (સ્ત્રી.) સ્ત્રી આકૃતિનું પૂતળું, પૂતળી; a doll in a female form: (૨) ઢીંગણી, ગોળમટોળ છોકરી; a plump girl: **ઢીંગલું,** (ન.) પૂતળું; a doll: **ઢીંગલો,** (પું.) પુરુષ આકૃતિનું પૂતળું; a doll in male form: (૨) રૂપિયો, સિક્કો; a rupee, a coin.

**ઢીંચણ,** (પું.) (ન.) ગોઠણ, ઘૂંટણ; knee.

**ઢીંચણિયું,** (વિ.) ઢીંચણ સુધીના લાંબા પૂછડાવાળું (પશુ); (a beast) having a tail long enough to touch the knee: (૩) બેસતાં ઢીંચણ નીચે મૂકવાનું ટેકણ; a prop to be kept under the knee while sitting: (૪) ઢીંચણ; the knee.

**ઢીંચવું (ઢીચવું),** (અ. ક્રિ) (શરાબ, વ.) અમર્યાદ રીતે પીવું; (wine, etc.) to drink excessively.

**ઢૂવો,** (પું.) રણમાંનો રેતીનો ઢગલો; a sand-heap in a desert.

**ઢૂસ,** (વિ.) કસ વિનાનું; stuffless: (૨) નકામું; useless.

**ઢૂંકડું, ઢૂકડું,** (વિ) નજીકમાં આવેલું કે રહેલું; near, neighbouring.

**ઢૂંકવું, (ઢૂકવું),** (અ. ક્રિ.) પાસે કે નજીક જવું; to go near, to approach.

**ઢૂંઢવું,** (સ. ક્રિ.) શોધવું, ખોળવું; to seek, to search.

**ઢૂંઢસું,** (ન.) ખાલી કરેલું બાજરીનું કણસલું; an emptied millet-spike.

**ઢૂંઢિયો,** (પું.) એ નામનો એક જૈન સંપ્રદાય; a sect of Jainism so named: (૨) એનો અનુયાયી; a follower of that sect.

**ઢૂંડું, ઢૂંસું,** (ન) જુઓ **ઢૂંઢસું.**

**ઢૂંસો,** (પું.) લાડુ બનાવવા માટેનો ઘઉંનો મોટો વજનદાર ખાખરો; a big, weighty-cake of wheat-flour for preparing sweet-balls: (૨) જુઓ **ઘૂંસો.**

**ઢેકલી,** (સ્ત્રી.) સપાટીની બહાર નીકળેલાં નાના રીઠ કે ઢેકા; a small bulge or protuberance: (૨) નાની ટેકરી; a small hill. [ઢેકલી.

**ઢેકલો, ઢેકવો,** (ન.) મોટી ઢેકલી, જુઓ

**ઢેકવો,** (પું.) એક પ્રકારનું કૂવામાંથી પાણી ખેંચવાનું યંત્ર; a kind of machine for drawing water from a well.

**ઢેકાઢળિયા, ઢેકાઢૈયા,** (પું. બ. વ.) ખાડા ટેકરાવાળી જમીન; uneven ground.

**ઢેકો,** (પું.) સપાટીની બહાર નીકળેલો ભાગ; a bulge, a protuberance: (૨) શરીરનો ઢેકા જેવો ભાગ; a bulging part of the body.

**ઢેખલો,** (પું.) રોડું, ઈંટનો ટુકડો; a piece of brick: (૨) મારવા માટેનો ઈંટનો ટુકડો; a brickbat.

**ઢેખાળી,** (સ્ત્રી.) નાનો ઢેખાળો: **ઢેખાળો,** (પું.) જુઓ **ઢેખલો.**

**ઢેડ,** (પું.) હરિજન, એ નામની ભૂતકાળમાં અસ્પૃશ્ય ગણાતી જાતિનો માણસ; a member of a caste so named which was considered untouchable in the past.

**ઢેડગુજરાતી,** (સ્ત્રી.) અંગ્રેજી શબ્દોના મિશ્રણવાળી ગુજરાતી ભાષા; Gujarati language with the mixture of English words:–**ફજેતી,** (સ્ત્રી.)–**ફજેતો,** (પું.) જાહેર ફજેતી કે રકાસ; a public fiasco: **–વાડો,** (પું.) ઢેડોનો લત્તો; the locality where the members of the above caste live: **ઢેડી,** (સ્ત્રી.) એ જાતિની સ્ત્રી; a female member of that caste: (૨) ઢેડની પત્ની; wife of a member of that caste: **ઢેડો,** (પું.) (તિરસ્કારમા) ઢેડ.

**ઢેપલી,** (સ્ત્રી.) નાનુ ચોસલું; a small flat cake or slice.

**ઢેપલું,** (ન.) ચોસલું; a flat cake or slice: (૨) રોડું; a piece of a brick, a lump or slice of clay.

**ઢેપું, ઢેફું,** (ન.) જુઓ **ઢેપલું.**

**ઢેબરું**, (ન.) અર્ધ તળેલી રોટલી જેવી ચણા અને ઘઉંના લોટની એક વાની; a half-fried, bread-like article of food made up of gram and wheat flours.

**ઢેબો**, (પું.) જુઓ ઢેકો: (૨) સોજો; a swelling: (૩) છાણનો પોદળો; a lump of dung.

**ઢેર**, (પું.) જુઓ **ઢગ**.

**ઢેરી**, (સ્ત્રી.) જુઓ **ઢગ, ઢગલી**.

**ઢેલ**, (સ્ત્રી.) મોરની માદા; a pea-hen.

**ઢેસકું**, (ન.) એક પ્રકારનું ઘરેણું; a kind of ornament: (૨) જાડો રોટલો; a thick bread or loaf: (૩) છાણ; dung.

**ઢેસરો, ઢેસડો, ઢેસલો**, (પું.) છાણ કે મળનો પોદળો; a lump of dung or excrement.

**ઢેચું**, (ન.) મોટું ઢેકું; a large lump or slice of clay: (૨) ઢગલો; a heap.

**ઢોકળિયું**, (વિ.) વચ્ચેથી જાડું; thick in the mid-part: (૨) (ન.) પગનું દર્દ જેમાં સ્નાયુઓ જકડાઈ જાય છે; a disease of the legs in which the muscles become stiff.

**ઢોકળી**, (સ્ત્રી.) ⎫ એક વાની; a kind of
**ઢોકળું**, (ન.) ⎭ article of food.

**ઢોચકી**, (સ્ત્રી.) નાનું ઢોચકું: **ઢોચકું**, (ન.) માટલું કે માટીનું ઘડા જેવું પાત્ર; a kind of earthen pot: (૨) માથું; the head: (૩) (વિ.) અસ્થિર; unstable.

**ઢોર**, (ન.) પાલતુ ચોપગું પ્રાણી; a domestic quadruped, a beast of the cattle class: **–ઢાંખર**, (ન. બ. વ.) ઢોર (સામુદાયિક રીતે); cattle: **–માર**, (પું.) સખત માર; severe beating.

**ઢોરો**, (પું.) ઉપસેલો ભૂભાગ; a bulging piece of land: (૨) જુઓ **ઢેકો**.

**ઢોલ**, (પું.) નગારું; a kind of drum: **–કી**, (સ્ત્રી.) **ઢોલકું**, (ન.) નાનો ઢોલ.

**ઢોલણી, ઢોળણી**, (સ્ત્રી.) નાનો ખાટલો; a small cot or bedstead.

**ઢોલિયો**, (પું.) મોટો, પહોળો ખાટલો, પલંગ; a big, broad cot or bedstead.

**ઢોલી**, (પું.) ધંધાદારી ઢોલ વગાડનારો; a professional drummer.

**ઢોળ**, (પું.) ઓપ, ઓપવું તે; polish, a *polishing*: (૨) ધાતુને પતરાં જડવાં તે; metal-plating.

**ઢોળવું**, (અ. ક્રિ.) પ્રવાહીનો રેડીને કે જમીન પર ફેંકીને વ્યય કરવો; to spill: (૨) રેડવું; to pour out: (૩) (ન.) અસ્થિર તળિયાવાળું પાત્ર; a pot with an unstable bottom: (૪) અસ્થિર વિચારો ધરાવતું માણસ; a person with unstable opinions.

**ઢોળવું**, (સ. ક્રિ.) પંખાથી પવન નાખવો; *to fan*.

**ઢોળાણ, ઢોળાવ**, (ન.) જુઓ **ઢાળ**.

**ઢોંગ**, (પું.) ખોટો દેખાવ, false show, pretence: (૨) દંભ; hypocrisy: (૩) ખોટોવેશ; disguise: (૪) બહાનું; excuse: **–ધતૂરો**, (પું.) છેતરપિંડી, દંભ; deceit, hypocrisy, pretence: **ઢોંગી, ઢોંગીલું**, (વિ.) દંભી, ધૂતારું; hypocritical, deceitful, pretentious.

**ઢોંડો**, (પું.) પથ્થરનો મોટો ટુકડો; a big piece of stone: (૨) મૂર્ખ, રેંચું માણસ; a stupid, rough person.

## ણ

**ણ**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો પંદરમો વ્યંજન; the fifteenth consonant of the Gujarati alphabet.

આ અક્ષરથી શરૂ થતો એક પણ શબ્દ નથી; there is not a single word beginning with this letter.

## ત

**ત**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો સોળમો વ્યંજન; the sixteenth consonant of the Gujarati alphabet.

**તક,** (સ્ત્રી.) અનુકૂળ સમય કે સંયોગ; an opportunity: (૨) લાગ; a favourable time: (૩) પ્રસંગ; an occasion.

**તકતકવું,** (અ. ક્રિ.) પ્રકાશવું, ચળકવું; to shine, to glitter.

**તકતી,** (સ્ત્રી.) ચતુષ્કોણ ચકતી; a rectangular disc or plate: (૨) એક પ્રકારનું ઘરેણું; a kind of ornament.

**તકતો,** (પું.) મોટી તકતી, જુઓ **તકતી:** (૨) અરીસો, દર્પણ; a mirror: (૩) મઢેલા ચિત્ર કે છબી; a framed picture or photograph.

**તકદીર,** (ન.) ભાગ્ય, નસીબ; fate, destiny.

**તકમરિયાં,** (ન. બ. વ.) એક પ્રકારનાં ઔષધ તરીકે વપરાતાં બિયાં; a kind of herbal seeds.

**તકરાર,** (સ્ત્રી.) કજિયો, ઝઘડો; a strife, a quarrel: (૨) ટંટો, વાંધો; a dispute: (૩) વિવાદ, controversy: **તકરારિયું, તકરારી,** (વિ.) કજિયાખોર; quarrelsome, pugnacious: (૨) વાંધાજનક; disputable, controversial.

**તકલાદી,** (વિ.) કસ વિનાનું; frail, stuffless: (૨) નાજુક અને અલ્પજીવી; tender and shortlived: (૩) ચારિત્ર્યહીન; characterless, immoral: (૪) બનાવટી; forged, counterfeit.

**તકલી,** (સ્ત્રી.) તળિયે ચકતીવાળું, ઊભા પાતળા સળિયાનું, એક પ્રકારનું કાંતવાનું સાધન; a spinning instrument made of a vertical thin rod with a disc at the bottom.

**તકલીફ,** (સ્ત્રી.) શ્રમ, તસ્દી, ઉપાધિ; hard work, trouble: (૨) કષ્ટ; trouble, hardship.

**તકસીર,** (સ્ત્રી.) ભૂલ, ખામી; an error, a drawback: (૨) દોષ, ગુનો, a fault, an offence, a crime.

**તકાજો, તકાદો,** (પું.) જુઓ **તગાદો.**

**તકાવી,** (સ્ત્રી.) સરકાર તરફથી ખેડૂતોને મળતું ધિરાણ; government loans to farmers.

**તકાસવું,** (સ. ક્રિ.) આતુરતાપૂર્વક ઇચ્છવું, ઝંખવું; to pine for: (૨) લાલચથી એકીટશે જોવું; to stare greedily.

**તકિયો,** (પું.) અઢેલવાનું મોટું, પહોળું ઓશીકું; a pillow: (૨) તકિયા જેવું ચણતરકામ; a pillow-like masonry work: (૩) ફકીરનું રહેઠાણ; a muslim saint's or mendicant's abode.

**તકેદારી,** (સ્ત્રી.) દેખરેખ, ચોકી, પહેરો; alertness, a watch, a guard: (૨) જાપતો; security measures.

**તક્તી,** (સ્ત્રી.) જુઓ **તકતી.**

**તક્તો,** (પું.) જુઓ **તકતો.**

**તક્ર,** (સ્ત્રી.) (ન.) છાશ; butter-milk.

**તક્ષક,** (પું.) સુતાર; a carpenter: (૨) નાટકનો સૂત્રધાર; the leading actor of the prelude of a drama: (૩) એ નામનો એક પૌરાણિક નાગ; the name of a mythological serpent: (૪) દેવોનો શિલ્પી; the architect of gods.

**તક્ષણ,** (ન.) ખરાદી કામની કળા જે ૬૪ કળામાંની એક કળા ગણાય છે; the art of lathe-work which is one of the sixty-four arts.

**તખત,** (ન.) રાજગાદી, સિંહાસન; a royal throne.

**તખતી,** (સ્ત્રી.) જુઓ **તકતી.**

**તખતો,** (પું.) જુઓ **તકતો:** (૨) રંગભૂમિ, નાટ્યકળા; the stage, the theatre, the dramatic art.

**તખ્ત,** (ન.) જુઓ **તખત: -નશીન,** (વિ.) સિંહાસન પર બેઠેલું; ruling, sovereign, enthroned.

**તખ્તી,** (સ્ત્રી.) જુઓ **તકતી.**

**તખ્તો,** (પું.) જુઓ **તખતો.**

**તગડ,** (સ્ત્રી.) રખડપટ્ટી; wandering: (૨) રખડપટ્ટીની વેઠ; the drudgery of running errands: (૩) હાંકી કાઢ

કે નસાડી મૂકવું તે; a driving away: (૪) શારીરિક થાક; physical exhaustion.

**તગડવું**, (સ. ક્રિ.) ચાલવાની કે નાસી જવાની ફરજ પાડવી; to cause or force to walk or run away: (૨) કંટાળાજનક રખડપટ્ટી કરાવવી; to cause to undertake tedious errands or wanderings: (૩) થકવવું; to exhaust.

**તગડો**, (પું.) ત્રણની સંખ્યા, '૩'; the figure 'three', '3'.

**તગણું**, (વિ) ત્રણગણું; three-fold.

**તગતગવું**, (અ. ક્રિ.) જુઓ **તકતકવું**.

**તગર**, (સ્ત્રી.) (ન.) ઔષધી તરીકે વપરાતી એક સુગંધી વનસ્પતિ, a fragrant herbal plant.

**તગવું**, (અ. ક્રિ.) જુઓ **તકતકવું**.

**તગાદો, તકાજો, તકાદો**, (પું.) આગ્રહપૂર્વકની ઉઘરાણી; a pressing demand for payment: (૨) અગત્ય, તાકીદ; urgency.

**તગારું**, (ન.) લોઢાનું છીછરું પહોળા મોંનું પાત્ર; a broad mouthed, shallow iron bucket.

**તગાવી**, (સ્ત્રી.) જુઓ **તકાવી**.

**તગેડવું**, (સ. ક્રિ.) જુઓ **તગડવું**.

**તજ**, (સ્ત્રી.) (ન.) તેજાના તરીકે વપરાતી એક પ્રકારના વૃક્ષની છાલ; cinnamon.

**તજગરો**, (પું.) તપાસ; examination: (૨) હિસાબ કે નામાના ચોપડાની તપાસ; auditing.

**તજવીજ**, (સ્ત્રી.) તપાસ, પૂછપરછ, ચકાસણી; examination, search, investigation, scrutiny: (૨) હિકમત, યુક્તિ; a contrivance, a scheme: (૩) પ્રયાસ; an effort: (૪) વ્યવસ્થા, સંચાલન; arrangement, management: (૫) આયોજન; planning: (૬) જોગવાઈ; provision.

**તજવું**, (સ. ક્રિ.) જુઓ **ત્યજવું**.

**તજાગરમી**, (સ્ત્રી.) એક પ્રકારનો ચામડીનો રોગ; a kind of skin disease.

**તજ્જ્ઞ**, (વિ.) અમુક વિષયનો પારંગત, વિદ્વાન કે નિષ્ણાત; learned or expert.

**તટ**, (પું.) કિનારો, કાંઠો; a shore, a bank, a margin.

**તટસ્થ**, (વિ.) નિષ્પક્ષ, અલિપ્ત; neutral: (૨) નિરપેક્ષ, પક્ષપાત કે પૂર્વગ્રહ રહિત; disinterested, unprejudiced.

**તટિની**, (સ્ત્રી.) નદી; a river.

**તડ**, (સ્ત્રી.) જુઓ **તરડ**: (૨) જ્ઞાતિ, સંપ્રદાય વગેરેનાં જૂથ કે વિભાગ; a group or division of a caste, cult, etc.

**તડકવું**, (અ. ક્રિ.) ભયથી ગભરાવું; to be dismayed.

**તડકાવવું**, (સ. ક્રિ.) ડરાવવું; to frighten: (૨) ધમકી આપવી; to threaten.

**તડકો**, (પું.) સૂર્યનો પ્રકાશ; sunshine: (૨) (સૂર્યકિરણોનો) તાપ; heat, (caused by sunshine).

**તડકોછાંયડો**, (પું.) **તડકીછાંયડી**, (સ્ત્રી.) **તડકોશીળો**, (પું.) સુખદુઃખ, ચડતીપડતી; the cycle of happiness and misery, ups and downs of life.

**તડજોડ**, (સ્ત્રી.) બે પક્ષો વચ્ચેનું સમાધાન; a compromise.

**તડતડ**, (અ.) ફાટવાના કે ફૂટવાના અવાજથી; with a cracking or bursting sound: (૨) ઝટપટ; at once, abruptly: (૩) તત્પરતાથી; readily.

**તડતડવું**, (અ. ક્રિ.) ફાટવાનો કે ફૂટવાનો અવાજ થવો; to occur a bursting or cracking sound: (૨) ફાટું ફાટું થવું; to be on the point of bursting: (૩) રોષથી બોલવું; to speak angrily.

**તડતડાટ**, (પું.) તડતડ અવાજ; a bursting or cracking sound: (૨) (અ.) સપાટાબંધ; swiftly.

**તડતડિયું**, (વિ.) તડતડ અવાજ કરે એવું; making a bursting or cracking

sound: (૨) (ન.) એવા અવાજ સાથે ફૂટતું એક પ્રકારનું દારૂખાનું; a kind of fire-work cracking with such sound: (૩) બળતાં તડતડ અવાજ કરે એવું બળતણ; fuel, making a cracking sound while burning.
**તડતડિયો,** (પું.) જુઓ **તડતડિયું**: (૨) તણખો, અંગારો, દેવતા; a spark, an ember.
**તડપડાટ,** (પું.) જુઓ **ટડપડ.**
**તડપવું,** (અ. ક્રિ.) જુઓ **તલપવું.**
**તડફડ,** (અ.) સપાટાબંધ; swiftly: (૨) તરતજ, પળ વારમાં; abruptly, instantly: (૩) ખુલ્લેખુલ્લું; openly.
**તડફડવું,** (અ. ક્રિ.) બચાવ માટે ઉગ્ર પ્રયાસ કરવા; to struggle hard for escape: (૨)બચાવ માટે શરીરના અવયવો ખૂબ હલાવવા; to move the limbs violently for escape: (૩) ફાંફાં કે વલખાં મારવાં; to struggle hopelessly: (૪) હાંફવું; to pant.
**તડફડાટ,** (પું.) તડફડવું તે; violent or vain struggles, etc.
**તડફડિયાં,** (ન. બ. વ.) જુઓ **તડફડાટ.**
**તડફવું,** (અ. ક્રિ.) જુઓ **તડફડવું.**
**તડબૂચ,** (ન.) એક પ્રકારનું મોટું ગોળાકાર ઠંડું ફળ; a water-melon.
**તડભડ,** (અ.) જુઓ **તડફડ.**
**તડવું,** (અ. ક્રિ.) હુમલો કરવા ધસી જવું; to rush to attack: (૨) વિરોધ કરવો; to oppose: (૩) બળવો કરવો; to revolt.
**તડંતડા,** (સ્રી.) જુઓ **તડાતડ, તડાતડી.**
**તડાક,** (અ.) તૂટવાના અવાજથી; with a cracking or breaking sound: (૨) સપાટાબંધ; swiftly: (૩) ઝટપટ; abruptly: (૪) ઓચિંતાં; suddenly: (૫) પ્રહાર કરીને, સચોટ રીતે; with a stroke, strikingly.
**તડાકો,** (પું.) ગપ, અફવા; a false report, a rumour: (૨) ઓચિંતો મોટો લાભ; a sudden big profit or advantage, a wind-fall.
**તડાગ,** (ન.) તળાવ; a pond.
**તડાતડ,** (અ.) ઝટપટ; abruptly, swiftly: (૨) ઝડપથી અને સતત; swiftly and repeatedly.
**તડાતડ, તડાતડી,** (સ્રી.) ઉગ્ર બોલાચાલી; hot exchange of words: (૨) કજિયો, મારામારી; a quarrel, an altercation, a row: (૩) હરીફાઈ, સ્પર્ધા; a rivalry, a contest: (૪) ધાંધલ ધમાલ, ઉતાવળ; commotion, haste.
**તડામાર,** (અ.) સપાટાબંધ; swiftly, abruptly: (૨) ધમધોકાર, સતત; non-stop, incessantly.
**તડામાર, તડામારી,** (સ્રી.) ઉતાવળ; haste: (૨)સતત ધમાલ; incessant commotion.
**તડિત,** (સ્રી.) વીજળી; lightning.
**તડિંગધૂમ,** (અ.) ઢોલના અવાજની જેમ; with a sound similar to that of a drum.
**તડી,** (સ્રી.) મારની ઝડી; a shower of strokes, non-stop beating: (૨) ઝડી (દરેક અર્થમાં); a shower: (૩) દરોડો; a raid.
**તડૂકવું,** (અ. ક્રિ.) ગુસ્સાથી મોટા અવાજે ઠપકો આપવો; to rebuke loudly and angrily: (૨) ગુસ્સાથી ગર્જના કરવી; to roar angrily.
**તડૂકો,** (પું.) તાડૂકવું તે; an angry loud rebuke or roaring.
**તડોતડ,** (અ.) જુઓ **તડાતડ.**
**તણખ,** (સ્રી.) ડંખ સાથેની બળતરાની વેદના; an itching, burning pain: (૨) અવાજની કર્કશતા; hoarseness of voice.
**તણખલું,** (ન.) ઘાસની સળી, તરણું; a blade of grass or straw.
**તણખો,** (પું.) બિંદુ જેવો અંગારો, ચિનગારી; a spark.
**તણછ,** (સ્રી.) જુઓ **તણખ.**
**તણછાવું,** (અ. ક્રિ.) તણખ થવી; to suffer an itching burning pain: (૨) લંગડાવું; to be lamed.

**તણાઉ**, (વિ.) જેના તાર બનાવી શકાય એવું (ધાતુ વગેરે), તનનીય; ductile.

**તણાવું**, (અ. ક્રિ.) ખેંચાવું; to be drawn, dragged or carried away: (૨) સંકોચાવું; to be contracted: (૩) અક્કડ થવું; to be stiffened: (૪) શરમથી વધારે પડતો ખર્ચ કરવો કે નુકસાન સહન કરવું; to spend heavily or suffer a loss for escaping from shame.

**તણી**, (સ્ત્રી.) **તણું**, (ન.) **તણો**, (પું.) (વ્યાકરણ) છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય; the termination of the genetive or the possessive case.

**તતકાલ, તતક્ષણ, તતખેવ**, (અ.) એ જ સમયે, તરતજ; at that very time, at once, abruptly.

**તતડવું**, (અ. ક્રિ.) જુઓ **તડતડવું**.

**તતડાટ**, (પું.) તડતડવું તે, જુઓ **તડતડવું**.

**તતડાવવું**, (સ. ક્રિ.) તડતડવુંનું પ્રેરક, જુઓ **તડતડવું**: (૨) ધમકી આપવી; to threaten: (૩) ઠપકો આપવો; to rebuke.

**તતડિયું**, (વિ.) (ન.) જુઓ **તડતડિયું**.

**તતડિયો**, (પું.) જુઓ **તડતડિયો**.

**તત**, (અ.) પછી, then.

**તતૂડી**, (સ્ત્રી.) નાનું તતૂડું: **તતૂડું**, (ન.) એક પ્રકારનું રણશિંગું; a kind of bugle.

**તત્કાલ, તત્કાળ**, (અ.) જુઓ **તતકાલ**.

**તત્કાલીન**, (વિ.) એ સમયનું; of or pertaining to that time or period.

**તત્ક્ષણ**, (અ.) જુઓ **તતક્ષણ**.

**તત્ત્વ**, (ન.) મૂળ કે વાસ્તવિક રૂપ; original or real form: (૨) વાસ્તવિકતા (ભ્રમથી ઊલટું); reality (opposite of illusion): (૩) મૂળ ગુણ કે પ્રકૃતિ; original property or nature: (૪) સાર, સત્ત્વ, સારાંશ; essence, cream, pith, sum and substance: (૫) મહત્ત્વનો કે મુખ્ય ભાગ; the important or chief essential part: (૬) રહસ્ય; the secret: (૭) પંચમહાભૂતોમાંનું કોઈ એક; any one of the five chief elements: (૮) સત્ય કે આધ્યાત્મિક જ્ઞાન; truth, or spiritual knowledge.

**તત્ત્વચિંતન**, (ન.) તત્ત્વ વિષેનું ચિંતન; meditation about truth or spiritual knowledge.

**તત્ત્વજ્ઞ**, (વિ.) તત્ત્વને જાણનારું; knowing the truth, well-versed in philosophy: (૨) (પું.) તત્ત્વજ્ઞ વ્યક્તિ, દર્શનશાસ્ત્રી; a philosopher.

**તત્ત્વજ્ઞાન**, (ન.) તત્ત્વ વિષેનું જ્ઞાન, દર્શનશાસ્ત્ર; spiritual knowledge, philosophy.

**તત્ત્વજ્ઞાની**, (વિ.) (પું.) જુઓ **તત્ત્વજ્ઞ**.

**તત્ત્વતઃ**, (અ.) તાત્ત્વિક રીતે, યથાર્થ રીતે; truly, really, as a matter of fact.

**તત્ત્વદર્શન**, (ન.) જુઓ **તત્ત્વજ્ઞાન**.

**તત્ત્વમીમાંસા**, (સ્ત્રી.) જીવ અને આત્માનાં સ્વરૂપ, સત્ય વગેરેના ચિંતનનું શાસ્ત્ર, અધ્યાત્મવિદ્યા; metaphysics.

**તત્પર**, (વિ.) લીન, મગ્ન; engrossed in, totally devoted to: (૨) તૈયાર, સજ્જ; ready, well-equipped: **–તા**, (સ્ત્રી.) મગ્નતા, સંપૂર્ણ ભક્તિભાવ; the quality of being engrossed in, total devotion.

**તત્પરાયણ**, (વિ.) જુઓ **તત્પર**.

**તત્પુરુષ**, (પું.) વ્યાકરણનો એક મુખ્ય સમાસ; one of the main compounds of grammar.

**તત્ર**, (અ.) ત્યાં, એ સ્થળે; there, at that place.

**તત્સમ**, (વિ.) મૂળ અથવા અસલ સ્વરૂપમાં (શબ્દ); (a word) original, identical: (૨) મૂળ અને પ્રાકૃત ભાષાઓમાં મૂળરૂપે રહેલો (શબ્દ); (a word) in its original form in the principal as well as derived languages.

**તથા**, (સ્ત્રી.) દરકાર, સંબંધ, સ્પૃહા; care, regard, concern: (૨) વિસ્તાર, વૃદ્ધિ;

extension, expansion: (3) સાતત્ય; continuity.

**તથા,** (અ.) અને; and, as well as: (2) એ પ્રમાણે; in that manner.

**તથાગત,** (વિ.) ઉચ્ચતમ અધ્યાત્મિક સ્થિતિએ પહોંચેલું; having attained highest spiritual state of knowledge: (2) ભગવાન બુદ્ધ; Lord Buddha.

**તથાપિ,** (અ.) તેમ છતાં, તોપણ; even then, however, nevertheless, yet, still. [so, amen.

**તથાસ્તુ,** (અ.) 'એમ થાઓ'; let it be

**તથ્ય,** (વિ.) સાચું, વાસ્તવિક; true, real: (ન.) સત્ય, વાસ્તવિકતા; truth, reality.

**તથ્યાંશ,** (પું.) સત્ય કે વાસ્તવિકતાનો અંશ; an element of truth or reality: (2) સાર, સારાંશ; gist, cream, sum and substance.

**તદનુરૂપ,** (વિ.) સમાન, સરખું; similar.

**તદનુસાર,** (અ.) તે પ્રમાણે; accordingly.

**તદપિ,** (અ.) જુઓ **તથાપિ.**

**તદબીર,** (સ્ત્રી.) યુક્તિ, કરામત, હિકમત; a plan, a contrivance, expedient.

**તદા,** (અ.) ત્યારે, then, at that time.

**તદાકાર,** (વિ.) જુઓ **તદનુરૂપ:** (2) લીન, મગ્ન; engrossed in, totally devoted to.

**તદુપરાંત, તદુપરિ,** (અ.) તે ઉપરાંત, વળી; moreover, over and above that.

**તદ્ધિત,** (પું.) નામ, સર્વનામ, વિશેષણ વગેરે પરથી નવો શબ્દ બનાવવા માટેનો પ્રત્યય; an affix or termination for making a new word from a noun, pronoun, adjective, etc.: (2) (વિ.) એવા પ્રત્યયથી બનેલું; formed by such an affix.

**તદ્ભવ,** (વિ.) તેમાંથી જન્મતું કે બનતું; arising or coming to existence from that: (2) અપભ્રષ્ટ (શબ્દ); (a word) slightly changed from its original form.

**તદ્રૂપ,** (વિ.) જુઓ **તદાકાર.**

**તદ્ધિત,** (વિ.) (પું.) જુઓ **તજ્જ્ઞ.**

**તન,** (પું.) પુત્ર; a son.

**તન,** (ન.) શરીર, દેહ; the body.

**તનક,** (વિ.) નાનું, થોડું; small, little.

**તનખા,** (પું.) પગાર; a salary: (2) મહેનતાણું; wages: (3) હક, દાવો; a right, a claim.

**તનમન,** (અ.) અત્યંત આતુરતાથી; very eagerly: (2) અધીરાઈથી, ઉતાવળથી; impatiently, hastily: **-ધન,** (ન.બ.વ.) પોતાનું સર્વસ્વ; one's all possessions: (2) પોતાનાં બધાં શક્તિ, સાધન, ઇ.; one's all powers and means: (3) ઉચ્ચતમ મહત્ત્વાકાંક્ષા; highest ambition.

**તનમનાટ,** (પું.) ઉશ્કેરાટ આવેશ; excitement: (2) જુસ્સો; spirit: (3) અધીરાઈ; impatience: (4) રોમાંચ; thrill.

**તનમનિયું,** (ન.) એક પ્રકારનું ફૂલ; a kind of flower: (2) એક પ્રકારનું સ્ત્રીઓ માટેનું કાનનું ઘરેણું; a kind of ear-ornament for women.

**તનય, તનુજ,** (પું.) પુત્ર; a son.

**તનયા, તનુજા,** (સ્ત્રી.) પુત્રી; a daughter.

**તનુ,** (વિ.) પાતળું; thin: (2) કૃશ; lean, emaciated: (3) નાનું, થોડું; small, little: (4) નાજુક; tiny: (5) સુંદર; beautiful: (6) (સ્ત્રી.) (ન.) શરીર; the body.

**તન્મય,** (વિ.) લીન, મગ્ન, એકાગ્ર; absorbed or engrossed in, concentrated: (2) એકરૂપ; having become one or identical with.

**તન્માત્ર,** (ન.) **તન્માત્રા,** (સ્ત્રી.) પંચમહાભૂતોનું નિર્ભેળ સૂક્ષ્મ રૂપ; the pure and subtle form of the main five elements. [beautiful woman.

**તન્વી,** (સ્ત્રી.) પાતળી સુંદર સ્ત્રી; a slender

**તપ,** (ન.) આધ્યાત્મિક જ્ઞાન કે મોક્ષ પ્રાપ્તિ માટેનું ઇંદ્રિયદમન; self-mortification with a view to attaining spiritual knowledge or salvation, penance: (૨) કંટાળાજનક સંજોગોમાં રાહ જોતાં થતી હેરાનગતિ; trouble resulting from waiting under tedious circumstances.

**તપખીર,** (સ્ત્રી.) સૂંઘવાની તમાકુ, છીંકણી; snuff: **તપખીરિયું, તપખીરી,** (વિ.) તપખીર જેવા રંગનું; brown.

**તપત,** (સ્ત્રી.) ગરમી; heat: (૨) ઝીણો તાવ; slight fever.

**તપવવું,** (સ. ક્રિ.) ગરમ કરવું; to heat.

**તપવું,** (અ. ક્રિ) ગરમ કે ઊનું થવું; to be heated: (૨) ચમકવું; to shine, to glow: (૩) તપ કરવું; to practise penance: (૪) કંટાળાજનક સંજોગોમાં રાહ જોતાં હેરાન થવું; to be troubled because of waiting under tedious circumstances: (૫) ગુસ્સે થવું; to be angry, to be enraged.

**તપશ્ચર્યા,** (સ્ત્રી.) તપ (કરવું તે) જુઓ **તપ.**

**તપસી,** (વિ.) (પું.) જુઓ **તપસ્વી.**

**તપસીલ,** (સ્ત્રી.) વિગતો; details: (૨) વિગતવાર યાદી કે અહેવાલ; a detailed list or report: **—વાર,** (અ.) વિગતવાર; in detailed.

**તપસ્યા,** (સ્ત્રી.) જુઓ **તપ.**

**તપસ્વિની,** (વિ.) (સ્ત્રી.) તપસ્વી સ્ત્રી; a woman practising penance.

**તપસ્વી,** (વિ.) (પું.) તપ કરનાર પુરુષ; a man practising penance.

**તપાવવું,તપાડવું,**(સ. ક્રિ.)જુઓ **તપવવું.**

**તપાસ, તપાસણી,** (સ્ત્રી.) તપાસવું તે, an examination, an investigation.

**તપાસવું,** (સ. ક્રિ.) ચોકસી કે ખાતરી કરવી, to examine, to investigate: (૨) શોધવું, ખોળવું; to search: (૩) સંભાળ કે દેખરેખ રાખવાં; to look after, to watch, to guard.

**તપાસાવવું,** (સ. ક્રિ.) તપાસ કરાવવી; to get examined or investigated.

**તપેલી,** (સ્ત્રી.) પહોળા મોંનું ધાતુનું (રાંધવાનું) વાસણ; a broad-mouthed (cooking) vessel or pot: **તપેલું,** (ન.) મોટી તપેલી.

**તપેલું,** (વિ.) ગરમ, ગુસ્સે થયેલું; heated, enraged.

**તપોધન,** (વિ) કેવળ તપ જ જેનું ધન છે એવું; having only penance as one's property or asset:(૨)બ્રાહ્મણની એ નામની પેટાજ્ઞાતિનું; belonging to a Brahmin sub-caste so named: (૩) (પું.) જુઓ **તપસ્વી:** (૪) ઉપરોક્ત જ્ઞાતિનું માણસ; a member of the caste so-named.

**તપોબલ, તપોબળ,** (ન.) તપનાં શક્તિ અને પ્રભાવ; the power and glory of penance.

**તપોભૂમિ, તપોભૂમી,** (સ્ત્રી.) જુઓ **તપોવન:** (૨) તપથી પવિત્ર થયેલી ભૂમિ; the land sanctified by penance.

**તપોવન,** (ન) તપસ્વીઓ તપ કરતા હોય એવાં વન, જંગલ કે સ્થળ; a forest or place where austere ascetics practise penance.

**તપ્ત,** (વિ.) તપેલું, તપાવેલું; hot, heated: (૨) ગુસ્સે થયેલું; enraged: (૩) ઉશ્કેરાયેલું; excited.

**તફડવું,** (અ. ક્રિ.) જુઓ **તડફડવું.**

**તફડંચી,** (સ્ત્રી.) ઉચાપત, a pilfering, mis-appropriation: (૨) ચોરી; theft.

**તફડાટ,** (પું.) જુઓ **તડફડાટ.**

**તફડાવવું,** (સ. ક્રિ) ઉચાપત કરવી; to pilfer,to mis-appropriate: (૨) ચોરી કરવી; to steal.

**તફસીલ,** (સ્ત્રી) **—વાર,** (અ) જુઓ **તપસીલ.**

**તફાવત,** (પુ ) જુદાપણું, ફરક; difference: (૨) અસમાનતા, ભેદ; inequality, difference, disparity.

**તફો,** (પું.) સમૂહ; an assemblage: (૨) મંડળી, જૂથ; a group: (૩) વિભાગ, a section, a division.

**તખક**, (સ્ત્રી.) રકાબી, થાળી; a plate, a tray: (૨) મજલો, માળ, a storey, an upper floor of a building.

**તખકકો**, (પું.) મજલો, માળ; a storey: (૨) અમુક સ્થિતિ કે હાલત; a stage or condition' (૩) સંજોગ; a circumstance: (૪) ધોરણ; a standard: (૨) વિભાગ; a section, a division.

**તબડક**, (અ.) ઘોડાની તેજ દોડના પગલાંના જેવા અવાજથી; with the sound similar to that of the steps of a fast-running horse: **તબડકી**,(સ્ત્રી) ઝડપથી દોડતા ઘોડાનો પગરવ; the sound of the steps of a fast-running horse: (૨) ઝડપી દોડ; a fast running: **તબડકો**, (પું.) સપાટો, ઝાપટ; a swift blow, a sudden swoop: (૨) વેગ, ઝડપ; speed, swiftness.

**તબડાવવું**, (સ. ક્રિ.) વેગથી દોડાવવુ, to cause to run swiftly: (૨) ધમકી આપવી; to threaten: (૩) સખત ઠપકો આપવો; to rebuke severely.

**તબડૂક**, (વિ.) મૂર્ખ, ગમાર; foolish: (૨) મૂઢ, અવાક; dull, tongue-tied.

**તબદીલ**, (વિ.) સ્થળાંતર પામેલું; transferred: (૨) બદલાયેલું; changed: **તબદીલી**, (સ્ત્રી.) બદલી, ફેરફાર; a transfer, a change.

**તબલચી**, (પું.) તબલાનો ઉસ્તાદ; an expert player of musical drums.

**તબલું**, (ન.) ઢોલ જેવું એક વાદ્ય, નરઘું; a kind of musical drum.

**તબિયત**, (સ્ત્રી.) માનસિક સ્થિતિ, મિજાજ; mental condition, disposition, mood: (૨) સ્વાસ્થ્યની દૃષ્ટિએ શારીરિક સ્થિતિ; condition of the body with regard to health.

**તબીબ**, (પું.) દાક્તર, વૈદ્ય; a doctor, a physician: **તબીબી**, (વિ.) વૈદકના વ્યવસાયને લગતું; pertaining to the profession of medical practice: (૨) (સ્ત્રી.) વૈદકનો વ્યવસાય; the profession of medical practice.

**તબેલો**, (પું.) ઘોડા, બળદ, દૂધાળાં ઢોર, ગાડીઓ રાખવાનાં સ્થળ કે મકાન; a stable.

**તમ**, (ન.) જુઓ **તમસ**.

**તમણ**, (સ્ત્રી.) ચૂલ, જમીન ખોદીને કરેલો ચૂલો; a fire-place made by digging the ground.

**તમણું**, (વિ.) જુઓ **ત્રમણું**.

**તમતમાટ**, (વિ.) બહુ તીખું, તમતમું; acrid, pungent: (૨) (પું.) તીખાશ; acridity.

**તમતમું**, (વિ.) બહુ તીખું; acrid, pungent.

**તમન્ના**, (સ્ત્રી.) ઉત્કંઠા, તીવ્ર ઇચ્છા; an intense desire: (૨) આતુરતા; eagerness.

**તમરી**, (સ્ત્રી.) જુઓ **તમ્મર**.

**તમરું**, (ન.) રાત્રે તીણો અવાજ કરતું એક પ્રકારનું જંતુ; a kind of cricket making shrill sound at night.

**તમસ(તમ)**, (ન.) અંધકાર; darkness: (૨) અજ્ઞાન, ભ્રમ; ignorance, illusion: (૩) જુઓ **તમોગુણ**.

**તમંચો**, (પું.) બંદૂક જેવું એક નાનું હથિયાર; પિસ્તોલ; a pistol.

**તમા**, (સ્ત્રી.) દરકાર, પરવા; care, regard, consideration: (૨) ખોટ, ઊણપ; a want, a shortage.

**તમાકુ**, (સ્ત્રી.) ધૂમ્રપાન અને છીંકણી માટે વપરાતા છોડનાં પાન; tobacco: (૨) એનો છોડ; a tobacco plant.

**તમાચો**, (પું.) લપડાક, થપ્પડ; a slap.

**તમામ**, (વિ.) બધું, સંપૂર્ણ; all, whole, entire: (૨) (અ.) સંપૂર્ણ રીતે, સર્વથા; wholly, entirely.

**તમારું**, (સ) "તમે"નું છઠ્ઠી વિભક્તિનુ રૂપ; genetive case form of "you".

**તમાલ**, (પું.) એક પ્રકારનું વૃક્ષ જેનાં પાંદડાં ઔષધ અને તેજાના તરીકે વપરાય છે: a kind of tree, the leaves of which are used as a medicine

-and a spice: **-પત્ર,** (ન.) **-પત્રી,** (સ્ત્રી.) એ વૃક્ષનું પાંદડું; a leaf of that tree.
**તમાશગીર, તમાશબીન,** (પું.) તમાશો જોનાર કે કરનાર; one who witnesses or performs a spectacle or fun: (૨) ફજેતી કે ફારસ થાય એમ ઇચ્છનારો કે એનો શોખીન; one who is fond of a fiasco or fun: (૩) પ્રેક્ષક; a spectator.
**તમાશો,** (પું.) સમૂહ માટેનાં ખેલ, રમતગમત વગેરે; a spectacle, a public show: (૨) ફારસ, ફજેતી; a fun, a fiasco.
**તમિસ્ર,** (ન.) અંધકાર; darkness.
**તમે, તમો,** (સ.) પુરુષવાચક સર્વનામનું બીજા પુરુષનું બહુવચન અથવા માનાર્થે એકવચન; you.
**તમોગુણ,** (પું.) પ્રકૃતિના ત્રણ ગુણોમાંનો અજ્ઞાન, ક્રોધ, વગેરે સૂચક એક ગુણ; one of the three main qualities of 'maya', suggesting anger, ignorance, etc.
**તમોગુણી,** (વિ.) તમોગુણને વરેલું; hot-tempered, ignorant, covetous, etc. wedded to the baser quality of 'maya' (કે ચક્કર આવવાં તે; vertigo.
**તમ્મર (તમરી),** (સ્ત્રી.) આંખોમાં અંધારાં
**તર,** (સ્ત્રી.) દૂધ વગેરે પરની મલાઈ; a layer of cream over the surface of milk, etc.
**તર,** (વિ.) સંપૂર્ણ રીતે તરબોળ, fully soaked: (૨) રસકસથી ભરપૂર; full of juice or pith: (૩) તાજું; fresh: (૪) તૃપ્ત, ધરાયેલું; satiated: (૫) શ્રીમંત, પૈસાદાર, rich, wealthy: (૬) વિપુલ, opulent: (૭) ચકચૂર, મસ્ત; intoxicated.
**તરકટ,** (ન.) કાવતરું, a conspiracy, a plot: (૨) પ્રપંચ, છેતરપિંડી; a guile, a deceit, imposture: **તરકટી, તરકટિયું,** (વિ.) કાવતરાખોર, પ્રપંચી; conspiring, guileful, fraudulent.
**તરકડો,** (પું.) તુર્કસ્તાનનો રહેવાસી, a Turk: (૨) ડાંડ માણસ; a high-handed rogue: (૩) (તિરસ્કારમાં) મુસલમાન; a Mohamedan. (quiver.
**તરકસ,** (ન.) બાણો રાખવાનો ભાથો; a
**તરકારી,** (સ્ત્રી.) શાકભાજી; vegetables: (૨) ભાજીપાલો, વનસ્પતિ; vegetation: (૩) ખાદ્ય માંસ; edible flesh, mutton.
**તરકીબ,** (સ્ત્રી.) યુક્તિ, હિકમત; a scheme, a contrivance.
**તરખડ,** (સ્ત્રી.) સંભાળ, તજવીજ, બંદોબસ્ત; a care-taking, a looking-after, management: (૨) પંચાત, માથાકૂટ; meaningless tedious discussion.
**તરખાટ,** (પું.) ભયંકર ધમાલ; frightful or terrible commotion: (૨) ભય, ભયાનકતા; fright, horror.
**તરગાળો,** (પું.) એ નામની એક જ્ઞાતિનો માણસ જેનો ધંધો, રંગભૂમિ, ભવાઈ વગેરેમાં નટ તરીકે કામ કરવાનો હોય છે; a member of a so-named caste, who is a professional actor.
**તરઘાયો,** (પું.) મોટા પહોળા મોનો દેગડો; a big, broad-mouthed pot or vessel: (૨) મોટું નગારું; a big drum: (૩) કોઈ પણ પ્રચંડ પણ બેડોળ વસ્તુ, any huge but misshaped thing.
**તરછ,** (સ્ત્રી.) અહંકાર, મદ; vanity, vain pride: (૨) તોછડાઈ, તોર; arrogance.
**તરછોડ,** (પું.) (સ્ત્રી.) તરછોડવું તે; an insulting or hateful jolt: (૨) તિરસ્કાર; contempt: (૩) તિરસ્કારપૂર્વક ત્યજી દેવું તે; a hateful forsaking.
**તરછોડવું,** (સ. ક્રિ.) તિરસ્કારપૂર્વક આંચકો આપવો; to jolt hatefully: (૨) ધિક્કારવું; to hate, to scorn: (૩) તિરસ્કારપૂર્વક હાંકી કાઢવું કે ત્યજી દેવું; to drive away or forsake scornfully.
**તરજ,** (સ્ત્રી.) જુઓ **તર્જ.**
**તરજુમો,** (પું.) ભાષાંતર; translation
**તરડ (તડ),** (સ્ત્રી.) ચીરો, ફાટ; a crack.
**તરડવું,** (અ. ક્રિ.) ફાટ કે ચીરો પડવાં; to crack: (૨) ફાટવું; to crack, to

burst: (૩) વાંકું કે ત્રાંસું થવું; to be crooked or slanting: (૪) વંકાઈને વિરોધ કરવો; to oppose waywardly.

**તરડાટ**, (પું.) તરડાવું તે; a bursting, a slant, etc.: (૨) ઘમંડ, અભિમાન; vanity, waywardness.

**તરડાવું**, (અ. ક્રિ.) જુઓ **તરડવું**.

**તરણ**, (ન.) તરવાની ક્રિયા; the act of swimming, floating, or crossing over in a boat, etc.: (૨) તરવાનું સાધન, હોડી, વહાણ, વગેરે; a means of crossing over a water-form, a boat, a ship, etc.: **-તારણ**, (વિ.) (પું.) તારણહાર, ઉદ્ધારક; a saviour.

**તરણિ**, (પું.) સૂર્ય; the sun.

**તરણિ, તરણી**, (સ્રી.) તરવાનું સાધન, હોડી, વહાણ, વગેરે: a means of swimming or crossing over a water-form, a boat, a ship: (૨) બચવાનું કે મોક્ષનું સાધન; a means of escape or salvation.

**તરણું**, (ન.) ઘાસની સળી; a reed.

**તરત**, (અ.) તાબડતોબ, વિના વિલંબે, ઝટપટ; at once, promptly: (૨) ઉતાવળથી, ઝડપથી; quickly, swiftly.

**તરતીબ**, (સ્રી.) વ્યવસ્થા, પદ્ધતિ; management, system: (૨) શિષ્ટાચાર, વિવેક; good manners, politeness: (૩) માવજત, જતન; a care-taking.

**તરપિંડી (તરપંડી)**, (સ્રી.) કોઈની મૃત્યુ-સંવત્સરીને દિવસે કરવામાં આવતી શ્રાદ્ધવિધિ; the religious ceremony performed on one's death anniversary.

**તરફડવું**, (અ. ક્રિ.) **તરફડાટ**, (પું.) વગેરે શબ્દો માટે જુઓ **તડફડવું**.

**તરફણ**, (સ્રી.) વાવણી કરવાનું સાધન; a kind of sowing-implement.

**તરફદાર**, (વિ.) કોઈ વ્યક્તિ કે પક્ષની તરફેણ કરતું; inclined to or interested in a person or party, partial: **તરફદારી**, (સ્રી.) તરફેણ કરવી તે, પક્ષપાત; partiality.

**તરફેણ**, (સ્રી.) પક્ષ, બાજુ; a party, a side: (૨) તરફદારી, પક્ષપાત; partiality.

**તરબતર**, (વિ.) જુઓ **તરબોળ**.

**તરબૂચ**, (ન.) જુઓ **તડબૂચ**.

**તરબોળ**, (વિ.) પ્રવાહીથી ભરપૂર, સંપૂર્ણ રીતે પલળેલું; fully soaked.

**તરભાડ**, (સ્રી.) કજિયો, તકરાર; a quarrel: (૨) બોલાચાલી; a wrangle.

**તરભાડવું**, (અ. ક્રિ.) તકરાર કે બોલાચાલી કરવાં; to quarrel, to wrangle.

**તરભાણું**, (ન.) ધાર્મિક વિધિઓમાં વપરાતું, તાંબાનું રકાબી જેવું છીછરું પાત્ર; a kind of shallow copper plate used in performing religious ceremonies.

**તરભાણી**, (સ્રી.) નાનું તરભાણું.

**તરભેટો, તરભેટ**, (પું.) જુઓ **ત્રિભેટો**.

**તરલ**, (વિ.) ચપળ; active, agile, sensitive: (૨) તકલાદી, અલ્પજીવી; frail, transient: (૩) અસ્થિર; unstable: (૪) અત્યંત પરિવર્તનશીલ; highly changeable: (૫) (પું.) હારની વચ્ચે જડેલું રત્ન; a jewel set in the middle of a necklace.

**તરવર**, (અ.) ઝડપ અને અસ્થિરતાથી; swiftly and unsteadily: (૨) ચંચળતાથી; sensitively.

**તરવરવું**, (અ. ક્રિ.) આગળ પડતું કે ધ્યાન ખેંચે એવું હોવું; to be prominent or conspicuous: (૨) ઝડપ અને અસ્થિરતાથી ખસવું કે જવું; to move or go swiftly and unsteadily: (૩) આતુર કે અધીરા થવું; to become eager or impatient.

**તરવરાટ**, (પું.) ભારે ધમાલ; heavy commotion: (૨) આતુરતા, ચંચળતા, અધીરાઈ; eagerness, sensitiveness, impatience: (૩) ઉગ્ર ઉત્સાહ, intense zeal.

**તરવાડો**, (પું.) ખજૂરાં છેદીને તાડી કાઢવાનો ધંધો કરનારો; a man whose profession is to extract toddy from date-palms.

**તરવાયો**, (પું.) ત્રણ પાયાની માંચી કે ઘોડી; a tripod, a three-legged stool.

**તરવાર**, (સ્ત્રી.) ખડગ, સમશેર, એક પ્રકારનું તીક્ષ્ણ ધારવાળું શસ્ત્ર; a sword: **–બાજ, તરવારિયો**, (વિ.) (પુ.) તરવાર વાપરવામાં કુશળ માણસ; an expert swordsman.

**તરવું**, (અ. ક્રિ.) પાણી કે પ્રવાહીની સપાટી પર રહેવું કે આગળ વધવું; to swim, to float: (૨) બચવું, મુક્ત થવું; to escape, to be released, to become free: (૩) (સ. ક્રિ.) (હોડી, વહાણ વગેરે દ્વારા) પાર કરવું કે ઓળંગવું; to cross over (in a boat, ship, etc.)' (૪) (મુશ્કેલીઓ વગેરે) પાર કરવું; to surmount (difficulties, etc.).

**તરશ (તરસ)**, (સ્ત્રી.) તૃષા, પ્યાસ; thirst: (૨) ઉત્કંઠા, તીવ્ર ઇચ્છા; an intense desire.

**તરશ્યું (તરસ્યું)**, (વિ.) તૃષાતુર, પ્યાસું; (thirsty.

**તરસ**, (ન) જુઓ **જરખ.**

**તરસ**, (પું.) ગુસ્સો, ક્રોધ; anger.

**તરસાડ**, (સ્ત્રી.) તાડનાં પાંદડાં; leaves of palm-trees.

**તરંગ**, (પું.) પાણીનું મોજું, લહેર; a wave, a ripple: (૨) કલ્પના; fancy, imagination: (૩) ધૂન; a whim: (૪) પુસ્તકનો ખંડ કે વિભાગ; a section or division of a book.

**તરંગિણી**, (સ્ત્રી.) નદી; a river.

**તરંગી**, (વિ.) ચંચળ, ધૂની; sensitive, whimsical: (૨) અસ્થિર, unsteady: (૩) કલ્પનાશક્તિ ધરાવતું; imaginative.

**તરાઈ**, (સ્ત્રી.) પર્વતની તળેટીનાં પ્રદેશ કે મેદાન; the region or plain at the foot of a mountain.

**તરાડ**, (સ્ત્રી.) જુઓ **તરડ.**

**તરાણા, તરાનો**, (પું.) ગાવાની ઢબ; a mode of vocal music.

**તરાપ**, (સ્ત્રી) ઓચિંતી ઝાપટ કે ઝૂંટ; a sudden swoop or snatching: (૨) ઓચિંતો હુમલો; a sudden attack: (૩) છલંગ; a jump, a leap

**તરાપો**, (પું.) વાંસની ચીપોનું લાંબું અને સાંકડું સપાટ હોડી જેવું સાધન; a raft.

**તરિ, તરી**, (સ્ત્રી) હોડી; a boat, a ferry.

**તરિયો**, (પું.) એકાંતરિયો કે ચોથિયો તાવ; fever recurring every third or fourth day.

**તરી**, (સ્ત્રી.) મલાઈ; cream: (૨) જામેલો કાળો ચીકણો કચરો, કાંપ, black, sticky deposited mud: (૩) સૂક્ષ્મ થર કે પોપડી; a film.

**તરી**, (સ્ત્રી.) જુઓ **તરિ.**

**તરી**, (સ્ત્રી.) જળમાર્ગ; a water-way: (૨) (વિ.) જળમાર્ગ કે જળાશયનું કે એને લગતું; of or pertaining to a water-way or a water-form.

**તરીકે**, (અ.) પ્રમાણે, પેઠે, રીતે; accordingly, in the manner of: (૨) રૂપે, જેમ; by the way of.

**તરીકો**, (પું.) રીત; method, mode: (૨) માર્ગ, રસ્તો; way.

**તરુ**, (ન.) વૃક્ષ, ઝાડ; a tree.

**તરુણ**, (વિ.) યુવાન; young: (૨) (પું.) યુવાન પુરુષ, a young man: **તરુણી**, (વિ.)(સ્ત્રી.)યુવાન સ્ત્રી; a young woman.

**તરુવર**, (ન.) મોટું ઝાડ; a big tree.

**તરેરાટ**, (પું.) ગુસ્સાથી પાડેલી બૂમ; an angry cry: (૨) ક્રોધાવેશ; excitement resulting from anger.

**તરેરી**, (સ્ત્રી.) ગુસ્સાની ધ્રુજારી; shivering resulting from anger.

**તરેહ**, (સ્ત્રી.) જાત, પ્રકાર; a variety, a type: (૨) રીત; a mode or method: (૩) ઢબ; a fashion, a mode.

**તરોપો,** (પું.) નાળિયેર; a coconut.
**તર્ક,** (પું.) અનુમાન, અટકળ; an inference, a hypothesis: (૨) વિચાર, વિચારપ્રક્રિયા; a thought, reasoning: (૩) કલ્પના; imagination: (૪) તર્કશાસ્ત્ર; ન્યાયશાસ્ત્ર; logic: **–વિતર્ક,** (પું.) કાલ્પનિક વિચારોની પરંપરા; a series of imaginative or fanciful thoughts: (૨) ઢંગધડા વિનાની વિચારપ્રક્રિયા; haphazard thinking or guessing: **–શાસ્ત્ર,** (ન.) ન્યાયશાસ્ત્ર; logic.
**તર્જ (તરજ),** (સ્ત્રી.) કંઠ્ય સંગીતની ઢબ; mode of vocal music.
**તર્જન,** (ન.) **તર્જના,** (સ્ત્રી.) ધમકી; a threat: (૨) ઠપકો; a rebuke: (૩) તિરસ્કાર; hatred, scorn: (૪) તરછોડવું ત્યજવુ તે; a forsaking.
**તર્જની,** (સ્ત્રી.) અંગૂઠા પાસેની આંગળી; the finger next to the thumb; the index finger.
**તર્જવું,** (સ ક્રિ.) ધમકી આપવી; to threaten: (૨) ઠપકો આપવો; to scold: (૩) ભય પમાડવો, બીવરાવવુ; to frighten, to terrify: (૪) તરછોડવું; to drive away rudely, to forsake.
**તર્પણ,** (ન.) તૃપ્તિ, તૃપ્ત કરવું તે; satiation; the act of satiating: (૨) દેવો અને પિતૃઓને વિધિસર પાણીની અંજલી આપવી તે; ceremonial offerings of water to gods and forefathers. ((૨) તૃપ્ત કરવું; to satiate.
**તર્પવું,** (સ ક્રિ.) સંતોષવુ; to satisfy:
**તલ,** (પું.) એક પ્રકારનું તેલી બી; a kind of oil seed, sesame: (૨) તલનો છોડ; sesame: (૩) તલ જેવો ચામડી પરનો ડાઘ; a mole.
**તલ,** (ન.) તળિયું; bottom: (૨) નીચેનો પ્રદેશ; a lower region: (૩) તળેટી; a region or plain at a mountain foot: (૪) સપાટી; surface
**તલક,** (અ.) ત્યાં સુધી, શક્ય હોય ત્યાં સુધી; till, as long as, as far as.
**તલખ,** (સ્ત્રી.) ઇંતેજારી, આતુરતા; eagerness: (૨) ઝંખના; an intense desire: (૩) તૃષા, તરસ; thirst: (૪) મૂંઝવણ, વ્યાકુળતા; mental confusion.
**તલખ,** (વિ.) તીખું; bitter, acrid: (૨) ઉગ્ર, તીવ્ર; pungent, intense.
**તલખાં,** (અ. ક્રિ.) ઝંખવું; to desire or long for eagerly: (૨) અધીરા થવું; to be impatient.
**તલખાં,** (ન. બ. વ.) ઇચ્છા તૃપ્ત કરવાનાં વલખાં; vain efforts for satisfying desires: (૨) ઝંખના; intense desire.
**તલપ,** (સ્ત્રી.) વ્યસનની વસ્તુ માટેની તીવ્ર ઇચ્છા; an intense desire for a thing of addiction: (૨) આતુરતા; eagerness: (૩) નિરંકુશ ઇચ્છા; an uncontrolled desire: (૪) છલંગ; a jump, a leap.
**તલપવું,** (અ ક્રિ.) ઝૂરવું; to pine for: (૨) ઝંખવું; to desire eagerly: (૩) એકાએક છલંગ મારવી; to jump or leap suddenly. ((૨) આતુર; eager.
**તલપાપડ,** (વિ) અધીરું; impatient:
**તલપૂર,** (અ.) જરાક; slight, little: (૨) જરાપણ; the least, the slightest.
**તલફવું,** (અ. ક્રિ.) જુઓ **તલપવું.**
**તલબ,** (સ્ત્રી.) જુઓ **તલપ.**
**તલભાર, તલમાત્ર,** (અ.) જુઓ **તલપૂર.**
**તલવટ,** (પું.) તલ અને ગોળની એક મીઠાઈ; a sweetmeat made of sesame and jaggery: (૨) જુઓ **તળવટ.**
**તલવાર,** (સ્ત્રી.) જુઓ **તરવાર.**
**તલસરું,** (ન.) જેમાં તલ પાકે છે એ શીંગ; a sesame-pod. (૨) તલ લણી લીધા પછીનો તલનો છોડ: a harvested sesame-plant.
**તલસવું,** (અ. ક્રિ.) જુઓ **તલખવું.**
**તલસાટ,** (પું) ઉગ્ર ઇચ્છા તૃપ્ત કરવાનાં ફાંફાં કે વલખાં; vain struggles to

satisfy an intense desire: (૨) આતુરતા, ઉત્કંઠા; eagerness.

**તલસાંકળી,** (સ્ત્રી.) એક પ્રકારની ઘી, ગોળ અને તલની મીઠાઈ; sweetmeat made of ghee, sugar and sesame.

**તલસ્પર્શ,** (પું.) તળિયા કે સપાટીનો સ્પર્શ કરવો તે; the act of touching the bottom or the surface: **તલસ્પર્શી,** (વિ.) ઊંડું (અભ્યાસ, તપાસ, વગેરે); deep (study, examination, scrutiny, etc.).

**તલાક,** (સ્ત્રી.) લગ્નની ફારગતી, છૂટાછેડા, (a divorce.

**તલાટી,** (પું.) ગામડાનો સરકારી મહેસૂલી મહેતો કે અધિકારી; a government revenue accountant or officer of (a village.

**તલાવ,** (ન.) જુઓ **તળાવ.**

**તલાશ,** (સ્ત્રી.) તપાસ, ચકાસણી; examination, investigation, scrutiny: (૨) શોધખોળ; search.

**તલી,** (સ્ત્રી.) ઝીણાં તલ; fine sesame (seeds.

**તલી,** (સ્ત્રી.) જુઓ **તિલ્લી.**

**તલ્લાક,** (સ્ત્રી.) જુઓ **તલાક.**

**તલ્લી,** (સ્ત્રી.) જુઓ **તિલ્લી.**

**તલ્લીન,** (વિ.) મગ્ન, લીન; fully engrossed or absorbed in: (૨) એકાગ્ર; concentrated.

**તવ,** (સ) તારું; thine.

**તવ,** (અ) ત્યારે, એ સમયે, then, at that time.

**તવંગર,** (વિ.) શ્રીમંત, પૈસાદાર; wealthy, (rich.

**તવાઈ,** (સ્ત્રી.) અણધારી આફત; an unexpected trouble or calamity: (૨) દુર્ભાગ્ય, misfortune: (૩) ધાડ; a raid (૪) ધમકી; a threat: (૫) તાકીદ; an urgency.

**તવાજો,** (પુ.) આતિથ્યસત્કાર; hospita-(lity.

**તવારીખ,** (સ્ત્રી.) ઇતિહાસ; history: (૨) કાલક્રમાનુસાર ઐતિહાસિક યાદી; a chronicle.

**તવી,** (સ્ત્રી.) તળવાનું પાત્ર; a frying pan: (૨) લોઢી; a flat plate for baking breads, cakes, etc.

**તવેથો,** (પું.) જુઓ **તાવેથો.**

**તવો,** (પું.) મોટી તવી, જુઓ **તવી:** (૨) ચલમમાં મુકાતો નાનો ગોળ પથ્થર; a round small piece of stone inserted into a smoking-pipe.

**તસતસવું,** (અ. ક્રિ) ખૂબ તણાય કે તંગ રહે એવી રીતે બંધબેસતું હોવું; to be fitted very tightly or closely.

**તસતસાટ,** (પું.) તસતસવું તે; tightness, closeness.

**તસબી,** (સ્ત્રી.) ઈશ્વરસ્મરણ કરવાની માળા, (બેરખો, a rosary.

**તસર,** (સ્ત્રી.) જુઓ **ટસર.**

**તસલ્લી,** (સ્ત્રી.) આશ્વાસન; consolation; comfort: (૨) વિશ્વાસ, ભરોસો; trust, (faith.

**તસવી,** (સ્ત્રી.) જુઓ **તસબી.**

**તસવીર,** (સ્ત્રી.) છબી; a portrait; a photograph: (૨) ચિત્ર; a picture.

**તસુ,** (પું.) (સ્ત્રી.) એક ઇંચ જેટલું લંબાઈનું માપ; a measure of length equal to one inch.

**તસોતસ,** (વિ.) તંગ, ચપોચપ; tight, close: (૨) (અ.) તંગ કે ચપોચપ હોય એમ; tightly, closely.

**તસ્કર,** (પું) ચોર, ઘરફાડુ, a thief, a house-breaker.

**તસ્કરવું,** (સ ક્રિ.) ચોરી કરવી, તફડાવવું, ઘર ફાડવું, to steal, to pilfer, to break into a house.

**તસ્કરી,** (સ્ત્રી.) ચોરી, તફડંચી વગેરે; theft, pilfering, etc.

**તસ્દી,** (સ્ત્રી.) તકલીફ; trouble: (૨) શ્રમ, મહેનત; labour.

**તહ,** (પુ.) (સ્ત્રી.)(ન.)સંધિ, સુલેહ; treaty, truce: (૨) સમાધાન; compromise.

**તહકુબ, તહકૂબ,** (વિ) મુલતવી, સ્થગિત, મોકૂફ, suspended or postponed for the time-being.

**તહનામું**, (ન.) સંધિ કે સુલેહનો કરાર; a written (peace) treaty.

**તહસીલ**, (સ્ત્રી.) (ન.) તાલુકો; a sub-district: (૨) જમીન મહેસૂલ ઉઘરાવવી તે; collection of land revenue: **–દાર**, (પું.) તાલુકાનો મુખ્ય મહેસૂલી અધિકારી; the chief revenue officer of a sub-district.

**તહાં, તહીં**, (અ.) જુઓ **ત્યાં**.

**તહેનાત**, (સ્ત્રી.) સેવા કરવા હાજર રહેવું તે, સેવાચાકરી; the act of attending on some one, attendance, service: (૨) તાબેદારી; servitude.

**તહેવાર**, (પું.) ખુશાલી કે રજાનો દિવસ, ઉત્સવ, પર્વ; a festival, a holiday.

**તહોમત**, (ન.) આરોપ; an accusation, a charge: **–દાર**, (વિ.) આરોપી; accused: **–નામું**, (ન.) આરોપની વિગતોની લેખિત યાદી; a charge-sheet.

**તળ**, (ન.) જુઓ **તલ**: (૨) પાયો; foundation, base: (૩) મૂળ, ઉત્પત્તિસ્થાન, origin: (૪) જન્મસ્થાન; birth-place.

**તળપદ**, (ન.) સ્થાનિક કે પ્રાદેશિક ભૂતલ; local or regional land: (૨) સપાટ જમીન; level land: (૩) અસલ જગા; original place.

**તળપદું**, (વિ.) સ્થાનિક; local: (૨) મૂળ વતનનું; of the original place: (૩) દેશી, ગામડી, પ્રાદેશિક, મૂળ ભૂમિનું; indigenous, native, rural, of the native land, regional.

**તળવટ**, (સ્ત્રી.) તળિયું; bottom: (૨) જમીનની સપાટી; surface of land: (૩) મોસના ટેકારૂપ સામસામી દીવાલો પરનું આડું લાકડું; a wooden cross-bar suspended on two opposite walls for supporting a beam.

**તળવું**, (સ. ક્રિ.) ઘી, તેલ, વગેરેમાં તરતું રહે એ રીતે રાંધવું; to fry.

**તળાઈ**, (સ્ત્રી.) ગાદલું; a broad, thick cotton-bed, a mattress.

**તળાવ** (**તલાવ**), (ન.) એક પ્રકારનું જળાશય, નાનું સરોવર; a pond, a small lake: **–ડી**, (સ્ત્રી.) **–ડું**, (ન.) નાનું તળાવ.

**તળાંસવું**, (સ. ક્રિ.) ચંપી કે માલિશ કરવાં; to massage.

**તળિયાઝાટક**, (અ.) તળિયું ખુલ્લું થઈ જાય એટલા મોટા પ્રમાણમાં; in such great proportion so as to expose the bottom: (૨) છેક તળિયા સુધી; upto the bottom: (૩) સંપૂર્ણ રીતે (પાયમાલ); totally (ruined).

**તળિયું**, (ન.) તડબૂચ; a water-melon.

**તળિયું**, (ન.) તદ્દન નીચેનો પાયાનો ભાગ; the bottom, the basic part: (૨) પગનું તળિયું; the sole of the foot.

**તળી**, (સ્ત્રી.) જુઓ **સખતળી**.

**તળું**, (ન.) જુઓ **તળિયું**.

**તળેટી**, (સ્ત્રી.) પર્વતના તળિયાની આસપાસનાં પ્રદેશ કે મેદાન; the region or plain around foot of a mountain.

**તંગ**, (વિ.) તસતસતું, તણાતું; tight, straitened: (૨) ભિડાતું, ચપોચપ બંધબેસતું; close, tight: (૩) (નાણાં, સાધનો, વગેરેની) તંગી અનુભવતું; (in matters of finance, means) hard-pressed: (૪) થાકેલું, કંટાળેલું; tired: (૫) કાયર; cowardly.

**તંગ**, (પું.) ઘોડાના જીનને સ્થિર રાખવા માટેનો પટો; the belt for stabilising a horse's saddle.

**તંગડી**, (સ્ત્રી.) પગ, ટાંટિયો; the leg: (૨) ટૂંકો લેંઘો; short trousers.

**તંગાશ**, (સ્ત્રી.) જુઓ **તંગી**.

**તંગિયો**, (પું.) ટૂંકો લેંઘો; short-trousers.

**તંગી**, (સ્ત્રી.) અછત, તાણ; scarcity, shortage: (૨) ન્યૂનતા, ખોટ; deficiency, want.

**તંડુલ**, (પું.) ચોખા; rice.

**તંત**, (પું.) તાંતણો, તાર, રેસો; a fibre, a thread: (૨) વાર્તાના પ્રસંગો વગેરેનો

તાંતણો; the thread or proper connection between the events of a story, etc.: (૩) હઠ, જિદ્દ, મમત; obstinacy, insistence: (૪) વાદવિવાદ; discussion: (૫) કેડો, પીછો; pursuit.

**તંતરવું**, (સ. ક્રિ.) છેતરવું; to cheat: (૨) ભોળવવું, ફસાવવું; to seduce.

**તંતુ**, (પું.) તાંતણો, તાર, રેસો; a fibre, a thread: (૨) પાતળી નસ વગેરે; a fine vein, etc.

**તંતુવાદ્ય**, (ન.) તારથી વાગતું વાદ્ય; a stringed musical instrument.

**તંત્ર**, (ન.) મંત્રો, મંત્રના પ્રયોગો, કર્મકાંડ વગેરેને લગતું શાસ્ત્ર; occultism: (૨) કારભાર, વ્યવસ્થા, સંચાલન; administration, management, organisation: (૩) આયોજન; planning: (૪) કર્મ, ક્રિયા, કાર્ય, વ્યવહાર (વિચારથી ઊલટું); action, performance, practice (as opposed to thought): (૫) મુખ્ય સિદ્ધાંત; the main or fundamental doctrine.

**તંત્રી**, (પું.) સંચાલક, કારભારી, કારોબારી અધિકારી; a manager, an administrator, an executive officer: (૨) અખબાર કે સામયિકનો સંપાદક; an editor of a newspaper or a magazine: (૩) પણછ, ધનુષ્યની દોરી; the string of a bow: (૪) તંતુવાદ્યનો તાર; a string or wire of a musical instrument: (૫) એક પ્રકારનું તંતુવાદ્ય; musical instrument.

**તંદુરસ્ત**, (વિ.) નિરોગી; healthy.

**તંદુરસ્તી**, (સ્રી.) નિરોગી સ્થિતિ, આરોગ્ય; health.

**તંદુલ**, (પું.) ચોખા; rice.

**તંદ્રા**, (સ્રી.) સુસ્તી, કંટાળો, થાક, lassitude, exhaustion: (૨) અર્ધનિદ્રા; sleepishness.

**તંબાકુ, તંબાકૂ**, (સ્રી.) જુઓ **તમાકુ**.

**તંબુ, તંબૂ**, (પું.) અત્યંત જાડા કાપડનું, છત્રી જેવું, કામચલાઉ ઘર કે આશ્રયસ્થાન, શમિયાણો; a tent.

**તંબૂરો**, (પું.) તંતુવાદ્ય; a kind of stringed musical instrument.

**તંબોળ**, (પું.) નાગરવેલનું પાન; a betel leaf: (૨) મુખવાસ તરીકે એ પાનનું બીડું; a quid of that leaf to be chewed after dinner: (૩) ઘેરો લાલ રંગ; deep red colour: (૪) ગળાનો રોગ; disease of the throat.

**તંબોળી**, (પું.) પાનસોપારી, ઇ. વેચનારો; a dealer in betel leaves and nuts, etc: (૨) એ નામની જ્ઞાતિનો માણસ; a member of a so named caste.

**તા (તાવ)**, (પું.) અમુક માપનો એક છૂટો, કોરો કાગળ, તાવ; a blank sheet of paper of a certain measure.

**તાઊસ**, (પું.) મોર; a peacock: (૨) એક પ્રકારનું મોરના આકારનું તંતુવાદ્ય; a kind of peacock-shaped, stringed musical instrument.

**તાક**, (સ્રી.) તક્ર, છાશ, buttermilk.

**તાક**, (સ્રી.) જુઓ **ત્રાક**.

**તાક**, (સ્રી.) (બંદૂક, બાણ, વ.નાં) નિશાન, નેમ; an aim, a target (of a gunshot, arrow, etc.): (૨) લાગ, અનુકૂળ તક; a favourable opportunity.

**તાકડો**, (પું.) જુઓ **તાક**.

**તાકડો**, (પું.) દોરો, વણેલો રેસો; a thread, a woven fibre.

**તાકત**, (સ્રી.) જુઓ **તાકાત**.

**તાકવું**, (સ. ક્રિ.) એકી ટશે જોવું; to stare, to gaze fixedly: (૨) બાણ વગેરેનું નિશાન લેવું; to aim at a target: (૩) ઇચ્છા કરવી; to desire.

**તાકાત**, (સ્રી.) સામર્થ્ય, બળ, શક્તિ; ability, strength, power

**તાકીદ**, (સ્રી.) ઉતાવળ; haste: (૨) અગત્ય; urgency: (૩) આદેશ, હુકમ; a comm-

and: (૪) ચેતવણી; a warning: (૫) ધમકી; a threat.

**તાકેડુ**, (વિ.) નિશાન પાડવાનો નિષ્ણાત; expert in striking at a target.

**તાકો**, (પું.) અમુક લંબાઈના સળંગ કાપડની ગડી; a fold of a whole piece of cloth.

**તાકોડી**, (વિ.) જુઓ **તાકેડુ**.

**તાગ**, (પું.) ઊંડાણ; depth: (૨) અંત, છેડો, an end: (૩) અંદાજ; an estimate: (૪) રહસ્ય; secret: [**તાગ લેવો-કાઢવો**=ઊંડાઈ માપવી; to fathom, to sound the depth of: (૨) અંદાજ કાઢવો; to estimate: (૩) રહસ્ય જાણવું; to find out a secret.]

**તાગડધિન્ના**, (પું. બ. વ.) ખર્ચાળ મોજમજા; expensive merry-making: (૨) જલસા, એશઆરામ; revelling, luxuries and comforts.

**તાગડો**, (પું.) દોરો, વણેલો રેસો; a thread, a woven fibre: (૨) લાગ, અનુકૂળ તક, a favourable opportunity.

**તાગવું**, (અ. ક્રિ.) તાગ કાઢવો, to fathom, to estimate, to find out a secret: (૨) કામ સમાપ્ત કરી મુક્ત થવું; to be free after finishing work.

**તાછવું**, (સ. ક્રિ.) કોતરવું; to carve: (૨) ઘસીને ઓપ આપવો; to polish or make bright by scarping.

**તાજ**, (પું.) રાજમુગટ; a crown: (૨) શાસક રાજા કે રાણી; a ruling king or queen: (૩) રાજસત્તા; royal power.

**તાજગી**, (સ્ત્રી.) તાજાપણું; freshness: (૨) સ્ફૂર્તિ: liveliness.(૩) તંદુરસ્તી; health.

**તાજણો**, (પું.) ચાબુક; a lash, a whip.

**તાજપોશી**, (સ્ત્રી.) રાજ્યાભિષેક વિધિ; the crowning ceremony.

**તાજવું**, (ન.) જુઓ **ત્રાજવું**.

**તાજાકલમ**, (સ્ત્રી.) (ટૂંકમાં તા. ક.) લખાણની નીચે ઉમેરેલી ખાસ નોંધ; a special note added at the end of writing, a postscript (short form. p. s.).

**તાજિયો**, (પું.) જુઓ **તાબૂત**.

**તાજુબ**, (વિ.) દંગ, આશ્ચર્યચકિત; stunned, astonished. (astonishment.

**તાજુબી**, (સ્ત્રી.) વિસ્મય, આશ્ચર્ય; wonder.

**તાજું**, (વિ) તરતનું, વાસીથી ઊલટું, નવું; fresh, not stale, new: (૨) હૃષ્ટપુષ્ટ, રસકસવાળું; plump, pithy, juicy: (૩) સ્ફૂર્તિલું, ચપળ; lively; (૪) (સમાચાર વગેરે) તરતનું, છેલ્લામાં છેલ્લું; latest: (૫) તર, ભરપૂર; rich, full

**તાજેકલમ**, (સ્ત્રી.) જુઓ **તાજાકલમ**.

**તાજેતર**, (વિ.) તાજું; fresh: (૨) (સમાચાર, બનાવ,ઇ.) તરતનું, હમણાંનું; latest, recent.

**તાટ**, (પું.) **તાટ**, (ન.) જુઓ **ટાટ**.

**તાટસ્થ્ય**, (ન.) તટસ્થપણું, નિષ્પક્ષતા; neutrality, non-alignment.

**તાટી**, (સ્ત્રી.) વાંસની ચીપોનો પડદો; a curtain of bamboo chips

**તાટું**, (ન.) ઘાસની ચટાઈ; a grass mattress: (૨) જુઓ **તાટી**

**તાડ**, (પું.) એક પ્રકારનું નાળિયેરી જેવું ઝાડ; a palm-tree: **–ગોળો**, (પું.) એનું ફળ; its fruit: **–ગોળ**, (પું.) તાડના રસમાંથી બનાવેલો ગોળ; jaggery made from the juice of palm-tree: **–છું**, (ન.) તાડનું પાંદડું; a palm-leaf

**તાડન**, (ન.) મારવું તે; a beating.

**તાડપત્ર**,(ન.)તાડનું પાંદડું, તાડછું; a palm-leaf (a covering of palm leaves.)

**તાડપત્રી**, (સ્ત્રી.) તાડનાં પાનનું આચ્છાદન;

**તાડવું**, (સ. ક્રિ.) મારવું; to beat, to strike.

**તાડવું**, (અ. ક્રિ.) જુઓ **ત્રાડવું**.

**તાડિયું**, (ન.) તાડના પાનનો ટુકડો; a piece of palm-leaf: (૨) રેંટિયાનું પાંખિયું; a spoke of a spinning-wheel

**તાડૂકવું**,(અ. ક્રિ.) જુઓ **તડૂકવું**.

**તાડૂકો**, (પું.) જુઓ **તડૂકો**.

**તાડો,** (પું.) સોજાથી થતી દાહક પીડા; burning pain resulting from swelling: (૨) અદાવત, વેર; grudge, revenge: (૩) જૂનો કજિયો કે ઝઘડો; a long-standing quarrel or dispute: (૪) જિદ્દ, આગ્રહ; obstinacy.

**તાણ,** (સ્ત્રી.) શરીરનાં સ્નાયુ કે નસો ખેંચાવાં તે; the straining of muscles or veins: (૨) અછત, તંગી; scarcity, want, shortage: (૩) આગ્રહ, દબાણ; insistence, pressure. (૪) (ન.) પાણીના પ્રવાહનું જોશ; the force of a water current.

**તાણવું,** (સ. ક્રિ.) ખેંચવું; to pull, to stretch: (૨) ઘસડવું; to drag: (૩) ખેંચીને વહન કરવું; to draw: (૪) કોઈનો પક્ષ કરવો; to take one's side: (૫) ખેંચીને લાંબું કરવું; to lengthen by pulling.

**તાણિયો,** (પું.) ધાતુને ખેંચીને તાર બનાવનારો; one who makes wires by pulling a piece of metal.

**તાણીતૂશી, તાણીતોશી, તાણીતૂસી, તાણીતોસી, તાણીતૂસીને, તાણીતોસીને,** (અ.) જેમતેમ મહામુશ્કેલીથી; by hook or by crook, with great difficulty: (૨) અછત હોવા છતાં, માંડમાંડ, despite scarcity.

**તાણુ, તાણું,** (વિ.) જુઓ **ત્રાણું.**

**તાણો,** (પું.) વણાટકામની સાળના ઊભા તાર; vertical threads of a loom, a warp: **તાણોવાણો,** (પું.) તાણો અને વાણો; the vertical and horizontal threads of a loom: (૩) સુમેળ, સંવાદિતા, સંપ; accord, harmony, unity.

**તાત,** (પું.) પિતા, બાપ; father.

**તાતાથેઈ, તાતાથૈયા,** (અ.) (પું. બ વ.) એક પ્રકારનો નૃત્યનો તાલસૂચક શબ્દ કે અવાજ; a kind of word or sound suggesting rhythm of a dance: (૨) બાળકને ઊભું રહેતાં શીખવવા માટે વપરાતો શબ્દ કે અવાજ; a kind of word or sound used for teaching children how to stand.

**તાતું,** (વિ.) ખૂબ તપેલું કે ગરમ; intensely heated or hot: (૨) ઉગ્ર સ્વભાવનું, ચીડિયું; hot-tempered, peevish: (૩) તરતનું; recent, latest: (૪) તાજું; fresh: (૫) અત્યંત અસરકારક, very effective: (૬) ઝળહળતું, તેજસ્વી; glowing, bright: (૭) ચપળ, active.

**તાત્કાલિક, તાત્કાળિક,** (વિ.) તે સમયનું; of that time: (૨) તે સમય પૂરતું; sufficient for that time (૩) કામચલાઉ, અલ્પસમય માટેનું, temporary: (૪) તરતનું; immediate, prompt: (૫) અગત્યનું; urgent.

**તાત્ત્વિક,** (વિ.) તત્ત્વને લગતું; pertaining to truth or reality, elementary: (૨) મૂળ કે પાયાનું; fundamental: (૩) સાર કે સત્ત્વરૂપ; essential: (૪) સાચું, વાસ્તવિક, યથાર્થ; true, real.

**તાત્પર્ય,** (ન.) મતલબ, સાર, ભાવાર્થ; meaning, purport, moral: (૨) હેતુ, ધ્યેય; purpose, aim.

**તાદર્થ્ય,** (ન.) હેતુ, ધ્યેય, purpose.

**તાદાત્મ્ય,** (ન.) એકરૂપતા, sameness, identity: (૨) સર્વાંગી સામ્ય; similarity in all respects: (૩) ઐક્ય; unity.

**તાદૃશ,** (વિ.) બરાબર તેના જેવું; similar in all respects: (૨) આબેહૂબ; vivid.

**તાન,** (સ્ત્રી.) સંગીતનો સૂર; a musical tune: (૨) કંઠ્ય સંગીતનો (ગાયન) આલાપ; vocal tuning with the help of vowel sounds: (૩) લાગણીનો આવેશ, emotional excitement: (૪) લગની, લેહ, strong fascination: (૫) તોફાન; mischief: (૬) જુસ્સો, ઝનૂન; frenzy: (૭) ખળભળાટ; tumult.

**તાનપૂરો,** (પું.) જુઓ **તંબૂરો.**

**તાનો,** (પું.) મહેણું, ટોણો; a taunt: (૨) ઝાટકણી, ઠપકો; a reproach: (૩) ક્રોધ; anger.

**તાપ,** (પું.) ઉગ્ર તડકો; intense sunshine: (૨) ગરમી, ઉષ્ણતા; heat: (૩) જ્વર, તાવ, fever: (૪) સખતાઈ; strictness, severity: (૫) જબરદસ્તી; high-handedness: (૬) રુઆબ; awe: (૭) ડર, ધાક; dread, fright: (૮) જુલમ; oppression: (૯) સંતાપ, વ્યથા; affliction.

**તાપડું,** (ન.) શણનું કાપડ; jute cloth.

**તાપણી,** (સ્ત્રી) **તાપણું,** (ન.) ઠંડીથી બચવા માટે પ્રગટાવેલો અગ્નિ; a bonefire for protection from cold.

**તાપવું,** (અ. ક્રિ.) ઠંડીથી બચવા માટે અગ્નિ પાસે બેસવું; to sit beside a fire-place for protection from cold: (૨) (સ. ક્રિ) તપ કરવું; to practise penance.

**તાપસ,** (વિ.) (પું.) જુઓ **તપસ્વી.**

**તાપસી,** (વિ.) (સ્ત્રી.) જુઓ **તપસ્વિની.**

**તાપોડિયું,** (ન) સખત ગરમી; intense heat: (૨) ગરમીથી થતો ફોલ્લો; a burn or swelling caused by heat

**તાબડતોબ,** (અ.) વગર વિલંબે, ઝટપટ, તરત જ; instantly, at once.

**તાબૂત,** (પું)(ન.) જનાજો, નનામી, શબપેટી; a bier, a coffin: (૨) ઇસ્લામના શહીદ હુસેનની યાદમાં મોહરમ માસમાં એની સંવત્સરીને દિવસે, સરઘસ આકારે લઈ જવાતું એમના જનાજાનું પ્રતીક, તાજિયો; a symbolic bier of Husain the martyr of Islam taken into a procession on his anniversary day in the month of Moharrum.

**તાબેદાર,** (વિ.) આજ્ઞામાં રહેનારું; obedient: (૨) ના અમલ નીચેનું; subject to the rule of: (૩) પરાધીન; dependent.

**તાબેદારી,** (સ્ત્રી) તાબેદાર હોવું તે; subjection, dependence, etc.

**તાબો,** (પું.) કબજો; possession, custody: (૨) અધિકાર; authority: (૩) અંકુશ, control.

**તામડી,** (સ્ત્રી.) **તામડો,**(પું.) જુઓ **તાંબડી.**

**તામસ,** (વિ.) તમોગુણને લગતું; pertaining to the basest quality of 'maya': (૨) અજ્ઞાની, ક્રોધી, કામી, વગેરે; ignorant, hot-tempered, passionate, etc.:(૩)અંધકારમય; pervaded by darkness: (૪) (પું.) ક્રોધી સ્વભાવ, ગુસ્સો, અજ્ઞાન, વાસના, કામના વગેરે: hot-temper, anger, ignorance, passion, etc.:(૫) **તામસી, તામસિક,** (વિ.) તામસ.

**તાયફાવાળો,** (પું.) પખ્તુનિસ્તાનનો વતની; an inhabitant of Pakhtoonistan.

**તાયફો,** (પું.) સમૂહ, મંડળ, ટોળી; a group, an assemblage, a company or band: (૨) ધંધાદારી ગાયિકા કે નર્તકી અને એના મદદનીશ સંગીતકારો વગેરેનો સમૂહ; a professional songstress or female dancer together with her band of musicians, etc.

**તાયફાવેડા,** (પું. બ. વ.) હલકા પ્રકારનો કે અશ્લીલ નાચગાનનો જલસો; a dissolute dancing performance or revelry.

**તાર,** (વિ.) લંબાવેલો કે તીણો, (સ્વર, અવાજ, વગેરે); prolonged or shrill, (tune, voice, etc.).

**તાર,** (પું.) તંતુ, રેસો, દોરો, દોરી; a fibre, a thread, a string: (૨) ધાતુનો તાર; a wire: (૩) તારનો સંદેશો; a telegram: (૪) એકાગ્રતા, તલ્લીનતા; concentration of the mind: (૫) અંત, મોક્ષ; the end, salvation.

**તારક,** (વિ.) (પું.) તારનાર, ઉદ્ધારક, રક્ષક, મુક્તિદાતા, મોક્ષદાતા; one who rescues, protects, frees or leads to salvation: (૨) (પું.) તારો; a star.

**તારકસ,** (પું.) ધાતુના તાર બનાવનારો; a professional wire-maker.

**તારકસબ,** (પું.) સોનાચાંદીના તારનાં ભરતકામનાં વ્યવસાય કે કલા; the profession or art of gold and silver embroidery.

**તારકા,** (સ્ત્રી.) તારો; a star.

**તારણ,** (ન.) પાર ઉતારવું તે; the act of carrying across: (૨) મુક્તિ, ઉદ્ધાર, મોક્ષ; deliverance, rescue, salvation: (૩) ધિરાણ સામે આપેલાં રકમ કે વસ્તુ; the amount or things deposited against borrowings: (૪) સત્ત્વ કાઢી લીધા પછી બાકી રહેલું પ્રવાહી; the residual liquid after its cream is extracted: **-તરણ,** (વિ.) (પું.) જુઓ **તારક: -હાર,** (વિ.) (પું.) જુઓ **તારક.**

**તારતમ્ય,** (ન.) સત્ત્વ, સારાંશ; essence, sum and substance: (૨) તફાવત, ભેદ; difference: (૩) મહત્ત્વ કે મૂલ્ય; comparative importance

**તારલિયો, તારલો,** (પું.) તારો; a star.

**તારવણી,** (સ્ત્રી.) નફાતોટાનું સરવૈયું; a balance-sheet of accounts.

**તારવવું,** (સ. ક્રિ.) નફાતોટાનું સરવૈયું કાઢવું; to prepare a balance-sheet of accounts: (૨) જમાઉધારનું સરવૈયું કાઢવું; to prepare a balance-sheet of credits and debits: (૩) દબાયેલી વસ્તુને બહાર કાઢવી; to bring out a suppressed thing: (૪) સપાટી ઉપરથી લેવું; to take from a surface: (૫) ઉપયોગી અને નકામી વસ્તુઓ જુદી પાડવી; to separate useful and useless things: (૬) પાણી કે પ્રવાહીમાં બોળીને સાફ કરવું; to clean by soaking into water or a liquid: (૭) સારાંશ તૈયાર કરવો; to prepare an abstract.

**તારવું,** (સ. ક્રિ.) તરાવવું; to cause to swim or float: (૨) બચાવવું, ઉદ્ધાર કરવો; to save, to rescue: (૩) ડૂબતાં બચાવવું; to rescue from drowning or sinking.

**તારા,** (પુ. બ. વ.) તારા, ગ્રહો, નક્ષત્રમંડળો, વગેરે; stars, planets, constellations, heavenly bodies, etc.

**તારાજ,** (વિ.) જમીનદોસ્ત; levelled to the ground: (૨) પાયમાલ, સંપૂર્ણ રીતે વિનાશ પામેલું; ruined, totally destroyed.

**તારાટપકી,** (સ્ત્રી.) ભરતકામ વગેરેમાં વપરાતી ચકચકિત નાની ટીલડી; a small, bright disc used in embroidery, etc.

**તારાપતિ, તારાપીડ,** (પું.) ચંદ્ર; moon.

**તારામંડળ (તારામંડલ),** (ન.) સામુદાયિક રીતે, તારા, ગ્રહો, નક્ષત્રમંડળો, વગેરે; the stars, the planets, the constellations collectively.

**તારામૈત્રક,** (ન.) **તારામૈત્રી,** (સ્ત્રી.) આંખો મળવાથી થતો પ્રેમ, પ્રથમ દૃષ્ટિએ થતો પ્રેમ; love at first sight.

**તારિકા,** (સ્ત્રી.) તારો; a star.

**તારીખ,** (સ્ત્રી.) પંચાંગના નિયમો પ્રમાણેનો આખો દિવસ, તિથિ; a calendar day, a date. (સાધન; a calendar.

**તારીખિયું,** (ન.) તારીખ જાણવા માટેનું

**તારીજ,** (સ્ત્રી.) હિસાબનું સરવૈયું; a balance-sheet of accounts.

**તારીફ,** (સ્ત્રી.) પ્રશંસા, વખાણ; praise, commendation.

**તારુણી,** (વિ.) (સ્ત્રી.) જુઓ **તરુણી.**

**તારુણ્ય,** (ન.) યુવાની; youth, puberty.

**તારું,** (સ.) (વિ.) બીજા પુરુષ એકવચનનું છઠ્ઠી વિભક્તિનું રૂપ; thy, thine.

**તારો,** (પું.) સૂર્ય, ચંદ્ર અને ગ્રહો સિવાયનો તેજસ્વી પદાર્થ; a star: (૨) તારા જેવી આકૃતિ, a star-like figure.

**તારો,** (પું.) કુશળ તરનારો; an expert swimmer.

**તાર્કિક,** (વિ.) તર્કને લગતું; pertaining to the science of reasoning: (૨) તર્કશાસ્ત્રના નિયમોને આધીન; logical

·તાલ, (પું.) ગાયન કે સંગીતની લયબદ્ધતા: rhythm of a song or music: (૨) આનંદપ્રમોદ, મનોરંજન; merry-making entertainment: (૩) રસ; pleasant interest: (૪) તાડનું વૃક્ષ; a palm-tree: (૫) પ્રપંચ, યુક્તિ; fraud, intrigue: (૬) કાંસીજોડ; pair of cymbals.

·તાલ (ટાલ), (સ્ત્રી.) માથા પર વાળ ન ઊગતા હોય એવો વ્યાધિ; baldness: (૨) માથાનો એવો ભાગ; bald part of the head.

તાલકી (ટાલકી), (સ્ત્રી.) (ટાલકું), (ન.) તાળવું; the palate: (૨) ખોપરી; skull

તાલપત્ર, (ન.) જુઓ તાડપત્ર

તાલબદ્ધ, તાલબંધ, (વિ.) (અ.) સંગીત અથવા ગીતની લય પ્રમાણે (નું); rhythmically, rhythmical: (૨) પદ્ધતિસર (નું); systematically, systematic.

તાલવ્ય, (વિ.) જુઓ (તાલુ) તાલુસ્થાની

તાલાવેલી, (સ્ત્રી.) ધૂન, તરંગ; a whim: (૨) લગની, ઘેલછા; strong fascination: (૩) ગુસ્સો, ઝનૂન; frenzy: (૪) આતુરતા, અધીરાઈ; eagerness, impatience.

તાલીમ, (સ્ત્રી.) શિક્ષણ, કેળવણી; education, training: (૨) વ્યાયામ-શિક્ષણ; physical training: (૩) શિસ્ત, discipline: –બદ્ધ, (વિ.) શિસ્તવાળું; disciplined: –બાજ, (વિ.) (પું.) વ્યાયામવીર, વ્યાયામનો નિષ્ણાત; a gymnast.

·તાલુ, (ન.) (સ્ત્રી.) તાળવું; the palate: –સ્થાન, (ન.) જ્યાં તાળવું આવેલું છે તે ભાગ; the place where the palate is located: –સ્થાની, (વિ.) તાળવાની મદદથી ઉચ્ચારાતો (અક્ષર), palatal (letter).

·તાલુક, (પું.) સંબંધ, લાગતુંવળગતું હોવું તે; a relation, concern: (૨) જાગીર, ગરાસ; an estate: (૩) તાલુકો; a sub-district: –દાર, (પું.) જાગીરદાર, ગરાસધણી; an estate owner, a landlord, a petty-ruler: (૪) તાલુકાનો કારોબારી અધિકારી; an executive officer of a sub-district: –દારી, (વિ.) તાલુકદારને લગતું; pertaining to a land-lord or a petty-ruler: (૨) તાલુકદારનાં હોદ્દો અને ફરજો; the office and functions of the executive officer of a sub-district.

તાલુકો, (પું.) જિલ્લાનો વિભાગ, પરગણું; a sub-district.

તાલે, (ન.) ભાગ્ય, નસીબ; fortune, fate.

તાલેવંત, તાલેવર, તાલેવાન, (વિ.) ભાગ્યશાળી, નસીબદાર; fortunate, lucky: (૨) શ્રીમંત, તવંગર; wealthy, rich.

તાવ, (પું.) જુઓ તા. (વ્યાધિ, fever.

તાવ, (પું.) જ્વર, શરીર ગરમ રહે એવો

તાવ, (પું.) અભિમાનથી મૂછને વળ દેવો તે; a twisting of the moustache out of pride or vanity.

તાવડી, (સ્ત્રી.) લોઢી જેવું માટીનું પાત્ર; an earthen round, shallow baking plate: (૨) પેણી, કડાઈ; a frying pan: તાવડો, (પું.) મોટી પેણી; a big pan.

તાવણ, તાવણી, (સ્ત્રી.) ગરમ કરીને શુદ્ધ કરવાની ક્રિયા; purification by heating: (૨) માખણનું ઘી બનાવવાની ક્રિયા; the process of preparing ghee from butter: (૩) આકરી કસોટી; a severe test.

તાવલું, (વિ.) જ્વરગ્રસ્ત, તાવના વ્યાધિવાળું; feverish, suffering from fever.

તાવવું, (સ. ક્રિ.) ગરમ કરીને કે ઉકાળીને શુદ્ધ કરવું; to purify by heating or boiling: (૨) માખણમાંથી ઘી બનાવવું; to prepare ghee from butter: (૩) ઓગાળવું; to melt: (૪) આકરી કસોટી કરવી; to test severely.

તાવીજ, (ન.) મંત્રેલાં દોરો, માદળિયું, વગેરે; a thread symbolic of a charm or spell, an amulet.

તાવેથો (તવેથો), (પું.) લાંબા દાથાવાળું, એક છેડે સપાટ પાનાંવાળું પૂરી, રોટલી

વગેરે ઉથલાવવાનું સાધન; an implement, with a long handle and a flat blade for turning breads, cakes, etc. while cooking or frying.

**તાસ,** (સ્ત્રી.) થાળી, તાટ; a plate, a dish: (૨) કલાક; an hour: (૩) ઘડિયાળની ઘંટડી કે ઝાલર; the bell or gong of a clock: (૪) ગંજીફો; a pack of playing cards: (૫) ઓપ, ચળકાટ; polish, gloss: (૬) જુઓ **તાસતો.**

**તાસક,** (સ્ત્રી.) છીછરી થાળી કે રકાબી; a shallow plate or dish.

**તાસતો,** (પું.) એક પ્રકારનું રેશમી કાપડ; a kind of silk-cloth.

**તાસીર,** (સ્ત્રી.) ગુણ, લક્ષણ; a quality, an attribute: (૨) છાપ; a stamp or impression: (૩) અસર; effect: (૪) આકાર, ઘાટ, રૂપ; shape, form.

**તાસીરો,** (પું.) યુક્તિ, હિકમત; a contrivance: (૨) તમાશો, ગમ્મત; a spectacle, fun.

**તાસું,** (ન.) એક પ્રકારનું નગારું; a kind of drum.

**તાળવું,** (ન.) મોંના પોલાણનો ઉપલો ભાગ, (the palate.

**તાળાબંધી,** (સ્ત્રી.) કર્મચારીઓ અથવા કામદારો સાથે વાંધો પડતાં માલિકે કારખાનું, પેઢી વગેરે બંધ કરવાં તે; a lock-out.

**તાળી,** (સ્ત્રી.) હથેળીઓ અફળાવી અવાજ કરવો તે; a clapping: (૨) તાળી પાડી તાલ આપવો તે; a rhythmic clapping.

**તાળું,** (ન.) સલામતી માટે બારણાં, પેટીઓ વગેરે બંધ રાખવાનું ધાતુનું સાધન; a lock: (૨) તાળા જેવાં કળ કે યોજના, a means or device like a lock.

**તાળો,** (પું.) હિસાબ કે ગણતરીની ચકાસણી; a scrutiny of accounts or calculations: (૨) મેળ, 'બંધબેસતું હોવું' તે; an accord, suitability, a proper fitting.

**તાંડવ, તાંડવનૃત્ય,** (ન.) બ્રહ્માંડના વિનાશનું સૂચક ભગવાન શંકરનું નૃત્ય; Lord Shiva's dance signifying the destruction of the universe: (૨) ભયંકર વિનાશ; terrible destruction.

**તાંત,** (સ્ત્રી.) ચીકણા પદાર્થનાં દોરી કે દોરો; a string or thread made from a greasy substance: (૨) અમુક પ્રાણીઓના આંતરડામાંથી બનાવેલાં દોરી કે દોરો; a string or thread made from the entrails of certain animals.

**તાંતણો,** (પું.) દોરો, દોરી, રેસો; a thread, a string, a fibre.

**તાંતરવું,** (સ. ક્રિ.) મેલીવિદ્યાથી વશ કરવું; to subjugate by black art.

**તાંત્રિક,** (વિ.) તંત્રશાસ્ત્રનું કે એને લગતું; of or pertaining to occultism: (૨) (પું.) તંત્રશાસ્ત્રી; an occultist.

**તાંદળજો, તાંદળિયો,** (પું.) એક પ્રકારની ભાજી; a kind of leafy vegetable.

**તાંદુલ,** (પું. બ. વ.) ચોખા; rice.

**તાંબડી,** (સ્ત્રી.) એક પ્રકારનું ઘડા જેવું ધાતુનું પાત્ર; a kind of metallic pot: **તાંબડો,** (પું.) મોટી તાંબડી.

**તાંબાકુંડી,** (સ્ત્રી.) નાહવાનું પાણી રાખવા માટેનું પહોળા મોંનું ધાતુનું પાત્ર; a broad-mouthed metallic pot for keeping water for a bath.

**તાંબિયો,** (પું.) તાંબાનું નાનું પાત્ર; a small copper pot: (૨) તાંબાનો સિક્કો; a copper coin.

**તાંબું,** (ન.) પાત્રો બનાવવા વગેરે માટેની એક પ્રકારની ધાતુ; copper.

**તાંબૂલ,** (ન.) જુઓ **તંબોળ.**

**તાંસળી,** (સ્ત્રી.) **તાંસળું, તાંસિયું,** (ન.) પહોળા મોંનો વાડકો; a broad-mouthed cup or bowl: (૨) **તાંસિયો,** (પું.) મોટું તાંસિયું.

**તિક્કડ (ટિક્કડ),** (પું.) જાડો રોટલો; a thick bread or loaf.

**તિક્ત,** (વિ.) તીખું, કડવું; acrid, bitter.

**તિજોરી,** (સ્ત્રી.) કીમતી વસ્તુઓ, નાણાં વગેરે રાખવાની લોખંડની મજબૂત મોટી પેટી; a chest: (૨) સરકારી નાણાં રાખવાનાં સ્થળ કે ખાતું; a government-treasury.

**તિતાલી,** (વિ.) જક્કી અને વાતવાતમાં ઝઘડા કરે એવું; obstinate and peevish: (૨) છીછરા મનનું; shallow-minded: (૩) અસ્થિર, નાદાન; unsteady, childish.

**તિતિક્ષા,** (સ્ત્રી.) મુશ્કેલીઓ, દુઃખ વગેરે શાંત ચિત્તે સહન કરવાં તે, સહનશીલતા; endurance, forbearance.

**તિતિક્ષુ,** (વિ.) તિતિક્ષાનો ગુણ ધરાવતું; cool and collected in the face of difficulties, misery, etc.

**તિથિ,** (સ્ત્રી.) હિંદુઓના પંચાંગનો, ચંદ્રની ગતિ પર આધારિત દિવસ; a date according to the Hindu calendar, a lunar day: (૨) સંવત્સરીનો દિવસ; an anniversary day.

**તિમિર,** (ન.) અંધકાર; darkness: (૨) (વિ.) અંધકારમય; dark.

**તિરકસ,** (વિ.) ત્રાંસું; oblique: (૨) (અ.) ત્રાંસી રીતે; obliquely: (૩) (ન.) હવા-ઉજાસ માટેનું જાળિયું; a ventilator.

**તિરસ્કાર,** (પું.) ધિક્કાર, તુચ્છકાર; hatred, contempt: (૨) ઘૃણા; disgust: (૩) અનાદર; disrespect. [slanting.

**તિર્યક,** (અ.) (વિ.) ત્રાંસું; oblique,

**તિર્યંક, તિર્યંચ,** (ન.) પશુપક્ષીઓ; beasts and birds: (૨) માનવેતર પ્રાણીઓ; animals other than human beings.

**તિલ,** (પું.) જુઓ **તલ.**

**તિલક,** (ન.) કપાળ પરનો ચાલ્લો કે શુકન-સૂચક ચિહ્ન; an auspicious mark on the forehead.

**તિલસ્માત,** (પું.) ચમત્કાર; a wonder: (૨) જાદુ; magic.

**તિલસ્માતી,** (વિ.) ચમત્કારી, જાદૂઈ; wonderful, magical.

**તિલાંજલિ,** (સ્ત્રી.) બરતરફી; dismissal: (૨) જુઓ **તિલોદક.**

**તિલોદક,** (ન.) મૃત્યુ પામેલાં માણસોને વિધિપૂર્વક અપાતાં તલ અને પાણી; sesame and water ceremoniously offered to the dead. [spleen.

**તિલ્લી, તલ્લી, તલી,** (સ્ત્રી.) બરોળ; the

**તિસમારખાં,** (વિ.) (પું.) ક્રોધી કે બડાઈખોર (માણસ); hot-tempered or boastful (man). [કોદાળી; a pick-axe.

**તીકમ,** (પું.) એક પ્રકારનું ખોદવાનું ઓજાર,

**તીક્ષ્ણ,** (વિ.) બારીક અણી કે ધારવાળું; sharp-pointed or sharp-edged: (૨) આકરું, ઉગ્ર; pungent, vehement: (૩) ડંખે એવું; biting: (૪) વેધક; sharp, acute: (૫) ચપળ, ચાલાક; active, ingenious.

**તીખટ,** (વિ.) (ન.) તીખું, તીખી વસ્તુ; acrid (substance).

**તીખાટ,** (પું.) **તીખાશ,** (સ્ત્રી.) તીખો સ્વાદ; acridity: (૨) સ્વભાવની ઉગ્રતા; heat of temper.

**તીખાં,** (ન. બ. વ.) મરી; pepper: (૨) મરચાં; chillies.

**તીખું,** (વિ.) તીખાં મરચાં વગેરેના, સ્વાદવાળું; acrid, bitter: (૨) ઉગ્ર, જલદ; intense: (૩) ઉગ્ર સ્વભાવવાળું; hot-tempered: (૪) વ્યંગાત્મક કટાક્ષયુક્ત; sarcastic: (૫) (ન.) પોલાદ; steel: **–તમતમું, –તમતમતું,** (વિ.) અત્યંત તીખું, ખૂબ તીખું; very acrid.

**તીજ,** (સ્ત્રી.) **તીજું,** (વિ.) જુઓ **ત્રિજ.**

**તીડ,** (ન.) ઊભા મોલનો નાશ કરતું એક પ્રકારનું પાંખોવાળું જીવડું; a locust.

**તીણું,** (વિ.) તીવ્ર (અવાજ); shrill: (૨) તીક્ષ્ણ ધાર કે અણીવાળું; sharp-pointed, sharp-edged.

**તીતર,** (પું.) જુઓ **તેતર.**

**તીતી,** (સ્ત્રી.) (ન.) ચકલી; a sparrow: (૨) પક્ષી; a bird.

**તીતીઘોડો,** (પું.) એક પ્રકારનું તીડ જેવું જીવડું; a grasshopper

**તીનપાંચ,** (સ્ત્રી.) ગરમ મિજાજ, શીરજોરી; hot-temper, high-handedness: (૨) ખડાઈ, શેખી; a boasting or bragging.

**તીર,** (ન.) કિનારો, કાંઠો; an edge, a margin, a bank.

**તીર,** (ન.) બાણ, an arrow: **–કશ,** (પું.) બાણનો ભાથો, a quiver. (slanting.

**તીરછું,** (વિ.) ત્રાસું, કતરાતું; oblique,

**તીરથ,** (ન.) જુઓ **તીર્થ.**

**તીરવા,** (અ.) બાણના અંતરની મર્યાદા જેટલું; as much distant as the range of an arrow: (૨) બાણની લંબાઈ જેટલું; as long as an arrow.

**તીરંદાજ,** (વિ.) (પું.) ધનુષબાણ વાપરવામાં કુશળ માણસ; an expert archer: **તીરંદાજી,** (સ્ત્રી.) ધનુષબાણ વિદ્યા; archery. (જુઓ **તીરંદાજ.**

**તીરંબાજ,** (વિ.) (પું.) **તીરંબાજી,** (સ્ત્રી.)

**તીર્થ,** (ન.) પાર કરવાનો કે મુક્તિનો માર્ગ, ઘાટ; a way for crossing over or deliverance, an embankment: (૨) નામાંકિત ધાર્મિક, પવિત્ર સ્થળ, a famous religious holy place: (૩) યાત્રાનું ધામ; a place of pilgrimage: **–યાત્રા,** (સ્ત્રી.) તીર્થની યાત્રા, a pilgrimage: **–સ્થાન,** (ન.) યાત્રાનું ધામ; a place of pilgrimage.

**તીર્થંકર,** (પું.) જૈનોના ચોવીસ ધર્મપ્રવર્તકોમાંના કોઈ એક, one of the twenty-four promoters of Jainism.

**તીવ્ર,** (વિ.) તીક્ષ્ણ, sharp, acute (૨) ઉગ્ર, આકરું; intense: (૩) તીણું; shrill: (૪) વેધક, piercing, cutting.

**તીસ,** (વિ.) જુઓ **ત્રિશ**

**તુકમ,** (ન.) બીજ, seed: (૨) વીર્ય; semen: (૩) ઓલાદ, વંશ; pedigree, family-line.

**તુકમરિયાં, તકમરિયાં,** (ન. બ. વ.) એક પ્રકારનાં પિત્તશામક બિયાં; a kind of seeds having cooling effect.

**તુક્કલ (તુક્કલ),** (સ્ત્રી.) મોટી પતંગ; a big (paper) kite: (૨) અંદર બત્તીવાળી ફાનસ જેવી મોટી પતંગ; a big lantern like paper kite with a burning lamp in it.

**તુક્કો,** (પુ.) મશ્કરી, ટુચકો; a joke, a trick: (૨) ધૂન, તરંગ; a whim: (૩) આપ-બડાઈ દર્શાવવાની તરકીબ; a stunt: (૪) બૂઠું તીર; a blunt arrow.

**તુખમ,** (ન.) જુઓ **તુકમ.**

**તુચ્છ,** (વિ.) તકલાદી, નજીવું; frail, insignificant: (૨) રસકસ વિનાનું; stuffless: (૩) ફોકટ, નકામું; vain, useless: (૪) લગાર, થોડું, કૃશ; slight, lean: (૫) તિરસ્કારપાત્ર; scornful, contemptible: **–કાર,** (પું.) તિરસ્કાર, ઘૃણા, ઉદ્ધતાઈભરી ઉપેક્ષા, scorn, contempt, rude disregard or forsaking: **–કારવું,** (સ. ક્રિ.) ઉદ્ધતાઈથી ઉપેક્ષા કરવી, to disregard or forsake rudely: (૨) તુચ્છકાર કરવો, to scorn, to treat hatefully: **–કારો,** (પું.) તુચ્છકાર.

**તુજ,** (સ.) (વિ.) તારું; thy, thine.

**તુણાઈ,** (સ્ત્રી.) તુણવું કે રફૂ કરવું તે અથવા તેનું મહેનતાણું; darning, remuneration for darning.

**તુણિયાટ,** (પું.) જુઓ **તુનિયાટ.**

**તુતંગ,** (ન.) જુઓ **તૂત.**

**તુનતુની,** (સ્ત્રી.) એક પ્રકારનું વાદ્ય, a kind of musical instrument.

**તુનાઈ,** (સ્ત્રી.) જુઓ **તુણાઈ.**

**તુનારો,** (પું.) જુઓ **તુનિયાટ.**

**તુનિયાટ, તુનિયાર,** (પું.) તુણવાનું કામ કરનાર, રફૂગર; a darner.

**તુમાખી,** (વિ.) ઉગ્ર સ્વભાવનું, મિજાજી; hot-tempered, head-strong. (૨) (સ્ત્રી.) મિજાજીપણું.

**તુમાર,** (પું.) બે પક્ષ વચ્ચેનો વિસ્તૃત પત્રવ્યવહાર; prolonged correspondence between two parties: **તુમારી,** (વિ.) તુમારને લગતું; pertaining to such correspondence: **–શાહી,** (સ્ત્રી.) બિનજરૂરી વિસ્તૃત પત્રવ્યવહારથી થતો વિલંબ; delay caused by unnecessary prolonged correspondence.

**તુમુલ,** (વિ.) ઘોંઘાટ અને ધમાલયુક્ત; rowdy and tumultuous: (૨) ઝનૂની, ભયંકર(લડાઈ વ.); (battle, etc.) fierce, terrible: (૩) (ન.) ઘોંઘાટયુક્ત ધમાલ; rowdy tumult or commotion.

**તુરગ,** (પું.) ઘોડો; a horse.

**તુરત,** (અ.) તરત, એકદમ, at once.

**તુરંગ,** (ન.) કેદખાનું, કારાગૃહ; a prison-house, a jail: (૨) વિચાર; a thought, a notion: (૩) ધૂન, તરંગ, whim.

**તુરંગ, તુરંગમ,** (પું.) ઘોડો; a horse.

**તુરંત,** (અ.) જુઓ **તુરત, તરત.**

**તુરાઈ,** (સ્ત્રી.) એક પ્રકારનું રણશિંગું; a kind of trumpet: (૨) (વણકરનો) કાટલો; (a weaver's) shuttle.

**તુરિ, તુરી,** (પું.) ઘોડો, a horse; (૨) (સ્ત્રી.) જુઓ **તુરાઈ.**

**તુરીય,** (વિ.) ચોથું; fourth: (૨) (ન.) ચોથો ભાગ; a fourth part, a quarter: **તુરીયાવસ્થા,** (સ્ત્રી.) જુઓ **તુર્યાવસ્થા.**

**તુર્ય,** (વિ.) (ન.) જુઓ **તુરીય.**

**તુર્યા, તુર્યાવસ્થા,** (સ્ત્રી.) મનની ચોથી અવસ્થા, આત્મસાક્ષાત્કારની અવસ્થા, the fourth state of the mind, the state of self-realisation.

**તુલના,** (સ્ત્રી.) સરખામણી; comparison: (૨) સામ્ય; equality.

**તુલસી,** (સ્ત્રી.) એક પ્રકારનો પવિત્ર છોડ; a kind of sacred plant.

**તુલા,** (સ્ત્રી.) વજન કરવાનો કાંટો કે ત્રાજવું; a weighing balance or scales: (૨) જ્યોતિષની સાતમી રાશિ; the seventh sign of the zodiac, libra: (૩) તુલના, comparison, equality.

**તુલ્ય,** (વિ.) સરખું, સમાન; similar, identical.

**તવેર (તુવર),** (સ્ત્રી.) એક પ્રકારનું કઠોળ; a kind of pulse: (૨) તેનો છોડ; its plant.

**તુષ,** (ન.) ચોખાનું ફોતરું; a husk of rice.

**તુષાર,** (ન.) બરફ, હિમ; snow, ice: (૨) ઝાકળ; dew: (૩) વરસાદની ફરફર; a drizzle.

**તુષ્ટ,** (વિ.) સંતુષ્ટ; satisfied: (૨) તૃપ્ત; satiated: (૩) રાજી, ખુશ, પ્રસન્ન; pleased, delighted: (૪) આત્મસંતોષી; self-satisfied.

**તુષ્ટિ,** (સ્ત્રી.) સંતોષ; satisfaction, contentment: (૨) તૃપ્તિ; satiation: (૩) રાજીપો, પ્રસન્નતા; pleasure, (૪) આત્મસંતોષ; self-satisfaction.

**તુષ્યમાન,** (વિ.) જુઓ **તુષ્ટ.**

**તુળસી,** (સ્ત્રી.) જુઓ **તુલસી.**

**તું,** (સ.) બીજાપુરુષ એકવચનનું રૂપ; thou: **–કાર, તુંકારો,** (પું.) "તું" કહીને અર્થાત્ ઉદ્ધતાઈથી સંબોધવું તે; a rude mode of addressing: **–કારવું,** (સ. ક્રિ.) "તું" કહીને અર્થાત્ ઉદ્ધતાઈથી સંબોધવું; to address rudely.

**તુંગ,** (વિ.) ઘણું ઊંચું; very high, lofty: (૨) (પું.) પર્વત; a mountain: (૩) શિખર, ટોચ; a peak, a summit.

**તુંગુ,** (વિ.) જાડું, તગડું, સ્થૂળ; thick, plump: (૨) ફૂલેલું; swollen, inflated: (૩) (ન.) હળના દાંતા પરનો જાડો ભાગ; the thick portion above the tooth of a plough: (૪) ફાંદ, ફૂલેલું પેટ; swollen belly.

**તુંડ,** (ન.) મોં, મુખ; the mouth: (૨) ચાંચ; a beak: (૩) સૂંઢ; the trunk of an animal: (૪) ચહેરો; the face.

**તુંડ,** (વિ.) તોછડું, મિજાજી, તુમાખી; hot-tempered, insolent: **–મિજાજ,** (પું.)

તોછડાઈ, ગરમ મિજાજ, તુમાખી; insolence: **–મિજાજી**, (વિ.) તુંડ.

**તુંદ**, (ન.) ફાંદ, દૂંદ; inflated belly.

**તુંબ**, (ન.) તુંબડીનું ફળ; a kind of gourd: (૨) એ ફળની સૂકી છાલનું બનેલું પાત્ર; a pot or vessel made of its dry rind: **–ડી**, (સ્ત્રી.) gourd (plant): **–ડી**, (સ્ત્રી.) **–ડું**, (ન.) તુંબ.

**તુંબિ, તુંબી**, (સ્ત્રી.) જુઓ **તુંબ, તુંબડી**: (૨) તંતુવાદ્યનો તુંબડા જેવો ભાગ; the gourd like portion of a stringed musical instrument: **–પાત્ર**, (ન.) જુઓ **તુંબ**.

**તૂઈ**, (સ્ત્રી.) ફીત, ભરતકામની કોર; an embroidered lace: (૨) કસબની કોર; a gold or silver lace.

**તૂક**, (સ્ત્રી) ટૂંક, કાવ્યની કડી; a stanza of a poem.

**તૂટ**, (સ્ત્રી.) ભંગાણ, disruption, dislocation: (૨) અલગતા; separation: (૩) અણબનાવ, ફાટફૂટ, rupture, discord: (૪) ખોટ, તંગી; loss, scarcity.

**તૂટક**, (વિ.) અલગ કે જુદું પડેલું; separated, disconnected: (૨) તૂટેલું; broken: (૩) અપૂર્ણ; imperfect: (૪) અપૂરતું; insufficient: (૫) (અ.) ટુકડે ટુકડે; intermittently, inconstantly.

**તૂટવું**, (સ. ક્રિ.) ભાંગવું, ટુકડા થવા; to break into pieces: (૨) ભંગાણ પડવું, અલગ થવું; to be disrupted, to be disconnected: (૩) નાશ થવો; to be destroyed: (૪) દેવાળું કાઢવું; to become insolvent or bankrupt: (૫) નબળું કે ક્ષીણ થવું; to become weak or worn out.

**તૂઠવું**, (અ ક્રિ.) જુઓ **ત્રૂઠવું**.

**તૂણ**, (ન.) બાણનો ભાથો; a quiver.

**તૂણવું**, (સ. ક્રિ.) ઘસાયેલા કપડામાં ટાંકા મારી દોરા ભરવા, રફૂ કરવું; to darn.

**તૂણિયો**, (પું.) તુનિયાટ; a darner.

**તૂત**, (ન.) જૂઠાણું, ગપ, બનાવટી વાત; a lie, a hoax, a rumour. (૨) પ્રપંચ, કાવતરું; an artifice, a plot: (૩) નખરાં, વરણાગી; coquetry, foppishness.

**તૂતક**, (ન.) વહાણ કે આગબોટના મથાળાનો અગાશી જેવો ભાગ; a deck.

**તૂનવું**, (સ. ક્રિ.) તૂણવું; to darn.

**તૂપ**, (ન.) ઘી; ghee.

**તૂમડી**, (સ્ત્રી.) **તૂમડું**, (ન.) જુઓ **તુંબડી**.

**તૂર**, (ન.) અમુક પ્રકારના છોડનાં ડૂંડાની અંદરનો રૂ જેવો પદાર્થ; the fluffy, cotton-like substance of the pods of certain plants.

**તૂર**, (સ્ત્રી.) એક પ્રકારનું રણશિંગું, તુરાઈ; a kind of trumpet.

**તૂરાટ**, (વિ.) જુઓ **તૂરું**.

**તૂરાટ, તુરાશ**, (સ્ત્રી.) તૂરાપણું; astringency.

**તૂરી**, (સ્ત્રી.) (પું.) જુઓ **તુરિ, તુરાઈ**.

**તૂરું**, (વિ.) સોપારીના જેવા સ્વાદવાળું, સંકોચક, સ્થંભક; astringent.

**તુર્ય**, (ન.) એક પ્રકારનું વાદ્ય; a kind of musical instrument.

**તૂલ**, (ન.) મોલ, મોલાત; standing crops: (૨) રૂ; cotton.

**તૂવર**, (સ્ત્રી.) જુઓ **તુવેર**.

**તૂંબડી**, (સ્ત્રી.) **તૂંબડું**, (ન.)જુઓ **તુંબડી**.

**તૃણ**, (ન) ઘાસની સળી, તણખલું; a blade of grass: (૨) ઘાસ; grass: **–વત્**, (વિ.) તુચ્છ, હલકું, નજીવું; insignificant.

**તૃતીય**, (વિ.) ત્રીજું; third.

**તૃતીયા**, (સ્ત્રી) ત્રીજી વિભક્તિ (વ્યાકરણ); the third instrumental case (grammar): (૨) જુઓ **ત્રીજ**.

**તૃપ્ત**, (વિ.) સંતુષ્ટ, satisfied: (૨)ધરાયેલું; satiated: (૩) રાજી, ખુશ; pleased.

**તૃપ્તિ**, (સ્ત્રી.) સંતોષ; satisfaction, gratification: (૨) તુષ્ટિ, satiation, pleasure, delight.

**તૃષા**, (સ્ત્રી.) તરસ, પ્યાસ; thirst: (૨) ઉત્કંઠા; an intense desire: **–તુર, –ર્ત**,

**તૃષિત**, (વિ) તરસ્યું; thirsty.

**તૃષ્ણા**, (સ્ત્રી.) તરસ, પ્યાસ; thirst: (૨) ઇચ્છા, આકાંક્ષા; desire, longing.

**તે**, (સ) ત્રીજાપુરૂષ એકવચનનું રૂપ; he, she, it.

**તેખ, તેખડ**, (સ્ત્રી.) ખોજ, શોધ; search: (૨) ખંત; perseverance: (૩) કરકસર; frugality: (૪) જુઓ **તેખડું**.

**તેખડું, તેખણું**, (ન.) ત્રણનો સમૂહ; a group of three.

**તેગ, તેગા**, (સ્ત્રી.) એક પ્રકારની નાની તલવાર; a scimitar.

**તેજ**, (વિ.) ઉગ્ર, તીવ્ર; intense: (૨) તીક્ષ્ણ; sharp-edged, pointed: (૩) આકરું; hard, biting, powerful: (૪) ચપળ; active, lively.

**તેજ**, (ન.) પ્રકાશ, દીપ્તિ; lustre, brilliance: (૨) પ્રભાવ; dignity, awe, glory: (૩) જુસ્સો, શક્તિ, બળ; force, power, energy, strength: (૪) પરાક્રમ; enterprise, an extraordinary achievement.

**તેજણ (તાજણ)**, (સ્ત્રી.) એક પ્રકારની ઝડપી ઘોડી; a kind of swift mare.

**તેજસ્વિતા**, (સ્ત્રી.) દીપ્તિ, તેજસ્વીપણું; lustre, brilliance.

**તેજસ્વી**, (વિ.) પ્રકાશિત, તેજવાળું; shining, brilliant: (૨) પ્રભાવશાળી, dignified, glorious, majestic: (૩) પરાક્રમી; enterprising, brave: (૪) પ્રખ્યાત; illustrious, famous.

**તેજાનો**, (પું.) સુગંધી, ગરમ ખાદ્ય મસાલો, તજ, લવિંગ વગેરે; spices.

**તેજાબ**, (પું.) ખાટા અને તીખા સ્વાદવાળું પ્રવાહી; an acid.

**તેજાબી**, (વિ.) તેજાબનું કે એના જેવા ગુણવાળું; acidic.

**તેજી**, (સ્ત્રી.) દીપ્તિ, પ્રકાશ; lustre brilliance: (૨) સાર્વત્રિક ભાવવધારો, an all out price increase: (૩) આબાદી, વિકાસ; prosperity, development: (૪) ઉત્સાહ, સ્ફૂર્તિ; spirit, liveliness: (૫) (પું.) ચપળ ઘોડો; a sensitive horse: (૬) (વિ.) જુઓ **તેજ**.

**તેટલું**, (વિ.) અમુક પ્રમાણ, વજન કે કદનું; of a certain proportion, weight or size.

**તેડ**, (સ્ત્રી.) કિનારો, કાંઠો, તટ; an edge, a margin, a bank: (૨) બાજુ, પક્ષ; a side, a party: (૩) પક્ષપાત; partiality.

**તેડવું**, (સ. ક્રિ.) નિમંત્રણ કે આમંત્રણ આપવાં; to send for, to invite: (૨) (બાળક કે બચ્ચાને) ઊંચકીને લઈ જવું; to carry (a child or a young one of an animal, etc.).

**તેડાગર**, (વિ.) તેડાં કરનાર; doing the duty of bringing or escorting persons called for or invited to children, etc.

**તેડાવવું**, (સ. ક્રિ.) નિમંત્રણ કે આમંત્રણ આપવું, બોલાવવું; to send for.

**તેડું**, (ન.) નિમંત્રણ, બોલાવવું તે; a call: (૨) આમંત્રણ; an invitation.

**તેણી**, (સ) ત્રીજાપુરૂષ એકવચનનું નારીજાતિનું રૂપ; she.

**તેણીગમ, તેણીમેર**, (અ.) તે બાજુએ કે તે તરફ; on that side, at that place.

**તેણીવાર**, (અ.) તે સમયે, ત્યારે, at that time, then.

**તેતર (તીતર)**, (પું.) એક પ્રકારનું પક્ષી; a kind of bird.

**તેતાલીસ, તેતાળીસ**, (વિ.) **તેંતાલીસ**, "૪૩"; "43" forty-three.

**તેત્રીસ**, (વિ.) '૩૩'; '33', thirty-three.

**તેથી**, (અ.) તે કારણે, એટલા માટે; so, hence, because of.

**તેપન**, (વિ.) જુઓ **ત્રેપન**.

**તેમ**, (અ.) એ પ્રમાણે, એ રીતે; in that manner, in that way.

**તેર**, (વિ.) '૧૩'; '13', thirteen.

**તેરમું**, (વિ.) ક્રમમાં બાર પછીનું; thirteenth: (૨) (ન.) માનવીના મૃત્યુ પછીના

તેરમા દિવસે થતાં ધાર્મિક વિધિ, જમણવાર, વગેરે; religious rites performed on the thirteenth day after a person's death, a dinner party on that day.

**તેરશ,** (સ્ત્રી.) હિંદુ પંચાંગની શુક્લ કે કૃષ્ણપક્ષની તેરમી તિથિ; the thirteenth date or day of the bright or dark half of a Hindu calendar month.

**તેરીખ,** (સ્ત્રી.) વ્યાજ ચડતું થાય એ દિવસ; the day from which interest accrues: (૨) વ્યાજનો દર; rate of interest: (૩) વ્યાજ; interest.

**તેરીજ,** (સ્ત્રી.) જુઓ **તારીજ.** (ling.

**તેરીમેરી,** (સ્ત્રી.) ભાંડણ, ગાળાગાળી, revi-

**તેલ,** (ન.) અમુક બિયાંમાંથી મળતું ચીકણું પ્રવાહી; oil. (૨) ખનિજ તેલ; mineral oil: (૩) અર્ક, સત્વ; essence.

**તેલિયું,** (વિ.) તેલવાળું; oily: (૨) ચીકણું; sticky, greasy.

**તેલી,** (વિ.) જેમાં તેલ હોય એવું (બી); (seed) containing oil· (૨) તેલિયું; oily: (૩) (પું.) તેલનો વેપારી, a dealer in oil: (૪) ઘાંચી; a person who extracts oil from oilseeds and sells it, a person of so-named professional caste.

**તેલીબિયાં,** (ન. બ. વ) જેમાંથી તેલ મળે એ બિયાં; oil-seeds.

**તેવડું,** (વિ.) અમુક યા નિર્દેશ થયેલી વસ્તુના જેવડું; as big as a certain thing or thing referred to: (૨) ત્રણગણું; threefold: (૩) ત્રણ ગડીવાળું; having three folds.

**તેવીશ, તેવીસ,** (વિ.) જુઓ **ત્રેવીશ.**

**તેવું,** (વિ.) અમુક અથવા નિર્દેશ થયેલી વસ્તુ જેવું; like or similar to a certain thing or thing referred to.

**તેસઠ,** (વિ.) જુઓ **ત્રેસઠ.**

**તેંતાલીસ, તેંતાળીસ,** (વિ.) '૪૩'; '43', (forty-three.

**તેંસઠ,** (વિ.) જુઓ **ત્રેસઠ.**

**તૈયાર,** (વિ.) તાત્કાલિક ઉપયોગમાં લઈ શકાય એવું, પૂર્ણતાએ પહોંચેલું; ready for use, perfected: (૨)તત્પર, સુસજ્જ; ready, well-equipped.

**તૈયારી,** (સ્ત્રી.) તત્પરતા, સુસજ્જતા; readiness, well-equipped.

**તૈલ,**(ન.)**તૈલી,**(વિ.)(પું) જુઓ **તેલ, તેલી.**

**તૈલાભ્યંગ,** (પું.) તેલની માલિસ; an oil massage.

**તો,** (અ) (જો સાથે અમુક શરતના પાલનના અર્થમાં વપરાય છે.); provided that, then, in that case.

**તોઈ,** (સ્ત્રી.) જુઓ **તૂઈ.**

**તોક,** (સ્ત્રી.) ગળે પહેરાવવાની ભારે બેડી કે સાંકળ, a weighty fetter or chain to be tied round the neck: (૨) હળપૂણી, કોશ, a plough-share, a crow-bar.

**તોકવું,** (સ. ક્રિ.) ઊંચકવું; to lift, to carry: (૨) જોખવું; to weigh.

**તોખમ,** (ન.) (સ્ત્રી.) જુઓ **તુકમ.**

**તોખાર,** (પુ.) ઘોડો; a horse.

**તોછડાઈ,** (સ્ત્રી.) તોછડાપણું; bluntness, rudeness. (blunt, rude.

**તોછડું,** (વિ.) અવિવેકી, અસભ્ય, ઉદ્ધત;

**તોજી,** (સ્ત્રી.) મહેસૂલ, વિઘોટી; land revenue: (૨) ગણોત; rent to be paid to the land-lord by a hired cultivator. (loss, harm.

**તોટો,** (પું) ખોટ, નુકસાન; shortage,

**તોટો,** (પું.) જુઓ **ટોટો.** (pain.

**તોડ,** (પું.) સ્નાયુની પીડા; mascular

**તોડ,** (પું.) ફેંસલો, નિકાલ, ફડચો, સમાધાન; a settlement, a compromise: (૨) ઉપાય, યુક્તિ; a remedy, a cure, an expedient: (૩)બાંધછોડ; adjustments: **–જોડ,** (સ્ત્રી.) સમાધાન માટેની બાંધછોડ; adjustments for a compromise.

**તોડવું**, (સ. ક્રિ.) ફળ, ફૂલ વગેરે ચૂંટવું; to pluck: (૨) કાપીને અલગ કરવું; to cut off: (૩) (સંબંધ, વગેરે) અંત લાવવો; to end (relation, etc.): (૪) ભાંગવું, ટુકડા કરવા; to break, to break into pieces: (૫) અશક્ત કરવું; to disable: (૬) નબળું પાડવું, to weaken: (૭) ભંગ કરવો; to break (promise, vow, etc.).

**તોડો**, (પું.) પગનું સાંકળું, ટોડો; a kind (of heavy anklet.

**તોડો**, (પું.) જુઓ **ટોડો**.

**તોડો**, (પું.) કાંતતાં નીચે પડતું રૂ; cotton falling down while spinning: (૨) તોડેલું કાચું ફળ; an unripe plucked fruit.

**તોતડાવું**, (અ. ક્રિ.) બોલતાં જીભ થોથવાવી; to stammer.

**તોતડું**, (વિ.) તોતડાતું; stammering.

**તોતલું**, (વિ.) જુઓ **તોતડું**: (૨) કાલું બોલતું; speaking stammeringly and endearingly.

**તોતળાવું** (અ. ક્રિ.) જુઓ **તોતડાવું**.

**તોતળું**, (વિ.) જુઓ **તોતલું**.

**તોતિંગ**, (વિ) કદાવર, પ્રચંડ; huge.

**તોતેર, તોંતેર**, (વિ.) '૭૩'; '73', seventy-three.

**તોતો**, (પું.) પોપટ; a parrot.

**તોપ**, (સ્ત્રી.) અત્યંત મોટી બંદૂક જેવું શસ્ત્ર; a cannon: (૨) ગપ; a false story or report, a rumour: **–ખાનું**, (ન.) લશ્કરનો તોપ અને એના સરંજામનો વિભાગ; artillery: (૨) એનુ સ્થળ; its location: **–ગોળો**, (પું.) તોપનો ગોળો; a cannon ball: (૨) ગપ, જુઓ **તોપ**: **–ચી**, (પું.) તોપમારો કરનાર; a gunner: (૨) ગપ્પીદાસ; a rumour monger: **–મારો**, (પું.) તોપમાંથી સતત ગોળા છોડવા તે; cannonade.

**તોપણ**, (અ.) તેમ છતાં, પરિસ્થિતિ એવી હોવા છતાં; even then, notwithstanding, in spite of, however, still, yet.

**તોફા**, (વિ.) સર્વોત્તમ; excellent, best: (૨) સુંદર, સરસ; fine: (૩) અસાધારણ; extraordinary, rare: (૪) મૂલ્યવાન; precious.

**તોફાન**, (ન.) ધમાલ, મસ્તી; commotion, mischief: (૨) હુલ્લડ, મારામારી, riot, disturbance, row: (૩) સમુદ્ર, વરસાદ, વગેરેનું તોફાન; a storm, a tempest: **તોફાની**, (વિ.) ધમાલિયું, મસ્તીખોર, વગેરે; rowdy, mischievous, stormy, etc.

**તોબરો**, (પું.) ઘોડા વગેરેને ખાણ ખવરાવવા માટેની એના માથા પર ટંગાતી ચામડાની થેલી; a (horse's) nose-bag: (૨) ચહેરાનો રિસાળભાવ; a peevish expression of the face.

**તોબા**, (અ.) ત્રાસ આપવાનું બંધ કરો તો સારું, તોફાનની હદ થઈ ગઈ, વ. અર્થ સૂચવતો ઉદ્ગાર; "enough of tyranny or mischief": (૨) (સ્ત્રી.) જુલમ, તોફાન વગેરેથી થતાં ત્રાસ કે કંટાળો; caused by tyranny or mischief.

**તોમર**, (ન.) એક પ્રકારનું ભાલા જેવું હથિયાર; a lance-like weapon.

**તોય**, (ન.) પાણી, જળ; water: **–જ**, (ન.) કમળ; a lotus: **–દ, –ધર**, (ન.) વાદળ; a cloud: **–નિધિ, –ધિ**, (પું.) સમુદ્ર; the sea.

**તોર**, (પું.) ઉદ્ધતાઈ, તોછડાઈ, મિજાજ: rudeness, bluntness, haughtiness: (૨) ધૂન, તરંગ; a whim: (૩) પાસું; an aspect: (૪) અહંકાર; vanity.

**તોર**, (સ્ત્રી.) મલાઈ, તર; cream.

**તોર**, (પું.) જેના પર વણાયેલું કાપડ વીંટાતું જાય છે એ શાળનો ગોળ વેલણ જેવો ભાગ; the roller of a loom.

**તોરણ**, (ન.) પ્રવેશદ્વાર કે દરવાજાની કમાન; an arch of an entrance or gate: (૨) શુકન માટે દરવાજા પર બંધાતો પાંદડાં, ફૂલ વગેરેનો હાર; an auspicious garland hung over a gate.

**તોરી,** (વિ.) ધૂની, તરંગી; whimsical: (૨) મિજાજી; hot-tempered, arrogant: (૩) (સ્ત્રી.) ઉદ્ધતાઈ, વગેરે (જુઓ **તોર**); arrogance, etc.

**તોરો,** (પું.) ફૂલનો ગોટો; a nosegay: (૨) છોગું; a crest: (૩) સાડીનો પાલવ; the loose end of a woman's outer garment (sari): (૪) પાઘડીનો કસબી ભાગ; the gold or silver embroidered part of a turban: (૫) વરણાગી; foppishness.

**તોલ,** (પું.) વજન; weight: (૨) વજન કરવાનું કાટલું; a unit for weighing: (૩) કિંમત, કદર; value, worth: (૪) બોજો; burden: (૫) પ્રભાવ, અસર, પરિણામ; influence, effect, consequence.

**તોલકું,** (ન.) માથું; the head.

**તોલડી,** (સ્ત્રી.) માટીનું રાંધવાનું વાસણ; an earthen cooking pot: (૨) સ્મશાન યાત્રામા સૌથી આગળ લઈ જવાતું માટીનું અગ્નિપાત્ર; earthen fire-pot carried in front of a funeral procession.

**તોલડું,** (ન.) માટીનું વાસણ; an earthen pot: (૨) ભિક્ષાપાત્ર; beggar's bowl.

**તોલન,** (ન.) **તોલના,** (સ્ત્રી.) તોળવું તે, a weighing: (૨) તુલના, સરખામણી; comparison.

**તોલવું,** (સ. ક્રિ.) જુઓ **તોળવું.**

**તોલાટ,** (પું.) જુઓ **તોળાટ.**

**તોલું,** (ન.) વજનનુ કાટલુ; a unit of weight: (૨) દશ શેર વજનનું પ્રમાણ, a unit of ten seers (૩) ઘી રાખવાનું માટીનું પાત્ર; an earthen pot for keeping ghee.

**તોલું,** (ન.) માથું; the head

**તોલે,** (અ.) સરખામણી કે તુલનામાં; compared with: (૨) વજન કે પ્રમાણમાં સરખું કે બરાબર; equal in weight, proportion, etc.

**તોલો,** (પુ.) એક રૂપિયા જેટલું વજન કે એનું માપ; a weight or unit of weight equal to that of a rupee.

**તોષ,** (પું.) સંતોષ; satisfaction, contentment (૨) રાજીપો, ખુશી; pleasure, delight **–વું,** (સ. ક્રિ.) **સંતોષવું,** to satisfy: (૨) રાજી કરવું; to delight.

**તોસ્તાન,** (ન.) પ્રચંડ, ઢંગધડા વિનાની વસ્તુ; a huge, disorderly thing.

**તોળવું,** (સ. ક્રિ.) વજન કરવું, જોખવું; to weigh: (૨) ઊંચકવું; to lift: (૩) તુલના કરવી; to compare: (૪) મૂલ્યાંકન કરવું; to evaluate.

**તોળાટ,** (પું.) તોળનારો, તોળવાનો ધંધો કરનાર; a (professional) weigher.

**તોંતેર,** (વિ.) '૭૩'; '73', seventy-three.

**ત્યક્ત,** (વિ.) ત્યજાયેલું; forsaken, abandoned: (૨) તરછોડાયેલુ; shunned: (૩) ઉપેક્ષિત; disregarded: **ત્યક્તા,** (વિ.) (સ્ત્રી.) ત્યજાયેલી સ્ત્રી; a forsaken woman (૨) ત્યજાયેલી પત્ની; a forsaken wife.

**ત્યજવું,** (સ. ક્રિ.) ત્યાગ કરવો; to abandon, to forsake: (૨) છોડી દેવું, થી દૂર રહેવું; to give up, to avoid: (૩) ઉપેક્ષા કરવી; to disregard.

**ત્યાગ,** (પું.) ત્યજવું તે, a forsaking, a deserting, an abandoning, a giving up: (૨) સંન્યાસ; renunciation (૩) દાન; alms-giving, charity.

**ત્યાગવું,** (સ. ક્રિ.) જુઓ **ત્યજવું.**

**ત્યાગી,** (વિ.) (પું.) સંન્યાસી; an ascetic, one who has renounced everything: (૨) દાતા; a generous donor.

**ત્યાજ્ય,** (વિ.) ત્યજવા અર્થાત્ દૂર રહેવા યોગ્ય; worth abandoning or avoiding: (૨) અનિચ્છનીય; undesirable: (૩) શાસ્ત્રોથી પ્રતિબંધિત; forbidden by scriptures: (૪) ધિક્કારપાત્ર; hateful, detestable: (૫) ત્યજી શકાય એવું;

avoidable, capable of being abandoned or given up.

**ત્યારે**, (અ.) તે સમયે; at that time, then: (૨) તો પછી; then.

**ત્યાશી (–સી.)**, (વિ.) '૮૩'; '83', eighty-three.

**ત્યાં**, (અ.) તે ઠેકાણે; at that place, there: (૨) અમુક સંજોગોમાં; under certain circumstances.

**ત્રગણું**, (વિ.) જુઓ **ત્રમણું**.

**ત્રણ**, (વિ.) '૩'; '3', three.

**ત્રપા**, (સ્ત્રી.) શરમ, લજ્જા; bashfulness, modesty.

**ત્રમઝટ, ત્રમઝીક**,(અ.) ધોધમાર, મુસળધાર (વરસાદ); torrentially: (૨) સતત અને વિપુલ પ્રમાણમાં, incessantly and abundantly· (૩) (સ્ત્રી.) ઝડી, incessant showers or torrents.

**ત્રમણું**, (વિ) ત્રણગણું; threefold.

**ત્રય**, (વિ.) ત્રણ; three. (૨) ત્રણનો સમૂહ; a group of three.

**ત્રયાનન**, (પું.) ત્રણ મુખવાળા ભગવાન દત્તાત્રેય; Lord Dattatreya the three-faced.

**ત્રસ્ત**, (વિ.) ભય પામેલું, ડરેલું, frightened, terrified: (૨) બીકણ, timid. (૩) કંટાળેલું, ત્રાસેલું; tired.

**ત્રંબક**, (પું.) જુઓ **ત્ર્યંબક**.

**ત્રંબાળુ**, (ન.) એક પ્રકારનું વાદ્ય, ઝાલર; a gong.

**ત્રાક**, (સ્ત્રી.) તકલી અથવા કાંતવાના સાધનનો સોયો; a spindle.

**ત્રાગ**, (પું.) તાંતણો, દોરો; thread, fibre: **–ડો**, (પું.) ત્રાગ: (૨) જનોઈ; the sacred thread.

**ત્રાગું**, (ન.) પોતાની માગણીનો બીજા પાસે સ્વીકાર કરાવવા પોતાની જાતને પીડવી તે; self-torture with a view to forcing others to accept one's own demands: (૨) જીદ, હઠ; obstinacy: (૩) કડક ઉઘરાણી; a pressing demand for payment.

**ત્રાજવું**, (ન.) વજન કરવાનું બે પલ્લાંવાળું સાધન; a balance made up of two scales, scales: (૨) ચામડી પરનું છૂંદણું; a tattoo.

**ત્રાજૂડું**, (ન.) જુઓ **ત્રાજવું**.

**ત્રાટક**, (પું.) એક જ બિંદુ પર દૃષ્ટિ કેન્દ્રિત કરી, મનને એકાગ્ર કરવાની યોગની ક્રિયા; a yogic process of concentrating the mind by looking fixedly at a point.

**ત્રાટકવું**, (અ. ક્રિ.) ઓચિંતાં ધાડ પાડવી કે છાપો મારવો; to raid or attack suddenly.

**ત્રાડ**, (સ્ત્રી.) ગર્જના, મોટી બૂમ; a roar, a loud shout or cry.

**ત્રાડવું**, (અ. ક્રિ.) ગર્જના કરવી, મોટેથી બૂમ પાડવી; to roar, to shout loudly.

**ત્રાણ**, (ન.) રક્ષણ, બચાવ; *defence*, rescue, deliverance:(૨)શરણ, આશ્રય; shelter.

**ત્રાણું, ત્રાણું**, (વિ) '૯૩'; '93', ninety-three.

**ત્રાતા**, (પું.) રક્ષક, બચાવનાર; a protector, a saviour.

**ત્રાપો**, (પું.) જુઓ **તરાપો**.

**ત્રાસ**, (પું.) જુલમ; tyranny, oppression· (૨) કંટાળો; tedium: (૩) પજવણી; annoyance, vexation· (૪) બીક, ધાક; fright, terror: (૫) અણગમો, ઘૃણા; dislike, disgust: **–દાયક, –દાયી**, (વિ.) ત્રાસ આપનારું, જુલમી વગેરે; tyrannical, tedious, annoying: **–વાદ**, (પું.) ભય કે ત્રાસ ફેલાવવાની અને ધાકધમકીથી કામ લેવાની નીતિ; terrorism.

**ત્રાસવું**, (અ. ક્રિ.) જુલમ વગેરેથી કંટાળી જવું; to be tired of oppression, etc.: (૨) કંટાળવું; to be tired: (૩) અણગમો કે ઘૃણા થવાં, to dislike, to

be disgusted: (૪) ભય પામવો, ડરવું; to be frightened, to be terrified.

**ત્રાહિત,** (વિ.) અજાણ્યું; unacquainted: (૨) તટસ્થ; disinterested, neutral, non-aligned: (૩) (પું.) ત્રાહિત વ્યક્તિ.

**ત્રાંબટ,** (વિ.) તાંબાનું; (of) copper: (૨) (ન.) તાંબાનું પાત્ર; a copper pot or vessel.

**ત્રાંબુ (તાંબુ),** (ન.) એક પ્રકારની લાલ ધાતુ; copper.

**ત્રાંસ,** (પું.) ત્રાંસાપણું; obliqueness: (૨) વાંક, a slant or bent: (૨) ફાંસો; a strangling noose: (૩) તાસક, તાંબાની રકાબી; a copper tray: (૪) વજન કરવાનું કાટલું; a unit of weight.

**ત્રાંસું,** (વિ.) કતરાતું, વાંકું; oblique, slanting.

**ત્રિ,** (વિ.) '૩', ત્રણ; three.

**ત્રિક,** (ન.) ત્રણનો સમૂહ; a group of three, a triad.

**ત્રિકાલ (ત્રિકાળ),** (પું.) કાળની ત્રણ અવસ્થા, ભૂત, ભવિષ્ય અને વર્તમાન; the three conditions of time, the past, the future and the present: (૨) દિવસના ત્રણ ભાગ, સવાર, બપોર અને સાંજ; the three parts of a day, the morning, the noon and the evening: **-જ્ઞ, -જ્ઞાની,** (વિ.) ત્રણેય કાળનું જ્ઞાન ધરાવનાર; omniscient.

**ત્રિકાંડ,** (વિ.) ત્રણ કાંડ, ખંડ કે વિભાગવાળું; having three sections, parts or divisions.

**ત્રિકોણ,** (વિ.) ત્રણ ખૂણાવાળું; triangular: (૨) (પું.) ત્રણ ખૂણાવાળી આકૃતિ; a triangle.

**ત્રિગુણ,** (પું. બ. વ.) પ્રકૃતિ અથવા માયાના ત્રણ ગુણ, સત્ત્વ, રજસ અને તમસ, the three qualities of prakruti or maya, viz. satva, rajas and tamas: (૨) (વિ.) ત્રણગણું; threefold, triple: **ત્રિગુણા,** (સ્ત્રી.) પ્રકૃતિ, માયા; prakruti, maya: **ત્રિગુણાત્મક,** (વિ.) માયાના ત્રણ ગુણો ધરાવતું; possessing the three qualities of maya.

**ત્રિજ્યા,** (સ્ત્રી.) વર્તુલ કે ગોળાના મધ્ય બિંદુથી પરિઘ સુધીની રેખા કે તેટલું અંતર; a radius.

**ત્રિતાલ,** (પું.) સંગીતનો એક પ્રકારનો તાલ; a kind of rhythem in music.

**ત્રિપદી,** (સ્ત્રી.) ત્રણ પાયાની ઘોડી, ત્રિપાઈ; a stand with three legs, a tripod: (૨) હાથીનાં જીન કે અંબાડી બાંધવાનું દોરડું; a rope to fix a saddle on an elephant: (૩) (વિ.) ત્રણ પગ કે પદવાળું, having three legs or syllables or roots.

**ત્રિપરિમાણ,** (ન.) પદાર્થ માત્રનાં લંબાઈ, પહોળાઈ અને જાડાઈ કે ઊંચાઈ એ ત્રણ માપ: the three dimensions.

**ત્રિપાઈ,** (સ્ત્રી.) જુઓ **ત્રિપદી** (૧).

**ત્રિફળા (ત્રિફલ),** (સ્ત્રી.) હરડે, બેડાં અને આમળાંનો સમૂહ; the three myrobalans collectively: **-ચૂર્ણ,** (ન.) ઔષધ તરીકે વપરાતું ત્રિફળાનું ચૂર્ણ; its powder used as a medicine.

**ત્રિભાગવું,** (સ. ક્રિ.) ત્રણ સરખા ભાગ કરવા; to trisect.

**ત્રિભુજ,** (પું.) (ન.) ત્રિકોણ; a triangle.

**ત્રિભુવન,** (ન.) જુઓ **ત્રિલોક.**

**ત્રિભેટો,** (પું.) ત્રણ રસ્તા કે સરહદ મળતાં હોય એ સ્થળ, a meeting place of three roads or boundaries.

**ત્રિમૂર્તિ, ત્રિમૂર્ત્તિ,** (સ્ત્રી.) બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું ત્રિક; the triad of lords Brahma, Vishnu and Mahesh.

**ત્રિયા,** (સ્ત્રી.) સ્ત્રી; a woman. **-રાજ્ય,** (ન.) સ્ત્રીઓની સત્તા ચાલતી હોય એવું રાજ્ય; a state under feminine rule: (૨) સ્ત્રીઓનું ચલણ; women's sway

**ત્રિરંગી,** (વિ.) ત્રણ રંગનું; tricolour: (૨) (પું.) ભારત અથવા ફ્રાંસના ત્રિરંગી

રાષ્ટ્રધ્વજ; the tricolour national flag of India or France.

**ત્રિરાશિ,** (સ્ત્રી.) (ગણિત) ત્રણ સંખ્યા કે પદ પરથી ચોથી સંખ્યા કે પદ કાઢવાની રીત; (arith.) the rule of three.

**ત્રિલોક,** (પું.) સ્વર્ગ, મૃત્યુ (પૃથ્વી) અને પાતાળ એ ત્રણ લોક; the three worlds, viz. the heaven, (sky), the earth and the underworld (hell).

**ત્રિલોચન,** (પું.) જુઓ **ત્ર્યંબક.**

**ત્રિવિધ,** (વિ.) ત્રણ પ્રકારનું; of three varieties or sorts.

**ત્રિવેણિ, ત્રિવેણી,** (સ્ત્રી.) ભારતની ત્રણ પવિત્ર નદીઓ, ગંગા, યમુના અને સરસ્વતી; the three sacred rivers of India, viz. the Ganges, the Jamuna and the Saraswati (૨) આ ત્રણ નદીઓનો સંગમ અથવા સંગમસ્થાન, પ્રયાગ; the confluence of these three rivers at Prayag.

**ત્રિશંકુ,** (પું.) અનિશ્ચિત લટકતી સ્થિતિ; an undecided hanging state.

**ત્રિશૂળ, ત્રિશૂલ,** (ન.) ત્રણ કળાંવાળું (ભગવાન શિવનું) હથિયાર, a three pointed weapon, a trident (of Lord Shiva): **–પાણિ,** (પું.) ત્રિશૂલધારી ભગવાન શિવ, Lord Shiva, the holder of a trident.

**ત્રિસ્થલી, ત્રિસ્થળી,** (પું.) ત્રણ પવિત્ર ધામ, કાશી, પ્રયાગ અને ગયા; the three holy places-Kashi(Banaras), Prayag and Gaya.

**ત્રીજ,** (સ્ત્રી.) હિંદુ પંચાંગની શુક્લ કે કૃષ્ણ પક્ષની ત્રીજી તિથિ; the third day (date) of the bright or dark half of a lunar month.

**ત્રીડ,** (સ્ત્રી.) વ્યથા, પીડા, દુઃખ; affliction, pain, misery.

**ત્રીજું,** (વિ) ક્રમમાં બીજા પછીનું; third.

**ત્રીશ, ત્રીસ,** (વિ) '૩૦'; '30', thirty.

**ત્રુટ,** (સ્ત્રી.) જુઓ **ત્રુટિ.**

**ત્રુટિ, ત્રુટી,** (સ્ત્રી.) ઊણપ; shortage, defficiency, want: (૨) દોષ, ખામી; a drawback, a shortcoming

**ત્રુઠવું,** (અ. ક્રિ.) સંતોષ થવો; to be satisfied: (૨) પ્રસન્ન કે રાજી થવું; to be pleased or delighted.

**ત્રેખડ,** (સ્ત્રી.) (ન.) જુઓ **તેખડ.**

**ત્રેતા, ત્રેતાયુગ,** (પું.) હિંદુ શાસ્ત્રો પ્રમાણેના ચાર યુગોમાંનો બીજો; the second of the four ages according to the Hindu scriptures.

**ત્રેપન,** (વિ.) '૫૩'; '53', fifty-three.

**ત્રેવડ,** (સ્ત્રી.) જોગવાઈ કરવાની શક્તિ; the ability to provide: (૨) કરકસર; thrift, economy: (૩) વ્યવસ્થા, ગોઠવણ; arrangement: **ત્રેવડિયું,**(વિ.)ત્રેવડવાળું; thrifty, etc.

**ત્રેવીશ, ત્રેવીસ,** (વિ) '૨૩'; '23', twenty-three.

**ત્રેસઠ,** (વિ.) '૬૩'; '63', sixty-three.

**ત્રેહેકવું, ત્રેહેકાવું,** (અ. ક્રિ.) બેચેન થવું; to become uneasy.

**ત્રૈમાસિક,** (વિ.) દર ત્રણ મહિને થતું કે આવતું; happening or coming every three months, quarterly: (૨) (ન.) ત્રૈમાસિક સામયિક; a quarterly magazine.

**ત્રોફવું,**(સ. ક્રિ.) (ચામડી પર) છૂંદણું છૂંદવું; to tattoo.

**ત્ર્યંબક (ત્રિલોચન),** (પું.) ત્રણ નેત્રવાળા ભગવાન શિવ; Lord Shiva the three-eyed.

**ત્વક, ત્વગ,** (સ્ત્રી.) ચામડી; skin.

**ત્વચા,** (સ્ત્રી.) ચામડી; skin.

**ત્વદીય,** (વિ.) (સ.) તારું; thy, thine.

**ત્વરા,** (સ્ત્રી.) ઉતાવળ; haste: (૨) ઝડપ; speed, swiftness.

**ત્વરિત,** (વિ) ઝડપી, તાત્કાલિક; swift, prompt.

**ત્વષ્ટા,** (પું.) દેવોનો શિલ્પી, વિશ્વકર્મા; Vishwakarma, the architect of the gods: (૨) ભગવાન બ્રહ્મા; Lord Brahma.

# થ

**થ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો સત્તરમો વ્યંજન, the seventeenth consonant of the Gujarati alphabet.

**થઈ, થઈને,** (અ.) ને રસ્તે કે માર્ગે, દ્વારા; via, through.

**થકવવું,** (સ ક્રિ.) થાકે એમ કરવું, કંટાળો આપવો; to tire, to exhaust.

**થકી,** (અ.) જુઓ **થી.** (owing to.

**થકું,** (અ.) ના વતી, ને લીધે; for,

**થડ,** (ન) ડાળીઓ અને પાંદડા વિનાનો ઝાડનો મૂળ-પાયાનો ભાગ; a trunk of a tree: (૨) મૂળ, ઉત્પત્તિસ્થાન, a root, an origin: (૩) પાયાની વસ્તુ કે બાબત, a basic thing or matter.

**થડક,** (સ્ત્રી.) ભય, ધ્રાસકો, ફાળ; fright, terror: (૨) ધ્રુજારી; shivering, trembling: (૩) તોતડાવું તે; stammering

**થડકવું,** (અ. ક્રિ.) તોતડાવું; to stammer: (૨) ભયથી ધ્રૂજવું; to tremble frightfully· (૩) ફાળ કે ધ્રાસકો પડવાં; to suffer a frightful shock.

**થડકો, થડકાર, થડકારો, થડકાટ,** (પું.) થડકવું તે; stammering, etc : (૨) થડ એવો અવાજ; a thud: (૩) શબ્દભાર; an emphasis on a word.

**થડમાં,** (અ.) બાજુમાં, નજીકમાં, પાસે; near, in the neighbourhood

**થડિયું,** (ન.) થડનો જમીન પાસેનો ભાગ, the lower part of a trunk.

**થડી,** (સ્ત્રી.) ગંજ, થપ્પી, an orderly pile or stack.

**થડું,** (ન.) જુઓ **થડિયું.**

**થડો,** (પું.) દુકાનનો ગલ્લો અથવા આગળનો ભાગ; the cash-counter or the front part of a shop.

**થથડાવવું,** (સ. ક્રિ.) ભય પમાડવો; to frighten: (૨) ધમકી આપવી, ડરાવવું; to threaten: (૩) ઠપકો આપવો; to

**થથરડો,** (પું.) જુઓ **થથેડો.** (scold.

**થથરવું,** (અ. ક્રિ.) ધ્રૂજવું, કંપવું, to shiver, to tremble· (૨) ભયથી કંપવું; to tremble frightfully: (૩) ભય પામવો, બીવું; to be frightened.

**થથરાટ,** (પું.) થથરવું તે; a trembling.

**થથેડવું,** (સ. ક્રિ) જાડા લેપ કે થર કરવા; to daub or smear thickly.

**થથેડો,**(પું.)જાડા લેપ કે થર;a thick layer.

**થનક, થનકથનક,** (અ.) તાલબદ્ધ નૃત્યના અવાજ જેમ; with the sounds of a rhythmic dance. (**થનકથનક.**

**થનગન, થનગન થનગન,** (અ) જુઓ

**થનગનવું,** (અ. ક્રિ.) ચપળતાથી, તાલબદ્ધ ચાલવું, દોડવું કે નાચવું; to walk, run or dance briskly and rhythmically. **થનગનાટ,** (પું) એવાં ચાલ, દોડ કે નૃત્ય; such acts· (૩) જુસ્સો, ઉશ્કેરાટ; spirit, excitement: (૪) રોમાંચ; thrill.

**થનથન,** (અ.) **થનથનવું, થનથનાટ,** જુઓ **થનગન** અને પેટા શબ્દો.

**થપડાક, થપાટ,** (સ્ત્રી.) લપડાક; a slap.

**થપેલી,** (સ્ત્રી.) હાથથી થાબડીને બનાવેલાં પૂરી, રોટલી, વગેરે, a cake or bread made by pressing kneaded flour with hands **થપેલો,** (પું.) એવો રોટલો; such loaf or large bread.

**થપોડું,** (ન.) **થપોલી,** (સ્ત્રી.) **થપોલું.** (ન.) જુઓ **થપેલી:** (૨) હાથથી થાબડીને બનાવેલી કોઈપણ વસ્તુ; anything made by pressing with hands.

**થપ્પડ,** (સ્ત્રી.) જુઓ **થપડાક.**

**થપ્પી,** (સ્ત્રી.) ગંજ, વ્યવસ્થિત ઢગલો, an orderly pile or stack.

**થયું,** (અ.) બસ; enough.

**થર,** (પું.) પડ, સ્તર; a layer, a stratum, a bed· (૨) પોપડો; a crust:

(૩) ચડતીઊતરતી બંગડીઓ, ચૂડીઓનો સટ; a suit of bangles in ascending or descending order.

ચરથર, (અ.) કંપે કે ધ્રૂજે એ રીતે; in a trembling or shivering manner.

ચરથરવું, થરથરાટ, જુઓ થથરવું.

ચરથરાટી, (સ્ત્રી.) જુઓ થથરાટ.

થવું, (અ. ક્રિ) બનવું; to occur, to happen: (૨) રચાવું, નિર્માણ થવું; to take shape, to be composed: (૩) અસ્તિત્વમાં આવવું, to come to existence: (૪) પેદા થવું, નીપજવું; to be produced: (૫) (સમય, વગેરે) પસાર થવું, (time, etc.) to pass: (૬) લાગણી થવી, અનુભવવું; to feel. to experience: (૭) ઓચિંતાં બનવું, આવી પડવું; to chance.

થળ, (ન.) જુઓ સ્થળ.

થંભ, (પું) જુઓ સ્તંભ (૧).

થંભન, (ન.) જુઓ સ્તંભન.

થંભવું, (અ. ક્રિ.) અટકવું, થોભવું, રોકાવું; to stop, to halt: (૨) વિસામો ખાવો; to rest for a while.

થાક, (પું.) શ્રમ, થાકવું તે; fatigue, exhaustion.

થાકવું, (અ. ક્રિ.) પરિશ્રમથી નખવું પડવું; to be exhausted because of hard work: (૨) કંટાળવું; to weary.

થાગડથીગડ, (ન.) મરામત, દુરસ્તી; a repairing, a patching: (૨) તાત્કાલિક કામચલાઉ જોગવાઈ કે ઉપાય; prompt temporary provision or means.

થાણદાર, (પું.) નાના તાલુકા કે ગામડાનો મહેસૂલી અધિકારી; a revenue officer of a small sub-district or a village: (૨) નાના તાલુકાનો ફોજદાર કે ન્યાયાધીશ; a police officer or a judge of a small sub-district.

થાણું, (ન.) કેન્દ્ર, પડાવ; a centre, a station, a post: (૨) પોલીસચોકી; a police-station.

થાણેદાર, (પું.) જુઓ થાણદાર.

થાન, (ન.) કાપડનો તાકો; a bundle of folded cloth.

થાન, (ન.) સ્તન; a woman's breast, a nipple: (૨) આંચળ; an udder.

થાન, (ન.) સ્થાન; a place: (૨) બેઠક; a seat. (૩) રહેઠાણ; an abode.

થાનક, (ન.) થાન; a place, a seat

થાપ, (સ્ત્રી.) થાપટ, ટાપલી; a tap, a pat, a light blow with the palm. (૨) ભૂલથાપ; a mistake, an error: (૩) છેતરપિંડી; deception: (૪) સંગીતનો તાલ; a rhythm in music.

થાપટ, (સ્ત્રી.) હથેળીથી કરેલો હળવો પ્રહાર, ટાપલી; a light blow with the palm, a tap, a pat.

થાપડી, (સ્ત્રી.) કડિયાનું ટીપવાનું ઓજાર; a mason's tool for tapping: (૨) જુઓ થાપેલી: (૩) જુઓ થાપટ.

થાપણ,(સ્ત્રી.)પૂંજી, મૂડી; capital, funds: (૨) દોલત, મિલકત; wealth, property: (૩) બચત; savings: (૪) ન્યાસ; a deposit in trust: (૫) લીંપણ; a covering with dung, etc.

થાપવું, (સ. ક્રિ.) સ્થાપવું, પ્રતિષ્ઠા કે નિર્માણ કરવાં; to establish, to found: (૨) થાપી થાપીને ઘડવું; to shape by patting: (૩) નિમણૂક કરવી; to appoint: (૪) બેસાડવું, જડવું; to fix, to set.

થાપો, (પું.) નિતંબ; the hip: (૨) છાપરાના મોભના ભાગ પરનું મોટું નળિયું; a ridge-tile: (૩) શુભપ્રસંગે સ્નેહીજનોનાં છાતી કે પીઠ પર મારવામાં આવતી કંકુવાળા પંજાની છાપ: a print or impression of vermilion made by the palm on the chest and the back of relatives on auspicious occasions.

થાબડવું, (સ. ક્રિ.) વહાલથી કોઈની પીઠ પર ધીમી થાપટ મારવી; to pat endearingly: (૨) થાપટ મારવી; to pat, to tap: (૩) અનિચ્છનીય પ્રવૃત્તિ માટે પ્રોત્સાહન આપવું; to encourage unduly.

**થાબડી,** (સ્ત્રી.) જુઓ **થાપડી.**

**થાળ,** (પું.) મોટી થાળી; a large plate: (૨) દેવને અર્પણ કરવાના ભોજનનો થાળ; eatables or food offered to a god: (૩) એ ક્રિયા માટેનું સ્તોત્ર; a hymn recited at that time.

**થાળી,** (સ્ત્રી.) (ભોજન કરવા માટેનું) રકાબી જેવુ પાત્ર, a (dinner) plate: (૨) ગ્રામોફોનની રેકર્ડ; a gramophone record.

**થાળું,** (ન.) દળવાની હાથ ઘંટીનુ, જેમાં લોટ પડે છે એ ગોળાકાર ચોકઠું; the round receptacle of a hand grinder: (૨) કૂવાના આગળના ભાગમાં, જ્યાં કોશનું પાણી ઠલવાય છે એ કૂંડી જેવો ભાગ; masonry basin of a well.

**થાંભલો,** (પું.) સ્તંભ; a pillar: **થાંભલી,** (સ્ત્રી) નાનો સ્તંભ; a small pillar.

**થિજાવવું,** (સ. ક્રિ.) ઠારવુ; ઠરીને ઘન કે ઘટ્ટ થાય એમ કરવું; to cause to congeal or freeze.

**થીગડું (થીંગડું),** (ન.) ફાટેલા કે તૂટેલા ભાગ પર નવો ટુકડો મૂકી મરામત કરવી તે; patch work. (૨) એવો ટુકડો; a piece for patching: **થીગડી,** (સ્ત્રી.) નાનું થીગડું.

**થીજવું,** (અ. ક્રિ.) ઠરવું, જામવું, ઠરીને ઘન કે ઘટ્ટ થવુ; to congeal, to freeze.

**થીનું,** (વિ.) થીજેલું, થીજીને ઘટ્ટ થયેલું; congealed, frozen.

**થુવેર,** (પું.) (સ્ત્રી.) જુઓ **થોર.**

**થૂથો,** (પુ.) નકામાં છોતરા, રૂંછાં, વગેરે; useless chaff, husks, etc.: (૨) કચરોપૂંજો; refuse.

**થૂલી,** (સ્ત્રી.) ભરડેલા ઘઉ વગેરે, half grounded wheat, etc. (૨) એની વાની; an article of food prepared from it

**થૂલું,** (ન.) લોટ ચાળ્યા પછી વધતા ફોતરાં; husks separated from flour.

**થૂવેર,** (પું.) (સ્ત્રી.) જુઓ **થોર.**

**થૂંક,** (ન.) મોંની અંદરની લાળ; saliva: (૨) બહાર ફેંકેલી લાળ; spittle: **-દાની,** (સ્ત્રી) થૂંકવાનું પાત્ર; a spittoon.

**થૂંકવું,** (સ. ક્રિ.) થૂકીને બહાર કાઢવુ; to spit.

**થેઈ,** (અ.) નૃત્યના તાલના અવાજની જેમ; with the sound of a rhythm of a dance: (૨) (પું.) જુઓ **તાતાથેઈ: -કાર,** (પું.) નૃત્યનો તાલ; a rhythm of a dance.

**થેક,** (સ્ત્રી.) બિયાં જેવું અનાજ; seed-corn.

**થેકડો,** (પું.) કૂદકો; a jump: (૨) ઠેકડો; a crossing over by jumping.

**થેકવું,** (અ. ક્રિ.) કૂદવું, to jump, to leap: (૨) (સ. ક્રિ.) ઠેકવું; to cross over by jumping.

**થેપ,** (સ્ત્રી.) જાડો લેપ, a thick coating or plaster: (૨) જાડું લીંપણ, a thick coating of dung or mud.

**થેપડો,** (પુ.) જુઓ **થેપ.** (૨) લેપનો સૂકો પોપડો, a crust of a layer or plaster.

**થેપલી,** (સ્ત્રી.) જુઓ **થપોલી.**

**થેપલું,** (ન.) જુઓ **થપોલું** (૨) થાબડીને બનાવેલી રોટલી જેવી વાની; a kind of bread made by patting.

**થેપવું,** (સ. ક્રિ.) લેપ કરવો; to coat, to plaster (૨) જાડું લીંપણ કરવું; to cover floor with a thick layer of dung or clay: (૨) થાબડીને ઘાટ ઘડવો; to shape by patting.

**થેભો,** (પું.) થાંભલો; a pillar: (૨) ટેકણ; a prop.

**થેલી,** (સ્ત્રી.) કોથળી, a bag. **થેલો,** (પુ.) મોટી થેલી; a big bag.

**થૈકાર,** (પુ.) જુઓ **થેઈ, થેઈકાર.**

**થોક,** (પુ.) જથો. quantity, collection: (૨) ઝૂડો, ખડકલો; a bunch, a pile.

**થોકડી,** (સ્ત્રી.) નાનો ખડકલો, ઝૂડી; a small bunch or bundle.

ચોકડો, (પું.) મોટી ચોકડી.
ચોકબંધ, (વિ.) જથ્થાબંધ; wholesale: (૨) વિપુલ; abundant.
થોડાબોલું, (વિ.) જરૂર હોય ત્યારે જ બોલવાની ટેવવાળું; reserved in speech.
થોડું, (વિ.) કદ, સંખ્યા કે જથ્થામાં અલ્પ, ઓછું; less in size, number or quantity, a little, scanty.
થોથર, (સ્ત્રી.) ચહેરાની ફિક્કાશથી થતો સોજો; a swelling of the face because of paleness.
થોથવાવું, (અ. ક્રિ.) તોતડાવું; to stammer.
થોથું, (ન.) અનાજનો સડેલો દાણો; a rotten grain of corn: (૨) ઢંગધડા વિનાનું, જીર્ણ મોટું પુસ્તક; a disorderly shabby big book or volume.
થોભ, (પું.) મર્યાદા; limit: (૨) રૂકાવટ; a stoppage, a restraint: (૩) અંત; an end.
થોભણ, (ન.) ટેકણ, ટેકો, a prop, a support.
થોભવું, (અ. ક્રિ.) પ્રવૃત્તિ કરતાં અટકવું; to stop or cease doing anything: (૨)વિરામ કરવો; to pause: (૩)રાહ જોવી; to wait: (૪) વિલંબ કરવો, to delay.
થોભા, થોભિયા, (પું. બ. વ.) મૂછોના છેડા પરનો વાળનો જથ્થો; whiskers.
થોર (થુવેર, થૂવર), (પું.) કાંટાળો છોડ; thorny plant.
થોલ, (પું.) અનુકૂળ સમય, તક, લાગ; a favourable or suitable time, an opportunity.
થોલિયું, (ન.) એક પ્રકારનું ઘડા જેવું પાત્ર; a kind of pot.
થોલો, (પું.) શરીરનો લબડતો માંસલ ભાગ; a hanging flesh part of the body.
થોંટ, (સ્ત્રી.) જોરદાર લપડાક; a violent slap.

## દ

દ, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો અઢારમો વ્યંજન; the eighteenth consonant of the Gujarati alphabet.
દક્ષ, (વિ.) ચતુર, પ્રવીણ, નિષ્ણાત; clever, skilful, expert: (૨) (પું.) દેવી પાર્વતીના પિતા; the father of goddess Parvati.
દક્ષણા, (સ્ત્રી.) જુઓ દક્ષિણા.
દક્ષિણ, (સ્ત્રી.) એ નામની દિશા; the south, the southern direction: (૨) (પું.) ભારતની દક્ષિણે આવેલો દેશ, દખ્ખણ; the deccan: (૩) (વિ.) દક્ષિણ દિશાએ આવેલું; southern: (૪) જમણું; right (opposed to left): —ધ્રુવ, (પું.) પૃથ્વીનો દક્ષિણ છેડો; the south pole: —વૃત્ત, (ન.) દક્ષિણ ધ્રુવનો ૬૬½ થી ૯૦ અંશ વચ્ચેનો, અંતિમ પ્રદેશ; the antarctic region: —ગોલાર્ધ, —ગોળાર્ધ, (પું.) પૃથ્વીના ગોળાનો દક્ષિણ તરફનો અર્ધગોળ ભાગ, the southern hemisphere of the earth.
દક્ષિણા, (સ્ત્રી.) ધાર્મિક ક્રિયાને અંતે પુરોહિત, બ્રાહ્મણો વગેરેને અપાતું દાન; gift of money or other things given to a priest, Brahmins, etc., at the end of a religious ceremony: (૨) પરમાર્થે કરેલું દાન, alms, a charitable gift.
દક્ષિણાયન, (ન.) સૂર્યનું સાયન કર્કસંક્રમણ, સૂર્યની ગતિ દક્ષિણ તરફ થવી તે; the sun's transit into the sign of the cancer, the beginning of the sun's southward motion: (૨) કર્કસંક્રમણનો દિવસ, જૂન-૨૧; the day of such transit, June-21st.
દક્ષિણી, (વિ.) દક્ષિણ દિશાનું કે એને લગતું; of or pertaining to the south: (૨) (પું.) દક્ષિણ દેશ-મહારાષ્ટ્રનો રહેવાસી; a deccani, a Maharashtrian: (૩) (સ્ત્રી.) મરાઠી ભાષા; the Marathi language.
દખ, (ન.) જુઓ દુઃખ.

**દખણાદું, દખણાતું,** (વિ.) દક્ષિણ તરફનું; southern.
**દખમું,** (ન.) પારસીઓનું મૃતદેહને ઠેકાણે પાડવાનું સ્થળ; a place where the Parsees dispose off corpses.
**દખ્ખણ,** (સ્ત્રી.) જુઓ **દક્ષિણ:** (૨) (પું.) ભારતનો દક્ષિણે આવેલો દેશ, મહારાષ્ટ્ર; the Deccan, Maharashtra.
**દગડ,** (પું.) પથ્થર; a stone.
**દગડ,** (વિ.) લુચ્ચું, દગાબાજ; cunning, fraudulent.
**દગડાઈ,** (સ્ત્રી.) લુચ્ચાઈ, cunningness: (૨) કામચોરી, હરામખોરી; unwillingness to work, fraudulent.
**દગડું,** (ન.) ઢેફું; a clod: (૨) મોભ વગેરેના ટેકણને મથાળે મૂકેલું પથ્થર કે લાકડાનું ચોસલું; a block of stone or wood placed on the top of a beam's prop: **દગડો,** (પું.) મોટું દગડું (૩) પથ્થર; a stone.
**દગદગો,** (પુ.) વહેમ, શંકા; suspicion, (doubt.
**દગલબાજ, દગાખોર, દગાબાજ,** (વિ.) કપટી, વિશ્વાસઘાતી; fraudulent, treacherous.
**દગલબાજી, દગાખોરી, દગાબાજી,** (સ્ત્રી.) કપટ, વિશ્વાસઘાત; fraud, treachery.
**દગો,** (પું.) કપટ, છળ; fraud, deceit: (૨) વિશ્વાસઘાત; treachery.
**દગ્ધ,** (વિ.) બળેલું, દાઝેલું; burnt, scorched: (૨) વ્યથિત, દુઃખી; afflicted, miserable: (૩) વિશ્વાસઘાતનો ભોગ બનેલું; victimised by fraud.
**દઝાડવું,** (સ. ક્રિ.) "દાઝવું"નું પ્રેરક રૂપ; to scorch, to burn.
**દટણ,** (ન.) જુઓ **ડટ્ટણ.**
**દટંતર,** (ન.) જુઓ **ડટંતર.** (જુઓ **ડટંતર.**
**દટ્ટન,** (વિ.) દટાએલું; buried: (૨) (ન.)
**દટ્ટો,** (પું.) દાટો, બૂચ; a cork, a stopper: (૨) કાગળની બાંધેલી થોકડી; a block of papers.
**દડ,** (પું.) (ન.) ઝીણી ધૂળ; fine soil or dust.
**દડધો,** (પું.) મોટું, વજનદાર વાસણ, a big, heavy pot or vessel.
**દડદડ,** (અ.) સતત ટીપાં પડતાં હોય એવા અવાજથી; with a sound like that of drops falling incessantly: **-વું,** (અ. ક્રિ.) દડદડ પડવું; to fall incessantly in drops.
**દડબ,** (સ્ત્રી.) જુઓ **દડબું.**
**દડબડ, દડબડ દડબડ,** (અ.) દોડવાના અવાજથી; with the sound like that of running.
**દડબડી,** (સ્ત્રી.) ઝડપી દોડ; a swift running.
**દડબવું,** (સ. ક્રિ.) ઠાંસીઠાંસીને ભરવું; to fill tightly or closely.
**દડબું,** (ન.) ઢેફું; a clod: (૨) ચોસલું; a slice, a square piece.
**દડમજલ,** (સ્ત્રી.) સતત, અટક્યા વિનાની મજલ, a non-stop march or journey· (૨) બળજબરીથી કરવી પડેલી મજલ; a forced march or journey: (૩) (વિ.) સતત, અટક્યા વિના; non-stop, incessant. (દોડવું; to run.
**દડવું,** (અ. ક્રિ.) ગબડવું; to roll: (૨)
**દડિયો,** (પું.) પાંદડાંનું બનાવેલું પાત્ર, પડિયો, a bowl made of leaves.
**દડી,** (સ્ત્રી.) દોરા, ચીંથરાં, વગેરે લપેટીને બનાવેલો નાનો દડો; a small ball or skein of threads, rags, etc.: (૨) નાનો દડો; a small ball: (૩) શરીરનો બાંધો કે ઘડતર; physical frame or structure. (sports.
**દડૂલો,** (પું.) રમવાનો દડો; a ball for
**દડૂલી,** (સ્ત્રી.) નાનો દડૂલો; a small ball.
**દડો,** (પું.) રમવાની તદ્દન ગોળાકાર વસ્તુ; a ball for sports: (૨) મોટી દડી; a large round skein.
**દણું,** (ન.) જુઓ **ડણું.**

**દત્ત**, (વિ.) આપેલું; given, gifted: (૨) (ન.)દાન, ભેટ; a charitable donation, a present: (૩) (પું.) જુઓ **દત્તાત્રેય.**

**દત્તક**, (પું.) (વિ) વિધિસર અપનાવેલો (પુત્ર), adopted (son).

**દત્તાત્રેય (દત્ત)**, (પું.) શ્રી વિષ્ણુનો અવતાર ગણાતા એક ઋષિ; a sage considered to be an incarnation of Lord Vishnu.

**દદડવું**, (અ. ક્રિ.) જુઓ **દડદડવું.**

**દદુ**, (સ્ત્રી.) જુઓ **દરાજ.**

**દદૂડી**, (સ્ત્રી.) પાણીની પાતળી ધાર; a thin current of water falling down: **દદૂડો**, (પું.) મોટી દદૂડી; big (current.

**દધિ**, (ન.) દહીં; curds

**દધિ**, (પું.) સમુદ્ર; the sea.

**દન**, (પું.) દિવસ; a day.

**દનિયું**, **દનૈયું**, (ન ) રોજ, એક દિવસનાં કામગીરી કે એનું મહેનતાણું; work done during a day, a day's wages.

**દપેટો**, **દપોટો**, (પું.) કીમતી કપડાં બાંધવાનો કાપડનો ટુકડો; a piece of cloth for bundling precious clothes: (૨) કીમતી કપડાંની ગાસડી; a bundle of precious clothes.

**દફતર**, (ન) મહત્ત્વના કાગળો, પત્રો, ઠુમાર, ચોપડા દસ્તાવેજો વગેરે; imporant papers, letters, account books, documents, etc.: (૨) એવા પત્રો, દસ્તાવેજો, વગેરે રાખવાના થેલી કે પાકીટ; a portfolio: (૩) કાર્યાલય; an office· (૪) વિદ્યાર્થીના પુસ્તકો રાખવાનાં થેલી કે પાકીટ; a student's bag for keeping books: **-ખાનું**, (ન.) દફતરો રાખવાની જગ્યા; a place where portfolios, records, etc are preserved.

**દફતરી**, (વિ.) દફતરનું કે એને લગતું; of or pertaining to portfolios, records, etc: (૨) (પું.) દફતર લખનારો કે એની સંભાળ રાખનાર; a person who writes or keeps records

**દફન**, (ન.) શબને દાટવું તે; a burial of a corpse.

**દફનાવવું**, (સ. ક્રિ.) શબને (વિધિસર) દાટવું, to bury a corpse ceremoniously: (૨) દાટવું; to bury.

**દફે**, (વિ.) જેનો નિકાલ કે ફેંસલો કર્યો હોય એવું; settled, disposed off: (૨) નાશ કરેલું; destroyed: (૩) માંડીવાળેલું; written off. (turn.

**દફે**, (સ્ત્રી.) પાળી, વાર; a shift, a

**દફેદાર**, (પું.) લશ્કરની નાની ટુકડીનો વડો; the head of a small division of (an army.

**દબડું**, (ન ) જુઓ **દડબું.**

**દબદબો**, (પું.) ભપકો, ઠાઠમાઠ; pomp, grandeur: (૨) દમામ, પ્રતિભા; dignity, majesty.

**દબવું**, (અ. ક્રિ.) જુઓ **દબાવું.**

**દબાણ**, (ન.) દાબવું કે દબાવવું તે; pressing: (૨) દાબવા કે દબાવવાનાં પ્રમાણ કે અસર; pressure: (૩) ભાર, વજન; weight: (૪) જોર, બળ, શક્તિ; force, strength, power: (૫) નૈતિક રીતે દબાવવું, શરમાવવું, ફરજ પાડવી વગેરે; moral pressure: (૬) ધમકી, ડરામણી; threat, intimidation.

**દબાવવું**, (સ. ક્રિ.) દાબવું, ચાંપવું, ચગદવું; to press, to crush: (૨) ભાર, વજન કે બળ વગેરેની અસર નીચે મૂકવું; to put under pressure of weight, force, etc: (૩) નૈતિક દબાણ કરવું; to put under moral pressure: (૪) ધમકી આપવી, ડરાવવું; to threaten, to intimidate: (૫) પ્રતિભા વગેરેથી આંજી દેવું; to awe: (૬) પજવવું, ત્રાસ આપવો; to trouble, to menace: (૭) વધારે પડતું ખાવું; to over-eat.

**દબાવું**, (અ ક્રિ ) ભાર, વજન, બળ વગેરેની અસર નીચે આવવું; to be pressed, to be compressed: (૨) ધમકી ઇ.થી ભય પામવો; to be intimidated: (૩) નમવું

આપવું, તાબે થવું, to give way, to yield: (૪) અંજાઈ જવું; to be awed.

**દબેલ, દબેલું,** (વિ.) તાબે કે વશ થયેલું; subjugated: (૨) આજ્ઞાવશ; obliged: (૩) ખૂબ અંજાઈ ગયેલું; over-awed: (૪) જુલમનો ભોગ બનેલું; repressed, tyrannised: (૫) પરાધીન; dependent.

**દમ,** (પું.) શ્વાસ; a breath: (૨) જીવ, જીવન; soul, life: (૩) શ્વાસનો વ્યાધિ; asthma: (૪) સત્વ, અર્ક; essence, pith: (૫) શક્તિ, બળ, power, stamina: (૬) ધૂમ્રપાન વગેરેનો સડાકો; an inhaling or whiff or tobacco smoking, etc.: (૭) ધમકી, ડરામણી; a threat, an intimidation: (૮) કસ, સહનશક્તિ, પાણી, ખમીર; stuff, mettle

**દમ,** (પું.) ઇંદ્રિયદમન, આત્મસંયમ; self-denial, self-control.

**દમક,** (સ્ત્રી.) ચળકાટ, ઓપ; brightness, gloss: (૨) ઝળક, તેજ; splendour.

**દમકવું,** (અ. ક્રિ.) ઝળકવું, ચમકવું; to glow, to shine: (૨) સત્તા, આબાદી વગેરેની પરાકાષ્ઠાએ પહોંચવુ, to reach the climax of power, prosperity, etc.: (૩) નગારું વગેરે વાગવું; (drum, etc ) to sound.

**દમડી,** (સ્ત્રી.) જૂના ચલણના પૈસાનો ચોથો ભાગ; one-fourth of a pice (old standard of money )

**દમદમાટ,** (પું ) ભપકો, ઠાઠમાઠ, pomp, hollow grandeur.

**દમદાટી,** (સ્ત્રી ) ધમકી આપવી કે દબાવવું તે; a threatening, an intimidation' (૨) દાદાગીરી,' bullying.

**દમન,** (ન ) જુલમ ગુજારવો કે પીડવું તે, tyranny, oppression: (૨) ધમકી; a threat: (૩) અંકુશમાં કે આધીન રાખવું તે, subjugation: (૪) ઇન્દ્રયનિગ્રહ; control over senses: **–નીતિ,** (સ્ત્રી.) જુલમ કે ત્રાસથી આધીન રાખવાની નીતિ; repression.

**દમબદમ,** (અ.) શ્વાસેશ્વાસે અર્થાત્ ક્ષણેક્ષણે, સતત; at each breath, i.e. at every moment, incessantly.

**દમલેલ, દમલું,** (વિ ) જુઓ **દમિયેલ.**

**દમવું,** (સ. ક્રિ.) જુલમ ગુજારવો, પીડવું; to tyrannize, to oppress: (૨) ઇંદ્રિયો પર અંકુશ રાખવો; to control the senses.

**દમામ,** (પું.) ભપકો, દબદબો; grandeur, pomp: (૨) પ્રતિભા, ભવ્યતા; dignity.

**દમિયેલ, દમિયલ,** (વિ.) દમના વ્યાધિથી પીડાતું; asthmatic: (૨) નબળું; weak.

**દયા,** (સ્ત્રી.) અનુકંપા; compassion, mercy: (૨) હૃદયની કોમળતા; tenderness of the heart: (૩) કૃપા, favour, blessing: **–મણું,** (વિ ) કરુણ; tragic: (૨) ગરીબ, રાંક, જેના પ્રત્યે દયા ઊપજે એવું; poor, wretched, pitiable.**–મય, –ર્દ્ર, –ળુ, –ળુ,** (વિ.) બીજા પ્રત્યે દયા દર્શાવે એવું; કોમળ હૃદયનું, માયાળુ; merciful, tender-hearted, kind

**દયિત,** (વિ.) પ્રેમપાત્ર, પ્રિય; beloved, dear: (૨) (પું.) પ્રિય પતિ, a dear or loved husband: **દયિતા,** (સ્ત્રી.) પ્રિય પત્ની; a beloved wife.

**દર,** (ન.) દરવાજો, દ્વાર, બારણું; a gate, an entrance.

**દર,** (પું.) કિંમત, ભાવ; price, rate: (૨) ધોરણ; a norm, a standard: (૩) (અ.) વ્યક્તિગત રીતે, દરેકને અલગ રીતે ગણતાં; individually, singly, per head.

**દર,** (ન.) કોઈ પ્રાણીનું ભૂગર્ભ રહેઠાણ; a burrow: (૨) છિદ્ર, કાણું; a hole

**દરકાર,** (સ્ત્રી.) જરૂરિયાત; need, necessity: (૨) કાળજી; care. (૩) પરવા, તમા; regard, consideration.

**દરખાસ્ત,** (સ્ત્રી.) નમ્રતાપૂર્વકની અરજી; an humble petition or request:

(૨) પ્રસ્તાવ, સૂચના; a proposal, a suggestion.

**દરગાહ**, (સ્ત્રી.) પવિત્ર સ્થળ અથવા પૂજાસ્થાન તરીકે મુસ્લિમ સંતની કબર; the tomb of a muslim saint as a holy place or a shrine.

**દરગુજર**, (વિ.) માફ કરેલું; forgiven: (૨) માન્ય કરેલું; admitted, allowed: (૩) સાંખી લીધેલું; tolerated.

**દરઘા**, (સ્ત્રી.) જુઓ **દરગાહ**.

**દરજી**, (પુ.) સીવણકામનો વ્યવસાયી; a tailor **દરજણ**, (સ્ત્રી.) સીવણકામની વ્યવસાયી સ્ત્રી; a seamstress: (૨) દરજીની પત્ની; a tailor's wife.

**દરજ્જો, દરજો**, (પું.) પાયરી, હોદો; a rank, an office: (૨) કક્ષા, પ્રકાર; a range, a position, a degree. (૩) પ્રમાણ; proportion, extent.

**દરદ**, (ન.) પીડા; pain: (૨) દુઃખ, વ્યથા; misery affliction: (૩) રોગ, a disease.

**દરદાગીનો**, (પું.) પૈસા, પૂંજી, ઘરેણાં, કીમતી વસ્તુઓ વગેરે સામુદાયિક રીતે; money, property, ornaments, valuables, etc., collectively.

**દરદી**, (વિ.) રોગગ્રસ્ત, બીમાર, માંદું, diseased, sick, indisposed: (૨) વ્યથિત; afflicted.

**દરબાર**, (પું.) (સ્ત્રી.) રાજસભા; a royal court: (૨) કચેરી; a council: (૩) રાજા, રાજકર્તા; a king, a ruler: **–ગઢ**, (પું.) રાજાનો મહેલ; a royal palace.

**દરબારી**, (વિ.) દરબારને લગતું, રજવાડી; of or pertaining to a royal court or a king, royal: (૨) (પુ.) દરબારી અધિકારી, રાજપુરુષ; a royal officer, a courtier, a diplomat.

**દરભ**, (પું.) જુઓ **દર્ભ**.

**દરમાયો**, (પું.) માસિક પગાર કે વેતન; monthly salary or wages.

**દરમિયાન, દરમ્યાન**, (અ.) એ અરસામાં, અમુક સમયમા; in the meanwhile, during: **–ગીરી**, (સ્ત્રી.) સમાધાન કરાવવું વગેરે માટે વચ્ચે પડવું કે સક્રિય ભાગ લેવો તે; mediation.

**દરરોજ**, (અ.) દરેક દિવસે, હરરોજ, હંમેશ; everyday, always: (૨) સતત, કાયમ માટે; incessantly. always.

**દરવાજો**, (પું.) મોટું (ભવ્ય) પ્રવેશદ્વાર કે બારણું; a gate, a big (grand) entrance or door. [a gate-keeper.

**દરવાન**, (પું.) દ્વારપાળ, દરવાજાનો ચોકીદાર;

**દરવેશ**, (પું.) મુસ્લિમ સાધુ કે સંત; a muslim medicant or saint.

**દરશન, દરશ**, (ન.) જુઓ **દર્શન**.

**દરશનિયું**, (ન.) એક પ્રકારનું સ્ત્રીઓ અને બાળકો માટેનું કાંડાનું ઘરેણું; wristlet for women and children.

**દરાખ**, (સ્ત્રી.) જુઓ **દ્રાક્ષ**.

**દરાજ**, (સ્ત્રી.) એક પ્રકારનો ચામડીનો રોગ; a kind of skin disease, ringworm.

**દરાજ**, (સ્ત્રી.) ખાંચો કે કાપો પાડવાનું એક પ્રકારનું સુતારનું ઓજાર; a kind of a carpenter's tool for making a notch or a cut. [valley.

**દરિ**, (સ્ત્રી.) ગુફા; a cave: (૨) ખીણ; a

**દરિદ્ર, દરિદ્રી**, (વિ.) ગરીબ, કંગાળ; poor, wretched: (૨) આળસુ, એદી; lazy: (૩) (સ્ત્રી.) (ન.) ગરીબી વગેરે; sluggish: **–તા**, (સ્ત્રી.) ગરીબી, કંગાલિયત વગેરે; poverty, wretchedness.

**દરિયાઈ**, (વિ.) સમુદ્રનું કે એને લગતું; of or pertaining to the sea, marine.

**દરિયાઈ**, (સ્ત્રી.) એક પ્રકારનું સ્ત્રીઓ માટેનું રેશમી કાપડ; a kind of silk cloth for women.

**દરિયાદિલ**, (વિ.) મહાસાગર જેમ વિશાળ હૃદયનું અને ઉદાર; as much large-hearted and liberal as the onoce.

**દરિયાફ઼, દરિયાફ઼્ત**, (વિ.) ચિંતન, મનન, વિવેકવિચાર; reflection, consideration.
**દરિયો**, (પું.) સમુદ્ર; the sea: (૨) કોઈ પણ અતિશય વિશાળ અને ઊંડી વસ્તુ, બાબત વગેરે, anything very vast and [deep.
**દરી**, (સ્ત્રી.) જુઓ દરિ.
**દરેક**, (વિ.) (સ.) ઘણાં કે બધાં વ્યક્તિ કે વસ્તુમાંનું પ્રત્યેક; each, everyone, everything.
**દરેડવું**, (સ. ક્રિ.) હારબંધ વાવણી કરવી; to sow in a row: (૨) વાવણી માટે દાણા વગેરે છાંટવા, to sprinkle grains, etc. for sowing.
**દરેડો**, (પું.) ધારા, (પ્રવાહી વગેરેનો) નીચે પડતો રેલો; a pouring, a downward flow or current: (૨) છંટકાવ; a sprinkle.
**દરો**, (સ્ત્રી.) જુઓ દૂર્વા.
**દરોગો**, (પું.) નિરીક્ષક, તપાસ રાખનાર અધિકારી; a supervisor, an inspector.
**દરોડો**, (પું.) લૂંટફાટ માટેનો ઓચિંતો હુમલો, ધાડ; a sudden attack for robbery, a raid.
**દર્દ**, (ન.) જુઓ દરદ: (૨) પ્રેમ, સહાનુભૂતિ, લાગણી; love, sympathy, feeling.
**દર્દી**, (વિ.) જુઓ દરદી.
**દર્દુર**, (પું.) દેડકો; a frog.
**દર્પ**, (પુ.) ગર્વ, અભિમાન, અહંકાર; pride, egoism: (૨) મિથ્યાભિમાન; vanity: (૩) ઉદ્ધતાઈ; rudeness.
**દર્પણ**, (ન.) અરીસો; a mirror.
**દર્પિણી**, (વિ.) (સ્ત્રી.) અભિમાની (સ્ત્રી.) a proud (woman).
**દર્ભ**, (પું.) એક પ્રકારનું પવિત્ર ઘાસ; a kind of sacred grass.
**દર્યાફ઼, દર્યાફ઼્ત**, (સ્ત્રી.) જુઓ દરિયાફ઼.
**દર્શ**, (પું.) દેખાવ; a sight, a view.
**દર્શક**, (વિ.) બતાવનારું, દેખાડનારું, સૂચક; demonstrative, suggestive: (૨) જોનાર, દેખનાર; viewing, observing.
**દર્શન**, (ન.) જોવું તે; seeing, viewing: (૨) નિરીક્ષણ; observation: (૩) પૂજ્યભાવ કે ભક્તિભાવથી જોવું તે, a viewing or seeing with reverence or devotion: (૪) દેખાવ; sight, appearance: (૫) બતાવવું તે; demonstration, exhibition: (૬) હિંદુ તત્ત્વજ્ઞાનની છ શાખાઓમાંથી કોઈ એક શાખા; one of the six branches of the Hindu philosophy: (૭) આધ્યાત્મિક જ્ઞાન; spiritual knowledge: (૮) માનસિક આભાસ, vision: **–શાસ્ત્ર**, (ન.) તત્ત્વજ્ઞાન; philosophy: **દર્શનિયું**, (ન.) જુઓ **દરશનિયું**, **દર્શની**, (વિ.) ખુલ્લું, સ્પષ્ટ, આગળ પડતું; open, clear, prominent: (૨) (વિ.) (સ્ત્રી.) રજૂઆત થતાં જ સ્વીકારવી પડે કે ભરપાઈ કરવી પડે એવી (હૂંડી), (a bill) payable at sight: **દર્શનેન્દ્રિય**, (સ્ત્રી) આંખ; the eye, the organ of sight.
**દર્શાવવું**, (સ. ક્રિ.) બતાવવું, દેખાડવું, ચીંધવુ; to show, to point out: (૨) સૂચવવું, to suggest.
**દલ**, (ન.) પાંદડું; a leaf: (૨) ફૂલની પાંદડી; a petal of flower: (૩) લશ્કર; an army: (૪) ઘનતા, જાડાઈ; density, thickness: (૫) ભાગ, અંશ, અર્ધો ભાગ; a part, a half.
**દલન**, (ન.) દળી કે કચરી નાખવું તે; લોટ કે ભૂકો કરવો તે; a grinding, a crushing. [maker.
**દલવાડી**, (પું) ઈંટો બનાવનાર; a brick-
**દલાલ**, (પું.) સોદો કે સાટું ગોઠવી આપનાર મધ્યસ્થી; a broker: (૨) મારફતિયો; an agent (૩) ભડવો; a pander: (૪) મધ્યસ્થી: a go-between.
**દલાલી**, (સ્ત્રી.) દલાલ કે મધ્યસ્થીનાં વ્યવસાય કે કામગીરી; the profession and functions of agent or a broker: (૨) દલાલનું મહેનતાણું; brokerage.

**દલાલું**, (ન.) દલાલની ફરજો અને કામગીરી; the duties and functions of an agent or a broker.

**દલિત**, (વિ.) જુલમ કે અન્યાયનું ભોગ બનેલું; tyrannised, oppressed: (૨) દબાયેલું, પીડિત;, down-trodden.

**દલિતોદ્ધાર**, (પુ.) દલિતોનો ઉદ્ધાર; emancipation of the down-trodden.

**દલીલ**, (સ્ત્રી.) બચાવ કે સમર્થન માટેનું વિધાન; an argument, a plea: **–બાજી**, (સ્ત્રી.) અરસપરસ દલીલો કરવી તે; argumentation.

**દલ્લો**, પૂંજી, થાપણ; wealth, property.

**દવ**, (પુ.) જંગલ, વન; a forest: (૨) દાવાનળ; a widespread forest-fire: (૩) બળતરા, વ્યથા; burning sensation, affliction.

**દવરાવવું**, (સ. ક્રિ.) (પશુ વગેરે) પ્રજોત્પત્તિ માટે સંભોગ યોજવો; (beasts, etc.) to arrange for an intercourse with a view to progeny.

**દવલું**, (વિ.) અપ્રિય, અણગમતું, અણમાનીતું; repulsive, disfavoured.

**દવા**, (સ્ત્રી.) ઔષધ, ઓસડ; a medicine, a drug: (૨) ઉપાય, ઇલાજ; a remedy.

**દવાખાનું**, (ન.) ઔષધાલય, રુગ્ણાલય; a medical dispensary, a hospital.

**દવાત**, (પું.) શાહીનો ખડિયો; inkpot.

**દવાદારૂ, દવાપાણી**, (ન. બ. વ.) વૈદ્યકીય સારવાર; medical treatment: (૨) ઓસડવેસડ; medicines in general.

**દવાવાળો**, (પું.) ઔષધો વેચનાર; a chemist and druggist.

**દશ**, (સ્ત્રી.) દિશા, a direction.

**દશ**, (વિ.) '૧૦'; '10', ten.

**દશક**, (પું.) દશનો સમુદાય; a collection of ten: (૨) દશમો ભાગ; the tenth part: (૩) 'દશ'ના સ્થાનમાં રહેલી સંખ્યા; the number in the tenth place: (૪) દશ વર્ષનો સમય; a decade.

**દશકો**, (પું.) જુઓ **દશક**.

**દશદિશ, દશદિશા**, (સ્ત્રી.) (બ. વ.) બધી, દશેય દિશાઓનો સમૂહ; all the ten directions collectively: (ચાર દિશા, ચાર ખૂણા, આકાશ અને પાતાળ); (the four directions, the four corners, the sky and the under-world: (૨) (અ.) સર્વત્ર; everywhere.

**દશન**, (ન.) દાંત; a tooth.

**દશમ**, (વિ.) દશમું; tenth: (૨) (સ્ત્રી.) હિંદુ પંચાંગનાં પખવાડિયાની દશમી તિથિ; the tenth date of the fortnight according to the Hindu almanac: **દશમી**, (સ્ત્રી.) **દશમ**.

**દશમી**, (સ્ત્રી.) એક પ્રકારની વાની; a kind of an article of food.

**દશમું**, (વિ.) ક્રમમાં નવ પછીનું; tenth: (ન) મૃત્યુ પછી દશમે દિવસે થતી ધાર્મિક ક્રિયા; religious ceremony performed on the tenth day after a person's death.

**દશરા**, (પું.) જુઓ **દશેરા**.

**દશા**, (સ્ત્રી.) હાલત, સ્થિતિ; state, condition: (૨) જીવનનો તબક્કો; a stage of life: (૩) ખરાબ હાલત, દુર્ભાગ્યનો સમય; wretched condition, a period of misfortune: (૪) ગ્રહોની સારી કે માઠી અસર; the good or evil influence of planets: (૫) જુઓ **દશમું**.

**દશા**, (સ્ત્રી.) યંત્રો, પૈડાં વગેરે ઊંજવા માટે મુકાતો તેલ કે ચીકણા પદાર્થયુક્ત કાપડનો ટુકડો; a small piece of cloth soaked with oil or a lubricant for lubricating machines, wheels, etc: (૨) જુઓ **દશી**.

**દશાવતાર**, (પુ. બ. વ.) ભગવાન વિષ્ણુના દશ અવતાર; the ten incarnations of Lord Vishnu.

**દશાંશ**, (પું.) દશમો ભાગ; the tenth part: (૨) (વિ.) (ન.) દશક પર આધારિત

(અપૂર્ણાંક); decimal (fraction): **-પદ્ધતિ,** (સ્ત્રી.) ગણિતની દશક પર આધારિત પદ્ધતિ; the decimal or the metric system in arithmetic.

**દશી,** (સ્ત્રી.) કપડાની વાળીને ઓટેલી કોર, કપડાની આતરી; hem of a garment.

**દશેરા, દશરા,** (સ્ત્રી.) આસો સુદ દશમ; the tenth day of the bright half of the month of Aswin: (૨) વિજયાદશમી; the day of the victory of truth over the forces of evil.

**દસ,** (વિ.) '૧૦'; '10', ten.

**દસકત,** (પું.) અક્ષર; a letter: (૨) હસ્તાક્ષર; hand-writing: (૩) સહી; signature, attestation.

**દસકો,** (પું.) જુઓ **દશક.**

**દસમું,** (વિ.) (ન.) જુઓ **દશમું.**

**દસરા, દસેરા,** (સ્ત્રી.) જુઓ **દશેરા.**

**દસ્કત,** (પું.) જુઓ **દસકત.**

**દસ્ત,** (પું.) હાથ, the hand: (૨) ઝાડો, રેચ, જુલાબ; excrement, stools, a purgative: **-કારી,** (સ્ત્રી.) હાથની કલા-કારીગરી, હસ્તકૌશલ્ય; handicraft.

**દસ્તાનું,** (ન.) મળવિસર્જન માટેનું પાત્ર; a bed-pan, a commode.

**દસ્તાવેજ,** (પું) આધારભૂત કે અધિકૃત લખાણ કે કરાર, a written agreement, a document: **દસ્તાવેજી,**(વિ.) દસ્તાવેજ પર આધારિત, documentary: (૨) લેખિત; written.

**દસ્તૂર,** (પું.) રૂઢિ, રિવાજ, ધારો, નિયમ; a convention, a custom, a rule, a regulation: (૨) લાગો, કર, rightful demand, a tax: (૩) પારસીઓનો પુરોહિત; a priest of the Parsees.

**દસ્તૂરી,** (વિ) દસ્તૂરનું કે એને લગતું; of or pertaining to a custom, a tax or a priest of the Parsees: (૩) (સ્ત્રી.) લાગો, હકસાઈ; a rightful demand or allowance, a bonus.

**દસ્તો,** (પું.) ખાંડણીમાં ખાંડવાનો પરાઈ જેવો વજનદાર દાંડો; a pestle: (૨) હાથો; a handle: (૩) ચોવીસ કાગળનો જથ્થો, ધા; a quire (a bundle of twenty-four sheets of paper): (૪) સિપાઈઓની ટુકડી, a troop of policemen.

**દસ્યુ,** (પું.) ચોર, લૂંટારો; a thief, a robber: (૨) એ નામની એક દાનવજાતિનો માણસ; a person of a class of the demons: (૩) જ્ઞાતિ કે સમાજથી બહિષ્કૃત માણસ; an outcast.

**દહન,** (ન.) બળવું કે બાળવું તે; a burning, combustion: (૨) શબને બાળવાની ક્રિયા; cremation of a corpse.

**દહવું,** (અ. ક્રિ.) બળવું, to burn· (૨) (સ. ક્રિ.) બાળવું; to burn.

**દહાડાવાળી,** (વિ.) (સ્ત્રી.) સગર્ભા સ્ત્રી; a pregnant woman.

**દહાડિયું,** (ન.) **દહાડિયો,** (પું.) દૈનિક વેતન પર કામ કરનાર માણસ; a person working on daily-wages.

**દહાડી,** (સ્ત્રી) દૈનિક વેતન પર કામ કરવું તે; work on daily-wages· (૨) દૈનિક વેતન; a daily wage: (૩) (અ) હમેશાં, વારંવાર; daily, often, now and then.

**દહાડો,** (પું) સૂર્યોદય અને સૂર્યાસ્ત વચ્ચેનો સમય; time between sunrise and sun-set (૨) ચોવીસ કલાકનો દિવસ; a day: (૩) તારીખ, તિથિ; a date: (૪) મરનાર પાછળનું જમણવાર; dinner-party after the death of a person: (૫) સમય, વખત; times: (૬) નસીબ, ભાગ્ય; fate, fortune.

**દહીં,** (ન.) આખરેલું દૂધ; curds

**દહીંતરું, દહીંથરું,** (ન.) એક પ્રકારની મીઠી પૂરી જેવી વાની; a kind of article of food like a sweet cake.

**દહીંદૂધિયું,** (વિ) બેવડી ચાલ કે વર્તન કરનારું, બંને પક્ષને સાચવવાની નીતિને વરેલું; double-dealing, playing a double game.

**દહીંવડું**, (ન.) દહીંમાં પલાળેલું વડું; a fried ball dipped in curds.
**દહેજ**, (સ્રી.) (ન.) વરપક્ષ તરફથી કન્યાને મળતાં ઘરેણાં, કપડાં, ભેટ વગેરે; ornaments, clothes, gifts, etc. given to the bride on behalf of the bridegroom: (૨) લગ્ન માટે કન્યાની ચૂકવવી પડતી રકમ; a price to be paid for a bride.
**દહેશત**, (સ્રી) બીક, ભય; fright, dread, apprehension: (૨) શંકા, વહેમ; doubt.
**દળ**, (ન.) જુઓ દલ: (૨) એક પ્રકારની મીઠાઈ; a kind of sweet-meat.
**દળણું**, (ન.) દળવા માટેનું અનાજ વગેરે; grain, etc. for grinding. [દરિદ્રી.
**દળદર**, (ન.) **દળદરી**, (વિ) જુઓ દરિદ્ર,
**દળદાર**, (વિ.) જાડું, વજનદાર, નક્કર; thick, heavy, solid: (૨) બે સરખા ભાગ કે પડવાળુ; having two equal parts or layers: (૩) કસવાળું; [substantial.
**દળદ્રી**, (વિ.) જુઓ દરિદ્રી
**દળવાદળ**, (ન.) તોફાનના વાદળો, stormy clouds: (૨) કૂચ કરતું લશ્કર, a marching army. [to grind, to pulverize.
**દળવું**, (સ. ક્રિ.) પીસીને લોટ કે ભૂકો કરવો,
**દળાઈ**, (સ્રી.) દળામણ, (ન.) દળવાનું મહેનતાણું; cost of grinding, wages for grinding. [struck, bewildered.
**દંગ**, (વિ.) આશ્ચર્યચકિત, દિગ્મૂઢ; wonder-
**દંગલ**, (પું.) (ન.) તકરાર, મારામારી; a quarrel, a row: (૨) કુસ્તી; wrestling: (૩) અખાડો; a gymnasium.
**દંગો**, (પું.) તોફાન, હુલ્લડ; a disturbance, a riot: (૨) બંડ, બળવો; a rebellion: **–ફિસાદ**, (પું.) દંગો.
**દંડ**,(પું.)મોટી લાકડી, a big stick,a staff: (૨) છડી; a mace: (૩) સજા, શિક્ષા; punishment: (૪) નાણું ભરપાઈ કરવાની સજા; a fine: (૫) વ્યાયામનો એક પ્રકાર; a kind of physical exercise: (૬) ચાર હાથની લંબાઈનું માપ; a measure of four cubits of length.
**દંડનાયક**, (પુ.) ન્યાયાધીશ; a judge: (૨) વડો પોલીસ અધિકારી; a chief police-officer: (૩) સેનાધિપતિ; a commander-in-chief.
**દંડનીતિ**, (સ્રી.) રાજનીતિ, શાસનતંત્ર; the science of politics, system of administration, government: (૨) ન્યાયતંત્ર; the administration of justice.
**દંડવત્**, (અ.) લાકડીની જેમ જમીન પર પડીને, સાષ્ટાંગ (નમસ્કાર વગેરે), prostrately (a bow, etc).
**દંડવત**, (વિ.) (પું.) સાષ્ટાંગ નમસ્કાર; a prostrate bow.
**દંડવું**, (સ. ક્રિ.) શિક્ષા કે સજા કરવાં; to punish, to sentence: (૨) નાણાં ભરવાની સજા કરવી, દંડ કરવો; to fine.
**દંડી**, (પું.) જેણે ત્યાગના પ્રતીકરૂપ દંડ ધારણ કર્યો હોય એવો સંન્યાસી, a recluse or ascetic, bearing a staff signifying renouncement.
**દંડીકો, દંડૂકો, દંડો**, (પું.) જાડો, ટૂંકો ઘોકો; a thick, short stick, a club.
**દંત**, (પું.) દાંત; a tooth.
**દંતકથા**,(સ્રી.) પરંપરાગત વાર્તા; a legend: (૨) કાલ્પનિક વાર્તા; a fable.
**દંતધાવન**, (ન.) દાંત અને મોં સાફ કરવાં તે; the cleaning and washing of the teeth and the mouth.
**દંતમંજન**, (ન.) દાંત સાફ કરવાનું ઔષધ; a dentifrice, tooth-powder, tooth-paste. [dentist.
**દંતવૈદ્ય**, (પું.) દાંતના વૈદ્ય કે દાક્તર; a
**દંતસ્થાની**, (વિ) દાંતની મદદ વડે ઉચ્ચારાતું, દંત્ય; dental. [ivory craftsman.
**દંતારો**, (પું.) હાથીદાંતનો કારીગર; an
**દંતાળ**, (ન.) **દંતાળી**, (સ્રી.) એક પ્રકારનું ખેતીનું ઓજાર, પંજેટી; a harrow.

**દંતાળું**, (વિ.) દાંતાવાળું; notched.
**દંતિયો**, (પું.) દાંતિયો, કાંસકો; a comb.
**દંતી**, (પું.) હાથી; an elephant: (૨) (વિ.) જુઓ **દંતસ્થાની, દંતાળું**.
**દંતૂશળ, દંતૂસળ**, (પું.) હાથીના બહારના બે મોટા દાંતમાંનો એક; an elephant's tusk.
**દંત્ય**, (વિ.) દાંતનું કે એને લગતું; of or pertaining to the teeth: (૨) દંતસ્થાની; dental.
**દંપતી**, (ન. બ. વ.) પતિપત્નીનું જોડું; wife and husband, a couple.
**દંભ**, (પુ.) ઢોંગ, ડોળ, કપટી વર્તણૂક, પાખંડ; hypocrisy, fraudulent behaviour, deceit.
**દંભી**, (વિ.) ડોળી, ઢોંગી, પાખંડી; hypocritical, deceitful
**દંશ**, (પું.) કરડવું તે; a biting: (૨) ડંખ; a sting: (૩) ઝેરી પ્રાણીનું કરડવું તે; the sting of a poisonous animal: (૪) વેરભાવ, કીનો: revenge, grudge.
**દંશવું**, (સ. ક્રિ.) કરડવું, દંશ દેવો; to bite, to sting.
**દંશીલું**. (વિ) કીનાખોર, વેરભાવવાળું; grudging, revengeful. [દાયણ.
**દાઈ, દાઈયણ, દાઈયાણી**, (સ્રી.) જુઓ
**દાઈદુશ્મન**, (પું.) વારસામાં ભાગીદાર હોવાથી દુશ્મન; an enemy because of being a partner in a legacy: (૨) દુશ્મન; an enemy.
**દાઉદખાની**, (વિ.) એ નામની જાતના (ઘઉં) (of wheat) of a special type so-named
**દાઊદી**, (સ્રી.)એક પ્રકારનું ફૂલઝાડ, ગુલદાવરી; a kind of a flower-plant: (૨) (વિ) એ નામની મુસલમાનની એક જાતનું; belonging to a so-named Mohemedan class: (૩) જુઓ **દાઉદખાની**.
**દાક્તર**, (પુ.) પાશ્ચાત્ય વૈદકશાસ્ત્રને અનુસરનાર વૈદ્ય કે ચિકિત્સક; a doctor.
**દાક્ષાયણી**, (સ્રી.) નક્ષત્ર; a constellation' (૨) દક્ષની પુત્રી, દેવી પાર્વતી; goddess Parvati the daughter of Daksha.
**દાક્ષિણાત્ય**, (વિ.) દક્ષિણમાં આવેલું; southern: (૨) (પું.) દક્ષિણ પ્રદેશનો વતની; a southerner.
**દાખલ**, (વિ.) પ્રવેશેલું, અંદર ગયેલું, પેઠેલું; entered, having gone into, introduced: (૨) માન્ય, સ્વીકૃત; recognised, accepted: (૩) (અ) ને માટે, બદલે, તરીકે, પેટે; for, in the place of, instead of: (૪) ઉદાહરણ કે પ્રયોગ તરીકે; by the way of an example or an experiment.
**દાખલો**, (પું.) ઉદાહરણ, દૃષ્ટાંત; an example, an illustration: (૨) પુરાવો, પ્રમાણ, પ્રમાણપત્ર; evidence, proof, certificate: (૩) અનુભવ; experience: (૪) બોધપાઠ; a moral lesson: (૫) શિક્ષા, સજા; punishment: (૬) રજાચિઠ્ઠી, પરવાનો, a written permit, a licence: (૭) (ગણિત) પ્રશ્ન, કોયડો, રકમ; a question. a problem, a sum.
**દાખવવું, દાખવું**, (સ. ક્રિ.) બતાવવું, ચીંધવું; to show, to point out: (૨) પ્રદર્શન કરવું; to exhibit: (૩) ઉદાહરણ આપવું, સમજાવવું; to illustrate, to explain: (૪) કહેવું; to say: (૫) (અ. ક્રિ.) અસર કે ગુણ બતાવવાં; to show an effect or quality: (૨) દુઃખ, વ્યથા કે પીડા થવાં; to be grieved or afflicted.
**દાગવું**, (સ. ક્રિ.) સળગાવવું, બાળવું; to light, to kindle, to burn' (૨) વાટ કે જામગરી, વગેરે ચાંપીને ફોડવું, to explode by igniting with a wick, etc
**દાગીનો**, (પું) આભૂષણ, ઘરેણું; an ornament: (૨) નગ, એકમ; an article, [a unit.
**દાઘ**, (પું.) જુઓ **ડાઘ**.

**દાઘ**, (પું.) દહન, બળવાની કે બાળવાની ક્રિયા; combustion, burning.

**દાજી**, (પું.) પિતા, વડીલ; father, an elderly man.

**દાઝ**, (સ્ત્રી.) લાગણી; feeling, sympathy: (૨) ગુસ્સો, anger: (૩) ચીડ; vexation, repulsion: (૪) દ્વેષ, કીનો grudge, rancour, revenge: (૫) દાઝેલો કે બળેલો ભાગ, a burnt or scorched part.

**દાઝણું**, (ન.) દાઝી જવાય એટલો જમીનનો તપારો; scorching state of land.

**દાઝવું**, (અ. ક્રિ.) અગ્નિ અથવા ગરમ વસ્તુના સંપર્કથી પીડા કે ઈજા થવી; to be pained or hurt by scorching or burning: (૨) બળવું, સળગવું; to burn: (૩) લાગણી હોવી; to have feelings or sympathies for: (૪) ઈર્ષા કે દ્વેષ થવો; to envy, to grudge.

**દાટ**, (પું.) વિનાશ, પાયમાલી, ડાટ; destruction, ruin: (૨) સંપૂર્ણ, ભરપૂર, વધારે પડતું; complete, full, excessive.

**દાટવું**, (સ. ક્રિ.) ભૂગર્ભમાં મૂકવું કે રાખવું; to bury: (૨) (વિ.) એ રીતે સંતાડવું કે છુપાવવું; to hide by burying: (૩) દફનાવવું; to bury a corpse, to inter: (૪) છૂપો લાભ હોવો; to have a secret interest or advantage.

**દાટી**, (સ્ત્રી.) ધમકી, ડરામણી; a threat, an intimidation.

**દાટો**, (પું.) ડટ્ટો; a stopper, a cork.

**દાડમ**, (ન.) એક પ્રકારનું મીઠા દાણાવાળું ફળ; a pomegranate: **–કળી**, (સ્ત્રી.) દાડમનો દાણો; a pomegranate seed: **–ડી, દાડમી**, (સ્ત્રી.) દાડમનું ઝાડ; a pomegranate tree.

**દાઢ**, (સ્ત્રી.) દંતાવલીના છેડા પરના ચપટા મોટા દાંતમાંનો કોઈ એક; a molar tooth.

**દાઢી**, (સ્ત્રી.) હડપચી; the chin: (૨) હડપચી પરના વાળ; the beard.

**દાણ**, (ન.) નાકાવેરો; a toll-tax, a road or transit tax: (૨) જકાત; excise: **–ચોકી**, (સ્ત્રી.) નાકાવેરો વસૂલ કરવાનું થાણું; a toll-station: **–ચોરી**, (સ્ત્રી.) દાણ કે જકાત ભર્યા વિના માલની હેરફેર કરવી તે; smuggling: **–લીલા**, (સ્ત્રી.) ગોપીઓ પાસેથી દાણ વસૂલ કરવાની શ્રીકૃષ્ણની રમ્ય ચેષ્ટા; the pleasant act of Shri Krishna of demanding toll-tax from the milk-maids of Gokul. [granular.

**દાણાદાર**, (વિ.) કણ કે દાણા જેવું;

**દાણાપીઠ**, (સ્ત્રી.) અનાજની બજાર, કણપીઠ; a grain-market.

**દાણો**, (પું.) અનાજનો કણ; a grain of corn: (૨) અનાજ; grain, corn: (૩) અનાજના દાણા જેવી કોઈપણ વસ્તુ; any granular thing: (૪) પાસા વગેરેની રમતમાં, કેટલા પાસાનો અંક; the total number of units thrown at a time in a game of dice, etc.: **–દૂણી**, (પું.) અનાજ વગેરે; grain, etc.: **–પાણી**, (પું.) (ન.) જીવનની અત્યંત આવશ્યક વસ્તુઓ તરીકે અનાજ અને પાણી; food and water as essentials for life: (૨) નિર્વાહનાં સાધનો; means of livelihood: (૩) ભાગ્ય, નસીબ; destiny fate.

**દાતણ**, (ન.) દાંત સાફ કરવા માટેની અમુક વૃક્ષોની ડાળી કે ડાળખાનો ટુકડો, a piece of branches of certain trees used for cleaning the teeth: **–પાણી**, (ન.) દાંત અને મોં સાફ કરવાની ક્રિયા; the cleaning of the teeth and the mouth.

**દાતરડી**, (સ્ત્રી) નાનું દાતરડું; a small sickle: (૨) અમુક જંગલી પશુનો દાતરડી જેવો દાંત; a sickle-like tooth of certain-wild animals: **દાતરડું**, (ન.) કાપણી કરવાનું ઓજાર; a sickle.

**દાતા, દાતાર**, (વિ.) આપનારું, દાન કરનારું; giver, donor: (૨) ઉદાર; liberal,

genererous' (૩) પરોપકારી; benevolent: (૪) (પું.) દાની કે ઉદાર પુરુષ; a donor, a very liberal or benevolent man.

**દાત્રી,** (વિ.) (સ્ત્રી.) દાની સ્ત્રી, અતિશય ઉદાર કે પરોપકારી સ્ત્રી; a female donor, a very liberal or benevolent woman.

**દાથરો,** (પું.) વાનીને વરાળથી રાંધવા માટે વાસણમાં મુકાતાં ઘાસનું પડ, ચાળણી વગેરે; a layer of grass or a sieve put into a cooking vessel while cooking with vapour: (૨) ફીકું અને ચડેલું મોં; pale and swollen face: (૩) તોબરો; a nose-bag.

**દાદ,** (સ્ત્રી.) ફરિયાદ, અરજ; a complaint, a humble petition or request: (૨) ન્યાય, ઇન્સાફ; justice, equity: **–ફરિયાદ,** (સ્ત્રી.) દાદ.

**દાદર,** (સ્ત્રી.) જુઓ **દરાજ.**

**દાદર,** (પું.) મકાન વગેરેમાં ઉપરના માળે જવા માટેનું નિસરણી જેવું સાધન; a staircase: (૨) નિસરણી; a ladder.

**દાદરો,** (પું.) જુઓ **દાદર.** (૨) તાળાની કળ; the mechanical device of a lock: (૩) એ નામનો સંગીતનો તાલ; a musical rhythm so-named.

**દાદાગીરી,** (સ્ત્રી.) ગુંડાગીરી, જબરદસ્તી; bullying, highhandedness.

**દાદી,** (સ્ત્રી.) પિતા કે માતાની માતા, a grandmother. (૨) માનનીય વૃદ્ધ સ્ત્રી; a respectable old woman.

**દાદુર,** (પું.) દેડકો, a frog.

**દાદો,** (પું.) પિતા કે માતાનો પિતા; a grandfather: (૨) વડવો; an ancestor. (૩) માનનીય વૃદ્ધ પુરુષ; a respectable old man: (૪) ગુંડો; a bully.

**દાધવું,** (અ. ક્રિ.) જુઓ **દાઝવું.**

**દાધાબળ્યું,** (વિ) ઈર્ષાળુ, અદેખું; jealous: (૨) ખિન્ન ચહેરાવાળું, having a dejected face.

**દાધારંગું, દાધારિંગું,** (વિ.) જુઓ **દાધાબળ્યું:** (૨) લુચ્ચું અને કામચોર; cunning and apt to avoid work: (૩) અર્ધગાંડું; half-mad.

**દાન,** (ન.) આપવું તે; a giving: (૨) ભેટ, દેણગી, a gift, a donation: (૩) પરોપકારવૃત્તિથી કરેલી દેણગી; alms, charity: (૪) રમતગમતનો અમુક વ્યક્તિ કે પક્ષનો વારો કે દાવ; a person's or a team's turn in games' (૫) કામોત્તેજિત હાથીના લમણામાંથી ઝરતો મદ; a liquid oozing out from the temples of a sexually excited elephant.

**દાન,** (પું. બ. વ.) '૧૦', દસની સંખ્યાનો પાડો કે ઘડિયો; a table of number ten multiplied by numbers one to ten.

**દાનત,** (સ્ત્રી.) વૃત્તિ, વલણ, હેતુ; inclination, intention: (૨) ગુપ્ત ઇચ્છા; a secret desire.

**દાનપત્ર,** (ન.) બક્ષિસ, દાન વગેરેનાં લખાણ; a deed for a gift or alms: (૨) એવા લખાણવાળું ધાતુનું પતરું; a metallic plate on which such a deed is inscribed.

**દાનવ,** (પું) રાક્ષસ, શયતાન; a demon, a monster' **દાનવી,** (વિ) દાનવનું કે એને લગતું, રાક્ષસી; devilish, monstrous. (૨) (સ્ત્રી.) રાક્ષસી, દાનવ સ્ત્રી; a demoness, a monstress.

**દાનાઈ,** (સ્ત્રી.) ડહાપણ, વિવેકબુદ્ધિ; discretion, prudence: (૨) પ્રામાણિકતા; honesty: (૩) ભલમનસાઈ; goodness.

**દાનિશ,** (સ્ત્રી.) જુઓ **દાનાઈ -મંદ,** (વિ) ડાહ્યું, સમજુ, વિવેકી; discreet, prudent.

**દાની,** (વિ.) જુઓ **દાતા** (વિ.).

**દાનેશરી, દાનેસરી.** (પું.) અતિ ઉદાર કે મોટો દાતા; a highly liberal or great donor.

**દાની**, (સ્ત્રી.) પાત્ર, આશ્રય (સમાસમાં નામની પાછળ વપરાય છે, જેમકે અત્તરદાની, ધૂપદાની); a receptacle, a container (is used at the end of compound nouns). [creet, sagacious, wise.

**દાનો**, (વિ.) સમજુ, વિવેકી, ડાહ્યો; dis-

**દાન્ત**, (વિ.) વશ કે તાબે કરેલું, અંકુશમાં આણેલું, subjugated, brought under control: (૨) આત્મસંયમી; self-controlled.

**દાપું**, (ન.) અધિકૃત લેણું, લાગો; authorised or rightful due, demand or claim.

**દાબ**, (પું.) દાબવાની ક્રિયા, દબાણ; a pressing, pressure: (૨) નૈતિક દબાણ, આગ્રહ; moral pressure, insistence: (૩) ધમકી, ધાક, અંકુશ; threat, intimidation, control.

**દાબડી**, (સ્ત્રી.) નાનો દાબડો; a small box: **દાબડો**, (પુ.) ધાતુની નાની પેટી; a box.

**દાબણ**, **દાબણિયું**, (ન.) દાબવા માટેની વજનદાર વસ્તુ, a heavy or weighty thing for pressing.

**દાબવું**, (સ. ક્રિ.) દબાવવું, ચગદવું; to press, to crush: (૨) ચંપી કરવી; ચાંપવું; to massage: (૨) અંકુશમાં રાખવું; to control: (૩) સખતાઈ કરવી; to become strict: (૪) છુપાવવું; to hide, to conceal.

**દાભ**, (પું.) જુઓ **દર્ભ**.

**દામ**, (પું.) પૈસો, ધન; money, wealth: (૨) રોકડ પૈસો; cash-money: (૩) (ન.) મૂલ્ય, કિંમત; value, price

**દામણ**, (ન.) જુઓ **ડામણ**.

**દામણું**, (વિ.) દયામણું, ગરીબ; pitiable, poor: (૨) લાચાર; helpless: (૩) પરવશ; dependent, subjugated.

**દામન**, (ન.) વસ્ત્રનો છેડો, પાલવ, વસ્ત્રના છેડાનો વાળીને સીવેલો ભાગ; the part of a garment at the end, the folded and sewn part of a garment.

**દામિની**, (સ્ત્રી.) વીજળી; lightning.

**દામોદર**, (પું.) ભગવાન શ્રીકૃષ્ણ; Lord Krishna.

**દાય**, (સ્ત્રી.) વડીલોપાર્જિત મિલકતનો ભાગ કે હિસ્સો; a part or share of an ancestral property: (૨) વારસો; legacy.

**દાયક**, (વિ.) "આપનાર" એ અર્થમાં સમાસમા વપરાય છે; is used in compounds in the sense of "giver or conducive to."

**દાયકો**, (પુ.) દશ વર્ષનો સમય; a decade: (૨) જાહોજલાલી કે આબાદીનો સમય, a period of prosperity.

**દાયજો**, (પું.) સ્ત્રીધન; dowry.

**દાયણ**, (સ્ત્રી) સુયાણી; a midwife: (૨) ધાત્રી, ધાવ, a wet-nurse.

**દાયરો**, (પું.) જુઓ **ડાયરો**: (૨) મંડળી, સમુદાય; a group, an assemblage.

**દાયિની**, **દાયી**, (વિ.) જુઓ **દાયક**.

**દાર**, (વિ) 'ધરાવતું', 'થી વિભૂષિત' એવા અર્થમાં સમાસમાં વપરાય છે; is used in compounds in the sense of 'possessing,' 'having, endowed with', etc.. [to split.

**દારવું**, (સ. ક્રિ.) ફાડવું, ચીરવું; to tear,

**દારા**, (સ્ત્રી.) પત્ની; wife.

**દારિદ્ર**, **દારિદ્રય**, (ન.) ગરીબાઈ, દરિદ્રતા; poverty: (૨) કંગાલિયત; wretchedness ((૨) લાકડું; wood, timber.

**દારુ**, (ન.) દેવદારનું ઝાડ; the pine tree:

**દારુણ**, (વિ.) નિર્દય, કઠોર, cruel, ruthless: (૨) (રોગ-પીડા, વગેરે) ઉગ્ર, (disease, pain, etc) intense, acute: (૩) ભયાનક; terrible: (૪) તુમુલ (યુદ્ધ); (battle) fierce.

**દારૂ**, (પું.) શરાબ, મદિરા; wine, liquor: (૨) બંદૂક, તોપ, દારૂખાનું વગેરેમાં વપરાતો

સ્ફોટક પદાર્થ, gunpowder: (૩) (સમાસમાં) ઔષધ, દવા; (in compounds) medicine: -ખાનું, (ન.) ફટાકડા વગેરે આતસબાજી માટેની વસ્તુઓ, fire-works: -ગોળો, (પું.) તોપ, બંદૂક વગેરે યુદ્ધ-સરંજામ; explosive weapons or missiles, ammunition: -નિષેધ, (પું.) -બંધી, (સ્ત્રી.) શરાબ પીવાની કાયદેસર મનાઈ; prohibition

**દારુડિયો,** (પું.) શરાબનો બંધાણી કે વ્યસની; a drunkard.

**દારોગો,** (પું.) જુઓ **દરોગો.**

**દાર્શનિક,** (વિ.) હિંદુ તત્ત્વજ્ઞાનનાં છ દર્શનોને લગતું, pertaining to the six branches of the Hindu philosophy: (૨) (પુરાવો) પ્રત્યક્ષ; (evidence) direct, eye-witnessed: (૩) (પું.) દર્શનશાસ્ત્રનો અભ્યાસી કે તજ્જ્ઞ; a man well-versed in the six branches of the Hindu philosophy.

**દાલચીની,** (સ્ત્રી.) એક તેજાનો, તજ; cinnamon.

**દાલાન,** (પું.) ઘરનો સૌથી મોટો ઓરડો, દીવાનખાનું; the biggest room of a house, a drawing room:(૨) આંગણું, ચોક, a courtyard, open place in a building.

**દાવ,** (પું.) રમતગમતનો વારો; a person's or a team's turn in games: (૨) સોગઠાબાજી અથવા પાસાની રમતમાં પડતા દાણા; total number of units thrown at a game of dice, etc.: (૩) અનુકૂળ સમય કે તક, opportune time, an opportunity: (૪) પકડ; grip: (૫) પેચ, યુક્તિ; a stratagem, a device.

**દાવત,** (સ્ત્રી.) આમંત્રણ, નોતરું; an invitation.

**દાવપેચ,**(પું.)યુક્તિપ્રયુક્તિ; a stratagem, a device: (૨) પ્રપંચ, intrigue.

**દાવાનલ, દાવાનળ, દાવાગ્નિ,** (પું.) જંગલમાં લાગતી વ્યાપક આગ; a wide-spread forest-fire: (૨) વ્યાપક અજંપો અશાંતિ, હુલ્લડ, યુદ્ધ; wide-spread restlessness, troubled state, riot, war: (૩) વ્યાપક, ઉગ્ર અસંતોષ; wide-spread, intense dis satisfaction.

**દાવો,** (પું.) હક, અધિકાર; a right, a claim: (૨) માલિકી હક, the right of ownership: (૩) મુકદ્દમો; a law-suit: (૪) માગણી, a demand.

**દાસ,** (પું.) નોકર, સેવક; a servant, an attendant: (૨) હલકા પ્રકારનો, ગુલામ જેવો સેવક કે નોકર; a humble or slavish servant.

**દાસાનુદાસ,** (પું.) સેવકનો પણ સેવક, અર્થાત્ અતિશય વિનમ્ર સેવક; a very humble or slavish servant

**દાસી,** (સ્ત્રી.) સેવિકા, a maidservant.

**દાસ્તાન,** (ન.) કથા, વાર્તા; a narrative, a story: (૨) સંગ્રહ; hoarding: (૩) કોઠાર; a granary.

**દાસ્ય,** (ન.) સેવકપણું, ગુલામી; servitude, slavery.

**દાહ,**(પું.) દહન; burning, combustion: (૨) બળતરા; burning sensation: (૩) વ્યથા, પીડા; affliction, pain.

**દાળ,** (સ્ત્રી.) કઠોળના દાણાનાં ફાડિયાં; pulses grounded into two parts: (૨) એની વાની; an article of food prepared from such pulses

**દાળિયા,** (પું. બ. વ.) શેકેલા ચણા; roasted gram.

**દાંડ,** (વિ.) (પું.) જુઓ **ડાંડ.**

**દાંડિયારાસ,** (પું.) જુઓ **ડાંડિયારાસ.**

**દાંડિયો,** (પું.) જુઓ **ડાંડિયો.**

**દાંડી,** (સ્ત્રી.) જુઓ **ડાંડી.**

**દાંડો,** (પું.) જુઓ **ડાંડો.**

**દાંત,** (પું.) દંત; a tooth: (૨) યંત્ર વ. દાંતો, the tooth of a machine, etc., a cog: (૩) હાથીદાંત; ivory: (૪) વેર, કીનો; grudge, rancour.

**દાંતરું, દાંતવું,** (વિ.) મોની બહાર દાંત નીકળેલા હોય એવું; having a tooth.

or teeth projecting outside the mouth. [cogged.
દાંતાળું, (વિ.) દંતાળું, દાંતાવાળું; toothed,
દાંતિયું, (વિ.) દાંતાવાળું; toothed, notched: (૨) દાંત બતાવીને વ્યક્ત કરાતો ગુસ્સા કે અણગમાનો ભાવ; an expression of anger or disgust by showing the teeth: (૩) કરડવાનો પ્રયાસ; an effort for biting.
દાંતિયો, (પું.) કાંસકો; a comb.
દાંતી, (સ્ત્રી.) એક પ્રકારનું દાંતાવાળું વાવણી કરવાનું ઓજાર; a kind of a toothed implement for sowing: (૨) ફાટ, તડ; a crack, a cleft: (૩) કાપ, ખાંચો; a cut, a notch.
દાંતો, (પું.) યંત્ર વગેરેનો દાંત જેવો ભાગ; a tooth of a machine, etc., a cog: (૨) કાપ, ખાંચો; a cut, an indentation. [matrimony, married life.
દાંપત્ય, (ન.) લગ્નસંબંધ, લગ્નજીવન;
દાંભિક, (વિ.) જુઓ દંભ, દંભી.
દિક, (સ્ત્રી.) જુઓ દિશા.
દિકામાળી, (સ્ત્રી.) ઔષધ તરીકે વપરાતી એક વનસ્પતિ; a kind of herb.
દિક્કત, (સ્ત્રી.) અડચણ, હરકત; obstruction, a hurdle: (૨) મુશ્કેલી; difficulty, trouble: (૩) સંશય, શક; doubt, suspicion: (૪) દ્વિધા; hesitation.
દિક્કાલ, દિક્કાળ, (પું.) દિશા અર્થાત્ સ્થળ અને કાળ; space and time
દિક્પાલ, દિક્પાળ, (પું.) દિશા અર્થાત્ સ્થળનો રક્ષક દેવ; the guarding diety of a particular direction or space.
દિગર, (વિ.) બીજું, વધારાનું, વિશેષ; another, additional. (૨) (અ.) 'વિશેષ લખવાનું કે' એ અર્થમાં પત્ર વગેરેની શરૂઆતમાં વપરાતો શબ્દ; a word meaning 'moreover, in the next place' used in the beginning of a letter, etc..

દિગંત, (પું.) દિશાનો સૌથી દૂરનો કે છેડાનો ભાગ; the remotest or the ending part of a direction: (૨) ક્ષિતિજ; the horizon. [horizon.
દિગંતરેખા, દિગંતરેષા, (સ્ત્રી.) ક્ષિતિજ;
દિગંબર, (વિ.) દિશાઓ જેનાં વસ્ત્રો છે એવું અર્થાત્ નગ્ન; being clad with directions or space only i.e. naked: (૨) એ નામના જૈન સંપ્રદાયનું; belonging to the so-named cult of Jainism: (૩) (પું.) એ સંપ્રદાયની વ્યક્તિ; a person belonging to that cult.
દિગ્ગજ, (પું.) આઠ દિશાઓના (ચાર દિશા અને ચાર ખૂણા) આધાર માટે પુરાણોમાં કલ્પવામાં આવેલા હાથીઓમાંનો એક; one of the eight mythological elephants supposed to support the light directions (four directions and four corners).
દિગ્દર્શક, (પું.) માર્ગદર્શક, સંચાલક; a guide, an organiser, a director: (૨) ફિલ્મ કે નાટકના નિર્માણનો સંચાલક કે માર્ગદર્શક; a film or play director.
દિગ્દર્શન, (ન.) માર્ગદર્શન, સંચાલન; guidance, organisation, direction: (૨) ફિલ્મ કે નાટકનાં નિર્માણનું માર્ગદર્શન કે સંચાલન; the direction of a film or a play.
દિગ્મૂઢ, દિઙ્મૂઢ, (વિ.) વિસ્મય પામેલું, આશ્ચર્યચકિત, ભય અને આશ્ચર્યની મિશ્ર લાગણી અનુભવતું, છક થયેલું; stunned, wonderstruck, dismayed.
દિગ્વિજય, (પું.) સંપૂર્ણ, સાર્વત્રિક વિજય, સમગ્ર જગત પરનો વિજય, a complete, absolute victory or conquest, a universal victory or conquest.
દિન, (પું.) જુઓ દિવસ. [the sun.
દિનકર, દિનાનાથ, દિનમણિ, (પું.) સૂર્ય;
દિનચર્યા, (સ્ત્રી.) રોજનું સામાન્ય કામકાજ; daily routine work or activities.

**દિનરાત,** (અ.) દિવસે અને રાત્રે, હંમેશાં, સતત, by day and by night, always, incessantly.

**દિમાક, દિમાગ,** (પું.) સ્વભાવ, પ્રકૃતિ; temperament. (૨) બુદ્ધિ, મગજશક્તિ; intelligence, brain power: (૩) અભિમાન, ગર્વ; vanity, pride.

**દિયર, દિયેર,** (પું.) પતિનો નાનો ભાઈ; a husband's younger brother: **–વટું,** (ન.) મોટા ભાઈની વિધવાનું નાના ભાઈ સાથે પુનર્લગ્ન; the remarriage of an elder brother's widow with a younger brother.

**દિયોર,** (પું.) જુઓ **દિયર**: (૨) સાળો; a wife's brother.

**દિલ,** (ન.) હૃદય, અંતઃકરણ; the heart, the conscience: (૨) મન; the mind.

**દિલગીર,** (વિ.) વિષાદમય, ખિન્ન; sad, dejected: (૨) નાખુશ; displeased.

**દિલગીરી,** (સ્ત્રી.) વિષાદ, ખિન્નતા; sadness, dejection: (૨) નાખુશી; displeasure.

**દિલચસ્પ,** (વિ.) આનંદપ્રદ; pleasant: (૨) આકર્ષક, મોહક; attractive, fascinating.

**દિલચસ્પી,** (સ્ત્રી.) આકર્ષણ, મોહ; attraction, fascination: (૨) શોખ; fondness.

**દિલદાર,** (વિ.) હૃદયને પ્રિય, અતિપ્રિય; hearty, highly beloved: (૨) ઉદાર; liberal, large-hearted: (૩) (પું.) આશક, પ્રેમી; a lover, a paramour: (૪) દિલોજાન મિત્ર; a hearty or very intimate friend: (૫) (સ્ત્રી.) પ્રેયસી, માશૂક, a beloved, a sweet-heart.

**દિલરુબા,** (સ્ત્રી.) એક પ્રકારનું તંતુવાદ્ય; a stringed musical instrument.

**દિલસોજ,** (વિ.) સહૃદયી, લાગણીવાળું, માયાળુ; sincere, warm-hearted.

**દિલસોજી,** (સ્ત્રી.) સહૃદયતા, હૃદયની ઉષ્મા; sincerity, warm-heartedness.

**દિલાવર,** (વિ.) મોટા મનનું, ઉદાર, broad-minded, generous (૨) બહાદુર, શૂરવીર; brave, chivalrous.

**દિલાવરી,** (સ્ત્રી.) મનની મોટાઈ, ઉદારતા; broad-mindedness, generosity: (૨) બહાદુરી, શૌર્ય; bravery, chivalry.

**દિલાસો,** (પું.) આશ્વાસન, રાહત, consolation, comfort, relief.

**દિલેર,** (વિ.) બહાદુર, નીડર, હિંમતવાન; brave, fearless, courageous.

**દિલેરી,** (સ્ત્રી.) બહાદુરી, નિર્ભયતા, હિંમત; bravery, fearlessness, courage.

**દિલોજાન,** (વિ.) અતિપ્રિય, પ્રાણપ્રિય; extremely dear, hearty: (૨) ગાઢ; intimate.

**દિલ્લગી,** (સ્ત્રી.) જુઓ **દિલચસ્પી**: (૨) વિનોદ, આનંદપ્રમોદ; humour, merriment.

**દિવસ,** (પું.) સૂર્યોદય અને સૂર્યાસ્ત વચ્ચેનો સમય; the time between sunrise and sunset: (૨) બે સૂર્યોદય વચ્ચેનો આશરે ચોવીસ કલાકનો સમય; the time between two sunrises of about twenty four hours: (૩) તિથિ, તારીખ; a date: (૪) (પું. બ. વ.) સમય, જમાનો, યુગ; an age, an era.

**દિવંગત,** (વિ.) મૃત્યુ પામેલું; dead

**દિવા,** (અ.) દિવસે, દિવસ દરમિયાન, by day, during the day time.

**દિવાસો,** (પું.) આષાઢ માસની અમાસનો હિંદુ તહેવાર; the Hindu festival on the last day of the dark-half of the month of Ashadh.

**દિવાસ્વપ્ન,** (ન.) કલ્પનાતરંગ, મનોરાજ્ય; a reverie, a day-dream.

**દિવાળી,** (સ્ત્રી.) હિંદુઓનો આસો માસની અમાસનો તહેવાર, દીપોત્સવી; the Hindu festival on the last day of the dark-half of the month of Aswin, the festival of lights: (૨) આબાદી; prosperity: (૩) ખુશાલી, આનંદ; merriment, mirth.

**દિવેટ,** (સ્ત્રી.) દીવાની વાટ, a wick.

**દિવેલ,** (ન) એરંડિયું; castor-oil: (૨) બત્તીનું તેલ; oil for a lamp.

**દિવેલિયું,** (વિ.)દિવેલ જેવું ચીકણું; greasy like castor-oil: (૨) ગમગીન, ઉદાસ, ખિન્ન, sad, meloncholy, dejected.

**દિવેલી,** (સ્ત્રી.) એરંડબીજ; castor-seed.

**દિવેલો,** (પું.) એરડો, એરંડાનું ઝાડ; the castor-plant.

**દિવ્ય,** (વિ.) દૈવી, સ્વર્ગીય; divine, celestial: (૨) અદ્ભુત, ચમત્કારી, wonderful, miraculous: (૩) તેજસ્વી; brilliant: (૪) સુંદર, આકર્ષક, મોહક; beautiful, charming.

**દિવ્યચક્ષુ,** (વિ.) (ન.) દિવ્ય અથવા અદ્ભુત દૃષ્ટિ(વાળું) (having) divine or miraculous vision or sight.

**દિવ્યજ્ઞાન,** (ન) દૈવી, આધ્યાત્મિક જ્ઞાન; divine spiritual knowledge.

**દિશ, દિશા,** (સ્ત્રી.) પૂર્વ વગેરે અવકાશ સ્થળોમાંનું કોઈ એક; a direction, one of the ten divisions of space: (૨) બાજુ, સ્થાન; a side, a location: (૩) માર્ગ, રસ્તો; a way, a road: (૪) સૂચન; a suggestion, a hint.

**દિશદિશ, દિશેદિશ, દિશોદિશ,** (અ.) બધી દિશાઓમાં સર્વત્ર; in all directions everywhere.

**દિંગ,** (વિ.) આશ્ચર્યચકિત, દિગ્મૂઢ; wonder-struck, stunned, dismayed.

**દી,** (પું.) જુઓ **દિવસ**: (૨) ચડતીપડતીનો સમય; the time of prosperity or adversity.

**દીકરી,** (સ્ત્રી.) પુત્રી; a daughter.

**દીકરો,** (પું.) પુત્ર; a son.

**દીક્ષા,** (સ્ત્રી.) સલાહ, ઉપદેશ; advice, counsel, sermon: (૨) ધાર્મિક ક્રિયા, યજ્ઞ, વ્રત વગેરેનો પ્રારંભ; initiation of a religious rite, a sacrifice or a vow: (૩) પૂજા; worship: (૪) તપશ્ચર્યા, દેહદમન વગેરે; observance of austerities.

**દીક્ષિત,** (વિ.) દીક્ષા લીધી હોય એવું; morally or religiously well-advised, one observing austerities: (૨) (વિ.) (પું.) યજ્ઞ કરનાર; the performer of a sacrifice.

**દીગર,** (વિ.) (અ.) જુઓ **દિગર.**

**દીઠ,** (અ.) દરેક અલગ અલગ રીતે; each severally: (૨) (વ્યક્તિ કે વસ્તુ) પરત્વે; per (head or unit)

**દીઠેલ, દીઠેલું,** (વિ) દેખેલું; seen, viewed.

**દીદાર,** (પું. બ. વ.) ચહેરો; the face: (૨) વ્યક્તિત્વ, સ્વરૂપ; personality, physical appearance: (૩) તેજ, કાંતિ, lustre.

**દીદી,** (સ્ત્રી.) મોટી બહેન; elder sister.

**દીધેલ, દીધેલું,** (વિ.) આપેલું, ભેટ તરીકે આપેલું; given, gifted, bestowed.

**દીન,** (ન.) (પું.) મુસલમાનોનો ધર્મ, ઇસ્લામ; the religious faith of the Mahomedans, Islam: (૨) ધર્મ, ધાર્મિક પંથ; religion, religious faith

**દીન,** (વિ.) ગરીબ, લાચાર; poor, helpless: (૨) વ્યથિત, દુઃખી; afflicted, miserable: (૩) કંગાલ, રંક; wretched, humble: (૪) ખિન્ન, ઉદાસ; dejected.

**દીનતા,** (સ્ત્રી.) ગરીબી, લાચારી; poverty, helplessness: (૨) વ્યથા, કંગાલિયત; affliction, wretchedness:(૩)પામરતા, નમ્રતા; humility.

**દીનદયાળ,** (વિ.) ગરીબો, વ્યથિત વગેરે પર દયાળુ: merciful toward the poor, the afflicted, etc.: **દીનબંધુ,** (પું.) ગરીબોનો મિત્ર; a friend of the poor and the afflicted.

**દીનાનાથ,** (પું.) ગરીબો, વ્યથિત વગેરેનો રક્ષક, ઈશ્વર, પ્રભુ; the protector of the poor and the afflicted, God.

**દીનાર,** (સ્ત્રી.) આશરે અઢી રૂપિયાની કિંમતનો એક જૂનો સિક્કો; an old coin worth about two rupees and a half.

**દીપ,** (પું.) દીવો, બત્તી; a lamp, a light

**દીપક,** (પું.) જુઓ **દીપ:** (૨) (વિ.) ઉત્તેજક, stimulating, invigorating: (૩) શોભાવનાર, દીપાવનાર; adorning, ornamenting, beautifying.

**દીપડો,** (પું.) વાઘ જેવું જંગલી પ્રાણી; a leopard.

**દીપન,** (વિ.) ઉત્તેજક, દીપક, stimulating, invigorating: (૨) (ન.) ઉત્તેજવું તે, stimulation, invigoration.

**દીપવવું,** (સ. ક્રિ.) જુઓ **દીપાવવું.**

**દીપવું,** (અ. ક્રિ.) ચળકવું, પ્રકાશવું, to glow, to glitter, to shine: (૨) શોભવું; to be adorned.

**દીપાવલિ, દીપાવલી,** (સ્ત્રી.) દીવાની હાર; a row of lamps or lights: (૨) દિવાળી; the Divali festival, the festival of lights

**દીપાવવું (દીપવવું),** (સ. ક્રિ.) દીપે કે શોભે એમ કરવું; to cause to shine, to beautify, to make adorned.

**દીપિકા,** (સ્ત્રી.) દીવી; a lampstand: (૨) મશાલ; a torch: (૩) (સમાસમાં) વિવરણગ્રંથ; (in compounds) a book of commentary.

**દીપોત્સવ (દીપોચ્છવ),** (પું.) **દીપોત્સવી,** (સ્ત્રી.) દિવાળી; the Divali festival, the festival of lights.

**દીપ્ત,** (વિ.) સળગાવેલું; lighted, kindled: (૨) પ્રકાશિત, તેજસ્વી; shining.

**દીપ્તિ,** (સ્ત્રી.) તેજ, પ્રકાશ; lustre, brightness, light (૨) સૌંદર્ય; beauty: **–માન,** (વિ.) પ્રકાશિત, તેજસ્વી; shining, bright: (૨) સુંદર, beautiful.

**દીબાચો,** (પું.) આમુખ, પ્રસ્તાવના; a preface, an introduction.

**દીમો,** (પું.) શોક કે આઘાતથી થતો છાતીનો ડૂમો; choking or suffocation in the chest because of sadness or a shock.

**દીર્ઘ,** (વિ.) લાંબું, long: (૨) લાંબા, મોટા કે ઘેરા પ્રત્યાઘાત પાડતું; far-reaching: (૩) લાંબા સમય સુધી ચાલતું; long-lasting: (૪) લાંબા ઉચ્ચારવાળું (સ્વર, વગેરે); long (vowel, etc.): **–જીવી,** (વિ.) લાંબા આયુષ્યવાળું; having a longer-life: **–દર્શી,** (વિ.) દૂરદર્શી, ડાહ્યું; far-sighted, wise: **–દૃષ્ટિ,** (સ્ત્રી.) દૂરદર્શીપણું, ડહાપણ, fore-sight, wisdom **–સૂત્ર, –સૂત્રી,** (વિ.) મંદગતિથી કામ કરનારું, નાહક લંબાણ કરનારુ; slow, dilatory, lazy: **–સૂત્રતા,** (સ્ત્રી.) નાહક લંબાણ કે વિલંબ કરવાં તે, મંદતા, આળસ; slowness, dilatoriness, procrastination: **દીર્ઘાયુ,** (વિ.) દીર્ઘજીવી; having a long-life, long-living: (૨) (ન.) લાંબી જિંદગી; long-life: **દીર્ઘાયુષી,** (વિ.) જુઓ **દીર્ઘાયુ.**

**દીવડું,** (ન.) કણકનું બનાવેલું દીવાનું કોડિયું; a lamp-cup or lampstand made of kneaded flour: (૨) દીવી; a lampstand: (૩) દીવો; a lamp, light: **દીવડો,** (પું.) દીવો; a lamp.

**દીવાદાંડી,** (સ્ત્રી.) સમુદ્રના જોખમી માર્ગ સામે ચેતવણી આપવા ખડક ઉપર બાંધેલો બત્તીવાળો મિનારો; a light-house.

**દીવાન,** (પું.) રાજાશાહીતંત્રનો સર્વોચ્ચ કારોબારી અધિકારી; the chief executive of a royal state: (૨) મુખ્ય પ્રધાન, વજીર; the prime minister: (૩) કચેરી, રાજસભા, a council, a royal assembly or court: (૪) મોટો ખંડ; a big hall: (૫) પ્રકરણ; a chapter: (૬) ગઝલસંગ્રહ; a collection of a type of romantic poems (gazals): **–ખાનું,** (ન.) મુલાકાત વગેરે

માટેનો મોટો ખંડ; a big hall for audience: (૨) રાજાના મહેલનો મોટો ખંડ; a drawing room of a royal palace: (૩) રાજસભા માટેનો ખંડ; a council hall: **–ગીરી,** (સ્ત્રી.) દીવાનનાં પદ, ફરજો અને મોભો; the office duties and dignity of the chief executive or a prime minister.

**દીવાનાપણું,** (ન.) ગાંડપણ; madness.

**દીવાની,** (વિ.) નાગરિકને લગતું (બિનલશ્કરી અને બિનફોજદારી), મહેસૂલ, આર્થિક વ્યવહાર વગેરેને લગતું; civil, (neither military, nor criminal,) pertaining to land revenue or financial intercourse: (૨) (સ્ત્રી.) દીવાનગીરી; the office duties and dignity of a prime minister, ministership: (૩) રાજ્યનો મહેસૂલ ઉઘરાવવાનો હક; a state's right to collect land revenue: (૪) દીવાની અદાલત; a civil court: (૫) દીવાની મુકદ્દમો; a civil suit.

**દીવાની,** (સ્ત્રી.) ગાંડપણ, દીવાનાપણું; madness, insanity.

**દીવાનું,** (વિ.) ગાંડું; mad, insane.

**દીવાનેઆમ,** (પું.) (સ્ત્રી.) (ન.) સામાન્યવર્ગના લોકોના પ્રતિનિધિઓનું ધારાગૃહ; the house of common people's representatives, the house of commons, the lower house: (૨) એને માટેનાં ખંડ કે દીવાનખાનું; its hall: (૩) સામાન્યવર્ગના લોકોની સભા અથવા એને માટેનો ખંડ; a public assembly or its hall.

**દીવાનેખાસ,** (પું.) (સ્ત્રી.) (ન.) અમીર ઉમરાવો, જમીનદારો અને વિશિષ્ટ હકો ધરાવતા લોકોના પ્રતિનિધિનું ધારાગૃહ; the house of the representatives of nobles, landlords and the privileged people, the house of lords, the upper house: (૨) એને માટેનાં ખંડ કે દીવાનખાનું; its hall.

**દીવાબત્તી,** (સ્ત્રી.) દીવા, બત્તી, વગેરે; lamps, lights, etc.

**દીવાલ,** (સ્ત્રી.) ભીંત; a wall: (૨) વિભાગ પાડતી આડશ; a partition, a dividing curtain, etc.

**દીવાવખત,** (પું.) સંધ્યાકાળ; the dusk.

**દીવાસળી,** (સ્ત્રી.) અગ્નિ પેટાવવાની, એક છેડે ગંધક વગેરે લગાડેલી પાતળી સળી; a match (for lighting fire).

**દીવી,** (સ્ત્રી.) દીવો મૂકવાનું સાધન, a lamp-stand.

**દીવો,** (પું.) દીપ, પ્રકાશ માટેનું સાધન; a lamp, a light.

**દીસવું,** (અ. ક્રિ.) દેખાવું; to appear to be sighted: (૨) બાહ્ય દેખાવ હોવો; to seem: (૩) સૂઝવું; *to strike to* the mind, to feel.

**દીટ, દીટિયું, દીટું,** (ન.) જુઓ ડીંટ.

**દીંડલું, દીંડું,** (ન.) જુઓ ડીંટું (ડીંટ).

**દુઆ,** (સ્ત્રી.) આશીર્વાદ; blessings.

**દુકાન,** (સ્ત્રી.) માલ વેચવા માટેનું સ્થળ, ખંડ, કેન્દ્ર વગેરે; a shop: **–દાર,** (પું.) ચોક્કસ સ્થળે માલ વેચવાનો ધંધો કરનાર વેપારી; a shop-keeper, a dealer: **–દારી,** (સ્ત્રી.) દુકાનનું સંચાલન કરવાનાં આવડત, વ્યવસાય, વગેરે; shop-keeping.

**દુકાની,** (સ્ત્રી.) જુઓ બુકાની.

**દુકાળ,** (પું.) અનાજ, વગેરેનો પાક તદ્દન ઓછો થવો કે નિષ્ફળ જવો તે, અનાજ, ઘાસ વગેરેની તંગી; a famine, scarcity of food, grass, etc.

**દુકાળિયું,** (વિ.) દુકાળનો ભોગ બનેલું; famine-stricken: (૨) નબળું, દુર્બળ, ફીક્કું; weak, emaciated: (૩) ભૂખે મરતું; starving, famished

**દુકૂલ,** (ન.) બારીક રેશમી વસ્ત્ર; fine silk cloth.

**દુખ,** (ન.) જુઓ દુઃખ.

**દુખડું,** (ન.) જુઓ દુઃખ (૨) જુઓ ઓવારણું.

**દુખણાં,** (ન. બ. વ.) જુઓ **ઓવારણાં.**

**દુખણી,** (વિ.) (સ્ત્રી.) દુઃખિની, જુઓ દુઃખ.

**દુખવટું**, (ન.) **દુખવટો**, (પુ.) શોકની સ્થિતિ; a state of mourning: (૨) શોકાર્તને આશ્વાસન આપવા જવું તે; a visit of condolence.

**દુખવવું**, (સ. ક્રિ.) પીડા કે વ્યથા કરવાં; to pain, to afflict, to hurt.

**દુખવું**, (અ. ક્રિ.) પીડા કે વ્યથા થવાં; to pain, to ache, to be afflicted.

**દુખશૂરું**, (વિ.) દુખનો મક્કમતાથી સામનો કરે એવું, દુખમા લાચાર ન થાય એવું, ખૂબ સહનશક્તિવાળું; firm against misery, having strong power to suffer misery. (જુઓ **દુખવવું**.

**દુખાડવું**, (સ. ક્રિ.) **દુખાવવું**, (સ. ક્રિ.)

**દુખાવું**, (અ. ક્રિ.) જુઓ **દુખવું**.

**દુખાવો**, (પું.) વેદના, પીડા, વ્યથા; pain, ache, ailment, affliction.

**દુખાળું**, **દુખિયારું**, **દુખિયું**, **દુખી**, (વિ.) જુઓ **દુઃખી**.

**દુગદુગી**, (સ્ત્રી.) મદારીનું ડાકલા જેવું ઢોલકું; a juggler's small drum.

**દુગ્ધ**, (ન.) દૂધ, milk.

**દુગ્ધા**, (સ્ત્રી.) વ્યથા, પીડા, ઉપાધિ; affliction, pain, misery, anxiety: (૨) જંજાળ; worldly worries.

**દુગ્ધાલય**, (ન.) દૂધની દુકાન, a milk-shop: (૨) દૂધાળા પ્રાણીઓને ઉછેરવાનું કેન્દ્ર, દૂધઉત્પાદક કેન્દ્ર, a dairy.

**દુઝાણું**, (ન.) દૂધ આપતું ઢોર, ગાય, ભેંસ, વગેરે; a milch cattle, the cow, the buffalo, etc.

**દુણાવું**, (અ. ક્રિ.) (રંધાતા ખોરાકનું) ધુમાડાની અસર થવી, બળવું, દાઝવું; (of food being cooked) to be affected with smoke, to be scorched or burnt.

**દુત્તાઈ**, (સ્ત્રી.) લુચ્ચાઈ, ધૂર્તતા; cunning, deceit: (૨) મુત્સદ્દીગીરી, પક્કાઈ; shrewdness.

**દુત્તું**, (વિ.) લુચ્ચું, ધૂર્ત; cunning, deceitful: (૨) મુત્સદ્દી, પાકું; shrewd.

**દુધારો**, (પું.) દૂધનો વેપારી, દૂધવાળો; a milk-vendor, a milkman.

**દુધાળ**, **દુધાળું**, (વિ.) દૂધ જેવો રસ ધરાવતું; having milk-like juice: (૨) દુઝણું; milch.

**દુધલ**, (વિ.) જુઓ **દુધાળ**.

**દુનિયા**, (સ્ત્રી.) જગત, સૃષ્ટિ, બ્રહ્માંડ; the creation, the universe: (૨) સંસાર; the world: **-દારી**, (સ્ત્રી.) સંસારી વ્યવહાર; worldly activities or intercourse.

**દુનિયાઈ**, **દુન્યવી**, (વિ.) સંસારી, દુનિયાને લગતું; worldly, mundane.

**દુપટ્ટો**, (પું.) ખેસ, ઉપરણું; a scarf

**દુપ્પટ**, (વિ.) જુઓ **દૂપટ**. (oncemore.

**દુબારા**, (અ.) ફરીથી, બીજી વખત; again,

**દુભાગવું**, (સ. ક્રિ.) 'બે' વડે ભાગવું, to divide by two: (૨) અડધું કરવું, બે સરખા ભાગ કરવા, to halve, to bisect.

**દુભાવવું**, (સ. ક્રિ.) સંતાપવું, દુ.ખ દેવું; to afflict: (૨) નારાજ કે નિરાશ કરવું; to displease, to disappoint.

**દુભાવું**, (અ. ક્રિ.) સંતાપ થવો, વ્યથિત થવું; to be afflicted: (૨) નારાજ કે નિરાશ થવું; to be displeased, to be disappointed: (૩) મનોવ્યથા થવી; to feel mental pain, to be agonised.

**દુભાષિયો**, (પું.) બે અથવા બેથી વધારે ભાષા જાણનારો; a man knowing two or more than two languages: (૨) જુદી જુદી ભાષાઓનો અર્થ સમજાવનાર; an interpreter.

**દુમ**, (સ્ત્રી.) પૂંછડી, the tail.

**દુમકલાસ**, (ન.) અતિશય ભારે બોજ ઊંચકવાનું યંત્ર; a jack, a crane.

**દુમચી**, (સ્ત્રી.) ખાવાની તમાકુ, અફીણ વગેરે રાખવાની ચામડાની નાની કોથળી; a

small leather bag for keeping edible tobacco, opium, etc.: (૨) ઘોડાનો પૂંછડી નીચેનો પટો; a crupper.

**દુમદુમ,** (અ.) નગારાના અવાજની જેમ; like the sound of a drum.

**દુમાવું,** (અ. ક્રિ.) ડૂમો ભરાવો, ગૂંગળામણ થવી; to be choked, to be suffocated: (૨) દુભાવું; to be afflicted: (૩) બળવું, આગ લાગવી, દાઝવું; to be burnt or scorched.

**દુરસ્ત,** (વિ.) યોગ્ય અથવા સારી સ્થિતિમાં; in proper or good condition: (૨) સાચું, ખરું, દોષરહિત; correct, right, faultless, accurate: (૩) સમારેલું, સુધારેલું; repaired, improved: (૪) વાજબી; just, proper.

**દુરસ્તી,** (સ્ત્રી.) સમારકામ; repairs: (૨) સમારકામ કે સુધારણા કરવાં તે; the act of repairing, improving or correcting: (૩) યોગ્ય કે અનુકૂળ સ્થિતિમાં લાવવું તે; the act of bringing into proper order or condition.

**દુરંત,** (વિ.) દુઃસાધ્ય; very difficult to achieve or attain: (૨) અનંત, અપાર; endless, infinite: (૩) દુઃખદ કે કરુણ અંતવાળું; resulting or ending in misery or tragedy.

**દુરાગ્રહ,** (પું.) વધારે પડતો અને ખોટો આગ્રહ; excessive and undue insistence: (૨) હઠ; obstinacy.

**દુરાચરણ,** (ન.) ખરાબ અથવા અનૈતિક આચરણ; bad or immoral behaviour: **દુરાચરણી,** (વિ.) ખરાબ અથવા અનૈતિક આચરણ કરનારું, દુષ્ટ; misbehaving, wicked.

**દુરાચાર,** (પું.) જુઓ દુરાચરણ.

**દુરાચારી,** (વિ.) જુઓ દુરાચરણી.

**દુરાત્મા,** (વિ.) (પું.) દુષ્ટ, પાપી (વ્યક્તિ), wicked or sinful (person).

**દુરાશા,** (સ્ત્રી.) દુષ્ટ ઇચ્છા કે હેતુ; an evil desire or intention: (૨) પૂરી ન થાય એવી ઇચ્છા કે હેતુ; a desire or intention incapable of being fulfilled.

**દુરિતાત્મા,** (પું.) જુઓ દુર્જન.

**દુરિત,** (વિ.) મુશ્કેલ; tough, difficult: (૨) દુષ્ટ, પાપી; wicked, evil: (૩) (ન.) દુષ્કૃત્ય, પાપકર્મ; wicked or sinful act.

**દુર્ગ,** (પું.) કિલ્લો; a fortress, a castle: (૨) અભેદ્ય સ્થળ; impregnable place.

**દુર્ગતિ,** (સ્ત્રી.) અધઃપતન; degeneration, fall: (૨) ખરાબ સ્થિતિ, bad condition: (૩) આધ્યાત્મિક અધઃપતન, spiritual degeneration.

**દુર્ગમ,** (વિ.) મુશ્કેલીથી જઈ કે પહોંચી શકાય એવું; inaccessible, unapproachable: (૨) ગૂઢ, મુશ્કેલીથી સમજાય એવું; mysterious, incomprehensible.

**દુર્ગંધ,** (સ્ત્રી.) ખરાબ વાસ; offensive or unpleasant smell: **દુર્ગંધી,** (વિ.) ગંધાતું, ખરાબ વાસવાળું; stinking, bad smelling.

**દુર્ગા,** (સ્ત્રી.) દેવી પાર્વતી; the goddess (Parvati.

**દુર્ગુણ,** (પું.) દુષ્ટ કે ખરાબ ગુણ; a vice: (૨) ખરાબ લક્ષણ, a bad quality: **દુર્ગુણી,** (વિ.) દુર્ગુણવાળું, દુષ્ટ; vicious, wicked having bad qualities.

**દુર્ગેશ,** (પું.) ભગવાન શંકર; Lord Shiva.

**દુર્ઘટ,** (વિ.) ભાગ્યે જ બને એવું; happening rarely: (૨) મુશ્કેલીથી સાધ્ય; difficult to achieve or fulfil: (૩) અસંભવિત, અશક્ય; impossible.

**દુર્ઘટના,** (સ્ત્રી.) હોનારત, અકસ્માત, a disaster, an accident.

**દુર્ઘર્ષ,** (પું.) ઝઘડો, ઘર્ષણ; quarrel, friction: (૨) હરીફાઈ; rivalry.

**દુર્જન,** (પું.) દુષ્ટ, પાપી માણસ; a wicked or sinful person: (૨) બદમાશ માણસ; a rogue, a villain.

**દુર્જય,** (વિ.) જીતવું કે વશ કરવું મુશ્કેલ; difficult to conquer or subdue.

**દુર્દમ, દુર્દમ્ય,** (વિ.) અંકુશ કે કાબૂમાં રાખવું મુશ્કેલ; difficult to control.

**દુર્દશા,** (સ્ત્રી.) દુઃખદાયક સ્થિતિ; miserable condition: (૨) દુર્ભાગ્ય; misfortune: (૩) પડતી, પાયમાલી; degeneration, ruin.

**દુર્દિન,** (પું.) દુઃખદાયક દિવસ કે સમય; distressing day or time: (૨) તોફાની હવામાનવાળો દિવસ; a day with stormy weather.

**દુર્દૈવ, દુર્દૈવ્ય,** (ન.) દુર્ભાગ્ય, કમનસીબ; (misfortune.

**દુર્ધર્ષ,** (વિ.) સાનિધ્યમાં ન જઈ શકાય એવું; inaccessible: (૨) અજેય; unconquerable: (૩) પ્રચંડ, ઉગ્ર; huge, intense.

**દુર્નિવાર, દુર્નિવાર્ય,** (વિ.) ટાળવું કે નિવારવું મુશ્કેલ, અનિવાર્ય, inescapable, unavoidable, inevitable.

**દુર્બલ, દુર્બળ,** (વિ.) નબળું, કમજોર; weak, emaciated, powerless: (૨) રાંક, લાચાર; poor, helpless: **–તા,** (સ્ત્રી.) નબળાઈ; weakness.

**દુર્બુદ્ધિ,** (વિ.) દુષ્ટ; wicked: (૨) (સ્ત્રી.) દુષ્ટતા; wickedness.

**દુર્બોધ,** (વિ.) ગહન, મુશ્કેલીથી સમજાય એવું; mysterious, difficult to understand: (૨) (પુ.) ખરાબ સલાહ કે માર્ગદર્શન; bad advice or guidance.

**દુર્ભર,** (વિ.) અતિશય ભારે કે વજનદાર; very heavy or weighty: (૨) મુશ્કેલીથી ભરાય એવું; difficult to fill: (૩) (ન.) ઉદર, પેટ; the stomach, the (belly.

**દુર્ભિક્ષ,** (પું.) દુકાળ, famine.

**દુર્ભેદ્ય,** (વિ.) ભેદી ન શકાય એવું; impregnable (૨) અતિશય મજબૂત; very (strong.

**દુર્મતિ,** (સ્ત્રી.) જુઓ **દુર્બુદ્ધિ.**

**દુર્મુખ,** (વિ.) કદરૂપા ચહેરાવાળું; ugly faced: (૨) અપશબ્દો બોલતું; reviling.

**દુર્યોધન,** (વિ.) જુઓ **દુર્જય:** (૨) (પું.) સો કૌરવોમાંનો સૌથી મોટો; the eldest of the hundred Kaurav brothers.

**દુર્લક્ષ,** (ન.) ઉપેક્ષા; disregard: (૨) બેદરકારી; carelessness: (૩) બેધ્યાન; inattentive: **દુર્લક્ષ્ય,** (વિ.) મુશ્કેલીથી જોઈ શકાય એવું; difficult to see: (૨) મહદંશે અદૃશ્ય; almost invisible

**દુર્લભ,** (વિ.) મળવું કે મેળવવું મુશ્કેલ; difficult to get or achieve: (૨) જવલ્લે જ મળી શકે એવું; rare.

**દુર્વિપાક,** (પું.) ખરાબ કે દુ.ખદ અંત કે પરિણામ; bad or distressful end or conclusion.

**દુર્વ્યસન,** (ન.) ખરાબ ટેવ કે વ્યસન; addiction to a bad habit.

**દુલહન,** (સ્ત્રી.) જુઓ **દુલ્હિન.**

**દુલારી,** (સ્ત્રી.) લાડકી દીકરી; a fondled or endeared daughter: **દુલારો,** (પું.) લાડકો દીકરો; a fondled son

**દુલ્હા,** (પું.) નવો પરણેલો પતિ કે વર; a newly married husband: **દુલ્હિન,** (સ્ત્રી.) નવોઢા, a newly married bride.

**દુવા,** (સ્ત્રી.) આશિષ; blessing, benediction.

**દુવાઈ,** (સ્ત્રી.) આણ, દેવ વગેરેના નામે કરેલી મનાઈ; a prohibition in the name of a god, etc : (૨) ઘોષણા, જાહેરાત; a proclamation.

**દુવિધા,** (સ્ત્રી.) ડામાડોળપણું, અચકાવું તે; indecision, hesitation

**દુશાલો,** (પું.) બેવડાં શાલ કે ધાબળો, a double blanket.

**દુશ્મન,** (પું.) શત્રુ, an enemy. (૨) વિરોધી; an opponent, an adversary: **દુશ્મનાવટ,** (સ્ત્રી.) અદાવત, વિરોધ; enmity, opposition.

**દુષ્કર,** (વિ.) મુશ્કેલ, અઘરું; difficult, (tough, hard.

**દુષ્કર્મ,** (ન.) જુઓ **દુરાચરણ.**

**દુષ્કાલ, દુષ્કાળ,** (પું.) દુકાળ, famine: **–નિવારણ,** (ન.) દુકાળમાં રાહતકાર્ય; famine relief.

**દુષ્ટ,** (વિ.) અધમ, નઠારું, પાપી; wicked, (sinful.

**દુષ્પ્રાપ, દુષ્પ્રાપ્ય,** (વિ.) જુઓ **દુર્લભ.**
**દુસ્તર,** (વિ.) મુશ્કેલીથી તરી, ઓળંગી કે પાર કરી શકાય એવું; difficult to swim, cross over or surmount.
**દુહાઈ,** (સ્ત્રી.) જુઓ **દુવાઈ.**
**દુહાગી,** (વિ.) કમનસીબ, દુર્ભાગી; unfortunate (a daughter's son.
**દુહિતર,** (પું.) દીકરીનો દીકરો, દૌહિત્ર;
**દુહિતા,** (સ્ત્રી.) દીકરી; a daughter.
**દુહો,** (પું.) જુઓ **દોહરો.**
**દુંગો, દૂગો,** (પું.) જુઓ **ડુંગો.**
**દુંદ,** (સ્ત્રી.) મોટું ગોળમટોળ પેટ, ફાંદ; round, big belly: **દુંદાળો,** (પું.) ફાંદવાળા દેવ, ગણેશ; big bellied God i.e. Lord Ganapati.
**દુંદુભિ,** (સ્ત્રી.) (ન.) એક પ્રકારનું નગારું; a kind of drum. (affliction, agony.
**દુઃખ,** (ન.) કષ્ટ, પીડા, pain: (૨) વ્યથા;
**દુઃસહ,** (વિ.) મુશ્કેલીથી સહન થાય એવું, difficult to suffer or endure.
**દુસાધ્ય,** (વિ.) મુશ્કેલીથી ફળીભૂત થાય એવું, difficult to achieve or fulfil: (૨) (રોગ)અસાધ્ય, જીવલેણ, (disease) incurable, fatal
**દૂ,** (વિ.) (સમાસમાં) બે; (in compounds) two: (૨) બમણું; double.
**દૂજું,** (વિ.) બીજું, another, other.
**દૂઝણું, દૂઝણ,** (ન.) (સ્ત્રી.) દૂધ આપતું (ઢોર); a milch (cattle): (૨) (વિ.) દૂધ આપતું; milch.
**દૂઝવું,** (અ. ક્રિ.) દૂધ આપવું; to yield milk: (૨) દૂધ જેવો રસ આપવો; to yield milky juice: (૩) આવક કે ઊપજ આપવાં; to yield income or produce: (૪) ઝરવું; to ooze.
**દૂણવું,** (સ. ક્રિ.) ધુમાડાની અસર થાય એ રીતે બાળવું, to burn with smoky effect: (૨) માનસિક ત્રાસ આપવો, સંતાપવું; to afflict, to give mental pain: **દૂણાવું,** (અ. ક્રિ.) ધુમાડાની અસર થાય એ રીતે બળવું; to be burnt with smoky effect: (૨) રંજ હોવો, ખિન્ન થવું, વ્યથા થવી; to bear malice against, to be dejected, afflicted.
**દૂણું,** (વિ.) સંતાપકારક, વ્યથાકારક; afflicting, agonising: (૨) નિરાશ કે ખિન્ન કરે એવું; disappointing, displeasing: (૩) (ન.) સંતાપ, નારાજી; affliction, disappointment, heartache.
**દૂત, દૂતક,** (પું.) સંદેશવાહક; a messenger: (૨) જાસૂસ, બાતમીદાર; a spy, an informer: **દૂતી, દૂતિકા,** (સ્ત્રી.) સંદેશવાહક સ્ત્રી; a female messenger: (૨) પ્રેમીઓના ગુપ્ત સંદેશા પહોંચાડનાર સ્ત્રી; a female go-between, a middle woman. (cunning.
**દૂતું,** (વિ.) ધૂર્ત, લુચ્ચું, deceitful,
**દૂધ,** (ન.) સ્ત્રી કે માદા પશુના સ્તન કે આંચળમાંથી નીકળતું સફેદ પોષક પ્રવાહી; milk: (૨) અમુક વૃક્ષો કે છોડમાંથી નીકળતો દૂધ જેવો પદાર્થ; milky juice oozing out from certain trees and plants: **–પાક,** (પું.) દૂધ, ચોખા અને સાકરની એક સ્વાદિષ્ટ પ્રવાહી વાની; a tasteful liquid article of food containing milk, rice and sugar: **–ભાઈ,** (પું.) મા એક જ હોય એવો ભાઈ; a step-brother having the same mother, a foster-brother.
**દૂધિયા,** (વિ.) (પું. બ. વ.) દૂધ જેવા સફેદ; milk-white (teeth): (૨) ધાવણા બાળકના (દાંત); of a suckling child (teeth): **દૂધિયું,** (વિ.) દૂધ દેતું, દુધાળ; milch. (૨) દૂધ જેવું સફેદ; milk-white: (૩) તાજું, નવું; fresh, new: (૪) મૂળ યા શરૂઆતનું; of the origin or beginning: (૫) (ન.) જુઓ **દૂધી.**
**દૂધી,** (સ્ત્રી.) કોળાના વર્ગની, શાક તરીકે ઉપયોગી એક વનસ્પતિ, a kind of gourd.

**દૂપટ**, (વિ.) બેગણું, બેવડું; twofold; double.
**દૂબળું**, (વિ.) નબળું, કમજોર; weak, powerless: (૨) પાતળું, લોહીમાંસ વિનાનું: thin, lacking in blood and flesh.
**દૂબળો**, (પું.) દક્ષિણ ગુજરાતનો આદિવાસી જાતનો પુરુષ; an aboriginal man of south Gujarat: (૨) એવો ખેતમજૂર; such a serf or farm-labour.
**દૂભવવું, દૂભાવવું**, (સ. ક્રિ.) ત્રાસ આપવો, વ્યથિત કરવું; to tease, to afflict, to annoy: (૨) માનસિક વ્યથા કરવી; to agonise: (૩) મનદુઃખ થાય એમ કરવું, to hurt the feelings of: (૪) નારાજ કે નિરાશ કરવું; to displease, to disappoint.
**દૂભાવું**, (અ. ક્રિ.) સંતાપ થવો વગેરે; (જુઓ **દૂભવવું**) to be afflicted, etc.
**દૂમો**, (પું.) જુઓ **ડૂમો**.
**દૂર**, (વિ.) આઘું, વેગળું, distant, remote, far, far away or off:(૨)(અ.) આઘે, વેગળે, at a distance, remotely: **-અંદેશ, દૂરંદેશ**, (વિ.) અગમચેતીવાળું, ડહાપણવાળું; cautious, foresighted,prudent: **-અંદેશી, દૂરંદેશી**, (સ્ત્રી.)અગમચેતી,ડહાપણ, cautiousness, prudence: **-અંદેશો, દૂરંદેશો**, (પું.) અગમચેતી, ડહાપણ; **-ગામી**, (વિ.) લાંબા અંતર સુધી જાય એવું; far-reaching, far-going: (૨) વ્યાપક અસર કરે એવું; having wide-spread effect: **-દર્શી**, (વિ.) દૂરંદેશી; foresighted: (૨) લાંબા અંતર સુધી જોઈ શકે એવુ; having ability to see distant things, etc.. **-દષ્ટિ**, (સ્ત્રી.) દૂરદેશી; foresight: લાંબા અતર સુધી જતી નજર; far-reaching sight: **-બીન**, (ન.) દૂરદર્શક યંત્ર, a telescope, a binocular: **-વર્તી**, (વિ.) દૂર રહેલું કે આવેલું; lying or situated far away, remote: **-સ્થ**, (વિ.) જુઓ **દૂરવર્તી**.
**દૂરી**, (સ્ત્રી.) ગંજીફાનું 'બે'ની સંજ્ઞાવાળું પાનું; the card of a set of playing cards bearing the symbol 'two'.
**દૂર્વા**, (સ્ત્રી.) એક પ્રકારનું પવિત્ર ઘાસ; a kind of sacred grass.
**દૂષક**, (વિ.) ખામી કે દોષ કાઢનારું; fault-finding: (૨) ટીકાખોર; unduly critical: (૩) દોષકારક; polluting, spoiling: (૪) કલંક કે લાંછન લગાડનારું; stigmatizing.
**દૂસરું**, (વિ.) બીજું; other, second.
**દૂંગો**, (પું.) જુઓ **ડૂંગો**.
**દૂંટી**, (સ્ત્રી.) **દૂંટો**, (પું.)જુઓ **ડૂંટી, ડૂંટો**.
**દૂંડું**, (ન.) **દૂંડો**, (પું.) જુઓ **ડૂંડું, ડૂંડો**.
**દૃક્ (દગ)**, (સ્ત્રી.) નજર, દષ્ટિ; sight: (૨) આંખ; the eye: (૩) બેની સંજ્ઞા, the symbol 'two.'
**દૃઢ**, (વિ.) સ્થિર, પાકું, મજબૂત; stable, firm, strong: (૨) નક્કર; compact: (૩) સ્થિર થયેલું; *settled*: (૪) મક્કમ; firm, determined: (૫) સજ્જડ, tight: (૬) ચોક્કસ, અફર; certain: (૭) ટકાઉ, durable: **-તા**, (સ્ત્રી.) સ્થિરતા, નક્કરતા, વગેરે; stability, firmness, etc.: **-ભાજક**, (પું.) બે અથવા વધારે સંખ્યાનો સૌથી મોટો સાધારણ અવયવ; the highest common factor (arithmetic.
**દશદ**, (પું.) પથરો; a stone.
**દષ્ટ**, (વિ.) જોયેલું, દેખેલું; seen, viewed, observed: (૨) (સ્ત્રી.) નજર; sight.
**દષ્ટાંત**, (ન.) દાખલો, ઉદાહરણ; an example, an illustration· **-કથા**, (સ્ત્રી.) ઉદાહરણરૂપ કથા; a parable.
**દષ્ટિ**, (સ્ત્રી.) નજર, sight: (૨) જોવાની શક્તિ; the power of seeing, vision: (૩) આંખ; the eye: (૪) ધ્યાન, લક્ષ; attention, heed: (૫) દષ્ટિકોણ; the angle of vision: **-કોણ**, (પું.) અમુક વસ્તુ કે બાબતને જોવાની કે વિચારવાની રીત, the angle of vision: **-દોષ**, (પું.) આંખની ખામી; defect of the

eye: (૨) આંખ વડે થયેલો દોષ કે અપરાધ; a fault caused by sight' (૩) નજરચૂક; faulty seeing: **-પથ,** (પું.) **-મર્યાદા,** (સ્ત્રી.) જોવાનાં હદ કે મર્યાદા, the range of seeing or sight: **-પાત,** (પું.) જોવું તે, seeing sight: (૨) અકસ્માત્ જોવુ તે; an accidental glance or sight: **-બિંદુ,** (ન.) દષ્ટિકોણ, મતવ્ય. angle of vision, opinion, belief.

**દેકારો,** (પું.) આક્રમક પોકાર; an aggressive shout: (૨) ઘોંઘાટયુક્ત ધમાલ, a rowdy commotion.

**દેખત,** (અ.) રજૂ થાય એજ સમયે, જોતાંવેંત, on presentation, at sight: **દેખતું,** (વિ.) જોવાની શક્તિવાળું; having the power of seeing: (૩) વિચારવંત, સમજુ; sensible, thoughtful, prudent, judicious.

**દેખરેખ,** (સ્ત્રી.) તપાસ, સંભાળ; supervision, watch, care: (૨) વાલીપણું; guardianship. (view; to behold.

**દેખવું,** (સ ક્રિ.) જોવુ; to see, to

**દેખા,** (સ્ત્રી) પ્રત્યક્ષ થવું-દેખાવુ તે; appearance, sight

**દેખાડ,** (પું.) **દેખાડો,** (પું.) દેખાડવું-રજૂ કરવું તે, presentation: (૨) ડોળ; false or deceitful show, pretence.

**દેખાડવું,** (સ. ક્રિ.) બતાવવું, રજૂ કરવુ; to show, to present: (૨) પ્રદર્શન કરવું, to exhibit: (૩) સંભોગ માટે નરપશુને માદાપશુ પાસે લઈ જવો; to take or bring a male-beast to a female one for intercouse: (૪) હથિયાર, આંખ વગેરે બતાવીને ધમકી આપવી; to threaten by showing a weapon or by an angry glance.

**દેખાદેખી,** (સ્ત્રી.) મૂર્ખાઈભર્યું અનુકરણ, foolish imitation: (૨) (અ.) મૂર્ખાઈભરી રીતે; foolishly, senselessly.

**દેખાવ,** (પું.) દશ્ય; sight, view, appearance: (૨) આકૃતિ, આકાર; a figure, an aspect, a shape: (૩) ડોળ, ખોટો દેખાવ; pretence, false show.

**દેખાવડું,** (વિ.) આકર્ષક, રૂપાળું, સુંદર; attractive, handsome, beautiful.

**દેખાવું,** (અ ક્રિ) જણાવું, નજરે પડવું, સૂઝવું; to appear, to seem, to look, to be perceived.

**દેખીતું,** (વિ.) ખુલ્લું, પ્રત્યક્ષ, સ્પષ્ટ, open, obvious, manifest' (૨) કેવળ બાહ્ય દેખાવ પૂરતું, ભ્રામક, અવાસ્તવિક; only apparent, illusory, unreal.

**દેગ (દેગડો),** (પું.) ધાતુનું મોટું રાંધવાનુ વાસણ; a large metallic cooking pot: **દેગ (દેગડી),** (સ્ત્રી.) એવું નાનું વાસણ; such a smaller pot.

**દેજ (દહેજ),** (સ્ત્રી.) (ન) વરપક્ષ તરફથી કન્યાને મળતી ઘરેણાં, કપડાં વગેરેની ભેટ, the gift of ornaments. clothes given to the bride by the bridegroom's party: (૨) કન્યા મેળવવાની કિંમત; the price of having a bride.

**દેડકી,** (સ્ત્રી.) દેડકાની માદા; a female frog: **દેડકું,** (ન.) ખાસ કરીને ચોમાસામાં ભેજવાળી જમીનમા થતુ એક પ્રાણી; a frog: **દેડકો,** (પું.) દેડકું, a male frog.

**દેણુ,** (ન.) કરજ, ઋણ, દેવું, debt (૨) ઉપકારનો ભાર; burden of obligation: (૩) સરકારને ભરવાની રકમ વગેરે, money, etc. to be paid to the government: **-ગી,** (સ્ત્રી.) ભેટ, બક્ષિસ; a gift, a present: (૨) દાન; donation: **-દાર,** **દેણિયાત,** (વિ.) દેવાદાર, indebted: **દેણું,** (ન) કરજ, દેવું; debt.

**દેદાર,** (પું.) જુઓ **દીદાર.**

**દેદીપ્યમાન,** (વિ.) તેજસ્વી, ખૂબ પ્રકાશતું, ઝગઝગતુ; shining brightly, blazing, resplendent.

**દેન**, (સ્ત્રી.) શક્તિ, મગદૂર, પડકારવાની શક્તિ; power strength, challenging power
**દેય**, (વિ.) આપી શકાય એવું, આપવા યોગ્ય; capable of being given, worth giving.
**દેર**, (પું.) પતિનો નાનો ભાઈ, દિયર; husband's younger brother.
**દેર**, (સ્ત્રી.) વાર, વિલંબ, ઢીલ; delay, procrastination.
**દેરડી**, (સ્ત્રી.) નાનુ મંદિર; a small temple
**દેરાણી**, (સ્ત્રી.) દિયરની પત્ની; the wife of husband's younger brother.
**દેરાસર**, (ન.) ઘરમા દેવોને રાખવાનું સ્થળ; the place where deities or Gods are kept in a house: (૨) જૈનોનું મંદિર, a Jain temple.
**દેરાસરી**, (વિ.) (જૈન) મંદિરમાં જઈ પૂજા કરવાના પંથનું; belonging to the cult of worshipping at a temple (Jainism).
**દેરી**, (સ્ત્રી.) નાનું મંદિર; a small temple.
**દેરું**, (ન.) મંદિર; a temple: (૨) નાનું મંદિર; a small temple.
**દેવ**, (પું.) આરાધ્ય કે દૈવી સત્વ, સુર, દેવતા; a divine being, a god, a deity: (૨) પરમેશ્વર, the supreme being: (૩) (માનાર્થે) શેઠ, સ્વામી, રાજા; a master, a lord, a king: **–ઋણ**, (ન.) દેવો પ્રત્યેનુ ઋણ, indebtedness to gods: **–કન્યા**, (સ્ત્રી.) દેવની પુત્રી; a god's daughter: (૨) અત્યંત સુંદર અને સદ્‌ગુણી કન્યા; a highly beautiful and virtuous girl.
**દેવડી**, (સ્ત્રી.) જુઓ **ડોઢી**: (૨) ચોકીનુ થાણું; a watch-post, a police station: (૩)સાધુસંન્યાસી વગેરેની સમાધિ; a small temple at the burial place of a saint, etc.
**દેવતા**, (પું.) દેવ; a god, a deity: (૨) અગ્નિ; fire: (૩) (સ્ત્રી.) દેવી, a goddess: **–ઈ**, (વિ.) દૈવી; divine.
**દેવદર્શન**, (ન.) ભક્તિભાવથી દેવનું દર્શન કરવું તે, a devotional viewing of a god. (૨) મંદિરે જવું તે; a visit to a temple.
**દેવદાર, દેવદારુ**, (ન.) એક પ્રકારનું ચીડના વર્ગનું ઝાડ; a kind of pine: (૨) એનું લાકડું; its wood.
**દેવદાસી**, (સ્ત્રી.) (દક્ષિણ ભારતમાં) દેવાર્પણ કરેલી કુંવારી કન્યા કે સ્ત્રી; (in south India) a virgin dedicated to a god
**દેવદિવાળી**, (સ્ત્રી.) કાર્તિકી પૂર્ણિમાનું હિંદુઓનું પર્વ; the Hindu festival held on the full-moon day in the month of Kartika.
**દેવદૂત**, (પું.) દેવનો સંદેશાવાહક; a divine messenger, an angel.
**દેવનાગરી**, (વિ.) (સ્ત્રી.) સંસ્કૃત અથવા બાળબોધ લિપિ; the Sanskrit or the Balabodha script.
**દેવભાષા**, (સ્ત્રી.) દેવોની ભાષા, સંસ્કૃત ભાષા; the language of the gods, the Sanskrit language.
**દેવભૂમિ**, (સ્ત્રી.) સ્વર્ગ, the heaven.
**દેવમંદિર**, (ન.) દેવદેવીનું સ્થાન, દેરું; a temple.
**દેવર**, (પું.) જુઓ **દિયર, દેર**.
**દેવર્ષિ**, (પું.) દૈવી ગુણોવાળા ઋષિ; a divine sage: (૨) નારદઋષિ, the sage Narada.
**દેવલાં**, (ન. બ. વ.) ઘરની અંદરના મંદિરમાં પધરાવેલા દેવોની મૂર્તિઓ; the idols of household deities.
**દેવલોક**, (પું.) સ્વર્ગ; heaven.
**દેવસ્થાન**, (ન.) દેવમંદિર, a temple
**દેવળ**, (ન.) દેવમંદિર: (૨) ખ્રિસ્તીઓનું દેરું, a church
**દેવાદાર**, (વિ.) ઋણી; કરજદાર; indebted.
**દેવાધિદેવ**, (પું.) પરમેશ્વર, the supreme being.
**દેવાલય**, (ન.) જુઓ **દેવમંદિર**.

**દેવાવું**, (અ. ક્રિ.) બંધ થવું, અટકી જવું; to be shut, to be stopped: (૨) ખલાસ થવું, to be exhausted: (૩) પાયમાલ થવું; to be ruined.

**દેવાળિયું**, (વિ.) નાદાર, દેવું ચૂકવવા અશક્ત; bankrupt, insolvent: **દેવાળિયો**, (પુ.) નાદાર માણસ; a bankrupt or insolvent person: **દેવાળું**, (ન.) દેવું ચૂકવવાની અશક્તિ, નાદારી, bankruptcy, insolvency.

**દેવી**, (સ્ત્રી.) દેવની પત્ની, the wife of a God: (૨) દૈવી સ્ત્રી, દિવ્ય શક્તિ; a goddess: (૩) રાણી; a queen: (૪) (માનાર્થે) સ્ત્રી; (in reverence) a woman.

**દેવું**, (સ. ક્રિ.) આપવું, સોંપવું; to give, to entrust. (૨) બંધ કરવું, વાસવું; to close, to lock, to shut: (૩) મારવું, ઠોકવું; to strike, to knock.

**દેવું**, (ન.) ઋણ, કરજ; a debt.

**દેશ**, (પું.) રાષ્ટ્ર, કોઈ પ્રજાની માતૃભૂમિ; a country, a nation's motherland: (૨) પ્રદેશ, મુલક; region, territory: (૩) ક્ષેત્ર, જગા, અવકાશ; a field, a place, space: (૪) ભાગ, વિભાગ; a part, a department: **-કાલ, -કાળ,** (પું.) સમય અને સ્થળ; time and place: (૨) વર્તમાન યુગ કે સમય, the present age or time: (૩) વર્તમાન જીવનક્રમ કે સામાજિક વ્યવસ્થા; the present mode of life or social order: **-દાઝ,** (સ્ત્રી.) પોતાના દેશ માટેની લાગણી, સ્વદેશાભિમાન; feelings for one's motherland, patriotism: **-દ્રોહ,** (પું.) પોતાના દેશ પ્રત્યે બેવફાઈ; betrayal of one's own country: **-દ્રોહી,** (વિ.) દેશ પ્રત્યે બેવફાઈ કરનારું; betraying or treacherous to one's own country: **-નિકાલ,** (પુ.) કોઈ વ્યક્તિને દેશમાંથી હાંકી કાઢવી તે; exile, banishment, transportation: **-ભક્ત,** (પું.) દેશ પ્રત્યે ભક્તિભાવ ધરાવનાર, a patriot: **-ભક્તિ,** (સ્ત્રી.) દેશ પ્રત્યેનો ભક્તિભાવ; patriotism: **-વટો,** (પું.) જુઓ દેશનિકાલ અને દેશાટન: (૨) પરદેશમા વસવાટ; settlement in a foreign country.

**દેશાઈ**, (પું.) રાજાશાહીમાં, ગામડા અથવા તાલુકાનો અધિકારી અને જમીનદાર; a land-owner cum officer in a village or district under a monarchy: (૨) એક અટક; a kind of surname: **-ગીરી,** (સ્ત્રી.) દેશાઈના પદ, સત્તા અને અધિકારો; the office, powers and rights of a land-owner cum village or district officer: (૨) રાજ્ય તરફથી એને મળતાં જમીન, રોકડ રકમ વગેરેની ભેટો; the gifts of land, money, etc. given to him by the state.

**દેશાચાર**, (પું.) દેશનાં કે રાષ્ટ્રીય આચાર કે જીવનક્રમ; the customs and traditions of a country, national way of life.

**દેશાટન**, (ન.) પરદેશોનો પ્રવાસ; travelling in foreign countries.

**દેશાભિમાન**, (ન.) પોતાના દેશ માટેનાં અભિમાન કે ગૌરવ; constructive pride for one's country, patriotism: **દેશાભિમાની**, (વિ.) એવી ભાવનાવાળું; patriotic.

**દેશાવર**, (પું.) **દેશાંતર**, (ન.) પરદેશ; a foreign country.

**દેશી**, (વિ.) દેશનું; native: (૨) સ્વદેશી, દેશમાં ઉત્પન્ન થતું કે બનતું, તળપદું; of or pertaining to one's country, indigenous: (૩) (પું.) સ્વદેશનો રહેવાસી; a native of one's country, a fellow countryman: (૪) (સ્ત્રી.) તળપદી ભાષા, પ્રાકૃત ભાષાનો એક પ્રકાર; regional or local language or dialect, a kind of Prakrita

dialect: (૫) એક પ્રકારની રાગિણી; a kind of a musical sub-mode:
**દેશીય,** (વિ.) સ્વદેશી, દેશનુ, સ્થાનિક; native, local regional, indigenous.
**દેશોન્નતિ,** (સ્ત્રી.) દેશનાં ઉન્નતિ અને આબાદી; progress and prosperity of one's country.
**દેસાઈ, દેસાઈગીરી,** જુઓ દેશાઈ.
**દેહ,** (પું.) શરીર, કાયા; the body or the physical frame of an animate being: **–ત્યાગ,** (પું.) મૃત્યુ; death: (૨) સ્વેચ્છાએ મૃત્યુ પામવું તે; voluntary death: **–દમન,** (ન.) શારીરિક તપ, શરીરનું દમન; penance by physical austerities: **–દંડ,** (ન) જુઓ **દેહદમન:** (૨) શારીરિક શિક્ષા; corporal punishment: **–ધર્મ,** (પુ.) શરીરના ગુણધર્મ; the natural corporal qualities: **–ધારણ,** (ન.) જન્મવું તે; the act of being born: (૨) દેહ ટકાવી રાખવો–જીવવું તે; the act of living or existing: **–ધારી,** (વિ.) દેહ-યુક્ત, શરીરી; corporal, embodied: **–પાત,** (પું.) મૃત્યુ; death: **–લગ્ન,** (ન.) કેવળ વાસના પર નિર્ભર લગ્ન, પ્રેમની ભાવના વિનાનું લગ્ન, a marriage based only on sensuality, a marriage without sentiments of love.
**દેહલિ, દેહલી,** (સ્ત્રી.) બારણાનો ઉંબરો; a threshold, the raised basic part of a door or an entrance.
**દેહાત,** (સ્ત્રી.) ગ્રામપ્રદેશ; rural region: (૨) ગામડું; a village: **દેહાતી,** (વિ.) ગામડાનું, ગ્રામ્ય; rural, rustic: (૨) (પું) ગામડાનો વતની; a villager.
**દેહાંત,** (પુ.) શરીરાવસ્થાનો અંત, મૃત્યુ; end of corporal state, death: **–દંડ,** (પુ.) મોતની સજા; capital or death sentence.
**દેહી,** (વિ) શરીરધારી, corporal, embodied: (૨) (પુ) શરીરધારી (મુક્ત નહિ) આત્મા, embodied (not free) soul.
**દૈંડવું,** (ન) જળસાપ; a water-snake.
**દૈત્ય,** (પુ.) દાનવ, રાક્ષસ; a demon, a *monster, a giant.*
**દૈનિક,** (વિ.) રોજ થતું, બનતું કે પ્રકાશન પામતું; daily: (૨) (ન.) રોજ પ્રકાશન પામતું છાપું, a daily newspaper.
**દૈન્ય,** (ન.) દીનતા, humility. (૨) કંગાલિયત, ગરીબી, wretchedness, poverty
**દૈવ,** (વિ.) દેવોને લગતું, દૈવી; divine: (૨) (ન.) ભાગ્ય, નસીબ; destiny, fate. **–ગતિ,** (સ્ત્રી.) ભાગ્યની ગહન ગતિ, the mysterious turn or course of destiny: **–જોગ,** (પું.) ભાગ્યનો સંયોગ; a stroke of luck: (૨) અણધાર્યો લાભ કે અણધારી સારી તક; an accidental gain or good chance: **–જ્ઞ,** (પુ.) ભવિષ્યવેત્તા, જ્યોતિષશાસ્ત્રી, a fortune-teller, an astrologer: **–ત,** (ન) બળ, તાકાત, ખમીર; strength, power, might: (૨) તેજ, lustre: (૩) દૈવીશક્તિ; divine power: (૪) સાર, સત્ત્વ; essence, cream: **–યોગ,** (પું.) જુઓ **દૈવજોગ, દૈવાધીન,** (વિ) ભાગ્યને આધીન, ભાગ્ય પાસે લાચાર; subject to destiny, helpless before destiny: **દૈવી,** (વિ.) દેવોનું કે એમને લગતું; divine: (૨) અલૌકિક, ચમત્કારિક; super-mundane, miraculous: (૨) આકસ્મિક, ભાગ્યને આધીન; accidental, dependent on destiny.
**દૈશિક,** (વિ.) દેશનું કે એને લગતું, પ્રાદેશિક; of or pertaining to a country, regional, provincial, territorial (૨) (પું.) ગુરુ, ભોમિયો, જાણકાર; a preceptor, a guide, a knower an expert.
**દૈહિક,** (વિ) શરીરનુ કે એને લગતું; bodily, corporal
**દો,** (વિ.) બે; two: **–આબ,** (પું) બે નદીઓ વચ્ચેનો પ્રદેશ; a region between two rivers.

**દોકડો,** (પું.) રૂપિયાનો સોમો ભાગ; one-hundredth part of a rupee: (૨) વ્યાજનો બાર ટકાનો દર; the rate of interest at twelve percent: (૩) (મૂલ્યાંકન માટેનો) ગુણ; a mark (for valuation).

**દોજખ,** (ન.) નરક, hell: (૨) મૃત્યુ બાદ પાપીને સજા કરવાનું કલ્પિત સ્થળ; the imaginary infernel region where sinners are supposed to be punished after death: (૩) કોઈ પણ યાતનામય સ્થળ; any woeful place.

**દોટ,** (સ્ત્રી.) દોડવાની ક્રિયા; the act of running: (૨) ઉતાવળ; hurry: (૩) તાત્કાલિક ઉપાય કે પગલાં; prompt measures. **દોટાદોટ,** (સ્ત્રી.) જુઓ **દોડાદોડ.**

**દોટી,** (સ્ત્રી.) એક પ્રકારનું કાપડ; a kind of cloth: (૨) કન્યાના પિતાને વેવાઈ તરફથી મળતી ભેટો; presents given by the bridegroom's father to the bride's father.

**દોઠું,** (ન.) એક પ્રકારની જાડી પૂરી; a kind of thick edible cake.

**દોડ,** (સ્ત્રી.) દોડવાની ક્રિયા, રીત કે ઝડપ; the act, mode or speed of running.

**દોડધામ,** (સ્ત્રી) જુઓ **દોડાદોડુ:** (૨) ધમાલ, ધમાચકડી; commotion.

**દોડવું,** (અ. ક્રિ.) ફૂદતે પગે ઝડપથી ચાલવું, નાસવું; to run.

**દોડાદોડ, દોડાદોડી,** (સ્ત્રી.) અવ્યવસ્થિત રીતે જ્યાં ત્યા દોડવું તે; running here and there in a disorderly way: (૨) ઉતાવળ; hurry, haste: (૩) તાત્કાલિક ઉપાય કે પગલાં; prompt measures.

**દોડી,** (સ્ત્રી.) જુઓ **ડોડી, દોડું,** (ન.) જુઓ **ડોડું. દોડો,** (પું.) જુઓ **ડોડો.**

**દોઢ,** (વિ) '૧॥', એક અને અડધું; one and a half: (૨) (સ્ત્રી.) દોઢગણું કરવું તે; the act of making one and a half times: **–ડહાપણ,** (ન.) વધારે પડતું ડહાપણ; over-wisdom: **–ડાહ્યું,** (વિ.) વધારે પડતું ડાહ્યું; overwise: **–વવું,** (સ. ક્રિ.) દોઢગણું કરવું; to make one and a half times: **–વું,** (સ. ક્રિ.) કોર વાળીને સીવવું; to sew by folding edges. (money.

**દોઢિયાં,** (ન. બ. વ.) ધન, પૈસો; wealth,

**દોઢિયું,** (વિ.) જુઓ **દોઢું,** (૨) (ન.) કોર વાળીને સીવેલું; a garment sewn folded edges: (૩) એક જૂનો સિક્કો–પૈસો; an old coin, a pice.

**દોઢી,** (સ્ત્રી.) જુઓ **ડોઢી.**

**દોઢું,** (વિ.) દોઢગણું; one and a half-times, increased by fifty percent.

**દોણી,** (સ્ત્રી.) દૂધ, દહીં, વગેરે રાખવાનું માટીનું વાસણ; an earthen pot for keeping milk, curds, etc.: **દોણું,** (ન.) એવું મોટું વાસણ; a big such pot: (૨) ફાંદ, દોણી જેવું પેટ; a pot-belly. (stand.

**દોત,** (પું.) શાહીનો ખડિયો; an ink-

**દોદરું,** (વિ.) નબળું; weak: (૨) છીર્ણું; worn out: (૩) અધકચરું ખાંડેલું; semi-pounded.

**દોદણું,** (વિ.) જુઓ **દોદરું.**

**દોપટ,** (વિ.) બેવડું, દૂપટ, બમણું; two-fold, double.

**દોપિસ્તાં,** (ન. બ. વ.) બાળક માટેનું અક્ષર ઘૂંટવાનું જાડું પૂંઠું; an infant's card-board to copy alphabets on.

**દોર,** (પું.) અમલ, સત્તા; sway, power: (૨) ભપકો; pomp: **–દમામ,** (પું.) સત્તા અને ભપકો; power and pomp.

**દોર,** (પું.) દોરડું; a rope: (૨) પતંગની દોરી; the string of a paper-kite: **–ડી,** (સ્ત્રી) દોરી; a string: પાતળું દોરડું; a thin rope: **–ડું,** (ન.) વળ દઈને બનાવેલી જાડી દોરી; a rope: **–ડો,** (પું.) દોરો; a thread.

**દોરવણી,** (સ્ત્રી.) માર્ગદર્શન; guidance.

**દોરવવું**, (સ. ક્રિ.) હાથ પકડીને માર્ગ બતાવવો, to guide, to lead, to direct: (૨) સીવવું; to stitch, to sew.

**દોરવું**, (સ ક્રિ) જુઓ **દોરવવું**, (૨) (લીટીઓ, વગેરે) આંકવું; (lines, etc.) to draw (૩ (આકૃતિ, ચિત્ર, વગેરે) ચીતરવું; (figure, picture, etc.) to draw.

**દોરંગી**, (વિ.) બે રંગવાળું, બે પાસાંવાળું; two-coloured, two-sided, having two aspects (૨) ચંચળ, મનસ્વી; sensitive, self-willed

**દોરિયો**, (પું.) એક જાતનું કાપડ; a kind of cloth: (૨) એક પ્રકારનું ગળાનું ઘરેણું; a kind of neck-ornament.

**દોરી**, (સ્ત્રી) પાતળી રસી, દોરડી; a string. (૨) પતગનો દોર, the string of a paper-kite (૩) અંકુશનું સાધન, લગામ; means of control, bridle: (૪) માપવાની દોરી; a measure-tape: **–સંચાર, –સંચારો**, (પુ.) દોરી ખેચીને પૂતળાને નચાવવાં તે; to cause dolls, etc. to dance by pulling a string: (૨) ગુપ્ત યુક્તિપ્રયુક્તિ; secret intrigue.

**દોરો**, (પુ.) સીવણકામ માટેનો ઝીણો દોર; sewing-thread, thread (૨) એક પ્રકારનું ગળાનું ઘરેણું, a kind of neck-ornament: (૩) કંદોરો, a kind of waist-ornament (૪) મતરેલો દોરો, a charmed string or thread **–ધાગો**, (પું.) મતરેલો દોરો.

**દોલત**, (સ્ત્રી.) ધન, પૈસો, પૂંજી; wealth. money, property: **–મંદ, –વાન**, (વિ) ધનવાન, પૈસાદાર; wealthy, rich.

**દોલન**, (ન.) જુઓ **ડોલન.**

**દોલા**, (સ્ત્રી.) ઝૂલો, હીંચકો, a swing: (૨) ડોળી, પાલખી; a litter, a palanquin: **–યંત્ર**, (ન) એક પ્રકારનું ઔષધી બનાવવાનું માટીના પાત્રનું સાધન; a kind of earthenware apparatus for preparing medicines.

**દોલું**, (વિ.) ભોળું; simple-hearted: (૨) સખી, ઉદાર; liberal.

**દોશી**, (પુ.) ફેરી કરીને કાપડ વેચનારો, a cloth-pedlar.

**દોષ**, (પું.) ભૂલ, ચૂક, mistake, error: (૨) ખામી, ખોડખાંપણ; a drawback, defect: (૩) વાંક, ગુનો; fault, crime: (૪) કલંક, લાંછન; blot, stigma, blemish (૫) પાપ, sin **–દર્શી**, (વિ) બીજાના દોષ કાઢવાની ટેવવાળું, fault-finding: **દોષારોપણ**, (ન.) બીજા પર દોષ ચડાવવો તે; accusation: (૨) (વિ) દોષિત, દોષી; અપરાધી, guilty: (૩) પાપી; sinful (૪) કલંકિત; blemished.

**દોસ્ત, દોસ્તદાર**, (પું.) મિત્ર; a friend: **દોસ્તી, દોસ્તદારી**, (સ્ત્રી.) મિત્રાચારી; friendship.

**દોહદ**, (પુ.) (ન) ગર્ભિણી સ્ત્રીની ઉત્કટ ઇચ્છા; keen desire of a pregnant woman: (૨) ઉત્કટ ઇચ્છા; a keen desire.

**દોહન**, (ન) દોહવુ તે; the act of milking: (૨) સાર, સત્ત્વ; essence, extract.

**દોહરો**, (પું.) એક પ્રકારનો છંદ; a kind (of metre

**દોહવું**, (સ. ક્રિ.) માદા પ્રાણીના આંચળમાંથી દૂધ કાઢવું; to milk: (૨) સત્ત્વ કે સાર કાઢવાં; to extract essence.

**દોહિતર, દોહિત્ર**, (પું.) પુત્રીનો પુત્ર; a daughter's son, a grandson.

**દોહ્યલું**, (વિ) મુશ્કેલ, અઘરું; difficult, tough: (૨) (ન.) સંકટ, ઉપાધિ, દુઃખ; trouble, misery.

**દોંગાઈ**, (સ્ત્રી) લુચ્ચાઈ; cunningness.

**દોંગું**, (વિ.) લુચ્ચું, ધૂર્ત, cunning, deceitful: (૨) ઉદ્ધત, rude (૩) જાડું, માંસલ; fat, fleshy.

**દૌર્બલ્ય**, (ન) નબળાઈ, દુર્બળતા, weak-(ness

**દૌર્ભાગ્ય**, (ન.) કમનસીબી, misfortune.

**દૌહિત્ર**, (પું.) જુઓ **દોહિતર.**

**દૌહિત્રી,** (સ્ત્રી.) પુત્રીની પુત્રી; a daughter's daughter, a granddaughter.

**દ્યાવાપૃથિવી,** (ન. બ. વ ) આકાશ અથવા સ્વર્ગ અને પૃથ્વી; the heaven and the earth.

**દ્યુતિ,** (સ્ત્રી ) કાંતિ, તેજ, lustre, splendour, brightness.

**દ્યુલોક,** (પું.) સ્વર્ગ; the heaven.

**દ્યૂત,** (ન.) જુગાર, જૂગટું; gambling.

**દ્યોત,** (પુ.) જુઓ **દ્યુતિ** **–ક,** (વિ.) પ્રકાશમાં લાવનારું, દર્શક, સૂચક; bringing into light, showing, suggesting, expressing.

**દ્યૌ,** (સ્ત્રી.) આકાશ; the sky (૨) સ્વર્ગ; the heaven.

**દ્રવ,** (પું.) ઝરવુ કે ગળવું તે, the act of oozing: (૨) ઝરેલું પ્રવાહી; oozed liquid or juice: **–વું,** (અ ક્રિ ) ઝરવુ; to ooz : (૨) ઓગળવુ, પીગળવું; to melt: (૩) હૃદયમા કોમળ લાગણી થવી; to have a tender feeling in the heart.

**દ્રવિડ,** (પું ) દક્ષિણ ભારતના અમુક પ્રદેશનુ પ્રાચીન નામ, ancient name of a certain region of South India: (૨) એ પ્રદેશનો વતની; an inhabitant of that region.

**દ્રવિત, દ્રવીભૂત,** (વિ.) દ્રવેલું; oozed: (૨) ગદ્ગદ થયેલું, tenderly affected with pity, etc.

**દ્રવ્ય,** (ન.) નાણું, ધન, પૈસો; wealth, money: (૨) પદાર્થ, મૂળ વસ્તુ; an unmixed substance or thing: (૩) મૂળતત્ત્વ; the original or basic element or matter: **–વાચક,** (વિ.) (વ્યા.) પદાર્થસૂચક (નામ), material (nown).

**દ્રષ્ટા,** (પુ.) જોનારો, one who sees or witnesses: (૨) જીવાત્મા; the embodied soul

**દ્રાક્ષ,** (સ્ત્રી.) એક પ્રકારનું ફળ; a grape: **–લતા,** (સ્ત્રી.) દ્રાક્ષની વેલ, a grapevine **દ્રાક્ષાસવ,** (પું ) દ્રાક્ષનો ઔષધીય આસવ; medicinal grape-wine.

**દ્રાવ,** (પું.) જુઓ **દ્રાવણ, –ક,** (વિ.) ઓગાળીને પ્રવાહીરૂપમાં લાવે એવું; solvent, liquifying: (૩) (ન ) ઘનપદાર્થને સહેલાઈથી ઓગાળવા માટેનો પદાર્થ; a flux, a solvent substance: **–ણ,** (ન.) ઘનપદાર્થનું પ્રવાહીરૂપ; a solution.

**દ્રાવિડ,** (વિ ) દ્રવિડ દેશનું, (જુઓ દ્રવિડ); of the Dravid region: (૨) જુઓ દ્રવિડ નં. (૨).

**દ્રાવ્ય,** (વિ.) પ્રવાહીમાં ઓગળે એવું, soluble.

**દ્રુત,** (વિ.) ઝરેલું, ટપકેલું; oozed, having come out by drops: (૨) ઝડપી, ઉતાવળું, swift, hasty.

**દ્રુમ,** (ન.) વૃક્ષ, ઝાડ; a tree.

**દ્રોણ,** (પુ.) એક મહાન ઋષિ, પાંડવો અને કૌરવોના ગુરુ; a great sage, the preceptor of the Pandavas and the Kauravas (૨) એક પ્રકારનું વજનનું માપ; measure of weight:(૩) પાંદડાનો દડિયો; a cup made of leaves.

**દ્રોહ,** (પું ) દગોફટકો, બેવફાઈ; fraud, betrayal, treachery: (૨) ઈર્ષા, malice, envy: (૩) વેરભાવ; enmity, revenge, grudge: **દ્રોહી,** (વિ.) દગાખોર, બેવફા, treacherous, faithless: (૨) દ્વેષી, વેરભાવવાળું, ઈર્ષાળુ; grudging, revengeful, malicious.

**દ્વય,** (વિ.) ૨, બે; 2, two.

**દ્વંદ્વ,** (ન.) બેની જોડ; a pair, a couple: (૨) ઝઘડો; a strife, a quarrel (૩) જુઓ **દ્વંદ્વસમાસ** (૪) જુઓ **દ્વંદ્વયુદ્ધ, –યુદ્ધ,** (ન.) બે વ્યક્તિઓ વચ્ચેનું યુદ્ધ, a duel, a fight between two persons: **–સમાસ,** (પું.) એક પ્રકારનો બે અથવા વધારે શબ્દોને જોડતો સમાસ; a kind of compound joining two or more words: **દ્વંદ્વાતીત,** (વિ.) બે વિરોધી ગુણોની અસરથી મુક્ત, માયાના દ્વંદ્વથી મુક્ત; free from the effect of two opposite qualities, free from the dualism of illusion.

**દ્વાદશ,** (વિ.) '૧૨', બાર; '12', twelve: **દ્વાદશી,** (સ્ત્રી.) હિંદુ પંચાંગની બારમી તિથિ; the twelfth day of each of the two fortnights of the Hindu almanac.

**દ્વાપર,** (પું.) હિંદુ પુરાણોના ચાર યુગોમાંનો ત્રીજો યુગ; the third of the four ages according to the Hindu mythology.

**દ્વાર,** (ન.) બારણું, પ્રવેશદ્વાર, દરવાજો; a door, an entrance, a gate

**દ્વારપાલ, દ્વારપાળ,** (પું.) દરવાન; a door-keeper, a gate-keeper.

**દ્વારા,** (અ.) મારફતે, કોઈને વચ્ચે રાખીને; through, through the agency of.

**દ્વિઅર્થી,** (વિ.) બે અર્થવાળું, having double meaning: (૨) અસ્પષ્ટ, સંદિગ્ધ; ambiguous, equivocal.

**દ્વિગુ,** (પું.) (વ્યા.) એક પ્રકારનો સમાસ; (grammar) a kind of compound.

**દ્વિગુણ,** (વિ.) બેવડું, બમણું; twofold, double.

**દ્વિજ,** (વિ.) બે વાર જન્મેલું; twice-born: (૨) (પું.) બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જાતિની વ્યક્તિ, a person belonging either to the Brahmin or Kshatriya or the Vaishya caste: (૩) દાંત; a tooth: (૪) પક્ષી, અંડજ પ્રાણી; a bird, an oviparous animal.

**દ્વિતીય,** (વિ.) બીજું; second.

**દ્વિદલ, દ્વિદળ,** (વિ.) (અનાજનો દાણો, વગેરે.) બે ફાડવાળું; (of a grain of corn) having or divided into two parts or layers: (૨) (ન.) એવું અનાજ, કઠોળ; such corn, pulse.

**દ્વિધર્મી,** (વિ.) બે ગુણવાળું, having two or double qualities.

**દ્વિધા,** (અ.) બે રીતે, in two ways: (૨) (સ્ત્રી.) જુઓ **દુવિધા.**

**દ્વિપ,** (પું.) હાથી, an elephant.

**દ્વીપ,** (પું.) ટાપુ; an island: **–કલ્પ,** (પું.) ત્રણ બાજુએ પાણી હોય એવાં જમીન કે પ્રદેશ; a peninsula.

**દ્વિપદ,** (વિ.) બે પગવાળું, two-footed: (૨) (ગ.) (maths.) binomial

**દ્વિરેફ,** (પું.) ભ્રમર; a wasp.

**દ્વેષ,** (પું.) ઈર્ષા, malice, envy: (૨) વેરભાવ, enmity: (૩) ઘૃણા, તિરસ્કાર; repulsion, dislike, hatred: **–ભાવ,** (પું.) ઈર્ષા, વગેરેની લાગણી, the feeling of malice, hatred, etc.: **દ્વેષી,** (વિ.) ઈર્ષા વગેરેની લાગણીવાળું; malicious, repulsive, etc.

**દ્વૈત,** (ન.) બે પાસાં હોય એવી સ્થિતિ; the quality of having two aspects or sides, duality: (૨) ભેદ, ભિન્નતા; disagreement, difference, diversity: (૩) વિસંવાદિતા, કુમેળ; discord, disagreement: (૪) જુઓ **દ્વૈતભાવ: –ભાવ,** (પું.) જગત અને ઈશ્વર ભિન્ન છે એવી માન્યતા કે ભાવ; dualism: **–મત,** (પું.) (ન.) **–વાદ,** (પું.) ઉપરોક્ત માન્યતા પર નિર્ભર મત કે સિદ્ધાંત; the principle or theory of dualism **–વાદી,** (વિ.) દ્વૈતવાદનું કે એને લગતું, of or pertaining to the principle of dualism, dualistic: (૨) (વિ.) (પું.) દ્વૈતવાદમાં શ્રદ્ધા ધરાવનાર; (a person) having faith in the principle of dualism: **દ્વૈતાદ્વૈત,** (ન.) દ્વૈત અને અદ્વૈત; dualism and non-dualism: (૨) ભિન્નતા, વિસંવાદિતા, difference, discord.

**દ્વૈમાસિક,** (વિ.) દર બે માસે થતું કે આવતું; bi-monthly: (૨) (ન.) એવું સામયિક; a bi-monthly periodical.

## ધ

**ધ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો ઓગણીસમો વ્યંજન; the nineteenth consonant of the Gujarati alphabet

**ધકમક,** (સ્ત્રી.) ઉતાવળ; haste, hurry.

**ધકાવવું,** (સ. ક્રિ.) આગળ ધકેલવું; to push forward: (૨) ઉતાવળે કે પૂરઝડપે ચાલુ રાખવું; to continue hurriedly or at full speed.

**ધકેલવું,** (સ. ક્રિ.) ધક્કો મારવો; to push, to give a jerk or jolt: (૨) બેદરકારીથી અથવા અવ્યવસ્થિત રીતે ચાલુ રાખવું કે આગળ ચલાવવું; to continue or proceed carelessly or in a disorderly way.

**ધક્કંધક્કા, ધક્કાધક્કી,** (સ્ત્રી.) આપસ-આપસમાં ધક્કા મારવા તે; the act of giving pushes or jerks mutually: (૨) ભારે ભીડ; intensely crowded state.

**ધક્કામુક્કી,** (સ્ત્રી.) ધક્કા અને મુક્કાથી ઝપાઝપી કે મારામારી, a fight marked with pushes and blows.

**ધક્કો,** (પું.) હડસેલો; a push, a jerk, a jolt: (૨) હાનિ, નુકસાન; damage, loss: (૩) ફેરો; a turn, a round, an errand: (૪) ડક્કો, માલ ચડાવવા કે ઉતારવા માટેનું સ્થળ; a wharf, a place for loading and unloading goods.

**ધખધખવું,** (અ. ક્રિ.) જુઓ **ધગધગવું.**

**ધખમખ,** (સ્ત્રી.) જુઓ **ધકમક.**

**ધખવું,** (અ. ક્રિ.) જુઓ **ધગધગવું**: (૨) (સ. ક્રિ.) ગુસ્સાથી ઠપકો આપવો, to scold angrily.

**ધખારો,** (પુ.) ગરમી; heat: (૨) બાફ; uneasiness due to heat and closeness: (૩) તપારો; burning sensation due to hot weather: (૪) ઝંખના, મનદુઃખ, yearning, agony.

**ધગધગવું,** (અ ક્રિ.) જોરથી બળવું; to burn intensely: (૨) ખૂબ ગુસ્સે થવું; to be highly enraged: (૩) ખૂબ ગરમ થવું; to become very hot.

**ધગવું,** (અ. ક્રિ.) જુઓ **ધગધગવું.**

**ધગશ,** (સ્ત્રી.) તમન્ના, ઉમંગ, ઉત્સાહ; intense will or eagerness to do something, zeal, enthusiasm.

**ધજ,** (વિ.) ઉત્તમ; best: (૨) આકર્ષક અદાવાળું; elegant, graceful: (૩) શક્તિશાળી, મજબૂત; powerful, strong: (૪) ઉગ્ર, જોશીલું; intense, forceful.

**ધજા,** (સ્ત્રી.) વાવટો, નિશાન; a flag, a banner, an ensign: **–ગરો,** (પું.) ધજાનો દંડ; a flag-staff. (૨) ધજા ધારણકરનાર; a flag-bearer: **–પતાકા,** (સ્ત્રી. બ. વ.) મોટી અને નાની ધજાઓ, flags and buntings.

**ધડ,** (ન.) માથા વિનાનું શરીર; the trunk of the body, the body without the head: (૨) મૂળ પાયો; the original base or foundation.

**ધડક,** (સ્ત્રી.) ભય વગેરેથી થતો હૃદયકંપ; the throbbing of the heart due to fright, shock etc.: (૨) ભય, બીક, dread, fright: (૩) ભય વગેરેથી થતો કંપ; shivering due to fright, etc: **–ણ,** (વિ.) બીકણ, ડરપોક, timid, panicky.

**ધડકવું,** (અ. ક્રિ.) ધબકારો થવો; to throb, to palpitate.

**ધડકાર, ધડકારો,** (પું.) જુઓ **ધબકારો**

**ધડકી,** (સ્ત્રી.) કામળો, ધાબળો; a rug, a blanket: (૨) નાનું આસન; a small seat.

**ધડધડ,** (અ.) સતત અને જોરથી પડતું કે અથડાતું હોય એવા અવાજથી; with a sound as if falling or dashing incessantly and violently: **–વું,** (અ. ક્રિ.) એવા અવાજ સાથે પડવું કે અથડાવું; to fall or dash with such sound: (૨) ઓચિંતુ તૂટી પડવું; to collapse suddenly: **ધડધડાટ,** (પુ.) એવો અવાજ; such sound: (૨) (અ.) ઝડપથી, એકદમ; quickly, at once

**ધડંધડા,** (સ્ત્રી.) સતત પ્રહાર કરવા તે; the act of giving incessant blows: (૨) મારામારી; a fight.

**ધડાકો**, (પું.) ગર્જના જેવો મોટો અવાજ; a loud thundering sound: (૨) સ્ફોટક અવાજ, ભડાકો; an exploding sound, an explosion: (૩) વિસ્મય પમાડે એવાં વાત કે બનાવ; a highly surprising report or event.

**ધડાધડ**, (અ.) 'સતત', અથવા 'જોરથી અને એકદમ' એવા અર્થ સૂચવતો અવાજ; with a sound suggesting 'incessantly' or 'quickly and violently.'

**ધડાધડી**, (સ્ત્રી.) જુઓ **ધડંધડા**: (૨) ધમાલ; commotion.

**ધડી**, (સ્ત્રી.) એક પ્રકારનું વજનનું માપ; a kind of measure of weight.

**ધડૂકવું**, (અ. ક્રિ.) ગાજવું; to roar: (૨) મોટેથી બૂમ પાડવી; to shout loudly: (૩) ઉગ્ર ઠપકો આપવો; to scold severely.

**ધડો**, (પું.) ત્રાજવાનું અસમતોલપણું; imbalance of weighing scales: (૨) ત્રાજવું સમતોલ કરવા માટે મુકાતું વજન; weight put up or used to balance scales· (૩) બોધપાઠ; a moral lesson: (૪) નિયમ; a rule: (૫) ધોરણ; a standard: (૬) સુસંગતપણું, સ્થિરતા; consistency, stability: (૭) મર્યાદા; limit (૮) ગણના; consideration: (૯) બૂજ, કદર; appreciation: (૧૦) મક્કમતા; firmness.

**ધણ**, (સ્ત્રી.) ગર્ભવતી સ્ત્રી, a pregnant woman.

**ધણ**, (ન.) ઢોરનું ટોળું; a herd of cattle: **-ખૂંટ**, (પું.) પ્રજનન માટેનો ધણનો આખલો; the breeding bull of a herd.

**ધણધણવું**, (અ. ક્રિ.) (ધરતી, વગેરેનું) કંપવું; (of earth, etc.) to quake: (૨) ધણધણ અવાજ થવો; to occur a peculiar hollow sound: **ધણધણ**, (અ.) ધણધણ અવાજથી, with a peculiar hollow sound.

**ધણિયાતું**, (વિ.) ધણી કે માલિકવાળું; owned, possessed, having an owner or master: (૨) માલિકીનું; based on ownership, owned, possessed: **ધણિયાણું**, (ન.) માલિકી, ધણીપણું; ownership· **ધણીયામો**,(પું.) (દક્ષિણ ગુજરાત) આદિવાસી ખેતમજૂરનો માલિક; the master of an aboriginal serf (farm-labour) (in South Gujarat.

**ધણિયાણી**,(સ્ત્રી.)જુઓ**ધણી**.

**ધણી**, (પું.) માલિક, શેઠ; an owner, a master, a lord: (૨) પતિ; the husband: **-ધોરી**, (પું.) માલિક, an owner, a master: (૨) પાલક, રક્ષક; a guardian: **-રણી**, (પું.) એકમાત્ર માલિક; an absolute owner or master: **-વખું**, (વિ.) ધણીને વહાલું; endeared or loved by the owner: (૨) ધણી વિનાનું; ownerless, guardianless: **ધણિયાણી**, (સ્ત્રી.) પત્ની, વહુ; the wife: (૨) માલિક સ્ત્રી; a female owner, a proprietress.

**ધતિંગ**,(ન.) અવ્યવસ્થા, તોફાન; disorder, mischief (૨) પોકળ વસ્તુ કે બાબત, ઢોંગ, બનાવટ; a hollow thing or affair, pretension, a sham: (૩) છેતરપિંડી; deceit, cheating: (૪) પોકળ ભપકો; hollow show or pomp.

**ધતૂરો**, (પું) જેનાં બિયા ઔષધ તરીકે વપરાય છે એવો એક પ્રકારનો ઝેરી છોડ; a kind of poisonous plant the seeds of which are used as medicine.

**ધધડાવવું**, (સ. ક્રિ.) ઉગ્ર ઠપકો આપવો; (to scold severely.

**ધન**, (અ) જુઓ **ધન્ય**.

**ધન**, (ન.) નાણું, પૈસો, દોલત; money, wealth: (૨) પૂંજી, asset: (૩) (જ્યોતિષ શાસ્ત્ર) નવમી રાશિ; (astrology) the ninth sign of the zodiac: (૪) (વિ) (ગણિત); (maths.) positive: **-તેરશ, -તેરસ**, (સ્ત્રી.) આસો વદ તેરસ;

**–દ,** (પું.) લક્ષ્મીદાતા દેવ–કુબેર; Kuber the giver of wealth: **–ધાન્ય,** (ન.) દોલત અને ખોરાક–આજીવિકાના સાધન; wealth and food means of subsistence: **–વત, –વાન, ધનાઢ્ય, ધનિક,** (વિ.) શ્રીમંત; wealthy.

**ધનિષ્ટા,** (સ્ત્રી.) એક નક્ષત્ર; the name of a constellation.

**ધનુ,** (ન) ચાપ, કામઠું; an archer's bow.

**ધનુર,** (પુ.) જુઓ **ધનુર્વા.**

**ધનુર્ધર, ધનુધારી,** (વિ.) (પું.) બાણાવળી; an archer.

**ધનુર્વા, ધનુર્વાત,** (પું.) એક પ્રકારનો રોગ, a kind of disease.

**ધનર્વિદ્યા,** (સ્ત્રી) **ધનુર્વેદ,** (પું.) ધનુષ્ય-બાણ વાપરવાની વિદ્યા, the science of archery.

**ધનુષ, ધનુષ્ય,** (ન) કામઠું, ચાપ; an archer's bow.

**ધનેડું, ધનેરું,** (ન.) અનાજમાં થતું એક પ્રકારનું જીવડું, a corn insect.

**ધન્ય,** (વિ.) સુખી, આમાદ, ભાગ્યશાળી; happy, prosperous, fortunate: (૨) પ્રશંસાપાત્ર; praiseworthy: (૩) સફળ, કૃતાર્થ, successful: (૪) (અ.) વાહવાહ; શાબાશ; well-done, bravo: **–તા,** (સ્ત્રી) **–ભાગ્ય,** (ન.) સદ્ભાગ્ય, કૃતાર્થતા; good luck, success, fulfilment **–વાદ,** (પુ.) શાબાશી, આભાર; congratulation, praise, thanks: **ધન્યા,** (વિ) (સ્ત્રી.) સુખી, સદ્ભાગી, happy, fortunate: (૨) આયા; a nurse.

**ધન્વંતરી,** (પું.) દેવોનો વૈદ્ય; the physician of gods.

**ધપવું.** (અ. ક્રિ) આગળ વધવું, પ્રગતિ સાધવી; to go or move forward, to progress.

**ધપ્પો,** (પુ.) થાપટ; a slap: (૨) મુક્કો; a fist-blow.

**ધબ,** (અ.) પછડાટ કે ધબ્બાના અવાજની જેમ; with a sound of a fall or a fist-blow: (૨) સંપૂર્ણરીતે; completely, totally outright.

**ધબક,** (સ્ત્રી.) ડર કે ભયનો આઘાત; a frightful shock: (૨) ધબકારો; **–વું,** (અ. ક્રિ.) જુઓ **ધડકવું,: ધબકારો,** (પું.) ધબક, a frightful shock: (૨) ભારે વસ્તુના પછડાટનો અવાજ; the sound of the fall of a heavy thing

**ધબડકો,** (પું.) એકાએક નિષ્ફળ જવું, પડી ભાગવું કે છબરડો વળવો તે; an abrupt failure, collapse or fiasco.

**ધબવું,** (અ. ક્રિ) પડવું; to fall: (૨) નાદાર થવું; દેવાળું કાઢવું; to become insolvent or bankrupt: (૩) નિદ્રાધીન થવું; to be asleep: (૪) મૃત્યુ પામવું; to die.

**ધબાકો,** (પું.) જુઓ **ધબક, ધબકારો.**

**ધબેડવું, ધબોડવું,** (સ. ક્રિ) હાથથી પ્રહાર કરવા; to beat with hands, to give fist-blows: (૨) છેતરવું; to deceive,

**ધબ્બો,** (પુ.) જુઓ **ધપ્પો:** (૨) ધાબું, મોટો ડાઘ, a big blot.

**ધમક,** (સ્ત્રી) ખમીર, શક્તિ, બળ, જુસ્સો; mettle, power, strength, spirit: (૨) તેજ; lustre, brightness: (૩) ભપકો, ભવ્યતા; pomp, grandeur.

**ધમકવું,** (અ. ક્રિ.) ગાજવું; to roar: (૨) ધ્રૂજવું; to tremble, to shiver: (૩) પ્રકાશવું; to shine (૪) સુશોભિત કરવું; to beautify: (૫) ગંધ કે વાસ આવવાં; to smell.

**ધમકાર, ધમકારો,** (પું) જુઓ **ધમક:** (૨) ગુંજારવ જેવો અવાજ; a humming sound.

**ધમકાવવું,** (સ. ક્રિ.) ધમકી આપવી; to threaten: (૨) ઉગ્ર ઠપકો આપવો; to scold or chide severely.

**ધમકી,** (સ્ત્રી.) ગુસ્સાભરી કે ડરામણી ચેતવણી; a threat, a rude warning.

**ધમચકડ,** (સ્ત્રી.) તોફાન; mischief: (૨) ધમાલ; commotion.

**ધમણ,**(સ્ત્રી.) એક પ્રકારનું ભઠ્ઠી વગેરેમાં પવન ફૂંકવાનું સાધન; bellows, blowpipe.

**ધમધમ,** (અ.) ઉગ્રતાથી અને ઢોલના અવાજની જેમ; intensely or violently and with the sound of a drum.

**ધમધમવું,** (અ. ક્રિ.) ઢોલના અવાજ જેવો અવાજ થવો; to sound like a drum: (૨) ધ્રૂજવું; to tremble: (૩) ખૂબ ગરમ થવું કે ઉશ્કેરાવું; to be very hot or excited: **ધમધમાટ,** (વિ.) ખૂબ મસાલાયુક્ત હોવાથી તમતમું કે સ્વાદિષ્ટ; tasty because highly spiced: (૨) ઉગ્ર; intense: (૩) (પું.) ધમધમ અવાજ; a hollow loud sound like that of a drum: (૪) દોર, રોફ; sway, exhibition of power or strength, an awe inspiring gesture or look: (૫) દમામ; pomp, ostentation: (૬) ઉગ્રતા, તીખાશ; intensity, bitterness: **ધમધમાવવું,**(સ. ક્રિ.) જુઓ **ધમકાવવું.** કોઈ કામ વેગથી અને જોરથી કરવું; to do a thing quickly and forcefully.

**ધમધોકાર,** (અ.) વેગથી, સપાટાબંધ, પૂર જોશથી; quickly, at once, abruptly, at full speed.

**ધમનિ, ધમની,** (સ્ત્રી.) હવા ફૂંકવાની ભૂગળી, ફૂંકણી; a blow-pipe: (૨) રક્તવાહિની નસ; an artery.

**ધમપછાડ,** (સ્ત્રી.) **ધમપછાડા,** (પું. બ.વ.) ઉશ્કેરાટભરી ધમાલ; excited commotion: (૨) અધીરાઈયુક્ત વ્યર્થ પ્રયાસો; impatiently made vain efforts.

**ધમવું,** (સ. ક્રિ.) ધમણ ચલાવવી; to conduct or blow bellows: (૨) ફૂંકીને અગ્નિ પેટાવવો; to kindle fire by blowing: (૩) તપાવવું; to heat: (૪) ચોરી કે છેતરપિંડી કરવા; to steal, to deceive.

**ધમાચકડી, ધમાધમ, ધમાધમી,**(સ્ત્રી.) જુઓ **ધમચકડ.**

**ધમારવું,** (સ. ક્રિ.) પશુને નવરાવવું; to bathe or wash an animal.



**ધમાલ,** (સ્ત્રી.) તોફાન; mischief: (૨) ગરબડ, અવ્યવસ્થા; commotion, disorder: **ધમાલિયું,** (વિ.) ધમાલ કરે એવા સ્વભાવનું. (જુઓ **ધમવું.**

**ધમાવવું,** (સ. ક્રિ.) ધમવુંનું પ્રેરક: (૨)

**ધર,** (સ્ત્રી.) તૃપ્તિ; satiation: (૨) સંતોષ; satisfaction, contentment: (૩) વિશ્વાસ; confidence.

**ધર,** (સ્ત્રી.) ધૂંસરી, ધુરા; a yoke: (૨) શરૂઆત, beginning, initiation **-ખમ,** (વિ.) ભારે વજન ખમે એવું, મજબૂત; able to bear heavy burden, strong: (૨) પ્રવીણ, દક્ષ, skilled, clever, expert.

**ધરણ,** (સ્ત્રી.) ધરતી; the earth.

**ધરણિ, ધરણી,** (સ્ત્રી.) જુઓ **ધરતી: -ધર,** પૃથ્વીને ધારણ કરનાર શેષ નાગ; the serpent Shesha the bearer of the earth: (૨) ભગવાન વિષ્ણુ; Lord Vishnu.

**ધરણું,** (ન.) ત્રાગું, એક પ્રકારનો સત્યાગ્રહ; self-torture with a view to bringing an adversary to terms, a kind of satyagraha: (૨) હઠ, જીદ; obstinacy.

**ધરતી,** (સ્ત્રી.) પૃથ્વી; the earth: (૨) જમીન; the soil, the ground: **-કંપ,** (પું.) ભૂકંપ; an earthquake.

**ધરપકડ,** (સ્ત્રી.) કાયદાથી પકડવું તે; a legal arrest: (૨) ઘણાં માણસોને પકડવાં તે; collective arrests

**ધરપત,** (સ્ત્રી.) તૃપ્તિ; satiation: (૨) સંતોષ; satisfaction, contentment: (૩) ધીરજ, patience: (૪) આત્મશ્રદ્ધા; self-confidence.

**ધરબવું,** (સ. ક્રિ.) જુઓ **ધરવવું:** (૨) દાબીને ભરવું; to fill closely: (૩) વધારે પડતું ખાવું; to over-eat.

**ધરબોળ,** (ન.) જળપ્રલય; deluge: (૨) સંપૂર્ણ વિનાશ કે પાયમાલી; complete destruction or ruin.

**ધરમ,** (પું.) જુઓ **ધર્મ: -ધક્કો,** (પું.) નિષ્ફળ કે નકામા ફેરા કે કામગીરી; fruitless or useless errand or undertaking.

**ધરમૂળ,** (ન.) મૂળ શરૂઆત કે પ્રારંભ; the very beginning or initiation.

**ધરવ,** (પું.) તૃપ્તિ, સંતોષ; satiation, satisfaction: **-વું,** (સ. ક્રિ.) તૃપ્ત કરવું, સંતોષવું; to satiate, to satisfy.

**ધરવું,** (સ. ક્રિ.) હાથથી પકડવું; to hold by hand, to clasp, to clutch: (૨) ધારણ કરવું, વેષ ધારણ કરવો; to assume, to bear, to play the part of: (૩) પહેરવું; to wear: (૪) કબજે કરવું, માલિક થવું; to own, to take possession of: (૫) અર્પણ કરવું, રજૂ કરવું; to offer, to present before some one.

**ધરા,** (સ્ત્રી.) જુઓ **ધરતી.**

**ધરાધર,** (સ્ત્રી.) મૂળ શરૂઆત કે પ્રારંભ; the very beginning or initiation: (૨) (અ.) જુઓ **ધરાર.**

**ધરાધરી,** (અ.) જુઓ **ધરાર:** (૨) સાથે, જોડે, સુદ્ધાં; together with.

**ધરાબોળ,** (ન.) જુઓ **ધરબોળ.**

**ધરાર,** (અ.) અલબત્ત; of course, no doubt: (૨) પડકારીને; challengingly: (૩) તદ્દન, સાવ; quite, outright.

**ધરાર,** (પું.) વાહનમાં ધૂંસરી તરફ વધારે વજન હોવાથી નમી પડવું તે; the bending down of the front part of a vehicle because of excessive weight on that side.

**ધરાવવું,** (સ. ક્રિ.) 'ધરવું' અને 'ધરાવું'નું પ્રેરક: (૨) દેવને અર્પણ કરવું; to offer to a god.

**ધરાવું,** (અ. ક્રિ.) તૃપ્ત થવું કે સંતોષાવું; to be satiated or satisfied.

**ધરાળ,** (પું.) જુઓ **ધરાર.**

**ધરિત્રી,** (સ્ત્રી.) પૃથ્વી; the earth.

**ધરી,** (સ્ત્રી.) પૈડાં કે વાહનનાં આંસ કે લઠ્ઠી; the axle of a wheel or a vehicle: (૨) પૃથ્વી ઇ.ની કલ્પિત ધરી, the imaginary axis of the earth, etc.

**ધરુ,** (ન.) ફરી રોપવા માટેનો છોડ; a seedling (plant): **-વાડિયું,**(ન.) ધરુનું ખેતર; a field where seedlings are grown.

**ધરો,** (પું.) નદી અથવા જળાશયની અંદરનો ઊંડો ખાડો; a deep pit in a river or a water-form.

**ધરો,** (સ્ત્રી.) જુઓ **દૂર્વા.**

**ધર્મ,** (પું.) ઈશ્વર અને દૈવી શક્તિમાં શ્રદ્ધા, નીતિ, સદાચાર, આધ્યાત્મિક જ્ઞાન વગેરેનાં આયોજન કે પદ્ધતિ; the system marked with faith in God, divine powers, morality, a culture and spiritual knowledge: (૨) પવિત્ર કે નૈતિક ફરજ; a sacred or moral duty: (૩) રચનાત્મક કાર્યો; constructive works: (૪) પુણ્ય, દાન, પરોપકાર; charity, alms-giving, benevolence: (૫) સદ્ગુણ; virtue, morality: (૬) સ્વભાવ, ગુણ, લક્ષણ; individual nature or character, a quality, an attribute: (૭) ન્યાય; justice, equity: (૮) ચાર પુરુષાર્થોમાંનો પ્રથમ; the first of the four functions or aspirations of life: **-ક્ષેત્ર,** (ન.) પવિત્ર સ્થળ; a sacred place: **-ગુરુ,** (પું.) ધાર્મિક અને આધ્યાત્મિક પંથે લઈ જનાર ગુરુ; a spiritual teacher, a preceptor: **-ગ્રંથ,** (પું.) ધાર્મિક અથવા આધ્યાત્મિક બાબતોને લગતું પુસ્તક; a religious or philosophic book: **-પત્ની,** (સ્ત્રી.) વિધિપૂર્વક સ્વીકારેલી પત્ની; a lawful wife: **-બુદ્ધિ,** (સ્ત્રી.) ધાર્મિક દૃષ્ટિ, ધર્મ વિષે સભાનતા; moral or religious sense: **-યુદ્ધ,** (ન.) ધર્મની રક્ષા માટેનું યુદ્ધ; a war for the protection of religion, a religious

crusade: (૨) ન્યાયી યુદ્ધ; a fair war: **–રાજ, –રાજા,** (પું.) મૃત્યુનો દેવ–યમ, યુધિષ્ઠિર; Yama - the God of death, Yudhishthira the eldest of the Pandavas: **–લાભ,** (પું.) ધાર્મિક કે આધ્યાત્મિક સિદ્ધિ, a religious or spiritual attainment: (૨) (જૈન) સાધુનું આશીર્વચન, (Jainism) a blessing by a saint or mendicant: **–શાસ્ત્ર,** (ન.) ધાર્મિક કે આધ્યાત્મિક જ્ઞાન આપનાર શાસ્ત્ર scriptures, theology, metaphysics, philosophy: **–શાળા,** (સ્ત્રી.) પથિકાશ્રમ, સરાઈ; an inn, a caravansary, a traveller's rest-house: **–સંકટ,** (ન.) બંને વિકલ્પો અસ્વીકાર્ય બની રહે એવું સંકટ; a religious or moral dilemma.

**ધર્માચરણ,** (ન.) ધર્મ અને નીતિના નિયમોને આધીન આચરણ, behaviour in accordance with religious and moral code of conduct.

**ધર્માચાર્ય,** (પું.) ધર્મગુરુ; a preceptor: (૨) સંપ્રદાયનો વડો; head of a cult.

**ધર્માત્મા,** (વિ.) (પુ.) પવિત્ર પુરુષ, સંત; a holy or pious man, a saint.

**ધર્માદા,** (વિ) પરોપકાર અથવા ધાર્મિક હેતુઓ માટે દાનમા આપેલું, donated for charitable or religious purposes: (૨) ધર્માદાને લગતુ; pertaining to charity, etc..

**ધર્માદો,** (પુ.) સખાવત, દાન; alms-giving, charity, etc..

**ધર્માધિકારી,** (પું.) ધાર્મિક બાબતોની દેખરેખ રાખનાર અધિકારી; an officer in charge of religious affairs: (૨) સંપ્રદાયનો વડો; the head of a cult: (૩) ન્યાયાધીશ; a judge.

**ધર્માધ્યક્ષ,** (પું.) ધાર્મિક બાબતોનો સર્વ સત્તાધીશ; a religious or spiritual head: (૨) ન્યાયાધીશ; a judge.

**ધર્માલય,** (ન.) મંદિર; a temple.

**ધર્માસન,** (ન.) ન્યાયાસન; the seat or throne of justice or of a judge.

**ધર્માંતર,** (ન.) પોતાનો ધર્મ ત્યાગી બીજો ધર્મ સ્વીકારવો તે; the act of abandoning one's religious faith for another.

**ધર્માંધ,** (ન) ધાર્મિક બાબતમાં ઝનૂની; fanatic.

**ધર્મિષ્ટ,** (વિ.) ધાર્મિક વૃત્તિવાળું; religious, morally sound.

**ધર્મી,** (વિ.) અમુક ગુણધર્મ ધરાવતું; having certain qualities or attributes જુઓ **ધર્મિષ્ટ.**

**ધર્મોપદેશ,** (પુ.) ધાર્મિક ઉપદેશ; religious or moral instruction, sermon: **–ક,** (પું.) ધાર્મિક ઉપદેશ કરનાર; a religious, moral or spiritual preacher.

**ધર્મ્ય,** (વિ.) ધાર્મિક, religious: (૨) ધર્મ સાથે સુસંગત; in accordance with religion: (૩) નૈતિક, ન્યાયી; moral, just, equitable.

**ધવ,** (પુ.) પતિ, the husband

**ધવ,** (સ્ત્રી) વેગ, ઝડપ, speed, swiftness: (૨) તેજ; lustre: (૩) જુઓ **ધવા:** (૪) (અ.) ઝડપથી, ઉતાવળે; quickly, hurriedly.

**ધવડાવવું, ધવરાવવું, ધવાડવું,** (સ. ક્રિ.) ('ધાવવુ' નું પ્રેરક.

**ધવલ, ધવળ,** (વિ.) સફેદ, ધોળું; white: (૨) શુદ્ધ, નિર્મળ; pure, unmixed.

**ધવા,** (સ્ત્રી.) તંદુરસ્તી, સારી સ્થિતિ; health, good state or condition: (૨) આબાદી; prosperity.

**ધવાડવું,** (સ. ક્રિ.) જુઓ **ધવડાવવું.**

**ધસમસ,** (સ્ત્રી.) ઉતાવળ, ઉશ્કેરાટ; hurry, excitement: (૨) ધમાલ, commotion: (૩) (અ.) ઉતાવળે અને જોરથી; hurriedly and forcefully: **–વું,** (અ. ક્રિ.) જુઓ **ધસવું.**

**ધસવું,** (અ. ક્રિ.) જોરથી આગળ વધવું; to rush forcefully.

**ધસારો,** (પું.) ધસવું તે; a violent rush: (૨) ઓચિંતાં આક્રમણ કે હુમલો; a sudden attack or assault.

**ધંખના,** (સ્ત્રી.) ઝંખના; a craving, an intense desire: (૨) કાળજી, ધ્યાન; care, mindfulness, anxiety.

**ધંતર,** (ન.) જાદુ, મેલી વિદ્યા; sorcery, black art: (૨) ધૂર્તકળા, છેતરપિંડી; deceipt, fraud, pretence: **-મંતર,** (ન.) જાદુ અને એના મંત્રો; sorcery and its charms or incantations.

**ધંતૂરો,** (પું) જુઓ **ધતૂરો.**

**ધંધાદાર,** (વિ.)કામધંધાવાળું; employed, having a business or vocation: (૨) ઉદ્યમી; diligent, industrious: (૩) (પું.) વેપારી, a businessman: (૪) કારીગર; a craftsman: **ધંધાદારી,** (વિ) ધંધાદાર: (૨) (સ્ત્રી.) વેપાર, ઉદ્યોગ, ઉદ્યમ; business, industry, vocational or profitable activity.

**ધંધો,** (પું.) વેપાર, ઉદ્યમ, રોજગાર, ઉદ્યોગ; business, diligence, vocational or profitable activity, trade industry: **-રોજગાર,** (પું.) business, trade, industry and employment.

**ધા,** (સ્ત્રી.) મદદ માટેની કરુણ બૂમ, a tragic shout or cry for help: (૨) નિસાસો, હાય; a woe or curse of a tortured or wronged person.

**ધાઈ,** (સ્ત્રી.) થાન, સ્તન; a woman's breast, a teat of woman's breast.

**ધાક,** (સ્ત્રી.) બીક, ડર; fright, terror, dread: (૨) અંકુશ, control: (૩) ક્ષણિક બહેરાપણું; momentary deafness: **-ધમકી,** (સ્ત્રી.) ધમકી આપીને ડરાવવું તે; intimidation.

**ધાગડી,** (સ્ત્રી.) ફાટ્યાંતૂટ્યાં કપડાંની ગોદડી; a quilt made of rags.

**ધાગો,** (પું.) ફાટ્યુંતૂટ્યું કપડું; a rag: (૨) દોરો; a thread.

**ધાટી,** (સ્ત્રી.) રીત, ઢબ, શૈલી; method, mode, manner, way, style of writing or composing, etc..

**ધાડ,** (સ્ત્રી.) ઓચિંતો સામુદાયિક હુમલો; a sudden collective attack: (૨) લૂંટારાનો એવો હુમલો; a sudden attack by robbers: (૩) પોલીસ વગેરેનો છાપો; a police-raid, etc.: (૪) દરોડો; a raid: (૫) ઉતાવળ; haste, hurry: **-પાડુ,** (પું.) લૂંટારો, ધાડ પાડનારો, a robber, a raider: **ધાડિયું, ધાડું,** (ન.) મોટું ટોળું; a big gang. (૨) લૂંટારાનું ટોળું; a gang of robbers.

**ધાણા,** (પું. બ. વ.) મસાલા તરીકે વપરાતાં કોથમીરનાં બિયાં; coriander seeds.

**ધાણિયું,** (વિ.) થોડા કસવાળું (અનાજ વિ.); having little stuff or substance (corn, etc.). (દાણા; parched grain.

**ધાણી,** (સ્ત્રી.) શેકીને ફોડેલા અનાજના

**ધાત,** (સ્ત્રી.) શુક્ર, વીર્ય; semen: (૨) કોષ્ટક, કોઠો; a tabled list, a multiplication or statistical table: (૩) ધાતુ; a metal, a kind of mineral.

**ધાતવું,** (અ. ક્રિ.) અનુકૂળ આવવું, ફાવવું; to be suitable or convenient.

**ધાતા,** (પું.) સર્જનહાર; the creator: (૨)બ્રહ્મા; Lord Brahma: (૩) સર્જનહાર તરીકે પરમેશ્વર; the Lord or God as the creator.

**ધાતુ,** (પુ.) ક્રિયાપદનું મૂળ; the root of a verb: (૨) (સ્ત્રી) ખનીજ પદાર્થ; a metal, a mineral substance: (૩) શુક્ર, વીર્ય; semen: (૪) રસ, રક્ત, વગેરે શરીરનાં સાત દ્રવ્યોમાંનું કોઈ એક; one of the seven important substances of the body: **-ક્ષય,** (પુ.) શુક્રનાશથી થતો એક પ્રકારનો રોગ; a disease resulting from excessive or total loss of semen.

**ધાત્રી,** (સ્ત્રી.) જુઓ **ધાવ.**

**ધાન, ધાન્ય,** (ન.) અનાજ; grain, corn: (૨) ખોરાક; food.

**ધાપ,** (સ્ત્રી.) ઉતાવળથી થયેલી ભૂલ; an oversight caused by haste (૨) થાપ, છેતરપિંડી, દગલબાજી; a deception, a cheating, a fraud: (૩) ચોરી; theft: (૪) ઉચાપત, તફડંચી; misappropriation, pilferage.

**ધાબડધિંગું, ધાબડધીંગું,** (વિ.) જાડું અને બળવાન, હૃષ્ટપુષ્ટ; fat or plump and strong: (૨) તોફાની; mischievous.

**ધાબડવું,** (સ. ક્રિ.) છેતરપિંડીથી બીજાના ગળામાં નાંખવું, છેતરીને વેચવું; to dispose off or sell fraudulently: (૨) છેતરવું; to deceive.

**ધાબળી,** (સ્ત્રી.) નાનો ધાબળો: **ધાબળો,** (પું.) ઊનનો (સફેદ) કામળો; a woollen (white) blanket.

**ધાબું,** (ન.) સિમેન્ટ, વગેરેના ચણતરવાળું સપાટ છાપરુ, અગાસી; a flat roof made up of cement etc., a terrace: (૨) ડાઘો; a blot.

**ધાબો,** (પું.) ચણતરકામ માટે પાથરેલા ચૂનાને ટીપવો તે; the act of beating mortar spread for a building work: (૨) એ ચૂનાને ટીપવાનું સાધન, ફૂબો; implement to beat such mortar.

**ધામ,** (ન.) રહેવાનું સ્થળ, ઘર; a dwelling place, a house: (૨) પવિત્ર સ્થળ, તીર્થસ્થાન; a holy place, a place of pilgrimage: (૩) અમુક સ્થળ, આશ્રયસ્થાન; a certain place, a resort.

**ધામણ,** (સ્ત્રી.) એક પ્રકારનો જાડો સાપ; a kind of fat serpent.

**ધામણી,** (સ્ત્રી.) હૃષ્ટપુષ્ટ ભેંસ; a plump, strong she-buffalo.

**ધામધૂમ,** (સ્ત્રી.) ભપકો, ભવ્યતા; pomp, grandeur: (૨) એને માટેની ભારે તૈયારી કે ધમાલ, heavy preparations or commotion for pomp.

**ધામો,** (પું.) અણધાર્યો લાંબો મુકામ; unexpected prolonged stay.

**ધાર,** (સ્ત્રી.) શસ્ત્ર કે ઓજારની તીક્ષ્ણ કોર; the sharp edge of a weapon or a tool: (૨) પ્રવાહીની પાતળી ધારા; a thin current of falling liquid: (૩) કિનારો, છેડાનો પાતળો ભાગ; an edge, a brink: (૪) પર્વતમાળાની લાંબી, પાતળી ટોચ; a ridge.

**ધારણ,** (ન.) ધરવું તે, ધરવાની ક્રિયા; the act of bearing, holding, presenting, etc.: (૨) ટેકો, આધાર; a prop, a support, reliance: (૩) ધીરજ; patience: (૪) આશ્વાસન; consolation: (૫) મોભ, ભારટિયો; a supporting beam: (૬) બારદાન સાથે કુલ વજન, સંતોલો; total weight including the container.

**ધારણા,** (સ્ત્રી.) વિચાર, હેતુ, ઇરાદો; a *thought, an intention, a purpose*: (૨) અનુમાન; inference, conjecture: (૩) કલ્પના; imagination, fancy: (૪) યાદશક્તિ; memory: (૫) જુઓ **ધારણ.**

**ધારવું,** (સ. ક્રિ.) વિચારવું; to think, to consider: (૨) માનવું; to believe: (૩) અનુમાન કે અટકળ કરવાં; to infer, to conjecture: (૪) ઇચ્છવું; to desire: (૫) નક્કી કરવું; to fix.

**ધારા,** (સ્ત્રી.) પ્રવાહીની ધાર; a thin current of falling liquid: (૨) પરંપરા હાર; a continuous line or series, a row, a series, a line: (૩) વૃષ્ટિ; shower.

**ધારાધોરણ,** (ન.) કાયદા, નિયમો, વગેરે; rules and regulations, etc., a fixed code of procedure or conduct.

**ધારાપોથી,** (સ્ત્રી.) કાયદા, નિયમો વગેરેનું પુસ્તક; a statute or law book.

**ધારાશાસ્ત્રી,** (પું.) કાયદાનો અભ્યાસી કે પંડિત, વકીલ; a lawyer, an advocate.

**ધારાસભા**, (સ્ત્રી.) કાયદા ઘડનારી સભા; a legislative assembly.

**ધારાળો**, (પું.) એ નામની એક હિંદુ પછાતજાતિનો સભ્ય; a member of a so-named Hindu backward caste.

**ધારિયું**, (ન.) હથિયાર, a scythe.

**ધારો**, (પું.) પ્રથા, રિવાજ; a custom, a tradition: (૨) કાયદો, નિયમ, a law, a regulation, a rule.

**ધારોષ્ણ**, (વિ.) (દૂધ) તાજું દોહેલું હોવાથી સહેજ ગરમ, શેડકઢું; (milk) a little warm because freshly milked.

**ધાર્મિક**, (વિ.) ધર્મને લગતું, of or pertaining to religion: જુઓ **ધર્મિષ્ટ**: (૨) આસ્તિક; having faith in God and religion.

**ધાર્યું**, (વિ.) ધારેલું, અપેક્ષિત વિચારેલું; expected, thought of: (૨) ઇરાદાથી અપેક્ષિત; intended: (૩) નક્કી કરેલું; fixed, decided:(૪) (ન.) સંકલ્પ, ધારણા; decision, intention, inference.

**ધાવ**, (સ્ત્રી.) બાળકને ધવડાવનારી એની મા સિવાયની સ્ત્રી; a wet-nurse.

**ધાવણ**, (ન.) માનું દૂધ; mother's milk: **ધાવણી**, (સ્ત્રી.) ધાવણા બાળક માટેનું ધાવવાનું રમકડું; a sucking toy for a suckling (baby): **ધાવણું**, (વિ.) ધાવણથી પોષાતું; nourished by mother's milk, fed at the breasts: (૨) (ન.) ધાવણું બાળક; a suckling (baby), a nursling.

**ધાવરું**, (ન.) જેમા શરીરના અમુક ભાગો પર સોજા ચડે છે એવું એક પ્રકારનું દર્દ; a disease marked with swellings on certain parts of the body.

**ધાવવું**, (સ. ક્રિ.) (બાળકે) સ્ત્રી કે માના સ્તન કે આચળમાંથી દૂધ પીવું; (of a baby) to suck at the breasts.

**ધાવું**, (અ. ક્રિ.) દોડવું; to run: (૨) મદદે દોડવું; to run to help some one.

**ધાશકો, ધાસકો**, (પું.) જુઓ **ધ્રાસકો**.

**ધાસ્તી**, (સ્ત્રી.) બીક, ડર; fear, dread: (૨) જોખમ; a hazard.

**ધાંધલ**, (સ્ત્રી.) ધમાલ, તોફાન; commotion, mischief: **ધાંધલિયું, ધાંધળિયું**, (વિ.) ધમાલિયું; mischievous, noisy and disturbing.

**ધિક્**, (અ.) ધિક્કારસૂચક ઉદ્ગાર; fie upon you what a pity?

**ધિકાવવું**, (પ્ર. ક્રિ.) ખૂબ ગરમ કરવું; to heat much: (૨) જોરથી સળગાવવું; to burn intensely.

**ધિક્કાર**, (પું.) ફિટકાર, નફરત; hatred, contempt: **–વું**, (સ ક્રિ.) ફિટકારવું; to hate, to scorn, to despise.

**ધિંગાઈ, ધીંગાઈ**, (સ્ત્રી.) ધિંગાપણું, પૃષ્ટતા અને બળ; plumpness and strength, stoutness: (૨) ધિંગાણું.

**ધિંગાણું, ધીંગાણું**, (ન.) જોશપૂર્વક લડાયેલી લડાઈ; a violent fight: (૨) ધમાલયુક્ત તોફાન; noisy or rough mischief: **ધિંગામસ્તી**, (સ્ત્રી.) ધમાલયુક્ત તોફાન

**ધિંગું, ધીંગું**, (વિ.) જાડું અને બળવાન; plump or fat and strong: (૨) મજબૂત, strong, stout:(૩) (કાપડ વગેરે) જાડું; (cloth, etc.) coarse, thick.

**ધી**, (સ્ત્રી.) બુદ્ધિ; intellect:(૨)વિચારશક્તિ; faculty (of the mind)

**ધીકડી**, (સ્ત્રી.) **ધીકડું**, (ન.) ઝીણો તાવ; slight fever.

**ધીકતું**, (વિ.) જોરથી બળતું; burning intensely: (૨) ખૂબ ગરમ, very hot: (૩) જોશભેર ચાલતું અને નફાકારક, આબાદ; brisk and profitable, prosperous.

**ધીકવું**, (અ. ક્રિ.) જુઓ **ધગધગવું**.

**ધીટ**, (વિ.) ખડતલ અને સહનશીલ, strong and enduring: (૨) નીડર, સાહસિક, હિંમતવાન; fearless, daring, bold, courageous: **–તા**, (સ્ત્રી.) **–પણું**, (ન.) નીડરતા, વગેરે, fearlessness, etc..

**ધીબ,** (અ.) મુક્કાના અવાજની જેમ; with the sound of a fist-blow: (૨) (સ્ત્રી.) મુક્કાના પ્રહાર કરવા તે; the act of giving fist-blows: **–કારો,** (પું.) મુક્કાનો અવાજ; the sound of a fist-blow: **–કો,** (પું.) મુક્કો; a fist-blow: **–વું,** (સ. ક્રિ.) મુક્કા મારવા; to give fist-blows, to beat with hands.

**ધીમર,** (પું.) માછી, ઢીમર; a fisherman.

**ધીમંત, ધીમાન,** (વિ.) બુદ્ધિશાળી; intelligent: (૨) ડાહ્યું, વિદ્વાન; wise, learned.

**ધીમાશ,** (સ્ત્રી.) ધીમાપણું; slowness: (૨) વિલંબ; delay: (૩) ધીરજ; patience.

**ધીમું,** (વિ.) મંદ, ધીરું; slow: (૨) નરમ, માફકસર, ઉગ્ર નહિ એવું; mild, not intense: (૩) મંદ; dull: (૪) કંટાળાજનક; dull, tedious: (૫) શાંત અને ગંભીર, sedate: (૬) વિલંબિત; delayed.

**ધીમે, ધીમેથી,** (અ.) આસ્તે, ધીરે, ઉગ્રતા વિના; slowly, gently, mildly: (૨) શાંતિથી, ધીરજથી; coolly, patiently.

**ધીર,** (વિ.) અડગ, નિશ્ચયી, ધૈર્યવાન; firm, resolute, persevering, enduring: (૨) શાંત, ગંભીર, ઠરેલ; cool and collected, sedate: (૩) નીડર, બહાદુર; fearless, bold, courageous: (૪) (સ્ત્રી.) ધીરજ, અડગતા; patience, firmness: (૫) ખંત; perseverance: (૬) વિશ્વાસ, ભરોસો; confidence, trust: **–ગંભીર,** (વિ.) શાંત અને સ્થિર; cool and collected, sedate.

**ધીરજ,** (સ્ત્રી.) શાંતભાવ, ઉતાવળનો અભાવ; patience, coolness of the mind: (૨) ધૈર્ય; perseverance, fortitude, forbearance: (૩) હિંમત; courage.

**ધીરતા,** (સ્ત્રી.) જુઓ **ધીરજ** અને **ધૈર્ય.**

**ધીરધાર,** (સ્ત્રી.) વ્યાજે નાણાં આપવાં તે; money-lending: (૨) શાખ પર થતી લેવડદેવડ; dealings on credit.

**ધીરપ,** (સ્ત્રી.) જુઓ **ધીરજ.**

**ધીરવું,** (સ. ક્રિ.) વિશ્વાસ કે ભરોસો રાખવો; to trust, to confide: (૨) વિશ્વાસે સોંપવું; to entrust: (૩) ઉછીનું આપવું; to give on credit: (૪) વ્યાજે નાણાં આપવાં; to lend money on interest.

**ધીરું,** (વિ.) જુઓ **ધીમું** અને **ધીર.**

**ધીરે, ધીરેથી, ધીરેધીરે,** (અ.) ધીમેધીમે; slowly, coolly: (૨) ધીરજ કે ધીરતાથી; patiently.

**ધીરોદાત્ત,** (વિ.) ધીર અને ઉદાત્ત; patient or brave and noble-minded, sedate and liberal.

**ધીવર,** (પું.) જુઓ **ધીમર.**

**ધીશ,** (વિ.) વિદ્વાન; learned: (૨) અત્યંત બુદ્ધિશાળી, highly intelligent or wise.

**ધીશ,** (પું.) રાજા; a king: (૨) ઉપરી, વડો; the highest officer, a headman.

**ધુજારી,** (સ્ત્રી.) **ધુજારો,** (પું.) જુઓ **ધ્રુજારી, ધ્રુજારો.**

**ધુણાવવું,** (સ. ક્રિ.) 'ધૂણવું'નું પ્રેરક.

**ધુત,** (વિ.) ધિક્કાર પામેલું, hated: **–કારવું,** (સ. ક્રિ.) ધિક્કારવું, તિરસ્કારવું; to hate, to scorn, to insult rudely.

**ધુતારણ, ધુતારી,** (સ્ત્રી.) ધૂર્ત સ્ત્રી; a deceitful woman.

**ધુન, ધુનિ,** (સ્ત્રી.) જુઓ **ધૂન.**

**ધુપેલ,** (ન.) એક પ્રકારનું માથામાં નાખવાનું તેલ; a kind of hair-oil: **ધુપેલિયું,** (વિ.) ધુપેલ જેવું; like such hair-oil: (૨) (ન.) ધુપેલ રાખવાનું પાત્ર; a pot for keeping such hair-oil: **ધુપેલિયો, ધુપેલી,** (પું.) ધુપેલ વેચનાર; a dealer in such hair oil.

**ધુમાડી,** (સ્ત્રી.) ધુમાડાયુક્ત અગ્નિ, smoky fire: (૨) ધુમાડો, અગ્નિમાંથી નીકળતો કાળો વાયુરૂપ પદાર્થ; smoke: જુઓ **ધુમાડી, ધુમાડિયું,** (ન.) ધુમાડાનો નિકાલ કરવા માટેનો ભુંગળા જેવો માર્ગ; a chimney, a passage for disposal of

smoke: (૨) (વિ.) ધુમાડો કાઢતું; emitting smoke: (૩) ધુમાડાથી આચ્છાદિત; smoky, covered with smoke.

**ધુમાવું**, (અ. ક્રિ.) ધુમાડો કાઢતાં બળવું; to burn smokily: (૨) ધુમાડો કાઢવો; to emit smoke: (૩) મૂંઝાવું, ગૂંચવાવું; to be puzzled, to be confounded: (૪) મનમાં બળવું; to grudge silently.

**ધુમ્મસ**, (ન.) ઝાકળનું ગાઢ આવરણ; fog.

**ધુર**, (ન.) ધૂંસરું; a yoke: (૨) આગળનો ભાગ; the front part: **ધુરા**, (સ્ત્રી.) ધુર.

**ધુરંધર**, (વિ.) બોજો વહેનારું; carrying a burden: (૨) બોજો સહન કરી શકે એવું; able to bear a burden: (૩) શ્રેષ્ઠ, મુખ્ય, દક્ષ; best, chief, expert: (૪) (પું.) બોજો વહેનાર પશુ; a beast of burden: (૫) અગ્રેસર; a chief-leader, a headman.

**ધુળેટી**, (સ્ત્રી.) હોળીના તહેવારનો છેલ્લો દિવસ; the last day of the Holika festival: (૨) ફાગણ વદ એકમ, the first day of the dark half of Falgun.

**ધૂજ**, (સ્ત્રી.) **ધૂજવું**, (અ. ક્રિ.) જુઓ **ધ્રૂજ, ધ્રૂજવું**.

**ધૂડ**, (સ્ત્રી.) ધૂળ; dust: **ધૂડિયું, ધૂડી**, (વિ.) ધૂળવાળું; dusty: (૨) ધૂળ પર અક્ષરો ઘુંટાવીને બાળકોને કેળવણી આપતી એ જમાનાની (શાળા); (of school) of the age in which children were educated by making them write alphabets on dust spread on a surface.

**ધૂણવું**, (અ. ક્રિ.) આવેશથી કે મેલી વિદ્યાની અસરથી સતત માથું ડોલાવવું; to shake or swing the head incessantly in excitement or because of the effect of black art.

**ધૂણી**,(સ્ત્રી.)ધુમાડાયુક્ત અગ્નિ; smoky fire: (૨) યોગીઓનો અખંડ અગ્નિ; constant fire in front of an ascetic.

**ધૂતવું**, (સ. ક્રિ.) છેતરવું, ઠગવું; to cheat, to deceive.

**ધૂન**, (સ્ત્રી.) લત, લહે; infatuation, strong addiction: (૨) તરંગ, લહેર; whim, fancy: (૩) સૂરનો સતત ગુંજારવ; incessant undulations of a tune: (૪)ઈશ્વરનામ, મંત્ર, વગેરેનું સતત સામુદાયિક ઉચ્ચારણ; incessant collective utterance of the name of God, an incantation, etc.: (૫) સંગીતનો સૂર; strain of music: **ધૂનિ**, (સ્ત્રી.) ધૂન; **ધૂની**, (વિ.) ધૂનવાળું, તરંગી; whimsical.

**ધૂપ**, (પું.) એક પ્રકારનો સુગંધી પદાર્થ; a kind of fragrant substance: (૨) દેવ, વગેરે સમક્ષ બાળવામાં આવતો એવો પદાર્થ; incense: **–દાની, ધૂપિયું**, (સ્ત્રી.) ધૂપ કરવાનું પાત્ર; an incense pot: **–સળી**, (સ્ત્રી.) અગરબત્તી; an incense stick.

**ધૂપછાંવ**, (સ્ત્રી.) તડકોછાંયો, sunshine and shade: (૨) સુખદુઃખ, ચડતીપડતી; happiness and misery, rise and fall, prosperity and adversity: (૩) એક પ્રકારની રમત; a kind of game: (૪) રંગીન કાપડ; coloured cloth.

**ધૂમ**, (વિ.) વિપુલ, પુષ્કળ; plentiful: (૨) (અ.) ઝનૂનથી, આવેશથી; fiercely, vehemently, with excitement, impatiently: (૩) (સ્ત્રી.) શોરબકોર, ધમાલ; rowdyism, commotion.

**ધૂમ**, (પું.) ધુમાડો; smoke: **–કેતુ**, પૂંછડિયો તારો; a comet.

**ધૂમર, ધૂમસ**, (સ્ત્રી ) (ન.) જુઓ **ધુમ્મસ**.

**ધૂમ્ર**, (પું.) ધુમાડો; smoke: (૨) (વિ.) ધુમાડાવાળું; smoky: (૩) ભૂખરું, ધુમાડાના રંગનું; grey: **–પાન**, બીડી પીવી તે; smoking: (૨) ધુમાડાનો દમ લેવો તે; inhaling smoke.

**ધૂર્જટિ**, (પું.) ભગવાન શંકર; Lord Shanker.

**ધૂર્ત**, (વિ.) લુચ્ચું, ઠગારું; cunning, deceitful: (૨) દગાખોર; fraudulent:

(૩) કાબેલ, યુક્તિબાજ, મુત્સદ્દી; skilful, crafty, shrewd: (૪) (પું.) ઠગ; a cheat: **–તા,** (સ્ત્રી.) લુચ્ચાઈ વગેરે.

**ધૂલિ, ધૂલી,** (સ્ત્રી.) ધૂળ; dust.

**ધૂસર,** (વિ.) ધૂળના રંગનું, ભૂખરું; dusky, grey, brown.

**ધૂળ,** (સ્ત્રી.) ધરતી જે પદાર્થની બનેલી છે એનો ભૂકો, માટી કે મટોડીનો ભૂકો, ભૂપૃષ્ઠ પરની રજ; dust: (૨) તુચ્છ, નકામી કે પાયમાલ થયેલી વસ્તુ; an insignificant, useless or ruined thing: **–કટ, –કોટ,** (પું.) ધૂળયુક્ત વંટોળિયો, a dust storm: **–ધાણી,** (સ્ત્રી.) વિનાશ, પાયમાલી; destruction, ruin: (૨) નિષ્ફળતા; failure: **–ધોયું,** (વિ.) ધૂળથી આચ્છાદિત, covered with dust: (૨) ધૂળવાળી જગ્યા ધોનારું; washing a dusty place: **–ધોયો,** (પું.) સોનાચાંદી, વગેરેની રજ મેળવવા ધૂળ ધોનાર; one who washes street-dust with a view to finding particles of gold, silver, etc.: **ધૂળી પડવો,** (પું.) જુઓ **ધુળેટી.**

**ધૂળીશાળા, ધૂળી નિશાળ,** (સ્ત્રી.) જુઓ **ધૂડના પેટામાં ધૂડી.**

**ધૂંઆપૂંઆ, ધૂંવાંપૂંવાં,** (વિ.) ગુસ્સાથી બળતું; burning with anger: (૨) ઉશ્કેરાટ કે ગુસ્સાથી બાવરું; confounded because of excitement or anger.

**ધૂંધ,** (સ્ત્રી.) ઝાંખપ; dimness: **–કાર,** (પું.) (ન.) વંટોળિયાથી થયેલાં ઝાંખપ કે અંધકાર; dimness or darkness caused by a whirlwind: **–વાટ,** (પું.) ધુમાડાયુક્ત અગ્નિ; smoky fire: (૨) મનમાં બળવું કે ગુસ્સે થવું તે; silent grudge or suppressed anger.

**ધૂંધવાવું,** (અ. ક્રિ.) ધુમાવું; to burn smokily: (૨) મનમાં બળવું; to grudge silently.

**ધૂંધળાવું,** (અ. ક્રિ.) ધુમાડાથી ઝાંખું પડવું; to become dim because of smoke.

**ધૂંધળું,** (વિ.) ધુમ્મસવાળું, ઝાંખું; misty, dim: (૨) પરોઢ અને સંધ્યાનો ઝાંખો પ્રકાશ; twilight.

**ધૂંવાડો,** (પું.) ધુમાડો; smoke.

**ધૂંસરી,** (સ્ત્રી) **ધૂંસરું, ધૂંસળ,** (ન.) ધુરા; a yoke

**ધૂંસો,** (પું.) કામળો, a thick woollen blanket.

**ધૃતિ,** (સ્ત્રી.) જુઓ **ધૈર્ય.**

**ધૃષ્ટ,** (વિ.) સાહસિક, હિંમતવાન, નીડર, daring, courageous, fearless: (૨) ઉદ્ધત, બેશરમ, અવિચારી, rude, shameless, impudent: **–તા,** (સ્ત્રી.) ઉદ્ધતાઈ, વગેરે; rudeness, etc.

**ધેણુ,** (સ્ત્રી.) પ્રથમવાર ગર્ભવતી થયેલી સ્ત્રી; a woman who has become pregnant for the first time.

**ધેણાવું,** (અ. ક્રિ.) (પશુ માદાનું) રજસ્વલા થવું; (of a female beast) to come to menses.

**ધેન,** (સ્ત્રી.) જુઓ **ધેણુ,** અને **ધેનુ.**

**ધેનુ,** (સ્ત્રી.) ગાય; a cow.

**ધૈર્ય,** (ન.) ધીરજ, ખંત; patience, perseverance: (૨) હિંમત; courage: (૩) મક્કમતા; firmness. (૪) સ્વસ્થતા; mental coolness, composure.

**ધૈવત,** (પું.) શાસ્ત્રીય સંગીતના સાત મૂળ સ્વરોમાંનો છઠ્ઠો; the sixth of the seven basic notes of classical music.

**ધો,** (પું.) પ્રવાહ; a flow: (૨) ધોવું કે ધોવાવું તે; washing.

**ધોકડી,** (સ્ત્રી.) **ધોકડું,** (ન.) રૂની મોટી કાચી ગાંસડી; a large bale of unpressed cotton: (૨) શરીર, કાયા; body.

**ધોકણી,** (સ્ત્રી.) નાનું ધોકણું: **ધોકણું, ધોકરણું,** (ન.) કપડાં ધોવાનો ધોકો; a washing-club.

**ધોકાટવું,** (સ. ક્રિ.) ધોકે ધોકે મારવું; to beat with a club or a staff.

**ધોકાવવું,** (સ. ક્રિ.) જુઓ **ધોકાટવું:** (૨) (કપડાં, વગેરે) ધોવા માટે ધોકાટવું; (clothes, etc.) to beat with a club

for washing: (૩) વેગથી ચલાવવું કે સંચાલન કરવું; to conduct swiftly: (૪) (અ. ક્રિ.) ઉતાવળે ચાલવું; to walk hurriedly.

**ધોકો**, (પું.) દંડૂકો; a short thick staff (૨) ધોકણું, a washing-club: (૩) મુક્કો; a fist-blow: (૪) હાનિ, નુકસાન; harm, loss.

**ધોકો, ધોખો**, (પું.) હાનિ, નુકસાન; harm, loss: (૨) ચિંતા; anxiety: (૩) દ્રોહ, દગો; betrayal, fraud: (૪) છેતરપિંડી; deception.

**ધોણુ**, (ન.) **ધોણી**, (સ્ત્રી.) ધોવું કે ધોવાવું તે, ધોલાઈ; washing.

**ધોતલી**, (સ્ત્રી.)નાનું ધોતિયું, જુઓ **ધોતિયું**.

**ધોતિયું**, (ન.) હિંદુ પુરુષોનું કેડની નીચેના ભાગ પર પહેરવાનું મોટી પીછોડી જેવું વસ્ત્ર; a big scarf-like lower garment of Hindu males.

**ધોતી**, (સ્ત્રી.) જુઓ **ધોતલી, ધોતિયું**, અને **ધૌતિ**.

**ધોધ**, (પું.) ઊંચેથી પડતો પાણીનો પ્રવાહ; a water-fall: **-માર**, (અ.) (વિ.) જોરથી અને મોટી ધારાઓમાં, મુસળધાર; in torrents, torrential.

**ધોબણ**, (સ્ત્રી.) ધોબીની પત્ની; a washerman's wife: (૨) સ્ત્રી-ધોબી; a a washer-woman.

**ધોબી**, (પું.) કપડાં ધોવાનો વ્યવસાયી; a washer-man: **-ઘાટ**, (પું.) ધોબીને કપડાં ધોવાની જગ્યા, a washer-man's place for washing clothes

**ધોબું**, (વિ.) કમઅક્કલ, ઠોઠ; dull-witted, idiotic: (૨) રોડું, ઈંટ, વગેરેનો ટુકડો; a brickbat: **ધોબો**, (પું.) કમઅક્કલ માણસ; a dunce, an idiot.

**ધોબો**, (પું.) ખોબો, અંજલિ; the receptacle formed by joining both the palms: (૨) એવા આકારનું ચાંદીનું પાત્ર; a silver vessel of such shape.

**ધોમ**, (પું.) સૂર્ય; the sun: (૨) ઉગ્ર તડકો; intense sunshine: (૩) ઉગ્ર ગુસ્સો; intense anger.

**ધોરણ**, (ન.) વૃત્તિ, વલણ; tendency, inclination: (૨) શાળા વગેરેનો વર્ગ; a standard of a school, etc.: (૩) પ્રમાણ, માપદંડ, આધાર; authority, standard, a yard-stick: (૪) પદ્ધતિ; system, mode.

**ધોરિયો**, (પું.) ગાડા વગેરેના ચોકઠાને ધૂંસરી સાથે જોડતું લાકડું, ઊધ; the shaft or pole of a cart, etc.: (૨) બળદ, a bullock, an ox: (૩) પાણીની નીક; a water drain: (૪) અગાસી, છજા, છાપરા વગેરેની કોર પરની નીચી ભીંત; a parapet-wall.

**ધોરી**, (પું.) જુઓ **ધોરિયો**: (૨) ખડતલ પણ મૂર્ખ માણસ; a stout but foolish man.

**ધોલ**, (સ્ત્રી.) થપ્પડ, તમાચો; a slap.

**ધોલાઈ**, (સ્ત્રી.) ધોવું કે ધોવાવું તે; washing: (૨) ધોવાનું મહેનતાણું, remuneration for washing.

**ધોવડામણ, ધોવરામણ**, (ન.) જુઓ **ધોલાઈ**: (૨) ધોતાં વધેલું ડહોળું પાણી, નિગાળ; dirty water remained after washing.

**ધોવણ**, (ન.) જુઓ **ધોવડામણ**

**ધોવરાવવું, ધોવડાવવું**, (સ. ક્રિ.) 'ધોવું' નું પ્રેરક.

**ધોવાઈ**, (સ્ત્રી) જુઓ **ધોલાઈ**.

**ધોવાણ**,(ન.)પાણીથી થતો જમીનનો ઘસારો; denudation caused by water.

**ધોવાવું**, (અ. ક્રિ.) 'ધોવું'નું કર્મણિ· (૨) ક્ષીણ થવું, ઘસાવું; to be worn out.

**ધોવું**, (સ. ક્રિ) પાણી કે પ્રવાહીથી સાફ કરવું; to wash, to clean by water or a liquid.

**ધોળ**, (પું) (ન) એક પ્રકારનાં ગીત કે ભજન; a kind of song or devotional song.

**ધોળકું**, (ન.) ચૂનાથી ધોળવું તે; white-washing: **ધોળવું**, (સ. ક્રિ.) પ્રવાહી ચૂનો લગાડવો; to white-wash: (૨) નિષ્ફળતા મળવી; to fail.

**ધોળાઈ**, (સ્ત્રી) ધોળવાનું મહેનતાણું; remuneration for white-washing.

**ધોળાં**, (ન. બ વ.) વૃદ્ધાવસ્થાથી ધોળા થયેલા વાળ; white hair because of oldage.

**ધોળું**, (વિ.) સફેદ; white: (૨) ફિક્કું; (pale.

**ધોંસ**, (સ્ત્રી.)ધસારો, દરોડો, ઓચિંતો હુમલો; a rush, a raid, a sudden attack.

**ધૌત**, (વિ.) ધોયેલું, સાફ કરેલું; washed, cleaned: (૨) સ્વચ્છ, શુદ્ધ, પવિત્ર; clean, pure: (૩) સફેદ; white.

**ધૌતિ, ધૌતી**, (સ્ત્રી ) ધોઈને શુદ્ધ કરવું તે, cleaning or purifying by washing: (૨) નાકવાટે પેટમાં કપડાની પટ્ટી નાખી પેટ સાફ કરવાની યોગની એક ક્રિયા; the system of yoga in which the stomach is cleaned by inserting a ribbon of cloth through the nose: (૩) એને માટેની કપડાની પટ્ટી; the ribbon of cloth for that.

**ધ્યાત**, (વિ.) ધ્યાન ધરાયેલું; meditated upon: **ધ્યાતા**, (પું.) ધ્યાન ધરનાર; one who meditates.

**ધ્યાન**, (ન.) ચિંતન; meditation, contemplation· (૨) એકાગ્રતા; concentration: (૩) લક્ષ; attention, regard, heed: (૪) યોગનાં આઠ અંગોમાંનું એક; one of the eight branches of yoga: **—સ્થ**, (વિ.) ધ્યાનમાં લીન થયેલું; absorbed in meditation: **ધ્યાની**, (વિ ) ચિંતનશીલ; reflective: (૨) ધ્યાન ધરનારું; meditative.

**ધ્યાવું**, (સ. ક્રિ.) ધ્યાન ધરવું, to meditate: (૨) ચિંતન કરવું, to contemplate.

**ધ્યેય**, (વિ.) ચિંતનીય, ધ્યાન ધરવા યોગ્ય; worth contemplating or meditating: (૨) કરવા યોગ્ય; worth doing: (૩) (ન.) લક્ષ્ય, નેમ, આદર્શ; an aim, an object, an ideal.

**ધ્રાસકો, ધ્રાશકો**, (પુ.) ફાળ, હેબક; a frightful shock, terror.

**ધ્રૂજાટ**, (પું.) જુઓ **ધ્રૂજારી, ધ્રૂજારો.**

**ધ્રુજારી**, (સ્રી.) **ધ્રુજારો**, (પુ.) કંપવું કે ધ્રૂજવું તે, કંપારી; trembling, shivering: (૨) કંપ, a quake: **ધ્રુજારો**,(પુ.) રોમાંચ; a thrill: (૨) રોમાચક સિદ્ધિ; a thrilling achievement. **ધ્રુજાવવું**, (સ. ક્રિ ) 'ધ્રૂજવું'નું પ્રેરક.

**ધ્રુપદ**, (પું.) ગાયનનો એક પ્રકાર; a peculiar mode of singing or music: (૨) એક પ્રકારનો સંગીતનો તાલ, a kind of rhythm: (૩) ગીતની ટેક; the introductory, repeated stanza or basic line of a song.

**ધ્રુવ**, (વિ.) સ્થિર, steady: (૨) સ્થાવર, immovable: (૩) અડગ, નિશ્ચિત; firm, fixed: (૪) પૃથ્વીના ઉત્તર અને દક્ષિણ છેડામાંનો પ્રત્યેક, the North Pole, the South Pole: (૫) પૃથ્વીના ઉત્તર છેડા પાસેનો અવિચળ તારો; the North-star, the Pole-star (૬) એ નામનો ઉત્તાનપાદનો પુત્ર અને વિષ્ણુનો પરમભક્ત; name of the son of Uttanpad and the great devotee of Lord Vishnu: **—વૃત્ત**, (ન.) પૃથ્વીના ઉત્તર કે દક્ષિણ છેડાઓની આસપાસનો ૬૬॥° થી ૯૦° અંશ સુધીનો પ્રદેશ; either of the polar regions–the Arctic or the Antarctic region.

**ધ્રુસકો**, (પું.) મોટેથી રડવું તે; a loud cry of wailing or lamentation.

**ધ્રૂજ**, (સ્રી.) જુઓ **ધ્રુજારી**. **—વવું**, (સ. ક્રિ.) જુઓ **ધ્રુજાવવું**, **ધ્રૂજવું**, (અ. ક્રિ.) થરથરવું, કંપવું; to tremble, to shiver.

**ધ્વજ**, (પુ.) ધજા, વાવટો; a flag, a banner: **—વંદન**, (ન.) ધ્વજને વંદન કરવું તે; flag salutation.

**ધ્વનિ**, (પું.) અવાજ; sound: (૨) કટાક્ષનું સૂચન કરવાની શબ્દની શક્તિ, વ્યંજના; a word's power of suggesting irony or sarcasm: (૩) ઇશારો, સંકેત, સૂચન; hint, allusion, suggestion.

**ધ્વસ્ત**, (વિ.) સમૂળું નાશ કરેલું કે પામેલું; uprooted, totally destroyed or ruined. (પાયમાલી; ruin.

**ધ્વંસ**, (પું.) વિનાશ; destruction: (૨)

## ન

**ન**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો વીસમો વ્યંજન; the twentieth consonant of the Gujarati alphabets: (૨) (અ.) ના, નહિ; no, not: (૩) નકારસૂચક પૂર્વગ; a prefix implying negation.

**નઈ**, (સ્ત્રી.) એક શાકફળ, દૂધી; a white-pumpkin.

**નકટું**, (વિ.) જુઓ **નાકકટ્ટું**.

**નકરું**, (વિ.) કરમુક્ત; free or exempt from taxation: (૨) સંપૂર્ણરીતે મુક્ત, બંધનરહિત; completely free, absolute, unrestrained: (૩) શુદ્ધ, નિર્ભેળ; pure, unmixed: (૪) તદ્દન, સાવ, નર્યું; downright: (૫) અલગ, એકલું; separate, lonely.

**નકલ**, (સ્ત્રી.) મૂળ પરથી કરેલું બીજું લખાણ; a copy, a transcript: (૨) પ્રત, a copy, a unit: (૩) અનુકરણ; imitation: (૪) જોડી કાઢેલી વાર્તા; a fabricated tale or story: **નકલી**, (વિ.) બનાવટી, કૃત્રિમ; fabricated, artificial: (૨) (પું) મશ્કરો, બીજાના હાવભાવનું હાસ્યાસ્પદ અનુકરણ કરનાર; a clown, a mimic.

**નકશી**, (સ્ત્રી.) કોતરકામ; engraving: **–દાર**, (વિ.) નકશીવાળું; engraved: **–કામ**, (ન.) નકશી.

**નકશો**, (પું.) આલેખ, સ્થળ કે પ્રદેશનો પદ્ધતિસર આલેખ; a sketch, a map.

**નકામું**, (વિ.) નિરુપયોગી; useless: (૨) ફોકટ; fruitless, vain: (૩) બેકાર; unemployed, idle, inactive: (૪) (અ.) uselessly, purposelessly, unnecessarily.

**નકાર**, (પું.) ના, negation (no): (૨) અસ્વીકાર, સંમતિનો અભાવ; rejection, refusal, denial, negation: **–વું**, (સ. ક્રિ.) ના પાડવી, અસ્વીકાર કરવો; to negative, to refuse, to deny, to reject: **નકારાત્મક**, (વિ.) નિષેધક, અસ્વીકાર કે અસંમતિ સૂચક; negative, non-agreeing, non-accepting.

**નકારું**, (વિ.) દુષ્ટ, નઠારું; wicked, bad: (૨) નકામું; useless: (૩) હઠીલું, જિદ્દી; obstinate. (bearer.

**નકીબ**, (પું.) છડીદાર, ચોપદાર; a mace-

**નકુલ, નકુળ**, (પું.) નોળિયો; mongoose: (૨) સૌથી નાનો પાંડવ; the name of the youngest Pandava.

**નકૂચો**, (પું.) તાળું દેવા વગેરે માટેનો આંકડો; a hook or staple for locking, etc..

**નકોરડો, નકકોરડો, નકોડો**, (વિ.) (પું.) કાંઈપણ ખાધાપીધા વિનાનો, સંપૂર્ણ (ઉપવાસ); a strict or perfect (fast).

**નક્કર**, (વિ.) પોલાણ કે અવકાશરહિત; solid, compact: (૨) કઠણ; hard: (૩) સાચું, આધારભૂત; true, authentic.

**નક્કી**, (વિ.) ચોક્કસ; sure, certain, fixed: (૨) નિશ્ચિત; decided, definite: (૩) દોષ કે ભૂલરહિત; exact: (૪) આધારભૂત, ખાતરીવાળું; reliable.

**નક્કુર**, (વિ.) જુઓ **નક્કર**.

**નક્ષત્ર**, (ન.) અમુક તારાઓનો સમૂહ; a collection or group of stars: (૨) ખગોળ અને જ્યોતિષશાસ્ત્રના ૨૭ તારાસમૂહ-માંનું કોઈ એક; a constellation: **–નાથ, –પતિ**, (પું.) ચંદ્ર; the moon.

**નખ**, (પું.) આંગળાંના છેડા પરનું હાડકું; a finger or toe-nail: (૨) પશુપંખીનો નહોર; a claw.

**નખરાળું, નખરાંખોર, નખરાંબાજ,** (વિ.) લટકાં કરે એવું; prudish, coquettish.
**નખરું, નખરાં,** (ન.) સ્ત્રૈણ કે શંગારિક હાવભાવ, લટકા; prudery, coquetry.
**નખલી,** (સ્ત્રી.) એક પ્રકારનું સ્ત્રીઓ માટેનું કાનનું ઘરેણું; a kind of ear-ornament for women
**નખલો,** (પું.) નખથી થયેલો ઉઝરડો કે જખમ; a bruise or wound caused by a nail.
**નખશિખ,** (અ.) પગથી માથા સુધી; from the foot to the head, from heel to head: (૨) સંપૂર્ણરીતે: completely: (૩) (વિ.) સર્વાંગી, સંપૂર્ણ, અકગ, પાકું, નિર્ભેળ; all-out, downright, absolute, complete, unmixed.
**નખિયું,** (ન.) નખ કાપવાનું સાધન; a nail-cutter: (૨) જુઓ **નખલો**: (૩) નસ કાઢી નાખેલી શિંગ; a pod bereft of veins.
**નખી,** (વિ.) અણીદાર નખોવાળું; having sharp nails: (૨) (સ્ત્રી.) સોના વગેરેથી મઢેલો નખ; a nail inlaid with gold, etc.: (૩) તંતુવાદ્ય વગાડવાની ધાતુની વીંટી; a metallic ring for strutting a stringed musical instrument: (૪) જુઓ **નખિયું** (૧).
**નખેતર,** (વિ.) અપશુકનિયાળ, અશુભ; inauspicious: (૨) (ન.) નક્ષત્ર; a constellation.
**નખેદ,** (વિ.) નખેતર; inauspicious.
**નખોદ, નખ્ખોદ,** (ન.) વંશનો અંત કે ઉચ્છેદ; the state of having ruin of progeny or heir, end of a family-line or generation:(૨) સંપૂર્ણ તારાજી કે પાયમાલી; complete destruction or ruin' **નખોદિયું, નખ્ખોદિયું,** (વિ.) વિનાશકારક; destructive, ruinous: (૨) નિર્વંશ, વાંઝિયું; progenyless, heirless, childless
**નખોરિયું,** (ન.) જુઓ **નખલો.**
**નગ,** (પું.) પર્વત; a mountain.
**નગણું,** (વિ.) કૃતઘ્ન; ungrateful.
**નગદ,** (વિ) રોકડું; in cash or ready money: (૨) કીમતી; precious, valuable:(૩) કસવાળું; substantial, pithy: (૪) નક્કર, સંગીન; solid, compact.
**નગર,** (ન.) શહેર; a city, a town: **-ચર્ચા,** (સ્ત્રી.) લોકવાયકા, લોકમત, અફવા; talk of the town, public opinion, a rumour: **-શેઠ,** (પું.) શહેરની સૌથી પ્રતિષ્ઠિત વ્યક્તિ; a sheriff. (urban.
**નગરી,** (સ્ત્રી.) નગર: (૨) (વિ.) શહેરી;
**નગરું,** (વિ.) ગુરુ કે માર્ગદર્શક વિનાનું; having neither a preceptor nor a guide: (૨) નિર્લજ્જ; shameless.
**નગારું,** (ન.) ઢોલ, a kind of drum.
**નગીન,** (ન.) રત્ન; a jewel: **નગીનો,** (પું.) નગીન, ચાલાક માણસ; a clever or skilled man.
**નગુણું,** (વિ.) જુઓ **નગણું.**
**નગુરું,** (વિ.) જુઓ **નગરું.**
**નગ્ન,** (વિ.) કપડાં કે આચ્છાદન રહિત, નાગું; naked, nude (૨) ખુલ્લું, ઉઘાડું; bare: (૩) નિર્લજ્જ; shameless.
**નચિંત,** (વિ.) ચિંતારહિત, બેફિકર; free from worries or cares, at ease.
**નછૂટકે,** (અ.) ફરજિયાત, લાચારીથી; compulsorily, helplessly. (near, beside.
**નજદીક,** (અ.) પાસે, સાનિધ્યમાં; nigh,
**નજર,** (સ્ત્રી.) ભેટ, બક્ષિસ; a gift.
**નજર,** (સ્ત્રી.) દૃષ્ટિ; sight, vision, perception by eyes: (૨) ધ્યાન, લક્ષ; attention: (૩) ખરાબ કે ઝેરી દૃષ્ટિ; an evil or poisonous look: **-કેદ,** (સ્ત્રી.) સાદી અટકાયત, મુક્ત રીતે હરીફરી શકે એવી કેદ; simple detention: **-ચૂક,** (સ્ત્રી.) શરતચૂક, અજાણતાં થયેલી ભૂલ; an oversight, an error or mistake caused by oversight: **-ચોર,** (પું.), નજર ચૂકવીને છટકી જનાર; one who

escapes by eluding observation: -અંધી,(સ્રી.) પ્રેક્ષકોની દૃષ્ટિને થાપ આપવી તે, દૃષ્ટિભ્રમ કરવો તે; the act of making the spectators' view faulty, to make the spectators victims of mal-observation or non-observation. (બક્ષિસ; a gift, a present.
નજરાણું, (ન.) નજરાણો, (પું.) ભેટ,
નજરાવું, (અ. ક્રિ.) ખરાબ કે ઝેરી નજર લાગવી; to be the victim of evil or poisonous sight
નજરિયું, (ન.) ખરાબ કે ઝેરી નજરથી બચવા માટે માદળિયું વગેરે વાપરવા તે; the use of an amulet, etc. with a view to protection against a evil or poisonous sight.
નજરોનજર, (અ.) પ્રત્યક્ષ, આંખ સામે, at personal or direct view or (sight.
નજીક, (અ) જુઓ નજદીક.
નજીવું, (વિ) તુચ્છ, તદ્દન મહત્ત્વહીન, insignificant, quite unimportant.
નજૂમ, (પું.) જ્યોતિ શાસ્ત્ર; astrology: નજૂમી,(વિ.) જ્યોતિઃશાસ્ત્રનું કે એને લગતું; of or pertaining to astrology: (૨)(પું.) જ્યોતિ શાસ્ત્રી; an astrologer
નટ, (પું.) નાટક વગેરેના પાત્રો તરીકે કામ કરનાર, an actor, a player of a drama, etc: (૨) અંગકસરત, વગેરેનાં ખેલ કરનાર; one exhibiting physical feats: (૩) દોરડાં પર નાચનાર, વગેરે; a rope-dancer, etc.: (૪) (સંગીતશાસ્ત્રનો) એક રાગ, (music) a peculiar mode or tune: -ખટ, (વિ.) ધૂર્ત, ચાલાક; roguish, skilled, clever: -નાગર, (પું.) ચાલાક નટ, ચાલાક નટ તરીકે શ્રીકૃષ્ણ; a skilled actor, Lord Krishna as a skilled actor: -રાજ, (પુ.) ભગવાન શંકર; Lord Shiva: -વર, (પું.) જુઓ નટનાગર: નટી, (સ્રી.) સ્રી નટ, સૂત્રધારની પત્ની, an actress, wife of the chief actor.
નઠારું, (વિ.) દુષ્ટ, ખરાબ, wicked, bad: (૨) ઉપદ્રવી; harmful, injurious: (૩) તોફાની; naughty: (૪) ગંદું; dirty.
નઠોર, (વિ) લાગણીહીન, હૃદયહીન; hard-hearted, heartless: (૨) નિર્લજ્જ, નફ્ફટ; shameless.
નડતર, (સ્રી) (ન.) અડચણ, હરકત, વિઘ્ન; an obstruction, a handicap, an impediment: (૨) (ન) ભૂતપ્રેત, વગેરેથી થતી રંજાડ; troubles caused by ghosts, evil-spirits, etc..
નણદલ, નણદી, (સ્રી.) જુઓ નણંદ.
નણદોઈ, (પું.) નણદનો પતિ; the husband of one's husband's sister
નણંદ, (સ્રી.) પતિની બહેન; the sister of one's husband.
નતીજો, (પુ.) પરિણામ, ફળ; result, outcome, consequence.
નત્રવાયુ, (પું.) 'નાઇટ્રોજન'; Nitrogen.
નથ, નથડી, (સ્રી.) એક પ્રકારનું નાકનું આભૂષણ, નાકની વાળી, a kind of ornament for the nose, a nose-(ring.
નથી, (અ ક્રિ.) છે નહિ; is not.
નદ, (પું) મોટી નદી; a great, very long river.
નદી, (સ્રી) પર્વત કે સરોવરમાંથી ઉદ્ભવતો વિસ્તૃત જળપ્રવાહ; a river: -નાળું, (ન.) ઝરણું, વહેળો; a stream, a rivulet.
નધણિયાતું, નધણિયું, (વિ) માલિક કે પાલક વિનાનું, અરક્ષિત; unowned, masterless, unguarded: (૨) ભટકતું, રખડતું; wandering, stray
નનામી, (સ્રી.) મૃતદેહને લઈ જવા માટેની પાલખી જેવી વસ્તુ, ઠાઠડી; a bier.
નનામું, (વિ.) નામ વિનાનું; nameless: (૨) લખનાર કે કર્તાનાં નામ કે સહી વિનાનું; anonymous.
નન્નો, (પું.) નકાર, negation: (૨) અસ્વીકાર, નામંજૂરી; disapproval, refusal, non-acceptance, rejection.

**નપાટ, નપાવટ,** (વિ.) જુઓ **નઠારું.**

**નપાણિયું,** (વિ.) પાણી વિનાનું, સૂકું, ઉજ્જડ; waterless, dry, barren: (૨) પાણી પાયા વિના ઉગાડેલું; grown, unirrigated: (૩) ડરપોક, બાયલું; timid, cowardly: (૪) પુરુષત્વહીન; impotent.

**નપાસ,** (વિ.) જુઓ **નાપાસ.**

**નપુંસક,** (વિ.) (વ્યાકરણ) નાન્યતર જાતિનું; (grammar) of neuter gender: (૨) પુરુષત્વહીન; impotent: (૩) (પું.) પાવૈયો, હીજડો; a eunuch, an impotent man: **–ત્વ,** (ન.) પુરુષત્વહીનતા; impotency.

**નફકરું,** (વિ.) જુઓ **નફિકરું.**

**નફટ, નફ્ફટ,** (વિ.) નિર્લજ્જ, ઉદ્ધત; shameless, rude, immodest: **નફટાઈ,** (સ્ત્રી) નિર્લજ્જપણું; shamelessness

**નફરત,** (સ્ત્રી.) ઘૃણા, તિરસ્કાર; strong dislike, repulsion, hatred.

**નફાખોર,** (વિ.) વધારે પડતો નફો ખાવાની વૃત્તિવાળું; inclined to profiteering: **–રી,** (સ્ત્રી.) એવી વૃત્તિ; profiteering

**નફિકરું,** (વિ.) ચિંતા કે જવાબદારી વિનાનું, મસ્ત, having neither anxieties nor responsibilities, devil-may-care.

**નફેરી,** (સ્ત્રી) ઢોલ જેવું એક વાદ્ય, a drum-like musical instrument.

**નફો,** (પું) લાભ, ફાયદો; profit, gain, advantage: (૨) કમાણી; earning, dividend: **–તોટો,** (પું.) નફોનુકસાન, લાભ અને હાનિ; profit and loss: (૨) એ નામની અંકગણિતની શાખા, a branch of arithmetic so-named.

**નફ્ફટ,** (વિ) જુઓ **નફટ.**

**નબળાઈ,** (સ્ત્રી.) અશક્તિ, કમજોરી; weakness, debility: (૨) ખામી, ક્ષતિ; short-coming, draw-back: (૩) લાચારી; helplessness.

**નબળું,** (વિ.) અશક્ત, કમજોર; weak: (૨) તકલાદી; frail, fragile: (૩) આધાર કે ભરોસો ન રાખી શકાય એવું; not trustworthy, unreliable: (૪) લાચાર; helpless. (૨) અનાથ; orphan.

**નબાપું,** (વિ.) બાપ વિનાનું; fatherless:

**નબી,** (પું.) જુઓ **પયગંબર.**

**નબીરો,** (પું.) પૌત્ર; a grandson.

**નભ,** (ન.) આકાશ; the sky.

**નભવું,** (અ ક્રિ) ટકવું, ટકી રહેવું, to last, to abide, to endure, to continue, to stand against: (૨) નિર્વાહ થવો, પોષાવું; to be maintained or nourished: (૩) જારી રહેવું; to continue, to be held on: (૪) અલ્પસમય માટે થવું; to happen temporarily.

**નભાવ,** (પું) ટકી રહેવું તે; an abiding, endurance, standing against: (૨) ગુજારો, પોષણ; maintenance, nourishment: **–વું,** (સ. ક્રિ.) નભવુંનું 'પ્રેરક'.

**નમક,** (ન.) જુઓ **નિમક.**

**નમણ,** (ન.) નમસ્કાર, નમવું તે; a salutation, a bowing: (૨) દેવમૂર્તિને સ્નાન કરાવ્યું હોય એ પાણી; the water in which an idol of a god is bathed

**નમણું,** (વિ.) નમેલું, bowed: (૨) ઢળતું, વાંકું; inclined, curved: (૩) સુંદર કે આકર્ષક વળાંકવાળું; beautifully curved. curved and well-shaped. **નમતું,** (વિ.) ઢળતું; inclined, bending low: (૨) ઢીલું; loose: (૩) નમ્ર, તાબે થવાની વૃત્તિવાળું; humble, yielding (૪) સમાધાનકારક; compromising: (૫) (ત્રાજવાનું પલ્લું, વગેરે) એક બાજુ ઢળતું; (a scale of balance, etc.) going down on one side: (૬) (ન.) તાબેદારી સ્વીકારવી તે, પીછેહઠ; a yielding, a retreat: (૭) નમવું તે; a bowing or bending down.

**નમન,** (ન.) નમસ્કાર; a bowing in reverence.

**નમવું,** (સ. ક્રિ.) નીચા વળવું; to bend down: (૨) નમસ્કાર કરવા; to bow down in reverence, to salute.

**નમાજ, નમાઝ,** (સ્ત્રી.) (ઇસ્લામ) બંદગી; (Islam) prayer to God, a divine service: **–પઢવી,** (સ્ત્રી.) બંદગી કરવી; to pray to God, to offer a divine service. ((૨) અનાથ; orphan.

**નમાયું,** (વિ.) મા વિનાનું; motherless:

**નમાર,** (પું.) જુઓ **નીવાર.**

**નમાલું,** (વિ.) જુઓ **નિર્માલ્ય.**

**નમૂછિયું,** (વિ.) મૂછ વિનાનું; having no moustache: (૨) મૂછો ન રાખતું; clean shaven: (૩) જુઓ **નપાણિયું:** (૩) અને (૪). (રૂપ; best, ideal.

**નમૂનેદાર,નમૂનાદાર,** (વિ.) ઉત્તમ, આદર્શ-

**નમૂનો,** (પું.) જેના પરથી નકલ બનાવી હોય એ મૂળ વસ્તુ; an original thing: (૨) વાનગી; a model, a sample, a pattern: (૩) પ્રતિકૃતિ; a model.

**નમ્ર,** (વિ.) વિનયી, સાલસ; courteous, humble: (૨) સંસ્કારી; civil: (૩) આજ્ઞાંકિત; obedient: (૪) નમતું આપે એવું; submissive: **–તા,** (સ્ત્રી.) વિનય વગેરે; courtesy, civility, etc.

**નય,** (પું.) સદાચાર; good conduct or behaviour: (૨) રાજનીતિ; politics, the political science: (૩) તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત; a philosophic doctrine.

**નયણું,** (વિ.) જુઓ **નરણું.**

**નયન,** (ન.) ચક્ષુ, આંખ; one of the eyes: (૨) વહન કરવું-લઈ જવું તે; a carrying, transport: (૩) દોરવણી, માર્ગદર્શન, guidance, directing.

**નર,** (પું.) નરજાતિનું પ્રાણી; a male: (૨) પુરુષ, a man: (૩) માનવી; a human-being: (૪) નકૂચામાં બેસાડવાનો ખીલો, વગેરે; a nut or hook to be fitted into a hinge.

**નરક,** (ન.) મૃત્યુ બાદ પાપીને સજા કરવા માટેનું કાલ્પનિક યાતનામય સ્થળ, દોજખ; hell, inferno:(૨) વિષ્ટા; excrement.

**નરકેસરી,** (પું.) સિંહ જેવો શક્તિશાળી વીર-પુરુષ; a man as strong and brave as a lion, a lion-hearted man.

**નરઘું,** (ન.) તબલાંની જોડીમાંનું એક; one of the pair of musical drum-like instruments.

**નરજાતિ,** (સ્ત્રી.) પુરુષવર્ગ; the male-class: (૨) (વ્યા) પુંલ્લિંગ; (grammar) the masculine gender.

**નરડી,** (સ્ત્રી.) **નરડો,** (પું.) ગળું; the throat: (૨) શ્વાસનળી; wind-pipe.

**નરણું (નયણું),** (વિ.) (પેટ-કોઠો) ખાલી, આહાર કર્યો ન હોય એવું; empty, having taken no food: (૨) ઉપવાસી; fasting.

**નરતું,** (વિ.) દુષ્ટ; wicked: (૨) ખરાબ; bad, undesirable: (૩) ખોટું, અપ્રામાણિક; wrong, dishonest.

**નરદમ,** (વિ.) વિશુદ્ધ; pure, unmixed: (૨)એકરૂપ, વિશુદ્ધ ઘટકોનું બનેલું; homogeneous: (૩) (અ.) તદ્દન, આઠંગ; absolutely, downright, entirely.

**નરદેવ,** (પું.) રાજા; a king.

**નરનારાયણ,** (પું.) ઉત્તમ, આદર્શ પુરુષ અને ઈશ્વર, અર્જુન અને શ્રીકૃષ્ણ; the best, ideal man and god, Arjun and Lord Krishna.

**નરપતિ,** (પું.) રાજા; a king.

**નરપશુ,** (પું.) પશુ જેવો માણસ; a brutish man: (૨) અતિશય દુષ્ટ પુરુષ; an extremely wicked man.

**નરમાદા,** (ન. બ. વ.) નર અને માદા, પુરુષ અને સ્ત્રી; male and female, man and woman: (૨) એવી જોડી, યુગ્મ; a couple, a pair: (૩) નરમાદાના યુગ્મ જેવી કોઈપણ વસ્તુ, નરઘાં, વગેરે; anything like a couple,a pair of musical drums, bolt and nut, etc..

**નરમેધ,** (પુ.) માનવીને બલિ તરીકે હોમવામાં આવે એવો યજ્ઞ; a human-sacrifice.

**નરસિંહ,** (પું.) જુઓ **નૃસિંહ.**

**નરસું,** (વિ.) રસહીન, કંટાળાજનક; uninteresting, dull, tedious: (૨) દુષ્ટ; wicked.

**નરાજ**, (સ્ત્રી.) એક પ્રકારનું લોખંડનું ખોદવાનું ઓજાર, કોશ; a crow-bar.
**નરાણી**, (સ્ત્રી.) જુઓ **નરેણી**.
**નરાતાળ**, (અ.) નરદમ, તદ્દન; absolutely, down-right, entirely.
**નરાધમ**, (પું.) જુઓ **નરપશુ** (૨).
**નરાધિપ**, (પું.) રાજા; a king.
**નરું**, (વિ.) નિરોગી, તંદુરસ્ત; healthy: (૨) વિશુદ્ધ; pure, unmixed: (૩) (અ.) જુઓ **નરાતાળ**. (ઓજાર; a nail-cutter.
**નરેણી (નરાણી)**, (સ્ત્રી.) નખ કાપવાનું
**નરેશ, નરેન્દ્ર**, (પું.) રાજા; a king.
**નરોત્તમ**, (પું.) ઉત્તમ, આદર્શ પુરુષ; the best, ideal man: (૨) રાજા; a king.
**નર્ગિસ, નરગિસ, નરગેશ**, (ન.) એક પ્રકારનું ફૂલ; a kind of flower: (૨) એનો છોડ; its plant.
**નર્ત, નર્તક**, (પું.) નાચનારો; a dancer: (૨) નટ; an actor: (૩) મશ્કરો; a buffoon, a clown.
**નર્તકી**, (સ્ત્રી.) નાચનારી; a female dancer: (૨) નટી; an actress: **નર્તન**, (ન.) નાચ; dancing, a dance.
**નર્તિકા**, (સ્ત્રી.) જુઓ **નર્તકી**.
**નર્મ**, (ન.) રમત, રમતગમત; sport, pastime: (૨) આનંદ, સુખ; joy, gaiety, bliss: (૩) મજાક, મશ્કરી, jesting, humour: **–ચિત્ર**, (ન.) કટાક્ષચિત્ર; a cartoon: **–દ**, (વિ.) આનંદપ્રદ; pleasant, blissful: (૨) (પું.) એ નામનો ગુજરાતનો મહાન કવિ; the great Gujarati poet so-named: **–દા**, (વિ.) (સ્ત્રી.) આનંદ આપનારી, એ નામની પવિત્ર નદી; the Narmada river.
**નર્યું**, (વિ.) (અ.) જુઓ **નરું**.
**નલ, નળ**, (પું.) મોટું આંતરડું; the larger intestine: (૨) નળાકાર વસ્તુ; a cylindrical thing: **નલાકાર, નળાકાર**, (વિ.) નળના આકારનું; cylindrical: **નલાસ્થિ**, (ન.) પગના નળાનું હાડકું; the shin-bone.

**નલિકા**, (સ્ત્રી.) નળી; a tube, a pipe.
**નલિન**, (ન.) કમળ; a lotus flower: **નલિની**, (સ્ત્રી.) કમળનો છોડ; a lotus plant: (૨) કમળવાળું તળાવ; a lotus-pond. ((૨) આધુનિક; modern.
**નવ**, (વિ.) નવું, તાજું; new, fresh:
**નવ**, (અ.) ના, નહિ; no, not.
**નવ**, (વિ.) '૯'; 9, nine: **–ખંડ**, (પું. બ. વ.) પુરાણોમાં વર્ણવેલા પૃથ્વીના નવ મુખ્ય વિભાગો; the mythological nine main divisions or regions of the earth.
**નવજવાન, નવજુવાન**, (વિ.) (પું.) ઊગતો યુવાન; a blooming youth.
**નવજીવન**, (ન.) નવું જીવન; new life.
**નવજોત**, (સ્ત્રી.) પારસીઓનો કસ્તી પહેરવાનો વિધિ કે સંસ્કાર; the sacred-thread ceremony of the Parsees.
**નવજોબન**, (ન.) **નવજોબના**, (સ્ત્રી.) જુઓ **નવયૌવન, નવયૌવના**.
**નવટાંક**, (વિ.) શેરના આઠમા ભાગ જેટલા વજનનું, weighing one-eighth of a seer: **નવટાંકિયું**, (ન.) **નવટાંકી**, (સ્ત્રી.) એટલું માપ કે વજન કરવાનું તોલું; such a measure or such a unit of weight.
**નવડાવવું**, (સ. ક્રિ.) જુઓ **નવરાવવું**.
**નવતર, નવતરું**, (વિ.) નવીન, નવું; novel, new: (૨) આધુનિક; modern: (૩) વિચિત્ર; strange: (૪) અજ્ઞાત; unknown: (૫) આશ્ચર્યકારક; wonderful.
**નવધા**, (અ.) નવ પ્રકારે કે રીતે; in nine ways: **–ભક્તિ**, (સ્ત્રી.) નવ પ્રકારની ભક્તિ; devotion or worship in nine ways.
**નવનિધ, નવનિધિ**, (સ્ત્રી. બ. વ.) કુબેરના નવ ખજાના, the nine treasures of Kuber–the God of wealth: (૨) સંપૂર્ણ સમૃદ્ધિ, perfect prosperity.
**નવનીત**, (ન.) માખણ; butter: (૨) સત્ત્વ, સાર; cream, essence.

**નવનેળ,** (પું. બ. વ.) (સ્ત્રી.) **નવનેળાં,** (ન. બ. વ.) મહાન આફત કે મુશ્કેલી; a great calamity or trouble: (૨) (વિ.) અતિશય, પુષ્કળ, વિપુલ; profuse, extreme, plentiful.
**નવયુવક,** (પું.) જુઓ **નવજુવાન.**
**નવયૌવન, નવજોબન,** (ન.) યૌવનની શરૂઆત; the beginning or the first stage of youth.
**નવયૌવના, નવજોબના,** (સ્ત્રી.) એવી સ્ત્રી; a woman in the beginning of her youth.
**નવરચના,** (સ્ત્રી.) નવેસરથી રચવું કે આકાર આપવો તે, પુનર્રચના; reconstruction.
**નવરત્ન,** (ન. બ. વ.) નવ પ્રકારનાં રત્નો; nine kinds of jewels.
**નવરસ,** (પું. બ. વ.) કાવ્યશાસ્ત્ર અથવા સાહિત્યના નવરસ અથવા મુખ્ય ઊર્મિઓ; the nine chief sentiments or passions of poetic or literary compositions.
**નવરંગ,** (વિ.) નવા અથવા અસાધારણ રંગવાળું; having new or uncommon colours: (૨) સુંદર, મોહક; beautiful, fascinating.
**નવરંગી,** (વિ.) નવરંગ: (૨) વિવિધ આકર્ષક રંગોવાળું; having various attractive colours: (૩) યૌવનભર્યું; youthful: (૪) રૂપાળું અને આકર્ષક; beautiful and fascinating.
**નવરાઈ,** (સ્ત્રી.) જુઓ **નવરાશ.**
**નવરાત, નવરાતર,** જુઓ **નવરાત્ર.**
**નવરાત્ર,** (ન. બ. વ.) **નવરાત્રિ, નવરાત્રી,** (સ્ત્રી. બ. વ.) આસો તથા ચૈત્ર માસની સુદ એકમથી નોમ સુધીનો દેવીપૂજનો ઉત્સવ; the festivals of the worship of goddesses during the nine days of the bright halves of the Chaitra and Ashvin months.
**નવરાવવું, નવડાવવું,** (સ. ક્રિ.) 'નાહવું'નું પ્રેરક: (૨) છેતરવું, ઠગવું; to cheat: (૩) નુકસાનીમાં ઉતારવું; to cause to incur loss: (૪) અંતરિયાળ રખડાવવું; to leave in the lurch.
**નવરાશ,** (સ્ત્રી.) ફુરસદ, આરામનો સમય; leisure.
**નવરું,** (વિ.) કામ કે પ્રવૃત્તિ વિનાનું; unemployed, leisurely: (૨) નિષ્ક્રિય, આળસુ; inactive, idle.
**નવરોજ,** (પું.) વસંતસંપાત, સૂર્ય ઉત્તરગોલાર્ધમાં પ્રવેશે એ દિવસ, માર્ચની ૨૧મી તારીખ; the vernal equinox, the 21st of March: (૨) પારસીઓનું નવું વર્ષ; the new year day of the Parsees.
**નવલ,** (વિ.) નવીન, નવું, આશ્ચર્યકારક; novel, new, wonderful, amazing: (૨) (સ્ત્રી.) એવો બનાવ કે પ્રસંગ; a novel or wonderful event or incident: (૩) નવલકથા; a novel: **નવલકથા,** (સ્ત્રી.) ગદ્યમાં લખેલી કલ્પિત, મનોરંજક વાર્તા; a novel, a long, romantic story: **નવલકથાકાર,**(પું.) નવલકથાનો લેખક; a novelist.
**નવલિકા,** (સ્ત્રી.) (ગદ્યમાં લખેલી) ટૂંકી વાર્તા; a short story (in prose).
**નવલું,** (વિ.) જુઓ **નવલ** (૧).
**નવલોહિયું,** (વિ.) યુવાન, ચડતા લોહીવાળું; young.
**નવવધૂ,** (સ્ત્રી.) નવી પરણેલી કન્યા કે સ્ત્રી; a bride.
**નવશેકું,** (વિ.) કોકરવરણું; lukewarm.
**નવસાર, નવસાગર,**(પું.) ધાતુઓ ગાળવાનો ક્ષાર; ammonium chloride.
**નવસેરું, નવસર,** (વિ.) નવ સેરોવાળું; having nine strings or threads.
**નવસ્ત્રું,** (વિ.) વસ્ત્રરહિત, નાગું; undressed, naked, nude.
**નવાઈ,** (સ્ત્રી.) નવીનતા; novelty: (૨) અનાયબી, અચરજ; a wonder, an oddity: (૩) અદ્ભુતતા, અપૂર્વતા; a miracle, novelty.
**નવાજવું,** (સ. ક્રિ.) હર્ષથી માન આપવું કે સત્કારવું; to respect or welcome

gladly: (૨) ભેટ આપવી; to gift, to present. (ing:(૨)ભેટ, બક્ષિસ; a gift.
**નવાજિશ,** (સ્ત્રી.) કૃપા; favour, bless-
**નવાજૂની,** (સ્ત્રી.) તાજા સમાચાર; fresh news: (૨) મોટા ફેરફાર; great change.
**નવાજેશ,** (સ્ત્રી.) જુઓ **નવાજિશ.**
**નવાણ,** (ન.) જળાશય, નદી, તળાવ, વગેરે; a water-form, a river, a pond, etc.
**નવાણુ, નવાણું,** (વિ.) જુઓ **નવ્વાણુ.**
**નવાબ,** (પું.) સૂબો; a governor of a province: (૨) મુસલમાન રાજા; a Muslim king or ruler: **નવાબી,** (વિ.) નવાબનું કે એને લગતું; of or pertaining to a Muslim king: (સ્ત્રી.) નવાબનાં પદ અને સત્તા; the status and power of a Muslim king: (૨) આપખુદી; autocracy.
**નવાર,** (પું.) જુઓ **નીવાર.**
**નવારસ, નવારસુ, નવારસું, નવારસિયું,** (વિ.) વારસરહિત, heirless.
**નવીજૂની,** (સ્ત્રી.) જુઓ **નવાજૂની.**
**નવીન,** (વિ.) નવું; new, novel: (૨) તાજું, fresh: (૩) આધુનિક; modern.
**નવું,** (વિ.) વપરાયા વિનાનું, તાજું; new, fresh, novel: (૨) અભૂતપૂર્વ; unforeseen, uncommon: (૩) પ્રારંભનું; of the initial stage: (૩) બિનઅનુભવી, કાચું; inexperienced, raw: (૪) અપરિચિત; unfamiliar: (૫) ભિન્ન; different: (from the former): (૬) પરિવર્તન પામેલું; transformed: **—નકકોર,** (વિ.) તદ્દન નવું, quite new: **—સવું,** આધુનિક, તરતનું; modern, recent: (૨) અપરિચિત; unknown, unfamiliar.
**નવેણ,** (સ્ત્રી.) સ્વચ્છ અને પવિત્ર સ્થળ તરીકે રસોડું, a kitchen as a clean and sacred place: (૨) શરીરની સ્વચ્છ અને પવિત્ર હાલત; clean and sacred condition of the body: **નવેણિયું,** (વિ.) સ્વચ્છ અને પવિત્ર; clean and sacred: (૨) રસોડું, વગેરે પવિત્ર સ્થળે પહેરવાનું સ્વચ્છ વસ્ત્ર, અબોટિયું; a clean garment to be worn while going into a kitchen or a sacred place.
**નવેલી,** (સ્ત્રી.) જુઓ **નવવધૂ.**
**નવેસર, નવેસરથી,** (અ.) તદ્દન જુદી રીતે ફરીથી શરૂ કરીને; a new, newly.
**નવેળિયું,** (ન.) જુઓ **નેળ** (૧).
**નવેળી,** (સ્ત્રી.) જુઓ **નેળ** (૧): (૨) પાણીના નિકાલ માટેની નીક; a gutter.
**નવેળું,** (ન.) જુઓ **નેળ** (૧). (moon.
**નવેંદુ,** (ન.) સુદ બીજનો ચંદ્ર; the new-
**નવેમ્બર,** (પુ.) ખ્રિસ્તી વર્ષનો અગિયારમો માસ; the eleventh month of the Christian year.
**નવોઢા,** (સ્ત્રી.) જુઓ **નવવધૂ.**
**નવ્ય,** (વિ.) નવું, તાજું; new-fresh.
**નવ્યાશી, નવ્યાસી,** (વિ.)જુઓ **નેવ્યાશી.**
**નવ્વાણું, નવ્વાણું,** (વિ) '૯૯', '99', ninety-nine
**નશો,** (પું.) માદક વસ્તુથી ચડતો કેફ; intoxication' **નશાખોર, નશાબાજ,** (વિ.) કેફથી ઉન્મત્ત રહેતું, માદક વસ્તુનું સતત સેવન કરનારું; constantly intoxicated, addicted to intoxicants: **નશાખોરી, નશાબાજી,** (સ્ત્રી.) એવી આદત કે સ્થિતિ; such a bad habit or condition.
**નશ્વર,** (વિ.) નાશ પામે એવું; perishable: (૨) અલ્પજીવી; short-lived, transitory: (૩) મરણાધીન; mortal: (૪) તકલાદી; frail: **નશ્વરતા,** (સ્ત્રી.) નાશ પામવાનો ગુણ વગેરે; transitoriness, etc.
**નષ્ટ,** (વિ.) નાશ પામેલું, પાયમાલ; destroyed, ruined: (૨) નીચ, અધમ; low, mean, wicked
**નસ,** (સ્ત્રી.) રગ, રસ કે રક્તવાહિની; a vein, a blood-vessel: (૨) રેસો; a fibre, a thread.

**નસકોરી,** (સ્ત્રી.) **નસકોરું,** (ન.) નાકના કાણાંમાંનું કોઈ એક; a nostril: (૨) નાક; the nose: (૩) નાકનું પોલાણ; the cavity of the nose.

**નસલ,** (સ્ત્રી.) મૂળ, ઉત્પત્તિસ્થાન; the origin, the root, the birth place: (૨) વંશ; family decent, race, pedigree.

**નસિયત, નસીહત,** (સ્ત્રી.) શિખામણ; advice: (૨) ઉપદેશાત્મક ઠપકો; admonition: (૩) સજા, શિક્ષા; punishment, chastisement.

**નસીકવું,** (સ. ક્રિ.) નાક સાફ કરવું; to clean the nose.

**નસીબ,** (ન.) ભાગ્ય, પ્રારબ્ધ; fortune, fate, destiny: **-દાર, -વાન,** (વિ.) ભાગ્યશાળી; fortunate, lucky: (૨) સુખી, આબાદ; happy, prosperous: **-વાદી,** (વિ.) પ્રારબ્ધવાદી; fatalist.

**નસીહત,** (સ્ત્રી.) જુઓ **નસિયત.**

**નસ્તર,** (ન.) વાઢકાપ કે એને માટેનું સાધન; surgery or a surgical instrument.

**નહાતીધોતી,**(વિ.) ઋતુમતિ થતી હોય એવી (સ્ત્રી.); (woman) having attained puberty.

**નહાર,** (ન.) વરુ; a wolf.

**નહિ,** (અ.) ના; no, not: **-તર,** (અ.) નહિ તો; otherwise.

**નહિયું,** (ન.) નખની પાસેની કોમળ ચામડી; tender skin near (finger or toe.) nail.

**નહિવત્,** (વિ.) (અ.) લેશમાત્ર, નજીવું, જરાક; insignificant, slight, slightly.

**નહીં, નહીંતર,** જુઓ **નહિ.**

**નહેર, નહેર,** (સ્ત્રી.) મોટી નદી કે સરોવરમાંથી ખોદેલો, સિંચાઈ માટેનો જળમાર્ગ; a canal: **નહેરિયું, નહેરું,** (ન.) નાની નહેર, small c nal (૨) ઝરણું; stream, rivulet.

**નહોર,** (પું.) પંજાનો નખ; a claw: (૨) નખનો ઉઝરડો; a nail-bruise.

**નહોરા,** (પુ. બ. વ.) આજીજી, કાલાવાલા; entreaty, humble request: **નહોરિયું,** (ન) જુઓ **નહોર** (૨).

**નળિયું,** (ન.) છાપરું ઢાંકવા માટેની માટી કે સિમેન્ટની વસ્તુ; a roofing tile.

**નળી,** (સ્ત્રી.) ભૂંગળી; a tube, a narrow pipe.

**નળો,** (પું.) મોટી નળી; a big, broad tube or pipe: (૨) ઘૂંટણથી પગની પાટલી સુધીનો ભાગ કે એનું હાડકું; the shin, the shin-bone: (૩) મોટું નળાકાર વાસણ; a big cylindrical vessel.

**નંખાવું,** (અ. ક્રિ.) 'નાંખવું'નું કર્મણિ: (૨) ક્ષીણ કે અશક્ત થવું; to be worn out, to become weak: (૨) ઓકવું; to vomit.

**નંગ,** (ન.) (વસ્તુનો) એકમ; a unit of a thing, an item: (૨) પાસાદાર રત્ન; a crystallized jewel: (૩) શેખો, મૂર્ખ માણસ; an idiot: (૪) ખંધો-લુચ્ચો માણસ; a shrewd, cunning man.

**નંદ,** (પું.) જુઓ **નંદન** (૧).

**નંદ,** (પું.) આનંદ; joy, gaiety: **નંદન,** (પું.) વહાલો, આશાસ્પદ કે યશસ્વી પુત્ર; dear, promising or reputed son: (૨) (વિ.) આનંદપ્રદ; delightful: **-વન,** (ન.) ઈંદ્રનું ઉપવન; Indra's park.

**નંદવવું,** (સ. ક્રિ.) (પવિત્ર અથવા કાચની વસ્તુ) ભાંગવું, તોડવું; (of a sacred thing or a thing of glass) break.

**નંદવું,** (અ. ક્રિ.) (સ. ક્રિ.) આનંદ પમાડવો કે પામવો; to please or to be pleased.

**નંદિની,** (સ્ત્રી.) છોકરી; a girl: (૩) પુત્રી; a daughter: (૩) કામધેનુ ગાય; the divine cow having the power to fulfil all desires.

**ના,** (અ.) નહિ; no, not: (૨) (સ્ત્રી.) નકાર; negation, refusal

**નાઈલાજ,** (વિ.) જેનો ઉપાય કે ઉપચાર ન હોય એવું, incurable, having no remedy: (૨) લાચાર, helpless.

**નાઈ,** (પુ.) વાણંદ, હજામ; a barber.

**નાઉમેદ,** (વિ.) નિરાશ; disappointed.

**નાઉમેદી,** (સ્ત્રી.) નિરાશા; disappointment.

**નાક,** (ન.) શ્વાસોચ્છ્વાસ માટેનો અવયવ, નાસિકા; the nose: (૨) શાખ, આબરૂ, પ્રતિષ્ઠા; credit, reputation: (૩) મુખ્ય વ્યક્તિ કે વસ્તુ; chief or prominent person or thing: **–કટ્ટુ,** (વિ.) કપાયેલા નાકવાળું; having a cut nose: (૨) નિર્લજ્જ; shameless.

**નાકબૂલ,** (વિ.) કબૂલાત, મંજૂરી કે સંમતિ વિનાનું; without confession, sanction or agreement, unaccepted.

**નાકાબંદી, નાકાબંધી, નાકેબંદી, નાકેબંધી,** (સ્ત્રી.) કોઈ પણ સ્થળ, દેશ વગેરેનો બાહ્ય વ્યવહાર અટકાવી દેવા નાખેલો ઘેરો; a blockade.

**નાકું,** (ન.) કાણું; a hole: (૨) સોય વગેરેનું કાણું; the eye of a needle, etc.: (૩) જકાત વસૂલ કરવાનું થાણું; a customs-or toll-gate: (૪) રસ્તાઓનું મિલનસ્થળ; a junction of roads: (૫) રસ્તાનાં પ્રવેશદ્વાર કે છેડો; the entrance or end of a road: **નાકેદાર,** (પું.) જકાતથાણાનો અધિકારી; the officer in charge of a customs-gate, a toll-collector: (૨) પ્રવેશદ્વાર પરનો ચોકીદાર, a gate-keeper.

**નાખવું, નાંખવું,** (સ. ક્રિ.) ફેંકવું, ફેંકી દેવું; to throw, to throw off or away: (૨) પડતું મૂકવું, જતું કરવું; to give up: (૩) દૂર કરવું, to remove: (૪) મૂકવું; to put: (૫) ની અંદર મૂકવું કે ઉમેરવું; to put or add into: (૬) હવાલે કરવું, આપવું; to entrust, to give: (૭) ધારણ કરવું, પહેરવું; to don, to put on, to wear: (૮) છોડી દેવું, ત્યજવું; to leave, to abandon.

**નાખુદા,** (પું.) ટંડેલ; the master or captain of a ship.

**નાખુશ,** (વિ.) નારાજ; displeased: **નાખુશી,** (સ્ત્રી.) નારાજી, displeasure.

**નાખોરી,** (સ્ત્રી.) **નાખોરું,** (ન.) જુઓ **નસકોરી.**

**નાગ,** (પું.) સાપ; a serpent: (૨) દેવ તરીકે સાપ; a serpent-God: (૩) હાથી; an elephant.

**નાગકેશર, નાગકેસર,** (ન.) ઔષધ તરીકે વપરાતી સુગંધી વનસ્પતિ; fragrant herb.

**નાગચંપો,**(પું.) એક પ્રકારનો ફૂલછોડ, એનું ફૂલ, a kind of flower-plant, its flower.

**નાગડું,** (વિ.) જુઓ **નાગું.**

**નાગડો,** (પું.) એક પ્રકારનો બાવો, સાધુ, a mendicant: (૨) નિર્લજ્જ, લુચ્ચો માણસ; a shameless, cunning man.

**નાગણ, નાગણી,** (સ્ત્રી.) સાપની માદા, a female serpent: (૨) હાથણી; a she-elephant: (૩) એક પ્રકારનું ઘરેણું; a kind of ornament.

**નાગણું,** (ન.) વાસણને ઊંચકવા માટેનો દોરી-દોરડાનો ગાળો; a string or rope noose for lifting a pot or a vessel: (૨) દામણ, દામણું; a thick rope, a tether: (૩) હળની ધૂંસરીનું દોરડું; the rope of a plough yoke.

**નાગપાશ,** (પું.) નાગની આંટી જેવાં મજબૂત પકડ કે ફાંસો; a strong grip or noose like a serpent's ring: (૨) એક પ્રકારની વ્યૂહરચના; a kind of stratagem: (૩) ગાળો, ફાંસો; a noose: (૪) વરુણદેવનું શસ્ત્ર; a kind of Lord Neptune's weapon.

**નાગર,** (વિ.) નગરનું કે એને લગતું; of or pertaining to a city, urban: (૨) સંસ્કારી, સભ્ય; cultured, courteous: (૩) એ નામની જ્ઞાતિનું; of a caste so-named: (૪) (પું.) એ જ્ઞાતિની વ્યક્તિ; a person of that caste.

**નાગરણું,** (ન.) જુઓ **નાગણું.**

**નાગરમોથ,** (સ્ત્રી.) ઔષધ તરીકે વપરાતી એક વનસ્પતિ; a kind of herb.

**નાગરવેલ, નાગરવેલી,** (સ્ત્રી.) જેનાં પાન મુખવાસ તરીકે વપરાય છે એવી એક પ્રકારની વેલ; the betel plant: (૨) એનું પાન; a betel-leaf.

**નાગરિક**, (વિ.) જુઓ **નાગર** (૧): (૨) (પુ.) શહેરનો રહેવાસી; an urbanite: (૩) સ્વતંત્ર રાષ્ટ્રનો પ્રજાજન; a citizen: **–તા**, (સ્ત્રી.) citizenship.

**નાગરી**, (વિ.) જુઓ **નાગર**: (૧): (૨) નાગરજ્ઞાતિનું; of the Nagar caste: (૩) (સ્ત્રી.) શહેરી સ્ત્રી; an urbanite woman: (૪) દેવનાગરી લિપિ; the Sanskrit or the Balbodh script.

**નાગલી**, (સ્ત્રી.) એક પ્રકારનું હલકું અનાજ; a kind of coarse grain.

**નાગલોક**, (પું.) પાતાળપ્રદેશ; the underworld, the sub-terranean region.

**નાગાઈ**, (સ્ત્રી.) નિર્લજ્જપણું; shamelessness: (૨) લુચ્ચાઈ; cunningness.

**નાગું**, (વિ.) નગ્ન, ઉઘાડું; naked, nude, bare: (૨) શોભારહિત; unadorned, undecorated: (૩) નિર્લજ્જ; shameless: (૪) લુચ્ચુ, બદમાશ; cunning, roguish.

**નાગોડિયું**, (વિ.) જુઓ **નાગું**.

**નાગોરી, નાધોરી**, (પું.) મુસલમાન ભરવાડ; a Muslim shepherd.

**નાચ**, (પું.) નૃત્ય; a dance, dancing: (૨) નૃત્યનો જલસો, a dancing performance or party: (૩) તમાશો, ખેલ; an entertaining performance or party.

**નાચનારી**, (સ્ત્રી.) નાચ કરનાર સ્ત્રી; a female dancer.

**નાચવું**, (અ. ક્રિ.) નૃત્ય કરવું; to dance.

**નાચિકેત**, (પું.) અગ્નિ, અગ્નિદેવ; fire, the God of fire.

**નાચીજ**, (વિ.) મામૂલી, નજીવું; commonplace, insignificant: (૨) નકામુ; useless, worthless.

**નાછૂટકે**, (અ.) લાચારીથી, ફરજિયાત; helplessly, compulsorily.

**નાજનીન**, (સ્ત્રી.) માશૂક; a sweet-heart, a beloved: (૨) અતિશય સુંદર સ્ત્રી; a very beautiful woman.

**નાજર**, (પું.) અદાલતનો એક અધિકારી; an officer of a judicial court.

**નાજુક**, (વિ.) કોમળ; tender, delicate: (૨) નાનું, અથવા પાતળું અને કોમળ; small or thin and tender.

**નાટ**, (ન.) નૃત્ય; a dance: (૨) નાટકની રજૂઆત; a dramatic performance.

**નાટ**, (અ.) અવશ્ય, નક્કી, અલબત્ત; surely, certainly, of course.

**નાટક**, (ન.) દૃશ્ય-કાવ્ય કે સાહિત્યકૃતિ; a play, a drama: (૨) એની રંગભૂમિ પર રજૂઆત; a dramatic performance: (૩) જાહેર ફજેતી કે ભવાડો; a public disgrace or fiasco: (૪) ઢોંગ; pretence: **–કાર**, (પું.) નાટકનો લેખક; a playwright, a dramatist: (૨) નટ; an actor: **–મંડળી**, (સ્ત્રી.) a dramatic company: **–શાલા, –શાળા**, (સ્ત્રી.) નાટક રજૂ કરવાનું સ્થળ; a dramatic threatre, a play-house: **નાટકિયું**, (વિ.) નાટકનું કે એને લગતું; of or pertaining to a drama, dramatic: (૨) બનાવટી, ઢોંગી; pretentious: (૩) અવાસ્તવિક; unreal: (૪) રોમાંચક; thrilling: **નાટકી, નાટકીય**, (વિ.) જુઓ **નાટકિયું**.

**નાટિકા**, (સ્ત્રી.) ટૂંકું નાટક; a short play.

**નાટ્ય**, (ન.) નૃત્ય, અભિનય વગેરે; dancing, acting, etc.: **–કલા, –કળા**, (સ્ત્રી.) નૃત્ય અને અભિનયની કળા; the art of dancing, acting, etc., the dramatic art: **–કાર**, (પું.) જુઓ **નાટકકાર**: **–પ્રયોગ**, (પું.) નાટકની રજૂઆત; presentation of a play: **–શાસ્ત્ર**, (ન.) નાટકકળાનું શાસ્ત્ર; dramaturgy.

**નાઠાબારી**, (સ્ત્રી.) છટકવાનો માર્ગ; a way of escape.

**નાડ**, (સ્ત્રી.) રક્તવાહિની, રગ, (ખાસ કરીને હાથના અંગૂઠાના મૂળ પાસેની જેના પરથી રોગનું નિદાન થાય છે.); a vein, an

artery, the pulse, (especially, the one under the root of the thumb useful for diagnosis): (૨) ચામડાનું દોરડું; a leather rope: (૩) વૃત્તિ, વલણ; tendency, inclination: (૪) કાબૂ, અંકુશ, લગામ; control, a rein: (૫) જુઓ **નાડણ**.

**નાડણ**, (ન.) ગાડા વગેરેનું ધૂંસરું બાંધવાનું દોરડું; a rope for fastening the yoke of a cart, etc.: **નાડવું**, (સ. ક્રિ.) ચામડાના દોરડાથી બાંધવું; to fasten with a leather rope.

**નાડાછડી**, (સ્ત્રી.)વિવિધ રંગની સૂતરની દોરી; a many coloured cotton string.

**નાડી**, (સ્ત્રી.) જુઓ **નાડ**: (૧): (૨) નાની દોરી; a small string, a ribbon: (૩) પોશાકને લગાડેલી નાની દોરી; a string of a garment.

**નાડું**, (ન.) જુઓ **નાડી**: (૨) અને (૩). (૨) જુઓ **નાડાછડી**: (૩) હદ, limit.

**નાણવું**, (સ. ક્રિ.) તપાસવું; to examine, to test, to scrutinise: (૨) અજમાવવું; to try, to experiment.

**નાણાકીય**,(વિ.)પૈસા સંબંધી; monetary, financial, pecuniary.

**નાણાબજાર**, (ન.) પૈસાની ધીરધારનું બજાર, શરાફબજાર; money-market.

**નાણાભીડ**, (સ્ત્રી.) પૈસાની તંગી; financial stringency.

**નાણાંમંત્રી**, (પું.) રાજ્યનો આર્થિક બાબતોનો પ્રધાન; a finance minister of a state.

**નાણાવટ**, (સ્ત્રી.) નાણાબજાર; money-market: **નાણાવટી**, (પું.) શરાફ; a banker, a money-lender:(૨) શ્રીમંત માણસ; a wealthy man: **નાણાવટું**, (ન.) શરાફનો-પૈસાની ધીરધારનો વ્યવસાય; banking, money-lending business.

**નાણાં**,(ન.બ.વ.) પૈસા, ધન, દોલત; money, wealth:(૨) મૂલ્ય, કિંમત; price, value.

**નાણું**, (ન.) જુઓ **નાણાં**: (૧): (૨) ચલણી સિક્કો; a money-coin.

**નાત**, (સ્ત્રી.) જ્ઞાતિ; a caste: (૨) જ્ઞાતિભોજન; a caste-dinner.

**નાતરિયું**, (વિ.) (જુઓ **નાતરું**,) નાતરાનું કે તેને લગતું; of or pertaining to the widow-remarriage: (૨) નાતરાની છૂટવાળું; having the freedom or right of the widow remarriage: (૩) ભિન્ન પ્રકારનું; different.

**નાતરું**, (ન.) વિધવા-વિવાહ; the widow-remarriage: (૨) સંબંધ, નાતો; relation: (૩) જોડી ખંડિત થતાં ભિન્ન વસ્તુ મૂકી પૂર્તિ કરવી તે; the act of completing a broken pair by adding a dissimilar unit or part.

**નાતવરો**, (પું.) જ્ઞાતિભોજન; a caste-dinner.

**નાતાલ**, (સ્ત્રી.) ઈસુજયંતીથી નવા વર્ષ સુધીના ખ્રિસ્તી તહેવારો; the Christmas festivals.

**નાતીલું**, (વિ.) એક જ જ્ઞાતિનું; of the same caste.

**નાતો**, (પું.) સંબંધ; relation: (૨) મેળ; concord.

**નાથ**, (પું.) સ્વામી, માલિક; a lord, a master: (૨) પતિ; the husband: (૩) નેતા; a leader: (૪) સંન્યાસીઓ કે યોગીઓનો એક વર્ગ; a class of ascetics.

**નાથ**, (સ્ત્રી.) જુઓ **નથ, નથડી**: (૨) ભારવાહક પશુના નાકમાં નંખાતી દોરી; the nose-string of a beast of burden.

**નાથણું**, (ન.) ત્રાજવાંનાં પલ્લાંની દોરી; the string of a scale of a balance.

**નાથવું**, (સ. ક્રિ.) ભારવાહક પશુના નાકમાં નાથ નાખવી; to insert a string through the nose of a beast of burden: (૨) અંકુશમાં લેવું; to bring into control: (૩) ઉપયોગમાં લેવા અંકુશમાં લેવું; to harness: (૪) પશુને કેળવવું, પલોટવું; to train a beast.

**નાદ**, (પું.) અવાજ, ધ્વનિ; sound, noise: (૨) ગર્જના; a roar: (૩) છંદ, વ્યસન, ટેવ; addiction, habit: (૪) ગર્વ; pride: (૫) ધૂન; a whim: **નાદર**, (વિ.) ઉત્તમ પ્રકારનું; excellent, best: (૨) અસાધારણ; extraordinary.

**નાદાન**, (વિ.) બાલિશ; childish: (૨) અણસમજુ, senseless: (૩) મૂર્ખ; foolish: **નાદાનિયત, નાદાની**, (સ્ત્રી.) બાલિશતા વગેરે, childishness, etc.

**નાદાર**, (વિ.) દેવાળિયું; bankrupt, insolvent: (૨) ગરીબ, કંગાલ; poor, wretched: (૩) (પું.) એવી વ્યક્તિ; an insolvent person: **નાદારી**, (સ્ત્રી.) દેવાળું, ગરીબી; insolvency, poverty.

**નાદી, નાદીલું**, (વિ.) છંદી; addicted to: (૨) ધૂની, તોરી; whimsical: (૩) નાદવાળું; roaring, resonant.

**નાદુરસ્ત**, (વિ.) બીમાર, માંદું; sick, indisposed: **નાદુરસ્તી**, (સ્ત્રી.) બીમારી; sickness.

**નાનકડું**, (વિ.) નાનું, નાજુક; small, little, tiny.

**નાનખટાઈ**, (સ્ત્રી.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweetmeat.

**નાનપ, નાનમ**, (સ્ત્રી.) લઘુતાનો ભાવ, લઘુગ્રંથી; inferiority complex.

**નાનપણ**, (ન.) બાલ્યાવસ્થા; childhood.

**નાનાવિધ**, (વિ.) વિવિધ, અનેક પ્રકારનું; various, of different sorts: (૨) (અ.) અનેક પ્રકારે; in different ways.

**નાની**, (સ્ત્રી.) માની મા; a mother's mother, a grand-mother.

**નાનું**, (વિ.) ઓછા કે અલ્પ કદનું; small, little: (૨) સરખામણીમાં ઓછી ઉંમરનું; younger than, young: (૩) ઊતરતું, હલકું; inferior, low: **–સૂનું**, (વિ.) સામાન્ય પ્રકારનું, નજીવું; commonplace, insignificant.

**નાનો**, (પું.) માનો પિતા; mother's father, a grand-father.

**નાન્યતર**, (વિ.) (વ્યાકરણ) નપુંસક લિંગનું; of neuter gender.

**નાપસંદ**, (વિ.) અણગમતું; repulsive: (૨) અસ્વીકાર્ય, અમાન્ય; unacceptable, unaccepted, unrecognised: **નાપસંદગી**, (સ્ત્રી.) અણગમો વગેરે.

**નાપાક**, (વિ.) અપવિત્ર, અશુદ્ધ; unholy, impure.

**નાપાયાદાર**, (વિ.) પાયો કે આધાર વિનાનું; foundationless, unsupported.

**નાપાસ (નપાસ)**, (વિ.) નિષ્ફળ થયેલું; failed, unsuccessful: (૨) જુઓ **નાપસંદ**.

**નાપિક, નાપિત**, (પું.) વાળંદ, હજામ; a barber.

**નાબૂદ**, (વિ.) સમૂળું નાશ પામેલું; totally uprooted, destroyed or ruined.

**નાબૂદી**, (સ્ત્રી.) સમૂળો નાશ.

**નાભિ**, (સ્ત્રી.) ડૂંટી; the navel: (૨) કેન્દ્ર, મધ્યવર્તી ભાગ; the centre, the focus, the central part: (૩) પૈડાનો મધ્યભાગ; the nave of a wheel.

**નામ**, (ન.) સંજ્ઞા; a name, an appellation: (૨) (વ્યાકરણ) સંજ્ઞાસૂચક શબ્દ; (grammar) a noun: (૩) શાખ, પ્રતિષ્ઠા; credit, reputation: (૪) યાદગીરી, સ્મૃતિ; memory: **–ક**, (વિ.) અમુક નામનું; so-named: **–કરણ**, (ન.) બાળકનું નામ પાડવાનો વિધિ; the naming ceremony of a child.

**નામકક્કર**, (વિ.) બોલ્યું કે કબૂલાત ફેરફ કરનારું, સંમત થયા બાદ ફરી જનારું; denying, disowning.

**નામચીન**, (વિ.) પ્રખ્યાત, પ્રતિષ્ઠિત; famous, reputed.

**નામઠામ**, (ન.) નામ અને ઠેકાણું, સરનામું; (a person's) name and address.

**નામદાર**, (વિ.) જુઓ **નામચીન**. (૨) માનનીય; honourable.

**નામધારી**, (વિ.) નામ ધરાવતું; having a name: (૨) કેવળ નામનું; nominal:

(૩) ઢોંગી, જૂઠું; pretentious, fake, false. (tion, fame.
**નામના,** (સ્ત્રી.) પ્રતિષ્ઠા, કીર્તિ; reputa-
**નામરજી,** (સ્ત્રી.) અનિચ્છા; absence of will, disinclination.
**નામર્દ,** (વિ.) પુરુષત્વહીન, બાયલું, સ્ત્રૈણ; impotent, cowardly, effeminate: **નામર્દાઈ, નામર્દી,** (સ્ત્રી.) બાયલાપણું.
**નામવર,** (વિ.) જુઓ **નામચીન.**
**નામવું,** (સ. ક્રિ.) રેડવું; to pour: (૨) (અ. ક્રિ.) ની તરફ જવું કે વળવું; to go or turn towards.
**નામશેષ,** (વિ.) સમૂળું નાશ પામેલું; totally destroyed.
**નામંજૂર,** (વિ.) અસ્વીકાર્ય, અસ્વીકૃત; unacceptable, unaccepted, rejected: **નામંજૂરી,** (સ્ત્રી.) અસ્વીકાર; non-acceptance, rejection.
**નામાંકિત, નામી,** (વિ.) જુઓ **નામચીન:** (૨) જાણીતું; well-known.
**નામુનાસબ, નામુનાસિબ,** (વિ.) અયોગ્ય, અણછાજતું; improper, unbecoming.
**નામુરાદ,** (વિ.) નિરાશ; disappointed.
**નામું,** (ન.) આવકજાવક વગેરેનો હિસાબ; a credit and debit account: (૨) વર્ણન, ઇતિહાસ; a description, a narrative, history: (૩) હક, લાગો; a right, a rightful payment due from.
**નામે,** (અ.) ને ખાતે ઉધારીને, શાખ પર; on credit: (૨) નામથી; by name.
**નામેરી,** (વિ.) સમાન નામ ધરાવતું, નામરાશિ; having similar name, namesake.
**નામોશી,** (સ્ત્રી.) પ્રતિષ્ઠાહાનિ; disgrace, disrepute: (૨) કલંક; a stigma.
**નાયક,** (પું.) મુખ્ય વ્યક્તિ, આગેવાન; a chief person, a leader: (૨) સાહિત્યકૃતિનું મુખ્ય પાત્ર; the hero of a play, novel, etc.: (૩) એ નામની જ્ઞાતિ કે અટક; a caste or surname so-named.
**નાયકણ, નાયકણી,** (સ્ત્રી.) જુઓ **નાયકા.**
**નાયકા,** (સ્ત્રી.) સ્ત્રી નૃત્યકાર; a female dancer (૨) વેશ્યા; a prostitute, a harlot. (of a wheel.
**નાયડી,** (સ્ત્રી.) પૈડાની નાભિ; the nave
**નાયડી,** (સ્ત્રી.) ચામડાની પાતળી દોરી; a thin string of leather.
**નાયબ,** (વિ.) ગૌણ, મદદનીશ; subordinate, assistant, deputy.
**નાયિકા,** (સ્ત્રી.) સાહિત્યકૃતિનું મુખ્ય સ્ત્રીપાત્ર; a heroine of a play, novel, etc.: (૨) આગેવાન સ્ત્રી; a female leader: (૩) જુઓ **નાયકા.**
**નાર,** (સ્ત્રી.) નારી, સ્ત્રી; a woman.
**નારકી, નારકીય,** (વિ.) નર્કનું કે એને લગતું; of or pertaining to hell or inferno, hellish, infernal.
**નારદ,** (પું.) એ નામના દેવર્ષિ, બ્રહ્માના પુત્ર; a divine sage so-named, the son of Lord Brahma: (૨) વિઘ્નસંતોષી વ્યક્તિ; a mischief-monger, an instigator of quarrels or discord: **–વિદ્યા,** (સ્ત્રી.) **–વેડા,** (પું. બ. વ.) વિઘ્નો ઊભાં કરવાની કે કજિયા કરાવવાની કળા; the skill of mischief-mongering.
**નારંગી,** (સ્ત્રી.) એક પ્રકારનું ફળઝાડ; an orange tree: (૨) એનું ફળ; an orange: (૩) (વિ.) નારંગી રંગનું; of orange colour.
**નારા,** (સ્ત્રી.) પાણી; water: (૨) ઝરણું, વહેળો; a stream, a rivulet.
**નારાચ,** (ન.) લોઢાનું તીર કે બાણ; an iron arrow: (૨) (પું.) એક પ્રકારનો છંદ; a kind of metre.
**નારાજ,** (વિ.) નાખુશ, અસંતુષ્ટ; displeased, dissatisfied. **નારાજી,** (સ્ત્રી.) નાખુશી; displeasure.
**નારાયણ,** (પું.) ભગવાન વિષ્ણુ; Lord Vishnu: (૨) એ નામના એક ઋષી; a sage so-named: (૩) સંન્યાસી; a recluse: **નારાયણી,** (સ્ત્રી.) દુર્ગાદેવી,

લક્ષ્મીદેવી, the Goddess Durga, the Goddess Lakshmi.

**નારિકેર, નારિકેલ, નારીકેર, નારીકેલ, નાલિકેર,** (ન.) જુઓ **નારિયેળ.**

**નારિયેળ,** (ન.) તાડના વર્ગના વૃક્ષનું ફળ, શ્રીફળ; a coconut: **નારિયેળી,** (સ્ત્રી.) એ નામનું વૃક્ષ; a coconut tree.

**નારી,** (સ્ત્રી.) સ્ત્રી; a woman: **-જાતિ,** (સ્ત્રી.) સ્ત્રીજાતિ; women as a class: (૨) (વ્યા.) સ્ત્રીલિંગ; (grammar) the feminine gender.

**નારુ,** (પું.) વસવાયો; a member of the lower working class of a village: (૨) વસવાયાનો લાગો; rightful payment due to such a member: **-કારુ,** (વિ.) વસવાયાના વર્ગનું કે હલકી જાતિનું; of the lower working class or lower caste.

**નાલાયક,** (વિ.) યોગ્ય લાયકાત વિનાનું, અયોગ્ય; not properly qualified, unworthy, unfit: **નાલાયકી,** (સ્ત્રી.) unfitness, unworthiness.

**નાલિ, નાલી,** (સ્ત્રી.) શિરા, નસ; a vein, an artery: (૨) નીક, મોરી; a drain, a gutter.

**નાલેશી, નાલેસી,** (સ્ત્રી.) નિંદા, બદખોઈ; slander, calumny: (૨)બદનક્ષી; libel.

**નાવ,** (સ્ત્રી.) નાનું વહાણ, પનાઈ, હોડી; a small ship, a ferry: a boat: **નાવડી,** (સ્ત્રી.) **નાવડું,** (ન.) નાની હોડી; a small ferry or boat.

**નાવણ,** (ન.) સ્નાન; a bath, a bathing: (૨) સ્નાન માટેનું પાણી; bathing water: (૩) સ્ત્રીનું રજોદર્શન, આર્તવ; the menstrual discharge: (૪) સ્ત્રીનું ઋતુસ્નાન; a woman's bath at the end of menses: **નાવણિયું,** (ન.) સ્નાન: (૨) સ્નાન કરવાનાં સ્થળ કે ઓરડી; a bathing place, a bath-room.

**નાવલિયો, નાવલો,** (પું.) (વહાલમાં) પતિ; (endearingly) the husband.

**નાવાકેફ,** (વિ.) અપરિચિત, અજાણ્યું; unfamiliar, unacquainted.

**નાવારસ, નાવારસી,**(વિ.)વારસદાર વિનાનું; heirless: (૨) નધણિયાતું; ownerless.

**નાવિક,** (પું.) વહાણવટી, ખલાસી, ખારવો; a sailor, a boatman: (૨) સુકાની, કર્ણધાર; helmsman, a steersman.

**નાવી,** (પું.) વાળંદ, હજામ; a barber.

**નાશ,** (પું.) અસ્તિત્વ મિટાવી દેવું તે; destruction, annihilation: (૨) પાયમાલી; ruin: (૩) સંહાર; annihilation: (૪) હાનિ, નુકસાન; harm, damage, loss: (૫) મૃત્યુ; death: **નાશક, નાશકારક,** (વિ.) નાશ કરનારું; destructive, ruinous: **નાશન,** (વિ.) જુઓ **નાશક,** (ન.) જુઓ **નાશ, નાશવંત, નાશવાન,** (વિ.) નશ્વર; perishable, destructible.

**નાસ,** (પું.) રોગનિવારણ માટે શ્વાસ વાટે વરાળ કે ધુમાડો લેવાં તે; inhalation of vapour or smoke with a view to curing a disease.

**નાસણું,** (ન.) નાસી જવું તે, નાસભાગ, પીછેહઠ; a running away, a retreat.

**નાસપતી,** (સ્રી.) (ન.) એક ફળઝાડ: (૨) એનું ફળ; a pear-tree: (૩) a pear.

**નાસભાગ,** (સ્રી.) ઉતાવળે કે ગભરાટમાં બચાવ માટે દોડાદોડ કે પીછેહઠ કરવાં તે; a hurried or confused running away or retreat.

**નાસમજ,** (વિ.) જુઓ **નાદાન.**

**નાસવું,** (અ. ક્રિ.) દોડવું; to run: (૨) ગભરાટમાં બચાવ માટે દોડવું, ભાગવું; to run away: (૩) ગુનો છુપાવવા કે સજામાંથી છટકવા સ્થળાંતર કરવું; to abscond: (૪) પીછેહઠ કરવી; to retreat.

**નાસા,** (સ્ત્રી.) નાક; the nose: **-ગ્ર,** (ન.) નાકનું ટેરવું; the tip of the nose.

**નાસાનાસ, નાસાનાસી,** (સ્ત્રી.) જુઓ **નાસભાગ.**

**નાસાબિત,** (વિ.) પુરવાર કે સિદ્ધ ન થયેલું; not proved, established or supported, unfounded.

**નાસિકા,** (સ્ત્રી.) નાક, the nose.

**નાસિપાસ, નાસીપાસ,** (વિ.) નિરાશ, ખિન્ન; disappointed, dejected.

**નાસિપાસી, નાસીપાસી,**(સ્ત્રી.) નિરાશા, ખિન્નતા; disappointment.

**નાસૂર,** (ન.) એક પ્રકારનો રોગ જેમાં નાક, ગળું, વગેરે પર ચાઠું પડે છે; an ulcer of the nose or the throat.

**નાસેડુ,** (વિ.) (પું.) નાસી જવાની વૃત્તિવાળું કે નાસી જનાર (માણસ); (a person) inclined to run away or running away.

**નાસ્તિ,** (સ્ત્રી.) ગેરહાજરી, હયાતિનો અભાવ; absence, non-existence: **નાસ્તિક,** (વિ.) (પું.) ઈશ્વરના અસ્તિત્વમાં ન માનનાર, ધર્મમાં શ્રદ્ધા ન રાખનાર; atheistic, an atheist: **નાસ્તિકતા,**(સ્ત્રી.)**નાસ્તિકપણું, નાસ્તિક્ય,** (ન.) ઈશ્વર અને ધર્મ વગેરેમાં અશ્રદ્ધા; atheism.

**નાસ્તો,** (પું.) દિવસનું પ્રથમ હળવું ભોજન, શિરામણ; a breakfast

**નાહક,** (અ.) નકામું, નિરર્થક, વિના કારણે; uselessly, unnecessarily, purposelessly: (૨) અન્યાયી રીતે; unjustly.

**નાહવું,** (અ. ક્રિ.) સ્નાન કરવું; to bathe.

**નાળ,** (પું.) ઘોડા, બળદ ઇ. ખરીમાં જડવામાં આવતી લોખંડની પટ્ટી; a horse shoe.

**નાળ,** (પું.) કમળ વગેરેની દાંડી, નાલ; the stalk of a lotus, etc: (૨) લાંબી, સાંકડી નળી; a long, narrow tube or pipe: (૩) ગર્ભવાસ દરમિયાન બાળકના પોષણ માટેની એની દૂંટી સાથે જોડાયેલ રગ કે નસ; the umbilical chord: (૪) (સ્ત્રી.) નળિયું; a roofing tile. (૫) બંદૂકની નળી; a barrel.

**નાળચું,** (ન.) પ્રવાહી રેડવા માટેની પહોળા મોઢાવાળી નળી; a funnel.

**નાળું,** (ન.) ઝરણું, વહેળો; a stream, a rivulet: (૨) ગટરનાળું; a sewer.

**નાંખવું,** (સ. ક્રિ.) જુઓ **નાખવું.**

**નાંગર,** (ન.) લંગર; an anchor.

**નાંગરવું,** (સ. ક્રિ.) લંગર નાખવું; to anchor: (૨) સ્થિર કે દૃઢ કરવું; to steady, to make firm or motionless.

**નાંદિ,** (સ્ત્રી.) આશીર્વાદ કે ભક્તિભાવાત્મક શ્લોક; a benedictory or devotional stanza: (૨) એવો નાટકનો પ્રારંભિક શ્લોક; such a stanza at the opening of a drama.

**નાંધડિયું, નાંધલું,** (વિ.) નાનું, નાની વયનું; small, little, young.

**નિકટ,** (વિ.) પાસેનું; nearby, neighbouring: (૨) (અ.) પાસે; near, nigh: **–વર્તી,** (વિ.) પાસે રહેલું; lying or situated near.

**નિકર,** (પું.) સમૂહ, જથ્થો; a group, an assemblage, a collection: (૨) ખજાનો, ભંડાર; a treasure. (nickel.

**નિકલ,** (સ્ત્રી.) ચાંદી જેવી ધાતુ, કલાઈ;

**નિકષ,** (પું.) સરાણ; a whet-stone, a sharpening-stone: (૨) કસોટી; a test: (૩) કસોટી કરવાનો પથ્થર; a touchstone.

**નિકંદન,** (ન.) સમૂળો નાશ કે પાયમાલી; total destruction or ruin.

**નિકા,** (પું.) જુઓ **નિકાહ.**

**નિકાય,** (પું.) રહેઠાણ, ઘર, an abode, a house: (૨) શરીર; the body: (૩) સમૂહ; an assemblage, a collection.

**નિકાલ,** (પું.) પતાવટ, ફેંસલો, settlement, disposal: (૨) નિર્ણય, ચુકાદો; decision, judgment, an award: (૩) નીકળવાનો માર્ગ; an opening, a passage, a way-out.

**નિકાશ, નિકાસ,** (સ્ત્રી.) માલ પરદેશ મોકલવો તે; export: (૨) બહાર જવું; આવવું તે; an egress, a coming or going out.

**નિકાસવું**, (સ. ક્રિ.) માલ પરદેશ મોકલવો; to export: (૨) બહાર કાઢવું; to issue, to throw out.

**નિકાહ, નિકા**, (પું.) (મુસ્લિમ) લગ્ન; (Muslim) marriage, wedding.

**નિકુંજ**, (સ્રી.) ઝાડની ઘટા, ઝાડી; a grove, a thicket.

**નિકેતન**, (ન.) રહેઠાણ, ઘર; an abode, a house: (૨) સ્થાન; a place.

**નિક્ષેપ**, (પું.) ફેંકવું તે; a throwing at or on: (૨) મોકલવું તે; a sending or despatching away: (૩) ત્યાગ; an abandoning, a giving up: (૪) થાપણ, ન્યાસ; a depositing, a thing or money deposited.

**નિખર્વ**, (પું.) સો અબજની સંખ્યા, ૧૦૦૦૦૦૦૦૦૦૦૦; the number ten thousand millions, 100000000000.

**નિખાર**, (પું.) ધોવું, નિખારવું તે, કાપડની કાંજી દૂર કરવી તે; a washing or cleaning, the removal of starch from cloth: (૨) કાંજી, ખેળ; starch, bleaching powder: (૩) સમુદ્રની મોટી ઓટ; a big ebb of the sea: (૪) ઓટ અને ભરતી વચ્ચેના સમયની પાણીની સપાટીની સ્થિરતા; the level state of the sea water between the times of ebb and tide.

**નિખારવું**, (સ. ક્રિ.) ધોવું, સાફ કરવું; to wash, to clean: (૨) કાપડની કાંજી દૂર કરવી; to remove starch from cloth.

**નિખાલસ**, (વિ.) ભોળું, કપટરહિત; simple or open-hearted, frank, tactless: **–તા**, (સ્રી.) ભોળપણ વગેરે; frankness, etc.

**નિખિલ**, (વિ.) સઘળું, બધું; entire, all, whole.

**નિગડ**, (ન.) બેડી; fetters, shackles: (૨) હાથીના પગે બાંધવાની સાંકળ; a chain to fasten an elephant's leg.

**નિગમ**, (પું.) ધર્મશાસ્ત્ર, વેદો; the scriptures, metaphysics, the Vedas: (૨) પરમાત્મા; the Supreme Being, God: (૩) અંત, પરિણામ; the end, outcome, result: **–ન**, (ન.) પરિણામ, સાર, ફલશ્રુતિ; conclusion, result, outcome: (૨) નિકાલ, ફેંસલો; disposal, settlement.

**નિગમવું**, (સ. ક્રિ.) દૂર કરવું, ટાળવું; to avoid, to get rid of, to evade: (૨) (અ. ક્રિ.) વીતવું, ગુજરવું; to elapse, to pass.

**નિગાહ**, (સ્રી.) દૃષ્ટિ, નજર; a look, a sight, a glance: (૨) ધ્યાન, કાળજી, સંભાળ; attention, care: (૩) મહેરબાની; favour.

**નિગાળ, નિગાળો**, (પું.) ગાળતાં રહેલો કચરો; a sediment, residual dirt: (૨) ઘાડો રસ કે પદાર્થ; viscous juice or substance.

**નિગાળવું**, (સ. ક્રિ.) ટીપે ટીપે પાડવું; to cause to fall in drops.

**નિગૂઢ**, (વિ.) અગમ્ય, રહસ્યમય, ઊંડું; imperceptible, mysterious, deep: (૨) ગુપ્ત, સંતાડેલું; secret, hidden.

**નિગ્રહ**, (પું.) અવરોધ, અટકાવ; restraint, a stoppage, a checking: (૨) અંકુશ, દમન, તપશ્ચર્યા; control, austerity, penance: (૩) સજા; punishment: (૪) બંધન; a bondage.

**નિઘંટુ**, (પું.) શબ્દકોશ; a dictionary: (૨) શબ્દસૂચી; a vocabulary.

**નિઘા**, (સ્રી.) જુઓ નિગાહ.

**નિચોડ**, (પું.) નીચોવેલાં રસ કે સત્વ; extract: (૨) સાર, ભાવાર્થ, તાત્પર્ય; cream, purport, general meaning.

**નિચોર, નિચોલ**, (પું.) ઢાંકણ, આચ્છાદન; a cover, a covering: (૨) બુરખો; a veil: (૩) ઓછાડ; a bed-cover: (૪) પછેડી; a scarf: (૫) વસ્ત્ર; a clothing, a garment.

**નિચોવવું**, (સ. ક્રિ.) દબાવીને કે વળ દઈને પ્રવાહી બહાર કાઢવું; to squeeze, to extract: (૨) રસ કે સત્ત્વહીન કરવું; to make juiceless or pithless: (૩) શોષણ કરવું; to exploit.

**નિછાળવું**, (સ. ક્રિ.) વીછળવું; to rinse.

**નિજ**, (વિ.) પોતાનું; one's own.

**નિજાનંદ**, (પું.) આત્મજ્ઞાનનો આનંદ, હૃદયમાંથી ઉદ્ભવતો આનંદ; the spiritual joy, the joy resulting from self-realisation. (certainly, positively.

**નિટોલ, નિટોળ**, (અ.) નક્કી, ચોક્કસ;

**નિત**, (વિ.) (અ.) જુઓ **નિત્ય.**

**નિતરાણ, નિતરામણ**, (ન) નીતરેલાં પાણી કે પ્રવાહી; filtered, oozed or settled down water or liquid.

**નિતલ**, (ન.) સાત પાતાળોમાંનું એક; one of the seven under-worlds.

**નિતંબ**, (પું.) (ખાસ કરીને સ્ત્રીનો) થાપો, ફૂલો; (especially of a woman) a

**નિતાર**, (પું.) જુઓ **નિતરાણ.** (buttock.

**નિતારવું**, (સ. ક્રિ.) નીતરે એમ કરવું, to filter, to cause to ooze.

**નિતાંત**, (વિ.) અસાધારણ, અત્યંત; extraordinary, excessive: (૨) (અ.) અસાધારણ રીતે, અતિશય, ખૂબ; extraordinarily, exceedingly.

**નિત્ય**, (વિ.) શાશ્વત, સ્થાયી, અવિનાશી; everlasting, eternal, indestructible, constant: (૨) હંમેશનું, હંમેશ થતું કે કરવાનું; everyday, daily: (અ.) હમેશ, દરરોજ, સતત; always, daily, constantly: **-કર્મ**, (ન.) રોજનાં નિયત કાર્યો કે ફરજો; daily routine works or duties: (૨) હમેશનો નિયત પૂજાવિધિ વગેરે, daily established mode of worship, etc: **નિત્યતા**, (સ્રી.) **નિત્યત્વ**, (ન.) શાશ્વતતા, અમરત્વ, eternal state, constancy, immortality: **નિત્યાનંદ**, (પું.) શાશ્વત આનંદ, આત્માનંદ; eternal joy or bliss, the eternal joy of self-realisation.

**નિદર્શક**, (વિ.) જોનાર, બતાવનાર; witnessing, seeing, viewing, showing: (૨) સૂચક; indicating.

**નિદર્શન**, (ન.) જોવું કે બતાવવું તે; a viewing, seeing, witnessing or showing: (૨) માર્ગદર્શન; guidance, direction: (૩) પુરાવો; proof, evidence: (૪) દૃષ્ટાંત, ઉદાહરણ; an example, an illustration.

**નિદાઘ**, (પું.) ઉનાળો; summer: (૨) તડકો, તાપ; sunshine, the heat of the sun.

**નિદાન**, (ન) મૂળ કારણ, a fundamental or original cause: (૨) રોગચિકિત્સા; diagnosis of a disease: (૩) અંત, પરિણામ; the end, result, an outcome: (૪) (અ.) આખરે, અંતે; at last, finally: (૫) ઓછામાં ઓછું; at least: (૬) જરૂર, અવશ્ય; of course, certainly.

**નિદિધ્યાસ, નિદિધ્યાસન**, (ન.) સતત, ઊંડું ધ્યાન ધરવું કે ચિંતન કરવું તે; constant, deep meditation or contemplation.

**નિદેશ**, (પું) હુકમ, આજ્ઞા; an order, a command: (૨) માર્ગદર્શન; guidance, direction.

**નિદ્રા**, (સ્રી.) ઊંઘ; sleep: **-ધીન, -વશ**, (વિ) ઊંઘતું; asleep, sleeping.

**નિધન**, (ન.) મૃત્યુ, મરણ; death.

**નિધાન**, (ન) ખજાનો, નિધિ, a treasure: (૨) પાત્ર, a receptacle: (૩) આધાર, ટેકો; a support, a prop.

**નિધિ**, (પું.) ખજાનો, ભંડાર, a treasure.

**નિનાદ, નિનદ**, (પું.) અવાજ, sound.

**નિપજાવવું**, (સ. ક્રિ.) ઉત્પન્ન કે પેદા કરવું; to produce, to create.

**નિપાત**, (પું.) નીચે પડવું તે, a falling or coming down: (૨) વિનાશ,

પાયમાલી; destruction, ruin: (૩) મૃત્યુ; death: (૪) (વ્યા.) અવ્યય; (grammar) an adverb: (૫) અનિયમિત શબ્દ; an irregular word: **નીપાતી,** (વિ.) નીચે પડતું; falling down: (૨) નાશ પામતું; decaying.

**નિપુણ,** (વિ.) નિષ્ણાત, પ્રવીણ; expert, skilled, proficient: **–તા,**(સ્ત્રી.)પ્રાવીણ્ય; proficiency.

**નિબંધ,** (પું.) વ્યવસ્થિત, ચિંતનપ્રધાન લેખ; an orderly, thought-provoking article or composition, an essay: (૨) કાયદો, નિયમ; a law, a rule.**–કાર,** (પું.) નિબંધનો લેખક; an essayist.

**નિબંધન,** (ન.) બાંધવું તે; the act of binding or fastening: (૨) અવરોધ, અટકાયત; a restraining, a checking, an impediment: (૩) બંધન, બેડી, a bondage, fetters.

**નિબિડ,** (વિ.) ગીચ, ઘાડું; dense, thick: (૨) ખૂબ મુશ્કેલ; very tough.

**નિબોધ,**(પું.)**નિબોધન,** (ન.) જ્ઞાન, વિદ્વતા; knowledge, learning, scholarship.

**નિભાડો,** (પું.) જુઓ **નિમાડો.**

**નિભાવ,** (પું.)ગુજરાન, ભરણપોષણ; maintenance, subsistence: (૨) આધાર; support: (૩) ટકાવ; endurance: **નિભાવવું,** (સ. ક્રિ.) નિભાવ કરવો, અસ્તિત્વ ટકાવી રાખવું; to maintain: (૨) મુશ્કેલીથી ગુજરાન ચલાવવું; to maintain with difficulty: (૩) સહિષ્ણુતા દાખવવી, ચલાવી લેવું; to tolerate, to put up with: (૪) દરગુજર કરવું, સૌજન્યપૂર્વક ઉપેક્ષા કરવી; to overlook, to wink at courteously.

**નિર્ભર,** (વિ.) વજનદાર, ભારે, heavy: (૨) મજબૂત; strong, stout: (૩) ભરેલું; full: (૪) જીર્ણ અને નકામું; worn out and useless.

**નિર્ભંછના,** (સ્ત્રી.) જુઓ **નિર્ભર્ત્સના.**

**નિર્ભંછવું,** (સ. ક્રિ.) નિર્ભર્ત્સના કરવી, (જુઓ **નિર્ભર્ત્સના**); to censure or criticise jealously, to scorn, to threaten, etc..

**નિમક, નમક,** (ન.) મીઠું; salt: **–હરામ,** (વિ.) અન્નદાતાનો દ્રોહ કરનાર, કૃતઘ્ન; faithless to bread giver, ungrateful: **–હરામી,** (સ્ત્રી.) કૃતઘ્નતા; ingratitude, faithlessness: **–હલાલ,** (વિ.) કૃતજ્ઞ; true to one's salt, grateful, faithful: **–હલાલી,** (સ્ત્રી.) કૃતજ્ઞતા; gratefulness, fidelity

**નિમગ્ન,** (વિ.) તલ્લીન, ગરક, એકાકાર; deeply absorbed or engrossed in.

**નિમજ્જન,** (ન.) ડૂબાડવું તે, ડૂબકું; an immersion, a diving.

**નિમણૂક,** (સ્ત્રી.) હોદ્દો, પદ કે ચોક્કસ કામગીરી માટે નીમવું કે નિમાવું તે; an appointment, an assignment (૨) પદ, હોદ્દો, an office: (૩) પગાર, વેતન; salary, stipend, wages.

**નિમતાણો, નિમતાનો,** (પું.) તપાસ; checking: (૨) (પું.) હિસાબની તપાસ, auditing. (an auditor.

**નિમતાનદાર,** (પું.) હિસાબ તપાસનાર;

**નિમંત્રણ,** (ન.) આમંત્રણ, નોતરું; an invitation. (invite.

**નિમંત્રવું,** (સ. ક્રિ.) આમંત્રણ આપવું; to

**નિમાજ,** (સ્ત્રી.) જુઓ **નમાજ.**

**નિમાડો,** (પું.) કુંભારની ભઠ્ઠી; a potter's kiln: (૨) એ ભઠ્ઠીમાં પાક્તાં વાસણોનો સમૂહ; collection or pile of earthen wares processed in such a kiln.

**નિમિત્ત,** (ન.) કારણ; a cause: (૨) હેતુ, ઉદ્દેશ; a motive, a purpose, an intention: (૩) શુકન; an omen: (૪) ખોટો આરોપ, આળ; false accusation: (૫) બહાનું; a pretext.

**નિમિષ,** (પું.) આંખનો પલકારો; a twinkling of the eye: (૨) ક્ષણ, પળ; a moment. (lying below or under.

**નિમ્ન**, (વિ.) ઊંડું; deep: (૨) નીચું; low,
**નિયત**, (વિ.) ઠરાવેલું, નિર્ણીત; fixed, settled, decided: (૨) સ્થાપેલું; established: (૩) અનિવાર્ય; inevitable.
**નિયતિ**, (સ્ત્રી.) નિયમ, ધારો; a rule: (૨) નસીબ, ભાગ્ય; fate, destiny.
**નિયમ**, (પું.) કાયદો, ધારો; a law, a rule: (૨) પ્રણાલિકા, રિવાજ, રૂઢિ; convention, custom, established practice or order: (૩) નિયંત્રણ; control, restraint: (૪) બંધન; a bondage: (૫) ઠરાવ; a resolution: (૬) વ્રત, પ્રતિજ્ઞા; a religious vow, a vow: **–ન**, (ન.) મર્યાદા કે અંકુશમાં રાખવું તે; a controlling or restraining: **–સર**, (અ.) નિયમ પ્રમાણે; regularly, methodically, lawfully.
**નિયમાવલિ, નિયમાવલી**, (સ્ત્રી.) ધારાધોરણ; rules and regulations.
**નિયમિત**, (વિ.) નિયમ પ્રમાણેનું; regular, regulated: (૨) મુકરર કરેલું; fixed, stipulated, appointed: (૩) મર્યાદિત, અંકુશમાં રાખેલું; limited, controlled.
**નિયંતા**, (પું.) નિયમમાં રાખનાર, પરમાત્મા; a regulator, a controller, God.
**નિયંત્રણ**, (ન.) **નિયંત્રણા**, (સ્ત્રી.) જુઓ **નિયમન**, (નિયમના પેટામાં).
**નિયામક**, (વિ.) (પું.) નિયમમાં રાખનાર કે વ્યવસ્થાપક; a regulator, a controller, a manager.
**નિયુક્ત**, (વિ.) નિમાયેલું, appointed
**નિયુક્તિ**, (સ્ત્રી.) નિમણૂક; an appointment.
**નિયોગ**, (પું.) આજ્ઞા, હુકમ; an order, a command: (૨) નિયત કામ કે ફરજ; fixed work or duty.
**નિયોજન**, (ન.) મુકરર કરવું તે, a fixing, appointing or settling· (૨) કોઈ પ્રવૃત્તિ કે કામમાં યોજવું તે; an attaching to an activity or work: (૩) પ્રેરણા આપવી તે; an inspiring:
**નિયોજવું**, (સ. ક્રિ.) જોડવું, નક્કી કરવું; to join, to fix.
**નિરક્ષર**, (વિ.) અભણ; uneducated, illiterate: **–તા**, (સ્ત્રી.) illiteracy.
**નિરત**, (વિ.) તલ્લીન, નિમગ્ન; absorbed or engrossed in: (૩) આસક્ત; attached, highly fond of: **નિરતિ**, (સ્ત્રી.) લગની, આસક્તિ; strong attachment or fondness.
**નિરતિશય**, (વિ.) ઉત્તમ પ્રકારનું; best, (excellent.
**નિરધાર**, (અ.) ચોક્કસ, નક્કી; certainly: (૨) (પું.) જુઓ **નિર્ધાર**: **નિરધારવું**, (સ. ક્રિ.) જુઓ **નિર્ધારવું**.
**નિરનિરાળું**, (વિ.) અલગ, ભિન્ન; separate, different: (૨) વિવિધ, ભિન્ન; various, different.
**નિરપરાધ, નિરપરાધી**, (વિ.) નિર્દોષ; innocent, guiltless
**નિરપવાદ**, (વિ.) (અ.) અપવાદ વિના, સંપૂર્ણ રીતે; without exception, completely, absolutely.
**નિરપેક્ષ**, (વિ.) ઇચ્છા કે અપેક્ષારહિત, નિસ્પૃહ; free from desires: (૨) નિસ્વાર્થ, ઉદાસીન; unselfish, disinterested: (૩) સ્વેચ્છાધીન, આત્મનિર્ભર; absolute, self-reliant: (૪) સ્વતંત્ર, independent: (૫) સંબંધરહિત; unrelated: **–તા**, (સ્ત્રી.) નિસ્પૃહતા, વગેરે.
**નિરભિમાન**, (વિ.) અભિમાન કે અહંકારરહિત; prideless, without vanity: (૨) વિનમ્ર; humble: (૩) (ન.) અભિમાન કે અહંકારનો અભાવ, વિનમ્રતા; absence of vanity, humbleness.
**નિરભ્ર**, (વિ.) વાદળાં વિનાનું; cloudless.
**નિરર્થ, નિરર્થક**, (વિ.) અર્થ વિનાનું; meaningless. (૨) નકામું; useless, uncalled for, unnecessary.
**નિરવધિ**, (વિ.) હદ કે મર્યાદા વિનાનું; limitless: (૨) અનંત, endless.
**નિરવાણ**, (અ.) જરૂર, અવશ્ય; certainly, positively: (૨) (ન.) જુઓ **નિર્વાણ**.

**નિરસ,** (વિ.) જુઓ **નીરસ.**
**નિરસન,** (ન.) દૂર કરવું કે કાઢી મૂકવું તે; removal or expulsion: (૨) નાકબૂલ કરવું તે; denial: (૩) ઓકવું તે; vomiting: (૪) પતાવટ, નિરાકરણ; final settlement, or disposal: (૫) નાશ; destruction.
**નિરસ્ત્ર,** (વિ.) હથિયાર વિનાનું; unarmed, weaponless.
**નિરંકુશ,** (વિ.) અંકુશરહિત; uncontrolled: (૨) ઉદ્ધત; rude: (૩) માથાભારે; unruly, high-handed.
**નિરંજન,** (વિ.) અંજન અર્થાત્ અંધકાર અને અજ્ઞાનરહિત; free from collyrium i.e. free from darkness and ignorance: (૨) દોષરહિત; faultless: (૩) સર્વજ્ઞ, સંપૂર્ણ; omniscient, perfect.
**નિરંતર,** (વિ.)(અ.) સતત, હમેશાં; constant, constantly, incessant, incessantly, always.
**નિરાકરણ,** (ન.) પતાવટ, ફેંસલો; settlement, disposal: (૨) છેવટ, અંત, પરિણામ; the end, result: (૩) દૂર કરવું તે; removal: (૪) રદબાતલ કરવું તે; cancellation: (૫) અસ્વીકાર, નાકબૂલ કરવું તે; rejection, denial.
**નિરાકાર,** (વિ.) આકારરહિત; shapeless, formless.
**નિરાડંબર,** (વિ.) શોભા કે આડંબરરહિત; unornamented, unadorned: (૨) સાદું, સરળ; simple.
**નિરાધાર,** (વિ.) આધારરહિત; unsupported, supportless: (૨) અનાથ; orphan.
**નિરામય,** (વિ.) તંદુરસ્ત, નિરોગી, healthy: (૨) મેલ કે કચરા વિનાનું; free from dirt (૩) (ન.) સ્વાસ્થ્ય, તંદુરસ્તી; good health.
**નિરામિષ,** (વિ.) (ખોરાક વગેરે) માંસરહિત; (food, etc.) vegetarian.
**નિરાલંબ,** (વિ.) જુઓ **નિરાધાર.**
**નિરાશ,** (વિ.) આશારહિત, નાઉમેદ; disappointed, despondent: (૨) ખિન્ન; dejected: **નિરાશા,** (સ્ત્રી.) disappointment: **નિરાશાવાદ,** (પું.) pessimism: **નિરાશાવાદી,** (વિ.) pessimistic, (પું.) a pessimist.
**નિરાશ્રિત,** (વિ.) જુઓ **નિરાધાર:** (૨) આશ્રય કે રક્ષણરહિત; unsheltered, unprotected: (૩) ગુજરાનના સાધન વિનાનું; destitute: (૪) ગરીબ; poor.
**નિરાસક્ત,** (વિ.) આસક્તિરહિત; unattached: (૨) નિરપેક્ષ, ઉદાસીન; free from desires, disinterested.
**નિરાહાર, નિરાહારી,** (વિ.) ઉપવાસી, ભૂખ્યું; fasting, hungry.
**નિરાળું,** (વિ.) વિશિષ્ટ, તદ્દન ભિન્ન પ્રકારનું, લાક્ષણિક; peculiar, distinct, typical: (૨) જુદું; different.
**નિરાંત,** (સ્ત્રી.)શાંતિ, આરામ; peace, rest, repose: (૨) જંપ, સુખ; tranquillity, bliss: (૩) સગવડ, સુવિધા; comfort: (૪) સલામતી; safety: (૫) ઉપાધિ કે ચિંતારહિતપણું; freedom from troubles or worries: (૬) ફુરસદ; leisure: **નિરાંતે,**(અ.)શાંતિથી, શાંત ચિત્તે, આરામથી, સુખચેનથી; peacefully, with a cool mind, comfortably, without excitement or hurry.
**નિરીક્ષક,** (પું.) નિરીક્ષણ કે તપાસ કરનાર; an observer, an inspector: **નિરીક્ષણ,** (ન.) અવલોકન, તપાસ; observation, inspection: **નિરીક્ષા,** (સ્ત્રી.) નિરીક્ષણ.
**નિરીશ્વર,** (વિ.) ઈશ્વરરહિત; godless: (૨) નાસ્તિક; atheistic: **–વાદ,** (પું.) નાસ્તિકવાદ, atheism.
**નિરુત્તર,** (વિ.) જવાબ ન આપનારું કે ન આપી શકનારું; unanswering, incapable of answering or refuting: (૨) સામા પક્ષથી ચૂપ કરાયેલું; silenced by the opposite party.
**નિરુત્સાહ,** (પું.) ઉત્સાહ કે આશાનો અભાવ, નિરાશા; absence of spirit or zeal,

disappointment: (૨) (વિ.) ઉત્સાહ-રહિત, નિરાશ; zealless, disappointed: (૩) ખિન્ન; dejected, mentally depressed.

**નિરુત્સાહી,** (વિ.) નિરુત્સાહ.

**નિરુદ્ધ,** (વિ.) અટકાવેલું, રોકેલું; obstructed, restrained: (૨) કેદ કરેલું; imprisoned, confined, detained.

**નિરુદ્યમ, નિરુદ્યમી,** (વિ.) ઉદ્યમ કે પ્રવૃત્તિ-હીન; unemployed: (૨) નિષ્ક્રિય, આળસુ; inactive, indolent, idle.

**નિરુપયોગી,** (વિ.) નકામું; useless

**નિરુપાય,** (વિ.) ઉપાયરહિત; without a cure, remedy: (૨) લાચાર; helpless.

**નિરૂપણ,** (ન.) રજૂઆત, વર્ણન; presentation, description, narration: (૨) અવલોકન; observation: (૩) વિવેચન; estimation, criticism.

**નિરૂપવું,** (સ. ક્રિ.) નિરૂપણ કરવું; to present, to describe, to narrate, to observe, to criticise.

**નિરોધ,** (પું.) અટકાયત, અવરોધ, રોકાણ, અંકુશ; obstruction, hindrance, restraint, prevention, control: **-ક, નિરોધી,** (વિ.) અવરોધક, વગેરે; obstructing, etc.

**નિર્ગમ, નિર્ગમન,** (ન.) બહાર જવું તે, વિદાય, a going out, an exit, a departure. (૨) બહાર જવાનો માર્ગ, દરવાજો; an outlet, a door, a gate: (૩) પસાર કરવું, ગુજારવું તે (સમય, વગેરે); (time, etc.) to passage.

**નિર્ગુણ, નિર્ગુણી,** (વિ.) ગુણ કે લક્ષણરહિત; without qualities or attributes: (૨) કૃતઘ્ની; ungrateful, faithless.

**નિર્જન,** (વિ.) માનવવસવાટરહિત; uninhabited: (૨) ઉજ્જડ, desolate: **-તા,** (સ્ત્રી.) ઉજ્જડપણું, એકલતા; loneliness.

**નિર્જર,** (વિ.) અવિનાશી, અમર; imperishable, immortal: (૨) (પું.) દેવ; a God, a deity.

**નિર્જલ, નિર્જળ,** (વિ.) પાણી વિનાનું, જળરહિત; waterless: (૨) સૂકું; dry.

**નિર્જીવ,** (વિ.) જીવતત્ત્વરહિત, જડ; inanimate, lifeless: (૨) અશક્ત, નિર્બળ; weak: (૩) નજીવું, નકામું, insignificant, worthless: (૪) મૃત; dead.

**નિર્ઝર,** (પું.) (ન.) ઝરણું, વહેળો; a stream, a rivulet: (૨) જળધોધ; a water-fall, a cataract: **નિર્ઝરિણી, નિર્ઝરી,** (સ્ત્રી) નદી; a river.

**નિર્ણય,** (પું.) ફેંસલો, ચુકાદો, નિશ્ચય; a settlement, a verdict, a decision, a determination.

**નિર્ણાયક,** (વિ.) નિર્ણયકારક; decisive, finalising, conclusive.

**નિર્દય,** (વિ.) ક્રૂર, દયાહીન; cruel, merciless: **-તા,** (સ્ત્રી.) cruelty.

**નિર્દેશ,** (પું.) ઉલ્લેખ, બતાવવું કે સૂચન કરવું તે; a reference, an indication: (૨) આજ્ઞા, હુકમ; an order, a command: **-ક,** (પું.) દર્શાવનાર વગેરે; one who refers to or indicates, etc.: **-ન,** (પું.) નિર્દેશ કરવો તે; the act of referring, etc.: **-વું,** (સ. ક્રિ.) ઉલ્લેખ કરવો, બતાવવું; to refer, to point out.

**નિર્દોષ,** (વિ.) દોષરહિત, નિરપરાધી; innocent, guiltless, faultless: **-તા,** (સ્ત્રી.) **-પણું,** (ન.) innocence: **નિર્દોષી,** (વિ.) નિર્દોષ.

**નિર્ધન, નિર્ધનિયું, નિર્ધની,** (વિ.) ધનરહિત, ગરીબ; moneyless, poor.

**નિર્ધનતા,** (સ્ત્રી.) ગરીબી; poverty.

**નિર્ધાર,** (પું.) નિશ્ચય, determination: (૨) નિર્ણય; decision: **-વું,** (સ. ક્રિ.) નક્કી કરવું, નિર્ણય કરવો; to decide, to determine: **નિર્ધારિત,** (વિ.) નક્કી કરેલું કે થયેલું, નિર્ણિત; fixed, settled, decided, (weak, feeble.

**નિર્બલ, નિર્બળ,** (વિ.) અશક્ત, નબળું;

**નિર્વિકાર, નિર્વિકારી,** (વિ.) વિકારરહિત, અપરિવર્તનશીલ; unchangeable, free from deformity or spoil, completely pure or unmixed.

**નિર્વિઘ્ન,** (વિ.) વિઘ્નરહિત, સરલ; free from obstacles or impediments, unobstructed, smooth: **નિર્વિઘ્ને,** (અ.) વિઘ્ન વિના; smoothly.

**નિર્વિવાદ,** (વિ.) ચર્ચા કે તકરારથી પર; above discussion or dispute, undisputed: (૨) સર્વમાન્ય; universally accepted or recognised: (૩) ચોક્કસ, અફર; sure, unfailing.

**નિર્વીર્ય,** (વિ.) વીર્યહીન; having no vitality: (૨) નપુંસક, બાયલું, impotent, cowardly: (૩) અશક્ત, નબળું; weak: (૪) કસ વિનાનું, stuffless.

**નિર્વૃત,** (વિ.) સંતોષાયેલું, તૃપ્ત; satisfied, satiated. (૨) સલામત; safe, secure: (૩) સમાપ્ત થયેલું; concluded: (૪) સુખી, happy.

**નિર્વૃતિ,** (સ્ત્રી.) સંતોષ; satisfaction: (૨) શાંતિ, ચેન; peace, comfort: (૩) આનંદ; joy, bliss: (૪) સુખ; happiness: (૫) નાશ; decay, destruction: (૬) મોક્ષ; spiritual salvation: (૭) સમાપ્તિ, અંત; conclusion, end.

**નિર્વ્યસની,** (વિ.) વ્યસન કે દુર્ગુણથી મુક્ત; free from addictions, bad habits, vices: (૨) સૌમ્ય, sober.

**નિર્વ્યાજ,** (વિ.) ભોળું, નિખાલસ; simple-hearted, frank: (૨) કપટરહિત; guileless.

**નિર્હેતુક,** (વિ.) ઇરાદારહિત; unintended, aimless (૨) સહજ, સ્વયંસ્ફૂર્ત; spontaneous (૩ house.

**નિલય,** (ન.) રહેઠાણ, ઘર; an abode,

**નિલવટ,** (ન.) કપાળ; the forehead.

**નિવાજવું,** (સ. ક્રિ.) જુઓ **નવાજવું**: (૨) ઇલકાબ, પદવી વગેરે આપવાં, to endow with titles, ranks, etc.

**નિવાપાંજલિ,** (સ્ત્રી.) શ્રદ્ધાંજલિ; a sincere tribute.

**નિવારણ,** (ન.) **નિવાર,** (પું.) રોકવું કે દૂર કરવું તે; a prevention, a removal, an avoidance: (૨) વારવું તે; a warding off, an averting.

**નિવારવું,** (સ. ક્રિ.) રોકવું, દૂર કરવું; to prevent, to remove, to avoid: (૨) વારવું; to ward off, to avert.

**નિવાસ,** (પું.) રહેવું તે; residence, dwelling: **–સ્થાન,** (ન.) રહેઠાણ; an abode, a dwelling place.

**નિવાસી,** (વિ.) (પું.) રહેવાસી; a resident.

**નિવૃત્ત,** (વિ.) નિવૃત્તિ પામેલું (જુઓ **નિવૃત્તિ**); retired due to old age, etc.

**નિવૃત્તિ** (સ્ત્રી.) વૃદ્ધાવસ્થામાં સુખચેનથી જીવવા માટે ફારેગ થવું તે; retirement due to old age: (૨) નિષ્ક્રિયતા, inactivity: (૩) નિરાંત, ease, freedom from worries: (૪) ફુરસદ; leisure: (૫) સુખચેન, happiness and comfort: (૬) સમાપ્તિ, અંત, conclusion, the end: (૭) નિષ્ક્રિય એકાંત જીવન; inactive solitary life.

**નિવેડો,** (પું.) નિકાલ, disposal: (૨) ફેંસલો, ચુકાદો; settlement, verdict, award: (૩) સમાપ્તિ, conclusion.

**નિવેદન,** (ન.) જણાવવું તે; the act of informing: (૨) રજૂઆત; presentation: (૩) કથન, a statement: (૪) અહેવાલ, a report: (૫) અરજ, request.

**નિવેશ,** (પું.) પ્રવેશ, entrance: (૨) પ્રવેશદ્વાર, બારણું, દરવાજો, an entrance, a door, a gate: (૩) રહેઠાણ; an abode: (૪) પડાવ; a camp.

**નિશ,** (સ્ત્રી.) રાત્રિ; night: **–દિન,** (અ.) દિવસે અને રાત્રે, સતત, અટક્યા વિના; day and night, incessantly, non-stop.

**નિશા,** (સ્ત્રી.) પથ્થરની સપાટ કે છીછરી ખાડણી; a flat or shallow mortar.

**નિશા,** (સ્રી.) રાત્રિ; night: **–કર, ચંદ્ર;** the moon: (૨) કૂકડો, a cock: **–ચર,** (પું.) ચોર; a thief: (૨) ભૂત, પિશાચ; a ghost, a goblin: (૩) રાક્ષસ; a monster: (૪) (ન.) ઘુવડ; an owl: (૫) ચામાચીડિયું, વડવાગોળ; a bat.

**નિશાતરો,** (પું.) વાટવાનો દસ્તા જેવો પથ્થર, ઉપરવટણો; a pestle. (ચોઘડિયું.

**નિશાન,** (ન.) જુઓ ડંકો: (૨) જુઓ

**નિશાન,** (ન.) ચિહ્ન; a sign, a mark, a symbol: (૨) બાણ વગેરેનું લક્ષ્ય; a target: (૩) વાવટો; an ensign, a banner: **–બાજ,** (વિ.) (પું.) કુશળ બાણાવળી કે નિશાન તાકનાર, a clever archer, an expert shot.

**નિશાની,** (સ્રી.) જુઓ **નિશાન.**

**નિશાળ,** (સ્રી.) શાળા; a school.

**નિશાળિયો,** (પું.) શાળામાં ભણતો વિદ્યાર્થી; a school-boy, a student.

**નિશિત,** (વિ.) તીક્ષ્ણ, અણીદાર; sharp, pointed. (mid-night.

**નિશીથ,** (સ્રી.) રાત્રિ; night: (૨) મધરાત;

**નિશ્ચય,** (પું.) સંકલ્પ; a determination: (૨) નિર્ણય; a decision: (૩) ફેંસલો, નિવેડો; settlement, disposal: (૪) ચકાસણી; scrutiny: (૫) (અ.) નક્કી, ચોક્કસ; certainly, positively.

**નિશ્ચલ, નિશ્ચળ,** (વિ.) સ્થાવર, અચલ; immovable: (૨) સ્થિર; stable, steady. (કરેલું; decided, settled.

**નિશ્ચિત,** (વિ.) નિર્ણિત, નક્કી થયેલુ કે

**નિશ્ચિંત,** (ન.) ચિંતારહિત; free from worries: (૨) સલામત; safe, secure.

**નિશ્ચે,** (અ.) ચોક્કસ, ખાતરીપૂર્વક, અવશ્ય; certainly, positively, inevitably.

**નિશ્ચેતન,** (વિ.) જુઓ **નિર્જીવ.**

**નિશ્વાસ,** (પું.) નિસાસો; a sigh.

**નિષાદ,** (પું.) શાસ્ત્રીય-સંગીતના સાત મૂળ સ્વરોમાંનો છેલ્લો કે સાતમો સ્વર; the last or seventh of the seven basic notes of classical music: (૨) માછીમાર; a fisherman: (૩) શિકાર પર નભતો આદિવાસી-ભીલ વગેરે; a primitive man Bhil, living on hunting, etc.

**નિષિદ્ધ,** (વિ.) મના કરેલું; prohibited, forbidden: (૨) અનિચ્છનીય; undesirable: (૩) અયોગ્ય; improper, bad.

**નિષૂદન,** (વિ.) નાશ કરનાર; a destroyer: (૨) કતલ; slaughter: વિનાશ; destruction.

**નિષેધ,** (પું.) મનાઈ; prohibition: (૨) શાસ્ત્રોએ કરમાવેલી મનાઈ; prohibition by scriptures: (૩) મનાઈહુકમ; a prohibitive order: **–ક,** (વિ.) મના કરતું; forbidding, prohibitive.

**નિષેધવું,** (સ. ક્રિ.) મનાઈ કરવી: to forbid, to prohibit.

**નિષ્કપટ, નિષ્કપટી,** (વિ.) કપટરહિત; guileless: (૨) નિખાલસ; frank.

**નિષ્કર્ષ,** (પું.) સાર, સત્ત્વ; essence, pith, cream, substance. extraction.

**નિષ્કલંક,** (વિ.) કલંકરહિત; free from blemish or blot: (૨) નિર્દોષ; innocent (૩) શુદ્ધ; pure. ((૧) અને (૨).

**નિષ્કામ, નિષ્કામી,** (વિ.) જુઓ **નિરપેક્ષ**

**નિષ્ક્રમણ,** (ન.) બહાર જવું તે; a departure:(૨)સંન્યાસ, ત્યાગ; renunciation.

**નિષ્ક્રિય,** (વિ.) કામ કે પ્રવૃત્તિરહિત; inactive, unemployed' (૨)આળસુ; lazy.

**નિષ્ઠા,** (સ્રી.) શ્રદ્ધા; faith, trust: (૨) વફાદારી; faithfulness: (૩) ભક્તિ; devotion: (૪) એકાગ્રતા, નિમગ્નતા; concentration, absorption: (૫) માન્યતા; belief: (૬) હેતુ, આશય; intention, object, aim

**નિષ્ઠુર,** (વિ.) ક્રૂર, નિર્દય; cruel, merciless: (૨) કઠોર; hardhearted, harsh: **–તા,** (સ્રી.) ક્રૂરતા વગેરે; cruelty, etc

**નિષ્ણાત,** (વિ.) (પું.) પ્રવીણ (માણસ); an expert.

**નિષ્પક્ષ,** (વિ.) પક્ષપાતરહિત, તટસ્થ; impartial, neutral: **-પાત, -પાતી,** (વિ.) નિષ્પક્ષ.

**નિષ્પત્તિ,** (સ્ત્રી.) સમાપ્તિ, અંત, નિષ્કર્ષ; conclusion, the end, termination, final outcome: (૨) સિદ્ધિ, પ્રાપ્તિ; accomplishment, gain.

**નિષ્પાપ,** (વિ.) પાપરહિત; sinless: (૨) સદાચારી; righteous: (૩) નિર્દોષ; innocent.

**નિષ્પ્રયોજન,** (વિ.) જુઓ **નિહેંતુક.**

**નિષ્પ્રાણ,** (વિ.) જુઓ **નિર્જીવ:** (૨) નબળું, જુસ્સારહિત: weak, spiritless.

**નિષ્ફલ, નિષ્ફળ,** (વિ.) ફળ કે લાભરહિત; fruitless, profitless: (૨) ફતેહમંદ કે વિજયી નહિ થયેલું, હારેલું; unsuccessful, failed, defeated: (૨) નકામું; useless: **-તા,** (સ્ત્રી.) failure, defeat.

**નિસબત,** (સ્ત્રી.) જુઓ **નિસ્બત.**

**નિસરણી,** (સ્ત્રી.) સીડી; a ladder, a staircase.

**નિસર્ગ** (પું.) કુદરત; nature: (૨) સૃષ્ટિ; the creation, the universe: (૩) સ્વભાવ; temperament.

**નિસાતરો,** (પું.) જુઓ **નિશાતરો.**

**નિસાસો,** (પું.) વ્યથા કે કરુણાયુક્ત ઊંડો ઉચ્છ્વાસ, નિશ્વાસ; a sigh.

**નિસ્તેજ,** (વિ.) તેજરહિત, ઝાંખું, ફિક્કું; lustreless, dim, feeble: (૨) જુસ્સા વિનાનું; spiritless, dull.

**નિસ્પૃહ,** (વિ.) જુઓ **નિઃસ્પૃહ.**

**નિસ્બત,** (સ્ત્રી.) સંબંધ, નાતો; relation, connection: (૨) દરકાર, કાળજી, પરવા; care, concern:(અ.) મારફતે; through.

**નિહાર,** (પું.) જુઓ **નીહાર.**

**નિહારિકા,** (સ્ત્રી.) આકાશમાં પરિભ્રમણ કરતા તેજસમૂહોમાંનો કોઈ એક; a nebula.

**નિહાલ,** (વિ.) જુઓ **ન્યાલ.**

**નિહાળવું,** (સ. ક્રિ.) ધ્યાનથી જોવું કે નિરીક્ષણ કરવું; to see or observe attentively.

**નિંદક,** (વિ.) (પું.) નિંદા કે કૂથલી કરનાર; a slanderer, a back-biter.

**નિંદવું,** (સ. ક્રિ.) નિંદા કે કૂથલી કરવાં; to slander, to censure, to backbite.

**નિંદા,**(સ્ત્રી.)કૂથલી, ચુગલી, બદખોઈ, વગોવણી; slander, censure, backbiting.

**નિંદ્ય,** (વિ.) ટીકાપાત્ર; blamable, censurable: (૨) તિરસ્કારપાત્ર, ખરાબ; contemptible, bad, undesirable.

**નિઃશબ્દ,** (વિ.) અવાજરહિત, શાંત, ચૂપ; soundless, quiet, silent.

**નિઃશસ્ત્ર,** (વિ.) હથિયાર વિનાનું; unarmed: **નિઃશસ્ત્રીકરણ,** (ન.) નિઃશસ્ત્ર થવું કે કરવું તે, કોઈપણ રાષ્ટ્રની એવી નીતિ; disarmament, the policy of peace or disarmament.

**નિશંક,** (વિ.) (અ.) જુઓ **નિઃસંશય.**

**નિઃશુલ્ક,** (વિ.) વિનામૂલ્યે, મફત; free of charge or price.

**નિઃશેષ,** (વિ.) સંપૂર્ણ; complete: (૨) (અ.) સંપૂર્ણ રીતે, બિલકુલ; totally, utterly, outright.

**નિઃસત્ત્વ,** (વિ.) સત્ત્વ કે કસ વિનાનું; essenceless, pithless, stuffless, sapless: (૨) તકલાદી; frail, unsound.

**નિઃસંગ,** (વિ.) એકાકી; સંગરહિત; companionless, lonely, solitary.

**નિઃસંતાન,** (વિ.) સંતાનરહિત, વાંઝિયું; progenyless, childless, heirless.

**નિઃસંદેહ,** (વિ.) (અ.) જુઓ **નિઃસંશય.**

**નિઃસંશય,** (વિ.) (અ.) સંશયરહિત, સંશય રહિતપણે, ચોક્કસ; doubtless, undoubtedly, certainly, positively.

**નિઃસીમ,** (વિ.) હદ કે મર્યાદારહિત, અપાર; limitless, boundless.

**નિઃસ્પૃહ,** (વિ.) જુઓ **નિરપેક્ષ.**

**નિઃસ્પૃહતા,** (સ્ત્રી.) ઇચ્છા કે આકાંક્ષાનો અભાવ; absence of desire: (૨) નિસ્વાર્થતા, ઔદાસીન્ય; unselfishness, disinterestedness: (૩) સંતોષ; contentment.

**નિઃસ્વાર્થ, નિઃસ્વાર્થી**, (વિ.) સ્વાર્થરહિત; unselfish: (૨) ઉદારદીલ; disinterested.

**નીક**, (સ્ત્રી.) મોરી, ખાળ, પાણીના નિકાલ માટેનો માર્ગ; a drain, a gutter.

**નીકર**, (અ.) નહિતર, otherwise.

**નીકળવું**, (અ. ક્રિ.) અંદરથી કે આરપાર બહાર આવવું, to come out from or through: (૨) વિદાય થવી કે લેવી, બહાર જવું; to depart, to go out: (૩) પસાર થવું; to pass through, or by. (૪) (સમય, વગેરે) પસાર થવું, વીતવું; (time, etc.) to pass: (૫) મૂળમાંથી બહાર આવવું, પ્રસરવું; to originate, to come to existence: (૬) ઉત્પન્ન થવા, દેખાવું; to rise, to appear: (૭) જડવું, હાથમાં થવું; to be found, to come into possession: (૮) મુક્ત થવું, છૂટવું; to be free from, to be relieved or released: (૯) સપાટી પર આવવું; to come out on a surface: (૧૦) નીવડવું; to turn out: (૧૧) (પુસ્તક, વગેરે) પ્રકાશન પામવું; (book, etc.) to be published: (૧૨) પરિણમવું; to result: (૧૩) દૂર થવું; to be removed: (૧૩) અદૃશ્ય થવું; to disappear.

**નીગળવું**, (અ. ક્રિ.) ટપકવું, ચૂવું; to ooze, to fall in drops.

**નીઘલવું, નીઘલાવું**, (પું.) ફાલવું, ખીલવું, પાકવું; to blossom, to ripen.

**નીચ**, (વિ.) દુષ્ટ, અધમ wicked, mean, base, vile: **–તા**, (સ્ત્રી.) wickedness, etc: **–લું**, (વિ.) નીચે આવેલું; situated below: (૨) હલકા પ્રકારનું, inferior.

**નીચાજોણું**,(ન.) શરમજનક સ્થિતિ, shameful or disgraceful condition.

**નીચાણ**, (ન.) નીચા સ્થળ કે જગ્યા; a low place or ground: (૨) ઢોળાવ; descent.

**નીચું**, (વિ.) ઓછી ઊંચાઈવાળું; low: (૨) ઠીંગણું; dwarfish: (૩) ઢળતું, sloping: (૪) નીચ, હલકું; mean, base, vile: (૫) હલકા પ્રકારનું; inferior.

**નીડર**, (વિ.) નિર્ભય; fearless: **–તા**, (સ્ત્રી.) fearlessness.

**નીતરવું**, (અ. ક્રિ.) ચૂવું, ટપકવું; to ooze, to fall in drops: (૨) (પાણી, પ્રવાહી, વગેરે) ગાળ નીચે બેસી જતાં સ્વચ્છ થવું; (water, liquid, etc.) to be filtered, to become clear by sedimentation.

**નીતર્યું**, (વિ.) નીતરેલું; filtered: (૨) ચોખ્ખું, નિર્મળ; pure, clear, unmixed.

**નીતિ**, (સ્ત્રી.) સદાચાર, ધર્મ કે શાસ્ત્ર પ્રમાણે આચાર; morality, ethics: (૨) સદાચારના ધાર્મિક નિયમો, religious code of conduct, ethics: (૩) વર્તણૂક, આચરણ, behaviour: (૪) વાજબી-પણું, ન્યાય; justness, equity, propriety: (૫) રાજનીતિ, policy: (૬) રીત ભાતિ; method, system: (૭) ધોરણ; a standard: **–જ્ઞ, –નિપુણ**, (વિ.) નીતિશાસ્ત્ર વગેરેમાં પ્રવીણ; well-versed in ethics, politics, etc: **–નાશ**, (પું.) નૈતિક અધઃપતન; moral degeneration, prevalence of vice: **–મત્તા**, (સ્ત્રી.) નૈતિક આચરણ, morality: **–માન**, (વિ.) સદાચારી, moral, righteous: **–શાસ્ત્ર**, (ન.) સદાચારના નિયમોનું શાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર, ethics, politics.

**નીપજ**, (સ્ત્રી.) ઉત્પન્ન, પેદાશ; produce, product: (૨) નફો; profit: (૩) આવક, કમાણી; income, earning.

**નીપજવું**, (અ. ક્રિ.) પેદા થવું; to be produced: (૨) નીવડવું, પરિણમવું; to turn out, to result: (૩) બનવું; to happen: (૪) લાભ કે નફો થવો; to have a gain or profit.

**નીભવું**, (અ. ક્રિ.) જુઓ નભવું.

**નીભાવ**, (પું.) **નીભાવવું**, (સ. ક્રિ.) જુઓ નભાવ, નભાવવું.

**નીમ,** (પું.) વ્રત, પ્રતિજ્ઞા; a religious vow, a vow: (૨) ધારો, રૂઢિ; a rule, a convention, a custom: (જુઓ **નિયમ**).

**નીમડવું,** (અ. ક્રિ.) જુઓ **નીવડવું.**

**નીમવું,** (સ. ક્રિ.) પદ કે હોદ્દા પર સ્થાપવું; to appoint: (૨) નિયોજવું; to join or attach, to fix.

**નીમે,** (અ.) અડધે ભાગે, by half to the extent of fifty percent: (૨) (વિ.) અડધું; half.

**નીમો,** (પું.) ઝભ્ભો; a robe, a gown: (૨) વરરાજાને પહેરવાનો વિશિષ્ટ ઝભ્ભો; a peculiar robe of a bridegroom.

**નીર,** (ન.) જળ, પાણી; water.

**નીરખવું,** (સ. ક્રિ.) બારીકાઈથી જોવું કે નિરીક્ષણ કરવું; to see or observe minutely.

**નીરજ,** (ન.) જલજ, કમળ; a lotus (flower.

**નીરજ,** (વિ.) શુદ્ધ, સ્વચ્છ, નિર્ભેળ; pure, clear, unmixed.

**નીરણ,** (ન) ઘાસ, ઘાસચારો; grass, (fodder.

**નીરદ,** (ન.) (પું.) વાદળ; a cloud

**નીરમ,** (ન.) વહાણને સમતોલ રાખવા માટે એને તળિયે મુકાતું વજન; ballast.

**નીરવ,** (વિ.) અવાજરહિત, શાંત; soundless, noiseless, quiet, tranquil.

**નીરવું,** (v t) ઢોરને ઘાસ કે ચારો નાખવાં; to feed cattle with grass or fodder.

**નીરો,** (પું.) સૂર્યોદય પહેલાંની આથો આવ્યા વિનાની તાજી તાડી, unfermented, fresh toddy extracted before sunrise.

**નીરોગ,-ગી,** (વિ.) રોગરહિત, તંદુરસ્ત: free from disease, healthy: **-તા, -ગિતા,** (સ્ત્રી.) તંદુરસ્તી; health, healthiness.

**નીલ,** (વિ) ઘેરું આસમાની; dark-blue: (૨) લીલુ; green: (૩) (પું.) એક પ્રકારનો વાનર, a kind of monkey: (૪) ગળી; indigo: (૫) મોરથૂથુ; copper-sulphate: **-કંઠ,** (પું.) ભગવાન શંકર; Lord Shiva: (૨) મોર; a peacock: (૩) ભ્રમર, a wasp.

**નીલમ,** (ન.) **નીલમણિ,** (પું.) ઘેરા આસમાની રંગનું રત્ન; a sapphire.

**નીલું,** (વિ.) જુઓ **નીલ.**

**નીવડવું,** (અ. ક્રિ.) અમુક ગુણવત્તામાં પરિણમવું કે આકાર લેવો, પાકવું; to turn out, to prove to be: (૨) અમુક રૂપમાં અસ્તિત્વમાં આવવું કે પ્રકટ થવું; to originate or come into existence in a certain form: (૩) સિદ્ધ થવું; to be fulfilled or accomplished.

**નીવાર,** (પું.) એક પ્રકારનું ડાંગર જેવું ખડધાન, સામો; a kind of rice like uncultivated corn.

**નીવિ, નીવી,** (સ્ત્રી.) સ્ત્રીઓના ચણિયા, વગેરેની ગાંઠ; the knot or tie of a woman's petticoat, etc.: (૨) ભંડોળ, મૂડી; fund, stock, capital.

**નીસરવું,** (અ. ક્રિ.) જુઓ **નીકળવું.**

**નીહાર, નિહાર,** (પું.) ધુમ્મસ; fog, mist: (૨) ઝાકળ; dew: (૩) હિમ; frost.

**નીહારિકા,** (સ્ત્રી.) જુઓ **નિહારિકા.**

**નીંગળવું,** (અ. ક્રિ.) જુઓ **નીગળવું.**

**નીંદ,** (સ્ત્રી.) ઊંઘ, નિદ્રા; sleep.

**નીંદણ,** (ન.) નીંદવાની ક્રિયા; the act of removing weeds, etc.: (૨) નીંદેલાં તરણાં, ઘાસ, વગેરે; removed weeds, etc.

**નીંદર,** (સ્ત્રી.) નિદ્રા; sleep.

**નીંદવું,** (સ. ક્રિ.) નકામાં તરણાં, ઘાસ, ઇ. દૂર કરવાં; to remove weeds, etc., to weed

**નીંદામણ,** (ન.) **નીંદામણી,** (સ્ત્રી.) નીંદવાનુ વેતન; wages or remuneration for weeding

**નીંભાડો,** (પું.) જુઓ **નિભાડો.**

**નુકસાન,** (ન.) ઈજા, હાનિ, injury, harm: (૨) ગેરફાયદો, તોટો; disadvantage, damage, loss: **-કર્તા, -કર્તું, -કારક,**

–કારી, (વિ.) હાનિ વગેરે કરનારું; injurious, harmful, damaging.

નુકસાની, (વિ.) હાનિ પામેલું, બગડેલું: damaged, spoiled: (૨) (સ્ત્રી.) નુકસાન, નુકસાનનું વળતર; compensation for injury, damage or loss.

નુક્તેચીન, (વિ.) દોષદર્શી; fault-finding, unduly critical.

નુક્તેચીની, (સ્ત્રી.) દોષદર્શીપણું; the act of fault-finding, undue criticism.

નુક્તો, (પું.) ફારસી અરબી અથવા ઉર્દૂ લિપિમાં શબ્દની ઉપર કે નીચે મુકાતું બિંદુ; a dot or point put over or under a word in the Persian, Arabic, or Urdu script: (૨) ટુચકો, કોયડો; a laconicism, a short witty, statement, a riddle. (૩) ધૂન, તરંગ; a whim, a fancy.

નુસખો, (પું.) અમુક દવા બનાવવા માટેની આદિતીનું લખાણ, વૈદ્ય કે ડાક્ટરે લખી આપેલી દવા; a recipe, a medical prescription.

નૂગરું, (વિ.) જુઓ નગરું.

નૂતન, (વિ.) નવું, નવીન; new, novel.

નૂપુર, (ન.) ઝાંઝર; a tinkling anklet.

નૂર, (ન.) વહાણ, રેલવે, વગેરે દ્વારા માલની હેરફેર કરવાનું ભાડું; freight.

નૂર, (ન.) તેજ, કાંતિ; brightness, light, lustre: (૨) સૌંદર્ય; beauty: (૩) પ્રતિભા, dignity: (૪) કસ, શક્તિ, ખમીર; stuff, energy, mettle: (૫) વીરત્વ; heroism, chivalry.

નૃત્ય, (ન.) નાચ; a dance, dancing: –કલા, –કળા, (સ્ત્રી.) the art of dancing. –કાર, (પું.) a dancer.

નૃપ, નૃપતિ, નૃપાલ, નૃપાળ, (પું.) રાજા; a king.

નૃવંશ, (પું.) માનવજાત; the human race: –વિદ્યા, (સ્ત્રી.) માનવજાતિઓ, વંશો અને એમનાં લક્ષણોના અભ્યાસનું શાસ્ત્ર; ethnology.

નૃશંસ, (વિ.) ક્રૂર; cruel: (૨) દુષ્ટ, નીચ; wicked, base.

નૃસિંહ, (પું.) રાજા; a king: (૨) સિંહ જેવો પરાક્રમી માણસ; a lion-hearted brave man: (૩) જુઓ નૃસિંહાવતાર.

નૃસિંહાવતાર, (પું.) ભગવાન વિષ્ણુનો ચોથો અવતાર; the fourth incarnation of Lord Vishnu.

નેક, (વિ.) પ્રામાણિક; honest: (૨) ન્યાયી; just. (૩) સદાચારી, નીતિમાન; righteous: (૪) સદ્‌ગુણી; virtuous: (૫) ધાર્મિક, religious: (૬) (સ્ત્રી.) નીતિમત્તા, વગેરે, righteousness, moral soundness, etc.: (૭) (પું.) પ્રમાણ, હદ; extent, limit: (૨) કિંમત, ભાવ, દર; price, rate.

નેકનામ, નેકનામદાર, (વિ.) નીતિમત્તા માટે પ્રખ્યાત; famous for righteousness, virtues, etc: (૨) રાજા, મહારાજા, રાષ્ટ્રપ્રમુખ, વડા પ્રધાન, વગેરે માટે વપરાતો માનવાચક શબ્દ; his excellency, his highness, etc.

નેકી, (સ્ત્રી.) (જુઓ નેક) નીતિમત્તા, સદાચાર, પ્રામાણિકપણું, વગેરે, morality, righteousness, honesty, etc.: (૨) રાજા, મહારાજા, વગેરેના આગમન સમયે છડી પોકારવી તે; ceremonious utterances of praise at the arrival or entry of a king or an emperor.

નેગ, (પું.) સ્નેહ, પ્રીતિ; love, attachment: (૨) સંબંધ; relation: (૩) મૈત્રી; friendship.

નેગિયો, (પું.) કાસદ, દૂત; a messenger.

નેજું, (ન.) નેજો, (પું.) વાવટો, ધ્વજ; a flag, a banner: (૨) ભાલો; a lance.

નેટ, (અ.) ચોક્કસ, અવશ્ય, અલબત્ત; certainly, positively, of course.

નેડું, (વિ.) પાસેનું; nearby: (૨) (અ.) પાસે; near.

નેડો, (પું.) જુઓ નેગ (૧): (૨) બારીક તપાસ; a minute investigation.

નેણ, (ન.) નયન, આંખ; the eye.

નેતર, (ન.) એક પ્રકારનો વાંસના વર્ગનો વેલો કે એની સોટી; cane, rattan, a

cane (stick). (of a churning stick.
**નેતરું**, (ન.) વલોણાની દોરી; the string
**નેતા**, (પું.) આગેવાન; a leader: **–ગીરી**, (સ્ત્રી.) આગેવાની leadership.
**નેતિ**, (અ.) (તત્ત્વજ્ઞાન) એ નહિ, આ નહિ; not that, not this: (૨) એટલું કે આટલું બસ નહિ; that much or this much not enough.
**નેત્ર**, (ન.) નયન, આંખ; the eye.
**નેત્રાંજન**, (ન.) આંખનું આંજણ; collyrium, an eye-salve.
**નેત્રી**, (સ્ત્રી.) સ્ત્રી-નેતા; a female leader.
**નેન**, (ન.) નયન, આંખ; the eye.
**નેપથ્ય**, (ન.) રંગભૂમિનો પડદો; a curtain of a (dramatic) theatre: (૨) એ પડદા પાછળનો ભાગ જ્યાં નટનટીઓની સજાવટ થાય છે, the make-up room of the stage behind that curtain.
**નેપાળો**, (પું.) એક વનસ્પતિ જેનાં બિયાં અત્યંત રેચક હોય છે; a plant, the seeds of which are highly purgative; croton.
**નેપુર**, (ન.) જુઓ **નૂપુર**.
**નેફો**, (પું.) ચણિયા, લેંઘા, વગેરેની નાડી રહે છે તે નળી જેવો ભાગ; that tube-like part of a petticoat or trousers through which the waist-band is inserted.
**નેમ**, (સ્ત્રી.) લક્ષ્ય, નિશાન; a target: (૨) હેતુ, ઇરાદો, an intention, an aim: (૩) વ્રત, નિયમ; a vow, an established practice.
**નેમ**, (પુ.) અડધો ભાગ; a half, a half part.
**નેમિ, નેમી**, (સ્ત્રી.) ગરગડી; a pulley, a windlass: (૨) પૈંડાનો પરિઘ; the circumference of a wheel.
**નેરું**, (વિ.) પાસે, નજીક; nearby: (૨) (ન.) નાળું, નીક; a narrow passage for disposal of water.
**નેવ, નેવું**, (ન.) નળિયું; a tile of a roof: (૨) છાપરાની ધાર પરનું નળિયું; an eave of a roof: (૩) નેવાંમાંથી પડતું વરસાદનું પાણી; rain-water falling down from the eaves of a roof.
**નેવર**, (ન.) જુઓ **નેપુર**.
**નેવલે**, (અ.) નેવાં પર; on the eaves of a roof.
**નેવું**, (ન.) જુઓ **નેવ**.
**નેવ, નેવુ**, (વિ.) '૯૦'; '90', ninety.
**નેવ્યાશી, નેવ્યાસી**, (વિ.) '૮૯'; '89', eighty-nine.
**નેસ, નેસડો**, (પુ.) જંગલમાં ભરવાડોના થોડાં ઝૂંપડાંનું બનેલું નાનું ગામ; a small village in a forest made of a few huts of shepherds: (૨) ભરવાડનું ઝૂંપડું; a shepherd's hut.
**નેસ્તનાબૂદ**, (વિ.) સમૂળું નાશ પામેલું; uprooted, totally destroyed.
**નેસ્તી**, (પું.) મોદી; a grocer.
**નેહ**, (પું.) પ્રેમ, સ્નેહ, વહાલ; love, affection.
**નેહ**, (સ્ત્રી.) હૂકાની નળી; the tube of a hubble-bubble.
**નેળ**, (સ્ત્રી.) સાકડી ઊંડી ગલી; a narrow, deep lane: (૨) જુઓ **નેહ**, (સ્ત્રી.).
**નેળચો**, (પું.) હૂકાનો મેર–મથાળાની ચોલી નળી જેમાં ચલમ ભરાવવામાં આવે છે; the upper tube of a hubble-bubble holding the tobacco-pot.
**નૈતિક**, (વિ.) નીતિને લગતું; ethical, moral, pertaining to ethics or morality: (૨) સદાચારી; morally sound, righteous.
**નૈપુણ્ય**, (વિ.) પ્રાવીણ્ય, કુશળતા, નિપુણતા; proficiency, cleverness, skill.
**નૈમિત્તિક**, (વિ) પ્રારબ્ધથી નિર્માણ થયેલુ; predestined: (૨) પ્રાસંગિક, અનિયમિત; occasional, irregular, unusual: (૩) (ન) પ્રારબ્ધથી નિર્માણ થયેલું કાર્ય; a predestined work or incident.
**નૈયત**, (સ્ત્રી.) વૃત્તિ, દાનત; inclination: (૨) નેકી; probity.
**નૈયાયિક**, (વિ.) તત્ત્વજ્ઞાન કે તર્કશાસ્ત્રને લગતું; pertaining to philosophy

**પીવું**, (સ. ક્રિ.) પાન કરવું, મો વાટે પ્રવાહી પેટમાં ઉતારવું; to drink: (૨) પ્રવાહી ગ્રહણ કરવું, શોષવું; to absorb liquid: (૩) ધૂમ્રપાન, વગેરે કરવાં; to inhale, to enjoy a cigar, etc.

**પીસવું**, (સ. ક્રિ.) દળવું; to grind: (૨) પીસવું; to crush: (૩) ગંજીફો, વગેરે ચીપવું; to shuffle a set of playing cards, etc

**પીસવો**, (પું.) સિસોટી; a whistle.

**પીળાશ**, (સ્ત્રી) પીળાપણું; yellowness: (૨) ફીકાશ; paleness.

**પીળું**, (વિ.) પાકી કેરી કે હળદર જેવા રંગનું; yellow: **–પચ્ચ**, (વિ.) રોગિષ્ટ, ફીકું; diseased, pale.

**પીંખવું**, (સ. ક્રિ.) છિન્નભિન્ન કરવું, વિખેરી નાખવું; to ransack, to scatter: (૨) ઇજા કરવી; to harm, to injure.

**પીંગળું**, (વિ.) પીળું; yellow: (૨) ફીકું, pale.

**પીંછ**, (ન.) પીછું; a feather **પીંછાળું**, (વિ.) પીછાંવાળું; feathery: **પીંછી**, (સ્ત્રી.) જુઓ **પીછી.**

**પીંજણ**, (સ્ત્રી.) પીંજવાનું સાધન: a carding instrument: (૨) (ન.) પીંજવાની ક્રિયા, carding (૩) વાત, વગેરેનું બિનજરૂરી લંબાણ: undue lengthening of a story, report, etc.: **પીંજણી**, (સ્ત્રી.) જુઓ **પીંજણ**, ૧ અને ૨. (૩) (રથ, ઇ ના) પૈડા પરનું ઢાંકણ; the cover of a wheel (of a chariot, etc.).

**પીંજરું**, (ન.) જુઓ **પિંજર.**

**પીંજવું**, (સ. ક્રિ.) રૂ, વગેરેના રેસા છૂટા પાડવા, to card, to comb: (૨) વાત, વગેરેનું બિનજરૂરી લંબાણ કરવું; to lengthen a story, etc unduly.

**પીંજામણ**, (ન.) **પીંજામણી**, (સ્ત્રી.) પીંજવાનું મહેનતાણું, remuneration for carding.

**પીંજારણ**, (સ્ત્રી.) પીંજારાની પત્ની, a wife of a carder: (૨) પીંજવાનું કામ કરતી સ્ત્રી; a female carder. [a carder.

**પીંજારો**, (પું.) પીંજવાનું કામ કરનાર;

**પીંઢાર, પીંઢારો**, (પું.) આહીર, ભરવાડ, a cattle-breeder, a cowherd, a shepherd.

**પીંઢારો**, (પું.) એ નામની લૂંટારાની એક જાતનો માણસ; a man of a robber's tribe so named.

**પીંઢેરી**, (વિ.) જુઓ **પિંઢોરી. પોકારવું**

**પુકાર**, (પું.) **–વું**, (સ. ક્રિ.) જુઓ **પોકાર,**

**પુખ્ત**, (વિ.) સંપૂર્ણરીતે વિકસિત, પાકટ; fully developed, mature, ripe: (૨) અનુભવી, ઠરેલ, experienced, discreet.

**પુગાડવું**, (સ. ક્રિ.) પહોંચાડવું; to cause, to receive, to get possessed or entrusted, to cause to reach, send or dispatch.

**પુચ્છ**, (ન.) પૂંછડી; a tail.

**પુછડિયું**, (વિ) પૂંછડીવાળું; tailed. (૨) અંતિમ ભાગ કે તબક્કાનું; of the last part or stage: (૩) જુઓ **પૂંઠેવાળ.**

**પુટ**, (પું.) પોલાણ, પોલોભાગ; a hollow, a hollow part: (૨) પડિયો, a broad mouthed cup or bowl of leaves, etc. (૩) ઢાંકણું, આચ્છાદન, a cover: (૪) પડિયા જેવા માટીના ઢાંકેલા પાત્રને તપાવીને ઔષધ, વગેરે બનાવવાની ક્રિયા; the process of preparing drugs by heating after keeping them in a covered clay-bowl: (૫) પાસ, પટ; the process of affecting a thing with another one by touch.

**પુઠેવાળ**, (વિ.) જુઓ **પૂંઠેવાળ.**

**પુણ્ય**, (ન.) સદાચાર, સત્કર્મ, નૈતિક કે ધાર્મિક કર્મ કે મૂડી; righteousness, a good or charitable deed, moral or religious deed or asset: (૨) સદાચાર, વગેરેનું ફળ; the fruit of righteousness, etc: (૩) (વિ.)

પવિત્ર, સદાચારી, સદ્ગુણી; holy, auspicious, righteous, virtuous: (૪) નૈતિક કે ધાર્મિક મૂડી પ્રાપ્ત કરાવે એવું; conducive to moral or religious asset: **–દાન,** (ન.) પરોપકાર, ધાર્મિકવૃત્તિથી કરેલાં દાન, વગેરે; benevolence, charity, alms: **–પ્રકોપ,** (પું.) પાપ, અધર્મ, વગેરે પ્રત્યેનો ક્રોધ; anger against sin, immorality, injustice, etc: **–શાલી, –શાળી, –વાન,** (વિ.) સદાચારી, ધાર્મિક, નીતિમાન, ભાગ્યશાળી; righteous, religious, morally sound, fortunate: **પુણ્યાત્મા,** (વિ.) (પું.) સદાચાર, પવિત્રતા, વગેરે ગુણોથી સંપન્ન (વ્યક્તિ); (a person) having the virtues such as righteousness, etc.

**પુત્ર,** (પું.) દીકરો; a son: **–વતી,** (વિ) (સ્રી.) પુત્ર કે પુત્રોવાળી (સ્રી) (a woman) having a son or sons: **–વધૂ,**(સ્રી.) પુત્રની પત્ની; a son's wife, a daughter-in-law.

**પુત્રી,** (સ્રી.) દીકરી; a daughter.

**પુદ્ગલ,** (ન.) શરીર; the body: (૨) પદાર્થ; matter: (૩) પરમાણું, an atom: (૪) આત્મા; soul.

**પુનમિયું,** (વિ) પૂનમને લગતું કે એનાથી શરૂ થતું; pertaining to or beginning from the fullmoon day: (૨) પૂનમને દિવસે વ્રત કરનારું, observing a religious vow on the full-moon day.

**પુનર્,** (અ.) ફરીથી, નવેસરથી; again, once more, a new.

**પુનરવલોકન,** (ન.) ફરી જોઈ કે તપાસી જવું તે, revision.

**પુનરાવર્તન,** (ન) ફરીથી આવવું કે બનવું તે; a recurrence, a return, a rehappening: (૨) જુઓ **પુનરવલોકન.**

**પુનરાવૃત્તિ,** (સ્રી) જુઓ **પુનરાવર્તન:** (પુસ્તકની) ફરી છાપેલી આવૃત્તિ; a reprint (of a book).

**પુનરુક્તિ,** (સ્રી.) અગાઉ કહેલું ફરીફરી કહેવું તે; a repetition.

**પુનરુત્થાન,** (ન) ફરી ઉદ્ધાર થવો કે વિકાસને પંથે પડવું તે, resurrection, a rising or developing again.

**પુનરુદ્ધાર,** (પુ.) જીર્ણોદ્ધાર; renovation: (૨) મોક્ષ; salvation: (૩) જુઓ **પુનર્જન્મ.**

**પુનર્જન્મ,** (પું.) ફરી જન્મ થવો તે; a re-birth.

**પુનર્લગ્ન,** (ન.) **પુનર્વિવાહ,** (પું.) ફરીથી કરેલું લગ્ન; a remarriage: (૨) વિધવા-વિવાહ; a widow-marriage.

**પુનઃ,** (અ.) જુઓ **પુનર્.**

**પુનિત,** (વિ.) પવિત્ર; holy, pure.

**પુર,** (ન) શહેર; a city.

**પુર,** (વિ) (સમાસમાં) થી ભરેલું, ના માપનું; full of, of the measure of.

**પુરજો,** (પું.) ડક્કો, ફુરજો; a wharf, a pier.

**પુરબહાર,** (અ) (વિ.) (આનંદપ્રમોદ, વગેરે.) પરાકાષ્ઠાએ, (enjoyment, etc.) at the climax.

**પુરબિયો, પુરભૈયો,** (પું.) જુઓ **ભૈયો.**

**પુરવઠો,** (પું.) જરૂરી જથો કે સંગ્રહ; supplies, provisions.

**પુરવણી,** (સ્રી.) પૂર્તિ, પાછળથી ઉમેરેલો ભાગ, પરિશિષ્ટ; a supplement. an appendix: (૨) ઉશ્કેરણી; in-tigation.

**પુરવાર,** (વિ) સાબિત કરેલું; proved.

**પુરશ્ચરણ,** (ન.) સકામ ઉપાસના કે જપ; worship or meditation with a view to fulfilling some desire.

**પુરસ્કરણ,** (ન) પ્રાધાન્ય કે મહત્ત્વ આપવાં તે, આગળ કરવું તે; the act of giving preference or importance, the act of putting forward.

**પુરસ્કર્તા,** (પું.) પ્રાધાન્ય કે મહત્ત્વ આપનાર, આગળ કે મોખરે લઈ જનાર, પ્રવર્તક; one who brings into prominence, a pioneer, an originator, a leader.

ચાર્યે સ્થાપેલો વૈષ્ણવ સંપ્રદાય; a cult of the Vaishnavas founded by Shri Vallabhacharya.

**પુષ્પ,** (ન.) ફૂલ; a flower: **-ધન્વા,** (પું.) ફૂલો જેનાં બાણ છે, એ કામદેવ; Cupid, the God of love whose arrows are made up of flowers.

**પુસ્તક,** (ન.) ચોપડી, ગ્રંથ; a book, a volume: **પુસ્તકાલય,** (ન.) a library.

**પુસ્તિકા,** (સ્રી.) નાની ચોપડી, ચોપાનિયું; a booklet, a pamphlet.

**પુસ્તી,** (સ્રી.) ટેકારૂપી ચણતરકામ; a supporting construction work: **પુસ્તો,** (પું.) પાણી સામેના રક્ષણ માટેની પાળ, ડક્કો, બંધ, a pier, a dam.

**પુંકેસર,** (ન.) ફૂલનો નર-બીજવાળો રેસો; the masculine filament of a flower, a stamen. [betel-nut.

**પુંગીફલ, પુંગીફળ,** (ન.) સોપારી; a

**પુંજ,** (પું.) ઢગલો; a heap, a pile.

**પુંડરિક,** (ન.) ધોળું કમળ; a white lotus.

**પુલિંગ, પુલ્લિંગ,** (ન.) (વ્યા.) નરજાતિ; (grammar) the masculine gender.

**પૂગવું,** (અ. ક્રિ.) જુઓ **પહોંચવું.**

**પૂગીફલ, પૂગીફળ,** (ન.) જુઓ **પુંગીફલ.**

**પૂછ,** (ન.) પશુપક્ષીનો પૂંઠ પાસેનો દોરડા જેવો કે પીછાનો બનેલો ભાગ, પુચ્છ; a tail.

**પૂછગાછ, પૂછપરછ, પૂછપાછ,** (સ્રી.) માહિતી, વગેરે મેળવવા સવાલ પૂછવા તે; inquiries, questionings for information, etc

**પૂછડી,** (સ્રી.) **પૂછડું,** (ન.) પુચ્છ; a tail.

**પૂછવું,** (સ. ક્રિ.) માહિતી, વગેરે માટે સવાલ કરવા; to question for information, to inquire: (૨) તપાસ કરવી; to examine: (૩) સલાહસૂચન લેવાં; to seek advice (૪) ધ્યાન પર કે લેખામાં લેવુ; to mind, to heed, to take into consideration: **-ગાછવું,** (સ.ક્રિ.) પૂછપરછ કરવી; to inquire.

**પૂછેવાળ,** (વિ.) જુઓ **પુંઠેવાળ.**

**પૂજવું,** (સ. ક્રિ.) પૂજા કરવી, ભજવુ; to worship, to adore: (૨) માન આપવું; to revere: **પૂજક,** (વિ.) (પું.) a worshipper: **પૂજન,** (ન.) પૂજા, સત્કાર; worship, reverence.

**પૂજા,** (સ્રી.) ઉપાસના, આરાધના: worship, reverence, homage: (૨) ઉપાસના, વગેરેના સાધનસામગ્રી; articles or things for worship: (૩) માર, તાડન; a beating: **પૂજાપો,** (પું.) પૂજાનાં સાધનસામગ્રી, articles or things for worship **પૂજારણ, પૂજારિણી,** (સ્રી.) સ્રી પૂજક; a female worshipper: **પૂજારી,** (પું.) પુરુષ પૂજક; a male worshipper.

**પૂજ્ય,** (વિ.) પૂજવા યોગ્ય, માનનીય; worth worshipping, venerable.

**પૂઠ,** (સ્રી.) પીઠ, પીઠનો નીચેનો ભાગ; the back, the lower part of the back: (૨) થાપો; one of the buttocks: (૩) પીછો, કેડો; a pursuit: **-ળ,** (અ.) પાછળ; behind, at the back or rear of.

**પૂઠિયું,** (ન.) પૈડાના ઘેરનો ભાગ; the felloe of a wheel: (૨) પાછોટિયું; the rear plank of a cart: (૩) થાપો; one of the buttocks

**પૂઠું,** (ન.) અનાજના દાણા પરનું છોડું; a husk (૨) પુસ્તકનુ વેષ્ટન; a book's cover: (૩) થાપો; one of the buttocks: (૪) શરીર વગેરેનું કાઠું; the frame of body.

**પૂઠે,** (અ.) પાછળ, પછવાડે, behind, at the back.

**પૂડલો, પૂડો,** (પું.) તેલ કે ઘી મૂકીને કરેલી રોટલી જેવી વાની, પોળી; a bread-like preparation with oil or ghee applied over it while cooking: (૨) મધપૂડો; a honeycomb.

**પૂણી,** (સ્ત્રી.) કાંતવાં માટેના રૂનો ભૂંગળી જેવો આકાર; a cylindrical roll of cotton for spinning.

**પૂત,** (પુ.) પુત્ર; a son.

**પૂત,** (વિ.) શુદ્ધ, પવિત્ર; pure, holy.

**પૂતળી,** (સ્ત્રી.) આખની કીકી; the pupil of the eye: (૨) સ્ત્રીના આકારનું પૂતળું, ઢીંગલી; a doll.

**પૂતળું,** (ન.) પ્રતિમા, બાવલું, મૂર્તિ; a statue, an image, an idol.

**પૂનમ,** (સ્ત્રી.) જુઓ **પૂર્ણિમા.**

**પૂમ,** (સ્ત્રી.) રૂ, કાપડ, વગેરેની રજ કે રુવાટી; fluff of cotton, cloth, etc: **-ડું,** (ન.) રૂ, વગેરેનો નાનો પિંડ; a lump of cotton, etc.: (૨) એક પ્રકારની રૂની વાટ; a kind of cotton wick: **પૂમડી,** (સ્ત્રી) નાનું પૂમડું.

**પૂર,** (વિ.) સંપૂર્ણ, ભરપૂર; complete, full.(૨)(ન.) નદી ઇ.નો પ્રચંડ પ્રવાહ, નદીનું ઉભરાવું તે; a flood, a river flood.

**પૂરક,** (વિ.) તંગી, અછત, વગેરે પૂરી કરનાર; supplementary: (૨) જુઓ **પૂરણ,** (પું.) પૂરક રકમ, સંખ્યા, વગેરે; a supplementary sum, number, etc.

**પૂરણ,** (વિ) ખૂટતું પૂર્ણ કરનાર; complementary: (૨) એવી વસ્તુ, સંખ્યા, રકમ, વગેરે; a complement: **-પોળી,** (સ્ત્રી.) એક પ્રકારની મિષ્ટ રોટલી; a kind of sweet bread. [filling up.

**પૂરણી,** (સ્ત્રી) ખૂટતું પૂરવું કે ભરવું,

**પૂરતું,** (વિ.) જરૂરિયાત પોષાય એટલું; sufficient, enough.

**પૂરપાટ,** (અ) શક્ય હોય એટલા વેગથી; at full or highest speed.

**પૂરવું,** (સ. ક્રિ) ખૂટતું ભરવું, પોલાણ, વ. ભરી કાઢવું; to fill up wanting things or parts, to fill up a hollow, etc: (૨) ઉમેરવું, પૂરું પાડવું, to add, to supply: (૩) દાટવું; to bury: (૪) ગોંધવું, કેદ કરવું; to lock up, to imprison: (૫) અટકાયતમાં રાખવું; to detain, to block up.

**પૂરી,** (સ્ત્રી.) એક પ્રકારની નાની રોટલી જેવી તળેલી વાની; a cake.

**પૂરું,** (વિ.) જુઓ **પૂર્ણ.**

**પૂરેપૂરું,** (વિ.) સંપૂર્ણ, નખશિખ, અઠંગ; complete, outright, absolute.

**પૂર્ણ,** (વિ.) ખામી કે ત્રુટિરહિત, આખું; complete, perfect, whole:(૨)સમગ્ર; entire: (૩) સમાપ્ત; completed, concluded: (૪) (ન) શૂન્ય, મીંડું; cipher, naught, zero: **-વિરામ,** (ન) વાક્યના અંત દર્શાવવા માટેનું વિરામચિહ્ન; a full-stop: **પૂર્ણાહુતિ,** (સ્ત્રી.) યજ્ઞના અંતમાં અપાતી છેલ્લી આહુતિ; the last offering at the end of a sacrifice: (૨) સમાપ્તિ; completion, the end, finish.

**પૂર્ણાંક,** (પું) પૂરા (અપૂર્ણાંકથી ઊલટો) અંક; an integer. [full moon day.

**પૂર્ણિમા,** (સ્ત્રી.) પૂર્ણ ચંદ્રની તિથિ; the

**પૂર્તિ, પૂર્ત્તિ,** (સ્ત્રી.) પૂરણ, ઉમેરણ; a complement, an appendix.

**પૂર્વ,** (વિ.) પહેલું, આગળનું; first, former, previous, preceding: (૨) ઉગમણું; eastern: (૩) પ્રાચીન; ancient: (૪) (સ્ત્રી.) ઉગમણી દિશા; the east.

**પૂર્વગ,** (વિ.) આગળના ભાગમા આવતું કે આવેલું; preceding: (૨) (પું.) શબ્દના પૂર્વભાગમા આવતો ઉપસર્ગ; a prefix.

**પૂર્વગ્રહ,** (પું.) અગાઉથી બંધાયેલો, સ્વકેંદ્રિત, અતાર્કિક અભિપ્રાય; a prejudice, a bias.

**પૂર્વજ,** (વિ) અગાઉ જન્મેલું; born previously, senior in birth: (૨) (પું.) પિતૃ, વડવો; an ancestor.

**પૂર્વજન્મ,** (પું) વર્તમાન જન્મ પહેલાનો જન્મ; a previous birth [east

**પૂર્વદિશા,** (સ્ત્રી.) ઉગમણી દિશા, the

**પૂર્વપક્ષ,** (પુ.) ચર્ચા, વગેરે માટેનાં પ્રાથમિક પ્રશ્ન કે દરખાસ્ત; an initial asser-

tion or proposal for discussion, etc.: (૨) અદાલતમાં વાદીની કેફિયત; a plaintiff's complaint before a court.

**પૂર્વાપર,** (વિ.) સંદર્ભનું, આગળપાછળના સંબંધનું; contextual: (અ.)સંદર્ભ સાથે; contextually, with context.

**પૂર્વાર્ધ,** (ન) પ્રથમ અડધો ભાગ; the first-half.

**પૂર્વે,** (અ.) અગાઉ, પહેલાં; previously, formerly.

**પૂષા,** (પું.) સૂર્ય; the sun

**પૂળિયું,** (ન) **પૂળી,** (સ્ત્રી.) નાનો પૂળો; a small sheaf

**પૂળો,** (પું.) ઘાસ, વગેરેનો ઝૂડો; a sheaf, a bundle of grass, etc.

**પૂંખ,** (સ્ત્રી) બાજુ, બાજુનો ભાગ; a side, a siding part (૨) છાપરાના છેડાના, બહાર પડતા ભાગોમાંનો કોઈ એક; one of the extreme parts or slopes of a roof **-ડું,** (ન.) મોજું; તરંગ, a wave: (૨) ફણગો; a sprout: **-લું,** (ન) બાણનો પાછળનો પીછાંવાળો ભાગ; the rear, feathered part of an arrow.

**પૂંખવું,** (સ. ક્રિ) જુઓ **પોંખવું:** (૨) વાવણી માટે બીજ વેરવાં, to scatter seeds for sowing.

**પૂંછ, પૂંછડું,** (ન) પૂછ, પૂછડું; a tail.

**પૂંછડિયું,** (વિ.) પૂછડાવાળું; tailed: (૨) ઉત્તરાવસ્થાનું કે અંતિમ ભાગનું; of a later stage or of the extreme part.

**પૂંછડી,** (સ્ત્રી.) જુઓ **પૂછડી**

**પૂંજણી,** (સ્ત્રી) શણ કે સૂતરની સાવરણી; a broom made of jute or cotton yarn

**પૂંજવું,** (સ ક્રિ) વાળીને એકઠું કરવું, to gather by sweeping: (૨) ઢગલો કરવો, to pile, to heap.

**પૂંજી,** (સ્ત્રી) દોલત, સંપત્તિ, મિલકત; wealth, property: (૨) મૂડી, ભંડોળ; capital, asset.

**પૂંજો,** (પું.) વાળીને ભેગો કરેલો કચરો; sweepings, dirt, refuse.

**પૂંઠ,** (સ્ત્રી.) **-ળ,** (અ.) વગેરે જુઓ **પૂઠ.**

**પૂંઠેવાળો,** (વિ.) માબાપની ઉત્તરાવસ્થામાં જન્મેલું; (a child) born at an advanced age of the parents: (૨) અંતિમ તબક્કાનું; of the final stage.

**પૃચ્છા,** (સ્ત્રી.) જુઓ પૂછગાછ, પૂછપરછ.

**પૃથક,** (અ.) (વિ.) અલગ, અલગ રીતે, સંબંધરહિતપણે, separate, separately unrelated.

**પૃથક્કરણ,** (ન.) વિશ્લેષણ; analysis.

**પૃથિવી,** (સ્ત્રી) જુઓ **પૃથ્વી.**

**પૃથુ, પૃથુલ,** (વિ) પહોળું; broad: (૨) મોટું, વિશાળ, large, extensive.

**પૃથ્વી,** (સ્ત્રી) એ નામનો ગ્રહ; the earth: (૨) ધરતી, જમીન, ground, land.

**પૃષ્ટ,** (ન.) વાંસો, પીઠ; the back: (૨) પાછળનો ભાગ; rear, the hinder part. (૩) પુસ્તકનું પાનું, the page of a book: (૪) સપાટી, surface: (૫) (વિ.) પાછળનું; hinder: પે, (અ.) જુઓ **પૈ**

**પેક,** (વિ.) ભરીને સજ્જડ બંધ કરેલું, filled and tightly packed: (૨) પક્કું, પહોંચેલું; shrewd, practical and clever

**પેખવું,** (સ. ક્રિ.) જોવું, નિરીક્ષણ કરવું; to see, to observe.

**પેગંબર,** (પુ.) જુઓ **પયગંબર.**

**પેગામ,** (પું.) જુઓ **પયગામ.**

**પેચ,** (પુ.) વળ, આંટો; a twist, a turn: (૨) ગડી; a fold: (૩) આંટાવાળી ખીલી; a screw: (૪) હરીફનો પતંગ કાપવા માટેનો કુનેહભર્યો પ્રયાસ; a skilful effort to cut off a rival's kite: (૫) પ્રપંચ, યુક્તિ, જાળ, ફસાવવાની લાલચ; a wile, a clever trick, a snare, a bait: (૬) કટોકટી, કપરી મુશ્કેલી, a crisis, a severe trouble or difficulty: **-દાર,** (વિ.) સ્ક્રૂ જેવું;

screw-like: **પેચી, પેચીલું**,(વિ.)પ્રપંચી, મુત્સદ્દી,યુક્તિબાજ; wily, shrewd, skilful.

**પેજ,** (સ્ત્રી.) ચોખાની કાંજી; rice-gruel.

**પેટ,** (ન.) જઠર, the stomach: (૨) પાચનતંત્રના અવયવોવાળો ભાગ; the belly, the abdomen: (૩) ગર્ભાશય; the womb: (૪) આજીવિકા, ગુજરાન, subsistence, maintenance: (૫) મન, હૃદય, the mind, the heart: (૬) સંતાનો, વંશવેલો; progeny, decendants: (૭) આંતરિક ભાગ; an internal part: **–બળ્યું**, (વિ.) અસંતુષ્ટ, દુઃખી, વ્યથિત; dissatisfied, miserable, afflicted: (૨) ઈર્ષાળુ; jealous: **–ભરું**, (વિ.) આપમતલબી, પોતાનું પેટ ભરવાની જ કે ઇચ્છાઓ સંતોષવાની વૃત્તિ; self-centred, individualistic.

**પેટવવું**, (સ. ક્રિ.) જુઓ **પેટાવવું**.

**પેટવું**, (અ ક્રિ.) સળગવું; to burn.

**પેટાવવું**, (સ. ક્રિ.) સળગાવવું; to light, to ignite, to kindle.

**પેટાળ,** (ન.) અંદરનો ગુપ્ત ભાગ; internal hidden part

**પેટિયું**, (ન) આજીવિકાનું આછુંપાતળું સાધન, bare means of maintenance: (૨) દૈનિક જરૂરી ખોરાક, ભોજનનું ખર્ચ; daily necessary food, expenses for food: (૩) ખોરાક કે ભોજન પૂરતાં દરમાયો, ભથ્થું, વગેરે; remuneration or allowance for food: (૪) દૈનિક મહેનતાણું; daily wages, salary: (૨) (વિ.) કેવળ આજીવિકા માટે સેવા કે નોકરી કરતું; serving for bare maintenance.

**પેટી,** (સ્ત્રી.) ચીજવસ્તુ સાચવવા માટેનું બંધ કરી શકાય એવું લોખંડ કે લાકડા, ઇ.નું સાધન, પટારી; a box, a trunk, a chest.

**પેટું**, (ન.) પેટાવિભાગ, a sub-division: (૨) અંદરનો ગૌણ ભાગ, internal subordinate part: (૩) કોઈ પણ વસ્તુનો વચ્ચેનો પોલો અને બહાર પડતો ભાગ; a hollow, bulging part in the middle of a thing.

**પેટુડું**, (વિ.) જુઓ **પેટભરું**.

**પેટે,** (અ.) ને બદલે, ની જગ્યાએ, બદલામાં; in lieu of, for, in the place of, in consideration of.

**પેઠ, પેઠે,** (અ.) ની જેમ કે માફક, રીતે; like or in the manner of: (૨) સરખી કે એ જ રીતે; similarly.

**પેડુ,** (ન) પેટનો નાભિની નીચેનો ભાગ; the inner part of the abdomen below the navel.

**પેઢી,** (સ્ત્રી.) શરાફી કે વ્યાપારી સંસ્થા; a banking or business house (૨) વંશનો તબક્કો; a generation.

**પેઢુ,** (ન.) જુઓ **પેડુ**.

**પેઢું**, (ન.) દાંતનું પીઢિયું, અવાળુ; the gum of a tooth.

**પેણી,** (સ્ત્રી.) તવી; a frying pan.

**પેણો,** (પું.) મોટી તવી, તવો; a big frying pan.

**પેદળ,** (ન) પાયદળ; infantry: (૨) (અ.) (વિ.) પગપાળું; afoot, pedestrian.

**પેદા,** (વિ.) નિપજેલું, જન્મેલું, ઉત્પન્ન; created, born, produced: (૨) મેળવેલું, કમાયેલું; gained, earned: **–શ,** (સ્ત્રી.) ઉત્પત્તિ, ઊપજ; creation, birth, production: (૨) આવક, લાભ, નફો; income, gain, profit

**પેધવું**, (અ. ક્રિ.) ટેવ કે આદત પડવી; to be habituated. (૨) કુનેહથી સફળ થવું; to succeed skilfully: (૩) માથાભારે થવું, to become high-handed: **પેધું**, (વિ.) (ન.) ધૂસેલું; માથાભારે.

**પેય,** (વિ.) પી શકાય એવું, પીવા યોગ્ય; drinkable: (૨) (ન.) પ્રવાહી ખોરાક; liquid food (૨) પીણું; a drink, a beverage.

**પેર,** (સ્ત્રી.) રીત, પ્રકાર; a method, a way, a mode: (૨) માહિતી, ખબર;

information: (૩) યુક્તિ, યોજના; a contrivance, a plan: (૪) હદ, મર્યાદા; limit.

**પેર**, (ન.) જુઓ **પેરુ**.

**પેરવી**, (સ્ત્રી.) અગાઉથી કરેલાં ગોઠવણ કે તજવીજ; pre-arrangement, preparation: (૨) યુક્તિ; a contrivance: (૩) કુનેહભર્યો પ્રયાસ; a skilful effort: (૪) દરજ્જો; an office, status.

**પેરાઈ, પેરી, પેર**, (સ્ત્રી.) (શેરડી, વગેરેના) સાંઠાની બે ગાઠો વચ્ચેનો ભાગ; the part of a stalk (of sugar-cane, etc.) between two joints.

**પેરુ**, (ન.) જામફળ; a kind of fruit, guava.

**પેરે**, (અ.) રીતે, પ્રકારે, પેઠે; as like, similarly, in like manner.

**પેરો**, (પુ.) જુઓ **પહેરો**.

**પેરો, પૅરા**, (પુ.) ફકરો, કંડિકા; a paragraph.

**પેલ**, (સ્ત્રી) પીંજેલા રૂની ગડી કે થેપલી; a fold or lump of carded cotton.

**પેલું**, (વિ.) (સ.) તે, આંગળીથી ચીંધેલું; that, it: (૨) અગાઉનું, પહેલાનું; former: (૩) ભૂત કે ભવિષ્યકાળનો પરમ, ત્રીજો (દિવસ); (the day) before yesterday or after tomorrow.

**પેશ**, (અ.) આગળ, ઉચ્ચ અધિકારી તરફ; forward, to a higher authority or officer: (૨) ઠેઠ સુધી, અંતિમ તબક્કે; to the extreme at or to the last stage: **–કદમી**, (સ્ત્રી.) સામે લેવા જનાર; a fore-runner, one who goes to receive someone. (૨) આગેકૂચ; a forward march: (૩) આક્રમણ, ચડાઈ; an attack, an invasion: **–ગી**,(સ્ત્રી.) અગાઉથી ભરેલાં લવાજમ કે રકમ; an advance payment, earnest money.

**પેશવા**, (પું.) જુઓ **પેશ્વા**.

**પેશાબ**, (પું.) મૂતર, urine: **–ખાનું**, (ન.) મુતરડી; a urinal.

**પેશી**, (સ્ત્રી.) માંસનો પિંડ, સ્નાયુ; a lump of flesh, a tissue, a muscle: (૨) અમુક ફળોનો ગરવાળો વિભાગ; a divisional part of certain fruits.

**પેશી**, (સ્ત્રી.) અદાલતમાં મુકદ્દમાની સુનાવણી; the hearing of a suit in a court.

**પેશો**, (પું.) વ્યવસાય, ધંધો; profession, vocation.

**પેશ્વા**, (પું.) મરાઠા સામ્રાજ્યનો વંશપરંપરાગત, બ્રાહ્મણ મુખ્યપ્રધાન; the hereditary chief minister of the Maratha empire: (૨) મુખ્ય પ્રધાન; a chief minister: (૩) નેતા; a leader: **–ઈ, પેશવાઈ**, (સ્ત્રી.)પેશ્વાનાં પદ, અધિકાર, વગેરે; the office, authority, etc., of a Peshwa: (૨) એમનાં સામ્રાજ્ય કે અમલનો સમય; the empire or the duration of the reign of a Peshwa.

**પેસનીકળ**, (સ્ત્રી.) વારંવાર પેસવું અને નીકળવું તે અર્થાત્ ઘુસપુસ, ગુપ્ત પ્રપંચ; repeated entering and coming out, i.e. secret intrigue: (૨) ભેદી પ્રવૃત્તિ; mysterious activity.

**પેસવું**, (અ. ક્રિ.) પ્રવેશ કરવો, દાખલ થવું; to enter: (૨) ઘૂસવું; to intrude

**પેસાર, પેસારો**, (પુ.) પ્રવેશ; entry: (૨) ઘૂસવું તે; intrusion: (૩) ગાઢ મૈત્રી કે સંબંધ; intimate friendship or relation.

**પેળ**, (પું.) વૃષણ; one of the testicles.

**પેં, પે**, (અ.) ની સરખામણીમાં, ને મુકાબલે, ની કરતાં; compared to, than: (૨) ઉપર; on, over.

**પેંગડું**, (ન.) ઘોડેસવારના પગ રાખવાનાં કડાંમાંનું એક; a stirrup.

**પેંઠ**, (સ્ત્રી.) ખોવાયેલી હૂંડી પેટે લખી આપેલી બીજી હૂંડી; a duplicate copy of a lost cheque.

**પેંડો**, (પું.) રકાબી જેવા આકારનાં પિંડ કે લોંદો; a disc-like ball or lump: (૨) એવા આકારની માવાની મિઠાઈ; a disc-shaped sweetmeat of solid milk cream.

**પૅંતરો,** (પું.) કુસ્તીકારના શરીરનો અમુક પ્રકારનો ઢંગ; a peculiar attitude of a contesting wrestler: (૨) ચૂડ, દાવપેચ; a stratagem: (૩) પ્રપંચ; [intrigue.
**પૅંથવું,** (અ. ક્રિ.) જુઓ પેંથવું
**પૅકી,** (અ.) (સમુદાય કે જૂથ) માંનું, માંથી; (one) of or from (a collection or group.)
**પૅંડ,** (ન.) ખોટી પંચાત, માથાકૂટ; useless tedious discussion or undertaking.
**પૅડું,** (ન.) ચક્ર, ચાક; a wheel: (૨) ચક્રાકાર વસ્તુ; a wheel-like thing.
**પૅતું,** (ન.) કાતળી, ફળ, વગેરેનો પાતળો કકડો; a thin slice of fruit, etc.
**પૅતૃક,** (વિ.) પૂર્વજો કે પિતા પાસેથી વારસામાં મળેલું; ancestral, hereditary: (૨) પિતૃપક્ષનું; paternal.
**પૅશાચ, પૅશાચિક, પૅશાચી,** (વિ.) રાક્ષસી, ભૂતપ્રેતનું, monstrous, demoniac.
**પૅશુન, પૅશુન્ય,** (ન.) કઠોરતા, શઠતા; harshness, roguery, wickedness: (૨) ચાડી, નિંદા; slander, backbiting. [wealthy.
**પૅસાદાર,** (વિ.) શ્રીમંત, ધનવાન; rich,
**પૅસો,** (પું.) આનાના ચોથા ભાગની કિંમતનો ભારતનો જૂનો તાંબાનો સિક્કો; an old Indian copper coin worth ¼th of an anna: (૨) ધન, દોલત; money, riches, wealth: -ટકો, (પું.) ધન, દોલત.
**પો,** (સ્ત્રી.) (ન.) પાસાની રમતમાં એકનો દાણો કે દાવ; the ace of dice: (૨) એક પ્રકારની પાસાની રમત, a kind of game of dice: (૩) સફળતા, વિજય, success, victory.
**પો,** (પું.) (સ્ત્રી.) જુઓ પોહ.
**પોક,** (સ્ત્રી.) મોટા સાદે વિલાપ કરવો કે રડવું તે; a loud cry of wailing, lamentation or sorrow: -શણ, (ન.) (સ્ત્રી.) એનો અવાજ; loud noise or sound of lamentation, etc.
**પોકળ,** (વિ.) પોલું; hollow: (૨) બનાવટી, ખોટું; spurious, false, wrong: (૩) ખાલી; empty.
**પોકાર,** (સ્ત્રી.) બૂમ; a loud cry: (૨) મોટા અવાજે કરેલી ફરિયાદ; a loud complaint.
**પોખરાજ,** (પું.) એક પ્રકારનું પીળું રત્ન; a kind of yellow diamond, a [topaz.
**પોખવું,** (સ. ક્રિ.) જુઓ પોંખવું.
**પોગળ,** (ન.) પોલ, ઢોંગ, બનાવટ; hollowness, pretence, cheating.
**પોંચકણું,** (વિ.) પોચું, કોમળ; soft, tender: (૨) ડરપોક, બીકણ; timid: (૩) નબળું, બાયલું; weak, effeminate.
**પોચકું,** (ન.) છાણનો પોદળો; a lump of dung. [ble: (૨) જુઓ પોચકણું.
**પોચું,** (વિ.) નરમ, લવચીક; soft, flexi-
**પોટકી,** (સ્ત્રી.) નાની ગાંસડી; a small bundle: **પોટકું,** (ન.) ગાંસડી; a bundle.
**પોટલી,** (સ્ત્રી.) જુઓ પોટકી.
**પોટલું,** (ન.) જુઓ પોટકું.
**પોટલો,** (પું.) મોટું પોટકું; a big bundle
**પોટીસ,** (સ્ત્રી.) ગૂમડાં, જખમ, વગેરે પર મૂકવા માટેનો ગરમ લોટ, દૂધ, ઇ.ની લુગદી; a [poultice.
**પોટ્ટી,** (સ્ત્રી.) છોકરી; a girl.
**પોટ્ટો,** (પું.) છોકરો; a boy.
**પોઠ,** (સ્ત્રી.) ભારવાહક પશુ પર લાદવાની બે ખાનાં કે વિભાગવાળી થેલી કે ગુણ; a double bag to be loaded on a beast of burden: (૨) વણજાર, a caravan: (૩) જુઓ પોઠિયો.
**પોઠિયો,** (પું.) ભારવાહક બળદ; a pack-bullock: (૨) ભગવાન શંકરનું વાહન-નંદી.
**પોડું,** (ન.) માટી, છાણ, ઇ. ના લીંપણનો કકડો; a crust of a covering of clay, dung, etc.: (૨) મધપૂડો; a honeycomb.
**પોઢણ,** (ન.) શયન, the act of sleeping: (૨) શયન માટેનાં પથારી, પલંગ, વગેરે; a bed or a cot for sleeping.
**પોઢવું,** (અ. ક્રિ.) સુખચેનથી નિદ્રા લેવી કે

ઊંઘવુ, to sleep happily and comfortably.

**પોણ, પૉણુ,** (ન) પણ, પ્રતિજ્ઞા, a vow, a resolution. (૨) વચન; a promise.

**પોણા, પૉણા,** (પુ. બ. વ.) પોણાના આંક; tables of multiplication by three quarters.

**પોણિયું,** (વિ.) પોણા ભાગનું; equal to three quarters, three-fourth: (ન.) જુઓ **પોણિયો,**

**પોણિયો,** (વિ.) (પુ.) નપુંસક, બાયલો; impotent, sexless (person).

**પોણીસો,** (વિ) '૧૦૦'મા ૦ા ઓછું, ૯૯¾; a quarter less to hundred, ninety-nine and three quarters.

**પોણું,** (વિ) ત્રણચતુર્થાંશ, સમગ્રમા એક-ચતુર્થાંશ ઓછું; equal to three quarters. [seventy-five, 70+5.

**પોણોસો,** (વિ.) પચોતેર, ૭૦+૫,

**પોત,** (ન) બચ્ચુ, બાળક; a young one, a baby: (૨) બારીક કાપડ; fine cloth: (૩) વણાટ; texture.

**પોત,** (ન.) વ્યક્તિનાં મૂળ સ્વભાવ કે સ્વરૂપ; a person's real temperament or form. [loin-cloth.

**પોતડી,** (સ્રી.) નાનું ધોતિયું; a small

**પોતદાર,** (પું.) ખજાનચી, a treasurer.

**પોતાપણું,** (ન) વ્યક્તિત્વ, individuality (૨) અહંભાવ; ego: (૩) વ્યક્તિનાં આવડત કે શક્તિ; a person's skill or capacities.

**પોતિયાદાસ,** (પું.) ધોતિયુ પહેરનારો અર્થાત ઢીલો, બીકણ માણસ, a person wearing a Dhoti, i.e. a soft-hearted, timid person.

**પોતિયું,** (ન) જુઓ **ધોતિયું**.

**પોતીકું,** (વિ.) સ્વકીય, પોતાની માલિકીનું; one's own, self-possessed.

**પોતું,** (ન) કાપડનો પલાળેલો કકડો; a wet or drenched piece of cloth: (૨) ધોળ કરવાનો ભીનો કૂચડો, a wet brush for white-washing

**પોતે,** (સ.) જાતે; self, personally.

**પોથી,** (સ્રી.) બાંધ્યા વિનાનું પુસ્તક; a loose book. [lump of fresh dung.

**પોદળો,** (પુ.) તાજા છાણનો લોંદો; a

**પોપચું,** (ન.) આંખનુ ઢાંકણુ; the eye-lid.

**પોપટ,** (પું.) એક પ્રકારનું સુંદર પક્ષી; a parrot.

**પોપટિયું,** (વિ.) લીલાપીળા રંગનું; green and yellowish:(૨)પોપટની જેમ સમજ્યા વિના કંઠસ્થ કરેલું, crammed; memorised without understanding.

**પોપટો,** (પું.)ચણાની શિંગ; a pod of gram.

**પોપડી,** (સ્રી.) નાનો પોપડો, જુઓ **પોપડો**

**પોપડો,** (પું.) પડ કે થર, બારીક પડ; a crust, a thin crust. [vain efforts.

**પોપલાં,** (ન બ વ.) મિથ્યા પ્રયાસ, ફાંફાં;

**પોપલું,** (વિ.) જુઓ **પોચકણું**: (૨) વધારે પડતું લાડકું; over-fondled: (૩) ફાંફાં મારતું; trying or struggling in vain.

**પોપૈયું,** (ન.) **પોપૈયો,** (પું.) જુઓ **પપૈયું**.

**પોબાર,** (પુ. બ વ) ત્રણ પાસાની રમતમાં, બે પાસામા ૭ દાણાનો અને એક પાસામા એક દાણાનો એ રીતે તેર દાણાનો સફળ દાવ, a successful throw in the game of three dice, made up of six, six and one: (૨) વિજય, ફતેહ; victory, success.

**પોયણ, પોયણી,** (સ્રી.) સફેદ કમળનો છોડ; a white-lotus plant. **પોયણું,** (ન.) સફેદ કમળ, a white lotus.

**પોર,** (અ.) ગયે કે આવતે વર્ષે, in the last or the next year.

**પોરસ, પૉરસ,** (પું.) આનંદનો આવેગ; a wave or excitement of joy: (૨) શૌર્ય, ખમીર; heroism, mettle.

**પોરિયું,** (ન.) બાળક, છોકરું, a child: **પોરિયો,** (પું.) નાની વયનો છોકરો; a

little boy: **પોરી,** (સ્ત્રી.) નાની વયની છોકરી; a little girl.

**પોરો,** (પું.) પાણીમા થતું બારીક જીવડું; a very small aquatic insect.

**પોરો,** (પું.) જુઓ **પોરસ.**

**પોરો,** (પું.) જમાનો, સમય, યુગ; an age, time, an era.

**પોરો,** (પું.) શ્રમ અથવા પ્રવાસ વચ્ચેનો અલ્પ સમય માટેનો આરામ; a short interval of rest after hard work or during a journey.

**પોલ,** (સ્ત્રી.) (ન.) પોલાણ, અવકાશ, ખાલી જગ્યા; hollowness, a cavity, vacuum, emptiness: (૨) ભ્રામક કે ખોટો દેખાવ, તરકટ, જૂઠાણું; false show, fraud, falsehood: (૩) અવ્યવસ્થા, અંધાધૂંધી; disorder, mismanagement.

**પોલ,** (પું.) પીંજેલું રૂ; carded cotton: (૨) (ન.) પીંજેલા રૂની સુવાળી ગાદી કે ગોદડું; a soft bed or quilt of carded cotton: (૩) પીંજેલા રૂની થેપલી; lump of carded cotton.

**પોલકું,** (ન.) સ્ત્રીઓ માટેનું બદન; waist-coat for women.

**પોલવું, પોલવું,** (ન.) પીંજેલા રૂની થેપલી; lump of carded cotton.

**પોલંપોલ,** (ન.) તદ્દન પોલું અર્થાત્ તરકટી હોવું તે; the state of utter hollowness, i.e. falsehood or fraud.

**પોલાણ,** (ન.) જુઓ **પોલ,** (સ્ત્રી.) (ન.): (૨) પોલો ભાગ; a hollow part.

**પોલાદ,** (ન.) ગજવેલ; steel: **પોલાદી,** (વિ.) ગજવેલનું; made of steel: (૨) અતિશય મજબૂત; very strong.

**પોલું,** (વિ.) પોલાણવાળું; hollow: (૨) ખાલી; empty: (૩) ભ્રામક, illusionary: (૪) ખોટું, બનાવટી, તરકટી; false, spurious, fraudulent.

**પોવું, પોવવું,** (સ. ક્રિ.) જુઓ **પરોવવું.**

**પોશ,** (પું.) (સ્ત્રી.) જુઓ **ખોબો:** (વિ.) ખોબા જેટલું.

**પોશાક,** (પું.) લેબાસ, પહેરવેશ; dress, apparel: (૨) કપડાં; clothes, garments: **પોશાકી,** (સ્ત્રી.) કપડાંનાં ખર્ચ કે ભથ્થું; expenses or allowance for dress.

**પોષ,** (પું.) વિક્રમ સંવતનો ત્રીજો માસ, the third month of the Vikrama year.

**પોષક,** (વિ.) પોષણ કરનાર; supporting, feeding, maintaining: (૨) પૌષ્ટિક, પોષક તત્ત્વોવાળું; nutritive, nutritious: **પોષણ,** (ન.) પોષવું તે; nourishment, nutrition: (૨) નિભાવવું તે, ટેકો, મદદ; maintenance, support. help.

**પોષાવું,** (અ. ક્રિ.) જુઓ **પાલવવું.** (૨) ને માટે માગ હોવી; to be in demand.

**પોષી,** (વિ.) પોષ માસનું કે એને લગતું; of or pertaining to the third month of the Vikrama year.

**પોસ,** (પું.) શુભ પ્રસંગ કે તહેવારે નોકરવર્ગને અપાતી બક્ષિસ; a gift or present given to servants on an auspicious occasion or a festival.

**પોસ,** (પું.) પોષ માસ, જુઓ **પોષ.**

**પોસાણ,** (ન.) પરવડવું તે:(૨)ખપત, વપરાશ, માગણી; consumption, demand.

**પોહ,** (પું.) પરોઢિયું; the dawn.

**પોળ,** (સ્ત્રી.) દરવાજાવાળી શેરી; a street with a gate: **પોળિયો,** (પું.) શેરીનો રખેવાળ, દરવાન; a street-guard, a gate-keeper.

**પોળી,** (સ્ત્રી.) એક પ્રકારની પાતળી, પોચી રોટલી; a kind of thin, soft bread: (૨) જુઓ **પૂરણપોળી.**

**પોંક, પોંખ,** (પું.) ઘઉં, વગેરે અમુક અનાજના શેકેલા લીલા દાણા; roasted green grains of certain corns such as wheat, etc [પોંખવું.

**પોંકણું,** (ન.) **પોંકવું,** (સ. ક્રિ.) જુઓ

**પોંખણું,** (ન.) વર અથવા કન્યાને વિધિસર વધાવવાની ક્રિયા; the act of receiv-

ing the bridegroom or the bride ceremoniously. (૨) એ ક્રિયામા વપરાતી સામગ્રી; material or articles used in that ceremony: **પોંખવું**, (સ. ક્રિ.) વર અથવા કન્યાને વિધિસર વધાવવાં, to receive the bridegroom or the bride ceremoniously.

**પૌત્ર**, (પું.) પુત્રનો પુત્ર, a grandson

**પૌર**, (પું.) શહેરી નાગરિક; a citizen.

**પૌરસ્ત્ય**, (વિ.) પૂર્વનું; eastern.

**પૌરાણિક**, (વિ.) પુરાણોને લગતું; mythological: (૨) (પું.) જુઓ **પુરાણી.**

**પૌરુષ**, (વિ.) પુરુષનું કે એને લગતું; masculine, manly: (૨) (ન.) પુરુષત્વ; manliness, masculine power: (૨) પુરુષાતન, bravery, the spirit of adventure, valour.

**પૌર્ણમાસી, પૌર્ણિમા**, (સ્રી) જુઓ **પૂર્ણિમા.**

**પૌષ**, (પું.) જુઓ **પોષ.**

**પૌષ્ટિક**, (વિ.) શક્તિવર્ધક, પુષ્ટ કરનાર; tonic, nutritious.

**પૌંઆ, પૌંવા**, (પું. બ. વ) શેકીને ચપટા કરેલા ચોખા; roasted, flattened rice.

**પ્યાજ**, (પું.) (ન.) ડુંગળી; an onion.

**પ્યાદું**, (ન) શેતરંજની રમતમાં સૌથી નીચા દરજ્જાનું-પાયદળ સિપાઈનું-મહોરુ; a pawn in the game of chess: (૨) પાયદળ સિપાઈ; an infantry-man.

**પ્યાર**, (પુ.) પ્રેમ; affection, love: (૨) જાતીય પ્રેમ; conjugal or sexual love: **પ્યારી**, (સ્રી.) વહાલી સ્રી, a sweetheart, a beloved woman: **પ્યારું**, (વિ.) વહાલુ, dear, beloved: **પ્યારો**, (પું.) વહાલો પુરુષ, a beloved man.

**પ્યાલી**, (સ્રી.) નાનો વાટકો કે પવાલુ; a small cup or bowl: **પ્યાલો**, (પું.) મોટો વાટકો કે પવાલું.

**પ્યાસ**, (સ્રી.) તૃષા, તરસ; thirst: (૨) ઉગ્ર ઇચ્છા; an intense desire.

**પ્યાસું**, (વિ.) તરસ્યું, ઉગ્ર ઇચ્છાવાળું; thirsty, intensely desirous.

**પ્રકટ**, (વિ.) ખુલ્લું; open, bare (૨) જાહેર, સાર્વજનિક; public: (૩) પ્રત્યક્ષ, દેખીતુ, visible, perceptible, evident: (૪) સ્પષ્ટ; clear: (૫) પ્રકાશિત (પુસ્તક, વ.); published (a book, etc. **પ્રકટીકરણ**, (ન.) પ્રકટ કરવું તે; the act of disclosing, publishing, etc.

**પ્રકરણ**, (ન.) વિષય, પ્રસંગ; a subject, an event or occasion: (૨) પુસ્તકનો વિભાગ, a chapter or division of a book: (૩) બાબત, મામલો; a matter, an affair.

**પ્રકાર**, (પું) જાત; sort, kind: (૨) ભેદ; difference: (૩) રીત; method, mode.

**પ્રકાશ**, (પું.) તેજ, અજવાળું; lustre, light: (૨) પ્રતિષ્ઠા, પ્રસિદ્ધિ; fame, glory, renown: (૩) પ્રાકટ્ય; disclosure, publishing, display. manifestation: (૩) અજવાળતું, ખુલ્લું કે પ્રસિદ્ધ કરતું, enlightening, disclosing or publishing: **-ન**, (ન.) ઉપરોક્ત ક્રિયાઓમાંની કોઈ એક: (૨) પ્રસિદ્ધ કરેલું પુસ્તક; a published book.

**પ્રકાશવું**, (અ. ક્રિ) ચળકવું, ઝગમગવું; to shine, to glow: (૨) પ્રકટ થવું; to be disclosed, to come to light, to be published.

**પ્રકીર્ણ**, (વિ.) વેરાયેલુ; scattered. (૨) વીખરાયેલું, પાંખું; dispersed, sparce: (૩) પરચૂરણ; miscellaneous

**પ્રકૃત**, (વિ.) જુઓ **પ્રસ્તુત**: (૨) શુદ્ધ, વિકારરહિત; pure, unmixed: (૩) મૌલિક; original, fundamental.

**પ્રકૃતિ**, (સ્રી.) નિસર્ગ, કુદરત; nature: (૨) મૂળ સ્વભાવ, temperament, disposition: (૩) શારીરિક બધારણ અને ગુણો, physical constitution and qualities: (૪) પ્રધાનમંડળ; a ministry, a body of ministers: (૫) રૈયત, પ્રજા; subjects, people, a nation:

(૬) (તત્ત્વજ્ઞાન) સૃષ્ટિની ઉત્પત્તિનું પુરુષથી ભિન્ન એવું મૂળ કારણ, (philosophy) the original cause of the creation apart from the Purush Tattwa: (૭) (વ્યા.) મૂળ શબ્દ, a basic word: (૮) મુખ્ય કે પ્રધાન ગુણ કે ધર્મ; the chief or the fundamental quality or attribute: (૯) મૂળ સ્વરૂપ; the fundamental form

**પ્રકોપ,** (પુ.) ગુસ્સો; anger, wrath: (૨) મૂળ કરતાં વધારે પડતાં આવેગ કે ઉશ્કેરાટ, ઉગ્રતા; more than normal force or excitement, intensity.

**પ્રક્રિયા,** (સ્ત્રી.) પદ્ધતિ, રીત, method, mode, way: (૨) કાર્યપદ્ધતિ, mode of action, process: (૩) ધાર્મિક વિધિ, વ., performance of a religious rite or ceremony, etc.

**પ્રક્ષાલન,** (ન.) ધોવું તે; washing, cleaning by water.

**પ્રક્ષેપ,** (પુ.) ફેંકવું તે; a throw: પાછળથી કરેલો અનધિકૃત ઉમેરો (સાહિત્ય વ. મા), an interpolation (in literature. etc.)

**પ્રખર,** (વિ.) ઉગ્ર, intense: (૨) તીક્ષ્ણ; sharp, pointed.

**પ્રખ્યાત,** (વિ.) નામાંકિત, પ્રતિષ્ઠિત, renowned, reputed, famous. (૨) પ્રશસ્ત, praised, best: (૩) લોકપ્રિય, જાણીતું; popular, well-known.

**પ્રગટ,** (વિ.) જુઓ **પ્રકટ.**

**પ્રગટવું,** (અ. ક્રિ.) અસ્તિત્વમાં આવવું, જન્મવું, નિર્માણ થવું; to come to existence, to be born, to take shape, to be produced: (૨) સળગવું; to be ignited or lighted: (સ. ક્રિ) સળગાવવું, to ignite or light.

**પ્રગટાવવું,** (સ ક્રિ) જાહેર કરવું, to proclaim, to disclose. (૨) ઉત્પન્ન કરવું; to produce: (૩) પ્રગટ કરવું; to publish, to bring into existence.

**પ્રગતિ,** (સ્ત્રી.) ઉન્નતિ, વિકાસ; progress, advancement, development.

**પ્રગલ્ભ,** (વિ.) ભવ્ય, grand: (૨) ગંભીર; earnest: (૩) પુખ્ત; matured (૪) વિકાસની પરાકાષ્ઠાએ પહોંચેલું; fully developed, perfected: (૫) નીડર; dauntless: (૬) ઉગ્ર, તીક્ષ્ણ· intense. sharp: (૭) નિર્લજ્જ, સાહસિક; audacious: (૮) અભિમાની, અહંભાવી; proud, egotistic: (૯) ઉદ્ધત, rude

**પ્રગાઢ,** (વિ.) અત્યંત ગાઢ; extremely dense, close or intimate.

**પ્રચલિત,** (વિ) અમલી, ચાલુ, ચાલતું આવેલું; current, prevalent, in practice or vogue.

**પ્રચંડ,** (વિ.) ભયંકર; terrible: (૨) કદાવર; huge: (૩) અત્યંત; excessive: (૪) બેહદ; limitless.

**પ્રચાર,** (પું.) ફેલાવો, પ્રસરણ; spread: (૨) કોઈ મત, વાદ, વ નો ફેલાવો; propaganda: (૩) અમલ, વહીવટ પ્રચલિત હોવું તે; administration, prevalence: (૪) પ્રણાલિકા, રૂઢિ; custom, tradition.

**પ્રચુર,** (વિ.) અતિશય; excessive: (૨) વિપુલ; abundant.

**પ્રચ્છન્ન,** (વિ.) ઢાંકેલું; covered: (૨) ગુપ્ત; secret. hidden.

**પ્રજનન,** (ન.) જન્મ આપવો તે, ઉત્પત્તિ; generating, production. [burn.

**પ્રજળવું,** (સ. ક્રિ.) બળવું, સળગવું; to

**પ્રજા,** (સ્ત્રી.) જનતા, લોકો: people: (૨) રૈયત; subjects: (૩) એક રાષ્ટ્રની જનતા, a nation: (૪) સંતતિ; progeny (૫) જાતિ; a race: **–પતિ,** (પું.) સર્જનહાર બ્રહ્મા: Lord Brahma–the creator: (૨) રાજા, સમ્રાટ; a king, an emperor: (૩) કુંભાર; a potter: (૪) યુરેનસ ગ્રહ; the planet Uranus: **–સત્તાક,** (વિ.) (ન.) પ્રજાનાં સત્તા અને વહીવટવાળું રાજ્ય; a republic, a democracy.

**પ્રજાળવું**, (સ. ક્રિ.) સળગાવવું; to ignite.
**પ્રજ્ઞ**, (વિ.) અત્યંત ડાહ્યું; very wise: (૨) જ્ઞાની, વિદ્વાન; learned: (૩) અત્યંત બુદ્ધિશાળી· highly intelligent.
**પ્રજ્ઞા**, (સ્ત્રી.) બુદ્ધિ, ડહાપણ, intelligence, wisdom: **–ચક્ષુ**, (વિ.) આંધળું; blind
**પ્રણમવું**, (સ. ક્રિ) નમસ્કાર કરવા, નમવું; to bow to, to salute.
**પ્રણય**, (પું.) જાતીય પ્રેમ; congugal or sexual love: **પ્રણયિની**, (સ્ત્રી.) a beloved woman: (૨) પત્ની; a wife: **પ્રણયી**, (વિ.) (પું.) a beloved man: (૨) પતિ, a husband.
**પ્રણવ**, (પું.) ૐ કાર, the symbol 'ૐ'
**પ્રણામ**, (પું.) નમસ્કાર, a bow, salutation.
**પ્રણાલિકા, પ્રણાલી**, (સ્ત્રી.) રૂઢિ, રિવાજ; a custom, a tradition.
**પ્રણિપત**, (સ્ત્રી.) આજીજી; an entreaty.
**પ્રણિધાન**, (ન.) ધ્યાન, સમાધિ; meditation, trance: (૨) ઉપાસના; worship: (૩) ભક્તિ; devotion.
**પ્રણિપાત**, (પુ.) સાષ્ટાંગ નમસ્કાર; a prostrate bow.
**પ્રણેતા**, (પું.) કર્તા, રચનાર; an author, a maker, an expounder, an originator
**પ્રત**, (સ્ત્રી.) પુસ્તકની નકલ; a copy of a book. (૨) મૂળ લખાણ; manuscript.
**પ્રતાપ**, (પું.) પ્રભાવ, awe, dignity, glory: (૨) ભવ્યતા; majesty, grandeur. (૩) સત્તા; power, authority: (૪) પ્રતિષ્ઠા; renown: (૫) કાંતિ, તેજ; lustre: **–વાન, પ્રતાપી**, (વિ) ઉપરોક્ત ગુણોવાળું, majestic, etc
**પ્રતારણા**, (સ્ત્રી.) દગોફટકો, છેતરપિંડી; fraud, cheating, deceit.
**પ્રતિ**, (અ.) તરફ; at, towards: **પ્રતિ-ઉત્તર**, (પુ.) જુઓ **પ્રત્યુત્તર.**
**પ્રતિકાર**, (પું.) સામનો, resistance: (૨) વિરોધ; opposition: (૩) ઇલાજ, ઉપાય; a remedy, a cure.
**પ્રતિકાવ્ય**, (ન.) વિડંબન પ્રતિકાવ્ય; a parody.
**પ્રતિકૂલ, –કૂળ**, (વિ) માફક કે અનુકૂળ ન હોય એવું; adverse. unsuitable, inconvenient: (૨) વિરુદ્ધ, opposite: (૩) વિસંવાદી, ઊલટું; discordant, contrary.
**પ્રતિક્રિયા**, (સ્ત્રી) ઇલાજ, ઉપાય, a cure. a remedy: (૨) પ્રત્યાઘાત; reaction.
**પ્રતિગામી**,(વિ.) પ્રત્યાઘાતી; reactionary.
**પ્રતિઘોષ**, (પું.) પડઘો; an echo.
**પ્રતિજ્ઞા**, (સ્ત્રી.) વચન, પણ, a promise, a vow, a resolution.
**પ્રતિદિન**, (અ.) હમેશાં, વારંવાર; every day, frequently.
**પ્રતિધ્વનિ**, (પુ) પડઘો; an echo.
**પ્રતિનિધિ**, (પું.) કોઈ વ્યક્તિ કે સંસ્થાને બદલે કામ કરવા અધિકૃત વ્યક્તિ; a representative: **–ત્વ**, (ન) પ્રતિનિધિ-પદ, the office or status of a representative.(૨) પ્રતિનિધિ મોકલવાનો કે ચૂંટવાનો અધિકાર, the right of representation.
**પ્રતિપક્ષ**, (પું.) વિરોધી પક્ષ; an opposite side or party: (૨) વિરોધી, શત્રુ; an opponent, an enemy, an adversary: (૩) પ્રતિવાદી; a defendant.
**પ્રતિપદ, પ્રતિપદા**, (સ્ત્રી) પ્રથમા તિથિ, એકમ; the first day of a lunar fortnight.
**પ્રતિપાદન**, (ન.) પ્રમાણોથી સાબિત કરવું તે; to prove or expound with accepted facts or valid arguments.
**પ્રતિપાલક**, (પું.) ભરણપોષણ કરનાર, પાલક, વાલી, a supporter, a guardian.
**પ્રતિપાલન**, (ન.) ભરણપોષણ
**પ્રતિપાળ**, (પુ) જુઓ **પ્રતિપાલક, પ્રતિપાલન.**
**પ્રતિબંધ**, (પું.) અડચણ, વિઘ્ન, an obstacle, hindrance (૨) મનાઈ, prohibition, restriction: **પ્રતિબિંબ,**

(ન.) પ્રતિચ્છાયા; a reflected image: (૨) પડછાયો, a shadow.

**પ્રતિભા,** (સ્ત્રી) તેજ, કાંતિ; lustre, splendour: (૨) વ્યક્તિનો પ્રભાવ; awe, grace (૩) નૈસર્ગિક અસાધારણ બુદ્ધિ-શક્તિ, natural or extraordinary faculty: **–શાળી,** (વિ) awe-inspiring, etc.

**પ્રતિમા,**(સ્ત્રી) મૂર્તિ; a statue, an idol.

**પ્રતિરોધ,** (પું.) અવરોધ, રોકાણ, અટકાવ; obstruction, hindrance: (૨) સામનો; resistance.

**પ્રતિવાદ,** (પું) ખંડન, વિરોધ; refutation, opposition: **પ્રતિવાદી,** (વિ.) (પું) બચાવપક્ષની વ્યક્તિ; a defendant, a respondent.

**પ્રતિષ્ઠા,** (સ્ત્રી) કીર્તિ, નામના, આબરૂ. fame, reputation, renown: (૨) સ્થાપના; installation (૩) મૂર્તિ વ. ની વિધિપૂર્વક સ્થાપના, ceremonious installation of an idol, etc: (૩) મજબૂતી, સ્થિરતા· firmness, stability: **–ન,** (ન) પાયો, foundation: (૨) પાયાનુ સ્થાન, સ્થળ; a site, a situation, a place: **પ્રતિષ્ઠિત,** (વિ.) આબરૂદાર, reputed: (૨) સ્થિર, મજબૂત; stable, firm.

**પ્રતિસ્પર્ધી,** (પુ ) હરીફ; a rival

**પ્રતિહાર,** (પું) દરવાન; a gate-keeper.

**પ્રતીક,** (ન.) પ્રતિમા, an idol, a statue: (૨) સંકેતચિહ્ન, a symbol.

**પ્રતીક્ષા,** (સ્ત્રી.) રાહ કે વાટ જોવી તે, a waiting for.

**પ્રતીતિ,** (સ્ત્રી.) વિશ્વાસ, ભરોસો; trust, faith: (૨) ખાતરી, assurance. (૩) સમજણ, પ્રત્યક્ષ જ્ઞાન; conviction, perception

**પ્રત્યક્ (ચ્)** (વિ.) પાછું ફરેલું; reverted, returned: (૨) અંતર્મુખ, introvert: (૩) અંદરનું, આંતર, internal· (૪)પશ્ચિમ; western

**પ્રત્યક્ષ,** (વિ) દૃશ્ય; visible: (૨) ખુલ્લું, સ્પષ્ટ; open, bare, clear: (૩) ઇંદ્રિયગ્રાહ્ય; perceptible: (ન.) ઇંદ્રિયો દ્વારા થતું જ્ઞાન; perception.

**પ્રત્યય,** (પું.) જુઓ **પ્રતીતી**: (૨) કારણ, હેતુ; cause, purpose: (૩) (વ્યા.) રૂપો, વ. બનાવવા માટે શબ્દને અંતે લગાડાતો ઉપસર્ગ, વ.; (grammar) an affix.

**પ્રત્યવાય,** (પું) અડચણ, નડતર, વિઘ્ન; an obstacle, an impediment: (૨) રંજ, સંકોચ, વાંધો; scruple, objection: (૩) પાપ, દોષ, a sin, an offence

**પ્રત્યંચા,** (સ્ત્રી.) ધનુષની દોરી, પણછ; the string of a bow.

**પ્રત્યાગમન,** (ન.) પાછું આવવું કે ફરવું તે; a return, a reversion.

**પ્રત્યાઘાત,** (પું.) સામો આઘાત; reaction: (૨) પડઘો; reaction.

**પ્રત્યાહાર,** (પું.) સંપૂર્ણ ઇન્દ્રિય નિગ્રહ; complete control over the senses, self-denial.

**પ્રત્યુત્તર,** (પું.) સામો જવાબ; a rejoinder: (૨) જવાબ, a reply.

**પ્રત્યે,** (અ.) તરફ, at, towards.

**પ્રત્યેક,** (વિ) દરેક; each, every one.

**પ્રથમ,** (વિ.) પહેલું; first (૨) પાયાનું, મૂળ, પ્રારંભનું, fundamental, original, initial: (૩) (અ) પ્રારંભમાં; initially: (૪) પહેલેથી, અગાઉથી; at first, formerly, previously: **પ્રથમા,**(વિ.) (સ્ત્રી) પહેલી વિભક્તિ; the nominative case.

**પ્રથા,** (સ્ત્રી.) રિવાજ, રૂઢિ, ધારો; custom, practice, rule: (૨) રીત; mode.

**પ્રદક્ષણા, પ્રદક્ષિણા,** (સ્ત્રી.) વ્યક્તિ કે વસ્તુને જમણી બાજુ રાખી એની આસપાસ વર્તુળાકારે ફરવું તે; moving left to right in circular motion round a person or thing.

**પ્રદર્શક,** (વિ.) (પું) બતાવનાર, pointer,

exhibitor: **પ્રદર્શન,** (ન.) બતાવવું તે, નિરૂપણ; display: (૨) વિશિષ્ટ વસ્તુઓ વગેરે જાહેરમાં જોવા મૂકવી તે; an exhibition. [bestowing.

**પ્રદાન,** (ન.) આપવું તે; a giving or

**પ્રદીપ,** (પું.) દીવો; a lamp: (૨) ઉજ્જળનાર વ્યક્તિ કે વસ્તુ; a gloryfying person or thing.

**પ્રદેશ,** (પુ.) સ્થળ, ભૂમિ; a place, a spot, a site: (૨) મુલક; a territory, a region: (૩) દેશનો વિભાગ, પ્રાંત, a region, a province [nightfall.

**પ્રદોષ,** (પું.) સંધ્યાકાળ; dusk, the

**પ્રધાન,** (વિ) મુખ્ય; chief (પું) કારોબારીનો વડો, વજીર, an executive head, a minister.

**પ્રપંચ,** (પું.) સંસાર; the world: (૨) સંસારની ઉપાધિઓ, the troubles of the world· (૩) વિસ્તાર, extent: (૪) છળકપટ; fraud, intrigue, deceit: **પ્રપંચી,** (વિ.) દગલબાજ, કપટી; fraudulent.

**પ્રપાત,** (પું) પડવું તે, પતન, a fall: (૨) જળધોધ; a water-fall: (૩) ભૂસકો; a dive. [grandfather.

**પ્રપિતામહ,** (પું.) બાપનો દાદો; a great

**પ્રફુલ્લ, પ્રફુલ્લિત,** (વિ.) વિકસેલું, ખીલેલું; blossomed, bloomed: (૩) આનંદિત; cheerful, gay.

**પ્રબલ, પ્રબળ,** (વિ.) શક્તિશાળી, અતિ બળવાન; powerful, very strong· (૨) ઉગ્ર, અતિશય; intense, excessive.

**પ્રબંધ,** (પું.) દંતકથા અને ઇતિહાસના મિશ્રણવાળી સાહિત્યકૃતિ; a historical cum legendary literary work: (૨) નિબંધ, સંશોધનાત્મક લેખ; an essay, a thesis, a treatise: (૩) ગીત, કાવ્ય; a song, a poem: (૪) યોજના; a plot, a scheme: (૫) વ્યવસ્થા, જોગવાઈ, બંદોબસ્ત; arrangement provision.

**પ્રબુદ્ધ,** (વિ.) જાગૃત થયેલું; awakened: (૨) વિદ્વાન, જ્ઞાની; learned, prudent.

**પ્રબોધ,** (પુ.) જાગૃતિ, સાવચેતી; awakening, vigilance: (૨) જ્ઞાન, knowledge: (૩) ઉપદેશ; instruction, admonishment: (૪) પ્રકાશ કે જ્ઞાન મળવા તે, enlightenment: **–ક,** (વિ.) જ્ઞાન કે પ્રકાશ આપનારું, વ.; enlightening, etc.: **–વું,** (સ. ક્રિ.) જાગૃત કરવું, જ્ઞાન કે પ્રકાશ આપવાં; to awaken, to enlighten.

**પ્રભવ,** (પું.) જન્મ, ઉત્પત્તિ, birth, production: **–વું,** (અ ક્રિ.) જન્મવું, અસ્તિત્વમાં આવવું, to be born, to come to existence

**પ્રભા,** (સ્ત્રી.) તેજ, કાંતિ; lustre. brightness, glory: (૨) ભપકો, દમામ; pomp, grandeur.

**પ્રભાત,** (ન) સવાર, પરોઢ; morning, dawn: **પ્રભાતિયું,** (ન.) પરોઢિયે ગાવાનાં પદ કે ભજન; a morning hymn or devotional song

**પ્રભાવ,** (પું) શક્તિ, બળ; power, strength: (૨) તેજ, પ્રતાપ; lustre, glory: (૩) પ્રતિભા, છટા, awe. grace: (૪) ભવ્યતા; grandeur: (૫) અસરકારકતા; effectiveness· (૬) ચમત્કારિક શક્તિ; extraordinary or miraculous power: **–શાળી,** (વિ.) પ્રતિભાશાળી, વ.; awe-inspiring [awe-struck.

**પ્રભાવિત,** (વિ) પ્રભાવથી અસર પામેલું;

**પ્રભુ,** (પુ) પરમેશ્વર; God: (૨) શેઠ, સ્વામી, માલિક, a boss, a lord, a master, an owner: **–તા,** (સ્ત્રી.) માલિકી, ownership: (૨) મહત્તા, સર્વોપરિતા; greatness, supremacy: (૩) દેવત્વ; divinity. (૪) ગૌરવ; constructive pride, glory: **–ત્વ,** (ન) માલિકી; ownership: (૨) વર્ચસ્વ; supremacy: (૩) કાબૂ, આધિપત્ય; mastery.

**પ્રભૃતિ,** (અ.) વગેરે, ઇત્યાદિ; et cetera.
**પ્રમત્ત,** (વિ.) આવેશમય, ઉન્મત્ત; frenzied, excited: (૨) કેફથી ઉન્મત્ત; intoxicated (૩) ઝનૂની; fierce: (૪) બેદરકાર, ગાફેલ; careless, neglectful.
**પ્રમદ,** (પું.) આનંદ, હર્ષ; joy, gaiety, pleasure: **પ્રમદા,** (સ્ત્રી.) યુવાન, સુંદર મોહક સ્ત્રી; a young, beautiful and enchanting woman.
**પ્રમાણ,** (ન.) સાચું કે યથાર્થ જ્ઞાન; true knowledge: (૨) જ્ઞાનપ્રાપ્તિનું સાધન; an instrument or means for attaining knowledge: (૩) સાબિતી, પુરાવો; proof, evidence: (૪) ધોરણ; norm, standard: (૫) માપ, માપદંડ; a measure, a measure stick: (૬) ખાતરી; assurance, conviction: (૭) (ગણિત) ગુણોત્તરોનું સરખાપણું; (maths) proportion: (અ.) ચોક્કસ, નક્કી; certainly, unfailingly: (વિ.) આધારભૂત, અધિકૃત, reliable, authoritative: (૨) સાચું; true: **-ભૂત,** (વિ.) માન્ય, આધારભૂત, વિશ્વાસપાત્ર, acceptable, reliable: **-વું,** (સ. ક્રિ.) મનથી ગ્રહણ કરવું, જાણવું: to perceive, to know: (૨) માન્ય કે કબૂલ રાખવું; to accept, to admit: (૩) પ્રમાણભૂત માનવું; to take as authoritative.
**પ્રમાણિક,** (વિ) સાચું, વિશ્વાસપાત્ર, પ્રામાણિક, ઇમાનદાર; true, trustworthy, honest: **-તા,** (સ્ત્રી.) **-પણું,** (ન.) honesty.
**પ્રમાદ,** (પું.) આળસ, બેદરકારી, laziness, neglect, carelessness. **પ્રમાદી,** (વિ) જુઓ **પ્રમત્ત.**
**પ્રમુખ,** (વિ) મુખ્ય; chief, main: (૨) (પું.) અધ્યક્ષ, વડો, આગેવાન; a president, a head, a leader
**પ્રમેય,** (ન) પ્રમાણ દ્વારા સાબિત કરવાની બાબત; a matter to be proved with facts or evidence: (૨) ગણિતનો સાબિત કરવાનો સિદ્ધાંત; a theorem.
**પ્રમોદ,** (પું.) આનંદ, મજા, મનોરંજન; joy, pleasure, entertainment.
**પ્રયત્ન,** (પું.) પ્રયાસ, કોશિશ; an effort.
**પ્રયાણ,** (ન.) જવું તે, વિદાય; a going away, a departure.
**પ્રયાસ,** (પું) કોશિશ; an effort.
**પ્રયુત,** (વિ.) દસ લાખ, a million
**પ્રયોગ,** (પું.) ઉપયોગ, વાપર; use, consumption: (૨) અખતરો; an experiment, a trial: (૩) નિયમ, a rule: (૪) પ્રદર્શન, રજૂઆત; exhibition, presentation: (૫) તાંત્રિક ક્રિયા કે વિધિ; an occult performance or ceremony: (૬) વ્યાકરણનો ભેદ; a voice in grammar: **-શાલા, -શાળા,** (સ્ત્રી.) વૈજ્ઞાનિક પ્રયોગો કરવાનું સ્થળ; a laboratory.
**પ્રયોજક,** (પું.) સંઘટના કરનાર, પ્રેરક; one who organizes, inspires, encourages, etc: (૨) લેખક, a writer, an author: **પ્રયોજન,** (ન) હેતુ, કારણ; a purpose, a cause: (૨) જરૂર, ઉપયોગ; need, necessity.
**પ્રલય,** (પું.) મહાવિનાશ; great destruction, devastation: (૨) જલપ્રલયથી સૃષ્ટિનો વિનાશ; destruction of the creation by a deluge.
**પ્રલાપ,** (પું.) વિલાપ; lamentation, wailing: (૨) ઉન્મત્ત વ્યક્તિનો અર્થહીન બકવાટ; meaningless prattle of a frenzied person.
**પ્રલોભન,** (ન.) લાલચ, છટકું, a temptation, a bait, an enticement
**પ્રવચન,** (ન.) વિવરણ, સ્પષ્ટીકરણ; exposition: (૨) વ્યાખ્યાન; a lecture, an address
**પ્રવર્તક,** (વિ) ઉત્તેજક, પ્રેરક; encouraging, promoting, advancing: (૨) (પું) સંસ્થાપક; a founder.

**પ્રવર્તન,** (ન.) સ્થાપના; founding, establishing: (૨) પ્રચાર, પ્રસાર; propagation, spread: **પ્રવર્તવું,** (અ. ક્રિ.) અમલી કે ચાલુ હોવું; to be prevalent or current: (૨) ફેલાવું; to be spread (૩) પ્રમાણિત હોવું; to be authoritative, proved or accepted.

**પ્રવર્ત્તક, પ્રવર્ત્તન,** જુઓ **પ્રવર્તક, પ્રવર્તન.**

**પ્રવાલ, પ્રવાળ,** (ન.) પરવાળું; a coral.

**પ્રવાહ,** (પુ.) વહેણ; a flow, a current: **પ્રવાહી,** (વિ) (ન.) liquid, fluid

**પ્રવીણ,** (વિ) કુશળ, ચતુર, દક્ષ; skilled, expert, accomplished.

**પ્રવૃત્ત,** (વિ) વર્તમાન, ચાલુ; present, current: (૨) ક્રિયાશીલ, કામગીરીમાં રોકાયેલું; active, engaged in some activity.

**પ્રવૃત્તિ,** (સ્ત્રી) વ્યવસાય, ઉદ્યોગ; occupation, profession, activity: (૨) સાંસારિક કામગીરીઓ, worldly activities: (૩) ચાલુ કે અમલી હોવું તે; prevalence: (૪) કામગીરી, હિલચાલ; activities, movement.

**પ્રવેશ,** (પું.) દાખલ થવું તે, the act of entering, entrance: (૨) પેસવું તે; penetration (૩) નાટકના અંકનો વિભાગ; a scene of a drama: **–ક,** (વિ.) પ્રાસ્તાવિક; introductory: (૨) (પું.) પ્રસ્તાવના: introduction: (૩) નાટકનું મંગલાચરણ, નાંદી; a prologue

**પ્રવેશિકા,** (સ્ત્રી.) પ્રાથમિક જ્ઞાન કે જાણકારી માટેનું પુસ્તક; an introductory book.

**પ્રવ્રજ્યા,** (સ્ત્રી.) સંન્યાસ; renunciation, 'સંન્યાસાશ્રમ', the fourth or final order of life according to Hinduism.

**પ્રશમન,** (ન) શાંત કે શમન કરવું તે; pacifying, healing, curing.

**પ્રશસ્ત,** (વિ.) વખણાયેલું; praised, commended: (૨) નામાંકિત; renowned: (૩) ઉત્તમ; best: (૪) સાચું, યોગ્ય; true, proper.

**પ્રશસ્તિ,** (સ્ત્રી.) પ્રશંસા, સ્તુતિ; praise, eulogy: (૨) સ્તુતિકાવ્ય કે લેખ; a literary eulogy.

**પ્રશંસક,** (વિ.) પ્રશંસા કરનાર; praising, admiring

**પ્રશંસવું,** (સ. ક્રિ.) વખાણવું; to praise, to eulogise.

**પ્રશંસા,** (સ્ત્રી.) વખાણ, સ્તુતિ; praise, commendation, eulogy: (૨) નામના; renown, glory.

**પ્રશાંત,** (વિ.) અત્યંત શાંત અથવા સ્થિર; extremely calm, serene or stable.

**પ્રશ્ન,** (પું.) સવાલ; a question, an interrogation: (૨) ચર્ચા, વિચાર માટેનો મુદ્દો; a point at issue, a problem. **–પત્ર,** (પું.) (ન) a question paper: **પ્રશ્નાર્થ,** (વિ) (પુ.) પૃચ્છાસૂચક વાક્યરચના; an interrogative (sentence)

**પ્રસક્ત,** (વિ.) સંલગ્ન, વળગેલું; joined or related to: (૨) આસક્ત; attached or fascinated by, devoted to.

**પ્રસન્ન,** (વિ.) આનંદી, ખુશ, gay, blithe, pleased: (૨) સંતુષ્ટ; contented, satiated: (૩) સરલ, સહેલું, easy: (૪) પારદર્શક, શુદ્ધ; transparent, pure: **–તા,** (સ્ત્રી.) gaiety, pleasure.

**પ્રસરવું,** (અ. ક્રિ.) ફેલાવું, વિસ્તરવું; to spread, to extend. (૨) વ્યાપવું, to pervade.

**પ્રસવ,** (પું) જન્મ કે ઉત્પત્તિની ક્રિયા; the act of giving or taking birth, the act of producing or being produced: (૨) જન્મ, ઉત્પત્તિ; birth, production: **–વું,** (અ. ક્રિ) જન્મવું; to be born: (સ. ક્રિ.) જન્મ આપવો, જણવું; to give birth, to deliver (a child).

**પ્રસંગ,** (પું.) અવસર, બનાવ; an occa-

sion, an event: (૨) ઘટના, વિષય; an incident, a subject, a topic.

**પ્રસાદ,** (પું.) પ્રસન્નતા; gaiety, pleasure: (૨) કૃપા, મહેરબાની; favour, grace: (૩) નિર્મળતા, purity: (૪) વરસાદ: rains, rainfall: (૫) પ્રસાદી:

**પ્રસાદી,** (સ્રી.) દેવને અર્પણ કરેલી વસ્તુ કે ખાદ્યપદાર્થ; a thing or eatable offered to a deity: (૬) દેવ, ગુરુ, વગેરેની ભેટ, a gift from a deity, preceptor, etc: (૭) (લૌ.) માર; (colloq.) a beating.

**પ્રસાધન,** (ન.) જરૂરી કે ઉપયોગી વસ્તુ કે ઉપકરણ; necessary or useful thing, equipment.

**પ્રસાર,** (પું.) ફેલાવો, વિસ્તરવું તે; spread, extension: **–વું,** (સ. ક્રિ.) ફેલાવવું, વિસ્તારવું, to spread, to cause to extend.

**પ્રસિદ્ધ,** (વિ.) નામાંકિત, પ્રખ્યાત; renowned, famous: (૨) જાહેર, ખુલ્લું; public, open: (૩) પ્રકાશિત (પુસ્તક, વ.); published (a book, etc.) **પ્રસિદ્ધિ,** (સ્રી.) નામના; renown, reputation: (૨) પ્રકાશન; publication: (૩) જાહેરાત; declaration, publication.

**પ્રસૂતા,** (સ્રી.) સુવાવડી સ્રી; a woman confined to bed after delivering a child.

**પ્રસૂતિ,** (સ્રી.) જુઓ **પ્રસવ:** (૨) સુવાવડ; a woman's confinement to bed after delivery: (૩) સંતતિ; progeny: **–ગૃહ,** (ન.) a maternity home.

**પ્રસ્તાવ.** (પું.) શરૂઆત, પ્રારંભ, a beginning, an inauguration: (૨) બાબત, પ્રસંગ; a topic, a subject, an incident, an event: (૩) ઠરાવ, દરખાસ્ત; a proposal· **–ના,** (સ્રી.) આમુખ; an introduction, a preface.

**પ્રસ્તુત,** (વિ.) સંદર્ભમાં રહેલું, ચર્ચાતું; referred to, under discussion, on hand: (૨) (ન.) એવો વિષય કે બાબત; a subject or thing referred to or under discussion.

**પ્રસ્થાન,** (ન.) પ્રયાણ, વિદાય; a setting or going out, a departure, a start: (૨) માર્ગ, રીત; a way, a mode: (૩) પસ્તાનું, પ્રવાસ સમયે ખરાબ મુહૂર્ત ટાળવા, શુભ મુહૂર્તે બીજાને ત્યાં વાસ કરવો કે સામાન મૂકવો તે; the act of going to stay or placing necessary travel articles at other's place before starting for a journey with a view to avoid inauspicious date or time.

**પ્રસ્થાપિત,** (વિ.) સ્થાપેલું; established: (૨) સાબિત કરેલું; proved.

**પ્રસ્વેદ,** (પુ.) પરસેવો; sweat, perspiration.

**પ્રહર,** (પું.) ત્રણ કલાકનો ગાળો, દિવસનો આઠમો ભાગ; a period of three hours, one-eighth part of a day: **પ્રહરી,** (પુ.) ચોકીદાર; a guard.

**પ્રહસન,** (ન.) હાસ્યરસ પ્રધાન, કટાક્ષયુક્ત નાટક, a comical satirical play.

**પ્રહાર,** (પું.) ઘા; a blow, a striking.

**પ્રાક્,** (અ.) અગાઉ, પહેલાં; formerly, before, ago.

**પ્રાકટ્ય,** (ન.) જુઓ **પ્રાગટ્ય.**

**પ્રાકૃત,** (વિ.) મામૂલી, સામાન્ય પ્રકારનું; ordinary: (૨) હંમેશનું; usual: (૩) સામાન્ય લોકોને લગતું; pertaining to the masses: (૪) સંસ્કારહીન, અશિષ્ટ, બરછટ; uncultured, unrefined, rough: (૫) નજીવું; trifling: જુઓ **પ્રાકૃતિક,** (સ્રી.) (ન.) સંસ્કૃત પર આધારિત એક પ્રકારની પ્રાચીન ઊતરતી કક્ષાની ભાષા; an ancient inferior language derived from Sanskrit: (૨) સંસ્કૃતની અપભ્રંશરૂપ સ્થાનિક કે તળપદી ભાષા; a vernacular language derived from Sanskrit.

**પ્રાકૃતિક**, (ત્રિ.) નિસર્ગનું કે એને લગતું; of or pertaining to nature: (૨) ભૌતિક; material: (૩) લૌકિક; mundane, worldly: (૪) સ્વાભાવિક; [natural.

**પ્રાગ્**, (અ.) જુઓ **પ્રાક્**.

**પ્રાગટ્ય**, (ન.) પ્રગટવું તે, જન્મવું કે અસ્તિત્વમાં આવવું તે, અવતાર; manifestation, birth, coming into existence, production, incarnation.

**પ્રાચી**, (સ્ત્રી.) પૂર્વ દિશા; the east.

**પ્રાચીન**, (વિ.) પુરાણું, અસલી, ઘણા જૂના સમયનું; ancient, antiquarian.

**પ્રાણ**, (પું.) શ્વાસ, શ્વાસની હવા; breath, breathing air: (૨) જીવાત્મા; soul: (૩) જીવન, જીવનશક્તિ; life, animate power, vitality: (૪) શક્તિ, બળ; power, strength: **-ઘાતક**, (વિ.) મૃત્યુકારક; fatal: **-જીવન**, (વિ.) જીવનના ટેકારૂપ; life-supporting: (૨) (પું.) પતિ, પ્રીતમ; a husband, a beloved man: **-નાથ**, (પું.) **-વલ્લભ**, (પું.) જુઓ **પ્રાણજીવન**: **-વાયુ**, (પું.) જીવનને માટે અનિવાર્ય વાયુ; oxygen.

**પ્રાણાયમ**, (પું.) ઊંડા શ્વાસ લેવાની યોગની ક્રિયા; a kind of spiritual practice involving deep breathing. **પ્રાણિજ**, (વિ.) સેન્દ્રિય, જીવસૃષ્ટિનું; organic.

**પ્રાણી**, (ન.) જીવ; an animal, an animate being.

**પ્રાણીવિદ્યા**, (સ્ત્રી.) zoology.

**પ્રાતઃ** (પું.) પરોઢિયું, સવાર; dawn, daybreak: **-કાળ**, (પું.) સવાર, પરોઢિયું.

**પ્રાથમિક**, (વિ.) શરૂઆતનું, શરૂઆતના તબક્કાનું, primary, inaugural, of the primary stage

**પ્રાદુર્ભાવ**, (પું.) જુઓ **પ્રાગટ્ય**.

**પ્રાદેશિક**, (વિ.) અમુક પ્રદેશનું કે એને લગતું; regional, territorial: (૨) સ્થાનિક, તળપદું; local.

**પ્રાધાન્ય**, (ન.) મુખ્યત્વ, પ્રધાનપણું; pre-eminence, supremacy: (૨) અગ્રતા; priority.

**પ્રાધ્યાપક**, (પું.) વિદ્યાપીઠ કક્ષાનો શિક્ષક, અધ્યાપક; a professor.

**પ્રાપ્ત**, (વિ.) મેળવેલું કે મળેલું; obtained, gained, got: (૨) ઉપસ્થિત; present, ready, available: **પ્રાપ્તિ**, (સ્ત્રી.) લાભ, સિદ્ધિ; gain, profit, achievement. [force, intensity.

**પ્રાબલ્ય**, (ન.) જોર, વેગ, ઉગ્રતા; strength,

**પ્રામાણિક**, (વિ.) આધારભૂત, પ્રમાણભૂત; authentic, proved by facts: (૨) વિશ્વાસપાત્ર; reliable: (૩) સાચુ, નેક, પ્રમાણિક; honest, morally sound: **-તા**, (સ્ત્રી.) નેકી, વગેરે

**પ્રાય**, (વિ.) (અ.) (સમાસમાં) જેવું, સરખું, લગભગ, મહદ્ અંશે; like, similar, almost: (અ.) જુઓ **પ્રાયઃ**.

**પ્રાયશ્ચિત્ત**, (ન.) પસ્તાવો; repentance: (૨) પાપનિવારણ માટેની તપશ્ચર્યા; penance with a view to undoing sins.

**પ્રાયઃ**, (અ.) લગભગ, મહદંશે, બહુધા; nearly, almost, generally.

**પ્રાયોગિક**, (વિ.) અજમાયશી, અખતરારૂપ, પ્રયોગ કે અનુભવ પર આધારિત; experimental: (૨) વ્યવહારુ; practical.

**પ્રારબ્ધ**, (વિ.) શરૂ કરેલું, અગાઉ શરૂ થયેલું; begun, already begun: (ન.) ભાગ્ય, નસીબ; fate, destiny: **-વાદ**, (પું.) જીવન કેવળ ભાગ્ય પર જ આધારિત છે એવી માન્યતા; fatalism: **-વાદી**, (વિ.) (પું.) a fatalist. [commencement.

**પ્રારંભ**, (પું.) શરૂઆત; a beginning,

**પ્રાર્થના**, (સ્ત્રી.) વિનતિ, આજીજી, અભ્યર્થના; a request, an entreaty: (૨) ઈશ્વરસ્તુતિ; a prayer: **પ્રાર્થવું**, (સ. ક્રિ.) પ્રાર્થના કરવી; to request, to pray.

**પ્રાવીણ્ય**, (ન.) કૌશલ્ય, દક્ષતા; skilfulness, proficiency, dexterity.

**પ્રાવેશિક**, (વિ.) પ્રવેશ માટે સાધનરૂપ; instrumental to entrance.
**પ્રાશ**, (પું.) **પ્રાશન**, (ન.) ખાવું તે, અશન; the act of eating or absorbing.
**પ્રાસ**, (પું.) કાવ્યની તૂકના અંતે આવતા શબ્દોની તાલબદ્ધતા; rhythm.
**પ્રાસંગિક**, (વિ.) પ્રસંગને અનુકૂળ, પ્રસ્તુત; opportune, proper or suitable to the occasion: (૨) હંમેશનું નહિ પરંતુ અનિયમિત અને કોઈ કોઈવાર બનતું, આકસ્મિક; unusual incidental, casual
**પ્રાસાદ**, (પું.) મહેલ; a palace.
**પ્રાસ્તાવિક**, (વિ.) પ્રસ્તાવનારૂપ, પ્રાવેશિક; introductory, prefatory.
**પ્રાહુણો**, (પું.) મહેમાન; a guest.
**પ્રાંગણ**, (ન.) આંગણું, ફળિયું; a house-yard, a court-yard.
**પ્રાંત**, (પું.) છેડો, કિનારી; an extreme, an edge, a skirt: (૨) દેશના વિભાગોનો સૌથી મોટો એકમ; a province: **પ્રાંતિક, પ્રાંતીય**, (વિ.) provincial: **પ્રાંતીયતા**, (સ્ત્રી.) પોતાના પ્રાંત માટે જ વધારે લાગણી હોવાની સંકુચિત મનોદશા, provincialism.
**પ્રિય**, (વિ.) વહાલું; dear, beloved: (૨) ગમતું, રોચક; liked, preferred, agreeable: (૩) (પું.) પિયુ; a beloved man, a lover: (૪) પતિ; a husband: (૫) (ન.) કલ્યાણ, હિત; welfare, interest, gain, benefit: **–કર**, (વિ.) સુંદર, રોચક; lovely, pleasant, amiable: (૨) હિતકર; benefitial: **–જન**, (ન) સગું, સંબંધી, મિત્ર; a relative, a friend: (૨) પ્રેમપાત્ર વ્યક્તિ; a dear or beloved person: **–તમ**, (વિ.) સૌથી વધારે વહાલું: dearest, most beloved: (પું.) a husband, a beloved man: **–તમા, પ્રિયા**, (સ્ત્રી.) a wife, a beloved woman
**પ્રીછ**, (સ્ત્રી) જાણકારી; recognition, knowledge: (૨) ઓળખ; acquaintance: **–વું**, (સ. ક્રિ.) જાણવું, સમજવું, ઓળખવું; to know, to learn, to recognize.
**પ્રીત**, (સ્ત્રી.) પ્રેમ, લાગણી; love, affection, feeling: **–મ**, (પું.) જુઓ **પ્રિયતમ**: (૨) પ્રભુ; Lord, God.
**પ્રીતિ**, (સ્ત્રી.) જુઓ **પ્રીત**.
**પ્રેક્ષક**, (પું.) જોનારો; a spectator: (૨) તટસ્થ, નિષ્ક્રિય જોનારો; an onlooker, a member of an audience.
**પ્રેત**, (ન.) શબ; a corpse: (૨) ભૂતપિશાચ, વગેરે; a ghost, an evil spirit
**પ્રેમ**, (પું.) જુઓ **પ્રીત**: (૨) શોખ, માયાળુપણું; fondness, kindness: **પ્રેમાળ**, (વિ.) લાગણીવાળું, હેતાળ; loving, affectionate, kind, warm-hearted: **પ્રેમી**, (વિ.) પ્રેમાળ.
**પ્રેરક**, (વિ.) પ્રેરણા કે ઉત્તેજન આપનારું; inspiring, encouraging: (૨) (વ્યા.) એવા પ્રકારનું (રૂપ); (Gram.) causal (form).
**પ્રેરણા**, (સ્ત્રી.) પ્રેરવું તે; an inspiring or encouraging: (૨) સહજ સ્ફુરણ, ઊર્મિ; inspiration, impulse: (૩) આગ્રહ, આદેશ; an urging, a command.
**પ્રેરવું**, (સ. ક્રિ.) મોકલવું; to send, to dispatch (૨) પ્રોત્સાહન આપવું; to inspire: (૩) ઉત્તેજન આપવું; to encourage: (૪) આગ્રહ કરવો, ઉશ્કેરવું; to urge, to excite.
**પ્રોત્સાહન**, (ન.) ઉત્તેજન, પ્રેરવું તે; encouragement, a stimulus, the act of inspiring: (૨) પ્રેરણા; inspiration.
**પ્રોવું**, (સ. ક્રિ.) જુઓ **પરોવવું**.
**પ્રૌઢ**, (વિ.) સંપૂર્ણ રીતે વિકસિત, પુખ્ત, પરિપક્વ; fully-developed, mature, ripe: (૨) ભવ્ય, વિશાળ; grand, spacious: (૩) શાંત, ગંભીર; cool, tran-

quil, earnest: (૪) ગૌરવયુક્ત, માનનીય; dignified, glorious, venerable: **પ્રૌઢિ,** (સ્ત્રી.) પ્રૌઢપણું; maturity, glory, dignity, etc. [monkey.

**પ્લવંગ, પ્લવંગમ,** (પુ.) વાંદરો; a

**પ્લીહા,** (સ્ત્રી.) બરોળ; the spleen.

**પ્લુત,** (વિ) દીર્ઘ સ્વરથી પણ લાંબા ઉચ્ચારવાળું: having a protracted pronunciation than even a long vowel: (૨) ડૂબેલું; drowned, immersed: (૩) ભીનું, તરબોળ; wet, drenched, socked: **પ્લુતિ,** (સ્ત્રી.) કૂદકો; a jump: (૨) પૂર, a flood: (૩) ઘોડાની એક પ્રકારની ચાલ; a mode of a horse's gait: (૪) સ્વરનો ઉચ્ચાર ત્રણ માત્રા સુધી લંબાવવો તે; the protraction of a vowel to three matras

## ફ

**ફ,** (પુ) ગુજરાતી મૂળાક્ષરોનો બાવીસમો વ્યંજન, the twenty-second consonant of the Gujarati alphabet.

**ફઈ, ફઈબા,** (સ્ત્રી) જુઓ **ફોઈ.**

**ફકત,** (અ.) જુઓ **ફક્ત.** [a passage.

**ફકરો.** (પું) કંડિકા; a paragraph,

**ફકીર,** (પું.) મુસલમાન વૈરાગી કે સાધુ; a Muslim mendicant or ascetic: **–ફકરું,** (ન) માગણ, સાધુ, વ, a beggar. a mendicant, etc.

**ફકીરી,** (સ્ત્રી.) ફકીર જેવું જીવન, ફકીરપણું, ભિક્ષાવૃત્તિ, સન્યાસ; mendicancy, renunciation, abandonment.

**ફક્કડ,** (વિ) સાંસારિક જવાબદારી વિનાનું, કુટુંબકબીલા વિનાનું, without worldly responsibilities, without a household: (૨) સ્વચ્છંદી; self-willed, wanton: (૩) વરણાગિયું; foppish: (૪) સુંદર; beautiful: (૫) ઉડાઉ; extravagant: (૬) (પું.) ભવાઈનો રંગલો; a clown in a folk-drama.

**ફક્કંફક્કા,** (પું. બ. વ.) અતિશય ઉડાઉપણું; extreme extravagance' (૨) પોકળતા, ખાલીપણું; hollowness, emptiness.

**ફક્ત,** (અ) કેવળ, માત્ર, only, merely.

**ફગવું,** (અ. ક્રિ.) છકવું, ખોટે માર્ગે ચડવું, વંઠી જવું; to go astray, to take a wrong path, to become self-willed' (૨) બોલીને ફરી જવું; to swerve from, to disown a promise or statement.

**ફગાવવું,** (સ. ક્રિ) ઉદ્ધતાઈથી ફેંકવુ, to throw rudely. [morning.

**ફજર,** (સ્ત્રી) પરોઢિયું, સવાર; dawn,

**ફજેત,** (વિ) ઝંખવાણું કે ભોંઠું પડેલું; crestfallen, abashed' (૨) બદનામ થયેલું; disgraced, disreputed: **ફજેતી,** (સ્ત્રી) ભવાડો, બદનામી, ઝંખવાણાપણું; fiasco, disgrace, abashment **ફજેતો,** (પુ.) ફજેતી: (૨) કેરીના ગોટલા, વ. ની કઢી; a liquid article of food containing mango-stones, etc.

**ફટ,** (અ) તિરસ્કારનો ઉદ્ગાર; fie upon you, 'shame, shame': (૨)એવો ફાટવા, વગેરેનો અવાજ, such sound as of a tearing breaking, etc.

**ફટક,** (અ) ફફડવાનો અવાજ; sound created by fear or of throbbings of the heart: (૨) (સ્ત્રી) ધ્રાસકો, ફફડાટ; a panicky feeling, shivering caused by fright.

**ફટકડી,** (સ્ત્રી.) એક પ્રકારનો ક્ષાર; alum.

**ફટકવું,** (સ. ક્રિ.) સ્થાનભ્રષ્ટ થવું, ચસકવું (મગજ, બુદ્ધિ, વ.); to be dislocated, to be displaced (brain, senses, etc ): (૨) ઘેલું-દીવાનું થવું; to become insane, to go mad: (૩) વંઠી જવું; to go astray.

**ફટકારવું**, (સ. ક્રિ.) મારવું, પ્રહાર કરવો; to beat, to give a blow, to strike: (૨) સોટી, ચાબુક, વ.થી મારવું; to whip, to cane.

**ફટકારો**, (પું.) ફટકો; a blow with a whip or a cane: (૨) ફટકાનો અવાજ; its sound.

**ફટકાવવું**, (સ. ક્રિ.) જુઓ **ફટકારવું**.

**ફટકિયું**, (વિ.) સહેલાઈથી ફૂટી કે તૂટી જાય એવું; easily breakable: (૨) તકલાદી; frail: (૩) જવાબદારીમાંથી છટકવાની વૃત્તિવાળું, apt to escape from responsibility: (૪) બોલીને ફરી જાય એવું; apt to dishonour one's word or promise: (૫) ઘોઘાટિયું; noisy: (૬) (ન.) એક જ બારણાવાળો પ્રવેશમાર્ગ કે દરવાજો; a single-door entrance or gate

**ફટકો**, (પું.) જુઓ **ફટકારો**: (૨) નુકસાન, ખોટ, હાનિ; loss, injury: (૩) સાન ઠેકાણે લાવે એવાં દુર્ભાગ્ય કે હાનિ; a chastening misfortune or loss

**ફટકો**, (પું.) ટુવાલ, વ. તરીકે વપરાતો કાપડનો ટુકડો, a piece of cloth used as a towel, etc.

**ફટફટ**, (અ.) જુઓ **ફટ** (૧): (૨) ફટાકડા ફૂટે એવો અવાજ; the sound caused by fire crackers: (૩) ઘણી ઝડપથી એક પછી એક; one by one in quick succession.

**ફટવવું**, (સ. ક્રિ.) જુઓ **ફટાવવું**.

**ફટાકડો, ફટાકિયો, ફટાકો**, (પુ.) એક પ્રકારનું દારૂખાનું, ટેટો, a fire-cracker.

**ફટાણું**, (ન.) બીભત્સ ગીત કે બોલ; an obscene or abusive song or speech.

**ફટાફટ**, (અ.) જુઓ **ફટફટ**.

**ફટાબાર**, (વિ.) તદ્દન ઉઘાડું કે ખુલ્લું; quite or totally open.

**ફટાવવું**, (સ. ક્રિ.) વધારે પડતાં લાડ લડાવવાં, to fondle excessively.

**ફટોફટ**, (અ.) જુઓ **ફટફટ**.

**ફડ**, (ન.) દારૂ બનાવવાનું કારખાનું કે ભઠ્ઠી; a wine-distillery: (૨) બજાર, a market: (૩) પોલીસનું થાણું; a police-station: (૪) નટો, ગાયકો, નૃત્યકારો, વગેરેનું ટોળું; a group of actors, singers, dancers, etc.: (૫) બે પક્ષનાં ગીતમાંનો એક પક્ષ; one of the two singing groups.

**ફડ**, (અ.) ઝટ, ઉતાવળથી; swiftly: (૨) એક જ પ્રહારથી; with a single blow.

**ફડક**, (સ્ત્રી.) જુઓ **ફટક**: (૨) કપડાનો ઝૂલતો છેડો; a flap of a garment: **-વું**, (સ. ક્રિ.) કાપડના ટુકડાથી ઝાટકવું; to winnow with a piece of cloth.

**ફડકારવું**, (સ. ક્રિ.) જુઓ **ફટકારવું**.

**ફડકિયું**, (ન.) જુઓ **ફડક**: (૨) અનાજ ઉપણવા માટેનો કાપડનો ટુકડો, a piece of cloth for chaffing grain.

**ફડકિયું**, (ન) દરવાજા, વ.નાં બે બારણામાંનું કોઈ એક; one of the two doors of a gate, etc.: (૨) જોડીમાંનું કોઈ એક; one of a pair.

**ફડકો**, (પું.) ધ્રાસકો; sudden terror, dismay: (૨) પાંખો વગેરેનો અવાજ; a flapping sound as of wings: (૩) એક પ્રકારનું વાવણીનું સાધન; a kind of sowing instrument: (૪) જુઓ ફડક.

**ફડચ**, (સ્ત્રી.) ચીરી, slice of fruit, etc.

**ફડચો**, (પું.) નિકાલ; settlement, disposal. (૨) દેવાની પતાવટ; liquidation of debts: (૩) અંતિમ નિર્ણય કે સમાધાન; final decision or compromise.

**ફડદું**, (ન) ફાચર; a wedge: (૨) આડખીલી, an obstruction: (૩) વાંધો, વિરોધ; objection.

**ફડનવીસ, ફડનીસ**, (પું.) સરકારી દફતરનો વડો અધિકારી; the chief officer in charge of government records: (૨) સરકારી હિસાબીખાતાનો અમલદાર; officer of accounts department.

**ફડફડ**, (અ.) ધબકવાનો કે ઊડવાનો અવાજ થાય એ રીતે; like a sound caused by throbbing or flying: (૨) જુઓ **ફટોફટ**. (સ્ત્રી.) ઉતાવળે ફાંફાં મારવાં તે; vain hurried struggles: (૩) હૃદયનો ધબકારો; a throb: (૪) ધમાલ; commotion: (૫) આવેશમય ઉતાવળ; frenzied hurry: **-વું**, (અ. ક્રિ.) ફડફડ અવાજ થવો; to occur a flapping or throbbing sound: (૨) ધ્રાસ્કો પડવાથી કંપવું; to shiver in dismay: (૩) ક્રોધથી બકવાટ કરવો to prattle angrily: **ફડફડાટ**, (પું.) ધ્રાસકો; sudden fright, terror, dismay.

**ફડશ**, (સ્ત્રી.) **ફડશિયું**, (ન.) ફડચ, ચીરી; a slice of fruit, etc.

**ફડાકિયું**, (વિ.) અફવા ફેલાવનારું, ગપ્પીદાસ; rumour-mongering: (૨) બડાઈખોર; boastful, vain-glorious.

**ફડાકી**, (સ્ત્રી.) અફવા, ગપ; a rumour: (૨) બડાઈ, boast: **-દાસ**, (પું.) ગપ્પીદાસ; a rumour-monger.

**ફડાકો**, (પું.) ફડાકી: (૨) ફટાકડો; a firecracker: (૩) જુઓ **ફડકો**.

**ફડાફડ**, (અ.) સતત, ઉપરાઉપરી; non-stop.

**ફડિયો**, (પુ.) અનાજનો વેપારી; a grain merchant: (૨) શરાબ ગાળનારો; a wine-distiller.

**ફણગો**, (પું.) અંકુર; a shoot (of a plant, etc.): (૨) ઉપશાખા; a sub-branch.

**ફણસ**, (ન.) એક પ્રકારનું ફળ; a kind of fruit.

**ફણસી**, (સ્ત્રી.) એક પ્રકારની શાક તરીકે વપરાતી શિંગ; a kind of vegetable pod.

**ફણા**, (સ્ત્રી.) સાપની ફેણ; a serpent's hood.

**ફણી**, (પું.) ફણાવાળો સાપ; a hooded serpent: **-ધર**, (પુ.) એવો મોટો સાપ; a large hooded serpent.

**ફણી**, (સ્ત્રી.) દાંતિયો, કાંસકો; a comb: (૨) કાંસકા જેવું, વણકરનું ઓજાર; a comb-like weaver's instrument.

**ફતવો**, (પું.) ઇસ્લામના ધર્મશાસ્ત્રનો આદેશ; a command of Islam's scriptures: (૨) આદેશ; a command: (૩) ઢોંગ, દંભ; pretence, hypocrisy.

**ફતેમારી, ફતેહમારી**, (સ્ત્રી.) એક પ્રકારનું નાનું, હળવું વહાણ; a kind of small light ship.

**ફતેહ**, (સ્ત્રી.) વિજય, જીત, સફળતા; victory, success: **-મંદ**, (વિ.) વિજયી, સફળ; victorious, successful: **-મંદી**, (સ્ત્રી.) ફતેહ.

**ફદફદ**, (અ.) જુઓ **ખદખદ**, અને **ખદબદ**: **-વું**, (અ. ક્રિ.) જુઓ **ખદખદવું**, અને **ખદબદવું**.

**ફદિયું**, (ન.) પૈસો (પૈસાનો સિક્કો); a pice.

**ફના**, (વિ.) પાયમાલ, નાશ પામેલું; ruined, destroyed: **-ફાતિયા**, (પું. બ. વ.) સમૂળો નાશ; annihilation.

**ફફડવું**, (અ. ક્રિ.) જુઓ **ફડફડવું**.

**ફફડાટ**, (પું.) જુઓ **ફડફડાટ**.

**ફફળતું**, (વિ.) ઊકળતું; boiling: (૨) ખૂબ ગરમ; very hot.

**ફરક**, (પું.) તફાવત, ફેર; difference.

**ફરકડી**, (સ્ત્રી.) કાંતવાની ફીરકી; a kind of hand-spinning instrument: (૨) ત્રાકની ચકરડી; the disc of a spindle: (૩) ફરતી ચકરડીવાળાં પ્રવેશદ્વાર કે બોડીબારું; a turnstile.

**ફરકવું**, (અ. ક્રિ.) (પાંખ, વ.) સહેજ હાલવું કે ધ્રૂજવું; (wings, etc.) to move or tremble a little, to flutter: (૨) દેખાવું; to appear: (૩) અલ્પ સમય માટે હાજર હોવું કે મુલાકાત લેવી; to be present or visit for a short time.

**ફરજ**, (સ્ત્રી.) કર્તવ્ય; duty.

**ફરજંદ**, (ન.) સંતાન; an offspring, one's own child.

**ફરજિયાત**, (વિ.) અનિવાર્યપણે જરૂરી,

વિકલ્પરહિત, ફરજરૂપ; compulsory.

**ફરતારામ,** (પું.) અસ્થિર જીવન જીવતો ભટકતો માણસ, a wandering person leading an unstable life.

**ફરતું,** (વિ.) બધી બાજુએ આવેલું; surrounding: (૨) ગતિમાન, ચાલતુ; moving: (૩) વર્તુલાકારે ગતિમાન; moving or turning round, revolving: (૪) બદલાતું; changing: (૫) સતત પ્રવાસ કરતુ કે ભટકતુ; constantly travelling or wandering.

**ફરદ,** (ન.) જોડીમાનુ એક; one of a pair

**ફરફર,** (સ્ત્રી.) વરસાદની છાંટ, sprinkle of rain: (અ.) હવામાં લટકતુ કે ઊડતું હોય એમ; as if suspended or flying in air.

**ફરફરિયું,** (ન.) ચોપાનિયું; a pamphlet: (૨) (વિ.) ફરકતુ, જુઓ **ફરકવું.**

**ફરમાન,** (ન.) આદેશ, હુકમ, a command, an order: (૨) સનદ, પરવાનો, a licence, a mandate.

**ફરમાશ,ફરમાસ,** (સ્ત્રી.) ઉપરીના આદેશ કે સૂચના; a higher officer's order or instruction: (૨) ભલામણ; recommendation, direction: **ફરમાસી, ફરમાસુ,** (વિ) આદેશ કે સૂચના પ્રમાણે કરેલું, done according to an order or instruction: (૨) ઉત્તમ, આદર્શ; best, ideal.

**ફરવું,** (અ ક્રિ) ગતિમાન હોવું કે થવું; to move. (૨) વર્તુલાકારે ગતિ કરવી; to turn round, to revolve: (૩) બદલાવું; to change: (૪) સહેલ કરવી; to hike, to tour.

**ફરશી,** (સ્ત્રી.) સુતારનું ટાંકણું; a chisel: (૨) કુહાડી જેવું શસ્ત્ર; a battle-axe.

**ફરસ,** (સ્ત્રી) લાદી, તખતી, a flag, a flooring stone: **-બંધી,** (સ્ત્રી) લાદી જડેલાં સ્થળ કે તળ; flagged place or ground.

**ફરસાણ,** (ન.) ફરસી વાની; fried, tasty article of food made of pulses, [spices, etc.

**ફરસી,** (સ્ત્રી.) જુઓ **ફરશી**

**ફરસું,** (વિ.) તીખું તમતમતું અને સ્વાદિષ્ટ; bitter, astringent and tasty.

**ફરાક,** (ન.) છોકરીઓ માટેનુ વસ્ત્ર; a frock.

**ફરાસ,** (પું.) સાફસૂફી અને દીવાબત્તી, વ. માટેના નોકર કે પટાવાળો; a servant or peon for cleaning work, lighting lamps, etc.

**ફરાળ,** (ન.) ઉપવાસ દરમિયાન લેવાતો ફળો, દૂધ, વગેરે હળવો ખોરાક; light food such as fruits, milk, etc, to be taken during a fast: **ફરાળી,** (વિ.) (food) worth taking during a fast.

**ફરિયાદ,** (સ્ત્રી) અરજી; an application: (૨) અન્યાય, દમન, વ થી બચવા માટેનાં વિનતિ કે અરજી; a complaint against injustice, etc.: (૩) દોષારોપણ; accusation: (૪) દાવો; a suit: **ફરિયાદી,** (પું.) ફરિયાદ કે દાવો કરનાર; a complainant, a plaintiff.

**ફરી, ફરીથી, ફરીને,** (અ.) બીજી વાર, પાછું પુનઃ; again, once more: **ફરીફરી, ફરીફરીને,** (અ.) વારંવાર; repeated, time and again, often.

**ફરેબ,** (પું.) (સ્ત્રી.) દગલબાજી, છેતરપિંડી, ધોખો; fraud, deceit, betrayal.

**ફરેબી,** (વિ.) fraudulent, deceitful.

**ફરેલ, ફરેલું,** (વિ.) બદલાયેલું, changed: (૨) અનુભવી, experienced: (૩) અવિચારી, સ્વચ્છંદી, impulsive, self-willed: (૪) માથાભારે, તોરી, high-handed, head-[strong.

**ફર્શ,** (સ્ત્રી.) જુઓ **ફરસ.**

**ફલ,** (ન.) જુઓ **ફળ:** (૨) ફાયદો, લાભ; benefit, gain (૩) પરિણામ, નિષ્પત્તિ; result, consequence, achievement: (૪) બદલો; reward: (૫) ઓજાર, વ નું પાનું; a blade of a tool, etc.

**ફલક**, (ન.) આકાશ; sky: (૨) સ્વર્ગ; heaven.
**ફલક**, (ન.) સપાટ પાટિયું, a flat board, a plank: (૨) તકતી, છાટ; a tablet, a slab: (૩) બાણનું ફળું; the head of an arrow.
**ફલદ, ફલદાયક, ફલદાયી**, (વિ.) ફળ આપનારું; fruitful: (૨) ફાયદાકારક; beneficial, advantageous.
**ફલન**, (ન.) ફળવું તે, fruitifying, fertilization: (૨) પાક; crop: (૩) નિષ્પત્તિ, પરિણામ; consequence, result.
**ફલપ્રદ**, (વિ.) જુઓ **ફલદ, ફલદાયક**.
**ફલંગ**, (સ્ત્રી.) ફાળ, લાબું ડગલું, a long step: (૨) કૂદકો; a leap, a jump.
**ફલાણું**, (વિ.) અમુક, કોઈ એક, certain, some one: **–ઢીકણું**, (વિ) આ અને તે, this and that.
**ફલાહાર**, (પુ.) ફળનો ખોરાક; fruit diet: (૨) જુઓ **ફરાળ**.
**ફલિત**, (વિ.) ફળેલું, ઉત્પન્ન થયેલું; fruited, produced: (૨) સૂચિત; implied: (૩) નીપજેલું; resulted: (૪) (ન.) ફળ, પરિણામ, fruit, result, consequence: **ફલિતાર્થ**, (પું.) સૂચિતાર્થ, નીપજતો અર્થ; implied or resulting meaning: (૨) પરિણામ.
**ફલ્ગુ**, (પું.) વસંતઋતુ, the spring season.
**ફસ**, (સ્ત્રી.) નસ, નાડી, a vein.
**ફસકવું, ફસકાવું**, (અ. ક્રિ.) 'ફસ' એવા અવાજથી ફાટવું કે ભાંગી પડવું; to burst or break down with the sound of a tearing: (૨) છટકી જવું; to escape or slip away: (૩) નિરાશ કે નાહિંમત થવું; to be disappointed or frustrated: (૫) બોલીને ફરી જવું; to disown a promise or statement.
**ફસકી**, (સ્ત્રી.) પરાજય; defeat: (૨) ભંગાણ; break-down: (૩) હતાશા; disappointment, frustration.
**ફસડાવું**, (અ. ક્રિ.) જુઓ **ફસકવું, ફસકાવું**. (૧).
**ફસલ**, (સ્ત્રી.) મોસમ; season: (૨) પાક; harvest, crop: **ફસલી**, (વિ) મોસમી; seasonal.
**ફસામણ, ફસામણી**, (સ્ત્રી.) ફસાવાની ક્રિયા; the act of being trapped or baited. [to entrap, to bait.
**ફસાવવું**, (સ. ક્રિ.) લાલચથી સપડાવવું;
**ફસાવું**, (અ. ક્રિ.) લલચાઈને સપડાવું; to be entrapped or baited.
**ફળ**, (ન.) બાગાયત વનસ્પતિ પરનો ખાદ્ય પદાર્થ; a fruit: **–ઝાડ**, (ન.) a fruit-tree: **–દાયક, –દાયી**, (વિ.) જુઓ **ફલદાયક**: **–દ્રુપ, –દ્રૂપ**, (વિ.) પુષ્કળ પાક કે નીપજ આવે એવું; fertile: **–દ્રુપતા, –દ્રૂપતા**, (સ્ત્રી.) fertility: **–વું**, (અ. ક્રિ.) ફળ આવવાં, to bear fruits: (૨) લાભ થવો; to be benefited: (૩) સિદ્ધ થવું, to be fulfilled or achieved.
**ફળાઉ**, (વિ.) ફળ આપતું (દરેક અર્થમાં); bearing fruits, benefitial, etc.
**ફળિયું**, (ન.) મહોલ્લો; a street, a locality: (૨) આંગણું; a court-yard.
**ફળી**, (સ્ત્રી.) નાનું ફળિયું, જુઓ; **ફળિયું**.
**ફણું**, (ન.) ફલ, પાનું, જુઓ **ફલ**.
**ફંગોળવું**, (સ. ક્રિ.) ફેંકવું; to throw: (૨) ઘુમાવવું; to turn or wave about, to wield.
**ફંટાવું**, (અ. ક્રિ.) ફાટા પડવા, to branch: (૨) દિશા બદલવી; to change direction: (૩) વિષયાંતર કરવું; to digress.
**ફંડ**, (ન.) ભંડોળ, નિધિ, કાળો; fund.
**ફંદ**, (પું.) પ્રપંચ, કાવતરું; an intrigue, a plot: (૨) છટકું, ફાંદો; a bait, an enticement, a trap: (૩) જાળ; a snare: (૪) ઢોંગ; pretence, hypocrisy: (૫) દુર્વ્યસન; addiction: **ફંદીલું**, (વિ.) deceitful, addicted, etc.

**ફંફોસવું, ફંફોળવું,** (સ.ક્રિ.) ખાંખાંખોળાં કરવાં; to search minutely with an evil intention.

**ફાકડો,** (પું.) ભૂકો, વ. મોંમાં નાખવાં તે; the act of placing a mouthful of a powdery thing

**ફાકવું,** (સ.ક્રિ.) ભૂકા જેવી વસ્તુ મોંમાં નાખવી; to have a mouthful of a powdery thing.

**ફાકા,** (પું. બ. વ.) હાડમારી, તંગી, scarcity, extreme want: (૨) ફરજિયાત અનશન; forced fasting.

**ફાકી,** (સ્ત્રી.) ઔષધનું ચૂર્ણ; powdered medicine.

**ફાકો,** (પું.) જુઓ ફાકડો.

**ફાગ,** (પું.) વસંતઋતુ; the spring season: (૨) હોળીના તહેવારમાં ગવાતા શૃંગારી કે બીભત્સ ગીતો, વગેરે; romantic or vulgar songs sung during the Holi festival.

**ફાગણ,** (પું.) વિક્રમ સંવતનો પાંચમો મહિનો; the fifth month of the Vikram era.

**ફાચર,** (સ્ત્રી.) શંકુ આકારની લાકડાની ચીરી; a cone-shaped chip of wood: (૨) બે વસ્તુ વચ્ચે જગ્યા કરવા માટેની એવી ચીરી, ફાંસ; a wedge: **ફાચરો,** (પું.) મોટી ફાચર.

**ફાજલ,** (વિ.) વધારાનું, વધેલું; surplus: (૨) શેષ, ફાલતુ: residual, superfluous.

**ફાટ,** (સ્ત્રી.) ફાટવું કે તૂટવું તે; a breaking: (૨) ભંગાણ, a break, a splitting: (૩) તરડ; a cleft: (૪) કુસંપ, વિસંવાદ; disunity, discord: (૫) કળતર; pain caused by slight fever: (૬) ફૂટ; disruption: (૭) મદ, ગર્વ; vain, pride.

**ફાટક,** (પું.) (સ્ત્રી.) પહોળો દરવાજો, ઝાંપો; a broad gate: (૨) રસ્તો, વ. ઓળંગવાનું સ્થળ; a crossing.

**ફાટફૂટ,** (સ્ત્રી.) કુસંપ, ભેદ; disunity, discord, disruption.

**ફાટવું,** (અ.ક્રિ.) તૂટવું, ભાંગી પડવું, ફાટ પડવી; to be broken, torn, to break, to burst: (૨) વંઠી જવું; to go astray: (૩) અંગ દુખવું; to ache.

**ફાટું,** (વિ.) ફાટેલું; torn, rent: (૨) અસભ્ય; immodest, rude: **—તૂટું,** (વિ.) tattered: (૨) જીર્ણ; worn out: **ફાટેલું,** (વિ.) ફાટું: **ફાટ્યુંતૂટ્યું,** (વિ.) ફાટુંતૂટું.

**ફાડ,** (સ્ત્રી.) ફાડવું કે ચિરાવું તે; a tearing or splitting: (૨) ચીરો, તરડ; a split, a crack: (૩) ચીરી; a slice of fruit, etc.: **—યું,** (ન.) ચીરી; **—વું,** (સ. ક્રિ.) ચીરવું, તોડવું; to tear, to rend, to split, to break: **ફાડિયું,** (ન.) ચીરી.

**ફાતડો,** (પું.) પાવૈયો, હીજડો; a eunuch.

**ફાતિયા,** (પું. બ. વ.) જુઓ ફનાફાતિયા.

**ફાનસ,** (ન.) બત્તી, દીવો; a lamp, a lantern.

**ફાની,** (વિ.) નાશવંત, ક્ષણભંગુર; perishable, transient.

**ફાફડો,** (પું.) એક પ્રકારનું ફરસાણ, જુઓ ફરસાણ: (૨) એક પ્રકારની પહોળી સિંગ; a kind of broad pod.

**ફામ,** (સ્ત્રી.) યાદ, સ્મરણ; remembrance, recollection.

**ફાયદાકારક, ફાયદાકારી, ફાયદેમંદ,** (વિ.) લાભકારક; beneficial, advantageous, profitable.

**ફાયદો,** (પું.) લાભ; benefit, advantage: (૨) નફો; profit: (૩) રચનાત્મક ગુણ કે અસર; constructive quality or effect.

**ફારક, ફારગ,** (વિ.) મુક્ત, છૂટું કે અલગ થયેલું: freed or separated: (૨) નિવૃત્ત, નવરું; retired, unemployed, disengaged.

**ફારગત,** (વિ.) ફારગ, (સ્ત્રી.) ફારગતી.

**ફારગતી,** (સ્ત્રી.) મુક્તિ, છુટકારો; a release, an acquittance, freedom: (૨) છૂટા-

છેડા; a divorce: (૩) નિવૃત્તિ; retirement: (૪) આરામ; leisure, respite.

**ફારસ,** (ન.) પ્રહસન, હાસ્યાસ્પદ ઘટના; a farce, a comedy.

**ફારસ,** (પુ.) ઈરાન; Persia: **ફારસી,** (વિ) ઈરાનનું; Persian: (સ્ત્રી.) ફારસી ભાષા; the Persian language.

**ફાલ,** (પુ.) પાક, ફસલ; crop, harvest: (૨) વિપુલતા; abundance.

**ફાલતુ,** (વિ.) વધારાનું, બિનજરૂરી; surplus, unnecessary: (૨) પરચૂરણ, મામૂલી; miscellaneous, superfluous

**ફાલવું,** (અ. ક્રિ.) ખીલવું, to bloom, to develop: (૨) પુષ્ટ થવું, પોષાવું; to be invigorated, to be plumped, to be nourished.

**ફાલસી,** (સ્ત્રી.) એક પ્રકારનું ફળઝાડ; a kind of fruit tree: **ફાલસું,** (ન.) its fruit.

**ફાલુ,** (ન.) એક પ્રકારનું શિયાળ; a kind of fox.

**ફાલુદો,** (પું.) એક પ્રકારની ખાદ્ય ઘાસની મીઠી વાની; a kind of sweet dish made up of edible grass.

**ફાલ્ગુન,** (પું.) જુઓ **ફાગણ.**

**ફાવટ, ફાવ,** (સ્ત્રી.) ફાવવુ કે અનુકૂળ આવવું તે, ક્ષમતા; adaptability, the quality of being suitable or agreeable.

**ફાવવું,** (સ. ક્રિ.) અનુકૂળ આવવું, ગોઠવું; to suit, to be adaptable or agreeable (૨) સફળ થવું; to succeed

**ફાસફૂસ,** (સ્ત્રી.) રદ્દી માલસામાન, scrap, rubbish: **ફાસફૂસિયું,** (વિ) નકામું, તકલાદી; worthless, frail.

**ફાળ,** (સ્ત્રી.) જુઓ **ફલંગ,** જુઓ **ફટક,** **ફડક.**

**ફાળ,** (સ્ત્રી.) કપડાનો લાંબો ફટકો; a long piece of cloth

**ફાળકો,** (પું.) દોરા વીંટવાનું સાધન; a reel of thread: **ફાળકી,** (સ્ત્રી.) નાનો ફાળકો.

**ફાળવણી,** (સ્ત્રી) યોગ્ય કે ભાગે પડતી વહેંચણી; proper distribution, allotment.

**ફાળવવું,** (સ. ક્રિ.) યોગ્ય રીતે કે હિસ્સા મુજબ વહેંચવું; to distribute properly, to allot.

**ફાળિયું,** (ન.) ફટકો, અંગૂછો, પંચિયું; a scarf, a piece of cloth used as a Dhoti: (૨) ફેંટા તરીકે વપરાતો ફટકો, a small piece of cloth used as a head-dress.

**ફાળો,** (પું.) ભાગ, હિસ્સો, share, an allotted share: (૨) વહેંચણી; distribution: (૩) ફંડફાળો; donation, subscription.

**ફાંકડું,** (વિ.) સરસ, સુંદર, વરણાગિયું; nice, beautiful, foppish: (૨) આકર્ષક, પ્રશંસાપાત્ર; attractive, praiseworthy: (૩) રસિક; romantic

**ફાંકો,** (પું.) મિથ્યાભિમાન, અહંભાવ, vain pride, egotism

**ફાંટ,** (પું.) ઔષધનો ઉકાળો, medicinal decoction

**ફાંટો,** (પું) ફંટાતો ભાગ, a diverging part: (૨) ફંટાવાની ક્રિયા; divergence: (૩) શાખા, a branch: (૪) વેર, કીનો; revenge, grudge: (૫) તરંગ; a whim, a fancy.

**ફાંદ,** (સ્ત્રી) મોટું, ઝૂલતું પેટ; a pot-belly.

**ફાંદો,** (પું.) જુઓ **ફાંદ:** (૨) પ્રપંચ, intrigue: (૩) જાળ, છટકું; a snare, a trap, a bait

**ફાંફાં,** (ન. બ. વ.) મિથ્યા પ્રયાસો, vain efforts, groping.

**ફાંસ,** (સ્ત્રી.) લાકડાની અણીવાળી કરચ; a splinter: (૨) ફાચર, a wedge: (૩) અવરોધ, અડચણ; obstruction, hindrance.

**ફાંસલો,** (પુ.) જુઓ **ફાંદો.**

**ફાંસવું,** (સ. ક્રિ.) ફાસો નાંખવો, ગાળો ઘાલવો; to noose (૨) ભાંગવુ, તોડવુ; to break.

**ફાંસિયો,** (પું.) જુઓ **ફાંસીગર.**

**ફાંસી,** (સ્ત્રી.) ફાંસાથી મારી નાખવું તે, ફાંસો; gallows, strangulation, a noose

**ફાંસીગરો,** (પું.) ફાંસી દેનાર, જલ્લાદ; an executioner, a hangman.

**ફાંસો,** (પુ.) જુઓ ફાંદો (૨) દોરડાનો ગાળો; a noose. [કાળજી; care, concern.

**ફિકર,** (સ્ત્રી.) ચિંતા; anxiety: (૨) દરકાર,

**ફિકકાશ,** (સ્ત્રી.) ફિક્કાપણું; paleness, dullness, faintness.

**ફિકકું,** (વિ.) વિકૃતિથી સફેદ દેખાતું, નિસ્તેજ, આછું; pale, faint: (૨) નીરસ, લિજ્જતહીન, મોળું, tasteless, zestless, spiceless: **–ફચ, –ફસ,** (વિ) તદ્દન ફિક્કું, extremely pale.

**ફિટકાર,** (પું.) ધિક્કાર, hatred, scorn: (૨) અવજ્ઞા; disregard: **–વું,** (સ. ક્રિ.) ધિક્કારવું, અવજ્ઞા કરવી; to hate, to disregard.

**ફિતૂર,** (ન.) ઢોંગ, pretence: (૨) છેતરપિંડી deceit: (૩) દગો; fraud. (૪) બળવો; a revolt: (૫) અશાંતિ,તોફાન, disturbance: **ફિતૂરી,** (વિ.) ઢોંગી, બળવાખોર, વગેરે.

**ફિદવી,** (પું.) નિષ્ઠાવાન નોકર, a devoted, faithful servant

**ફિદા,** (વિ) અત્યંત ખુશ; highly pleased or delighted.

**ફિરકો,** (પુ.) જાતિ, કોમ; a race, a community: (૨) પ્રજા; people (૩) કોઈ રાષ્ટ્રની પ્રજા, a nation: (૪) પંથ, સંપ્રદાય, a sect, a cult: (૫) વર્ગ; a class. [પયગંબર; a prophet.

**ફિરસ્તો,** (પુ.) દેવદૂત; an angel: (૨)

**ફિલસૂફ,** (પું.) દાર્શનિક, તત્ત્વજ્ઞાની, a philosopher: **ફિલસૂફી,** (સ્ત્રી.) philosophy. [મિથ્યાભિમાન; vain pride.

**ફિશિયારી,** (સ્ત્રી.) બડાઈ; boasting: (૨)

**ફિસાદ,** (સ્ત્રી.) ટંટો, કજિયો; a quarrel: (૨) તોફાન, disturbance: (૩) હુલ્લડ; riot: (૪) બળવો; revolt: **ફિસાદી,** (વિ.) કજિયાખોર, વગેરે.

**ફિસિયારી,** (સ્ત્રી.) જુઓ ફિશિયારી.

**ફીકાશ,** (સ્ત્રી.) **ફીકું,** (વિ.) જુઓ ફિકકાસ, ફિકકું.

**ફીટવવું,** (સ. ક્રિ.) ટાળવું; to avoid. to remove, to get rid of: (૨) મટાડવું; to cure: (૩) પતાવવું; to clear out, to settle.

**ફીટવું,** (અ. ક્રિ.) ટળવું; to be avoided, to be removed: (૨) મટવું; to be cured: (૩) પતવું; to be cleared or settled.

**ફીણ,** (ન) આથો આવતાં કે સાબુ, વ.નું મિશ્રણ થતા પ્રવાહી પર થતો પરપોટા જેવો પદાર્થ; lather, froth, foam.

**ફીણવું,** (સ. ક્રિ.) પ્રવાહીને ઘૂમરડીને, ફીણ આવે એ રીતે એકરસ કરવું; to froth: (૨) યુક્તિથી લાભ કાઢવો, to profit by skill or trick. [lace or ribbon.

**ફીત,** (સ્ત્રી.) ગૂંથેલી કોર; a knitted

**ફીફું,** (ન.) ફોતરું, ખાલી શિંગ, વગેરે; a husk, an empty pod, etc

**ફીરકી,** (સ્ત્રી.) જુઓ ફેરકો, (૨) ચકરડી;

**ફીંડલું,** (ન.) પિલ્લું; a skein. [a disk.

**ફીંદવું,** (સ. ક્રિ.) જુઓ ફેંદવું.

**ફુઈ,** (સ્ત્રી) જુઓ ફોઈ.

**ફુકકો,** (પુ.) મૂત્રાશય; the bladder: (૨) પરપોટો; a bubble: (૩) ફૂલકો; a balloon. [પડતો ફેલાવો; inflation.

**ફુગાવો,** (પું.) કાગળના ચલણનો વધારે

**ફુજૂલ,** (વિ.) નકામું; useless.

**ફુટકલ, ફુટકળ,** (વિ.) પરચૂરણ, ફાલતુ; miscellaneous, unnecessary: (૨) નકામું; useless.

**ફુત્કાર,** (પું.) જુઓ ફૂંફાડો.

**ફુત્કારવું,** (અ. ક્રિ.) ફૂંફાડો મારવો; to hiss, to frown.

**ફુદીનો,** (પું.) એક પ્રકારની સુગંધી વનસ્પતિ; mint, a kind of aromatic plant.

**ફુફવાટો, ફુફેવાડો,** (પું.) જુઓ ફૂંફાડો.

**ફુરચો,** (પું.) ટુકડો; a piece, a broken separated part.

**ફુરજા,** (પું.) બંદર પરનું જકાતમથક; a custom-house at a port: (૨) ડક્કો, ધક્કો; a wharf

**ફુરસદ,** (સ્ત્રી.) નવરાશ, leisure: (૨) અલ્પ સમય માટેનો આરામ, વિસામો; respite.

**ફુલારો,** (પુ.) બડાઈ, મિથ્યાભિમાન, પતરાજી; boasting, vanity: **ફુલાવવું,** (સ. ક્રિ.) ફૂલે એમ કરવું, જુઓ **ફૂલવું, ફુલાશ,** (સ્ત્રી.) ફુલારો [procession.

**ફુલેકું,** (ન.) વરઘોડો, a marriage

**ફુલેલ,** (ન.) અત્તર, scent: (૨) સુગંધી તેલ; perfumed oil.

**ફુલેવર,** (સ્ત્રી.) ગંજીપાનાં ફુલ્લીના પાનાંનો સેટ કે એવું પાનું; the club suit or a card of that suit in a set of playing cards: (૨) એક પ્રકારનું શાક, ફૂલગોબી; cauliflower.

**ફુલ્લી,** (સ્ત્રી.) જુઓ **ફુલેવર.**

**ફુવારો,** (પું.) સંખ્યાબંધ શેડો દ્વારા પાણી ઊંચે ચઢીને નીચે પડે એવી રચના· a fountain: (૨) ઝરણું; a stream.

**ફુંગરાવવું,** (સ. ક્રિ.) ભંભેરવું, બહેકાવવું; to instigate. [and displeased.

**ફુંગરાવું,** (અ. ક્રિ.) રિસાવું; to be vexed

**ફૂગ,** (સ્ત્રી.) ઊબ: mould: **ફૂગવું,** (અ.ક્રિ.) ઊબ વળવી; to become mouldy: (૨) ફૂલવું; to swell.

**ફૂટ,** (સ્ત્રી.) ફૂટવું તે, a bursting or break: (૨) ભંગાણ, કુમેળ, a breakdown, discord: (૩) તડ, ફાટ; a crack.

**ફૂટ,** (ન.) એક પ્રકારનું સક્કરટેટી જેવું ફળ, a kind of sweet gourd.

**ફૂટડું,** (વિ.) આકર્ષક અને સુંદર વ્યક્તિત્વવાળું; having attractive and handsome personality.

**ફૂટવું,** (અ. ક્રિ.) મોટા અવાજ સાથે તૂટવું કે ભાંગી જવું; to break with a loud sound:(૨) ઓચિંતા તૂટવું કે ભાગી જવું, to break suddenly: (૩) જોરથી ફાટવું; to burst loudly: (૪) તડ પડવી; to crack: (૫) પાંગરવું, ખીલવું, ઊગવું; to blossom, to shoot, to bloom, to grow: (૬) ખુલ્લું કે ઉઘાડું થવું; to come to light, to be disclosed: (૬) રહસ્યસ્ફોટ થવો, (of a secret) to be disclosed or divulged. (૭) વિશ્વાસઘાત કરવો, દગો દેવો, to betray.

**ફૂદડી,** (સ્ત્રી.) વર્તુલાકાર ગતિ, circular motion or movement, a revolving: (૨) તારા, ફૂલ વગેરેનાં ચિહ્ન કે તક્તી; a star or flower like symbol or disk.

**ફૂદું,** (ન.) પતંગિયું, a butterfly: (૨) ઊડતું જીવડું; a flying insect

**ફૂમતું,** (ન.) કલગી, છોગું; a tuft, a tassel.

**ફૂર્તિ,** (સ્ત્રી.) જુઓ **સ્ફૂર્તિ.**

**ફૂલ,** (ન.) પુષ્પ, a flower: (૨) પુષ્પ જેવી કોઈ પણ વસ્તુ, anything like a flower: (૩) આંખનું ફૂલું, a disease of the eye marked with a white spot: (૪) એક પ્રકારનું આભૂષણ; a kind of ornament: (૫) કોઈ પણ કોમળ વસ્તુ કે વ્યક્તિ; any tender thing or person: (૬) એક પ્રકારનું શાક, ફૂલગોબી, cauliflower (૭) પાસો, પાસાદાર વસ્તુ; a crystal: (૮) મિથ્યાભિમાન, પતરાજી; vanity, boastfulness: **–ઝણી, –ઝરણી,** (સ્ત્રી.) એક પ્રકારનું દારૂખાનું, a kind of firework: **–કું,** (ન.) નાની, પાતળી, ફુલાવેલી રોટલી; a small, thin swelled bread: **–કો,** (પું.) ફૂલવું તે, a swelling, a bulge: (૨) ફૂલકો, a balloon: **–કોબી, –કોબીજ** (સ્ત્રી.) cauliflower: **–ગજરો,** (પું.) ફૂલની કલગી; a bouquet of flowers: **–ઝાડ,** (ન.) a flower-plant.

**ફૂલણજી, ફૂલણશી,** (વિ.) પ્રશંસાથી મિથ્યાભિમાની બનેલું; vain and boastful because of praise.

**ફૂલફટાક, ફૂલફટાકિયું,** (વિ.) વરણાગિયું; foppish: (૨) કોમળ; tender.

**ફૂલબાગ,** (પું.) **ફૂલવાડી,** (સ્ત્રી.) ફૂલઝાડોનો બગીચો, a flower-garden.
**ફૂલવડી,** (સ્ત્રી.) એક પ્રકારની તળેલી વાની; a kind of fried article of food.
**ફૂલવવું,** (સ ક્રિ.) ફૂલે એમ કરવું; to cause to swell.
**ફૂલવું,** (અ. ક્રિ.) ઊપસવું; to swell: (૨) ઊપસીને બહાર આવવું; to bulge out: (૩) ખીલવું; to blossom, to grow: (૪) આનંદિત કે ખુશ થવું; to be pleased: (૫) મિથ્યાભિમાન થવું, બહેકવું; to be vainly or puffed up: (૬) બડાઈ હાંકવી, to boast.
**ફૂલું,** (ન.) એક પ્રકારનો આંખનો રોગ; a kind of disease of the eye marked with a white spot.
**ફૂવડ,** (વિ.) આળસુ, આનંદ વિનાનું અને ગંદું, slovenly.
**ફૂંક,** (સ્ત્રી.) ફૂંકવું તે; a puff. **-ણી,** (સ્ત્રી.) ફૂંકવાની ભૂંગળી; a blow-pipe.
**ફૂંકવું,** (સ ક્રિ.) મોં વાટે હવા કાઢવી; to blow, to puff: (૨) એ રીતે વગાડવું; to sound or play by blowing (flute, etc.).
**ફૂંકારવું,** (સ. ક્રિ.) જુઓ **ફૂંકવું.** (૨) ફૂંફાડો મારવો; to hiss, to snort, to frown: (૩) મોં વડે પાણી છાંટવું, to sprinkle water through the mouth
**ફૂંફવાટો, ફૂંફવાડો, ફૂંફાટો, ફૂંફાડો,** (પું.) વેગીલી, ડરામણી ફૂંક a hiss, hissing or snorting: (૨) ગુસ્સાની ત્રાડ, an enraged roar, a frown.
**ફેજ,** (પું.) રકાસ, નિષ્ફળતા, fiasco, failure: (૨) દુર્ભાગ્ય, પડતી; misfortune, fall: (૩) શિક્ષા; punishment.
**ફેડવું,** (સ. ક્રિ.) ટાળવું, દૂર કરવું; to remove, to avoid, to get rid of: (૨) પતાવવું, નિકાલ કરવો; to settle, to clear off.
**ફેણ,** (સ્ત્રી.) જુઓ **ફણા.**
**ફેણ, ફેન,** (ન.) જુઓ **ફીણ.**
**ફેફર,** (સ્ત્રી.) થોથર; swelling or paleness of the face.
**ફેફરાવું,** (અ. ક્રિ.) ફેફર આવવી; (of a face) to become swollen or pale.
**ફેફરું,** (ન.) **ફેફરી,** (સ્ત્રી.) અપસ્માર, વાઈ; epilepsy
**ફેફસું,** (ન.) છાતીની અંદરનાં શ્વાસ લેવાનાં અવયવોમાંનું કોઈ એક; a lung
**ફેર,** (પું.) તફાવત, ફરક; difference: (૨) ચક્કર, તમ્મર; giddiness, vertigo: (૩) પેચ, a screw: (૪) પરિમિતિ, ઘેરાવો; perimeter, circumference: (૫) ફેરફાર: **-ફાર,** (પું.) સુધારોવધારો; a change, an alteration: (૨) તફાવત.
**ફેરવવું,** (સ. ક્રિ.) ફરે એમ કરવું, જુઓ **ફરવું.**
**ફેરિયો,** (પું.) માલ વેચવા ફેરી કરનાર; a hawker, a pedlar.
**ફેરી,** (સ્ત્રી.) આંટો, ચક્કર; a turn, a trip, a round: (૨) વાર, વખત, a turn, a shift: (૩) માલ વેચવા કરવું તે; hawking.
**ફેરો,** (પું.) જુઓ **ફેરી.**
**ફેલ,** (પું.) ઢોંગ, છેતરપિંડી; pretence, imposture, deceit: (૨) વરણાગી, સ્વચ્છંદ; foppishness, self-willingness.
**ફેલાવવું,** (સ. ક્રિ.) પ્રસરાવવું, વિસ્તારવું, વૃદ્ધિ કરવી; to spread, to circulate, to expand, to increase.
**ફેલાવું,** (અ. ક્રિ.) પ્રસરવું, વિસ્તરવું, વૃદ્ધિ થવી; to spread, to be circulated. expanded or increased.
**ફેલાવો, ફેલાવ,** (પું.) પ્રસાર, વિસ્તાર, વૃદ્ધિ; spread, circulation, extension, increase, growth.
**ફેલું,** (ન.) ગૂંચવણ, મૂંઝવણ; an entanglement, a puzzle: (૨) અડચણ; an obstruction: (૩) દોરાનાં ગોળ ગડી કે વીંટો; a round skein of thread.
**ફેસલો,** (પું.) જુઓ **ફેંસલો**
**ફેંકવું,** (સ. ક્રિ.) જોરથી વછોડવું કે નાખવું; to throw, to fling, to hurl.

**ફેંટ,** (સ્ત્રી.) કમર ફરતો બાંધેલો કાપડનો ટુકડો; a loin-cloth.
**ફેંટ,** (સ્ત્રી) જોરદાર પ્રહાર કે થપ્પડ; a violent blow or slap.
**ફેંટો,** (પું) માથા પર પહેરવાનો કાપડનો લાંબો ટુકડો; a long piece of cloth used as a head-dress.
**ફેંદવું,** (સ ક્રિ.) શોધવા માટે અસ્તવ્યસ્ત કરવું કે વિખેરવું; to intersperse with a view to searching.
**ફેંસલો,** (પુ )પતાવટ, નિકાલ; settlement, disposal: (૨) ચુકાદો; award.
**ફોઈ,** (સ્ત્રી) પિતાની બહેન; father's sister, aunt: **–આ,** (સ્ત્રી ) ફોઈ: **–યાત,** (વિ.) ફોઈનું કે એને લગતું, of or pertaining to father's sis'er.
**ફોક,** (વિ ) નિરર્થક, મિથ્યા, ફોગટ; meaningless, void, useless (૨) રદબાતલ; null and void, cancelled: **–ટ,** (વિ.) (અ.) મિથ્યા, નિરર્થક, ખાસ હેતુ વિના; vain, in vain, uselessly, aimlessly: (૨) મફત, મફતમાં; gratis, free of charge or payment. **–ટિયું,** (વિ.) મફતિયું–બીજાને ભારરૂપ; burdensome to others: (૨) નકામું; useless.
**ફોગટ, ફોગટિયું,** જુઓ **ફોક, ફોકટ.**
**ફોજ,** (સ્ત્રી.) લશ્કર, સેના; army, a fighting force: **–દાર,** (પું.) પોલીસ-થાણાનો વડો અધિકારી, the chief officer of a police station: **–દારી,** (વિ ) શિક્ષાપાત્ર ગુનાઓને લગતું; criminal: (૨) (સ્ત્રી.) ફોજદારના પદ અને ફરજો, ફોજદારી અદાલત; a criminal court.
**ફોડ,** (પું.) (સ્ત્રી.) ફૂટવું કે ફોડવું તે; a bursting, breaking or exploding: (૨) ખુલાસો; clarification: (૩) વિગત; a detail: (૪) ફેંસલો, settlement, disposal: (૫) વહેંચણી; distribution.
**ફોડલી,** (સ્ત્રી.) નાનો ફોડલો; **ફોડલો,** (પું.) દાહ, વિકાર વગેરેથી ચામડી ઊપસી આવવી તે, ઊપસી આવેલું ગૂમડું; a skin-boil, a big pimple or pustule.
**ફોડવું,** (સ. ક્રિ.) ધડાકા સાથે તૂટે, ભાંગે કે ફૂટે એમ કરવું; to break, tear, burst, crack or split violently or with an explosive sound: (૨) ફડચો કે નિકાલ લાવવો; to settle, decide or dispose of finally (૩) સ્ફોટ કરવો; to explode, to reveal: (ન.) શાકનો કકડો; a piece of vegetable: (૨) જુઓ **ફોદો.**
**ફોતરી**, (સ્ત્રી) **ફોતરું,** (ન.) છોતરું; husk or chaff.
**ફોદું,** (વિ ) નરમ અને ફૂલેલું; soft and swollen: (ન ) નાનો ફોદો
**ફોદો,** (પું.) દહીં, વ.નું ખડબું; a lump of curds, etc
**ફોફળ,** (ન ) સોપારી; betel-nut. [pod.
**ફોફું,** (ન.) શિંગનું ફોતરું; husk of a
**ફોરન,** (અ.) તાબડતોબ, જલદી, તરતજ; at once, quickly. [smell or odour.
**ફોરમ,** (સ્ત્રી.) સુવાસ, સુગંધ; sweet
**ફોરવું,** (અ. ક્રિ ) સુગંધ ફેલાવવી; to spread sweet smell or odour.
**ફોરું,** (વિ.) ચાલાક, skilful, clever: (૨) સાલસ, મળતાવડું, ભલું; frank, amiable: (૩) ઉદાત્ત; liberal, broad-minded: (૪) (પોશાક) ખૂલતું, ઢીલું, અડચણ રહિત, (dress) loose, unrestricted: (૫) ઓછા વજનવાળું, હલકું; [light.
**ફોરું,** (ન.) છાંટો, ટીપું; a drop.
**ફોલ,** (પુ ) કોઈપણ ફોલેલી વસ્તુ; anything husked or peeled
**ફોલવું,** (સ. ક્રિ.) છોતરાં, ફોતરાં, વ દૂર કરવાં, to husk, to peel.
**ફોલ્લી,** (સ્ત્રી.) **ફોલ્લો,**(પું.)જુઓ'**ફોડલી**'.
**ફોસલામણ, ફોસલામણી,** (સ્ત્રી.)પટાવવું તે; coaxing, cajoling, sweet persuasion: (૨) છેતરપિંડી, ફસામણી; deceit, baiting, entrapping.

**ફ્રોસલામણું**, (વિ.) પટાવે કે ફસાવે એવું; coaxing, baiting, deceitful.
**ફ્રોસલાવવું**, (સ ક્રિ.) પટાવવું; to coax, to cajole, to persuade endearingly: (૨) ફસાવવું, to bait, to entrap.

## બ

**બ**, (પુ.) ગુજરાતી મૂળાક્ષરોનો ત્રેવીસમો વ્યંજન; the twenty-third consonant of the Gujarati alphabet.
**બક**, (પું) બગલુ, એક પ્રકારનું પક્ષી, a crane, a kind of bird.
**બકડિયું**, (ન.) એક પ્રકારનુ ડોલ જેવું વાસણ; a bucket.
**બકનળી**, (સ્ત્રી.) પાણી કે પ્રવાહીનુ સ્થળાંતર કરવા માટેની વાળેલી નળી; a siphon.
**બકબક**, (સ્ત્રી) **બકબકાટ**, (પું) લવારો; prattle, meaningless utterance.
**બકરી**, (સ્ત્રી) બકરાની માદા; a she-goat.
**બકરું**, (ન.) એક ચોપગું પાલતુ પ્રાણી; a goat: **બકરો**, (પું.) a he-goat.
**બકવાટ, બકવાદ**, (પું.) જુઓ **બકબક**.
**બકવું**, (સ. ક્રિ) લવારો કરવો, to prattle, to chatter: (૨) હોડ લગાવવી; to bet.
**બકાત**, (વિ) વધારાનું અને નિરૂપયોગી, surplus and useless: (૨) શેષ, બાકીનું; residual.
**બકારી**, (સ્ત્રી.) ઊલટી થાય એવી લાગણી, ઊબકો; vomiting sensation.
**બકારો**, (પુ.) જુઓ **બકબક**.
**બકાલ**, (પુ.) કાછિયો; a vegetable dealer: (૨) મામૂલી દુકાનદાર, વાણિયો, a petty shop-keeper, a Bania. **બકાલું**, (ન) શાકભાજી; edible vegetables.
**બકુલ**, (ન) એક પ્રકારનું ફૂલ અથવા એનો છોડ; a kind of flower or its plant.
**બકોર**, (પું.) કોલાહલ, ઘોંઘાટ; rowdyism, noise.
**બક્ષવું**, (સ. ક્રિ.) ભેટ આપવી, એનાયત કરવું; to gift, to bestow, to confer.
**બક્ષિશ, બક્ષિસ**, (સ્ત્રી.) ભેટ; a gift, a present.
**બક્ષી**, (પું.) લશ્કરનો પગાર કરનાર અધિકારી; a pay-master of the military
**બખતર**, (ન) કવચ, ધાતુનું રક્ષણાત્મક ઢાંકણ; an armour, a metallic protective cover.
**બખતરિયો**, (વિ.) (પુ.) કવચધારી (સૈનિક); (an) armoured (soldier).
**બખાળો, બખારો**, (પું.) ગુસ્સાભર્યા બૂમ કે ઘાંટો, an enraged cry or noise.
**બખિયો**, (પું.) આંટી મારેલો મજબૂત ટાંકો, a strong, knotted stitch.
**બખેડો**, (પું.) ઝપાઝપી, મારામારી; a violent quarrel, dispute or altercation [cave-like hollow.
**બખોલ**, (સ્ત્રી.) ગુફા જેવું પોલાણ; a
**બખ્ખડ**, (વિ.) ઘટ્ટ, જાડું (પ્રવાહી); viscous, thick (liquid).
**બગ**, (પુ.) બગલો, જુઓ **બક**.
**બગડવું**, (અ. ક્રિ.) ખરાબ થવું; to be spoiled: (૨) અશુદ્ધ કે અપવિત્ર થવું, to be polluted: (૩) અધઃપતન થવું; to be degenerated: (૪) કુસંપ થવો; to be disunited or disrupted.
**બગડો**, (પું.) બેની સંખ્યાનું ચિહ્ન; the figure or symbol '2', 'two'.
**બગદો**, (પું.) કચરોપૂંજો; refuse.
**બગભગત**, (પુ.) બગલા જેવો ઢોંગી ભગત, ધૂર્ત; a hypocrite posing as a pious man.
**બગરી**, (સ્ત્રી.) **બગરું**, (ન.) ઘી તાવતા સપાટી પર જામતા મેલ કે કચરો; dirty substance deposited on the surface when butter is boiled for making ghee: (૨) ઘટ્ટ પ્રવાહીનો કચરો, કીટું; sediment. [armpit.
**બગલ**, (સ્ત્રી.) ખભા નીચેનો ખાડો; the

**બગલું**, (ન.) **બગલો**, (પું.) જુઓ **બક.**
**બગાઈ**, (સ્ત્રી.) ઢોરના શરીર પર થતી એક પ્રકારની માખી; a kind of fly or mosquito found on the bodies of cattle.
**બગાડ**, (પું.) વેડફી નાખવું તે; spoil, waste, wastage: (૨) સડો, વિકાર; corruption, putrefaction, deformity: (૩) અધઃપતન; degeneration: (૪) કુસંપ, અણબનાવ; discord: (૫) ભંગાણ; disruption: (૬) અશુદ્ધિ, ભ્રષ્ટતા, impurity, pollution: (૭) નુકસાન; harm.
**બગાડવું**, (સ. ક્રિ.) બગાડ કરવો; to waste, to spoil, to corrupt, to degenerate, to pollute, to disrupt, to disunite, to harm.
**બગાડો**, (પુ.) જુઓ **બગાડ.**
**બગાસું**, (ન.) તંદ્રા કે આળસથી મોં વાટે શ્વાસ લેવો-મૂકવો તે; a yawn.
**બગી**, (સ્ત્રી.) એક પ્રકારની હળવી ઘોડાગાડી; a buggy, a gig [a plantation.
**બગીચો**, (પુ.) બાગ, ઉદ્યાન; a garden,
**બચકારો**, (પું.) ઉતાવળે ચાવતા થતો અવાજ, sound caused by hurried chewing [a small bundle.
**બચકી**, (સ્ત્રી) **બચકું**, (ન) નાનું પોટલું;
**બચકું**, (ન.) કરડવું તે, ડંખ; a bite, a sting: (૨) કરડીને તોડેલો ટુકડો; a piece got by a bite.
**બચકો**, (પું.) પોટલું; a bundle.
**બચત**, (વિ.) વધેલું, શેષ, surplus, residual: (સ્ત્રી.) બચાવેલી રકમ, વસ્તુઓ, વગેરે; savings.
**બચપણ**, (ન.) જુઓ **બાળપણ.**
**બચબચ**, (અ.) ધાવતાં કે ચૂસતાં થાય એવા અવાજથી; with the sound caused while sucking.
**બચરવાળ**, (વિ.) નાની ઉંમરનાં વધારે પડતાં બાળકો ધરાવતું; having many growing children.
**બચવું**, (અ. ક્રિ.) મુક્ત થવું, ઊગરવું; to be freed, to be saved, to escape (૨) વધવું; to be left: (૩) ફાજલ પડવું; to remain surplus or unspent.
**બચાવ**, (પું.) સંરક્ષણ; protection, defence: (૨) મુક્તિ, છુટકારો; deliverance, escape, rescue:(૩)જુઓ **બચત.**
**બચોળિયું**, (ન.) જુઓ **બચ્ચું.**
**બચ્ચાંકચ્ચાં**, (ન. બ. વ ) બાળકો; children, young ones.
**બચ્ચી, બચી**, (સ્ત્રી) દીકરી, છોકરી; a daughter, a girl.
**બચ્ચી, બચી**, (સ્ત્રી.) ચુંબન; a ki s.
**બચ્ચું**, (ન.) બાળક; a child, an infant.
**બચ્ચો**, (પું.) છોકરો; a boy: (૨) દીકરો; a son: (૩) આદમી, માણસ; a fellow.
**બજર**, (સ્ત્રી.) છીંકણી; snuff
**બજરબટ્ટુ, બજરબટ્ટુ**, (ન.) કમળનું ફળ; a lotus-fruit. (૨) એક પ્રકારનો કાળો મણકો, જે ખરાબ નજર કે મેલી અસરથી બચાવવા બાળકને ગળે બંધાય છે; a kind of black bead hung round a child's neck to save it from evil sight or effect.
**બજરંગ, બજરંગી**, (પું.) એક દેવ, હનુમાનજી; a kind of God, Hanumanji. [a snuff-box.
**બજરિયું**, (ન) છીંકણી રાખવાની દાબડી;
**બજવણી**, (સ્ત્રી.) અમલ કરવો કે થવો તે; execution: (૨) કામગીરી અથવા એની રીત; performance or its mode.
**બજવું**, (અ ક્રિ.) અમલ કે કામગીરી થવાં; to be executed or performed: (૨) વાદ્ય, વગેરે વાગવું, ટકોરો પડવો, to sound an organ, etc., to be rung.
**બજવૈયો**, (પું.) વાદ્યસંગીતનો નિષ્ણાત; an expert in instrumental music.
**બજાજ**, (પું.) કાપડિયો; a cloth-merchant.
**બજાણિયો**, (પુ.) વ્યાયામના ખેલ કરનાર

કે દોરડા પર નાચનાર નટ; an acrobat, a rope-dancer: (૨) ઢોલી; a drummer.

**બજાર,** (સ્ત્રી) (ન.) (પું) હાટ, ચૌટું; a market, a market place: (૨) અમુક દિવસે જ ભરાતું બજાર, ગુજરી; a periodical market: (૩) ચાલુ ભાવ; current rate or price: (૪) માગ, ખરીદ; demand, purchases: **બજારુ,** (વિ) બજારનું કે એને લગતું; of or pertaining to market: (૨) સામાન્ય પ્રકારનું; ordinary: (૩) હલકા પ્રકારનું; of low quality: (૪) બિનસત્તાવાર, કપોલકલ્પિત; unofficial, imaginary.

**બજાવણી,** (સ્ત્રી.) જુઓ **બજવણી.**

**બઝાડવું,** (સ. ક્રિ.) કોઈને ગળે વળગાડવું; to palm off or thrust upon skilfully.

**બટક, બટકણ, બટકણું,** (વિ) બરડ; [fragile.

**બટકબોલું,** (વિ.) સ્પષ્ટવક્તા, તોછડાઈથી સાચી વાત કહેનાર; outspoken: (૨) વિનોદી, ટીખળી; witty, jocular.

**બટકવું,** (અ. ક્રિ.) ભાગી જવું; to be broken: (૨) ટુકડા થવા; to be broken [into pieces

**બટકું,** (ન) જુઓ **બચકું.**

**બટકું,** (વિ.) ઠીંગણું, dwarfish.

**બટમોગરો,** (પુ.) એક પ્રકારનું અતિશય સુગંધવાળું ફૂલ અથવા એનો છોડ;a kind of highly fragrant flower or its plant.

**બટવો,** (પું.) પૈસા રાખવાની થેલી, પાકિટ; a purse, a money-bag' (૨) ચપટા તળિયાવાળો લોટો, a small water-pot with a flat bottom.

**બટાઉ,** (વિ.) વરણાગિયું, સ્વચ્છંદી; foppish, wanton, self-willed: (૨) ઉડાઉ, extravagant.

**બટાકો, બટાટો,** (પું) શાક તરીકે વપરાતું એક પ્રકારનું કંદ, a potato.

**બટાવું,** (અ. ક્રિ) (ખાદ્ય પદાર્થ, વ.) વાસી હોવાથી દુર્ગંધ મારવી, (eatables,etc.) to emit bad smell because of putrefaction

**બટુ,** (પું.) નાની ઉંમરનો છોકરો; an immature young boy.

**બટુક,** (પું) જુઓ **બટુ:** (૨) યજ્ઞોપવિત ધારણ ન કર્યું હોય એવો છોકરો; a young boy whose sacred thread-ceremony is not performed:(૩)ઠીંગણો માણસ; a dwarf.

**બટેરું,** (ન.) કોડિયું; an earthen lamp-pot: (૨) ભિક્ષાપાત્ર; a begging bowl.

**બટ્ટો,** (પુ.) કલંક, લાંછન; a stigma, a slur, a stain: (૨) તહોમત, આરોપ; an accusation, a charge.

**બડ,** (વિ.) મહાન, મોટું; great. [dwarf.

**બડઘો,** (પું.) જાડો, ઠીંગણો માણસ; a fat

**બડબડ,** (સ્ત્રી.) લવારો; prattle: **-વું,** (અ. ક્રિ) લવારો કરવો; to prattle:(૨) કચવાટ કરવો; to grumble: **બડબડાટ,** (પું.) બડબડ, લવારો; **બડબડિયું,** (વિ.) prattling. grumbling

**બડભાગી,** (વિ.) અત્યંત ભાગ્યશાળી; extremely fortunate.

**બડમૂછિયો, બડમૂછો,** (પું.) (વિ.) મૂછો ન રાખવાની ટેવવાળો (માણસ); (a) clean-shaven (man).

**બડવું,** (ન.) મિજાગરું; a hinge.

**બડવો,** (વિ) (પું.) બોડા માથાવાળો: having a clean-shaven head: (૨) (પું.) બેડોળ; ugly: (૨) જેનો યજ્ઞોપવિત સંસ્કાર થતો હોય એવો છોકરો; a boy whose sacred-thread ceremony is being performed: (૩) શેરડી. વ ની કાતળી; a piece of a sugarcane stalk, etc.

**બડાઈ,** (સ્ત્રી.) મહત્તા, મોટાઈ; greatness, renown: (૨) શેખી, મિથ્યાભિમાન; boast, vain pride.

**બડાબૂટ,** (વિ.) (અ.) ઢંગધડા વિનાનું અને વેરણછેરણ; disorderly and scattered.

**બડાશ,** (સ્ત્રી.) જુઓ **બડાઈ,** (૨).

**બડી ફજર**, (સ્ત્રી.) પરોઢ; the dawn.
**બડું**, (વિ.) મહાન, મોટું; great: (૨) પ્રતિષ્ઠિત; renowned: (૩) કદાવર; huge.
**બડૂકો**, (પું) સોપારી, વ. ચાવતાં થતો અવાજ; sound produced while chewing betel-nut, etc.
**બઢતી**, (સ્ત્રી.) સમૃદ્ધિ; prosperity: (૨) ચડતી, વિકાસ, ઉન્નતિ; rise, development, progress: (૩) ઉચ્ચપદ કે હોદ્દાની પ્રાપ્તિ; attainment of a higher stage or post: (૪) પગાર-વધારો; an increment (of wages).
**બઢવું**, (અ. ક્રિ.) બઢતી થવી, પ્રગતિ કરવી; to prosper, to progress, etc.
**બણગું**, (ન.) રણશિંગું; a trumpet: (૨) ધમાલ, હુલ્લડ; commotion, riot: (૩) આત્મપ્રશંસા; self-praise: (૪)બડાઈ; boasting: (૫) ગપ, અફવા, a gossip, a rumour.
**બણબણ, બણબણાટ**, (ન.) માખીઓ, વગેરેનો અવાજ; a buzzing or humming sound.
**બણબણવું**, (અ. ક્રિ.) એવો અવાજ થવો કે કરવો; to buzz, to hum.
**બતક**, (ન.) (સ્ત્રી) એક પ્રકારનું પક્ષી; a duck.
**બતાવવું, બતાડવું**, (સ. ક્રિ.) દેખાડવું, પ્રદર્શન કરવું; to show, to exhibit: (૨) માર્ગદર્શન કરવું; to guide.
**બત્તી**, (સ્ત્રી.) દીવો; a lamp, a light: (૨) દીવાની વાટ, a wick: (૩) ઉત્તેજન; encouragement: (૪) ઉશ્કેરણી; instigation.
**બત્તો**, (પું.) ખાંડવાનો દસ્તો; a pestle.
**બત્રીશ, બત્રીસ**, (વિ.) ૩૨; '32', thirty-two: **બત્રીશી, બત્રીસી**, (સ્ત્રી.) માણસના દાંતનો સમૂહ; the set of human teeth: (૨) બત્રીસનો સમૂહ, a set of thirty-two: **બત્રીસું**, (ન.) સુવાવડી સ્ત્રી માટેનું બત્રીસ વસાણાનું ચૂર્ણ; a mixture of thirty-two drugs for a woman confined to bed.



**બથાવવું**, (સ. ક્રિ.) થકવવું; to fatigue: (૨) પચાવી પાડવું; to usurp.
**બદ**, (સ્ત્રી.) સાથળના મૂળમાં થતી ઉપદંશની ગાંઠ; a venereal tumour at the root of the thigh.
**બદ**, (વિ.) (સમાસમા) ખરાબ, ટીકાપાત્ર વ. અર્થમાં વપરાય છે; (in compounds) is used in the sense of bad, wicked, undesirable, etc.
**બદગોઈ**, (સ્ત્રી.) કૂથલી, નિંદા; calumny, slander.
**બદન**, (ન.) શરીર; the body: (૨) બંડી, પહેરણ; a waist-coat, a shirt.
**બદનક્ષી**, (સ્ત્રી.) નિંદા; બદનામી કરવી તે; slander, the act of harming one's credit.
**બદનામ**, (વિ.) કુખ્યાત, નામોશીને વરેલું; notorious, ill-famed: **બદનામી**, (સ્ત્રી.) કલંક, નામોશી, કુખ્યાતિ; a stigma. ill-fame, etc
**બદફેલ**, (વિ) દુરાચારી, દુર્ગુણી; vicious: **બદફેલી**, (સ્ત્રી.) દુરાચરણ; viciousness.
**બદબદવું**, (અ. ક્રિ.) જુઓ **ખદબદવું**.
**બદબો**, (સ્ત્રી) દુર્ગંધ; stink, bad smell: (૨) બદનામી; ill-fame, ignominy.
**બદમાશ, બદમાસ**, (વિ) દુરાચારી, શઠ, દુષ્ટ; vicious, wicked, roguish.
**બદમાશી, બદમાસી**, (સ્ત્રી.) દુરાચાર, દુષ્ટતા, વ.
**બદર**, (ન) જુઓ **બોર**.
**બદરિ, બદરિકા, બદરી**,(સ્ત્રી.)જુઓ **બોરડી**.
**બદલ**, (અ.) અદલાબદલીમાં, સાટે; in exchange for: (૨) અવેજમાં; in the place of, instead of: **–વું**, (સ. ક્રિ.) ફેરફાર કરવો; to change, to alter: (૨) સાટું કરવું; to exchange for, to barter: **બદલી**, (સ્ત્રી) ફેરફાર; change: (૨) પદ, નોકરી, વગેરેનાં સ્થાન

ઇ.નો ફેરફાર; a transfer (of an office, post, etc.).

**બદલે,** (અ.) **બદલ, બદલો,** (પુ.) સાટું, an exchange, a barter: (૨) ફેરફાર; a change: (૩) કર્મફળ; reward, requital: (૪) પ્રતિકાર, વેર; retaliation, revenge.

**બદવું,** (સ. ક્રિ.) આજ્ઞાંકિત થવું; to be obedient.

**બદશિકલ,** (વિ.) બેડોળ, કદરૂપું; deformed, ugly.

**બદસૂરત,** (વિ.) જુઓ **બદશિકલ.**

**બદહજમી,** (સ્ત્રી.) મંદાગ્નિ, અપચો; indigestion.

**બદામ,** (સ્ત્રી.) એક પ્રકારનો સૂકો મેવો; an almond (૨) ચલણ, વ. ઓછામાં ઓછું, the minimum unit of money, etc: **બદામી,** (વિ.) લાલ ભૂખરું, grey.

**બદી.** (સ્ત્રી.) દુરાચાર, ભ્રષ્ટાચાર; viciousness, immorality, corruption: (૨) વ્યસન, કુટેવ; an addiction, a bad habit: (૩) કુથલી, નિંદા. slander, calumny.

**બધિર,** (વિ.) બહેરું; deaf.

**બધું,** (વિ.) સકળ, સઘળું, તમામ; all, whole, entire, total.

**બધે,** (અ.) સર્વત્ર, everywhere.

**બનવું,** (અ ક્રિ.) થવું, આકાર લેવો, અસ્તિત્વમાં આવવું; to occur, to happen, to take shape, to come into existence: (૨) રચાવું, ઉત્પન્ન થવું; to be constructed, to be produced: (૩) વેશ કે રૂપ ધારણ કરવાં; to assume guise or form: (૪) સુમેળ-સારો સંબંધ હોવો; to accord, to have cordial relations: (૫) ભભકો કે ઠાઠ કરવા; to become pompish, to be adorned lavishly:(૬) મૂર્ખ બનવું, ફજેત થવું; to be befooled: (૭) કેફથી મસ્ત થવું, to be carefree and gay because of intoxication.

**બનાત,** (સ્ત્રી.) એક પ્રકારનું ઊની કાપડ; a kind of woollen cloth.

**બનાવ,** (પુ.) પ્રસંગ; an event, an incident: (૨) સુમેળ, સ્નેહસંબંધ; accord, cordial relations.

**બનાવટ,** (સ્ત્રી.) બનાવવાની રીત; mode of construction: (૨) રચના, નિર્માણ; composition, construction, structure, production: (૩) છેતરપિંડી, ધૂર્તતા, ઢોંગ; deceit, fraud, pretence: (૪) પ્રપંચ; intrigue: (૫) ફજેતો; fiasco.

**બનાવટી,** (વિ.) નકલી, કૃત્રિમ; imitated, spurious, artificial.

**બનૂસ, બન્નૂસ,** (પું.) જાડો ઊની ધાબળો; a thick woollen blanket.

**બનેવી,** (પું.) બહેનનો પતિ; a sister's husband, a brother-in-law.

**બન્ને,** (વિ.) બેઉ; both.

**બપૈયો,** (પું.) ચાતક; a kind of sweet voiced singing bird

**બપોર,** (પું.) (સ્ત્રી.) મધ્યાહ્ન; noon, midday.

**બફારો,** (પું.) બાફ, ધામ; sultry weather: **બફાવું,** (અ. ક્રિ.) ધામથી પરેશાન થવું; to be oppressed by sultry weather.

**બબડ,** (સ્ત્રી.) **બબડવું,** (અ. ક્રિ.) **બબડાટ,** (પું.) જુઓ **બડબડ.**

**બબરચી,** (પું.) મોગલાઈ કે યુરોપીઅન ખાણાનો રસોઇયો; a cook for Moglai or European food.

**બબૂચક,** (વિ) અક્કલહીન, મૂર્ખ; stupid, foolish.

**બબણવું,** (અ ક્રિ.) **બબણાટ,** (પું) જુઓ 'બણબણ' માં 'બણબણવું', 'બણબણાટ'.

**બમણું,** (વિ.) બેગણું, બેવડું; double, twofold.

**બયાન,** (ન.) વર્ણન, હેવાલ; description, narration, account, report.

**બર,** (પુ.) પહોળાઈ, પનો; breadth, width: (૨) વ્યાપારી માલ; merchan-

dise: (૩) જાત, પ્રકાર; type, sort, kind: (અ.) ની પ્રમાણે; in accordance with, in the manner of: (વિ.) સિદ્ધ, ફળીભૂત, સફળ; achieved, fulfilled, successful (૨) પૂરતું; sufficient: (૩) જરૂર પૂરતું, યોગ્ય; needful, proper.

**બરકત**, (સ્ત્રી.) વિપુલતા, છત; abundance: (૨) લાભ, ફાયદો; profit, advantage: (૩) સમૃદ્ધિ, prosperity: (૪) સિદ્ધિ, સફળતા; fulfilment, success.

**બરકવું**, (સ. ક્રિ.) મોટા સાદે બોલાવવું; to call loudly.

**બરકંદાજ**, (પુ.) બંદૂકધારી સૈનિક; a gunner.

**બરખાસ્ત**, (વિ) સમાપ્ત, ખલાસ; concluded: (૨) વિસર્જિત; dissolved.

**બરછટ**, (વિ.) ખરબચડું; rough: (૨) (અનાજ, વ) હલકું; (grain, etc.) coarse.

**બરછી**, (સ્ત્રી.) એક પ્રકારનું ભાલા જેવું હથિયાર; a spear-like weapon.

**બરછો**, (પું.) ભાલો, a spear.

**બરજોરી**, (સ્ત્રી.) જબરદસ્તી; high-handedness, enforcement.

**બરડ**, (વિ) સહેલાઈથી ભાંગી શકાય એવું, જટ ભાંગી જાય એવું, તકલાદી; fragile, brittle.

**બરડવું**, (ન.) જુઓ **બડવું**.

**બરડો**, (પું) વાંસો, પીઠ; the back.

**બરણી**, (સ્ત્રી.) ઘી, તેલ, વ રાખવાનું નળાકાર પાત્ર; a jar.

**બરતરફ**, (વિ.) (નોકરી વ. માંથી) રુખસદ અપાયેલું; dismissed (from service, etc)

**બરતરફી**, (સ્ત્રી.) રુખસદ; dismissal.

**બરદાશ, બરદાસ, બરદાસ્ત**, (સ્ત્રી.) સંભાળ, ચાકરી, તજવીજ; care, attendance, service, provision.

**બરફ**, (પું.) પાણીનું ઘન સ્વરૂપ, ice, snow.

**બરફી**, (સ્ત્રી.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweet-meat.

**બરબાદ**, (વિ.) અધઃપતિત; degenerated: (૨) પાયમાલ; ruined: (૩) રદબાતલ; void, cancelled: (૪) વેડફી નાખેલું; wasted: (૫) નકામું; useless, vain:

**બરબાદી**, (સ્ત્રી.) પાયમાલી, અધઃપતન, વ.; ruin, degeneration, etc.

**બરાક**, (સ્ત્રી.) સૈનિકોને રહેવાનું અનેક ઓરડીઓવાળું લાંબું મકાન, a barrack (૨) હવા પ્રકાશ વિનાની નાની ઓરડી; a small unventilated room.

**બરાડ**, (સ્ત્રી.) બૂમ, રાડ; a shout: **-વું**, (અ ક્રિ.) બૂમ પાડવી; to shout: **બરાડો**, (પુ.) બરાડ.

**બરાત**, (સ્ત્રી) લગ્નની જાન, a marriage party: (૨) વરઘોડો; a marriage-procession

**બરાબર**, (વિ.) સમાન, સરખું; equal, similar: (૨) ખરું, યોગ્ય; right, proper: (૩) દોષરહિત; faultless: (૪) (અ.) સમાન કે સરખી રીતે; equally, similarly: (૫) યોગ્ય રીતે, દોષરહિતપણે, properly, exactly: **બરાબરિયું**, (વિ.) સમોવડિયું, મળતું, સરખું; equal, similar, matching: **બરાબરિયો**, (પું.) સમોવડિયો; a match (૨) હરીફ, પ્રતિસ્પર્ધી; a rival, an adversary.

**બરાસ**, (ન) કપૂરમાંથી બનતો એક પ્રકારનો સુગંધી પદાર્થ; a fragrant substance made from camphor.

**બરાસ**, (ન.) સો ઘનફૂટનાં માપ કે એકમ; a measure or unit of a hundred square feet

**બરી**, (સ્ત્રી.) જુઓ **ખરેડું**.

**બરુ**, (પું.) (ન.) એક પ્રકારનું નેતર જેવું ઘાસ; a kind of cane-like grass.

**બરો**, (પું.) ઉગ્ર તાવ પછી હોઠના ખૂણા પર થતી ફોલ્લી; a pimple on the corner of lips caused after intense fever.

**બરોબર**, (વિ.) (અ.) અને પેટા શબ્દો માટે જુઓ **બરાબર**.

**બરોળ**, (સ્ત્રી.) પેટની અંદરની પ્લિહા; the spleen.

**બર્બર,** (ન.)(પું)જંગલી, સંસ્કારહીન માણસ; [a barbarian.
**બલ,** (ન.) જુઓ **બળ.**
**બલકે,** (અ.) એટલું જ નહિ પણ; not only that, notwithstanding.
**બલદાયી, બલપ્રદ,** (વિ.) શક્તિવર્ધક; tonic, invigorating.
**બલવંત, બળવાન,** (વિ.) શક્તિશાળી; powerful, strong.
**બલા,** (સ્ત્રી.) વળગેલું, પીડાકારી ભૂત; a troublesome ghost pervaded in a human-being: (૨) લપ, ત્રાસદાયક વ્યક્તિ; a pest, a plague: (૩) વ્યથા, મુશ્કેલી; affliction, trouble.
**બલાત્કાર,** (પું.) જુઓ **બળાત્કાર.**
**બલાબલ,** (ન.) શક્તિ અને નબળાઈનાં માપ કે પ્રમાણ; comparative or relative strength and weakness.
**બલિ,** (પું.) દેવને અર્પણ કરવાનો ભોગ; an offering to a deity: **-દાન,** (ન.) દેવને ભોગ આપવાની ક્રિયા; the act of offering to a deity: (૨) ત્યાગ; a sacrifice.
**બલિષ્ટ,** (વિ.) સૌથી શક્તિશાળી; strongest
**બલિહારી,** (સ્ત્રી.) રહસ્ય, ખાસ ગુણ, ખૂબી; the secret, a peculiar quality or talent: (૨) પ્રશંસા, વાહવાહ; praise, loud applause.
**બલૂન,** (ન.) આકાશમાં ઊડી શકે એવી હવા ભરેલી રબર, વ.ની કોથળી; a balloon.
**બલૈયું, બલોયું,** (ન.) ચૂડી, કંકણ; a bracelet.
**બલ્કે,** (અ.) જુઓ **બલકે.**
**બસ,** (અ.) પૂરતું; enough, sufficient.
**બસૂરું,** (વિ.) જુઓ **બેસૂરું.**
**બસે, બસો,** (વિ.) '૨૦૦'; '200', two hundred.
**બસ્તિ,** (સ્ત્રી.) પેડુ; the part of the belly below the navel: (૨) મૂત્રાશય; the bladder: (૩) 'એનિમા' અથવા એને માટેની પિચકારી, enema or enema syringe.
**બહલાવવું,** (સ ક્રિ.) વધારવું, ખીલવવું; to increase, to develop: (૨)મજબૂત કરવું; to strengthen: (૩) વિસ્તારવું, ફેલાવવું; to extend, to spread: (૪) આનંદ પમાડવો; to gladden.
**બહાદુર,** (વિ.) નીડર; fearless, brave: (૨) હિંમતવાન, શૂરવીર; courageous, heroic: **બહાદુરી,** (સ્ત્રી.) શૌર્ય, નીડરતા; heroism, fearlessness, boldness.
**બહાનું,** (ન.) ખોટું કારણ, મિષ; a pretext, an excuse.
**બહાર,** (અ.) અંદરથી વિરોધી બાજુએ; [out, outside.
**બહારવટિયો,** (પુ.) રાજા કે રાજ્યની સામે બંડ પોકારી હિંસાત્મક ગુનાઓ કરનાર વ્યક્તિ; an outlaw: **બહારવટું,** (ન.) બહારવટિયાની કામગીરી, outlawry.
**બહાર,** (સ્ત્રી.) શોભા; decoration, ornamentation: (૨) ભપકો, ભવ્યતા; pomp, grandeur: (૩) આનંદ, મસ્તી; joy, gaiety: (૪) વિકસવું-ખીલવું તે; bloom: (૫) વસંતઋતુ; the spring (season): (૬) વસંતનું આહ્લાદક વાતાવરણ; romantic atmosphere of the spring.
**બહારવું,** (સ. ક્રિ.) ઝાડુ કાઢવું; to sweep.
**બહાલ,** (વિ.) સ્વીકૃત, મંજૂર; accepted, confirmed: (૨) કાયમી; permanent: **બહાલી,** (સ્ત્રી.) મંજૂરી; acceptance, confirmation.
**બહિર,** (અ.) (સમાસમાં) બહાર. (in compounds) out, outside.
**બહિરંગ,** (વિ.) બહારનું, બાહ્ય, ઓતપ્રોત નહિ, અલગ; external, separate, unintegrated: (ન.) પ્રારંભનો વિધિ; an inaugural ceremony: (૩) બાહ્ય ભાગ કે સ્વરૂપ; external part or form.
**બહિશ્ત,** (ન.) જન્નત, સ્વર્ગ; heaven.
**બહિષ્કાર,** (પું.) અસ્વીકાર, non-acceptance, rejection: (૨) જ્ઞાતિ, મંડળ, સમાજ, વ. માંથી કાઢી મૂકવું તે; excommunication, boycott.

**બહિસ્ત,** (ન.) જુઓ **બહિશ્ત.**
**બહુ,** (વિ.) સંખ્યા કે જથ્થામાં ઘણું વધારે; many, much: **–કોણ,** (વિ.) અનેક કોણવાળું, polygonal: (પું.) એવી આકૃતિ; a polygon.
**બહુચર, બહુચરા, બહુચરી, બહુચરાજી,** (સ્ત્રી.) ભારતની એક દેવીનું નામ; name of an Indian goddess.
**બહુધા,** (અ.) ઘણી કે અનેક રીતે; in many or numerous ways: (૨) મોટે ભાગે, ઘણું કરીને; generally.
**બહુમતિ,**(સ્ત્રી.)મોટા ભાગનો મત;a majority opinion: (૨) મતની અધિકતા; majority.
**બહુમાન,** (ન.) ઉચ્ચ આદર કે સન્માન; high esteem or respect.
**બહુરૂપી,** (વિ.) વિવિધ વેશ કે રૂપ ધારણ કરતુ; assuming various guises or forms: (પુ.) એવી વ્યક્તિ; a person assuming various guises or forms. [(૨) વિપુલ; abundant.
**બહુલ,** (વિ) ઘણું વધારે; excessive:
**બહુવચન,** (ન.) (વ્યાકરણ) એક અથવા બેથી વધારે નામ, વગેરે માટેનું વચન; (grammar) the plural number.
**બહુવ્રીહિ,** (પું.) એક પ્રકારનો વ્યાકરણનો સમાસ; a kind of grammatical compound.
**બહેક,** (સ્ત્રી.) સુગંધ; fragrance, perfume: **–વું,** (અ. ક્રિ.) મઘમઘવું, સુગંધ ફેલાવવી; to emit fragrance (૨) સ્વચ્છંદી બનવું, વંઠી જવું; to become self-willed, to go astray.
**બહેડું,** (ન.) ઔષધ તરીકે વપરાતું એક પ્રકારનું ફળ, a kind of herbal fruit.
**બહેતર,** (વિ.) વધારે સારું; better.
**બહેન,** (સ્ત્રી.) પુરુષ સંતાનના સંબંધમાં સ્ત્રી સંતાન, ભગિની; a sister: **–પણી,** (સ્ત્રી.) સ્ત્રી-મિત્ર, સખી; a woman's female friend.
**બહેર,** (સ્ત્રી) બહેરાશ; deafness: (૨) અંગો, વ.નું જડત્વ; dullness or numbness of limbs.
**બહેરાટ, બહેરાશ,** (સ્ત્રી.) બહેરાપણું; deafness: **બહેરું,** (વિ.) શ્રવણશક્તિના અભાવવાળું કે મંદ શ્રવણશક્તિવાળું; deaf: (૨) બોદું: dull in sound: (૩) ચેતનારહિત, જડ; dull, benumbed, paralysed.
**બહોરવું,** (સ. ક્રિ.) જુઓ **બહારવું.**
**બહોળું,** (વિ.) મોટું, વિશાળ, large, vast.
**બળ,** (ન.) શક્તિ, તાકાત, જોર; power, strength: (૨) લશ્કર; an army, fighting forces: **–કટ,** (વિ.) શક્તિશાળી; powerful, strong.
**બળખો,** (પું.) ગળફો; a lump of phlegm. [બરજોરી.
**બળજબરી, બળજોરી,** (સ્ત્રી.) જુઓ
**બળતણ,** (ન.) જલાઉ લાકડાં; fuel.
**બળતરા,** (સ્ત્રી.) દાહની પીડા; pain caused by burning, burning sensation: (૨) ઈર્ષા, અસંતોષ, વ.થી થતું મનદુઃખ; mental pain caused by envy, discontent, etc.
**બળતું,** (વિ.) સળગતું; burning: (ન.) બળતી વસ્તુ; a burning thing: (૨) જુઓ **બળતરા:** (૩) તાપણું; fire for protection against cold.
**બળદ,** (પું.) ગાયનો નર, એક ચોપગું પ્રાણી, an ox, a bullock: (૨) ગમાર વ્યક્તિ; an idiot.
**બળદાયી, બળપ્રદ,** (વિ.) જુઓ **બલદાયી.**
**બળદિયો,** (પું.) જુઓ **બળદ.**
**બળવંત,** (વિ.) જુઓ **બળવાન.**
**બળવાખોર,** (વિ.) બંડખોર, ક્રાંતિકારી; rebellious, revolutionary. [strong.
**બળવાન,** (વિ.) શક્તિશાળી; powerful,
**બળવું,** (અ. ક્રિ.) સળગવુ; to burn: (૨) ઈર્ષા, વ.થી મનદુઃખ થવું; to be afflicted because of envy, etc: (૩) દાઝવું; to be scorched.
**બળવો,** (પું.) બંડ, ક્રાંતિ; a rebellion, a revolution.

**બળાત્કાર,** (પું.) જબરદસ્તી, high-handedness, enforcement: (૨) જાતીય સુખ માટે સ્ત્રી પર અત્યાચાર; a rape.
**બળાપો,** (પું.) જુઓ **બળતરા.**
**બળાબળ,** (ન.) જુઓ **બલાબલ.**
**બળિ,** (પું.) જુઓ **બલિ.**
**બળિયા, બળિયાકાકા,** (પું. બ. વ.) એક પ્રકારનો વ્યાધિ, શીતળા; small-pox: (૨) એ વ્યાધિનો દેવ; the small-pox deity.
**બળિયું,** (વિ.) જુઓ **બળવાન.**
**બળિયેલ,** (વિ.) ઈર્ષાથી બળતું; afflicted because of envy.
**બળી,** (સ્ત્રી.) એક પ્રકારની ખરેટાની વાની; an eatable prepared from the milk of a cow, etc. who has just delivered a calf.
**બળેવ,** (સ્ત્રી.) શ્રાવણી કે નાળિયેરી પૂર્ણિમા; the full-moon day of the month of Shravan, the coconut day.
**બળ્યુંજળ્યું,** (વિ.) અદેખું; jealous: (૨) અસંતુષ્ટ; discontented: (૩) ક્રોધિત; enraged, angry.
**બંકું,** (વિ.) વાંકું; crooked, curved (૨) ગૂંચવણભર્યું, જટિલ; complex: **બંકો,** (પું.) (વિ.) વરણાગિયો; a dandy.
**બંગ,** (સ્ત્રી.) કલાઈ. tin. (૨) ઔષધ તરીકે કલાઈની ભસ્મ; ash of tin as a medicine.
**બંગડી,** (સ્ત્રી.) કંકણ; a bangle.
**બંગલી,** (સ્ત્રી.) નાનો બંગલો **બંગલો,** (પું.) મહાલય; a palace
**બંટી,** (સ્ત્રી.) એક પ્રકારનું હલકું અનાજ; a kind of coarse grain.
**બંડ,** (ન.) જુઓ **બળવો:** **–ખોર,** (વિ.) જુઓ **બળવાખોર.**
**બંડી,** (સ્ત્રી.) બદન; a waistcoat.
**બંદગી,** (સ્ત્રી.) પ્રાર્થના; prayer: (૨) પૂજા; worship.
**બંદર,** (ન.) જળમાર્ગે વેપાર થઈ શકે એવું સ્થળ, ગામ કે શહેર; a port, a harbour.
**બંદિ, બંદી,** (પું.) અટકાયતમાં રાખેલી વ્યક્તિ, કેદી; a captive, a prisoner: (સ્ત્રી.) પ્રતિબંધ, મનાઈ; prohibition, restriction: (૨) ગુલામડી; a slave maid-servant.
**બંદી,** (પું.) ચારણ, ભાટ; a bard, a minstrel.
**બંદીખાનું,** (ન.) કેદખાનું; a prison-house, a jail.
**બંદીજન,** (પું.) ચારણ, જુઓ **બંદી.**
**બંદૂક,** (સ્ત્રી.) એક પ્રકારનું ગોળી મારવાનું સ્ફોટક હથિયાર; a gun
**બંદો,** (પું.) વિનમ્ર સેવક, દાસ; an humble servant: (૨) પોતાની જાત; one's own self.
**બંદોબસ્ત,** (પું.) સંપૂર્ણ તજવીજ, વ્યવસ્થા; complete provision, arrangements: (૨) તકેદારી, જાપતો; alertness, watchfulness.
**બંધ,** (વિ.) વાસેલું, ખુલ્લું નહિ એવું; shut up, closed: (૨) નિષ્ક્રિય, અટકી પડેલું; inactive. non-functioning, stopped up: (૩) સ્થગિત; at standstill.
**બંધ,** (પું.) બાંધવાની ક્રિયા; the act of binding or tying (૨) બાંધવાનું સાધન; means of binding or tying: (૩) પકડ, ગાંઠ; a grip, a knot: (૪) જુઓ **બંધન, બંધક,** (વિ.) જુઓ **બંધનકારક.**
**બંધકોશ, બંધકોષ,** (પું.) સખત કબજિયાત; dyspepsia.
**બંધણી,** (સ્ત્રી.) બંધનકારક બાબત; a binding matter. (૨) કરાર; an agreement.
**બંધન,** (ન.) મનાઈ, પ્રતિબંધ; a restriction, prohibition: (૨) અટકાયત, કેદ; captivity, imprisonment: (૩) પકડ, ગાંઠ, શૃંખલા, વગેરે; a grip, a knot, a chain, fetters, etc: **–કારક, –કારી,** (વિ.) બંધન કરનાર; binding, restricting.
**બંધબેસતું,** (વિ.) સુમેળવાળું; accordant: (૨) સંપૂર્ણ રીતે માફક કે અનુકૂળ; completely fitting or suitable.
**બંધબેસવું,** (અ. ક્રિ.) સુમેળવાળું કે અનુ-

ફળ હોવું; to accord. to be fitting or suitable.

**બંધવ, બંધવો,** (પું.) જુઓ **બાંધવ.**

**બંધાણ,** (ન.) જુઓ **બંધ:** (૨) વ્યસન; addiction· **બંધાણી,** (વિ.) વ્યસની; addicted.

**બંધારણ,** (ન.) બાંધવાની રીત; mode of binding: (૨) રચના, કૃતિ; construction, composition· (૩) લેપ, ઔષધ, ઇ. ચોપડીને બાંધવાની ક્રિયા, the act of applying a poultice: (૪) રાજ્યનું નિયંત્રણ કરવા માટેનો ધારાધોરણ; a political constitution.

**બંધારણીય,** (વિ.) બંધારણ પ્રમાણેનું, કાયદેસર; constitutional, legal.

**બંધારો,** (પુ.) રંગરેજ; a dyer: (૨) રેશમી કપડાં માટેનો ધોબી; a washerman for silk-clothes: (૩) પડીકાં બાંધનાર; a binder of packages

**બંધિયાર,** (વિ.) હવાઉજાસ વિનાનું; unventilated: (૨) પ્રવાહી, પાણી, વ., સ્થિર, વહેતું ન હોય એવું. stagnant, *not flowing:* (૩) ગોંધાયેલું; *confined,* shut up, captivated: **–ખાનું,** (ન.) બંધિયાર ઓરડી કે કેદખાનું; an unventilated room or prison-house.

**બંધી,** (સ્ત્રી) પ્રતિબંધ, મનાઈ; prohibition, restriction: (૨) કરાર, an agreement, a treaty: (૩) જુઓ **પરેજી, પાકી અને દામણી.**

**બંધુ,** (પું) જુઓ **બાંધવ: –જન,** (પું.) સગો; a relative: (૨) સહકાર્યકર; a co-worker, an associate: **–તા,** (સ્ત્રી) **–ત્વ,** (ન.) ભાઈચારો; brotherhood: (૨) મિત્રાચારી, friendship

**બંધૂક,** (સ્ત્રી.) જુઓ **બંદૂક**

**બંને,** (વિ) જુઓ **બન્ને.**

**બંબ,** (વિ.) મોટું, વિશાળ, કદાવર, large, vast, huge.

**બંબાખાનું,** (ન) આગરક્ષક દળ અને સાધનો માટેનું સ્થળ; a fire-brigade-station

**બંબાવાળો,** (પું.) બંબાથી આગ ઓલવનાર માણસ; a fireman.

**બંબો,** (પું.) પાણી કાઢવાનું યંત્ર; a water-pump: (૨) આગ ઓલવવા માટેનું પાણી ફેંકતું યંત્ર; a fire engine: (૩) એક પ્રકારનું પાણી ગરમ કરવાનું નળાકાર પાત્ર; a cylindrical vessel for heating water.

**બંસરી,** (સ્ત્રી.) વાંસળી, મોરલી, a flute.

**બંસી,** (સ્ત્રી.) જુઓ **બંસરી.**

**બા,** (સ્ત્રી.) માતા, મા, જનની; mother.

**બાઈ,** (સ્ત્રી.) સ્ત્રી; a woman·(૨)(પત્નીની) સાસુ; (a wife's) mother-in-law: (૩) દાસી, નોકરડી; a maid-servant: **–ડી,** (સ્ત્રી.) નારી, સ્ત્રી: (૨) પત્ની; wife: **–માણસ,** (ન.) સ્ત્રી

**બાઉ,** (પું.) (બાળભાષા) લાડુ; (children's language) a sweet-ball: (૨) હાઉ; an imaginary spirit or ghost for frightening children.

**બાઉલું,** (ન.) દૂધાળાં ઢોરનો આંચળવાળો થેલી જેવો ભાગ; milch cattle's bag-like part of the body holding udders.

**બાકળા,** (પું. બ. વ.) એક પ્રકારની બાફેલા કઠોળની વાની; an article of food made of boiled pulses.

**બાકાત,** (વિ.) જુઓ **બકાત.**

**બાકી,** (વિ.) કમી, ખૂટતું; wanting. (૨) વધારાનું; surplus: (૩) શેષ; residual: (સ્ત્રી.) સિલક, શેષ; balance; remainder, residue: (૨) પતાવટ ન થઈ હોય એવાં હિસાબ, રકમ, વગેરે; unsettled or uncleared account, amount, etc.: (અ.) નહિ તો, એ સંજોગોમાં; else, otherwise, under the circumstances.

**બાકું, બાકોરું,** (ન) કાણું; a hole: (૨) દર; a burrow.

**બાખડવું,** (અ. ક્રિ.) કજિયો કે મારામારી કરવાં; to quarrel, to fight.

**બાખડું,** (વિ) દૂધ આપતું બંધ થવાનું

હોય એવું (દૂધાળું ઢોર); (a milch cattle) about to cease yielding [milk.

**બાખું**, (ન.) જુઓ **બાકું**.

**બાગ**, (પુ.) વાડી, બગીચો; a garden: **-વાન**, (પું.) માળી; a gardener.

**બાગાયત**, (વિ.) બગીચામા થતું; produced in a garden· (૨) બગીચાનું અથવા એને લાયક, of or fit for a garden: (૩) સિંચાઈથી થતું; irrigated: (સ્ત્રી.) બાગાયત ખેતી; gardening: **બાગાયતી**, (વિ.) બાગાયત.

**બાઘડ, બાઘડું**, (વિ) અક્કલહીન, મૂઢ; idiotic: (૨) બિહામણું; terrible, frightful: **બાઘડો**, (પું.) કદરૂપો બિહામણો માણસ; an ugly, frightful man.

**બાઘું**, (વિ.) બાઘડું, મૂઢ; idiotic.

**બાચકો**, (પું.) મૂઠીમા સમાય એટલો જથ્થો; a handful: (૨) આંગળાનાં નખથી મારેલી ઝાપટ; a snap with finger nails.

**બાજ**, (પુ ) શકરો, શિકારી પક્ષી;a hawk.

**બાજ**, (સ્રી.) પતરાવળી; a plate made of broad leaves. [foot-stool.

**બાજઠ**, (પું.) ચાર પાયાવાળું આસન; a

**બાજરી**, (સ્ત્રી.) **બાજરો**, (પું.) બરછટ અનાજ, millet.

**બાજી**, (સ્ત્રી.) રમતગમત માટેનાં પટ કે ચોકઠું; a frame or board for a game: (૨) શતરંજ, પાનાં, વ.ની રમત; a game of chess, cards, etc: (૩) પાનાંની રમતનો હાથ; a suit in the game of cards: (૪) દરેક રમનારને વહેંચાયેલાં પાનાં; cards distributed to each player: (૫) પ્રપંચ, યુક્તિ; an intrigue, a trick: **-ગર**, (પું.) જાદુગર, મદારી, a magician, a juggler: (૨) કુશળ મુત્સદ્દી; an expert diplomat or shrewd man.

**બાજુ, બાજૂ**, (સ્ત્રી.)પાસું, પડખું, a side, a flank: (૨) દિશા; direction: (૩) છેડો, અંત; an end: (૪) ધાર, કિનારો; an edge, a margin: (૫) મદદ, ટેકો; help, support: (૬) તરફેણ, પક્ષ; favour, the act of taking a side: **-બંધ**, (પું.) a bracelet or armlet.

**બાઝવું**, (સ. ક્રિ.) જોરથી વળગવું કે આલિંગવું; to stick or embrace tightly: (અ. ક્રિ.) કજિયો કરવો, લડવું; to quarrel, to fight.

**બાઝંબાઝા, બાઝંબાઝી, બાઝાબાઝ, બાઝાબાઝી**, (સ્ત્રી.) કજિયો, ટંટો, લડાઈ; a quarrel, a fight.

**બાટ**, (પું.) કંસાર, લાપસી; a sweet dish of boiled wheat-flakes, ghee and sugar. [of units of weight.

**બાટ**, (ન.) તોળવાનાં કાટલાંનો સટ; a set

**બાટલી**, (સ્ત્રી.) શીશી; a bottle: (૨) શરાબ, શરાબનું વ્યસન; wine, addiction to wine: **બાટલો**, (પું.) મોટી શીશી.

**બાટી**, (સ્ત્રી.) અંગારા પર પકાવેલી જાડી ભાખરી, a thick bread baked on live coals.

**બાડું**, (વિ.) ત્રાંસી નજરવાળું, squint.

**બાઢમ્**, (અ ) અલબત્ત, ભલે, ઠીક; of course, certainly, well: **બાઢમ**, (ન.) શૂન્ય, મીંડું; zero, nothing.

**બાણ**, (ન.) તીર; an arrow: (૨) શિવલિંગ; an egg-shaped stone as the emblem of Lord Shiva' (૩) નદીમુખની ખાડી; an estuary. (૪) હદ કે સીમાદર્શક પથ્થર; a border-stone.

**બાણાવળી**, (પું.) કુશળ ધનુર્ધારી; an expert archer.

**બાણી**, (સ્ત્રી.) ઠરાવેલાં સમય કે મુદ્દત; fixed time or period: (૨) શરત; a term or condition: (૩) સ્વીકાર, કબૂલાત, acceptance, agreement.

**બાણુ, બાણું**, (વિ.) '૯૨'; '92', ninety-two.

**બાતલ**, (વિ.) રદ; cancelled, annulled: (૨) નકામું; useless: (૩) બાકાત, કમ; excluded: (૪) રુખસદ અપાયેલું; dismissed: (૫) અસ્વીકૃત; rejected.

**બાથ,** (સ્ત્રી.) બે હાથે કરેલાં પકડ; a clasping or grip with two hands: (૨) આલિંગન, an embrace.(૩) સાહસકર્મ, an enterprise. [બાઝંબાઝા.

**બાથંબાથા, બાથંબાથી,** (સ્ત્રી) જુઓ

**બાથોડિયું,** (ન.) જુઓ **બાથ:** (૨) પ્રયાસ; an effort: (૩) વલખું; vain effort.

**બાદ,** (વિ.) બાકાત, કમ, excluded, rejected: (અ.) ત્યાર પછી, પછી, afterwards, then: **-બાકી,** (સ્ત્રી.) બાદ કરવાનાં ક્રિયા કે રીત; subtraction: (૨) શેષ રકમ; remainder.

**બાદલું,** (વિ.) બનાવટી, નકલી; artificial, spurious: (૨) ઓપ ચડાવેલું; polished: (૩) તકલાદી; frail.

**બાદલું,** (ન.) કસબના તારનું ગૂંચળું; a coil of gold or silver thread. (૨) કસબી સાડી; a saree embroidered with golden or silver threads.

**બાદશાહ,** (પુ.) સમ્રાટ, પાદશાહ; an emperor: **બાદશાહી,** (વિ.) બાદશાહનું કે એને લગતું; of, or pertaining to, an emperor: (૨) ભવ્ય, ઠાઠમાઠવાળું; grand, majestic, pompish. (૩) આપખુદ: absolute: (સ્ત્રી.) જુઓ **બાદશાહત.** (૨) અત્યંત સુખ અને સમૃદ્ધિ; great happiness and prosperity: **-ત,** (સ્ત્રી.) બાદશાહનાં પદ, સામ્રાજ્ય, વગેરે; the title, dignity and empire, etc. of an emperor

**બાદી,** (સ્ત્રી) અપચો, કબજિયાત, indigestion, dyspepsia.

**બાધ,** (પુ.) અવરોધ, અડચણ; a hindrance, an obstacle: (૨) પ્રતિબંધ; restriction, prohibition: (૩) વિરોધ; opposition: (૪) દોષ, પાપ; a fault, a sin: (૫) વ્યથા, પીડા; affliction, pain: **-ક,** (વિ.) બાધ કરનારુ; obstructing, restricting, etc.

**બાધા,** (સ્ત્રી.) પણ; a vow or pledge: (૨) આખડી, માનતા, a religious vow or resolution: (૩) વ્યથા, પીડા; affliction, pain: (૪) અડચણ, વિઘ્ન; an obstacle, hindrance.

**બાધિત,** (વિ.) પ્રતિબંધિત, restricted, forbidden: (૨) વ્યથિત, પીડિત; afflicted, troubled: (૩) અસ્વીકૃત, રદ થયેલું; rejected, annulled. [tire, whole.

**બાધું,** (વિ.) સઘળું, સળંગ, આખું; en-

**બાન,** (વિ.) બાયધરી કે જામીન તરીકેનું; as a security, bail or deposit: (ન.) જુઓ બાનું: (૨) જામીન; a surety, a bail.

**બાનાખત,** (ન.) બાનામાં આપેલી રકમનાં પહોચ કે ખત; a receipt or deed for earnest-money.

**બાની,** (સ્ત્રી) બોલવાની કે લખવાની ઢબ; mode of speech or writing: (૨) વાણી; speech.

**બાનુ, બાનૂ,** (સ્ત્રી.) સન્નારી; a madam.

**બાનું,** (ન.) કરાર પાલન, વ. માટે અગાઉથી ભરેલી રકમ; an earnest-money.

**બાપ,** (પું.) પિતા; father: (૨) વડીલ પુરુષ માટે સન્માનસૂચક શબ્દ; a term of respect for an elderly man.

**બાપડું,** (વિ.) ગરીબ, લાચાર, દીન, કંગાલ, poor, helpless, humble, wretched.

**બાપદાદા,** (પું. બ. વ.) પૂર્વજો; ancestors, forefathers

**બાપા,** (પું.) જુઓ **બાપ.**

**બાપીકું,** (વિ) પિતા કે પિતૃપક્ષનું; paternal: (૨) વારસાગત, inherited, hereditary: **બાપુ,** (પું.) જુઓ **બાપ**

**બાપૂકું,** (વિ.) જુઓ **બાપીકું**

**બાફ,** (પું.) બફારો, ધામ; sultry weather: (૨) પરસેવો; sweat, perspiration: (૩) વરાળ, steam, vapour: **-ણું,** (ન.) બાફીને પકવવું કે રાંધવું તે; cooking by boiling: (૨) એ રીતે રાધેલી વસ્તુ; a thing cooked in that way: (૩) ખરાબ રીતે રાધેલો કે બેસ્વાદ ખોરાક; badly cooked or

tasteless food: (૪) કાચી કેરીનું શાક; a dish of unripe mangoes: (૫) ગોટાળો, મોટી ભૂલ, બાફી મારવું તે, a foolish performance, a blunder: –વું, (સ. ક્રિ) ઉકાળીને રાંધવું; to cook by boiling: (૨) ગોટાળો કે મોટી ભૂલ કરવાં to commit a blunder.

**બાબત**, (સ્ત્રી.) વિષય, મુદ્દો, a subject, an issue: (૨) કામ, પ્રસંગ; an affair: (૩) વિગત, detail: (અ) ના સંદર્ભમાં, વિષે, with reference to, about, in the matter of

**બાબરાં**, (ન. બ વ) ઓળ્યા વિનાના, અસ્તવ્યસ્ત માથાના વાળ, uncombed, disorderly hair.

**બાબાગાડી**, (સ્ત્રી.) નાનાં બાળકોને બહાર લઈ જવા માટેની, માણસથી ચલાવાતી ગાડી; a go-cart, a hand-driven vehicle for babies [નકામું; inferior, useless.

**બાબાશાહી**, (વિ.) ઉતરતા દરજ્જાનું, હલકું,

**બાબો**, (પું.) (બાળભાષા) રોટલો; (children's language) bread: (૨) બાળક, a male child. [a bubo.

**બામલાઈ, બામલી**, (સ્ત્રી) બગલની ગાંઠ;

**બાયડ**, (વિ) જ્ઞાતિ, સમાજ, વ માંથી બહિષ્કૃત, excommunicated. [પેટામાં.

**બાયડી**, (સ્ત્રી.) જુઓ **બાઈડી**, 'બ.ઈ'ના

**બાયલું**, (વિ) કાયર; cowardly: (૨) ડરપોક, timid: (૩) પત્નીથી દબાયેલું; henpecked

**બાયું**, (ન) તબલાંની જોડમાંનું નાનું તબલું; the smaller one of a pair of tabalas.

**બાર**, (પું.) બંદૂક ફોડવી તે અથવા એનો અવાજ, the charge or report of a gun.

**બાર**, (ન.) દ્વાર, બારણું; an entrance, a door: (૨) આંગણું; a court-yard

**બાર**, (વિ.) '૧૨'; '12', twelve.

**બારકસ**, (ન.) માલવાહક જહાજ; a freight-ship (૨) મોટી, ભારે પરંતુ નકામી વસ્તુ; a big, heavy but useless thing.

**બારણું**, (ન.) દ્વાર, દરવાજો; a door, a gate.

**બારદાન**, (ન.) માલ ભરવાનું સાધન; means of packaging: (૨) એનું વજન; its weight.

**બારમું**, (વિ.) ક્રમમાં '૧૨'ની સંખ્યાનું સૂચક; twelfth: (ન.) માનવીના મૃત્યુ પછી બારમે દિવસે થતાં ધાર્મિકક્રિયા, સમૂહ-ભોજન, વ; religious rites, mass dinner, etc. performed on the twelfth day after a person's death.

**બારશ, બારસ**, (સ્ત્રી.) ચાંદ્રમાસની બંને પક્ષની બારમી તિથિ, the twelfth day of either of the fortnights of a lunar month. [frame of a door.

**બારસાખ**, (સ્ત્રી.) બારણાનું ચોકઠું; the

**બારાક્ષરી, બારાખડી**, (સ્ત્રી.) વ્યંજન સાથે દરેક સ્વરની સંધિથી થતા બાર અક્ષરોનો સમૂહ; a series of twelve letters formed by joining each of the twelve vowels with a consonant.

**બારી**, (સ્ત્રી.) હવાઉજાસ માટેનું નાનું બારણું; a window: (૨) છટકવાનું સાધન, મિષ, બહાનું; means of escape, a pretext.

**બારીક**, (વિ.) સૂક્ષ્મ; minute, subtle: (૨) ઝીણું; fine (૩) પાતળું; thin: (૪) અત્યંત નાના કદનું; fine in size: (૫) મહત્ત્વનું કટોકટીભર્યું; urgent, important, critical: **બારીકી, બારીકાઈ**, (સ્ત્રી.) બારીકપણું, fineness, subtlety, etc.

**બારું**, (ન.) બારણું; an entrance, a door: (૨) બંદરનો પ્રવેશમાર્ગ; an entrance to a port or harbour: (૩) છટકબારી; means of escape, a pretext.

**બારૈયો**, (પું.) એ નામની એક પછાત જાતિનો પુરુષ; a man of a backward caste so-named

**બારોટ**, (પું.) એ નામની એક જાતિ અથવા એ જાતિની વ્યક્તિ; a caste so-named or a person belonging to that caste.

**બારોબાર,** (અ ) સીધે સીધા, વચ્ચે કોઈ સ્થળે અટક્યા વિના; directly, without halting anywhere: (૨) પરબારુ. at other's cost, free of charge: (૩) બીજાનાં હુકમ અને સૂચનાની અવજ્ઞા કરીને; disregarding other's orders or suggestions.

**બારોબારિયું,** (વિ.) પોતાની ઇચ્છા મુજબ કરેલું; done according to one's [own will.

**બાલ,** (પું.) વાળ; hair.

**બાલ,** (વિ.) બાળકોનુ કે એમને લગતું, of or pertaining to children: (૨) બાલ્યાવસ્થાનું; growing, infantile: (પુ.) (ન.) બાળક: **–ક,** (પું ) નાની કુંમરનો છોકરો; a growing boy, a male child: (ન.) છોકરુ, a child: **બાલકબુદ્ધિ,** જુઓ **બાળકબુદ્ધિ.**

**બાલટી, બાલદી,** (સ્ત્રી.) ડોલ; a bucket.

**બાલા, બાલિકા,** (સ્ત્રી ) જુઓ **બાળા.**

**બાલિશ,** (વિ.) નાદાન, ભોળું; childish, simple-hearted. [પણ; childhood,

**બાલ્ય,** (ન.) **બાલ્યાવસ્થા,** (સ્ત્રી.) બચ-

**બાવટો,** (પું.) એક પ્રકારનુ હલકુ અનાજ; a kind of coarse grain.

**બાવડું,** (ન.). હાથનો ઉપરનો કોણી અને ખભા વચ્ચેનો ભાગ, the upper-arm.

**બાવન,** (વિ.) '૫૨'; '52', fifty-two.

**બાવરું,** (વિ.) ગભરાયેલું, બેબાકળું; confused, confounded. [a doll.

**બાવલું,** (ન.) પૂતળું; a statue: (૨) ઢીંગલું;

**બાવલું,** (ન.) જુઓ **બાઉલું.**

**બાવળ,** (પું ) એક પ્રકારનું કાંટાળુ ઝાડ; a kind of thorny tree

**બાવી,** (સ્ત્રી ) સાધુડી; a female mendicant, a nun: (૨) એ નામની જ્ઞાતિની સ્ત્રી: (૩)બાવાની પત્ની; wife of a mendicant.

**બાવીશ, બાવીસ,** (વિ.) '૨૨', '22', twenty-two.

**બાવું,** (ન ) કરોળિયાનું જાળું; a cobweb.

**બાવો,** (પુ.) સાધુ, ભિક્ષુક; a mendicant: (૨) એ નામની જ્ઞાતિનો પુરુષ.

**બાષ્પ,** (ન ) વરાળ; steam, vapour: (૨) ધુમ્મસ; fog, mist: (૩) આંસુ; a tear.

**બાષ્પીકરણ, બાષ્પીભવન,** (ન ) વરાળ કરવી કે થવી તે; evaporation.

**બાસઠ,** (વિ.) '૬૨'; '62', sixty-two.

**બાસમતી,** (પું. બ વ.) એક પ્રકારના ઊંચી જાતના ચોખા; a kind of high quality rice

**બાસુંદી, બાસૂદી,** (સ્ત્રી ) દૂધ અને ખાંડની એક ઘટ્ટ વાની, a kind of viscous article of food made of milk and sugar.

**બાસ્તો,** (પું ) એક પ્રકારનું બારીક સુતરાઉ કાપડ; a kind of fine cotton cloth.

**બાહિર, બાહીર,** (અ ) જુઓ **બહાર.**

**બાહુ,** (પું.) બાવડું, the upper-arm: (૨) હાથ; one of the hands: (૩) (ગણિત) આકૃતિની બાજુ, ભુજ, (maths) a side or arm of a figure.

**બાહુક,** (પુ.) વાનર, a monkey: (૨) કદરૂપો, બિહામણો માણસ; an ugly, frightful man. (૩) મૂઢ; an idiot.

**બાહુબળ,** (ન.) શારીરિક તાકાત; physical strength: (૨) પુરુષાર્થ; hard striving or efforts.

**બાહુલ્ય,** (ન.) અતિરેક, અધિકતા, an excess: (૨) વિપુલતા; abundance.

**બાહોશ,** (વિ.) ચાલાક, દક્ષ; skilful, expert: **બાહોશી,** (સ્ત્રી.) ચાલાકી, વ.; skilfulness, etc.

**બાળ,** (વિ.) (પું ) (ન.) જુઓ **બાલ: –ક,** (પું.) (ન.) જુઓ **બાલક: બાળકબુદ્ધિ,** (વિ.) (સ્ત્રી.) નાદાન, છોકરમત. ડહાપણનો અભાવ; childish, childishness, absence of wisdom: **–કી,** (સ્ત્રી.) સ્ત્રી બાળક, નાની છોકરી; a female child, a young girl: **–ગોપાળ,** (ન. બ. વ.) એક કુટુંબનાં બાળકો; children of a family: **–પણ, –પણું,** (ન ) બચપણ; childhood, infancy:

**-પોથી,** (સ્ત્રી.) બાળકો માટેનું પ્રાથમિક પુસ્તક; a primer: **-બચ્ચાં,** (ન. બ. વ.) જુઓ **બાળગોપાળ: -બોધ,** (વિ.) બાળકોને સહેલાઈથી સમજાય એવું, easily understood by children: (સ્ત્રી.) દેવનાગરી લિપિ; the Devnagari script: **-ભાષા,** (સ્ત્રી.) બાળકોની ભાષા; children's language: **-મંદિર,** (ન.) બાળકો માટેની શાળા; an infant school, a nursery: **-લગ્ન,** (ન.) બચપણમાં થયેલું લગ્ન; a child-marriage: **-વિધવા,** (સ્ત્રી.) a child-widow.

**બાળવું,** (સ. ક્રિ.) બળે એમ કરવું, સળગાવવું; to burn, to kindle.

**બાળા,** (સ્ત્રી.) ઉછરતી છોકરી; a growing girl: (૨) કુમારિકા, યુવતી, a young virgin or girl.

**બાળુંભોળું,** (વિ.) નાદાન અને ભોળું; childish and simple hearted.

**બાળોતિયું,** (ન.) ઝાડાપેશાબના ગંદવાડથી રક્ષણ માટે ધાવણા બાળક નીચે રખાતું કપડું; a piece of cloth kept under a suckling as a protection against the dirtiness of excrement.

**બાંકડો, બાંક,** (પુ.) બેસવા માટેની, પાયાવાળી લાંબી પાટલી; a bench.

**બાંકું,** (વિ.) વરણાગિયું, foppish: (૨) સુંદર, ફાંકડું; handsome, graceful: (૩) તરંગી, whimsical: (૪) સાહસિક, daring (૫) (કામ, વ.) નાજુક; (work, etc.) delicate.

**બાંગ,** (સ્ત્રી.) મુસલમાનો માટે નમાજનો સમય સૂચવવા માટેનો પોકાર; a shouting call to Muslims, suggesting the time for prayer: (૨) લાંબી, મોટી બૂમ; a prolonged loud shout.

**બાંગડ,** (ત્રિ.) લુચ્ચું, પ્રપંચી; cunning, artful: (૨) ધૂની; whimsical: (૩) સાહસિક; daring.

**બાંટ,** (પું.)(ન.) જુઓ **બાટ.**

**બાંટ,** (ન.) એક પ્રકારનું સ્ત્રીઓ માટેનું રેશમી વસ્ત્ર; a kind of silk garment for women.

**બાંઠ,** (વિ.) જાડું અને ઠીંગણું; fat and dwarfish.

**બાંડિયું,** (વિ.) જુઓ **બાંડું:** (ન.) અડધી બાયનું પહેરણ; a short-sleeved shirt.

**બાંડું,** (ત્રિ.) (પશુ, વ.) પૂંછડી વિનાનું, (beasts, etc.) tailless: (૨) અવયવની ખામીથી બેડોળ; ugly because of loss of a limb: (૩) (શસ્ત્ર) ખુલ્લું, મ્યાન વિનાનું; (weapon) open, unsheathed.

**બાંદી,** (સ્ત્રી.) દાસી, નોકરડી; a female attendant: (૨) ગુલામડી; female slave.

**બાંધ,** (પું.) બંધ, પાળ; a dam, an embankment: **-કામ,** (ન.) રચના, ચણતર કામ; construction, building work: **-છોડ,** (સ્ત્રી.) બંને પક્ષે છૂટછાટ મૂકીને કરેલું સમાધાન; a compromise effected by concessions by both the sides: **-ણ,** (ન.) બાંધવું તે, a binding or fastening: (૨) બાંધવાનું સાધન; means of tying or binding: (૩) બંધન; a bondage: (૪) પકડ, ગાંઠ; a grip, a knot: **-ણી,** (સ્ત્રી.) રચવાની કે બાંધવાની રીત; the mode of constructing, building, etc.: (૨) રચના; construction: (૩) વિવિધ રંગનાં ટપકાંથી સાડલા, વ. રંગવાની રીત; the mode of dyeing saris with dots of various colours: (૪) એવો સાડલો, વ.; such sari, etc

**બાંધવ,** (પું.) જુઓ **બંધુ.**

**બાંધવું,** (સ. ક્રિ.) દોરી, કાપડ, વ.ના બંધ વડે લપેટવું કે એકત્રિત કરવું; to tie, to fasten, to bind, to package, to wrap: (૨) રચવું, બાંધકામ કરવું, to construct, to build: (૩) નિયંત્રણ કરવું, મર્યાદા કે બંધનમાં મૂકવું કે રાખવું; to restrict, to control, to limit, to bind: (૪) બનાવવું, નિર્માણ કરવું,

અસ્તિત્વમાં લાવવું, ઊભું કરવુ; to make, to create, to erect: (૫) મનોવ્યાપાર કરવો; to undertake mental activities: (૬) ઠરાવવું, નક્કી કરવું; to decide, to fix.

**બાંધી દડીનુ**, (વિ.) ઠીંગણું અને મજબૂત બાંધાનું; dwarfish and strongly built.

**બાંધીમૂઠી**, (સ્ત્રી.) સચવાઈ રહેલાં મોભો કે પ્રતિષ્ઠા, preserved status, credit or reputation.

**બાંધો**, (પું.) શારીરિક બંધારણ, કાઠું; physical constitution or frame: (૨) રચના અથવા રચનાનો પ્રકાર; construction, composition or their mode: (૩) બંધન; a fastening, a bond, a bondage: (૪) ભારો, જૂડી; a bundle of things fastened together.

**બાંય**, (સ્ત્રી.) પોશાકનો હાથને ઢાંકતો ભાગ; a sleeve: (૨) હાથ; one of the hands: (૩) ટેકો, મદદ; support, help: **–ધરી**, (સ્ત્રી.) જામીનગીરી; security, [surety.

**બિગાડ**, (પું.) જુઓ **બગાડ**.

**બિચારું**, (વિ.) દુઃખી; miserable: (૨) લાચાર: helpless.

**બિછાનું**, (ન.) પથારી, પાથરણું; a bed, a mattress, a carpet, etc.

**બીછાવવું**, (સ. ક્રિ.) પાથરવું; to spread, to lay open [kind of sour fruit.

**બિજોરું**, (ન.) એક પ્રકારનું ખાટું ફળ; a

**બિન**, (અ.) વિના, થી રહિત; without, bereft of. [inexperienced.

**બિનઅનુભવી**, (વિ.) અનુભવ વિનાનું;

**બિનજરૂરી**, (વિ.) જરૂર વિનાનું, unnecessary: (૨) નકામું, useless.

**બિનરોજગાર, બિનરોજગારી**, (વિ.) બેકાર; unemployed: **બિનરોજગાર**, (ન.) **બિનરોજગારી**, (સ્ત્રી.) બેકારી; unemployment.

**બિનશરતી**, (વિ.) કોઈ પણ શરત કે બંધન વિનાનું; unconditional: **બિનશરતે**, (અ.) unconditionally.

**બિના**, (સ્ત્રી.) જુઓ **બીના**.

**બિયાબાન**, (ન.) ઉજ્જડ પ્રદેશ; a barren region: (૨) રણ; a desert.

**બિયાબારું**, (ન.) વૈમનસ્ય; કુમેળ, અણબનાવ; enmity, discord. [for sowing.

**બિયારું**, (ન.) વાવણી માટેનાં બી; seeds

**બિયું**, (ન.) બીજ, બી; a seed.

**બિરદ**, (ન.) ટેક, પ્રતિજ્ઞા; a solemn pledge, a vow: (૨) નામના, યશ; renown, glory: (૩) સ્તુતિકથા કે કાવ્ય; a eulogistic story or song

**બિરદાઈ**, (સ્ત્રી.) પ્રતિજ્ઞાપાલન માટેની મક્કમતા, firmness of sticking to one's promise or vow: (૨) (પું.) ચારણ, ભાટ; a bard a minstrel.

**બિરદાવલિ, બિરદાવલી, બિરદાવળિ, બિરદાવળી**, (સ્ત્રી.) જુઓ **બિરદ**.

**બિરયાની**, (સ્ત્રી.) એક પ્રકારની મુસલમાનોની વાની; a kind of article of food of the Muslims.

**બિરંજ**, (પું.) ભાતની મીઠી વાની, sweet dish of rice.

**બિરાજવું**, (અ. ક્રિ.) ગૌરવપૂર્વક શોભવું કે બેસવુ; to shine or sit gloriously.

**બિરાદર**, (પું.) ભાઈ; a brother: (૨) મિત્ર; a friend: (૩) સાથી; a companion: **બિરાદરી**, (સ્ત્રી.) ભાઈચારો; brotherhood: (૨) સમાજ, જમાત; a community. [a nickname.

**બિરુદ**, (ન.) જુઓ **બિરદ**: (૨) ઉપનામ;

**બિલકુલ**, (અ.) (નકારાત્મક વિધાનમાં) લેશમાત્ર; (in a negative statement) in the least, at all (૨) સર્વથા, તદ્દન; wholly, utterly, quite, downright.

**બિલાડી**, (સ્ત્રી.) મીંદડી; a she-cat: (૨) જળાશયમાં પડી ગયેલ વાસણ, વ. કાઢવાનું લંગર જેવું સાધન; an anchor-like instrument for dragging out a vessel, etc. fallen into a waterform: **બિલાડું**, (ન.) મીંદડું; a cat:

**બિલાડો**, (પું.) મીંદડો; a male-cat: (૨) મોટું મીંદડું, a big cat.
**બિલોર**, (પું.) પાસાદાર કાચ; crystal glass: **બિલોરી**, (વિ.) એવા કાચનું બનેલું.
**બિલ્લી**, (સ્ત્રી.) જુઓ **બિલાડી**.
**બિલ્લું**, (ન.) ઓરડા વ.ના વિભાગ પાડવા માટેની દીવાલ; a partition-wall.
**બિલ્લો**, (પું.) હોદ્દો, વ. સૂચક ચાંદ કે ચિહ્ન; a badge: (૨) ઇનામ, વ. માટેનો ચંદ્રક; a medal.
**બિવડાવવું**, **બિવરાવવું**, (સ. ક્રિ.) ભય પમાડવો; to frighten.
**બિસમાર**, (વિ.) ઉપેક્ષિત; disregarded: (૨) વિસ્મૃત, forgotten.
**બિસાત**, (સ્ત્રી.) જુઓ **વિસાત**.
**બિહામણું**, (વિ.) ભયંકર; frightful, terrible.
**બિહારી**, (વિ.) જુઓ **વિહારી**, વિહારના પેટામાં.
**બિંદી**, (સ્ત્રી.) ટપકા જેવો નાનો ચાંદલો; an ornamental dot on the forehead: (૨) અનુસ્વારનું બિંદુ, the dot suggesting a nasal sound.
**બિંદુ**, (ન.) ટીપું; a drop: (૨) ટપકું; a dot: (૩) શૂન્ય, મીંડું; cipher, zero.
**બિંબ**, (ન.) પ્રતિબિંબિત વસ્તુ; a thing reflected: (૨) સૂર્ય અથવા ચંદ્રનું કૂંડાળું; the disk of the sun or the moon: (૩) પ્રતિમા, પ્રતિબિંબ; an image, a reflection: (૪) છાયા; a shadow.
**બી**, (ન.) બીજ, બિયું; a seed: (૨) મૂળ; a source, root or origin.
**બીક**, (સ્ત્રી.) ભય, ડર, fear, fright, dread: **–ણ**, (વિ.) ડરપોક; timid.
**બીચ**, (અ.) વચ્ચે, amidst, between.
**બીચારું**, (વિ.) જુઓ **બિચારું**.
**બીજ**, (સ્ત્રી.) ચંદ્રમાસની બન્ને પક્ષની બીજી તિથિ; the second day of either of the fortnights of a lunar month: (૨) સુદ બીજનો ચંદ્ર; the crescent of the new moon.
**બીજ**, (ન.) બિયું; a seed: (૨) પ્રજનનના સાધન તરીકે શુક્રનું બિંદુ; a drop of semen as a generating agent: (૩) સંતતિ, ઓલાદ; progeny: (૪) વર્ણમાળાનો અક્ષર, a letter of an alphabet: (૫) સાહિત્યકૃતિનું મૂળ; the source of a literary piece: **–ક**, (ન.) ભરતિયું; an invoice: **–કોશ**, **–કોષ**, (પું.) બીજની કોથળી; a cell of seeds or generating germs: **–ગણિત**, (ન.) અક્ષરગણિત, algebra.
**બીજવર**, (પું.) બીજું લગ્ન કરનાર પુરૂષ; a man marrying for the second time.
**બીજું**, (વિ.) ક્રમમા '૨'ની સંખ્યાનું સૂચક; second: (૨) વધારાનું; additional: (૩) ભિન્ન; different: (અ.) તદુપરાંત, વળી; moreover: (૨) વધારામાં; additionally.
**બીડ**, (ન.) ચરાણ, ઘાસવાળો ભૂભાગ; a pasture, a meadow.
**બીડ**, (ન.) કાચું લોઢું; pig-iron
**બીડવું**, (સ ક્રિ.) બંધ કરવું; to shut up, to close. (૨) પરબીડિયા, વ.માં મૂકવું કે બંધ કરવું; to envelop, to pack: (૩) લપેટવું; to wrap
**બીડી**, (સ્ત્રી.) નાગરવેલના પાનનો નાનો વીંટો; a roll of betel-leaf: (૨) તમાકુ, વ.ની બીડી; an indigenous cigar: **બીડું**, (ન.) પાનનો મોટો વીંટો: (૨) આહ્વાન; a challenge.
**બીન**, (ન.) (સ્ત્રી.) તંતુવાદ્ય; stringed musical instrument.
**બીનવું**, (અ. ક્રિ.) જુઓ **બીવું**.
**બીના**, (સ્ત્રી.) હકીકત; a fact, a true account: (૨) સાચાં બાતમી કે ખબર; true information or news: (૩) પ્રસંગ; an event: (૪) વિગત; a detail: (૫) સંજોગ; a circumstance.
**બીબી**, (સ્ત્રી.) (મુસ્લિમ) સ્ત્રી, નારી; (Muslim) a woman: (૨) પત્ની; a wife: (૩) કુળવાન સ્ત્રી; a woman of a noble family.

**બીબું**, (ન.) ઢાળકામ માટેનું ચોકઠું; a die or mould: (૨) ચિત્ર, વ. છાપવા માટેનું એવું ચોકઠું; a printing block: (૩) એવો સીસામાં કોતરેલો અક્ષર; a type: (૪) છાપ, નકલ, નમૂનો, an impression, a copy.

**બીભત્સ**, (વિ.) જુગુપ્સાપ્રેરક; disgusting, repulsive: (૨) ઘોર, ભયંકર; hideous, frightful. [(સ્ત્રી.) માંદગી; sickness.

**બીમાર**, (વિ.) માંદું; sick: **બીમારી**,

**બીલી**, (સ્ત્રી.) એક પ્રકારનું પવિત્ર ઝાડ; a kind of sacred tree: **-પત્ર**, (ન.) એનું પાન: **બીલું**, (ન.) એનું ફળ.

**બીવું**, (અ. ક્રિ.) ભય લાગવો, ડરવું; to fear, to dread.

**બુકાટવું**, (સ. ક્રિ.) ફાકવું, મોટા કોળિયે ખાવું; to eat with big mouthfuls: (૨) ઉતાવળે ખાવું; to eat hastily.

**બુકાની**, (સ્ત્રી.) દાઢી અને ગાલને ઢાંકતું, ચહેરા ફરતું બાંધેલું કપડું, a piece of cloth tied round the face, covering the chin and cheeks.

**બુકકો**, (પું.) સૂકા ખોરાક, ઔષધ, વ.નો ફાકો કે કોળિયો; a mouthful of dry food, medicine, etc

**બુખાર**, (પું.) તાવ, જ્વર; fever.

**બુઝારું**, (ન.) પાણીના ગોળા, વ. માટેનું ધાતુનું ઢાંકણ; a metallic lid for a water-pot.

**બુઝાવવું**, (સ ક્રિ) જુઓ **બૂઝવવું**.

**બુઝુર્ગ**, (વિ.) વયોવૃદ્ધ; very aged, old: (૨) અનુભવી, માનનીય અને વૃદ્ધ; experienced, venerable and old: **બુઝુર્ગી**, (સ્ત્રી.) વૃદ્ધાવસ્થા; oldage

**બુટ્ટાદાર**, (વિ.) ભરતની વિવિધ આકૃતિઓવાળું;embroidered in various designs.

**બુટ્ટી**, (સ્ત્રી.) નાનો બુટ્ટો, જુઓ **બુટ્ટો**.

**બુટ્ટી**, (સ્ત્રી.) અસાધારણ ગુણવાળી વનસ્પતિ; a miraculous herb: (૨) રામબાણ ઇલાજ; an unfailing cure: (૩) મુત્સદ્દી, મીંઢું માણસ;a shrewd person whose ideas or sentiments are inscrutable.

**બુટ્ટી**, (સ્ત્રી) જુઓ **બૂટ** અને **બૂટિયું**.

**બુટ્ટો**, (પું.) ભરતકામની આકૃતિ, an embroidered design or figure: (૨) ધૂન, તરંગ; a whim, a fancy.

**બુઠ્ઠું**, (વિ.) ધાર કે અણી વિનાનું; blunt, blunted at the edge or at the end: (૨) જાડી બુદ્ધિનું, લાગણીહીન; blunt (witted), cold-blooded.

**બુડથલ**,(વિ.) મૂઢ, બેવકૂફ; idiotic, stupid: (૨) રોચું; rustic, uncivilized.

**બુડાડવું, બુડાવવું**, (સ. ક્રિ.) પ્રવાહીની સપાટી નીચે લઈ જવું, બૂડે એમ કરવું; to sink, to drown: (૨) (હક, વ.) પચાવી પાડવું; to usurp (a right, etc.). (૩) દેવું, વ ભરપાઈ કરવામાં નિષ્ફળ જવું; to fail to pay a debt, etc.

**બુઢાપો**, (પું.) વૃદ્ધાવસ્થા; oldage.

**બુઢ્ઢું**, (વિ.) જુઓ **બૂઢું**. [image

**બુત**, (ન.) મૂર્તિ, પ્રતિમા; an idol, an

**બુતાનું**, (ન.) **બુતાનો**, (પું.) પાઘડી બનાવવા માટેનું ચીથરું; a rag used in making a turban

**બુદબુદ**, (પુ.) પરપોટો; a bubble.

**બુદ્ધ**, (વિ.) જ્ઞાનનો પ્રકાશ પામેલું; enlightened: (૨) જાગૃતિ પામેલું; awakened: (૩) વિવેકી, ડાહ્યું; discreet, wise: (પું.) ભગવાન બુદ્ધ; Lord Buddha.

**બુદ્ધ**, (સ્ત્રી.) જુઓ **બુદ્ધિ**.

**બુદ્ધિ**, (સ્ત્રી.) જાણવું, સમજવું, વ. માટેની માનસિક શક્તિ; the faculty for knowing or understanding, perception: (૨) જ્ઞાન, સમજ; knowledge, understanding (૩) અક્કલ; sense, intellect: (૪) ડહાપણ, વિવેક; wisdom, discretion: (૫) વિચાર, ખ્યાલ; thought, idea, conception: **-ગમ્ય, -ગ્રાહ્ય**, (વિ.) બુદ્ધિથી સમજી શકાય એવું, ઇન્દ્રિયગોચર, intelligible, percepti-

ble: (૨) સ્પષ્ટ, તર્ક પર આધારિત, વાજબી, વજૂદવાળું; clear, reasonable logical: –પૂર્વક, (અ.) વિચારપૂર્વક, યોગ્ય સમજણથી, thoughtfully, with proper understanding: (૨) હેતુપૂર્વક, જાણીબૂઝીને; intentionally, wilfully: –બલ, બળ, (સ્ત્રી.) સમજશક્તિ, ગ્રહણ-શક્તિ; the power of faculty or perception: (૨) શેતરંજની રમત; the game of chess: –ભ્રમ, (પું.) બુદ્ધિની વિકૃતિ, deformity of the mind or intellect: –મત્તા, (સ્ત્રી.) –મત્ત્વ, (ન.) ઉચ્ચ પ્રકારની સમજશક્તિ હોવાપણું; higher faculty or intellect:–માન, –શાળી, (વિ) બુદ્ધિમત્તાવાળું; highly intelligent· –હીન, (વિ.) મૂઢ, મૂર્ખ; idiotic, foolish.

બુદ્બુદ, (પું.) જુઓ બુદબુદ.

બુધ, (વિ.) અત્યંત બુદ્ધિશાળી; highly intelligent: (૨) જ્ઞાની, વિદ્વાન; enlightened, learned: (૩) વિવેકી, ડાહ્યું; discreet, wise: (પું.) એ નામનો ગ્રહ; the planet mercury: (૨) વિદ્વાન, જ્ઞાની કે વિવેકી માણસ, a learned, enlightened or wise man:–વાર,(પું.) Wednesday.

બુનિયાદ, (સ્ત્રી.) પાયો, મૂળ; a foundation, an origin, a root: બુનિયાદી, (વિ) પાયાનું, મૂળભૂત, basic, fundamental, original.

બુભુક્ષા, (સ્ત્રી) ભૂખ; hunger: (૨) તીવ્ર ઇચ્છા, an ardent desire: (૩) ભોગેચ્છા; yearning for sensual enjoyment.

બુમરાણ, (ન.) બૂમબરાડા કે સામુદાયિક ફરિયાદ; rowdyism, loud shouts or a mass complain.

બુમાટ, (સ્ત્રી ) (ન.) બૂમ; a shout: (૨) પોકાર, મોટા અવાજે કરેલી ફરિયાદ; a loud complain બુમાટો, (પું ) બુમાટ.

બુરખો, (પુ.) ચહેરો ઢાંકવાનું કે છુપાવવાનું સાધન, મુખવટો; a mask: (૨) પડદો પાળતી સ્ત્રીઓ માટેનું શરીરનું ઢાંકણું; a complete veil for women observing 'Purdah'.

બુરજ, (પું.) તોપમારો કરવા માટેનું કિલ્લાના મથાળા પરનું ચણતરકામ; structure at the top of a fortress from where cannons are discharged: (૨) પુસ્તો, બંધ, ટક્કો; a dam, a protective wall against a water-form.

બુલબુલ, (ન.) એક પ્રકારનું મધુર અવાજવાળું નાનું પક્ષી; a nightingale.

બુલંદ, (વિ.) ભવ્ય; grand: (૨) ઉચ્ચ ગુણ કે કક્ષાનું; of high quality or order: (૩) (અવાજ) મોટો અને ઘેરો; (of sound) loud and deep.

બુસટિયો, (પું.) જુઓ બૂસટ.

બુંદ, (ન.) ટીપું; a drop.

બુંદ, (પું.) જેમાંથી કોફી બને છે એ બિયું; a (coffee) bean.

બૂ, (સ્ત્રી.) ગંધ, વાસ; odour, smell.

બૂકડો, બુક, (પું.) જુઓ બુકડો.

બૂકવું, (સ. ક્રિ.) જુઓ બુકાટવું.

બૂચ, (પું.)(ન.) ડાટો;a cork, a stopper: (૨) એક પ્રકારનું ઝાડ જેમાંથી બાટલી, વ. ના ડાટા બને છે; a kind of tree from which bottle corks, etc. are made.

બૂચી, (સ્ત્રી.) છોકરી; a girl.

બૂચું, બૂચિયું, (વિ.) ચીબું, ચપટા નાકવાળું; snub, flat-nosed: (૨) (અવયવ, વ.) અડવું; (limb, etc.) unornamented.

બૂચો, (પું.) છોકરો; a boy.

બૂજ, (સ્ત્રી.) મૂલ્યાંકન, કદર; reckoning, valuation, appreciation: –વું, (સ. ક્રિ.) મૂલ્યાંકન કે કદર કરવાં; to evaluate, to appreciate.

બૂજવવું, (સ. ક્રિ.) અગ્નિ ઠારવો, ઓલવવું; to extinguish.

બૂટ, (સ્ત્રી.) કાનના નીચેના ભાગની લબડતી ચામડી, lobe of the ear: બૂટિયું, (ન.) એને માટેનું ઘરેણું.

**બૂઠું**, (વિ.) જુઓ **બુઠ્ઠું**.
**બૂઢું, બૂઢિયું**, (વિ.) વયોવૃદ્ધ, old in age.
**બૂધ**, (સ્ત્રી.) જુઓ **બુદ્ધિ** [thickstaff.
**બૂધું**, (ન.) દંડકો, ડફણું; a club, a short
**બૂમ**, (સ્ત્રી.) બરાડો, ધાટો, a shout, a loud cry: (૨) અફવા; a rumour: (૩) પોકાર; a collective complain.
**બૂમલું**, (ન.) એક પ્રકારની માછલી; a kind of fish.
**બૂરવું**, (સ. ક્રિ.) પોલાણ, વ. ભરી દેવાં કે પૂરવા, to fill up a hollow, etc.
**બૂરાઈ, બૂરાશ**, (સ્ત્રી.) દુષ્ટતા; wickedness: (૨) વૈમનસ્ય, અણબનાવ; enmity, discord: (૩) દુર્ભાગ્ય; misfortune.
**બૂરુ**, (ન.) દળેલી, શુદ્ધ ખાંડ, ground, pure sugar. [inauspicious, wicked.
**બૂરું**, (વિ.) ખરાબ, અશુભ દુષ્ટ; bad,
**બૂસટ, બૂસઠ**, (સ્ત્રી.) સીમંતનો એક વિધિ જેમાં દિયર સીમંતિની ગાલ પર હળવો તમાચો મારે છે; a rite performed during the celebration of the first pregnancy in which the husband's younger brother gives a light slap to his pregnant sister-in-law: **બુસટિયો**, (પુ.) (ઉપરોક્ત વિધિ પરથી) દિયર. [a dunce.
**બુહો**, (પું.) મૂઢ કે મૂર્ખ; an idiot,
**બૂંગિયો**, (પું.) આકસ્મિક કટોકટીના સમયે લોકોને શૂરાતન ચડાવવા માટે વગાડવામા આવતો ઢોલ; the beating of a drum with a view to stimulating people's heroism during an accidental crisis.
**બૃહત**, (વિ.) મોટું, વિશાળ; big, great, extensive: (૨) સાંસ્કૃતિક સીમાઓને આવરી લેતું (પ્રદેશ, દેશ, વ.); (region, country, etc.) greater, covering or extending upto cultural frontiers.
**બૃહસ્પતિ**, (પું.) દેવોના ગુરુ; the preceptor of Gods: (૨) એ નામનો ગ્રહ; the planet Jupiter: **–વાર**, (પું.) Thursday.
**બે**, (વિ) '૨'; '2', two.
**બે**, (અ.) સમાસમાં 'વિનાનુ,' 'રહિત' એવો અર્થ સૂચવતો પૂર્વગ; a prefix suggesting 'absence' or 'lack,' or 'want' in compounds.
**બેઅક્કલ**, (વિ.) મૂઢ, મૂર્ખ; idiotic, foolish. [rude, impolite.
**બેઅદબ**, (વિ.) ઉદ્ધત, અવિવેકી, અસભ્ય;
**બેઆબરૂ, બેઈજ્જતી**, (સ્ત્રી.) અપકીર્તિ, લાંછન; disgrace, disrepute, stigma.
**બેઈમાન**, (વિ.) વિશ્વાસઘાતી; faithless: (૨) અપ્રામાણિક; dishonest: (૩) નાસ્તિક; atheistic: (૪) નિમકહરામ, કૃતઘ્ન; ungrateful: **બેઈમાની**, (સ્ત્રી.) વિશ્વાસઘાત, વ; faithlessness, etc
**બેઉ**, (વિ.) બંને, both.
**બેકદર**, (વિ.) કદર ન કરવાની વૃત્તિ કે શક્તિ; incapable of appreciating, unappreciative. [નિર્દોષ; innocent.
**બેકસૂર**, (વિ.) દોષરહિત; faultless (૨)
**બેકાર**, (વિ.) કામધંધારહિત; unemployed: (૨) નિષ્ક્રિય, નવરું; inactive, idle: (૩) નકામું, બિનઅસરકારક; useless, ineffective: **બેકારી**, (સ્ત્રી.) કામધંધાનો અભાવ; unemployment, forced inactivity.
**બેકી**, (વિ.) (સ્ત્રી) બેથી ભાગી શકાય એવી (સંખ્યા); (an) even (number): (સ્ત્રી.) જોડ, જોડી, a pair.
**બેખબર**, (વિ.) અજાણ, બિનવાકેફ; uninformed, ignorant.
**બેગમ**, (સ્ત્રી.) (મુસ્લિમ) રાણી; (Muslim) a queen: (૨) ઉચ્ચ દરજ્જાની સ્ત્રી; a woman of high rank.
**બેગરજ, બેગરજાઉ, બેગરજુ**, (વિ.) ગરજ વિનાનું, નિસ્વાર્થ; not needy, unselfish, disinterested: (૨) લાલચ વિનાનું; uncovetous.

**બેગાર**, (પું.) (સ્ત્રી.) વેઠ; drudgery, forced, unremunerative labour: **બેગારી**, (પું.) વેઠિયો, મજૂર; a forced labourer, a labourer.

**બેગુના, બેગુનાહ**, (વિ.) નિર્દોષ; innocent, guiltless.

**બેચેન**, (વિ.) જંપરહિત, અસ્વસ્થ; restless, indisposed: (૨) ખિન્ન; dejected.

**બેજાર**, (વિ.) કંટાળેલું; weary, tired: (૨) મૂઝાયેલું; puzzled.

**બેટ**, (પું.) દ્વીપ, an island.

**બેટી**, (સ્ત્રી.) દીકરી; a daughter.

**બેટો**, (પું.) દીકરો; a son.

**બેઠક**, (સ્ત્રી.) બેસવું તે: (૨) આસન; a seat: (૩) દીવાનખાનું; a drawing room: (૪) સલ્યો, વ.ની સભા; a meeting: (૫) અધિવેશન, a session: (૬) જુઓ **બેસણી**.

**બેઠાડુ, બેઠાગરું**, (વિ.) નિષ્ક્રિય, inactive: (૨) બેકાર; unemployed.

**બેઠાબેઠ**, (સ્ત્રી) નિષ્ક્રિયતા, બેકારી; inactivity, unemployment: (૨) નફો-નુકસાન ન હોય એવી સ્થિતિ; the state of being at par: (અ.) નિષ્ક્રિય કે બેકાર સ્થિતિમાં; in an inactive or unemployed state.

**બેઠાબેઠી**, (સ્ત્રી.) બેઠાબેઠ.

**બેઠી**, (સ્ત્રી.) માર્મિક કે ક્રૂર મશ્કરી; a subtle or cruel joke.

**બેઠું**, (વિ.) બેઠેલું; seated: (૨) નિષ્ક્રિય; inactive· (૩) શાંત, peaceful, tranquil· (૪) નીચા કદનું, ઠીંગણું; short in stature, dwarfish: (૫) શાંતિપૂર્વક, ધમાલ કે ધાંધલ વિના કરેલું; done or performed peacefully: (૬) કામ કર્યા વિના મળતું (પગાર-આવક, વ.), received without rendering any service (remuneration, income, etc.)

**બેડલી**, (સ્ત્રી.) હોડી, મછવો, a boat.

**બેડશી, બેડસી**, (સ્ત્રી.) મિથ્યાભિમાન; vain pride: (૨) દુંપદ; egotism.

**બેડચું**, (ન.) આંબા પરથી કેરીઓ પાડવાની જાળીદાર ઝોળી; a gauzy bag for collecting mangoes from the tree

**બેડિયું**, (ન.) બે બળદનું ગાડું; a two-bullock-cart: (૨) એવા ગાડામાં સમાય એટલા અર્થાત્ આશરે બત્રીસ મણનું વજનનું માપ.

**બેડી**, (સ્ત્રી.) જંજીર, હાથકડી; chains, fetters, shackles: (૨) બંધન; bondage, captivity: (૩) ઉપાધિ; trouble· (૪) મના, પ્રતિબંધ, અડચણ, restriction, hindrance: (૫) પગનું રૂપાનું ઘરેણું; silver anklet.

**બેડું**, (ન.) ઘડા અને હાંડાની જોડ, ઉતરડ; a pair of water-pots.

**બેડો**, (પું.) વહાણ; a ship· (૨) નૌકાકાફલો; an armada.

**બેડોળ**, (વિ.) કઢંગા આકારનું, કદરૂપું; misshaped, ugly.

**બેઢંગું, બેઢંગ**, (વિ) અવ્યવસ્થિત, ઢંગધડા વિનાનું; disorderly, misshaped: (૨) વિસંવાદી, વિસંગત; discordant, inconsistent.

**બેત**, (પું.) લાગ, મોખ; suitable time or opportunity: (૨) યુક્તિ, દાવપેચ; a trick, a stratagem, a plot: (૩) હેતુ, મનસૂબો; intention, aim.

**બેત**, (પું.) નેતર, નેતરની સોટી; cane, a cane-stick.

**બેત**, (સ્ત્રી) ફારસી દુહો; a Persian couplet.

**બેતકસીર**, (વિ) નિર્દોષ, innocent

**બેતમા**, (વિ.) બેદરકાર; careless: (૨) બેફિકર, મસ્ત, ઉપેક્ષાવૃત્તિવાળું; unworried, disregardful, self-satisfied.

**બેતાલ, બેતાલું**, (વિ) વિસંવાદી, તાલરહિત, discordant, unrythmical.

**બેતાળાં**, (ન. બ. વ) આશરે બેતાળીસ

વર્ષની ઉંમરે વાચન, વ. માટેની આંખની ઝાંખપ; short-sightedness, dimness of the eyes at about the age of forty-two: (૨) એને માટેના ચશ્મા; spectacles for that defect.

**બેતાળીસ,** (વિ) '૪૨'; '42', forty-two.

**બેદરકાર,** (વિ.) કાળજી વિનાનું; careless: **બેદરકારી,** (સ્ત્રી) carelessness.

**બેદર્દ,** (વિ) લાગણીહીન, પાષાણહૃદય, નિષ્ઠુર; unfeeling, hard-hearted, pitiless.

**બેદર્દી,** (સ્ત્રી.) નિષ્ઠુરતા; hard-heartedness.

**બેદિલ,** (વિ.) ખિન્ન, નાખુશ; dejected, displeased. ન: અણબનાવ; discord.

**બેદિલી,** (સ્ત્રી.) dejection: (૨) કુમેળ,

**બેદું,** (ન.) ઈંડું; an egg.

**બેધડક,** (અ.) નીડરતાથી, સાહસવૃત્તિથી, અચકાયા વિના; dauntlessly, daringly, unhesitatingly: (૨) પડકાર કે આહ્વાન કરીને; challengingly.

**બેધારું,** (વિ.) બે બાજુ ધારવાળું; double-edged: (૨) દ્વિઅર્થી, અનિશ્ચિત, having double meaning, equivocal, uncertain.

**બેધ્યાન,** (વિ) બેદરકાર, બરાબર ધ્યાન ન આપતું, ગાફેલ; careless, inattentive, inadvertent.

**બેનમૂન,** (વિ) અજોડ, ઉત્તમ; unparalleled, best.

**બેપગું,** (વિ.) બે પગવાળું; two-footed, biped.

**બેપરવા,** (વિ.) જુઓ **બેતમા.**

**બેફાક, બેફાગ, બેફાટ,** (વિ.) (અ) નિર્લજ્જ નિર્લજ્જપણે; shameless, shamelessly: (૨) છડેચોક; open, openly, challengingly. (૩) અમર્યાદ; limitlessly: (૪) અત્યંત વેગથી; very swiftly.

**બેફામ,** (વિ) જુઓ **બેધ્યાન.**

**બેફિકર,** (વિ) જુઓ **બેતમા.**

**બેબાકળું,** (વિ.) ગભરાયેલું, બાવરું; puzzled, agitated and perplexed.

**બેભાન,** (વિ.) બેશુદ્ધ; unconscious.

**બેરખ,** (ન) નગારું; a drum: (અ.) વારંવાર, હંમેશાં; often, always.

**બેરખી,** (સ્ત્રી.) સ્ત્રીઓ માટેનું હાથનું ઘરેણું; armlet for women.

**બેરખો,** (પું.) રુદ્રાક્ષની જપમાળા; a rosary having the seeds of a sacred plant as its beads.

**બેરજો,** (પું.) પહાડી વૃક્ષનો ગુંદર; the gum of mountainous tree.

**બેરીજ,** (સ્ત્રી) સરવાળો; total, addition: (૨) સરવાળાની સંખ્યા કે રકમ; total number or amount: (૩) હિસાબનો અહેવાલ; a statement of accounts.

**બેરોજગાર,** (વિ) **બેરોજગારી,** (સ્ત્રી.) જુઓ **બેકાર, બેકારી.**

**બેલ,** (પું.)બળદ;an ox, a bullock:**—ગાડી,** (સ્ત્રી.) a bullock-cart or vehicle

**બેલગામ,** (વિ.) નિરંકુશ; uncontrolled, unrestricted.

**બેલડી,** (સ્ત્રી) બે વ્યક્તિની જોડ; a pair of two persons, a couple.

**બેલતેલ,** (ન) લાકડા, વ ને ઓપ ચડાવવા માટેનું એક પ્રકારનું તેલ; a kind of oil used for varnishing wood, etc.

**બેલાશક,** (અ.) સંકોચરહિતપણે; unscrupulously: (૨) અચકાયા વિના; unhesitatingly: (૩) નિઃશંકપણે, અલબત્ત; undoubtedly, of course

**બેલી,** (પું.) ઉપકારક વ્યક્તિ; an obliging person: (૨) તારણહાર; a saviour: (૩) માલિક, ધણી; a master, a lord.

**બેવકર, બેવકકર,** (વિ.) વક્કર વિનાનું, (જુઓ **વકકર**) બિનઅસરકારક, અનિયમિત, તકલાદી; ineffective, irregular, frail: (૨) લાયકાતરહિત; unqualified: (૩) બિનઆધારભૂત, unreliable.

**બેવકૂફ,** (વિ.) મૂઢ, મૂર્ખ; idiotic, foolish: **બેવકૂફી,** (સ્ત્રી.) stupidity, foolishness.

**બેવડ**, (વિ.) બેવડેલું; folded, doubled: **–વું**, (સ. ક્રિ.) બેવડું કે બમણું કરવું; to fold, to double: **બેવડાવું**, (અ. ક્રિ.) બેવડું કે બમણું થવું.

**બેવડિયું**, (વિ.) બે પડવાળું; having two layers, two-folded: (૨) બેવડા બાંધાનું; having a double structure or constitution: **બેવડું**, (વિ.) બે પડવાળું: (૨) બમણું; two-fold, double.

**બેવફા**, (વિ.) જુઓ **બેઈમાન**.

**બેશક**, (અ.) નિઃશંકપણે, ચોક્કસ; undoubtedly, positively.

**બેશરમ**, (વિ.) નિર્લજ્જ; shameless, immodest: **બેશરમી**, (સ્ત્રી.) નિર્લજ્જપણું; shamelessness, immodesty.

**બેશુદ્ધ**, (વિ.) ભાન કે શુદ્ધિ વિનાનું: unconscious, insensible: (૨) મૂર્છિત, swooned: **બેશુદ્ધિ**, (સ્ત્રી.) બેભાન અવસ્થા; unconsciousness, insensibility: (૨) મૂર્છા; a swoon.

**બેશુમાર, બેસુમાર**, (વિ.) અંદાજ ન કાઢી શકાય એવું, બેહદ; inestimable, incalculable, limitless: (૨) અતિશય; excessive, tremendous

**બેસઊઠ**, (સ્ત્રી.) વારંવાર બેસવું અને ઊઠવું તે અથવા એવી કામગીરી; frequent sitting and standing or such work: (૨) હળવા મળવાનો સંબંધ, ઘરોબો, મિત્રાચારી; relation of frequent meetings, homely relations, friendship.

**બેસણી**, (સ્ત્રી.) પાયાનો, તળિયાનો કે બેસવાનો સપાટ ભાગ; the flat part of the base, bottom or for sitting: (૨) આસન; a seat.

**બેસણું**, (ન.) જુઓ **બેસણી**: (૨) આસન; a seat: (૩) બેસવાનો ઢંગ; the mode of sitting: (૪) ઉઠમણું; a visit of relatives and friends for condoling someone's death.

**બેસતી**, (સ્ત્રી.) જુઓ **બેસઊઠ**.

**બેસતું**, (વિ.) અનુકૂળ, યોગ્ય; suitable, fitting proper: (૨) નવેસરથી શરૂ થતું; beginning anew, commencing, setting in.

**બેસવું**, (અ. ક્રિ.) પગવાળીને આરામ મળે એવી સ્થિર સ્થિતિમાં આવવું, આસન પર સ્થાન લેવું; to sit: (૨) પ્રારંભ થવો, નવેસરથી શરૂ થવું; to commence, to begin a new, to set in: (૩) ઊતરવું, નીચે આવવું; to decend, to come down: (૪) ઘટવું; to decrease, to be reduced: (૫) કિંમત કે ભાવ લાગવાં; to cost: (૬) ફાલવું; to blossom, to shoot out: (૭) ચોંટવું, અસર થવી, લાગવું, ઢંકાવું; to be stuck, to be affected or covered by: (૮) પેસવું, ઘોંચાવું; to pierce, to be thrust: (૯) આકલન થવું, ગ્રહણ કરવું, સમજવું; to be perceived, to grasp, to be understood: (૧૦) સ્થિર થવું. to settle: (૧૧) મંદ પડવું; to be slackened, to be slowed down: (૧૨) મહાવરો પડવો, ટેવાવું; to be accustomed or habituated: (૧૩) પડતી થવી, અધઃપતન થવું; to decline, to degenerate: (૧૪) તાબે થવું, નિવૃત્ત થવું; to yield, to give way, to retire: (૧૫) નિષ્ક્રિય કે બેકાર હોવું કે રહેવું; to be or remain inactive, idle or unemployed: (૧૬) રાહ જોવી; to wait for: (૧૭) આધારહીન કે અનાથ થવું; to become supportless, to be orphaned: (૧૮) વ્યાપવું: to pervade: (૧૯) અમલમાં આવવું; to be in force or practice: (૨૦) અનુકૂળ કે બંધબેસતું થવું; to be suitable or fitting: (૨૧) આરામ કરવો; to rest: (૨૨) ફુરસદ હોવી; to have leisure: (૨૩) સભા, મંડળી, વ.માં જવું કે બોલાવવાં; to attend or call a

meeting: (૨૪) બુઠ્ઠું થવું; to be blunted' (૨૫) વચન કે પ્રતિજ્ઞાપાલનમાં નિષ્ફળ જવું; to fail to honour a promise or vow: (૨૬) દગો કે છેહ દેવાં; to betray, to become faithless: (૨૭) સત્વ કે પ્રભાવ ગુમાવવાં; to lose the pith, force or influence: (૨૮) પડી ભાંગવું; to break down, to collapse: (૨૯) પોચું કે નરમ થવું; to be softened: (૩૦) કદ ઘટવું; to be diminished in size

**બેસાડવું**, (અ. ક્રિ.) જુઓ **બેસારવું**.

**બેસારવું**, (અ ક્રિ.) બેસે એમ કરવું; to seat, to cause to sit: (૨) જડવું; to set, to fix into: (૩) લાદવું, નાખવુ; to impose: (૪) પરાજિત કરવું; to defeat: (૫) પૂરી દેવું, બંધનમાં નાખવું; to confine, to captivate: (૬) મહાવરો કે ટેવ પાડવાં; to practise: (૭) અર્થ કરવો; to interpret: (૮) અનુકૂળ કે બંધબેસતું કરવું; to make suitable or fitting: (૯) સ્થાપવું, સ્થાપના કરવી; to establish.

**બેસુમાર**, (વિ.) જુઓ **બેશુમાર**.

**બેસૂરું**, (વિ ) વિસવાદી સૂરવાળું, તાલ-માત્રાના મેળ વિનાનું; discordant, unrhythmical.

**બેસ્વાદ**, (વિ.) સ્વાદરહિત, ખરાબ સ્વાદ-વાળું; tasteless, having bad taste.

**બેહક, બેહક્ક**, (વિ.) (અ.) હક વિના, ગેરકાયદે; unrightfully, illegally.

**બેહદ**, (વિ.) જુઓ **બેશુમાર**.

**બેહાલ**, (વિ.) ખુવાર, પાયમાલ; ruined: **બેહાલી**, (સ્ત્રી ) પાયમાલી, દુર્દશા, દુર્ભાગ્ય; ruin, misfortune.

**બેહૂદી**, (સ્ત્રી.) (જુઓ **બેહૂદું**) બેહૂદાપણું; shamelessness, immodesty, vulgarity, irrationality.

**બેહૂદું**, (વિ.) નિર્લજ્જ, shameless:(૨) અણછાજતું; unbecoming, immodest: (૩) વિચિત્ર અને હલકટ; odd and vulgar or mean: (૪) તર્ક વિરુદ્ધ, અયોગ્ય, ગેરવાજબી; irrational, unreasonable.

**બેહેસ્ત**, (ન.) સ્વર્ગ; paradise, heaven: **–નશીન**, (વિ.) સ્વર્ગવાસી, મૃત; dead.

**બેહોશ**, (વિ.) જુઓ **બેશુદ્ધ**.

**બેં**, (અ.) બકરા કે ઘેટાના અવાજની જેમ; like the sound of a goat or a sheep.

**બેંગી**, (સ્ત્રી.) કાપડ, વ ની થેલી; a bag of cloth, etc.

**બૈજિક**, (વિ.) બીજ કે મૂળનું કે એને લગતું; of or pertaining to a seed, origin or root: (૨) ઉત્પત્તિ કે પ્રજનનનું કે એને લગતું; of or pertaining to generation: (૩) મૂળભૂત, fundamental, basic: (ન ) મૂળ કારણ; a fundamental cause.

**બૈયર**, (સ્ત્રી ) જુઓ **બૈરી**.

**બૈરી**, (સ્ત્રી.) નારી, સ્ત્રી; a woman: (૨) પત્ની; a wife: **બૈરું**, (ન.) બૈરી.

**બો**, (સ્ત્રી.) વાસ, ગંધ; smell, odour: (૨) મિથ્યાભિમાન; vain pride: (૩) અહંભાવ; egotism.

**બો**, (સ્ત્રી.) એક પ્રકારની પાતળી દોરી, સૂતળી; a thin jute string, a twine.

**બોકડી**, (સ્ત્રી.) **બોકડું**, (ન ) **બોકડો**, (પુ.) જુઓ **બકરી, બકરું** અને **બકરો**.

**બોકી**, (સ્ત્રી.) ચૂમી, બચ્ચી, a kiss.

**બોખ**, (સ્ત્રી.) મોટાં પોલાણ કે ખાડો; a big cavity or pit: (૨) ચામડાની ડોલ; a leather bucket.

**બોખું, બોખલું**, (વિ.) દાંત પડી ગયા હોય એવું; toothless.

**બોગદું**, (ન.) જુઓ **બોખ**: ભૂગર્ભમાર્ગ (રેલવે, વ.નો); a tunnel (of a railway, etc ) a subterranean path.

**બોઘરણું**, (ન.) પહોળા મોંનું ઘડા જેવું પાત્ર; a broad-mouthed metallic pot.

**બોઘલું, બોઘું**, (વિ.) મૂઢ, મૂર્ખ, ગતાગમ વિનાનું, ભોળું; idiotic, guileless.

**બોચલો**, (પું.) એક પ્રકારની બાળકો માટેની

ટોપી; a kind of cap for children: (૨) બનાવટી વાળની ટોપી, a wig: (૩) અંબોડો; a ball of plaited hair.

**ખોચિયું**, (ન.) વાંસની ટોપલી, a basket of bamboo chips.

**ખોચી**, (સ્ત્રી.) ગરદન; the neck.

**ખોજ**, (પું.) વજન, ભાર; weight, burden: (૨) પ્રતિષ્ઠા, મોભો; reputation, credit, respect: **ખોજો**, (પુ.) વજન, ભાર, જવાબદારી; responsibility: (૩) જોખમ; risk.

**ખોટણી**, (સ્ત્રી.) સ્તનની ડીંટી; a nipple: (૨) ડીંટી જેવી ધાવણી; a nipple-like toy for a suckling.

**ખોટવું**, (સ. ક્રિ.) ચાખીને કે અડીને અભડાવવું; to pollute by tasting or touching: (૨) કબજામાં લેવું; to take possession of.

**ખોટિયું**, (ન.) જુઓ **અખોટિયું**.

**ખોડ**, (સ્ત્રી.) પોલાણ, બખોલ; a hollow, a cavity: (૨) જંગલી પશુની ગુફા; a den.

**ખોડકી**, (સ્ત્રી.) જુઓ **ખોડી**

**ખોડવું**,(સ.ક્રિ.)માથાના બધા વાળ કાપી નાખવા, મૂંડવું; to shave the head entirely

**ખોડિયું**, (વિ.) જુઓ **ખોડું**.

**ખોડી**, (સ્ત્રી.) મૂંડેલી સ્ત્રી; a woman with entirely shaven head· (૨)(તિરસ્કારમાં) વિધવા; (contemptuously) a widow.

**ખોડું**, (વિ.) મૂંડેલું, માથાના વાળ કપાવી નાખ્યા હોય એવું; having an entirely shaven head (૨)ખુલ્લું, open: (૩)આભૂષણરહિત; unornamented: (૪) ખુલ્લા મથાળાવાળું; bare or open at the top.

**ખોણી**, (સ્ત્રી.) દિવસનો પ્રથમ વકરો; the first cash-sale of the day: (૨) નવા વર્ષની ભેટ; a handsel.(૩) (લૌકિક) ગાળ, ઠપકો; an abuse, a rebuke.

**ખોત**, (પું.) મૂઢ, મૂર્ખ;an idiot, a dunce.

**ખોતડું**, (ન) ઊંટનું બચ્ચું; a young one of a camel.

**ખોતાન, ખોતાનું**, (ન.) જુઓ **ખુતાનું**.

**ખોથડ**, (વિ.) બેવકૂફ; idiotic, guileless: (૨) જડ, સુસ્ત; dull, sluggish.

**ખોથું**, (ન.) ફાટીતૂટી પાઘડી; a torn and worn out turban: (૨) (તિરસ્કારમાં) પાઘડી; (contemptuously) a turban

**ખોદલું**, (વિ.) જુઓ **ખોદું**.

**ખોદાવું**, (અ. ક્રિ.) તરબોળ થવું; to be soaked or saturated: (૨) તરબોળ થવાથી સડી જવું; to rot because of soaking.

**ખોદું**, (વિ.) બોદાપેલું; soaked, rotten because of soaking. (૨) બોખરું, મંદ રણકારવાળું; hoarse, dull-sounding: (૩) નિર્માણની ખામીવાળું; of defective make: (ન.) નિર્માણની ખામીવાળું બોદું માટીનું વાસણ; an earthen pot sounding dull because of defective make.

**ખોધ**, (પું.) ઉપદેશ, sermon, preaching: (૨) શિખામણ; advice, admonition: (૩) જ્ઞાન, જ્ઞાનપ્રાપ્તિ; knowledge, enlightenment: **–ક**, (વિ.) ઉપદેશ કે જ્ઞાન આપનારું; preaching, moralising, enlightening: **–દાયક, –દાયી**, (વિ.) બોધક: **–પાઠ**, (પું.) પ્રતીક તરીકેનો પાઠ; a model lesson: (૨) શિખામણ આપતો પાઠ; a moral lesson. [perfect spiritual knowledge

**ખોધિ**, (સ્ત્રી.) સંપૂર્ણ આધ્યાત્મિક જ્ઞાન,

**ખોબડી**, (સ્ત્રી.) જીભ; the tongue.

**ખોબડું**, (વિ.) તોતડું; stammering.

**ખોયું**, (ન.) છુપા ખડક, વ.ના જોખમની ચેતવણી આપવા માટે સમુદ્રમાં તરતો મૂકેલો ગોળો; a buoy.

**ખોર**, (ન.) ઠળિયાવાળું નાનું ફળ; small, stoned fruit: **–ડી**, (સ્ત્રી.) બોરનું ઝાડ.

**ખોરસલ્લી, ખોરસળી**, (સ્ત્રી.) એક પ્રકારનું ફૂલઝાડ અથવા એનું ફૂલ; a kind of flower-plant or its flower.

**બોરિયું**, (ન ) ખુતાન, બટન; a button: (૨). એક પ્રકારનું આંકડાવાળું ઘરેણું; a brooch.

**બોરી**, (સ્ત્રી.) થેલો, ગૂણ, કોથળો; a sack, a bag: (૨) ગાંસડી; a bale.

**બોરો**, (પું.) મોટી બોરી; a big sack or bale:(૨)બન્નૂસ,ધાબળો;a rug,a blanket

**બોલ**, (પું.) શબ્દ, વાક્ય, વાણી, કથન, વિધાન, a word, a sentence, speech, a statement: (૨) હુકમ, આદેશ; an order, a command: (૩) મહેણું; a taunt: (૪) તુક, કડી; a stanza, a couplet: **–કણું**, (વિ.) વાતોડિયું, વાચાળ; talkative, loquacious: **–ચાલ**,(સ્ત્રી.) વાતચીત; conversation: (૨) બોલવા-ચાલવાનો સબંધ, મિત્રાચારી; friendsh'p: (૩) ઘરેબો; homely relations: **–છા**, (સ્ત્રી.) mode of speaking:**–તી**, (સ્ત્રી.) જીભ; the tongue: **–પટ**, (ન.) a talkie (film): **–બંધ**, (પું.) મૌખિક કરાર; a verbal contract or agreement: **–બાલા**, (સ્ત્રી.) સદ્ભાગ્ય, સમૃદ્ધિ; good fortune, prosperity: (૨)આકસ્મિક સફળતાની પરંપરા; a series of accidental successes.

**બોલવું**, (સ. ક્રિ) વાચાથી વ્યક્ત કરવું, ઉચ્ચારવું; to utter, to speak: (૨) કહેવું; to tell: (૩) વાત કરવી; to converse, to talk: (૪) ઠપકો આપવો; rebuke.

**બોલાચાલી**,(સ્ત્રી.)કજિયો તકરાર;a quarrel. (૨) જુઓ **બોલચાલ**, (૨) અને (૩).

**બોલી**, (સ્ત્રી ) તળપદી ભાષા, કેવળ બોલવા પૂરતી સ્થાનિક ભાષા કે ઉપભાષા; a dialect, a vernacular: (૨) મહેણું; a taunt: (૩) મૌખિક કબૂલાત કે કરાર; a verbal agreement.**–ચાલી**, (સ્ત્રી.) બોલવાચાલવાના ઢંગ; modes of speech and living.

**બોવું**, (સ. ક્રિ.) વાવવું; to sow: (૨) વેડફી નાખવું, to waste.

**બોસો**, (પું.) બોકી, બચ્ચી; a kiss. [gum.

**બોળ**, (પું.) એક પ્રકારનો ગુંદર; a kind of

**બોળ**, (વિ.) મીઠાના પાણીમાં આથેલું; preserved in salt-water.

**બોળવું**, (સ. ક્રિ.) પ્રવાહીમા મૂકવું કે ભીંજવવુ; to dip; to soak: (૨) બટ્ટો લગાડવો; to stain (૩) ભ્રષ્ટ કરવું; to pollute: (૪) વેડફી નાખવું; to waste: (૫) પાયમાલ કરવું; to ruin.

**બોળાવાડો**, .(પું.) ભ્રષ્ટ કરવું કે અભડાવવું તે; pollution: (૨) ગંદવાડ; dirtiness.

**બૌદ્ધ**, (વિ ) ભગવાન બુદ્ધનું કે એમને લગતું; of or pertaining to Lord Buddha: (૨) એમનું અનુયાયી.

**બૌદ્ધિક**, (વિ.) બુદ્ધિને લગતું; pertaining to intellect or reason: (૨) માનસિક; [mental.

**બ્યાન**, (ન.) જુઓ **બયાન**.

**બ્યાશી, બ્યાસી**, (વિ.) '૮૨'; '82', eighty-two.

**બ્રહ્મ**, (ન.) સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા; the Supreme Being as the emblem of Truth, Knowledge and Eternal Bliss: (૨) વેદ; the Veda: (પું.) બ્રહ્મા; Lord Bhrahma, the creator: (૨) બ્રાહ્મણ; a Brahman: **–ચર્ય**, (ન) ઇંદ્રિયનિગ્રહ; control of the senses, celebacy: **–ચારી**, (પું.) બ્રહ્મચર્ય પાળનાર; a celibate: (૨) વિદ્યાર્થી; a student: **–જ્ઞાન**, (ન.) divine or spiritual knowledge' **–ભોજન**, (ન.) બ્રાહ્મણોને જમાડવા તે; a dinner-party to Brahmans: **–રાક્ષસ**, (પું.) ભૂત થયેલો બ્રાહ્મણ, the ghost of a Brahman: **–હત્યા**, (સ્ત્રી ) બ્રાહ્મણની હત્યા; murder of a Brahman.

**બ્રહ્મક્ષત્રિય, બ્રહ્મભટ્ટ**, (પું.) (વિ.) એ નામની જ્ઞાતિનું (માણસ); (a person) of the so-named caste.

**બ્રહ્મા**, (પુ.) ત્રણ મુખ્ય દેવોમાંના એક, સૃષ્ટિના સર્જનહાર; Lord Brahma, the creator of the universe: **બ્રહ્માણી**, (સ્ત્રી.) the wife of Lord Brahma: (૨) દેવી દુર્ગા; the goddess Durga.

**બ્રહ્માસ્ત્ર,** (ન.) બ્રહ્માનું અસ્ત્ર: (૨) અમોઘ અસ્ત્ર; an unfailing missile: (૩) બ્રાહ્મણનો શાપ; a Brahman's curse.

**બ્રહ્માંડ,** (ન.) વિશ્વ, સૃષ્ટિ; the universe, the creation.

**બ્રાહ્મણ,** (વિ.) (પું.) હિંદુઓના ઉચ્ચતમ વર્ણનો (માણસ) અથવા એ નામની જ્ઞાતિનો (માણસ); a Brahman, (a person) belonging to the highest caste of the Hindus, or (a person) belonging to the so-named caste. (૨) વેદોનો એક ભાગ કે શાખા; a division or branch of the Vedas: **-ધર્મ,** (પું.) હિંદુ કે વેદધર્મ; the Hindu or the Vedic religion: **બ્રાહ્મણી,** (સ્ત્રી.) the wife of a Brahman: (૨) બ્રાહ્મણ સ્ત્રી; a Brahman woman.

**બ્રાહ્મી,** (સ્ત્રી.) માનસિક રોગો પર ઉપયોગી વનસ્પતિ; a herb, useful for brain diseases: (૨) વિદ્યાની દેવી સરસ્વતી; Sarasvati, the goddess of learning: (૩) વાણી; speech, eloquence: (વિ.) બ્રહ્માનું કે એને લગતું; of or pertaining to Brahma. (જુઓ **બ્રહ્મ**).

## ભ

**ભ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરોનો ચોવીસમો વ્યંજન; the twenty-fourth consonant of the Gujarati alphabet.

**ભક્ત,** (વિ.) ભાવિક, પ્રેમપૂર્વક ઉપાસના કરનારું; devout, lovingly worshipping: (પું.) એવી વ્યક્તિ; a worshipper, a votary, a devotee: **ભક્તાણી,** (સ્ત્રી.) એવી સ્ત્રી; a female votary or devotee.

**ભક્તિ,** (સ્ત્રી.) પ્રેમ અને નિષ્ઠાપૂર્વકની ઉપાસના, કે આદર; devotion, loving adoration or reverence: **-ભાવ,** (પું.) devoutness, feeling of worship and reverence: **-માર્ગ,** (પું.) ભક્તિથી મોક્ષ મેળવવાનો માર્ગ; the way or mode of obtaining salvation through loving, faith and worship, i. e. devotion

**ભક્ષ,** (પું.) ખોરાક; food: (૨) શિકાર; a prey: **-ક,** (વિ.) ભક્ષ કરનારું; eating, devouring: **-ણ** (ન.) ખોરાક, ખાવું તે; food, the act of eating.

**ભક્ષ્ય,** (વિ.) ખાદ્ય, ખાવા યોગ્ય; eatable edible: (ન.) જુઓ **ભક્ષ.**

**ભગ,** (ન.) ભાગ્ય; fortune: (૨) સદ્‌ભાગ્ય; good fortune: (૩) ભૌતિક તથા આધ્યાત્મિક સમૃદ્ધિ; material as well as spiritual prosperity: (૪) સર્વપ્રકારની સમૃદ્ધિ; all-sided prosperity: (૫) ઉચ્ચતમ સદ્‌ભાગ્ય; highest good luck: (૬) સૂર્ય, the Sun.

**ભગત,** (વિ.) (પું.) જુઓ **ભક્ત.**

**ભગતાણી,** (સ્ત્રી.) જુઓ **ભક્તાણી.**

**ભગદાળું,** (ન.) મોટું પોલાણ કે બાકોરું; a big hollow or cavity.

**ભગરું,** (વિ.) દાણાદાર, છૂટું, વેરી શકાય કે વેરાઈ જાય એવું; granular, detached from one another, capable of being scattered: (૨) ચીકાશરહિત; non-sticky, non-greasy: (૩) બરડ; fragile: (૪) ઝાંખા પડી ગયેલા રંગનું; discoloured.

**ભગવતી,** (વિ.) દૈવી; divine: (૨) ભોળું અને ઉદાર; simple and large-hearted: (૩) સર્વ પ્રકારે ભાગ્યશાળી; squarely fortunate: (૪) જુઓ **ભક્ત:** (સ્ત્રી.) દેવી; a goddess.

**ભગવંત,** (વિ.) જુઓ **ભગવતી:** (પું.) પરમાત્મા, ઈશ્વર; the Supreme Being, God.

**ભગવાન,** (પું.) જુઓ **ભગવંત.**

**ભગવું,** (વિ.) લાલભૂખરા રંગનું; reddish [grey.

**ભગંદર,** (ન.) ગુદાના વ્રણનો એક વ્યાધિ; fistula

**ભગાડવું,** (સ. ક્રિ.) નસાડવું; to cause to run away: (૨) બળજબરી કે પ્રપંચથી કોઈને ઉઠાવી જવું; to kidnap: (૩) પ્રેમિકા સાથે નાસી જવું; to elope.

**ભગિની,** (સ્ત્રી.) બહેન; a sister (સ્ત્રી.), નારી; a woman.
**ભગીરથ,** (વિ.) અતિશય મુશ્કેલ; extremely difficult, Herculian.
**ભગ્ન,** (વિ.) તૂટેલું, ભાગેલું; broken: (૨) નાશ પામેલું; distroyed, ruined: (૩) હતાશ; disappointed.
**ભચકાવવું,** (સ. ક્રિ.) પોચી કે નરમ જગ્યા કે વસ્તુમાં જોરથી ભોંકી દેવું; to pierce or thrust forcefully into a soft place or thing
**ભચડવું,** (સ. ક્રિ.) દાબવું; to press (૨) દાબીને રસ કે સત્વ કાઢવાં, નિચોવવું; to squeeze: (૩) કચડવું, છૂંદવું; to crush: (૪) જાડું દળવું, ભરડવું; to grind thickly: (૫) ઉતાવળે, જોરથી ચાવવું; to chew quickly and forcefully.
**ભચરડવું,** (સ. ક્રિ.) જુઓ **ભચડવું**.
**ભચોભચ, ભચોભચ્ચ,** (અ.) એવા અવાજથી અને ઉપરાઉપરી; repeatedly and with such sound.
**ભજન,** (ન.) જુઓ **ભક્તિ**: (૨) ભક્તિભાવયુક્ત ગીત કે પ્રાર્થના; a devotional song or prayer: **ભજનિયાં,** (ન.બ.વ.) ભજનો, (૨) ઝાંઝ, કરતાલ; cymbals.
**ભજવવું,** (સ ક્રિ.) રંગભૂમિ પર રજૂઆત કરવી; to perform or represent on a stage: (૨) નાટક, વ.ના પાત્ર તરીકે કામગીરી બજાવવી; to play a character of a drama, show, etc.
**ભજવું,** (સ. ક્રિ.) પ્રેમપૂર્વક ઉપાસના કરવી; to worship lovingly: (૨) આદર અને પ્રેમપૂર્વક સેવા કરવી, to serve lovingly and reverentially: (૩) જપવું, પાઠ કરવો; to recite a hymn, etc.: (૪) ધારણ કરવું, પહેરવું, to put on, to don.
**ભજવું,** (અ. ક્રિ.) શોભવું; to be adorned, to look beautiful.
**ભજિયું,** (ન.) એક પ્રકારની ચણાના લોટની તળેલી વાની; a fried article of food made of gram flour.
**ભટ,** (પું.) યોદ્ધો; a warrior.
**ભટ,** (પું.) પંડિત કે વિદ્વાન બ્રાહ્મણ; a learned man or Brahman: (૨) બ્રાહ્મણ ભિક્ષુક; a Brahman mendicant: (૩) રસોઇયો; a cook.
**ભટકણ, ભટકણું,** (વિ.) રખડતું, રખડુ જીવન ગાળતું; wandering, roaming, nomadic.
**ભટકવું,** (અ. ક્રિ.) રખડવું; to wander, to roam.
**ભટકાવું,** (અ ક્રિ.) અથડાવું; ટકરાવું; to collide: (૨) અડચણ કરવી, આડે આવવું; to obstruct, to come in the way of: (૩) ભટકવું; to wander: (૪) અકસ્માત મળવું; to meet accidentally: (૫) તકરાર કે લડાઈ થવાં; to quarrel, to fight
**ભટૂરિયું, ભટોળિયું,** (ન.) ગલૂડિયું; a pup.
**ભટ્ટ,** (પું.) જુઓ **ભટ**: (૨) એ નામની બ્રાહ્મણની એક અટક.
**ભટ્ટારક,** (વિ.) માનનીય; revered, venerable.
**ભટ્ટિની,** (સ્ત્રી.) રાણી; a queen: (૨) રાજકુંવરી, a princess: (૩) શેઠાણી; a mistress: (૪) ભટ્ટની પત્ની.
**ભઠ,** (અ.) જુઓ **ભઠ્ઠ**.
**ભઠિયારખાનું,** (ન.) રસોડું, ખાદ્ય પદાર્થો બનાવવાનાં સ્થળ કે કેન્દ્ર; a kitchen, a bakery.
**ભઠિયારણ, ભઠિયારી,** (સ્ત્રી.) રસોઇયણ; a female cook or baker.
**ભઠિયારું,** (ન.) જુઓ **ભઠિયારખાનું**: (૨) રસોઈનાં વ્યવસ્થા કે વ્યવસાય; cooking or baking profession.
**ભઠિયારો,** (પું.) રસોઇયો, a cook: (૨) અમુક પ્રકારના ખાદ્ય પદાર્થો બનાવનાર કે વેચનાર; a baker.
**ભઠોરું,** (ન.) ધરતીનાં ફાટ કે ચીરો; a cleft in the earth.
**ભઠ્ઠ, ભઠ,** (અ.) ધિક્‌ધિક્‌; 'fie upon you'.
**ભઠ્ઠી,** (સ્ત્રી.) ખોદીને કરેલો ચૂલો; an oven, a kiln: (૨) ધાતુ, વ. ગાળવાનો મોટો ચૂલો કે સગડી, a furnace: (૩) ચૂનો, ઈંટ, વ. પકવવા માટેની ચૂલા જેવી રચના; a kiln:

(૪) દારૂ ગાળવા માટેની એવી રચના; a distillery, a brewery: (૫) ઔષધનિર્માણ માટેનો ચૂલો કે સગડી; a furnace for preparing medicines: (૬) એને માટેનું પાત્ર કે એ રીતે તૈયાર થતું ઔષધ; a pot for preparing medicine or medicine being so prepared.

**ભડ,** (વિ.) સાહસિક, નીડર અને બળવાન; daring, dauntless and strong: (૨) માતબર, શ્રીમંત, સાધનસંપન્ન; opulent, wealthy: (પું.) વીરપુરુષ, યોદ્ધો; a hero, a warrior: (૨) માતબર માણસ; an opulent or wealthy person.

**ભડ,** (ન.) કૂવાના મથાળા પરના, પાણી ખેંચવા માટેનાં ચણતર કે ચોકઠું; masonry work or frame at the top of a well for drawing water.

**ભડક,** (સ્ત્રી.) ભયની આકસ્મિક લાગણી; sudden fright or terror: **-ણ,-ણું,** (વિ.) અકારણ બીકણ; unaccountably timid or frightful: **-વું,** (અ. ક્રિ.) અકારણ ભય પામવો; to fear or be dismayed unaccountably.

**ભડકી,** (સ્ત્રી.) **ભટકું,** (ન.) એક પ્રકારની જાડા લોટની પ્રવાહી, ઘટ વાની, a kind of viscous article of food made of granular flour.

**ભડકો,** (પું.) **ભડકું,** (ન.) મોટી અગ્નિશિખા; a big flame, a blaze: (૨) બળતરા, લાય; burning or scorching sensation.

**ભડથાવું,** (અ. ક્રિ.) ભડસાળમાં શેકાવું કે રંધાવું; to be baked or cooked on hot ashes or live-coals.

**ભડથું, ભડથિયું,** (ન.) ભડસાળમાં પકવેલી વાની, an article of food baked on hot ashes or live-coals.

**ભડદું,** (ન.) પાકેલી પરંતુ ખાટી કેરી; a ripe but sour mango.

**ભડભડ,** (અ.) ભડકે બળતું હોય એવા અવાજથી; with the sound of a blaze: (૨) ઝટ, જોરથી; at once, quickly, violently: **-વું,** (અ. ક્રિ.) ભડકે બળવું; to blaze: (૨) મૂર્ખાઈથી ગુપ્ત વાત જાહેર કરવી; to reveal a secret foolishly: (૩) વગરવિચાર્યું બોલવું; to speak thoughtlessly: (૪) ખાવાની તીવ્ર ઇચ્છા થવી; to have an intense desire to eat.

**ભડભડાટ,** (પું.) ભડભડવાની ક્રિયા; (૨) ભડકાનો અવાજ; the sound of a blaze: અ.) with a blazing sound: (૨) જોરથી; violently: (૩) ઝટ; at once, quickly: **ભડભડિયું,** (વિ.) પેટમાં વાત ન રાખી શકે એવું, વગરવિચાર્યું બોલનારું; incapable of guarding a secret, apt to speak thoughtlessly.

**ભડભાદર,** (વિ.) માતબર, સમૃદ્ધ; opulent, prosperous: (૨) મહાન, great: (૩) પ્રતિભાશાળી, પ્રતિષ્ઠિત; awe-inspiring, reputed.

**ભડવીર,** (પું.) સાહસિક, નીડર યોદ્ધો; a daring, dauntless warrior.

**ભડવો,** (પું.) પત્નીની અનૈતિક કમાણી પર ગુજારો કરનાર; a man living on immoral sexual activities of his wife: (૨) વેશ્યાનો દલાલ; a procurer, a pander: (૩) પત્નીવશ પતિ, a henpecked husband.

**ભડસાળ,** (સ્ત્રી.) ચૂલા કે સગડીનાં ગરમ રાખ કે અંગારા રહે એ ભાગ; the part of a hearth or furnace containing hot ashes or live-coals.

**ભડાક,** (અ.) ઓચિંતું અને ધડાકા સાથે; suddenly and with an explosive sound: (૨) ઝપાટાબંધ, તરત જ; swiftly, promptly.

**ભડાકો,** (પું.) ધડાકો; an explosive or crashing sound: (૨) તોપ કે બંદૂકનો અવાજ; the report of a cannon or gun: (૩) ઓચિંતી આશ્ચર્યજનક ક્રિયા કે જાહેરાત; a sudden,

surprising act or declaration: (૪) અફવા, ગપ; a rumour.

**ભડાભડ,** (અ.) ઉપરાઉપરી અને ઝપાટાબંધ ધડાકા સાથે; repeatedly, promptly and with an explosive sound: **ભડાભડી,** (સ્ત્રી.) ધડાકા જેવો અવાજ: (૨) ધમાલ, ધાંધલ; commotion, brisk noisy movements.

**ભડાભૂટ,** (સ્ત્રી.) (ન.) ધમાલ, ધાંધલ; commotion, rowdyism: (અ) (વિ.) અવ્યવસ્થિત, વેરણછેરણ; disorderly.

**ભડું,** (ન.) મકાનની આગલી દીવાલ; the front wall of a building: (૨) પડદારૂપી દીવાલ, a partition or curtain-wall.

**ભડોભડ,** (અ.) (સ્ત્રી.) જુઓ **ભડાભડ.**

**ભણકાર, ભણકારો, ભણકો,** (પું.) ભાવિસૂચક અવાજ કે પડઘો; a sound or echo suggesting some future event.

**ભણતર,** (ન.) શિક્ષણ, કેળવણી, જ્ઞાન; learning, study, education, knowledge.

**ભણવું,** (સ. ક્રિ.) શીખવું, અભ્યાસ કરવો; to learn, to study: (૨) કહેવું, બોલવું, ઉચ્ચારવું; to tell, to speak, to utter: (૩) મુખપાઠ કરવો, to recite.

**ભણાવવું,** (સ. ક્રિ.) શીખવવું, વ.; to teach, etc.

**ભણી,** (અ.) અમુક દિશામાં કે બાજુએ, તરફ; towards, at.

**ભત્તું,** (ન.) પ્રવાસી, વ. માટેનાં ખોરાક, ભાતું; a traveller's lunch: (૨) એ પેટેની રકમ; money or amount for that: (૩) પ્રવાસ, વ.ની કામગીરી પેટે મળતી એવી રકમ; an employee's allowance for food, etc. during a travel, etc.

**ભત્રીજી,** (સ્ત્રી.) ભાઈની અથવા પતિ કે પત્નીના ભાઈની પુત્રી; a niece: **ભત્રીજો,** (પું.) a nephew.

**ભથવારું,** (વિ.)(ન.)ખેતરે કામ કરતા માણસો માટે ભોજન લઈ જનાર; a person carrying food to a farm for workers.

**ભથવારી,** (સ્ત્રી.) એવી સ્ત્રી.

**ભથવારો,** (પું.) એવો પુરુષ.

**ભથ્થું,** (ન.) જુઓ **ભત્તું.**

**ભદવું,** (ન.) ઢોચકું, દોણું; a kind of earthen pot.

**ભદ્દર, ભદ્ર,** (ન.) મોટા કિલ્લાની અંદરનો નાનો કિલ્લો; a smaller fortress within a big one: (૨) બોડું માથું; completely shaven head.

**ભદ્ર,** (વિ.) શુકનવંતુ, માંગલિક; auspicious: (૨) કલ્યાણકારી; leading to welfare and prosperity: (૩) ભાગ્યશાળી, fortunate: (ન.) કલ્યાણ, સંપૂર્ણ આબાદી; square prosperity: **-કાલી, -કાળી,** (સ્ત્રી.) કાલિકાદેવી; the goddess Kalika.

**ભદ્રા,** (સ્ત્રી.) દેવી દુર્ગા; the goddess Durga.

**ભપકાદાર,ભપકાબંધ,** (વિ.) ઠાઠમાઠવાળું, આડંબરયુક્ત; pompous, showy.

**ભપકાવવું,** (સ. ક્રિ.)મોટા પ્રમાણમા કે જોરથી રેડવું; to pour in big quantity or forcefully.

**ભપકો,** (પું.) ભવ્ય દેખાવ, ઠાઠમાઠ; grand appearance, pomp, grandeur: (૨) શણગાર; adornment, ornamentation: (૩) આડંબર; show.

**ભભક,** (સ્ત્રી.) ચળકાટ, તેજ, ભપકો; lustre, brilliance, splendour: (૨) છટા, શોભા; grace: (૩) સૌંદર્ય, લાલિત્ય; beauty, elegance: **-વું,** (અ. ક્રિ.) ચળકાટ મારવો, શોભવું, વ.; to shine, to be adorned or ornamented.

**ભભકાદાર,** (વિ.) જુઓ **ભપકાદાર.**

**ભભકાબંધ,** (વિ.) જુઓ **ભપકાદાર.**

**ભભકો,** (પું.) જુઓ **ભપકો.**

**ભભડવું,** (અ. ક્રિ.) ખાવાની ઉગ્ર ઇચ્છા થવી; to have an intense desire for eating.

**ભભડાટ,** (પું.) ખાવાની ઉગ્ર ઇચ્છા, ભડભડાટ; an intense desire for eating.

**ભભરાવવું,** (સ. ક્રિ.) ભૂકો છાંટવો, to sprinkle powder.

**ભભરુ,** (વિ.) જુઓ **ભગરું:** (૧) અને (૨).

**ભભૂકવું**, (અ. ક્રિ.) ઓચિંતો ભડકો થવો; to blaze suddenly: (૨) પ્રકાશવું; to shine: (૩) શોભવું; to be adorned: (૪) ઓચિંતુ થવું કે બનવું; to occur or happen suddenly.

**ભભૂકો**, (પું.) ભડકો, જ્વાળા, a blaze: (૨) પ્રકાશ; lustre, brightness: (૩) શોભા; splendour. [ભસ્મ; sacred ashes.

**ભભૂતી, ભભૂત**, (સ્ત્રી.) રાખ; ashes: (૨)

**ભમર**, (પું.) જુઓ **ભ્રમર**. [brow.

**ભમર**, (સ્ત્રી.) આંખનું ભવું; the eye-

**ભમર**, (સ્ત્રી.) વમળ, an eddy, a whirl-pool: (અ.) ગોળગોળ ગતિમાં; in rotation: **–ડી**, (સ્ત્રી.) નાનો ભમરડો: (૨) ગોળાકાર ગતિ, ફૂદડી; rotation: (૩) ફરકડી; a rotating disk: **–ડો**, (પું.) એક પ્રકારનું ગોળ ફરતું રમકડું, ગરિયો; a top, a kind of toy.

**ભમરાળું**, (વિ.) ભયંકર, ભીષણ; terrible: (૨) કમનસીબ; unfortunate.

**ભમરિયું**, (વિ.) વર્તુલાકાર ગતિવાળું; rotating: (ન.) ચકરીનો વ્યાધિ; vertigo.

**ભમરી**, (સ્ત્રી.) ભ્રમરની માદા; a female wasp (૨)મધમાખી, a bee. [giddiness.

**ભમરી**, (સ્ત્રી.) તમ્મર, ચક્કરી; vertigo,

**ભમરો**, (પું.) વમળ; a whirl-pool: (૨) ગુચ્છાદાર વાળ; curly hair.

**ભમરો**, (પું.) જુઓ **ભ્રમર**.

**ભમવું**, (અ. ક્રિ.) વર્તુલાકારે ફરવું; to rotate: (૨) રખડવું; to wander: (૩) તમ્મર આવવા; to feel giddy.

**ભમાવવું, ભમાડવું**, (સ. ક્રિ.) 'ભમવું' નું પ્રેરક: (૨) ભ્રમિત કરવું, થાપ આપવી, ખોટો ખ્યાલ આપવો, to delude, to mislead, to beguile.

**ભમ્મર**,(સ્ત્રી.)આંખનું ભવું; the eyebrow.

**ભય**, (પું.) ડર, બીક; fright, alarm, terror: (૨) જોખમ, ખતરો; danger, hazard: **–ભીત**, (વિ.) frightened.

**ભયંકર, ભયાનક**,(વિ.)ભય પમાડે એવું, ખતરનાક, frightful, terrible, dangerous.

**ભયો**, (અ.) સંતોષ કે કૃતાર્થતાનો ભાવ સૂચવતો ઉદ્ગાર; signifies the sense of contentment or fulfilment: **ભયોભયો**, (અ.) સંપૂર્ણ સંતોષથી.

**ભર**, (વિ.) સંપૂર્ણ રીતે વિકસિત, પરાકાષ્ઠાએ પહોંચેલું; fully developed.

**ભરખવું**, (સ. ક્રિ.) શિકાર કરીને કે મારી નાખીને ખાવું; to eat after killing: (૨) જીવતું ગળી જવું; to swallow alive.

**ભરચક**, (વિ.) જરૂર કરતાં વધારે; more than necessary: (૨) વિપુલ; abundant: (૩) ગીચ, ખીચોખીચ; dense, close.

**ભરડકી**,(સ્ત્રી.) **ભરડકું**, (ન.) જુઓ **ભરડકી**.

**ભરડવું**, (સ. ક્રિ.) અનાજને જાડું દળવું, કઠોળને બે ફાડ પડે એમ દળવું; to grind corn coarsely, to grind pulses in two parts: (૨) મૂર્ખાઈભર્યો બકવાટ કરવો; to prattle foolishly.

**ભરડિયું**, (ન.) જુઓ **ભરડકી, ભડકું**.

**ભરડો**, (પું.) ભરડેલી વસ્તુ; a thing coarsely ground: (૨) કોઈ પ્રાણી કે માણસને જોરથી ભીંસમાં લેવું તે; the act of encircling an animal or man tightly, a firm encircling grip.

**ભરણ**, (ન.) ગુજરાન; maintenance: (૨) પોલાણ ભરવાની કોઈ પણ વસ્તુ; anything for filling a cavity: (૩) દુખતી આંખમાં એક પ્રકારનું ઔષધ ભરવું તે; the act of filling a sore eye with a peculiar medicine: **–પોષણ**, (ન.) ગુજરાન.

**ભરણી**, (સ્ત્રી.) સત્તાવીસ નક્ષત્રોમાંનું બીજું; the second of the twenty-seven constellations.

**ભરણી**, (સ્ત્રી.) ભરવાની ક્રિયા કે રીત; the act or mode of filling: (૨) પુરવણી, ઉમેરો; a supplement, re-enforcements: (૩) નાણાંની ચૂકવણી; payment, an amount paid.

**ભરત**, (ન.) માપ; measure: (૨) પ્રમાણ;

proportion: (૩) ભરતગૂંથણ; embroidery: (૪) ધાતુઓ ઢાળવાનું કામ; casting or moulding: (૫) મસાલાયુક્ત લોટ ભરીને કરેલું શાક; vegetables stuffed with spiced flour: **-કામ,** (ન.) જુઓ **ભરતગૂંથણ.**
**ભરતખંડ,** (પું.) હિંદુસ્તાન; India.
**ભરતગૂંથણ,** (ન.) કપડાં પર દોરા, જરી, વ.થી આકૃતિઓ પાડવાનું કામ; embroidery.
**ભરતાર,** (પું.) જુઓ **ભર્તા.**
**ભરતિયું,** (ન.) ખરીદવેચાણનો આંકડો, an invoice: (૨) માપ; measure: (૩) પાત્ર, બારદાન, વાસણ; receptacle, a vessel.
**ભરતી,** (સ્ત્રી.) જુઓ **ભરણી:** (૨) જુવાળ, ઊભરો; tide, swelling: (૩) વિપુલતા; abundance.
**ભરથાર,** (પું.) જુઓ **ભર્તા.**
**ભરનીંગળ,** (ન.) ભરાવું અને ખાલી થવું તે; filling and emptying: (૨) એક પ્રકારનું ત્રાસદાયક ગૂમડું; a pernicious skin-sore, fistula.
**ભરપટ્ટે,** (અ.) જરૂર કરતાં વધારે, સંતોષ થાય એટલું, વિપુલ પ્રમાણમાં; more than sufficient, enough to satisfy abundantly.
**ભરપાઈ,** (સ્ત્રી.) આખરી કે સંપૂર્ણ પતાવટ (લેણદેણ, હૂંડી, વ.); final or complete settlement or clearance (debts, bill, etc.)
**ભરપૂર,** (વિ.) તદ્દન ભરેલું; completely full: (૨) વિપુલ; abundant: (અ.) સંપૂર્ણ રીતે; completely.
**ભરભરું,** (વિ.) કોરું અને દાણાદાર, dry and granular: (૨) ભરડેલું coarsely ground.
**ભરભાંખળું,** (ન.) પરોઢિયું, પરોઢિયાનો ઝાંખો પ્રકાશ; the dawn, the twilight at dawn.
**ભરમ,** (પું.) ભ્રામક ખ્યાલ, ભ્રાંતિ; illusion; false conception: (૨) રહસ્ય, ભેદ; secret, mystery: (૩) શંકા, વહેમ; doubt.
**ભરમાવું,** (અ.ક્રિ.) ભ્રાંતિ થવી; to be eluded: (૨) ખોટા ખ્યાલથી છેતરાવું; to be deceived because of a false conception.
**ભરવવું,** (સ. ક્રિ.) લટકાવવું; to hang: (૨) ની અંદર નાખવું, જોડવું; to insert, to join: (૩) ભંભેરવું; to incite.
**ભરવાડ,** (પું.) ઢોરઢાંખરનો ધંધો કરનાર, એ નામની જ્ઞાતિનો માણસ; a shepherd: **-ણ, -ણી,** (સ્ત્રી.) a shepherdess.
**ભરવું,** (સ. ક્રિ.)-માં મૂકવું કે રેડવું; to fill: (૨) પૂરવું; to fill up: (૩) પૂરું પાડવું; to supply: (૪) ઉમેરવું, ઉમેરીને પૂરું કરવું; to add; to supplement: (૫) સંગ્રહ કરવો; to stock, to hoard: (૬) ભરપાઈ કરવું (નુકસાન, વ.); to make good (loss, etc.): (૭) ચૂકવવું, જમા કરાવવું; to pay, to clear: (૮) બદલા તરીકે મળવું, લણવું; to have as a reward, to reap: (૯) ફાળા, વ.માં આપવું; to contribute, to subscribe: (૧૦) માપવું; to measure: (૧૧) (સભા, વ.) બોલાવવું; to call, to convene (a meeting, etc.): (૧૨) સમૂહમાં બોલાવવું કે ભેગું કરવું; to call or cause to meet collectively: (૧૩) ભરતગૂંથણ કરવું; to embroider: (૧૪) સમૃદ્ધ કે વિપુલ કરવું; to make prosperous or abundant: (૧૫) બોજો મૂકવો, લાદવું; to burden: (૧૬) નિમણૂક કરવી; to appoint.
**ભરસાડ,** (સ્ત્રી.) જુઓ **ભડસાળ.**
**ભરાઉ,** (વિ.) પુષ્ટ, માંસલ, plump, fleshy.
**ભરાડી,** (વિ.) બાહોશ, પાકું; astute: (૨) ધૂર્ત, ચોરટું, ઉઠાઉગીર, deceitful, thevish: (૩) પ્રપંચી, યુક્તિબાજ; wily.
**ભરાવ,** (પું.) ભરાયેલી સ્થિતિ; filled up condition, fulness: (૨) ગીચતા; closeness: (૩) જમાવ, જથો; a congregation, a gathering, a collection **-દાર,** (વિ.) જુઓ **ભરાઉ.**
**ભરાવવું,** (સ. ક્રિ.) 'ભરવું'નું પ્રેરક: (૨) જુઓ **ભરવવું.**
**ભરાવું,** (અ. ક્રિ.) 'ભરવું'નું કર્મણિ.
**ભરાવો,** (પું.) જુઓ **ભરાવ.**
**ભરૂસાપાત્ર, ભરૂંસાપાત્ર, ભરૂસાદાર, ભરૂંસાદાર,** (વિ.) જુઓ **ભરોસાપાત્ર.**

**ભરૂસો, ભરૂંસો,** (પું.) જુઓ **ભરોસો.**
**ભરોસાપાત્ર,** (વિ.) વિશ્વાસ રાખવા લાયક, વિશ્વાસુ; trustworthy, faithful: (૨) આધારભૂત, ખાતરીપૂર્વકનું; reliable.
**ભરોસો, ભરોંસો,** (પું.) વિશ્વાસ, પતીજ, trust, faith: (૨) ખાતરી, વિશ્વાસપાત્રતા; assurance, reliability.
**ભર્ગ,** (ન.) પ્રભા, તેજ; lustre, brightness.
**ભર્તા, ભર્ત્તા,** (પું.) પતિ; the husband: (૨) સ્વામી, શેઠ, a lord, a master: (૩) પાલક; a nourisher, a supporter.
**ભર્ત્રી,** (સ્ત્રી.) માતા, a mother: (૨) પાલક સ્ત્રી; a female supporter. [perous.
**ભર્યુંભાદર્યું,** (વિ.) આબાદ, સમૃદ્ધ, pros-
**ભલતું,** (વિ.) ગમે તે પ્રકારનું; of any sort or kind (૨) અનિશ્ચિત, અસ્પષ્ટ; indefinite, obscure: (૩) ફાલતુ, surplus and unnecessary: (૪) સંબંધરહિત; unrelated.
**ભલભલું,** (વિ.) શક્તિશાળી અને સમૃદ્ધ; powerful or capable and prosperous. [(૨) અને (૩).
**ભલમનસાઈ,** (સ્ત્રી.) જુઓ **ભલાઈ:** (૧),
**ભલાઈ,** (સ્ત્રી.) માયાપણું, વિનમ્રતા; kindness, gentleness: (૨) સારપ; goodness: (૩) નેકી, પ્રામાણિકતા, integrity, honesty: (૪) કલ્યાણ, સુખ; welfare, happiness: (૫) સમૃદ્ધિ, આબાદી; prosperity: (૭) સૌજન્ય, વ.ની પ્રતિષ્ઠા; reputation for integrity, etc.
**ભલાભલી,** (સ્ત્રી.) સારો સંબંધ; good relation: (૨) સુમેળ, સંપ, concord, unity.
**ભલામણ,** (સ્ત્રી.) સિફારસ; recommendation: (૨) શાખ કે ઓળખાણનો પત્ર; a letter of credit or introduction: (૨) ભરોસાપૂર્વકની સોંપણી, a trust.
**ભલાશ,** (પું.) જુઓ **ભલાઈ:** (૧), (૨) અને (૩).
**ભલીવાર,** (પું.) સત્ત્વ, કસ, પાણી, ખમીર; essence, spirit, 'metile' (૨) ફાયદો; benefit: (૩) સારપ; goodness: (૪) મૂલ્ય, લાયકાત, worth.
**ભલું,** (વિ.) નિષ્પાપ, સારું; good: (૨) દયાળુ, માયાળુ; kind: (૩) પ્રામાણિક, honest: (૪) વિવેકી, સભ્ય; courteous.
**ભલે,** (અ.) સારું, ઠીક, બરાબર; well, all right.
**ભલેરું,** (વિ.) વધારે સારું કે આવકારપાત્ર; better or more welcome: (૨) જુઓ **ભલું.**
**ભલ્લુક, ભલ્લૂક,** (પું.) રીંછ; a bear.
**ભવ,** (પું.) જન્મ, જન્મારો; birth, life: (૨) સંસાર; the world, worldly life: (૩) ભગવાન શંકર; Lord Shiva.
**ભવન,** (ન.) ઘર; રહેઠાણ, મોટું મકાન; a house, an abode, big building.
**ભવાઈ,** (સ્ત્રી.) લોકનાટક, આમજનતા માટેનું ઉતરતા દરજ્જાનું નાટક, a folk-drama: (૨) ફજેતો; fiasco, disgrace. [event
**ભવાડો,** (પું.) ફજેતો; fiasco, disgraceful
**ભવાની,** (સ્ત્રી.) દેવી પાર્વતી; the goddess Parvati.
**ભવાયો** (પું.) ભવાઈનો નટ; actor of a folk-drama (૨) નિર્લજ્જ, પ્રતિષ્ઠાહીન માણસ; a shameless, creditless man.
**ભવિતવ્ય,** (વિ.) (ન.) ભાવિ, ભવિષ્ય; future: **–તા,** (સ્ત્રી.) પ્રારબ્ધ, નસીબ; fate, destiny.
**ભવિષ્ય,** (વિ.) ભાવિ, આવતા સમયનું; future: (ન.) પ્રારબ્ધ; fate, destiny: (૨) વારસો; legacy: (૩) આગાહી; a prediction: (૪) ભવિષ્યકાળ; the future tense: **–કાળ, –કાલ,** (પું.) the future tense: (૨) આવતો સમય; the future (time) **–વેત્તા,** (પું.) ભાવિ જાણનાર, ભાવિની આગાહી કરનાર; a prophet, an astrologer.
**ભવું,** (ન.) આંખની ભમ્મર; the eyebrow.
**ભવોભવ,** (અ.) દરેક જન્મમાં; in each birth: (૨) જીવનપર્યંત, કાયમ માટે; lifelong, permanently.
**ભવ્ય,** (વિ.) ગૌરવશાળી; grand, magnanimous: (૨) પ્રતિભાશાળી, awe-inspiring: (૩) આકર્ષક, સુંદર; attrac-

tive, handsome: (૪) ભાવિ; future, **–તા,** (સ્ત્રી.) પ્રતિભા; grandeur, awe.
**ભશકો, ભસકો,** (પું.) ઉગ્ર ઇચ્છા કે આતુરતા; an intense desire or eagerness.
**ભસવું,** (અ. ક્રિ.) (કૂતરાએ) બોલવું; to bark: (૨) બકવાટ કરવો; to prattle.
**ભસ્મ,** (સ્ત્રી.) રાખ; ashes: (૨) પવિત્ર રાખ; sacred ashes: (૩) ઔષધ તરીકે ધાતુની રાખ; metallic oxide as medicine: **–ક,** (વિ.) બાળીને ભસ્મ કરી દે એવું, સંપૂર્ણ નાશકારક; burning to ashes, totally destructive: (પું.) એક પ્રકારનો વ્યાધિ જેમાં વિપુલ પ્રમાણમાં ખોરાક બળી જાય છે પરંતુ લોહી થતું નથી; a kind of disease in which plentiful food is burnt away but blood is not formed.
**ભળકડું,** (ન.) પરોઢિયું; the dawn.
**ભળતું,** (વિ.) સુમેળવાળું, બંધબેસતું, સરખું; harmonious, fitting, similar: (૨) જુઓ **ભલતું.**
**ભળભાંખળું,** (ન.) જુઓ **ભરભાંખળું.**
**ભળવું,** (અ. ક્રિ.) ભેગું, મળી જવું, એકરૂપ થવું; to mix with, to diffuse: (૨) સમાન કે સરખું હોવું; to be similar, to resemble.
**ભળામણ,** (સ્ત્રી.) જુઓ **ભલામણ.**
**ભળાવવું,** (સ. ક્રિ.) વિશ્વાસપૂર્વક સોંપવું; to entrust: (૨) ભલામણ કરવી; to recommend.
**ભંગ,** (પું.) ભાંગી કે તૂટી પડવું તે; a break-down: (૨) ભાંગવું કે તોડવું તે; a breaking: (૩) અડચણ, વિઘ્ન; obstruction, hindrance: (૪) વિનાશ; destruction: (૫) નિષ્ફળતા; failure: (૬) વળાંક; a bend, a curve.
**ભંગ,** (સ્ત્રી.) જુઓ **ભાંગ: –ડ,** (વિ.) ભાંગનું વ્યસની; addicted to hemp.
**ભંગાણ,** (ન.) ભંગ, a break, a breakdown, a breach: (૨) કુસંપ, અણબનાવ; discord.
**ભંગાર,** (પું.) નકામી ભાંગીતૂટી વસ્તુઓ; scrap.
**ભંગિયો, ભંગી,** (પું.) જાહેર ગંદવાડ સાફ કરનાર; a scavenger.
**ભંગુર,** (વિ.) ભાંગી કે તૂટી જાય એવું; breakable: (૨) નાશવંત, અલ્પજીવી; perishable, transitory.
**ભંજક,** (વિ.) તોડનારું, ભાંગનારું, નાશ કરનારું; breaking, destroying (૨) ટાળનાર, દૂર કરનાર: (ન.) નાશ કરનાર, નાશ; destroyer, destruction.
**ભંજવું,** (સ. ક્રિ.) ભાંગવું; to break.
**ભંડક,** (ન.) ભોંયરું; a cellar, an underground store-room. **ભંડકિયું,** (ન.) નાનું ભોંયરું.
**ભંડાર,** (પું.) સંગ્રહ કરેલી વસ્તુઓ રાખવાની જગા, કોઠાર, વ.; a store-house, a granary: (૨) ખજાનો; a treasure: (૩) સંગ્રહ; hoarded things or wealth: (૪) દુકાન; a shop, a store: **–વું,** (સ. ક્રિ.) સંગ્રહ કરવો; to store, to hoard.
**ભંડારિયું,** (ન.) બંધ થઈ શકે એવો ગોખલો; a secure recess in a wall, etc.: (૨) ગાડા, વ. નીચેની પેટી, a box in the lower part of a cart or vehicle: (૩) ઘરના પાછળના ભાગમાં આવેલો કોઠાર જેવો નાનો ઓરડો; a small storeroom in the hind part of a house.
**ભંડારી,** (પું.) ભંડારનો રખેવાળ કે દેખરેખ રાખનાર અધિકારી, a store-keeper. (૨) ખજાનચી; a treasurer: (૩) દારૂ-તાડી ગાળવાનો ધંધો કરનાર; a person who distils wine or extracts toddy and deals in them.
**ભંડારો,** (પું.) ગામ કે જ્ઞાતિના બધા માણસોને જમાડવા તે, a collective dinner for all the persons of a village, town or caste: (૨) સાધુઓને જમાડવાં તે; a dinner for medicants.
**ભંડોળ,** (ન.) ચોક્કસ હેતુ માટે એકત્ર કરેલી મૂડી; fund; stock, capital.

**ભંપોલ,** (વિ.) અંદરથી પોલું; hollow from within: (૨) પોકળ; vain.
**ભંભલી,** (સ્ત્રી.) સાંકડા મોઢાનું, નાનું, માટીનું જળપાત્ર; a small, narrow-mouthed earthen water-pot.
**ભંભેરણી,** (સ્ત્રી.) કાનમાં ઝેર રેડવું તે, ખોટી ઉશ્કેરણી; incitement; instigation.
**ભંભેરવું,** (સ. ક્રિ.) કાનમાં ઝેર રેડવું, to incite, to instigate.
**ભા,** (સ્ત્રી.) કાંતિ, તેજ; lustre, brightness.
**ભા,** (પું.) વડીલો માટે માનાર્થે વપરાતો શબ્દ; an honourable term for elders: (૨) દાદા, પિતા, મોટાભાઈ વ.; a grandfather, father, an elder brother, etc.
**ભાઈ,** (પું.) સહોદર, a brother: (૨) કાકા, મામા, વ.નો પુત્ર; a paternal or maternal cousin: (૩) ભાઈચારો ધરાવતી કોઈ પણ વ્યક્તિ; any person having brotherly relations: (૪) મિત્ર; a friend: **-ચારો,** (પું.) ભાઈઓ જેવો સંબંધ; brotherhood: **-બંધ,** (પું). મિત્ર; a friend: **-બંધી,** (સ્ત્રી.) friendship: **-ભાંડુ,** (ન. બ. વ.) children of the same parents.
**ભાખર, ભાખરી,** (સ્ત્રી.) જાડી, કઠણ રોટલી; a thick, hard bread or loaf. **ભાખરો,** (પુ.) ભાખર.
**ભાખવું,** (સ ક્રિ) ઉચ્ચારવું, બોલવું; to utter, to speak: (૨) આગાહી કરવી; to predict.
**ભાગ,** (પું.) હિસ્સો; share, part: (૨) વિભાગ; part, division, section: (૩) ભાગાકાર; a dividing, a division: **-બટાઈ,** (સ્ત્રી.) ખેતઊપજનો અમુક ભાગ મહેસૂલ તરીકે આપવો તે; handing over a portion of farm produce as revenue: **-લું,** (વિ.) ભાંગેલું; broken: **-લો,** (પું.) તૂટેલો ભાગ, કકડો; a broken part, a piece.
**ભાગવત,** (વિ.) દૈવી; divine: (૨) એક મહત્ત્વનું પુરાણ; an important or major Purana.
**ભાગવું,** (સ. ક્રિ.) નાસી જવું; to run away: (૨) ગુનો કરીને નાસતા ફરવું; to abscond: (૩) જુઓ **ભાંગવું**: (સ. ક્રિ.) જુઓ **ભાંગવું.**
**ભાગાકાર,** (પું.) (ગણિત) ભાગવું તે; (maths.) division: (૨) ભાગવાથી આવતી રકમ; a quotient.
**ભાગિયણ,** (સ્ત્રી.) સ્ત્રી ભાગીદાર; a female partner. [ભાગીદાર.
**ભાગિયું,** (વિ.) ભાગિયો: (પું.) જુઓ
**ભાગીદાર,** (વિ.) (પું.) ભાગ કે હિસ્સો ધરાવતું; sharing, having a partnership: (પું.) હિસ્સેદાર; a partner or share-holder: (૨) સાથી; a co-worker, a companion. [પણું; partnership.
**ભાગીદારી,** (સ્ત્રી.) પંતિયાળું, હિસ્સેદાર-
**ભાગીરથી,** (સ્ત્રી.) ગંગા નદી; the Ganges.
**ભાગું,** (અ.) ને અંગે કે કારણે; because of.
**ભાગેડુ,** (વિ.) (પું.) નાસી જનાર કે નાસતી-ફરતી વ્યક્તિ; a person who runs away, an absconder.
**ભાગોળ,** (સ્ત્રી.) શહેરના કિલ્લાનો દરવાજો; a gate of a city-fort: (૨) ગામનું પાદર; an outskirt of a village: (૩) ચોક, બજાર; a square, a market place
**ભાગ્ય,** (ન.) પ્રારબ્ધ, નસીબ; fate, destiny: **-વંત, -વાન, -શાળી,** (વિ) નસીબદાર, સમૃદ્ધ; fortunate, prosperous: **-હીન,** (વિ.) કમનસીબ; unfortunate: (૨) દુઃખી; miserable.
**ભાગ્યુંતૂટ્યું,** (વિ.) ભાંગેલું અને જીર્ણ; broken and worn out: (૨) તુચ્છ, ક્ષુલ્લક; broken, insignificant.
**ભાગ્યે,** (અ.) ક્વચિત, rarely, seldom: (૨) કદાચ; perhaps. [divisor.
**ભાજક,** (વિ.) (પું.) ભાગનાર સંખ્યા; a
**ભાજન,** (ન.) વાસણ, પાત્ર; a vessel, a receptacle.
**ભાજી,** (સ્ત્રી.) ખાદ્ય વનસ્પતિ કે એનું શાક; raw or cooked edible vegetables:

**-ખાઉ,** (વિ.) શાકાહારી; vegetarian: (૨) નબળું; weak: **-મૂળા,** (પું. બ. વ.) ભાજી (૨) તુચ્છ વસ્તુ કે વ્યક્તિ; an insignificant thing or person.

**ભાજ્ય,** (વિ.) ભાગાકાર થઈ શકે એવું, divisible: (૨) ભાગવાની રકમ; a dividend.

**ભાટ,** (પું.) ચારણ; a bard, a minstrel: (૨) ખુશામતિયો; a flatterer: **ભાટાઈ,** (સ્ત્રી.) ચારણનું કાર્ય; the function of a bard' (૨) વધારે પડતી ખુશામત; excessive flattery.

**ભાટિયો,** (પું.) એ નામની જ્ઞાતિનો માણસ; a man of the so-named caste: (૨) દૂધનો વેપારી; a milk vendor: (૩) કાછિયો; a vegetable merchant.

**ભાઠ,** (ન.) ઘારું; નારું; a deep skin-sore.

**ભાઠું,** (ન.) નદીકાંઠાનો રેતાળ પ્રદેશ; sandy region around a riverbank:(૨) છીછરા પાણીનો પ્રદેશ, a shoal: (૩) જુઓ ભાઠ.

**ભાડ,** (સ્ત્રી.) ભૂંજવાની ભઠ્ઠી, a hearth for parching grain: (૨) ભૂંજવાનો તવો, a pan for parching grain: **-ભૂંજો,** (પું.) અનાજ ભૂંજવાનો ધંધો કરનાર; a grain-parcher.

**ભાડવાત,** (પું.) જુઓ **ભાડૂત.**

**ભાડિયો,** (પું.) ભૂંજવાનાં પાત્ર કે હાંડલું; a parching-pot.

**ભાડું,** (ન.) વસ્તુ, સ્થળ, મકાન, ઇ. ના ઉપયોગ માટેની રકમ, rent, hire, fare, freight.

**ભાડૂત,** (પું.) ભાડે રાખનાર, a hirer, a tenant: **ભાડૂતી,** (વિ.) ભાડે રાખેલું કે આપેલું; hired: (૨) કેવળ આવક માટે સેવાચાકરી કરતું; mercenary.

**ભાણ,** (પું.) સૂર્ય; the sun.

**ભાણ,** (પું.) એક પ્રકારનું એકપાત્રી નાટક; a kind of single-character drama.

**ભાણાવહેવાર,** (પું.) સાથે જમવાનો સંબંધ; relation permitting joint dinners.

**ભાણિયો,** (પું.) જુઓ **ભાણેજ.**

**ભાણી,** (સ્ત્રી.) જુઓ **ભાણેજી.**

**ભાણું,** (ન.) પીરસેલી થાળી, a served dish or plate:(૨)ખોરાક,ભોજન;food,dinner.

**ભાણેજ,** (પું.) બહેનનો પુત્ર; a sister's son, a maternal nephew. **ભાણેજાં,** (ન. બ. વ.) બહેનનાં સંતાનો, a sister's children: **ભાણેજી,** (સ્ત્રી.) બહેનની પુત્રી; a sister's daughter.

**ભાણો,** (પું.) જુઓ **ભાણેજ.**

**ભાત,** (સ્ત્રી.) રીત, પ્રકાર, જાત; a mode, a method, a sort: (૨) છાપેલી કે ભરતગૂંથણની આકૃતિ; a printed or *embroidered figure or design.*

**ભાત,** (પું.) રાંધેલા ચોખા, cooked rice: (૨) ભાતું, tiffin' (પું.) (ન.) ડાંગર; paddy. [વિવિધરંગી; multi-coloured.

**ભાતભાતનું,** (વિ.) વિવિધ; varied: (૨)

**ભાતીગર, ભાતીગળ, ભાતીલું,** (વિ.) જુઓ **ભાતભાતનું.**

**ભાતું, (ભાથું),** (ન.) પ્રવાસી, કામદાર, વ.એ સાથે રાખેલો ખોરાક; tiffin.

**ભાથું,** (ન.) **ભાથો,** (પું.) બાણાવળીની પીઠ પર રહેતી બાણ રાખવાની કોથળી; a quiver.

**ભાદરવો, (ભાદ્રપદ),** (પું.) વિક્રમ સંવતનો અગિયારમો માસ; the eleventh month of the Vikram year.

**ભાન,** (ન.) શુદ્ધિ; consciousness, wakeful normal condition of the mind: (૨) યાદ, સ્મરણ; remembrance, recollection: (૩) અક્કલ, સમજ; sense, understanding: (૪) ચિત્તની ગ્રહણશક્તિ; the power of perception: (૫) કાળજી, સાવચેતી, તકેદારી; care, alertness: **-ભૂલું,** (વિ.) ભુલકણા સ્વભાવનું, શૂન્યમનસ્ક; forgetful, absent-minded

**ભાનુ,** (પું.) સૂર્ય; the sun. [wife.

**ભાભી,** (સ્ત્રી.) ભાઈની પત્ની; a brother's

**ભાભુ,** (સ્ત્રી.) પિતાની મા; father's

mother: (૨) મોટા કાકાની પત્ની; wife of an elderly uncle: (૩) જુઓ **ભાભી.**
**ભાભો,** (પું.) ખેડૂત; a farmer: (૨) રેચો, જડસો; a rustic, a stupid man: (૩) વડીલને માટે વપરાતો માનવાચક શબ્દ.
**ભામ,** (ન.) ઢોરનું ચામડું; hide.
**ભામટો,** (પું.) હલકા પ્રકારનો બ્રાહ્મણ; a lowly Brahman: (૨) ભટકતો ચોર, a wandering thief.
**ભામા,** (સ્ત્રી.) સ્ત્રી, નારી; a woman.
**ભામિની,** (સ્ત્રી.) રૂપાળી યુવતી; a beautiful young woman. [husband.
**ભાયડો,** (પું.) પુરુષ; a man: (૨) પતિ;
**ભાયાત,** (પું.) પિત્રાઈ, a cousin: (૨) રાજાનો પિત્રાઈ; a ruler's cousin:
**ભાયાતી,** (વિ.) ભાયાતનું કે એને લગતું.
**ભાર,** (પુ.) વજન; weight: (૨) દબાણ; pressure: (૩) બોજો; a burden, a load: (૪) મહત્ત્વ, વજૂદ, વજન; importance, reality, emphasis: (૫) અપચો; indigestion: (૬) ગુંજાશ; strength, power, mettle, capability: (૭) સમૂહ, જથો; collection: (૮) જવાબદારી; responsibility: (૯) પાડ, આભાર; gratitude, obligation: **-ખાનું,** (ન.) ભારવાહક વાહન કે રેલવેનો ડબ્બો; a freight cart or vehicle, a railway wagon: (૨) માલગાડી; a goods train.
**ભારજા,** (સ્ત્રી.) પત્ની; wife. [ભારવટિયો.
**ભારટિયું,** (ન.) **ભારટિયો,** (પું.) જુઓ
**ભારણ,** (ન.) વજન, બોજો, દબાણ; weight, burden, pressure: (૨) રાખમાં અગ્નિ ભારવો તે; preservation of live coals by covering them with ashes: (૩) જાદુ, વશીકરણ, sorcery, bewitchment.
**ભારત,** (પું.) (ન.) આપણો દેશ-હિંદ; our country - India: (૨) મહાકાવ્ય મહાભારત, Mahabharata, the greatest epic: **-વર્ષ,** (પું.) (ન.) ભારત, હિંદ.
**ભારતીય,** (વિ.) હિંદનું કે એને લગતું; Indian.
**ભારવટિયો,** (પું.) ટેકારૂપ મોટું લાકડું, પાટડો, મોભ; a big wooden-prop, a beam.
**ભારવું,** (સ. ક્રિ.) રાખની અંદર અંગારા સાચવવા; to preserve live coals under ashes: (૨) મોહ પમાડવો, વશીકરણ કરવું; to fascinate, to bewitch.
**ભારી,** (વિ) જુઓ **ભારે** (સ્ત્રી.) નાનો ભારો; a small bundle of wood, etc.
**ભારે,** (વિ.) વજનદાર; heavy, weighty: (૨) કપરું, મુશ્કેલ; tough, hard, difficult: (૩) મૂલ્યવાન; precious: (૪) મંદ, dull: (૫) ભયંકર; terrible: (૬) મહાન, મહત્ત્વનું; great, important: (૭) ગહન; deep, profound: (અ.) અતિશય, ખૂબ; greatly, exceedingly, very much: **-ખમ,** (વિ.) અતિશય વજનદાર; very heavy: (૨) ધીરગંભીર; grave, sedate: (૩) પ્રતિષ્ઠિત, વક્કરવાળું; reputed, dignified: (૪) મોટાઈનો દંભ કરતું; pretending greatness. [gnant
**ભારેવગી, ભારેવાઈ,** (વિ.) સગર્ભા; pre-
**ભારો,** (પું.) લાકડાં, ઘાસ, વ.નો બાંધેલો સમૂહ, ઝૂડો; a bundle of wood, grass, etc.: (૨) ભારે બોજ કે વજન; a heavy load or weight.
**ભારોટિયું,** (ન.) **ભારોટિયો,** (પું.) જુઓ
**ભાર્યા,** (સ્ત્રી.) પત્ની; wife. [**ભારવટિયો.**
**ભાલ,** (ન.) કપાળ; the forehead.
**ભાલ,** (ન.) ભાઠા જેવાં પ્રદેશ કે જમીન, a shoal, a sandy region: (પું.) (ન) ખંભાત અને વલ્લભીપુર વચ્ચેનો પ્રદેશ; the region between Khambhat and Vallabhipur.
**ભાલુ,** (ન.) રીંછ; a bear: (૨) એક પ્રકારનું શિયાળ; a kind of fox.
**ભાલું,** (ન.) **ભાલો,** (પું.) એક પ્રકારનું લાંબું, અણીદાર શસ્ત્ર; a spear, a lance.
**ભાલોડું,** (ન.) બાણ અથવા એનું ફલક; an arrow or its extreme blade.

**ભાવ,** (પુ.) મૂલ્ય, કિંમત, દર; value, price, rate.

**ભાવ,** (પું.) વાસ્તવિકતા, અસ્તિત્વ; reality, existence: (૨) સ્વભાવ, પ્રકૃતિ, disposition, nature: (૩) હેતુ, ઇરાદો; intention, aim: (૪) મંતવ્ય; an opinion: (૫) અર્થ, મતલબ, તાત્પર્ય; meaning, substance: (૬) શારીરિક હાવભાવ, અભિનય; physical expression, gesture, acting: (૭) પ્રીતિ, શોખ, ગમો; love, affection, fondness, affinity, liking: (૮) શ્રદ્ધા, faith, trust: (૯) સ્થિતિ; state, condition: (૧૦) આકાર, સ્વરૂપ; shape, form: (૧૧) લાગણી, વૃત્તિ; feeling, sentiment, inclination: **-ગીત,** (ન.) ઊર્મિકાવ્ય, લાગણીપ્રધાન ગીત કે કાવ્ય; a lyric.

**ભાવટ, ભાવઠ,** (સ્ત્રી.) ચિંતા, ઉપાધિ; anxiety, trouble.

**ભાવન,** (ન.) રુચિ, ગમો; affinity, liking: (૨) ધ્યાન, ચિંતન; meditation, absorption: (વિ.) રોચક, અનુકૂળ; pleasing, agreeable.

**ભાવના,** (સ્ત્રી) ઇચ્છા, અભિલાષા; desire: (૨) ઊર્મિ, લાગણી; sentiment, emotion, feeling: (૩) કલ્પના, અનુમાન; imagination, inference: (૪) શ્રદ્ધા; faith, trust: (૫) ચિંતન, ધ્યાન; deep thinking, meditation: (૬) ઔષધ-નિર્માણ માટેનો પુટ; the process of calcining for preparing medicines: **-પ્રધાન, -શીલ,** (વિ.) ઊર્મિલ, લાગણી-પ્રધાન, sentimental, emotional

**ભાવવું,** (સ. ક્રિ.) ગમવું; to like: (૨) રુચિ હોવી, અનુકૂળ હોવું, to have affinity for, to be agreeable to: (૩) વૃત્તિ હોવી; to be inclined to.

**ભાવાત્મક,** (વિ) વાસ્તવિક, સાચું, હકીકત-જન્ય, real, true, factual: (૨) હયાત, અસ્તિત્વ ધરાવતું; existing.

**ભાવાનુવાદ,** (પું.) મુક્ત અનુવાદ; free translation.

**ભાવાર્થ,** (પું.) તાત્પર્ય, સાર, મતલબ; implied meaning, substance, tenor, purport.

**ભાવિ,** (વિ.) ભવિષ્યનું; future: (ન.) ભવિષ્ય; future: (૨) પ્રારબ્ધ; fate, destiny.

**ભાવિક,** (વિ) ઊર્મિલ; emotional: (૨) પ્રેમાળ, affectionate: (૩) શ્રદ્ધાવાળું, ભક્તિભાવવાળું; trusting, devout: (૩) ચતુર, મર્મજ્ઞ; clever, sagacious.

**ભાવી,** (વિ.) (ન.) જુઓ **ભાવિ.**

**ભાવુક,** (વિ) જુઓ **ભાવિક.**

**ભાષણ,** (ન) વાચા, ઉચ્ચારણ; speech, utterance: (૨) વ્યાખ્યાન; a lecture, a discourse.

**ભાષા,** (સ્ત્રી.) વાચા; speech: (૨) બોલી, વાણી; language, dialect: (૩) વ્રજભાષા, the Brij dialect: **-શાસ્ત્ર,** (ન.) philology: **ભાષાંતર,** (ન.) તરજુમો, અનુવાદ; translation: **ભાષાંતરકાર,** (પુ) અનુવાદક, a translator.

**ભાષી,** (વિ) (સમાસમાં) (અમુક ભાષા) બોલનાર; (in compounds) speaking (a particular language).

**ભાષ્ય,** (ન.) વિગતવાર ટીકા કે વિવરણ; detailed commentary or explanation: **-કાર,** (પુ.) વિવેચક, ટીકાકાર; a commentator or explanatory critic.

**ભાસ,** (પું) દેખાવ, appearance: (૨) ખ્યાલ, છાપ, a notion, an impression: (૩) સામ્ય; resemblance, similarity: (૪) ભ્રમ, ભ્રાંતિ; an illusion: (૫) આછો પ્રકાશ; dim light: **-માન,** (વિ) દેખાતું; seeming, apparent.

**ભાસવું,** (અ. ક્રિ.) દેખાવું; to seem, to appear: (૨) દેખીતું સામ્ય હોવું; to seem to resemble: (૩) લાગવું, મનથી ગ્રહણ કરવું; to feel, to perceive: (૪) પ્રકાશવું; to shine.

**ભાસ્કર,** (પું.) સૂર્ય; the sun.

**ભાળ,** (સ્ત્રી.) ખબર, પત્તો; information,

whereabouts:(૨) સંભાળ, કાળજી; care, attention:–વણ,–વણી, (સ્ત્રી.) સાચવવા સોંપવું તે; an entrusting: (૨) ભલામણ; recommendation: –વવું, (સ. ક્રિ.) સાચવવા સોંપવું; to entrust:(૨) ભલામણ કરવી; to recommend:–વું,(સ.ક્રિ.)જોવું, અવલોકન કરવું; to see, to observe.

**ભાંગ,** (સ્ત્રી.) એક પ્રકારની માદક વનસ્પતિ; hemp: (૨) એનું પીણું, a drink containing hemp.

**ભાંગતોડ, ભાંગફોડ,** (સ્ત્રી.) ભાંગવું અને તૂટવું કે તોડવું તે; breakage, breaking and destroying.

**ભાંગરો,** (પું.) ઔષધ તરીકે વપરાતી એક પ્રકારની વનસ્પતિ; a kind of herb.

**ભાંગવું,** (સ. ક્રિ.) તોડવુ, ટુકડા કરવા; to break, to break into pieces: (૨) (ગામ, વ.) લૂંટીને નાશ કરવો કે પાયમાલ કરવું; (a village, etc.) to destroy or ruin by plundering:(અ. ક્રિ.) ટુકડા થવા; to be broken into pieces.

**ભાંજગડ, ભાંજઘડ,** (સ્ત્રી.) કજિયો, તકરાર; quarrel, strife: (૨) માથાઝીક, પંચાત,useless tedious discussion: (૩) વાટાઘાટ; negotiations.

**ભાંજગડિયું,** (વિ.) ગૂંચવણભર્યું; intricate, puzzling: (૨) કજિયાખોર, વ.; quarrelsome, etc.

**ભાંજણી,**(સ્ત્રી.) વિભાગ કરવા તે; dividing into parts or sections : (૨) વહેંચણી; distribution: (૩) હિસ્સો, ભાગ; share, part: (૪) ભાગાકાર; dividing, division: (ગણિત) નાનાને મોટા કે મોટાને નાના પરિમાણમાં ફેરવવું તે;(maths.)reduction.

**ભાંજવું,** (સ. ક્રિ.) ભાંગવુ, તોડવું; to break: (૨) ભાંગીને નાશ કરવો,જમીનદોસ્ત કરવું; to break and destroy; to demolish: (૩) ખલેલ કરવી; to disturb: (૪) નાખુશ કરવું; to displease: (૫) તોડ કાઢવો, સમાધાન કરવું; to settle, to compromise: (૬) પાયમાલ કરવું; to ruin.

**ભાંડ,** (પું.) હલકા પ્રકારનો મશ્કરો; a mean jester: (૨) બીભત્સ ચેનચાળા કરનાર મશ્કરો; a jester indulging in obscene language and gestures: (વિ.) બીભત્સ, નિર્લજ્જ, ઘૃણાત્મક; obscene, shameless, repulsive.

**ભાંડ,** (ન.) વાસણ, પાત્ર; a vessel, a receptacle.

**ભાંડણ,** (ન.) ગાળાગાળી; reviling: (વિ.) બીભત્સ, ભાંડણવાળું; obscene, abusive.

**ભાંડરડાં, ભાંડરાં,** (ન. બ. વ.) ભાંડુઓ, brothers and sisters.

**ભાંડવું,** (સ. ક્રિ.) ગાળો દેવી; to revile: (૨) નિંદા કરવી; to slander.

**ભાંડુ,** (ન.) ભાઈ કે બહેન, એક જ માબાપનું સંતાન; a brother or a sister, a child of the same parents.

**ભાંડો,** (પુ.) પહોળા મોઢાનું ઘડા જેવું પાત્ર; a broad-mouthed pot or vessel.

**ભાંભરવું,** (સ. ક્રિ.). (ગાયનું) ભાંભરવું; to bellow.

**ભાંભરું, ભાંભળું,** (વિ.) જરા ખારું કે સ્વાદરહિત (પાણી); slightly saltish or tasteless (water)

**ભિક્ષા,** (સ્ત્રી.) ભીખ, યાચના; begging: (૨) ભિક્ષાથી મળેલી વસ્તુ; things got by begging: (૩) દાન; alms, charity: –પાત્ર, (ન.) a begging bowl –વૃત્તિ, (સ્ત્રી.) ભિક્ષા પર નભવું તે; maintenance by begging.

**ભિક્ષુ, ભિક્ષુક,** (પું.) યાચક, માગણ, a mendicant, a beggar: (૨) બૌદ્ધ સાધુ; a Buddhist mendicant or monk.

**ભિખારણ,** (સ્ત્રી.) સ્ત્રી યાચક કે માગણ; a female beggar.

**ભિખારવું,** (વિ.) (ન.) જુઓ **ભિખારી.**

**ભિખારવેડા,** (પું બ. વ.) ભીખ માગવાની વૃત્તિ, the begging tendency.

**ભિખારી,** (પું.) માગણ, યાચક; a beggar, a mendicant: (વિ.) ભીખ માગવાની

વૃત્તિવાળું; beggarly: (૨) ગરીબ, કંગાલ, દુ:ખી; poor, wretched, miserable: **–વેડા,** જુઓ **ભિખારવેડા.**

**ભિખારું,** (વિ.) (ન.) જુઓ **ભિખારી.**

**ભિજાવવું,** (સ. ક્રિ.) **ભિજાવું,** (અ. ક્રિ.) જુઓ **ભીંજાવવું,** અને **ભીંજાવું.**

**ભિડાવવું,**(સ.ક્રિ.) બાંધવુ, કસવું; to bind, to fasten: (૨) બંધ કરવું; to shut up: (૩) ભેટવું, દબાવવું; to embrace, to clasp, to press: (૪) થાપ આપવી, મૂંઝાવવું; to outwit, to nonplus, to perplex: (૫) ધમકાવવું; to rebuke severely, to threaten: (૬) ભંભેરવું; to incite: (૭) વૈમનસ્ય કરાવવું; to create bitterness or enmity: (૮) ફસાવીને પકડમાં લેવું, to grip by fascinating.

**ભિડાવું,** (અ. ક્રિ.) પકડ કે ભીડમાં આવવું; to be gripped or pressed closely (૨) ફસાવું; to be fascinated or entangled: (૩) મૂંઝવણમાં મૂકવું; to be perplexed or puzzled.

**ભિન્ન,** (વિ.) જુદા પ્રકારનું, અલગ; different, separate: (૨) નિરાળું, distinct: (૩)ભાંગેલું,અલગ થયેલું; broken, separated: **–તા,** (સ્ત્રી.) તફાવત, જુદાપણું; difference, dissimilarity: (૨) કુસંપ, કુમેળ; disunity, discord.

**ભિલ્લુ,** (પું.) રમતગમતનો સાથીદાર: a playmate; a companion in games.

**ભિષક, ભિષગ, ભિષજ,** (પું.) વૈદ્ય; a physician or doctor.

**ભિસ્તી,** (પું.) પખાલી; a man who fetches water in a leather bag.

**ભિંગડું,** (ન.) જુઓ **ભીંગડું.**

**ભિંડમાળ, ભિંડિમાળ,** (સ્ત્રી.) ગોફણ; a sling (for shooting stones).

**ભીખ,** (સ્ત્રી.) જુઓ **ભિક્ષા: –વું,** (સ. ક્રિ.) યાચના કરવી, દીનભાવે માગવું; to beg, to entreat for alms: (અ. ક્રિ.) ભિખારી થવું, ગરીબ કે કંગાલ બનવું; to become beggarly, to be reduced to poverty.

**ભીજવવું,** (સ. ક્રિ.) જુઓ **ભીંજવવું.**

**ભીજવું,** (અ. ક્રિ.) જુઓ **ભીંજવું.**

**ભીડ,** (સ્ત્રી.) ગિરદી; crowdedness, a close crowd, a throng: (૨) તંગી, ખેંચ; scarcity: (૩) દુ:ખ, ઉપાધિ; misery, trouble.

**ભીડવું,** (સ. ક્રિ.) બાંધવું, કસવું; to bind, to fasten: (૨) બંધ કરવું; to shut up: (૩) ભેટવું, દબાવવું; to embrace, to press: (૪) સંપર્કમાં લાવવું; to bring in contact: (૫) થાપ આપવી, મૂંઝાવવું; to outwit, to nonplus, to perplex: (અ. ક્રિ.) ઝૂઝવું; to wrangle, to strive against.

**ભીડો,** (પું.) એક પ્રકારનું સુતારનું ઓજાર; a kind of a carpenter's tool.

**ભીતર,** (ન.) અંદરના ભાગ કે બાજુ; an internal part or side: (૨) હૃદય; the heart: (અ.) અંદર; in, within.

**ભીતિ,** (સ્ત્રી.) ભય, બીક, fear, fright, dread, terror.

**ભીનાશ,** (સ્ત્રી.) ભેજ; wetness, moisture.

**ભીનું,** (વિ.) ભીંજવાળું, ભીંજાયેલું; wet, moist, soaked: (૨) જરા કાળા વાનનું; slightly dark-skinned or complexioned.

**ભીમ,** (વિ.) વિકરાળ, ભયંકર; horrible, terrible: (૨) દુર્જય, formidable: (પું.) પાંચ પાંડવોમાંનો બીજો

**ભીરુ,**(વિ.)ડરપોક, બીકણ; timid: **–તા,**(સ્ત્રી.) timidity

**ભીરુ,** (પું.) જુઓ **ભિલ્લુ.**

**ભીલ,** (પું.) એ નામની જંગલી જાતિનો માણસ; a man of a so-named Barbarian tribe: **–ડી,**(સ્ત્રી.) એ જાતિની સ્ત્રી.

**ભીષણ,** (વિ.) ભયંકર; terrible: (૨) ઝનૂની; fierce.

**ભીષ્મ,** (વિ.) ભયંકર; terrible: (પું.) પાંડવો તથા કૌરવોના પિતામહ.

**ભીંગડું,** (ન.) કઠણ, જાડી, જડ ચામડી; hard, thick, dead skin, a scale: (૨) છોડું; a husk.

**ભીંજવવું**, (સ. ક્રિ.) પલાળવું, તરબોળ કરવું; to wet, to drench, to soak.
**ભીંજવું**, (અ. ક્રિ.) પલળવું, તરબોળ થવું; to be drenched or soaked.
**ભીંજાવવું**, (સ. ક્રિ.) જુઓ **ભીંજવવું**.
**ભીંજાવું**, (અ. ક્રિ.) જુઓ **ભીંજવું**.
**ભીંડી**, (સ્ત્રી.) શણના વર્ગનો એક પ્રકારનો છોડ; a kind of jute-like plant: (૨) એનાં રેસા; its fibres.
**ભીંડો**, (પું.) એક પ્રકારનું શાક કે એનો છોડ; a kind of edible vegetable, a lady's finger or its plant.
**ભીંડો**, (પું.) ફાચર, અડચણ, હરકત; a wedge, an obstacle, a hindrance: (૨) ગપ; a rumour, a false report.
**ભીંત**, (સ્ત્રી.) દીવાલ; a wall.
**ભીંસ**, (સ્ત્રી.) ગીચતા, ચગદાવું કે ભીંસાવું તે; denseness, closeness, a squeeze, a crushing: (૨) ભારે દબાણ; heavy pressure: (૩) કટોકટી, a crisis: **-વું**, (સ. ક્રિ.) જોરથી દબાવવું, કે ચગદવું, to press or crush forcefully: (૨) ભેટવું; to embrace: (૩) મુશ્કેલીમાં મૂકવું; to put into trouble.
**ભુખાળવું**, (વિ.) ખાઉધરું; gluttonous.
**ભુજ**, (પું.) હાથ; the hand: (૨) હાથનો ઉપરનો અર્ધભાગ; the upper arm: (૩) (ગણિત) આકૃતિની બાજુ; (maths.) a side of a figure.
**ભુજંગ, ભુજંગમ**, (પું.) સાપ; a serpent.
**ભુજા**, (સ્ત્રી.) જુઓ **ભુજ**.
**ભુટ્ટો, ભુટ્ઠો**, (પું.) મકાઈનો દોડો; an ear of maize.
**ભુલકણું**, (વિ.) મંદ યાદદાસ્તવાળું; absent-minded, having little or no power of remembrance.
**ભુલભુલામણી**, (સ્ત્રી.) છેતરામણી, જટિલ રચના; a labyrinth, a maze.
**ભુલવણ, ભુલવણી**, (સ્ત્રી.) ભ્રમ; illusion, fascination: (૨) ભ્રમિત કરવું કે થવું તે; the act of fascinating or being fascinated.
**ભુલામણું**, (વિ.) જુઓ **ભુલકણું**: (૨) ભ્રામક; illusionary: (૩) છેતરામણું; deceitful.
**ભુલાવો**, (પું.) જુઓ **ભુલવણ**.
**ભુવન**, (ન.) જગત; the world. (૨) લોક; a region or sphere of the universe.
**ભુસાડવું**, (સ. ક્રિ.) જુઓ **ભૂંસાડવું**.
**ભુસ્કો**, (પું.) ઉપરથી નીચે આવવા માટેનો કૂદકો; a jump downwards.
**ભુંગળ**, (ન.) જુઓ **ભૂંગળ**.
**ભુંડ**, (ન.) જુઓ **ભૂંડ**.
**ભૂ**, (ન.) (બાળભાષા) પાણી; (child's language) water.
**ભૂ**, (સ્ત્રી.) ધરતી, પૃથ્વી; the earth.
**ભૂકરી**, (સ્ત્રી.) **ભૂકરો**, (પું.) ભૂકો; powder.
**ભૂકંપ**, (પું.) ધરતીકંપ; an earthquake.
**ભૂકી**, (સ્ત્રી.) બારીક ભૂકો; fine powder.
**ભૂકેભૂકા**, (પું. બ. વ.) સમૂળો નાશ; total destruction or ruin: (૨) ઘોર પરાજય; shameful, complete defeat.
**ભૂખ**, (સ્ત્રી.) ક્ષુધા; hunger, appetite: (૨) ઉગ્ર ઇચ્છા; an intense desire or longing: (૩) તંગી, ખોટ; want, deficiency: (૪) જરૂર, ગરજ; need: **-મરો**, (પું.) ખોરાકનો અભાવ કે ઉગ્ર તંગી; starvation: (૨) ભૂખની પીડા; suffering resulting from hunger.
**ભૂખર**, (વિ.) વેરાન, ઉજ્જડ; barren, unproductive.
**ભૂખરું**, (વિ.) બદામી રંગનું, રાખોડિયું; brown, grey: (૨) ફીકું; pale.
**ભૂખ્યું**, (વિ.) ખોરાકની જરૂરવાળું; hungry: (૨) જરૂર કે ગરજવાળું; needy: (૩) લોલુપ, લાલચુ; covetous: (૪) લોભી; greedy, miserly.
**ભૂગોળ**, (પું.) પૃથ્વીનો ગોળો; the terrestrial globe, the earth: (સ્ત્રી.) ભૂગોળ-વિજ્ઞાન, geography, the science of the study of the earth.
**ભૂચર**, (વિ.) ભૂમિવાસી; terrestrial, living on land: (ન.) ભૂમિવાસી પ્રાણી; a terrestrial animal.

**ભૂત,** (વિ ) અગાઉ થયેલું કે બનેલું, વીતેલું; past, elapsed, gone by: (ન ) પંચ-મહાભૂતોમાનું કોઈ એક; any one of the five fundamental elements. (૨)પ્રાણી; an animate being, an animal: (૩) પિશાચ, પ્રેત, a ghost, an apparition: (૪) ધૂન, વહેમ; a whim, a fancy, a superstition: **–કાલ, –કાળ,** (પું.) વીતેલો કે અગાઉનો સમય, the past: (૨) the past tense: **–કૃદંત,** (ન.) a past participle: **–દયા,** (સ્ત્રી.) પ્રાણીમાત્ર પ્રત્યે દયાભાવ; compassion for all animals, universal kindness: **–પલિત,** (ન ) પિશાચ, પ્રેત, a ghost: **–વિદ્યા,** (સ્ત્રી ) spiritualism.

**ભૂતલ, ભૂતળ,** (ન.) પૃથ્વીની સપાટી; the surface of the earth: **–વિદ્યા,** (સ્ત્રી.) physical geography.

**ભૂતાવળ, ભૂતાવળી,** (સ્ત્રી.) પ્રેતોનું ટોળું; a group of ghosts.

**ભૂતિ,** (સ્ત્રી ) ભસ્મ, ashes, sacred ashes: (૨) અસ્તિત્વ; existence (૩)જન્મ, ઉત્પત્તિ; birth, production: (૪) સમૃદ્ધિ; prosperity: (૫) ભવ્યતા, પ્રતિભા; grandeur, magnanimity: (૬) કલ્યાણ; welfare.

**ભૂદેવ,** (પું.) પાર્થિવ દેવ; an earthly God: (૨) બ્રાહ્મણ; a Brahman.

**ભૂધર,** (પું.) રાજા, મહારાજા; a king, an emperor: (૨) પર્વત; a mountain: (૩) નાગ, મોટો કે મુખ્ય સાપ; a large or chief snake: (૪) ભગવાન કૃષ્ણ; Lord Krishna (૫) ભગવાન શંકર; Lord Shanker. [મહારાજા; an emperor.

**ભૂપ, ભૂપતિ,** (પુ.) રાજા; a king (૨)

**ભૂપૃષ્ઠ,** (ન.) જુઓ **ભૂતલ.**

**ભૂમધ્યરેખા, ભૂમધ્યરેષા,** (સ્ત્રી.) વિષુવવૃત્ત; the equator.

**ભૂમધ્યસમુદ્ર,** (પું ) યુરોપ અને આફ્રિકા વચ્ચેનો સમુદ્ર the Mediterranean sea.

**ભૂમિ,** (સ્ત્રી.) પૃથ્વી; the earth: (૨) જમીન; land: (૩) દેશ, પ્રદેશ; a country, a region: **–કા,** (સ્ત્રી.) પૃથ્વી: (૨) સ્થળ; a place: (૩) પાયો; base, foundation: (૪) કક્ષા, પાયરી, તબક્કો; a degree, a stage: (૫) નાટકનું પાત્ર; a character of a drama: (૬) ઊગમ; મૂળ; an origin, a root: (૭) પ્રસ્તાવના; an introduction. [geometry.

**ભૂમિતિ,** (સ્ત્રી.) રેખાગણિત, આકૃતિગણિત;

**ભૂમિદાહ,** (પું.) દફન; burial.

**ભૂમી,** (સ્ત્રી.) જુઓ **ભૂમિ.** [cunning.

**ભૂર,** (વિ.) મૂર્ખ; foolish: (૨) લુચ્ચું;

**ભૂર,** (વિ.) જુઓ **ભૂરિ.**

**ભૂરકી,** (સ્ત્રી.) મંત્રેલી ભસ્મ; ashes for enchantment: (૨) વશીકરણ, જંતરમંતર, ઇ.; a spell, an enchantment.

**ભૂરાટ, ભૂરાશ,** (સ્ત્રી.) આછું ભૂરાપણું; light blueness. [plentiful.

**ભૂરિ,** (વિ.) અત્યંત, વિપુલ; excessive,

**ભૂરિયું,** (વિ.) ભૂરા રંગનું; bluish: (૨) ઊજળા વાનનું; white-skinned.

**ભૂરું,** (વિ ) આસમાની રંગનું; blue.

**ભૂર્લોક,** (પું.) જુઓ **ભૂલોક.**

**ભૂલ,** (સ્ત્રી.) ચૂક; a mistake, an error: (૨) ગફલત, ખામી, a fault, a shortcoming: (૩) ગેરસમજ, a misunderstanding: (૪) થાપ ખાવી તે; the act of being deceived or victimised: (૫) વિસ્મૃતિ; forgetfulness: (૬) સદર્શદોષ; a discrepancy: **–ચૂક,** (સ્ત્રી.) ભૂલ: **–થાપ,** (સ્ત્રી.) જુઓ **ભૂલ.**

**ભૂલવવું,** (સ. ક્રિ.) ફસાવવું; to beguile, to entrap: (૨) ભૂલ કરે એમ કરવું, અવળે માર્ગે લઈ જવું; to cause to commit a mistake, to lead astray.

**ભૂલવું,** (અ. ક્રિ.) ભૂલ કરવી (જુઓ ભૂલ), to err, to commit a mistake:(૨) to forget: (૩) to be beguiled or entrapped: (૪) to be led astray.

**ભૂલું,** (વિ.) ભૂલેલું, ભૂલનો ભોગ બનેલું;

mistaken, victimised: (૨) અવળે માર્ગે ચઢેલું કે દોરવાયેલું; led astray: (૩) ભુલકણું; forgetful, absent-minded.
**ભૂલોક**, (પું.) પૃથ્વીલોક, મૃત્યુલોક; the earthly or the mundane world.
**ભૂવો**, (પું.) પાણીના પ્રવાહ કે ધોધથી પડેલો ઊંડો ખાડો; a deep pit formed by flowing or falling water.
**ભૂવો**, (પું.) મેલી-વિદ્યાનો ઉસ્તાદ, ભૂતપ્રેત કાઢનાર; an expert in black arts, a remover of ghosts, etc. [of insect.
**ભૂવો**, (પું.) એક પ્રકારનું જીવડું; a kind
**ભૂશિર**, (સ્ત્રી.) સમુદ્રમાં ધસી ગયેલી જમીનની લાંબી સાંકડી પટ્ટી; a cape, a headland.
**ભૂષણ**, (ન.) ઘરેણું; an ornament (૨) શોભા; decoration.
**ભૂષા**, (સ્ત્રી.) જુઓ **ભૂષણ**.
**ભૂસકો**, (પું.) જુઓ **ભુંસકો**.
**ભૂસવું**, (સ. ક્રિ.) જુઓ **ભૂંસવું**.
**ભૂસું**, (ન.) ચાળણ, થૂલું, residual husks of sifted flour, coarsely ground corn: (૨) મિશ્ર ચવાણું, a mixture of fried pulses, etc.
**ભૂસ્તરવિદ્યા**, (સ્ત્રી.) **ભૂસ્તરશાસ્ત્ર**, (ન.) પૃથ્વીના પોપડાના અભ્યાસનું શાસ્ત્ર; geology.
**ભૂંકવું**, (અ. ક્રિ.) ગધેડા, વ. એ ભાભરવું, [to bray.
**ભૂંગળ**, (સ્ત્રી.) જુઓ **ભોંગળ**.
**ભૂંગળ**, (ન.) લાંબી નળી જેવું એક વાજિંત્ર; a long tube-like trumpet: **ભૂંગળિયો**, (પું.) a trumpeter.
**ભૂંગળી**, (સ્ત્રી.) પોલી નળી; a pipe or tube: (૨) ફૂંકણી; a blowpipe: (૩) દરદીને તપાસવાની નળી; a stethoscope.
**ભૂંગળું**, (ન.) મોટી ભૂંગળી, a big pipe or tube: (૨) લાંબો વીંટો; a long roll: (૩) ભૂંગળા જેવું ધુમાડિયું; a cylindrical chimney.
**ભૂંજર**, (સ્ત્રી.) ભૂંડણ અને એનાં ઘણાં બચ્ચાંનું ટોળું; a group of a sow and her many cubs: (૨) પોતાનાં ઘણાં બાળકોનું ટોળું; a group of one's own many children: **-વાડ**, (સ્ત્રી.) **-વાડો**, (પું.) જુઓ **ભૂંજર**: (૨) ગંદવાડ, ફૂવડપણું; filthiness, slovenliness. [parch.
**ભૂંજવું**, (સ. ક્રિ.) શેકવું; to roast, to
**ભૂંડ**, (ન.) ડુક્કર; a pig, a hog: **-ણ**, (સ્ત્રી.) ડુક્કરની માદા; a sow: (૨) ફૂવડ સ્ત્રી; a slovenly woman.
**ભૂંડાઈ, ભૂંડાશ**, (સ્ત્રી.) દુષ્ટતા, બદમાશી; wickedness: (૨) દુર્ભાગ્ય, પાયમાલી; misfortune, ruin: (૩) કુસંપ; discord.
**ભૂંડું**, (વિ.) દુષ્ટ; wicked: (૨) ખરાબ, અનિચ્છનીય; bad, undesirable: (૩) અણછાજતું; unbecoming: (૪) હલકટ; mean: (૫) બીભત્સ; obscene.
**ભૂંસવું**, (સ. ક્રિ.) (લખાણ, ઇ.) ઘસીને કાઢી નાખવું કે દૂર કરવું; (writing, etc.) to erase, to rub out, to remove by rubbing. [eyebrow.
**ભ્રૂકુટિ, ભ્રૂકુટી**, (સ્ત્રી.) ભમ્મર, ભવું; the
**ભૃત્ય**, (પું.) નોકર a servant.
**ભે**, (સ્ત્રી.) ભય, ડર; fear, dread: (૨) જોખમ, ખતરો; danger: **-કાર**, (વિ.) નીરવ અને ભયકર; tranquil and terrible.
**ભેખ**, (પું.) પહેરવેશ, વેશ; dress, guise: (૨) સંન્યાસીનાં કપડાં, સંન્યસ્ત; an ascetic's dress, asceticism, renunciation.
**ભેખ, ભેખડ**, (સ્ત્રી.) ઢેફું; a clod: (૨) પથ્થર, વ.નો ઢગલો; a heap of stones, etc.: (૩) કરાડ; a hanging rock, a precipice.
**ભેખધારી**, (વિ.) વેશધારી, disguised: (પુ.) સંન્યાસી; an ascetic, a hermit.
**ભેગ**, (પું.) મિશ્રણ; admixture: (૨) ભેળસેળ; adulteration.
**ભેગું**, (વિ.) મિશ્ર; mixed: (૨) એકઠું; collected, gathered: (અ.) સાથે, એકઠું; with, together.
**ભેજ**, (પું.) ભીનાશ; wetness, moisture.
**ભેજવું**, (સ. ક્રિ.) મોકલવું; to send.
**ભેજાગોળ**, (વિ.) અક્કલહીન, મૂર્ખ; senseless, idiotic: (૨) ભુલકણું; absent-minded.

**ભેજું**, (ન.) મસ્તકની અંદરનું ચિંતનશક્તિનું કેન્દ્ર, મગજ; the brain: (૨) માનસિક શક્તિ, બુદ્ધિ; faculty, intellect.

**ભેટ**, (સ્ત્રી.) મેળાપ, મુલાકાત; a meeting, a visit: (૨) બક્ષિસ; a gift: (૩) કમ્મરે કસીને બાંધેલું કપડું; a tightly worn loin-cloth: **-વું**, (સ. ક્રિ.) મળવું, મેળાપ થવો; to meet: (૨) મુલાકાત લેવી; to visit: (૩) આલિંગન આપવું; to embrace.

**ભેટો**, (પું.) મેળાપ; a meeting.

**ભેડ**, (ન.) ઘેટું; a sheep.

**ભેડિયો**, (પું.) વરુ, a wolf.

**ભેણું**,(ન.)એક પ્રકારનું રાંધવાનું માટીનું વાસણ; a kind of earthen cooking vessel.

**ભેદ**, (પું.) તફાવત; difference: (૨) અલગતા; separation: (૩) અસમાનતા, જુદાપણું; diversity, dissimilarity: (૪) વિભાગ; a division, a section: (૫) વિભાગ પાડવા કે અલગ કરવું તે; a dividing, separating or breaking: (૬) વર્ગ, જાત, a class, a species, a variety, a sort: (૭) કુમેળ કે કુસંપ કરાવવા તે; creation of discord or disunity: (૮) રહસ્ય, ગુપ્ત વાત; a secret: (૯) છળ, પ્રપંચ; deceit, intrigue: (૧૦) ચીરો, કાણું, બાકું; a cleft, a hole: **-ક**, (વિ.) ભેદનારું; dividing, breaking, dissenting: (૨) ખૂબ રેચક; intensely purgative: **-ન**, (ન.) ભેદવું તે; a dividing, breaking, dissenting, etc.: **-ભાવ**, (પું.) વિસંવાદિતા, અલગતાની લાગણી; discord; the feeling of separation: (૨) છળકપટ; intrigue.

**ભેદવું**, (સ. ક્રિ) તોડવું, ભાગવું; to break: (૨) ભાંગીતોડીને અલગ કરવું; to separate by breaking, to divide: (૩) ઘોંચવું; to thrust, to pierce.

**ભેદી**, (વિ.) ગહન, રહસ્યમય; mysterious: (૨) ફૂટ; complex, tough, intricate

**ભેદુ**, (પું.) રહસ્ય જાણનાર; one who knows a secret or a mystery: (૨) જાસૂસ; a spy: (૩) કુસંપ કરાવનાર; one who creates discord.

**ભેદ્ય**, (વિ.) ભેદી શકાય એવું; pregnable.

**ભેર**, (સ્ત્રી.) મદદ, help: (૨) વહાર, વ્યક્તિ કે પક્ષ તરફની સહાનુભૂતિ, support, the act of supporting a person or a group.

**ભેર**, (સ્ત્રી.) જુઓ **ભેરી.**

**ભેર**, (અ.) (સમાસમાં) સાથે, સહિત; (in compounds) with: (૨) કેવળ અમુક વસ્તુ સાથે; only with a particular thing.

**ભેરવ**, (વિ.) ભયંકર, terrible: (પું.) શિવનું એક સ્વરૂપ; a form of Lord Shiva.

**ભેરવવું**, (સ. ક્રિ.) જુઓ **ભરવવું**.

**ભેરિ, ભેરી**,(સ્ત્રી.)નગારું, a drum:(૨)નોબત; ceremonious beating of drums at the dawn and the dusk in temples, etc.

**ભેરુ**, (પું.) સાથી, a companion: (૨) ભિલ્લુ; a playmate.

**ભેલાડ**, (પું.) કોઈના ઊભા પાકનો ચોરી-છુપીથી ઢોર ચરતા મૂકી બગાડ કે નાશ કરવો તે; spoiling or ruin of some one's standing crops by stealthily sending cattle to graze: **-વું**, (સ. ક્રિ.) એવી રીતે પાકનો બગાડ કે નાશ કરવો, to spoil or ruin crops in that way.

**ભેળ**, (સ્ત્રી.) મિશ્રણ; a mixture: (૨) બગાડ, નુકસાન, spoil, harm: (૩) જુઓ **ભેલાડ**: (૪) ભંગાણ, તૂટ; a breaking, a dissention: (૫) મિશ્ર ચવાણું; a mixture of fried pulses, etc.:**-વણ**, (ન.) **-વણી**, (સ્ત્રી.) મિશ્રણ, mixture: (૨) મિશ્રણ કરવું તે; mixing: (૩) ભેળસેળ; adulteration: **-વવું**,(સ. ક્રિ )મિશ્રણ કરવું; to mix: (૨) ભેળસેળ કરવી; to adulterate: (૩) સામેલ કરવું; to include. (૪) સંપર્ક કે સંબંધ કરાવવો; to associate: **-વું**, (સ. ક્રિ ) ભેળવવું: (૨) બગાડ કે નાશ કરવો, to spoil or destroy: **-સેળ**,(વિ.) મિશ્રિત; mixed: (સ્ત્રી.) નફાખોરી, વ. માટે

હલકા પ્રકારનું મિશ્રણ કરવું તે; the act of mixing inferior stuff with a view to profiteering, adulteration: -સેળિયું, (વિ.) mixed, adulterated: (૨) કુટકળ, miscellaneous.
**ભેળાડ, ભેળાડવું**, જુઓ **ભેલાડ.**
**ભેળું**, (વિ.) (અ.) જોડેલું, મિશ્ર, સાથે, ભેગું; joined, accompanying, mixed, with, together, jointly.
**ભેં**, (અ.) (ન.) રુદનનો અવાજ; the sound of weeping or wailing· **-કડો**, (પું.) મોટેથી રડવું તે; loud wailing: (૨) એનો અવાજ· **-કવું**, (અ. ક્રિ.) મોટેથી રડવું; to weep or wail loudly. **-કાર**, (પું.) ભેંકડો: (૨) નીરવ, ભયંકર શાંતિ; terrible tranquillity: (વિ) જુઓ **ભેંકાર.**
**ભેંશ, ભેંસ**, (સ્ત્રી.) કાળા રંગનું દૂધાળું ઢોર; a she-buffalo.
**ભૈયો**, (પુ.) ભાઈ; a brother: (૨) ઉત્તર-પ્રદેશનો વતની; a native of the Uttar Pradesh.
**ભૈરવ**, (વિ.) (પું.) જુઓ **ભેરવ**: (૨) શાસ્ત્રીય સંગીતનો એક રાગ; a mode of classical music.
**ભૈરવી**, (વિ.) **ભેરવ**, (સ્ત્રી.) જુઓ **ભૈરવ:** (૨) દેવી દુર્ગા; the goddess Durga.
**ભોઈ**, (પું.) પાલખી કે ડોળી ઊંચકવાનો વ્યવસાયી; a professional palanquin-bearer: (૨) એ નામની જ્ઞાતિનો સભ્ય; a member of the so-named caste.
**ભોક, ભોકવું**, જુઓ **ભોંક, ભોંકવું.**
**ભોક્તા**, (પુ.) ભોગવનાર; one who enjoys or relishes: (૨) one who suffers or undergoes
**ભોગ**, (પું.) ભોગવવું તે; an enjoyment or suffering: (૨) આનંદપ્રમોદ; enjoyment, pleasure: (૩) આનંદપ્રમોદનાં પદાર્થ, ઇ.: objects of enjoyment: (૪) દેવોને અર્પણ કરવાનો પ્રસાદ; an offering to a God: (૫) બલિદાન; ritual sacrifice. (૬) યાતના, વ્યથા, દુર્ભાગ્ય; suffering, affliction, misfortune: (૭) દુર્દશા; a woeful condition: **-જોગે**, (અ.) ભાગ્યવશાત, અકસ્માત; by chance, accidentally: (૨) કદાચ; perhaps.
**ભોગવટો**, (પું.) ઉપયોગ; use: (૨) કબજો, માલિકી; possession, ownership.
**ભોગવવું**, (સ. ક્રિ.) માણવું; to enjoy: (૨) ઉપયોગ કરવો; to use: (૨) સહન કરવું; to suffer, to undergo.
**ભોગવિલાસ**, (પું.) મોજશોખ, એશઆરામ; luxury, excessive enjoyment and comforts.
**ભોગળ**, (સ્ત્રી.) ભૂંગળ, બારણું બંધ રાખવાનો દંડો; a detached door-bar.
**ભોગી**, (વિ.) ભોગવનારું; enjoying, suffering or undergoing: (પું.) ભોગવનાર વ્યક્તિ; one who enjoys or suffers: (૨) પ્રીતમ; આશક; a lover: (૩) ભમરો; a wasp: (૪) સાપ; a snake.
**ભોગ્ય**, (વિ.) માણવા લાયક; worth enjoying: (ન.) દોલત; wealth, property.
**ભોજક**, (પું.) ભોગી; one who enjoys.
**ભોજન**, (પું.) જમણ; ખોરાક; a dinner, food: **-ગૃહ**, (ન.) **-શાલા, -શાળા**, (સ્ત્રી.) **ભોજનાલય**, (ન) વીશી; a boarding house, a hotel, an inn.
**ભોજાઈ**, (સ્ત્રી.) ભાભી (બહેન પરત્વે); a brother's wife (to a sister).
**ભોજ્ય**, (વિ.) (ન.) ખાવા કે ભોગવવાની વસ્તુ; an eatable, an object of enjoyment.
**ભોટ**, (વિ.) (પું.) મૂઢ; idiotic, an idiot.
**ભોટવો**, (પુ.) માટીનો કુંજો; an earthen jug.
**ભોટીલું**, (ન.) ગલૂડિયું; a pup
**ભોડું**, (ન.) માથું; the head.
**ભોથું**, (ન.) ઘાસ, વ.નાં મૂળનો ઝૂડો, a bundle of the roots of grass, etc.
**ભોદો**, (પું.) (તિરસ્કારમાં) પેટ; the belly (contemptuously).
**ભોપાળું**, (ન.) પોકળતા, તકલાદીપણું; hollowness, frailness: (૨) બનાવટ, ઢોંગ; deceit, pretence.

**ભોપો,** (વિ.) (પું.) જુઓ **ભોટ.**
**ભોમ,** (પું.) જુઓ **ભૌમ.**
**ભોમ,** (સ્ત્રી.) ભૂમિ; the earth, land: **-કા,** (સ્ત્રી.) ભૂમિ.
**ભોમવાર,** (પું.) મંગળવાર; Tuesday.
**ભોમિયું,** (વિ.) જાણકાર; in the know of, familiar with.
**ભોમિયો,** (પું.) જાણકાર માણસ; a man in the know of or familiar with: (૨) માર્ગદર્શક; a guide.
**ભોર,** (પું.)(સ્ત્રી.)પરોઢિયું અથવા એનો આછો પ્રકાશ, the dawn or its twilight.
**ભોર,** (પું.) ઘાસથી સંપૂર્ણ રીતે ભરેલું ગાડું; a cart fully loaded with grass: (૨) ગાડું સંપૂર્ણ રીતે ભરાય એટલો જથ્થો; a quantity equal to that of a fully loaded cart [serpent.
**ભોરિંગ,** (પું.) મોટો સાપ, નાગ; a big
**ભોલ,** (વિ.) પોલું અને ફૂલેલું; hollow and swelled up.
**ભોલુ,** (પું.) વાંદરો; a monkey.
**ભોળપ,** (સ્ત્રી.) **ભોળપણ,** (ન.) ભોળાપણું, નિખાલસતા; simple-heartedness, frankness.
**ભોળવવું,** (સ. ક્રિ.) ભરમાવવું, ભ્રમમાં નાખીને છેતરવું; to elude and cheat; to lead astray, to beguile.
**ભોળાઈ,** (સ્ત્રી.) જુઓ **ભોળપ.**
**ભોળાનાથ,** (પું.) ભગવાન શંકર, Lord Shiva.
**ભોળિયું,** (વિ.) જુઓ **ભોળું.**
**ભોળું,** (વિ.) નિષ્કપટ, નિખાલસ, સરલહૃદયી; guileless, frank, simple-hearted: **-ભટ,** (વિ.) તદ્દન **ભોળું.**
**ભોં,** (સ્ત્રી.) જુઓ **ભોંય.**
**ભોંક,** (સ્ત્રી.) ભોંકવું તે; a thrusting or piercing: (૨) કાણું, છિદ્ર, a hole: (૩) ભોંકવાની અસર, the effect of a thrusting: **-વું,** (સ. ક્રિ.) ઘોચવું; to thrust, to pierce: (૨) કાણું પાડવું; to bore.
**ભોંઠપ, ભોઠપ,** (સ્ત્રી.) પ્રતિષ્ઠાહાનિ કે નિષ્ફળતાથી થતો રંજ, શરમ; શરમિંદાપણું; the feeling of coyness caused by disgrace or failure, coyness, the state of being crestfallen.
**ભોંઠું, ભોઠું,** (વિ.) પ્રતિષ્ઠાહાનિ કે નિષ્ફળતાથી શરમિંદું, crestfallen, ashamed because of disgrace or failure.
**ભોંય,** (સ્ત્રી.) જમીન, land, ground: (૨) તળિયું; a bottom: (૩) સપાટી; a surface. (૪) રૂઝ આવ્યા પછીની નવી ચામડી, new skin formed after healing: **-તળિયું,** (ન.) ઇમારતનો પાયાનો તદ્દન નીચેનો ભાગ; a ground-floor.
**ભોંયરું,** (ન.) ભૂગર્ભ ઓરડો કે ઓરડા જેવી રચના; a cellar: (૨) ભૂગર્ભ માર્ગ; an underground way, a tunnel.
**ભોંયશિંગ, ભોંયશીંગ, ભોંયસિંગ, ભોંયસીંગ,** (સ્ત્રી.) મગફળી, groundnut.
**ભૌગોલિક,** (વિ.) ભૂગોળને લગતું; geographical.
**ભૌતિક,** (વિ.) પંચમહાભૂતનું કે એનું બનેલું; elemental (૨) પાર્થિવ, જડ; mundane, inanimate, material, physical: **-વિદ્યા,** (સ્ત્રી.) **-શાસ્ત્ર,** (ન.) પદાર્થવિજ્ઞાન, physics.
**ભૌમ,** (વિ.) પૃથ્વી અથવા મંગળ ગ્રહનું કે એને લગતું, of or pertaining to the earth or Mars: (પું.) મંગળગ્રહ; Mars: (૨) મંગળવાર; Tuesday: **-વાર,** (પું.) મંગળવાર.

**ભ્રમ,** (પું.) ભ્રાંતિ, ખોટો ખ્યાલ; illusion, a wrong notion: (૨) શંકા, સંદેહ; doubt, suspicion: (૩) વર્તુલાકાર ગતિ; rotation: **-ણ,** (ન.) ગતિ, ભટકવું તે; motion, wandering: (૨) વર્તુલાકાર ગતિ; rotation: **-ણા,** (સ્ત્રી.) જુઓ **ભ્રમ,** (૧) અને (૨)
**ભ્રમર,** (પું.) મોટા કદની નરમાખી; a wasp.
**ભ્રમિત,** (વિ.) ભ્રમમાં પડેલું; deluded: (૨) ભટકતું, અસ્થિર, wandering, unstable.
**ભ્રષ્ટ,** (વિ.) અપવિત્ર થયેલું, અભડાયેલું, polluted (૨) અધઃપતિત; fallen down, degenerated: (૩) દુષ્ટ, પાપી, wicked, sinful.

**ભ્રષ્ટાચાર**, (પું.) દુરાચાર, દુષ્ટતા; immorality, wickedness: (૨) અપવિત્રતા, અશુદ્ધિ, pollution.

**ભ્રંશ, ભ્રંસ**, (પું.) અધઃપતન; degeneration, a falling down.

**ભ્રાત, ભ્રાતા**, (પું.) ભાઈ; a brother.

**ભ્રાતૃત્વ**, (ન.) **ભ્રાતૃતા**, (સ્ત્રી.) **ભ્રાતૃભાવ**, (ન.) ભાઈચારો; brotherhood.

**ભ્રામક**, (વિ.) ભ્રમિત કરે એવું, છેતરામણું; deluding, deceptive.

**ભ્રાંત**, (વિ.) જુઓ **ભ્રમિત.**

**ભ્રાંતિ**, (સ્ત્રી.) ભ્રમ; illusion: (૨) ખોટો ખ્યાલ; a wrong notion: (૩) શંકા, સદેહ; doubt, suspicion: **–કારક**, (વિ.) જુઓ **ભ્રામક.**

**ભ્રૂણ**, (પું.) અવિકસિત ગર્ભ; an undeveloped embryo: **–હત્યા**, (સ્ત્રી.) ગર્ભહત્યાનું મહાપાપ, the great sin of destroying an undeveloped embryo.

**ભ્રૂભંગ**, (પું.) ભવા ચડાવવાં તે; the raising of the eye-brows, a frown

## મ

**મ**, (પું.) ગુજરાતી મૂળાક્ષરોનો પચીસમો વ્યંજન, the twenty-fifth consonant of the Gujarati alphabet: (૨) શાસ્ત્રીય સંગીતનો ચોથો સૂર; the fourth tune or note of classical music.

**મ**, (વિ.) નહિ, ના, મા; no, not.

**મઉ**, (વિ.) ભૂખે મરતું; starving: (૨) કંગાલ; wretched. (૩) કંજૂસ; miserly: (૪) પોચું; soft, tender: (પું.) ભૂખે મરતા અને દુખી લોકો; starving and miserable people.

**મકદૂર**, (સ્ત્રી) જુઓ **મગદૂર.**

**મકનું**, (વિ.) ઉન્મત્ત; highly excited, intoxicated. (૨) મસ્ત; gay and self-satisfied: (૩) મનસ્વી; self-willed.

**મકબરો**, (પું.) નામાંકિત કે ધાર્મિક મુસલમાનની ભવ્ય કબર; a grand tomb of a renowned or religious Muslim.

**મકર**, (પું.) જુઓ **મગર** અને **મગરમચ્છ:** (૨)જુઓ **મકરરાશિ.**

**મકરકેતુ, મકરધ્વજ**, (પું.) કામદેવ; Cupid, the God of love.

**મકરરાશિ**, (સ્ત્રી.) ખગોળ અને જ્યોતિઃશાસ્ત્રની દશમી રાશિ; the tenth sign of the Zodiac; the Capricorn.

**મકરસંક્રાંતિ**, (સ્ત્રી.) સૂર્યનો મકરરાશિમાં પ્રવેશ; the sun's transit into the Capricorn: (૨) એ દિવસ અને એનો ઉત્સવ; that day and its festival: (૩) ઉત્તરાયણ; the winter solstice.

**મકરંદ**, (પું.) ફૂલનું મધ; honey of a flower:(૨)જુઓ **ભ્રમર:** (૩) જુઓ **કોકિલ.**

**મકસદ**, (સ્ત્રી.) હેતુ, ધ્યેય; purpose, aim: (૨) અર્થ; meaning.

**મકાઈ**, (સ્ત્રી.) એક પ્રકારનું અનાજ; a kind of corn, maize.

**મકાન**, (ન.) ઘર, રહેઠાણ, ઇમારત; a house

**મકોડી, મકોડો**, જુઓ **મંકોડી.**

**મક્કમ**, (વિ) સ્થિર, દૃઢ, stable, firm; fixed: **–તા**, (સ્ત્રી.)દૃઢતા.

**મક્ષિકા, મક્ષીકા**, (સ્ત્રી.) માખી, a fly' (૨) મધમાખી; a bee.

**મખ**, (પું.) યજ્ઞ; a ritual sacrifice.

**મખમલ**, (ન.) એક પ્રકારનું કીમતી રેશમી કાપડ; velvet.

**મખાંતર**, (ન) મિષ, બહાનું; a pretext, an excuse.

**મખ્ખીચૂસ**, (વિ.) અતિશય કંજૂસ, extremely miserly.

**મગ**, (પું.) એક પ્રકારનું કઠોળ, a kind of pulse.

**મગ**, (પું) માર્ગ; a way, a passage: (સ્ત્રી) બાજુ; a side: (અ.) તરફ; બાજુએ; at, towards.

**મગજ**, (પું.) ફળ વ નાં ગર્ભ, માવો કે બીજ; pulp, marrow, kernel: (ન.)જુઓ **ભેજું.**

**મગજ**, (પું.) એક પ્રકારની ચણાના લોટની મીઠાઈ; a kind of sweetmeat made of gram-flour.

**મગજી**, (સ્ત્રી.) જુઓ **મુગજી.**

**મગતરું**, (ન.) મચ્છર; a mosquito: (૨) તુચ્છ માણસ; an insignificant person.

**મજમુ, મજમૂ,** (વિ.) મજિયારું; partnered, shared: **–દાર,** (પું.) જિલ્લાનો હિસાબી અધિકારી, a district accountant or auditor: (૨) ભાગીદાર; a partner.
**મજરે,** (અ) સાટે, પેટે, ને બદલે, on account of, in lieu of, instead of.
**મજરો,** (પુ.) જુઓ **મુજરો.**
**મજલ,** (સ્ત્રી.) પગપાળો પ્રવાસ, a travel by foot: (૨) એક દિવસના પગપાળા પ્રવાસ જેટલું અંતર; a distance covered by foot in a day: (૩) પ્રવાસીનો મુકામ, મંજિલ; destination.
**મજલિસ,** (સ્ત્રી) જુઓ **મિજલસ.**
**મજલો,** (પું.) મેડો, માળ; a storey.
**મજહબ,** (પુ.) ધર્મ; religion, faith: (૨) સંપ્રદાય, પંથ; a cult or creed: **મજહબી,** (વિ) ધર્મ કે પંથને લગતું.
**મજા,** (સ્ત્રી) આનંદ, ઉપભોગ; pleasure, delight, enjoyment: (૨) લિજ્જત; zest, relish.
**મજાક,** (સ્ત્રી.) મશ્કરી; a jest.
**મજાગરું,** (ન.) જુઓ **મિજાગરું.**
**મજાનું,** (વિ.) આનંદપ્રદ; pleasant: (૨) આકર્ષક, રોચક, સુંદર; attractive, palatable, fine.
**મજાલ,** (સ્ત્રી) જુઓ **મગદૂર.**
**મજિયારું,** (વિ) સંયુક્ત માલિકીનું, સહિયારું; jointly owned, partnered: (ન.) ભાગીદારી; partnership: **મજિયારો,** (પુ.) ભાગીદારી.
**મજીઠ,** (સ્ત્રી) ઓષધ તરીકે ઉપયોગી એક પ્રકારની વનસ્પતિ; a kind of herb.
**મજૂર,** (પું.) શ્રમજીવી; a labourer: **–ણ,** (સ્ત્રી.) a female labourer: **મજૂરી,** (સ્ત્રી) શ્રમ, વેઠ, labour, drudgery: (૨) શ્રમનું મહેનતાણું: remuneration or wages for labour.
**મજૂસ,** (સ્ત્રી) લાકડાની મોટી પેટી, a big wooden box or chest.
**મજેદાર, મજેનું,** (વિ) જુઓ **મજાનું.**
**મજ્જન,** (ન.) ડૂબકી; an immersion, a dip: (૨) સ્નાન, a bath.
**મજ્જા,** (સ્ત્રી) હાડકાની અંદરના સત્ત્વ કે માવો; the marrow of a bone: (૨) વનસ્પતિ કે ફળનું સત્ત્વ; the pith of a plant or fruit.
**મઝધાર,** (સ્ત્રી.) પ્રવાહનો મધ્યભાગ; the middle of a flow or stream
**મઝલું,** (વિ.) મધ્યભાગનું, વચલું; middle.
**મઝા, મઝાનું,** જુઓ **મજા, મજાનું.**
**મઝેદાર, મઝેનું,** જુઓ **મજેદાર, મજેનું.**
**મટક,** (સ્ત્રી.) જુઓ **મટકો.**
**મટકાવવું,** (સ ક્રિ.) જુઓ **મટમટાવવું.**
**મટકું,** (ન.) આંખનો પલકારો; a wink, a twinkle
**મટકું,** (ન.) **મટકી,** (સ્ત્રી.) માટલું; an earthen pot or pail.
**મટકો,** (પું.) જુઓ **મચકો.**
**મટમટાવવું,** (સ. ક્રિ.) આંખના પલકારા મારવા; to wink, to twinkle.
**મટવું,** (અ. ક્રિ.) દૂર થવું, થી મુક્ત થવું, to be removed, to be relieved from: (૨) રોગ કે દોષમુક્ત થવું, to be cured.
**મટુકી,** (સ્ત્રી.) જુઓ **મટકું, મટકી.**
**મટોડી,** (સ્ત્રી) માટી; earth. clay:
**મટોડું,** (ન) માટી: (૨) કચરો; dust, rubbish.
**મઠ,** (પું.) એક પ્રકારનું કઠોળ; a kind of pulse.
**મઠ,** (પું.) સંતનો આશ્રમ; a monastery: (૨) વિદ્યાધામ; a centre of learning.
**મઠારવું,** (સ. ક્રિ.) મરામત કરીને સુંદર આકાર આપવો; to repair and shape well: (૨) ગૂંદવું; to knead: (૩) સમતલ કરવું; to level: (૪) ટીપવું; to strike, to beat: (૫) રંદાથી સુંવાળુ કરવું; to smooth with a lathe: (૬) લિજ્જતથી ખાવું; to eat jestfully.
**મઠિયો,** (પું.) એક પ્રકારનું રૂ, a kind of cotton.
**મઠેરવું,** (સ ક્રિ) જુઓ **મઠારવું.**
**મઠો,** (પુ.) એક પ્રકારની ઘાટા દહીંની મસાલાયુક્ત લિજ્જતદાર વાની, a kind of spiced and zestful article of food made of thick curds.

**મડદાલ,** (વિ.) જુઓ **મુડદાલ.**
**મડદું,** (ન.) જુઓ **મુડદું.**
**મડાગાંઠ,** (સ્ત્રી.) છૂટે નહિ એવી ગૂંચવણભરી ગાઠ; an intricate knot incapable of being resolved· (૨) સમાધાન ન થઈ શકે એવી પરિસ્થિતિ; a deadlock.
**મડું,** (ન.) જુઓ **મુડદું.**
**મઢવું,** (સ. ક્રિ.) કોતરીને આલેખન કરવું; to depict by carving: (૨) બધી બાજુએથી જડી દેવું; to cover over on all sides, to frame.
**મઢી, મઢૂડી, મઢૂલી,** (સ્ત્રી) સુંદર ઝૂંપડી, કુટિર, a fine hut or cottage.
**મણ,** (પું.) વજનનું ચાળીસ શેરનું માપ; a measure of weight equal to forty sheers.
**મણકો,** (પું.) માળા વગેરેનો પરોવવાનો દાણો, a bead: (૨) જુઓ **અંકોડો.** [deficiency.
**મણા,** (સ્ત્રી.) ખામી, ઊણપ; want, defect,
**મણિ,** (પું) રત્ન, a gem, a precious stone **-ધર,** (પું) ફેણ પર મણિવાળો સાપ; a serpent with a gem on its hood
**મણિયાર,** (પું) બંગડીઓ બનાવવાનો ધંધો કરનાર; a professional bangle-maker· **મણિયારું,** (ન.) મણિયારનો ધંધો. [a maund.
**મણિયું,** (વિ.) મણ વજનનું; weighing
**મણિયો, મણીકો,**(પું.) **મણીકું,** (ન.) મણ વજનનું માપ કે કાટલું; a measure or unit of weight equal to a maund.
**મત,** (સ્ત્રી.) જુઓ **મતિ.**
**મત,** (અ.) નહિ, મા; no, not.
**મત,** (પું.) મંતવ્ય, અભિપ્રાય; an opinion, a view-point: (૨) વિચાર, a thought: (૩) સંમતિ, accord, consent: (૪) સંપ્રદાય; a cult or creed: (૫) મમત, હઠ; insistence, obstinacy: (૬) સિદ્ધાંત; a doctrine· (૭) ચૂંટણી માટેની પસંદગી દર્શાવતો અભિપ્રાય; a vote· **-દાર,** (પું.) a person entitled to vote, a voter: **-પત્ર,** (પું.) (ન.) a voting paper: -ભેદ, (પું.) અભિપ્રાયોની ભિન્નતા; difference of opinion: **-મતાંતર,** (પું.) (ન.) મતભેદ: (૨) જુદાં જુદાં મતવ્યો; different opinions.
**મતલબ,** (સ્ત્રી.)આશય, હેતુ; purpose, motive, design, object: (૨) અર્થ, તાત્પર્ય; meaning, purport, substance.
**મતલબિયું,મતલબી,**(વિ.)સ્વાર્થી;selfish.
**મતવાલું,** (વિ.) આનંદી, ઉત્સાહી; gay, spirited: (૨) રોચક, આકર્ષક. pleasant, attractive: (૩) મદમસ્ત, ચકચૂર: excited and gay, intoxicated.
**મતા,** (સ્ત્રી.) દોલત, મિલકત; wealth, property: (૨) મૂલ્ય; value, worth.
**મતાધિકાર,** (પું.) મત આપવાનો અધિકાર; the right to vote, franchise
**મતિ,** (સ્ત્રી.) બુદ્ધિ; sense, intellect: (૨) ઇચ્છા, વૃત્તિ, desire, inclination: (૩) હેતુ; object, motive
**મતિયું, મતીલું,** (વિ) હઠાગ્રહી, જક્કી; obstinate, dogmatic.
**મતું,** (ન.) અધિકૃત સહી; an authentic signature. [જુઓ **મદમસ્ત.**
**મત્ત,** (વિ.) ચકચૂર; intoxicated· (૨)
**મત્સર,** (પું.) મિથ્યાભિમાન; vain pride: (૨) ઈર્ષા, અદેખાઈ; envy, jealousy.
**મત્સ્ય,** (ન.) માછલું; a fish.
**મથક,** (ન.) કેંદ્ર, મુખ્ય સ્થળ; the centre, [headquarters.
**મથન,**(ન.)જુઓ **મંથન.**
**મથવું,** (સ. ક્રિ.) વલોવવું; to churn: (૨) ચર્ચા કરવી; to discuss: (અ. ક્રિ.) પરિશ્રમ કરવો; to work or labour hard
**મથામણ,** (સ્ત્રી.) જુઓ **મંથન·** (૨) પરિશ્રમ: hard work: (૩) સતત પ્રયાસ કરવા તે; non-stop striving.
**મથાળું,** (ન.) ટોચ; a top, a summit: (૨) લખાણ, વ.નું શીર્ષક; a heading.
**મથોટી,** (સ્ત્રી.) પશુના શિંગડાનું મૂળ અથવા એ ભાગ; the root of a beast's horn

or that part: (૨) જુઓ **માથાવટી.**

**મદ,** (પું.) કેફ, નશો; intoxication: (૨) નશાની ખુમારી; arrogance resulting from intoxication: (૩) તોર, ખુમારી; arrogance: (૪) ગર્વ, મિથ્યાભિમાન; vain pride: (૫) વાસના, કામાતુરતા; passion, rut: (૬) કામાતુર હાથીના ગંડસ્થળમાંથી ઝરતો રસ; liquid emitting from the temples of a rutted elephant: **–ગળ,** (પું.) હાથી, elephant.

**મદદ,** (સ્ત્રી.) સહાય, વહાર; help, aid, assistance: (૨) રાહત; relief: **–ગાર, –નીશ,** (વિ.) મદદ કરતુ; helping, assisting, assistant.

**મદન,** (પું.) કામદેવ; Cupid, the God of love.

**મદનિયું,** (ન.) હાથીનુ બચ્ચું; a young one of an elephant.

**મદરેસા,** (સ્ત્રી.) મુસલમાનોની નિશાળ; a Muslim school.

**મદાર,** (પું.) આધાર, ભરોસો; reliance, trust.

**મદારી,** (પુ.) હાથચાલાકીના કે પાળેલા જનાવરોના ખેલ કરનાર; a conjurer, a juggler.

**મદિરા,** (સ્ત્રી.) શરાબ, wine.

**મદ્ય,** (ન.) શરાબ; wine: **મદ્યાર્ક,** (પું.) શરાબનો અર્ક; alcohol

**મધ,** (ન.) મધમાખીઓએ એકઠો કરેલો મીઠો, ઘાટો રસ; honey: **–પૂડો,** (પું.) a honey-comb: **–માખી,** (સ્ત્રી.) a bee.

**મધરાત,** (સ્ત્રી.) રાત્રિનો મધ્યભાગ; midnight.

**મધલાળ,** (સ્ત્રી.) લાલચ; covetousness, fascination.

**મધુ,** (વિ.) મીઠું, ગળ્યુ; sweet: (ન.) મધ; honey: (પુ.) શરાબ; wine: (૨) વસંતઋતુ; the spring (season): (૩) ચૈત્ર માસ, the Chaitra month. **–કર,** (પું.) ભ્રમર; a wasp: (૨) મધમાખી; a bee: **–કરી,** (સ્ત્રી.) ભમરી; a female wasp: (૨) મધમાખી: (૩) જુઓ **માધુકરી: –પ્રમેહ,** (પું.) પેશાબમાં સાકર જાય એ વ્યાધિ; diabetes: **–માસ,** (પું.) જુઓ **મધુ,** (૫).

**મધુર,** (વિ.) મીઠું, ગળ્યું; sweet: (૨) રોચક, પ્રિય; pleasant, dear. (૩) (સંગીત) સુરીલું, રોચક; (music) melodious, pleasant (૪) મનોરંજક, આનંદપ્રદ; entertaining, delightful: (૫) શાંત, સૌમ્ય; tranquil, subtle: **–તા,** (સ્ત્રી.) મીઠાશ, વગેરે: **મધુરું,** (વિ.) મધુર.

**મધુસૂદન,** (પું.) મધુ નામના રાક્ષસને મારનાર શ્રી કૃષ્ણ; Lord Krishna the killer of the demon Madhu.

**મધ્ય,** (વિ.) વચ્ચેનું; middle, central: (ન.) વચ્ચેનાં ભાગ કે બિંદુ; the middle, the centre: **–બિંદુ,** (ન.) કેન્દ્ર, the centre: **–મ,** (વિ.) મધ્ય, વચ્ચેનું: (૨) મધ્યમસરનું; moderate: (પું.) શાસ્ત્રીય સંગીતનો ચોથો સ્વર;: the fourth tune or note of classical music: (ન.) (ગણિત) મધ્યમ કે સરેરાશનું પદ; (maths) the mean term or expression: **–મસર,** (અ.) moderately: **–મા,** (સ્ત્રી.) વચલી આંગળી; the middle finger: **–રાત્રિ, –રાત્ર,** (સ્ત્રી) જુઓ **મધરાત: –રેખા, –રેષા,** (સ્ત્રી.) વિષુવવૃત્ત; the equator: **–વર્તી, –સ્થ,** (વિ.) વચ્ચેનું: (૨) તટસ્થ; impartial, disinterested, neutral: (પું.) સમાધાન કરનાર, તટસ્થ ન્યાયાધીશ, a mediator or arbitrator, an impartial judge.

**મધ્યાન, મધ્યાહ્ન,** (પું.) બપોર; noon, midday.

**મધ્યે,** (અ.) વચ્ચે; in the middle, between: (૨) અંદર; inside, within.

**મન,** (ન.) ચિંતનશક્તિનું કેંદ્ર અથવા એ માટેની ઇંદ્રિય, the mind: (૨) બુદ્ધિ, intellect, faculty: (૩) ઇચ્છા; desire: (૪) હૃદય, અંતઃકરણ; the heart, the conscience.

**મનખાદેહ,** (પું.) (સ્ત્રી.) માનવશરીર; the human body: (૨) માનવજીવન; human life.

**મનખો,** (પું.) માનવજીવન, the human life.

**મનન,** (ન.) ચિંતન; deep-thinking:

(૨) ધ્યાન; meditation: **મનનીય,** (વિ.) મનન કે અભ્યાસ કરવા યોગ્ય, worth thinking deep or studying: (૨) વિચારોના પ્રાધાન્યવાળું, ભાવજન્ય; thought-provoking, abstract.

**મનમોજી,** (વિ) જુઓ **મનસ્વી.**

**મનવવું,** (અ ક્રિ.) આશ્વાસન લેવું; to be consoled· (સ. ક્રિ.) જુઓ **મનાવવું.**

**મનવાર,** (સ્ત્રી.) યુદ્ધજહાજ; a warship.

**મનસૂબો,** (પું.) હેતુ, ધ્યેય; motive, aim: (૨) વિચાર; a thought: (૩) ઇચ્છા; a desire. [willed woman.

**મનસ્વિની,** (સ્ત્રી.) મનસ્વી સ્ત્રી; a self-

**મનસ્વી,** (વિ.) સ્વેચ્છાચારી; self-willed: (૨) તરંગી; whimsical.

**મનહર,** (વિ.) જુઓ **મનોહર.**

**મનઃશિલ,** (પું.) એક પ્રકારનો ખનિજ પદાર્થ; a kind of mineral.

**મના, મનાઈ,** (સ્ત્રી.) નિષેધ, પ્રતિબંધ, બંધી; prohibition, restriction, forbidding.

**મનામણું, મનાવણું,** (ન.) સમજાવટ, મનાવવું તે; persuasion, reconciliation.

**મનાવવું,** (સ. ક્રિ.) સમજાવવું, શાંત પાડવું; to persuade, to pacify: (૨) કબૂલ કરાવવું; to cause to confess: (૩) માને એમ કરવું; to cause to believe, agree or accept.

**મનીષા,** (સ્ત્રી.) ઇચ્છા; a desire: (૨) બુદ્ધિ, intellect: (૩) વિદ્વત્તા, જ્ઞાન, learning, knowledge: **મનીષી,** (વિ.) (પું.) ચતુર અને વિદ્વાન માણસ, a sagacious and learned man.

**મનુજ,** (પું.) માનવ; a human being.

**મનુષ્ય,** (પું.) (ન.) માનવ, માણસ; a human being, a man: **-જાતિ,** (સ્ત્રી.) માનવજાતિ, the human race.

**મને,** (સ.) 'હું'નું બીજી અને ચોથી વિભક્તિનું રૂપ; the objective and dative form of 'I'.

**મનોજ,** (વિ.) મનમાં જન્મેલું કે ઉત્પન્ન થયેલું; born or produced in the mind: (૨) ભાવજન્ય, નિરાકાર, દેહરહિત; abstract, unembodied: (પું.) કામદેવ, Cupid.

**મનોનિગ્રહ,** (પું.) મનનો અંકુશ, control over the mind. [power.

**મનોબળ,** (ન.) માનસિક શક્તિ; mental

**મનોયત્ન,** (પું.)(ન.) માનસિક શ્રમ, mental work or labour· (૨) અભ્યાસપાઠ; an exercise. [motive, aim.

**મનોરથ,** (પું.) ઇચ્છા, હેતુ; desire,

**મનોરમ,** (વિ.) જુઓ **મનોરંજક.**

**મનોરમા,** (સ્ત્રી.) સુંદર અને અતિ આકર્ષક સ્ત્રી; a beautiful and very attractive woman.

**મનોરંજક,** (વિ) આનંદપ્રદ, રોચક; pleasant, delightful, palatable.

**મનોરંજન,** (ન.) આનંદ, આનંદપ્રદ બાબત કે ક્રિયા; pleasure, delight, entertain-

**મનોવાંછિત,**(વિ.)ઇચ્છેલું,desired [ment.

**મનોવિકાર,**(પું.)વાસના,કામના; a passion: (૨) ઊર્મિ; an emotion, a sentiment.

**મનોવિજ્ઞાન,** (પું.) માનસિક વ્યાપારના અભ્યાસનું શાસ્ત્ર. psychology.

**મનોહર,** (વિ.) મોહક, આકર્ષક, સુંદર; fascinating, attractive, beautiful.

**મનોહર,** (ન.) માથાનો પહેરવેશ; a head-

**મનોહારી,** (વિ.) જુઓ **મનોહર.** [dress.

**મન્મથ,** (પું.) કામદેવ, Cupid

**મન્યુ,**(પું.)ગુસ્સો, anger:(૨) ઘૃણા, repulsion: (૩) દુઃખ, વિષાદ, misery, sorrow.

**મન્વંતર,** (પું.) એક મનુના જીવનકાળ જેટલો સમય, ૩૦,૬૭,૨૦,૦૦૦ વર્ષ; a period equal to a Manu's life-time, 30,67,20,000 years.

**મપારો,** (પું.) અનાજ માપવાનો કે જોખવાનો ધંધો કરનાર; a professional grain measurer or weigher.

**મફત,** (અ.) વિના મૂલ્યે, ખર્ચ વિના;

free of charge, gratis, without incurring any expenses: **મફતિયું**, (વિ.) મફત મેળવવાની વૃત્તિવાળું, ફોગટિયું; inclined to have something gratis: (૨) વળતર વિનાનું; unremunerative: (૩) ભારરૂપ; burdensome.

**મબલક, મબલખ**, (વિ.) વિપુલ, અતિશય; abundant, excessive.

**મમત**, (પું.) (ન.) દુરાગ્રહ, જક્કીપણું, હઠ; insistence, obstinacy.

**મમતા**, (સ્ત્રી.) પ્રેમ, હેત, માયાળુપણું; love, affection, kindness: (૨) આત્મલક્ષી દૃષ્ટિકોણ, subjective viewpoint: **-ળુ**, (વિ.) માયાળુ.

**મમતી, મમતીલું**, (વિ.) દુરાગ્રહી, હઠીલું; insistent, obstinate.

**મમત્વ**, (ન.) અહંભાવ, હુંપદ, egotism: (૨) જુઓ **મમત** અને **મમતા**.

**મમરો**, (પું.) ચોખાનો શેકેલો દાણો; a parched grain of rice: (૨) બળેલી દિવેટના મથાળાનો દાણા જેવો ભાગ, granular part at the top of a burnt wick: (૩) ઉશ્કેરણી, incitement, instigation.

**મમળાવવું**, (સ. ક્રિ.) જુઓ **ચગળવું**.

**મય**, (પું.) શરાબ, wine: **-ખાનું**, (ન.) a wine-house. [the moon.

**મયંક**, (પું.) હરણ; a deer: (૨) ચંદ્ર;

**મયા**, (સ્ત્રી.) દયા; compassion. (૨) સ્નેહ, માયા; affection, kindness.

**મયૂર**, (પું.) મોર; a peacock.

**મયૂરી**, (સ્ત્રી.) ઢેલ; a peahen.

**મર, મરને**, (અ.) ભલે, હશે, વાંધો નહિ, never mind, it doesn't matter, don't mind.

**મરકલડું, મરકલું**, (ન.) સ્મિત; a smile.

**મરકવું**, (અ. ક્રિ.) મંદ મંદ હસવું; to smile.

**મરકી**, (સ્ત્રી.) મહામારી, મોટી સંખ્યામાં મૃત્યુ થાય એવો વ્યાપક પ્રાણઘાતક રોગ, કોગળિયું, વ.; an epidemic, a widespread fatal disease, cholera, etc.

**મરઘી**, (સ્ત્રી.) કૂકડી, a hen. **મરઘું**, (ન.) કૂકડું; a cock or a hen: **મરઘો**, (પું.) કૂકડો; a cock. [sickness.

**મરજ**, (પું.) રોગ, માંદગી; a disease,

**મરજાદ**, (સ્ત્રી.) લજ્જા, સભ્યતા; modesty, decency: (૨) પૂજ્યભાવ, અદબ; sense of reverence: (૩) જુઓ **મરજાદી**.

**મરજાદી**, (વિ.) (સ્ત્રી.) ધાર્મિક દૃષ્ટિએ સ્પર્શાસ્પર્શથી દૂર રહેનાર; observing strict untouchability from the religious point of view.

**મરજિયાત**, (વિ.) સ્વેચ્છા પર આધારિત; voluntary: (૨) વૈકલ્પિક; optional.

**મરજી**, (સ્ત્રી.) ઇચ્છા; desire: (૨) વૃત્તિ, પસંદગી; inclination, choice.

**મરજીવો**, (પું.) સમુદ્રના તળિયેથી ડૂબકી મારીને મોતી કાઢનાર; a man diving into the sea for bringing out pearls from the bottom: (૨) મરણિયો માણસ; a desperate man.

**મરડ**, (પું.) (સ્ત્રી.) જુઓ **મરડિયો**.

**મરડ**, (પું.) (સ્ત્રી.) જુઓ **મરડાટ**: **-વું**, (સ. ક્રિ.) આમળવું, to twist: **મરડાટ**, (પું.) મરડાવું તે; a twisting: (૨) વક્રતા; crookedness: (૩) રીસ; anger, ill-humour: (૪) મહેણું; a taunt: (૫) લહેકો, મચકો; a coquettish gait of gesture.

**મરડાવું**, (સ. ક્રિ.) વાંકું થવું, વળ ચડવો, આમળાવું; to be bent or twisted: (૨) રિસાવું; to be ill-humoured: (૩) લહેકો કે લટકો કરવો; to make a coquettish gesture or expression.

**મરડિયો**, (પું.) એક પ્રકારનો ચૂનાયુક્ત પથ્થર; a kind of lime-stone.

**મરડો**, (પું.) એક પ્રકારનો ઉદરવ્યાધિ જેમાં ઝાડો ચીકણો અને લોહીયુક્ત હોય છે; dysentery, gripes.

**મરણ**, (ન.) મૃત્યુ, મોત; death: (૨) અંત, નાશ, લોપ; the end, destruction, extinction: (૩) વ્યથા, affliction: (૪) હાનિ, ખુવારી; loss,

detriment: **-તોલ,** (વિ.) મરણ પામવાની તૈયારીમાં હોય એટલું અશક્ત કે જડ; as much weak or paralysed as if on the point of death: (૨) લગભગ પ્રાણઘાતક; almost fatal.

**મરણિયું,** (વિ) મૃત્યુના ભય વિનાનું, જીવ પર આવેલું; desperate.

**મરણું,** (ન.) મરણ; death: (૨) મૃત્યુનો પ્રસંગ; an incident or event of death.

**મરતબો,** (પું.) ગૌરવ; dignity: (૨) મોભો, દરજ્જો, પદ; reputation, credit, rank.

**મરદ,** (પું.) પુરુષ; a man, a male: (૨) વીરપુરુષ; a hero, a brave man: (વિ.) બહાદુર, નીડર; brave, fearless: **મરદાઈ, મરદાનગી,** (સ્ત્રી.) પુરુષાતન; manliness, masculine spirit or power: (૨) શૌર્ય, વીરત્વ; chivalry, heroism.

**મરદાના, મરદાની,** (વિ.) પુરુષનું કે એને લગતુ, પુરુષને છાજતું, નરજાતિનું; of, pertaining to or befitting a man or male, masculine.

**મરમ્મત,** (સ્ત્રી.) જુઓ **મરામત.**

**મરવું,** (અ. ક્રિ.) જીવનનો અંત આવવો; to die: (૨) નાશ થવો, અત આવવો; to perish, to end: (૩) પાયમાલ થવું; to be ruined: (૪) અસ્તિત્વનો અંત આવવો; to cease to exist: (૫) દૂર થવુ; to be removed: (૬) ચીમળાવું; to wither: (૭) વાસી થવું; to become stale: (૮) સત્વ કે કસ ગુમાવવાં; to lose the essence or pith: (૯) ખંતથી ઝૂઝવું; to strive patiently: (૧૦) શોષાઈને એકરૂપ થવું; to be absorbed and diffused: (૧૧) સ્થાનભ્રષ્ટ થવું; to be removed from a place or post: (૧૨) (ધાતુનું) બળીને રાખ કે ભસ્મ થવાં; (of metals) to be turned into ashes.

**મરવો,** (પું.) નાની કાચી કેરી; a small unripe mango.

**મરસિયો,** (પું.) મૃત્યુના પ્રસંગનું શોકગીત, રાજિયો, a mourning song at the event of death.

**મરહૂમ,** (વિ.) મૃત્યુ પામેલું, સ્વર્ગસ્થ; dead, deceased, late.

**મરામત,** (સ્ત્રી.) સમારકામ, જીર્ણોદ્ધાર; repair, mending, renovation.

**મરાલ,** (પું.) હંસ; a swan: (વિ.) સુંવાળું, કોમળ; soft, tender.

**મરી, મરિયું,** (ન.) એક પ્રકારનો કાળો કે સફેદ દાણાદાર તેજાનો; black or white pepper.

**મરીચિ,** (સ્ત્રી.) કિરણ; a ray: **-કા,** (સ્ત્રી.) મૃગજળ; mirage.

**મરીચી,** (પું.) સૂર્ય; the sun.

**મરીમસાલો,** (પું.) તેજાનો અથવા એનો ભૂકો, ગરમ મસાલો; spices: (૨) અતિશયોક્તિ; exaggeration.

**મરુત,** (પું.) દેવ તરીકે પવન, wind as a God.

**મરુદેશ,** (પું.) **મરુભૂમિ,** (સ્ત્રી.) રણ; a desert: (૨) મધ્યભારતનો રણ જેવો એક પ્રદેશ, મારવાડ; a desert-like region of central India, Marvad.

**મરો,** (પું.) મૃત્યુ; death: (૨) ઉગ્ર યાતના; intense suffering: (૩) શોષણ; exploitation.

**મરોડ,** (પું.) મરડાટ, વળાંક; a twist, a curve: (૨) અક્ષરનો સુંદર આકાર; fine shape or curve of a written letter: **-દાર,** (વિ.) સુંદર આકારવાળો (અક્ષર); well shaped (letter): **-વું,** (સ. ક્રિ) જુઓ **મરડવું.**

**મર્કટ,** (પું.) વાનર; a monkey.

**મર્ત્ય,** (વિ.) નાશવંત, જેનું મરણ નિશ્ચિત છે એવું; transitory, mortal: (પું.) માનવી; a human being.

**મર્દ,** (પું.) જુઓ **મરદ.**

**મર્દન,** (ન) ચોળવું કે દાબવું તે; rubbing, kneading, a massage: (૨) દમન, મૃત્યુ, નાશ; persecution, death, destruction

**મર્દાઈ, મર્દાનગી,** જુઓ **મરદ.**

**મર્મ,** (પું.) ગુપ્ત વાત, ભેદ; a secret,

mystery. (૨) ગૂઢાર્થ, તાત્પર્ય; deep meaning, substance: (૩) મર્મસ્થાન; a vital part or organ: **-જ્ઞ,** (વિ.) બુદ્ધિશાળી,વિદ્વાન; intelligent, learned: **-ભેદી,** (વિ.) subtle, penetrating: **-વચન,** (ન.) મહેણું; a taunt: **-વેધક, -વેધી,** (વિ.) મર્મભેદી: **-સ્થાન, -સ્થળ,** (ન.) શરીરનું મહત્ત્વનું કોમળ અંગ; a vital tender organ of the body.

**મર્યાદ, મર્યાદા,** (સ્રી.) હદ, સીમા; limit, border, boundary: (૨) પ્રતિબંધ, અંકુશ; restraint, limitation: (૩) વિવેક, આદર; modesty, reverence.

**મર્યાદિત,** (વિ.) સીમિત, limited.

**મલ,** (પું.) જુઓ **મળ.** [smilingly.

**મલક મલક,** (અ.) સ્મિત કરતુ હોય એમ;

**મલકવું,** (અ. ક્રિ) જુઓ **મલકાવું.**

**મલકાટ,** (પું.) જુઓ **મરકલડું:** (૨) આનંદ; delight. [smile.

**મલકાવું,** (અ. ક્રિ.) સ્મિત કરવું; to

**મલખમ, મલખંભ,** (પું.) વ્યાયામ માટેનો લીસો, ખોડેલો થાભલો; a smooth pillar for physical exercise.

**મલપતું,** (વિ.) આનંદથી મંદ ગતિએ ચાલતું, walking delightfully and slowly.

**મલમ,** (પું.) ચામડીના દર્દ પર ચોપડવાનું ઔષધ; a medical ointment.

**મલમલ,** (ન.) કીમતી બારીક કાપડ; precious fine cloth, muslin.

**મલવું,** (સ. ક્રિ.) મસળવું; to knead.

**મલાઈ,** (સ્રી.) દૂધની તર; milk cream: (૨) તત્ત્વ, સાર; cream, pith: (૩) (લૌકિક) નફો; (colloq.) profit.

**મલાજો,** (પું.) જુઓ **મરજાદ:** (૨) લજ્જા કે મર્યાદા માટે પડદો પાળવાનો રિવાજ; the custom of observing 'Purdah' system. [(સ્રી.) રાણી; a queen.

**મલિક,** (પું.) રાજા; a king: **મલિકા,**

**મલિન,** (વિ.) મેલું, અપવિત્ર; dirty, polluted: (૨) અનિચ્છનીય, દુષ્ટ; undesirable, wicked.

**મલીદો,** (પું.) મલાઈ કે માવાવાળી મીઠાઈ, ચૂરમું; sweetmeat containing cream: a sweet-ball: (૨) શક્તિપ્રદ ખોરાક; tonic food: (૩) (લૌકિક) સખત માર; (colloq.) severe beating.

**મલોખું,** (ન.) રાડું, ઘાસની સળી; a reed: (૨) રેંટિયાની ત્રાકને સજ્જડ બેસાડવા માટેની સળીઓમાની કોઈ એક; a reed set in the spindle of a spinning-wheel to keep it firm.

**મલ્લ,** (વિ.) (શરીર) મજબૂત બાંધાનું; (the body) well-built, stout: (પું.) પહેલવાન, વ્યાયામવીર; a wrestler, an athlete: **-યુદ્ધ,** (ન.) કુસ્તી; wrestling.

**મલ્લિકા,** (સ્રી.) એક પ્રકારનું ફૂલઝાડ કે એનું ફૂલ; a kind of flower plant or its flower. [સમાવવું; to contain.

**મવડાવવું, મવરાવવું, મવાડવું,**(સ.ક્રિ.)

**મવાલ,** (વિ.) મધ્યમસર વિચારસરણીને વરેલું (અંતિમવાદી કે જહાલથી ઊલટું); moderate (opposite of extremist).

**મવાલી,**(પું.)બદમાશ, ગૂંડો; a scoundrel: (૨) કંગાલ કે મુફલિસ માણસ; a wretch,

**મવાળ,** (વિ.) જુઓ **મવાલ.** [a pauper.

**મશ,** (ન.) જુઓ **મિષ.** [fetching water.

**મશક,** (સ્રી.) પખાલ; a leather bag for

**મશગૂલ,** (વિ.) જુઓ **મગ્ન.**

**મશરૂ,** (પું.) રેશમ અને સૂતરની ગૂંથણીવાળું કાપડ; a kind of cloth knitted with silk and cotton yarn. [ed, popular,

**મશહૂર,** (વિ.) નામાંકિત, લોકપ્રિય, renown-

**મશાલ,** (સ્રી) છડીના મથાળે મોટો દીવો કરવાનો પાત્ર જેવો આકાર; a torch: **-ચી, મશાલી,** (પું.) a torch-bearer.

**મશી,** (સ્રી.) જુઓ **મેશ.**

**મશી,** (સ્રી.) ઊભા પાકનો નાશ કરતું માખી જેવું જીવડું; a kind of crop-destroying fly or insect.

**મશ્કરી,** (સ્રી.) ઠઠ્ઠો, મજાક; a joke, a jest: **મશ્કરો,** (પું.) રંગલો, વિદૂષક; a clown, a jester, a buffoon.

**મસ**, (વિ) વિપુલ; abundant, much.
**મસ**, (પુ.) જુઓ **મસો.**
**મસકો**, (પું.) માખણ; butter: (૨) પાણી વિનાનું દહીં; waterless curds: (૩) (લૌકિક) ખુશામત; (colloq.) flattery.
**મસલત**, (સ્ત્રી) ચર્ચા, વાટાઘાટ, સલાહ-સૂચન; discussion, negotiations, consultation.
**મસવાડું**, (ન) ઘરની પાછળનો ખુલ્લો ભાગ; the rear, open part of a house: **મસવાડો**, (પું.) પાદર, ભાગોળ; an outskirt of a village or town.
**મસળવું**, (સ. ક્રિ.) ગૂંદવું, વારવાર દબાવવું; to knead, to press repeatedly: (૨) માલિસ કરવું; to massage.
**મસાણ**, (ન) સ્મશાન, કબ્રસ્તાન, a cemetery, a burial-place.
**મસાણિયો**, (પું) ડાઘુ, a mourner accompanying a funeral procession: (૨) મસાણનો ભંગી; a scavanger of a cemetery: **મસાણિયું**, (વિ.) મસાણનું કે એને લગતું; of or pertaining to cemetery: (૨) સ્મશાનયાત્રામાં સામેલ થયેલું; taking part in a funeral procession: (૩) શાપરૂપ, અપશુકનિયાળ; woeful, inauspicious.
**મસાલો**, (પું.) રસોઈ સ્વાદિષ્ટ બનાવવા માટેની વસ્તુઓ, તેજાનો, વ.; spices, etc.: (૨) ઘટકદ્રવ્યો; ingredients.
**મસી, મસિ**, (સ્ત્રી.) જુઓ **મશી.**
**મસીદ**, (સ્ત્રી.) જુઓ **મસ્જિદ.**
**મસુર, મસૂર**, (સ્ત્રી) એક પ્રકારનું કઠોળ; a kind of pulse.
**મસૂરિયું**, (ન.) નાનું ગોળ ઓશીકું; a small round pillow.
**મસો**, (પું.) ચામડી પર થતી ગાળ, કઠણ ગાંઠ; a wart: (૨) હરસ; a pile.
**મસોતું**, (ન.) ચીંથરું; a rag: (૨) રસોડામાં વાપરવાનો કાપડનો ટુકડો; a kitchen-rag.
**મસ્જિદ**, (સ્ત્રી.) મુસલમાનોનું બંદગી કરવા માટેનું જાહેર મકાન; a mosque.
**મસ્ત**, (વિ.) નિશ્ચંત અને આનંદી; care-free and gay: (૨) જુઓ **ઉન્મત્ત.**
**મસ્તક**, (ન.) માથું; the head
**મસ્તાન, મસ્તાનું**, (વિ.) જુઓ **મસ્ત.**
**મસ્તિક, મસ્તિષ્ક**, (ન.) માથું, the head: (૨) ભેજું, મગજ; brain.
**મસ્તી**, (સ્ત્રી.) મસ્ત સ્થિતિ, gay and care-free condition: (૨) તોફાન; mischief: **-ખોર**, (વિ.) તોફાની.
**મહત્** (વિ.) મોટું, મહાન; great, glorious: (૨) મહત્ત્વનું, ઉમદા; important, noble.
**મહતી**, (વિ.) (સ્ત્રી.) મહત્તા, મહિમા, ગૌરવ; greatness, glory, dignity; importance: (૨) પ્રતિભા; dignity, awe: **મહત્ત્વ**, (ન.) મહતી.
**મહત્ત્વાકાંક્ષા**, (સ્ત્રી.) મહાન થવાની કે અસાધારણ આકાંક્ષા; ambition, lofty desire or aim.
**મહર્ષિ**, (પુ.) મહાન ઋષિ, a great or glorious sage.
**મહંત**, (પું.) મઠાધિપતિ; the head of a monastery: (૨) મહાન સાધુ કે સંત; a great hermit or sage.
**મહા**, (પું.) માઘ માસ; the Magh or the Maha month (of the Hindus).
**મહા**, (ત્રિ.) (સમાસમાં) 'મહાન' 'મહત્ત્વનું', 'ગૌરવશાળી' વગેરે અર્થ દર્શાવતું પૂર્વપદ, (in compounds) a prefix meaning 'great', 'important' or 'glorious': **-કાય**, (વિ.) કદાવર, પ્રચંડ; huge: **-કાલ**, (પું.) ભગવાન શંકર; **-કાલી**, (સ્ત્રી.) ભયાનક સ્વરૂપવાળી દેવી દુર્ગા, the goddess Durga in her frightful form: **-કાવ્ય**, (ન.) an epic: **-જન**, (ન.) મહત્ત્વનો કે પ્રતિષ્ઠિત માણસ; an important or reputed man: (૨) મંડળ, સંઘ; an association: **-જનિયું**, (વિ.) સાર્વજનિક; public, belonging to all: (૨) ધણીધોરી વિનાનું, ભટકતું; ownerless, roaming: **-ત્મા**, (વિ.) (પું.) મહાન કે

ગૌરવશાળી પુરુષ; a great or glorious man: **–દેવ,** (પુ.) ભગવાન શંકર. **મહાન,** (વિ.) જુઓ **મહત્: –નુભાવ,** (વિ.) (પું.) મોટા મનવાળો, ગૌરવશાળી પુરુષ; a large-hearted, glorious man: **–પદ્મ,** (ન.) સો અબજની સંખ્યા **–પાતક,** (ન.) ઘોર પાપ; a terrible sin: **–પ્રલય,** (પું.) સૃષ્ટિનો સંપૂર્ણ નાશ, total destruction of the creation: **–પ્રાણ,** (વિ.) (પું.) જેનો ઉચ્ચાર કરતાં શ્વાસ લંબાવવો પડે એવો (વ્યંજન); aspirated (consonant): **–મારી,** (સ્ત્રી.) વ્યાપક, પ્રાણઘાતક રોગચાળો; an epidemic.

**મહાર,** (પું.) ભંગી; a scavenger: (૨) એ નામની હલકી જ્ઞાતિનો માણસ.

**મહારથી,** (પું.) અતિ શક્તિશાળી યોદ્ધો; an extremely powerful warrior.

**મહારાજ,** (પું.) જુઓ **મહારાજા:** (૨) મહાન માણસના સંબોધન તરીકે વપરાય છે: (૩) ગોર, પુરોહિત, a priest: (૪) બ્રાહ્મણ રસોઇયો; a Brahman cook.

**મહારાજા,** (પું.) શહેનશાહ, સમ્રાટ; an emperor.

**મહારાજાધિરાજ,** (પું.) મોટું સામ્રાજ્ય ધરાવતો અથવા સર્વોપરી સમ્રાટ; an emperor having a big empire.

**મહારાણી,** (સ્ત્રી.) સમ્રાટની પત્ની; an emperor's wife: (૨) સામ્રાજ્ઞી; an empress.

**મહાલક્ષ્મી,** (સ્ત્રી.) સંપત્તિની દેવી લક્ષ્મી; Lakshmi the goddess of wealth: (૨) વિપુલ સંપત્તિ; abundant wealth.

**મહાલય,** (પું.) મહેલ; a palace: (૨) મંદિર, પવિત્ર ધામ: a temple, a sacred place: (૩) શ્રાદ્ધનું પખવાડિયું, ભાદ્રપદ માસનો ઉત્તરાર્ધ, the fortnight during which offerings are made to ancestors, the second half of the Bhadrapada month.

**મહાલવું,** (સ. ક્રિ.) આનંદથી ઉપભોગ કરવો; to enjoy or use delightfully.

**મહાવત,** (પું.) હાથી પર સવાર થઈને અંકુશ રાખનાર; a mounted controller of an elephant.

**મહાવરો,** (પું.) ટેવ, અભ્યાસ; habit, practice: (૨) પ્રથા, રૂઢિ, રિવાજ; a tradition, a custom.

**મહાવિદ્યાલય,** (ન.) ઉચ્ચ અભ્યાસ માટેની શાળા; a college.

**મહાવીર,** (પું.) મહાન પરાક્રમી પુરુષ; an extraordinary enterprising man: (૨) જૈનોના ચોવીસમા તીર્થંકર (૩) હનુમાનજી.

**મહાશય,** (વિ.) (પું.) જુઓ **મહાનુભાવ.**

**મહાશંકુ,** (ન.) દસ મહાપદ્મ જેટલી સંખ્યા; જુઓ **મહાપદ્મ.**

**મહાસભા,** (સ્ત્રી.) વિશાળ સભા, બધા સભ્યોની સભા; a vast meeting, a meeting of all members (૨) એ નામની ભારતની રાષ્ટ્રીય સંસ્થા; the Indian National Congress.

**મહાસમિતિ,** (સ્ત્રી.) મહત્ત્વના સભ્યોની સમિતિ; a meeting of important members.

**મહાસાગર,** (પું.) અતિશય મોટો સમુદ્ર; an ocean.

**મહિ,** (સ્ત્રી.) પૃથ્વી; the earth.

**મહિનો,** (પું.) માસ, આશરે ત્રીસ દિવસનો સમય; a month: (૨) વર્ષના બાર ભાગમાનો એક, પંચાંગનો માસ; a calendar month: (૩) માસિક પગાર; monthly salary or wages.

**મહિમા,** (પું.) ગૌરવ, યશ, પ્રતાપ; dignity, glory, majesty.

**મહિયર,** (ન.) જુઓ **પિયર.**

**મહિયારી,** (સ્ત્રી.) ગોવાલણ, ભરવાડણ; a milk-maid, a shepherdess:

**મહિલા,** (સ્ત્રી.) નારી, સ્ત્રી; a woman: (૨) રાણી, a queen.

**મહિષ,** (પુ.) પાડો; a male buffalo.

**મહિષી,** (સ્ત્રી.) ભેંસ; a female buffalo: (૨) પટરાણી; the first or chief queen.

**મહી,** (સ્ત્રી.) જુઓ **મહિ.**

**મહી,** (ન.) દહીં; curds: **–ડું,** (ન.) દહીં.

**મહીમાટલું,** (ન.) જુઓ **માહ્યામાટલું.**

**મહીં,** (અ.) અંદર, માં; in, within: **-મહીં,** (અ.) વચ્ચે વચ્ચે, કોઈ કોઈ વાર; during the course of, sometimes
**મહુડી,** (સ્ત્રી.) **મહુડો,** (પું.) એક પ્રકારનું ઝાડ જેના ફળમાંથી શરાબ બને છે; a kind of tree, the fruits of which are used in manufacturing wine: (૨) શરાબ; wine: **મહુડું,** (ન.) મહુડાનું ફળ.
**મહુરત,** (ન.) જુઓ **મુહૂર્ત.**
**મહુવર,** (સ્ત્રી.) મદારીની વાંસળી; a snake-charmer's flute.
**મહેક,** (સ્ત્રી.) સુગંધ, ગંધ; fragrance, perfume, smell: **-વું,** (અ. ક્રિ.) ગંધ ફેલાવવી, ફોરવું; to smell, to emit fragrance: **મહેકાટ,** (પું.) મહેક.
**મહેચ્છા,** (સ્ત્રી.) ઉન્નત કે મોટી ઇચ્છા, મહત્વાકાંક્ષા; a lofty great desire, an ambition. [મહેણાં, જુઓ **મહેણું.**
**મહેણાંટૂણાં, મહેણાંટોણાં,** (ન. બ. વ.)
**મહેણું,** (ન.) કટાક્ષયુક્ત વેધક શબ્દ કે વિધાન, મર્મવચન, a taunt, a satire.
**મહેતર,** (પું.) ભંગી; a scavenger, a street-sweeper: **-ણ, મહેતરાણી,** (સ્ત્રી.) ભંગીની પત્ની કે સ્ત્રી-ભંગી.
**મહેતલ,** (સ્ત્રી.) મુદ્દત, સમય; a time limit, a fixed date or time, a period.
**મહેતાગીરી,** (સ્ત્રી.) મહેતાનાં પદ, ફરજ કે કામગીરી; the office and duties or functions of a clerk or a teacher.
**મહેતાબ,** (પું.) ચંદ્ર; the moon.
**મહેતી,** (સ્ત્રી.) મહેતાની પત્ની; the wife of a clerk or a teacher: (૨) શિક્ષિકા; a school-mistress.
**મહેતો,** (પું.) કારકુન; a clerk: (૨) નામાકારકુન; an accountant: (૩) શિક્ષક; a teacher.
**મહેનત,** (સ્ત્રી.) રચનાત્મક પ્રવૃત્તિ; constructive activity or work: (૨) શ્રમ; labour, mental or manual work: **મહેનતાણું,** (ન.) શ્રમનું વળતર, પગાર, remuneration for labour; wages, salary: **મહેનતુ,** (વિ.) ઉદ્યમી; industrious, diligent. [ઉજાણી; a feast.
**મહેફિલ,** (સ્ત્રી.) જુઓ **મિજલસ:** (૨)
**મહેબૂબ,** (વિ.) વહાલું, પ્રિય; dear, beloved.
**મહેમાન,** (પું.) પરોણો, અતિથિ; a guest, a casual visitor: **-ગીરી, -દારી, -ગતિ,** (સ્ત્રી.) પરોણાગતિ, આતિથ્યસત્કાર; hospitality.
**મહેર,** (સ્ત્રી.) કૃપા; favour, grace: (૨) અનુકંપા દયા; compassion, pity: **-બાન,** (વિ.) કૃપાળુ, દયાળુ; gracious, merciful, kind: **-બાની,** (સ્ત્રી.) મહેર.
**મહેરામણ,** (પું.) મહાસાગર, સમુદ્ર; an ocean, a sea.
**મહેરો,** (પું.) જુઓ **ભોઈ.**
**મહેલ,** (પું.) **મહેલાત,** (સ્ત્રી.) પ્રસાદ, રહેઠાણ માટેની ભવ્ય ઇમારત; a palace, a mansion
**મહેલ્લો,** (પું.) જુઓ **મહોલ્લો.**
**મહેસૂલ,** (સ્ત્રી.) ખેડાણ જમીન પરનો કર; tax on farm-land; revenue: (૨) દાણ, જકાત, excise: (૩) કરવેરા દ્વારા થતી આવક; taxation or revenue income: (૪) રાજ્યની કુલ આવક; total income of a state: **મહેસૂલી,** (વિ.) મહેસૂલનું કે એને લગતું; revenue.
**મહોદય,** (પું.) જુઓ **મહાનુભાવ, 'મહા'**માં.
**મહોબત,** (સ્ત્રી.) પ્રેમ, પ્યાર; love, affection: (૨) ગાઢ મૈત્રી; intimate friendship.
**મહોર,** (સ્ત્રી.) ગીની, એક પ્રકારનો સોનાનો સિક્કો, a guinea, a kind of gold coin: (૨) સિક્કો; a coin: (૩) અધિકૃત છાપ; a seal: **-દાર,** (સ્ત્રી.) બેગમ; a Muslim queen: (૨) પત્ની; a wife.
**મહોરું,** (ન.) શેતરંજની રમતનું સોગઠું; anyone of the pieces in the game of chess, a chessman.
**મહોરો,** (પું.) સાપના તાળવાની અંદરનો અંડાકાર પદાર્થ; an egg-shaped substance found in a serpent's palate: (૨) ઓપવું તે; polishing.
**મહોલાત,** (સ્ત્રી.) જુઓ **મહેલ, મહેલાત.**

**મહોલ્લો**, (પું.) શેરી; a s'rcet or lane: (૨) લત્તો, a locality.
**મળ**, (પું.) મેલ, કચરો, ગંદવાડ; dirt, filth. (૨) વિષ્ટા; excretion.
**મળતર**, (ન.) મહેનતાણું; remuneration: (૨) લાભ, નફો, આવક; gain, profit, income.
**મળતાવડું**, (વિ.) મિલનસાર; social, affable.
**મળતિયું**, (વિ.) સાથી, સહકાર્યકરી; associating, co-working.
**મળવું**, (અ. ક્રિ.) મુલાકાત કે સંગમ થવાં; to meet: (૨) જોડાવું, ભળવું; to join, to mix or mingle with: (૩) ભેગું કે એકઠું થવું; to come together, to assemble: (૪) સંપ થવો; to be united: (૫) સરખું કે સમાન હોવું; to be similar or equal· (૬) એકરાગ કે મેળ હોવાં, to be harmonised or accorded (૭) લાભ કે પ્રાપ્તિ થવાં; to gain, to come into possession: (૮) જડવું; to find (૯) સંમત થવું; to agree with: (૧૦) દૃષ્ટિગોચર થવું; મળી આવવું; to be seen, to come to view, to be found.
**મળસકું**, (ન.) પરોઢિયું; the dawn.
**મળી**, (સ્ત્રી.) ઊંજેલા તેલ કે ચીકણા પદાર્થનો મેલ, dirt of lubricants such as oil, etc.
**મંકોડા**, (પું. બ. વ.) કરોડના અંકોડા કે મણકા; vertebrae.
**મંકોડો**, (પું.) કીડી જેવું એક કાળું જંતુ; a kind of black ant.
**મંગરો**, (પું.) મોટી ટેકરી, ડુંગરો; a big hill, a small mountain.
**મંગલ**, (વિ.) શુકનવંતું, કલ્યાણકારક, શુભ; auspicious, propitious: (પું.) મંગલ ગ્રહ; the planet Mars: (૨) મંગળવાર; Tuesday: (૩) કલ્યાણ, આબાદી, શુભ વસ્તુ કે બાબત; propitiousness, prosperity, an auspicious thing or affair: (૪) શુભ કે કલ્યાણકારક ગીત; an auspicious or propitious song: (૫) સાહિત્યકૃતિના આરંભની સ્તુતિ; an inaugural prayer or hymn of a literary work: **-કારી, -કારક**, (વિ.) જુઓ **મંગલ**.
**મંગલાચરણ**, (ન.) શુભ પ્રારંભ; an auspicious beginning: (૨) શુભ પ્રસંગ કે સાહિત્યકૃતિના આરંભનાં સ્તુતિ કે ક્રિયા; prayer, hymn or rites performed at the inaugural of an auspicious event or a literary work.
**મંગળ, મંગળકારક, મંગળકારી**, (વિ.) (પું.) જુઓ **મંગલ**.
**મંગળફેરા**, (પું. બ. વ.) લગ્નવિધિના અંતમાં વરકન્યા ચોરી ફરતાં ચાર ફેરા ફરે છે તે: the bride and bridegroom's moving round the marriage platform at the end of the marriage ceremony
**મંગળમય**, (વિ.) જુઓ **મંગલકારી**.
**મંગળમૂર્તિ, મંગલમૂર્ત્તિ**, (સ્ત્રી.) કલ્યાણકારક દેવ કે દેવીની મૂર્તિ; an idol of a propitious god or goddess: (૨) ભગવાન ગણેશ; Lord Ganesh
**મંગળવાર**, (પું.) એ નામનો વાર; Tuesday.
**મંગળસૂત્ર**, (ન.) વર તરફથી કન્યાને અપાતું સૌભાગ્યસૂચક ઘરેણું; a necklace-like ornament usually presented by the bridegroom to the bride as a symbol of a happy married life: (૨) એક પ્રકારનું સ્ત્રીઓ માટેનું ગળાનું ઘરેણું: a necklace-like ornament for women.
**મંગળા**, (સ્ત્રી.) દેવી દુર્ગા; the goddess Durga.
**મંગળાચરણ**, (ન.) શુભ કામના આરંભમાં દેવનું આહ્વાન કરવુ તે, invocation of a divine being at the beginning of an auspicious work.
**મંગાવવું**, (સ. ક્રિ.) લાવવા કે પહોંચતું કરવા વરદી આપવી; to ask. request or order to supply.
**મંચ, મંચક**, (પું.) પલંગ; a big grand

bedstead: (૨) વ્યાસપીઠ, માંચડો; a platform, a pulpit: (૩) ખેતરમાં બાંધેલો ચોકીદાર માટેનો માંચડો; an elevated seat or platform for a farm watchman.

**મંછા,** (સ્ત્રી.) કલ્પના; imagination: (૨) વિચાર, an idea or thought: (૩) ઇચ્છા; a desire.

**મંજન,** (ન.) સાફ કરવું કે માંજવું તે; a cleaning or washing: (૨) માંજવા માટેનો પદાર્થ, દંતમંજન, ઇ.; a cleaning substance, tooth-powder, etc.

**મંજરી,** (સ્ત્રી.) અંકુર, ફણગો; a sprout, a shoot: (૨) કળીઓનું ઝૂમખું; a cluster of buds.

**મંજાર,** (પું.) જુઓ **માંજાર.**

**મંજીરા,** (પું. બ. વ.) કરતાલ, કાંસીજોડ; a pair of cymbals.

**મંજુ, મંજુલ,** (વિ.) રોચક, મધુર; pleasant, sweet: (૨) સુંદર, આકર્ષક; charming: (૩) કોમળ; tender.

**મંજૂર,** (વિ.) સ્વીકૃત, માન્ય; accepted, recognised (૨) કબૂલ, સંમત, confessed, agreed: (૩) બહાલ; confirmed.

**મંજૂરી,** (સ્ત્રી.) સંમતિ, બહાલી; consent; approval: (૨) પસંદગી; acceptance

**મંજૂષા,** (સ્ત્રી.) પટારો, પેટી; a box.

**મંડન,** (ન.) શણગાર; decoration: (૨) શણગારવું તે; ornamentation: (૩) સમર્થન, સ્થાપન; proof; establishment.

**મંડપ,** (પું.) શણગારેલો માંડવો, a decorated square or temperory structure: (૨) વ્યાસપીઠ; a platform.

**મંડલ,** (ન.) વર્તુલ, કૂંડાળું; a circle: (૨) પરિઘ; circumference: (૩) સમાજ, સંઘ: association, a company, an organised group: (૪) પ્રદેશ; a region: (૫) પ્રાદેશિક વિભાગ, પ્રાંત; a territorial division, a province: (૬) રાજ્યોનો સમૂહ; a union of states: (૭) ઋગ્વેદના દસ ખંડોમાંનો કોઈ એક; any one of the ten divisions of the Rigveda.

**મંડલિક,** (પું.) ખંડિયો રાજા, સામંત; a vassal, a feudal chief.

**મંડલી,** (સ્ત્રી) જુઓ **મંડલ** (૩)

**મંડવું,** (અ. ક્રિ.) આરંભ કરવો; to begin, to start: (૨) ખંતથી ચાલુ કે જારી રાખવું; to persevere. ['મંડલ'માં.

**મંડળ,** (ન) **મંડળી,** (સ્ત્રી.) જુઓ

**મંડાણ,** (ન.) પાયો, પાયાનું કામ કે ચણતર; foundation, basic work or construction: (૨) પ્રારંભ; beginning: (૩) કૂવાના મથાળાનું ચોકઠું; the frame at the top of a well.

**મંડૂક,** (પું.) દેડકો; a frog.

**મંડૂર,** (ન.) લોઢાનો કાટ; iron-rust: (૨) ઔષધ તરીકે એની ભસ્મ; its ashes as a medicine.

**મંતર,** (પું.) જુઓ **મંત્ર.**

**મંતરવું,** (સ. ક્રિ.) મંત્રમુગ્ધ કરવું, મંત્રની અસર નીચે લાવવું; to bind by a spell, to affect by a spell (૨) ભ્રમિત કરવું; to illusion: (૩) (લૌકિક) ચોરી કરવી; (colloq.) to steal.

**મંતવ્ય,** (વિ.) વિચારવા કે મનન કરવા યોગ્ય; worth thinking or considering: (૨) માન્યતા, મત; belief, opinion.

**મંત્ર,** (પું.) જાદુઈ શક્તિ ધરાવતો શબ્દ કે શબ્દસમૂહ; a word or formula having miraculous power, a spell, a charm: (૨) મંત્રણા; secret consultation: **–ણા,** (સ્ત્રી.) ગુપ્ત મસલત, secret consultation: (૨) નીતિ, મુત્સદ્દીગીરી; policy, shrewdness

**મંત્રી,** (પું.) પ્રધાન; a minister: (૨) સલાહકાર, a counsellor: (૩) કારોબારી મદદનીશ કે વ્યવસ્થાપક; a secretary.

**મંથન,** (ન.) વલોવવું તે; churning (૨) ધમાલ, ઊથલપાથલ; commotion, a basic change.

**મંથર,** (વિ.) નિષ્ક્રિય; inactive: (૨) સુસ્ત, idle; dull.

**મંદ,** (વિ.) ધીમું, સુસ્ત; slow, dull: (૨) પ્રમાણમાં ઓછું; proportionately less:

–તા (સ્ત્રી.) ધીમી ગતિ, સુસ્તી; slowness, dullness: (૨) નિષ્ક્રિયતા: inactivity: –બુદ્ધિ, –મતિ, (વિ.) (સ્ત્રી.) મૂઢ, મૂઢતા; stupid, stupidity.

**મંદવાડ**, (પું.) વ્યાધિ, બીમારી; a disease, sickness, indisposition.

**મંદાકિની**, (સ્ત્રી.) ગંગા નદી; the river Ganges: (૨) આકાશગંગા; the Milky way of the sky.

**મંદાક્રાન્તા**, (પું.) એક મંદ, મધુર છંદ; a slow, melodious metre.

**મંદાગ્નિ**, (પું.) અપચો, પાચનશક્તિની ક્ષીણતા; indigestion; weakness of digestive power.

**મંદિર**, (ન.) ઘર, રહેઠાણ; a house, an abode: (૨) દેવસ્થાન; a temple, a place of worship: (૩) કેળવણી કે વિદ્યાનું કેન્દ્ર; a centre of education or learning.

**મંદી**, (સ્ત્રી.) અછત, કમી; scarcity, want, shortage: (૨) વ્યાપારી ચીજવસ્તુઓની માગનો અભાવ કે ઘટાડો; trade depression.

**મંદું**, (વિ.) જુઓ **મંદ**.

**મંદ્ર**, (વિ.) (સૂર) ધીમો અને ગંભીર; (tune) slow and serious: (પું.) સંગીતના મુખ્ય સૂરોમાંનો એક; one of the main tunes in music.

**મા**, (અ.) નહિ, ના; not.

**મા**, (સ્ત્રી.) જનની, માતા; mother: (૨) દાદી; grandmother: **માઈ**, (સ્ત્રી.) મા.

**માઈકાંગલું**, (વિ.) નબળા બાંધાનું, નબળું, બાયલું; physically weak, weak, cowardly: (૨) જુઓ **માવડિયું**.

**માઈલ**, (પું.) ૧૭૬૦ વારના અંતરનું એક બ્રિટિશ માપ; a British unit of distance of 1760 yards.

**માંકડ**, (પું.) માનવલોહી ચૂસતું, બહુધા પથારી વગેરેમાં રહેતું એક પ્રકારનું જંતુ; a bug: **માંકડિયું**, (વિ.) માંકડવાળું; buggy, infested with bugs: (ન.) માંકડને પકડવાનું કાણાંવાળું લાકડું; a log of wood with holes to trap bugs: **માંકણ**, (પું.) માંકડ; **માંકણિયું**, (વિ.) માંકડિયું.

**માખ**, **માખી**, (સ્ત્રી.) એક પ્રકારનું ઉપદ્રવી ઊડતું જીવડું; a fly.

**માખણ**, (ન.) દહીંનું સત્વ, સાર, નવનીત; butter, cream: (૨) (લૌકિક) ખુશામત; (colloq.) flattery: **માખણિયું**, (વિ.) માખણ જેવું; buttery, butter-like. (૨) ખુશામતિયું; flattering.

**માગ**, (પું.) રસ્તો; a road, a way: (૨) સ્થળ, જગા; a place: (૩) બેઠક, આસન; a seat: (૪) અવકાશ, મોકળાશ; space, room: (૫) અંતર; distance, gap.

**માગ**, (સ્ત્રી.) માગણી, માંગ, ખપત; demand, want: (૨) વપરાશ; consumption, using up: (૩) ઉઘરાણી; demanding a debt: –ણ (પું.) ભિખારી; a beggar. –ણિયાત, (વિ.) ભિખારી; beggarly, mean: –ણી, (સ્ત્રી.) માગવાનો પ્રસ્તાવ, માગવું તે; a proposal for demand, a demanding: (૨) જુઓ **માગ**: –ણું, (ન.) જુઓ **માગણી**: (૨) લેણું, હક; a debt due from, a claim.

**માગધ**, (પું.) જુઓ **વહીવંચો**.

**માગધી**, (વિ.) મગધ દેશનું; of or pertaining to Magadha: (સ્ત્રી.) મગધની પ્રાચીન પ્રાકૃત ભાષા; the ancient Prakrut language of Magadha.

**માગવું**, (સ. ક્રિ.) આપવા માટે કહેવું કે આજીજી કરવી; to ask for, to request to give: (૨) ઉઘરાણી કરવી; to ask to return a borrowed thing, money, etc.

**માગશર**, (પું.) જુઓ **માર્ગશીર્ષ**.

**માગું**, (ન.) માગણી, વેવિશાળ માટેનો પ્રસ્તાવ; a demanding, a proposal for betrothal.

**માઘ**, (પું.) માહ માસ, વિક્રમ સંવતનો ચોથો માસ, the Magh, the fourth month of the Vikram Samvat year.

**માયેલું**, (વિ.) મા-માતાનું અતિશય ચાહક; too much loving or attached to mother.

**માછણ**, (સ્ત્રી.) માછીમાર સ્ત્રી; a fisher-woman.
**માછલી**, (સ્ત્રી.) **માછલું**, (ન.) એક પ્રકારનું ખાદ્ય જળચર પ્રાણી; a fish.
**માછી**, (પું.) માછલા પકડવાનો વ્યવસાયી; a fisher-man: **-માર**, (પું.) માછી.
**માજણ્યું**, (વિ.) સહોદર; born of the same mother. [અંકુશ, control.
**માજન**, (ન.) મર્યાદા, હદ; limit: (૨)
**માજી**, (વિ.) ભૂતકાળનું, અગાઉનું; former, past, late, ex.: (૨) સ્વર્ગવાસી, મરહૂમ; disceased, non-existing.
**માજી**, (સ્ત્રી.) દાદીમા; a grandmother: (૨) દેવી; a goddess: (૩) વૃદ્ધ સ્ત્રી માટે આદરયુક્ત સંબોધન; a respectful term for an old woman.
**માઝમ**, (વિ.) મધ્યમ; middle: (૨) અંધકારમય; dark.
**માઝા**, (સ્ત્રી.) મર્યાદા, હદ; limit, decency,
**માટ**, (અ.) માટે, for. [respect
**માટ**, (ન.) માટલું; an earthen pot: **-લી**, (સ્ત્રી.) નાનું માટલું: **-લું**, (ન.) હાંડા જેવું માટીનું વાસણ; જુઓ **માટ.**
**માટી**, (સ્ત્રી.) મટોડી, earth, clay: (૨) માંસ; flesh, meat.
**માટી**, (વિ.) શક્તિશાળી, મરણિયું; able, powerful, desperate: (પું.) પતિ, ધણી; a husband: (૨) પુરુષ; a man: **-ડો**, (પુ.) માટી. [reason, so: (૩) વાસ્તે; for.
**માટે**, (અ.) એ કારણથી, તેથી; for that
**માઠું**, (વિ.) ખોટું, ખરાબ; wrong, bad: (૨) પ્રતિકૂળ, વિરુદ્ધ; adverse: (૩) ભૂંડું; evil: (૪) અશુભ, inauspicious.
**માડ**, (ન.) કોઈ પણ જાતની કાચા બાંધકામની રચના; any sort of temporary building construction: (૨) કેળ વગેરેના મંડપનું દેવદેવીનું સ્થાન; a platform covered with banana leaves used for invoking a god or goddess: (૩)
**માડણ**, (ન.) જુઓ **માંડણ.** [જુઓ **માઢ.**
**માડી**, (સ્ત્રી.) મા, માતા; mother: (૨) દેવી; a goddess.
**માઢ**, (પુ.) ઘણાં માળવાળું ભવ્ય મકાન; a grand many storeyed building: (૨) મહેલ; a palace: (૩) પ્રવેશદ્વાર પરનો માળ, a storey on a gate or entrance: (૪) શેરી, મહોલ્લો; a lane, a street, a locality.
**માણ**, (સ્ત્રી.) ગાગર; a kind of big metallic pot: (૨) કથાકારની વાદ્ય તરીકે વપરાતી ગાગર; such a pot used as a musical instrument by a religious narrator: (૩) જુઓ **ઉતરડ.**
**માણ**, (વ.) તૃપ્તિ, સંતોષ; satiation, satisfaction: (૨) પાણી, ખમીર; mettle: (૩) જુઓ **મોણ.**
**માણ, માણમાણ, માણમાણે**, (અ.) મહામહેનતે, with heavy efforts: (૨) અનિચ્છાએ, પરાણે; unwillingly, compulsorily: (૩) કોઈ પણ રીતે કે પ્રકારે; by hook or by crook: (૪) ધીમે ધીમે, મંદ ગતિથી; slowly.
**માણવું**, (સ. ક્રિ.) સુખ, મોજશોખ વગેરે અનુભવવાં કે ભોગવવાં; to enjoy.
**માણસ**, (પું.) (ન.) માનવી, મનુષ્ય, વ્યક્તિ; a human being, a man, a person.
**માણસાઈ**, (સ્ત્રી.) માણસને છાજે એવાં ગુણ કે વર્તન; humility, politeness.
**માણારાજ**, (પું.) મહાન કે પ્રિય માણસ; a great or dear man.
**માણિક્ય**, (ન.) જુઓ **માણેક.**
**માણિયો**, (પું.) ઘડો, ગાડવો, an earthen or metallic pot
**માણેક**, (ન.) રાતું રત્ન; a ruby, a red diamond or precious stone.
**માણેકઠારી, માણેકઠારી પૂનમ**, (સ્ત્રી.) શરદપૂર્ણિમા, the full-moon day of the Ashvin month.
**માણેકથંભ**, (પુ.) વિજયસ્તંભ; a victory pillar or monument: (૨) લગ્નમંડપનો

સ્તંભ; the auspicious wooden pillar set in the marriage square.
**આત**, (વિ.) પરાજિત; defeated: (૨) નિર્બળ બનેલું; weakened.
**આત**, (સ્ત્રી) જનની, મા, mother: **-પિતા**, (ન. બ. વ) માબાપ; parents.
**આતબર**, (વિ.) મહાન, શક્તિશાળી; great, powerful.(૨)સમૃદ્ધ,તવંગર,prosperous, wealthy.
**આતરિશ્વા**, (પું.) વાયુદેવ; the wind as a God.
**આતવું**, (અ.ક્રિ.) સમૃદ્ધ થવું; to prosper: (૨) ખીલવું, ફાલવું; to develop, to blossom: (૩) હુષ્ટપુષ્ટ થવું; to become strong and plump.
**આતંગ**, (પું.) હાથી; elephant.
**આતંગી**, (સ્ત્રી.) હાથણી; a she-elephant: (૨) હાથીના વાહનવાળી દેવી; a goddess having an elephant as her vehicle.
**આતા**, (સ્ત્રી.) જનની. મા; mother: (૨) દેવી; a goddess: (૩) શીતળામાતા; small-pox: **આતાપિતા** જુઓ **આતપિતા**:**-મહ**, (પું.) માનો પિતા: mother's father: **-મહી**,(સ્ત્રી.)માની મા; mother's mother.
**આતુ**, (સ્ત્રી.) જનની, મા; mother: **-લ**, (પું.) મામો, a maternal uncle.
**આતું**, **આતુતાતું**, (વિ.) જુઓ **આતેલું**.
**આતૃ**, (સ્ત્રી.) જુઓ **આતુ**: **-ક**, (વિ.) મોસાળપક્ષનું; maternal: **-કા**, (સ્ત્રી.) જનની, મા, દાઈ; a mid-wife, a wet-nurse: (૩) વર્ણમાળા; an alphabet: (૪) દેવી; a goddess: **-ત્વ**, (ન.) માતાનાં ધર્મ કે ફરજો, જનનીપણું; the duties of a mother, motherhood: **-દેશ**, (પું.) **-ભૂમિ**, (સ્ત્રી.) જન્મભૂમિ; mother-land: **-પક્ષ**, (પું.) મોસાળપક્ષ; the maternal side of relation: **-ભાષા**,(સ્ત્રી.) જન્મથી બોલાતી ભાષા; mother-tongue.
**આત્ર**,(અ.)કેવળ,ફક્ત,અમુક પ્રમાણમાં જ;only, merely, to a certain extent only.
**આત્રા**, (સ્ત્રી.) બારાક્ષરીમાં 'એ, ઐ, ઓ અને ઔ' માટે વ્યંજનને માથે મૂકાતું ચિહ્ન; (૨) સૂરનું પ્રમાણ સૂચવવા માટેનો એકમ; a unit suggesting the proportion of a tune: (૩) પ્રમાણ; measure: (૪) રસાયન ઔષધ, ધાતુની ભસ્મ વગેરે; a powerful mineral or metallic drug or medicine.
**આત્સર્ય**, (ન.) ઈર્ષા, બીજાના સુખની બળતરા; envy: (૨) મિથ્યાભિમાન; undue pride: (૩) ઉદ્ધતાઈ; arrogance.
**માથાકૂટ**, (સ્ત્રી.) પંચાત; લાભહીન પ્રવૃત્તિ; unnecessary discussion, a profitless undertaking: (૨) ઉપાધિ; trouble:
**માથાકૂટિયું**, (વિ.) પંચાતિયું; trouble-some, vexatious.
**માથાઝીક**, (સ્ત્રી.) જુઓ **માથાકૂટ**.
**માથાફરેલ**, (વિ.) તરંગી, ક્રોધી; whim-sical, hot-tempered
**માથાફોડ**, (સ્ત્રી.) જુઓ **માથાકૂટ**.
**માથાભારે**, (વિ.) પડકાર કરે એવું, અંકુશમાં ન રાખી શકાય એવું; challenging, uncontrollable.
**માથાવટી**, (સ્ત્રી.) સાડી, સાડલો, વગેરેનો માથા પરનો ભાગ તેલવાળો ન થાય એટલા માટે એ ભાગ પર સીવેલું અસ્તર; a piece of cloth sewn on the part of a sari covering the head as a prote-ction against hair-oil, etc.: (૨) સાડી વગેરેના એ ભાગ પર પડેલા તેલના ડાઘા,blots of oil on that part of a sari, etc :(૩) (લૌકિક) પ્રતિષ્ઠા, આબરૂ; fame, credit.
**માથાવેરો**, (પું) વ્યક્તિગત કે માથાદીઠ કરવેરો; a tax on an individual, a tax per head or person.
**માથું**, (ન) શરીરનો ઉચ્ચતમ-ચહેરાની ઉપરનો કે ચહેરા સાથેનો ભાગ; the head: (૨) ટોચ કે મથાળું; a top, peak or summit: (૩) બુદ્ધિશક્તિ, મગજ; faculty, intelligence, brains.
**માથે**, (અ.) ઉપર, મથાળે; over, above.

**માથોડું,** (ન) માથાસહિત શરીર ડૂબે એટલું ઊંડાણ; depth equal to the measure of an adult's physical frame.
**માદ,** (પું.) નશો, કેફ; intoxication: (૨) મિથ્યાભિમાન, મદ; misplaced pride, arrogance: **–ક,** (વિ.) કેફી, માદક; intoxicating, narcotic
**માદર,** (સ્ત્રી.) જનની, મા; mother.
**માદરપાટ,** (પું.) એક પ્રકારનું જાડું સુતરાઉ કાપડ; a kind of coarse, cotton cloth
**માદરેવતન,** (ન.) માતૃભૂમિ; mother-land.
**માદળિયું,** (ન.) લખેલા જંતરમંતર રાખવાનું ધાતુનું ખોળી જેવું સાધન; an amulet.
**માદા,** (સ્ત્રી.) પશુપક્ષીની નારીજાત, a female of beasts or birds: (૨) કોઈ પણ યુગ્મની નારીજાત; the female of any pair or couple.
**માધવ,** (પું.) ભગવાન વિષ્ણુ, શ્રીકૃષ્ણ; Lord Vishnu or Shri Krishna: (૨) વૈશાખ માસ: **માધવી,** (સ્ત્રી.) એક પ્રકારનું ફૂલઝાડ; a kind of flower plant: (વિ.) વૈશાખ માસ કે વસંતઋતુનું કે એને લગતું.
**માધુકરી,** (સ્ત્રી.) ઘેરઘેર ફરી ભિક્ષા માગવી તે; collecting alms from door to door: (૨) એ રીતે મેળવેલી ભિક્ષા, alms so collected.
**માધુરી,** (સ્ત્રી.) જુઓ **માધુર્ય.**
**માધુર્ય,** (ન.) મીઠાશ, મધુરતા; sweetness: (૨) સુગંધ; fragrance: (૩) ભલાઈ, માયાળુપણું; goodness, kindness.
**માધ્યમ,** (વિ.) મધ્યમ, વચલું, central, middle: (ન.) કામગીરી, કેળવણી, વિનિમય વગેરેનું સાધન; medium: **માધ્યમિક,** (વિ.) વચલું; middle, central: (૨) પ્રાથમિક પછીનું; secondary.
**માન,** (ન.) પ્રતિષ્ઠા, આબરૂ; fame, credit: (૨) આદર, શુભેચ્છા; respect, goodwill: (૩) મિથ્યાભિમાન, ઉદ્ધતાઈ; undue pride, arrogance: (૪) મહત્ત્વ; importance: (૫) વજન, માપ, અંદાજ, મૂલ્યાંકન; weight, measure, estimate, valuation
**માનતા,** (સ્ત્રી.) પણ, બાધા, આખડી; a pledge, a religious vow.
**માનદ,** (વિ.) માન કે આદર આપતું, respecting, reverential: (૨) સેવાભાવે વગર વેતને કામ કરતું; honorary.
**માનનીય,** (વિ.) માનપાત્ર, આદરણીય; respectable, honourable. (૨) માન્ય, સ્વીકાર્ય; acceptable, admissible.
**માનપત્ર,** (ન.) જાહેરમાં લેખ દ્વારા માન કે સ્તુતિ કરવા તે; a public address respecting a person.
**માનપાન,** (ન.) આદર, માન; respect, reverence: (૨) પ્રતિષ્ઠા; fame.
**માનભંગ,** (વિ.) અપમાનિત; insulted: (પું.) અપમાન; an insult.
**માનવ,** (વિ.) મનુનું કે એને લગતું; of or pertaining to Manu: (પું.) જુઓ **મનુષ્ય: –તા,** (સ્ત્રી.) જુઓ **માણસાઈ: માનવી,** (વિ.) માણસનું કે એને લગતું: (પું.) જુઓ **મનુષ્ય.**
**માનવું,** (સ. ક્રિ.) માન્યતા હોવી, વિશ્વાસ કે ભરોસો હોવા; to believe, to trust: (૨) સ્વીકારવું, કબૂલ કરવું, to admit, to accept, to confess: (૩) માન કે આદર આપવાં; to respect: (૪) લેખવું, ગણવું; to regard, to consider: (૫) માનતા કે બાધા રાખવી; to take a vow.
**માનસ,** (વિ.) મનનું કે એને લગતું; mental: (ન.) મન; the mind: **–શાસ્ત્ર,** (ન.) માનસિક પ્રક્રિયા વગેરેના અભ્યાસનું શાસ્ત્ર; psychology: **–શાસ્ત્રી,** (પું.) એ શાસ્ત્રનો અભ્યાસી કે તજ્જ્ઞ, a psychologist.
**માનસિક,** (વિ.) મનનું કે એને લગતું; mental: (૨) કલ્પિત, imaginary.
**માનસી,** (વિ.) (સ્ત્રી.) મન દ્વારા ઉત્પન્ન થયેલી (દેવી); created by the mind (goddess): (૨) કલ્પિત; imaginary
**માનિની,** (સ્ત્રી.) (વિ.) વધારે પડતી સ્વમાની કે અહંભાવી સ્ત્રી; an excessively self-respecting or arrogant woman.

**માની,** (વિ.) અહંભાવી, મિથ્યાભિમાની; egoistic, unduly proud: (૨) પ્રતિભા કે ગૌરવશાળી; glorious: (૩) અત્યંત સ્વમાની; highly self-respecting.
**માનીતું,** (વિ.) અત્યંત ગમતું; favourite: (૨) પસંદગી પામેલું, પ્રિય; preferred, loved.
**માનુની,** (સ્રી.) જુઓ **માનિની.**
**માનુષ,**(વિ.)(પું.) જુઓ **માનવી.**
**માનુષી,** (વિ.) જુઓ **માનવી**: (સ્રી.) સ્રી; a woman.
**માન્ય,** (વિ.) માનનીય; respectable, honourable: (૨) સંસ્કારી; cultured: (૩) સ્વીકૃત કે સ્વીકાર્ય; accepted or acceptable: **–તા,** (સ્રી.) શ્રદ્ધાપૂર્વકનાં સ્વીકૃતિ કે મંતવ્ય; belief, opinion.
**માપ,** (ન.) વજન, આકાર વગેરેનું પ્રમાણ કે એવી ક્રિયા; measure, measurement: (૨) આબરૂ, પ્રતિષ્ઠા, માન; fame, credit, respect. (૩) ભાર; weight, emphasis: (૪) મર્યાદા, ગજું; limit. capability. **–ણી,** (સ્રી.) માપવાની ક્રિયા; measuring; measurement, survey: **–લું,** (ન.) માપવાનું પાત્ર; a measuring vessel: **–વું,** (સ. ક્રિ.) વજન, આકાર વગેરેનુ પ્રમાણ નક્કી કરવું; to measure.
**માપિયું, માપું,** (ન.) જુઓ **માપલું.**
**માફ,** (વિ.) દરગુજર કરેલું, ક્ષમા કરેલું; forgiven,pardoned: (૨) જતું કરેલું,દોષ કે પાપમુક્ત કરેલું; waived, redeemed.
**માફક,** (વિ.) રોચક, અનુકૂળ; palatable; agreeable, suitable: (૨) સુમેળવાળું, સંવાદી; according: (૩) મધ્યમસરનું; moderate: (અ.) રીતે, પ્રમાણે, પેઠે; in the manner of, according to, as.
**માફી,** (સ્રી.) દરગુજર કરવું તે, ક્ષમા; forgiveness, pardon: (૨) જતું કરવું તે, દોષ કે પાપમુક્તિ; relinquishment, redemption: (૩) રાહત માટેની છૂટછાટ; exemption.
**માફો,** (પું.) છત્ર અને પડદાવાળાં રથ કે ગાડી; a chariot or a carriage with a canopy and curtains.
**માબાપ,** (ન બ. વ.) માતા અને પિતા; parents: (૨) રક્ષકો, વાલીઓ કે પાલકો; protectors,guardians: (૩)મૂળ;origin.
**મામ,** (સ્રી.) મમતા; attachment, affection: (૨) અજાયબી; a wonder: (૩) મક્કમતા, ધૈર્ય; firmness, perseverance: (૪)આગ્રહ, મમત; insistence, obstinacy.
**મામલત,** (સ્રી.) મિલકત, પૂંજી; property, wealth: (૨) સામર્થ્ય, વિસાત, મહત્ત્વ; might, calibre, importance: (૨) સરકારી કારોબારી અને મહેસૂલી કામ; government executive and revenue work: **–દાર,** (પું.) સરકારી કારોબારી અને મહેસૂલી અધિકારી; a government executive and revenue officer.
**મામલો,** (પું.) પ્રસંગ, બાબત; an affair, a matter: (૨) પરિસ્થિતિ, condition, environments: (૩) કટોકટી; a critical affair
**મામા,** (પું. બ. વ.) જુઓ **મામો.**
**મામી,** (સ્રી.) મામાની પત્ની; wife of maternal uncle: **–જી,** (સ્રી.) પતિ કે પત્નીની મામી.
**મામૂલ,** (ન.) રિવાજ, ધારો, a custom, a tradition.
**મામૂલી,** (વિ.) સામાન્ય પ્રકારનું, નજીવું; ordinary, insignificant.
**મામેરું,** (ન.) જુઓ **મોસાળું.**
**મામો,** (પું.) માતાનો ભાઈ; a maternal uncle: **–જી, મામાજી, –જી સસરો,** (પું.) પતિ કે પત્નીનો મામો.
**માયકાંકલું, માયકાંગલું,** (વિ.) તદ્દન નબળા બાંધાનું; having a very weak physical constitution: (૨) તદ્દન નબળું કે નમાલું; very weak or incapable: (૩) નામર્દ, બાયલું; cowardly.
**માયનો,** (પું.) અર્થ, મતલબ; meaning: (૨) ઇરાદો, હેતુ; intention, aim.
**માયા,** (સ્રી.) બ્રહ્માંડ રચનાની કારણભૂત આદિશક્તિ, the fundamental power, the cause of the creation: (૨) અવિદ્યા, ભ્રમ; illusion: (૩) પ્રપંચ

છળ; fraud, jugglery: (૪) સ્નેહ, મમતા; affection, fondness: (૫) દોલત, મિલકત; wealth, property: (૬) ભૌતિક પદાર્થ, a mundane thing: (૭) દયા; compassion: (૮) ભાંગ; hemp, Bhang: **–મમતા,** (સ્ત્રી.) જુઓ **માયા,** (૪) અને (૭): **–મય, –વી,** (વિ.) જુઓ **માયિક:** **–ળુ,** (વિ.) પ્રેમાળ, દયાળુ; loving, compassionate.

**માયિક,** (વિ.) મિથ્યા, ભ્રામક; unreal, illusory, deceptive: (૨) પ્રપંચી; fraudulent, artful.

**માર,** (પું.) તાડન, મારવું તે; a beating or striking: (૨) દબાણ, ભાર, pressure, weight: (૩) મૃત્યુ; death: (૪) વ્યથા, દુઃખ; affliction, trouble: (૫) વિપુલતા, abundance: (૬)(બૌદ્ધ) આસુરી સંપત્તિઓનું પ્રતીક; (Buddhism) the emblem of evil forces: **–ક,** (વિ.) વિનાશક, શિક્ષા કરનારું; destructive, punishing: (૨) ત્રાસદાયક; troublesome: (૩) પ્રતિકારક, અસરને નાબૂદ કરનારું; counteracting, neutralising: **–કણું, –કું,** (વિ.) હિંસક, મારે કે ત્રાસ આપે એવું; violent, beating or troublesome: (૨) મોહક, આકર્ષક; fascinating, attractive: **–કૂટ,** (સ્ત્રી) જુઓ **મારપીટ.**

**મારકો,** (પું.) ચિહ્ન, નિશાન; a sign, a mark: (૨) ઔદ્યોગિક કે વ્યાપારી માલ માટેનું પ્રમાણભૂત નિશાન; a trade-mark.

**મારખાઉ,** (વિ.) માર ખાવાની ટેવવાળું; habituated to take beatings: (૨) નુકસાન કે ખોટ સહન કરનારું; a sufferer, loser.

**મારગ,** (પુ.) જુઓ **માર્ગ.**

**મારઝૂડ,** (સ્ત્રી.) જુઓ **મારપીટ.**

**મારણ,** (ન.) મારવું કે હત્યા કરવી તે; a beating or killing: (૨) ખરાબ અસર નાબૂદ કરવી તે; removal or neutralisation of bad effect: (૩) જંતરમંતર અજમાવવાં તે; the implementation of black arts.

**મારપીટ,** (સ્ત્રી.) વારંવાર કે સખત મારવું તે; repeated or severe beating.

**મારફત,** (અ.) ના સાધન વડે, દ્વારા; with, by, through: (સ્ત્રી.) વચ્ચે પડવું તે; intervention: (૨) આડત કે દલાલીનું કામ અથવા એનું મહેનતાણું; the work or remuneration of an agent or middleman: **મારફતિયું,** (વિ.) આડતિયા કે દલાલે કરેલું; done by an agent or middleman: **મારફતિયો,** (પુ.) આડતિયો, દલાલ; a middleman, an agent.

**મારફાડ,** (સ્ત્રી.) જુઓ **મારપીટ.**

**મારમાર,** (ન.) વારંવાર મારવું તે; repeated beating: (અ.) પૂરઝડપે, at full speed: (૨) અત્યંત જોરથી; very forcefully: (૩) મુશ્કેલીથી; with great difficulty.

**મારવાડ,** (પું.) (સ્ત્રી.) મધ્ય ભારતનો એક સૂકો પ્રદેશ; a dry region of central India: **–ણ,** (સ્ત્રી.) મારવાડની સ્ત્રી: **મારવાડી,** (વિ.) મારવાડનું કે એને લગતું: (૨) લોભી, કંજૂસ, greedy, miserly: **મારવાડનો વતની,** (પુ.) **મારવાડની ભાષા.** (સ્ત્રી.).

**મારવું,** (સ. ક્રિ.) પ્રહાર કરવો, to strike, to beat: (૨) હત્યા કરવી, to kill: (૩) હરાવવું, પાછું હઠાવવું, અંકુશમાં લેવું; to defeat, to vanquish, to cause to retard or retreat, to overcome, to take under control: (૪) બિનઅસરકારક કે બહેરું કરવું; to blunt, to neutralise, to deafen: (૫) વર્ચસ્વ સ્થાપવું; to master: (૬) લૂંટવું, લૂંટફાટ કરવી, to rob, to plunder: (૭) આક્રમણ કરવું, to attack: (૮) ઝડપથી કે જોરથી કરવું; to do speedily or forcefully: (૯) અવરોધવું, ખાળવું, અંકુશમાં રાખવું; to restrict, to control: (૧૦) તફડાવવું; to pilfer: (૧૧) જોરથી ફેંકવું કે નાખવું; to throw or insert violently: (૧૨) પ્રપંચથી આપવું કે વળગાડવું; to palm off fraudulently.

**મારા**, (પું. બ. વ.) ભાડૂતી ખૂનીઓ; hired killers.

**મારામાર, મારામારી**, (સ્ત્રી.) હિંસક અથડામણ, ઝપાઝપી; a violent clash, a fight, a scuffle: (૨) અછત, તંગી; scarcity.

**મારીતારી**, (સ્ત્રી.) ભાંડણ, ગાળાગાળી; an abusing: (૨) નિંદા; censure.

**મારુ**, (વિ.) (સમાસમાં) ઘાતક; killing, fatal. (૨) મોહક; fascinating, bewitching (૩) ઉગ્ર, તીક્ષ્ણ; intense, sharp.

**મારુ, મારુજી**, (પું.) પ્રિય પુરુષ, પતિ, a beloved man, a husband.

**મારુત**, (પું.) પવન; wind: **મારુતિ**, (પું.) શ્રી હનુમાનજી. [વચનનું રૂપ; my, mine.

**મારું**, (વિ.) 'હું'નું છઠ્ઠી વિભક્તિનું એક-

**મારો**, (પું.) ખૂની; જલ્લાદ; a killer, an executioner: (૨) સતત પ્રહારો; non-stop blows: (૩) વિપુલતા, રમઝટ; abundance, incessant performance.

**માર્ગ**, (પું.) રસ્તો; a road, a way: (૨) રીત; a mode or manner: (૩) રૂઢિ; a custom: (૪) મત; belief, opinion: (૫) સંપ્રદાય; a cult, a creed: —**દર્શક**, (વિ) દોરનારું, સમજાવનારું; guiding: —**દર્શન**, (ન.) દોરવણી, સમજણ પાડવી તે, guidance.

**માર્ગશિર, માર્ગશીર્ષ**, (પું.) વિક્રમ સંવતનો બીજો માસ; the second month of the Vikram year. [થાંભલો; a mile-stone.

**માર્ગસ્તંભ**, (પું.) માર્ગદર્શક વસ્તુ કે

**માર્જન**, (ન.) ધોવું કે સાફ કરવું તે; a washing or cleaning: **માર્જની**, (સ્ત્રી.) સાવરણી; a broom or brush.

**માર્જાર**, (પું.) બિલાડો; a male cat.

**માર્જારી**, (સ્ત્રી.) બિલાડી; a female cat.

**માર્તંડ**, (પું.) સૂર્ય; the sun.

**માર્દવ**, (ન) કોમળતા; મૃદુતા; tenderness, mildness.

**માર્મિક**, (વિ.) જુઓ **મર્મજ્ઞ**: (૨) ગૂઢ અર્થ સમજાવનારું, સર્વલક્ષી, વિગતવાર; bringing forth the hidden meaning, exhaustive, detailed: (૩) મર્મભેદી; piercing the vital organs or parts: (૪) ઉગ્ર, તીક્ષ્ણ; intense, subtle: —**તા**, (સ્ત્રી.) વેધક દૃષ્ટિ, મર્મ સમજવાની શક્તિ.

**માર્યું**, (વિ.) દુઃખી, ઘવાયેલું, વ્યથિત; miserable, wounded, afflicted.

**માલ**, (પું.) સામાન; goods, wares: (૨) પૂંજી, મિલકત; wealth, property: (૩) વિસાત, શક્તિ, calibre: (૪) પાણી, ખમીર, સત્ત્વ; mettle, spirit, extract, cream: (૫) મૂલ્ય; worth, value: (૬) કસવાળો ખોરાક; wholesome or tonic food: (૭) (લૌકિક) ગાંજો; (colloq.) hemp.

**માલકી**, (સ્ત્રી.) જુઓ **માલિકી**.

**માલખું**, (ન.) જુઓ **માળખું**.

**માલગુજારી**, (સ્ત્રી.) જમીનમહેસૂલ; land-revenue.

**માલણ**, (સ્ત્રી) જુઓ **માળણ**. [revenue.

**માલતિ, માલતી**, (સ્ત્રી.) એક પ્રકારની ફૂલવેલ; a kind of flower plant.

**માલદાર**, (વિ.) શ્રીમંત, તવંગર; rich, wealthy: (૨) કસવાળું; wholesome, full of essence, etc.

**માલપાણી**, (ન. બ. વ.) કસવાળો કે ભારે ખોરાક કે ભોજન; wholesome or heavy food or dinner.

**માલપૂઓ, માલપૂડો**, (પું.) એક પ્રકારનું મિષ્ટાન્ન; a kind of sweet eatable.

**માલમ**, (પું.) વહાણ પરનો હિસાબનીશ; an accountant on a ship: (૨) વહાણનો સુકાની; a helmsman or pilot of a ship.

**માલમતા**, (સ્ત્રી.) મિલકત, પૂંજી; property, wealth: (૨) સ્થાવર, જંગમ મિલકત; movable and immovable property.

**માલમસાલો**, (પું.) જુઓ **માલપાણી**: (૨) જરૂરી વસ્તુઓ કે સાધનો; essential things or instruments.

**માલમિલકત**, (સ્ત્રી.) જુઓ **માલમતા**.

**માલા**, (સ્ત્રી) જુઓ **માળા**.

**માલિક**, (પું.) ધણી, સ્વામી, શેઠ; an owner, a master, a boss: (૨) પરમેશ્વર; the Almighty God.
**માલિકા**, (સ્ત્રી.) જુઓ **માળા**.
**માલિકી**, (સ્ત્રી.) ધણી કે સ્વામીપણું; ownership: **–હક**, (પું.) માલિક તરીકેનો હક; ownership right.
**માલિની**, (સ્ત્રી.) એક પ્રકારનો છંદ; a kind of metre: (૨) જુઓ **માળણ**.
**માલિન્ય**, (ન.) મેલ, મલિનતા; dirt, dirtiness, impurity.
**માલિશ, માલિસ**, (સ્ત્રી.) ચોળવું, રગડવું કે દબાવવું તે; kneading or massaging.
**માલી**, (પું.) જુઓ **માળી**.
**માલૂમ**, (વિ.) જણાવેલું કે જાણેલું, ખબર પડેલું; informed or known.
**માલેક**, (પું.) જુઓ **માલિક**.
**માલેતુજાર**, (વિ.) અતિશય ધનવાન, extremely rich: (૨) મોટો કે મુખ્ય વેપારી; a big or chief merchant.
**માવજત**, (સ્ત્રી.) સભાળ, સાચવણી; care, preservation (૨) બરદાસ્ત; service, attendance: (૩) સારવાર, (medical) treatment or care.
**માવઠું**, (ન.) કમોસમનો વરસાદ, unseasonable rainfall.
**માવડિયું**, (વિ.) માતાના સાનિધ્યમાં જ રહેવાની વૃત્તિવાળું; inclined to remain in the vicinity of mother: (૨) માતાનું અત્યંત આજ્ઞાંકિત; too much obedient to mother: (૩) બાયલું, ડરપોક; cowardly, timid.
**માવડી**, (સ્ત્રી.) જુઓ **માતા**, (૧) અને (૨).
**માવતર, માવીતર**, (ન. બ. વ.) માબાપ; parents.
**માવું**, (અ.ક્રિ.) સમાવું; to be contained or held.
**માવો**, (પું.) દૂધની ઘટ્ટ મલાઈ; solid cream of milk: (૨) કસ, સત્ત્વ; pith, essence: (૩) ફળ, વગેરેનો ગર, kernal of fruits, etc.

**માશી**, (સ્ત્રી.) માતાની બહેન; mother's sister, a maternal aunt: **–જી**, **–સાસુ**, (સ્ત્રી.) પતિ કે પત્નીની માશી.
**માશૂક**, (સ્ત્રી.) પ્રિયા; a sweet-heart, a beloved woman or mistress.
**માષ**, (પું.) અડદ; a kind of pulse.
**માસ**, (પું.) મહિનો; a month.
**માસિક**, (વિ.) મહિનાનું કે એને લગતું; monthly: (ન.) માસિક સામયિક; a monthly magazine: (૨) સ્ત્રીઓનું રજસ્વલા થવું તે; women's menses: (અ.) દર મહિને; monthly, every month.
**માસિયો**, (પું.) વ્યક્તિના મૃત્યુ બાદ એક વર્ષ સુધી કરવામાં આવતુ માસિક શ્રાદ્ધ; a monthly ceremony of offerings to the dead for one year after death.
**માસી, માસીજી**, જુઓ **માશી**.
**માસો**, (પું.) વજનનું, તોલાના બારમા ભાગ જેટલું માપ; a measure of weight equal to one-twelfth part of a tola.
**માસો**, (પું.) માશીનો પતિ; husband of mother's sister: **–જી**, **–સસરો**, (પુ.) પતિ કે પત્નીનો માસો
**માસ્તર**, (પું.) શિક્ષક, પતુજી, a teacher, a school-master: (૨) અમલદાર; an officer: (૩) શેઠ; a master or boss.
**માહ**, (પું.) જુઓ **માઘ**.
**માહ**, (પુ.) મહિનો; a month.
**માહાત્મ્ય**, (ન.) મહત્ત્વ; importance: (૨) મન કે હૃદયની વિશાળતા, large-mindedness, large-heartedness (૩) ગૌરવ; ભવ્યતા, dignity, majesty: (૪) મહિમા; glory, virtue or beneficial aspects
**માહિત**, (વિ.) જાણેલું કે જણાવેલુ, વાકેફ; informed or known, intimated: **–ગાર**, (વિ.) જાણકાર, વાકેફ, પરિચિત; knowing; informed, acquainted.
**માહિતી**, (સ્ત્રી.) જાણકારી, knowledge,

intimation, acquaintance: (૨) ખબર, સમાચાર; information, news.

**માહ્યરું**, (ન.) લગ્નમંડપ, ચોરી; the altar or square for marriage ceremony.

**માહ્યાંમાટલું**, (ન.) કન્યાને વળાવતાં અપાતું મીઠાઈ, વગેરેથી ભરેલું માટલું; a pot filled with sweets given to the bride when she leaves for her husband's house after marriage.

**માળ**, (પું.) મજલો, મેડો; a storey.

**માળ**, (પું.) ઉજ્જડ બીડ-પ્રદેશ; a barren grassland.

**માળ**, (સ્ત્રી.) જુઓ **માળા**: (૨) રેંટિયાનાં બંને ચક્રો પરનાં દોરી કે પટ્ટો; a string or strap on both the wheels of a spinning machine.

**માળખું**, (ન.) પત્રો, વગેરે રાખવાનો સળિયો, વગેરે; a rod, etc. for preserving papers, etc.: (૨) ઢાંચો; a frame.

**માળણ**, (સ્ત્રી.) ફૂલોનો વ્યવસાય કરતી સ્ત્રી; a flower-woman, a female gardener. (૨) માળીની પત્ની; a gardener's wife: (૩) નસકોરામાં થતી ફોલ્લી; a boil in the nostrils.

**માળવું**, (સ. ક્રિ.) છાપરું છાજવું; to tile a roof.

**માળા**, (સ્ત્રી.) હાર, હારડો; a garland, a string holding certain things: (૨) જપમાળા; a rosary: (૩) સંકલના, ક્રમિક રચના; a line or series.

**માળિયું**, (ન.) માળ, મેડો; a storey: (૨) જૂનો સામાન રાખવા માટેનો છાપરા નીચેનો નાનો માળ; an enclosure under a roof for storing useless goods, etc.

**માળી**, (પું.) ફૂલઝાડો ઉછેરનાર કે ફૂલોનો વ્યવસાય કરનારો; a gardener.

**માળું**, (વિ.) વહાલ દર્શાવવા કે નિરર્થક રીતે નામની સાથે વપરાતો શબ્દ; a term used either endearingly or meaninglessly with nouns.

**માળો**, (પું.) પક્ષીનું નિવાસસ્થાન; a bird's nest: (૨) ઘણાં ભાડૂતો રહી શકે એવું માળવાળું મોટું મકાન; a big storeyed building occupied by many tenants: (૩) ખેતરનો માચડો; a platform in a field.

**માંકડ**, (પું.) જુઓ **માકડ**.

**માંકડી**, (સ્ત્રી.) ઘંટીના પડનો લાકડાનો ખીલો; a wooden nail of a grinding mill: (૨) રવૈયાનો ગોળીમાં બેસાડવાનો ભાગ; the part of a churning stick which keeps its set to the pot: (૩) ઢોરને બાંધવાનો દોરડાનો ગાળો; the noose of the rope for tying cattle: (૪) હળનો ખીલા જેવો ભાગ; the nail-like part of a plough: (૫) ભૂરી ભેંસ; a grey buffalo: (૬) એક પ્રકારનો ચામડીનો રોગ; a kind of skin disease: (૭) ઘોડાનો એક પ્રકાર; a kind or class of horse: (૮) માંકડાની માદા; જુઓ **માંકડું**: **–કૂડી**, (સ્ત્રી.) એક પ્રકારનું તીડ જેવું જંતુ; a kind of grasshopper: **માંકડું**, (ન.) લાલ મોઢાવાળું વાંદરું; a kind of red-faced monkey: **માંકડો**, (પું.) એવું મોટું વાંદરું કે એનો નર.

**માંકણ**, (પું.) જુઓ **માકડ**.

**માંખ**, (સ્ત્રી.) જુઓ **માખી**.

**માંગલિક**, (વિ.) શુભ, કલ્યાણકારક; auspicious.

**માંગવું**, (સ. ક્રિ.) જુઓ **માગવું**.

**માંગળિક**, (વિ.) જુઓ **માંગલિક**.

**માંચડો**, (પું.) માંચો, ઝાડ, વગેરે પરની બેઠક; a raised seat or platform: (૨) ગાડાની ધરીનો પાટલો; the plank of a cart's axis.

**માંચી**, (સ્ત્રી.) નાનો માંચડો; જુઓ **માંચડો**: (૨) નાની ઊંચી બેઠક, ખાટલી; a small raised seat, a small cot.

**માંચો**, (પું.) જુઓ **માંચડો**: (૨) ખાટલો; a cot.

**માંજર**, (સ્ત્રી.) ફૂલઝાડ, વગેરેની કળીઓ કે બિયાંવાળી ડાળખી; a tender stalk with buds or seeds, a spike: (૨) જોડાની સખતળી; a broad strap of leather to be kept in a shoe.

**માંજરું**, (વિ.) ભૂરી આંખોવાળું; grey-eyed.

**માંજવું**, (સ. ક્રિ.) વાસણ, વગેરે સાફ કરવું; to cleanse a pot, etc.

**માંજાર**, (પું.) બિલાડો; a male-cat.

**માંજો**, (પું.) પતંગ ચડાવવા માટેનો કાચ પાયેલો મજબૂત દોર; strong string for flying kites seasoned with glass powder.

**માંડ**, (પુ.) શોભા માટે ગોઠવેલી ઉતરડો; well arranged series of pots placed one upon the other.

**માંડણ**, (ન.) ટપકાં, તારા, વ.નાં ચાંદલો કે પિયળ; an auspicious mark on or ornamentation of the forehead with shining round small discs.

**માંડણી**, (સ્ત્રી.) ગોઠવણી; arrangement: (૨) મકાન કે માળની ઊંચાઈ; altitude of a building or a storey: (૩) મંડાણ; an establishing or establishment.

**માંડ, માંડ માંડ**, (અ.) મહામહેનતે કે મુશ્કેલીથી; with great trouble or difficulty: (૨) ગમે તે રીતે, જેમ તેમ; by hook or by crook.

**માંડલિક**, (વિ.) મંડળનું, સામંતશાહીનું; of or pertaining to a group, feudal: (૨) ખંડિયું; (of a ruler, etc.) subordinate, feudal: (પું.) ખંડિયો રાજા કે જમીનદાર; a feudal king or landlord.

**માંડવ**, (સ્ત્રી.) જુઓ **માંડવી**, (૩).

**માંડવાળ**, (સ્ત્રી.) જતું કરવું કે માંડી વાળવું તે; a letting off; a writing off; (૨) છૂટછાટ મૂકી કરેલું સમાધાન, a concessional compromise.

**માંડવી**, (સ્ત્રી.) ઘરના બારણા પાસેની ઊંચી બેઠક, a raised seat near a house's door: (૨) નાનો ઝરૂખો; a small balcony: (૩) નવરાત્રિમાં માતાજીના સ્થાનકનો મંડપ; platform where goddess's idol is kept during the Navratri festival: (૪) જકાતનાકુ કે થાણું; a custom post or house: (૫) બજાર, ચૌટું; a market, a market square.

**માંડવું**, (સ. ક્રિ.) શરૂ કરવું, નવેસરથી ચાલુ કરવું; to begin, to start or set moving anew: (૨) નોંધવું, લખવું; to note, to write down: (૩) ઉધાર નોંધ કરવી; to make a debit entry: (૪) સ્થાપવું, સ્થાપના કરવી; to set up, to establish: (૫) મૂકવું; રોપવું, ગોઠવવું; to put, to plant, to arrange' (૬) યોજવું; to join, to connect, to plan.

**માંડવો**, (પું.) જુઓ **મંડપ**: (૨) (લૌકિક) દીકરી, કન્યા; (colloq.) a daughter.

**માંદગી**, (સ્ત્રી.) બીમારી, રોગ; sickness, disease.

**માંદલું**, (વિ.) હમેશાં બીમાર કે રોગગ્રસ્ત; always sick or indisposed: (૨) નબળું; weak.

**માંદું**, (વિ.) બીમાર, રોગગ્રસ્ત; sick, indisposed: (૨) મંદ; dull, slow: **-સાજું**, (વિ.) (ન.) વારંવાર બીમાર પડતું (માણસ); frequently sick (person).

**માંધાતા**, (પું.) મહાન, પ્રતાપી રાજા કે માણસ, a great illustrious king or man.

**માંસ**, (ન.) શરીરના સાત પદાર્થોમાંનો એક; flesh: (૨) ખોરાક તરીકે એ પદાર્થ; meat, mutton: **-પેશી**, (સ્ત્રી.) માંસનો સ્નાયુ જેવો લોચો, tissue: **-લ**, (વિ.) પૂરતા માંસવાળું; fleshy: (૨) ભરાવદાર, જાડું; plump, fat.

**માંસાહાર**, (પું.) માંસનો ખોરાક, meat or mutton food or diet: **માંસાહારી**, (વિ.) માંસ ખાનારુ; meat or mutton eating, carnivorous.

**માંહી, માંહે**, (અ.) અંદર, અંદરની બાજુએ· in, inside: **માંહેલું**,(વિ.) અંદરનું, અંદરની બાજુનું, આંતરિક; internal, inside.

**માંહોમાંહે**, (અ.) અંદરઅંદર, અરસપરસ;

internally, mutually: **માંહ્ય,** (અ.) માંહી: **માંહ્યલું,** (વિ.) માંહેલું.

**મિચકારવું,** (સ.ક્રિ.) મિચકારો કરવો, આંખથી ઇશારો કરવો; to wink, to suggest by winking: (૨) જુઓ **મીંચવું.**

**મિચકારો,** (પું.) આંખ મીંચવી તે; a wink: (૨) આંખનો ઇશારો; a suggestion by winking.

**મિચામણાં,** (ન. બ. વ.) વારવાર આંખો મીંચવી અને ઉઘાડવી તે; winks: (૨) આંખના ઇશારા; suggestions by winkings: (૩) હેતુપૂર્વકનું દુર્લક્ષ; deliberate overlooking.

**મિજબાન, મિજમાન,** (પુ.) આતિથ્યસત્કાર કરનાર, પરોણાચાકર; a host: **મિજબાની,** (સ્ત્રી.) ઉજાણી; a feast, a dinner-party: (૨) પરોણાગત; hospitality.

**મિજલસ,** (સ્ત્રી.) મેળાવડો; an assembly for sports, entertainment, etc., a meeting for enjoyment: (૨) સભા; a meeting or assembly.

**મિજાગરું,** (ન.) બરડલું; a hinge.

**મિજાજ,** (પું.) પ્રકૃતિ, તાસીર, તબિયત; temperament, natural traits: (૨) ગુસ્સો; anger: (૩) મિથ્યાભિમાન, અહંભાવ, undue pride; vanity. [ered, etc.

**મિજાજી,** (વિ.) ક્રોધી, વગેરે; hot-temp-

**મિટાવવું,** (સ. ક્રિ.) 'મીટવું'નું પ્રેરક.

**મિટ્ટી,** (સ્ત્રી.) માટી; clay, earth: (૨) માસ; flesh.

**મિણાવું,** (અ. ક્રિ.) કેફ કે નશો ચડવાં; to be intoxicated. (૨) દૂધાળાં ઢોરે પાનો ખેંચી લેવો અર્થાત્ દૂધનો પ્રવાહ ખેંચી લેવો; (of a milch animal) to withdraw flow of milk.

**મિત,** (વિ.) મર્યાદિત, પ્રમાણસર; limited, proportionate: **મિતાક્ષર, મિતાક્ષરી,** (વિ.) ટૂંકું, સંક્ષિપ્ત; short, concise

**મિતાહાર,** (પું.) પ્રમાણસર સમતોલ ખોરાક, temperance in food: **મિતાહારી,** (વિ.) સમતોલ ખોરાક લેનારું; temperate in food.

**મિતિ,** (સ્ત્રી.) તારીખ, તિથિ; a date, a calendar day: (૨) માપ; measure.

**મિત્ર,** (પું.) ગાઢ અને પ્રેમાળ સંબંધવાળી વ્યક્તિ, ભાઈબંધ; a friend: (૨) સૂર્ય; the sun: **-તા,** (સ્ત્રી.) ભાઈબંધી; friendship: **મિત્રાચારી,** (સ્ત્રી.) મિત્રતા.

**મિથુન,** (ન.) યુગલ, યુગ્મ, જોડું, જોડ; a couple, a pair, twins: (૨) ત્રીજી રાશિ; the Gemini, the third sign of the Zodiac.

**મિથ્યા,** (વિ.) ખોટું; wrong, false: (૨) ભ્રામક, અવાસ્તવિક; illusory, unreal: (૩) વ્યર્થ, ફોગટ; fruitless, vain: **-ભિમાન,** (ન.) undue pride: **-ભિમાની,** (વિ.) vain, conceited.

**મિનાર, મિનારો,** (પું.) થાંભલા જેવું ઘણું ઊંચું બાંધકામ; a tower.

**મિનિટ,** (સ્ત્રી.) સમયનું માપ, કલાકનો સાઠમો ભાગ; a measure of time, a minute.

**મિયાણો,** (પું.) એ નામની જાતિનો માણસ, a person of a tribe or caste so named.

**મિયાન,** (ન.) જુઓ **મ્યાન.**

**મિયાં,** (પું.) મુસ્લિમ સદ્ગૃહસ્થ; a Muslim gentleman: (૨) એને માટેનું સંબોધન.

**મિરાત,** (સ્ત્રી.) મિલકત, દોલત, property, wealth: (૨) વારસાગત જાગીર કે મિલકત; hereditary estate or property.

**મિલકત,** (સ્ત્રી.) પૂંજી, માલમતા; property, wealth.

**મિલન,** (ન.) મેળાપ, યુતિ; meeting, union: (૨) સંપર્ક; contact: (૩) સ્પર્ધાત્મક સામનો, an encounter: **-સાર,** (વિ.) મળતાવડું; affable, social.

**મિલાપ,** (પું.) જુઓ **મિલન** (૧).

**મિલાવટ,** (સ્ત્રી.) મેળવણી; a mixing up' (૨) ભેળસેળ, adulteration: **મિલાવવું,** (સ ક્રિ.) મેળવવુ, મિશ્રણ કરવું; to mix: (૨) ભેળસેળ કરવી, to adulterate.

**મિશ્ર,** (વિ.) મેળવણી કરેલું; mixed: (૨) ભેળસેળિયું; adulterated: (૩) વિવિધ અને મિશ્રિત; assorted: **-ણ,** (ન.) મેળવણી; mixing, blending, mixture: (૨) ભેળસેળ; adulteration: **-ધાતુ,** (સ્ત્રી.) બે અથવા વધારે ધાતુઓના મિશ્રણથી બનેલી ધાતુ, an alloy: **મિશ્રિત,** (વિ.) મિશ્ર.

**મિષ,** (ન.) બહાનું; a pretext; an excuse.

**મિષ્ટ,** (વિ.) મીઠું, મધુર; sweet, sapid: **મિષ્ટાન્ન,** (ન.) મીઠી, પૌષ્ટિક વાની; sweet or dainty eatable.

**મિસરી,** (સ્ત્રી.) સાકર; sugar-candy.

**મિસલ,** (સ્ત્રી.) રીત, તરેહ; method, mode.

**મિસાલ,** (સ્ત્રી.) દૃષ્ટાંત, ઉદાહરણ; an example: (અ.) ની પેઠે કે જેમ; like, in the manner of.

**મિસ્ત્રી,** (પુ.) કુશળ કારીગર; a skilled craftsman.

**મિહિર,** (પુ.) સૂર્ય; the sun.

**મીચવું,** (સ. ક્રિ.) જુઓ **મીંચવું.**

**મીજ,** (સ્ત્રી.) જુઓ **મીંજ.**

**મીજાન,** (ન.) અંદાજ, અનુમાન; an estimate, a guess: (૨) માપ; a measure: **-સર,** (અ.) માપસર; ધોરણસર; in proper measure, moderately.

**મીટ,** (સ્ત્રી.) સ્થિર દૃષ્ટિ; a fixed look.

**મીટવું,** (અ. ક્રિ.) ભૂંસાઈ જવું; to be effaced or erased: (૨) નાશ પામવું, નાબૂદ થવું, to be destroyed, to cease to exist: (૩) અંત આવવો; to end, to terminate: (૪) મટવું, સાજા થવું, to be cured or healed.

**મીઠડાં,** (ન. બ. વ.) જુઓ **ઓવારણાં:** (૨) વહાલભર્યાં આલિંગન; sweet embraces: **મીઠડું,** (વિ.) મીઠું; sweet: (૨) વહાલું; dear; beloved: (૩) મીઠું બોલનારું; sweet-tongued: (ન.) જુઓ **મીઠડાં.**

**મીઠપ,** (સ્ત્રી.) મીઠાશ, મધુરતા; sweetness: (૨) સારો સંબંધ, સુમેળ; good relation, harmony.

**મીઠાઈ,** (સ્ત્રી.) મીઠી, પૌષ્ટિક વાની; a sweet, wholesome dish or eatable: (૨) મીઠાશ, sweetness.

**મીઠાશ,** (સ્ત્રી.) જુઓ **મીઠપ.**

**મીઠી,** (સ્ત્રી.) ચુંબન, a kiss: (૨) આલિંગન; an embrace: (૩) નિદ્રા; sleep.

**મીઠું,** (વિ.) મધુર, ગળ્યું; sweet: (ન.) નિમક, લવણ; salt.

**મીડલી,** (સ્ત્રી.) વાળની ગૂંથેલી લટ, a string of plaited hair.

**મીડું,** (ન.) જુઓ **મીંડું.**

**મીઢળ,** (ન.) જુઓ **મીંઢળ.**

**મીઢી, મીઢીઆવળ,** (સ્ત્રી.) જુઓ **મીંઢી.**

**મીણ,** (અ.) જુઓ **મીનાં.**

**મીણ,** (ન.) મધપૂડાની અંદરનો ચીકણો પદાર્થ; wax: **-બત્તી,** (સ્ત્રી.) મીણમાં વાટ પરોવીને બનાવેલી બત્તી; a wax-candle.

**મીણિયું,** (વિ.) મીણવાળું; waxy: (ન.) મીણ ચડાવેલું કાપડ; wax-cloth, water-proof cloth, etc.

**મીણો,** (પું.) કેફ, નશો, intoxication: (૨) અમુક ફળો, વગેરેમાં હોતો કેફી, ઝેરી પદાર્થ; a kind of intoxicating poisonous substance found in certain fruits, etc.

**મીન,** (ન.) માછલું; a fish: (સ્ત્રી.) એ નામની બારમી રાશિ; Pisces, the twelfth sign of the Zodiac.

**મીનડી,** (સ્ત્રી.) બિલાડી; a she-cat: **મીનડું,** (ન.) બિલાડું; a cat.

**મીનમેખ, મીનમેષ,** (સ્ત્રી.) વિરોધ, વાંધો, હરકત, ખામી; an objection; a deficiency: (૨) ફેરફાર, a change, an alteration: (અ.) અપ્રમાણસર રીતે; disproportionately, unevenly.

**મીનાકારી,** (વિ.) કોતરેલી કે પાડેલી ભાતવાળું; engraved or enamelled: (સ્ત્રી.) કીમતી ધાતુઓ પરનું કોતરકામ; engraving on precious metals.

**મીનાં,** (અ.) પરાજયનો સ્વીકાર કરવા માટેનો શબ્દ; a term spoken to signify acceptance of defeat.

**મીની,** (સ્ત્રી.) જુઓ **મીનડી.**
**મીનો,** (પું.) જુઓ **મીનાકારી.**
**મીમાંસા,** (સ્ત્રી.) વિગતવાર, ઊંડા વિવેચન કે તપાસ; detailed, deep criticism, survey or examination: (૨) પૂર્વ કે ઉત્તર મીમાંસા; one of the two treatises on Vedant philosophy.
**મીમાંસક,** (પું.) કુશળ વિવેચક; an expert critic: (૨) તત્ત્વવેત્તા; a philosopher.
**મીર,** (પું.) અમીર; a lord, a nobleman.
**મીરાસ,** (પું.) વારસો; legacy, heritage.
**મીલન,** (ન.) બીડવું, બંધ કરવું તે; a shutting or closing up.
**મીંચવું,** (સ. ક્રિ.) બીડવું, બંધ કરવું; to shut or close.
**મીંચામણાં,** (ન. બ. વ.) જુઓ **મિચામણાં.**
**મીંજ,** (સ્ત્રી.) (ન.) બિયાંનો ગર; kernal.
**મીંડલી, મીંડળી,** (સ્ત્રી.) કપાળ પર રાખેલી સ્ત્રીના વાળની લટ; a braid of a woman's hair spread on the forehead.
**મીંડું,** (ન.) બિંદુ, ટપકું; a dot, a pointed mark, a cypher: (૨) શૂન્ય; nought, nothing, a zero. [of fruit.
**મીંઢળ,** (ન.) એક પ્રકારનું ફળ, a kind
**મીંઢી, મીંઢીઆવળ,** (સ્ત્રી.) ઔષધ તરીકે વપરાતી એક વનસ્પતિ, સોનામુખી; a kind of herb, senna.
**મીંઢું,** (વિ.) ખંધું, ઓછાબોલું અને મુત્સદ્દી; conceited, reserved and shrewd.
**મીંદડી,** (સ્ત્રી.) જુઓ **મીનડી.**
**મુકટો,** (પુ.) એક પ્રકારનું રેશમી વસ્ત્ર, a kind of silken garment
**મુકદ્દમ,** (પું.) જુઓ **મુકાદમ.**
**મુકદ્દમો,** (પું.) અદાલતી દાવો; a law or court-suit, a case.
**મુકમ્મલ,** (વિ) સંપૂર્ણ, નિર્મળ; complete, unmixed.
**મુકરદમ,** (પું.) જુઓ **મુકાદમ.**
**મુકરર,** (વિ.) નક્કી કરેલું, નિશ્ચિત; fixed, settled, determined.
**મુકાદમ,** (પું.) કોઈ પણ કામગીરી કે ખાતાનો વડો કે દેખરેખ રાખનાર; a head or supervisor of a department or undertaking: **મુકાદમી,** (સ્ત્રી.) મુકાદમની ફરજો અને કામગીરી
**મુકાબલો,** (પું.) સરખામણી, ઉપમા; a comparison, a simile: (૨) પ્રતિસ્પર્ધીઓ, ઇ. નું મિલન; an encounter.
**મુકામ,** (પું.) રહેઠાણ; an abode, a dwelling place: (૨) ઉતારો, પડાવ, a sojourn, a camping, a camp, a traveller's halt.
**મુકુટ,** (પું.) જુઓ **મુગટ.**
**મુકુર,** (પું.) આરીસો, દર્પણ; a mirror, a looking glass. [bud.
**મુકુલ,** (ન.) ખીલતી કળી; a blossoming
**મુકુંદ,** (પું.) ભગવાન વિષ્ણુ; Lord Vishnu.
**મુક્કર,** (વિ.) જુઓ **મુકરર:** (અ.) અલબત્ત, ચોક્કસ, જરૂર; of course, certainly.
**મુક્કાટવું,** (સ. ક્રિ.) ખૂબ મુક્કા મારવા; to fist severely.
**મુક્કી,** (સ્ત્રી.) **મુક્કો,** (પું.) મુઠ્ઠીથી કરેલો પ્રહાર, ગડદો; a fist-blow.
**મુક્ત,** (વિ.) સ્વતંત્ર, છૂટું, અંકુશ કે બંધનરહિત; free, unbound, uncontrolled: (૨) મુક્તિ કે મોક્ષ પામેલું; rescued, freed, having attained salvation: **–ક,** (ન.) અર્થગંભીર સ્વતંત્ર શ્લોક; a meaningful independent stanza or verse.
**મુક્તા, મુક્તાફલ, મુક્તાફળ,** (ન.) મોતી, a pearl: **–વલિ, –વલી, –વળિ, –વળી,** (સ્ત્રી.) **–હાર,** (પું.) a pearl necklace.
**મુક્તિ,** (સ્ત્રી.) સ્વાતંત્ર્ય, છુટકારો; freedom, deliverance: (૨) મોક્ષ; salvation.
**મુખ,** (ન.) મોઢું, મો; the mouth.
**મુખત્યાર,** (વિ.) સંપૂર્ણ સત્તા ધરાવતું; having absolute power: (૨) તદ્દન સ્વતંત્ર અને નિરંકુશ; absolutely free and uncontrolled: (પું.) સર્વસત્તાધીશ પ્રતિનિધિ કે એલચી; an agent, repre-

sentative or ambassador with full powers: **-નામું**, (ન.) પ્રતિનિધિ, વકીલ, વગેરેને સંપૂર્ણ સત્તા કે અધિકાર આપનારા માટેનો લેખ; a power of attorney.
**મુખપત્ર,** (ન.) મંડળ, પક્ષ, વગેરેની હિમાયત માટેનાં અખબાર કે સામયિક; a newspaper or magazine as a mouth-piece of a body, party, etc.
**મુખપાઠ,** (પું.) મોંઢેથી વાંચીને યાદ રાખવું તે; committing to memory by reading loudly: (૨) કંઠસ્થ કાવ્ય, ઇ.નું ઉચ્ચારણ; recitation.
**મુખમુદ્રા,** (સ્ત્રી.) ચહેરો, ચહેરાનાં આકૃતિ કે દેખાવ, the face, physiognomy.
**મુખર, મુખરિત,** (વિ.) મોટેથી ઉચ્ચારણ કે અવાજ કરતું; speaking loudly or noisy: (૨) વાચાળ; loquacious.
**મુખવાસ,** (પું.) ભોજન પછી મોંને સ્વચ્છ અને શ્વાસને સુવાસિત કરવા માટે લેવાતા પદાર્થ; things taken after dinner with a view to cleaning the mouth and sweetening breath.
**મુખિયો,** (પું.) મંદિર, ઇ.નો મુખ્ય પૂજારી; the chief priest of a temple, etc.
**મુખી,** (પું.) મુખ્ય માણસ, અગ્રેસર; the chief person, the headman, a leader: (૨) ગામનો પટેલ કે વડો; the headman of a village, the chief executive officer of a village.
**મુખ્ય,** (વિ.) પ્રથમ, પહેલું, પ્રધાન; first, foremost, chief: **-ત, -ત્વે, -ત્વે કરીને,** (અ.) ખાસ કરીને, મહદ્ અંશે; chiefly, mainly, mostly: **-પ્રધાન,** (પું.) પ્રાંત કે રાજ્યનો વડો પ્રધાન, the chief minister.
**મુગજી,** (સ્ત્રી.) વસ્ત્રને લગાડવાની રંગીન કોર, a coloured strip of cloth attached to a garment.
**મુગટ,** (પું.) સત્તા અથવા પ્રતિમાસૂચક, માથાનો કીમતી સુંદર પહેરવેશ, તાજ; a crown, a headcrest
**મુગટો,** (પું.) જુઓ **મુકટો.**
**મુગ્ધ,** (વિ.) મોહિત, મોહથી ફસાયેલું; fascinated, infatuated: (૨) ભોળું, નિખાલસ, અણસમજુ; simple hearted, frank, senseless: (૩) નિષ્કપટ, નિષ્પાપ, નિર્દોષ; guileless, sinless, innocent: (૪) આકર્ષક, મોહક, સુંદર; fascinating, beautiful: **મુગ્ધા,** (સ્ત્રી.) યુવાન, સુંદર કન્યા, a young, beautiful virgin.
**મુચરકો,** (પું.) આરોપી કે ગુનેગારનું જામીનખત; a culprit's recognizance or security bond.
**મુછાળો,** (પું.) પુખ્ત ઉંમરનો પુરુષ, મરદ; an adult man, a brave man: (વિ.) શક્તિશાળી અને બહાદુર; powerful and brave: (૨) પુખ્ત ઉંમરનો; grown up, adult.
**મુજ,** (સ. ક્રિ.) મારું; my, mine.
**મુજબ,** (અ.) પેઠે, પ્રમાણે, ની જેમ; according to, like, as.
**મુજરો,** (પું.) સલામી, સલામ, મજરો, salutation, showing respects or reverence: (૨) સંગીત, નૃત્ય, વગેરેની રજૂઆત; performance of music, dance, etc.
**મુજાવર,** (પું.) સંત, ઓલિયા, વગેરેની કબરનો રખેવાળ કે પૂજારી; a keeper or priest of a saint's tomb.
**મુઝવણ,** (સ્ત્રી.) જુઓ **મૂંઝવણ.**
**મુઝારી,** (સ્ત્રી.) **મુઝારો,** (પું.) બેચેની, અકળામણ; giddiness: (૨) હૃદયરોગ; palpitation, heart-disease, heart-ache.
**મુઝાવું,** (અ ક્રિ.) જુઓ **મૂંઝાવું.**
**મુઠ્ઠી,** (સ્ત્રી.) હથેળી પર આંગળાં વાળવાથી થતો આકાર, the fist: **-ભર,** (વિ.) મુઠ્ઠીમાં સમાય એટલું, handful: (૨) થોડું; a little: **મુઠ્ઠો,** (પું.) મોટી મુઠ્ઠી.
**મુડદાલ,** (વિ.) નિર્જીવ હોય એવું, almost lifeless: (૨) મુડદા જેવું; like a corpse: (૩) દુબળું, નમળું, ઉત્સાહ કે જુસ્સારહિત; lean, weak, spiritless: (૪) મુડદાનું (માંસ); of a corpse (flesh).

**મુડદું**, (ન.) મૃતદેહ, શબ; a corpse, a dead body.
**મુતરડી**, (સ્ત્રી.) પેશાબ કરવાની (સાર્વજનિક) જગ્યા; a (public) urinal.
**મુતરાવવું**, (સ. ક્રિ.) 'મૂતરવું'નું પ્રેરક: (૨) ભયભીત કરવું; to frighten.
**મુત્સદ્દી**, (વિ.) (પુ.) હિસાબી કારકુન કે મહેતાજી; an account clerk: (૨) રાજકારણમાં નિપુણ પુરુષ, a diplomat: (૩) ખંધું માણસ; a shrewd person: **–ગીરી**, (સ્ત્રી.) રાજકારણમાં નિપુણતા, ખંધાઈ; diplomacy, shrewdness.
**મુદ**, (સ્ત્રી.) આનંદ; joy, delight.
**મુદત**, (સ્ત્રી.) નક્કી કરેલો સમય કે સમયનો ગાળો; a fixed time or period: **મુદતિયું, મુદતી**, (વિ.) નક્કી કરેલા સમયનું; of a fixed time or period: (૨) સમયના ચોક્કસ ગાળાનું; periodical.
**મુદા**, (સ્ત્રી.) જુઓ **મુદ**.
**મુદ્ગર**, (પું.) મગદળ; a dumbbell: (૨) હથોડો; a hammer.
**મુદ્દત**, (સ્ત્રી.) જુઓ **મુદત**.
**મુદ્દલ**, (ન.) મૂળ મૂડી, થાપણ કે રોકાણ; the principal sum or amount, capital or original investment: (અ.) તદ્દન, સાવ, બિલકુલ; quite, entirely downright.
**મુદ્દામ**, (અ.) મુખ્યત્વે, મહદંશે; chiefly, mostly: (૨) ખચીત, ચોક્કસ, નિ:સંદેહ; surely, positively, undoubtedly.
**મુદ્દામાલ**, (પું.) મહત્વનો માલ; important things or goods: (૨) ચોરાયેલો પરંતુ પાછો મેળવેલો ગુનાના પુરાવા તરીકેનો માલ; stolen but regained (serving as evidence of crime) things or goods.
**મુદ્દો**, (પુ.) સાબિતી, પુરાવો; proof, evidence: (૨) માર્ગદર્શક વસ્તુ કે બાબત, guiding thing or affair: (૩) મહત્વની વસ્તુ કે બાબત, important thing or affair: (૪) પાયો, મૂળ; the base or foundation, root or origin: (૫) ભાવાર્થ, સાર, તાત્પર્ય; gist, substance, import.
**મુદ્રક**, (પું.) છાપનાર; a printer: **મુદ્રણ**, (ન.) છાપવું તે, પ્રકાશન; printing, publishing: **મુદ્રણાલય**, (ન.) છાપખાનું; a printing press.
**મુદ્રા**, (સ્ત્રી.) મહોર, છાપ; a stamp, an impression, a print, a seal: (૨) નાણાંનો સિક્કો; a money-coin: (૩) શરીર પર ડામ દઈને કરેલી છાપ; an impression on the body made by pressing a heated thing: (૪) મુખમુદ્રા; the design of the face, physiognomy: (૫) હાવભાવ, દેખાવ; expression, air: (૬) કલાત્મક અંગમરોડ; an artistic attitude of the body: (૭) બીબું; a type: **–લેખ**, (પું.) આદર્શ નિર્દેશક વિધાન કે વાક્ય; a motto: **મુદ્રિકા** (સ્ત્રી.) વીંટી; an ornamental ring: **મુદ્રિત**, (વિ) છાપેલું, મહોર મારેલું; printed, stamped, sealed.
**મુનક્કા**, (સ્ત્રી.) એક પ્રકારની સૂકી દ્રાક્ષ; a kind of dry grape, a raisin.
**મુનશી**, (પું.) સાહિત્યકાર, લેખક; a literary author or writer: (૨) લહિયો; a scribe: (૩) ઇસ્લામી ભાષાઓનો શિક્ષક; a teacher of Islamic languages.
**મુનસફ**, (પું.) મદદનીશ દીવાની ન્યાયાધીશ; a subordinate civil judge: **મુનસફી**, (સ્ત્રી.) મુનસફનાં પદ, ફરજો, વગેરે: (૨) સત્તા, અધિકાર; power, authority: (૩) વ્યક્તિની સ્વતંત્ર ઇચ્છા; a person's free will: (૪) વિવેકબુદ્ધિ; discernment.
**મુનાસબ, મુનાસિબ**, (વિ.) યોગ્ય, proper, fit: (૨) સાચું, વાજબી; right, just.
**મુનિ**, (પું.) ઋષી, મહાત્મા, તપસ્વી; a sage, a saint, an ascetic. (૨) સાધુ; a recluse: **–વર**, (પું.) મહાન તપસ્વી; **–વ્રત**, (ન.) મૌન પાળવાનું વ્રત; the vow of remaining silent.

**મુનીમ,** (પું.) મુખ્ય હિસાબી કે વહીવટી કારકુન; a chief accountant or executive clerk: (૨) વ્યવસ્થાપક, a manager.
**મુફલિસ,** (વિ.) કંગાળ, અતિશય ગરીબ, અકિંચન; wretched, extremely poor, penniless.
**મુબારક,** (વિ.) ભાગ્યશાળી, કલ્યાણકારી, શુભ; fortunate, auspicious: (૨) આબાદ, સફળ; prosperous, successful: **–બાદી,** (સ્ત્રી.) અભિનંદન, congratulations.
**મુમકિન,** (વિ.) સંભવિત, શક્ય, probable, possible.
**મુમુક્ષા,** (સ્ત્રી.) મોક્ષની ઇચ્છા, desire for spiritual salvation: **મુમુક્ષુ,** (વિ.) મોક્ષની ઇચ્છાવાળું.
**મુમૂર્ષા,** (સ્ત્રી.) મૃત્યુ પામવાની ઇચ્છા; desire to die.
**મુરઘી,** (સ્ત્રી.) મરઘી; a hen: **મુરઘો,** (પુ.) મરઘો; a cock
**મુરજ,** (પું.) એક પ્રકારનો ઢોલ; a kind of drum.
**મુરત,** (ન.) જુઓ **મુહૂર્ત.**
**મુરતિયો,** (પું.) ભાવિ જમાઈ કે વરરાજા; a would-be son-in-law or bridegroom: (૨) હળનો એક ખીલા જેવો ભાગ; a nail-like part of a plough.
**મુરબ્બી,** (વિ.) વડીલ; elderly: (પું.) આશ્રયદાતા, કદરદાન, an elder, a patron.
**મુરબ્બો,** (પું.) લાંબા સમય સુધી બગડે નહિ એવો વિવિધ ફળોનો ચાસણીયુક્ત પાક; a kind of conserve of fruits mixed with sugar.
**મુરલી,** (સ્ત્રી.) જુઓ **મોરલી.**
**મુરશિદ,** (પું.) ધર્મોપદેશક, ગુરુ; a religious preacher, a preceptor.
**મુરાદ,** (સ્ત્રી.) ઇચ્છા, હેતુ, ધ્યેય; desire, intention, aim.
**મુરારિ,** (પું.) ભગવાન વિષ્ણુ; Lord Vishnu.
**મુરીદ,** (પું.) શિષ્ય; a disciple.
**મુર્દારસિંગ,** (પું.) સીસામાંથી બનતો એક પ્રકારનો સફેદો; a kind of pigment or paint made from lead.
**મુલક,** (પુ.) પ્રદેશ, દેશ; a territory, a region, a country: **મુલકી,** (વિ.) મુલકનું કે એને લગતું, વહીવટી, દીવાની; territorial, administrative, civil.
**મુલતવી,** (વિ.) મોકૂફ, વિલંબમાં પડેલું; postponed. delayed.
**મુલવણી,** (સ્ત્રી.) મૂલવવું તે; valuation, estimation, appreciation.
**મુલાકાત,** (સ્ત્રી.) મેળાપ, મળવા જવું કે આવવું તે; a meeting, a visit, an interview: **મુલાકાતી,** (વિ.) (પુ.) મુલાકાત લેનાર; a visitor.
**મુલાજો,** (પું.) અદબ, મર્યાદા; regard, reverence, modesty.
**મુલાયમ,** (વિ.) સુંવાળુ, નરમ, નાજુક; soft, smooth, tender.
**મુલ્લા, મુલ્લાં,** (પું.) ઇસ્લામી પુરોહિત કે શિક્ષક, an Islamic priest or teacher.
**મુવાડું,** (ન.) નાનું ગામડું; a small village, a hamlet.
**મુવાળો,** (પું.) વાળ, મોવાળો; hair.
**મુશળ,** (ન.) સાંબેલું; a long, thick wooden pestle: **–ધાર,** (વિ.) જોરથી મોટી ધારે પડતો (વરસાદ); torrential (rain).
**મુશાયરો,** (પું.) કવિઓનું સમેલન જેમાં દરેક કવિ પોતાનું નવું કાવ્ય વાચી સંભળાવે છે; a meeting of poets where each poet recites his new poem.
**મુશ્કિલ,** (વિ.) જુઓ **મુશ્કેલ.**
**મુશ્કેટાટ,** (વિ.) હાથને મજબૂત રીતે વાંસા પાછળ બાંધી રાખ્યા હોય એવું; having the hands tightly tied behind the back.
**મુશ્કેલ,** (વિ.) અઘરું, કપરું, કઠણ, difficult, tough, hard: (૨) અસંભવિત; improbable: **મુશ્કેલી,** (સ્ત્રી.) તક્લીફ, મુસીબત; trouble, difficulty.
**મુષક,** (પું.) ઉંદર; a mouse.
**મુષ્ટિ,** (સ્ત્રી.) જુઓ **મુઠ્ઠી.**
**મુસદ્દી,** (વિ.) (પું.) જુઓ **મુત્સદ્દી.**
**મુસદ્દો,** (પું.) કાચું લખાણ, ખરડો; a rough sketch, a draft.

**મુસલ,** (ન.) જુઓ **મુશળ.**
**મુસલમાન,** (પું.) ઇસ્લામનો અનુયાયી; a follower of Islam, a Mahomedan: **મુસલમાની,** (વિ.) ઇસ્લામને લગતું; Islamic: (સ્ત્રી) મુસલમાન સ્ત્રી.
**મુસલ્લો,** (પું.) નમાજ પઢતી વખતે પાથરવાની ચટાઈ; a carpet on which Mahomedans offer their prayers: (૨) (તુચ્છકારમાં) મુસલમાન; (contemptuously) a Mahomedan.
**મુસળ, મુસળુ',** (ન.) જુઓ **મુશળ.**
**મુસાફર,** (પુ.) વટેમાર્ગુ, પ્રવાસી, a wayfarer, a traveller: **-ખાનું,** (ન.) પથિકાશ્રમ; ધર્મશાળા; a traveller's rest-house, an inn. [journey.
**મુસાફરી,** (સ્ત્રી.) પ્રવાસ, a travel, a
**મુસીબત,** (સ્ત્રી.) ઉપાધિ, તકલીફ, મુશ્કેલી; trouble, difficulty.
**મુસ્તાક,** (વિ.) આતુર; eager: (૨) દૃઢ, અફર, determined, firm.
**મુસ્લિમ,** (વિ.) ઇસ્લામી; Islamic: (પુ.) જુઓ **મુસલમાન.**
**મુહૂર્ત,** (ન.) બે ઘડી - આશરે ૪૮ મિનિટ-ના સમયનું માપ; a measure of time of about 48 minutes: (૨) શુભ કાર્યો કરવા માટેનો સમય; time for doing auspicious works. [of grass.
**મુંજ,** (ન.) એક પ્રકારનું ઘાસ; a kind
**મુંડ,** (ન.) માથું; the head: (પું.) સાધુ; a recluse: **-ક,** (પું.) મુંડન કરાવેલો સાધુ; a tonsured recluse: **-ન,** (ન.) માથુ મૂંડાવવું તે; tonsure: **-માળા,** (સ્ત્રી.) ખોપરીઓની માળા, a garland of skulls: **મુંડી,** (વિ.) મુંડન કરાવેલું; tonsured (પું.) હજામ; a barber: (૨) સાધુ, સંન્યાસી; a recluse.
**મુંબઈ, મુંબાઈ,** (સ્ત્રી.) માનવ ચરબીમાંથી બનતી, મલમ તરીકે વપરાતી એક ઔષધી; a medicine made from human fat and used as an ointment.

**મૂઉં,** (વિ.) મરેલું; dead: (૨) નફરત કે વહાલસૂચક શબ્દ; a term implying disgust or affection: **મૂએલું,** (વિ.) મરેલું: **મૂઓ,** (વિ.) (પું.) **મૂઈ,** (વિ.) (સ્ત્રી.) જુઓ **મૂઉં.**
**મૂક,** (વિ.) મૂગું, શાંત; dumb, silent
**મૂકવું,** (સ. ક્રિ.) કોઈ સ્થળે રાખવું; to put, to place: (૨) નીમવું, સ્થાપવું; to appoint, to establish: (૩) છોડવું, મુક્ત કરવું; to release, to free: (૪) પહેરવું; to put on: (૫) સાચવવા આપવું, સોંપવું; to entrust, to hand over: (૬) મોકલવું; to send: (૭) વચ્ચેથી અમુક ભાગ છોડી દેવો કે બાકી રાખવો; to omit: (૮) મુલતવી રાખવું; to postpone. [speechless, silent.
**મૂગું,** (વિ.) વાચારહિત, શાંત; dumb,
**મૂછ,** (સ્ત્રી.) પુરુષ કે નરના ઉપરના હોઠ પરના વાળ; the moustache.
**મૂજી,** (વિ.) જુઓ **મૂંજી.**
**મૂઠ,** (સ્ત્રી.) જુઓ **મુઠ્ઠી:** (૨) તલવાર, ખંજર, વગેરેનો હાથો; the hilt of a sword, etc.: (૩) કોઈને હેરાન કરવાનો કે મારી નાખવાનો મેલી વિદ્યાનો પ્રયોગ; a process of black art for harming or killing someone: **મૂઠિયું,** (ન.) મુઠ્ઠી જેવા આકારની એક વાની: **મૂઠી,** (સ્ત્રી.) મુઠ્ઠી: **મૂઠો,** (પુ.) મોટી મૂઠી.
**મૂડકાવેરો,** (પું.) વ્યક્તિ કે માથાદીઠ કર કે વેરો, a tax per person or head.
**મૂડકું,** (ન.) માથું; the head. [head.
**મૂડી,** (સ્ત્રી.) ચહેરો, માથું; the face, the
**મૂડી,** (સ્ત્રી.) પૂંજી, wealth: (૨) થાપણ, વેપાર, વગેરેમાં રોકેલી રકમ; capital, an investment: **-દાર,** (વિ.) (પું.) શ્રીમંત વ્યક્તિ; a wealthy person: **-વાદ,** (પું.) શ્રીમંતોનાં વર્ચસ્વ કે સત્તા; capitalism: **-વાદી,** (વિ.) (પું.) મૂડીવાદનું હિમાયતી; capitalist.
**મૂડો,** (પું.) સો મણ વજનનું માપ; a

measure of weight equal to one hundred maunds.

**મૂડો,** (પું.) એક પ્રકારની ગોળ બેઠકવાળી નેતરની ખુરશી; a kind of cane chair with a round seat.

**મૂઢ,** (વિ.) (પું.) મૂર્ખ; stupid, foolish: (૨) ઠોઠ, કમઅક્કલ; dunce: (૩) વિસ્મય પામેલું, સ્તબ્ધ, stunned, bewildered: (૪) અસંસ્કારી; uncivilized: (૫) મોહથી ફસાયેલું; infatuated: **-તા,** (સ્ત્રી.) મૂર્ખાઈ, વગેરે: **-મતિ,** (વિ.) મૂઢ.

**મૂતર,** (ન.) પેશાબ; urine: **-વું,** (અ ક્રિ.) પેશાબ કરવો; to urinate.

**મૂત્ર,** (ન.) મૂતર, પેશાબ; urine: **-પિંડ,** (પું.) પેશાબ અને લોહીને અલગ પાડનાર અવયવ; the kidney.

**મૂત્રાશય,** (પું.) (ન.) પેશાબનો સંચય થાય છે એ અવયવ; the bladder.

**મૂમતી,** (સ્ત્રી.) જૈન મુનિઓ મોં પર બાંધી રાખે છે એ કાપડનો ટુકડો, a piece of cloth used by Jain ascetics for covering the mouth.

**મૂરખ,** (વિ.) (પું.) જુઓ **મૂર્ખ.** [wither.

**મૂરઝાવું,** (અ ક્રિ.) કરમાવું, ચીમળાવું. to

**મૂરત,** (સ્ત્રી.) મૂર્તિ; an idol, a statue.

**મૂર્ખ,** (વિ.) (પું.) જુઓ **મૂઢ** (૧) અને (૨): **-તા, મૂર્ખાઈ,** (સ્ત્રી.) મૂઢતા; foolishness, stupidity.

**મૂચ્છર્ના, મૂર્છના,**(સ્ત્રી.) મૂર્ચ્છા; a swoon, a faint: (૨) સંગીતના સ્વરોનો આરોહ-અવરોહ; the ascending and descending pitches of the musical tunes.

**મૂર્ચ્છા, મૂર્છા,** (સ્ત્રી.) બેશુદ્ધિ; a swoon, a faint: **મર્ચ્છિત, મૂર્છિત,**(વિ.) બેશુદ્ધ.

**મૂર્ત,** (વિ.) સાકાર, મૂર્તિમાન; embodied, incarnate, corporeal.

**મૂર્તિ, મૂર્ત્તિ,** (સ્ત્રી) પ્રતિમા; an idol, a statue: (૨) વ્યક્તિ; an individual: **-પૂજક,** (વિ.) સાકાર દેવની-મૂર્તિની પૂજા કરનારું; idolatrous: **-પૂજા,**(સ્ત્રી.) સાકારની મૂર્તિની પૂજા; idolatry: **-મંત, -માન,** (વિ.) સાકાર, મૂર્ત; embodied, incarnate.

**મૂર્ધન્ય,** (વિ.) માથાનું કે એને લગતું; cerebral: (૨) જીભ અને તાળવાના સંપર્કથી ઉચ્ચારાતું (ઉચ્ચાર, વ્યંજન, ઇ.); palatal (sound, consonant, etc.). (પું.) મૂર્ધસ્થાની વર્ણ કે વ્યંજન; a palatal letter or consonant: **મૂર્ધ-સ્થાન,** માથું; the head: (૨) તાળવું; the palate: **મૂર્ધસ્થાની,** (વિ.) જુઓ [**મૂર્ધન્ય.**

**મૂર્ધા,** (સ્ત્રી.) જુઓ **મૂર્ધસ્થાન.**

**મૂલ,** (ન.) જુઓ **મૂલ્ય.**

**મૂલ,** (ન) વૃક્ષ, વેલા, વગેરેની જડ; the root of a tree, plant etc.: (૨) પાયો; a foundation, a base: (૩) ઉત્પત્તિ-સ્થાન; an origin, a root: (૪) પાયાનો કે સૌ પ્રથમ પ્રારંભ; the fundamental commencement: (૫) એ નામનું ૧૯મું નક્ષત્ર, the nineteenth constellation so-named. **-ક,** (વિ.) (સમાસમા) માં રહેલું, માંથી ઉદ્ભવતું; (in compounds) rooted in, originating from: **-કારણ,** (ન.) પાયાનું, મુખ્ય કારણ, the fundamental cause: **-તત્ત્વ,** (ન.) પંચમહાતત્ત્વોમાંનું એક, one of the five main elements: (૨) મુખ્ય ઘટક-તત્ત્વ; the fundamental ingredient: (ન. બ. વ.) કોઈ પણ (શાસ્ત્ર, કલા, વગેરે) વિદ્યાના, પ્રાથમિક સિદ્ધાંતો, the elements of any learning (science, art, etc.): **-ભૂત,**(વિ.) પાયાનું, મૂળનું; fundamental.

**મૂલવવું,** (સ. ક્રિ.) કિંમત આંકવી; to ascertain the price or worth, to assay: (૨) ખરીદવું, to buy: (૩) કદર કરવી, ગુણવત્તા નક્કી કરવાં, આંકવું; to appreciate, to reckon, to assay.

**મૂલ્ય,** (ન) કિંમત, યોગ્યતા, લાયકાત, price, worth: **-વાન,** (વિ.) કીમતી; precious.

**મૂષક, મુષિક,** (પું.) ઉંદર, a mouse.

**મૂસ,** (સ્ત્રી.) ધાતુ ગાળવાની કુલડી; a crucible: (૨) ઢાળવાનુ બીબું; a mould.

**મૂસળી**, (સ્ત્રી.) એક પ્રકારનું શક્તિવર્ધક મૂળિયું; a kind of tonic root.
**મૂસળી**, (સ્ત્રી.) દસ્તો; a pestle.
**મૂળ**, (વિ.) સૌ પ્રથમ પ્રારંભનું, મૌલિક, મૂળભૂત; original, fundamental: (ન.) જુઓ **મૂલ**: (૨) –કારણ, વગેરે પેટાશબ્દો માટે જુઓ '**મૂલ**'માં: (૩) **–ગું**, (વિ.) (અ.) સર્વથા, મૂળથી, સઘળી રીતે; entirely, originally, totally **મૂળાક્ષર, મૂલાક્ષર**, (પું.) વર્ણમાળાના પાયાના અક્ષરો; an alphabet: **મૂળાધાર, મૂલાધાર**, (પું.) પાયાનો આધાર; the basic or original support or prop: (૨) શરીરના ગુહ્યાંગો વચ્ચેનું ચક્ર; the disc between the private organs of the body: **મૂળિયું**, (ન) જડ, મૂળ; a root (of a tree, etc.).
**મૂળો**, (પું.) શાક તરીકે વપરાતું એક પ્રકારનું મૂળિયું; a radish.
**મૂંગું**, (વિ.) વાચારહિત, બોલવાની શક્તિ વિનાનું; dumb: (૨) શાંત; silent.
**મૂંજી**, (વિ.) કૃપણ, કંજૂસ; miserly: (૨) જડ, અક્કલહીન; dull, senseless.
**મૂંઝવણ, મંઝવણી**, (સ્ત્રી.) અકળામણ, ગભરાટ, વ્યગ્રતા, giddiness,uneasiness, mental confusion, perplexity: (૨) ચિંતા, ઉપાધિ; anxiety, botheration, trouble: **મૂંઝવવું**, (સ. ક્રિ) અકળાવવું, વ્યથિત કરવું; to perplex, to afflict.
**મૂંઝારી**,(સ્ત્રી.) **મૂંઝારો**, (પું.)જુઓ **મુઝારી**.
**મૂંઝાવું**, (અ. ક્રિ.) અકળાવું, વ્યથિત થવું; to be perplexed, to be afflicted.
**મૂંડકાવેરો**, (પું) જુઓ **મૂડકાવેરો**.
**મૂંડકી**, (સ્ત્રી.) બોડી સ્ત્રી; a tonsured woman: (૨) હિંદુ વિધવા; a Hindu widow.
**મૂંડકું**, (ન.) માથું; the head.
**મૂંડણ**, (ન.) મુંડન; tonsure.
**મૂંડવું**, (સ. ક્રિ.) માથા પરના બધા વાળ દૂર કરવા, બોડવું; to tonsure, to shave the head entirely: (૨) વિધિપૂર્વક શિષ્ય બનાવવો, દીક્ષા આપવી; to accept as a disciple ceremoniously: (૩) ધૂતવું, પ્રપંચથી શોષણ કરવું; to deceive, to exploit cunningly.
**મૂંડામણ**, (ન.) મૂંડવાનું મહેનતાણું; the remuneration for tonsuring or shaving the head.
**મૂંડાવવું**, (અ. ક્રિ.) 'મૂંડવું'નું પ્રેરક: (૨) છેતરાવું, લાભરહિત ધંધો કરવો; to be deceived, to undertake a profitless vocation or trade.
**મૂંડિયો**, (પું.) સંન્યાસી, મુંડી; a recluse.
**મૂંડી**, (સ્ત્રી) જુઓ **મૂંડકી**.
**મૂંડી**, (સ્ત્રી) માથું: the head: (૨) વ્યક્તિ; an individual.
**મૂંડું**, (વિ.) બોડાવેલું, મુંડન કરાવેલું; tonsured, clean-shaven head: **મૂંડો**, (પું.) બોડું માથું; a tonsured head: (૨) બોડા માથાવાળો માણસ; a man with a tonsured head.
**મૃગ**, (પું.) હરણ; a deer, an antelope: (ન.) જુઓ **મૃગશીર્ષ**: **–જલ, –જળ**, (ન.) ઝાંઝવાં, mirage: **–નાભિ**, (સ્ત્રી) કસ્તૂરી; musk: **–યા**, (સ્ત્રી.) આનંદપ્રમોદ ખાતર શિકાર; hunting as a sport: **–લી**, (સ્ત્રી) હરણી; a doe, a female deer: **–શીર્ષ,–શિર**, (ન.) એ નામનું પાંચમું નક્ષત્ર; the fifth constellation so-named: **મૃગાંક**, (પું.) ચંદ્ર; moon.
**મૃણાલ**, (પું.) (ન.) કમળનો તંતુ; the fibre or thread of the lotus: **મૃણાલિની, મૃણાલી**, (સ્ત્રી.) કમળનો છોડ; the lotus plant.
**મૃત**, (વિ.) મૃત્યુ પામેલું; dead, expired: (૨) બિનઅમલી; out of vogue or force: (૩) નાશ પામેલું; destroyed, non-existent (ન.) મૃત્યુ; death: **–ક**, (વિ.) મરેલાંનું કે એમને લગતું; of or pertaining to the dead: (ન) મૃતદેહ, શબ; a corpse: (૨) શબનો

અગ્નિસંસ્કાર, વગેરે; funeral rites: (૩) મરણનું સૂતક; short-term pollution affecting the relatives of a dead person: **-પ્રાય,** (વિ.) લગભગ મરેલું; almost dead, on the point of death. **-સંજીવની,** (વિ.) (સ્ત્રી.) મરેલાને જીવતાં કરવાની વિદ્યા; the art of reviving the dead.

**મૃત્તિકા,** (સ્ત્રી.) માટી; earth, clay.

**મૃત્યુ,** (ન.) જીવનનો અંત, મરણ; death: **-દંડ,** (પુ.) મોતની સજા; capital or death sentence: **-લોક,** (પું.) પાર્થિવ જગત; પૃથ્વી; the mundane world, the earth: **-વેરો,** (પું.) વારસાવેરો; the tax on legacy.

**મૃદંગ,** (ન) બંને બાજુ વગાડી શકાય એવું તબલું; a kind of drum which can be played at both the ends.

**મૃદુ,** (વિ.) સુંવાળું, કોમળ; soft, cosy, tender: (૨) મધુર; sweet: **-તા,** (સ્ત્રી) કોમળતા, વગેરે, tenderness, etc.: **-લ,** [(વિ.) મૃદુ.

**મેખ,** (સ્ત્રી.) જુઓ **મેષ** (૨).

**મેખલા, મેખળા,** (સ્ત્રી) કંદોરો; an ornamental girdle or waist-band: (૨) ગોળ રેખા; a circular line: **મેખળ,** (ન.) મેખલા. [kind of war-weapon.

**મેખળ,** (ન) એક પ્રકારનું યુદ્ધહથિયાર; a

**મેગળ,** (પુ.) હાથી; an elephant.

**મેઘ,** (પું.) વરસાદ; rain: (૨) વાદળ; a cloud: **-ગર્જના,** (સ્ત્રી.) વાદળોનો ગડગડાટ; thunder: **-ધનુ, -ધનુષ, -ધનુષ્ય,** (ન.) ઇંદ્રધનુષ્ય; a rainbow: **-લ, -લી,** (વિ.) વાદળવાળી, અંધારી; cloudy, dark

**મેઘાડંબર,** (ન.) (પું) વાદળાંની વિસ્તૃત જમાવટ; wide-spread gathering of clouds: (૨) મેઘગર્જના, thunder: (૩) છત્રવાળી અંબાડી, a seat on elephant covered with umbrella.

**મેજ,** (ન) (સ્ત્રી.) લખવું, ભોજન કરવું, વગેરે માટેની ઊંચા બાજઠ જેવી વસ્તુ; a table: **-બાન,** (પુ) **-બાની,** (સ્ત્રી.) જુઓ **મિજબાન, મિજબાની.**

**મેડક,** (પું) દેડકો; a frog.

**મેડી,** (સ્ત્રી.) **મેડો,** (પું.) (મકાનનો) ઉપલો માળ; an upper storey.

**મેઢ,** (પુ.) એક પ્રકારનું લાકડામાં પડતું જંતુ; a kind of insect found in wood.

**મેતે,** (અ.) પોતાની જાતે કે મેળે; personally, by one's own self

**મેથી,** (સ્ત્રી) મસાલા તરીકે વપરાતું એક પ્રકારનું બી અથવા શાક તરીકે એનાં પાન; a kind of seed used for seasoning or its leaves as a vegetable: **-પાક,** (પું) એક મેથીયુક્ત મીઠાઈ; a sweetmeat mixed with such seeds: (૨) (લૌકિક) સખત માર; (colloq.) severe beating: **મેથિયું,** (ન.) એક પ્રકારનું મેથીયુક્ત અથાણું, a kind of condiment seasoned with such seeds: (વિ) મેથીયુક્ત, mixed or seasoned with such seeds.

**મેદ,** (પું.) ચરબી; fat

**મેદની,** (સ્ત્રી) જુઓ **મેદિની** (૨) ભીડ, ગીચ સમૂહ, a dense multitude or congregation.

**મેદાન,** (ન) વિશાળ ખુલ્લાં સપાટ જમીન કે પ્રદેશ, a plain, level region: **મેદાની,** (વિ.) ઘરની બહાર મેદાનમાં રમવાની (રમત); outdoor (game). [દુનિયા, the world.

**મેદિની,** (સ્ત્રી) પૃથ્વી, the earth. (૨)

**મેધ,** (પું) યજ્ઞ, a sacrifice: (૨) યજ્ઞનો બલિ, ભોગ; a sacrificial offering.

**મેધા,** (સ્ત્રી) બુદ્ધિ; intellect, faculty: (૨) યાદશક્તિ; retentive memory.

**મેના,** (સ્ત્રી.) એક પ્રકારનું મધુર અવાજવાળું પક્ષી; a kind of song-bird

**મેનો,** (પું) જુઓ **મ્યાનો.**

**મેર,** (પુ.) જપમાળાનો શરૂઆતનો મોટો મણકો; the initial bigger bead of a rosary: (૨) મુખ્ય કે શ્રેષ્ઠ વ્યક્તિ;

શિરોમણિ; the chief or best person: (૩) નેતા, નાયક; a leader, a head-man: (૪) તાજ; a crown: (૫) હુક્કાની ચલમ રાખવાનો ડોયો; the hollow point of a hubble-bubble on which the tobacco pot is kept: (૬) મેરુ પર્વત; જુઓ **મેરુ** (૧).
**મેર**, (સ્રી.) બાજુ, દિશા; a side, direction.
**મેર**, (અ.) ધિક્કાર છે તને ! તારું કાળું કર ! એવા અર્થનો ઉદ્ગાર; fie upon you ! go away !
**મેરમેરાયું, મેરમેરૈયું**, (ન.) જુઓ **મેરાયું**.
**મેરાઈ**, (પું.) દરજી; a tailor.
**મેરાયું, મેરિયું**, (ન.) શેરડીના સાંઠામાં કોપરાનો વાટકો બેસાડીને કરેલ દીવો જે લઈને દિવાળીના તહેવારોમાં છોકરાંઓ ઘેર ઘેર ફરે છે; a lamp made by fixing a coconut cup on a sugar-cane stalk carrying which children move from house to house on the Dipavali festivals.
**મેરુ**, (પું.) પુરાણમાં વર્ણવેલો એક સોનાનો પર્વત; a mythological mountain of gold:(૨) સોબતી, મિત્ર; a companion, a friend: (૩) એક પ્રકારનું તાંબાનું મોટું વાસણ; a large copper vessel or pot: (૪) જપમાળાનો મેર, જુઓ **મેર**, (પું.) (૧): (૫) હુક્કાનો મેર, જુઓ **મેર**, (પું.) (૫).
**મેરૈયું**, (ન.) જુઓ **મેરાયું**.
**મેલ**, (પું.) મેળાપ. મિલન; meeting, union.
**મેલ**, (પું.) ગંદવાડ, કચરો; filth, dirt, dirtiness, dregs: (૨) મળમૂત્ર, વગેરે; bodily excretions: **–ખાઉ**, (વિ.) મેલને છુપાવે એવું (કાપડ, વગેરે); concealing dirt (cloth, etc).
**મેલડી**, (સ્રી.) એક ત્રાસદાયક ભૂતડી; a troublesome female ghost: (૨) એક પ્રકારની મેલી વિદ્યાની દેવી; a kind of goddess ruling the black art.
**મેલવું**, (સ. ક્રિ.) મૂકવું; to put: (૨) જતું કરવું, છોડવું, છુટકારો કરવો; to let go, to release.
**મેલાણ**, (ન.) મેળાપ, મિલન; meeting, union: (૨) છુટકારો; release.
**મેલી**, (સ્રી.) ગર્ભ પરનું પાતળું પડ, જરાયુ, ઓર; placenta: **–વિદ્યા**, (સ્રી.) મંતરજંતર, ભૂતપ્રેત, વગેરેને લગતી વિદ્યા, witchcraft, the black art: (૨) કુટિલતા, પ્રપંચ; intrigue.
**મેલું**, (વિ.) ગંદું; dirty, filthy: (૨) કુટિલ, પ્રપંચી; intriguing, vile: (ન.) મળમૂત્ર, વગેરે; bodily excretions: (૪) ભૂત, ડાકણ, ઇ.; ghosts, witches, etc
**મેવલિયો, મેવલો**, (પું.) વરસાદ; rain.
**મેવાત, મેવાસ**, (પું.) ગુજરાતમાં મહી નદીના કાંઠા પરનો એક પ્રદેશ; a region on the bank of the Mahi in Gujarat
**મેવાતી, મેવાસી**, (વિ.) એ પ્રદેશનું.
**મેવો**, (પું.) લીલાં કે સૂકાં ફળ; green or dry fruits.
**મેશ, મેસ**, (સ્રી.) કાજળ; soot.
**મેષ**, (પું.) ઘેટો; a male-sheep, a ram: (૨) એ નામની પ્રથમ રાશિ; the first sign of the Zodiac, the Aries.
**મેસૂર**, (પું.) એ પ્રકારની મીઠાઈ; a kind of sweetmeat.
**મેહ, મેહલો, મેહુલો**, (પું.) વરસાદ; rain.
**મેળ**, (પું.) રોજમેળ, દરરોજનો હિસાબ; day to day accounts: (૨) એનો ચોપડો; an account-book for that: (૩) સામ્ય, સંવાદિતા; similarity, harmony, concord: (૪) મેળાપ, મિલન; meeting, union: (૫) અનુકૂળતા, સગવડ; suitability, convenience: (૬) જોગવાઈ; provision: (૭) યુક્તિ-પ્રયુક્તિ; schemes.
**મેળવણ**, (ન.) મિશ્રણ; a mixture: (૨) અખરામણ; a fermenting or curdling substance.
**મેળવણી**, (સ્રી.) મિશ્રણ; a mixture: (૨) મેળવવું કે ઉમેરવું તે; a mixing or adding: (૩) ઉમેરણ; an addition.

**મેળવવું**, (સ. ક્રિ) ભેળવવું, મિશ્રિત કરવું; to mix: (૨) જોડવું; to join: (૩) પ્રાપ્ત કરવું; to get, to acquire: (૪) રળવું, કમાવું; to earn: (૫) સરખાવવું, ભૂલચૂક તપાસવી; to compare, to tally: (૬) આખરવું; to ferment, to curdle: (૭) વાદ્યના સૂર મેળવવા; to harmonise a musical instrument

**મેળાપ**, (પું.) મિલન, સમાગમ; a meeting, a union: (૨) સુમેળ, સંવાદિતા; concord, harmony.

**મેળાવડો**, (પુ.) જાહેર સમારંભ, મિજલસ, મનોરંજન, વગેરે માટેની સભા, a public function; a public meeting for entertainment, etc.

**મેળાવો**, (પું.) જુઓ **મેળાવડો**: (૨) મુલાકાત, મેળાપ; an interview, a meeting.

**મેળે**, (અ.) જુઓ **મેતે**: (૨) સ્વેચ્છાપૂર્વક; willingly.

**મેળો**, (પું.) મિલન, મેળાપ; meeting, union: (૨) તહેવાર, મહાપુરુષની યાદગીરી, વગેરે નિમિત્તે અમુક સ્થળે કે તીર્થધામમાં થતો મેળાવડો; a fair.

**મેં**, (સ. ક્રિ) 'હું'નું ત્રીજી વિભક્તિનું [એકવચન.

**મેંડક**, (પું.) દેડકા; a frog.

**મેંઢી**, (સ્ત્રી.) **મેંઢું**, (ન.) **મેંઢો**, (પું.) જુઓ અનુક્રમે **ઘેટી, ઘેટું** અને **ઘેટો**.

**મેંદી, મેંદી**, (સ્ત્રી.) એક પ્રકારનો છોડ જેનાં પાંદડાં હાથપગ રંગવા સ્ત્રીઓ વાપરે છે; a kind of plant the leaves of which are used by women for colouring their hands and feet.

**મેંદો, મેદો**, (પુ.) ઘઉંનો અતિશય બારીક લોટ; extremely fine wheat flour.

**મૈત્રી**, (સ્ત્રી.) મિત્રાચારી, દોસ્તી; friendship.

**મૈથુન**, (ન.) જાતીય સંભોગ; sexual intercourse, copulation.

**મૈયત**, (સ્ત્રી) મૃત્યુ; death: (૨) દહન કે દફનવિધિ; funeral: (વિ.) મૃત્યુ પામેલું; dead.

**મૈયા**, (સ્ત્રી.) મા, માતા; mother.

**મોઈ**, (વિ) (સ્ત્રી) જુઓ **મૂઈ, 'મૂઉ'**'ના પેટામાં.

**મોઈ**, (સ્ત્રી) મોઈદંડાની રમતમાં દંડાથી ફેંકાતો આશરે ૭ ઇંચ લાંબો લાકડાનો ટુકડો: **–દંડા**, (પું. બ. વ.) એક પ્રકારની મોઈ અને દંડાથી રમાતી મેદાની રમત, a kind of outdoor game played with a long stick and a short piece of wood.

**મોકલવું**, (સ. ક્રિ.) રવાના કરવું; to send: (૨) પહોંચાડવું; to despatch.

**મોકળાણ, મોકળાશ**, (સ્ત્રી.) છૂટથી હરીફરી કે રહી શકાય એવું ખુલ્લાપણું; spaciousness, roominess: (૨) વિશાળતા; vastness: (૩) મુક્તપણું; freedom: (૪) શાંતિ, સગવડ; ease, comfort: (૫) ખુલ્લાપણું; openness.

**મોકળું**, (વિ) મોકળાશવાળું, ખુલ્લું, વિશાળ; spacious, open, vast: (૨) મુક્ત, પ્રતિબંધરહિત; free, unrestricted: (૩) અલગ; separate: (૪) સ્પષ્ટ; distinct: (૫) નિખાલસ; frank: (૬) ઉદાર; liberal.

**મોકાણ**, (સ્ત્રી.) કોઈના મરણના સમાચાર; news about someone's death: (૨) કોઈના મરણ બાદ શોક દર્શાવવા જવું તે, a visit of condolence after some-one's death: (૩) પાયમાલી, ઉપાધિ, આફત; ruin, trouble.

**મોકૂફ**, (વિ.) મુલતવી; postponed.

**મોકો**, (પું.) અનુકૂળ અવસર કે તક, લાગ; favourable occasion or opportunity.

**મોક્ષ**, (પું.) છુટકારો, મુક્તિ, liberation: (૨) આધ્યાત્મિક મુક્તિ; salvation.

**મોખ**, (પું.) જુઓ **મોકો**: (૨) અનુકૂળતા, જોગવાઈ, સગવડ; suitability, provision, convenience: (૩) બાંધકામ, વગેરે માટેનું સારું કે સુંદર સ્થળ; a good or fine site.

**મોખરો**, (પુ.) સૌથી આગળ પડતું કે ઉચ્ચ સ્થાન; the foremost or highest position: (૨) આગળ પડતો ભાગ; the foremost or front part: (૩) બહાર પડતો ભાગ; a protruding part.

**મોગર**, (વિ.) છોડાં કાઢી નાખેલું (કઠોળ, વગેરે); husked (pulses, etc.).
**મોગરી**, (સ્ત્રી.) એક પ્રકારનું શાક, a kind of vegetable, a kind of radish.
**મોગરી**, (સ્ત્રી.) લાકડાની હથોડી; a mallet: **મોગરો**, (પું.) મોટી મોગરી.
**મોગરો**, (પું.) એક પ્રકારનુ ફૂલઝાડ કે એનું ફૂલ; the jasmine plant or flower: (૨) નાનો ઘૂમટ; a small dome: (૩) યંત્રોની ચાવી, વગેરેનો દટ્ટો; a knob: (૪) એક પ્રકારનું આભૂષણ; a kind of ornament: (૫) દીવાની વાટનો મથાળાનો બળી ગયેલો ભાગ; the burnt part on the top of a lamp-wick.
**મોગલાઈ, મુગલાઈ**, (સ્ત્રી.) મોગલોનાં રાજ્ય કે અમલ; the Mogul empire or rule: (૨) ભપકો, ઠાઠમાઠ; pomp, grandeur: (૩) આપખુદી; despotism: (૪) જુલમ, અરાજકતા; tyranny, anarchy.
**મોઘમ**, (વિ.) દ્વિઅર્થી, equivocal: (૨) અનિશ્ચિત,અસ્પષ્ટ; indefinite, vague (૩) નકામું, વ્યર્થ; useless: (૪) નિષ્ફળ; futile.
**મોઘવારી, મોઘાઈ, મોઘારત**, (સ્ત્રી.) જુઓ **મોંઘવારી, મોંઘાઈ, મોંઘારત.**
**મોઘું**, (વિ.) જુઓ **મોંઘું.**
**મોચક**, (વિ.) છોડાવનાર, મુક્ત કરનાર; liberating, freeing.
**મોચન**, (ન.) છોડાવવું કે મુક્ત કરવું તે; a freeing or liberating, liberation: (વિ.) જુઓ **મોચક.**
**મોચણ**, (સ્ત્રી.) મોચી જ્ઞાતિની સ્ત્રી; a female of the cobbler caste: (૨) મોચીની પત્ની; a cobbler's wife.
**મોચી**, (પુ.) જોડા, પગરખાં, વગેરે બનાવવાનો વ્યવસાયી; a cobbler: (૨) એ નામની જ્ઞાતિનો પુરુષ.
**મોજ**, (સ્ત્રી.) આનંદ, મનોરંજન; joy, delight, entertainment: (૨) ઇચ્છા, મરજી, choice, will.
**મોજડી**, (સ્ત્રી.) એક પ્રકારનું હળવું, કસબ જડેલું પગરખું; a kind of light, embroidered shoe.
**મોજણી**, (સ્ત્રી.) જમીનની માપણી; a survey of land: -દાર, (પું.) એવી માપણી કરનાર; a surveyor.
**મોજમજા**, (સ્ત્રી.) જુઓ **મોજ**: (૨) એશઆરામ, સુખચેન; luxury, comfort.
**મોજશોખ**, (પું.) એશઆરામ; luxury.
**મોજી, મોજીલું**, (વિ.) આનંદી; gay, mirthful: (૨) મનસ્વી; self willed: (૩) વિલાસી; voluptuous. [of water, etc.
**મોજું**, (ન.) પાણી, વગેરેનો તરંગ; a wave
**મોજું**, (ન.) સૂતર, ઊન, વગેરેનું બનેલું હાથ કે પગનું ઢાંકણ; a glove, a stocking.
**મોજૂદ**, (વિ.) અસ્તિત્વ ધરાવતું; existing: (૨) હાજર; present: (૩) તૈયાર; ready.
**મોજે**, (અ.) અમુક સ્થાને કે મુકામે; at.
**મોજો**, (પું.) પ્રચંડ તરંગ; a huge wave.
**મોઝાર**, (અ.) મધ્યે; amidst: (૨) અંદર, માં; in. [a package.
**મોટ**, (સ્ત્રી.) ગાંસડી, પોટલું; a bundle,
**મોટપ, મોટમ**, (સ્ત્રી.) જુઓ **મોટાઈ.**
**મોટપણું**, (ન.) જુઓ **મોટાઈ.** (૨) સરખામણીમાં મોટી ઉંમર; seniority in age.
**મોટાઈ**, (સ્ત્રી.) સરખામણીમાં મોટું કદ, વગેરે હોવું તે; bigness, largeness: (૨) ઔદાર્ય; generosity, large-heartedness: (૩) પ્રતિષ્ઠા; fame, reputation: (૪) મહત્ત્વ; importance: (૫) મહત્તા; greatness.
**મોટાશ**, (સ્ત્રી.) જુઓ **મોટાઈ.**
**મોટું**, (વિ.) સરખામણીમાં મોટા કદનું; large, big: (૨) પ્રતિષ્ઠિત; reputed: (૩) મહત્ત્વનું; important: (૪) મુખ્ય; chief, main: (૫) ઉદાર; generous: (૬) સરખામણીમાં મોટી ઉંમરનું; elder: (૭) પુખ્ત; mature, adult: **મોટેથી**, (અ.) મોટા અવાજે; loudly: **મોટેરું**, (વિ.) વડીલ; elder. (૨) મોટું.
**મોડ**, (પું.) એક પ્રકારની સુશોભિત પટ્ટા જેવી વસ્તુ જે સીઓ શુભ પ્રસંગે માથે

બાંધે છે; a kind of chaplet worn by women on an auspicious occasion: (૨) જવાબદારી; responsibility: (૩) બોજો, ભાર, burden: (૪) યશ; credit.

**મોડ,** (પું.) વળાંક; a curve, a turn: (૨) મિથ્યાભિમાન; undue pride: (૩) નખરાં; coquetry: (૪) જક્કીપણું, જીદ; obstinacy: (૫) રીત, ઢબ; manner, way, mode. [ભાંગવું, તોડવું; to break.

**મોડવું,** (સ. ક્રિ.) મરડવું; to twist (૨)

**મોડું,** (વિ.) (અ.) નિશ્ચિત સમય પછીનું; late, delayed: (ન.) વિલંબ, ઢીલ; delay.

**મોઢામોઢ,** (અ.) રૂબરૂ, ની હાજરીમાં; face to face, in the presence of.

**મોઢિયું,** (ન.) મથાળાનો ભાગ; the topmost part: (૨) યંત્રો, વગેરેનો મોઢા જેવો ભાગ, a mouth-like part of machines, etc.: (૩) પશુના મોં પર બાંધવાની જાળી; a muzzle.

**મોઢું,** (ન.) મુખ, મોં; the mouth.

**મોણ,** (ન.) મોવા માટેનો ચીકણો પદાર્થ-ઘી, તેલ, વગેરે; lubricant mixed with flour, ghee, oil, etc.

**મોત,** (ન.) મૃત્યુ, મરણ; death.

**મોતિયો,** (પુ.) એક પ્રકારનો આંખનો રોગ જેમાં કીકી પર પડ થાય છે; cataract, a kind of disease of the eye.

**મોતી,** (ન.) અમુક માછલીના કોટલામાંથી મળી આવતી એક મૂલ્યવાન વસ્તુ; a pearl.

**મોતીચૂર,** (પું.) એક પ્રકારનો દાણાદાર લાડુ; a kind of granular sweet-ball.

**મોતીજરો, મોતીઝરો,** (પું.) એક પ્રકારનો ચામડીનો રોગ, a kind of skin disease.

**મોદ,** (સ્ત્રી) એક પ્રકારની જાડી ચાદર, a kind of coarse bed-cover.

**મોદ,** (પુ.) આનંદ; joy, delight: **-ન,** (ન) મોદ: **-વું,** (અ. ક્રિ) આનંદ થવો, રાચવું; to be pleased or delighted.

**મોદક,** (પું.) લાડુ; a sweet-ball.

**મોદિયું,** (ન.) જુઓ **મોદ,** (સ્ત્રી.).

**મોદી,** (પું.) ખાનપાન માટે જરૂરી વસ્તુઓનો વેપારી; a grocer: **-ખાનું,** (ન) મોદીની દુકાન; a grocery, a provision-store: (૨) કોઠાર; a granary.

**મોબેદ,** (પું.) પારસીઓનો પુરોહિત; a priest of the Parsee community:

**મોભ,** (પું.) છાપરાના ટેકા માટેની વળી; a beam supporting a roof.

**મોભાદાર,** (વિ.) આબરૂદાર, ઉચ્ચ દરજ્જાનું, આદરપાત્ર; respected, having high status, respectable.

**મોભારિયું,** (ન.) છાપરાના મોભ ઉપરના મધ્યભાગને ઢાંકવાનાં મોટાં નળિયામાંનું એક; one of the big tiles covering the central part of a roof.

**મોભારો,** (પું.) **મોભિયું,** (ન.) જુઓ **મોભ.**

**મોયરું,** (ન.) જુઓ **માહ્યરું.**

**મોર,** (પું.) મયૂર; a peacock.

**મોર,** (પુ.) ફળઝાડની મંજરી; a streak of tender shoots or flowers.

**મોરચંગ,** (પું.) a kind of drum.

**મોરચો,** (પું.) લશ્કરનો મોખરાનો ભાગ; the front line of an army: (૨) બૂરજ પર તોપ રાખવાનો ભાગ; the part on the top of a fortress where cannons are kept.

**મોરથૂથુ,** (ન.) તાંબા અને ગંધકનો ઝેરી ક્ષાર જે ઔષધ તરીકે પણ વપરાય છે; blue vitriol, copper sulphate.

**મોરબ્બો,** (પું.) જુઓ **મુરબ્બો.**

**મોરમોર,** (વિ.) (અ.) મોમાં મૂકતાં જ નરમ અને છૂટું થઈ જાય એવું; becoming soft and easily mixed with saliva immediately after putting into the mouth.

**મોરલી,** (સ્ત્રી.) વાંસળી; a flute.

**મોરવણ,** (ન.) અખરામણ; a substance used for fermenting or curdling.

**મોરવવું**, (સ. ક્રિ.) આખરવું; to ferment, to curdle.
**મોરવું**, (અ. ક્રિ.) ઝાડને મંજરી કે મોર આવવાં; to flower, to blossom.
**મોરસ**, (સ્ત્રી.) દાણાદાર ખાંડ; granular sugar.
**મોરારિ**, (પું.) જુઓ **મુરારિ**.
**મોરિયો**, (પું.) એક પ્રકારનું ખડધાન; a kind of wild corn.
**મોરિયો**, (પું.) કુંજો, ચંબુ; a jug, an earthen pitcher.
**મોરી**, (સ્ત્રી.) ખાળ, ગંદા પાણીના નિકાલ માટેની નીક; a drain, a gutter.
**મોરું**, (ન.) શેતરંજનું મહોરું; a mate in the game of chess.
**મોરું**, (સ.) મારું; my, mine.
**મોલ**, (પું.) ખેતરનો ઊભો પાક; standing crops.
**મોલવી**, (પું.) જુઓ **મૌલવી**.
**મોવડી**, (વિ.) સૌથી આગળનું; foremost, of the front part: (પું.) નેતા, આગેવાન; a leader.
**મોવણ**, (ન.) જુઓ **મોણ**.
**મોવાળો**, (પું.) જુઓ **મુવાળો**.
**મોવું**, (સ. ક્રિ.) કરમોવવું; to lubricate flour with ghee, oil, etc.
**મોસમ**, (સ્ત્રી.) ઋતુ; season.
**મોસમી**, (વિ.) ઋતુનું; seasonal.
**મોસંબી**, (સ્ત્રી.) (ન.) લીંબુના વર્ગનું એક ફળ, a kind of fruit of the citrus class.
**મોસાળ**, (ન.) માતૃપક્ષનાં સગાંવહાલાં, માનું પિયર; the maternal side of relation; the house of mother's parents: **મોસાળિયું**, (ન.) મોસાળપક્ષનું સગું, a maternal relative: **મોસાળું**, (ન.) સીમંતિનીને માબાપ તરફથી મળતી ભેટો; gifts given by parents to their daughter at the occasion of her first pregnancy: (૨) ભાણેજોને લગ્ન, વગેરે પ્રસંગોએ મોસાળપક્ષ તરફથી મળતી ભેટો વગેરે; gifts given to daughter's sons or daughters by their maternal grand parents on the occasion of their marriage, etc.: (૩) એ પ્રસંગે ગવાતું ગીત; a song sung during that occasion: (૪) એ પ્રસંગે જતા સગાંવહાલાંનું સરઘસ; a procession of relatives going to attend such an occasion.
**મોહ**, (પું.) મુગ્ધ થવું તે, આસક્તિ, fascination, bewitchment: (૨) ભ્રમ, અજ્ઞાન; delusion, ignorance: (૩) બેશુદ્ધિ, મૂર્છા; unconsciousness, swoon: (૪) મમતા, પ્યાર; affection: (૫) ઊંઘ; sleep. **–કતા**, (સ્ત્રી.) મોહ પમાડવાનો કે ભ્રમિત કરવાનો ગુણ; the quality to fascinate or delude: **–જાળ**, (સ્ત્રી.) મોહની જાળ; the snare of fascination or delusion: **–ન**, (વિ.)
**મોહક**, (ન.) મોહ પામવો તે; the act of being fascinated or deluded: (૨) કામણ, વશીકરણ; a charm, enchantment, bewitchment: (પું.) ભગવાન શ્રીકૃષ્ણ; Lord Shri Krishna.
**મોહનકાર, મોહનથાળ**, (પું.) એક પ્રકારની મીઠાઈ; a kind of sweetmeat.
**મોહની**, (સ્ત્રી.) મોહ; fascination, affection: (૨) કામણ, વશીકરણ; enchantment, bewitchment, charm.
**મોહરમ**, (પું.) હિજરી સનનો પ્રથમ મહિનો, the first month of the Hijri era: (૨) એ મહિનાની બારમી તારીખે પળાતો શહાદતનો તહેવાર; the festival of martyrdom observed on the twelfth day of that month.
**મોહવું**, (અ. ક્રિ.) મોહિત થવું; to be fascinated or deluded: (સ. ક્રિ.) મોહિત કરવું; to fascinate, to delude.
**મોહિત**, (વિ.) મુગ્ધ, મોહ પામેલું, ભ્રમિત, fascinated, deluded.
**મોહિની**, (સ્ત્રી.) જુઓ **મોહની**: (૨) મોહક સ્ત્રી; a fascinating woman.

**મોળ,** (સ્ત્રી.) વાતપ્રકોપથી મોંમાં ફીકાશની લાગણી થાય છે તે; a kind of nausea resulting from gas trouble.

**મોળપ,** (સ્ત્રી.) (વાનીનુ) મોળાપણું; tastelessness of an eatable resulting from insufficient salt, chillies, etc.: (૨) ખામી, અશક્તિ; a shortcoming, a weakness.

**મોળવું,** (સ. ક્રિ.) શાક સમારવુ, to cut kitchen vegetables. [maternal.

**મોળાઈ, મોળાત,** (વિ.) મોસાળ પક્ષનું;

**મોળાશ,** (સ્ત્રી.) જુઓ **મોળપ.**

**મોળિયું,** (ન.) વસ્ત્રની બાય પર લગાડવાની કસબી પટ્ટી, a brocaded lace to be applied on a sleeve of a garment: (૨) કસબી સાફો; a long brocaded man's head-dress.

**મોળિયું,** (ન.) શોક પાળવા માટે પહેરાતો કાળો કે સફેદ સાલ્લો; a black or white sari worn during the period of mourning: (૨) મીઠા વિનાનો રોટલો, a saltless loaf.

**મોળું,** (વિ.) (વાની) મીઠું કે મરચું અપૂરતુ હોવાથી અરોચક કે સ્વાદરહિત; (of an eatable) unpalatable or tasteless because of insufficient salt or chillies: (૨) કસ વિનાનુ, ખામીવાળું, નબળું; stuffless, defective, weak: **–મચ,** (વિ.) તદ્દન મોળું.

**મોં,** (ન.) મુખ, મોઢું; the mouth: (૨) પ્રતિષ્ઠા, આબરૂ; repute, credit: (૩) લજ્જા; modesty.

**મોંઘવારી,** (સ્ત્રી.) જુઓ **મોંઘાઈ:** (૨) મોંઘાઈભથ્થુ; dearness allowance.

**મોંઘાઈ, મોંઘારત,** (સ્ત્રી.) ચીજવસ્તુની અછતથી વધારે મૂલ્ય ચૂકવવું પડે તે; dearness, high prices.

**મોંઘું,** (વિ.) અછત હોવાથી વધારે કીમતી; dear, high-priced because of scarcity: (૨) અતિશય વહાલું; extremely dear: (૩) દુષ્પ્રાપ્ય; rare, scarce: (૪) સ્વમાની; self-respecting: (૫) માનનીય; respectable: (૬) અહંભાવી; egoistic.

**મોંઅદલો, મોબદલો,** (પું.) વિશિષ્ટ કામગીરીનાં વળતર કે મહેનતાણું; remuneration: (૨) જમીનના સોદાની સરકારી દફતરે નોંધ કરાવવી તે; official registration of a land transaction.

**મોંમાર,** (વિ.) નીડર અને આખાબોલું; fearless and outspoken.

**મોંસૂઝણું,** (ન.) મળસ્કું, પરોઢ; the dawn, day-break.

**મૌક્તિક,** (ન.) મોતી; a pearl.

**મૌન,** (ન.) ઉચ્ચારણ ન કરવું તે; abstinence from speech, self-imposed dumbness: (૨) જુઓ **મૌનવ્રત:** (વિ.) અવાક્, ચૂપ, abstaining from speech, silent: **–ધારી, મૌની,** (વિ.) મૌનવ્રત પાળનારું: **–વ્રત,** (ન.) મૌન પાળવાનું વ્રત; the vow of abstaining from speech or observing silence. [bow.

**મૌર્વી,** (સ્ત્રી.) પણછ; the string of a

**મૌલવી,** (પું.) મુસ્લિમ વિદ્વાન; a learned Muslim: (૨) ઇસ્લામી કાયદાનો તજ્જ્ઞ; an expert in Islamic laws.

**મૌલા,** (પું.) માલિક, ધણી; an owner, a master, a lord.

**મૌલી,** (ન.) માથું; the head: (૨) મથાળું, ટોચ; the top: (૩) કલગી; a crest, a tuft.

**મૌલિક,** (વિ.) સૌ પ્રથમનું, અનુકરણરહિત, મૂળ, original: **–તા,** (સ્ત્રી.) originality.

**મ્યાન,** (ન.) તલવાર, ખંજર, વગેરે રાખવાનું ઘરું કે ખોખું; a scabbard.

**મ્યાનો,** (પું.) આરામપ્રદ પાલખી; comfortable palanquin.

**મ્લાન,** (વિ.) કરમાયેલું; withered: (૨) ખિન્ન, ઉદાસ; dejected, sad: (૩) નિસ્તેજ, feeble, dull.

**મ્લેચ્છ,** (પું.) આર્યોની દૃષ્ટિએ જંગલી

માણસ; a barbarian from the Aryan point of view.

## ય

**ય,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો છવ્વીસમો વ્યંજન; the twenty-sixth consonant of the Gujarati alphabet: (૨) ચાર અર્ધસ્વરોમાંનો એક, one of the four semi-vowels. [confidence.

**યકીન,** (પું.) ભરોસો, વિશ્વાસ; trust,

**યકૃત,** (ન.) કલેજું, કાળજું; the liver.

**યક્ષ,** (પું.) એક પ્રકારનો દેવ-ધનપતિ કુબેરનો નોકર; a kind of god-a servant of Kuber-the god of wealth.

**યક્ષ્મ, યક્ષ્મા,** (પુ.) ક્ષયરોગ; tuberculosis, consumption

**યજન,** (ન.) પૂજન; the act of worshipping: (૨) યજ્ઞ કરવો તે; the performance of a sacrifice.

**યજમાન,** (પુ.) યજ્ઞ કરનાર; a performer of a sacrifice: (૨) પુરોહિત, વગેરે પાસે ધાર્મિક વિધિઓ કરાવનાર, પરોણાગત કરનાર; a host: (૩) ઉત્તેજક, આશ્રયદાતા; a patron.

**યજવું,** (સ. ક્રિ.) પૂજા કરવી; to worship: (૨) યજ્ઞ કરવો; to perform a sacrifice.

**યજુર, યજુર્વેદ,** (પું.) ચાર વેદોમાંનો એક; one of the four Vedas.

**યજ્ઞ,** (પું.) કલ્યાણ માટેની એક વિધિયુક્ત ક્રિયા, a ceremonial performance of a sacrifice: (૨) લોકકલ્યાણ માટેનો આત્મભોગ; self sacrifice for public welfare: (૩) પરોપકાર; benevolence.

**યજ્ઞોપવીત,** (ન) જનોઈ, the sacred thread worn by Brahmins and high caste Hindus.

**યતિ, યતી,** (પું.) સંન્યાસી, તપસ્વી, an ascetic: (૨) આત્મસયમી પુરુષ; a self-controlled man: (સ્રી.) છંદ કે વાક્યનો વિરામ; a pause of a (poetic) metre or sentence.

**યતીમ,** (ન.) અનાથ બાળક; an orphan child: **-ખાનું,** (ન.) અનાથાશ્રમ; an orphanage.

**યત્ન,** (પું.) પ્રયાસ; an effort, an attempt: (૨) શ્રમ, મહેનત; exertion, labour.

**યત્ર,** (અ.) જ્યાં; where: **-તત્ર,** (અ.) દરેક ઠેકાણે, જ્યાં ત્યાં; everywhere.

**યથા,** (અ.) જે પ્રમાણે, જે રીતે; just as, as, in a particular manner or mode: **-ર્થ,** (વિ.) વાસ્તવિક, સાચું, ખરું; real, true, right, correct: (અ.) ખરી રીતે, વાસ્તવિક રીતે; really, correctly, truly: **-ર્થતા,** (સ્રી.) વાસ્તવિકતા, સાચાપણું, ખરાપણું; reality, truth, correctness: **-શક્તિ,** (અ.) શક્ય હોય ત્યાં સુધી, પોતાની શક્તિ અનુસાર; so far as possibly, to the extent of one's power or capacity.

**યદા,** (અ.) જ્યારે; when.

**યદિ,** (અ.) જો; if.

**યદ્યપિ,** (અ.) અગર જો, જો કે; although, even if, notwithstanding

**યમ,** (પું.) નિગ્રહ, આત્મસંયમ; restraint of the senses, self-control: (૨) મૃત્યુનો દેવ; the god of death.

**યમક,** (પું.) એક પ્રકારનો શબ્દાલંકાર; a kind of figure of speech: (૨) કાવ્ય, વગેરેનો પ્રાસ; rhythm of a poem, etc.

**યમદૂત,** (પું.) યમનો અનુચર, a servant of the god of death.

**યમલ,** (ન.) જોડકું; a couple, a pair.

**યમી,** (વિ.) (પુ.) આત્મસંયમી; a self-controlled man.

**યવ,** (પુ.) જવ; barley: (૨) શરીર પરનું જવના દાણા જેવું ચિહ્ન; a barley grain-like sign or mark on the body.

**યવન,** (પુ.) (જૂનો અર્થ) ગ્રીસનો રહેવાસી; a Greek: (૨) જુઓ મ્લેચ્છ.

**યવની,** (સ્ત્રી.) a Greek woman, a barbarian woman. [curtain.
**યવનિકા,** (સ્ત્રી.) જવનિકા, પડદો; a
**યશ,** (પું.) કીર્તિ; fame, credit: (૨) સિદ્ધિ, સફળતા; achievement, success: (૩) સદ્ભાગ્ય; good luck· **-સ્વી,** (વિ.) ભાગ્યશાળી, સફળ, કીર્તિમાન; lucky, successful, renowned. [staff.
**યષ્ટિ, યષ્ટી,** (સ્ત્રી.) લાકડી; a stick, a
**યંત્ર.** (ન.) સંચો; a machine: (૨) કોઈ પણ સંચા જેવાં રચના કે સાધન; any mechanical device or apparatus: (૩) જંતરમંતર, માદળિયું, વગેરે; a charm, an amulet. etc. **-વત્,** (અ) યંત્રની જેમ, ચોકસાઈથી, ફેરફાર વિના; mechanically, exactly, unchangingly· **-વિદ્યા,** (સ્ત્રી.) સંચાકામની વિદ્યા; the science of machines, mechanics.
**યંત્રિત,** (વિ) અંકુશિત, સુવ્યવસ્થિત, સુયોજિત; controlled, organised, well-planned. [ruby.
**યાકૂત,** (ન.) એક પ્રકારનું રત્ન, માણેક; a
**યાકૂતી,** (સ્ત્રી.) ભાંગ, ઘી, કીમતી વસાણાં, વગેરે યુક્ત જાતીય શક્તિ માટેનું ઔષધ; a sexual tonic made of hemp, ghee, precious spices, etc.
**યાગ,** (પુ.) જુઓ **યજ્ઞ** (૧)
**યાચક,** (પું.) ભિખારી, માગણ; a beggar, a mendicant: **યાચના,** (સ્ત્રી.) આજીજી, વિનંતી: an entreaty, a request: (૨) ભીખ; begging.
**યાજ્ઞિક,** (વિ.) યજ્ઞનું કે એને લગતું; of or pertaining to a ceremonial sacrifice: (૨) યજ્ઞનાં યજમાન કે પુરોહિત; a performer or a priest of a sacrifice.
**યાતના,** (સ્ત્રી.) પીડા, ઉપાધિ, કષ્ટ, દુઃખ; pain, suffering, trouble, misery.
**યાતાયાત,** (સ્ત્રી.) હેરફેર, અવરજવરનો વ્યવહાર; transport: (૨) જન્મમરણનું ચક્ર; the cycle of birth and death.
**યાત્રા,** (સ્ત્રી.) આત્મકલ્યાણ માટે તીર્થોના પ્રવાસે જવું તે, જાત્રા; a pilgrimage: **-ળુ,** (પુ.) જાત્રા કરનાર, a pilgrim: **યાત્રી,** (વિ.) (પું.) યાત્રાળુ
**યાદ,** (સ્ત્રી) સ્મૃતિ, સ્મરણ; remembrance, memory: (૨) નોંધ. યાદી. a note, a noting down: **-ગાર,** (વિ.) સ્મરણ કરાવે એવું; reminding, bringing to memory: (૨) સ્મરણમા રહે એવું, ભૂલી ન શકાય એવું; memorable: **-દાસ્ત, -દાસ્તી,** (સ્ત્રી.) સ્મરણશક્તિ, memory.
**યાદી,** (સ્ત્રી) નોંધ, ટાંચણ; a note, a noting down (૨) નોંધપોથી; a note-book, a list, a catalogue: (૩) જુઓ **યાદ** (૧).
**યાદૃશ,** (અ.) જેવું; as, like.
**યાન,** (ન.) વાહન; a vehicle: (૨) ગમન, પ્રવાસ; a going, a travel: (૩) આક્રમણ; an attack.
**યાને,** (અ) અથવા, બીજા શબ્દોમા વર્ણવતા; or, in other words.
**યામ,** (પું.) ત્રણ કલાકનો સમયગાળો, પ્રહર; a period of three hours.
**યામિની,** (સ્ત્રી) રાત્રિ; night. [south.
**યામ્ય,** (વિ.) દક્ષિણ દિશાનું; of the
**યાર,** (પું.) મિત્ર; a friend: (૨) આશક; a paramour: **યારી,** (સ્ત્રી.) મિત્રાચારી; friendship: (૨) પ્રેમ; affection, love: (૩) અયોગ્ય જાતીય સબંધ; illicit sexual relation (૪) કૃપા, અનુકૂળતા; favour: (૫) ટેકો, મદદ, support, help.
**યાલ, યાળ,** (સ્ત્રી.) કેશવાળી; mane.
**યાવત્,** (અ) જ્યાં સુધી; till.
**યાહોમ,** (અ.) મરણિયા યોદ્ધાઓનો પોકાર; a cry of desperate warriors.
**યાંત્રિક,** (વિ.) યંત્રનું કે એને લગતું; of or pertaining to machine: (૨) યંત્ર જેવું; machine-like.
**યુક્ત,** (વિ) જોડેલું કે જોડાયેલું, joined,

connected, united: (૨) યોગ્ય, જરૂરી, ઘટતું; proper, needful.

**યુક્તિ,** (સ્ત્રી.) કરામત, તદબીર; skill, tact, contrivance: (૨) લુચ્ચાઈ, પ્રપંચ; cunning, intrigue: (૩) યોજના; a scheme, a plan, a device: **–પ્રયુક્તિ,** (સ્ત્રી.) યુક્તાયુક્ત પ્રયાસો કરવા તે; good or bad efforts: **–બાજ,** (વિ.) ચાલાક, કરામતી, શોધક બુદ્ધિવાળું; clever, shrewd, skilful, inventive.

**યુગ,** (પું.) પુરાણોમાં વર્ણવેલા કાળના ચાર લાંબા વિભાગોમાંનો એક; one of the four long divisions of time described in the mythological literary works: (૨) જમાનો; an age, an era, the times: (૩) યુગ્મ, a pair, a couple: **–પ્રવર્તક,** (વિ.) (પું.) નવો યુગ સ્થાપનાર; the founder of a new age. **–લ,** (ન.) યુગ્મ, જોડું; a pair. couple.

**યુગ્મ, યુગ્મક,** (ન.) જોડું; a pair, a couple.

**યુત,** (વિ.) યુક્ત, જોડાયેલું; joined: (૨) યોગ્ય, લાયક; proper, worthy.

**યુતિ,** (સ્ત્રી.) મેળાપ, યોગ; union, conjunction: (૨) સંગમ; confluence.

**યુદ્ધ,** (ન) સંગ્રામ, લડાઈ; a war, a battle: (૨) મારામારી, ઝપાઝપી; a fight· (૩) ઝઘડો; ટંટો; a conflict.

**યુનાની,** (વિ) પ્રાચીન ગ્રીસનું કે એને લગતું; of or pertaining to ancient Greece: ·(૨) મુસ્લિમ પદ્ધતિનું (વૈદકશાસ્ત્ર); of the Muslim system (the science of medicines).

**યુવક,** (પું.) જુવાન પુરુષ; a youth, a young man.

**યુવતી,** (સ્ત્રી.) જુવાન સ્ત્રી; a young woman.

**યુવરાજ,** (પું.) પાટવી કુંવર; a crown prince.

**યુવરાજ્ઞી,** (સ્ત્રી.) પાટવી કુંવરની પત્ની; the wife of a crown prince.

**યુવા,** (પું.) યુવક, જુવાન; a youth: **–ન,** (વિ.) જુવાન, young: (પું.) યુવક; a youth: **–વસ્થા,** (સ્ત્રી.) જુવાની; youth.

**યૂકા,** (સ્ત્રી.) જૂ; a louse.

**યૂથ,** (ન.) ટોળું; a flock, a crowd.

**યોગ,** (પું.) યુતિ, મિલન, મેળાપ; conjunction, union: (૨) સંગમ, confluence: (૩) ઇલાજ, ઉપાય; a cure, an expedient, a way, means: (૪) આત્મા અને પરમાત્માના મિલનનું અર્થાત્ આધ્યાત્મિક સાધનાનું સાધન; means of uniting the soul with the Supreme Being, i.e. means of spiritual practice: (૫) મનોવ્યાપારનો અભાવ; absence of mental activities: (૬) જુઓ **યોગદર્શન:** (૭) પ્રસંગ, અવસર, અનુકૂળ તક; an event, an occasion, a favourable opportunity: (૮) વ્યુત્પત્તિ; derivation, etymology: **–ક્ષેમ,** (પુ.) (ન.) કલ્યાણ, આબાદી, સલામતી; welfare, prosperity, safety: **–દર્શન,** (ન.) પતંજલિનું યોગશાસ્ત્ર; Patanjali's treatise on philosophy: **–માયા,** (સ્ત્રી.) યોગની અસાધારણ શક્તિ; the extraordinary power of Yoga: (૨) પરમાત્માની સર્જનશક્તિ; the Supreme Being's creative power: (૩) દેવી દુર્ગા: **–શાસ્ત્ર,** (ન.) the Yoga philosophy: **–સૂત્ર,** (ન.) જુઓ **યોગદર્શન**

**યોગાનુયોગે,** (અ.) સંજોગવશાત; by chance, accidently.

**યોગિની,** (સ્ત્રી.) તાપસી; a female ascetic.

**યોગી,** (પું.) તપસ્વી; an ascetic.

**યોગ્ય,** (વિ.) લાયક, જરૂરી, ઘટતું, છાજતું; proper, needful, becoming: **–તા,** (સ્ત્રી.) લાયકાત, વગેરે, propriety, worth, merit, qualification

**યોજક,** (વિ.) (પું.) યોજના કરનાર; an organiser, a planner, a contriver.

**યોજન,** (પું.) આશરે આઠ માઈલ જેટલું અંતરનું માપ; a measure of distance of about eight miles.

**યોજના,** (સ્ત્રી.)વ્યવસ્થા, ગોઠવણ; management, organisation, arrangement: (૨) કોઈ પણ બાબતની અગાઉથી વ્યવસ્થિત રીતે તૈયારી કરવી તે; a plan.

**યોજવું,** (સ. ક્રિ) જોડવું, લગાડવું; to join, to attach: (૨) મેળાપ કરાવવો; to unite (૩) યોજના કરવી, to arrange, to organise, to plan: (૪) નીમવું; to appoint. [warrior, a soldier.

**યોદ્ધો, યોધ,** (પુ.) લડવૈયો, સૈનિક; a

**યોનિ, યોની,** (સ્ત્રી.) સ્ત્રીની જનનેંદ્રિય; a female's generative organ: (૨) ઉત્પત્તિસ્થાન, an origin, a source: (૩) જીવાત્માને મળતાં જુદાં જુદાં શરીર- દેવ, માનવ, પશુ, પક્ષી વગેરેનો પ્રકાર, a

**યૌવન,** (ન.) જુવાની; youth. [species.

## ર

**ર,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો સત્તાવીસમો વ્યંજન, the twenty-seventh consonant of the Gujarati alphabet: (૨) ચાર અર્ધસ્વરોમાંનો એક; one of the four semi-vowels.

**રકમ,** (સ્ત્રી) વસ્તુ, ચીજ; a thing, a commodity: (૨) મોટા પ્રમાણમાં નાણું; an amount. (૩) સંખ્યા, a number: (૪) ગણિતના કોયડાનું વિધાન; the statement of a mathematical problem.

**રકાબી, રકેબી,** (સ્ત્રી) એક પ્રકારનુ ગોળાકાર છીછરુ પાત્ર, a plate, a saucer.

**રક્ત,** (વિ.) લાલ, રાતું, red (૨) આસક્તિવાળું, attached to, fond of (ન.) લોહી, blood: **–કણ,**(પુ.)લોહીનો અણુ; a red corpuscle of blood: **–પાત,**(પું) લોહી વહેવડાવવું તે, હિંસા, ઘાત; bloodshedding, violence, killing **–પિત્ત,** (ન) કોઢ, leprosy: **–વાહિની,** (સ્ત્રી) રક્તાભિસરણ માટેની નસ; a blood-vessel **–સ્રાવ,** (પું.) કોઈ પણ રોગથી લોહી પડવું તે; flow of blood because of a disease.

**રક્ષક,** (વિ) (પું.) રક્ષણ કરતું કે કરનાર; protecting, guarding, a protector, a guardian: (૨) રખેવાળ, a guard.

**રક્ષણ,** (ન.) બચાવ, આશ્રય, પાલન; defence, protection, shelter: (૨) પાલન; nourishing: (૩) રખેવાળી; guarding, watchmanship, guardianship.

**રક્ષવું,** (સ ક્રિ.) રક્ષણ કરવું; to protect, to defend, to guard, to preserve.

**રક્ષા,** (સ્ત્રી) જુઓ **રક્ષણ:** (૨) રાખડી; an auspicious thread tied on the wrist as a protection against danger, evil, etc.: (૩) રાખ; ashes: **–બંધન,** (ન.) બળેવને દિવસે બહેન ભાઈના હાથે રાખડી બાંધે છે તે; a ceremony in which a sister ties an auspicious thread round her brother's wrist.

**રક્ષિત,** (વિ) રક્ષાયેલું; protected, defended, guarded (૨) કોઈ હેતુ માટે અલાયદું રખાયેલું; reserved.

**રખડપટ્ટી,** (સ્ત્રી) ભટકવું તે; wandering, roaming: (૨) નકામા આંટાફેરા; futile errands

**રખડવું,** (અ. ક્રિ.) ભટકવું, રઝળવું; to wander, to roam: (૨) રોજગારી, વગેરે માટે ભટકવું; to wander in search of employment: (૩) ધાર્યું કામ ન થવું; to fail in a desired undertaking.

**રખડાઉ,** (વિ.) જુઓ **રખડુ.**

**રખડુ, રખડેલ,** (વિ.) ભટકતું, રઝળતું; roaming, wandering: (૨) હરાયું (ઢોર, વગેરે); ownerless (cattle, etc.).

**રખપત,** (સ્ત્રી.) આબરૂ કે શાખની રક્ષા; protection of reputation or credit: (૨) છાજતાં સંબંધ કે વ્યવહાર; fitting relations or dealings.

**રખરખ,** (ન.) તલસાટ, તલપવું તે; hanker-

ing: (૨) માંદગીથી થતી બેચેની; uneasiness caused by sickness: –વું, (અ.ક્રિ.) તલસવું, તલપવું; to hanker: (૨) માંદગીથી બેચેન થવું; to become uneasy because of sickness.

**રખવાળ,** (પુ.) જુઓ **રખેવાળ.**

**રખાત,** (સ્ત્રી.) પરણ્યા વિના પત્ની તરીકે રહેતી સ્ત્રી; a mistress, an illicit wife.

**રખાપત,** (સ્ત્રી.) જુઓ **રખપત.**

**રખે, રખેને,** (અ.) કદાચ, સંજોગવશાત્; perhaps, by chance: (૨) અમુક ભયથી પ્રેરાઈને; for fear that, lest.

**રખેવાળ,** (પું.) રક્ષક; a protector: (૨) વાલી, પાલક, a guardian: (૩) ચોકીદાર; a guard, a watchman: **રખવાળી,** (સ્ત્રી.)

**રખેવાળું,** (ન.) રક્ષણ, પાલન; protection, guarding: (૨) ચોકી; guarding, watchmanship: (૩) ચોકીદાર, વગેરેનું મહેનતાણું. remuneration of a watchman, etc.

**રખો, રખોપો, રખોપિયો,** (પું.) ગામ કે ખેતરનો ચોકીદાર; a watchman of a village or farm.

**રખ્યા,** (સ્ત્રી.) રાખ; ashes.

**રગ,** (સ્ત્રી.) નસ; a vein: (૨) ગુપ્ત હેતુ; a secret intention: (૩) માનસિક વલણ, inclination.

**રગડ,** (સ્ત્રી.) ઘૂંટવું કે રગડવું તે, a pounding of a viscous substance, rubbing: (૨) માલિસ; massage: –**દગડ,** (અ.) ઢંગધડા વિના, જેમ તેમ; in a disorderly way: –**પટ્ટી,** (સ્ત્રી.) હેરાન કરવું કે ખૂબ શ્રમ કરાવવો તે, to trouble, to cause to work hard.

**રગડવું,** (સ. ક્રિ.) ઘૂંટવું, to pound a viscous substance: (૨) ચોળવું, માલિસ કરવું, to rub, to massage: (૩) હેરાન કરવું; to trouble: (૪) ખૂબ શ્રમ કરાવવો; to cause to work hard

**રગડો,** (પું.) ઘટ્ટ પ્રવાહી પદાર્થ; a viscous substance: (૨) પ્રવાહીને તળિયે જામતો કચરો; dregs, sediment: (૩) ગીચ ટોળું; a dense crowd: (૪) ઝઘડો, પ્રપંચ; a quarrel, intrigue.

**રગતપીતિયું,** (વિ.) રક્તપિત્તનું રોગી, suffering from leprosy.

**રગદોળવું,** (સ. ક્રિ.) કાદવ કે ધૂળમાં રગડવું; to roll in mud or dust. (૨) કાદવ કે ધૂળથી ખરડવું; to smear with mud or dust: (૩) જુઓ **રગડવું**:(૩) અને (૪).

**રગરગ,** (સ્ત્રી.) આજીજી, કાલાવાલા; entreaty: –**વું,** (અ. ક્રિ.) કાલાવાલા કરવા, to entreat: (૨) વારંવાર ખોટાં વચન આપી નિરાશ કરવું; to disappoint repeatedly by giving false promises: (૩) જુઓ **રગડવું** (૩) અને (૪).

**રગશિયું,** (વિ.) ધીમું અને કંટાળાજનક; slow and tedious: (૨) સુસ્ત; dull.

**રગિયું, રંગીલું,** (વિ.) જક્કી; obstinate: (૨) સ્વેચ્છાચારી; self-willed.

**રઘવાટ,** (પું.) બાવરાપણું, ઓચિંતો ગભરાટ; sudden confusion of the mind, sudden bewilderment, panic: **રઘવાટિયું,** (વિ.) **રઘવાયું,** (વિ.) બાવરું; panicky, suddenly bewildered

**રચના,** (સ્ત્રી.) નિર્માણ, સર્જન; construction, composition, making: (૨) વ્યવસ્થા, ગોઠવણ, arrangement: –**ત્મક,** (વિ.) નવી, પ્રગતિકારક રચનાનું કે એને લગતું; constructive.

**રચયિતા,** (પુ.) નિર્માણ કરનાર, સર્જક; a maker, a constructor, a composer.

**રચવું,** (સ ક્રિ.) બનાવવું, નિર્માણ કરવું; to make, to construct, to compose.

**રચ્યુંપચ્યું,** (વિ.) તલ્લીન, રત; absorbed or engrossed in.

**રજ,** (સ્ત્રી) અણુ; a molecule: (૨) સૂક્ષ્મ કણ; a particle: (૩) કસ્તર; a particle of dust, etc: (૪) સ્ત્રીએ રજસ્વલા થવું તે; menses: (વિ.) જરાક, થોડું; a little.

**રજક**, (પું.) ધોબી; a washerman.
**રજકણ**, (સ્ત્રી.) (પુ.) કસ્તર, ધૂળનો સૂક્ષ્મ કણ; a particle of dust. [of grass.
**રજકો**, (પુ.) એક પ્રકારનું ઘાસ; a kind
**રજત**, (વિ.) રૂપાનું, of silver: (૨) રૂપેરી; silvery, white: (ન.) રૂપું; silver: **–મહોત્સવ**, (પું.) શુભ પ્રસંગ કે બાબતનાં પચીસ વર્ષ પૂરાં થતાં ઊજવાતો ઉત્સવ; a silver jubilee.
**રજનિ, રજની**, (સ્ત્રી.) રાત્રિ, night.
**રજપૂત**, (પું.) રજપૂતાનાના રાજવંશી વર્ગનો પુરુષ; a man of the royal class of Rajputana.
**રજપૂતાઈ**, (સ્ત્રી.) રજપૂતના ગુણ, વગેરે; the qualities of a Rajput: (૨) બહાદુરી શૌર્ય, વગેરે; bravery, chivalry, etc : **રજપૂતાણી**, (સ્ત્રી.) રજપૂત સ્ત્રી, a Rajput woman.
**રજવાડી**, (વિ.) રાજા કે દેશી રાજ્યને લગતું; royal, pertaining to a native state: **રજવાડું**, (ન.) નાનું દેશી રાજ્ય; a small native state: **રજવાડો**, (પું.) દેશી રાજ્ય; a native state: (૨) રાજાનો મહેલ. a king's palace. [રજ.
**રજસ**, (પુ.) જુઓ **રજોગુણ**: (૨) જુઓ
**રજસ્વલા, રજસ્વળા**, (સ્ત્રી.) માસિક અટકાવમા આવેલી સ્ત્રી, a woman in menses.
**રજા**, (સ્ત્રી.) પરવાનગી, છૂટ, permission, leave: (૨) સંમતિ; consent: (૩) છુટ્ટી; holiday: (૪) બરતરફી, dismissal.
**રજાઈ**,(સ્ત્રી.)ઓઢવાની હલકી ગોદડી; a quilt.
**રજાકજા**, (સ્ત્રી.) બીમારી; sickness: (૨) આકસ્મિક ઉપાધિ કે આફત; an unexpected trouble: (૩) મૃત્યુ; death.
**રજાચિઠ્ઠી**, (સ્ત્રી.) લેખિત પરવાનગી, a permit, a written permission.
**રજી**, (સ્ત્રી.) રેતી; sand.
**રજૂ**, (વિ.) (કોઈની) સમક્ષ મૂકેલું કે હાજર કરેલું; placed or presented before (someone): **–આત**, (સ્ત્રી.) એવી ક્રિયા; presentation, submitting.
**રજોગુણ**, (પું.) પાર્થિવ પ્રવૃત્તિઓના કારણરૂપ, પ્રકૃતિના ત્રણ મૂળ ગુણોમાંનો બીજો; the second of the three fundamental qualities of Nature which is the cause of worldly activities: (૨) ક્રોધ, અભિમાન, અહંભાવ, લોભ, પરિગ્રહ, વાસના, વગેરે; anger, egoism, greed, covetousness, hoarding, passion, etc: **રજોગુણી**, (વિ.) રજોગુણવાળું, પાર્થિવ પ્રવૃત્તિઓમાં રચ્યુંપચ્યું, ક્રોધી લોભી વગેરે; engrossed in worldly activities, hot-tempered, greedy, covetous, etc.
**રજોટી**, (સ્ત્રી.) ઝીણી ધૂળ; fine dust
**રજોણો. રજોયણો**, (પું.) જૈન સાધુઓ રાખે છે તે ઊનના દોરાની પૂંજણી; a woollen brush or broom kept by Jain ascetics.
**રજોદર્શન**, (ન) સ્ત્રીનું પ્રથમ વાર રજસ્વલા થવું તે, a woman's first menses.
**રજ્જુ**, (સ્ત્રી.) દોરડું; a rope: (૨) દોરી; a string. [પટ્ટી.
**રઝળપટ્ટી, રઝળપાટ**, (સ્ત્રી.) જુઓ **રખડ-**
**રઝળવું**, (અ. ક્રિ.) જુઓ **રખડવું**
**રટણ**, (ન.) **રટણા**, (સ્ત્રી) **રટન**, (ન.) **રટના**, (સ્ત્રી.) રટવુ તે, જુઓ **રટવું**.
**રટવું**, (સ ક્રિ.) એકની એક બાબત વારવાર યાદ કરવી કે બોલવી, to remember or speak about the same thing repeatedly. [weep frequently.
**રડકણ, રડકણું**, (વિ) રોતલ, apt to
**રડબડવું**, (અ ક્રિ.) જુઓ **રખડવું**.
**રડવડ**, (સ્ત્રી.) જુઓ **રખડપટ્ટી**· **-વું**, (અ ક્રિ.) જુઓ **રખડવું**.
**રડવું**, (અ ક્રિ.) રોવું, રુદન કરવું, to weep: (૨) કોઈના મૃત્યુ માટે શોક વ્યક્ત કરવો; to mourn someone's death: (૩) શોક થવો; to grieve: (સ. ક્રિ.) રોતાં રોતાં આપવીતી કહેવી; to narrate one's own tragic tale with tears

in the eyes: રડવું, (અ. ક્રિ.) ગબડી જવું; to tumble down.

**રડાકૂટ,** (સ્ત્રી.) **રડાકુટો,** (પું.) રડવું, કૂટવું તે; weeping or beating the breast: (૨) શોક, વિલાપ; mourning, lamentation, wailing: (૩) નિષ્ફળ પરિશ્રમ, કે પ્રયત્નો; futile labour or efforts.

**રડારોળ,** (સ્ત્રી.) રુદન, વિલાપ, શોક; weeping, lamentation, mourning.

**રડ્યુંખડ્યું,** (વિ.) ભાગ્યે કોઈ એક; hardly any one: (૨) સાથીઓથી વિખૂટું પડેલું, separated from companions: (૩) ભૂલું પડેલું; strayed.

**રઢ,** (સ્ત્રી.) તાન, તાલાવેલી, લગની; an intense whim or attachment, an addiction: (૨) દુરાગ્રહ, હઠ; persistence, obstinacy.

**રઢિયાળું,** (વિ.) મોહક, સુંદર, fascinating, beautiful.

**રણ,** (ન.) વેરાન, રેતાળ પ્રદેશ; a desert.

**રણ,** (ન.) લડાઈ, યુદ્ધ; a battle: (૨) યુદ્ધમેદાન, a battle-field.

**રણકવું,** (અ. ક્રિ) રણકારો થવો કે કરવો; to tinkle, to occur or create a pleasant metallic sound: (૨) (ઢોરનું) ભાંભરવું; to bellow.

**રણકાર, રણકારો, રણકો,** (પું.) ધાતુ અથડાવાથી કે ધાતુ પર પ્રહાર કરવાથી થતો (મધુર) અવાજ, a tinkle, a (pleasant) metallic sound.

**રણક્ષેત્ર,** (ન.) યુદ્ધભૂમિ: a battle-field.

**રણગાડી,** (સ્ત્રી.) આધુનિક યુદ્ધોમાં વપરાતી, મજબૂત, મોટા કદની, વિનાશક યાંત્રિક ગાડી: a (battle) tank.

**રણગીત,** (ન.) યુદ્ધનું ગીત; a war-song.

**રણછોડ,** (પું.) ભગવાન શ્રીકૃષ્ણ; Lord Shri Krishna.

**રણજિત,** (વિ.) યુદ્ધ જીતનાર; victorious in a battle.

**રણઝણવું,** (અ. ક્રિ) સતત રણકારા થવા, ઝણઝણવું; to tinkle repeatedly.

**રણધીર, રણધીરું,** (વિ.) યુદ્ધભૂમિ પર સ્વસ્થ અને અડગ; cool, collected and unmoved on a battle-field.

**રણબંકો,** (વિ.) (પું.) યુદ્ધભૂમિ પર બહાદુરીથી લડનાર; a brave warrior.

**રણભૂમિ, રણભૂમી,** (સ્ત્રી.) જુઓ **રણક્ષેત્ર.**

**રણવાટ,** (સ્ત્રી.) યુદ્ધભૂમિનો રસ્તો; a way or road to a battle-field: (૨) બહારવટું; outlawry.

**રણવાસ,** (પું.) અંતઃપુર; a harem

**રણશિંગું,** (ન.) યુદ્ધસમયે વગાડવાનું ભૂંગળ જેવું વાદ્ય; a bugle, a war-trumpet.

**રણશૂર, રણશૂરું,** (વિ.) યુદ્ધભૂમિ પર બહાદુરીથી લડનારું, શૌર્યવાન; brave on a battle-field, chivalrous.

**રણસંગ્રામ,** (પું.) મોટું, ભયંકર યુદ્ધ; a great tremendous battle: (૨) જુઓ **રણક્ષેત્ર.**

**રણહાક,** (સ્ત્રી.) યુદ્ધમાં જોડાવાની હાકલ, યોદ્ધાઓને ઉત્તેજિત કરવાની હાકલ; a war-cry.

**રણાંગણ,** (ન.) જુઓ **રણક્ષેત્ર.**

**રણિયું, રણી,** (વિ.) ઋણી, દેવાદાર; burdened with an obligation or debt, indebted.

**રત,** (વિ.) તલ્લીન, આસક્ત; absorbed or engrossed in, captivated by.

**રતન,** (ન.) જુઓ **રત્ન:** (૨) આંખની કીકી; the pupil of the eye.

**રતનજોત,** (સ્ત્રી) એક પ્રકારની ઔષધ તરીકે વપરાતી વનસ્પતિ; a kind of herb.

**રતલ,** (પું.) આશરે ઓગણચાળીસ તોલાનું વજનનું માપ; a measure of weight equal to about thirty-nine tolas, a pound: **રતલી,** (વિ.) અમુક રતલ વજનનું; weighing certain pounds.

**રતવા,** (પું.) એક પ્રકારનો ચામડીનો રોગ; a kind of skin disease

**રતાશ,** (સ્ત્રી.) લાલાશ; redness

**રતાળુ,** (ન.) એક પ્રકારનો ખાદ્ય કંદ; yam.

**રતાંજલી, રતાંદલી, રતાંજળી, રતાંદળી,** (સ્ત્રી.) લાલ સૂખડ; red sandal-wood.

**રતાંધળું**, (વિ.) રાત્રે આંધળું; night-blind.
**રતિ**, (સ્ત્રી) હેત, અનુરાગ; affection: (૨) આસક્તિ; strong affinity, fondness: (૩) આનંદ; pleasure, joy: (૪) જાતીય સુખ, જાતીય સંભોગ; sexual pleasure, sexual intercourse: (૫) કામદેવની પત્ની; wife of Cupid.
**રતી**, (સ્ત્રી.) ચોખાના છ દાણા જેટલું વજન; a measure of weight equal to six grains of rice: **–પૂર**, **–ભાર**, (વિ.) એટલા વજનનું: (૨) જરાક, a little.
**રતુંબડું**, **રતૂમડું**, (વિ.) જરાક રાતું, slightly reddish.
**રત્ન**, (ન) અત્યંત કીમતી પથ્થર; a highly precious stone, a gem: (૨) કોઈ વર્ગની ઉત્તમ વસ્તુ; the best thing of a class: (૩) અસાધારણ વસ્તુ કે વ્યક્તિ; an extraordinary thing or person.
**રત્નમાલા**, **રત્નમાળા**, (સ્ત્રી.) રત્નોના હાર કે માળા, a jewel-necklace.
**રત્નાકર**, (પુ) રત્નોની ખાણ તરીકે સમુદ્ર; the sea as the mine of jewels
**રથ**, (પું.) એક પ્રકારનું ઘોડાથી ખેંચાતું સુંદર છત્રવાળું વાહન, a chariot: (૨) યુદ્ધભૂમિ પર વપરાતું એવું વાહન; a war-chariot.
**રથ્યા**, (સ્ત્રી.) રસ્તો, શેરી; a road, a street (૨) મુખ્ય રસ્તો, a main-road.
**રદ**, (વિ) નામંજૂર, અમાન્ય, બાતલ કરેલું; unaccepted, unrecognised, cancelled, annulled: (૨) બિનઅમલી; out of vogue: (૩) નકામું; useless.
**રદન**, (પું.) દાંત, a tooth.
**રદિયો**, (પું) વિરોધીના વિધાન કે દલીલનું ખંડન કરતો વળતો જવાબ; a rejoinder, a refutation.
**રદ્દી**, (વિ.) નકામું; useless. (સ્ત્રી) નકામા કાગળ, વગેરે, scrap papers, etc., useless remains
**રન્નાદે**, (સ્ત્રી.) સૂર્યની પત્ની; the sun's wife: (૨) લગ્ન, વગેરે પ્રસંગે દેવીનું જવારા વાવીને સ્થાપન કરે છે તે; the goddess symbolised by corn-grass during auspicious events such as marriages, etc.
**રપાટી**, (સ્ત્રી.) **રપાટો**, (પુ) આંટો, ફેરો; an errand, a walk or run for specific work: (૨) કંટાળાજનક મજલ; a tedious journey on foot: (૩) નકામી રખડપટ્ટી; useless wandering: (૪) ખૂબ શ્રમ કરાવી હેરાન કરવું તે; the act of troubling by excessive hard work.
**રપેટવું**, (સ. ક્રિ) જુઓ **તગડવું**.
**રપેટી**, (સ્ત્રી.) **રપાટો**, (પુ.) જુઓ **રપાટી**.
**રફતે રફતે**, (અ.) ધીમે ધીમે, થોડે થોડે; slowly, by degrees.
**રફુ**, (વિ) નાસી છૂટેલું, પલાયન થયેલું; absconded, secretly escaped or run away: **–ચક્કર**, (વિ) રફુ.
**રફૂ**, (પું) તુણવાની ક્રિયા; darning. **–ગર**, (પુ.) એનો કારીગર; a darner.
**રફેદફે**, (અ) (વિ.) ઢંગધડા વિના; in a disorderly way: (૨) પાયમાલ થાય એ રીતે, ruinously, destructively.
**રબ**, (પું) પરમાત્મા, ઈશ્વર; the Almighty God.
**રબડી**, (સ્ત્રી.) બાસુંદી; a preparation of boiled thick milk-cream and sugar.
**રબર**, (ન)એક પ્રકારના વૃક્ષના રસમાંથી બનતો, અનેક રીતે ઉપયોગી લચીક પદાર્થ; rubber.
**રબાબ**, (ન.) એક પ્રકારનું તંતુવાદ્ય; a kind of stringed musical instrument.
**રબારી**, (પુ.) ભરવાડ; a shepherd.
**રબી**, (પું.) જુઓ **રવી**.
**રબ્બર**, (ન.) જુઓ **રબર**.
**રમકઝમક**, (સ્ત્રી.) નૂપુરનો તાલબદ્ધ અવાજ થાય એવી રીતે ચાલવું કે નાચવું, walking or dancing with the rhythmic sounds of the small balls of anklets: (અ.) એવા અવાજ સાથે; with such sound
**રમકડું**, (ન.) બાળકનું મનોરંજન કરે એવી

રમવાની વસ્તુ; a toy, a plaything: (૨) વિનોદી માણસ; a jolly person.

**રમખાણ,** (ન.) આફત, હોનારત; trouble, destruction: (૨) હિંસક કજિયો, a violent strife: (૩) હિંસક તોફાન; a riot.

**રમચી,** (સ્ત્રી.) એક પ્રકારની લાલ માટી, સોનાગેરુ; a kind of red clay.

**રમઝાન,** (પું.) હીજરી સનનો નવમો અને પવિત્ર માસ; the ninth and the holy month of the Hijri era

**રમઝટ,** (સ્ત્રી.) (નૃત્ય, વગેરે) પરાકાષ્ઠા અને અતિશય ઝડપી ગતિ, (dancing, etc.) climax and highest tempo.

**રમઝમ,** (સ્ત્રી.) નૂપુર, વગેરેનો તાલબદ્ધ અવાજ, rhythmic sound of the small balls of anklets: (અ) એવા અવાજથી.

**રમણ,** (પું.) પ્રિય પુરુષ, પ્રેમી કાંત, a lover: (૨) પતિ, husband: (ન.) મનોરંજન, આનંદપ્રમોદ, merry-making, entertainment, sport (૩) સંવનન, ભોગવિલાસ; wooing, sexual pleasure.

**રમણુઝારું,** (ન) માટીનું જાડું ઢાંકણું, a thick earthen lid or cover of a water-pot.

**રમણભમણ,** (અ.) ઢંગધડા વિનાનું; disorderly: (૨) વેરણછેરણ, scattered in a disorderly way.

**રમણા, રમણી,** (સ્ત્રી) સુંદર, આકર્ષક સ્ત્રી, a beautiful and attractive woman: (૨) નારી, સ્ત્રી; a woman.

**રમણીક, રમણીય,** (વિ.) સુંદર; આનંદપ્રદ; beautiful, pleasing, delightful: (૨) આકર્ષક, મનોહર, fascinating, charming. **રમણીયતા,** (સ્ત્રી.) સૌંદર્ય, વગેરે, beauty, charmingness, etc.

**રમત,** (સ્ત્રી) ક્રીડા, ખેલ, મનોરંજક પ્રવૃત્તિ; game, sport, entertaining activity or performance. (૨) આનંદપ્રમોદ, વિનોદ; amusement: (૩) યુક્તિ, પેચ, વ્યૂહ; a trick, a stratagem: **–ગમત,** (સ્ત્રી) ખેલ, ક્રીડા, વગેરે મનોરંજક પ્રવૃત્તિઓ; games and sports, amusement: **–વાત,** (સ્ત્રી.) સહેલ પ્રવૃત્તિ કે કામગીરી; an easy activity or undertaking: **રમતારામ,** (પું) રખડુ જીવન જીવનાર, a homeless wanderer.

**રમતિયાળ, રમતીલું,** (વિ.) આનંદી, વિનોદી; gay, joyful, playful, clownish: **રમતું,** (વિ) 'રમવું'નું વ.કૃ.: (૨) મુક્ત, બંધનરહિત, free, unrestricted, bondless: (૨) ઢીલું; loose: (૩) ખુલ્લું, મોકળું, તંગ કે ચપોચપ ન હોય એવું; loose, not tight.

**રમરમવું,** (અ. ક્રિ.) રણકારો થવો કે કરવો: to jingle, to tinkle: (૨) જીભ પર ચચરાટ થવો કે કરવો, to occur or produce a biting sensation on the tongue.

**રમરમાવવું,** (સ. ક્રિ.) ખૂબ મારવું; to beat heavily.

**રમલ,** (પું) પાસાના અંકોની ગણતરીથી ભવિષ્ય ભાખવાની વિદ્યા; the art of predicting by calculating the figures of dice.

**રમવું,** (અ. ક્રિ) ખેલવું; to play, to sport: (૨) ઉપભોગ કરવો, માણવું, to enjoy: (૩) વિલાસ માણવો, ક્રીડા કરવી; to enjoy sexual happiness: (૪) નાટક, વગેરેમાં ભૂમિકા ભજવવી, to play a role in a drama, etc. (૫) લાડ કરવા to fondle, to caress: (૬) ભટકવું, લટાર મારવી, to wander, to stroll.

**રમા,** (સ્ત્રી) સુંદર સ્ત્રી; a beautiful woman: (૨) પત્ની; wife: (૩) લક્ષ્મીદેવી; Laxmi, the goddess of wealth. **–કાંત,–નાથ,–પતિ,**(પું)ભગવાન શ્રી વિષ્ણુ.

**રમૂજ,** (સ્ત્રી) હસાવે એવાં ગમ્મત કે બાબત, a humorous sport or affair: (૨) વિનોદ; humour, fun: (૩) મશ્કરી, jest: **રમૂજી,** (વિ.) વિનોદી, મશ્કરું, humorous, witty, clownish.

**રમેશ,** (પું.) જુઓ **રમાકાંત.**

**રમ્ય,** (વિ) જુઓ **રમણીક, રમણીય.**
**રયણ, રયણી, રયની,** (સ્ત્રી.) રાત્રિ; night.
**રવ,** (પુ.) અવાજ; sound, voice, noise.
**રવઈ,** (સ્ત્રી.) વલોણાનો દાંડો કે વાંસ; a churning stick.
**રવડવું,** (અ. ક્રિ.) જુઓ **રખડવું.**
**રવરવવું,** (અ. ક્રિ.) જીભ પર ચચરાટ થવો કે કરવો; to occur or produce a biting sensation on the tongue: (૨) બૂમ પાડવી; to shout: (૩) ઘોંઘાટ કરવો; to make noise: **રવરવાટ,** (પું.) ચચરાટ, ઇ.
**રવાનગી,** (સ્ત્રી.) પ્રયાણ, પ્રસ્થાન; a going away, a departure: (૨) વિદાયગીરી; a sending-off, a good-bye: (૩) નિકાસ; export, despatch.
**રવાના,** (વિ.) મોકલેલું, નિકાસ કરેલું, વિદાય કરેલું, despatched, exported, sent off.
**રવાલ,** (સ્ત્રી) ઘોડાની તાલબદ્ધ ચાલ; rhythmic gait of a horse.
**રવિ,** (પું.) સૂર્ય, the sun: (૨) રવિવાર; Sunday: **-વાર,** (પું.) Sunday.
**રવી,** (વિ.) (પું.) શિયાળુ પાક; a winter-crop.
**રવેશ,** (પુ.) ઝરૂખો; a balcony: (૨) રૂઢિ, રિવાજ; a tradition, a custom: **રવેશી,** (સ્ત્રી) ઝરૂખાની નીચેનો ભાગ; the part below a balcony.
**રવૈયું,** (ન.) કુમળું રીંગણું; tender brinjal.
**રવૈયો,** (પું.) મોટી રવઈ; જુઓ **રવઈ.**
**રવૈયો,** (પું.) રિવાજ, શિરસ્તો, રૂઢિ, a custom, a rule, a usage, a tradition.
**રવો,** (પુ) ઘઉં, વગેરેનો દાણાદાર લોટ; granular flour of wheat, etc.: (૨) ગાળેલી ધાતુનો દાણો, a grain of melted metal: (૩) ગોળના જથ્થાની ગોળાકાર ગાંઠ; a circular big lump or heap of jaggery.
**રશ્મિ,** (પુ.) (ન) કિરણ, a beam, a ray (૨) લગામ; a rein: (૩) રાશ, લાંબું દોરડું; a long rope.
**રસ,** (પુ.) ખાદ્યપદાર્થના મધુર, ખારો, વગેરે ૭ ગુણોમાંનો એક; one of the six qualities (tastes) such as sweet, saline, etc. of eatables: (૨) સ્વાદ; taste: (૩) માધુર્ય; sweetness: (૪) શરીરની સાત ધાતુઓમાંની પ્રથમ; the first of the seven chief substances of the body: (૫) કાવ્યના નવ ભાવમાંનો કોઈ એક; one of the nine poetic sentiments: (૬) આનંદ, પ્રેમ, લાગણી; delight, affection, sentiment: (૭) આસક્તિ; fondness: (૮) કોઈ પણ મધુર કે રોચક પ્રવાહી; juice: (૯) ફળ કે વનસ્પતિનું પ્રવાહી સત્ત્વ; liquid extract of fruits, etc, fruit juice: (૧૦) સત્ત્વ, સાર; extract, cream: (૧૧) નફો, લાભ; profit, gain: (૧૨) પ્રવાહી સ્વરૂપમાં ધાતુ; metal in liquid state: (૧૩) પારો, mercury: (૧૪) પારાના મિશ્રણવાળું ઔષધ; a medicine containing mercury: (૧૫) મમત, જક; insistence obstinacy: (૧૬) વિકૃત પ્રવાહીથી થતો સોજો, a swelling of the body caused by deformed liquid: (૧૭) સ્વાર્થ, મતલબ; self-interest: **-કસ,** (પું.) સત્ત્વ, સાર, કસ; essence, extract, real stuff. (૨) ફળદ્રુપતા; fertility: **-ગુલ્લું,** (ન.) એક પ્રકારની બંગાળી મીઠાઈ; a kind of Bengali sweetmeat: **-જ્ઞ,** (વિ.) (પું.) રસ માણનાર કે એનું યોગ્ય મૂલ્યાંકન કરનાર; appreciative, appreciator, a critic. (૨) કીમિયાગર કે રસશાસ્ત્રનો નિષ્ણાત વૈદ્ય; an alchemist, a physician well-versed in medicines containing mercury: **-ભેર,** (અ.) ઉમંગથી; enthusiastically, with keen interest.
**રસનેન્દ્રિય,** (સ્ત્રી.) જીભ; the tongue
**રસમ,** (સ્ત્રી) રવૈયો, રિવાજ, રૂઢિ, a custom, a tradition, a rule
**રસમય,** (વિ.) રસથી ભરપૂર; full of juice: (૨) અત્યંત રોચક કે મનોરંજક;

highly interesting or entertaining.

**રસવું**, (સ. ક્રિ.) ઓપ ચડાવવો, to polish, to gild: (૨) સુશોભિત કરવું; to decorate, to ornament.

**રસળવું**, (અ. ક્રિ.) વિલંબમાં નાખવા રખડવું કે સમય બગાડવો; to wander or spoil time with a view to delaying.

**રસાકશી, રસાકસી**, (સ્ત્રી.) બંને પક્ષે ખેંચાખેંચી કરવી તે; a tug of war: (૨) ઉગ્ર સ્પર્ધા; an intense contest.

**રસાતળ, રસાતલ**, (ન.) (પુરાણ) પાતાળ-પ્રદેશનો પાચમો વિભાગ; (mythology) the fifth part or division of the underground region

**રસાત્મક**, (વિ.) જુઓ **રસમય**.

**રસાદાર**, (વિ.) જુઓ **રસમય** (૧): (૨) ઘટ્ટ રસના મિશ્રણવાળું; mixed with thick juice.

**રસાયણ, રસાયન**, (ન.) પારાના મિશ્રણ-વાળું ઔષધ; a medicine containing mercury: (૨) કાયાકલ્પ કરી આપે એવું ઔષધ; a highly tonic or invigorating drug or medicine: (૩) રસાયનશાસ્ત્ર, કીમિયાગીરી, રસશાસ્ત્ર; chemistry, alchemy, the science of preparing medicines containing mercury: **રસાયણી, રસાયની**, (વિ.) રસાયણનું કે એને લગતું; chemical: (પું.) રસાયણશાસ્ત્રી, કીમિયાગર; a chemist, an alchemist.

**રસાલ**, (પું.) આંબો; a mango-tree.

**રસાલદાર**, (પું.) ઘોડેસવાર ટુકડીનો વડો; the head of a cavalry unit.

**રસાલો**, (પુ.) ઘોડેસવાર લશ્કર; cavalry: (૨) રાજા, વગેરેનાં નોકરચાકર, અંગત માણસો, વગેરેનો સમૂહ; a retinue.

**રસાસ્વાદ**, (પું.) આનંદપ્રમોદ: કલાત્મક ખેલ, બાબત, વગેરેનો આનંદ માણવો તે; enjoyment, enjoyment of artistic sport, performance, etc.

**રસાળ, રસાળુ**, (વિ.) રસકસવાળું, રસથી ભરપૂર; pithy, full of essence, cream, etc., juicy, succulent: (૨) ફળદ્રુપ; fertile.

**રસિક**, (વિ.) જુઓ **રસાળ**: (૨) રસિયું; romantic, appreciating, fond of arts, etc, jolly, gay: (પું.) એવો માણસ; a romantic or appreciating, gay *man*: **રસિકા**, (વિ.) (સ્ત્રી.) એવી સ્ત્રી· **રસિયણ**, (વિ.) (સ્ત્રી.) રસિકા.

**રસિયું**, (વિ.) કલા, વગેરેનું જાણકાર અને એનો રસ માણનારું; romantic, appreciating and enjoying arts, etc.: (૨) લાગણીપ્રધાન, તરંગી, ચડસીલું; sentimental, whimsical, obstinate.

**રસી**, (ન.) દૂષિત લોહી, પરુ; puss: (૨) કાણાવાળી સોય દ્વારા સીધી લોહીમાં આપવાની રોગપ્રતિબંધક દવા; a vaccine.

**રસી**, (સ્ત્રી.) દોરડું, જાડી દોરી; a rope, a thick string.

**રસીદ**, (સ્ત્રી.) પાવતી, પહોંચ; a receipt.

**રસીલું**, (વિ.) જુઓ **રસાળ** અને **રસિક**.

**રસૂલ**, (પું.) પયગંબર; a prophet.

**રસેંદ્રિય**,(સ્ત્રી.)રસનેંદ્રિય; જીભ;the tongue.

**રસો**, (પુ.) રાંધેલાં શાક, અથાણાં, વગેરેનો ઘટ્ટ રસ; thick juice of cooked vegetables, condiments, etc.

**રસો**, (પું.) જાડું દોરડું; a thick rope.

**રસોઇયો**, (પું.) રસોઈનો વ્યવસાય કરનાર; a cook: **રસોઇયણ**,(સ્ત્રી.)female cook.

**રસોઈ**, (સ્ત્રી.) ભોજન પકવવું તે, રાંધણું; cooking: (૨) રાંધેલો ખોરાક, ભોજન; cooked food, dinner. [a kitchen.

**રસોડું**, (ન.) રસોઈ કરવાના સ્થળ કે ઓરડો;

**રસોળી**, (સ્ત્રી.) શરીર પર નીકળતી કોથળી જેવી ગાંઠ; a bag-like tumour.

**રસ્તો**, (પું.) માર્ગ, રાહ: a road, a way: (૨) ઇલાજ, ઉપાય; a cure, means.

**રસ્સી**, (સ્ત્રી.) દોરડું, જાડી દોરી: a rope: a thick string: **રસ્સો**, (પું.) રસો, જાડું દોરડું; a thick rope.

**રહસ્ય,** (ન.) છૂપો ભેદ, ગુપ્ત બાબત; a secret, a mystery: (૨) ગૂઢાર્થ, મર્મ; secret or hidden meaning.
**રહિત,** (વિ.) વિનાનું, વગરનું; void of, destitute of, being without.
**રહીમ,** (વિ) દયાળુ, merciful: (પુ) દયાળુ પરમેશ્વર, the merciful Almighty God.
**રહીશ,** (વિ) રહેવાસી; dwelling, inhabiting.
**રહેઠાણ,** (ન.) નિવાસસ્થાન, ઘર, વગેરે; a dwelling-place, a house, an abode.
**રહેણી,** (સ્ત્રી.) જીવનપ્રણાલી; mode or manner of life: **-કરણી,** (સ્ત્રી.) રીતભાત, વર્તન; manners, behaviour.
**રહેમ, રહેમત,** (સ્ત્રી) દયા, કૃપા; mercy, favour.
**રહેમાન,** (પુ.) જુઓ **રહીમ.**
**રહેવાવું,** (અ. ક્રિ) ટકી શકવું; to endure: (૨) સહન થવું; to be able to suffer.
**રહેવાસ,** (પું.) વસવું કે રહેવું તે; the act of settling or dwelling: (૨) જુઓ **રહેઠાણ.**
**રહેવાસી,** (વિ.) રહેતું, વસતું, રહેનારું; dwelling, inhabiting.
**રહેવું,** (અ. ક્રિ.) નિવાસ કરવો, વસવું, to reside, to dwell, to live: (૨) ટકી રહેવું; to stay, to remain, to continue: (૩) બાકી હોવું; to remain: (૪) અટકવું, થોભવું; to stop, to wait, to halt. (૫) જીવવું, અસ્તિત્વ જાળવી રાખવું; to live, to continue to exist: (૬) શાંત પડવું, to be pacified: (૭) પદ, નોકરી, વગેરે સ્વીકારવાં, to accept a post, to be employed: (૮) ગુજરાન ચલાવવું, to maintain oneself: (૯) ગર્ભ રહેવો; to conceive, to become pregnant.
**રહેંટ,** (પુ.) કૂવામાંથી પાણી ખેંચવા માટે ઢોચકાં બેસાડેલું ફરતું ચક્ર; a water-wheel for drawing water from a well.
**રહેંસવું,** (સ. ક્રિ.) ચીરી નાખવું; to cut or tear asunder: (૨) કતલ કરવું; to massacre, to slaughter.
**રહ્યું,** (અ.) કોઈ ધાર્યું કામ ન થાય અથવા કોઈ સહકાર ન આપે ત્યારે "કાંઈ વાંધો નહિ", "કશી પરવા નહિ" એવા અર્થનો ઉદ્ગાર, an utterance implying "does not matter", "don't mind" when expectation is not fulfilled or some one refuses to co-operate.
**રળતર,** (ન) કમાણી, આવક, લાભ, નફો, earning, income, gain, profit.
**રળવું,** (સ. ક્રિ.) કમાવું, લાભ મેળવવો, નફો કરવો; to earn, to gain, to profit.
**રળાઉ,** (વિ.) કમાતું, લાભ મેળવતું; earning, gaining: (૨) નફાકારક; profitable.
**રળિયાત,** (વિ.) આનંદપ્રદ, આનંદમય, પ્રસન્ન, pleasant, gay, jolly, pleased.
**રળિયામણું,** (વિ) સુંદર, આનંદપ્રદ, મોહક; beautiful, pleasant, charming.
**રંક,** (વિ.) ગરીબ, કંગાલ; poor, wretched: (૨) દીન, humble: (૩) લાચાર, helpless.
**રંગ,** (પું.) સાત પ્રકારના વર્ણોમાંનો કોઈ એક; colour, hue: (૨) એના ઘટ્ટ કે પ્રવાહી સ્વરૂપ; a paint, a dye, a pigment: (૩) અસર, પાસું, વિશિષ્ટ મનોભાવ; effect, aspect, peculiar mental state. (૪) નશો, કેફ, intoxication: (૫) ઉમંગ; enthusiasm: (૬) તેજ; brilliance: (૭) શોભા; splendour: (૮) સ્નેહ, આસક્તિ, શોખ; affection, attachment, fondness: (૯) દેખાવ, હાવભાવ; appearance, expression. (૧૦) મોજમજા, આનંદ, મનોરંજન, વિલાસ; luxury, joy, entertainment, romantic or sexual enjoyment: (૧૧) પ્રતિષ્ઠા, ગૌરવ; dignity: (૧૨) આબરૂ, ટેક, credit, reputation, a vow, a pledge: (૧૩) ધૂન, તાન, તરંગ, whim, frenzy. (૧૪) રણભૂમિ; a battle-field: (૧૫) રંગભૂમિ, a theatre, a dramatic stage **-ઢંગ,** (પુ. બ વ) રીતભાત, બાહ્યદેખાવ, વ્યક્તિત્વ; manners, appearance,

expression, personality: **-ત**, (વિ.) વિવિધરંગી અને સુશોભિત, many-coloured and splendid: (સ્ત્રી.) ઉશ્કેરાટભર્યો આનંદપ્રમોદ, frenzied joy or enjoyment: (૨) રંગની શોભા; the splendour of colours: **-ભેદ, -દ્વેષ**, (પું.) ચામડીનો વર્ણ હલકા પ્રકારનો છે એવી માન્યતાના આધારે અમુક લોકો પ્રત્યેનાં ભેદભાવ કે દ્વેષ; colour-bar, segregation because of colour-bar: **-બાજી**, (સ્ત્રી) આવેગમય આનંદપ્રમોદ; frenzied enjoyment or joy: (૨) શરાબ અને જાતીય આનંદપ્રમોદની મહેફિલ; frenzied enjoyment of wine and sex **-બેરંગી**, (વિ.) વિવિધ રંગ ધરાવતું, અને સુશોભિત; many coloured and splendid: (૨) વૈવિધ્યભર્યું; variegated: **-ભૂમિ,-ભૂમી**, (સ્ત્રી.) **-મંચ**, (પું.) નાટકનો તખતો; a dramatic stage: (૨) નાટકશાળા; a dramatic theatre: **-ભેર**, (અ.) ઉમંગથી, enthusiastically: **-મંડપ**, (પું.) શુભ પ્રસંગ કે ઉત્સવ માટેનો સુશોભિત મંડપ; a decorated platform for celebrating a festival, etc.: (૨) જુઓ **રંગભૂમિ**: **-રસ**, (પું.) જુઓ **રંગબાજી**: **-રસિયું**, (વિ.) મોજશોખ, વિલાસ, વગેરેમાં રચ્યુંપચ્યું; attached to luxury, sexual enjoyment, etc.: **-રાગ**, (પું.) જુઓ **રંગબાજી**: **-રાતું**, (વિ.) જુઓ **રંગરસિયું**.

**રંગરૂટ**, (પું.) લશ્કરમાં જોડાયેલો નવો ઉમેદવાર, a recruit.

**રંગરૂપ**, (ન.) આકાર, આકૃતિ, ઘાટ, shape, design, physical features: (૨) જુઓ **રંગઢંગ**.

**રંગરેજ**, (પું.) કપડાં રંગવાનો વ્યવસાયી, a dyer.

**રંગરોગાન**, (ન.) મકાન, રાચરચીલું, વગેરેને રંગવા કે રોગાન લગાડવો તે, (buildings, furniture, etc.) colouring and varnishing.

**રંગલો**, (પું.) વિદૂષક, મશ્કરો, a clown, a jester, a baffoon.

**રંગવું**, (સ. ક્રિ.) ઇમારત, રાચરચીલું, વગેરે પર રંગ લગાડવો, to colour: (૨) કપડાં, વગેરે પર રંગ ચડાવવો; to dye.

**રંગાઈ**, (સ્ત્રી.) રંગવાની ક્રિયા અથવા કળા; the act or art of colouring or dyeing: (૨) રંગવાનું મહેનતાણું; remuneration for colouring or dyeing.

**રંગાટ**, (પું.) જુઓ **રંગાઈ** (૧).

**રંગાટી**, (સ્ત્રી.) જુઓ **રંગાઈ** (૧). (૨) રંગરેજ; a dyer: (૩) કપડા, વગેરે રંગવાનાં દુકાન કે કારખાનું; a dyeing-shop or factory.

**રંગી**, (વિ.) જુઓ **રંગરસિયું**: (૨) (સમાસમાં) અમુક રંગ કે ગુણવાળું; having a certain colour or quality.

**રંગીન**, (વિ.) રંગેલું; coloured: (૨) વૈવિધ્યવાળું; variegated

**રંગીભંગી**, (વિ.) વ્યસની; addicted to narcotics or intoxicants.

**રંગીલું**, (વિ.) જુઓ **રંગરસિયું**.

**રંગોળી**, (સ્ત્રી.) વિવિધ રંગોની ભૂકીથી જમીન પર સુશોભિત આકૃતિઓ પાડવાનું સાધન કે એવી આકૃતિ, an apparatus for making beautiful designs on floor with variegated colour powders or a design so made.

**રંચ**, (વિ.) જરા, અલ્પ; a little

**રંજ**, (સ્ત્રી.) વસવસો, અટસ; grudge: (૨) ખિન્નતા, વ્યથા; affliction: (૩) ખેદ; sorrow, anguish.

**રંજક**, (વિ.) (સમાસમાં) આનંદપ્રદ, મનોરંજક; (in compounds) pleasant, entertaining.

**રંજન**, (ન.) પ્રસન્ન કે ખુશ કરવું તે, act of pleasing, delighting or entertaining (૨) મનોરંજન; entertainment: (૩) રંગવું તે; act of dyeing.

**રંજવું**, (સ. ક્રિ.) સતાવવું, હેરાન કરવું, પીડવું; to afflict, to tyrannize, to trouble.

**રંજાડ,** (સ્ત્રી) હાનિ, નુકસાન; harm, injury, loss· (૨) કનડગત, ત્રાસદાયક તોફાન. teasing troubling, troublesome mischief. (૩) ખિન્નતા, સંતાપ; affliction, intense anxiety: **–વું,** (સ. ક્રિ.) જુઓ **રંજવું.**

**રંડા,** (સ્ત્રી.) (તિરસ્કારમાં) વિધવા અથવા વેશ્યા; a widow or a prostitute·**–પો,** (પુ) વૈધવ્ય; widowhood: **–વવું,** (સ. ક્રિ.) 'રાંડવું'નું પ્રેરક:(૨)વિશ્વાસઘાત કરી નિરાશ કરવું; to disappoint by betrayal: **–વું,** (અ. ક્રિ.) 'રાંડવુ'નું કર્મણિ: (૨) કોઈના વિશ્વાસઘાત કે વચનભંગથી નિરાશ થવું; to be disappointed because of someone's betrayal or break of promise.

**રંડી,** (સ્ત્રી) ધંધાદારી ગાયિકા કે નર્તકી; a professional songstress or dancer (૨) વેશ્યા; a prostitute:**–બાજ,** (વિ) વેશ્યાઓનો શોખીન, fond of prostitutes· (૨) લંપટ, વ્યભિચારી; lewd, licentious: **–બાજી,** (સ્ત્રી) રંડીબાજપણું; lewdness.

**રંદો,** (પું.) લાકડાની સપાટીને ધીમે ધીમે છોલીને સમતલ કે લીસું કરવાનું સુતારી ઓજાર, a carpenter's tool for smoothing wooden surfaces.

**રંધવારી,** (સ્ત્રી.) જુઓ **રસોઇયણ.**

**રંધો,** (પું.) જુઓ **રંદો.**

**રંધ્ર,** (ન.) કાણું, છિદ્ર; a hole, an aperture, a small opening: (૨) ખામી, દોષ, a defect, a shortcoming.

**રંભા,** (સ્ત્રી) એ નામની એક અપ્સરા; a celestial damsel so-named: (૨) સુંદર સ્ત્રી; a beautiful woman: (૩) કેળ, a plantain tree: **–ફળ,** (ન.) કેળું; a plantain.

**રાઈ,** (સ્ત્રી.) એક પ્રકારનો છોડ જેના બી મસાલા કે ઔષધ તરીકે વપરાય છે; a mustard plant· (૨) એનું બી; mustard (seed).

**રાઈ,** (સ્ત્રી.) જુઓ **રાવતી.**

**રાઊત,** (પુ) બહાદુર કે વીરપુરુષ; a brave or chivalrous man.

**રાક્ષસ,** (પું) દૈત્ય, દાનવ, અસુર; a monster, a demon, a devil. (૨) આસુરી પ્રકૃતિનો માણસ; a devilish or monstrous man: **રાક્ષસી,** (વિ.) આસુરી, devilish, monstrous· (૨) પ્રચંડ; huge, monstrous· (૩) ક્રૂર, બિહામણું; cruel, terrible: (૪) રાક્ષસનું કે એને લગતુ; of or pertaining to a monster: (સ્ત્રી.) સ્ત્રી રાક્ષસ; a female monster: (૨) કૂતરિયો દાંત; a canine tooth.

**રાખ,** (સ્ત્રી.) ભસ્મ, રાખોડી; ashes.

**રાખડી,** (સ્ત્રી.) દુર્ભાગ્યથી બચવા કે કલ્યાણ માટે કાંડે બાંધવામાં આવતો દોરો, a thread to be tied round the arm with a view to protection against misfortune or for prosperity.

**રાખવું,** (સ. ક્રિ.) કબજે કે માલિકી હોવાં કે ભોગવવાં; to keep, to possess· (૨) સાચવવું, રક્ષા કરવી, બચાવવું, પાળવું; to preserve, to guard, to save, to nourish, to maintain: (૩) વ્યક્ત કરવું, બતાવવું, ધારણ કરવું; to express, to show, to have, to possess: (૪) ખરીદવું; to buy: (૫) સંગ્રહ કરવો, ભવિષ્યમાં ઉપયોગમાં લેવા સાચવી રાખવું; to hoard, to stock: (૬) રહેવા દેવું; to let remain (૭) કામે લગાડવું, કર્મચારી તરીકે નીમવું, to employ, to engage, to appoint: (૮) સ્ત્રી કે પુરુષને વ્યભિચાર માટે રોકવાં કે નિભાવવાં, to keep or maintain a woman or man with a view to adultery: (૯) મૂકવું; to put.

**રાખોડિયું,** (વિ.) ભૂખરું, રાખ જેવા રંગનું; grey, having ashes-like colour.

**રાખોડી,** (સ્ત્રી.) ભસ્મ, ashes.

**રાગ,** (પુ.) મમતા, આસક્તિ, મોહ; attachment, fondness, cupidity. (૨) વાસના; passion (૩) સુમેળ, સંવાદિતા; accord, harmony: (૪) ગુસ્સો, ઉશ્કેરાટ; anger, excitement: (૫) રોચક અવાજ, સૂર, pleasant sound, tune: (૬) શાસ્ત્રીય સંગીતના મુખ્ય છ રાગમાંનો કોઈ એક; one of the six chief modes of scientific music: (૭) લાલ રંગ, લાલાશ; red colour, redness: **-ડો,** (પું) લાંબો, મોટો અવાજ; sustained loud noise or sound: **રાગિણી, રાગણી,** (સ્ત્રી.) શાસ્ત્રીય સંગીતનો ગૌણ રાગ, જુઓ **રાગ. રાગી,** (વિ.) રાગવાળું, પ્રેમાળ, આસક્ત, ક્રોધી, વગેરે; affectionate, attached, hot-tempered, etc.

**રાચ,** (ન) સાધન, ઓજાર; an instrument, a tool: (૨) ઘરગથ્થુ સરસામાન; household articles, furniture, etc.: (૩) વાસણ; a vessel: (પું.) ભરતકામ માટેનું ચોકઠું; a frame for doing embroidery work: (૨) સાળનો ગૂંથેલો ભાગ જેનાથી તાણાનું નિયમન થાય છે; the embroidered part of a loom by which warps are regulated; **-રચીલું,** (ન.) ઘરગથ્થુ સરસામાન; household articles, furniture, etc.

**રાચવું,** (અ ક્રિ.) ખુશ કે રાજી થવું; to be pleased or delighted: (૨) સુંદર દેખાવું, શોભવું; to appear charming or graceful.

**રાજ,** (પું.) રાજા; a king: (ન.) રાજ્ય, a state, kingdom: **-કન્યા, -કુમારી, -કુંવરી,** (સ્ત્રી.) રાજાની દીકરી; a princess: **-કર્તા,** (પુ.) શાસન ચલાવનાર વડો, રાજા; the head of a state, a king: **-કાજ,** (પું.) રાજ્યનું વહીવટી કામકાજ; a state's administrative work: (૨) રાજનીતિ; politics, diplomacy: **-કારણ,** (ન.) જુઓ **રાજનીતિ: -કારણી,** (વિ.) જુઓ **રાજનૈતિક: -કારભાર,** (પુ.) જુઓ **રાજકાજ** (૧): **-કીય,** (વિ.) રાજકાજ કે રાજનીતિને લગતું; administrative, political: **-કુમાર,** (પું.) રાજાનો દીકરો, a prince: **-કુલ, -કુળ,** (ન.) રાજાનું કુટુંબ; a royal family: **-કેદી, રાજકીય કેદી,** (પું.) a political prisoner: **-ક્રાંતિ,** (સ્ત્રી.) a political revolution. **-ગાદી,** (સ્ત્રી.) a throne: **-દંડ,** (પું.) a sceptre: (૨) royal punishment: **-દૂત,** (પું.) રાજ્યનો એલચી; state's envoy or ambassador: **-દ્રોહ,** (પું.) treason: **-દ્રોહી,** (વિ.) (પું.) a traitor: **-દ્વારી,** (વિ.) જુઓ **રાજકીય: -ધાની,** (સ્ત્રી.) પાટનગર; a state's capital, a metropolis: **-ન,** (પું.) રાજા; a king: **-નગર,** (ન.) જુઓ **રાજધાની: -નીતિ,** (સ્ત્રી) politics, diplomacy: **-નૈતિક,** (વિ.) political, diplomatic **-પાટ,** (ન.) રાજગાદી, a royal throne: (૨) રાજાનું રાજ્ય; a kingdom: **-પુરુષ,** (પુ.) a royal or government employee or officer. (૨) a politician, a diplomat: **-બંધારણ,** (ન.) a political constitution: **-ભક્ત,** (વિ.) (પું.) સ્વદેશાભિમાની માણસ; a patriot: **-ભક્તિ,** (સ્ત્રી.) સ્વદેશાભિમાન; patriotism: **-ભાગ,** (પું.) જમીનમહેસૂલ; land revenue **-મહેલ,** (પું.) રાજાનો મહેલ; a royal palace: **-રમત,** (સ્ત્રી.) diplomacy. **-રોગ,** (પું) ક્ષય; consumption, tuberculosis: **-વી,** (પું.) રાજા; a king: (વિ.) royal: **-શાસન,** (ન.) રાજ્યવહીવટ; government administration: (૩) રાજાશાહી; a monarchy: **-શાહી,** (વિ.) (સ્ત્રી.) a monarchy: **-સત્તા,** (સ્ત્રી.) political power: **-સત્તાક,** (વિ) રાજાશાહી; monarchic (૨) દ્વિખંડી ધારાસભાવાળા પ્રજાસત્તાક તંત્રનું ઉપલું ધારાગૃહ; the upper house of a bicameral legislature of a republic, council

of state, senate, etc
**રાજગરો,** (પુ.) એક પ્રકારનું ફરાળી અનાજ; a kind of corn which can be taken even during a fast.
**રાજવું,** (અ. ક્રિ.) ઝળહળવું; પ્રકાશવું; to dazzle, to shine: (૨) શોભવું, સુંદર દેખાવું; to appear charming. [ના પેટામાં.
**રાજસ,** (વિ.) જુઓ **રજોગુણી,** 'રજોગણ'
**રાજસ્થાન,** (ન.) દેશી રાજ્ય; a native state: (૨) મધ્યભારતનો એ નામનો પ્રદેશ, રજપૂતાના: **રાજસ્થાની,** (વિ.) રાજસ્થાનનું કે એને લગતું: (સ્ત્રી.) રાજસ્થાનની ભાષા
**રાજા,** (પું.) કોઈ રાજ્યનો માલિક અને સર્વસત્તાધારી શાસક; a king, a sovereign ruler. (૨) મુખ્ય કે વડો માણસ; a head, a chief. (૩) અતિશય ઉદાર અને નિખાલસ માણસ; a very large hearted and frank man: (૪) ગંજીફાનું રાજાના ચિહ્નનું પત્તું; a king's card in a suit of playing cards: **-ધિરાજ,** (પું.) સમ્રાટ; an emperor.
**રાજિયો,** (પું.) રાજા; a king: (૨) મરસિયો; a mourning song.
**રાજી,** (વિ.) અનુકૂળ વૃત્તિ કે ઇચ્છાવાળું, સંમત; suitably inclined, willing: (૨) ખુશ; pleased: (૩) સંતુષ્ટ; satisfied, contented: **-ખુશી,** (સ્ત્રી) સંમતિ, સ્વેચ્છા; agreement, pleasure, free-will: (૨) સલામતી, સુખ; safety, happiness: **-નામું,** (ન.) resignation.
**રાજ્ય,** (ન.) સ્વતંત્ર અને સ્થિર વહીવટ ધરાવતો દેશ; a free sovereign country, a state: (૨) રાજશાહી; a kingdom, a monarchy: (૩) સ્વતંત્ર દેશનો પ્રાંત; a province, a state: (૪) સ્વતંત્ર દેશનો પ્રદેશ; a dominion: **-કર્તા, -કર્તા,** (પું.) વગેરે પેટા શબ્દો માટે જુઓ 'રાજ'ના પેટામાં.
**રાજ્યાભિષેક,** (પું.) **રાજ્યારોહણ,** (ન.) વિધિપૂર્વક રાજગાદી પર બેસાડવું કે બેસવું તે; enthronement, coronation:
**રાડ,** (સ્ત્રી.) બૂમ, ચીસ; a shout, a loud cry: (૨) ટંટો, ઝઘડો; a quarrel: (૩) પોકાર; a complaint: (૪) ધમકીયુક્ત વર્ચસ્વ; a threatening sway.
**રાડું,** (ન.) બાજરી, વગેરેનો સાંઠો; a stalk of millet, etc: (૨) બરુ; a reed: (૩) તીર; an arrow.
**રાણી,** (સ્ત્રી.) કોઈ રાજ્યની સર્વસત્તાધારી શાસક સ્ત્રી; a sovereign queen: (૨) રાજાની પત્ની; a king's wife, a queen: (૩) ગંજીફાનું રાણીના ચિહ્નનું પત્તું; a queen's card in a suit of playing cards: **-વાસ,** (પું.) અંતઃપુર; a harem.
**રાણું,** (વિ.) (દીવો) ઓલવાયેલું; extinguished.
**રાણો,** (પું.) રજપૂત રાજા; a Rajput king: (૨) રાજાનો હલકા દરજ્જાનો નોકર, ગોલો; a king's menial-attendant or servant.
**રાત,** (સ્ત્રી.) રાત્રિ; night.
**રાત,** (પું.) વાળંદ; હજામ; a barber.
**રાતડિયો,** (પું.) લાલ જુવાર; red jowar.
**રાતદહાડો, રાતદિવસ,** (અ.) સતત, નિરંતર; incessantly, constantly, always
**રાતપાળી,** (સ્ત્રી.) a night-shift
**રાતબ,** (સ્ત્રી) દૈનિક અપાતું કે લેવાતું સીધું; daily food allowance or rations.
**રાતવાસો,** (પું.) રાત પૂરતાં મુકામ કે રોકાણ; a halt or sojourn for a night.
**રાતું,** (વિ.) લાલ વર્ણનું; red: (૨) રત, આસક્ત; absorbed or engrossed in love, etc., captivated by: (૩) સ્ફૂર્તિમય; lively, energetic (૪) આનંદી, gay: (૫) મસ્ત; carefree, intoxicated: (૬) ફરફેરાયેલું; excited.
**રાતોરાત,** (અ.) એ જ રાત્રે અને વિનાવિલંબે; by that very night and immediately.
**રાત્રિ, રાત્રી,** (સ્ત્રી) સૂર્યાસ્ત અને સૂર્યોદય વચ્ચેનો સમય; night.
**રાન,** (ન.) જંગલ, ઉજ્જડ પ્રદેશ; a forest, wilderness, a waste-land. **-ટી, -ની,**
**રાની,** (વિ.) જંગલી, પછાત, અસભ્ય; wild,

savage, uncivilised: **રાનીપરજ,** (વિ.) (સ્ત્રી.) આદિવાસી (જાતિ); aboriginal.
**રાફડો,** (પુ.) કીડી, વગેરેનું પોચી માટીના ઢગલા જેવુ દર; an ant-hill. (૨) સાપનું દર; a serpent's burrow.
**રાબ, રાબડી,** (સ્ત્રી) અમુક અનાજના લોટની ઘટ્ટ વાની, ઘેંસ, કાંજી; a viscous eatable made of certain kinds of corn flour, gruel
**રાબેતો,** (પુ.) શિરસ્તો, રિવાજ; a custom, a tradition, a practice.
**રાભું,** (વિ) ગમાર, અણઘડ, ગામડિયું; stupid, rustic.
**રામ,** (પુ.) વિષ્ણુના સાતમા અવતાર ભગવાન રામચંદ્ર; Lord Ramchandra, the seventh incarnation of Vishnu: (૨) જીવાત્મા, દમ; the soul, animation: (૩) કિંમત, મૂલ્ય, worth, value· (૪) ખમીર, પાણી, જુસ્સો, mettle, spirit.
**રામજણી, રામજની,** (સ્ત્રી) ધંધાદારી નર્તકી; a professional female dancer: (૨) વેશ્યા; a prostitute.
**રામઢોલ,** (પું.) એક પ્રકારનુ મોટું નગારું; a kind of big drum. [misfortune.
**રામણ,** (સ્ત્રી.) ઉપાધિ, દુર્ભાગ્ય, trouble,
**રામદવારો,** (પું.) શ્રી રામનુ મંદિર; a temple of Shri Ram. (૨) ધર્મશાળા; a public rest-house, an inn.
**રામપાતર, રામપાત્ર,** (ન.) ભિક્ષાપાત્ર, શકોરુ, a begging-bowl. [of fruit.
**રામફળ,** (ન.) એક પ્રકારનું ફળ, a kind
**રામબાણ,** (ન.) રામના બાણના જેમ અફર વસ્તુ કે બાબત; any unfailing thing or affair like Ram's arrow: (વિ.) અફર, સચોટ; sure, infallible.
**રામભરોસો,** (પું) કેવળ ઈશ્વરમાં જ શ્રદ્ધા રાખીને જીવવું તે; *the way of life* depending only on faith in God.
**રામરાજ, રામરાજ્ય,** (ન.) શ્રી રામચંદ્રજીનું અથવા એના જેવું આદર્શ રાજ્ય; Lord Ram's or such an ideal state.
**રામરોટી,** (સ્ત્રી.) ભિક્ષામાં અપાયેલુ અન્ન; cooked food given as alms: (૨) માલપૂડો; a kind of sweet cake.
**રામલીલા,** (સ્ત્રી.) રામની કથાનુ લોકનાટક; a folk drama dwelling on Ram's biography.
**રામા,** (સ્ત્રી.) નારી, સ્ત્રી; a woman: (૨) સુંદર સ્ત્રી; a beautiful woman.
**રામાયણ,** (ન.) રામનો જીવનવૃત્તાંત; Ram's biography (૨) એના પર આધારિત મહાકાવ્ય; *an epic based on that* subject: (૩) કરુણ કે વીતકકથા, a tragic tale, a tale of misfortune: (૪) બિનજરૂરી રીતે લંબાવેલી વાત, માથાકૂટ; an unduly lengthened story, useless discussion: (સ્ત્રી.) વિકટ કાર્ય; a very tough or difficult work.
**રામી,** (પું.) માળી; a gardener.
**રામૈયું,** (ન.) જુઓ **રામપાત્ર.**
**રામો,** (પું.) ઘરકામ કરનાર નોકર, a domestic servant.
**રામોશી, રામોસી,** (પું) ચોકીદાર રખેવાળ a watchman (૨) પટાવાળો. a peon.
**રાય,** (સ્ત્રી.) મંતવ્ય, અભિપ્રાય માન્યતા; an opinion, a belief
**રાય,** (પુ.) રાજા; a king· (૨) શ્રીમત માણસ; a richman
**રાયણ,** (સ્ત્રી) એક પ્રકારનું ઝાડ અથવા એનું બોર જેવું પીળું ફળ; a kind of tree or its sweet, yellow berry: **રાયણું,** (ન) રાયણનું ફળ.
**રાયતું,** (ન) જુઓ **રાઈતું,** 'રાઈ' ના પેટામાં.
**રાવ,** (સ્ત્રી.) ફરિયાદ, પોકાર, a complaint: (૨) રાહત કે મદદ માટેની આજીજી કે અરજી; an application or entreaty for

small tent: (૨) અગાશી; a terrace.

**રાવણહથ્થો**, (પું.) એકતારો; a one stringed musical instrument.

**રાવણિયો**, (પું.) ગામડાનો ચોકીદાર; a village-watchman.

**રાવણું**, (ન.) રજપૂત જમીનદારો કે સામંતોની સભા; a meeting or assembly of Rajput land-lords or feudal chiefs: (૨) ગામની સામાન્ય સભા; a common meeting of villagers: (૩) એવી સભાનો આનંદપ્રમોદ; entertainment or merry-making at such a meeting: (૪) ગામના પંચની કે કોઈ જ્ઞાતિની સભા; a meeting of leading villagers or a village caste meeting: (૫) સૈનિકો કે સિપાઈઓને રહેવાનાં ઘરો કે કોટડીઓ; military or police quarters.

**રાવત**,(પું.)ઘોડેસવાર સૈનિક;a cavalier:(૨) ઘોડાની સંભાળ રાખનાર,a groom,a syce.

**રાવતી**, (સ્ત્રી.) ઘરેણાના સાધા માટે રેણ તરીકે વપરાતા તાંબુ, રૂપુ, વગેરે; copper, silver, etc. used for cementing ornaments.

**રાવલ**, (પું.) રજપૂત જમીનદાર; a Rajput land-lord: (૨) એ નામની એક પછાત જ્ઞાતિનો માણસ; a person of a backward caste so named.

**રાવળ**, (પું) વંશાવલીની યાદી રાખવાનો વ્યવસાયી; a professional keeper of a family line record. (૨) એ નામની બ્રાહ્મણોની એક અટક

**રાવળિયો**, (પું.) એ નામની એક પછાત જ્ઞાતિનો માણસ; a person of a backward caste so named

**રાવળું**, (ન.) જુઓ **રાવણું** અને **રાજદરબાર**, (૨) અંતઃપુર, a harem.

**રાશ**, (સ્ત્રી.) વ્યાજ સાથેની મૂળ રકમ; capital or amount with interest: (૨) ભાગીદારી; partnership: (૩) સરેરાશ; an average: (૪) સુમેળ, સંવાદિતા; harmony, accord: (પું.) ઢગલો; a heap.

**રાશ**, (સ્ત્રી.) સોળ હાથ લાંબું દોરડું; a sixteen feet long rope: (૨) લગામ, અછોડો; a rein, an ornamental chain: **–વા**, (વિ) સોળ હાથ લાંબું; sixteen feet long.

**રાશિ**, (પું.) ઢગલો; a heap: (૨) (ગણિત) રકમ કે આંકડો; (maths.) an amount or quantity: (સ્ત્રી.) જ્યોતિઃશાસ્ત્ર અને ખગોળશાસ્ત્રના નક્ષત્રમંડળના બાર વિભાગોમાંનો કોઈ એક; a sign of the Zodiac.

**રાશી**, (વિ.) ખરાબ, ઉતરતી કક્ષાનું; bad, inferior: (૨) નપાવટ, નઠારું; wicked

**રાષ્ટ્ર**,(ન.)સ્વતંત્ર દેશ, પ્રજા કે રાજ્ય; a free country or state, a nation **–પતિ**, (પું) રાષ્ટ્રનો પ્રમુખ; a president of a state: **–ભાષા**,(સ્ત્રી) સમગ્ર દેશમાં પ્રચલિત મુખ્ય ભાષા; a national language.

**રાષ્ટ્રીય, રાષ્ટ્રિય**, (વિ.) રાષ્ટ્રનું કે એને લગતું;national **રાષ્ટ્રીયકરણ, રાષ્ટ્રિયકરણ**,(ન.)ખાનગી માલિકી નાબૂદ કરી રાષ્ટ્રની માલિકી સ્થાપવી તે; nationalisation

**રાસ**, (સ્ત્રી.) જુઓ **રાશ** (૧) અને (૨).

**રાસ**, (પું.) સમૂહમાં ગોળાકાર નૃત્ય અથવા એ નૃત્ય સાથે ગવાતું ગીત, a collective circular dance or a song accompanying it: **–ડો**, (પું.) સમૂહમાં ગવાતુ વર્ણનાત્મક ગીત; a kind of choric narrative song.

**રાસભ**, (પું.) ગધેડો; a donkey.

**રાસલીલા**, (સ્ત્રી) શ્રીકૃષ્ણે વૃન્દાવનમા કરેલી ગોપીઓ સાથેની રાસની લીલા, Shri Krishna's dancing and singing sports with the Gopis at Vrindavan.

**રાસાયણિક, રાસાયનિક**, (વિ.) રસાયણી; chemical.

**રાસો**, (પું) એક પ્રકારનું વીરરસના પ્રાધાન્યવાળું ગીત કે કાવ્ય; a kind of heroic song or poem.

**રાહ**, (પું.) રસ્તો, માર્ગ; a road, a way: (સ્ત્રી) રીત, પ્રકાર; manner, mode: (૨) પ્રતીક્ષા, વાટ, વિલંબ; waiting, delay.

**રાહત,** (સ્ત્રી.) આરામ, વિસામો; rest: (૨) શાંતિ,સુખ; ease, comfort, happiness: (૩) દિલસોજી, દુઃખ, વગેરેમાંથી છુટકારો; consolation, relief: (૪) મદદ; help.

**રાહદારી,** (પું.) વટેમાર્ગુ; a way-farer, a traveller on foot: (૨) માલની યાતાયાત; transit of goods: (૩) માલની યાતાયાત પરનો કર; a tax on transit of goods: (૪) એને માટેની રજાચિઠ્ઠી; a permit or passport for that: (૫) જુઓ **રાહબરી,** 'રાહબર'ના પેટામાં.

**રાહબર,** (પું.) ભોમિયો, માર્ગદર્શક; a guide: **રાહબરી,** (સ્ત્રી.) ભોમિયાનાં કામગીરી કે વ્યવસાય; the functions or profession of a guide.

**રાહુ,** (પું.) ગ્રહમંડળનો, કેવળ મસ્તક ધરાવતો એક ક્રૂર ગ્રહ, a cruel trunkless planet, the dragon's head or the ascending node: (૨) પુરાણકથિત રાક્ષસી ગ્રહ જે સૂર્ય અથવા ચંદ્રને ગળી જઈ ગ્રહણનું નિર્માણ કરે છે; a mythological monstrous planet causing eclipses by swallowing the sun or the moon: (૩) (લૌકિક) ત્રાસદાયક કે દુષ્ટ માણસ; (colloq.) a troublesome or wicked person.

**રાળ, રાલ,** (સ્ત્રી.) એક પ્રકારનો ગુંદર જેવો, જોરથી સળગી ઊઠે એવો પદાર્થ; a kind of resinous, highly inflammable substance.

**રાંક, રાંકડું, રાંકું,** (વિ.) કંગાલ, ગરીબ; wretched, poor: (૨) નિર્માલ્ય; stuffless: (૩) ભિખારી; beggarly: (૪) દીન; humble: (૫) લાચાર; helpless.

**રાંગ,** (સ્ત્રી.) કોટની દીવાલની બાજુ અથવા એને ફરતો માર્ગ; the side of or a way round a rampart: (૨) સવારી, a ride or mount.

**રાંઝણ, રાંઝણી,** (સ્ત્રી.) એક પ્રકારનો પગનો રોગ; a kind of disease of the legs.

**રાંટ,** (સ્ત્રી.) વળાંક, મરોડ, વક્રતા; a curve, a twist, crookedness: (૨) વૃત્તિ, વલણ inclination, attitude: (૩) કુમેળ, કુસંપ, મતભેદ; discord, disagreement: (૪) વૈમનસ્ય, વિરોધ; enmity, opposition: **રાંટું,** (વિ.) વળેલું, વક્ર, વિરોધી, વગેરે.

**રાંડ,** (સ્ત્રી.) (તિરસ્કારમાં) વિધવા; (contemptuously) a widow: (૨) વેશ્યા; a prostitute: **–વું,** (અ. ક્રિ.) વૈધવ્ય પામવું, રંડાવું; to be widowed: (વિ.) નામર્દ, બાયલું; cowardly: **–વો,** (પું.) નામર્દ; a coward.

**રાંડીરાંડ,** (સ્ત્રી.) લાચાર વિધવા, a helpless widow: **રાંડેલી,**(સ્ત્રી.) (વિ.) વિધવા; a widow.

**રાંઢવું,** (ન.) જાડું, મજબૂત દોરડું; a thick, strong rope.

**રાંધણ,** (સ્ત્રી.) રાધવાની ક્રિયા કે કલા; cooking or the art of cooking: **રાંધણિયું,** (ન.) રસોડું; a kitchen: **રાંધણી,** (સ્ત્રી.) રસોડું: (૨) રાંધવાની ક્રિયા કે કલા: જુઓ **રાંધણ: રાંધણું,** (ન.) જુઓ **રાંધણ** (૨) રાંધેલાં ખોરાક કે વાનીઓ; cooked food or articles: (૩) રાધવાની રીત; mode of cooking.

**રાંધવું,** (સ. ક્રિ.) રસોઈ કરવી, ખોરાક પકવવો; to cook: (૨) સિદ્ધિ મેળવવી, સાધવું; to achieve, to fulfil.

**રાંપ,** (પું.) **રાંપડી,** (સ્ત્રી.) મોલ આસપાસનું નકામું ઘાસ દૂર કરવાનું ખેતીનું ઓજાર: a hoe: **રાંપવું,** (સ. ક્રિ.) રાંપડીથી ઘાસ દૂર કરવું; to hoe.

**રાંપી,** (સ્ત્રી.) એક પ્રકારનું મોચીનું ઓજાર; a kind of shoe-maker's tool.

**રિક્ત,** (વિ.) ખાલી; empty, vacant.

**રિક્ષા,** (સ્ત્રી.) બે કે ત્રણ પડાંવાળી નાની ગાડી (ખાસ કરીને માણસથી ખેંચાતી); a two or three wheeled small vehicle (especially drawn by a man)

**રિઝવટ, રિઝવણ,** (સ્ત્રી.) રીઝવવાનાં આવડત કે કલા, the knack or art of persuasion.

**રિઝામણું**, (ન.) રીઝવવું તે, persuasion: (૨) રીઝવવા માટે આપેલી ભેટ; a gift for persuading.
**રિઝાવવું**, (સ. ક્રિ.) જુઓ **રીઝવવું**.
**રિઝાવું**, (અ. ક્રિ.) જુઓ **રીઝવું**.
**રિદ્ધિ**, (સ્ત્રી.) સમૃદ્ધિ, આબાદી; prosperity: (૨) દોલત; wealth, riches: **–સિદ્ધિ**, (સ્ત્રી.) સમૃદ્ધિ અને સફળતા; prosperity and achievement.
**રિપુ**, (પું.) દુશ્મન; an enemy.
**રિબામણ, રિબામણી**, (સ્ત્રી.) જુલમ; persecution, tyranny.
**રિબાવવું**, (સ. ક્રિ.) ખૂબ ત્રાસ આપવો,જુલમ ગુજારવો; to persecute, to tyrannize.
**રિબાવું**, (અ. ક્રિ.) ખૂબ ત્રાસ ભોગવવો, જુલમ સહન કરવો, to be persecuted.
**રિયાસત**, (સ્ત્રી.) રાજ્ય; a state, a kingdom: (૨) શાસનની સત્તા; the power to rule: (૩) દેશી રાજ્ય; a native state: **રિયાસતી**, (વિ.) of or pertaining to a state, etc.
**રિવાજ**, (પું.) શિરસ્તો, રૂઢિ; a custom, a rule or practice, a tradition.
**રિસ્તેદાર**, (વિ.) સગું, સંબંધી; relative, acquainted: **રિસ્તેદારી**, (સ્ત્રી.) સગપણ; relation.
**રિશ્વત**, (સ્ત્રી.) લાંચ; bribery, gratification: **–ખોર**, (વિ.) લાંચિયું; inclined or habituated to accept bribes.
**રિસામણી**,(સ્ત્રી.) રિસાવું તે, જુઓ **રિસાવું**; the act of being offended,obstinate and adamant: **રિસામણું**, (વિ.) નજીવા કારણથી રિસાઈ જાય એવું; apt to be offended and adamant or obstinate over trifles: (ન.) જુઓ **રિસામણી**.
**રિસાવું**, (અ. ક્રિ.) નજીવા કારણથી નારાજ થઈ અતડું કે જક્કી થવું; to be displeased and adamant or obstinate over trifles.
**રિસાળ**, (વિ.) જુઓ **રિસામણું**.

**રીઝ**, (સ્ત્રી.) પ્રસન્નતા, આનંદ, ખુશી; bright or lively mood,delight,gay temper.
**રીઝવવું**, (સ. ક્રિ.) પ્રસન્ન કે ખુશ કરવું; મનોરંજન કરવું; to please, to enrapture, to entertain.
**રીઝવું**, (અ. ક્રિ.) પ્રસન્ન કે ખુશ થવું, મનોરંજન થવું; to be pleased or enraptured, to be entertained.
**રીડ**, (સ્ત્રી.) ચીસ, બૂમ, a loud cry, a shout: (૨) પોકાર; a complaint.
**રીઢું**, (વિ.) ઘસારા, દુઃખ, વગેરે સામે ટકી શકે એવું; seasoned: (૨) ઉગ્ર પ્રતિકારશક્તિવાળું, tenacious: (૩) ખૂબ વપરાયું હોવા છતાં મજબૂત; strong even though much used: (૪) લાંબા સમયથી દુષ્કૃત્યોને વરેલું અને સુધરે નહિ એવું; wedded to wickedness for long time and incorrigible (૫) લાંબા સમય સુધી મુશ્કેલીઓ, દુઃખ, વગેરેનો સામનો કરી સહનશીલ બનેલું; having greater power of endurance despite prolonged difficulties and misery.
**રીત**, (સ્ત્રી.) પ્રકાર, ઢબ; manner, mode, way: (૨) રિવાજ; a custom, a rule, a tradition: (૩) સાહિત્યશૈલી; literary style: (૪) પદ્ધતિ; system: (૫) લગ્નપ્રસંગે બંને પક્ષે શું શું આપવું અને લેવું એ બાબતની સમજૂતી, કરિયાવર, પહેરામણી, વગેરે; *agreement about* what and how much to give and take by either party on a marriage occasion: **–ભાત**, (સ્ત્રી.) વર્તન, વર્તણૂક; manners, behaviour: (૨) જુઓ **રીત**: (નં.૫); (કરિયાવર વગેરે): **–રિવાજ**, (પું. બ. વ.) રીત અને રૂઢિ; manners and customs: **–સર**, (અ.) રિવાજ કે રૂઢિ પ્રમાણે; according to customs and traditions: (૨) સભ્યતાથી, politely: (૩) યોગ્ય રીતે; properly, adequately.

**રીતિ,** (સ્ત્રી.) જુઓ રીત. જુઓ રિદ્ધિસિદ્ધિ.
**રીધ,** (સ્ત્રી.) જુઓ રિદ્ધિ -સીધ, (સ્ત્રી.)
**રીબવું,** (સ. ક્રિ.) ત્રાસ આપવો, પીડવું, જુલમ ગુજારવો; to persecute, to tyrannize.
**રીર,** (સ્ત્રી.) જુઓ રીડ.
**રીસ,** (સ્ત્રી.) જુઓ રિસામણી.
**રીંગણ, રીંગણું,**(ન.) રીંગણીનું ફળ;a brinjal. **રીંગણી,**(સ્ત્રી.) એક પ્રકારનો છોડ જેનું ફળ શાક તરીકે વપરાય છે; a brinjal plant.
**રીંછ,** (ન.) શરીરે ખૂબ વાળવાળું એક પ્રકારનું જંગલી ચોપગું પ્રાણી; a bear.
**રુઆબ,** (પું.) દમદમો, ભપકો; pomp, grandeur: (૨) પ્રભાવ, તેજ: dignity, awe, glory, lustre: (૩) ધમકી, દાબ, threat, control: **-દાર,** (વિ.) ભપકાદાર, પ્રભાવશાળી, વગેરે grand, glorious, threatening, etc.
**રુકાવટ,** (સ્ત્રી.) અટકાયત, રોકાણ, અવરોધવું તે, the act of restricting, thwarting, obstructing, detaining, or stopping.
**રુક્કો,** (પું.) ટૂંકો સંદેશો કે ચિઠ્ઠી; a short message or note.
**રુક્ષ,** (વિ.) સૂકું, શુષ્ક, ભેજરહિત, ચીકાશરહિત; dry, moistureless, arid, non-sticky: (૨) રસહીન; juiceless: (૩) કઠોર; harsh: **-તા,** (સ્ત્રી.) શુષ્કતા, વગેરે; dryness, etc.
**રુખ,** (પું.) ગાલ; the cheek: (૨) ચહેરો; the face, countenance: (૩) પક્ષપાત; partiality: (૪) વૃત્તિ, વલણ; inclination, trend: (૫) અનુમાન; a guess, a conjecture: (૬) બજારોની ચાલ, વગેરે માટેનાં ધારણા કે આગાહી; guess or prediction about market trends.
**રુખસત, રુખસદ,** (સ્ત્રી.) બરતરફી; dismissal, discharge.
**રુગ્ણ,** (વિ.) બીમાર, રોગી; sick, diseased: **રુગ્ણાલય,** (ન.) દવાખાનું, હૉસ્પિતાલ; a dispensary, a hospital.
**રુચવું,** (અ. ક્રિ.) ગમવું, અનુકૂળ હોવું; to like, to be suitable or agreeable.
**રુચિ,** (સ્ત્રી.) ગમો, અનુકૂળતા; liking, suitability, agreement: (૨) ઇચ્છા; a wish or desire: (૩) શોખ; fondness: (૪) ભૂખ; hunger, appetite: (૫) સ્વાદ, લિજ્જત; taste, relish: **-કર, -ર,** (વિ.) સ્વાદિષ્ટ, લિજ્જતદાર; tasteful, relishing: (૨) ગમે એવું, અનુકૂળ; likable, suitable: (૩) આનંદપ્રદ; pleasant: (૪) મનોહર, સુંદર; charming, beautiful.
**રુજ, રુજા,** (સ્ત્રી.) રોગ: a disease: (૨) પીડા; pain.
**રુઝાવું,** (અ. ક્રિ.) જુઓ રૂઝ, રૂઝવું.
**રુદન,** (ન.) રડવું તે; weeping, crying: (૨) વિલાપ; wailing, lamentation.
**રુદય, રુદિયું,** (ન.) હૃદય, અંતઃકરણ; the heart, conscience.
**રુદ્ર,** (વિ.) ભયાનક, ભયંકર; terrible, horrible: (પું.) ભગવાન શંકર; Lord Shiva: (૨) એ નામનો એક દેવ; a god so named.
**રુદ્રાક્ષ,** (પું.) એક પ્રકારનું વૃક્ષ અથવા એનું બી જે માળાના મણકા તરીકે વપરાય છે; a kind of tree or its seed which is used as a bead of a rosary.
**રુદ્રી,** (સ્ત્રી.) ભગવાન શંકરનું સ્તોત્ર અથવા એનો પાઠ; a hymn for Lord Shiva or its ceremonial recitation.
**રુધિર,** (ન.) રક્ત, લોહી; blood: **-વાહિની,** (સ્ત્રી.) લોહીના વહન માટેની નસ;an artery.
**રુવાંટી,** (સ્ત્રી.) રૂંવાં; જુઓ રૂંવું: **રુવાંટું,** (ન.) જુઓ રૂંવું.
**રુચેલ, રુચેલું,** (વિ.) રૂથી ભરેલું; stuffed with cotton.
**રુશનાઈ,** (સ્ત્રી.) (લખવાની) શાહી, ink.
**રુશવત,** (સ્ત્રી.) **રુશવતખોર,** (વિ.) જુઓ **રિશ્વત, રિશ્વતખોર.**
**રુંડ,** (ન.) માથું, ધડ સિવાયનો શરીરનો ભાગ; the head, the head without the trunk: (વિ.) જખમથી અપંગ બનેલું; crippled because of wounds: (૨) બોડું; with a completely shaven head: **-માળ,** (સ્ત્રી.) માનવ-ખોપરીઓનો હાર; a garland of human skulls.

**રૂ,** (ન.) બી રહિત કપાસ; cotton.
**રૂએ,** (અ) ને અંગે કે આધારે, પ્રમાણે; because of, on the basis of, according to.
**રૂક્ષ,** (વિ) જુઓ **રુક્ષ.**
**રૂખ,** (સ્ત્રી.) જુઓ **રુખ.**
**રૂઝ,** (સ્ત્રી.) જખમ, ગૂમડું, વગેરે સારાં થવાં કે મટવા તે; healing: **-વું,** (અ. ક્રિ.) રૂઝ આવવી; to be healed
**રૂઠવું,** (અ. ક્રિ.) નારાજીથી કોપવું, to be enraged because of displeasure or offence.
**રૂડપ,** (સ્ત્રી) સૌજન્યશીલ ભાવ કે વ્યક્તિત્વ, સુંદરતા; gracefulness, beauty: (૨) સારપ, ભલમનસાઈ; goodness, kindness: (૩) સંસ્કારિતા; culture.
**રૂડું,** (વિ) સૌજન્યશીલ, સુંદર, graceful, handsome: (૨) સારું, અનુકૂળ; fine, good, suitable: (૩) યોગ્ય; proper: (૪) સદ્ગુણી, સંસ્કારી; virtuous, cultured: (૫) સ્વીકાર્ય, આવકારપાત્ર; acceptable, welcome. **રૂડેરૂં,** (વિ.) રૂડું.
**રૂઢ,** (વિ) પ્રણાલિકાથી અમલી કે સ્થિર થયેલું; traditionally established: (૨) લોકપ્રિય, પ્રચલિત popular, current.
**રૂઢિ,** (સ્ત્રી) રૂઢ થયેલાં રિવાજ કે રીત; a tradition, a custom, an established practice: **-પ્રયોગ,** (પું.) રૂઢિથી વિશિષ્ટ અર્થ થતો હોય એવો શબ્દપ્રયોગ; an idiom
**રૂપ,** (ન.) દેખાવ, આકાર, ચહેરાના ભાવ કે દેખાવ; appearance, form, shape, countenance: (૨) સૌંદર્ય; beauty: (૩) વેશ; guise, attire: (૪) વ્યાકરણના નિયમાનુસાર પ્રત્યય, વગેરે લગાડી વાપરેલાં શબ્દ, પદ, વગેરે; derivation of a word
**રૂપક,** (ન) એક પ્રકારનું નાટક; a kind of drama: (૨) ઉપમેય રૂપમાન જ છે એવું સૂચવતો એક અર્થાલંકાર; a metaphor.
**રૂપરેખા,** (સ્ત્રી.) કેવળ આકારસૂચક રેખા કે રેખાઓ, line or lines suggesting mere shape or appearance: (૨) ટૂંકું વર્ણન; a short description, an outline.
**રૂપવતી,** (વિ.) (સ્ત્રી.) સુંદર સ્ત્રી; a beautiful woman.
**રૂપાખ્યાન,** (ન) (વ્યાકરણ) ધાતુનાં રૂપ બનાવવાં તે; (grammar) inflection or derivation of verbs.
**રૂપાળું,** (વિ.) સુંદર, મોહક; beautiful, charming.
**રૂપાંતર,**(ન) રૂપ કે આકાર ફેરવવાં અથવા બીજાં રૂપ કે આકાર આપવાં તે; transformation.
**રૂપિયાભાર,** (વિ.) એક તોલા જેટલા વજનનું; having the weight equal to that of a rupee coin.
**રૂપિયો,** (પું.) સો પૈસાની કિંમતનો ભારતનો મુખ્ય સિક્કો, India's standard coin worth one hundred paisa.
**રૂપું,** (ન) એક કીમતી ધાતુ, રજત; silver: **રૂપેરી,** (વિ.) રૂપા જેવું, રૂપાનું બનેલું, રૂપાથી મઢેલું; silvery, made of silver, plated or polished with silver: (૨) ધવલ, સફેદ; white.
**રૂબરૂ,** (અ.) 'ની હાજરીમાં, 'ની સમક્ષ; in the presence of, face to face.
**રૂમઝૂમ,** (અ) ઝાંઝરના અવાજથી; with the sound of jingling anklets.
**રૂમલાવું,** (અ. ક્રિ.) (ઢોરનું) ગાંડપણથી ભટકવું; to roam out of madness
**રૂમવું,** (અ. ક્રિ.) યુદ્ધભૂમિ પર ઝનૂનથી ઘૂમવું; to move fiercely or violently on a battlefield: (૨) રખડવું, ભટકવું; to roam, to wander.
**રૂમાલ,** (પું.) હાથ, વગેરે લૂછવા માટેનો કાપડનો ટુકડો; a handkerchief.
**રૂવું,** (ન.) શરીર પરનો ટૂંકો પાતળો વાળ; a short, thin hair on the body: **રૂવાં,** (ન. બ વ) અમુક પ્રાણીઓના શરીર પર થતા એવા સુંવાળા વાળ; fur.
**રૂસણું,** (ન) રિસાવું તે; the act or state of being offended and adamant
**રૂસવું,** (અ. ક્રિ) જુઓ **રિસાવું.**
**રૂહ,** (પું) (ન.) જીવ, આત્મા; soul
**રૂહાની,** (વિ) આધ્યાત્મિક. spiritual

રૂંછું, રૂંછડું, (ન.) જુઓ રૂવું: (૨) તંતુ, તાતણો; a fibre.

રૂંધ, (સ્ત્રી.) રૂંધણ, રૂંધન, (ન.) જુઓ રુકાવટ: (૨) ગૂંગળામણ, મૂંઝવણ; suffocation, perplexity: (૩) ગૂંચ, આંટી; a complex knot or problem.

રૂંધવું, (સ. ક્રિ.) રુકાવટ કરવી; to restrict, to thwart, to obstruct, to stop: (૨) ગૂંગળાવવું, મૂંઝવવું; to suffocate, to perplex.

રૂંધામણ, (સ્ત્રી.) જુઓ રૂંધ, રૂંધણ.

રૂંવાડું, રૂંવું, (ન.) જુઓ રૂવું.

રેખ, (સ્ત્રી.) લીટી; a line: (૨) ખીલી; a small nail: (૩) દાંતે જડેલી સોનાની ટીપકી; a thin sheet of gold set on a tooth: (અ.) જરા પણ; the least, at the minimum.

રેખા, (સ્ત્રી.) લીટી; a line: –ચિત્ર, (ન.) રેખાઓથી દોરેલું ચિત્ર, a drawing, a linear sketch: (૨) ટૂંકું જીવનચરિત્ર; a short biography.

રેખાંશ, (પું.) પૃથ્વીના ગોળા પરની, ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાંથી પસાર થતી કાલ્પનિક રેખાઓમાંની કોઈ એક; a longitude.

રેગિસ્તાન, (પું.) (ન.) રણ; a desert

રેચ, (પું.) જુલાબ; a purgative: –ક, (વિ.) જુલાબથી શુદ્ધ કરનારું; purgative.

રેજગી, (સ્ત્રી.) (મોટા સિક્કાનું) છૂટું પરચૂરણ; small coins (exchanged for a big one) change.

રેડ, (સ્ત્રી.) ધાડ, છાપો; a raid, a sudden attack by robbers, a sudden visit of police force, etc. for search.

રેડ, (વિ.) પ્રવાહી અને ઘટ્ટ, ઘાટું; viscous.

રેડવવું, (સ. ક્રિ.) જુઓ રેડવવું. [pour.

રેડવું, (સ. ક્રિ.) પ્રવાહીની ધાર કરવી; to

રેઢિયાર, રેઢિયાળ, (વિ.) ધણી વિનાનું અને રઝળતું; stray, ownerless and wandering: (૨) નકામું; useless, worthless: (૩) કુમાર્ગે ચડેલું, વંઠેલું; distracted from the right path, morally spoiled.

રેઢું, (વિ.) કોઈની સંભાળ કે દેખરેખ વિનાનું; uncared for by any one, unguarded: (૨) રઝળતું; stray, roaming.

રેણ, (સ્ત્રી.) રાત્રિ; night.

રેણ, (સ્ત્રી.) જુઓ રજ.

રેણ, (ન.) ધાતુઓ સાંધવાનું સાધન; a substance for soldering metals: –વું, (સ. ક્રિ.) to solder.

રેણુ, (સ્ત્રી.) રજ; a particle: (૨) ધૂળ; dust.

રેત, (ન.) વીર્ય; semen.

રેત, (સ્ત્રી.) વાલુકા, પથ્થરનો બારીક ભૂકો; sand, gravel: રેતાળ, રેતિયું, (વિ.) રેતીવાળું; sandy: રેતી, (સ્ત્રી.) રેત.

રૈન, (સ્ત્રી.) રાત્રિ; night.

રેફ, (પું.) વ્યંજનની પહેલાં 'ર' જોડાતો હોય ત્યારે એ વ્યંજન પર કરાતું 'ર' અંગેનું અર્ધચંદ્રાકાર ચિહ્ન, a crescent-like sign denoting 'ર', made over a consonant when 'ર' is joined before it.

રેબઝેબ, (વિ.) (અ.) (પરસેવાથી) પલળેલું કે નીતરતું; wet or dripping (with perspiration).

રેલ, (સ્ત્રી.) (નદી, વગેરેનું) પૂર; a flood: (૨) વિપુલતા: abundance, plenty.

રેલછેલ, રેલમછેલ, (સ્ત્રી.) છલકાઈ જવું તે; an overflow: (૨) અતિશય વિપુલતા; over-abundance, exuberance.

રેલવું, (અ. ક્રિ.) નાના પ્રવાહરૂપે વહેવું; to flow in the form of a stream: (૨) પૂર આવવું; છલકાવું; to flood, to overflow: (૩) જવું, વિદાય લેવી; to go, to depart: (સ. ક્રિ.) જોરથી રેડવું; to pour forcefully: (૨) ઢોળવું; to spill.

રેલારેલ, (સ્ત્રી.) જુઓ રેલછેલ

રેલાવું, (અ. ક્રિ.) (પ્રવાહીનું) નાના પ્રવાહરૂપે પ્રસરવું; (of liquids) to spread like a stream: (૨) ઢોળાવું; to be spilt: (૩) જુઓ રેલવું (૧).

**રેલો,** (પું.) લીટી જેવો કે નાનો પાતળો પ્રવાહ; a line-like or a small thin flow or stream
**રેવડી,** (સ્ત્રી.) એક પ્રકારની, સાકરની ચાસણી અને તલની ખાદ્ય વસ્તુ, an eatable made of syrup and sesame seeds.
**રેવત, રેવંત,** (પુ.) ઘોડો; a horse.
**રેવતી,** (સ્ત્રી.) સત્તાવીસમું-છેલ્લું નક્ષત્ર; the twenty-seventh-last constellation.
**રેવંચી,** (સ્ત્રી.) ઔષધ તેમજ રંગ તરીકે વપરાતો એક પ્રકારનો ગુંદર; a kind of gum used as a drug and a colour.
**રેશમ,** (ન.) એક પ્રકારના કીડાની લાળમાં રેસા અથવા એમાંથી બનતું સુંવાળું કાપડ; silk, silk-cloth: **રેશમી,** (વિ.) રેશમનું અથવા એના જેવું સુંવાળુ ;silken or soft as silk.
**રેષા,** (સ્ત્રી.) લીટી, રેખા; a line.
**રેસાદાર,** (વિ.) રેસાવાળું; fibrous.
**રેસો,** (પું.) તંતુ; fibre, filament.
**રેંકડી,** (સ્ત્રી.) **રેંકડો,** (પું.) બળદગાડી; a bullock-cart: (૨) માણસથી ખેંચાતી બે પૈડાંવાળી ભારવાહક ગાડી; a two wheeled transport vehicle pulled by man.
**રેંકવું,** (અ. ક્રિ.) (ગાય, ભેંસ, વગેરેનું) ભાંભરવું,(of cow, buffalo)to bellow.
**રેંજીપેંજી,** (વિ.) નિર્માલ્ય, તુચ્છ; stuffless, insignificant: (૨) મંદ, ઉત્સાહરહિત; dull, cold, spiritless.
**રેંટ,** (પું.) જુઓ **રહેંટ.**
**રેંટિયો,** (પું.) એક પ્રકારનું હાથે કાંતવાનું સાધન, a spinning wheel.
**રેંસવું,** (સ. ક્રિ.) જુઓ **રહેંસવું.**
**રૈયત,** (સ્ત્રી.) પ્રજા, લોકો; subjects, people.
**રોક,** (વિ.) રોકડું; cash.
**રોકકળ,** (સ્ત્રી.) **રોકકળાટ,** (પું.) રોતાં રોતાં વિલાપ કરવો કે કકળવું તે; weeping and wailing.
**રોકટોક,** (સ્ત્રી.) રોકવું, અવરોધવું કે ટીકા કરવાં તે; restraining, obstructing or criticizing: (૨) વાંધો, વિરોધ; objection, opposition.
**રોકડ,** (વિ.) **રોકડું**; cash: (સ્ત્રી.) રોકડું નાણું; cash or ready money: **રોકડિયું,** (વિ.) રોકડ વ્યવહાર કરનારું; dealing in cash: (૨) હાજરજવાબી; ready-witted, able to give prompt replies: **રોકડી,** (સ્ત્રી.) કામના નિયત સમય કરતાં વધારે સમય કામ કરવું તે અથવા એ માટે મળતું રોકડું મહેનતાણું; overtime work or cash payment for such work: **રોકડું,** (વિ.) તરત જ ચૂકવેલું (નાણું); cash (payment):(ન.) નગદ, હાથવગું નાણું; cash or ready money: (૨) (લૌકિક) બેધડક કરેલું વિધાન કે આપેલો જવાબ; (colloq.) a bold and frank statement or reply.
**રોકવું,** (સ. ક્રિ.) અટકાવવું, આગળ વધવા ન દેવું, to stop, to thwart: (૨) અટકાયત કરવી; to detain: (૩) અવરોધવું; to hinder, to obstruct: (૪) વિકાસ થવા ન દેવો, સ્થિર રાખવું; to keep standstill: (૫) કર્મચારી તરીકે નીમવું, કામધંધે લગાડવું; to employ: (૬) નફાકારક પ્રવૃત્તિ માટે નાણાંનો ઉપયોગ કરવો; to invest: (૭) મનાઈ કરવી; to prohibit.
**રોકાણ,** (ન.) વિલંબ; delay: (૨) અટકાયત; detention: (૩) અવરોધ, obstruction: (૪) રોકવું કે રોકાવું તે; employment, investment, prohibition, etc.
**રોકૂટ,** (સ્ત્રી.) રોતાં રોતાં અને છાતી કૂટતાં વિલાપ કરવો તે, wailing by weeping and beating the breast.
**રોગ,** (પું.) સ્વાસ્થ્ય બગડવું તે, વ્યાધિ, બીમારી; indisposition, disease, sickness: **–ચાળો,** (પું.) રોગનો વ્યાપક ફેલાવો; an epidemic, a pestilence.
**રોગાન,** (પું.) અમુક પ્રકારનું તેલ, લાખ, વગેરેનું લાકડા વગેરે પર લગાડવાનું રંગ જેવું મિશ્રણ, varnish.
**રોગિયું, રોગિષ્ટ, રોગી,** (વિ.) સ્વાસ્થ્યની વિકૃતિથી પીડાતું, બીમાર; diseased, indisposed, sick.

**રોચક**, (વિ.) રુચિકર; palatable, suitable, tasty, appetizing: (૨) આનંદપ્રદ; pleasant, delightful: (૩) ગમતું, ગમે એવું; likable.

**રોજ**, (પું.) દિવસ, a day: (૨) તારીખ, તિથિ; a date: (૩) એક દિવસના કામનું મહેનતાણું; remuneration for a day's work, wages for a day: (અ.) હંમેશાં; always, every day: **–ગાર**, (પું.) વ્યવસાય, નોકરીધંધો; occupation, profession, vocation, employment: **–ગારી**, (સ્ત્રી.) રોજગાર: **–નીશી**, (સ્ત્રી.) દૈનિક પ્રવૃત્તિની નોંધપોથી, a diary: **–બરોજ**, (અ.) હમેશાં; always: **–મેળ**, (પું.) દૈનિક હિસાબ અથવા એને માટેનો ચોપડો; daily account or a ledger.

**રોજિંદું**, (વિ.) રોજનું; daily: **રોજી**, (સ્ત્રી.) જુઓ **રોજ** (૩): (૨) જુઓ **રોજગાર**: (૩) ગુજરાન; maintenance.

**રોજો**, (પું.) મુસ્લિમ મહાપુરુષ કે સંતની કબર, a tomb of a Muslim great man or a saint: (૨) મુસ્લિમોનો ઉપવાસનો દિવસ; a fast-day for Muslims.

**રોઝ**, (ન.) એક પ્રકારનું ગાય જેવું જંગલી પ્રાણી; a kind of cow-like wild animal.

**રોટલી**, (સ્ત્રી.) ઘઉંના લોટની, પાતળા પડ જેવી ગોળાકાર વાની, a thin, soft, circular bread of wheat flour. **રોટલો**, (પું.) મોટી કડક રોટલી; a hard bread, a loaf. (૨) (લૌકિક) ગુજરાન, આજીવિકા; (colloq.) maintenance, livelihood.

**રોટી**, (સ્ત્રી.) જુઓ **રોટલી**: (૨) પાઉંરોટી; bread, double bread.

**રોડું**, (વિ.) પાક્યા પહેલાં ચીમળાઈ ગયેલું અને બેસ્વાદ; withered before ripening and distasteful: (ન.) એવું સોપારી; such a betel nut: (૨) (લૌકિક) ગમાર, જડસો; (colloq.) a stupid or dull person.

**રોડવવું**, (સ. ક્રિ.) અગવડ ભોગવી લેવી, નિભાવી લેવું; to suffer or be reconciled with inconveniences, to tolerate unsuitable circumstances: (૨) જેમ તેમ ચલાવી લેવું, ગબડાવવું; to manage with difficulties.

**રોડું**, (ન.) ઢેફું, a clod of earth: (૨) ઈંટનો ટુકડો; a brickbat.

**રોણું**, (ન.) રુદન, વિલાપ; weeping, lamentation.

**રોતડ, રોતડું, રોતલ**, (વિ.) વાતવાતમાં રોઈ પડે એવું; apt to weep over trifles: (૨) ડરપોક, બાયલું; timid, cowardly.

**રોદડું, રોદણું**, (ન.) જુઓ **રોણું**: (૨) વીતકકથા; a tale of misfortune.

**રોદન**, (ન.) જુઓ **રોણું**.

**રોધ**, (પું.) જુઓ **રુકાવટ**: **–ક**, (વિ.) રુંધન કે રુકાવટ કરનારું; restricting, thwarting, obstructing, stopping, detaining: **–ન**, (ન.) જુઓ **રુકાવટ**: **–વું**, (સ. ક્રિ.) જુઓ **રૂંધવું** (૧).

**રોન**, (સ્ત્રી.) ચોકીદારે રાત્રે ફરવું તે, a watchman's rounds during the night.

**રોનક**, (સ્ત્રી.) શોભા, ભપકો, તેજ; beauty, splendour, pomp, lustre.

**રોપ**, (પું.) કુમળો કે ઉગતો છોડ; a tender or growing plant: **–ણ**, (ન.) **–ણી**, (સ્ત્રી.) રોપવું તે; planting, sowing, erecting

**રોપવું**, (સ. ક્રિ.) વાવવું; to plant, to sow: (૨) ખોડીને ઊભું કરવું; to erect: (૩) પાયો નાખવો; to found.

**રોપીટ**, (સ્ત્રી.) જુઓ **રોકૂટ**

**રોપો**, (પું.) જુઓ **રોપ**.

**રોફ, રોબ**, (પું.) જુઓ **રુઆબ**.

**રોબડ**, (વિ.) મૂર્ખ, જડ, ગમાર; foolish, stupid

**રોમ**, (પું.) (ન.) જુઓ **રૂંવું**.

**રોમાંચ**, (પું.) લાગણી અને આશ્ચર્યથી રૂંવાં ઊભાં થવાં તે; a thrill: **–ક**, (વિ.) એવી અસર કરનારું; thrilling.

**રોવું**, (અ. ક્રિ.) રુદન કરવું, રડવું; to weep: (સ. ક્રિ.) કોઈ બાબતનો અફસોસ કરવો, -નું દુઃખ વ્યક્ત કરવું; to grieve: (ન.) જુઓ **રોણું**.

**રોશન,** (વિ.) ચમકતુ, ચળકતું, bright, shining: (૨) જાહેર, જાણેલું કે જણાયેલું, ખુલ્લું; public, known, open.
**રોશનાઈ,** (સ્ત્રી.) ઝગમગાટ; illumination, intense light. (૨) જુઓ **રુશનાઈ:**
**રોશની,** (સ્ત્રી.) ઝગમગાટ; illumination.
**રોષ,** (પું.) ગુસ્સો, ખફા, નારાજ, anger, wrath, displeasure. [constellation.
**રોહિણી,** (સ્ત્રી.) ચોથું નક્ષત્ર, the fourth
**રોહિત,** (વિ.) રાતું, લાલ; red.
**રોળ,** (પુ.) રોગચાળો; a pestilence, an epidemic:(૨)મરકી;cholera:(૩)હોનારત, પાયમાલી, સર્વનાશ; a widespread calamity, ruin, annihilation: (૪) ઓથાર, ગજબ દાટ; nightmare, havoc
**રોળવું,** (સ. ક્રિ.) મસળવુ, ગૂંદવું; to knead: (૨) કચરવું; to cruch: (૩) રગદોળવું; to soil: (૪) કચરીને મારી નાખવું; to crush to death.
**રોંચું,** (વિ.) **રોંચો,** (પું.) ગામડિયો, જંગલી કે અસંસ્કારી માણસ; a rustic, an uncivilized man.
**રોંઢું,** (ન) બપોર અને સાંજ વચ્ચેનો સમય; afternoon: **રોંઢો,** (પું.) એ સમયનાં ભોજન કે નાસ્તો; an afternoon dinner or lunch.
**રૌદ્ર,** (વિ) ભયંકર; terrible, horrible: (૨) ઉગ્ર,ઝનૂની, intense, fierce, violent: (પું.) ભયાનકતા, વગેરે; horror, etc.
**રૌપ્ય,** (વિ.) રૂપાનું કે રૂપા જેવું; of or like silver.

## લ

**લ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો અઠ્ઠાવીસમો વ્યંજન; the twenty-eighth consonant of the Gujarati alphabet: (૨) ચાર અર્ધસ્વરોમાંનો એક; one of the four semi-vowels
**લઉઓ,** (પું.) રાજા કે રાજદરબારનો મશ્કરો; a royal or court jester.
**લકડિયું,** (વિ.) (ન.) જુઓ **લક્કડિયું,** (લક્કડના પેટામાં). [પક્ષાઘાત; paralysis
**લકવો,** (પું.) એક પ્રકારનો વાતવ્યાધિ,
**લકીર,** (સ્ત્રી.) રેખા, લીટી; a line.
**લકુંભો, લકૂંભો,** (પુ.) (કટાક્ષમાં) ફાયદા કે લાભના અર્થમાં કોળિયો કે લાડવો; (ironically) a mouthful or a sweet-ball in the sense of gain or profit.
**લક્કડ,** (ન.) (મહદ્ અંશે સમાસમાં) લાકડું; (mostly in compounds) wood: **-કામ,** (ન.) લાકડાનું કે સુતારી કામ; wood-work; carpentry: **-કોટ,** (પું.) લાકડાનો કોટ, આડશ કે દીવાલ; a wooden barricade or wall: (૨) બંદર કે નદીકિનારાનો લાકડા ચડાવવા કે ઊતારવાનો ડક્કો; a wharf for loading or unloading wood: **-ધક્કડ,** (અ.) તરંગીપણે; whimsically: (૨) ઝડપથી; speedily, quickly: **-પીઠ,** (સ્ત્રી.) લાટી; a wood or timber market: **-ફોડો,** (પું.) લાકડાં ફાડનારો, કઠિયારો, a wood-cutter: **-શી,** (વિ.) લાકડા જેવુ કઠણ; as hard as wood: (પું.) લક્કડશી-એક પ્રકારનો કઠણ લાડુ; a kind of hard sweet-ball: **-સી,** (વિ.) (પું.) લક્કડશી: **લક્કડિયું,** (વિ.) લાકડાનુ; wooden: (૨) લાકડા જેવું કઠણ; as hard as wood: (૩) અતિશય ઉગ્ર (હિમ); extremely intense (frost): (ન) મસાલા, વગેરે રાખવાની લાકડાની પેટી; a wooden box for keeping spices, etc.
**લક્ષ,** (ન.) હેતુ, ઉદ્દેશ, purpose, aim: (૨) ધ્યાન; heed, attention: (૩) બાણ, વગેરેનું નિશાન; a target: (પું) લાખની સંખ્યા; the number one lac or a hundred thousand.
**લક્ષણ,** (ન) નિશાની, ચિહ્ન, a sign, a mark, a symptom: (૨) ગુણ, ખાસિયત, વિશિષ્ટ ગુણ; quality, peculiar property or attribute: (૩) (વિશિષ્ટ ગુણ,

વગેરેની) વ્યાખ્યા; a definition (of peculiar property, etc.): (૪) વર્તણૂક, ઢંગ; behaviour, conduct, mode, manner: -વંતુ, (વિ.) લાયક, સુલક્ષણું; worthy, having good qualities, qualified: (૨) નાલાયક, કુલક્ષણું; unworthy, having bad qualities.

**લક્ષણા,** (સ્ત્રી.) અધ્યાહાર શબ્દ કે શબ્દો; an ellipsis, an understood word or words (વિ.) સમાસના અંતમાં,'થી યુક્ત, અમુક ગુણવાળું; (in the end of a compound) associated with, having the qualities of.

**લક્ષધા,** (અ.) અનેક રીતે; in thousands or innumerable ways.

**લક્ષવું,** (સ ક્રિ.) હેતુ કે ઉદ્દેશ હોવાં; to aim, to intend: (૨) તાકવું; to aim at a target: (૩) અનુમાન કરવું; to guess, to suppose: (૪) શોધી કાઢવું; to find out: (૫) ભેદ કે તફાવત જોવાં કે જાણવાં; to discern: (૬) અપેક્ષા રાખવી; to expect, to look for. [લખપતિ.

**લક્ષાધિપતિ, લક્ષાધીશ,** (પું.) જુઓ

**લક્ષી,** (વિ.) (મહદંશે સમાસના અંતમાં) અમુક ધ્યેયવાળું; (mostly at the end of a compound) having a specific aim or object

**લક્ષ્મી,** (સ્ત્રી.) ભગવાન વિષ્ણુની પત્ની અને ધનની અધિષ્ઠાત્રિ દેવી; the wife of Lord Vishnu and the goddess of wealth: (૩) ધન, દોલત, આબાદી; wealth, riches, prosperity.

**લક્ષ્ય,** (વિ.) ધ્યાનમાં લેવા જેવું; નોંધપાત્ર; worth heeding, minding or noting: (૨) ધ્યેય તરીકે સ્વીકારવા કે નિશાન બનાવવા લાયક; worth aiming at: (૩) જાણી કે જોઈ શકાય એવું; perceptible, discernible: (ન.) જુઓ **લક્ષ** (૧), (૨) અને (૩) (૨) સૂચિતાર્થ; implied meaning: (૩) જેની વ્યાખ્યા આપવામાં આવી હોય એ વસ્તુ કે શબ્દ; a thing or word defined: -બિંદુ, (ન.) ધ્યેય, નિશાન; an aim, a target: **લક્ષ્યાર્થ,** (પું.) સૂચિતાર્થ. implied meaning.

**લખ,** (વિ.) જોઈ કે જાણી શકાય એવું, લક્ષ્ય; perceptible, discernible.

**લખણ,** (ન.) લક્ષણ, ચિહ્ન, a sign, a mark, a quality, a property: (૨) વર્તણૂક, behaviour.

**લખણી,** (સ્ત્રી.) યાદી, ટીપ; a list.

**લખણું,** (ન.) લખણી: (૨) કલમ; a pen: (વિ.) જુઓ **લક્ષણવંતુ.**

**લખત,** (ન.) કરાર; an agreement, a written contract: (૨) ભાગ્યના લેખ; destiny· **લખત પત્તર,** (ન.) સામાન્ય પ્રકારનો કરાર; an ordinary agreement: (૨) મુસદ્દો; a draft.

**લખપતિ,** (પું.) અતિશય શ્રીમંત માણસ; a very wealthy person, a millionaire.

**લખલખ,** (વિ.) ચમકતું; bright: (૨) સ્પષ્ટ, સ્વચ્છ; clear, clean: (૩) શક્તિશાળી, મજબૂત; powerful, strong: (અ.) ચળકાટથી. સ્પષ્ટ રીતે; brilliantly, clearly: -વું, (સ. ક્રિ.) પીડા, વ્યથા કે ગ્લાનિ થવાં; to be pained or afflicted: (૨) ચમકવું; to shine: (૩) લવારો કરવો; to prate, to chatter.

**લખલખવું,** (અ. ક્રિ.) અતિશય ભૂખ લાગવી; to be intensely hungry: (૨) તલસવું, ઝંખવું; to hanker, to crave.

**લખલખાટ,** (પું.) ઝગમગાટ; illumination, shining light: (૨) બકવાટ, લવારો; prattle: (૩) તીવ્ર પીડા; sharp pain: (૪) ધ્રાસ્કો; fright, terror.

**લખલખાટ,** (પું.) તીવ્ર ભૂખ, intense hunger·(૨) તીવ્ર ઉત્કંઠા,ઝંખના કે તલસાટ;intense desire, craving or hankering

**લખલૂટ,** (વિ.) (અ) વિપુલ, બેહદ; abundant, unlimited too much.

**લખવું,** (સ. ક્રિ.) કાગળ, વગેરે પર અંકિત કરવું, નોંધવું; to write, to note down.

**લખવું**, (સ. ક્રિ.) જોવું, અવલોકન કરવું; to see, to view, to observe.
**લખાઈ,** (સ્ત્રી) લખવાનું મહેનતાણું; remuneration for writing.
**લખાણ,** (ન) લેખન, લિખિત બાબત; writing, transcribing, composing, written matter: (૨) કરાર, દસ્તાવેજ; an agreement, a document.
**લખારો,** (પુ.) બકવાટ, લવારો; prattle.
**લખાવટ,**(સ્ત્રી.)લખાણ; writing, transcribing: (૨) લખવાની રીત; mode of writing.
**લખિતંગ,** (વિ.) જુઓ **લિખિતંગ.**
**લખેશરી,** (પું.) જુઓ **લખપતિ:** (વિ.) અતિશય શ્રીમંત; very rich.
**લખોટવું**, (સ. ક્રિ.) લાખ ચડાવવી, લાખથી ઓપવું; to cover or glaze with sealing-wax.
**લખોટી,** (સ્ત્રી.) કાચ કે પથ્થરની રમવાની નાની ગોળી; a small marble: **લખોટો,** (પું.) મોટી લખોટી; a marble: (૨) અગત્યના દસ્તાવેજ, ઠુમારો, વગેરેનો સીલબંધ બીડો; a sealed scroll of documents, etc.
**લખ્ખણ,** (ન.) જુઓ **લખણ.**
**લગટ,** (વિ.) (અ.) એકધારું, સતત, non-stop, incessant, incessantly.
**લગડી,** (સ્ત્રી.) સોના કે ચાંદીની પાટ; a bar of gold or silver.
**લગડું**, (ન.) ભારવાહક જનાવરનું છાલકું; a wooden frame on the back of a beast of burden: (૨) ભાર, બોજો; burden.
**લગણ,** (અ.) સુધી, till, upto.
**લગત,** (વિ.) સંબંધી; related, pertaining: (૨) લાગુ પડતું; applicable: (૩) પાસેનું, જોડેનું; near, adjoining: (સ્ત્રી.) ઓળખાણ, સબંધ; acquaintance, relation: (૨) ગાઢ સબંધ; ઘરોબો; intimacy: (અ.) અડોઅડ, પાસે, જોડે, adjacently, near, accompanied with: **લગતી,** (સ્ત્રી) પક્ષપાત, વગ; partiality, influence: (૨) શરમ; shame: **લગતું**, (વિ.) લગત.
**લગન,** (ન.) જુઓ **લગ્ન: -ગાળો,** (પું.) લગ્નને માટે સારા મુહૂર્તોનો સમય, લગ્નની મોસમ; marriage season: **-સરા,** (સ્ત્રી.) લગનગાળો.
**લગની,** (સ્ત્રી.) તીવ્ર આકર્ષણ કે પ્રેમ, strong attraction or love: (૨) ઉગ્ર શોખ, આદત, ટેવ; intense fondness or attachment; addiction, habit: (૩) ઉત્કંઠા; intense desire.
**લગભગ,** (અ) પાસે, અડોઅડ, near, adjacently: (૨) અંદાજે, આશરે, approximately, about.
**લગાડવું**, (સ. ક્રિ.) જુઓ **લગાવવું**.
**લગાતાર,** (અ) એકધારું, સતત; non-stop, incessantly.
**લગામ,** (સ્ત્રી) ઘોડાના મોમાં રખાતું લોઢાનું ચોકડું; the bit of a bridle: (૨) એ ચોકડાને જોડેલાં, અંકુશ માટેનાં પટ્ટા કે દોરી; reins: (૩) અંકુશ; control.
**લગાર, લગારેક,** (વિ.) (અ) જુઓ **લગીર**
**લગાવવું**, (સ. ક્રિ.) સ્પર્શ કરવો, અડકાવવું; to touch, to contact: (૨) સ્પર્શ થાય એવી રીતે ફેલાવવું; to apply: (૩) ચોપડવું; to apply, to smear with: (૪) જોડવું, લાગુ કરવું, વળગાડવું; to join, to fix, to fasten.
**લગી,** (અ.) સુધી; till, upto.
**લગીર, લગીરેક,** (વિ.) બહુ થોડું; least: (અ.) અલ્પ સમય માટે, જરાક; for a while, for a short time, slightly.
**લગોલગ,** (અ.) તદ્દન નજીક, લગભગ સરખે અંતરે કે હરોળમાં; very near, neck to neck: (૨) અડકીને; adjoiningly: (૩) મહદ્ અંશે; almost.
**લગ્ન,** (વિ.) જોડાયેલું, વળગેલું; joined, adhered: (૨) આસક્ત, લીન; attached, engrossed: (ન.) જન્મ સમયે પૂર્વ દિશામાં રહેલી રાશિ અર્થાત્ જન્મકુંડળીનું પ્રથમ સ્થાન; the ascending sign of

the Zodiac at the time of birth i.e. the first house of a horoscope: (૨) શુભ મુહૂર્ત, an auspicious moment or time: (૩) પરણવાનો વિધિ, વિવાહ; the marriage ceremony, marriage. [ragged.

**લધરવધર**, (વિ.) ચીંથરેહાલ, tattered,

**લઘિમા**, (સ્ત્રી.) કદનું અલ્પત્વ, લઘુપણું; smallness, lessening of size: (૨) નાનપ; inferiority: (૩) અતિશય નાનું સ્વરૂપ ધારણ કરવાની યોગની સિદ્ધિ; the yogic power of assuming the smallest form.

**લઘુ**, (વિ.) અલ્પ, નાનું; small, little: (૨) વજનમાં હલકું; light, not heavy: (૩) સરલ, સહેલું; easy, not complex: (૪) (સ્વર, વગેરે) હ્રસ્વ; (vowel, etc) short: (૫) સરખામણીમાં ઓછી વયનું; younger: **–કોણ**, (પું.) નેવું અંશથી ઓછા અંશનો કોણ; an acute angle: **–તમ**, (વિ.) સૌથી નાનું કે ઓછું; smallest, minimum: (પું.) અમુક સંખ્યાઓમાંની દરેકને નિઃશેષ ભાગી શકે એવી સૌથી નાની રકમ; the lowest common multiple: **–તમ સાધારણ ભાજ્ય**, (પું.) જુઓ **લઘુતમ**: **–મતી**, (સ્ત્રી.) સરખામણીમાં ઓછા મત હોવા તે; minority: (૨) એવો પક્ષ; a minority party: (૩) એવા લોકો, people or persons in minority: (વિ.) સરખામણીમાં અલ્પ સંખ્યા કે મત ધરાવનારું; minority: **–લિપિ**, (સ્ત્રી.) જલદી લખી શકાય એવી ટૂંકાક્ષરી લિપિ, shorthand: **–લેખન**, (ન.) લઘુલિપિમાં લખવું તે, writing in shorthand: **–શંકા**, (સ્ત્રી.) પેશાબની હાજત, the feeling to urinate

**લચક**, (સ્ત્રી.) મરડાટ, મૂળસ્થાનેથી ખસી જવું તે; a twist; a dislocation: (૨) લટકો; a graceful twist (૩) લટકાળી ચાલ, a graceful gait or movement.

**લચકમચક**, (અ.) (ખાવાની ક્રિયા) ઉતાવળે, મોટે કોળિયે અને ચાવ્યા વિના; (eating) hastily, with big mouthfuls and without chewing.

**લચકવું**, (અ. ક્રિ.) ભારથી નીચા નમવું; to bend down because of burden: (૨) મરડાવું; to be twisted: (૩) સ્થાન પરથી ખસી જવું; to be dislocated: (૪) આકર્ષક અદાથી ચાલવું; to walk gracefully.

**લચકો**, (પું.) ઘટ્ટ પદાર્થનો જથ્થો, લોંદો; a lump of a viscous substance.

**લચપચ**, (વિ.) પ્રવાહીથી તરબોળ અને લચકા જેવું, viscous and doughy.

**લચવું**, (અ. ક્રિ.) જુઓ **લચકવું** (૧).

**લચ્છો**, (પું.) જુઓ **માંજો**.

**લજવવું**, (સ. ક્રિ.) જુઓ **લજાવવું**.

**લજાડવું**, (સ. ક્રિ.) જુઓ **લજાવવું**.

**લજામણી**, (સ્ત્રી.) એક પ્રકારનો છોડ જેનાં પાન સ્પર્શથી સંકોચાય છે, a kind of plant the leaves of which contract by touch, the sensitive plant.

**લજામણું**, (વિ.) શરમજનક; shameful.

**લજાવવું**, (સ. ક્રિ.) શરમિંદુ કરવું; to make ashamed: (૨) લાજે તેમ કરવું; to disgrace.

**લજ્જત**, (સ્ત્રી.) જુઓ **લિજ્જત**.

**લજ્જા**, (સ્ત્રી.) સંસ્કારપ્રેરિત સંકોચ, શરમ; modesty, cultural scruple, bashfulness: (૨) પ્રતિષ્ઠાહાનિ, અપકીર્તિ; disgrace, shame.

**લજ્જિત**, (વિ.) શરમાયેલું, ashamed: (૨) સંકોચ અનુભવતું; pendant, bashful, modest (૩) લાજેલું; disgraced, scrupulous because of guilt.

**લટ**, (સ્ત્રી.) વાળની પાતળી સેર; a thin string or lock of hair: (૨) સૂતર, વગેરેની આંટી, a twisted string of yarn, etc: (૩) મોતીની સેર; a string of pearls (૪) વડવાઈ; a string-like branch of a banyan-tree rooted into the earth.

**લટક**, (સ્ત્રી.) જુઓ **લટકો**: **–ણું**, **–ણિયું**,

લટકતું; hanging: (ન.) એક પ્રકારનું કાનનું લટકતું ઘરેણું; a pendant ear-ring.
**લટકવું**, (અ. ક્રિ.) ઝૂલતું હોવું; to hang, to remain pendant: (૨) અધવચ્ચે રખડી પડવું, આધાર ગુમાવવો; to be left in the lurch, to miss a path, to become supportless.
**લટકાવવું**, (સ. ક્રિ.) 'લટકવું'નું પ્રેરક.
**લટકાળું**, (વિ.) લટકા કરનારું; apt to walk or move gracefully: (૨) નખરાળું, વરણાગિયું; foppish, coquettish.
**લટકું**, (ન.) લટકો: **લટકો**, (પું.) કલાત્મક હાવભાવ કે અંગમરોડ; graceful expression or physical attitude: (૨) નખરું; foppery, a vain artificial gesture.
**લટપટ**, (વિ.) જોડાયેલું, ચોટેલું, વળગેલું; joined, stuck to, entwined: (૨) આસક્ત, પ્રેમવશ; attached, fond of, strongly possessed by love: (સ્ત્રી.) પ્રપંચ, ખટપટ; intrigue: (૨) ગાઢ સબંધ, ઘરોબો, intimacy.
**લટપટિયું**, (ન.) વાળંદનો અસ્ત્રો સજવાનો પટ્ટો; a barber's strop.
**લટવું**, (અ. ક્રિ.) જુઓ **લચકવું** (૧).
**લટાર**, (સ્ત્રી.) આંટો, ફેરો, આનંદ માટે ફરવું તે: a stroll, a leisurely walk.
**લટિયું**, (ન.) જુઓ **લટ** (૧)
**લટ્ટુ**, (વિ.) નબળું કે નરમ પડેલું; weakened, softered or sobered: (૨) લાચારીથી પરવશ; helplessly subordinate or dependent: (૩) મન પર અંકુશ વિનાનું; mentally uncontrolled: (૪) સ્તબ્ધ, stunned, dismayed: (પું.) એક પ્રકારનું રમકડું, ભમરડો, a kind of toy, a top.
**લઠ**, **લઠ્ઠ**, (વિ.) જાડું અને બળવાન; fat and strong: (પું.) જાડો, દંડો ધોકો, ડંગોરો; a club, a cudgel: **લઠિંગું**, **લઠાંગું**, (વિ.) લઠ: (૨) બદમાશ, લુચ્ચું; knavish, roguish, cunning: **લઠ્ઠો**, (પું.) લઠ્ઠ માણસ; a fat and strong man: (૨) ગાડાનાં પૈડાંની ધરી; the axle of cart wheels.
**લડકણ**, **લડકણું**, (વિ.) કજિયાખોર, ઝઘડાખોર; quarrelsome, pugnacious.
**લડત**, (સ્ત્રી.) લડાઈ, સામનો; a battle, a fight, an opposition: (૨) સામુદાયિક ચળવળ; mass movement.
**લડધું**, (વિ.) જુઓ **લઠ**: (ન.) લઠ્ઠ બાળક; a fat and strong child.
**લડબડવું**, (અ. ક્રિ.) જુઓ **લથડવું** (૧).
**લડબડિયું**, (ન.) જુઓ **લથડિયું**.
**લડવાડ**, (સ્ત્રી.) જુઓ **લડાઈ** (૧) અને (૨).
**લડવું**, (અ. ક્રિ.) કજિયો કે ઝઘડો કરવાં; to quarrel: (૨) મારામારી કરવી; to scuffle: (૩) યુદ્ધ કરવું; to fight, to wage a war: (૪) અદાલતનો આશ્રય લેવો; to litigate: (૫) સ્પર્ધા કે હરીફાઈ કરવાં; to contend, to contest, to vie with: (૬) અણબનાવ હોવો; to have bitter relations, to be discorded.
**લડાઈ**, (સ્ત્રી.) જંગ, યુદ્ધ; a battle: (૨) વિગ્રહ, a war: (૩) કજિયો; a quarrel.
**લડાક**, **લડાકુ**, (વિ.) જુઓ **લડકણ**.
**લડાયક**, (વિ.) યુદ્ધ માટે ઉપયોગી, યુદ્ધનું કે એને લગતું; warlike, of or pertaining to a battle or war (૨) યુદ્ધે ચડવાની વૃત્તિવાળું; inclined to fight or to resort to war: (૩) લશ્કરી; military: (૪) જુઓ **લડકણ**.
**લડાવવું**, (સ. ક્રિ.) 'લડવું'નું પ્રેરક.
**લડાવવું**, (સ. ક્રિ.) લાડ કરાવવાં, to fondle.
**લડ્ડુ**, (પું.) લાડુ; a sweet-ball.
**લઢણ**, (સ્ત્રી.) રીત; manner, mode: (૨) પદ્ધતિ; style, system (૩) ટેવ, લત; habit, addiction.
**લણવું**, (સ. ક્રિ.) પાકની કાપણી કરવી; to reap, to harvest: (૨) કર્મફળ મેળવવું; to attain the fruits or reward

of actions: **લણણી,** (સ્ત્રી.) લણવું તે; reaping, harvesting.

**લત,** (સ્ત્રી.) ઉગ્ર શોખ, આદત, ટેવ; intense fondness addiction, habit.

**લતા,** (સ્ત્રી.) વેલ; a creeper: **-કુંજ,** (સ્ત્રી.) **-મંડપ,** (પું.) વેલોના ઘટા કે માંડવો; a bower.

**લતાડ,** (સ્ત્રી.) લાત, પાટુ; a kick: (૨) બોલીને ફરી જવું તે; a gainsaying, a self-contradiction: (૩) પ્રત્યાઘાત; reaction, after-effect: (૪) ગુલાંટ, ગોથું; a stumbling.

**લત્તાં,** (ન. બ. વ.) કપડાં, લૂગડાં, clothes.

**લત્તો,** (પું.) શહેર કે ગામનો વિશિષ્ટ વિભાગ; a locality.

**લથડપથડ,** (અ.) ખૂબ ભીંજાયેલું હોય એમ; as if or in the manner of being heavily soaked or wet: (૨) ઢંગધડા વિનાનું, disorderly: (૩) લમડતું હોય એમ; hangingly.

**લથડવું,**(અ. ક્રિ.) ઠોકર વાગવાથી ગબડી પડવું; to stumble (૨) બોલતાં અચકાવું; to stammer: (૩) કથળવું; to deteriorate

**લથડિયું,** (ન.) ગબડી પડવું તે, ગોથું; a stumbling, an up-side-down turn or fall.

**લથબથ,** (અ.) એકબીજાની ભીંસમાં આવેલું હોય કે એકબીજાને જોરથી વળગેલું હોય એમ; as if or in a manner of grappling or embracing. [અને (૩).

**લથરપથર,** (અ.) જુઓ **લથડપથડ,** (૨)

**લદબદ,** (અ.) ખૂબ ભીંજાયેલું અને લોંદા જેવું હોય એમ, as if or in the manner of being highly soaked and lump-like: (૨) ઘટ્ટ પદાર્થથી ખરડાયેલું હોય એમ, as if or in the manner of being smeared with a viscous substance: (૩) તલ્લીન થતું હોય એમ; as if highly engrossed in.

**લપ,** (સ્ત્રી.) ઉપાધિ, તકલીફ, પીડા; trouble, boredom, pain: (૨) ત્રાસદાયક વ્યક્તિ, લફરું; a pest, a bore, a nuisance. [dly, quickly.

**લપ,** (અ.) ઉતાવળે, ઝટ, જલદી; hurriedly, quickly.

**લપકલપક,** (અ.) રહી રહીને દાહ કે ડંખ થતો હોય એવી રીતે, as if or in the manner of scorching or stinging intermittently: (૨) ચાટતું હોય એવી રીતે; as if licking.

**લપકવું,** (અ. ક્રિ.) રહી રહીને દાહ, ડંખ કે વેદના થવાં; to be scorched, stung or pained intermittently.

**લપકારો,** (પું.) જીભને વારંવાર બહાર કાઢવી તે; repeated drawing of the tongue outside the mouth: (૨) રહીરહીને દાહ કે ડંખ જેવી વેદના થવી તે, intermittent scorching or stinging pain: (૩) ઉદ્ધતાઈભર્યો બકવાટ; rude prattle.

**લપકો,** (પું.) જુઓ **લપકારો** (૨) (૨) ગંદો લચકો; a dirty lump (૩) ડામ; a skin-burn.

**લપછપ,** (સ્ત્રી.) પ્રપંચ, ધાલમેલ, intrigue, underhand manoeuvring.

**લપટ,** (સ્ત્રી.) ઝાપટ, તરાપ; a swoop, a pouncing upon, a snatch: (૨) છટકું, ફાંદો; a trap, a snare: (અ.) તલ્લીન હોય એમ; as if engrossed in: **-વું,** (અ. ક્રિ.) સરકવું; to slip, to slide.

**લપટાવું,** (અ. ક્રિ.) ખરડાવું; to be smeared with: (૨) ફસાવું, લલચાવું; to be trapped or ensnared, to be enticed. [લોભી; greedy.

**લપટું,** (વિ.) ઢીલું, slack, loose: (૨) લોભી; greedy.

**લપડંગ,** (વિ.) ઘણું ઊંચું અને બેડોળ, very high and ugly.

**લપડાક,** (સ્ત્રી.) થપાટ, તમાચો, a slap: (૨) ઠોકર; a stumbling. (૩) બોધપાઠ મળે એવું ભારે નુકસાન; a corrective heavy loss or harm.

**લપરડો,** (પું.) જુઓ **લપેડો.**
**લપલપ,** (સ્ત્રી.) લવારો, બકવાટ; prattle: (અ.) ઉતાવળે, ઝડપથી, hastily,speedily: (૨) વ્યાકુળતાથી, ભયભીત બનીને; confoundedly, frightfully.
**લપલપાટ,** (પું.) લવારો; prattle: (૨) અધીરાઈ, ઉતાવળ; impatience, haste: (૩) તલસાટ; hankering: (૪) ધમાલ; bustle, commotion: **લપલપિયું,** (વિ.) લપલપાટ કરનારું; prattling, impatient, hankering, etc. [(oneself).
**લપવું,** (અ. ક્રિ.) સંતાવું; to hide
**લપસવું,** (અ. ક્રિ.) ચીકણી કે સુંવાળી સપાટી પરથી ખસી પડવું; to slip down, to slip away: (૨) સરકવું; to slip, to slide.
**લપસણું,** (વિ.) લપસી પડાય એવું, ચીકણું અને સુંવાળું; slippery,sticky and soft: (ન.) એવી જગ્યા; a slippery place.
**લપાવું,** (અ. ક્રિ.) સંતાવું; to hide oneself: (૨) ઢંકાવું, સોડમાં ભરાવું; to be covered under or by the side of.
**લપૂડું,** (વિ.) બકવાટ કરનારું, વાતોડિયું; prattling, talkative: (૨) છીછરા સ્વભાવનું, મૂર્ખ અને નિખાલસ, વાત છુપાવી ન શકે એવું; shallow-minded, foolishly frank, incapable of digesting a secret.
**લપેટવું,** (સ. ક્રિ.) વીંટવું; to wrap, to roll up: (૨) સંડોવવું; to involve.
**લપેડવું,** (સ. ક્રિ.) જાડો લેપ કરવો; to besmear thickly.
**લપેડો,** (પું.) જાડો લેપ, a thick covering. layer or anointing.
**લપ્પડ,** (વિ.) સજ્જડ બેસાડેલું કે ચોટેલું; fixed or stuck closely.
**લપ્પડ,** (સ્ત્રી.) લપડાક, a slap.
**લપ્પનછપ્પન,** (ન.) નકામી પારકી પંચાત; useless worry or discussion of stray things or affairs: (૨) ઘાલમેલ; secret intrigue.
**લફડફફેડ, લફેરફફેર,** (અ.) (ખાસ કરીને પહેરેલા કપડા) અવ્યવસ્થિત રીતે લમડતું અને પગે અટવાતું હોય એ રીતે; (of worn clothes) as if hanging in a disorderly way and tossing against the feet.
**લફરું,** (ન.) લીંટનો લપકો; a lump of the nose-mucus: (ન.) જુઓ **લપ.**
**લબકલબક,** (અ.) જુઓ **લપકલપક.**
**લબકારો,** (પું.) જુઓ **લપકારો.**
**લબકો,** (પું.) જુઓ **લપકો.**
**લબડવું,** (અ. ક્રિ.) જુઓ **લટકવું.**
**લબતરું,** (વિ.) ક્ષીણ, નબળું પડેલું; worn out, weakened: (૨) નરમ, પોચું; soft, tender.
**લબરકો,** (પું.) જુઓ **લપકારો.**
**લબલબ,** (અ.) (ખાવું, પીવું, વગેરે) એવા અવાજથી અને ઉતાવળે;(eating,drinking, etc.) with such sound and hastily.
**લબાચો,** (પું.) જીર્ણ કપડા, સરસામાન કે ઘરવખરીનો અવ્યવસ્થિત જથ્થો, a disorderly collection of tattered clothes, broken things or houshold article .
**લબાડ, લબાડી,** (વિ.) જૂઠાબોલું; apt to tell lies (૨) બદમાશ, દુષ્ટ; roguish, wicked. [roguery, wickedness, etc.
**લબાડી,** (સ્ત્રી.) જૂઠાણું, વગેરે, a lie,
**લબૂકલબૂક,** (અ.) ભયથી વ્યાકુળ બન્યું હોય એમ, as if or in the manner of confounded by fright.
**લબ્ધ,** (વિ.) મેળવેલું, મળેલું; acquired, gained, achieved: **–પ્રતિષ્ઠ,** (વિ.) પ્રખ્યાત, પ્રતિષ્ઠિત; famous, reputed.
**લમણાઝીક, લમણાંઝીક,** (સ્ત્રી.) માથાકૂટ; useless, tedious discussion.
**લમણું,** (ન.) કપાળની બાજુનો માથાનો ભાગ; the temple.
**લય,** (પું.) અંત, નાશ, નાબૂદી; the end, destruction, extinction: (૨) સંપૂર્ણ એકાગ્રતા કે તલ્લીનતા; total concentration or absorption: (૩) પ્રલય; universal annihilation: (૪) (સંગીત, વગેરેનો) વિરામ; (music, etc.) a pause: (૫) સૂર કે સ્વરની સમયમર્યાદા; the time

clove: (૨) તીખું; acrid, bitter: (૩) ક્રોધી; hot-tempered: (ન.) એક પ્રકારનું કાનનુ ઘરેણું; a kind of ear-ornament.

**લવૂરિયું**, (ન) **લવૂરો**, (પું.) ખંજવાળવું તે; the act of scraping the skin: (૨) નખ, વગેરેનો ઉઝરડો; a bruise caused by the nail, etc.

**લવ્વો**, (પું) માસના લોચા તરીકે જીભ; the tongue as a lump of flesh.

**લશ્કર**, (ન.) સૈન્ય, લડાયક ટુકડીઓ; an army, fighting troops: (૨) અણગમતું ટોળું, ધાડું; an unpleasant crowd or multitude: **લશ્કરી**, (વિ.) લશ્કર કે યુદ્ધનું અથવા એને લગતું; of or pertaining to an army or war, military.

**લસણ**, (ન.) મસાલા તરીકે વપરાતું એક પ્રકારનું તીખુ, સ્વાદિષ્ટ કંદ; garlic: **લસણિયું**, (વિ.) લસણયુક્ત; spiced with garlic: (૨) લસણના વર્ગનું કે એના જેવા ગુણવાળું; of the class of or having the qualities of garlic.

**લસણિયો**, (પુ) એક પ્રકારનું લસણની કળી જેવું રત્ન; a kind of garlic-like precious stone.

**લસરક લસરક**, (અ.) ઉતાવળે, જલદી; hastily, quickly: (૨) લસરકાથી; swiftly and slidingly.

**લસરકો**, (પું.) ઘસરકો, a scraping, a scratch: (૨) ઘર્ષણ થાય એ રીતે ઝડપથી ખેંચવું તે; a swift sliding, pulling or dragging.

**લસલસવું**, (અ. ક્રિ.) ઘી કે તેલથી તરબોળ હોવું; to be soaked with ghee or oil: (૨) ઝળહળવું; to shine, to be lustrous: (૩) ખૂબ આનંદ થવો; to be over pleased or delighted.

**લસોટવું**, (સ ક્રિ.) ઘૂંટવું, વાટવું, to grind with a muller, to mash.

**લસ્સી**, (સ્ત્રી.) દહીં અથવા દૂધનું શરબત; syrup of curds or milk.

**લહરવું**, **લહરાવું**, (અ. ક્રિ.) તરંગ કે મોજાં થવાં; to undulate, to wave.

**લહરિ**, **લહરી**, (સ્ત્રી.) તરંગ, મોજું; મોજાં જેવી ગતિ; a wave; wavy motion.

**લહાણ**, (ન.) ફાયદો, લાભ; benefit, profit, gain: **લહાણી**, (સ્ત્રી.) શુભ પ્રસંગે સગાંસંબંધીઓને અપાતી ભેટ; gifts to relatives, etc., on an auspicious occasion.

**લહાણું**, (ન.) સારામાઠા પ્રસગે જ્ઞાતિજનો, વગેરેને અપાતી ભેટ; gifts to caste-members, etc. on good or sad occasions.

**લહાવ**, **લહાવો**, (પું.) શુભ પ્રસંગ, સામાજિક સિદ્ધિ, વગેરેથી થતો આનંદ; enjoyment resulting from a good occasion, social achievement, etc: (૨) આનંદ કે યશ માટેની ઉત્કંઠા, keen desire for joy or reputation.

**લહિયો**, (પું.) લખાણની નકલ કરવાનો વ્યવસાયી; a scribe.

**લહે**, (સ્ત્રી.) જુઓ **લગની**.

**લહેકવું**, (અ. ક્રિ.) ઝૂલવું; to swing, to oscillate: (૨) મોહક અદા વ્યક્ત કરવી; to exhibit a graceful attitude: (૩) ફરકવુ, ફરફરવું; to flap, to flutter.

**લહેજત**, (સ્ત્રી.) જુઓ **લિજ્જત**

**લહેર**, (સ્ત્રી.) લહરી, તરંગ, મોજું; a wave: (૨) મોજા જેવી ગતિ; a wavy motion: (૩) પવનનો હળવો, આનંદપ્રદ સપાટો; a pleasant breeze: (૪) નિદ્રા કે કેફની મસ્તી; lure of sleep or intoxication: (૫) મજા, આનંદ; enjoyment. delight: (૬) આબાદી; prosperity: (૭) સુખસગવડ; happiness and comforts: (૮) ધૂન, તરંગ; a whim or fancy: **–વું**, **લહેરાવું**, (અ. ક્રિ.) જુઓ **લહરવું**: **લહેરિયું**, (ન) મોજાંની ભાતવાળાં સાડી કે સાડલો; a woman's outer garment with a wavy design: (૨) એક પ્રકારનુ સ્ત્રીઓનું ગળાનું ઘરેણું; a

kind of necklace for women (૩) ઝોકું; a dozing, a sleepy nod.

**લહેરી,** (વિ.) મસ્ત, આનંદી; intoxicated with joy, gay, jolly (૨) ધૂની; whimsical, fanciful: (૩) કામાતુર, ઇશ્કી; passionate, lewd: (૪) ઉડાઉ; extravagant: (સ્ત્રી.) લહેર; a wave, a whim, etc.

**લહેવું,** (સ. ક્રિ.) ધ્યાનથી સાંભળવું; to listen: (૨) ઓળખવું, સમજવું; to recognize, to understand: (૩) ગણના કરવી; to consider: (૪) પૂજ્યભાવ કે માન હોવાં, to esteem, to respect: (૫) નિરીક્ષણ કરવું; to observe: (૬) મેળવવું; to get, to acquire.

**લળકવું,** (અ. ક્રિ.) ઝળહળવું, ચમકવું; to glow, to shine, to glitter: (૨) ઉમંગથી લહેકવું; to walk gracefully and enthusiastically: (૩) તૃષ્ણા કે લાલચ થવાં; to desire intensely, to covet.

**લળવું,** (અ. ક્રિ) જુઓ **લળકવું**: (૨) નીચા વળવું, નમવું; to bend down, to bow: (૨) ઉમળકો થવો; to enthuse.

**લંક,** (પુ.) (સ્ત્રીની) પાતળી કમરનો લહેકો; graceful twist or movement of a (woman's) thin waist: (૨) વળાંક, મરોડ; a curve.

**લંગડ,** (વિ.) લૂલું, પાંગળું; lame, crippled **લંગડાવું,** (અ. ક્રિ.) લૂલું ચાલવું; to limp: **લંગડી, લંગડી ઘોડી,** (સ્ત્રી.) એક પ્રકારની મેદાની રમત; a kind of outdoor game: **લંગડું,** (વિ.) લંગડ.

**લંગડો,** (પું.) એ નામની એક પ્રકારની ઊંચી જાતની કેરી, a kind of high quality mango so named.

**લંગર,** (ન.) સમુદ્રના તળિયાને જકડી રાખે એવા અંકોડાવાળું, વહાણને સ્થિર રાખવાનું લોખંડનું સાધન; an anchor: (૨) એક પ્રકારનું ઘૂંટીએ પહેરવાનું ઘરેણું; an anklet: (૩) અન્નક્ષેત્ર; a charitable place where food is given to mendicants, orphans, etc.: (૪) બાળકોને રમવાની, એક છેડે પથ્થર, વગેરે વજનદાર વસ્તુ બાંધેલી દોરી, લંગીસ; a plummet-like toy: (૫) લંગાર, લાંબી હાર; a long line or row: **-ખાનું,** (ન.) અન્નક્ષેત્ર; જુઓ **લંગર: લંગરવું,** (સ. ક્રિ.) લંગર નાખી વહાણને સ્થિર કરવું; to anchor (a ship): (૨) કડીઓ, વગેરે જોડી સાંકળ કે હાર કરવાં; to make a chain or row by joining hooks, etc.: (૩) ફસાવવું, ફાંસામાં લેવું; to entice, to entrap, to ensnare.

**લંગાર,** (સ્ત્રી.) જુઓ **લંગર** (૫) **-વું,** (સ. ક્રિ.) જુઓ **લંગરવું.**

**લંગાવું,** (અ. ક્રિ.) લંગડાવું; to limp.

**લંગીસ,** (ન) જુઓ **લંગર** (૪): (૨) એકબીજાનું લંગર લડાવીને કાપી નાંખવાની બાળકોની રમત; children's game of entangling one another's such toys with a view to cutting them.

**લંગૂર,** (ન.) પૂંછડું; a tail: **લંગૂર, લંગૂરિયો,** (પું.) વાંદરો; a monkey.

**લંગૂલ,** (ન.) પૂંછડું; a tail.

**લંગોટ,** (પું.) જુઓ કચ્છ.

**લંગોટિયું,** (વિ.) નાની ઉંમરનું હોવાથી કેવળ લંગોટી પહેરતું; wearing only a strip of cloth round the private organs because being very young:

**લંગોટિયો,** (પું.) બાલ્યાવસ્થાનો મિત્ર; a childhood-friend: (૨) સાધુ, બાવો; a mendicant, an ascetic

**લંગોટી,** (સ્ત્રી.) જુઓ **કછોટી.**

**લંગોટો,** (પું.) જુઓ કચ્છ.

**લંઘન,** (ન.) જુઓ **ઉલ્લંઘન:** (૨) જુઓ **લાંઘણ.** [જુઓ **લાંઘવું.**

**લંઘવું,** (અ. ક્રિ.) જુઓ **ઉલંઘવું:** (૨)

**લંઘાવું,** (અ. ક્રિ.) લંગડાવું; to limp: (૨) (પાણીથી રંધાતી વાનીઓનું) વધારાનું

પાણી બળી જવું, ઓસમાઈ જવું; (of things cooked with water) to have surplus water burnt away, to be dried up.

**લંપટ,** (વિ.) વિષયાસક્ત, વ્યભિચારી; strongly attached to sensuous pleasures, lewd, adulterous.

**લંબ,** (વિ.) લાંબું; long, tall: (૨) સપાટી પર કાટખૂણે રહેલું; perpendicular: (પું.) સપાટી પર કાટખૂણે રહેલી રેખા; a perpendicular: (૨) જળાશયની ઊંડાઈ માપવાની એક છેડે વજનવાળી દોરી, a sounding line: (૩) એવી કડિયાની દોરી; a mason's plummet: **-ક,** (પું.) જુઓ **લંબ** (૧): (૨) પ્રકરણ, અધ્યાય; a chapter or section: **-કર્ણ,** (વિ.) લાંબા કાનવાળું; long-eared: (પું.) ગધેડો; a donkey: **-ગોળ,** (વિ.) અંડાકાર; egg-shaped, oval: (પું.) અંડાકાર આકૃતિ કે વસ્તુ; an oval, an ellipsoid: **-ચોરસ,** (વિ.) (પું.) ચારેય બાજુઓ કાટખૂણે રહેલી હોય તથા પહોળાઈ કરતાં લંબાઈ વધારે હોય એવું (આકૃતિ, વસ્તુ, વગેરે), rectangular, a rectangle.

**લંબૂશ, લંબૂસ,** (વિ.) વધારે પડતું લાંબું કે ઊંચું અને બેડોળ, longer and higher than usual and ugly: (પું.) એવું માણસ; such person.

**લંબોદર,** (વિ.) દુંદાળુ; pot-bellied: (પું.) દુંદાળા ગણપતિ; Lord Ganapati, the pot-bellied.

**લાઇલાજ,** (વિ) સુધારો ન કરી શકે એવું, નિરુપાય, લાચાર; without a cure or remedy, helpless.

**લાકડ,** (ન) લાકડું; wood.

**લાકડી,** (સ્ત્રી.) સોટી, પાતળો ધોકો; a stick, a thin staff

**લાકડું,** (ન.) વનસ્પતિનાં સૂકાં થડ, ડાળીઓ, વગેરે, wood, timber: (૨) બળતણ fuel: (૩) (લૌકિક) અવરોધ, આડખીલી; (colloq.) obstruction, hindrance.

**લાક્ષણિક,** (વિ.) વિશિષ્ટ; peculiar, typical, characteristic: (૨) વિશિષ્ટગુણસૂચક; suggesting an attribute or property: (૩) અલંકારિક, રૂપકથી સૂચવેલું; figurative, metaphorical: (૪) ગર્ભિત અર્થ સૂચવતું; suggesting an implied meaning: (૫) ગૌણ; secondary, subordinate: **-તા,** (સ્ત્રી.) વિશિષ્ટતા; peculiarity, special attribute or property.

**લાક્ષા, લાખ,** (સ્ત્રી.) એક પ્રકારનો ગુંદર જેવો પદાર્થ, લાખ; sealing-wax.

**લાખ,** (વિ.) (પું.) એકસો હજાર; one hundred thousand.

**લાખું,** (ન) ચામડી પર જન્મથી જ પડેલું શુભ ચિહ્ન; an auspicious birth-mark on the skin.

**લાખેણું,** (વિ.) પ્રામાણિક; hones : (૨) પ્રતિષ્ઠિત; reputed: (૩) ગૌરવશાળી; dignified: (૪) સદ્ગુણી; virtuous: (૫) અતિશય કીમતી; highly-precious.

**લાખોટવું,** (સ. ક્રિ.) લાખ ચડાવવી; to cover or glaze with sealing-wax.

**લાગ,** (પુ.) પકડ; a grip, a hold: (૨) અનુકૂળ તક કે પ્રસંગ, તાકડો, a suitable opportunity or occasion: (૩) ટેકો, આધાર; a support, a prop: (૪) મૂળ, પાયો; a source, a root, base, a foundation: (૫) યુક્તિ, પ્રપંચ; a trick, an intrigue: (૬) સુમેળ, એકરૂપતા; harmony, consistency: (૭) અવકાશ; space.

**લાગટ,** (અ.) લગાતાર, અટક્યા વિના, સતત; non-stop, incessantly.

**લાગણી,** (સ્ત્રી.) ઊર્મિ, મનોભાવ; emotion, feeling, sentiment: (૨) દયાભાવ; pity, compassion: **-પ્રધાન,** (વિ.) ઊર્મિલ, ઊર્મિપ્રધાન, emotional, sentimental, romantic.

**લાગત,** (સ્ત્રી.) પડતર કિંમત; cost price: (૨) જકાત, દાણ; octroi duty, local

taxes. [ધરાવતું; related, concerned.

**લાગતું વળગતું,** (વિ.) સંબંધી, હિત

**લાગભાગ,** (પું.) સગાં કે સંબંધીનો હિસ્સો; rightful share of a relative.

**લાગલાગટ,** (અ.) જુઓ લાગટ.

**લાગલું,** (અ.) વિના વિલંબે, તરતજ;. at once, promptly.

**લાગવગ,** (સ્ત્રી.) સારો સંબંધ; good relation: (૨) સારા સંબધથી મળતો લાભ ટેકો, વગેરે; support or gain resulting from good relation: (૩) સારા સંબંધની અસર; influence.

**લાગવું,** (સ ક્રિ.) સ્પર્શ કે સંપર્ક થવો; to touch, to come into contact: (૨) સંબધ હોવો; to be related: (૩) મનોભાવ કે લાગણી થવી; to feel: (૪) અસર થવી; to be affected: (૫) જોવું, સમજવું, to see, to understand: (૬) દેખાવું; to appear: (૭) અનુભવવું; to experience: (૮) ભૂખતરસ, વગેરેની હાજત થવી; to feel hungry, thirsty, etc. (૯) સતત પ્રયાસ કરવો; to try continuously: (૧૦) માં રોકાયેલું હોવું કે રહેવું; to be engaged or devoted to: (૧૧) પ્રારંભ કરવો; to begin, to start: (૧૨) અનુકૂળ કે બંધબેસતું થવું કે હોવું; to be suitable or fitting: (૧૩) પ્રતિકૂળ અસર થવી (આબોહવા, પાણી, વગેરેની); to be adversely affected (with climate, water, etc): (૧૪) ભટકાવું, અથડાવું; to collide: (૧૫) પ્રહાર થવો, વાગવું; to be hit or struck: (૧૬) કિંમત પડવી; to cost: (૧૭) વ્યભિચારી સબંધ હોવો; to have adulterous relation: (૧૮) વળગવું કે જોડાવું; to be adhered or joined to.

**લાગવું,** (અ. ક્રિ.) સળગવું; to kindle.

**લાગુ,** (વિ.) લાગેલું, વળગેલું; joined, adhered or attached to: (૨) સંબંધિત; related: (૩) અનુકૂળ, બંધબેસતું; suitable, fitting: (૪) વ્યભિચારી સંબંધ ધરાવતું; having adulterous relation: (અ.) સતત, લાગટ; incessantly, non-stop.

**લાગો,** (પું.) રૂઢિજન્ય હક, લવાજમ કે કર; customary right, claim, fee or tax: (૨) વેરો, કર; a tax or duty: (૩) સંબંધ; relation: (૪) પીછો; pursuit.

**લાઘવ,** (ન.) લઘુતા; smallness, shortness, lightness: (૨) સંક્ષેપ, સાર; brevity, summary: (૩) કૌશલ્ય, ચપળતા; skill, dexterity, nimbleness: (૪) નાનપ, હલકાપણું; inferiority: (૫) ક્ષુલ્લકતા; triviality: (૬) માનહાનિ, કલંક; disgrace.

**લાચાર,** (વિ.) જુઓ લાઇલાજ: (૨) દીન, ગરીબ; humble, poor.

**લાચારી,** (સ્ત્રી.) લાચારપણું; helplessness, absence of cure or remedy.

**લાજ,** (સ્ત્રી.) જુઓ લજ્જા: (૨) શાખ, આબરૂ; credit, reputation.

**લાજમ,** (વિ.) જુઓ લાજિમ.

**લાજવું,** (અ. ક્રિ.) શરમાવું; to be ashamed: (૨) નાનપ અનુભવવી; to suffer from the feeling of inferiority.

**લાજા,** (સ્ત્રી) ચોખાની ધાણી; popped or parched rice. [proper, fit.

**લાજિમ,** (વિ.) છાજતું, ઘટિત; becoming,

**લાટ,** (પું.) મોટું મોજું, લાટો;a big wave.

**લાટ,** (સ્ત્રી.) ઘાણીનું દસ્તા જેવું ઊભું લાકડું; the verticle wooden pestle of an oil-mill: (૨) પૈડાં, વગેરેની ધરી; an axle of wheels, etc.

**લાટી,** (સ્ત્રી.) લાકડાનાં બન્દર કે પીઠું; a timber-market.

**લાટો,** (પું.) જુઓ લાટ (પું.).

**લાટો,** (પું.) ધાતુ, સાબુ, વગેરેનો લાંબો ચતુષ્કોણ ટુકડો; a rectangular bar of metal, soap, etc.

**લાઠી,** (સ્ત્રી) જાડી લાકડી; a thick stick:

(૨) વ્યાયામ માટેની લાકડી; a gymnastic stick.

**લાડ,** (ન.) કોઈને રાજી રાખવા માટે ખુશામત કે વહાલભર્યાં શબ્દો કે વર્તન; fondling, endearment, caressing: (૨) વહાલભર્યો પક્ષપાત; partiality or favour resulting from endearment **-કણું, -કવાયું, -કું, -ણું, -લું, -વાયું,** (વિ.) વહાલું અને લાડમાં ઊછરેલું; beloved, dear, fondled: **લાડીલું,** (વિ.) **લાડકણું,** (ન.) લાડમાં ઊછરેલું બાળક; a fondled child: **-લી,** (સ્ત્રી.) લાડમાં ઊછરેલી છોકરી; a fondled girl: (૨) નવોઢા; a newly married bride.

**લાડવો,** (પું.) જુઓ **લાડુ.**

**લાડી,** (સ્ત્રી.) વહાલી, નાજુક દીકરી કે કન્યા; beloved, tender daughter or girl: (૨) નવોઢા; a newly married bride.

**લાડુ,** (ન.) ઘઉંનો લોટ, ઘી અને સાકર કે ગોળની એક દડા જેવી સ્વાદિષ્ટ વાની; a sweet-ball: (૨) પિંડો; a round lump or globular mass.

**લાડો,** (પું.) વહાલો કે લાડમાં ઊછરેલો દીકરો કે છોકરો; a beloved or fondled son or boy: (૨) વરરાજા; a bridegroom.

**લાણી,** (સ્ત્રી.) કાપણી, લણણી; reaping, harvesting.

**લાત,** (સ્ત્રી.) પાટું; kick: (૨) (લૌકિક) હાનિ, નુકસાન; (colloq.) harm, loss.

**લાદ,** (સ્ત્રી.) ઘોડો, વગેરે અમુક ચોપગાંનાં વિષ્ટા કે છાણ, excretion or dung of some quadrupeds such as the horse, etc.

**લાદવું,** (સ. ક્રિ.) (ભારવાહક પ્રાણીની પીઠ પર) સામાન કે બોજો મૂકવાં; to load, to burden or to pile (on the back of a beast of burden).

**લાદી,** (સ્ત્રી.) ભોંયતળિયે બેસાડવાની પથ્થરની તક્તી; a flooring tile: (૨) ફરસબંધી; a floor set with tiles.

**લાધવું,** (સ. ક્રિ.) જડવું, મળવું, પ્રાપ્ત થવું; to find, to get, to obtain: (૨) (વહાણનું) ખરાબે ચડવું, (of a ship) to run aground: (૩) (લૌકિક) પરિશ્રમથી થાકી જવું કે ક્ષીણ થવું; (colloq.) to be tired or worn out because of hard work.

**લાનત,** (સ્ત્રી.) જુઓ **લ્યાનત.**

**લાપટ,** (સ્ત્રી.) થપાટ, તમાચો; a slap: **લાપટિયો, લાપોટ, લાપોટિયો,** (પું.) જુઓ **ખુસટિયો.**

**લાપરવા,** (વિ.) બેદરકાર, બેપરવા; careless: (૨) સ્વતંત્ર; independent.

**લાપશી, લાપસી,** (સ્ત્રી.) ઘઉંનાં છોડાની એક મીઠી વાની; a kind of sweet dish of wheat flakes.

**લાપી, લાબી,** (સ્ત્રી.) જુઓ **લાંપી**

**લાફો,** (પું.) જુઓ **લાપટ.**

**લાભ,** (પું.) ફાયદો, નફો; advantage, gain, benefit, profit **-કારક, -કારી, -દાયી,** (વિ.) ફાયદાકારક; beneficial, profitable: **-વું,** (સ. ક્રિ.) ફાયદો થવો, પ્રાપ્ત થવું; to benefit, to gain

**લાય,** (સ્ત્રી.) આગ; fire: (૨) બળતરા; burning sensation: (૩) તીવ્ર ઈર્ષા; intense envy.

**લાયક,** (વિ.) અનુકૂળ, યોગ્ય; suitable, proper: (૨) પાત્ર, યોગ્ય ગુણો ધરાવતું; qualified, worthy: (૩) છાજતું, બંધબેસતું, becoming, fitting: **લાયકાત, લાયકી,** (સ્ત્રી.) યોગ્યતા, પાત્રતા; worth, worthiness, suitability, fitness

**લાયરી,** (સ્ત્રી.) વધારે પડતો બકવાટ; excessive prattle or chatter: (૨) શેખી, ડંફાસ; bragging, boasting.

**લાર,** (સ્ત્રી.) લાંબી પંક્તિ કે હાર; a long line or row.

**લારી,** (સ્ત્રી.) માલવાહક રેંકડી કે ગાડી; a lorry.

**લારું,** (ન.) કાંટાળો છોડ કે એનું ડાંખળું; a thorny plant or its branch: (૨) લફરું; a pest, a nuisance, a bore:

(૩) અણગમતું ટોળું, ધાડું; an unpleasant crowd, a horde.

**લાલ,** (વિ.) રાતું; red: -ધૂમ, -ચટક, -ચોળ, (વિ.) ખૂબ રાતું; extremely red.

**લાલ,** (પું.) વહાલો છોકરો કે પુત્ર; a beloved boy or son: (૨) વરણાગિયો, છેલ; a dandy, a fop.

**લાલચ,** (સ્ત્રી.) લોભ, લાલસા; greed, covetousness, avarice: (૨) લલચાવનાર વસ્તુ, વગેરે, a tempting or enticing thing, etc.: (૩) લાંચ; a bribe: **લાલચુ,** (વિ.) greedy, covetous.

**લાલન,** (ન.) લાડ લડાવવાં તે; fondling, caressing: -**પાલન,** (ન.) લાડથી ઉછેરવું તે; bringing up by fondling.

**લાલસા,** (સ્ત્રી.) ઉત્કંઠા, તૃષ્ણા; intense desire or longing: (૨) લોભ; greed: (૩) વાસના, passion.

**લાલા, લાલો,** (પું.) વરણાગિયો, છેલ; a dandy, a fop.

**લાલાશ,** (સ્ત્રી.) રતાશ; redness.

**લાલિત્ય,** (ન.) લલિતપણું; (જુઓ **લલિત**) beauty, grace, elegance, tenderness, romance.

**લાલિમા, લાલી,** (સ્ત્રી.) લાલાશ; redness.

**લાવણી,** (સ્ત્રી.) ઊર્મિપ્રધાન કથાકાવ્ય, પ્રેમકાવ્ય; a ballad, a love-song: (૨) a mode or tune of music.

**લાવણ્ય,** (ન.) સૌંદર્ય; beauty, charm: (૨) રોચક કે આકર્ષક ગુણ કે ભાવ; a pleasant or attractive quality or expression.

**લાવરી,** (સ્ત્રી.) એક પ્રકારનું પંખી; a kind of bird, a quail.

**લાવરું,** (ન.) કૂતરાનું ભસવું કે કરડવું તે; the barking or biting of a dog: (૨) ઉગ્ર ભાષા; bitter language.

**લાવલશ્કર,** (ન.) સારી રીતે સજ્જ મોટું લશ્કર; a well-equipped big army: (૨) કુટુંબનાં બધાં સભ્યો અને એમનો અંગત સરસામાન; all the members of a family and their personal belongings.

**લાવવું,** (સ. ક્રિ.) આણવું, લઈ આવવું; to bring, to fetch: (૨) ખરીદવું; to buy.

**લાવા, લાવારસ,** (પું.) જ્વાળામુખી પર્વતમાંથી નીકળતું ગરમ પ્રવાહી અથવા એ ઠરી ગયા પછી બનતો પદાર્થ; lava.

**લાશ, લાસ,** (વિ.) પાયમાલ, નાશ પામેલું, ભાંગી પડેલું; ruined, destroyed, wrecked: (સ્ત્રી.) શબ; a corpse.

**લાસર,** (સ્ત્રી.) વિલંબ, હેતુપૂર્વક સમય બગાડવો તે; delay, intentional waste of time: **લાસરિયું,** (વિ.) ઢંગધડા વિનાનું; disorderly: (૨) છીછરું, અસ્થિર; shallow, fickle, unsteady: (૩) બેદરકાર; careless, indifferent: (૪) હેતુપૂર્વક વિલંબ કરનારું; dilatory.

**લાસુ,** (વિ.) (ખોરાક) સૂકું, લૂખું, રસ કે ઘી, તેલની ચીકાશ વિનાનું; dry, unpalatable, juiceless or not lubricated by ghee, oil, etc.: (ન.) કઠોળ સિવાયનું અનાજ; any corn except pulses.

**લાસ્ય,** (ન.) સંગીત સાથેનું નૃત્ય; a dance in harmony with music.

**લાહ,** (સ્ત્રી.) જુઓ **લાય.**

**લાહી,** (સ્ત્રી.) ઘઉંના લોટની કાંજી; a paste of wheat-flour.

**લાળ,** (સ્ત્રી.) મોઢાનું ચીકણું પ્રવાહી, થૂંક; saliva, spittle: **લાળિયું,** (વિ.) લાળ કાઢતું (બાળક): emitting saliva (child): (ન.) એવા બાળકને ગળે, લાળથી રક્ષા માટે બંધાતું કપડું: a piece of cloth tied round such a child's neck for protection against saliva.

**લાળી,** (સ્ત્રી.) કાનની બૂટ; the lobe of the ear: (૨) શિયાળે બૂમ પાડવી તે; the crying of a fox.

**લાળો,** (પું.) અંગારો; a burning coal or small piece of fuel, a cinder.

**લાંક,** (પું.) કમરનો મરોડ; a twist or curve of the waist.

**લાંગ,** (સ્ત્રી.) એક પ્રકારનું કઠોળ; a kind of pulse.

**લાંગર,** (ન.) -**વું,** (સ. ક્રિ.) જુઓ **લંગર.**

**લાંગુલ, લાંગૂલ,** (ન.) પૂછડું; a tail.
**લાંઘ, લાંઘણ,** (સ્ત્રી.) ઉપવાસ; a fast, fasting: (૨) હઠપૂર્વકનો ઉપવાસ, ત્રાગું; an insistent or obstinately undertaken fast or fasting.
**લાંઘણું,** (ન.) જુઓ **લાંઘણ:** (૨) **લાંઘવું,** (અ. ક્રિ.) ઉપવાસ કરવો; to fast: (૨) હઠપૂર્વક ઉપવાસ કરવો; to fast insistently or obstinately: **લાંઘો,** (પું.) જુઓ **લાંઘણ.**
**લાંચ,** (સ્ત્રી.) રિશ્વત, અપ્રામાણિકપણે હેતુ સાધવા છૂપી રીતે અપાતા પૈસા, વસ્તુ, વગેરે, a bribe, a graft: **–ખોર, લાંચિયું,** (વિ.) રિશ્વતખોર; inclined to accept bribes, corrupt. [(૨) જુઓ **લાખું.**
**લાંછન,** (ન.) કલંક, ડાઘ; a stigma, a blot:
**લાંઠ,** (વિ.) મજબૂત બાંધાનું, બળવાન; stout, strong: (૨) ઉદ્ધત; rude: (૩) બદમાશ, શઠ, દુષ્ટ; roguish, wicked: (૪) માથાભારે, તોફાની; unmanageable, refractory, mischievous: **લાંઠાઈ,** (સ્ત્રી.) બદમાશી, લુચ્ચાઈ, વગેરે; roguishness, cunning, etc.: **લાંઠિયું,** (વિ.) લાંઠ
**લાંપી, લાંબી,** (સ્ત્રી.) કાચ, વગેરે સાંધવા માટેની લૂગદી; a kind of paste for cementing glass, etc.
**લાંબું,** (વિ.) લંબાઈ, ઊંચાઈ કે સમયમાં પ્રમાણ કરતાં વધારે; long, tall: (૨) દૂરનું, છેટું; distant, remote: (૩) પાથરેલું, ફેલાવેલું; spread out, stretched out.
**લાંભવું, લાંભું,** (ન.) હિસ્સો, ભાગ, a share, a part: (૨) વિભાગ; a section (૩) સોરટી; a lottery.
**લિખિત,** (વિ.) લખેલું; written: (૨) વિધિના લેખ, ભાગ્ય; destiny.
**લિજ્જત,** (સ્ત્રી.) સ્વાદનો આનંદ, રસ, relish, zest, piquancy, flavour: (૨) ઉત્કટ આનંદ કે ઉપભોગ; keen joy or enjoyment.
**લિપિ, લિપી,** (સ્ત્રી.) મૂળાક્ષર લખવાની રીત; mode of writing alphabet, script.
**લિપ્સા,** (સ્ત્રી.) ઉત્કંઠા, ઝંખના; intense desire, longing.
**લિફાફો,** (પું.) પરબીડિયું; an envelope.
**લિબાસ,** (પું.) જુઓ **લેબાસ.** [head.
**લિલવટ,** (ન.) નિલવટ, કપાળ; the fore-
**લિલાઉ, લિલામ,** (ન.) હરાજી; auction.
**લિસોટી,** (સ્ત્રી.) પાતળાં કે નાનાં લીટી કે ઉઝરડો; a thin or small line or bruise. [or bruise.
**લિસોટો,** (પું.) લીટી કે ઉઝરડો; a line
**લિંગ,** (ન.) નિશાન, ચિહ્ન; a sign, a mark, a token: (૨) વિશિષ્ટ ગુણ કે લક્ષણ; peculiar attribute, characteristic: (૩) સાધન, હેતુ; means, motive: (૪) (વ્યાકરણ) જાતિ, (grammar) gender: (૫) મહાદેવનાં લિંગાકાર પ્રતીક કે મૂર્તિ; the symbolic representation or the idol of Lord Shiva: (૬) પુરુષનું પ્રજનન અંગ; the generative organ of the male, the penis: **–દેહ,** (પું.) **–શરીર,** (ન.) જીવાત્માનું મૂળ અવિનાશી સૂક્ષ્મ શરીર; the original indestructible, subtle, abstract body of a soul: **લિંગી,** (વિ.) લિંગવાળું; having a sign or mark: (૨) worshipping Lord Shiva: (૩) sexual.
**લિંબુ,** (ન.) એક પ્રકારનું અંડાકાર, પીળું ખાટા, પાચક રસવાળું ફળ, a lemon.
**લિંબણ, લિંબુડી, લિંબોઈ,** (સ્ત્રી.) લિંબુનું ઝાડ; a lemon-tree.
**લિંબોળી,** (સ્ત્રી.) લીંબડાનું ફળ; the fruit of a Nimb tree.
**લિબોળી,** (સ્ત્રી.) એક પ્રકારનું મોટું પહોળા મોંવાળું વાસણ, a kind of big, broad-mouthed vessel.
**લીક,** (સ્ત્રી.) રેખા, લીટી; a line: (૨) સીમા, હદ, સીમાદર્શક રેખા; limit, boundary, a boundary-line.
**લીખ,** (સ્ત્રી.) માથામાં પડતી જૂનું ઈંડું;

an egg of a louse, a nit: **લીખિયું**, (ન.) લીખો દૂર કરવાની ઝીણી કાંસકી; a fine comb for removing nits.

**લીચી**, (સ્ત્રી.) એક પ્રકારનું ફળઝાડ કે એનું ફળ; a kind of fruit-tree or its fruit.

**લીટી**, (સ્ત્રી.) પહોળાઈ વિનાનું સાંકડું ચિહ્ન, રેખા; a line: (૨) હાર, a row: (૩) હદ, મર્યાદા; limit: (૪) લખાણ કે કાવ્યની પંક્તિ; a line of writing or a poem.

**લીદ**, (સ્ત્રી.) જુઓ લાદ.

**લીધ**, (અ.) ને અંગે કે કારણે; because of.

**લીન**, (વિ.) તલ્લીન, એકાગ્ર; absorbed in: (૨) ભળી જઈને એકરૂપ બનેલું, 'માં લય પામેલું; mixed up and having been one with, swallowed up and non-existent.

**લીપણ**, (ન.) જુઓ લીંપણ.

**લીપવું**, (સ. ક્રિ.) જુઓ લીંપવું.

**લીમડી**, (સ્ત્રી.) નાનો લીમડો. **લીમડો**, (પુ.) કડવાં, મૂળ, પાન અને ફળવાળું, ઔષધ તરીકે ઉપયોગી એક પ્રકારનું ઝાડ; a Nimb tree. (૨) એ વર્ગનું કોઈ પણ ઝાડ; any tree of the Nimb-class.

**લીરો**, (પુ.) કાપડનો પાતળો લાંબો ટુકડો, લાંબું પાતળું ચીથરું; a thin long piece of cloth, a long, thin rag.

**લીલ**, (સ્ત્રી.) તળાવ, વગેરે બંધિયાર જળાશયોમાં થતી એક પ્રકારની લીલી, ચીકણી વનસ્પતિ; moss: (૨) જીભ પર જામતો ચીકણો પદાર્થ, ઊલ; the sticky substance collecting on the tongue.

**લીલમ**, (ન.) લીલા રંગનું રત્ન; emarald.

**લીલા**, (સ્ત્રી.) રમત, ખેલ; sport, pastime: (૨) ખેલ તરીકે સૃષ્ટિ કે બ્રહ્માંડ; the creation as a sport: (૩) રહસ્યમય રમત કે ખેલ; a mysterious game or sport: (૪) અવતારનાં કારકીર્દિ કે સિદ્ધિઓ; the career or achievements of an incarnation: (૫) એને લગતું લોકનાટક; a folk-drama based on them.

**લીલાણ**, (ન.) હરિયાળો પ્રદેશ, હરિયાળી, a green region, greenery.

**લીલાલહેર**, (સ્ત્રી.) સંપૂર્ણ સુખ અને સગવડો; complete happiness and comforts: (૨) આબાદી; prosperity: (૩) આનંદ, ઉપભોગ; joy, enjoyment.

**લીલાશ**, (સ્ત્રી.) લીલાપણું; greenness.

**લીલું**, (વિ.) લીલા રંગવાળું; green (coloured): (૨) કાચું, વિકસતું, સૂકું કે ચીમળાયેલું નહિ; raw, developing, neither dry nor withered: (૩) ભીનું, ભેજવાળું, રસાળ; wet, juicy: (૪) તાજું; fresh, new: (૫) સુખી, શ્રીમંત; happy, rich: **-છમ**, (વિ.) અતિશય લીલું કે હરિયાળું; very green, verdant.

**લીસું**, (વિ.) સુંવાળું; smooth, soft: (૨) સરકણું; slippery.

**લીહ, લીહી**, (સ્ત્રી.) જુઓ લીક. [mucus.

**લીંટ**, (ન.) નાકનો કફ જેવો મળ; nasal

**લીંડી**, (સ્ત્રી.) (બકરી, વગેરેની) ગોળી જેવી વિષ્ઠા; (of goat, etc.) excrement in the form of a globule.

**લીંપણ, લીંપણગૂંપણ**, (ન.) છાણ, માટી, વગેરેથી જમીન લીંપવી તે; daubing with cow-dung, clay, etc.

**લીંપવું, લીંપવુંગૂંપવું**, (સ. ક્રિ.) જમીન પર છાણ, માટી, વગેરેનો થર કરવો; to daub with cow-dung, clay, etc.

**લીંબડી**, (સ્ત્રી.) **લીંબડો**, (પું.) જુઓ **લીમડી, લીમડો**. [લિંબણ.

**લીંબણ, લીંબુડી, લિંબોઈ**, (સ્ત્રી.) જુઓ

**લીંબુ**, (ન.) જુઓ **લિંબુ**.

**લીંબોળી**, (સ્ત્રી.) જુઓ **લિંબોળી**.

**લુચ્ચાઈ**, (સ્ત્રી.) શઠતા, બદમાશી: cunning, roguery.

**લુચ્ચું**, (વિ.) કપટી, શઠ; cunning, roguish: (૨) હોશિયાર, પહોંચેલું; clever, shrewd: (૩) યુક્તિબાજ; crafty.

**લુછણિયું**, (ન.) લૂછવાનાં કપડું, કંતાન, ટુવાલ, વગેરે; a piece of cloth, jute-cloth or towel, etc. for wiping

**લુટણિયું**, (વિ.) લૂંટ કરે એવું; apt to rob, plunderous: (૨) વધારે પડતું નફાખોર; highly profiteering.
**લુટાઉ**, (વિ.) લૂંટેલું કે તફડાવેલું; robbed or pilferred: (૨) હકદાર કે માલિક વિનાનું; unclaimed, ownerless.
**લુટારુ, લુટારો**, (પું.) લૂટ કરનાર, ધાડપાડુ; a robber, a raider.
**લુટાવવું**, (સ. ક્રિ.) 'લૂંટવુ'નું પ્રેરક (૨) સસ્તી કિંમતે વેચી દેવું, લીલામ કરવું કે ઠેકાણે પાડવું; to sell, auction or dispose off cheaply.
**લુટાવું**, (અ. ક્રિ.) 'લૂટવુ'નું કર્મણિ: (૨) છેતરાવું; to be cheated.
**લુઠવું**, (અ. ક્રિ) જુઓ **લૂઠવું**.
**લુપ્ત**, (વિ.) લય પામેલું, અદૃશ્ય થયેલું; lost, disappeared or vanished: (૨) નાશ પામેલું; destroyed.
**લુબ્ધ**, (વિ.) લાલચુ, લોભી; covetous, greedy: (૨) લલચાયેલું, ફસાયેલું; fascinated, enticed: (૩) વાસનાથી ઉન્મત્ત બનેલું, infatuated
**લુશલુશ, લુસલુસ**, (અ.) (ખોરાક લેવો) અત્યંત ઉતાવળે, ચાવ્યા વિના; (eating) very hastily, without chewing.
**લુહાર**, (પું.) લોઢાના કામનો વ્યવસાયી; a blacksmith:(૨)એ નામની જ્ઞાતિનો માણસ; a man of the so named caste.
**લુંગી**, (સ્ત્રી.) કેડથી પગ સુધીનું નળાકાર વસ્ત્ર; a cylindrical garment worn round the waist and covering the legs.
**લૂ**, (સ્ત્રી.) ગરમ પવનનો સપાટો; a blast of hot wind: (૨) લૂ લાગવાથી થતો રોગ; sunstroke.
**લૂઓ**, (પું.) કણકનો નાનો પિંડો, a small round lump of kneaded flour.
**લૂક, લૂખ**, (સ્ત્રી.) જુઓ **લૂ**.
**લૂખસ**, (સ્ત્રી.) એક પ્રકારનો ચામડીનો રોગ; a kind of skin-disease.
**લૂખુ**, (વિ) (ભોજન) સૂકુ, ઘી, તેલ રહિત, પ્રવાહી કે રસાદાર વાની વિનાનું; dry, not lubricated by ghee, oil, etc., without a liquid or juicy dish: (૨) સ્વાદરહિત, tasteless: (૩) કસ કે સત્વરહિત: stuffless, pithless: (૪) ગરીબ; poor: (૫) ખાલી; empty.
**લુગડાંલત્તાં**, (ન. બ. વ.) clothes and similar other things.
**લૂગડું**, (ન) વસ્ત્ર, કપડું; an article of dress, a garment: (૨) સાડલો; a Sari, a woman's outer garment.
**લૂગદી**, (સ્ત્રી) લોટ અથવા કોઈ વસ્તુના બારીક ભૂકાનો લોંદો; a paste, a sticky lump.
**લૂછણું**, (ન.) જુઓ **લુછણિયું**.
**લૂછવું**, (સ. ક્રિ.) કાપડ, વગેરેથી ઘસીને સાફ કરવું; to clean by rubbing, to wipe: (૨)લગાડવું, ચોંટાડવુ; to apply, to stick.
**લૂટ**, (સ્ત્રી.) બળજબરીથી પડાવી લેવું તે; robbing, robbery, plunder: (૨) એવી રીતે મેળવેલો માલ; things robbed or plundered: **–ફાટ**, (સ્ત્રી.) લૂટ (૨) ભારે નફાખોરી; heavy profiteering: **–વું**, (સ. ક્રિ.) to rob, to plunder.
**લૂઠવું**, (અ. ક્રિ.) આળોટવું, ગબડવું, to roll on the ground.
**લૂણ**, (ન) મીઠું, નિમક; salt: (૨) ઉપકારનો ભાર, burden of an obligation.
**લૂણી**, (સ્ત્રી.) એક પ્રકારની ભાજી, a kind of edible, leafy vegetable.
**લૂણો**, (પું.) ભેજ અને ખારાશથી ખવાઈ જવું તે અથવા એની અસરથી થતી છારી; the act of being worn out because of moisture and salinity or a film formed by such effect.
**લૂમ**, (સ્ત્રી.) ફળનું ઝૂમખું; a bunch of fruits: **–ખું**, (ન) લૂમ **–ખો**, (પું.) મોટી લૂમ: **–ઝુમ**, (અ) (વિ) લૂમની જેમ આકર્ષક રીતે લટકતું; hanging gracefully like a bunch of fruits: **–ઝૂમવું**, (અ. ક્રિ.) એ રીતે લટકવું; to hang gracefully like a bunch of fruits:

–વું, (અ. ક્રિ.) લટકવું, નમવું; to hang, to bend down: (૨) ખૂબ પ્રયાસ કરવા, ઝઝૂમવું; to strive or struggle hard.
**લૂલી, લૂલીબાઈ,** (સ્ત્રી.) જીભ; the tongue
**લૂલું,** (વિ.) લંગડું; lame: (૨) અપંગ; crippled: (૩) નબળું; weak: (૪) ખામીવાળું; defective: (૫) બિનઆધારભૂત, પાયા વિનાનું, unreliable, baseless.
**લૂંટ,** (સ્ત્રી.) જુઓ **લૂટ: –ણિયું, –ફાટ,** જુઓ 'લૂટ'ના પેટામા.
**લૂંટણિયું,** (વિ) જુઓ **લુંટણિયું.**
**લૂંટાઉ,** (વિ.) જુઓ **લુટાઉ.**
**લૂંટારું, લૂંટારો,** (પુ.) જુઓ **લુટારું.**
**લૂંટાવવું,** (સ ક્રિ) જુઓ **લુટાવવું.**
**લૂંટાવું,** (અ. ક્રિ) જુઓ **લુટાવું.**
**લૂંડી,** (સ્ત્રી.) દાસી; a maid servant: (૨) ગુલામડી; a female slave.
**લૂંડો,** (પું.) દાસ; a servant: (૨) ગુલામ; a slave. [લૂમવું.
**લૂંબ,** (સ્ત્રી.) **–વું,** (અ. ક્રિ.) જુઓ **લૂમ,**
**લેખ,** (પું.) લખાણ, લિખિત, દસ્તાવેજ, શિલાલેખ, સાહિત્ય, વગેરે; a writing, a document, an inscription, a literary piece, an essay, an article, etc: **–ક,** (પું.) લહિયો, સાહિત્યકાર; scribe, an author: **–ણ, –ણી,** (સ્ત્રી.) કલમ; a pen: **–ન,** (ન.) લખાણ; writing, copying: (૨) સાહિત્યસર્જન; literary composition: **લેખનકલા.**
**લેખનકળા,** (સ્ત્રી.) લખવાની કે સાહિત્યસર્જનની કળા; the art of writing, the literary art: **–પત્ર,** (પુ.) (ન) દસ્તાવેજ, કરાર, a document, a written agreement or contract:
**લેખા,** (સ્ત્રી.) રેખા, a line: **લેખિકા,** (સ્ત્રી.) સ્ત્રી લેખક; an authoress: **લખિત,** (વિ.) લખેલું, દસ્તાવેજી; written, documentary: **લેખિતવાર,** (વિ) **લખિત** (અ.) **લેખી,** (વ.) લખાણમાં; in writing.
**લેખવવું, લેખવું,** (સ. ક્રિ.) ધ્યાન કે ગણતરીમાં લેવું, to heed, to reckon, to take into account: (૨) દરકાર રાખવી ગણકારવું; to care for, to respect
**લેખું,** (ન.) લખ્યા વિના ઉકેલી શકાય એવો સહેલો હિસાબ; an easy sum that can be solved orally, oral calculation: (૨) હિસાબ, ગણતરી; account, a sum, a reckoning: (૩) ગણના; consideration: (૪) શક્તિ, ગજું; ability, power, mettle.
**લેખે,** (અ) દરે, પ્રમાણે, હિસાબે; at the rate of, at, per: (૨) અંગે, ગણનાથી; for the sake of, out of regard for.
**લેજીમ,** (સ્ત્રી.) ધનુષ જેવું વ્યાયામનું સાધન; a bow-like gymnastic implement
**લેટવું,** (અ. ક્રિ.) જુઓ **લોટવું.**
**લેણ,** (ન) વસૂલ કરવાનાં રકમ કે વસ્તુ; dues, a debt due from: **–દાર,** (પું.) લેણાવાળો, a creditor: **–દેણ,** (સ્ત્રી.) relation of financial transaction
**લેણાદેણી,** (સ્ત્રી) ઋણાનુબંધ; dues to or from on the basis of the law of Karma: (૨) જુઓ **લેણદેણ**
**લેણું,** (ન.) લેણ: (૨) જુઓ **લેણાદેણી**
**લેપ,** (પું.) ઘટ્ટ પ્રવાહીનો થર; plastering, coating, besmearing: (૨) એવું ઘટ્ટ પ્રવાહી; such viscous substance, a salve, a plaster, an ointment (૩) લેપાવું તે, આસક્તિ; being plastered or stuck to, attachment: **–ડી,** (સ્ત્રી.) જાડો લેપ.
**લેપન,** (ન) લેપ કરવો તે; the act of coating or plastering: (૨) લેપાવું તે; attachment, the act of being attached. [plaster or besmear
**લેપવું,** (સ. ક્રિ.) લેપ કરવો; to coat.
**લેપાવું,** (અ. ક્રિ) લેપ થવો, ખરડાવું; to be plastered or besmeared with: (૨) આસક્ત થવું; to be attached to.
**લેબાસ,** (પું.) પોશાક, પહેરવેશ; dress, garments, costume.
**લેભાગુ,** (વિ.) લઈને નાસી જનારું; (a)

runaway (person): (૨) બિનઆધારભૂત અને બદમાશ; unreliable and roguish.

**લેરખું**, (ન.) જુઓ **લૂમ**, **લૂમખું**.

**લેલું**, (ન.) ચૂનો, વગેરે પાથરવાનું કડિયાનું ઓજાર; a mason's trowel: (૨) એક પ્રકારનું પક્ષી; a kind of bird.

**લેલૂર**, (વિ.) નિદ્રાથી ઘેરાયેલું; drowsy, sleepy: (૨) અતિશય, વિપુલ; excessive, abundant.

**લેવડ**, (સ્ત્રી.) શાખે કે ઉધાર લેવાનો વ્યવહાર; the relation of borrowing: **–દેવડ**, (સ્ત્રી.) શાખે કે ઉધાર આપવાલેવાનો વ્યવહાર; the relation of mutual-borrowing and lending: (૨) આર્થિક સોદા કે વ્યવહાર; financial transactions

**લેવરાવવું**, **લેવડાવવું**, (સ. ક્રિ.) 'લેવું' નું પ્રેરક: (૨) ઉધડો લેવો, ધમકાવવું; to rebuke severely, to reprimand.

**લેવાદેવા**, (પું.) (સ્ત્રી.) સબંધ, હિત; relation, concern.

**લેવાલ**, (વિ.) (ન.) (વાયદા બજારમાં) ખરીદવાની વૃત્તિવાળું, ખરીદનાર; (in a forward market) inclined to buy, a buyer: **લેવાલી**, (સ્ત્રી.) ખરીદી; buying.

**લેવાવું**, (અ. ક્રિ.) 'લેવું'નું કર્મણિ: (૨) નબળું કે ક્ષીણ થવું; to become weak or worn out: (૩) શરમાવું, ઝંખવાણું પડવું; to be ashamed, to be crestfallen.

**લેવું**, (સ. ક્રિ.) હાથથી ગ્રહણ કરવું, કબજે કરવા ગ્રહણ કરવું; to take, to receive: (૨) સ્વીકારવું; to accept: (૩) પકડવું; to hold, to catch, to seize: (૪) પ્રવેશ આપવો, દાખલ કરવું; to admit: (૫) સમાવેશ કરવો, to include: (૬) ખાવું કે પીવું; to eat or drink: (૭) ટેકો આપવો, સહાનુભૂતિ હોવી; to support, to sympathise: (૮) ખરીદવું; to buy, to purchase: (૯) કિંમત લેવી; to charge (a price): (૧૦) ઉંચકવું, ખસેડવું, to lift, to remove: (૧૧) આંચકવું, પડાવી લેવું; to snatch, to deprive: (૧૨) કાપવું, દૂર કરવું (નખ, વગેરે); to cut, to pare, to remove (nails, etc.): (૧૩) ઉચ્ચારવું, બોલવું; to utter, to speak: (૧૪) નોંધ કરવી; to note down: (૧૫) માગવું (રજા, વગેરે); to ask for (permission, etc.): (૧૬) રજૂ કરવું; to present: (૧૭) થી રહિત કરવું; to make bereft of: **–દેવું**, (ન.) જુઓ **લેણદેણ**.

**લેશ**, (વિ.) થોડું, જરાક; a little: (પું.) અલ્પાંશ, અણુ; a very small part or portion, a particle: **–માત્ર**, (વિ.) (અ.) બહુ થોડું, બહુ થોડા પ્રમાણમાં; very little, to the least extent.

**લેસ**, (સ્ત્રી.) કપડાને લગાડવાની જરી, વગેરેની કિનાર; a lace.

**લેંકવું**, (અ ક્રિ.) લહેકવું, ઝૂલવું; to swing, to oscillate.

**લેંઘો**, (પું.) ચોરણો; trousers.

**લોઈ**, (સ્ત્રી.) ઊનના કાપડ કે કામળી; woollen cloth or blanket.

**લોઈ**, (સ્ત્રી.) નાનો લોદો; a small lump of kneaded flour, etc.

**લોક**, (પું.) પ્રજા, જનતા; people, masses: (૨) વર્ગ; a class: (૩) જ્ઞાતિ, જાતિ; a caste, a race, a tribe: (૪) કોઈ રાષ્ટ્રની પ્રજા; a nation: (૫) વિવિધ સૃષ્ટિઓમાની કોઈએક; any one of the regions of the universe: (૬) માણસ, વ્યક્તિ; a person: **–કથા**, (સ્ત્રી.) પ્રચલિત કથા, દંતકથા; a folk-tale, a legend: **–ગીત**, (ન.) a folk-song: **–ચર્ચા**, (સ્ત્રી.) popular talk. **–જીવન**, (ન.) સામાજિક જીવન, social life: **–પ્રિય**, (વિ.) લોકોને પ્રિય, પ્રખ્યાત; popular, famous: **–ભાષા**, (સ્ત્રી.) આમજનતાની કે તળપદી ભાષા; the language of the masses, native language, vernacular: **–ભોગ્ય**, (વિ.) આમજનતા સમજી કે માણી શકે એવું; capable of being understood or enjoyed by the masses: (૨) સામાન્ય

પ્રકારનું; ordinary: **-મત,** (પું.) public opinion: **-માતા,** (સ્ત્રી.) જગતનું પોષણ કરનાર દેવી લક્ષ્મી, the goddess Laxmi who nourishes the world: (૨) નદી; a river: **-માન્ય,** (વિ.) લોકોએ સ્વીકારેલું કે લોકોથી સન્માનિત; accepted or respected by the people: (૨) લોકપ્રિય: **-લાજ,** (સ્ત્રી.) લોકમતનો ભય; the fear of public opinion: **-વાયકા,** (સ્ત્રી.) common report: **-વાર્તા,** (સ્ત્રી.) જુઓ **લોકકથા: -શાસન,** (ન.) **-શાહી,** (સ્ત્રી.) (વિ.) જનતાનું રાજ્ય; democracy, democratic **લોકસત્તા,** (સ્ત્રી.) લોકશાહી: **લોકસત્તાક,** (વિ.) લોકશાહી· **-સાહિત્ય,** (ન.) આમજનતાને પ્રિય અને પ્રચલિત સાહિત્ય; folk-literature: **-હિત,** (ન.) લોકોના હિત કે કલ્યાણ; public weal or welfare: **લોકાચાર,** (પું.) સામાજિક જીવનપ્રણાલી; ways of social life. (૨) પ્રચલિત રિવાજ, રૂઢિ, a custom or tradition.

**લોકો,** (પું. બ. વ.) જુઓ **લોક:** (૧) થી (૪).

**લોકાપવાદ,** (પું.) સામાજિક નામોશી; public disgrace: (૨) લોકનિંદા; public scandal.

**લોકૈષણા,** (સ્ત્રી.) યશ, પ્રતિષ્ઠા કે સ્વર્ગની ઉત્કંઠા, intense desire for reputation or heaven

**લોકોક્તિ,** (સ્ત્રી.) કહેવત; a proverb.

**લોકોત્તર,** (વિ.) અસાધારણ; extraordinary: (૨) અલૌકિક; super-human.

**લોખંડ,** (ન.) રાસાયણિક પ્રક્રિયાથી અત્યંત મજબૂત કરાયેલું લોઢું; steel: **લોખંડી,** (વિ.) લોખંડનું બનેલું; made of steel: (૨) અત્યંત મજબૂત; very strong: (૩) અત્યંત દૃઢ કે મક્કમ, અણનમ; very firm, unyielding.

**લોચ,** (પું.) (જૈન) માથાના વાળ હાથ વડે ખેંચીને દૂર કરવા તે; the act of plucking the hair on head by pulling them with the hand: **-ન,** (ન.) લોચ: (૨) આંચકી કે છીનવી લેવું તે; snatching or depriving.

**લોચન, લોચનિયું,** (ન.) આંખ; the eye.

**લોચના,** (સ્ત્રી.) ઉત્કંઠા, ઝંખના; an intense desire, craving: (૨) અફસોસ કે વિલાપ કરવો તે; grieving or wailing: (૩) અજંપો; restlessness, uneasiness.

**લોચવું,** (અ. ક્રિ.) ઉત્કંઠા કરવી, ઝંખવું; to desire intensely, to crave: (૨) અફસોસ કે વિલાપ કરવો; to grieve, to wail: (૩) અજંપો થવો; to become restless or uneasy.

**લોચાવવું, લોચાવું,** (અ. ક્રિ.) ગૂંચવણમાં પડવું; to be entangled or confused: (૨) સંડોવાવું, to be involved: (૩) લોચો વળવું; to become lumpy.

**લોચો,** (પું.) લચકો, લોંદો; a lump, a pasty mass: (૨) ગોટાળો; confusion, disorder: (૩) ગૂંચવણ; entanglement: (૪) ડૂચો; a gag: (૫) તકરાર, વાંધો; a dispute, an objection.

**લોટ,** (પું.) આટો; flour: (૨) બારીક ભૂકો; fine powder.

**લોટકું,** (ન.) નાનો લોટો, જુઓ **લોટો.**

**લોટપોટ,** (વિ.) જુઓ **લોથપોથ.**

**લોટમગું,** (વિ.) begging for flour.

**લોટવું,** (અ. ક્રિ.) આળોટવું; to wallow, to roll on ground: (૨) ગબડવું, લથડવું; to stumble· (૩) સૂવું; to lie down: (૪) ગુલાંટ ખાવી; to turn somersault.

**લોટિયું,** (વિ.) બોડું; hairless, bald.

**લોટી,** (સ્ત્રી.) નાનો લોટો· **લોટો,** (પું.) કળશો; a kind of metallic pot.

**લોઢ,** (પું.) પાણીનું પ્રચંડ મોજું; a huge wave of water: (૨) માટી, લોઢું, વગેરેનો ગઠ્ઠો; a hard mass of clay, iron, etc.: (૩) તકરાર, વાંધો; a dispute, a quarrel, an objection: (૪) ઉપાધિ; trouble.

**લોઢવું**, (સ. ક્રિ.) કપાસ પીલવો, ર અને કપાસિયા જુદા કરવા; to separate seeds from cotton, to gin.
**લોઢી**, (સ્ત્રી.) લોઢાની તવી; an iron pan.
**લોઢું**, (ન.) એક અતિશય ઉપયોગી કાળી ધાતુ; iron: (૨) લોઢાનું ઓજાર; an iron tool.
**લોથ**, (સ્ત્રી.) શબ, લાશ; a corpse, a dead body: (૨) (લૌકિક) આફત, ઉપાધિ; (colloq.)trouble: (વિ.) થાકેલું; tired: **–પોથ**,(વિ.)ખૂબ થાકેલું;extremely tired
**લોથવું**, (અ. ક્રિ.) બેચેનીથી પથારીમાં આળોટવું; to roll in a bed uneasily.
**લોથિયું**, (વિ.) હલકા પ્રકારનું, નકામું; inferior, worthless, useless: (ન.) કૂતરાનું બચકું; a dog-bite.
**લોપ**,(પું.) કોઈની સાથે એકરૂપ થઈને અસ્તિત્વ ગુમાવવું તે; merger, assimilation: (૨) નાશ, અસ્તિત્વ ગુમાવવું તે; extinction, disappearance: **–ક**, (વિ.) લોપ કરનારું; causing merger or extinction.
**લોપડચોપડ**, (ન.) ખોરાકને નરમ અને સુંવાળો બનાવનાર પદાર્થ, ઘી, તેલ, વગેરે; a substance for lubricating food, ghee, oil, etc.: (૨) અતિશયોક્તિ, exaggeration: (૩) ખુશામત, flattery: (વિ.) ચિકાશવાળું, ઘી, તેલ યુક્ત; lubricated, mixed with ghee, oil, etc.: (૨) અતિશયોક્તિભર્યું; exaggerated.
**લોપરી**, (સ્ત્રી.) લોટ, માટી, વગેરેની પોટીસ; a poultice, a round lump of flour, clay, etc.
**લોપવું**, (સ. ક્રિ.) અવજ્ઞા કે ઉપેક્ષા કરવાં, ઉલ્લંઘવું; to disregard, to disobey: (અ. ક્રિ.) સંતાવું; to hide.
**લોફર**, (વિ.) (પું.) સુસ્ત, આળસુ (માણસ); (an) idle (person): (૨) બદમાશ, રખડુ; a rogue, a vagabond.
**લોખ**, (સ્ત્રી.) સ્મૃતિ, યાદ; remembrance, recollection: (૨) ટેવ, આદત; habit.



**લોબડી,લોબરી**,(સ્ત્રી.)ઊનનાં બારીક કામળી કે કાપડ;fine woollen blanket or cloth.
**લોબાન**, (પું.) ધૂપ અને ઔષધ તરીકે વપરાતો એક પ્રકારના વૃક્ષનો ગુંદર; gum resin of a kind of tree used as incense and medicine, benzoin.
**લોભ**, (પું.) પરિગ્રહનો અતિરેક, વધારે પડતી પરિગ્રહવૃત્તિ; greed, avarice, covetousness: (૨) તૃષ્ણા, લાલસા; intense longing, passion for possession: (૨)પ્રલોભન; allurement, enticement, a bait.
**લોભામણું**, (વિ.) મોહક, આકર્ષક; fascinating, charming, attractive: **લોભાવવું**, (સ. ક્રિ.) મોહ પમાડવો, ફસાવવું; to fascinate, to entice: **લોભાવું**, (અ. ક્રિ.) મોહ પામવો, ફસાવું; to be fascinated or enticed: **લોભી, લોભિયું**, (વિ.) 'લોભવાળું'; greedy, miserly: (૨) મહત્ત્વાકાંક્ષી; ambitious.
**લોમ**, (પું.) વાળ, રૂંવું; a hair, a fine hair on the body.
**લોલ**, (વિ.) સક્રિય, ઝૂલતું; active, oscillating, hanging: (૨)ચંચળ, sensitive: (૩) સુંદર; beautiful (૪) આતુર; eager: **–ક** (ન.) કોઈ પણ ઝૂલતી વસ્તુ, કાનનું ઘરેણું, ઇ.; a pendant, a pendulum, etc.
**લોલા**, (સ્ત્રી.) જીભ; the tongue.
**લોલુપ**, (વિ) લાલસાવાળું, તૃષ્ણાતુર; covetous; passionately desirous.
**લોહ**, (ન.) લોઢું; iron: **–ચુંબક**, (ન.) એક પ્રકારનો લોઢાને આકર્ષવાના ગુણવાળો પદાર્થ; a magnet: **–ચુંબકત્વ**, (ન.) એવો ગુણ; magnetism.
**લોહર**, (પું.) મૂર્ખ, જડસો; a stupid person: (૨) જુઓ **લોફર**.
**લોહવું**, (સ. ક્રિ) લૂછવું; to wipe.
**લોહિત**, (વિ.) રાતું, લાલ; red.
**લોહિયાળ, લોહિયાળું**, (વિ.)રક્તપાત થયો હોય એવું,લોહીથી ખરડાયેલું;bloody,stained with blood: (૨) હિંસક; violent.

**લોહી,** (ન.) શરીરની સાત ધાતુઓમાંની એક, રુધિર; blood: **-ઉકાળો,** (પું.) ક્લેશ, સંતાપ quarrel, anxiety: **-તરસ્યું,** (વિ.) હિંસક; blood thirsty, violent: **-લુહાણ, -લોહાણ,** (વિ.) ખૂબ લોહી નીકળતું હોય એવું; bleeding heavily: (૨) રક્તપાત થયો હોય એવું; bloody: (૩) અત્યંત ઘવાયેલું; severely wounded.

**લોહીવા,** (પું.) a kind of disease.

**લોળિયું,** (ન.) સ્ત્રીઓનું કાનનું ઘરેણું; ear-ornament for women.

**લોળો,** (પું.) જીભ કે જીભનું ટેરવું; the tongue or its tip.

**લોંકડી,** (સ્રી.) એક પ્રકારનું શિયાળ જેવું પ્રાણી; a kind of fox-like animal.

**લોંઠ,** (વિ.) જુઓ **લાંઠ: લોંઠિયું,** (વિ.) જુઓ **લાંઠિયું: લોઠું,** (વિ.) જુઓ **લોઠકું:** (ન.) બાળક; a child: **લોંઠો,** (પું.) ખડતલ પુરુષ; a stout and sturdy man: (૨) યાર, આશક; a paramour.

**લોંડી,** (સ્રી.) જુઓ **લૂંડી: લોંડો,** (પું.) જુઓ **લૂંડો:** (૨) જનાનખાનાનો નોકર; a servant of a harem.

**લોંદો,** (પું.) લોચો; a lump of sticky substance.

**લૌકિક,** (વિ.) લોકોમાં પ્રચલિત; popular: (૨) વ્યવહારની ભાષાનું; colloquial: (૩) પાર્થિવ, દુન્યવી; temporal, worldly: (ન.) લોકાચાર, રૂઢિ, popular practice, custom, tradition: (૨) ખરખરો; a visit of condolence.

**લૌવો,** (પું.) રાજદરબારનો મશ્કરો, વિદૂષક; a court-jester, a clown, a buffoon.

**લ્યાનત,** (સ્રી.) ધિક્કાર, તિરસ્કાર; contempt, scorn: (૨) શરમ, નામોશી; shame, disgrace: (૩) શાપ; a curse.

## વ

**વ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો ઓગણત્રીસમો વ્યંજન; the twenty-ninth consonant of the Gujarati alphabet: (૨) ચાર અર્ધસ્વરોમાંનો છેલ્લો; the last of the four semi-vowels.

**વકફ,** (વિ.) સાર્વજનિક; public: (૨) ધર્માદા; charitable.

**વકરવું,** (અ. ક્રિ.) વધારે ખરાબ થવું, વણસવું; to deteriorate, to worsen: (૨) ખૂબ ઉશ્કેરાવું કે ગુસ્સે થવું; to be highly excited or enraged: (૩) નિરંકુશ થવું; to go out of control: (૪) બહેકવું; to become unmanageable: (૫) નામક્કર કે નાકબૂલ થવું; to deny.

**વકરો,** (પું.) **વકરી,** (સ્રી.) વેચાણ; sale: (૨) વેચાણથી મળેલાં નાણાં; cash realized by sales: (૩) વેચાયેલો માલ; goods sold.

**વકાલત,** (સ્રી.) **-નામું,** (ન.) જુઓ **વકીલાત, વકીલાતનામું,** **વકીલાતમાં.**

**વકાસવું,** (સ. ક્રિ.) (મોઢું) ફાડવું; (of mouth) to open wide, to gape.

**વકી,** (સ્રી.) સંભવ; possibility: (૨) ઉમેદ, આશા; prospect, hope.

**વકીલ,** (પું.) કાયદાનો નિષ્ણાત; a pleader, a lawyer: (૨) પ્રતિનિધિ; an agent, a representative: (૩) એલચી; an ambassador, an envoy: **વકીલાત,** (સ્રી.) વકીલનાં કામ, હોદ્દો, વગેરે; the functions and office, etc., of a pleader, mission, embassy.

**વકીલાતનામું,** (ન.) અસીલ તરફથી મળતો વકીલાત કે પ્રતિનિધિ તરીકે કામ કરવાનો અધિકૃત લેખ; power of attorney.

**વક્કર,** (પું.) શાખ, મોભો; credit, dignity: (૨) વજન, મહત્ત્વ; weight, importance: (૩) યોગ્યતા, લાયકાત; propriety, fitness: (૪) વલણ; trend.

**વક્તવ્ય,** (વિ.) કહેવા કે બોલવા યોગ્ય; worth saying or speaking: (ન.) વિધાન, વાણી; a statement, speech.

**વક્તા,** (પું.) બોલનાર; a speaker: (૨) વક્તૃત્વશક્તિ ધરાવનો માણસ; an orator.

**વક્તૃત્વ**, (ન.) **–કલા**, **–કળા**, **–શક્તિ**, (સ્ત્રી.) છટાદાર ભાષણ કરવાની કળા કે શક્તિ; eloquence, oratory.

**વક્ર**, (વિ.) વાંકું; crooked, curved, bent: **–તા**, (સ્ત્રી.) વાંકાપણું, વળાંક; crookedness, a curve, curvature.

**વક્રીભવન**, (ન.) (કિરણોનું) વાંકાં થવું તે; (of rays) refraction.

**વક્ષ**, **વક્ષસ્થલ**, (–ળ), (ન.) છાતી; chest, breast.

**વખ**, (ન.) વિષ, ઝેર; poison.

**વખત**, (પું.) સમય, કાળ; time, period: (૨) તક; opportunity: (૩) ચડતી કે પડતી; prosperity or adversity: (૪) દુર્ભાગ્ય, કપરો કાળ; misfortune, hard time: (૫) ઋતુ; season: (૬) ફુરસદ, નવરાશ; leisure: (૭) ફેરો, વાર; times, repetition: **વખતે**, (અ.) કદાચ, રખેને; perhaps, lest: **વખતોવખત**, (અ.) અનેકવાર, વારંવાર; many times, often, frequently.

**વખવખવું**, (અ. ક્રિ.) વલખાં મારવાં; to strive in vain: (૨) ઉત્કંઠા હોવી, તલપવું; to desire intensely, to crave.

**વખાણ**, (ન.) પ્રશંસા; praise, commendation: **–વું**, (સ. ક્રિ.) પ્રશંસા કરવી; to praise, to commend: (૨) વર્ણન કરવું; to describe, to narrate.

**વખાર**, (સ્ત્રી.) માલ ભરવાનાં સ્થળ, ઓરડો કે મકાન; a warehouse, a godown.

**વખારિયો**, (પું.) વખારમાં માલ રાખનાર, વેપારી; a stockist, a merchant: (૨) વખારનો રખેવાળ; a keeper of a warehouse.

**વખું**, (ન.) પક્ષ; a side or party: (૨) વગ; influence: (૩) ટેકો, ઓથ; support, help.

**વખૂટું**, (વિ.) જુઓ **વિખૂટું**.

**વખો**, (પુ.) ભૂખમરાનાં સંકટ કે વ્યથા; trouble or pain of starvation: (૨) ઉપાધિ, સંકટ; trouble, calamity.

**વખોડવું**, (સ. ક્રિ.) ચૂક કે દોષ કાઢવાં; to find faults: (૨) ટીકા કરવી; to criticize: (૩) નિંદા કરવી; to slander.

**વગ**, (સ્ત્રી.) જુઓ **લાગવગ**: (૨) અનુકૂળતા, સગવડ; suitability, convenience: (૩) અવકાશ, જગા; space, place.

**વગડાઉ**, (વિ.) જંગલનું કે એને લગતું, જંગલી; of or pertaining to woods, wild.

**વગડો**, (પું.) જંગલ, રાન, ઉજ્જડ પ્રદેશ; a forest, a barren region.

**વગદાં**, (ન. બ. વ.) અર્થહીન ક્રિયા કે પ્રવૃત્તિ; meaningless actions or activities: (૨) ફાંફાં, vain efforts.

**વગર**, (અ.) વિના; without, except.

**વગવસીલો**, (પું.) જુઓ **લાગવગ**.

**વગળ**, (પું.) (ન.) ભેળસેળ; adulteration: (૨) મિશ્રણ; a mixture: (૩) ભ્રષ્ટાચાર, વર્ણસંકરપણું; immorality, hybridity, cross-breeding: **–વંશી**, (વિ.) વર્ણસંકર; hybrid, cross-bred.

**વગાડવું**, (સ. ક્રિ.) (વાદ્ય, વગેરે) વાગે એમ કરવું, બજાવવું; to cause to sound or sound (a musical instrument, etc.): (૨) પ્રહાર કરવો, ઈજા કરવી; to strike, to harm, to injure.

**વગુ**, (અ.) બાજુએ, ઢગલાના આકારમાં; on a side, in the form of a pile or heap.

**વગૂતવું**, (અ.ક્રિ.) આંટી પડવી, ગૂંચવાવું; to be entangled or confused.

**વગેરે**, (અ.) ઇત્યાદિ, અને એ પ્રમાણે બીજાં; et cetera, and similarly others.

**વગો**, (પું.) શહેર કે ગામનો ભાગ, લત્તો; part of a city or village, a locality.

**વગોણું**, **વગોવણું**, (ન.) **વગોવણી**, (સ્ત્રી.) ફજેતી, નિંદા કે નામોશી; disgrace, calumny, censure.

**વગોવવું**, (સ. ક્રિ.) નિંદા કે ફજેતી કરવાં; to slander, to disgrace, to defame

**વઘરણું**, (ન.) અડચણ, અવરોધ; an obstacle, a hindrance: (૨) મુશ્કેલી, ઉપાધિ; difficulty, trouble.

**વધરો**, (પું.) કજિયો, તકરાર, વાંધો; a quarrel, a dispute: (૨) કુસંપ, વૈમનસ્ય; discord, enmity: (૩) અડચણ, વિઘ્ન, an obstacle, hindrance: (૪) બગાડ, સડો; spoil, rot, deterioration.
**વઘાર**, (પું.) ઘી અથવા તેલ મિશ્રિત મસાલાથી દાળ, ઇ.ને છમકારવાં તે; the act of sizzling a liquid dish with a boiled mixture of ghee or oil and spices: **-વું**, (સ ક્રિ.) વઘાર કરવો; to sizzle a liquid dish with boiled ghee or oil and spices: **વઘારિયું**,(વિ.) વઘાર દીધેલું; having been so sizzled.
**વઘારણી**,(સ્ત્રી.) હિંગ; asafoetida.
**વચ**,(ન.)વાણી, બોલવું તે;speech, utterance.
**વચ**, (સ્ત્રી.) મધ્યમાં હોવું તે; the state of being in the middle: (અ.) વચ્ચે; amidst, between.
**વચકલું**, (ન.) જુઓ **વચકું**.
**વચકવું**, **વચકાવું**, (અ. ક્રિ.) દુભાવું, માઠું લાગવું; to be offended or grieved: (૨) વકરવું; to be enraged: (૩) સરકી કે નાસી જવું; to slip or run away from.
**વચકું**, (ન.) અડચણ, વિઘ્ન; an obstacle, a hindrance.
**વચકો**, (પું.) દુભાવું કે માઠું લાગવું તે; the state of being offended or grieved: (૨) વહેમ, શંકા; doubt, suspicion: (૩) વાંધો, તકરાર; an objection, a dispute.
**વચગાળો**,(પું.)વચ્ચેનો ભાગ કે સમય, વિરામ; a middle part or time, an interval.
**વચડવું**, (સ. ક્રિ.) ખણવું, વલૂરવું; to scratch skin with nails, etc.
**વચન**, (ન) વાણી, વિધાન; speech, a statement: (૨) બાંયધરી, કોલ; a guarantee, a promise: (૩) શબ્દ કે શબ્દો; a word or words: (૪) (વ્યાકરણ) સંખ્યા; (gram.) number: **વચની**, (વિ.) વચન પાળનારું, પ્રમાણિક; true to one's promise, honest.
**વચલું**, (વિ.) વચ્ચેનું, મધ્યમાં આવેલું; middle, intermediate, central.
**વચળવું**, (સ. ક્રિ.) અધઃપતિત થવું; to degenerate: (૨) બગડવું, ભ્રષ્ટ થવું, સડવું; to be spoiled, to rot: (૩) કથળવું; to deteriorate: (૪) અવરોધાવું; to be obstructed or hindered: (૫) લંપટ કે વ્યભિચારી થવું; to become lewd or adulterous: (૬) ધૂની કે તરંગી થવું; to be crazy or whimsical.
**વચેટ**, (વિ ) જુઓ **વચલું**.
**વચ્ચે**, (અ.) વચમાં, મધ્યમાં; in the middle: (૨) વચગાળામાં, during an interval: **વચ્ચોવચ**, (અ.) બરાબર વચમાં; exactly in the middle.
**વચ્છ**, **વછ**, (ન.) વાછરડું; a calf.
**વછિયાત**, (પું.) વ્યાપારી પ્રતિનિધિ, આડતિયો; a commercial agent.
**વછૂટવું**, (અ. ક્રિ.) માંથી અલગ કે છૂટું થવું; to be separated from: (૨) ઓચિંતું જોરથી દૂર થવું કે દૂર થઈને ઊડવું; to be separated suddenly, and forcefully, to go or fly off suddenly.
**વછૂટું**, (વિ.) જુદું પડેલું; separated, disjoined.
**વછેરી**, (સ્ત્રી.) ઘોડીનું માદા બચ્ચું; a filly: **વછેરું**, (ન.) ઘોડીનું બચ્ચું; a colt or filly: **વછેરો**, (પું.) ઘોડીનું નર બચ્ચું; a colt.
**વછો**, (પું.) વિયોગ; disunion, separation.
**વછોડવું**, (સ. ક્રિ.) અલગ કે છૂટું કરવું; to separate, to disconnect: (૨) બાણ, ઇ. છોડવું; to discharge an arrow, bullet, etc.: (૩) જોરથી દૂર કરવું કે ફેંકવું; to let go fly or to throw forcefully: (૪) (બાળક, વાછરડું, વગેરે) ધાવણ છોડાવવું; (a child, calf, etc.) to wean.
**વછોયું**,(વિ.)સોબતીઓ, ઇ.થી વિખૂટું પડેલું, ભૂલું પડેલું; separated or disunited from companions, etc. strayed.

**વજન**, (ન.) ભાર; weight, burden, load: (૨) તોલ; measure of weight: (૩) વગ; influence: (૪) દબાણ; pressure: (૫) પ્રતિભા, મોભો; dignity, honour: **–દાર**, (વિ.) ભારે, વજનવાળું; heavy, weighty (in all senses).

**વજાડવું**, (સ. ક્રિ.) જુઓ **વગાડવું**.

**વજીફદાર**, (વિ.) (પું.) જમીનદાર, જાગીરદાર; a land or estate holder: **વજીફો**, (પું.) ભેટ તરીકે મળેલી જમીન કે જાગીર; land or estate received as a gift.

**વજીર**, (પું.) વડો પ્રધાન; a prime minister: (૨) શેતરંજનું એક મહોરું; the queen in the game of chess: **વજીરાત**, (સ્ત્રી.) વજીરનાં પદ, ફરજો, સત્તા, વગેરે; the office, duties, powers, etc. of a prime minister, prime ministership.

**વજૂ**, (ન.) (ઇસ્લામ) નમાઝ પઢતા પહેલાં હાથ, પગ, ઇ. ધોવાં તે; (Islam) the act of washing hands, feet, etc. before saying prayers.

**વજૂદ**, (ન.) તથ્ય, વાસ્તવિકતા, આધારભૂતપણું, truth, reality, reliability.

**વજ્ર**, (ન.) ઇંદ્રનું શસ્ત્ર; Indra's weapon, the thunderbolt: (૨) વીજળી; lightning: (૩) (વનસ્પતિશાસ્ત્ર) ફૂલની દાંડી; [(Botany) calyx.

**વટ**, (પું.) જુઓ **વડ**.

**વટ**, (વિ.) મુખ્ય; main, chief: (૨) સર્વદેશી, બધાને લાગુ પડતું, બધા માટેનું; general, applying to or meant for all.

**વટ**, (સ્ત્રી.) પણ, ટેક, સ્વમાન; a vow, steadfastness, a resolve, self-respect: (૨) માન, પ્રતિષ્ઠા, શાખ, ગૌરવ; honour, reputation, credit, dignity: (૨) ધિરાણનો વ્યવસાય; the profession of lending money: (૩) નાણાંબજાર; money-market. (પું.) જુઓ **રોફ**.

**વટકવું**, (અ. ક્રિ.) ખીજાઈને કે ખોટું લાગવાથી ત્યાગ કરવો કે ચાલ્યા જવું; to give up or go away because of being vexed or offended: (૨) જુઓ **વંકાવું**.

**વટલવું**, **વટલાવું**, (અ. ક્રિ.) ખાનપાન, સંપર્ક, ઇ.થી ભ્રષ્ટ કે અપવિત્ર થવું; to be polluted or defiled because of food, drinks contact or association: (૨) ધર્માંતર કરવું, હલકી જ્ઞાતિમાં ભળવું; to become a religious convert, to become a member of a lower caste: **વટલાવવું**, (સ. ક્રિ.) ભ્રષ્ટ કરવું; to pollute. [brass waterpot.

**વટલોઈ**, (સ્ત્રી.) હાંડી, તાંબડી; a kind of

**વટવું**, (સ. ક્રિ.) ઓળંગવું; to cross: (અ. ક્રિ.) (સમયનું) પસાર થવું; (of time) to pass, to elapse: (૨) (પાણીનું) ઓટ આવવી, ઓસરવું; (of water) to ebb, to recede: (૩) છૂપી રીતે નાસી જવું; to run away secretly, to sneak away.

**વટહુકમ**, (પું.) મુખ્ય કે બધાંને લાગુ પડતો હુકમ; a main or general order: (૨) અમુક સમય માટે અમલમાં રહે એવો, ખાસ સત્તાથી જાહેર કરેલો અસાધારણ હુકમ; an ordinance. [(૨) જુઓ **વટાવ**.

**વટંતર**, (વિ.) ગીરો મૂકેલું; mortgaged:

**વટાણા**, (પું. બ. વ.) a kind of pulse.

**વટાવ**, (પું.) બદલા કે વળતર તરીકે મુદ્દલમાંથી કપાતો અલ્પ ભાગ, છૂટ; discount or premium, deduction from an amount or capital: (૨) વિવિધ ચલણોનો વિનિમય; exchange of different currencies: (૩) વેચાણ-વળતર; commission on sale. (૪) રોકડેથી કરેલી ખરીદી પરનું વળતર; cash-discount or rebate: (૫) મોટા સિક્કાના બદલામાં પરચૂરણ નાના સિક્કા પૂરા પાડવા કે સ્વીકારવા પરનું; commission on supply or receipt of small coins in exchange for a bigger one: **–વું**, (સ. ક્રિ.) મોટા સિક્કાનું પરચૂરણ લેવું; to exchange a big coin for smaller ones: (૨) હૂંડી, વગેરેનાં રોકડાં નાણાં મેળવવાં; to encash a draft, note, cheque, etc.

**વટાવવું**, (સ. ક્રિ.)(સ્થળ, વગેરે) સહીસલામત પસાર કરવું કે ઓળંગવું; (a place, etc.) to pass by or cross safely: (૨) થી ચડિયાતા હોવું; to surpass, to excel.
**વટાળ**, (પું.) વટલાવું કે વટલાવવું તે; (જુઓ **વટલવું**, **વટલાવું**) ભ્રષ્ટતા; the act of polluting or being polluted, pollution, defilement: **–વું**, (સ. ક્રિ.) વટલાવવું, ખાનપાન, સંપર્ક અથવા જ્ઞાતિ કે ધર્મપરિવર્તન કરાવી ભ્રષ્ટ કરવું; to pollute, to pollute by food, drinks, contact or change of caste or religion: **વટાળો**, (પું.) વટાળ.
**વટિકા**, **વટી**, (સ્ત્રી.) ગોળી, ટીકડી; a pill, a tablet.
**વટિયું**, **વટી**, (વિ.) મક્કમ, ટેકીલું; firm, determined, true to one's word or pledge: (૨) અત્યંત સ્વમાની; highly self-respecting.
**વટેમાર્ગુ**, (પું.) પથિક, પ્રવાસી; a way-farer, a traveller.
**વટેશરી**, (સ્ત્રી.) પ્રવાસનાં ખર્ચ કે ભથ્થું; travelling expenses or allowance (૨) ભાતું; a traveller's tiffin.
**વડ**, **વડલો**, (પું.) a banyan tree.
**વડવા**, (સ્ત્રી.) ઘોડી (ઘોડાની માદા), a mare.
**વડવાઈ**, (સ્ત્રી.) વડની ડાળીમાંથી ફૂટતો દોરી જેવો ફણગો જે ફરી જમીનમાં પેસીને મૂળ બને છે, a string-like shoot from the branch of a banyan tree which descends into the ground and becomes a root.
**વડવાગળ**, **વડવાગોળ**, (સ્ત્રી.) એક પ્રકારનું ચામાચીડિયા જેવું, રાત્રે ઊડતું પક્ષી; a kind of bat-like night bird, a flying fox.
**વડવો**, (પું.) પૂર્વજ, પિતામહ, દાદા; an ancestor, a grand-father.
**વડસસરો**, (પું.) સસરા કે સાસુનો બાપ; father of a father-in-law or a mother-in-law: **વડસાસુ**, (સ્ત્રી.) સસરા કે સાસુની મા; mother of a father-in-law or a mother-in-law.
**વડાઈ**, (સ્ત્રી.) મોટાઈ, પ્રતિષ્ઠા; greatness, reputation: (૨) બડાઈ, મિથ્યાડંબર; boasting, vain show or pomp.
**વડાગરું**, (વિ.) (મીઠું) સમુદ્રના પાણીમાંથી અગરમાં પકાવેલું; (salt) made from sea-water in salt-pans.
**વડારણ**, (સ્ત્રી.) અંતઃપુરની દાસી, ગોલી; a maid-servant of a harem, a queen's maid-servant.
**વડિયાઈ**, (સ્ત્રી.) દાદીમા; a grand-mother.
**વડી**, (સ્ત્રી.) કઠોળની ગોળી જેવી વાની; pill-like eatable made of pulses.
**વડીલ**, (વિ.) કુટુંબીજનોમાં મોટી ઉંમરનું; elder in a family: (૨) સરખામણીમાં મોટી ઉંમરનું; elder, senior: (૩) મોટી ઉંમરનું હોવાથી માનનીય; respectable because elderly. (પું.) એવી વ્યક્તિ; an elder person: (૨) પૂર્વજ; an ancestor.
**વડીલોપાર્જિત**, (વિ) પૂર્વજોએ મેળવેલું; acquired or earned by ancestors: (૨) વારસામાં મળેલું; inherited.
**વડું**, (વિ.) મોટું, મહાન; big, great: (૨) વડીલ; elder. senior: (૩) ભવ્ય; grand: (૪) મુખ્ય; chief, main.
**વડું**, (ન.) એક પ્રકારની કઠોળની તળેલી વાની; a kind of fried eatable made of pulses.
**વડે**, (અ) થી, વતી; by, with.
**વડેરું**, (વિ.) જુઓ **વડીલ**: (૨) મોટું, મહાન; great.
**વઢકણ**, **વઢકણું**, **વઢકારું**, (વિ.) કજિયાખોર; quarrelsome.
**વઢવાડ**, (સ્ત્રી.) તકરાર, કજિયો, વાધો, લડાઈ; a quarrel, a dispute, a fight: **વઢવાડિયું**, (વિ.) જુઓ **વઢકણું**.
**વઢવુ**, (અ. ક્રિ.) કજિયો કે તકરાર કરવાં, લડવું; to quarrel, to fight: (સ. ક્રિ) ઠપકો આપવો; to rebuke, to scold.
**વણ**, (ન) કપાસ, કપાસનો છોડ કે એનુ ખેતર; unginned cotton, a cotton-plant, a cotton-field.
**વણ**, (અ.) વગર, વિના; without, but

**વણકર,** (પું.) કાપડ વણનાર; a weaver.
**વણછો,** (પું.) વૃક્ષની છાયા; the shade of a tree: (૨) વૃક્ષની છાયા પડતી હોય એ વિસ્તાર; area covered by the shade of a tree: **વણછાઉ,** (વિ.) (નાના રોપા) વૃક્ષની છાયામાં ઊગતા; (of small plants) growing under the shade of a tree.
**વણજ,** (પું.) વેપાર, ઉદ્યોગ; trade, commerce, industry: (૨) વ્યાપારી માલ કે વસ્તુ; a commodity.
**વણજાર,** (સ્ત્રી.) વણજારાનાં કાફલો કે પોઠ; a caravan of traders and their oxen loaded with merchandise: (૨) વણજાર જેવી કોઈ પણ મોટી, લાંબી હાર; any big, long row like a caravan: **વણજારી,** (સ્ત્રી.) વણજારાની સ્ત્રી. **વણજારું,** (ન) વણજારાનો ધંધો: **વણજારો,** (પું.) બળદો પર માલ લાદી જુદાં જુદાં સ્થળે ફરતો વેપારી; a trader moving from place to place with his merchandise loaded on oxen.
**વણતર,** (ન.) વણાટકામ; weaving: (૨) પોત; texture: (૩) પોતની ઝુમાશ; fineness of texture. [(૨) ઉદાર; liberal.
**વણલોભી,** (વિ.) લોભરહિત; greedless:
**વણવું,** (સ. ક્રિ.) (કાપડ, વગેરે) બનાવવું, નિર્માણ કરવું; (cloth, etc.) to weave: (૨) (દોરી, દોરડાં, વગેરે) વળ દઈને બનાવવું; to intertwine and make: (૩) વેલણથી રોટલી, વગેરે, બનાવવાં, to roll bread, loaf, etc. with a rolling-pin: (૪) સેવ, વડી, વગેરે પાડવાં કે બનાવવાં; to press dough through a plate with holes and make macaroni, etc.: (૫) છોડવા પરથી પાક, વગેરે ચૂંટવાં કે ભેગાં કરવા; to pick or gather crops: (૬) કેળવવું, તાલીમ આપવી; to train
**વણસવું,** (અ. ક્રિ.) વધારે બગડવું કે ખરાબ થવું; to worsen, to deteriorate: (૨) નાશ પામવું; to perish.
**વણસાડવું,** (સ. ક્રિ.) વધારે ખરાબ કરવું કે બગાડવું; to worsen, to cause to deteriorate: (૨) ભ્રષ્ટ કરવું; to corrupt.
**વણાટ,** (પું.) પોત, texture: **-કામ,** (ન.) વણવું તે, વણતર; weaving.
**વણિક,** (પું.) જુઓ **વાણિયો.**
**વતડવું,** (સ. ક્રિ.) નખ કે નહોરથી ખણવું કે ચીરવું; to scratch or tear open with nails or claws.
**વતન,** (ન.) જન્મનાં ગામ, સ્થળ કે દેશ, માતૃભૂમિ;a native place, the motherland: (૨) સરકાર તરફથી ભેટ તરીકે મળેલી જાગીર; an estate gifted by government: (૩) એવી જાગીરની આવક; income from such an estate: **-દાર,** (વિ.) (પું.) એવો જાગીરદાર; such an estate holder: **વતની,** (વિ.) (પું.) મૂળ રહેવાસી; a native.
**વતરડવું,** (સ. ક્રિ.) જુઓ **વતડવું.**
**વતરણું,** (ન.) કલમ; a pen.
**વતરેક,** (અ.) વગર, વિના, without, except: (પું.) જુઓ **વ્યતિરેક.**
**વતી,** (અ.) વડે, થી; with, by: (૨) માટે, બદલે; for, behalf of, in place of.
**વતીપાત,** (પું.) **વતીપાતિયું,** (વિ.) જુઓ **વ્યતિપાત.**
**વતું,** (ન.) હજામત; shaving.
**વતે,** (અ.) વતી, વડે, થી; with, by.
**વતેસર,** (વિ.) (ન.) બિનજરૂરી લંબાણ; unnecessary lengthening: (૨) અતિશયોક્તિ; exaggeration: (૩) બકવાદ; prattle.
**વત્તું,** (વિ.) વધારે, more.
**વત્રેક,** (વિ.) શ્રેષ્ઠ, ઉત્તમ; best, excellent: (અ.) વતરેક, વિના; without.
**વત્સ,** (પું.) (ન.) બાળક; a child: (૨) વાછરડું; a calf.
**વત્સર,** (પું.) વર્ષ, સાલ, a year, a civil or calendar year.
**વત્સલ,** (વિ.) માયાળુ, પ્રેમાળ; kind, loving, affectionate: **-તા,** (સ્ત્રી.) જુઓ **વાત્સલ્ય.** [વાછરડી; a female calf
**વત્સા,** (સ્ત્રી.) પુત્રી; a daughter: (૨)

**વદ,** (અ.) (વિ.) કૃષ્ણપક્ષનું કે કૃષ્ણપક્ષમાં; of or in the dark half of a lunar month: (સ્ત્રી) કૃષ્ણપક્ષ; the dark half of a lunar month.

**વદતોવ્યાઘાત,** (પું.) પોતાનાં કથન કે વિધાનોનો વિરોધાભાસ, એવો તર્કદોષ; a self-contradiction in speech, such logical fault.

**વદન,** (ન.) મુખ, ચહેરો; the mouth, the face.

**વદવું,** (સ. ક્રિ.) બોલવું; to speak: (અ. ક્રિ.) સ્વીકાર થવો, મંજૂર થવું; to be accepted, to be granted.

**વદિ,** (અ.) (વિ.) જુઓ **વદ.**

**વદી, વધા,** (સ્ત્રી.)(ગણિત) સરવાળા,ગુણાકાર, વગેરેમાં એકમનો આંકડો રાખતાં બાકીના સ્થાનના આંકડાની કિંમત જે આગળના સ્થાનના આંકડામાં ઉમેરાય છે તે; the value of higher digits except the unit's one that is added to the immediately higher digit in multiplications and additions.

**વધ,** (પું.) હત્યા, કાપીને કરેલી હત્યા; a killing, a slaughter.

**વધ,** (પું.) વધારો; surplus, increase, excess: **વધઘટ,** (સ્ત્રી.) વધારો કે ઘટાડો થવો તે, નફોતોટો, increase or decrease, profit or loss.

**વધવું,** (સ. ક્રિ.) વૃદ્ધિ કે વધારો થવાં (દરેક અર્થમાં); to increase, to grow, to develop: (૨) બાકી રહેવું, શેષ રહેવું; to remain, to remain as a residue: (૩) આગળ જવું; to go forward, to advance: (૪) ચડિયાતું થવું; to surpass: (૫) વિકાસ સાધવો, પ્રગતિ કરવી; to develop, to progress.

**વધાઈ, વધામણી,** (સ્ત્રી.) આનંદના સમાચાર; good news: (૨) એવા સમાચાર લાવનારને અપાતી ભેટ; a gift given to one who brings good news.

**વધામણું,** (ન.) શુભ પ્રસંગે વિધિસર થતું માતાજીનું પૂજન; a ceremonial worship of the goddess on an auspicious event: (૨) જુઓ **વધામણી.**

**વધારવું,** (સ. ક્રિ.) વૃદ્ધિ કરવી; to increase: (૨) ઉમેરવું; to add: (૩) ઉન્નતિ કરાવવી, ઊંચા સ્તર પર લઈ જવું; to cause to progress, to promote: (૪) વિસ્તારવું; to spread: (૫) બચત કરવી; to keep as a saving: (૬) શેષ રાખવું; to leave as residue.

**વધારે,** (વિ.) વિશેષ, અધિક; more, additional: (૨) જરૂર કરતાં અધિક; surplus: **વધારો,** (પું.) વૃદ્ધિ, ઉમેરો; increase, increment, addition: (૨) સિલક, શેષ; balance, residue: (૩) નફો; profit: (૪) પુરવણી; a supplement.

**વધાવવું,** (સ. ક્રિ.) હર્ષથી આવકારવું; to welcome gladly: (૨) પૂજ્યભાવ કે પ્રેમથી પુષ્પો, ચોખા, વગેરે ચડાવવાં; to shower flowers, rice, etc. devotionally or lovingly.

**વધાવો,** (પું.) વધાવવાનાં ક્રિયા કે સામગ્રી; (જુઓ **વધાવવું**) the act or necessary materials for a merry welcome, etc.: (૨) દાણા ફેંકી રહસ્ય શોધવાની કે ભવિષ્ય ભાખવાની ક્રિયામાં એકીસંખ્યામાં દાણા નીકળવા તે; the state of grains being in an odd number in the act of finding out a secret or predicting by throwing grains: (૩) વરકન્યાને મળતી ભેટ; a gift given to a bridegroom or a bride.

**વધુ,** (વિ.) જુઓ **વધારે: -પડતું,** (વિ.) જરૂર અથવા યોગ્યતા કરતાં વધારે, more than necessary, excessive.

**વધૂ,** (સ્ત્રી.) વહુ, યુવાન પત્ની, પુત્રવધૂ; a wife, a young wife, a son's wife: (૨) તાજેતરમાં પરણેલી કન્યા; a bride.

**વધૂકું,** (વિ.) જુઓ **વધુપડતું.**

**વધેરવું**, (સ. ક્રિ.) બલિ તરીકે અર્પણ કરવું; to offer as a sacrifice: (૨) બલિની કતલ કરવી; to slaughter a sacrificial animal: (૩) નારિયેળ, વગેરે ફોડીને દેવને અર્પણ કરવું, to break and offer to a god coconut, etc.
**વધ્ય**, (વિ.) વધ કરવા યોગ્ય; worth killing or slaughtering.
**વન**, (ન.) જંગલ; a forest: **–કૂળ**, (ન.) જુઓ **વલ્કલ**: **–ચર**, (વિ.) વનમાં રહેતું, જંગલી; living in a forest, wild: (પું.) એવાં માનવી કે પ્રાણી; a wild man or animal: (૨) વાંદરો; a monkey: **–ભોજન**, (ન.) a picnic: **–રાઈ**, **–રાજિ**, **–રાજી**, (સ્ત્રી.) જંગલનાં વૃક્ષો અને વનસ્પતિ; wild trees and vegetation: (૨) એવાં વૃક્ષોની ઘટા; a grove of wild trees: (૩) જંગલની કેડી; a forest track: **–રાજ**, (પું.) સિંહ; a lion.
**વનસ્પતિ**, (સ્ત્રી.) વૃક્ષો, વેલા, ઘાસ, વગેરે; trees, plants, grass, etc., vegetation:- (૨) ઔષધિ તરીકે ઉપયોગી વૃક્ષ કે વેલો; a herbal tree or plant: **–શાસ્ત્ર**, (ન.) botany.
**વના**, (અ.) વિના, સિવાય; without, except.
**વના**, (સ્ત્રી.) જુઓ **વનિતા**.
**વનિકા**, (સ્ત્રી.) નાનું વન, ઉપવન; a small forest, a park.
**વનિતા**, (સ્ત્રી.) નારી, સ્ત્રી; a woman: (૨) પત્ની; a wife: (૩) પ્રેયસી; a beloved woman.
**વનેચર**, (વિ.) (પું.) જુઓ **વનચર**.
**વનેરુ**, (વિ.) જંગલી; wild: (૨) રખડુ, ભટકતું; wandering, nomadic.
**વનો**, (પું.) વિનય, વિવેક; politeness.
**વન્ય**, (વિ.) જંગલનું કે એને લગતું, જંગલી; of or pertaining to woods, wild.
**વપત**, (સ્ત્રી.) જુઓ **વિપત્તિ**.
**વપન**, (ન.) હજામત, વાળ કપાવવા તે; shaving, hair-cutting.
**વપરાશ**, (સ્ત્રી.) ઉપયોગ; use: (૨) વાપર, ખપત, consumption.
**વપુ**, (ન.) શરીર; the body.
**વફા**, (સ્ત્રી.) વચન કે પ્રતિજ્ઞાનું પાલન; the act of abiding by one's promise or vow: (૨) વિશ્વાસ; faith, trust: (૩) નિષ્ઠા; devotion: (૪) પ્રમાણિકતા; honesty: **–દાર**, (વિ.) વચન કે પ્રતિજ્ઞાપાલક; true to one's promise or vow: (૨) હલાલ, વિશ્વાસુ; faithful, loyal, trustworthy: **–દારી**, **વફાઈ**, (સ્ત્રી.) નિષ્ઠા, હલાલી; faithfulness, loyalty, devotion.
**વબૂટણ**, **વભૂટણ**, (સ્ત્રી.) સંકટ, આફત; trouble, calamity: (૨) પીડા, વ્યથા; pain, affliction.
**વભો**, (પું.) જાહોજલાલી, વૈભવ; prosperity, comforts and happiness: (૨) ભપકો; grandeur: (૩) અદબ, આમન્યા; regard, decorum, politeness: (૪) ગૌરવ; dignity: (૫) વજન, પ્રભાવ; weight, influence: (૬) પ્રતિષ્ઠા; reputation
**વમન**, (ન.) ઊલટી; vomiting.
**વમવું**, (સ. ક્રિ.) ઓકવું, ઊલટી કરવી; to vomit: (અ. ક્રિ.) ઘટવું; to decrease.
**વમળ**, (ન.) વહેતા પાણીનો ભમરો; a whirlpool, an eddy: (૨) ચિંતા; anxiety.
**વય**, (સ્ત્રી.) (ન) ઉંમર; age: (૨) આયુષ; period of life.
**વયણ**, (ન) જુઓ **વચન** (૧).
**વયસ્ય**, (પું.) મિત્ર, a friend: **વયસ્યા**, (સ્ત્રી) સ્ત્રી મિત્ર, સખી; a female friend.
**વયોવૃદ્ધ**, (વિ.) ઘરડુ; old: (૨) વડીલ; elderly.
**વર**, (વિ.) શ્રેષ્ઠ, ઉત્તમ, excellent, best: (પું.) વરરાજા, પતિ; a bridegroom, a husband: (૨) વરદાન; a boon.
**વરક**, **વરખ**, (પું.) સોનાચાંદીનુ અતિશય પાતળું પડ; a very thin layer (leaf) of gold or silver.

**વરઘોડિયાં,** (ન. બ. વ.) વરકન્યા, નવદંપતી; bride and bridegroom: (૨) વરઘોડામાં સામેલ થયેલાં બાળકો; children accompanying a marriage procession: (૩) કન્યાને ત્યાં જમવા જતા વરરાજા સાથેનાં બાળકો, children accompanying the bridegroom while going for dinner to the bride's house.

**વરઘોડો,** (પું.) પરણવા જતા વરનું સરઘસ; a marriage procession: (૨) કોઈ પણ પ્રકારનું સરઘસ; any kind of procession: (૩) (લૌકિક) ફજેતો; (colloq.) disgrace, fiasco.

**વરજવું,** (સ. ક્રિ.) ત્યાગ કરવો, તજવું; to give up, to forsake.

**વરડું,** (ન.) કઠોળના દાણાનો ફણગો; a shoot or sprout of a grain of pulse. [a social class.

**વરણ,** (સ્ત્રી.) જ્ઞાતિ, જાતિ; a caste,

**વરણાગિયું,** (વિ.) છેલબટાઉ; foppish, vainly showy: **વરણાગી,** (સ્ત્રી.) છેલબટાઉપણું, વધારે પડતી ટાપટીપ, ઇ.; foppery, over-nicety, vain pomp.

**વરણી,** (સ્ત્રી.) પસંદગી, ચૂંટણી; selection.

**વરત,** (પું.) (સ્ત્રી.) કોસનું દોરડું; the rope of a big leather bucket drawn by bullocks.

**વરત,** (ન.) જુઓ ઉખાણું.

**વરતવું,** (અ. ક્રિ.) આચરણ કરવું; to behave: (૨) થવું, બનવું; to occur, to happen: (સ. ક્રિ.) જાણવું, મૂલ્યાંકન કરવું, પારખવું, ઓળખવું; to know, to find out, to find out the worth or value of, to recognize: (૨) મેળવવું, પ્રાપ્ત કરવું; to get, to gain, to acquire: (૩) આગાહી કરવી; to predict, to foretell: (૪) રૂઢિ પ્રમાણે સગાંસંબંધીઓને ભેટ આપવી; to give gifts to relatives according to customs. [prediction, a forecast.

**વરતારો,** (પું.) આગાહી, ભવિષ્યકથન; a

**વરદ,** (વિ.) **વરદા,** (વિ.) (સ્ત્રી.) વરદાન આપનાર, દયાળુ; giving boons, obliging, merciful.

**વરદાન,** (ન.) દેવ, સંત, વગેરે તરફથી મળેલાં ભેટ, લાભદાયી વચન, આશીર્વાદ, ઇ.; a gift, promise or blessings received from a god, a saint, etc., a boon.

**વરદાયક, વરદાયી,** (વિ.) જુઓ **વરદ.**

**વરદી,** (સ્ત્રી.) માલ પૂરો પાડવા, વગેરે માટે અગાઉથી આપેલ સૂચના કે હુકમ; an instruction or order for supplying goods, etc.: (૨) કહેણ, સંદેશો; a message: (૩) ખબર; information: (૪) સૂચના, હુકમ; an instruction, an order.

**વરધ,** (સ્ત્રી.) લગ્નમંડપની સ્થાપના અને લગ્નવિધિ વચ્ચેના દિવસોમાંનો દરેક; each one of the days after the installation of the marriage platform and before the actual marriage ceremony: (૨) માથે પાણીનાં બેડાં લઈને સ્ત્રીઓ લગ્નમંડપમાં આવે એ વિધિ; the ceremony in which women with water-pots on their heads, come to the marriage platform.

**વરમ,** (પું.) સોજો; swelling (on body).

**વરમાળ, વરમાળા,** (સ્ત્રી.) (પ્રાચીન ભારત) સ્વયંવરમાં કન્યા પોતે પસંદ કરેલા વરને પહેરાવે છે તે માળા; (ancient India) the garland which the bride puts round the neck of the bridegroom selected by her during the ceremony of a choice marriage: (૨) લગ્નવિધિના સમયે વરકન્યાએ પહેરેલી સૂતરની માળા; yarn garments worn by the bride and the bridegroom during the marriage ceremony.

**વરરાજા,** (પું.) જેનો લગ્નવિધિ થવાનો હોય એ યુવાન કે પુરુષ; a bridegroom.

**વરવધ, વરવહુ,** (ન. બ. વ.) જુઓ **વર-**

**ધોડિયાં** (૧): (૨) પતિપત્ની; wife and husband.
**વરવિક્રય,** (પું.) લગ્નનો એવો કરાર જેમાં કન્યાપક્ષે, ભાવિ વરને ગણનાપાત્ર રકમ, ભેટો, વગેરે આપવાનાં હોય છે, a contract of marriage in which the bride's side has to pay a considerable sum, gifts, etc. to the would-be bridegroom.
**વરવું,** (સ. ક્રિ.) ચૂંટવું, પસંદ કરવું; to select: (૨) ભાવિ પતિ પસંદ કરવો; to select a would-be husband: (૩) પરણવું; to marry: (અ. ક્રિ.) વપરાવું, વપરાઈને ખલાસ થવું; to be used or spent up, to be used and exhausted.
**વરવું,** (વિ.) બેડોળ, કદરૂપું, ugly, misshaped: (૩) હલકા પ્રકારનું; inferior: (૩) દુષ્ટ; wicked.
**વરશી, વરસી,** (સ્ત્રી) કોઈના મૃત્યુ પછી પ્રથમ વાર્ષિક તિથિએ થતો વિધિ; ceremony performed on the first anniversary of some one's death.
**વરસ,** (ન.) વર્ષ; year: **–ગાંઠ,** (સ્ત્રી.) જન્મદિવસ; birthday, birth anniversary.
**વરસવું,** (અ. ક્રિ) વરસાદ થવો, to rain: (૨) વરસાદની જેમ કે વિપુલ પ્રમાણમાં પડવું; to shower, to shower or fall: (સ. ક્રિ) ઉદારતાથી કે વિપુલ પ્રમાણમાં આપવું; to give liberally or abundantly.
**વરસાદ,** (પું.) વર્ષા, વાદળાંમાંથી પાણી પડવુ તે; rain, rainfall: (૨) ઝડી; a torrent, a volley. [ance, annuity.
**વરસૂંદ,** (સ્ત્રી.) વર્ષાસન; annual allow-
**વરંડ, વરંડો,** (પું.) ઓસરી; a verandah.
**વરાડ,** (પું.) (સ્ત્રી.) હિસ્સો, ભાગ; share.
**વરાડું,** (ન.) દોરડું; a rope.
**વરાત,** (સ્ત્રી.) જુઓ **બરાત.**
**વરાધ,** (સ્ત્રી.) એક પ્રકારનો બાળરોગ, ખાંસી, ઉધરસ; a kind of children's disease, whooping cough, bronchitis.
**વરાપ,** (સ્ત્રી.) આતુરતા, ઉત્કંઠા; eagerness, intense desire: (૨) તલપ; intense desire for some addiction: (૩) વરસાદ થયા પછી, મોલાતની અનુકૂળતા માટેનું થોડા દિવસ માટેનું સૂકામણું; the state of clear sky and sunshine beneficial for the growth of crops after rainfall: (૪) આરામ, વિશ્રાંતિ; rest, leisure, relaxation.
**વરાસન,** (ન.) ઉત્તમ બેઠક કે પદ; the best or highest seat, office or post.
**વરાહ,** (પું.) ડુક્કર, ભૂંડ; a pig, a boar: (૨) ભગવાન વિષ્ણુનો ત્રીજો અવતાર; the third incarnation of Lord Vishnu.
**વરાળ,** (સ્ત્રી) ઊકળતા પાણીનું વાયુરૂપે થતું રૂપાંતર; steam, vapour (૨) ગુસ્સો, બળતરા; anger, heart-burning: **–યંત્ર,** (ન.) વરાળથી ચાલતું યંત્ર; steam-engine.
**વરાંગ,** (વિ.) સુડોલ, સપ્રમાણ અને સુંદર અંગોવાળું; well-shaped, having symmetrical and beautiful limbs: **વરાંગના, વરાંગી,** (સ્ત્રી.) એવી સ્ત્રી.
**વરાંસવું,** (અ. ક્રિ.) કોઈના પર વિશ્વાસ રાખીને થાપ ખાવી કે છેતરાવું; to commit an error or be cheated by trusting someone: (૨) અફસોસ કરવો, પસ્તાવું, to regret, to repent.
**વરાંસો,** (પું.) ભરોસો, વિશ્વાસ, trust, faith, confidence: (૨) પસ્તાવો, અફસોસ; repentance, regret (૩) વિશ્વાસઘાતની વ્યથા, affliction caused by betrayal.
**વરિયાળી,** (સ્ત્રી.) મુખવાસ તરીકે વપરાતું એક પ્રકારનું સ્વાદિષ્ટ, રોચક બી; fennel seed.
**વરિષ્ઠ,** (વિ.) સર્વોત્તમ, સર્વોપરી, શ્રેષ્ઠ, મુખ્ય, best, excellent, highest, supreme, chief, main. [a wolf.
**વરુ,** (ન.) એક પ્રકારનું જંગલી ચોપગું પ્રાણી;
**વરુણ,** (પું.) જળનો અધિષ્ઠાતા દેવ; the presiding deity of water: (૨) એ નામનો ગ્રહ; the planet Neptune.

**વરેઠી, વરોઠી, વરોંઠી,** (સ્ત્રી.) લગ્ન પછી વરપક્ષ તરફથી અપાતું જમણ; a dinner party from the bridegroom's side after the marriage: (૨) યજ્ઞોપવીત નિમિત્તે અપાતું જમણ; a dinner party given after the sacred-thread ceremony.

**વરેડું,** (ન.) વરાડું, દોરડું; a rope.

**વરેણ્ય,** (વિ.) ઇચ્છનીય, લાયક હોવાથી પસંદ કરવા યોગ્ય; desire, worth selecting because qualified, eligible: (૨) ઉત્તમ; best: (૩) મુખ્ય; chief, main.

**વરો,** (પું.) બધાં જ્ઞાતિજનોને જમાડવાં તે; the act of arranging a dinner party for all the caste-members: (૨) જ્ઞાતિભોજન, a caste-dinner: (૩) વાપર, વપરાશ; use, consumption: (૪) ખરચ; expenditure.

**વર્ગ,** (પું.) વિશિષ્ટ અને સમાન ગુણો કે લક્ષણો ધરાવતાં માણસો, વસ્તુઓ, ઇ.નો સમુદાય; a class: (૨) વિભાગ; a division: (૩) સમાજ, મંડળ; a society, a group, a company. (૪) કોટિ, પ્રકાર; type, sort: (૫) (ગણિત) વર્ગ; (maths) square (number): **-મૂલ, -મૂળ,** (ન.) (maths) square-root: **-વિગ્રહ,** (પું.) સમાજના વિવિધ વર્ગો વચ્ચેનો વિગ્રહ; a class-war: **વર્ગીકરણ,** (ન.) વર્ગ પ્રમાણે ગોઠવવું કે વિભાગ પાડવા તે; classification: **વર્ગીય,** (વિ.) વર્ગનું કે એને લગતું; of or pertaining to a class: (૨) સમાન વર્ગનું; of the same class.

**વર્ચસ,** (ન.) કાંતિ, તેજ; lustre, splendour, brightness: (૨) બળ, શક્તિ; strength, power: (૩) વીર્ય; vital power, semen: (૪) શાસન; sway: (૫) ચડિયાતાપણું; superiority: **વર્ચસ્વ,** (ન.) વર્ચસ.

**વર્ચસ્વી,** (વિ.) તેજસ્વી, પરાક્રમી, વીર્યવાન; brilliant, lustrous, heroic. (૨) શાસન કરતું; ruling or governing.

**વર્જ,** (પું.) **વર્જન,** (ન.) ત્યાગ કરવો કે છોડી દેવું તે; a giving up, a forsaking, renouncing.

**વર્જવું,** (સ. ક્રિ.) ત્યાગ કરવો, છોડી દેવું; to give up, to forsake, to renounce: (૨) બાકાત રાખવું; to exclude: **વર્જિત,** (વિ.) ત્યજાયેલું, બાકાત રાખવામાં આવેલું; given up, forsaken, excluded, etc.

**વર્ણ,** (પું.) રંગ; colour: (૨) અક્ષર; a letter of alphabet: (૩) આકાર, રૂપ; shape, form: (૪) પ્રકાર; a type or sort: (૫) વાન; complexion: (પું.) (સ્ત્રી.) (પ્રાચીન ભારત) વર્ણાશ્રમના ચાર વર્ગોમાંનો કોઈ એક; (ancient India) any one of the four social divisions or castes: (૨) જ્ઞાતિ; a caste: **-માલા, -માળા,** (સ્ત્રી.) મૂળાક્ષર; alphabet: **-વ્યવસ્થા,** (સ્ત્રી.) જુઓ **વર્ણાશ્રમ:** (૨) જ્ઞાતિપ્રથા; caste-system.

**વર્ણન,** (ન.) વર્ણવવું તે (જુઓ **વર્ણવવું**); description, account, narration (૨) વખાણ, પ્રશંસા; praise: **વર્ણનાત્મક,** (વિ.) વર્ણનરૂપ; descriptive, narrative.

**વર્ણવવું,** (સ. ક્રિ.) કોઈ બાબતનો વાણી કે લખાણથી ખ્યાલ આપવો; પ્રસંગકથા, વાર્તા, વગેરે કહી સંભળાવવાં; to describe; to narrate: (૨) વિગતવાર અહેવાલ આપવો; to give a detailed account: (૩) વખાણ કે પ્રશંસા કરવાં; to praise: **વર્ણવું,** (સ. ક્રિ.) વર્ણવવું.

**વર્ણસંકર,** (વિ.) (પું.) ભિન્ન જ્ઞાતિના માબાપથી કે વ્યભિચારથી જન્મેલું (માણસ); born of parents of different castes or of adultery, such a person.

**વર્ણાનુક્રમ,** (પું.) મૂળાક્ષર પ્રમાણેનો ક્રમ; alphabetical order: **વર્ણાનુક્રમણી, વર્ણાનુક્રમણિકા,** (સ્ત્રી.) એવું સાંકળિયું; an alphabetical index.

**વર્ણાશ્રમ,** (પું.) પ્રાચીન ભારતની, સમાજના

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર વિભાગમાં વહેંચાયેલી સમાજવ્યવસ્થા; the social order in ancient India in which the society was divided into four classes or castes namely Brahman, Kshatriya, Vaishya and Shudra.

**વર્ણાંતર,** (વિ.) (ન.) (of) a different class or caste.

**વર્ણું,** (વિ.) (સમાસના અંતમાં) અમુક વર્ણ–રંગ કે વાનનું; (at the end of compounds) having a particular colour or complexion.

**વર્તણૂક,** (સ્ત્રી.) આચરણ, ચાલચલગત; behaviour, conduct. (૨) રીતભાત; manners.

**વર્તન,** (ન.) જુઓ **વર્તણૂક.**

**વર્તમાન,** (વિ.) ચાલુ, સાંપ્રત સમયમાં થતું; continuous, presently being: (૨) વિદ્યમાન; existing, present: (૩) આધુનિક; modern, current: (પું.) (વ્યાકરણ) વર્તમાનકાળ; the present tense (પું. બ. વ.) સમાચાર, ખબર; news, information: **–કાળ,** (પું.) (gram.) the present tense (૨) આધુનિક સમય; modern times: **–પત્ર,** (ન.) અખબાર, છાપું; a newspaper.

**વર્તવું,** (અ. ક્રિ.) જુઓ **વરતવું.**

**વર્તાવ,** (પું.) જુઓ **વર્તણૂક.**

**વર્તુલ, વર્તુળ,** (ન.) કૂંડાળું, ગોળાકાર; a circle, a round figure: **વર્તુલાકાર, વર્તુળાકાર,** (વિ.) ગોળાકાર; circular, round: (પું.) ગોળાકાર; a round figure.

**વર્ધક,** (વિ.) (સમાસમાં) વૃદ્ધિ કે વિકાસ કરનારું; (in compounds) causing increase or development. **વર્ધન,** (ન.) વૃદ્ધિ, વિકાસ; an increasing, growth, development, prosperity.

**વર્ધમાન,** (વિ.) વધતું, વિકસતું; increasing, growing, developing.

**વર્મ,** (ન.) બખતર, કવચ; an armour: (૨) રક્ષણ, આશ્રય; protection, shelter.

**વર્ય,** (વિ.) (સમાસના અંતમાં) ઉત્તમ, મુખ્ય, પસંદગી પામેલું; (at the end of a compound)best,excellent,chief, chosen.

**વર્ષ,** (ન.) બાર માસનો સમયગાળો, સાલ, સંવત; an year, a calendar year: (૨) (ભૂગોળ) વિશિષ્ટ પ્રદેશ, ખંડ; a peculiar region, a continent. **–ફળ,** (ન.) શરૂ થતા વર્ષના બનાવોની આગાહી; forecast for the events of a commencing year: (૨) જિંદગીનું વર્ષવાર ભવિષ્યકથન; year by year prediction of one's life.

**વર્ષવું,** (સ. ક્રિ.) જુઓ **વરસવું.**

**વર્ષા,** (સ્ત્રી.) વરસાદની ઋતુ; the rainy season: (૨) જુઓ **વરસાદ.**

**વર્ષાસન,** (ન.) ખાસ કરીને સરકાર તરફથી આજીવિકા માટે દર વર્ષે મળતી રકમ; an annual allowance from a government.

**વલખવું,** (અ. ક્રિ.) વલખા મારવાં, to make vain efforts in confusion.

**વલખાં,** (ન. બ. વ.) ફાંફાં, vain efforts made in confusion.

**વલણ,** (ન.) મનોવૃત્તિ; mental inclination: (૨) રસ્તો, પ્રવાહ, વગેરેનો વળાંક; a curve or change of direction of a road, stream, etc.: (૩) મરોડ; a twist (૪) વાયદા બજારની નફાતોટાની રકમની ચૂકવણી; the payment and receipt of the profit or loss in a forward market: (૫) રૂપ, આકાર; form, shape: (૬) કાવ્યનો છંદભેદ; a change of metre in a poem or song.

**વલય,** (ન.) કંકણ, બંગડી; an armlet, a bracelet: (૨) વીંટી; an ornamental ring: (૩) વર્તુલ, a circle.

**વલવલ,** (સ્ત્રી.) અજંપો, ચંચળતાનો અતિરેક; restlessness, hyper-sensitiveness: (૨) સતત પ્રવૃત્ત રહેવાની વૃત્તિ; inclination to remain ceaselessly active:-

(૩) સતત બકવાટ કરવો તે; the act of prattling ceaselessly: -વું, (અ. ક્રિ.) સતત બકવાટ કરવો; to prattle ceaselessly: (૨) વગર બોલાવ્યે બોલવું; to speak unasked: (૩) વિલાપ કરવો; ખિન્ન થવું; to lament, to be dejected: (૪) રોદણાં રોવાં; to weep over one's woes. (૫) અજંપો થવો; to become uneasy or restless: (૬) વલખાં મારવાં; to make vain efforts in confusion: **વલવલાટ,** (પું.) વલવલવું તે; અજંપો, વિલાપ, વગેરે; restlessness, lamentation, etc.: **વલવલિયું,** (વિ.) વલવલાટ કરવાની ટેવવાળું; inclined to be restless, over-talkative, sad, dejected, etc.

**વલિ, વલી,** (સ્ત્રી.) કરચલી; a wrinkle, a shallow fold on skin.

**વલૂર,** (સ્ત્રી.) ખંજવાળ, ચળ; itching sensation, itch: -વું, (સ. ક્રિ.) જોરથી ખંજવાળવું; to scratch vehemently: (૨) ઉઝરડવું, ઉતરડવું; to scrape.

**વલૂંદવું, વલૂંધવું, વળૂંદવું, વળૂંધવું,** (અ. ક્રિ.) 'માં રચ્યાપચ્યા રહેવું, ખંતથી મંડયા રહેવું; to be sincerely engaged in or devoted to, to stick to perseveringly: (૨) ટેવાવું, મહાવરો પડવો; to be accustomed to or habituated with: (૩) વ્યસની થવું, આદત પડવી; to be addicted, to form a bad habit: (સ. ક્રિ.) ચોંટવું, વળગવું; to stick, cling or adhere to.

**વલે,** (સ્ત્રી.) સ્થિતિ, દશા, હાલ; state or condition, miserable or wretched condition:(૨) પાયમાલી; ruin: (૩) ઉપાય; દુરસ્તી; cure, remedy, reparation.

**વલોણાવાર,** (પું.) દહીં વલોવવાનો નિશ્ચિત દિવસ; the day fixed for churning curds: **વલોણાવારે,** (અ.) વારંવાર; frequently, very often.

**વલોણી,** (સ્ત્રી.) નાનું વલોણું, જુઓ **વલોણું** (૨) અને (૩).

**વલોણું,** (ન.) વલોવવાની ક્રિયા; churning: (૨) વલોવવાનું વાસણ કે ગોળી; a churning-pot: (૩) રવૈયો; a churning rod.

**વલોપાત,** (પું.) અજંપો અને ખિન્નતા; restlessness and dejection:(૨)વિલાપ, આક્રંદ; lamentation: (૩) ખોટી ચિંતા; undue anxiety: (૪) રોદણાં; weeping helplessly over misfortune.

**વલોપાતિયું,** (વિ.) વલોપાત કરવાની વૃત્તિવાળું; inclined to be restless and deject, etc.

**વલોવવું,** (સ. ક્રિ.) માખણ બનાવવા માટે દહીંને રવૈયા વડે ખૂબ ઘૂમડવું; to churn: (૨) વિગતવાર ચર્ચા કરવી; to discuss in detail: (૩) વારંવાર હસ્તક્ષેપ કરીને બગાડવું; to spoil by repeated meddling.

**વલ્કલ,** (ન.) વૃક્ષની છાલ અથવા એનું બનેલું વસ્ત્ર, bark of a tree or a garment made of it.

**વલ્મિક, વલ્મીક,** (પું.) (ન.) રાફડો, an ant-hill, a heap-like burrow.

**વલ્લભ,** (વિ.) પ્રિય, વહાલું; dear, beloved: (પું.) પ્રિય પુરુષ; a beloved man, a husband: **વલ્લભા,** (સ્ત્રી.) પ્રેયસી, પત્ની; a beloved woman, a wife.

**વલ્લરિ, વલ્લરી,** (સ્ત્રી.) લતા, વેલ; a creeping plant, a creeper.

**વલ્લિ, વલ્લી,** (સ્ત્રી.) જુઓ **વલ્લરિ.**

**વલ્લું,** (વિ.) વાંકા પગવાળું, રાંટું, વળાંક લેતું; having crooked legs, curving, taking a turn: (૨) પહોળું, વિસ્તૃત; broad, wide, extended: (૩) પક્ષપાતી; partial (to): (૪) વધારે પડતું મમતાવાળું કે શોખીન, ના સાન્નિધ્યમાં રહેવાની વૃત્તિવાળું; excessively fond of, inclined to be in the company of.

**વવટાવું, વવઠાવું,** (અ.ક્રિ.)પવનથી સુકાવું; to be dried by wind.

**વવળવું,** (અ. ક્રિ.) ખંજવાળ આવવી; to itch: **વવળાટ,** (પું.) itch, itching

sensation: (૨) અજંપો; restlessness: (૩) સળવળાટ; slight movement.

**વશ,** (વિ.) આધીન, આજ્ઞાંકિત, પરાજિત; dependent, subordinate, subject to be controlled by, obedient, subdued: (૨) મુગ્ધ; fascinated, lured: (૩) ફસાયેલું; enticed, baited: (પું.) અંકુશ, કાબૂ; control.

**–વશાત્,** (અ.) (સમાસના અંતમાં) 'એ કારણથી', 'ને અંગે'; (in compouds) because of, due to, on account of.

**વશિત્વ,** (ન.) આધીનતા, તાબેદારી; dependence, subordination.

**વશિયર,** (પું.) મોટો સાપ, નાગ; a big serpent, a cobra.

**વશીકરણ,** (ન.) આધીન કે વશ કરવું તે; the act of making dependent, subordinate or subdued: (૨) મુગ્ધ કરીને વશ કરવું તે; subduing or controlling by fascination:(૩)વશ કરવાનાં જંતરમંતર, દોરાધાગા, વગેરે; a charm, spell, amulet, etc. for subduing or bringing under one's control.

**વસતિ, વસતી,** (સ્ત્રી.) જુઓ **વસ્તી.**

**વસન,** (ન.) કપડું, વસ્ત્ર; a garment.

**વસમું,** (વિ.) દુ:ખદાયક, ત્રાસદાયક; distressing, troublesome: (૨) મુશ્કેલ; difficult, hard: (૩) કપરું; tough: (૪) તોફાની; mischievous: (૫) અસહ્ય; unbearable.(૬)ખરાબ, માઠું;bad,evil.

**વસવસો,** (પું.) ખેદ, રંજ; remorse, grudge: (૨) વહેમ; doubt, suspicion: (૩) અદેશો; scruple.

**વસવાટ,** (પું.) નિવાસ કરવો તે; residing, dwelling: (૨) રહેઠાણ; residence, a dwelling, an abode, a house: (૩) મુકામ; stay, sojourn.

**વસવાયું,** (ન.) **વસવાયો,** (પું.) (જુઓ **નારુકારુ**) ગામનો નીચલા થરનો કારીગર-વર્ગ, સુતાર, લુહાર, મોચી, હજામ, ઇ.

**વસવું,** (અ. ક્રિ.) નિવાસ કરવો, કાયમ માટે રહેવું; to dwell, to reside, to live permanently: (૨) મુકામ કરવો; to stay temporarily, to sojourn: (૩) વસ્તી હોવી; to be peopled: (૪) મન કે હૃદય પર છાપ પડવી, ખાતરી થવી; to be impressed or convinced.

**વસંત,** (સ્ત્રી.) (ન.) વરપક્ષ તરફથી કન્યાને અપાતાં ઘરેણાં, કપડાં, વગેરેની ભેટ; gift of ornaments, clothes, etc. given by the bridegroom's side to the bride.

**વસંત,** (સ્ત્રી.) શિયાળાનો અંત અને ઉનાળાના પ્રારંભનું સૂચન કરતી, ભારતની છ ઋતુઓ-માંની ત્રીજી; the third of the six seasons of India suggesting the end of winter and beginning of summer, the Spring, the vernal season: (૨) એ નામનો સંગીતનો એક રાગ; a mode of music so named: **–તિલકા,** (સ્ત્રી.) એ નામનો કાવ્યનો છંદ, a poetic metre so named: **વસંતોત્સવ,** (પું.) વસંતઋતુનો ઉત્સવ; the festival of Spring.

**વસા,** (સ્ત્રી.) ચરબી, મેદ; fat (of the body).

**વસાણું,** (ન.) મસાલા, ઓસડિયાં, વગેરે; spices, herbs, herbal drugs, etc. an article of grocery.

**વસાત,** (સ્ત્રી.) જુઓ **વિસાત.**

**વસાવવું,** (સ. ક્રિ.) 'વસવું' અને 'વાસવું'નું પ્રેરક, કાયમ માટે રહે કે સ્થિર વસવાટ કરે એમ કરવું; to cause to live, reside or dwell permanently: (૨) ઘરવપરાશ માટે રાચરચીલું, ટકાઉ ચીજવસ્તુઓ ખરીદવાં, to purchase pieces of furniture, durable things.

**વસાવું,** (અ. ક્રિ.) 'વાસવું'નું કર્મણિ· **વસાવું,** (ન.) ગામની રાતની ચોકી કે રખેવાળી; night patrolling or guarding of a village: (૨) એનું મહેનતાણું; remuneration for that.

**વસાહત,** (સ્ત્રી.) નવા સ્થળે લાંબા સમય

માટે અથવા કાયમી વસવાટ કરવો તે; the act of settling at a new place: (૨) એવું સ્થળ; settlement: (૩) સંસ્થાન; a colony: **વસાહતી,** (વિ) વસાહત કે સંસ્થાનનું કે એને લગતું; of or pertaining to a settlement or colony, colonial: (પું.) વસાહત કે સંસ્થાન સ્થાપનારાઓમાનો કોઈ એક, વસાહતમાં રહેનાર, સંસ્થાનવાસી; a settler, a colonizer.

**વસિયત,** (સ્રી.) વારસો; inheritance, legacy: (૨) વસિયતનામું: **–નામું,** (ન) કોઈએ પોતાના મૃત્યુ બાદ, પોતાની મિલકતની વ્યવસ્થા માટે કરેલો અધિકૃત લેખ; a will.

**વસી,** (પુ.) વ્યવસ્થાપક; a manager: (૨) ગામનો કારોબારી વડો અથવા વહીવટદાર; an executive head or administrator of a village.

**વસીલો,** (પુ.) પ્રતિષ્ઠિત કે મોટાં માણસો સાથેનો સંબંધ; relation with reputed or great persons: (૨) એવા સંબંધના ફાયદા; benefits of such relation.

**વસુ,** (ન.) સુવર્ણ, સોનું; gold: (પું.) (સ્રી.) ધન, દોલત; money, wealth, riches: (પું.) સૂર્ય; the sun: **વસુધા, વસુંધરા,** (સ્રી.) પૃથ્વી; the earth.

**વસૂકવું,** (અ. ક્રિ.) (દૂધાળાં ઢોરનું) દૂધ દેતું બંધ થવું; (of a milch animal) to cease yielding milk.

**વસૂલ,** (વિ.) (અ.) ચૂકતે કરેલું કે થયેલું (લેણું, વગેરે); squared up, paid up, cleared (debt, etc.): (ન.) દેણા પેટે ચૂકવેલી અમુક રકમ; a part-payment against debt: (૨) મહેસૂલ; revenue: (૩) આવક; income: **વસૂલાત,** (સ્રી.) વસૂલ કરવું તે; the act of getting a debt squared or paid up: (૨) મહેસૂલ ઉઘરાવવી તે; collection of revenue: (૩) મહેસૂલ; revenue: (૪) ઉઘરાવેલાં કે મળેલાં નાણાં; money or amounts received.

**વસો,**(પું.)વીઘાનો વીસમો ભાગ અર્થાત્ સવા પાંચ હાથનું જમીનનું માપ; a measure of land equal to a twentieth part of a Bigha, i.e. five and a quarter cubits: (૨) સો અથવા વીસના એકમનો અનુક્રમે સોમો કે વીસમો ભાગ; a hundredth or a twentieth part of a unit of hundred or twenty respectively: (૩) પ્રતિષ્ઠા, શાખ; reputation, credit.

**વસ્તાર,** (પું.) જુઓ **વિસ્તાર:** (૨) ઘણાં છોકરાંછૈયાં હોવાં તે, બહોળું કુટુંબ; the state of having many children, a very large family: **વસ્તારી,** (વિ.) વસ્તારવાળું; having many children.

**વસ્તી,** (સ્રી.) નિવાસ કરવો કે વસવું તે; the act or state of residing or dwelling permanently: (૨) રહેઠાણ, નિવાસસ્થાન; residence, a dwelling place, an abode, a house: (૩) આબાદી, જનસંખ્યા; population: (૪) ઘણાં છોકરાંછૈયાં હોવાં તે; the state of having many children: (૫) વસાહત; a settlement: **–ગણતરી,** (સ્રી.) જનસંખ્યાની ગણતરી; census: **–પત્રક,** (ન.) વસ્તીગણતરીની નોંધનું પત્રક; a census record.

**વસ્તુ,** (સ્રી.) ચીજ, જણસ; a thing: (૨) પદાર્થ; a substance, any kind of matter: (૩) સાર, સત્ત્વ; essence: (૪) સત્ય, વાસ્તવિકતા; truth, reality: (૫) સાહિત્યકૃતિનો વિષય; subject-matter of a literary work: **–તઃ,**(અ.) વાસ્તવિક રીતે, ખરું જોતાં, હકીકતમાં; really, in fact, actually: **–તા,** (સ્રી.) સત્ય, વાસ્તવિકતા; truth, reality: **–સ્થિતિ,** (સ્રી.) પરિસ્થિતિ, સંજોગો; state, condition, circumstances: (૨) હકીકત; a fact.

**વસ્ત્ર,** (ન.) કપડું; a garment, an article of dress: **વસ્ત્રાલંકાર,** (પું. બ. વ.) કપડાં અને આભૂષણો; clothes and ornaments.

**વસ્લ**, (પુ.) મિલન, મેળાપ; union, meeting: (૨) સંબંધ; relation, connection.
**વહન**, (ન.) જુઓ **વાહન** (૧): (૨) ઊંચકીને લઈ જવું તે; lifting, carrying: (૩) પ્રવાહી, પાણી, વિદ્યુતશક્તિ, ઇ.નું વહેવું તે; flowing, conduction.
**વહવું**, (સ. ક્રિ.) ઊંચકીને લઈ જવું; to carry: (અ. ક્રિ.) વહેવું; to flow: (૨) જવું; to go: (૩) (સમય, વગેરે) પસાર થવું; (time, etc.) to pass.
**વહાણ**, (ન.) મોટો મછવો કે હોડી; a ship, a vessel: **-વટી**, (પું.) નાવિક, ખારવો; a sailor: (૨) સમુદ્ર રસ્તે આયાતનિકાસ કરતો વેપારી; a trader importing and or exporting goods by sea-routes: (૩) વહાણનો માલિક કે ટંડેલ; the owner or captain of a ship **-વટું**, (ન.) નૌકાપ્રવૃત્તિ, સમુદ્રયાનની પ્રવૃત્તિ; navigation:(૨) સમુદ્રમાર્ગે દ્વારા થતો વેપાર; overseas trade: (૩) સમુદ્ર સફર; a voyage.
**વહાણું**, (ન.) પરોઢ, વહેલી સવાર; the dawn, early morning, daybreak.
**વહાર**,(સ્ત્રી.)મદદ,સહાયતા,help,assistance.
**વહાલ**, (ન.) હેત, સ્નેહ, પ્રેમ; affection, love: **-પ**, (સ્ત્રી.) **-પણ**, (ન) વહાલ: **-મ**, (પું.) પતિ, પ્રિયતમ; a husband, a (male) lover: **-સોયું**, (વિ.) લાડકવાયું; fondled: **વહાલી**, (સ્ત્રી.) પ્રિયા, પત્ની; a beloved woman, a wife.
**વહાલું**, (વિ) પ્રિય; dear, beloved.
**વહાલો**, (પુ.) જુઓ **વહાલમ**.
**વહી**, (સ્ત્રી.) દૈવી સંદેશો; a divine message: (૨) તરંગ, ધૂન; a whim: (૩) આંકડી, તાણ, મૂર્છા; a fit of epilepsy a swoon.
**વહી**, (સ્ત્રી.) કોરી કે લખેલી પોથી કે ચોપડી; a blank or written note-book: (૨) નામાનો ચોપડો; an account-book: (૩) વંશાવળીની નોંધપોથી; a record or book of genealogy: **-પૂજન**, (ન.) **-પૂજા**, (સ્ત્રી.) દિવાળીને દિવસે થતું ચોપડાપૂજન; ceremonial worship of account-books on the Dipavali day.
**વહીવટ**, (પું.) વ્યવસ્થા, કારભાર; management, administration: (૨) શાસન, અમલ; government, governance: (૩) શિરસ્તો, પદ્ધતિ, રિવાજ; usage, practice, system: (૪) વ્યવહાર; social intercourse: (૫) સંબંધ. લેવડદેવડનો સંબંધ; relation, relation of mutual dealings: **વહીવટી**, (વિ.) વહીવટનું કે એને લગતું; of or pertaining to management, administration, governance, etc., administrative: **-દાર**, (પું.) વ્યવસ્થાપક, કારભારી; a manager: (૨) મામલતદાર; the chief executive and revenue officer of a Taluka or sub-district.
**વહીવંચો**, (પું) યજમાનોની વંશાવળીની નોંધપોથી રાખનાર ભાટ; a bard keeping the record of genealogical tree.
**વહુ**, (સ્ત્રી.) પત્ની; a wife: (૨) પુત્રવધૂ; a son's wife, a daughter-in-law.
**વહેણ, વહેન**, (ન) પ્રવાહ, ઝરણું; a flow, a stream.
**વહેમ**, (પુ.) શંકા, સંદેહ, શક, doubt, suspicion: (૨) અંધશ્રદ્ધા પર નિર્ભર, ખોટી માન્યતા; superstition, belief based on blind faith: **વહેમાવું**, (અ. ક્રિ) શંકા કે સંદેહ હોવાં કે થવાં; to doubt, to suspect.
**વહેમી, વહેમીલું**, (વિ.) શંકાશીલ; suspicious. (૨) ખોટી માન્યતા ધરાવતું કે એનો ભોગ બનેલું; superstitious.
**વહેર**, (પું.) કરવતથી વહેરતાં પડતો ભૂકો: saw-dust: (૨) ચીરો, ફાટ, a rent, split, cleft: **-ણ**, (ન.) વહેરવાનું કામ; the act of sawing: (૨) એનું મહેનતાણું; remuneration or wages for

sawing: (૩) કરવત; a saw: (૪) વહેરવાનો પદાર્થ કે વસ્તુ; thing to be sawed (wood, etc): -ણિયું, (ન.) કરવત; a saw: -ણિયો, (પું.) વહેરવાનું કામ કરનાર; a sawyer. **વહેરાઈ,** (સ્ત્રી.) **વહેરામણ,** (ન.) **વહેરામણી,** (સ્ત્રી.) વહેરવાનું મહેનતાણું; wages or remuneration for sawing.

**વહેરો,** (પું.) તફાવત, ભેદ, અંતર, છેટું, આંતરો; difference, distance, gulf: (૨) કુસંપ; discord.

**વહેલ,** (સ્ત્રી.) રથ જેવું છત્રવાળું વાહન, રથ; a canopied chariot-like vehicle, a chariot.

**વહેલ,** (સ્ત્રી.) એક જળચર પ્રાણી; a whale.

**વહેલું,** (અ.) (વિ.) નિયત સમય કરતાં પહેલું, જલદી; early, quick, quickly.

**વહેવાર,** (પું.) જુઓ **વ્યવહાર: વહેવારિયું, વહેવારુ,** (વિ.) જુઓ **વ્યવહારુ: વહેવારિયો,** (પું.) વ્યવહારમાં ચોખ્ખો માણસ; an honest or trustworthy man in dealings and social intercourse: (૨) વ્યવહારુ માણસ; a practical man: (૩) આબરૂદાર માણસ; a man of credit: (૪) વેપારી, શાહુકાર; a merchant, a banker, a shroff.

**વહેવું,** (સ. ક્રિ.) ઊંચકવું, ઊંચકીને લઈ જવું; to lift, to bear, to carry: (૨) સહન કરવું, ખમવું, વેઠવું; to suffer, to endure, to tolerate: (અ. ક્રિ.) રેલવું, રેલાવું, પ્રવાહરૂપે ગતિ થવી; to flow, to move in the form of a stream: (૨) જતું રહેવું; to go away: (૩) (સમયનું) પસાર થવું, વીતવું; (of time) pass away.

**વહેળિયું,** (ન.) નાનું ઝરણું; a small stream.

**વહેળો,** (પું.) ઝરણું; a stream.

**વહેંચણી,** (સ્ત્રી.) વહેંચવું કે ભાગ પાડવા તે; distribution, dividing into parts or shares: (૨) ભાગ, હિસ્સો; a part or share.

**વહેંચવું,** (સ. ક્રિ.) ભાગ કે હિસ્સા પાડવા અથવા એ પ્રમાણે આપવું; to distribute, to divide into parts or shares.

**વહોણું,** (વિ.) જુઓ **વિહોણું.**

**વહોરત,** (સ્ત્રી.) વહોરવું તે, (જુઓ **વહોરવું**): purchasing, things purchased or got as alms, thoughtlessly undertaken risk or responsibility: **વહોરતિયો,** (પું.) ખરીદનાર; a purchaser: (૨) ભિક્ષુક, સાધુ; a mendicant, a monk.

**વહોરવું,** (સ. ક્રિ.) ખરીદવું; to purchase: (૨) સંગ્રહ કરવો; to store: (૩) ભિક્ષા તરીકે મેળવવું; to get by begging: (૪) અવિચારીપણે જોખમ કે જવાબદારી લેવાં; to undertake risk or responsibility thoughtlessly. **વહોરાવવું,** (સ. ક્રિ.) 'વહોરવું'નું પ્રેરક

**વહોરો,** (પું.) શિયાપંથી મુસલમાન; a Mohammedan follower of the Shia sect.

**વહ્નિ,** (પું.) અગ્નિ; fire.

**વળ,** (પું.) આમળો, મરડાટ; a twist: (૨) ખીલા, વગેરેનો આંટો; a thread of a screw, etc.: (૩) વગ, સંબંધ, influence, relation: (૪) કરામત, યુક્તિ; a trick, a contrivance, a scheme: (૫) અનુકૂળ તક કે સમય, લાગ; suitable opportunity: (૬) વેરભાવ, અંટસ; grudge, malice: (૭) આગ્રહ; insistence: (૮) પૂર્વગ્રહ; a prejudice: (૯) અંકુશ, વર્ચસ્વ, સત્તા; control, sway, power: (૧૦) માપ; measurement: (૧૧) (રોગની) ગાંઠ; a tumour.

**વળકો,** (પું.) (રસોઈનું) બફાઈને લગભગ રંધાઈ જવું તે; (of cooking) the state of being almost cooked by boiling: (૨) પીડા, વ્યથા, વગેરેનું સાંત્વન; pacification or subsidence of pain, affliction, etc.

**વળગણ,** (ન.) જુઓ **વળગાટ:** (૨) સંબંધ, લાગવું-વળગવું હોવું તે; a relation,

connection, concern: (૩) વળગેલાં વ્યક્તિ, કામ, બાબત, વગેરે; a person, work, or affair stuck or forced upon oneself: (૪) વ્યભિચારી સંબંધ; adulterous relation.

**વળગવું**, (સ. ક્રિ.) લપેટાવું, ચોંટવું, બાઝવું; to cling, to stick to, to embrace: (૨) ખંતથી મંડ્યા રહેવું કે સતત પ્રયાસ કરવા; to continue or strive incessantly and patiently: (૩) ઝઘડવું, કજિયો કરવો; to fight, to quarrel, to wrangle.

**વળગાટ, વળગાડ**, (પું.) ભૂતપ્રેત; a ghost, an evil-spirit: (૨) ભૂતપ્રેત વળગવું તે; the state of being possessed or gripped by a ghost.

**વળગાડવું**, (સ. ક્રિ.) 'વળગવુ'નું પ્રેરક: (૨) કોઈને માથે પરાણે નાખવું; to force upon an unwilling person: (૩) છેતરીને હલકો માલ ઊંચી કિંમતે પહેરાવવો, to palm off cheap goods at a higher price.

**વળણ**, (ન.) જુઓ **વલણ**: (૨) સાથળનું મૂળ; the upper joint or the root of the thigh.

**વળતર**, (ન.) આવક, કમાણી, નફો; an income, earning, profit, return: (૨) મહેનતાણું; remuneration: (૩) નુકસાની કે બદલા તરીકે જે કાંઈ મજરે અપાય તે; a discount or rebate, a compensation.

**વળતા, વળતાં, વળતી**, (અ.) પછી; then, afterwards: (૨) વળી, તદુપરાંત; besides, moreover: (૩) પાછા ફરતાં; on return.

**વળતું**, (વિ.) સામું; opposite: (૨) પ્રત્યાવર્તી, પાછું ફરતું; returning, reverting: (અ.) જવાબમાં, પ્રત્યુત્તરરૂપે; in reply.

**વળવળ**, (સ્ત્રી.) ખંજવાળ, ચળ; itch, itching sensation: (૨) અજંપો, બેચેની; restlessness, giddiness: -વું, (અ. ક્રિ.) ખંજવાળ આવવી; to itch, to feel an itching sensation: (૨) બેચેન; to become restless:

**વળવળાટ**, (પું.) વળવળ.

**વળવું**, (અ. ક્રિ.) મરડાવું, વાંકું વળવું, વંકાવું; to be twisted or bent, to turn: (૨) પાછું ફરવું; to return, to revert: (૩) વૃત્તિ હોવી; to be mentally inclined: (૪) કસોટી થવી; to be tested: (૫) સુધરવું; to improve: (૬) અમુક આકારમાં એકત્રિત થવું; to be collected in a specific form: (૭) થવું, બનવું; to occur, to happen: (૮) પરિવર્તન થવું; to change: (૯) લાભ કે નફો થવો; to be benefited or profited: (૧૦) (હેતુ) સરવો; (purpose) to be served or fulfilled: (૧૧) સફળ કે અસરકારક થવું; to be successful or effective: (૧૨) પાછુ હઠવુ, વળતાં પાણી થવાં, ઘટવું; to recede.

**વળાવવું**, (સ. ક્રિ.) 'વળવુ' અને 'વાળવુ'નું પ્રેરક: (૨) વિદાય આપવી, વિદાય આપવા થોડા અંતર સુધી સાથે જવું; to say good bye, to see one off, to accompany a little distance while seeing one off.

**વળાવિયો**, (પું.) પ્રવાસ દરમ્યાન રક્ષણ કરનાર; an escort, a guard during a journey: (૨) ભોમિયો; a guide.

**વળાવું**, (ન.) વળાવિયા કે ભોમિયાના કામ અથવા એમનું મહેનતાણું; the work or remuneration of an escort or a guide.

**વળાવો**, (પું.) જુઓ **વળાવિયો**.

**વળાંક**, (પું.) વળવુ કે વળાક લેવો તે; a bending, turning or curving: (૨) મરડાટ; a twist, twisting.

**વળિયાંપળિયાં**, (ન. બ. વ.) શિથિલ ગાત્રો અને ધોળા વાળ અર્થાત્ વૃદ્ધાવસ્થા; weak and bent limbs and grey hair, i.e. oldage.

**વળી**, (અ.) તદુપરાંત, વધારામાં, besides, moreover.

**વળી,** (સ્ત્રી.) ગોળ થાંભલી જેવો ઇમારતી લાકડાનો ટુકડો; a round rafter, a supporting beam of a roof, etc.
**વળું,** (ન.) વર્તુલ, કૂંડાળું; a circle, a ring: (૨) જમીનનું પડ, a layer or stratum of soil: (૩) જમીનની અંદરનું પાણીનું વહેણ; a sub-terranean current of water: (૪) ધૂન, તરંગ; a whim, a fancy: (૫) તાણ; આંચકી; a fit of epilepsy.
**વળુંદવું, વળુંધવું,** (સ.ક્રિ.) જુઓ **વલૂંદવું.**
**વળા,** (પું.) મોટી વળી, જુઓ **વળી,** (સ્ત્રી.).
**વળોક,** (પું.) આકાર, ઘાટ; shape, form: (૨) વળાંક, મરોડ; a curve, a twist: (૩) વિવેક, રીતભાત; politeness, manners.
**વંક,** (વિ.) વાંકુ; curved, crooked: (પું.) આડોડાઈ, દુરાગ્રહ; crookedness, obstinacy, undue insistence.
**વંકાઈ,** (સ્ત્રી.) વાંકાપણું; the state of being bent or curved: (૨) આડોડાઈ; crookedness: (૩) દુરાગ્રહ: undue insistence: (૪) આડું ફંટાવું તે; a deviation or digression: (૫) માનસિક વિકૃતિ; perversity: **વંકાવું,** (અ. ક્રિ.) વળાંક લેવો; to take a turn: (૨) આડોડાઈ કરવી; to behave crookedly: (૩) હઠ કરવી; to become obstinate: (૪) રિસાવું, ચિડાવું; to be offended, to become peevish.
**વંગ,** (સ્ત્રી.) કલાઈ; tin: (૨) બંગાળ દેશ; Bengal, Bangla Desh.
**વંચક,** (વિ.) ધુતારું, લુચ્ચું, દગાખોર; deceitful, cunning, fraudulent: (પું.) ખંધો માણસ, ધુતારો, ઠગ, a cunning man, a cheat: **વંચન,** (ન.) છેતરપિંડી, ઠગાઈ; deceit, cheating: **વંચના,** (સ્ત્રી.) વંચન: (૨) ભ્રમ, an illusion.
**વંઝા,** (સ્ત્રી.) જુઓ **વંધ્યા,** (**વંધ્ય**).
**વંટોળ, વંટોળિયો,** (પું.) વર્તુલાકારે જોરથી ફૂંકાતો પવન; whirlwind.
**વંઠવું,** (અ. ક્રિ.) નિરંકુશ બનીને દુર્ગુણી કે નીતિહીન થવું; to go out of control and become vicious and immoral: (૨) ચારિત્રહીન થવું; to be depraved or morally corrupt: (૩) અંકુશ કે મર્યાદા બહાર જવું; to go out of control or proper limits: (૪) વણસવું; to be deteriorated.
**વંડી,** (સ્ત્રી.) ખુલ્લી જમીનની હદ બાંધતી ભીંત; a compound wall, a wall around an open plot of land: **વંડો,** (પું.) મોટી વંડી: (૨) વંડીવાળું સ્થળ; an open plot surrounded by walls: (૩) શેરી, પોળ, લત્તો, a street, a locality: **વંઢી,** (સ્ત્રી.) વંડી: **વંઢો,** (પું.) વંડો.
**-વંત, -વંતું,** (વિ.) (નામને અંતે) 'થી વિભૂષિત', 'ધરાવતું', 'વાળું' એવો અર્થ થાય છે; 'endowed with', 'possessing'.
**વંતર,** (ન.) **વંતરો,** (પું.) ભૂત; a ghost: **વંતરી,** (સ્ત્રી.) ભૂતડી, ડાકણ; a female ghost, a witch.
**વંતાક,** (ન.) રીંગણું; a brinjal.
**વંદન,** (ન.) **વંદના,** (સ્ત્રી.) પ્રણામ, નમસ્કાર; a respectful bow, bowing, salutation.
**વંદો,** (પું.) રસોડા, વગેરેમા રહેતું એક પ્રકારનું જીવડું; a cockroach.
**વંધ્ય,** (વિ.) ફળદ્રુપતારહિત, વાંઝિયું; unfertile, barren: **-ત્વ,** (ન.) વાંઝિયાપણું; barrenness: **વંધ્યા,** (સ્ત્રી.) વાંઝણી સ્ત્રી; a barren-woman.
**વંશ,** (પું.) પુત્રો, પૌત્રો, પ્રપૌત્રો, વગેરેની ક્રમિક શૃંખલા; the chain or series of sons, grandsons, great-grandsons, etc., chain of male descendents: (૨) કુળ, સંતતિ, ઓલાદ, family, lineage, progeny, pedigree: **-જ,** (વિ.) કુળમા જન્મેલું; born in a particular family: (પું.) પુત્ર, વારસદાર; a son, an heir: **-પરંપરા,**

(સ્ત્રી.) વંશજોનો ક્રમ; a femily-tree; series of generations: (અ.) વંશજોના ક્રમથી, વારસાથી; from generation to generation, by heredity: **-વૃક્ષ,** (ન.) વંશપરંપરા, a family-tree, genealogy: **વંશાવળિ, વંશાવળી,**(સ્ત્રી.) વંશપરંપરા **વંશી,** (વિ.) અમુક વંશનું; belonging to a certain family or genealogy.

**વંશ,** (પું.) વાંસ; a bamboo: **વંશી,** (વિ.) વાંસનું બનેલું; made of bamboo: (સ્ત્રી.) વાંસળી, બંસી; a flute.

**વા,** (અ.) અથવા, યા, કે; or.

**વા,** (પું.) પવન, હવા; wind, air: (૨) ધૂન, તરંગ; a whim, a fancy: (૩) અમુક સમય માટેનો, સામુદાયિક શોખનો વિષય, a current fashion: (૪) એક પ્રકારનો વાતવ્યાધિ જેમાં સાંધાનો દુઃખાવો થાય છે; rheumatism, gout: (૫) સાર્વત્રિક રોગચાળો;an epidemic:(૬)વિચાર,વગેરેનું મોજું; a wave of thoughts, etc.

**વા,** (અ.) (નામના અંતમાં) "અમુક પ્રમાણમાં કે અમુક અંતરે"; (at the end of nouns) "in a certain proportion", "as much as" or "at a certain distance".

**વાઈ,** (સ્ત્રી.) ફેફરું, એક પ્રકારનો વાતવ્યાધિ, મૃગી; hysteria, epilepsy.

**વાક,** (પું.) સત્ત્વ, કસ, essence, pith, cream: (૨) લોટ, વગેરેની ચીકાશ; lubricating element of flour, etc.; stickiness of certain powders.

**વાક,** (સ્ત્રી.) વાણી, વાચા; speech:**વાક્ચાતુરી,** (સ્ત્રી.) **વાક્ચાતુર્ય,** (ન.) **વાક્પટુતા,** (સ્ત્રી.) વાચાપ્રાવીણ્ય, કુશળતાપૂર્વક વાચાનો ઉપયોગ કરવો તે; cleverness of speech: **વાક્પટુ,** (વિ.) બોલવામાં પ્રવીણ; clever in speech.

**વાકેફ, વાકેફગાર,** (વિ.) 'થી પરિચિત, 'નું જાણકાર, જાણતું; acquainted with, knowing: (૨) નિષ્ણાત, અનુભવી; expert, experienced.

**વાક્ય,** (ન.) સંપૂર્ણ અર્થસૂચક શબ્દ કે શબ્દસમૂહ; a sentence: (૨) વિધાન; a statement.

**વાખો,** (પું.) જુઓ **વખો:** (૨) મહામારી, મરકી; plague.

**વાગ,** (સ્ત્રી.) વાક, વાણી; speech.

**વાગલાં,** (ન. બ. વ.) ફાંફાં, વલખાં; fruitless efforts.

**વાગલું, વાગળું,** (ન.) જુઓ **વડવાગોળ.**

**વાગવું,** (અ. ક્રિ.) જુઓ **વાજવું:** (૨) પ્રહાર થવો, અથડાવું; to be struck, to be collided: (૨) ઈજા કે જખમ થવાં; to be injured or wounded: (ઘડિયાળનું) ટકોરા થવા, ચોક્કસ સમય દર્શાવવો; (of a clock) to strike, to show specific time.

**વાગોલ, વાગોળ,** (સ્ત્રી.) (ન.) જુઓ વડવાગોળ.

**વાગોલવું, વાગોળવું,** (સ. ક્રિ.) (ઢોરનું) ઉતાવળે ખાધેલાં ઘાસ, વગેરે ફરી મોંમાં લાવી ધીમેધીમે ચાવવું; to ruminate, to chew the cud: (૨) મનન કરવું; to contemplate.

**વાગ્દાન,** (ન.) કન્યાના પિતાનો કન્યાના લગ્ન બાબતનો વરપક્ષને આપેલો કોલ, વેવિશાળ; the promise of the bride's father to the bridegroom's side to give the bride in marriage, betrothal.

**વાઘ,** (પું.) એક ભયંકર જંગલી ચોપગું પ્રાણી; a tiger: **-ણ,** (સ્ત્રી.) વાઘની માદા,tigress.

**વાઘરણ,** (સ્ત્રી.) વાઘરી કોમની સ્ત્રી, વાઘરીની પત્ની; a woman of the Vaghari caste, wife of a Vaghari: (૨) ફૂવડ સ્ત્રી; a slovenly woman.

**વાઘરી,**(પુ.)વાઘરી કોમનો પુરુષ; a man of the Vaghari caste: (૨) ગંદો, અસભ્ય માણસ; a dirty, mannerless man.

**વાઘિયો,** (પું.) ઘોડાની લગામના બે છેડાઓમાંનો કોઈ એક; one of the two ends of the reins of a horse.

**વાઘો,** (પું.) **વાઘા,** (પું. બ. વ.) ડગલો, પોશાક, કપડાં; a coat, dress, clothes.

**વાઙ્મય,** (ન.) સાહિત્ય; literature. [uage.
**વાચ,** (સ્ત્રી.) વાણી, ભાષા; speech, lang-
**વાચક,** (વિ.) બોલતું; uttering, speaking: (૨) (સમાસને અંતે) સૂચક, બોધક, દર્શક; (at the end of compounds) suggesting, expressive, signifying: (પું.) વાંચનાર; one who reads: (૨) સૂચક શબ્દ, a significant word.
**વાચન,** (ન.) વાંચવું તે, અભ્યાસ; reading, study: (૨) વાચવાની રીત કે કળા; style or art of reading.
**વાચનાલય,** (ન.) અખબારો, ઇ. વાચવા માટેનું (સાર્વજનિક) સ્થળ; a (public) reading room: (૨) પુસ્તકાલય; a library.
**વાચા,** (સ્ત્રી.) વાણી; speech: (૨) ભાષા, બોલી; language: **-લ, -ળ,** (વિ.) બોલકણું; talkative, loquacious.
**વાચિક,** (વિ.) વાચાનું કે એને લગતું, of or pertaining to speech: (૨) મૌખિક; oral. [literal meaning.
**વાચ્યાર્થ,** (વિ.) શાબ્દિક અર્થ, સ્થૂળ અર્થ;
**વાછટ, વાછંટ,** (સ્ત્રી.) પવનથી છંટાતા કે ઊડતા વરસાદના છાંટા, raindrops driven on or into by wind: **વાછટિયું, વાછંટિયું,** (ન.) વાછટ સામે રક્ષણ માટેનું છજું; a projection for protection against ain.
**વાછડી, વાછરડી,** (સ્ત્રી.) ગાયનું માદા બચ્ચું; a female calf of a cow, a heifer: **વાછડું, વાછરડું, વાછરું,** (ન.) ગાયનું બચ્ચું, a cow's calf: **વાછડો, વાછરડો,** (પું.) ગાયનું નર બચ્ચું; a male calf of a cow.
**વાછૂટ,** (સ્ત્રી.) પેટના વાયુનો મળદ્વાર વાટે નિકાલ થવો તે; discharge of gas from the stomach through the anus.
**વાજ,** (વિ.) થાકેલું, કંટાળેલું, હતાશ; tired, disappointed: (૨) પરાજિત; defeated: (સ્ત્રી.) થાક, કંટાળો, હતાશા; exhaustion, tedium, disappointment: (૨) ઉપાધિ; trouble.(૩)પીડા,વ્યથા,pain, affliction.
**વાજ,** (સ્ત્રી.) ઉપદેશ; preaching.
**વાજ,** (પું.) બલિદાન; a sacrifice: (૨) યુદ્ધ, લડાઈ; a war, a battle: (૩) ઝડપ; speed: (૪) ઊંચી જાતનો કે યુદ્ધ માટેનો ઘોડો; a horse of high pedigree or quality, a war-horse: (ન.) બળ, શક્તિ; strength, power: (૨) ઘી; ghee: (૩) ખોરાક; food: **-ણી,** (સ્ત્રી.) ઊંચી જાતની ઘોડી; a filly or mare of high pedigree or quality.
**વાજન,** (ન.) વાદ્યો અથવા એમનાં સૂરાવલિ કે અવાજ, musical instruments or their tunes or sound.
**વાજબી,** (વિ.) ન્યાયયુક્ત, યોગ્ય; just, fair, proper: (૨) સાચું, ખરું, true, right: (૩) તર્કયુક્ત, બુદ્ધિગમ્ય; reasonable.
**વાજવું,** (અ. ક્રિ.) (વાદ્ય, વગેરે) વાગવું, સૂર કાઢવો, અવાજ થવો; (musical instrument) to sound, to emit a tune, to be played. [monium.
**વાજાપેટી,** (સ્ત્રી.) હાર્મોનિયમ; a har-
**વાજિત્ર, વાજિંત્ર,** (ન.) વાદ્ય, વાજું; a musical instrument, an organ.
**વાજી,** (પું.) ઘોડો; a horse: **-કરણ,** (ન.) ઘોડા જેવી શક્તિ આપતો અર્થાત્ અત્યંત શક્તિવર્ધક ઔષધપ્રયોગ, excessively invigorating medical treatment.
**વાજું,** (ન.) તંતુવાદ્ય કે ફૂંકીને વગાડવાનું વાદ્ય; a stringed musical instrument, an organ, a flute, etc.: (૨) સમાન હેતુવાળા લોકોનું મંડળ; a company or group of persons having common aims.
**વાટ,** (સ્ત્રી.) રસ્તો, માર્ગ; a road, a path, a way: (૨) રાહ, પ્રતીક્ષા; waiting.
**વાટ,** (સ્ત્રી.) દિવેટ; a wick.
**વાટ,** (સ્ત્રી.) પૈડાના બહારના ભાગ પરનો લોખંડનો પાટો, the iron belt or cover of the outer side of a wheel.
**વાટકી,** (સ્ત્રી.) પહોળા મોંવાળું પ્યાલા જેવું

નાનું પાત્ર; a broad-mouthed cup-like small vessel: **વાટકો,** (પું.) મોટી વાટકી.

**વાટણિયો, વાટણો,** (પું.) વાટવાનો ગોળ ભારે પથ્થર; a muller.

**વાટપાડુ,** (પું.) વટેમાર્ગુઓને લૂંટનાર; a highwayman, wayfarers.

**વાટવું,** (સ. ક્રિ.) વાટણાથી લસોટવું કે કચરવું; to pound or crush with a muller

**વાટવો,** (પું.) ઘણાં ખાનાંવાળી થેલી કે કોથળી; a bag with many sections or divisions.

**વાટસરુ,** (વિ.) (પું.) પગપાળું, પગપાળો પ્રવાસી,વટેમાર્ગુ;wayfaring,a wayfarer.

**વાટાઘાટ,** (સ્ત્રી.) ચર્ચા, સમાધાન માટેની ચર્ચા; discussion, negotiations.

**વાટિકા,** (સ્ત્રી.) વાડી, બગીચો; a garden.

**વાટી,** (સ્ત્રી.) જુઓ **વાટકી:** (૨) નાળિયેરનું કોટલું અથવા એની વાટકી; coconut shell, a cup-like piece of coconut shell.

**વાટેરુ,** (પું.) જુઓ **વાટસરુ.**

**વાટો,** (પુ.) લાંબો નળાકાર વીંટો; a long cylindrical roll· (૨) પેટનાં વલય કે કરચલી; a big, deep curvature or wrinkle on the abdomen: (૩) બાંધકામ પરની ચૂનાની ગોળ પાળ કે કિનાર; round border of mortar over a construction work.

**વાડ,** (સ્ત્રી.) ખુલ્લી જમીનની હદ બાંધતી કાંટા, તાર, વગેરેની આડ; a hedge, a fence, a railing: (૨) (નામને અંતે) લત્તો; (at the end of a name) a locality; દા. ત. કણબીવાડ.

**વાડકી,** (સ્ત્રી.) **વાડકો,** (પું.) જુઓ **વાટકી.**

**વાડવ,** (પું.) બ્રાહ્મણ; a Brahmin.

**વાડાબંધી,** (સ્ત્રી.) અમુક વર્ગ, જ્ઞાતિ, વગેરેની ભેદભાવની વૃત્તિ, ભેદભાવ, જુદાઈ; narrow attitude of a certain group or class, the attitude of separation or aloofness: (વિ.) એવી વૃત્તિવાળું.

**વાડિયું,** (ન.) ખજૂર, વગેરે ભરવાનો કે ખજૂરથી ભરેલો તાડછાંનો થેલો; a bag of matting full of or for filling dates, etc.

**વાડી,** (સ્ત્રી.) ફળો અથવા ફૂલોનાં વૃક્ષો કે છોડના ઉછેર માટેની જાગીર; an estate or farm nursing fruit or flower plants: (૨) બગીચો, બાગ; a garden, an orchard: (૩) ફૂલોની ગૂથણીનો શણગાર; a flower-decoration: (૪) જ્ઞાતિ, વગેરેનું સાર્વજનિક મકાન; a public building belonging to a caste, etc.: (૫) નાના લત્તો; a small locality: **–વજીફો,** (પું.) સ્થાવર મિલકત; landed property: (૨) આબાદી; prosperity.**–વિસ્તાર,**(પું.)કુટુંબ,સગાસંબંધી, વગેરે, a family, relatives, etc.

**વાડો,** (પુ.) ઘરના પાછળના ભાગની વાડવાળી ખુલ્લી જગા; an open fenced compound behind a house: (૨) ઘેટાં-બકરાં રાખવાની જગા; a fold for sheep and goats: (૩) લત્તો, મહોલ્લો; a locality, a street. (૪) જાજરૂ; a latrine: (૫) પક્ષ, તડ; a party, a faction: **વાડોલિયું,** (ન.) ઝાડના રક્ષણ માટેની નાની વાડ; a small fence for the protection of a tree.

**વાઢ,** (પું.) શેરડીનુ ખેતર; a sugarcane farm.

**વાઢ,** (પું.) ચીરો, કાપ; a cut: (૨) જખમ; a wound: (૩) કાપવાના ઓજારની ધાર; the edge of a cutting-tool: (૪) પેટનું શૂળ, ચૂક; gripes, sharp stomach-ache: (૫) લણણી, કાપણી; reaping, harvesting: **–કાપ,** (સ્ત્રી.) રોગનિવારણ કે સંશોધન માટે શરીરનો કોઈ ભાગ કાપવો કે ચીરવો તે; a surgical operation; a dissection.

**વાઢવું,** (સ. ક્રિ) કાપવું, કાપીને દૂર કરવું, પાકની કાપણી કરવી; to cut, to cut off, to reap.

**વાઢિયું,** (ન.) જુઓ **વાડિયું.**

**વાઢિયો,** (પું.) તીવ્ર ઇચ્છા; an intense

desire: (૨) ચસકો, તલબ; craving: (૩) અમુક વાની કે ખોરાક માટેનો ચસકો;craving for an article of food or food.

**વાઢી,** (સ્ત્રી.) એક પ્રકારનું ઘી પીરસવાનું નાળચાવાળું માટીનું વાસણ; a kind of spouted earthen vessel for serving ghee.

**વાણ,** (સ્ત્રી.) ભાષા, બોલી; language: (૨) વાચા; speech.

**વાણ,** (સ્ત્રી.) એક પ્રકારની ખાટલા, વગેરે ભરવા માટેની કાથી અથવા એના જેવી ખરછટ દોરી; a kind of coarse coir or coir-like string serving as the bed of a cot, etc.

**વાણિજ્ય,** (ન.)વેપાર; trade,commerce.

**વાણિયણ,** (સ્ત્રી.) વાણિયા જ્ઞાતિની સ્ત્રી, વાણિયાની પત્ની; a woman belonging to the Bania caste, a Bania's wife.

**વાણિયાગીરી, વાણિયાવિદ્યા,** (સ્ત્રી.) **વાણિયાવેડા,** (પું. બ. વ.) વાણિયાસહજ વ્યાવહારિક ડહાપણ; practical wisdom naturally possessed by a Bania.

**વાણિયો,** (પું.) 'વાણિયા' જ્ઞાતિનો પુરુષ; a man of the Bania caste, a Bania: (૨) વેપારી; a merchant: (૩) વ્યવહારકુશળ માણસ; a practically wise man: (૪) એક પ્રકારનું જીવડું; a kind of insect.

**વાણી,** (સ્ત્રી.) વાચા અને જ્ઞાનની દેવી સરસ્વતી; Sarasvati, the goddess of speech and learning: (૨) વાચા, ઉચ્ચારણ; speech, utterance: (૩) ભાષા, બોલી; language, dialect: (૪) વાચાની ઇંદ્રિય તરીકે જીભ; the tongue as the organ of speech: (૫) સૂર, સ્વર; a tune, a note.

**વાણો,** (પું.) વણાટકામના આડા તાર કે દોરા; woof: **–તાણો,** (પું.) જુઓ **તાણોવાણો,** 'તાણો'માં.

**વાણોતર,** (પું.) મહેતો, ગુમાસ્તો; a clerk of a commercial firm.

**વાત,** (પું.) પવન; wind: (૨) શરીરના ત્રણ મુખ્ય દોષોમાંનો એક; one of the three main humours of the body.

**વાત,** (સ્ત્રી.) વાર્તા, કથા, વૃત્તાંત; a story, a narrative: (૨) સંભાષણ, વાતચીત; conversation: (૩) ઢળવો વાર્તાલાપ, ગપસપ; gossip, idle talk: (૪) બાબત, વિષય; a matter, an affair, a subject: (૫) પ્રસંગ, બનાવ; an event, a happening: (૬) કથન, વિધાન; a statement: (૭) કહેવાનું તે; a thing or matter to be expressed or said: (૮) અફવા; rumour: (૯) મહત્વનાં બાબત કે સિદ્ધિ; important matter or achievement: (૧૦) રીત, વર્તન; manner, mode, behaviour: (૧૧) વ્યવહાર; social dealings or intercourse: (૧૨) સ્તુતિ, પ્રશંસા; eulogy, praise: (૧૩) વર્ણન; description: (૧૪) ભેદ, રહસ્ય; secret; mystery: (૧૫) સ્પર્ધા, હરીફાઈ; competition, rivalry: (૧૬) યોજના; a plan: (૧૭) સમાચાર; news: **–ચીત,** (સ્ત્રી.) સંભાષણ, ગપસપ; conversation, gossip.

**વાતડી,** (સ્ત્રી.) વાત; a story, a conversation, etc.

**વાતાવરણ,** (ન.) પૃથ્વીની આસપાસનું વાયુનું આવરણ; atmosphere: (૨) પરિસ્થિતિ, સંજોગો; circumstances.

**વાતૂડિયું, વાતુડું, વાતોડિયું.**(વિ.)વાચાળ બોલકણું; *talkative, loquacious.*

**વાત્સલ્ય,** (ન.) પ્રેમ, મમતા (સંતાનો, ઇ. પ્રત્યે); love, affection (towards one's children, youngsters, etc.).

**વાદ,** (પું.) ચર્ચા; a debate, a discussion: (૨) તત્વજ્ઞાન વિષેની ચર્ચા, શાસ્ત્રાર્થ; discussion on a philosophic subject, debate on the implication of scriptures: (૩) પંચાત, માથાઝીક; meaningless discussion: (૪) અનિશ્ચિત

કે ચર્ચાસ્પદ બાબત કે મુદ્દો; a controversy: (૫) સ્પર્ધા, હરીફાઈ; competition, rivalry: (૬) વિજ્ઞાન, કલા કે જ્ઞાનના વિષયને લગતો સિદ્ધાંત; a theory: **–ગ્રસ્ત,** (વિ.) ચર્ચાસ્પદ; controversial: (૨) વાંધો કે વિરોધવાળું, અનિર્ણીત; disputed, undecided.

**વાદન,** (ન.) વાદ્ય વગાડવું તે; the act of playing on a musical instrument: (૨) વાદ્યસંગીત; instrumental music.

**વાદળ,** (ન.) વાતાવરણમાં ઠરેલી વરાળનો સમૂહ; a cloud:(૨)(લૌકિક)આફત, ઉપાધિ; (colloq.)trouble,calamity:**વાદળિયું,** (વિ.) (હવામાન) વાદળાંવાળું, વાદળાંથી છવાયેલું; (weather) cloudy, covered with clouds: **વાદળી,** (વિ.) આછા ભૂરા રંગનું, આસમાની રંગનું; light blue: (૨) જુઓ **વાદળિયું:** (સ્ત્રી.) નાનું વાદળ; a small clould: **વાદળું,** (ન.) વાદળ.

**વાદળી,** (સ્ત્રી.) ચામડીમાં છિદ્રોવાળું દરિયાઈ પ્રાણી કે એની ચામડીમાંથી બનતો પાણીચૂસ પદાર્થ; a sponge.

**વાદિત્ર, વાદ્ય,** (ન.) જુઓ **વાજિંત્ર.**

**વાદી,** (વિ.) (પું.) બોલનાર, કહેનાર; a speaker, a teller: (૨) અમુક વાદનું અનુયાયી; a follower of or believer in a certain doctrine or theory: (૩) વિરોધ કે વાદ કરનાર; an objector: (૪) ફરિયાદી; a complainant, a plaintiff: (૫) સાપને વશ કરનાર મદારી; a snake-charmer: **–લું,** (વિ.) જક્કી, વિરોધી, હરીફાઈ કરતું; obstinate, objecting, opposing, rival.

**વાધણ, વાધણી,** (સ્ત્રી.) હેડકી; hiccough.

**વાધરી,** (સ્ત્રી.) ચામડાની દોરી; a string of leather.

**વાધવું,** (અ. ક્રિ.) વધવું, વિકસવું; to increase, to grow, to develop.

**વાન,** (પું.) (શરીરનો) રંગ, વર્ણ; complexion, colour.

**વાનગી,** (સ્ત્રી.) નમૂનો; a sample: (૨) નવીન વસ્તુ; a novelty.

**વાનપ્રસ્થ,** (વિ.) વૃદ્ધ થવાથી નિવૃત્ત થયેલું; retired because of oldage: (૨) સંસારી જીવનનો ત્યાગ કરી જંગલમાં વસતું; leading a solitary forest-life after renouncing worldly activities: **વાનપ્રસ્થાશ્રમ,**(પું.)વૃદ્ધાવસ્થામાં સંસારીજીવનનો ત્યાગ કરી જંગલમા એકાંતવાસ કરવો તે; the act of leading a solitary forest-life in oldage after renouncing worldly activities.

**વાનર,** (પું.) વાંદરો, a monkey, an ape.

**વાની,** (સ્ત્રી.) ચીજ, વસ્તુ, ભોજનની ચીજ કે પ્રકાર; a thing, an article, an article of food, a recipe.

**વાની,** (સ્ત્રી.) બાળેલા શબના અવશેષ કે રાખ; the remains or ashes of a corpse.

**વાનું,** (ન.) ચીજ, વસ્તુ; a thing, an article: (૨) બાબત; a matter.

**વાનો,** (પું.) એક પ્રકારનો સુગંધી પદાર્થ; a kind of fragrant substance: (૨) સુગંધી લેપ; a fragrant ointment.

**વાપર,** (પું.) ઉપયોગ, વપરાશ, ખપત; use, consumption: **વાપરવું,** (સ. ક્રિ.) ઉપયોગ કરવો, ઉપયોગ કરીને નાશ કરવો; to use, to consume: (૨) ખર્ચવું;to spend

**વાપસ,** (અ.) પાછું; back, in return.

**વાપિ, વાપી,** (સ્ત્રી.) જુઓ **વાવ.**

**વામ,** (પું.) (સ્ત્રી.) બંને હાથ પહોળા કરતાં થતું, અર્થાત્ આશરે છ ફૂટનું લંબાઈનું માપ; a measure of length equal to the distance between the extremities of both the hands fully extended, i.e. about six feet.

**વામ,** (વિ.) રૂપાળું, સુંદર; beautiful: (૨) ડાબું; left: (૩) પ્રતિકૂળ, વિરોધી; unsuitable, opposite, contrary: (૪) ઊલટું; reverse: (૫) નીચ, હલકટ, દુષ્ટ; mean, low, wicked.

**વામણું**, (વિ.) વામન, ઠીંગણું; dwarfish: (૨) હલકી કોટિનું; inferior.

**વામન**, (વિ.) ઠીંગણું, ટૂંકા કદનું; dwarfish, of short size:(પું.)ઠીંગણો માણસ;dwarf.

**વામમાર્ગ**, (પું.)શક્તિસંપ્રદાય, તંત્રસંપ્રદાય; the sect of the worship of 'Shakti', *the Tantric cult, the cult of the* reverse path.

**વામવું**, (સ. ક્રિ.) સમુદ્રમાં તોફાન થાય ત્યારે વહાણને ડૂબતાં બચાવવા માટે એમાં ભરેલો માલ ફેંકી દેવો; to throw away the goods from a ship with a view to saving it from drowning during a sea-storm: (૨) ઘટાડવું, ઓછું કરવું; to decrease, to lessen: (૩) રોગ કે દોષમુક્ત કરવું, સાજું કરવું; to cure, to remedy: (૪) વિચારો વ્યક્ત કરવા, મનની વાત કહેવી; to express thoughts, to speak out one's mind: (૫) વમન કરવું; to vomit: (૬) ત્યાગવું, છોડી દેવું; to abandon, to leave: (અ. ક્રિ.) ઘટવું, ઓછું થવું, to decrease, to diminish. [a beautiful woman.

**વામા**, (સ્ત્રી.) સ્ત્રી, સુંદર સ્ત્રી; a woman,

**વાય**, (પું.) વાયુ, પવન; wind.

**વાયક**, (ન.) વાક્ય, વિધાન; a sentence, a statement: **વાયકા**, (સ્ત્રી.) અફવા;

**વાયજ**, (સ્ત્રી.) ઉપદેશ; sermon. [rumour.

**વાયડાઈ**, (સ્ત્રી.) દોઢડહાપણ, ધૂની, અસ્થિર સ્વભાવ કે વર્તન, overwisdom, whimsical, wavering temperament or behaviour.

**વાયડું**, (વિ.) શરીરમાં વાતપ્રકોપ કરે એવું; causing gas in the body: (૨) દોઢડાહ્યું, તરંગી, અસ્થિર; overwise, whimsical, wavering:(૩)બડાઈખોર, વિચિત્ર સ્વભાવનું; boastful, having queer temperament: (૪) જક્કી; obstinate.

**વાયણું**, (ન.) સીમંતિનીને એનાં સગાંસંબંધી તરફથી અપાતું ખુશાલીનું જમણ; a good-will dinner given to a woman by her relatives in celebration of her first pregnancy.

**વાયદો**, (પું.) ભવિષ્યનાં કોઈ ચોક્કસ સમય, તારીખ, વગેરે મુદ્દત; any fixed future time, date, etc.: (૨) અમુક મુદ્દતે કરવાનું કામ; any work to be done on a future time or date: (૩) મુદ્દતી સોદો; a *forward transaction.*

**વાયરો**,(પું.) વાયુ, પવન; wind: (૨) પ્રચલિત રિવાજ, પ્રચલિત રહેણીકહેણી કે શોખ; a popular or current usage,a fashion.

**વાયલ**, (ન.) એક પ્રકારનું કીમતી, બારીક કાપડ; voile, a kind of precious, fine cloth.

**વાયવ્ય**, (વિ.) વાયુનું કે એને લગતું; of or pertaining to wind: (૨) ઉત્તર-પશ્ચિમ ખૂણાનું કે એને લગતું; north-western: (સ્ત્રી.) ઉત્તર-પશ્ચિમ ખૂણો; North-west.

**વાયસ**, (પું.) કાગડો; a crow.

**વાયુ**, (પું.) પવન, હવા; wind, air: (૨) શરીરનો વાતદોષ; one of the three main humours of the body: (૩) વાતપ્રકોપ, અપચો; gas-trouble, indigestion: (૪) મૃગીવાયુ, ફેફરું; hysteria: **–મંડળ**, (ન.) વાતાવરણ; atmosphere: **–શાસ્ત્ર**, (ન.) હવામાન અને આબોહવાના કે વાતાવરણમાં થતા ફેરફારોના,અભ્યાસનું શાસ્ત્ર; meteorology:**–શાસ્ત્રી**,(પું.)વાયુશાસ્ત્રનો અભ્યાસી કે તજ્જ્ઞ; a meteorologist.

**વાયેક**, (ન.) જુઓ **વાયક**.

**વાર**, (પું.) ત્રણ ફૂટ લંબાઈનું માપ; a yard.

**વાર**, (પું.) અઠવાડિયાના સાત દિવસોમાંનો કોઈ એક દિવસ; one of the seven days of a week, a day: (૨) તિથિ, તારીખ; a date: (સ્ત્રી.) સમય, વખત; time, period: (૨) ફેરો, વખત; a turn, time: (૩) વિલંબ; delay.

**વારણ**, (પું.) હાથી; an elephant: (ન.) દૂર કરવું કે રાખવું, અટકાવવું, ખાળવું કે નિવારવું તે; the act of keeping away, avoidance, restraining, removal.

**વારણું**,(ન.) જુઓ **ઓવારણું**, જુઓ **વારણ**.
**વારવું**, (સ ક્રિ.) ખાળવું, દૂર રાખવું, અટકાવવું: to keep away for safety, to restraint (૨) બંધી કે મના કરવાં; to prohibit: (૩) જુઓ **ઓવારવું**.
**વારસ**, (પું.) મરનારના મિલકત, અધિકાર, વગેરેનો હકદાર; an heir, an inheritor: **વારસાગત**, (વિ.) વારસામાં મળેલું; hereditary: **વારસાહક, વારસાહક્ક**, (પું.) વારસો મેળવવાનો હક; the right of inheritance, a hereditary right: **વારસો**, (પું.) વારસદારને મળેલાં મિલકત, અધિકાર, (પૂર્વજોનાં) ગુણદોષ, વગેરે; legacy, heritage, inheritance.
**વારંવાર**, (અ.) ટૂંકા સમયગાળામાં ઘણીવાર, વારેઘડીએ; off and on, repeatedly, now and again.
**વારાણસી**, (સ્ત્રી.) ભારતનું પ્રખ્યાત તીર્થધામ કાશીનગરી; the city of Varanasi (Benares) the famous place of pilgrimage of India.
**વારાફરતી**, (અ.) ક્રમવાર એક પછી એક; one after another in proper turn.
**વારાંગના**, (સ્ત્રી.) વેશ્યા; a prostitute.
**વારિ**, (ન.) જળ, પાણી; water: **-દ**, (ન.) વાદળું, a cloud: **-ધિ**, (પું.) સમુદ્ર, મહાસાગર; a sea, an ocean.
**વારી**, (સ્ત્રી.) ક્રમ, વારો; a sequence, a turn: (૨) પાળી; a shift: (૩) વેર વાળવું, ઇ. માટેની અનુકૂળ તક; an opportunity for counter-action or retaliation: (પું.) હાથી; an elephant: (૨) ઘોડો; a horse.
**વારુ**, (વિ.) સરસ, સુંદર; fine, beautiful: (અ.) બરાબર, ઠીક, all right, well: (૨) ભલે; yes.
**વારુણી**, (સ્ત્રી.) શરાબ, મદિરા, wine, liquor: (૨) પશ્ચિમ દિશા; the west.
**વારેઘડીએ**, (અ.) જુઓ **વારંવાર**
**વારો**, (પું.) જુઓ **વારી** (૧), (૨) અને (૩): (૨) જુઓ **અણોજો**.
**વારેવારિયું**, (વિ.) વાર પ્રમાણે ગણતરી કરીને કઢાતું કે નક્કી થતું (વ્યાજ); (of interest) calculated according to the number of days.
**વાર્તા**, (સ્ત્રી.) કથા, વૃત્તાંત; a story, a narrative: (૨) સમાચાર, માહિતી; news, information: (૩) ઘટના, હકીકત; a fact.
**વાર્ધક, વાર્ધક્ય**, (ન.) વૃદ્ધાવસ્થા; old-age.
**વાર્ષિક**, (વિ.) વર્ષનું કે એને લગતું, દર વર્ષે થતું કે આવતું; of or pertaining to an year, yearly, annual: (ન.) દર વર્ષે પ્રકટ થતું સામયિક, ઇ.; an annual journal or magazine.
**વાલ**,(પું.) તોલાના ત્રીસમા ભાગ જેટલું વજનનું માપ; a measure of weight equal to one-thirtieth part of a tola.
**વાલ**, (પું. બ. વ.) એક પ્રકારનું કઠોળ; a kind of pulse.
**વાલી**, (પું.) પાલક, રક્ષક; a guardian, a protector.
**વાલુકા**, (સ્ત્રી.) રેતી, sand: **-યંત્ર**, (ન.) સમય જાણવાનું રેતી ભરેલું પાત્ર કે શીશી; an hour-glass, a sand-glass: (૨) એક પ્રકારનું ધાતુની ભસ્મો, વગેરે બનાવવાનું માટીનું પાત્ર કે યંત્ર; a peculiar earthen pot or contrivance for preparing metallic medicines.
**વાલોળ**, (સ્ત્રી.) શાક તરીકે વપરાતી વાલની લીલી શીંગ, a green pod of kind of pulse used as a vegetable.
**વાવ**, (સ્ત્રી.) અંદર ઊતરી શકાય એવાં પગથિયાંવાળો મોટો કૂવો, a big well with steps leading to its level.
**વાવટો**, (પું.) ધ્વજ, ધજા, ધજા જેવુ નિશાન; a flag, a banner, a standard.
**વાવડ**, (પું.) પત્તો, ભાળ; whereabouts: (૨) સમાચાર, માહિતી; news, information: (૩) ચેપ, રોગનો ફેલાવો; infection, spread of disease.
**વાવણિયો**, (પું.) વાવણી કરવાનું-બિયાં

ઓરવાનું સાધન; an instrument for sowing. [sowing, planting.

**વાવણી**, (સ્ત્રી.) બોવું કે વાવવું તે;

**વાવંટોળ**, (પું.) જુઓ **વાવાઝોડું**.

**વાવું**, (અ. ક્રિ.) (પવનનું) ફૂંકાવું; (of wind) to blow: (૨) ટાઢ કે ઠંડી લાગવી; to feel cold (of weather): (સ. ક્રિ.)વાદ્ય, ઇ. વગાડવું; to blow a flute, etc , to play a musical instrument.

**વાવું**, (સ. ક્રિ.) વિયાવું; (of cattle, etc., to give birth to a calf

**વાવેતર**, (ન.) વાવવું કે વાવેલું તે; sowing, planting, crops or plants sown: (૩) વાવેતર થયું હોય એ જમીન; cultivated land.

**વાશ**, (સ્ત્રી.) જુઓ **કાગવાશ**.

**વાસ**, (પું.) વસવાટ; the act of dwelling or residing: (૨) રહેઠાણ, ઘર; an abode, a residence, a house: (૩) શેરી, લત્તો; a street, a locality.

**વાસ**, (સ્ત્રી.) ગંધ; smell: (૨) દુર્ગંધ; *bad smell or odour.*

**વાસણ**, (ન.) ઠામ, પાત્ર; a vessel, a utensil· **–કૂસણ**, (ન.) રસોડાનાં વાસણો; kitchen utensils.

**વાસના**, (સ્ત્રી.) ભૌતિક સુખ માટેની ઇચ્છા, કામના; desire for worldly happiness, passion: (૨) જુઓ **વાસ** (સ્ત્રી.).

**વાસર**, (પું.) વાર, દિવસ; one of the seven days of a week, a day.

**વાસરી**, (સ્ત્રી.) રોજનીશી; a diary.

**વાસલ**, (વિ.) જુઓ **વાસેલ**.

**વાસવું**, (સ. ક્રિ.) બંધ કરવું; to shut, to close: (૨) આગળો, તાળું, ઇ. લગાડવાં; to bolt, to lock.

**વાસવું**, (સ. ક્રિ.) વાદ્ય વગાડવું; to play a musical instrument.

**વાસંતી**, (વિ.) વસંતઋતુનું કે એને લગતું; vernal: (સ્ત્રી.) એ નામની એક પ્રકારની વેલ; a kind of creeper so named.

**વાસી**, (વિ.) (સમાસને અંતે) વાસ કરનારું, રહેનારું; (at the end of compounds) residing, resident.

**વાસી**, (વિ.) (ખોરાક, ઇ.) આગલા દિવસનું, આગલા દિવસનું હોવાથી બગડી ગયેલું; of the previous day, stale.

**વાસીદું**, (ન.) ઘર, મકાન, વગેરેમાં દરરોજ પડતો કચરો, પૂંજો; dirt, rubbish, etc., found daily in houses, buildings, etc.

**વાસેલ**, (વિ.) ફળદ્રુપતા જાળવી રાખવા માટે પડતર રાખેલું (જમીન, ખેતર, વગેરે); (of land, farm, etc.) fallowed, left unsown with a view to preserving fertility.

**વાસો**, (પું.) રહેવું કે વાસ કરવો તે; dwelling, residing: (૨) મુકામ; sojourn.

**વાસો**, (પું.) દિવસ; a day.

**વાસ્તવ**, (ન.) હકીકત, સાચાપણું, ખરાપણું, યોગ્યતા; a fact, a reality; propriety: **વાસ્તવિક**, (વિ.) ખરું, સાચું; real, true: (૨) ન્યાયયુક્ત, યોગ્ય; just, fair, proper: **વાસ્તવિકતા**,(સ્ત્રી.)વાસ્તવ.

**વાસ્તુ**, (ન.) ઘર કે રહેઠાણ બાંધવાનું સ્થળ; a site for a house or dwelling: (૨) ઘર, રહેઠાણ; a house, an abode: **–પૂજન**, (ન.) નવા ઘર કે રહેઠાણનો ઉપયોગ કરતાં પહેલાં કરાતી વિધિ; a ceremony performed before occupying a new house or dwelling.

**વાસ્તે**, (અ.) માટે, અર્થે; for, with a view to.

**વાહ**, (અ.) "શાબાશ !", "કમાલ કરી !" એવો ઉદ્ગાર; "well-done !", bravo !".

**વાહક**, (વિ.) વહન કરનારું, ઊંચકનારું, ખેંચનારું; carrying, transporting; bearing, drawing.

**વાહન**, (ન.) વાહક વસ્તુ કે પ્રાણી; a vehicle, conveyance, a beast of burden: (૨) વિચારો, વગેરે વ્યક્ત કરવાનું માધ્યમ; a medium.

**વાહવાહ,** (અ.) જુઓ **વાહ:** (સ્ત્રી.) સ્તુતિ, પ્રશંસા; eulogy, praise: (૨) કીર્તિ; reputation.

**વાહવું,** (સ. ક્રિ) પટાવવું; to cajole: (૨) સમજાવવું; to persuade: (૩) છેતરવું; to cheat.

**વાહવું,** (સ. ક્રિ) (સમય) ગાળવું, વ્યતિત કરવું; (of time) to pass, to spend: (૨) વહેવડાવવું; to cause to flow.

**વાહિની,** (વિ) (સ્ત્રી.) વહેતી, વહન કરતી; flowing, carrying: (સ્ત્રી.) નદી; a river: (૨) લશ્કર; an army: (૩) નસ; a vessel, a duct, a vein.

**વાહિયાત,** (વિ.) પોકળ, બનાવટી, અર્થહીન; hollow, bogus, meaningless: (૨) નકામું; useless: (૩) હલકટ, ખરાબ, [mean, bad.

**વાહી,** (વિ.) જુઓ **વાહક.**

**વાળ,** (પું.) માથા અને શરીર પર ઉગતો કાળા રેસા જેવો પદાર્થ, કેશ; hair.

**વાળણ,** (ન.) શામક, પ્રતિક્રિયા કરનાર કોઈપણ વસ્તુ, બાબત, વગેરે; anything or matter counter-acting and pacifying, an antidote.

**વાળવું,** (સ. ક્રિ.) વાંકું કરવું; to bend, to make curved: (૨) વાળીને કે કે ગૂંદીને બનાવવું કે આકાર આપવો; to make or shape by bending, rolling or kneading: (૩,(દેવું, ઇ.) ભરપાઈ કે ચૂકતે કરવું, to repay or square up, (a debt, etc.): (૪) વળતી યોગ્ય ક્રિયા કરવી; to act properly in return: (૫) થી ઢાંકવું કે છાવરવું; to cover with: (૬) કચરોપૂંજો કાઢવાં; to clear dirt, to sweep: (૭) પાણીને નીક દ્વારા અમુક સ્થળે વહેવડાવવું; to cause water to flow to a certain place through a channel: (૮) અમુક સારા-માઠા પ્રસંગોને અનુરૂપ ક્રિયા કે વિધિ કરવાં; to perform ceremonies befitting certain good or bad occasions.

**વાળંદ,** (પું.) હજામ; a barber.

**વાળાકૂંચી,** (સ્ત્રી) ઘરેણાં સાફ કરવાની પીંછી; a brush for cleaning ornaments.

**વાળી,** (સ્ત્રી.) નાકની નથ; a nose-ring: (૨) કડી, a ring.

**વાળુ,** (સ્ત્રી.) વાલુકા, રેતી; sand.

**વાળુ,** (ન.) રાતનું ભોજન; supper.

**વાળું,** (વિ.) (નામના અંતમાં) 'ધરાવતું', 'ની માલિકીનું', 'નું વ્યવસાયી'; possessing, belonging to, related to a certain profession.

**વાળો,** (પું.) ધાતુનો તાર; a metallic wire: (૨) એક પ્રકારનો ભયંકર રોગ જેમાં શરીરમાંથી ઝીણા તાર જેવું જીવડું બહાર નીકળે છે; a kind of terrible disease in which a wire-like insect comes out from the body, guineaworm: (૩) સુગંધી વાળો, grass with fragrant roots.

**વાંક,** (પુ.) ગુનો, અપરાધ; crime, offence: (૨) દોષ, ખામી; fault, defect: (૩) વક્રતા, વળાંક; a bent, crookedness, a curve: (૪) સ્ત્રીઓ માટેનું હાથનું આભૂષણ; an armlet for women.

**વાંકડિયું,** (વિ.) વાંકું અને સુંદર, ગુચ્છાદાર; curved and beautiful, curly.

**વાંકડો,** (પું.) કન્યાપક્ષ તરફથી વરને મળતી પહેરામણી; dowry given to the bridegroom by the bride's side.

**વાંકિયું,** (ન.) નળ, વગેરે જોડવા માટેનો ધાતુનો વાળેલો ટુકડો; a curved metallic piece used for joining pipes, bars, etc: (૨) જુઓ **વાંક,** (૪).

**વાંકું,** (વિ.) વાળેલું, વક્ર; crooked, bent, curved: (૨) ત્રાંસું; slanting: (૩) કુટિલ, ખંધું; deceitful, cunning: (૪) નિખાલસ નહિ એવું; not frank or straightforward (૫) વિકૃત માનસવાળું; perverse: (૬) ખોટું; wrong: (૭) વિરોધી, દુશ્મનાવટભર્યું; opposing, hostile: (ન.) વૈમનસ્ય; hostility: (૨) વાંધો, તકરાર, objection, dispute: (૩) ગેરસમજ; misunderstanding: (૪) વક્રતા; crookedness: **–ચૂકું,** (વિ.) સર્પાકાર; zigzag.

**વાંધું**, (ન.) કોતર; a hill or mountain hollow or cleft, a ravine, a valley.
**વાંધો**, (પું.) વર્ગ; a class: (૨) પ્રકાર, જાત; a sort or kind.
**વાંચન**, (ન.) વાચવું તે; reading: (૨) વાચવાની રીત; style of reading: (૩) અભ્યાસ; study.
**વાંચવું**, (સ. ક્રિ.) લખાણના શબ્દો ઉચ્ચારવા કે સમજવા, લખાણનો અર્થ કરવો; to read, to decipher: (૨) ઇચ્છવું; to desire: (૩) આગાહી કરવી; to predict.
**વાંછના**, (સ્ત્રી.) ઇચ્છા; a wish or desire: **વાંછવું**, (સ. ક્રિ.) ઇચ્છા કરવી; to wish or desire: **વાંછા**, (સ્ત્રી.) ઇચ્છા **વાંછિત**, (વિ.) ઇચ્છિત; desired.
**વાંઝણી**, (સ્ત્રી.) વંધ્યા; a barren or childless woman: **વાંઝણું**, **વાંઝિયું**, (વિ.) નિઃસંતાન; barren, childless: (૨) ફળ-દ્રુપતા કે લાભરહિત; unfertile, profitless.
**વાંટ**, (પું.) ભાગ, હિસ્સો; part, share, **-વું**, (સ.ક્રિ.) વહેંચવું; to distribute.
**વાંઢો**, (પું.) ફરજિયાત કુંવારો રહેલો; a bachelor on compulsion.
**વાંદર**, (પું.) વાનર; a monkey.
**વાંદરી**, (સ્ત્રી.) વાનરની માદા, a female monkey: **વાંદરું**, (ન.) વાંદર: **વાંદરો**, (પું.) નર વાનર; a male monkey: (૨) ચાપ, બંદૂકનો ઘોડો, વગેરે; a switch or similar mechanical device, a trigger of a gun: (૩) આગળો, (ચાંપવાળા) તાળાનો આગળા જેવો ભાગ; a bolt, a latch: (૪) ભારે બોજા ઊંચકવાનું યંત્ર; a lifting crane.
**વાંદો**, (પું.) જુઓ **વંદો**.
**વાંધો**, (પું.) વિરોધ; opposition, objection, protest: (૨) તકરાર, કજિયો; dispute, quarrel: (૩) મતભેદ; disagreement: (૪) અવરોધ, અડચણ; obstruction, hindrance: **-વચકો**, (પું.) ભૂલચૂક; mistake, error: (૨) ત્રુટિ, ખામી; defect: (૩) વાંધો; objection.
**વાંફળ**, (વિ.) અવિચારી; thoughtless: (૨) ધૂની, અસ્થિર; whimsical, unstable: (૩) નફા કે લાભરહિત, મિથ્યા; profitless, fruitless: (૪) પોકળ, ખાલી; hollow, empty: (૫) અસભ્ય; impolite.
**વાંસ**, (પું.) એક પ્રકારનું સાંકડા, પોલા અને ગોળ થડવાળું, ઘાસના વર્ગનું ઝાડ; a bamboo: (૨) એનાં થડ કે સોટો; its stem, a bamboo-pole: (૩) વલોણાનો રવૈયો; a churning rod: (૪) આશરે આઠ ફૂટ જેટલું માપ; a measure of about eight feet: **-ડો**, (પું.) જુઓ **વાંસ**, (૨): **-ફોડો**, (પું.) વાંસના ટોપલા ઇ. બનાવનાર; a man making articles of bamboo such as baskets, etc.
**વાંસલડી**, (સ્ત્રી.) વાંસળી; a flute.
**વાંસલો**, (પું.) સુતારનું લાકડા છોલવાનું ઓજાર; a adze.
**વાંસળી**, (સ્ત્રી.) બંસી; a flute.
**વાંસળી**, (સ્ત્રી.) નાણું રાખવા માટેની સાંકડી, નળાકાર કોથળી જે કેડ ફરતી બાંધવામાં આવે છે; a narrow, cylindrical purse to be fastened round the waist.
**વાંસી**, (સ્ત્રી.) એક છેડા પર વાંકો આંકડો બેસાડેલો વાંસ; a bamboo with a hook fixed at one end.
**વાંસી**, (સ્ત્રી.) એક પ્રકારના ચોખા; a kind of rice.
**વાંસે**, (અ.) પીઠ પાછળ, પછવાડે; behind the back, behind.
**વાંસો**, (પું.) પીઠ; the back.
**વિકટ**, (વિ.) કપરું, મુશ્કેલ; hard, tough, difficult: (૨) ભયંકર, ભીષણ; terrible: (૩) દુર્ગમ; difficult to approach.
**વિકરાલ**, **વિકરાળ**, (વિ.) ભયંકર, બિહામણું; terrible, horrible.
**વિકર્ણ**, (પું.) (ભૂમિતિ) કોઈ આકૃતિના પાસેપાસેના ખૂણાઓ સિવાયના કોઈ પણ બે ખૂણાને જોડતી રેખા; a diagonal.
**વિકલા**, **વિકળા**, (સ્ત્રી.) અંશનો ૩૬૦૦મો ભાગ; 1/3600th part of a degree: (૨) ક્ષણનો અતિશય અલ્પ ભાગ; a very small fraction of a moment.

**વિકલ્પ,** (પું.) શંકા, અનિશ્ચિતતા; doubt, uncertainty:(૨) બે અથવા વધારે માર્ગો યા બાબતોમાંથી કોઈ એકને પસંદ કરવાની છૂટ હોવી તે; an option, an alternative: (૩) વિરોધી વિચાર; an opposite thought.
**વિકસવું,** (સ.ક્રિ.) વૃદ્ધિ પામવી, ખીલવું; to increase, to grow, to develop.
**વિકસિત,** (વિ.) ખીલેલું; developed.
**વિકળ,** (વિ.) બાવરું, વ્યાકુળ; perplexed, unsettled and confounded.
**વિકાર,** (પું.) વિકૃતિ, નૈતિક બગાડ, ઇ.; spoil, moral deterioration, etc. (૨) રોગ; a disease: (૩) કુદરતના નિયમો વિરુદ્ધની વૃત્તિ; inclination against the laws of nature: (૪) પરિવર્તન, ફેરફાર; a change: **વિકારી,** (વિ.) પરિવર્તનશીલ; apt to change, changing: (૨) વિકૃત; spoiled, deteriorated, unnatural.
**વિકાસ,** (પું.) ખીલવું તે, પ્રગતિ; growing, development, progress: (૨) ઉત્ક્રાંતિ;evolution:–**વાદ,**(પું.)ઉત્ક્રાંતિવાદ; the theory of evolution.
**વિકિરણ,** (ન.) વિખેરવું તે; scattering, dispersion: (૨) પ્રકાશ કે ગરમીનાં કિરણો ફેકાવાં તે; radiation. [radiated.
**વિકીર્ણ,** (વિ.) વીખરાયેલું; scattered,
**વિકૃત,** (વિ.) કુદરતના નિયમોથી વિરુદ્ધ જતું કે ગયેલું; opposed or opposing the laws of nature: (૨) ધોરણથી ચ્યુત થયેલું; dislocated from the standard.(૩)(કોઈ પણ અર્થમાં) બગડેલું; spoiled (in any sense): (૪) રોગિષ્ટ; diseased: (૫) બગડેલા માનસવાળું; perverse: (૬) પરિવર્તન પામેલું; changed: **વિકૃતિ,** (સ્ત્રી.) જુઓ **વિકાર.**
**વિક્રમ,** (પું.) જુઓ **પરાક્રમ:** (૨) અભૂતપૂર્વ સિદ્ધિ;an unparalleled achievement, a record.
**વિક્રય,** (પું.) વેચાણ; a sale. [a record.
**વિક્રિયા,** (સ્ત્રી.) જુઓ **વિકાર.**
**વિક્ષેપ,** (પું.) અડચણ; obstruction: (૨) ખલેલ, અલ્પ સમય માટેનો ભંગ; interruption: (૩) અસ્થિરતા; unsteadiness: (૪) મુશ્કેલી, ઉપાધિ, મૂંઝવણ; difficulty, trouble, perplexity.
**વિક્ષોભ,** (પું.) કકળાટ, ખળભળાટ; excitement, disturbance, tumult.
**વિખ,** (ન.) ઝેર; poison: –**વાદ,** (પું.) કુસંપ, તકરાર; discord, dispute.
**વિખૂટું,**(વિ.)જુદું પડેલું અને એકાકી;separated and lonely, strayed: (૨) જુદું કે અલગ થયેલું; disconnected, disjoined.
**વિખેરવું,** (સ.ક્રિ.) સમૂહમાં હોય એને અલગ અલગ કે છૂટું કરવું;to scatter, to disperse
**વિખ્યાત,** (વિ.) પ્રસિદ્ધ, જાણીતું; famous, well-known: **વિખ્યાતિ,** (સ્ત્રી.) પ્રસિદ્ધિ; fame.
**વિગઠન,** (ન.) જુઓ **વિઘટન.** [fame.
**વિગત,** (વિ.) ભૂતકાળનું, ગત, past, gone: (૨) મૃત્યુ પામેલું; dead.
**વિગત,** (સ્ત્રી.) બાબત, હકીકત; a matter, a fact: (૨) બાબતનું વિશ્લેષણ; a detail: (૩) સમજણ; understanding: –**વાર,**(વિ.)(અ.) વિશ્લેષણપૂર્વક;detailed; in detail: **વિગતે,** (અ.) વિગતવાર.
**વિગલિત,** (વિ.) પીગળેલું; melted.
**વિગુણ,** (વિ.) ગુણ કે લક્ષણરહિત: having no quality or attribute: (૨) વિરોધી ગુણો કે લક્ષણોવાળું; having opposite qualities or attributes: (૩) નકામું, ખરાબ; useless, bad.
**વિગ્રહ,** (પું.) યુદ્ધ, લડાઈ; a war, a battle: (૨) શરીર; the body: (૩) (વ્યાકરણ) સમાસનું વિશ્લેષણ; (grammar) dissolution of a compound.
**વિઘટન,** (ન.) સમૂહમાં કે જોડાયેલું હોય એને છૂટું પાડવું તે; the act of separating or disconnecting: (૨) કુસંપ; discord (૩) ભંગાણ; disruption.
**વિઘાતક,** (વિ.) વિનાશક, destructive: (૨) નુકસાનકારક, ઈજાકારક; harmful: (૩) પ્રાણઘાતક; fatal.
**વિઘોટી,** (સ્ત્રી.) મહેસૂલ; land-revenue.
**વિઘ્ન,** (ન.)અડચણ, નડતર, હરકત; obstacle

hindrance: (૨) મુશ્કેલી; ઉપાધિ; difficulty, trouble.

**વિચક્ષણ,** (વિ.) વિશિષ્ટ પ્રકારની આવડતવાળું; having special faculty or prowess: (૨) ચાલાક, બુદ્ધિશાળી; clever, intelligent: (૩) મુત્સદ્દી; shrewd.

**વિચરવું,** (અ. ક્રિ.) જવું; to go: (૨) લટાર મારવી; to loiter: (૩) વિદાય લેવી; to depart.

**વિચલિત,** (વિ.) મૂળ સ્થાન પરથી ખસેલું; dislocated: (૨) યોગ્ય માર્ગ ચૂકેલું; gone astray: (૩) અસ્થિર, હાલતું; unsteady, moving.

**વિચાર,** (પું.) ચિંતન, મનન; thinking, thought, idea, reflection: (૨) મંતવ્ય, અભિપ્રાય; an opinion: (૩) ઇરાદો, હેતુ, ધ્યેય; motive, purpose, goal: (૪) નિર્ણય, નિશ્ચય; decision, determination: (૫) સભ્યતા, વિવેક, politeness: (૬) પરિણામની દરકાર; care about an outcome: (૭) ચિંતા; anxiety: **–ક,** (પું.) મૌલિક વિચારશક્તિવાળો વિદ્વાન માણસ, a learned thinker: **વિચારણા,** (સ્ત્રી.) ગણના, ચર્ચા, સલાહ; thinking, consideration, mutual consultation: **–વંત, –વાન,** (વિ.) સમજુ, ડાહ્યુ; considerate, wise, thoughtful: **–વું,** (સ.ક્રિ.) મનન કે ચિંતન કરવાં; to think, to reflect: (૨) ચર્ચા કરવી; to discuss: (૩) ધારવું; to suppose: (૪) ચકાસવું, તપાસવું; to investigate.

**વિચિ,** (સ્ત્રી.) તરંગ, મોજું; a wave.

**વિચિત્ર,** (વિ.) આશ્ચર્યકારક; surprising: (૨) અદ્દ્ભુત; wonderful: (૩) અસાધારણ; extraordinary: (૪) વિવિધ; variegated (૫) અપરિચિત, અજાણ્યું; strange (૬) વિશિષ્ટ; peculiar: **–તા,** (સ્ત્રી.) અજાયબી, ઇ.; wonder, strangeness, peculiarity, etc. [cut off, separated.

**વિચ્છિન્ન,** (વિ.) વિચ્છેદ થયો હોય એવું;

**વિચ્છેદ,** (પું.) કાપ; a cut: (૨) અલગતા, વિયોગ; separation: (૩) વિભાગ; section, division: (૪) વિનાશ; destruction.

**વિછોહ,** (પું.) વિયોગ; separation.

**વિજન,** (વિ.) વેરાન, નિર્જન, એકાંત; barren, deserted, uninhabited; desolate.

**વિજય,** (પું.) સફળતા, ફતેહ; success, victory: **વિજયી,** (વિ.) સફળ, ફતેહમંદ; successful, victorious.

**વિજયા,** (સ્ત્રી.) દેવી પાર્વતી; the goddess Parvati: (૨) ભાંગ; hemp, a drink mixed with hemp.

**વિજાતીય,** (વિ.) ભિન્ન જાતિનું; of different race, caste, sex or class. [conqueror.

**વિજેતા,** (પું.) વિજય મેળવનાર; a victor, a

**વિજોગ,** (પું.) જુઓ **વિયોગ: –ણ, –ણી,** (સ્ત્રી.) વિયોગી સ્ત્રી; a woman suffering from the separation of her lover or husband. [request, an appeal.

**વિજ્ઞપ્તિ,** (સ્ત્રી.) વિનંતી, અભ્યર્થના; a

**વિજ્ઞાન,** (ન.) પદ્ધતિસરનું શાસ્ત્રીય જ્ઞાન; systematic knowledge, science: (૨) અનુભવજન્ય જ્ઞાન; knowledge based on experience: (૩) તત્ત્વજ્ઞાન; spiritual knowledge, philosophy: **–શાસ્ત્રી,** (પું.) વૈજ્ઞાનિક; scientist.

**વિજ્ઞાપક,** (વિ.) જાહેરાત કરતું; declaring, proclaiming, making publicly known: (૨) માહિતી આપતું (પુસ્તક, ઇ.); informative (book, etc.) **વિજ્ઞાપન,** (ન.) **વિજ્ઞાપના,** (સ્ત્રી.) જાહેરાત, જાહેર નિવેદન; an advertisement, an announcement, a public appeal.

**વિટ,** (પું.) વેશ્યાનો ભડવો; a prostitute's agent, a procurer, a pimp: (૨) નાટકનાં નાયક કે નાયિકાનો મશ્કરો સાથી; a clownish companion of the hero or a heroine of a play.

**વિટપ,** (પું.) ડાળી; a branch of a tree.

**વિટંબણા,** (સ્ત્રી.) મુશ્કેલી, ઉપાધિ; difficulty,

trouble: (૨) વ્યથા, દુઃખ, શોક; affliction, misery, grief: (૩) વિકટ પરિસ્થિતિ; a tough situation or condition.

**વિડંબન,** (ન.) **વિડંબના,** (સ્ત્રી.) અનુકરણ, રમૂજી હાવભાવયુક્ત અનુકરણ; imitation, mimicry: (૨) મશ્કરી, ઠઠ્ઠો; ridicule, mockery: (૩) પીડા, વ્યથા; pain, affliction: (૪) વિકટ પરિસ્થિતિ; a tough situation or condition: (૫) ઢોંગ, simulation: (૬) છળ, પ્રપંચ; intrigue.

**વિણ,** (અ.) વગર, વિના, without.

**વિત,** (ન.) જુઓ **વિત્ત.**

**વિતથ,** (વિ.) ખોટું, મિથ્યા; false, vain.

**વિતરણ,** (ન.) વહેંચણી; distribution: (૨) અર્પણ કરવું તે; dedication: (૩) દાન; a donation.

**વિતર્ક,** (પું.) ગૌણ વિચાર; a subordinate thought or idea: (૨) શંકા, સંદેહ; doubt, suspicion: (૩) ચર્ચા કે દલીલ કરવા તે, discussion, argumentation.

**વિતંડા,** (સ્ત્રી.) **વિતંડાવાદ,** (પું.) અર્થહીન ચર્ચા, માથાઝીક; meaningless discussion, head-breaking: (૨) મૂર્ખાઈભર્યો હઠાગ્રહ; foolish insistence.

**વિતાડવું, વિતાવવું,** (સ.ક્રિ.) હેરાન કરવું, ત્રાસ આપવો; to harass, to persecute: (૨)(સમય) પસાર કરવો; to pass (time).

**વિત્ત,** (ન.) ધન, દ્રવ્ય; money, wealth.

**વિદાય,** (વિ.) રવાના કરેલું, વળાવેલું, વિયોગી થયેલું; sent off, departed, separated (સ્ત્રી.) છૂટા પડવું તે, કોઈની સોબત છોડીને જવું તે; a departure, a going away from someone's company.

**વિદારક,** (વિ) કાપતું, કાપીને અલગ કરતું, ચીરતું: cutting, cutting off, splitting. **વિદારણ,** (ન.) કાપવું કે ચીરવું તે; cutting off or splitting.

**વિદારવું,** (સ.ક્રિ.) કાપવું, કાપીને અલગ કરવું, ચીરવું; to cut, to cut off, to split.



**વિદિત,** (વિ.) જાણેલું કે જણાયેલું; known.

**વિદુષી,** (સ્ત્રી.) વિદ્વાન સ્ત્રી; a learned woman.

**વિદૂષક,** (પું.) નાટકનો મશ્કરો; a clown of a play: (૨) રંગલો, મશ્કરો; a buffoon, a jester.

**વિદેશ,** (પું.) પરદેશ; a foreign country: **વિદેશી, વિદેશીય,** (વિ.) foreign.

**વિદેહ,** (વિ.) શરીરરહિત, unembodied, bodiless: (૨) મૃત્યુ પામેલું; dead: (૩) વિગત; gone, departed: (૪) મોક્ષ પામેલું; having attained spiritual freedom or salvation: **વિદેહી,** (વિ.) વિદેહ. [ઘવાયેલું; wounded.

**વિદ્ધ,** (વિ.) વીંધાયેલું; pierced: (૨)

**વિદ્યમાન,** (વિ) હયાત, જીવતું, હાજર; existing, living, present.

**વિદ્યા,** (સ્ત્રી.) ભણતર, કેળવણી, education: (૨) જ્ઞાન, વિદ્વત્તા; knowledge, learning: (૩) જ્ઞાનપ્રાપ્તિ માટેની કળા કે શાસ્ત્ર; an art or science for attaining knowledge: (૪) વિજ્ઞાન; science: (૫) જુઓ **વદ્યા. વિદ્યાધિકારી,** (પું.) કેળવણીખાતાનો વડો; the director of public instruction, the head of the education department: **–પીઠ,** (સ્ત્રી.) (ઉચ્ચ) વિદ્યાપ્રાપ્તિનું કેન્દ્ર કે ધામ; a university: **–ભ્યાસ,** (ન.) ભણતર, કેળવણી; study, education: **–મંદિર, –લય,** (ન.) શાળા; a school: **–ર્થિની,** (સ્ત્રી.) **–ર્થી,** (પું.) અભ્યાસ કરનાર, કેળવણી લેનાર, a student.

**વિદ્યુત,** (સ્ત્રી.) વીજળી; lightning: (૨) માનવસર્જિત વીજળી, electricity.

**વિદ્રુમ,** (ન.) પરવાળું; a coral: (૨) કૂણગો, કૂંપળ, a tender shoot or spout.

**વિદ્રોહ,** (પું.) બળવો, a mutiny.

**વિદ્વત્તા,** (સ્ત્રી) જ્ઞાન, પંડિતાઈ; knowledge, learning erudition.

**વિદ્વાન,** (વિ.) (પું.) જ્ઞાની, વિદ્વત્તાવાળો, પંડિત; a learned man, a scholar.

**વિધ,** (સ્ત્રી.) વિધિ, રીત; ceremony, performance, manner: (૨) જાત, પ્રકાર; a sort or kind.

**વિધર્મી,** (વિ.) ભિન્ન ધર્મનું; following a different religion: (૨) ભિન્ન કે વિરોધી ગુણોવાળું; having different or opposite qualities or properties.

**વિધવા,** (સ્ત્રી.) જેના પતિનું મૃત્યુ થયું હોય એવી સ્ત્રી; a widow: **-વિવાહ,** (પું.) વિધવાનું પુનર્લગ્ન; a widow's re-marriage: (૨) એવો સામાજિક સુધારો, such a social reform.

**વિધવિધ,** (વિ.) જુઓ **વિવિધ.**

**વિધાતા,** (પું.) સૃષ્ટિના સર્જનહાર, બ્રહ્મા; Lord Brahma, the Creator of the universe: (સ્ત્રી.) જુઓ **વિધાત્રી.**

**વિધાત્રી,** (સ્ત્રી.) ભાગ્યની દેવી, the goddess of destiny.

**વિધાન,** (ન.) વિધિ; a ceremony, a rite: (૨) રીત, mode, manner: (૩) કથન; a statement: (૪) શાસ્ત્રનો આદેશ; a commandment of scriptures: (૪) સેવા; service: (૫) ક્રિયા; activity, action: (૬) ઉપાય, ઇલાજ; a remedy, a cure: (૭) નિયમ, કાયદો; a rule, a law: **-સભા,** (સ્ત્રી.) કાયદા ઘડનારી સભા; a legislative assembly.

**વિધાયક,** (વિ.) રચનાત્મક; constructive: (૨) સંચાલક, વ્યવસ્થાપક; an organiser, manager: (૩) રચનાર, બનાવનાર; a creator, a maker: (૪) વિધિનો કે દૈવી આદેશ કરનાર; an ordainer.

**વિધિ,** (પું.) જુઓ **વિધાતા:** (૨) ભાગ્યદેવતા, the god of destiny: (૩) જુઓ **વિધાન:** (પું.) (સ્ત્રી.) સંસ્કાર, ક્રિયા; ceremony, rite: (૨) સંસ્કાર કે ક્રિયાનાં પદ્ધતિ કે ક્રમ; system or sequence of ceremony or rite.

**વિધુ,** (પું.) ચંદ્ર; the moon.

**વિધુર,** (પું.) પત્નીનું મૃત્યુ થયું હોય અને પુનર્લગ્ન ન કર્યું હોય એવો પુરુષ; a widower: (વિ.) દુઃખી, વ્યથિત; miserable, afflicted.

**વિધેય,** (વિ.) કહેવા કે કરવા યોગ્ય; worth stating or doing: (૨) આજ્ઞાંકિત, અધીન; obedient, dependent: (ન.) (વ્યાકરણ) કર્તા કે ઉદ્દેશ્ય વિષે જે કાંઈ કહેવાયું હોય તે; (gram.) predicate.

**વિધ્યર્થ,** (પું.) શાસ્ત્રનો આદેશ; a commandment of scripture: (૨) ઉપદેશ; moral advice, sermon: (૩) પ્રેરણા; inspiration. (૪) (વ્યાકરણ) આજ્ઞાર્થ; (gram.) the imperative mood.

**વિધ્વંસ,** (પું.) નાશ, પાયમાલી; destruction, ruin.

**વિન,** (અ.) વગર, વિના; without, except.

**વિનત,** (વિ.) વળેલું, નમેલું; bent, bent down: (૨) વિનમ્ર; humble.

**વિનતિ,** (સ્ત્રી.) જુઓ **વિનંતી:** (૨) વિનમ્રતા; humbleness, humility.

**વિનય,** (પું.) વિનમ્રતા, humbleness, humility: (૨) સભ્યતા, લજ્જા; politeness, modesty: **-મંદિર,** (ન.) માધ્યમિક શાળા; a high-school, a secondary school.

**વિનવણી,** (સ્ત્રી.) વિનંતિ, આજીજી; a request, an entreaty.

**વિનંતિ, વિનંતી,** (સ્ત્રી.) અરજ, અરજી, આજીજી; a request, an appeal, an application, an entreaty.

**વિના,** (અ.) વગર, સિવાય; without, except: **વિનાનું,** (વિ.) રહિત; devoid, bereft (of).

**વિનાશ,** (પું.) અસ્તિત્વનો અંત કે અભાવ, નાશ; extinction, destruction: **-ક,** (વિ.) નાશ કરનારું; destructive: **વિનાશિકા,** (સ્ત્રી.) એક પ્રકારનું મોટા કદનું, મજબૂત, આક્રમક યુદ્ધજહાજ; a destroyer: **વિનાશી,** (વિ.) જુઓ **વિનાશક:** (૨) નાશવંત; destructible, perishable,

**વિનિપાત,** (પું.) પતન, પડતી; a fall, a falling down: (૨) પાયમાલી, નાશ; ruin, destruction: (૩) અધઃપતન; degeneration.

**વિનિમય,** (પું.) આપલે, અદલોબદલો; exchange, barter.

**વિનિયોગ,** (પું.) ઉપયોગ; use, application employment: (૨) નિમણૂક; an appointment. (૩) અડચણ, અવરોધ; an obstacle, an impediment.

**વિનીત,** (વિ.) વિનમ્ર, humble: (૨) સંસ્કારી, વિવેકી, cultured, polite: (૩) સૌમ્ય, નરમ; mild, moderate: (૪) શિક્ષિત; educated: (૫) ઉદારમતવાદી; moderate: (૬) શાળાંત પરીક્ષામાં સફળ થયેલું; matriculated.

**વિનોદ,** (પું.) આનંદપ્રમોદ, મોજમજા; joy merriment, festivity: (૨) મશ્કરી; jest, jesting, joking: (૩) મનોરંજન; entertainment: **વિનોદી,** (વિ.) આનંદી, મશ્કરું; gay, jolly, jocular.

**વિન્યાસ,** (પું.) ગોઠવણી; arrangement: (૨) થાપણ તરીકે મૂકવું તે, a deposit: (૩) મૂકવું તે; a placing.

**વિપક્ષ,** (વિ.) (પું.) વિરોધી, સામા પક્ષનું, દુશ્મન; an opponent, an enemy.

**વિપત, વિપત્તિ,** (સ્ત્રી.) આફત, દુઃખ; a calamity, misery, trouble: (૨) દુર્ભાગ્ય; misfortune: (૩) વ્યથા; affliction: (૪) મુશ્કેલી; difficulty.

**વિપથ,** (પું.) ખોટો માર્ગ, કુમાર્ગ, a wrong or evil path.

**વિપદ, વિપદા,** (સ્ત્રી.) જુઓ **વિપત.**

**વિપરીત,** (વિ.) વિરોધી, ઊલટું; opposite, inverse, contradictory: (૨) વિરોધી, દુશ્મનાવટભર્યું; hostile, adverse: (૩) પ્રતિકૂળ; unsuitable. (૪) ખોટું, દોષયુક્ત; wrong, faulty.

**વિપર્યય, વિપર્યાસ,** (પું.) ઊલટું કે આડુંઅવળું થઈ જવું તે; the state of being inverse, topsyturvy or deranged: (૨) વિરોધ, વૈમનસ્ય; opposition, hostility: (૩) અવ્યવસ્થા, ગોટાળો; disorder, confusion: (૪) વિનાશ; destruction: (૫) અસ્તિત્વનો અભાવ, ગેરહાજરી, non-existence, absence: (૬) વિકૃત અર્થ કરવો તે; distortion of meaning: (૭) પોકળ કે વિકૃતજ્ઞાન; hollow or distorted knowledge.

**વિપલ, વિપળ,** (સ્ત્રી.) પળનો ૬૦મો ભાગ; sixtieth part of a 'પળ'; about two-fifth part of a second.

**વિપાક,** (પું.) પરિપક્વતા; ripeness: (૨) ફળ, પરિણામ; an outcome, result.

**વિપુલ,** (વિ.) પુષ્કળ; abundant, plentiful: (૨) વિશાળ; vast, spacious: (૩) ગાઢ; dense, deep: **-તા,** (સ્ત્રી.) abundance, plenty.

**વિપ્ર,** (પું.) બ્રાહ્મણ; a Brahmin.

**વિપ્રયોગ,** (પું.) વિયોગ; separation from dear ones.

**વિપ્લવ,** (પું.) ક્રાંતિ, બળવો; a revolution, a revolt, an uprising: (૨) અંધાધૂંધી; anarchy, administrative disorder, lawlessness: (૩) આફત; a calamity: (૪) વિનાશ; distruction, ruin: (૫) ડૂબવાથી મૃત્યુ પામવું તે; death by drowning: **-વાદી,** (વિ.) ક્રાંતિવાદી; revolutionist.

**વિફલ, વિફળ,** (વિ.) નિષ્ફળ, લાભરહિત; fruitless, profitless: (૨) અસફળ, બિનઅસરકારક; unsuccessful, ineffective: (૩) નકામું; useless.

**વિભક્ત,** (વિ.) વિભાજન પામેલું, વિભાગોમાં વહેંચાયેલું; divided, partitioned: (૨) અલગ પડેલું કે પાડેલું, separated.

**વિભક્તિ,** (સ્ત્રી.) (વ્યાકરણ) સંજ્ઞા કે નામનો ક્રિયાપદ સાથેનો સંબંધ દર્શાવવાનાં સાધનોમાંનું કોઈ એક, (gram.) a case.

**વિભા,** (સ્ત્રી.) તેજ, પ્રકાશ; lustre, light: (૨) સૌંદર્ય, શોભા; beauty, splendour: **-કર,** (પું.) સૂર્ય; the sun:

-રી, (સ્રી.) રાત્રિ; a night.
**વિભાગ**, (પું.) ખંડ, ભાગ; a section, a division, a part: (૨) હિસ્સો; a share: **વિભાગી**, **વિભાગીય**, (વિ.) વિભાગનું કે એને લગતું; sectional, of or pertaining to a division or part.
**વિભાજક**, (વિ.) ભાગલા પાડનાર, અલગ કે જુદું પાડનાર, dividing, seperating, partitioning: **વિભાજન**, (ન.) ભાગલા કે વિભાગ પાડવા તે, division, partition: **વિભાજ્ય**, (વિ.) વિભાગ કે ભાગલા પાડી શકાય એવું; capable of being divided or partitioned.(૨)(ગણિત)ભાગાકાર થઈ શકે એવું; (maths.) divisible.
**વિભિન્ન**,(વિ.) જુદું,અલગ,ભિન્ન; different, separate, various: (૨) ભાંગેલું:broken.
**વિભુ**, (વિ.) સર્વવ્યાપી, અનંત, અવિનાશી; omnipresent, eternal: (૨) સ્થિર, અચલ; stable, immovable: (૩) સર્વસત્તાધીશ; supreme: (૪) સર્વશક્તિશાળી; almighty: (૫) ઉત્તમ, excellent: (૬) સૌથી મહાન; greatest: (પું.) સર્વશક્તિમાન પરમેશ્વર, the almighty God.
**વિભૂતિ**, (સ્રી.) આબાદી, સંપત્તિ; prosperity, wealth: (૨) મોટાઈ, સાહેબી, ઐશ્વર્ય, lordship, square happiness: (૩) અલૌકિક કે દૈવી શક્તિ, superhuman or divine power: (૪) અલૌકિક પુરુષ; a superman. (૫) ભસ્મ, sacred ashes.
**વિભૂષા**, (સ્રી.) આયોજિત શણગાર, સૌંદર્ય; well-planned decoration, beauty.
**વિમનસ્ક**, (વિ.) ખિન્ન, ઉદાસ, વ્યથિત; dejected, sad, afflicted: (૨) શૂન્યમનસ્ક; absent-minded: (૩) અસ્થિર; unstable, wavering.
**વિમર્શ**, **વિમર્ષ**, (પું.) વિચારવિનિમય, ચર્ચાવિચારણા; exchange of views or opinions, mutual deliberation: (૨) આલોચના; critical survey: (૩) અસંતોષ; discontent: (૪) નારાજી; displeasure: (૫) શંકા, વહેમ; doubt, suspicion.
**વિમલ**, **વિમળ**, (વિ.) નિર્મળ, સ્વચ્છ; pure, unmixed, clean.
**વિમાતા**, (સ્રી.) ઓરમાન મા; a step-mother.
**વિમાન**, (ન.) હવામાં ઊડી શકે એવું યાંત્રિક વાહન; an aeroplane, an aircraft: (૨) પુરાણોમાં કલ્પેલું એવું બિનયાંત્રિક વાહન; a mythological flying vehicle: **-ઘર**, **-મથક**, **વિમાનમથક**, (ન.) an aerodrome.
**વિમાની**, (વિ.) વિમાનનું કે એને લગતું; of or pertaining to an aeroplane: (પું.) વિમાન ચલાવનાર; a pilot.
**વિમાર્ગ**, (પું.) જુઓ **વિપથ**.
**વિમાસવું**, (અ. ક્રિ.) પશ્ચાત્તાપ કરવો; to repent: (૨) ખિન્ન કે વ્યથિત થવું; to be dejected or afflicted: (૩) ઘેરી ચિંતા કરવી; to worry gravely: (૪) વિચારમગ્ન થવું; to be engrossed in thoughts: **વિમાસણ**, (સ્રી.) પશ્ચાત્તાપ; repentance, remorse: (૨) ખિન્નતા, વ્યથા; dejection, affliction: (૩) ઘેરી ચિંતા; grave anxiety.
**વિમુક્ત**, (વિ.) મુક્ત, સ્વતંત્ર; liberated, free, independent: (૨) ત્યજાયેલું; forsaken: **વિમુક્તિ**, (સ્રી.) મુક્તિ, છુટકારો; liberation, emancipation.
**વિમુખ**, (વિ.) અણગમો ધરાવતું, પરાઙ્મુખ; averse, repulsive: (૨) નિવૃત્ત, retired: (૩) પ્રતિકૂળ; adverse, unfavourable.
**વિમૂઢ**, (વિ.) મૂર્ખ, ઢોઠ; stupid, idiotic: (૨) આશ્ચર્યચકિત અને ભયભીત; dismayed, stunned, bewildered.
**વિયત**, (ન.) આકાશ; the sky.
**વિયાવું**, (અ. ક્રિ.) (પશુનું) પ્રસવ થવો; (of beasts) to give birth to young one.
**વિયોગ**, (પું.) જુઓ **વિરહ**. **વિયોગિની**, (સ્રી.) જુઓ **વિરહિણી**. **વિયોગી**, (વિ.) (પું.) જુઓ **વિરહી**.

**વિયોજક,** (વિ.) છૂટું કે જુદું પાડનાર; disjoining, separating.
**વિયોજન,** (ન.) છૂટું પાડવું તે; separating: (૨) (ગણિત) બાદબાકી; (maths.) subtraction, deduction.
**વિરક્ત,** (વિ.) ભૌતિક બાબતો, સુખ, ઇ. પ્રત્યે ઉદાસીન, having no desire for any worldly thing, happiness, etc., wedded to the spirit of abandonment, non-attached to worldly things or happiness: **વિરક્તિ,** (સ્ત્રી.) ભૌતિક સુખ, ઇ. પ્રત્યે ઉદાસીનતા; non-attachment to worldly things, happiness, etc.: (૨) સંન્યાસ; renunciation.
**વિરચિત,** (વિ.) (સાહિત્યકૃતિ, વગેરે) સર્જન કરેલું, રચેલું; (literary work) written, composed: (૨) બનાવેલું, રચેલું, made, constructed.
**વિરજ,** (વિ.) જુઓ **વિમલ.**
**વિરણ, વિરણવાળો,** (પું.) એક પ્રકારની વનસ્પતિનું, ઘાસ જેવું સુગંધી મૂળ; a grass-like fragrant root.
**વિરત,** (વિ.) જુઓ **વિરક્ત:** (૨) જેની ગતિ કે પ્રવૃત્તિ બંધ પડી હોય એવું; come to a stand-still from motion or activity: (૨) આરામ કે વિરામ પામેલું; retired, paused: (૩) નિવૃત્ત, retired: **વિરતિ,** (સ્ત્રી.) જુઓ **વિરક્તિ:** (૨) આરામ, વિરામ; rest, pause.
**વિરમવું,** (અ. ક્રિ) પ્રવૃત્તિ બંધ થવી, અટકવું; to become inactive, to come to a stand-still, to stop, to cease: (૨) થોભવું, વચ્ચે અટકવું; to pause.
**વિરલ, વિરલું,** (વિ.) જવલ્લે મળે કે મેળવી શકાય એવું, જૂજ; difficult to get or obtain, rare, scarce: (૨) કીમતી અને જૂજ; precious and rare: (૩) અસાધારણ; extraordinary: (૪) બહુ થોડું, અલ્પ; a little: (૫) નિર્જન, એકાકી; desolate, solitary.
**વિરસ,** (વિ) સ્વાદરહિત; tasteless: (૨) રસરહિત; juiceless: (૩) કંટાળાજનક; dull, tedious: (૪) ખિન્ન, વ્યથિત, ઉદાસ, dejected, afflicted, sad: (પું.) કંટાળો, મનોરજનનો અભાવ, નિરાશા; tedium, absence of entertainment, disappointment.
**વિરહ,** (પું.) સ્નેહીનો વિયોગ; separation from dear ones: **વિરહાગ્નિ,** (પું.) વિયોગની વ્યથા; the suffering resulting from separation: **વિરહિણી,** (વિ) (સ્ત્રી) પતિ કે પ્રેમીના વિયોગથી વ્યથિત, afflicted because of separation from husband or lover: **વિરહી,** (વિ) (પું.) પત્ની કે પ્રેયસીના વિયોગથી વ્યથિત; afflicted because of separation from wife or beloved.
**વિરંચી,** (પું) સૃષ્ટિના સર્જનહાર, બ્રહ્મા; Lord Brahma, the Creator of the universe.
**વિરાગ,** (પું) જુઓ **વિરક્તિ,** 'વિરક્ત'ના પેટામાં.
**વિરાગી,** (વિ) જુઓ **વિરક્ત:** (પું.) સંન્યાસી, an ascetic, a hermit.
**વિરાજવું,** (અ. ક્રિ) શોભવું, પ્રકાશવું; to seem splendid, to shine: (૨) માનદ આસને બેસવું; to occupy an honourable seat: (૩) માનસહિત હાજર હોવું; to be present honourably.
**વિરાટ,** (વિ.) સર્વવ્યાપક; omnipresent: (૨) પ્રચંડ, અતિશય વિશાળ; huge, extremely vast. (૩) ભવ્ય; magnificent: (૪) પ્રતિભાશાળી, awe-inspiring: (પું.) ઈશ્વરનું વિશ્વવ્યાપી સ્વરૂપ; The Almighty God as an Universal Being, God omnipresent: (૨) બ્રહ્માંડ, વિશ્વ; universe: **–પુરુષ,** (પું.) વિરાટ.
**વિરામ,** (પું.) વિરમવું તે; cessation from work or motion: (૨) આરામ, વિસામો; rest, pause: (૩) મૃત્યુ, અંત, સમાપ્તિ; death, the end: **–ચિહ્ન,** (ન) અર્થની

સ્પષ્ટતા માટે જરા વાર અટકવાનું દર્શાવતાં લેખન વગેરેનાં ચિહ્નોમાંનું કોઈ એક; a punctuation mark: –વું, (અ. ક્રિ.) જુઓ **વિરમવું**: (૨) આરામ લેવો; to rest: (૩) મૃત્યુ પામવું; to die: (૪) અંત આવવો; to come to an end.

**વિરુદ્ધ**, (વિ.) વિરોધી, ઊલટું; opposite, inverted, reverse: (૨) પ્રતિકૂળ; unfavourable, hostile, adverse: (૩) અવરોધાયેલું; obstructed.

**વિરેચન**, (ન.) મળશુદ્ધિ, જુલાબ; cleaning of the bowels, purging, a purgative.

**વિરોધ**, (પું.) વાંધો, તકરાર, કજિયો; an objection, a dispute, a quarrel: (૨) વિરુદ્ધતા; opposition: (૩) વૈમનસ્ય; hostility, enmity: (૪) પ્રતિકૂળતા; unfavour: **વિરોધાભાસ**, (પું.) કેવળ દેખીતો વિરોધ; mere apparent contradiction: (૨) વિરોધી શબ્દો વડે સાચું વિધાન કર્યું હોય એવો અર્થાલંકાર; a paradox' **વિરોધી**, (વિ.) (પું.) જુઓ **વિપક્ષ**.

**વિલક્ષણ**, (વિ.) વિશિષ્ટ ગુણો કે લક્ષણોવાળું; having peculiar properties, qualities or traits: (૨) વિશિષ્ટ; peculiar: (૩) અદ્ભુત; wonderful, miraculous: (૪) વિચિત્ર; strange: (૫) અસાધારણ, extraordinary.

**વિલપન**, (ન.) વિલાપ; wailing, lamentation: **વિલપવું**, (અ. ક્રિ.) વિલાપ કરવો; to wail, to lament, to mourn.

**વિલય**, (પું.) પીગળીને અસ્તિત્વ ગુમાવવું તે, નાશ, લય; melting away, dissolution, destruction.

**વિલસવું**, (અ. ક્રિ.) પ્રકાશવું, ઝળહળવું; to shine, to glitter: (૨) આનંદ માણવો, મનોરંજન થવું; to be amused, to make merry, to be entertained.

**વિલંબ**, (પું.) વાર, ઢીલ; delay, procrastination: **વિલંબિત**, (વિ.) ઢીલમાં કે મોડું પડેલું; delayed: (૨) લટકતું; hanging, pendant: (૩) મંદ, ધીમું; slow.

**વિલાપ**, (પું.) વિષાદથી શોક વ્યક્ત કરવો તે, આક્રંદ; wailing, lamentation.

**વિલાયત**, (પું.) જન્મભૂમિ, વતન; a native place or country: (૨) તુર્કોનો મૂળ દેશ; the native or the original country of the Turks: (૩) ગોરાઓનો દેશ; the country of the whites: (૪) ઇંગ્લેન્ડ; England: **વિલાયતી**, (વિ.) ઇંગ્લેન્ડનું કે એને લગતું અથવા ત્યાં બનેલું; of or pertaining to England, made in England: (૨) પરદેશી; foreign: (૩) (લૌકિક) વિચિત્ર, અસાધારણ; (colloq.) strange, wonderful, extraordinary.

**વિલાવું**, (અ. ક્રિ.) કરમાવું; to wither: (૨) ખિન્નતા કે વ્યથાનો ભાવ દર્શાવવો; to express the sentiment of dejection or affliction: (૩) નાશ પામવું; to be destroyed.

**વિલાસ**, (પું.) રમતગમત, આનંદપ્રમોદ; pastime, sport, merriment, enjoyment: (૨) મોજમજા, રંગરાગ, luxuries, amorous or sensual enjoyment: (૩) મોહક અદા કે હાવભાવ; fascinating expressions or gestures.

**વિલાસિની**, (સ્ત્રી) વિલાસી સ્ત્રી; a romantic or amorous woman: (૨) વેશ્યા; a prostitute: (૩) સ્ત્રી; a woman.

**વિલાસી**, (વિ.) વિલાસને વરેલું; wedded to sport and enjoyment: (૨) વિષયી, કામી; sensual, passionate: (પું.) વિષયી કે કામી પુરુષ; a sensual or passionate man: (૨) વિલાસને વરેલો પુરુષ; romantic or amorous man.

**વિલીન**, (વિ.) પીગળીને કે એકરૂપ થઈને લય પામેલું; merged, dissolved (in): (૨) તલ્લીન; engrossed in.

**વિલોકવું**, (સ. ક્રિ.) જોવું, નિરીક્ષણ કરવું; to see, to observe: (૨) તપાસવું; to inspect, to examine.

**વિલોમ**, (વિ.) વિરોધી, ઊલટું; opposite,

reverse. [burrow: (૨) ગુફા; a cave.
**વિવર,** (ન.) છિદ્ર, દર; a hole, a
**વિવરણ,** (ન.) વિવેચન, ટીકા, સમજૂતી; criticism, interpretation, commentary.
**વિવર્ત,** (પું.) ખોટો ખ્યાલ, ભ્રમ; a false notion, an illusion: (૨) રૂપાંતર, પરિવર્તન, ફેરફાર; transformation, change: (૩) વર્તુલાકાર ગતિ; circular motion, whirling.
**વિવશ,** (વિ.) ગભરાયેલું, વ્યાકુળ; confounded, puzzled, excited and unstable: (૨) લાચાર, પરાધીન; helpless, dependent.
**વિવસ્વાન,** (પું.) સૂર્ય; the sun.
**વિવાદ,** (પું.) ચર્ચા, discussion, deliberation: (૨) ચર્ચાસ્પદ બાબત; a controversy: (૩) તકરાર, કજિયો: a dispute, a quarrel: **–ગ્રસ્ત,** (વિ.) તકરારી, વાંધામાં પડેલું; disputed: **વિવાદાસ્પદ,** (વિ.) ચર્ચાસ્પદ, અનિશ્ચિત; controversial, uncertain, undecided. [(૨) લગ્ન; marriage.
**વિવાહ,** (પું.) વેવિશાળ; betrothal:
**વિવિધ,** (વિ.) ઘણાં પ્રકારનું, ભિન્નભિન્ન પ્રકારનું; various, diverse, assorted: **–તા,** (સ્ત્રી.) વૈવિધ્ય; variety, diversity.
**વિવૃત,** (વિ.) ખુલ્લું, ઉઘાડું; open, uncovered, bear: (૨) વિસ્તૃત; extensive: (૩) સ્પષ્ટ; clear.
**વિવેક,** (પું.) સારાસારની સમજણ; discrimination, discretion: (૨) સભ્યતા, સંસ્કારિતા; politeness, culture: (૩) લાજશરમ, લજ્જા; modesty: (૪) શિષ્ટાચાર; etiquette: **–બુદ્ધિ,** (સ્ત્રી.) જુઓ **વિવેક,** (૧): **વિવેકી,** (વિ.) સમજુ, સભ્ય, ઇ.; discreet, polite, modest, etc.
**વિવેચક,** (વિ.) (પું.) વિવેચન કરનાર; a critic, a commentator, an expounder: **વિવેચન,** (ન.) ટીકા, સ્પષ્ટીકરણ, વિગતવાર સમજૂતી; criticism, commentary, expounding, detailed interpretation: **વિવેચના,** (સ્ત્રી.) વિવેચન
**વિશદ,** (વિ.) શુદ્ધ, નિર્મળ; clean, unmixed, pure: (૨) સ્પષ્ટ, સહેલું; distinct, clear, easy: **–તા,** (સ્ત્રી.) નિર્મળતા, સ્પષ્ટતા; purity, clarity.
**વિશાખા,** (ન.) સોળમું નક્ષત્ર; the sixteenth constellation.
**વિશારદ,** (વિ.) (પું.) તજ્જ્ઞ, નિષ્ણાત; a well-versed or expert man: (૨) વિદ્વાન, પંડિત; a learned man, a scholar.
**વિશાલ, વિશાળ,** (વિ.) કદાવર, બહુ મોટું, વિસ્તાર પામેલું; huge, very large, extensive, vast.
**વિશિષ્ટ,** (વિ.) અસાધારણ ગુણો કે લક્ષણોવાળું; peculiar, remarkable: (૨) ધ્યાન ખેંચે એવું; conspicuous: (૩) અસાધારણ, અદ્‌ભુત; extraordinary, wonderful: **–તા,** (સ્ત્રી.) અસાધારણપણું, ખાસિયત, peculiarity, speciality.
**વિશુદ્ધ,** (વિ.) નિર્મળ, પવિત્ર; clean, unmixed, pure, sacred: **–તા, વિશુદ્ધિ,** (સ્ત્રી.) નિર્મળતા, પવિત્રતા; purity, sacredness.
**વિશે,** (અ.) જુઓ **વિષે.**
**વિશેષ,** (વિ.) વધારાનું; additional: (૨) ખાસ, વિશિષ્ટ; special, peculiar: (૩) અસાધારણ; extraordinary.
**વિશેષણ,** (ન.) (વ્યાકરણ) નામનાં ગુણ કે સંખ્યાસૂચક શબ્દ; (gram.) an adjective.
**વિશેષતઃ,** (અ.) ખાસ કરીને, મુખ્યત્વે; especially, particularly, chiefly.
**વિશેષતા,** (સ્ત્રી.) જુઓ **વિશિષ્ટતા:** (૨) તફાવત; difference: (૩) ઉત્કૃષ્ટતા; excellence.
**વિશ્રંભ,** (પું.) ભરોસો, વિશ્વાસ; trust, confidence: (૨) ખાનગી વાત, રહસ્ય; a secret, a mystery.
**વિશ્રામ,** (પું.) આરામ, વિસામો; rest, repose, a pause: (૨) આરામગૃહ; a rest-house, a resting place: **વિશ્રાંતિ,** (સ્ત્રી.) જુઓ **વિશ્રામ** (૧).

**વિશ્લેષ, વિશ્લેષણ,** (ન.) અલગ કે છૂટું પડવું કે પાડવું તે; a disjoining, a separation: (૨) પૃથક્કરણ, મૂળ કે ઘટક દ્રવ્યોને છૂટાં પાડવાં તે; analysis.

**વિશ્વ,** (ન.) બ્રહ્માંડ, સૃષ્ટિ, દુનિયા; the universe, the creation, the world: (વિ.) સમગ્ર; whole, entire: (૨) જુઓ વિરાટ: **-કર્મા,** (પું.) દેવોનો શિલ્પશાસ્ત્રી; the divine architect: (૨) પરમેશ્વર; God: (૩) સુતાર; a carpenter. **-વિદ્યાલય,** (ન.) વિદ્યાપીઠ; a university.

**વિશ્વંભર,** (વિ.) પ્રાણીમાત્રનું પોષણ કરનાર; nourishing or feeding all living beings: (૨) સર્વવ્યાપી; omnipresent: (પું.) ભગવાન વિષ્ણુ; Lord Vishnu.

**વિશ્વંભરા,** (વિ) (સ્ત્રી.) (પ્રાણીમાત્રનું પોષણ કરનારી) પૃથ્વી; the earth (nourishing all living beings).

**વિશ્વાસ,** (પું.) ભરોસો, વિશ્રંભ; trust, confidence, faith: (૨) ખાતરી, પ્રતીતિ; assurance, reliance: **-ઘાત,** (પું.) દગાબાજી, ભરોસે રહેલાને દગો દેવો તે; fraud, breach of trust, betrayal, faithlessness: **-ઘાતી,** (વિ.) (પું.) વિશ્વાસઘાત કરનાર; a betrayer, a treacherous person: **વિશ્વાસુ, -પાત્ર,** (વિ.) ભરોસો રાખવા લાયક, ખાતરીવાળું, આધાર રાખી શકાય એવું; trustworthy, reliable, faithful.

**વિષ,** (ન.) ઝેર; poison, venom.

**વિષણ્ણ,** (વિ.) વ્યથિત, ખિન્ન, ઉદાસ; afflicted, dejected, sad: (૨) નિસ્તેજ, ફીકું, lustreless, pale. [a cobra.

**વિષધર,** (પું.) સાપ, નાગ; a serpent,

**વિષમ,** (વિ.) (કદ, વગેરે) અસમાન; (of size) unequal: (૨) અસમતલ, સપાટ નહિ એવું; not level, not flat: (૩) મુશ્કેલ. કપરું; difficult, tough, hard: (૪) પ્રતિકૂળ; adverse, unfavourable: (૫) અસહ્ય; unbearable (૬)પ્રાણઘાતક; fatal, deadly: (૭) ભયંકર; terrible: (૮) (સંખ્યા) એકી; (of number)odd.

**વિષય,** (પું.) બુદ્ધિગમ્ય પદાર્થ; a perceivable object: (૨) ભોગ્ય પદાર્થ; an object of enjoyment: (૩) વિલાસ, જાતીય સુખ; sexual enjoyment: (૪) અભ્યાસ, ચર્ચા, વગેરેનો બાબત કે વસ્તુ; a subject: (૫) સાહિત્યકૃતિનું વસ્તુ; subject-matter of a literary piece: (૬) મુદ્દો; a point: (૭) હેતુ, ધ્યેય; aim, object: (૮) પ્રદેશ, દેશ; a region, a country: **-ભોગ,** (પું.) જાતીય સુખ; sexual pleasure or enjoyment: **-વાસના,** (સ્ત્રી.) જાતીય સુખ માટેની કામના; passion for sexual enjoyment: **-સુખ,** (ન.) વિષયભોગ: **વિષયી,** (વિ.) કામાતુર; passionate, sensual

**વિષયાંતર,** (ન.) અસંબદ્ધ વિષય પર ઊતરી જવું તે; digression.

**વિષાદ,** (પું.) ખિન્નતા, દિલગીરી, ખેદ; dejection, grief, sadness (૨)નિરાશા; disappointment, despair.

**વિષુવરેખા,** (સ્ત્રી.) **વિષુવવૃત્ત,** (ન.) જુઓ મધ્યરેખા, 'મધ્ય'ના પેટામાં

**વિષે,** (અ.) ના સંબંધમાં; about. in the matter of. [dung.

**વિષ્ટા,** (સ્ત્રી.) મળ, છાણ; excrement,

**વિષ્ટિ,** (સ્ત્રી.) વાટાઘાટો; negotiations.

**વિષ્ણુ,** (પું.) પ્રાણીમાત્રનું પોષણ કરનાર ઈશ્વરનું સ્વરૂપ; Lord Vishnu who nourishes all living beings: (૨) ત્રણ મુખ્ય દેવોમાંના એક; one of the three chief gods: (વિ.) જુઓ વિભુ.

**વિસર્ગ,** (પું.) (સંસ્કૃત ભાષામાં) 'હકાર' જેવા ઉચ્ચાર માટેનું, બે ઊભા બિંદુવાળું (:) ચિહ્ન; the sign (:) (in Sanskrit language) denoting an aspirant pronunciation: (૨) ત્યાગ, વૈરાગ્ય; abandonment, renunciation.

**વિસર્જન,** (ન.) દૂર કરવું કે છોડી દેવું તે;

a discharging, a removal, a leaving or letting off: (૨) વિદાય લેવી કે આપવી તે; a departure, a parting away: (૩) અલગ કરવું, જુદું પાડવું કે વિખેરવું તે; a separating, disjoining, dissolution or dispersion: (૪) ત્યાગ, વૈરાગ્ય; abandonment, renunciation: (૫) સમાપ્તિ, અંત; conclusion, the end.

**વિસંગત,** (વિ.) પ્રતિકૂળ, મેળરહિત, અસંગત, વિસંવાદી; unsuitable, inconsistent, discordant: **વિસંગતિ,** (સ્ત્રી.) અસંગતિ, ઇ.; inconsistency, discordance.

**વિસંવાદ,** (પું.) જુઓ **વિસંગતિ.**

**વિસંવાદી,** (વિ.) જુઓ **વિસંગત.**

**વિસાત,** (સ્ત્રી.) મિલકત, પૂંજી; property, wealth: (૨) મૂલ્ય, કિંમત; worth, value: (૩) મહત્ત્વ; importance: (૪) શક્તિ, તાકાત, ગજું, વીરતા; power, strength, capacity, prowess: (૫) ગણતરી; consideration, reckoning.

**વિસામો,** (પું.) વચ્ચે અલ્પસમય માટે આરામ કરવો તે,વિશ્રાંતિ; a halt or pause for resting: (૨) આરામગૃહ; a rest-house, a resting place.

**વિસારવું,** (સ. ક્રિ.) વીસરી કે ભૂલી જવું; [to forget.

**વિસ્ખલન,** (ન.) ભૂલ, નૈતિક દોષ; an error or mistake, a moral fault.

**વિસ્તરવું,** (અ.ક્રિ.) ફેલાવું, વિસ્તાર પામવો; to spread out, to be extended.

**વિસ્તાર,** (પું.) ફેલાવો; spread, extension: (૨) વિશાળતા; vastness: (૩) વૃદ્ધિ; expansion, increase: (૪) બહોળું કુટુંબ; a large family: **-પૂર્વક,** (અ.) લંબાણથી, વિગતવાર; at length, in details: **-વું,** (સ. ક્રિ.) ફેલાવવું, વધારવું, લંબાવવું; to spread out, to extend, to expand.

**વિસ્તીર્ણ,**(વિ.)વિશાળ; vast, extended.

**વિસ્તૃત,** (વિ.) જુઓ **વિસ્તીર્ણ: (૨)** લંબાણવાળું,વિગતવાર;lengthy,detailed.

**વિસ્ફોટક,** (વિ.) જોરથી કે ધડાકા સાથે ફૂટે અથવા ફોડે એવું; explosive: (પું.) એક પ્રકારનો ચામડીનો ભયંકર ચેપી રોગ, ઉપદંશ, ચાંદી; syphilis.

**વિસ્મય,** (પું.) અજાયબી, આશ્ચર્ય, અચંબો; a wonder, a surprise, an astonishment: (૨) આઘાતજન્ય આશ્ચર્ય; dismay: **-કારક,-કારી,** (વિ.) આશ્ચર્યકારક; surprising, wonderful.

**વિસ્મરણ,** (ન.) **વિસ્મૃતિ,** (સ્ત્રી.) ભૂલી જવું તે, યાદ ન રહેવું તે; forgetting, forgetfulness, oblivion

**વિસ્રંભ,** (પું.) જુઓ **વિશ્રંભ.**

**વિહગ,** (ન.) વિહંગ, પક્ષી, a bird.

**વિહરવું,** (અ. ક્રિ.) લટાર મારવી, આનંદ માટે ફરવું; to stroll, to walk for pleasure: (૨) આનંદપ્રમોદ માણવા, ક્રીડા કરવી; to enjoy, to enjoy sports or amorous pastimes.

**વિહંગ, વિહંગમ,** (ન.) પક્ષી; a bird.

**વિહાર,** (પું.) લટાર મારવી કે આનંદ માટે ફરવું તે; a stroll, a leisurely walk: (૨) આનંદપ્રમોદ, ક્રીડા; merriment, amorous sports: (૩) પર્યટણ; a tour, a journey for pleasure: (૪) બૌદ્ધ કે જૈન મઠ; a Buddhist or Jain monastery: **વિહારી,** (વિ.) ક્રીડા કરનાર, ઇ.; enjoying amorous sports, etc.

**વિહીન, વિહાણું,** (વિ.) રહિત, વિનાનું; devoid or bereft (of).

**વિહ્વલ, વિહ્વળ,** (વિ.) વ્યાકુળ, બાવરું; confounded or puzzled and upset: (૨) વ્યથિત; afflicted: (૩) બેચેન, અશાંત; uneasy: (૪) આતુર; eager: **-તા,** (સ્ત્રી.) વ્યાકુળતા, વગેરે, the state of being puzzled and upset, uneasiness, etc.

**વીખરવું, વીખરાવું,** (અ. ક્રિ.) સમૂહમાથી છૂટું પડવું, વેરાવું; to be dispersed, separated or scattered.

વીગત, (સ્ત્રી.) –વાર, (અ.) જુઓ વિગત.
વીઘું, (ન.) એક પ્રકારનું જમીનનું માપ; આશરે ૩ એકર; a measure of land, about ⅗th of an acre.
વીચિ, વીચી, (પું.) (સ્ત્રી.) તરંગ, મોજું; a wave.
વીછળવું, (સ. ક્રિ.) (વાસણ, વગેરે) પાણીથી સાફ કરવું; (utensils, etc.) to cleanse, to rinse.
વીછી, વીછુ,(પું.) જુઓ વીંછી.
વીછુવા, (પું. બ. વ.) એક પ્રકારનું સ્ત્રીનું પગના અંગૂઠે પહેરવાનું ઘરેણું; a kind of women's ornament worn on the major toe.
વીજ, (સ્ત્રી.) વીજળી, વિદ્યુત, lightning, electricity.
વીજળો, (પું.) જુઓ વીંજણો.
વીજળી, (સ્ત્રી.) વાદળોના સંઘર્ષથી ઉત્પન્ન થતી એક પ્રકારની ભયંકર ભૌતિક શક્તિ; lightning: (૨) વિદ્યુત; electricity.
વીજાણુ, (પું.) વિદ્યુતનો અણુ; an electron.
વીણવું, (સ. ક્રિ.) ઉપાડી લેવું, ચૂંટવું; to pick, to pluck: (૨) ઉપાડીને કે ચૂંટીને ભેગું કરવું; to gather: (૩) પસંદ કરવું; to select: (૪) અનાજ, ઇ.માંથી કચરો, કાંકરા, વગેરે દૂર કરવાં; to remove dirt or small pieces of stone from corn, etc, to clean by picking up dirt, etc.
વીણા, (સ્ત્રી.) તંતુવાદ્ય; a lute.
વીત, (વિ.) ભૂતકાળનું, ગયું રહેલું; past, passed away, gone away: (૨) મુક્ત કરેલું, ત્યાગેલું; liberated, let loose, abandoned, given up: –ક, (ન.) (સ્ત્રી.) વીતેલું કે અનુભવેલું તે; what is past or experienced: (૨) સહન કરેલાં સંકટ; calamities suffered: –રાગ, –રાગી, (વિ.) જુઓ વિરક્ત: –વું,(અ. ક્રિ.) પસાર થવું, ગુજરવું; to pass away, to elapse: (૨) બનવું, થવું; to happen, to take place: (૩) કડવો અનુભવ થવો, દુઃખ સહન કરવું; to have a bitter experience, to suffer misery.

વીથિ, વીથી, (સ્ત્રી.) માર્ગ, રસ્તો; way, path, road. [વીનવવું: to request, to entreat.
વીનવવું, (સ. ક્રિ.) વિનંતિ કે આજીજી
વીફરવું, (અ. ક્રિ.) ગુસ્સાથી નિરંકુશ બનવું; to become uncontrolled because of anger. (૨) ક્રૂર બનવું; to become fierce: (૩) ભયંકર બનવું; to become desperate: (૪) ઉશ્કેરાવું; to be enraged and excited.
વીમો, (પું.) વળતર આપવાની શરતે નુકસાનનું જોખમ, આગ, અકસ્માત, ઇ.ની સામે રકમ આપી લેવાતું રક્ષણ; an insurance: (૨) વીમા અંગેનો કરાર; an insurance policy: (૩) વીમા માટે ભરવાની રકમ કે વીમો હપ્તો; premium to be paid for an insurance: (૪) સાહસ, જોખમ; enterprise, adventure, risk.
વીર, (વિ.) બહાદુર, નીડર, પરાક્રમી; brave, fearless, daring, heroic: (પું.) એવો પુરુષ; a brave man, a hero: (૨) ભાઈ, વીરો; a brother: (૩) એક પ્રકારનું ભૂત, a kind of ghost: (૪) ભગવાન મહાવીર; Lord Mahavir: –તા, (સ્ત્રી.) –ત્વ, (ન.) શૌર્ય, પરાક્રમ; bravery, chivalry, heroism.
વીરડો, (પું.) સૂકા નદીપટમાં પાણી માટે કરેલો ખાડો; a pit made in a dry river-bed for getting water.
વીરણ, વીરણવાળો, (પું.) જુઓ વિરણ.
વીરપસલી, (સ્ત્રી.) બળેવના પર્વ નિમિત્તે, બહેન ભાઈને રાખડી બાંધે છે ત્યારે ભાઈ તરફથી મળતી ભેટ; a present received by a sister from her brother when she ties an auspicious thread round his arm on the coconut day.
વીરાંગના, (સ્ત્રી.) શૂરવીર સ્ત્રી; a brave or heroic woman.
વીરો, (પું.) ભાઈ; a brother.
વીર્ય, (ન.) શુક્ર, ધાતુ; semen: (૨) શૌર્ય,

બળ, શક્તિ; bravery, heroism, chivalry, strength, vitality: (૩) પુરુષત્વ; virility: **-વંત, -વાન,** (વિ.) શૂરવીર, પરાક્રમી, પુરુષત્વવાળું; brave, heroic, virile: **-હીન,** (વિ.) બાયલું, અશક્ત; cowardly, impotent, weak.

**વીલાં,** (ન. બ. વ.) સમૂહમાં રહેતાં પક્ષીઓ; birds living in flocks.

**વીલું,** (વિ.) ધણીધોરી વિનાનું; ownerless: (૨) ભટકતું, રઝળતું, wandering, stray.

**વીલું,** (વિ.) ભોંઠું પડેલું અને ફીકું; crestfallen, abashed and pale.

**વીશ, વીસ,** (વિ.) '૨૦'; '20', twenty.

**વીશી, વીસી,** (સ્ત્રી.) વીશનો સમૂહ; a collection of twenty.

**વીશી,** (સ્ત્રી.) ધંધાદારી ભોજનાલય કે પથિકાશ્રમ; an eating house, a hotel, an inn.

**વીસરવું,** (સ. ક્રિ.) ભૂલી જવું; to forget.

**વીંખવું,** (સ. ક્રિ.) જુઓ **પીંખવું.**

**વીંછી, વીંછુ,** (પું.) પૂંછડીના આંકડાથી ડંખ મારતું એક પ્રકારનું ઝેરી જંતુ; a scorpion: (૨) વૃશ્ચિક રાશિ; scorpio, the eighth sign of the Zodiac: **વીંછીડો, વીંછુડો,** (પું.) વીંછી.

**વીંછુવા,** (પુ. બ. વ.) જુઓ **વીછુવા.**

**વીંજણું, વીંઝણું,** (ન.) એક પ્રકારનું સુતારનું ઓજાર; a kind of carpenter's tool.

**વીંજણો,** (પુ.) પંખો, મોટો અને પહોળો પંખો; a fan, a big and broad fan.

**વીંઝવું,** (સ. ક્રિ.) હવામાં જોરથી ફેરવવું કે ઘુમાવવું; to turn or wave in air forcefully, to brandish.

**વીંટલી,** (સ્ત્રી.) **વીંટલો,** (પુ.) એક પ્રકારનું સ્ત્રીઓનું નાકનું ઘરેણું; a kind of women's ornament worn on the nose.

**વીંટલો,** (પું.) જુઓ **વીંટો.**

**વીંટવું,** (સ. ક્રિ.) લપેટવું; to wrap: (૨) ગોળાકાર લપેટવું; to wrap round.

**વીંટાળવું,** (સ. ક્રિ.) જુઓ **વીંટવું.**

**વીંટી,** (સ્ત્રી.) આંગળી પર પહેરવાનું કડી જેવું ઘરેણું; an ornamental ring.

**વીંટો,** (પું.) કોઈ પણ ગોળાકાર લપેટેલાં વસ્તુ કે આકાર; a roll, a wrapped round bundle.

**વીંઢારવું,** (સ. ક્રિ.) જુઓ **વેંઢારવું.**

**વીંધ,** (ન.) કાણું, વેહ, (ઓજાર, વગેરેનું) કાણું કે નાકું; a hole, a bore, a hole or an eye of a tool, etc.: **-ણી,** (સ્ત્રી.) **-ણું,** (ન.) વીંધ પાડવાનું ઓજાર; a tool for boring or making holes.

**વીંધવું,** (સ. ક્રિ.) કાણું પાડવું; to bore: (૨) ભોંકવું; to pierce, to prick.

**વૂઠવું,** (સ. ક્રિ.) વરસવું; to rain.

**વૃક,** (ન.) વરુ; a wolf.

**વૃક્ષ,** (ન.) ઝાડ; a tree.

**વૃત્ત,** (ન.) આચરણ, વર્તન; behaviour, conduct: (૨) એક પ્રકારનો છંદ; a kind of metre: (૩) વર્તુળ; a circle: (૪) સમાચાર, માહિતી, અહેવાલ; news, information, a report, an account: (૫) બનાવ, પ્રસંગ; an event, an incident: **-ખંડ,** (પું.) વર્તુળનો ભાગ; a segment (of a circle).

**વૃત્તાંત,** (પુ.) સમાચાર, માહિતી; news, information: (૨) અહેવાલ, a report, an account: (૩) વર્ણન, a description, a narration.

**વૃત્તિ,** (સ્ત્રી.) માનસિક વલણ કે ઝોક; inclination of the mind, tendency: (૨) સ્વભાવ; temperament, nature: (૩) આચરણ, વર્તન; behaviour, conduct: (૪) વિવેચન, ટીકા; criticism, commentary, interpretation: (૫) વ્યવસાય; profession: (૬) નિર્વાહ, આજીવિકા; maintenance, livelihood: (૭) સાહિત્યશૈલી; literary style: (૮) અર્થનું સૂચન કરવાની શબ્દની શક્તિ; the force or power of a word for suggesting meaning.

**વૃથા,** (અ.) નિષ્ફળતાપૂર્વક, ફોગટ; fruitlessly, in vain.

**વૃદ્ધ,** (વિ.) ઘરડું; old (in age): (૨)

વડીલ; elderly: -ત્વ, (ન.) **વૃદ્ધાવસ્થા,** (સ્ત્રી.) ઘડપણ; oldage: **વૃદ્ધા,** (વિ) (સ્ત્રી.) ઘરડી સ્ત્રી; an old woman.
**વૃદ્ધિ,** (સ્ત્રી.) વિકાસ, વધારો; growth, increase: (૨) આબાદી; prosperity.
**વૃશ્ચિક,** (પું.) જુઓ **વીંછી, વીંછુ.**
**વૃષ,** (પું.) સાંઢ, આખલો; a bull.
**વૃષણ,** (પું.) (ન) નરદેહના બે અંડોમાંનો એક; a testicle.
**વૃષભ,** (પું.) સાંઢ, બળદ, આખલો; an ox, a bull: (૨) વૃષભ રાશિ, Taurus, the second sign of the Zodiac.
**વૃષલ,** (પું) શૂદ્ર; a Shudra, a member of the lowest caste: (૨) અધમ, પાપી માણસ; mean and sinful person.
**વૃષ્ટિ,** (સ્ત્રી) વરસાદ; rain, shower.
**વૃંદ,** (ન.) સમૂહ, ટોળુ; a multitude, a group. [sacred plant, the basil.
**વૃંદા,** (સ્ત્રી) તુલસીનો છોડ; a kind of
**વેકળો,** (પુ.) નાનું ઝરણું; a small stream.
**વેખવું,** (સ. ક્રિ) જોવું, નિરીક્ષણ કરવું; to see, to observe.
**વેગ,** (પું.) ગતિનું પ્રમાણ, ઝડપ; speed, velocity: (૨) જોસ, જુસ્સો; vigour, force: (૩) ડંખીલી પીડા; biting or stinging pain: (૪) જુલમ, ત્રાસ; tyrrany, oppression, harassment.
**વેગળું,** (વિ.) દૂર રહેલું કે આવેલું; lying at a distance, distant: (૨) અલગ, જુદું, ભિન્ન; separate, different.
**વેગી, વેગીલું,** (વિ.) ઝડપી, વેગવાળું; fast, speedy.
**વેચવાલ,** (વિ.) વેચવાની વૃત્તિવાળું; inclined to sell: (૨) (વાયદા બજાર) મંદી થશે - ભાવ ઘટશે - એમ માનનાર; (forward market) bearishly inclined.
**વેચવું,** (સ. ક્રિ.) to sell, to vend.
**વેચાણ,** (ન.) વેચવુ કે વેચાવું તે; sale: -ખત, (ન.) વેચવાનો કરાર; a sale-deed.
**વેચાણિયું,** (વિ.) ખરીદેલું; purchased: વેચાણયોગ્ય, જેની માગ હોય એવું; saleable, marketable.
**વેજા,** (સ્ત્રી.) ધ્વજ, ધજા, ધજા જેવું નિશાન; a flag, a standard: (૨) ઉપાધિ; trouble: (૩) સંતતિ; progeny.
**વેઠ,** (સ્ત્રી.) અવૈતનિક, સખત મજૂરી; unpaid forced labour: (૨) કંટાળાજનક, લાભરહિત પરિશ્રમ, વૈતરું; drudgery: (૩) ભાર, બોજો; burden: (૪) ઉપાધિ, ચિંતા, પંચાત; trouble, anxiety, botheration.
**વેઠવું,** (સ. ક્રિ.) સહન કરવું, ખમવું; to suffer, to endure: (૨) સહિષ્ણુતા દાખવવી; to tolerate, to bear wisely.
**વેઠિયો,** (પું.) વેઠ કરનારો; an unpaid forced worker or labourer.
**વેડફવું,** (સ. ક્રિ.) દુર્વ્યય કે બગાડ કરવો; to waste: (૨) બગાડવું; to spoil.
**વેડમી,** (સ્ત્રી.) પૂરણપોળી; sweet bread.
**વેડવું,** (સ. ક્રિ.) વેડીથી ફળ, ઇ. ઉતારવાં કે તોડવાં; to pluck fruits, etc. with the help of a bamboo-stick fitted with a bag.
**વેડાંગ,** (પું.) ઘોડો, અશ્વ; a horse.
**વેડી,** (સ્ત્રી.) ઝાડ પરથી નીચે ન પડે એ રીતે ફળો તોડવા માટેનાં એક છેડે ઝોળીવાળાં વાંસ કે લાંબી લાકડી; a bamboo or long stick fitted with a bag at one end for plucking fruits without letting them fall from trees: **વેડો,** (પું.) a person collecting or plucking fruits in that way.
**વેઢ,** (પું.) જુઓ વેઢો: (૨) ત્રણ કે એથી વધારે આંટાવાળી તારની વીંટી; an ornamental ring of wire having three or more turns.
**વેઢમી,** (સ્ત્રી.) જુઓ **વેડમી.**
**વેઢો,** (પું.) હાથનાં આંગળાનાં સાંધા પરનો કાપો; one of the cuts on a finger-joint or knuckle.
**વેણ,** (સ્ત્રી.) કપાસનો છોડ; a cotton-plant

**વેણ**, (સ્ત્રી.) પ્રસૂતિની વેદના; pain of delivering child.
**વેણ**, (ન.) જુઓ **વચન.**
**વેણિ, વેણી**, (સ્ત્રી) અંબોડો, ચોટલો; a braid of hair: (૨) અંબોડામાં રાખવાનો ફૂલનો ગોટો; a bunch of flowers worn or kept on a braid of hair.
**વેણુ, વેણુકા**,(સ્ત્રી.)બંસરી, વાંસળી; a flute
**વેત**, (પું.) જુઓ **વેંત.**
**વેતન**, (ન.) પગાર, મહેનતાણું; salary, remuneration.
**વેતર**, (ન.) (ઢોરનું) એક વારનાં જણતરનાં બચ્ચાં; (of cattle) young-ones born of a single delivery.
**વેતરણ**, (સ્ત્રી.) વેતરવાની ક્રિયા; the act of cutting cloth for tailoring: (૨) યોગ્ય વ્યવસ્થા, જોગવાઈ, તજવીજ; proper arrangements, provision.
**વેતરવું**, (સ. ક્રિ.) સીવવા માટે કાપડને માપ પ્રમાણે કાપવું; to cut cloth for tailoring: (૨) યોગ્ય વ્યવસ્થા કે ગોઠવણ કરવાં; to make proper arrangements: (૩) જોગવાઈ કરવી, to provide: (૪) મૂર્ખાઈભર્યું વર્તન કરવું, બાફી મારવું; to act or behave foolishly.
**વેતસ**, (પું.) (ન ) નેતર; a cane.
**વેતા**, (પુ. બ. વ.) વ્યાવહારિક ડહાપણ, સમજણશક્તિ, બુદ્ધિ; practical wisdom, power to understand, intellect: (૨) આવડત, ચાલાકી; skill, cleverness.
**વેતાલ, વેતાળ**, (પું.) ભૂત કે પિશાચ; ghost or evil spirit: (૨) શબમાં વાસ કરતું ભૂત; a ghost occupying a corpse: (૩) ભૂતોનો રાજા, the king of ghosts: (૪) દરવાન; a door-keeper.
**વેત્તા**, (પું.) અમુક વિષયનો નિષ્ણાત કે જાણકાર; an expert or knower of certain subject.
**વેત્ર**, (ન.) જુઓ **વેતસ**: (૨) છડી, લાકડી; mace, stick, staff.
**વેદ**, (પું.) જ્ઞાન, આધ્યાત્મિક જ્ઞાન; knowledge, spiritual knowledge: (૨) વ્યવસ્થિત જ્ઞાન; systematic knowledge.
**વેદના**, (સ્ત્રી.) પીડા, વ્યથા; pain, affliction.
**વેદવું**, (સ. ક્રિ.) જાણવું, જ્ઞાન મેળવવું; to know, to attain knowledge.
**વેદાંગ**, (ન.) વેદોની ૭ શાખાઓમાંની કોઈ એક, any one of the six branches of the Vedas.
**વેદાંત**, (ન.) વેદોમાંથી ફલિત થતુ તત્ત્વજ્ઞાન; the Vedic philosophy: (૨) વેદોનો અંતિમ ભાગ, ઉપનિષદો, the concluding part of Vedas, Upanishads.
**વેદિ, વેદિકા**, (સ્ત્રી.) હવન કરવા માટે તૈયાર કરેલો કુંડ કે ઓટલો; an(sacrificial) altar.
**વેદિયું**, (વિ.) વેદોનું અભ્યાસી કે જાણકાર; having studied or well-versed in the Vedas:(૨)ભણેલું કે વિદ્વાન પરતુ મૂર્ખ; foolish even though educated or learned.
**વેદી**, (સ્ત્રી.) જુઓ **વેદિ.**
**વેધ**, (પું.) કાણું, છિદ્ર, વેહ; a hole, a bore: (૨) ઘોંચવું કે વીંધવું તે; thrusting or piercing: (૩) આકાશી પદાર્થોનું નિરીક્ષણ; observation of heavenly bodies: (૪) ઘડતર, સુતારકામ કે ચણતરનો તાત્વિક દોષ, technical fault in construction, carpentry or building construction: (૫) દોષ, ખામી; fault, defect: (૬) જખમ; a wound: (૭) અગવડ; inconvenience: (૮) ઈર્ષા, દ્વેષ; envy, malice, grudge. (૯) તિરસ્કાર, ધિક્કાર; contempt, hatred: (૧૦) ધૂન, લગની; whim, craze.
**વેધક**, (વિ.) વીંધતું, ઘોંચાતું; piercing, thrusting: (૨) તીક્ષ્ણ, ઉગ્ર; sharp, subtle, intense.
**વેધવું**, (સ. ક્રિ.) કાણું કે વેહ પાડવાં; to bore: (૨) વીંધવું; to pierce: (૩) ઉગ્ર અસર કરવી; to affect intensely.
**વેધશાલા, વેધશાળા**, (સ્ત્રી.) an observatory.
**વેન**, (ન.) બળદગાડી; a bullock-cart.
**વેપાર**, (પું) trade, commerce, busi-

ness: **વેપારી**, (પું.) a trader, a businessman, a shop-keeper.

**વેર**, (ન.) વૈમનસ્ય, દુશ્મનાવટ; hostility, enmity: (૨) કિન્નો, અંટસ; grudge, revenge: **–ભાવ**, (પું.) વેર. [upto.

**વેર**, (અ.) અમુક મર્યાદા સુધી, લગી; till,

**વેરણ**, (વિ.) (સ્ત્રી.) વેરી (સ્ત્રી); (a) hostile, revengeful or inimical (woman).

**વેરણ**, (ન.) વેરવું કે વેરાવું તે; scattering or being scattered: **–ખેરણ**, **–છેરણ**, (અ.) scattered irregularly, disorderly: **–વિખેર**, (અ.) વેરણછેરણ.

**વેરવું**, (સ. ક્રિ.) છૂટું છૂટું કે ફેલાવો થાય એમ મૂકવું કે ફેંકવું; to scatter: (૨) ફેલાવવું, પાથરવું; to spread: (૩) (લૌકિક) છૂટા હાથે વાપરવું; (colloq.) to spend freely.

**વેરાગ**, (પું.) જુઓ **વિરક્તિ**: **–ણ**, (સ્ત્રી.) સંન્યાસી સ્ત્રી; a female ascetic: **વેરાગી**, (પું.) સંન્યાસી; an ascetic.

**વેરાન**, (વિ.) ઉજ્જડ, નિર્જન; desolate, uninhabited.

**વેરાવું**, (અ.ક્રિ.) 'વેરવું'નું કર્મણિ, વીખરાવું, અલગ અલગ ફેંકાવું; to be scattered.

**વેરી**, (વિ.) વેરભાવ રાખતું; inimical, hostile: (પુ.) દુશ્મન; an enemy.

**વેરે**, (વિ.) (લગ્ન કે વેવિશાળ) સાથે, જોડે; (marriage or betrothal) with, to: (૨) જેમ, પેઠે; like. [octroi duty.

**વેરો**, (પું.) કર, જકાત; a tax, a toll, an

**વેલ, વેલી**, (સ્ત્રી.) લતા; a creeper.

**વેલણ**, (ન.) a rolling-pin, an instrument for rolling bread, cakes, etc.

**વેલબુટ્ટી**, (સ્ત્રી.) **વેલબુટ્ટો**, (પું.) a design of a flower plant, creeper, etc. for embroidery, etc.

**વેલા, વેળા**, (સ્ત્રી.) સમય, સમયગાળો; time, period: (૨) વિલંબ; delay: (૩) ઋતુ; a season: (૪) વાણી; speech: (૫) સમુદ્રકિનારો, a seashore: (૬) મર્યાદા; limit: (૭) અવસર, ખાસ પ્રસંગ; a special event or occasion: (૮) અગવડ; inconvenience: (૯) મુશ્કેલી; difficulty.

**વેલુ, વેળુ**, (સ્ત્રી.) રેતી; sand.

**વેલો**, (પું.) મોટી વેલ, જુઓ વેલ: (૨) પેઢીઓનો ક્રમ, વંશપરંપરા; sequence of generations, the family line.

**વેલ્લો**, (પું.) સ્ત્રીઓ માટેનું કાનનું આભૂષણ; ear-ornament for women.

**વેવલાઈ**, (સ્ત્રી.) દોઢડહાપણ; over-wisdom: (૨) ચંચળતા અને મૂર્ખાઈ; sentimentalism and folly: (૩) મૂર્ખાઈભરી વાચાળતા; foolish loquacity

**વેવલાં**, (ન. બ વ.) જુઓ **વલખાં**.

**વેવલું**, (વિ.) દોઢડાહ્યું; overwise: (૨) ચંચળ અને મૂર્ખ. sentimental and foolish: (૩) મૂર્ખ અને વાચાળ; foolishly loquacious.

**વેવાઈ**, (પું.) (સ્ત્રી. **વેવાણ**), પુત્ર કે પુત્રીનો સસરો; the father-in-law of one's son or daughter.

**વેવિશાળ**, (ન.) સગાઈ; betrothal.

**વેશ, વેષ**, (પું.) પોશાક, પહેરવેશ; dress, costume, attire: (૨) પોતાની જાતને છુપાવવા માટેનો કૃત્રિમ પહેરવેશ; disguise: **–ધારી**, (વિ.) (પું.) disguised, cheat.

**વેશ્યા**, (સ્ત્રી.) ગણિકા; a prostitute.

**વેષ્ટન**, (ન.) વીંટાળવું કે ઢાંકવું તે; the act of wrapping or covering: (૨) ઢાંકણ; a wrapper, a cover.

**વેસર, વેસરી**, (સ્ત્રી.) નાકની વાળી, નથ; an ornamental nose-ring.

**વેહ**, (ન.) જુઓ **વીંધ**: (૨) દર; a burrow.

**વેળ**, (સ્ત્રી.) આંકડી, તાણ; convulsion: (૨) ગૂમડું, ઇ.ની પીડાથી સાથળના મૂળમાં થતી ગાંઠ; a tumour at the upper joint of the thigh caused by the pain of a skin boil, etc.: (૩) ધૂન, તરંગ, a whim.

**વેળ**, (સ્ત્રી.) જુઓ **વેળા, વેલા**: (૨) જુવાળ, ભરતી; a tide.

**વેળા**, (સ્ત્રી.) જુઓ **વેલા**.

**વેળુ**, (સ્ત્રી.) જુઓ **વેલુ**.

**વેંગણ, વેંગણું,** (ન.) રીંગણું, વંતાક; brinjal: **વેંગણી,** (સ્ત્રી.) a brinjal plant.
**વેંઢારવું,** (સ. ક્રિ.) અનિચ્છાએ, અગવડ વેઠીને જવાબદારી સ્વીકારવી, સાચવવું કે સાથે રાખવું; to accept responsibility, to take care of or keep with oneself unwillingly or with inconvenience.
**વેંત, વેત,** (પું.) યોગ્ય વ્યવસ્થા, જોગવાઈ, તજવીજ; proper arrangement, provision: (૨) લાગ, અનુકૂળ તક કે સમય; proper opportunity.
**વેંત,** (સ્ત્રી.) the span: **વેંતિયું,** (વિ.) અતિશય ઠીંગણું; extremely dwarfish.
**વૈકલ્પિક,** (વિ.) વિકલ્પવાળું, અનિશ્ચિત; optional, uncertain.
**વૈકુંઠ,** (ન.) ભગવાન વિષ્ણુનું નિવાસસ્થાન; heavenly abode of Lord Vishnu: **-નાથ, -પતિ,** (પુ.) Lord Vishnu.
**વૈખરી,** (સ્ત્રી.) વાણીના ચાર પ્રકારોમાંની ચોથા, છેલ્લા પ્રકારની વાણી; the fourth or the last of the four types of speech: (૨) સ્પષ્ટ, અસ્ખલિત વાણી; distinct and fluent speech.
**વૈચિત્ર્ય,** (ન) વિચિત્રતા, વિશિષ્ટતા; strangeness, queerness, peculiarity.
**વૈજયંતિ,** (સ્ત્રી.) માળા; a garland: (૨) ધ્વજ, ધજા; a flag or banner: (૩) કાળા તુલસીનો છોડ; the sacred black basil.
**વૈજ્ઞાનિક,** (વિ.) શાસ્ત્રીય, પદ્ધતિસરનું; scientific, systematic: (પું.) વિજ્ઞાનશાસ્ત્રી; a scientist.
**વૈઢ,** (પું.) અતિશય ઠંડી વગેરેથી પડતો હાથપગની ચામડી પરનો વાઢ; a cut on the palm or sole caused by excessive cold.
**વૈઢું,** (ન.) કઠોળનો ફણગો, ફૂટેલો દાણો, વરડું; a sprouted grain of pulse.
**વૈતરું,** (ન.) જુઓ વેઠ (૨) મહેનતાણું; wages, remuneration.
**વૈતરો,** (પું.) વેઠ કરનાર; a drudge: (૨) મજૂર; a labourer.
**વૈતાલ, વૈતાળ,** (પું.) જુઓ **વેતાલ.**
**વૈદ, વૈદ્ય,** (પું.) રોગનિવારણ શાસ્ત્રનો તજ્જ્ઞ; a physician, a doctor: **-ક,** (ન.) રોગનિવારણ શાસ્ત્ર; the medical science: **વૈદકીય,** (વિ.) medical.
**વૈધર્મ્ય,** (ન) અસમાનતા; dissimilarity: (૨) નાસ્તિકતા; atheism.
**વૈધવ્ય,** (ન.) રંડાપો; widowhood.
**વૈપલ્ય,** (ન.) વિપુલતા; abundance.
**વૈમનસ્ય,** (ન.) જુઓ **વેર, વેરભાવ:** (૨) ખિન્નતા, ગમગીની; dejection, sadness.
**વૈયક્તિક,** (વિ.) વ્યક્તિગત, અંગત, individual, personal.
**વૈયાકરણ, વૈયાકરણી,** (વિ.) વ્યાકરણનું કે એને લગતું; grammatical: (પું.) વ્યાકરણશાસ્ત્રી; a grammarian.
**વૈર,** (ન.) **વૈરભાવ,** (પું.) જુઓ **વેર.**
**વૈરાગ,** (પું.) જુઓ **વિરક્તિ: વૈરાગી,** (વિ.) (પું.) જુઓ **વેરાગી: વૈરાગ્ય,** (પું) (ન) [વિરાગ.
**વૈરી,** (વિ.) (પું.) જુઓ **વેરી.**
**વૈવસ્વત,**(પું.)જુઓ **મનુ:** (૨) યમ, Yama.
**વૈવાહિક,** (વિ.) વેવિશાળ કે લગ્નનું; matrimonial.
**વૈવિધ્ય,** (ન) વિવિધતા, variety, [diversity.
**વૈશાખ,** (પું.) the seventh month of the Vikram Year.
**વૈશ્ય,** (પું.) પ્રાચીન ભારતના ચાર સામાજિક વર્ગોમાંનો ત્રીજો; the third of the four social classes of ancient India: (૨) ખેતી, પશુપાલન અને વેપાર કરતો વર્ગ; the agricultural and the commercial class.
**વૈશ્વાનર,** (પું.) અગ્નિ, અગ્નિદેવ; fire, fire as a god: (૨) જઠરાગ્નિ; the digestive fire: (૩) પરમેશ્વર; God
**વૈષમ્ય,** (ન.) ભેદ, તફાવત, વિષમતા, અસમાનતા; difference, dissimilarity.
**વૈષ્ણવ,** (વિ.) ભગવાન વિષ્ણુનું કે એમને

લગતું; of or pertaining to Lord Vishnu: (વિ) (પું) વિષ્ણુનું અનુયાયી; a follower of Lord Vishnu: (૩) એ નામનો હિંદુધર્મનો સંપ્રદાય કે એનો અનુયાયી; a cult of Hinduism so named, or a follower of that cult.

**વોકળો,** (પું.) નાનું ઝરણું, વેકળો; a small stream.

**વોળાવવું,** (સ. ક્રિ.) જુઓ **વળાવવું.**

**વોળાવિયો,** (પુ.) જુઓ **વળાવિયો.**

**વોંકળો,** (પું.) જુઓ **વોકળો.**

**વ્યક્ત,** (વિ.) જણાવેલું, પ્રદર્શિત; stated, exhibited, displayed: (૨) ખુલ્લું, સ્પષ્ટ, દેખીતું; open, clear, evident, manifest: (૩) સાકાર; embodied.

**વ્યક્તિ,** (સ્ત્રી.) આસામી, માણસ; an individual, a person: (૨) પ્રદર્શન, પ્રગટીકરણ, expression, exhibition manifestation: **–ગત,** (વિ. વૈયક્તિક, અંગત; individual, personal: **–ત્વ,** (ન.) વ્યક્તિગત પ્રતિભા; individuality.

**વ્યગ્ર,** (વિ.) બાવરું અને વ્યાકુળ; agitated and confounded:(૨)મૂંઝાયેલું; puzzled (૩) ખિન્ન, વ્યથિત; dejected, afflicted: (૪) અસ્થિર; unsteady: (૫) બેચેન; uneasy: **–તા,** (સ્ત્રી) વ્યાકુળતા, ઇ.; dejection, mental confusion, uneasiness, etc.

**વ્યતિક્રમ,** (પુ.) ઉલ્લંઘન, ભંગ; violation, transgression, infringement: (૨) અડચણ,નડતર, વિઘ્ન; obstacle, impediment, hindrance: (૩) જુઓ **વિપર્યાસ.**

**વ્યતિરેક,** (પું.) ગેરહાજરી, અભાવ; absence, non-existence: (૨)અલગતા, ભેદ, ભિન્નતા; separation, difference: (૩) ઉત્કૃષ્ટતા; excellence:(૪)ભાષાલંકાર; figure of speech.

**વ્યતીત,** (વિ) (સમય, વગેરે) ગયેલું, પસાર થયેલું; (time, etc.) gone, elapsed.

**વ્યતીપાત,** (પું.) જ્યોતિષશાસ્ત્રનો અશુભ યોગ; an inauspicious aspect of astrology: (૨) દુર્ભાગ્ય, આફત, વ્યથા; misfortune, calamity, affliction: **વ્યતિપાતિયું,** (વિ.) અશુભ, અપશુકનિયાળ; inauspicious: (૨) આફતકારક; calamitous: (૩)તોફાની; mischievous.

**વ્યથા,** (સ્ત્રી) માનસિક ત્રાસ; affliction: (૨) ગમગીની, શોક; sadness, grief: (૩) પીડા, દુઃખ; pain, misery.

**વ્યભિચાર,** (પું.) વિકૃત આચરણ, કાર્ય કે પ્રવૃત્તિ; perverse behaviour, act or activity. (૨) અનૈતિક જાતીય સંબંધ; immoral sexual relation, adultery: (૩) નીતિહીનતા; immorality: (૪) શારીરિક, માનસિક કે આધ્યાત્મિક વિકાસને અવરોધે એવું કોઈ પણ કૃત્ય; any act thwarting physical,mental or spiritual progress: (૫) આત્માના અવાજની ઉપેક્ષા, disregard of the inner voice: **વ્યભિચારિણી,**(વિ.)(સ્ત્રી.) ચારિત્રહીન સ્ત્રી; an immoral woman: **વ્યભિચારી,** (વિ.) (પું.) ચારિત્રહીન પુરુષ; an immoral or adulterous man.

**વ્યય,** (પું.) વપરાશ, વાપર, ખરચ; use, consumption, expense.

**વ્યર્થ,** (વિ.) નકામું, નિષ્ફળ, useless, vain, futile: (અ.) મિથ્યા, ફોગટ; uselessly, in vain, fruitlessly.

**વ્યવસાય,** (પું) પ્રવૃત્તિ, ધંધો, ઉદ્યોગ; activity, profession, occupation: (૨) નિશ્ચય; determination:**વ્યવસાયી,** (વિ.) professional, etc.

**વ્યવસ્થા,** (સ્ત્રી.) યોગ્ય ગોઠવણ, સંચાલન; proper arrangement, management, organisation: **–પક,** (પું.) સંચાલક; a manager, an organiser: **વ્યવસ્થિત,** (વિ.) પદ્ધતિસરનું, વ્યવસ્થાવાળું; systematic, well-managed:

**વ્યવહાર,** (પું.) અરસપરસની સામાજિક પ્રવૃત્તિ; mutual social activities or

dealings: (૨) આપવા લેવાનો સામાજિક સંબંધ, social relation of give and take: (૩) સામાજિક સંબંધ; social relation: (૪) વેપાર, ધંધો; business, commerce: (૫) વર્તણૂક, આચરણ; behaviour, conduct: (૬) રૂઢિ, રિવાજ; tradition, custom: (૭) ધીરધારનો કે શરાફી ધંધો; money-lending or banking business: **-કુશળ, -દક્ષ,** (વિ.) વ્યવહારિક બાબતોમાં ડાહ્યુ કે ચાલાક, practical, wise or clever in social dealings or affairs: **વ્યવહારુ, વ્યવહાર્ય,** (વિ.) વ્યવહારયોગ્ય, વ્યવહારમાં મૂકી શકાય એવું; practicable, feasible, fit for social or worldly activities.

**વ્યષ્ટિ,** (સ્ત્રી.) વ્યક્તિ, individual

**વ્યસન,** (ન) ટેવ, આદત; a habit, a bad habit: (૨) માદક પદાર્થો, ઇ.નું સેવન કરવાની લત; addiction to narcotics, etc: (૩) ઉપાધિ, આફત, દુઃખ, trouble, calamity, misery: (૪) વિનાશ, પાયમાલી; destruction, ruin: (૫) વ્યાપક હાનિ કે ખુવારી; widespread loss or calamity: **વ્યસની,** (વિ.) addicted.

**વ્યસ્ત,** (વિ.) વિખેરાયેલું, વેરાયેલું; dispersed, scattered: (૨) અલગ કે જુદું પડેલું; separated, disjoined (૩) વહેંચેલું; distributed: (૪) (ગણિત) ઊલટા ક્રમનું; (maths.) inverse.

**વ્યંગ,** (વિ.) અપંગ; crippled: (૨) કટાક્ષયુક્ત, ગર્ભિત અર્થવાળું, આડકતરી રીતે સૂચિત, satirical, ironical, suggested indirectly, implied: (ન.) કટાક્ષયુક્ત વિધાન, વક્રોક્તિ; a satire: **વ્યંગાર્થ,** (પું.) આડકતરી રીતે સૂચિત કે કટાક્ષયુક્ત અર્થ, indirectly suggested or satirical meaning.

**વ્યંગ્ય,** (વિ.) જુઓ **વ્યંગ** (૨): (ન.) જુઓ **વ્યંગ: વ્યંગ્યાર્થ,**(પું.) જુઓ **વ્યંગાર્થ.**

**વ્યંજન,** (પું.) જેનો સ્વતંત્ર રીતે અર્થાત્ સ્વરની મદદ વિના ઉચ્ચાર ન થઈ શકે એવો મૂળાક્ષર; a consonant: (ન.) ચિહ્ન, નિશાન, a mark, a sign: (૨) ગુહ્યાંગ; a private part or organ of the body: (૩) છદ્મવેશ; a disguise.

**વ્યંજન,** (પું.) પંખો; a fan.

**વ્યંજના,** (સ્ત્રી.) શબ્દની વ્યંગાર્થ સૂચવવાની શક્તિ; a word's power or force for suggesting a satire or implied meaning.

**વ્યંડલ, વ્યંડળ,** (પું.) હીજડો, નપુંસક; a eunuch, an impotent man.

**વ્યાકરણ,** (ન.) ભાષાશુદ્ધિશાસ્ત્ર; grammar: **-કાર,** (પું.) વૈયાકરણ; a grammarian.

**વ્યાકુલ, વ્યાકુળ,** (વિ.) જુઓ **વ્યગ્ર: -તા,** (સ્ત્રી.) જુઓ **વ્યગ્રતા.**

**વ્યાખ્યા,** (સ્ત્રી.) શબ્દ, વસ્તુ, બાબત કે ભાવનો અર્થ સંપૂર્ણ રીતે સમજાય એવું વર્ણન; definition, elucidation: (૨) વિગતવાર કે સંપૂર્ણ અર્થ, ટીકા; detailed or complete explanation or elucidation, criticism, commentary: **-તા,** (પું.) ભાષણ કરનાર, વક્તા; a lecturer, a speaker: **-ન,** (ન.) ભાષણ, સંબોધન, a lecture, an address, a speech: (૨) વિસ્તૃત પ્રતિપાદન; detailed exposition or proof.

**વ્યાઘાત,** (પું.) અડચણ, હરકત, વિઘ્ન; obstacle, impediment, hindrance: (૨) પ્રતિકાર, પ્રતિક્રિયા: resistance, reaction: (૩) વિરોધ; opposition.

**વ્યાઘ્ર,** (પું.) વાઘ; a tiger.

**વ્યાજ,** (ન) interest: (૨) છેતરપિંડી, દગો; deceit, fraud: (૩) ખોટું કારણ, બહાનું, an excuse, a pretext: **-ખાઉ,** (વિ.)ધીરધારનું વ્યવસાયી; doing money-lending business: (૨) જુઓ **વ્યાજખોર: -દ, -ધ,** (સ્ત્રી.) નાણાંનો ઉપયોગ ન થતાં નુકસાન થાય તે; loss of interest

because of money remaining unused: **-ખોર,** (વિ.) આકરા વ્યાજે ધીરધાર કરનારું; resorting to usury: **-ખોરી,** (સ્ત્રી.) આકરા વ્યાજે ધીરધાર કરવી તે; usury. **-મુદ્દલ,** (ન.) વ્યાજ સાથેની મૂળ થાપણ: capital and interest: **-વટંતર,** (ન.) ધીરધારનો તેમજ શરાફી વટાવ વગેરેનાં ધંધા કે આવક; the business or income of money lending or banking on commission basis.

**વ્યાજુ, વ્યાજુકું,** (વિ.) વ્યાજના ધોરણનું; of the standard or basis of interest.

**વ્યાધ,** (પું.) શિકારી, પારધી; a hunter.

**વ્યાધિ,** (પું.) રોગ; a disease: (૨) બીમારી. a sickness.

**વ્યાપ,** (પું.) ફેલાવો, પ્રસાર; spread, pervasion: (૨) વિસ્તાર; extent: **-ક,** (વિ.) બહોળા વિસ્તારમાં પ્રસરેલું કે ફેલાયેલું; widespread: (૩) સમગ્ર; entire: (૪) સર્વગ્રાહી; comprehensive: **-કતા,** (સ્ત્રી.) બહોળા વિસ્તારમાં ફેલાયેલું હોવું તે; extensive pervasion, omnipresence, comprehensiveness: **-વું,** (સ. ક્રિ.) બહોળા વિસ્તારમાં ફેલાવું કે પ્રસરવું; to pervade extensively or everywhere, to occupy extensively: (અ. ક્રિ.) વિસ્તરવું; to extend.

**વ્યાપાર,** (પું.) ક્રિયાશીલતા, પ્રવૃત્તિ; activity, movement: (૨) વેપાર, ધંધો, વ્યવસાય; trade, business, profession, occupation: (૩) ઉદ્યોગ; industry: **વ્યાપારી,** (પું.) વેપારી; a businessman, a merchant.

**વ્યાપી,** (વિ.) (બહુધા સમાસને અંતે) જુઓ **વ્યાપક;** (mostly at the end of compounds).

**વ્યાપ્ત,** (વિ.) પ્રસરેલું, ફેલાયેલું; spread, pervaded: **વ્યાપ્તિ,** (સ્ત્રી.) વ્યાપવું તે, spread, pervasion.

**વ્યામોહ,** (પું.) ભ્રમ, ભ્રાંતિ; illusion: (૨) મૂંઝવણ, ગભરાટ; perplexity: (૩) અજ્ઞાન; ignorance: (૪) આશ્ચર્ય અને ભય; dismay: (૫) મોહ; infatuation.

**વ્યાયામ,** (પું.) કસરત; physical exercise, gymnastics: **-શાળા,** (સ્ત્રી.) કસરતશાળા; a gymnasium.

**વ્યાલ, વ્યાળ.** (પું.) સાપ; a serpent: (૨) વાઘ, ચિત્તો; a tiger, a leopard.

**વ્યાવહારિક,** (વિ.) વ્યવહારને લગતું, વહેવારુ· of or pertaining to social intercourse or dealings, practical.

**વ્યાસ,** (પું.) જાડાઈ કે પહોળાઈ; thickness or breadth: (૨) વિસ્તાર; extent: (૩) (ગણિત) વર્તુળના કેન્દ્રમાંથી પસાર થતી અને એના પરિઘને બે બાજુએ સ્પર્શતી રેખા; a diameter: **-પીઠ,** (સ્ત્રી.) (ન.) ભાષણ કરનાર ઉપદેશક, કથાકાર, ઇ.ને બેસવાનો ઊંચો મંડપ; a platform or high seat for lecturer, preacher. etc.

**વ્યાસંગ,** (પું.) મહાવરો, practice: (૨) અભ્યાસ; study: (૩) ઉગ્ર સાધના; intense pursuit: (૪) આસક્તિ; attachment: (૫) ભક્તિભાવ; devotion: **વ્યાસંગી,** (વિ.) વ્યાસંગવાળું; habituated, devoted, studious, attached, etc.

**વ્યુત્ક્રમ,** (પું.) ઊલટો કે વિરોધી ક્રમ; inverse or opposite order: (૨) ઉલ્લંઘન; transgression: (૩) ગોટાળો, અવ્યવસ્થા; confusion, disorder.

**વ્યુત્પત્તિ,** (સ્ત્રી.) (વ્યાકરણ) શબ્દની મૂળ ઉત્પત્તિ; etymology, derivation: (૨) દક્ષતા, પ્રાવીણ્ય; expertness, proficiency: (૩) વિદ્વત્તા; learning.

**વ્યૂહ,** (પું.) લશ્કરની કુનેહયુક્ત ગોઠવણી: skilful arrangement of the army.

**વ્યોમ,** (ન.) આકાશ; the sky.

**વ્રજ,** (ન.) શ્રીકૃષ્ણની જન્મભૂમિ ગોકુળ, વૃંદાવન, ઇ.; the birth place of Shri Krishna-Gokul, Vrundavan, etc.: (૨) ગોવાળોનું ગામ; a village

inhabited by cowherds: (પું.) સમૂહ; a collection, a group, a multitude.

**વ્રજવું**, (અ. ક્રિ.) જવું; to go.

**વ્રણ**, (પું.) (ન.) જખમ; wound: (૨) ઘારું, નારું; an ulcer, a skinboil, a fistula.

**વ્રત**, (ન.) a moral or religious vow: **-ચર્યા**, (સ્ત્રી.) વ્રતનું પાલન; implementation or observance of such a vow.

**વ્રીડા**, (સ્ત્રી.) લજ્જા, શરમ; modesty, bashfulness, shame.

**વ્રીહિ**, (પું.) ચોખાનો દાણો; a grain of rice: (૨) ચોખા; rice.

## શ

**શ**, (પું.) ગુજરાતી મૂળાક્ષરનો ત્રીસમો વ્યંજન, ચાર ઉષ્માક્ષરોમાંનો પ્રથમ; the thirtieth consonant of the Gujarati alphabet, the first of the four sibilants.

**શક**, (પું.) શંકા, વહેમ; doubt, suspicion.

**શક**, (પું.) યુગ, સંવત; an era, an epoch: **-પ્રવર્તક**, **-વર્તી**, (વિ.) નવો યુગ કે સંવત શરૂ કરનારું, યાદગાર; establishing a new era or epoch, epoch-making, memorable.

**શકટ**, (ન.) ગાડું; bullock-cart, cart.

**શકતું**, (ન.) અનાજનો પોલો દાણો; a hollow grain of corn: (૨) કેળનું થડિયું કે ઠૂંઠું; a stump of a plantain tree: (૩) કૂચો, થૂથો; loose fibres of a brush, rope, etc.

**શકદાર**, (વિ.) સંશયાત્મક (માણસ); suspected (person).

**શકમંદ**, (વિ.) શંકાયુક્ત, અચોક્કસ, અનિશ્ચિત; doubtful, suspicious, uncertain, undecided: (૨) ભેદી, ગૂઢ; mysterious.

**શકરટેટી**, (સ્ત્રી.) જુઓ **શક્કરટેટી**, 'શક્કર'માં.

**શકરપારો**, (પું.) જુઓ **શક્કરપારો**, 'શક્કર' માં.

**શકરિયું**, (ન.) જુઓ **શક્કરિયું**, **'શક્કર'માં.**

**શકરો**, (પું.) બાજ; a hawk, a falcon.

**શકવું**, (અ. ક્રિ.) શક્તિમાન થવું; to be able: (૨) સંભવિત હોવું; to be possible.

**શકાર**, (પું.) આબાદી, prosperity: (૨) ગુણ, લાયકાત; merit, worth: (૩) સ્વાદ, લિજ્જત; taste, zest: (૪) શ્વાસ, દમ; breath

**શકુન**, (ન.) જુઓ **શુકન**: (૨) પક્ષી; a bird.

**શકુનિ**, (ન.) પક્ષી; a bird: (૨) ગીધ; a vulture.

**શકુંત**, (ન.) પક્ષી; a bird: (૨) મોર; a peacock.

**શકોરું**, (ન.) માટીનું પાત્ર; an earthen pot: (૨) ભિક્ષાપાત્ર; a begging bowl.

**શક્કર**, (સ્ત્રી.) સાકર, ખાંડ; crystal sugar, sugar: **-ટેટી**, (સ્ત્રી.) મોટા કદનું મીઠું ફળ; a musk-melon: **-પારો**, (પું.) તળેલી મીઠાઈ; fried sweet.

**શક્કરિયું**, (ન.) મીઠું, ખાદ્ય કંદ; sweet, edible root.

**શક્કલ**, (સ્ત્રી.) ચહેરો, ચહેરાનો ભાવ, સ્વરૂપ, વ્યક્તિત્વ; face, expression of the face, countenance.

**શક્કાદાર**, **સક્કાદાર**, (વિ.) સુડોળ, સુંદર ચહેરાવાળું; having a well-shaped and charming face: (૨) આકર્ષક, મોહક, ભપકાદાર; fascinating, grand, pompous.

**શક્કો**, (પું.) ચહેરો, સુડોળ, સુંદર ચહેરો; face, well-shaped, charming face: (૨) શણગારનો ભપકો; ornamental pomp or grandeur: (૩) અધિકાર, વર્ચસ્વ; authority, sway.

**શક્તિ**, (સ્ત્રી.) તાકાત, બળ, strength: (૨) સામર્થ્ય, જુસ્સો; ability, power, force: (૩) આદ્ય માતા, મુખ્ય દેવી; the Divine Mother, the chief goddess: (૪) અસ્ત્ર; a kind of missile: **-પૂજક**, (વિ.) (પું.) દેવીનો

અભાવ, ઇંદ્રિયનિગ્રહ; absence of passions, control over the senses: –તા, (સ્ત્રી.) શમ (૨) ધૈર્ય, ખંત; patience, perseverance: –ન, (ન.) શાંત થવું કે પાડવું તે, પીડા, ઉગ્રતા, ઇ. શમાવવું તે, pacification, tranquillising, allaying: (૨) નાશ, અંત; destruction, end: –વું, (અ. ક્રિ.) શાંત પડવું, પીડા, કે ઉગ્રતા ઓછાં થવાં; to be pacified, to be tranquillised, to be relieved of pain, etc.: (૨) નાશ થવો, અંત આવવો; to be destroyed, to end.

**શમશમવું**, (અ. ક્રિ.) શમવું, શાંત પડવું: to become calm, to be pacified: (૨) નિશ્ચેષ્ટ થવું; to become motionless.

**શમશેર**, (સ્ત્રી.) તલવાર; a sword.

**શમળી, શમડી, સમળી, સમડી,** (સ્ત્રી.) a kite.

**શમા**, (સ્ત્રી) મીણબત્તી; a candle: (૨) બત્તી, દીવો; a lamp.

**શમિયાનો**, (પું.) તંબુ; a tent.

**શમી**, (સ્ત્રી) ખીજડો, a kind of tree.

**શયતાન**, (પું.) ઈશ્વર સામે બંડ કરનાર એક દેવદૂત; Satan: (૨) બદમાશ, લુચ્ચો, ધુતારો, a rascal, a rogue: **શયતાનિયત**, (સ્ત્રી.) બદમાશી, ઇ.; roguery, rascality.

**શયદા**, (વિ.) તરંગી, ઘેલું, ગાંડું, whimsical, mad: (૨) પ્રેમઘેલું; mad with love.

**શયન**, (ન.) નિદ્રા લેવી તે; sleeping: (૨) પથારી; a bed: –ખંડ, (પું.) –ગૃહ, (ન.) સૂવાનો ઓરડો; a bed-room.

**શય્યા**, (સ્ત્રી.) પથારી; a bed.

**શર**, (ન.) બાણ; an arrow.

**શરણ**, (ન.) રક્ષણ; protection: (૨) આશ્રય; shelter, refuge: **શરણાગત**, (વિ.) વર્ચસ્વ કે તાબેદારી સ્વીકાર્યા હોય એવું, yielded, surrendered: **શરણાગતિ**, (સ્ત્રી) આજ્ઞાંકિતપણું, શરણે આવવું તે; submission, surrender: **શરણાર્થી**, (વિ.) (પું.) a refugee.

**શરણાઈ**, (સ્ત્રી.) મોટા પાવા જેવું વાદ્ય; musical instrument similar to a big flute.

**શરણું**, (ન.) જુઓ **શરણ**.

**શરત**, (સ્ત્રી) સ્પર્ધા; a race, a competition: (૨) હોડ; a bet, a wager: (૩) કરાર; an agreement: (૪) કરાર, ઇ. ની જોગવાઈ, બોલી; a term, a condition: **શરતી**,(વિ.) conditional.

**શરદ**, (સ્ત્રી) ચોમાસાનો અંત અને શિયાળાની શરૂઆતની ઋતુ, the season marking the end of the monsoon and the beginning of winter: (૨) વર્ષ; an year.

**શરદી**, (સ્ત્રી.) (હવામાન) ઠંડી, ભેજ; (weather) cold, moisture, dampness: (૨) રોગ તરીકે ઠંડી; cold as a disease.

**શરબત**, (પું.) (ન.) ઠંડું, મધુર પીણું; cold, sweet drink, syrup.

**શરબતી**, (વિ.) આછા રંગનું; of light colour: (૨) મોહક, આકર્ષક (આંખો); charming, fascinating(eyes): (સ્ત્રી.) બારીક કાપડ; fine cloth.

**શરમ**, (સ્ત્રી.) લાજ, મર્યાદા; modesty: (૨) સંકોચ; bashfulness. (૩) ભોંઠપ; shame: (૪) પ્રતિષ્ઠા, આબરૂ, fame, prestige: (૫) નામોશી; disgrace: (૬) કલંક; blot, stigma: **શરમાવવું**, (સ. ક્રિ.) "શરમાવું"નું પ્રેરક. (૨) શરમાવીને સમજાવવું કે લાભ ઉઠાવવો; to persuade or profit by making ashamed: **શરમાવું**, (અ. ક્રિ.) લજ્જિત થવું; to blush: (૨) ભોંઠું પડવું; to be crestfallen: (૩) સંકોચ અનુભવવો; to be out of countenance: **શરમાળ**, (વિ.) સંકોચશીલ; bashful, shy: **શરમિંદું**, (વિ.) લજ્જિત, તોર ઉતરેલું; ashamed, crestfallen.

**શરવું**, (ત્રિ.) જુઓ **સરવું**, (૧) અને (૨).

**શરસડો**, (પું.) જુઓ **શિરીષ**.

**શરાદ્ધિયાં, શરાધિયાં**, (ન. બ. વ.) મૃત પિતૃઓનો તર્પણ કરવાના, ભાદરવા માસના

છેલ્લા સોળ દિવસ; the last sixteen days of the Bhadrapada when offerings are made to the dead forefathers.

**શરાફ,** (પું.) નાણાવટી, ધીરધારને વ્યવસાયી; a banker, a professional money-lender: **-ત,** (સ્ત્રી.) વ્યવહારુ પ્રામાણિકતા; honesty in social dealings: (૨) સૌજન્ય, સભ્યતા; culture, politeness: (૩) લાયકાત; fitness: **શરાફી,** (વિ.) શરાફનું; of a banker: (૨) વિશ્વાસપાત્ર, આધારભૂત, ચોકસાઈવાળું, ચોક્કસ; trustworthy, reliable, precise, certain: (સ્ત્રી.) નાણાવટું; banking.

**શરાબ,** (પુ.) મદ્ય, દારૂ; wine, liquor: **-ખોરી, -બાજી,** (સ્ત્રી.) છાકટાપણું, drunkenness: **શરાબી,** (વિ.) (પુ.) દારૂડિયો; a drunkard.

**શરાવ, શરાવલું,** (ન.) જુઓ **શકોરું.**

**શરાસન,** (ન.) બાણ; a (shooting)bow.

**શરિયત,** (સ્ત્રી) કુરાન કથિત ધાર્મિક અને સામાજિક નિયમો; religious and social rules laid down by holy Kuran.

**શરીક,** (વિ.) ભાગીદારીના ધોરણનું, ભાગીદારીવાળું; based on partnership, having partnership. (પું.) ભાગીદાર, હિસ્સેદાર; a partner, a sharer.

**શરીફ,** (વિ.) ખાનદાન, કુળવાન; belonging to a noble family: (૨) માનનીય, પ્રતિષ્ઠિત; respectable, reputed: (પું.) નગરશેઠ; a sheriff.

**શરીર,** (ન.) કાયા, દેહ, the body, the physical frame: **-ધારી,** (વિ.) શરીરી; embodied: **-રચના,** (સ્ત્રી.) anatomy: **-સંપત્તિ,** (સ્ત્રી.) સ્વાસ્થ્ય, તંદુરસ્તી; health: (૨) શારીરિક બળ કે શક્તિ; physical strength or power: **-સંબંધ,** (પું.) લગ્નસંબંધ, જાતીયસબંધ; marriage relation, sexual relation: **શરીરી,** (વિ.) embodied, corporeal: (પું.) જીવાત્મા; embodied soul.

**શરૂઆત,** (સ્ત્રી.) આરંભ; a beginning, a commencement: (૨) પહેલ; the courage or power to start a new thing.

**શર્કરા,** (સ્ત્રી.) જુઓ શક્કર.

**શર્વ,** (પું.) ભગવાન શંકર; Lord Shiva.

**શર્વરી,** (સ્ત્રી.) રાત્રિ; night.

**શલભ,** (ન.) તીડ; a locust.

**શલાકા,** (સ્ત્રી.) સળી a thin stick or rod: (૨) દાક્તરની જખમ, ઇ. તપાસવાની સળી; a doctor's probe: (૩) (ચિત્રકામ, ઇ. માટેની) પીંછી; a (painter's) brush.

**શલાવડું,** (ન.) જુઓ **શકોરું.**

**શલ્ય,** (ન.) તીર, an arrow: (૨) કાંટો; a thorn: (૩) પીડા, વ્યથા; pain, affliction.

**શલ્યા,** (સ્ત્રી.) જુઓ શિલા

**શશ, શશક,** (પું.) (ન.) સસલું; a hare, a rabbit.

**શશધર, શશાંક, શશી,** (પું.) ચંદ્ર; the moon.

**શસ્ત્ર,** (ન.) હથિયાર, a weapon: **-ક્રિયા,** (સ્ત્રી.) વૈદકીય વાઢ કાપ; surgery, surgical operation: **શસ્ત્રાસ્ત્ર,** (ન.બ.વ.) weapons and missiles.

**શસ્ય,** (ન.) અનાજ, corn, grain

**શહીદ,** (વિ.) (પું.) હુતાત્મા; martyr: **શહાદત, શહીદી,** (સ્ત્રી.) કુરબાની, martyrdom.

**શઊર,** (ન.) ઉમંગ, હોંશ; enthusiasm: (૨) ઝંખના; ardent desire or longing: (૩) જ્ઞાન, જાણકારી, આવડત; knowledge, skill.

**શહેનશાહ,** (પું.) સમ્રાટ; an emperor: **-ત,** (સ્ત્રી.) સામ્રાજ્ય; an empire: **શહેનશાહી,** (વિ.) બાદશાહી; imperial: (૨) અતિશય ભવ્ય; extremely grand: (સ્ત્રી.) શહેનશાહત.

**શહેર,** (ન.) નગર; a city: **શહેરી,** (વિ.) શહેરનું; urban: (પું.) શહેરનિવાસી; an inhabitant of a city: (૨) નાગરિક; a citizen.

**શળ,** (પું.) જુઓ **સળ.**

**શળી,** (સ્ત્રી.) જુઓ **સળી.**

**શંકર,** (પું.) ભગવાન શિવ, મહાદેવ; Lord Shiva.

**શંકા,** (સ્ત્રી.) સંદેહ, શક; suspicion, doubt: (૨) વહેમી માન્યતા; superstition: (૩) કુદરતી હાજત; a nature's call (for urinating, etc.): **-વું,** (અ. ક્રિ.) શક કે સંદેહ હોવો; to be suspicious, to doubt: (૨) શરમાવું; to be ashamed or bashful: **-શીલ,** (વિ.) વહેમી, doubting, suspicious: **-સ્પદ,** (વિ.) અનિશ્ચિત; doubtful, uncertain: **શંકિત,** (વિ.) શંકાશીલ, અવિશ્વાસુ; suspicious, distrustful: (૨) ભયભીત, afraid, frightened.

**શંકુ,**(ન.)cone:(૨)દસ અબજ;ten billion.

**શંખ,** (પું.) a conch: (૨) આંગળીના ટેરવા પરનું એવું નિશાન; such a sign on a finger-tip: (૩) (લૌકિક) જડ, મૂર્ખ,(colloq.)an idiot, block-head.

**શંખજીરું,** (ન.) સફેદ પથ્થર કે એનો સુંવાળો ભૂકો; a soapstone or its soft powder.

**શંખણી,** (સ્ત્રી.) વઢકણી અને નિર્લજ્જ સ્ત્રી, કર્કશા, quarrelsome and shameless woman, a shrew. [જુઓ **શંખ.**

**શંખલી,** (સ્ત્રી.) **શંખલો,**(પું.)નાનો શંખ,

**શંખિની,** (સ્ત્રી.) જુઓ **શંખણી.**

**શંઢ,** (પું.) જુઓ **વ્યંઢળ.**

**શંભુ,** (પું.) જુઓ **શંકર.**

**શંભુમેળો,** (પું.) જુદીજુદી જાતનાં લોકો, વસ્તુઓ, ઇ.નો ઢંગધડા વિનાનો સમૂહ; a disorderly collection or crowd of various people or things.

**શાક,** (ન.) ખાદ્ય લીલોતરી, કંદ, વગેરે (મહદંશે રાંધવાના), edible vegetable, kitchen herb.

**શાકણ, શાકણી,** (સ્ત્રી.) જુઓ **શાકિની.**

**શાકાહાર,** (પું.) કેવળ વનસ્પતિ કે અન્નનો આહાર, અહિંસક આહાર; vegetarian diet, vegetarianism, non-violent diet: **શાકાહારી,** (વિ) vegetarian.

**શાકિની,** (સ્ત્રી.) ડાકણ; witch.

**શાખ,** (સ્ત્રી.) આબરૂ, પ્રતિષ્ઠા; credit, reputation: (૨) ભરોસો, વિશ્વાસ; trust, faith: (૩) પ્રમાણ, સાબિતી; testimony, proof: (૪) અટક; surname.

**શાખા,** (સ્ત્રી.) ડાળી; a branch (of a tree) (૨) વ્યાપારી પેઢી, ઇ.નો પેટા વિભાગ, વિભાગ, a branch, a division: **-મૃગ,** (પું.) વાંદરો; a monkey.

**શાગરિત, શાગરિદ, શાગિર્દ,** (પું.) શિષ્ય, ચેલો; a pupil, a disciple: (૨) મદદગાર; a helper, assistant: (૩) ગુના વગેરેમાં મદદગાર; a partisan.

**શાઠ્ય,** (ન.) જુઓ **શઠતા.**

**શાણ,** (પું.) કસોટીનો પથ્થર, a touch-stone.

**શાણકું,** (ન.) જુઓ **શકોરું**

**શાણપ,** (સ્ત્રી.) **શાણપણ,** (ન.) વિવેકબુદ્ધિ, ડહાપણ, ચતુરાઈ; discreetness,wisdom.

**શાણું,** (વિ.) ડાહ્યું, વિવેકબુદ્ધિવાળું; wise, discreet. (૨) વ્યવહારકુશળ; practical.

**શાતા,** (સ્ત્રી.) શાંતિ, નિરાંત; peace, repose, quietude: (૨) શમન; pacification: (૩) તૃપ્તિ; satiation.

**શાદી,** (સ્ત્રી.) લગ્ન; marriage.

**શાન,** (સ્ત્રી.) દેખાવ, પ્રતિભા, છટા; appearance, glory, gracefulness: (૨) રીતભાત; manners, fashion: (૩) ભપકો; pomp, grandeur: **-દાર,** (વિ.) ભપકાદાર, દેખાવડું, આકર્ષક કે રીતભાતવાળું; pompous, grand, good-looking, fashionable: (૨) સુડોળ, સુંદર, well-shaped, beautiful: (૩) પ્રતિભાશાળી; glorious.

**શાપ,** (પું.) બદદુવા; a curse: **શાપિત,** (વિ.) cursed.

**શાબાશ, સાબાશ,** (અ.) આનંદ સાથે પ્રશંસાનો ઉદ્ગાર, વાહ! ધન્ય! કમાલ કરી!; an exclamation of joy and praise: bravo! well-done! **શાબાશી** (સ્ત્રી.) પ્રશંસા,ધન્યવાદ,praise,congratulation.

**શાબ્દિક,** (વિ.) શબ્દનું કે એને લગતું, of or pertaining to a word: (૨) (અર્થનું) સ્થૂળ; (of meaning) literal: (૩) મૌખિક; oral, verbal.

**શામક**, (વિ.) શમન કરનારું; pacifying, tranquillising, allaying.
**શામળું**, (વિ.) કાળું; black: (૨) કાળા વાનનું; of dark complexion.
**શામિયાનો**, (પું.) તબૂ; a tent.
**શામિલ**, (વિ.) સંબદ્ધ, સંબંધિત, joined, attached, related: (૨) સંડોવાયેલું; involved: (૩) સમાવિષ્ટ; included.
**શાયર**, (પુ.) કવિ; a poet: (૨) વિદ્વાન; a learned man. **શાયરી**, (સ્રી.) કાવ્યકળા, poetic art
**શાર**, (પું.) કાણું, છિદ્ર, વેહ; hole, bore: **–ડી**, (સ્રી) **–ડો**, (પું.) gimlet: (૨) કૂવા, ઇ.મા શારકામ કરવું તે; boring.
**શારદા**, (સ્રી.) જ્ઞાનની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી; Sarasvati, goddess of learning.
**શારવું**, (સ. ક્રિ.) છિદ્ર કે વેહ પાડવાં; to make a hole, to bore: (૨) (લૌકિક) મહેણું મારવું; to taunt. [corporeal.
**શારીરિક**, (વિ) શરીરનું, પાર્થિવ; bodily,
**શાર્દૂલ**, (પું.) વાઘ; a tiger.
**શાલ**, (પું.) સાગનું ઝાડ; the teak tree.
**શાલ**, (સ્રી.) ઊનની સુંવાળી, કીમતી કામળી; soft, precious woollen blanket.
**શાલા, શાળા**, (સ્રી.) ઘર, મકાન; a house, a building: (૨) નિશાળ, કેળવણી કેંદ્ર, a school, an educational institution. [rice.
**શાલિ**, (સ્રી ) ડાંગર, paddy, unhusked
**શાલિગ્રામ**, (પું.) ભગવાન વિષ્ણુની મૂર્તિ તરીકે પૂજાતો નાનો, ગોળ પથ્થર, small. round stone worshipped as the idol of Lord Vishnu.
**શાલિહોત્ર**, (પુ.) ઘોડો, a horse: (૨) જાનવરોનું વૈદકશાસ્ત્ર, the veterinary science **શાલિહોત્રી**, (પું.) a veterinary (esp. of horses) doctor
**શાલ્મલિ**, (પું.) (ન.) શીમળો, tree which gives silk like soft cotton.
**શાવ, શાવક**, (પું.) (ન.) કોઈ પ્રાણી કે જાનવરનું બચ્ચું; a young one of an animal. [ever-lasting, permanent.
**શાશ્વત**, (વિ.) અનંત, નિત્ય; eternal,
**શાસક**, (પું.) શિક્ષા કરનાર; a punisher, a chastiser: (૨) શાસન કરનાર, સૂબો; a ruler, a governor.
**શાસન**, (ન.) શિક્ષા, સુધારણા; punishment, correction, reform: (૨) અમલ, વર્ચસ્વ, રાજ્ય; rule, sway, government: (૩) આજ્ઞા, આદેશ; order, command: (૪) શિખામણ, ઉપદેશ; advice, admonition: **–તંત્ર**, (ન.) રાજ્યતંત્ર; government.
**શાસ્ત્ર**, (ન.) તાત્વિક કે ધાર્મિક ગ્રંથ; a scripture: (૨) વિજ્ઞાન, વ્યવસ્થિત જ્ઞાન; science, systematic knowledge: **–કાર**, (પું.) શાસ્ત્ર રચનાર; an author of a scripture: **–જ્ઞ**, (વિ.) (પું.) શાસ્ત્રો જાણનાર; (a person) well-versed in scriptures or philosophy: **શાસ્ત્રાર્થ**, (પું.) શાસ્ત્રો વિષેની ચર્ચા, શાસ્ત્રના અર્થની ચર્ચા; discussion about scriptures or their meanings: **શાસ્ત્રી**, (પું.) જુઓ **શાસ્ત્રજ્ઞ**.
**શાસ્ત્રીય**, (વિ.) શાસ્ત્રોનું કે એને લગતું; of or pertaining to scriptures: (૨) વ્યવસ્થિત, વૈજ્ઞાનિક; systematic, scientific.
**શાહ**, (પું.) શહેનશાહ, an emperor: (૨) જુઓ **શરાફ**: (૩) સજ્જન; a gentleman, an honest man.
**શાહમૃગ**, (ન.) an ostrich.
**શાહી**, (વિ.) રજવાડી, શહેનશાહી, royal, imperial: **–વાદ**, (પું.) સામ્રાજ્યવાદ; imperialism. [blotting paper.
**શાહી**, (સ્રી.) ink: **–ચૂસ**, (પુ.) a
**શાહુકાર**, (પું.) જુઓ **શરાફ**. (૨) જુઓ **શાહ**: **શાહુકારી**, (સ્રી ) શાહુકારપણું, સૌજન્ય, ઇ., banking, money lending business, honesty, culture, etc.
**શાહુડી, સાહુડી**, (સ્રી.) a porcupine.

**શાહેદ,** (પું.) સાક્ષી પૂરનાર, પુરાવો રજૂ કરનાર; a witness, one who gives proof or evidence.
**શાહેદી,** (સ્ત્રી.) શાહેદ. (૨) સાબિતી, પુરાવો, સાક્ષી; proof, evidence, testimony.
**શાળ, શાળી,** (સ્ત્રી.) જુઓ **શાલિ.**
**શાળા,** (સ્ત્રી.) જુઓ **શાલા.**
**શાંત,** (વિ.) ઉશ્કેરાટ કે ગભરાટ વિનાનું, સ્થિર, શમન પામેલું; quiet, unmoved, peaceful, cool and collected, pacified **શાંતિ,** (સ્ત્રી.) ઉશ્કેરાટ કે ગભરાટનો અભાવ, સ્થિરતા, શમન, તૃપ્તિ; mental coolness, stability, pacification, satiation: (૨) ધૈર્ય, ખંત, ધીરજ; perseverance, patience: (૩) આરામ; rest: **શાંતિમય,** (વિ.) શાંત; peaceful.
**શાર્ંગ,** (પું.) (ન) ધનુષ્ય; a (shooting) bow: (૨) ભગવાન વિષ્ણુનું ધનુષ્ય; Lord Vishnu's bow. [countenance.
**શિકલ,** (સ્ત્રી.) ચહેરો, ચહેરાનો ભાવ; face,
**શિકસ્ત,** (સ્ત્રી.) હાર, પરાજય; defeat.
**શિકાયત,** (સ્ત્રી.) ફરિયાદ; a complaint: (૨) ભૂલ કે દોષ કાઢવાં તે; fault-finding.
**શિકાર,** (પું.) મૃગયા; hunting, sport: (૨) પારધ; game, prey: (૩) (લૌકિક) ભોગ; (colloq.) a prey, a victim.
**શિકારવું,** (સ ક્રિ.) (હૂંડી, ઇ.) સ્વીકારવું; to accept or honour (cheque, draft, etc.)
**શિકારી, શિકારુ,** (વિ.) શિકારનું કે એને લગતું; of or pertaining to hunting: (૨) શિકાર પર નભતું, subsisting on hunting: (પું.) પારધી; a hunter.
**શિક્કલ,** (સ્ત્રી.) જુઓ **શિકલ.**
**શિકકે,** (અ.) સાથે, સહિત, સુધ્ધાં; with, along with, inclusively.
**શિક્ષક,** (પું.) **શિક્ષિકા,** (સ્ત્રી) શિક્ષણ આપનાર; શિક્ષણ આપવાનો વ્યવસાયી; a teacher, a professional teacher.
**શિક્ષણ,** (ન.) કેળવણી, ભણતર; education, teaching, learning: (૨) ઉપદેશ, બોધ; admonishment, instruction.
**શિક્ષા,** (સ્ત્રી.) ઉપદેશ, બોધ, શિખામણ; admonishment, instruction, advice: (૨) જ્ઞાન; knowledge: (૩) શિક્ષણ; education, teaching: (૪) સજા; punishment.
**શિક્ષિત,** (વિ.) ભણેલું, કેળવણી લીધી હોય એવું; literate, educated.
**શિખર,** (ન.) પર્વતની ટોચ; a peak: (૨) ટોચ, મથાળું; a top, a summit.
**શિખરિણી,** (પુ.) છંદ; metre.
**શિખવણી,** (સ્ત્રી.) ખોટી ઉશ્કેરણી, ભંભેરણી; instigation. [(૨) ભંભેરવું; to instigate.
**શિખવાડવું,** (સ. ક્રિ.) શીખવવું, to teach:
**શિખંડ,** (પું.) ઘટ્ટ દહીં અને ખાંડની સ્વાદિષ્ટ વાની; a tasteful dish of thick curds and sugar.
**શિખા,** (સ્ત્રી.) ચોટલી; a tuft, a pigtail: (૨) કલગી, છોગું; a crest, a plume: (૩) જ્યોત; a flame of a lamp.
**શિખાઉ,** (વિ.) શીખતું; learning: (૨) અજમાયશી; probationary: (૩) બિનઅનુભવી; inexperienced.
**શિખામણ,** (સ્ત્રી.) ઉપદેશ, બોધ, સલાહ; admonition, instruction, counsel.
**શિગરામ,** (ન) બે બળદોથી ખેંચાતું, છત્રવાળું આરામપ્રદ વાહન; a comfortable, covered vehicle drawn by two bullocks.
**શિથિલ,** (વિ.) ઢીલું પડેલું, નરમ; loose, slackened: (૨) નબળું, અશક્ત; weak: (૩) ધીમું, મંદ; slow: (૪) થાકેલું; tired: **–તા,** (સ્ત્રી) શિથિલપણું, ઢીલાશ, [looseness.
**શિફારસ,** (સ્ત્રી.) જુઓ **સિફારસ.**
**શિબિકા,** (સ્ત્રી) પાલખી; a litter, a palanquin [a camp.
**શિબિર,** (સ્ત્રી.) તંબૂ; a tent: (૨) છાવણી;
**શિયળ,** (ન.) સ્ત્રીનું પાતિવ્રત્ય, પતિ પ્રત્યેનો ભક્તિભાવ; a woman's chastity, devotion to husband
**શિયાવિયા,** (વિ.) ઝંખવાણું કે ભોંઠું પડેલું;

abashed or crestfallen: (૨) બાવરું; દિગ્મૂઢ બનેલું; disconcerted, puzzled, dismayed, bewildered.

**શિયાળ,** (પું.) (સ્ત્રી.) **-ળું, શિયાળિયું,** (ન.) a fox, a jackal.

**શિયાળુ,** (વિ.) (પાક, ઇ.) શિયાળામાં થતું કે પાકતું; (crops, etc.) grown or produced in winter: (૨) (પવન, હવામાન) અતિશય ઠંડું; (wind, weather) very cold, wintry.

**શિયાળો,** (પું.) ઠંડીની ઋતુ, winter.

**શિર,** (ન) માથું, the head: (૨) મથાળું, ટોચ; a summit, a top: (૩) આગળનો ભાગ, the front: **-સ્છત્ર, -છત્ર,** (ન.) માથાના ઢાંકણ કે રક્ષણ; a covering or protection for the head: (૨) વાલી, વડીલ, પાલક, a guardian, a protector: **-શ્છેદ,** (પું.) beheading: **-જોર,** (વિ.) માથાભારે, દાદાગીરી કરતું; head-strong, bullying: **-જોરી,** (સ્ત્રી.) માથાભારેપણું, દાદાગીરી; the state of being head-strong, bullying, imperiousness: **-તાજ,** (પું.) મુગટ; a crown: (૨) વાલી; a guardian: (૩) ઉપરી; a superior (officer): **શિરસાવંદ્ય,** (વિ.) માનનીય; respectable: **શિરોબિંદુ,** (ન.) highest point: (૨) ટોચ, મથાળું; the top or summit: **-ભાગ,** (પું.) ઉચ્ચતમ કે મથાળાનો ભાગ, ટોચ; the uppermost part, the summit: **-મણિ,** (પું.) સર્વશ્રેષ્ઠ; the best of its kind: (૨) નેતા, નાયક; a leader: **-માન્ય,** (વિ.) (આજ્ઞા, ઇ.) પાલન કરવા કે સ્વીકારવા યોગ્ય; (order, etc.) worth obeying or honouring, acceptable.

**શિરસ્તેદાર,** (પું.) મુખ્ય કારકુન; a head-clerk. (૨) અધિકારીનો મદદનીશ; an assistant to an officer.

**શિરસ્તો,** (પું.) રૂઢિ, રિવાજ, પ્રથા; custom, rule or usage.

**શિરા,** (સ્ત્રી.) નસ, રક્તવાહિની; a vein, a blood-vessel.

**શિરાઈ,** (સ્ત્રી.) માટીનું પાણી રાખવાનું, ઊભા મોંનું વાસણ; earthen water-pot with a vertical mouth

**શિરામણ,** (ન.) **શિરામણી,** (સ્ત્રી.) નાસ્તો; breakfast: **શિરાવવું,** (સ. ક્રિ.) નાસ્તો લેવો; to breakfast.

**શિરોઈ,** (સ્ત્રી.) જુઓ **શિરાઈ.**

**શિલા,** (સ્ત્રી.) પથ્થરની છાટ; a slab of stone: (૨) મોટો પથ્થર; a big stone: **-જિત,** (ન) bitumen: **શિલારોપણ,** (ન.) બાંધકામનો પાયો નાખવાનો વિધિ; the ceremony of laying the foundation-stone: **-લેખ,** (પું.) a stone inscription.

**શિલ્પ,** (ન.) કળા, કારીગરી; art, craft, handicraft: (૨) બાંધકામની કળા; architecture: **-કાર, -શાસ્ત્રી,** (પું.) કારીગર, શિલ્પી; a craftsman, an artisan, a sculptor: **-શાસ્ત્ર,** (ન.) the science of architecture: **શિલ્પી,** (વિ.) architectural: (પું.) જુઓ **શિલ્પકાર.**

**શિવ,** (વિ.) કલ્યાણકારી, શુભ: leading to welfare, or prosperity, beneficial, auspicious: (પું.) ભગવાન શંકર, મહાદેવ, Lord Shiva: (ન.) કલ્યાણ, આબાદી; welfare, prosperity: **-રાત, -રાત્રિ, -રાત્રી,** (સ્ત્રી) માઘ વદ ચૌદશની રાત - શિવના ઉત્સવની રાત; the night of the fourteenth day of the dark half of the Magh month, the night of Lord Shiva's festival: **-લિંગ,** (પું.) ભગવાન શિવનું લિંગરૂપી પ્રતીક; the phallus as the symbol of Lord Shiva.

**શિશિર,** (સ્ત્રી.) શિયાળાનો ઉત્તરાર્ધ, the latter half of winter.

**શિશુ,** (પું.) (ન.) બાળક, બચ્ચું; a child, a young one, an infant.

**શિશૂડી,** (સ્ત્રી.) નાનો શિશૂડો: **શિશૂડો,** (પું.) સિસોટી; a whistle.
**શિશ્ન,** (ન.) નરની જનનેંદ્રિય; the penis.
**શિષ્ટ,** (વિ.) શેષ, બાકી રહેલું; residual, remaining: (૨) સંસ્કારી, સભ્ય; cultured, polite: (૩) વિદ્વાન; learned: (૪) માનનીય, respectable: (૫) પ્રતિષ્ઠિત; reputed, distinguished: **-તા,** (સ્ત્રી.)
**શિષ્ટાચાર,** (પું.) સભ્ય વ્યવહાર કે આચાર; civility, politeness, etiquette: (૨) ઔપચારિક આચાર; formality.
**શિષ્ય,** (પું.) **શિષ્યા,** (સ્ત્રી.) વિદ્યાર્થી, ચેલો; a student, a pupil, a disciple: **-વૃત્તિ,** (સ્ત્રી.) scholarship.
**શિસ્ત,** (વિ.) યોગ્ય, અનુકૂળ; proper, suitable (સ્ત્રી.) વ્યવસ્થિત આચરણ; discipline.
**શિંગ,** (સ્ત્રી.) કઠોળ, ઇ. નાં બિયાં કે દાણાવાળું ખોખું, પાપડી; a pod, a capsule of a leguminous plant.
**શિંગ,** (ન.) જુઓ **શિંગડું.**
**શિંગડાટવું,** (સ. ક્રિ.) શિંગડું કે શિંગડાં મારવાં; to strike with horn or horns.
**શિંગડી,** (સ્ત્રી.) નાનું શિંગડું: (૨) બંદૂકની દારૂ ભરવાની નાળી; a gun's tube for keeping gunpowder: **શિંગડું,** (ન.) a horn: (૨) રણશિંગું, a trumpet, a bugle: **શિંગાળ, શિંગાળું,** (વિ.) શિંગડાંવાળું; horned.
**શિંગી,** (વિ.) **શિંગાળ,** (સ્ત્રી.) રણશિંગું.
**શિંગોડી,** (સ્ત્રી.) water-plant: **શિંગોડું,** (ન.) એનું પૌષ્ટિક ફળ; its tonic fruit.
**શીકર,** (પું.) (ન.) જુઓ **સીકર.**
**શીકલી, શીકી,** (સ્ત્રી.) મોરડી; a muzzle (tied round a bullock's mouth).
**શીકું,** (ન.) a hanging bag or pot for keeping food.
**શીકે,** (અ.) જુઓ **શિકકે.**
**શીખ,** (સ્ત્રી.) શિખામણ, બોધ, ઉપદેશ; advice, instruction, admonition: (૨) વિદાય; departure, parting: (૩) વિદાયના સમયે અપાતી ભેટ; a gift given at the time of parting.
**શીખ,** (સ્ત્રી.) ગુણમાંથી નમૂના લેખે અનાજ વગેરે કાઢવાનો અણીદાર, અર્ધવર્તુલાકાર, પોલો સળિયો, a pointed, semi-circular, hollow bar for taking out grain, etc. as a sample from a bag.
**શીખ,** (પું.) એ નામના ભારતના એક ધર્મપ્રદાયનો અનુયાયી; follower of Sikhism, Sikh.
**શીખવવું,** (સ. ક્રિ.) ભણાવવું, તાલીમ આપવી, to teach, to train: (૨) ભંભેરવુ; to instigate.
**શીખવું,** (સ. ક્રિ.) ભણવુ, અભ્યાસ કરવો; તાલીમ લેવી; to learn, to study, to be trained.
**શીખે,** (અ.) જુઓ **શિકકે.**
**શીઘ્ર,** (વિ.) ઝડપી, ઉતાવળુ, સત્વર; speedy, quick, swift, rapid (અ.) ઝડપથી, સત્વર; quickly, swiftly: **-તા,** (સ્ત્રી.) ઝડપ, ઉતાવળ; speed, quickness.
**શીડવું,** (સ. ક્રિ.) જુઓ **સીડવું.**
**શીત,** (વિ.) ઠંડું, ટાઢું, cold, cool: (૨) અતિશય ઠંડું; chill, frigid (સ્ત્રી.) વ્યાધિ તરીકે શરદી; cold as a disease, physical chill.
**શીતલ,** (વિ.) જુઓ **શીત:** (૨) ઠંડું અને રોચક કે શામક, cold and soothing or pleasant: **-તા,** (સ્ત્રી.) ઠંડક, રોચક ઠંડક, coolness; soothing coolness: (૨) અતિશય ઠંડી; chill.
**શીતલા, શીતળા,** (સ્ત્રી.) સૈયડ, બળિયા; smallpox: (૨) શીતલા માતા. **-મા, -માતા,** (સ્ત્રી.) બળિયાની દેવી; the goddess of smallpox.
**શીતળ,** (વિ.) **-તા,** (સ્ત્રી.) જુઓ **શીતલ.**
**શીતાંશુ,** (પું.) ચંદ્ર; the moon.
**શીતોષ્ણ,** (વિ.) નવશેકું, કોકરવરણું; lukewarm: (૨) (આબોહવા) મધ્યમસરનું; (climate) moderate, temperate.
**શીદ, શીદને,** (અ.) શા માટે? શા કારણે?; why?
**શીદી,** (પું.) હબસી; a negro.

**શીધું**, (ન.) જુઓ **સીધું**.
**શીમળ, શીમળો**, (પું.) જુઓ **શાલ્મલિ.**
**શીરીન**, (વિ.) મીઠું, મધુર, આનંદપ્રદ; sweet, pleasant: (૨) સુંદર; beautiful: (૩) પ્રેમાળ; loving, affectionate.
**શીરું**, (ન.) ઘટ્ટ પ્રવાહી, રગડો; a viscous substance, a thick semi-liquid.
**શીરો**, (પું.) ઘઉંનો લોટ, ઘી અને સાકરની એક મીઠી વાની, a sweet article of food made of wheat flour, ghee and sugar: (૨) જુઓ **શીરું**.
**શીર્ણ**, (વિ.) છિન્નભિન્ન થયેલું, ભાંગેલું-તૂટેલું, disrupted, broken to pieces: (૨) જીર્ણ, worn out: (૩) ફીકું, નિસ્તેજ; pale, emaciated.
**શીર્ષ**, (ન.) મસ્તક, માથું; the head: (૨) ખોપરી, the skull: (૩) ટોચ, મથાળું; the top or summit: (૪) શિરટોપ; a helmet: **-ક**, (ન.) લેખનું મથાળું; a heading or title of an article.
**શીર્ષાસન**, (ન.) માથા પર ઊભા રહેવાનું યોગીક આસન; a yogic posture of balancing the body on the head.
**શીલ, શીળ**, (ન.) પ્રકૃતિ, સ્વભાવ; disposition, temperament, nature: (૨) આચરણ; behaviour (૩) નીતિમત્તા, ચારિત્ર્ય; morality, character: (૪) જુઓ **શિયળ** (વિ.) (સમાસને અંતે) 'ની વૃત્તિ કે ટેવવાળું, એવા સ્વભાવનું; (at the end of compounds) so inclined, so disposed: **-વંત, -વાન**, (વિ.) ચારિત્રવાન. ઇ. morally sound, chaste.
**શીશ**, (ન.) મસ્તક, માથું, the head.
**શીશમ**, (ન.) જુઓ **સીસમ.**
**શીશી**, (સ્ત્રી.) બાટલી; a (glass) bottle: **શીશો**, (પું.) મોટી શીશી; a big bottle.
**શીળ**, (ન.) **શીળવંત, શીળવાન**, જુઓ **શીલ.**
**શીળવા**, (પું.) **શીળશ**, (ન.) શીતપિત્ત, ચામડીનો રોગ; skin disease.
**શીળી**, (સ્ત્રી.) જુઓ **શીતલા.**
**શીળું**, (વિ.) (બહુધા ખોરાકનું) ઠંડું, વાસી; (mostly of food) cold, stale, not fresh: (૨) શાંત, નરમ; quiet, calm, mild: (૩) મંદ, સુસ્ત; idle, dull
**શીળો**, (પું.) છાંયડો, છાંયો; shade.
**શીંકલી**, (સ્ત્રી.) જુઓ **શીકલી.**
**શીંકી**, (સ્ત્રી.) જુઓ શીકલી: (૨) પતરાળાં કે પડિયાનાં બાંધો કે થોકડી; a bundle of plates or bowls made of broad leaves.
**શીંકું**, (ન.) જુઓ **શીકું**.
**શીંગ**, (ન.) **શીંગડી**, (સ્ત્રી.) વગેરે માટે જુઓ **શિંગ.**
**શીંગોડી**, (સ્ત્રી.) **શીંગોડું**, (ન.) જુઓ **શિંગોડી.**
**શુક**, (પું.) પોપટ; a parrot.
**શુકન**, (પું.) (ન.) ભાવિસૂચક ચિહ્ન; an omen, a portent, a prognostic: (૨) એવું શુભ ચિહ્ન; a good omen: (૩) પક્ષી, a bird: **શુકનિયાળ**, (વિ.) સારા શુકનવાળું; good omened.
**શુકર**, (પું.) આભાર, ઉપકાર; thanks, gratitude: (૨) સદ્ભાગ્ય, આબાદી; good-luck, prosperity: (૩) વિજય, સફળતા: victory, success.
**શુકરાના**, (પું. બ. વ.) ઈશ્વરનો આભાર માનવો તે, thanks-giving: (૨) વિજયનાં અભિનંદન. congratulations on victory: (૩) વિજય. સફળતા; victory, success.
**શુકકરવાર**, (પું.) જુઓ **શુક્રવાર**: (૨) બરકત, લાભની શક્યતા, prosperity, abundance, profit. good prospects.
**શુક્તિ**, (સ્ત્રી.) (મોતીની) છીપ; (pearl) shell.
**શુક્ર**, (પું.) એ નામનો ગ્રહ; Venus, the planet: (૨) શુક્રવાર: (૩) ધાતુ, વીર્ય; semen: **-વાર**, (પું.) Friday.
**શુક્રાના**, (પું. બ. વ.) જુઓ **શુકરાના.**
**શુક્લ**, (વિ.) સફેદ, ધોળું, ધોળું અને તેજસ્વી; white, white and bright: (પું.) બ્રાહ્મણોનો ગોર કે પુરોહિત; a priest of Brahmins: **-પક્ષ**, (પું.) (ન.) અજવાળિયું, સુદ પક્ષ; the bright fortnight of a lunar month.

**શુચિ,** (વિ.) સ્વચ્છ, નિર્મળ, શુદ્ધ, પવિત્ર; clean, unmixed, pure, sacred: (સ્ત્રી.) સ્વચ્છતા, ઇ., cleanliness, purity, sacredness: **–તા,** (સ્ત્રી.) **–ત્વ,** (ન.) શુચિ, purity, etc.

**શુદ્ધ,** (વિ.) સ્વચ્છ, નિર્મળ; clean, unmixed: (૨) પવિત્ર; sacred: (૩) દોષરહિત; defectless, faultless: (૪) ચારિત્ર્યવાન; morally sound, chaste: (૫) કલંકરહિત; blotless, stainless: (સ્ત્રી.) શુદ્ધિ; consciousness: (૨) ભાન; awareness.

**શુદ્ધિ,** (સ્ત્રી.) વિશુદ્ધીકરણ; purification: (૨) સ્વચ્છતા, પવિત્રતા, cleanliness, purity, sacredness: (૩) ભાન, જાગૃતિ; consciousness, awareness, awakening: **–કરણ,** (ન.) શુદ્ધિ.

**શુની,** (સ્ત્રી.) કૂતરી; a bitch.

**શુભ,** (વિ.) કલ્યાણકારક, મંગલકારક; auspicious, good, leading to prosperity or progress: (ન.) કલ્યાણ; welfare, prosperity: **–ચિંતક, શુભેચ્છક,** (વિ.) હિતેચ્છુ; well-wishing: (૨) સહાનુભૂતિવાળું; sympathetic. **શુભેચ્છા,** (સ્ત્રી.) 'કલ્યાણ થાઓ' એવી ઇચ્છા; a well-wishing: (૨) સહાનુભૂતિ; sympathy. [bright.

**શુભ્ર,** (વિ.) સફેદ; white: (૨) ઉજ્જવળ;

**શુમાર,** (પું.) અંદાજ અડસટ્ટો; a rough estimate, approximation: (૨) ગણતરી, હિસાબ; a reckoning, a calculation.

**શુમારે,** (અ.) અંદાજે, આશરે; approximately, roughly.

**શુલ્ક,** (સ્ત્રી.) કિંમત, મૂલ્ય; price: (૨) ભાડું; rent: (૩) જકાત, કર, a toll, a custom duty, a tax: (૪) લવાજમ; subscription: (૫) દાયજો; dowry: (૬) કન્યાનું વરપક્ષે ચૂકવવાનું મૂલ્ય; the price of a bride to be paid by the bridegroom's side.

**શુશ્રૂષા,** (સ્ત્રી.) તહેનાત, સેવાચાકરી, attendance, service: (૨) આજ્ઞાંકિતપણું, તાબેદારી; obedience: (૩) પૂજ્યભાવે કરેલી સેવા; services rendered with a sense of worship: (૪) પરોણાગત; hospitality. [wind-instrument.

**શુષિર,** (ન.) ફૂંકીને વગાડવાનું વાદ્ય; a

**શુષ્ક,** (વિ.) સૂકું; dry: (૨) ચીમળાયેલું; withered: (૩) ફીકું; pale: (૪) લૂખું, રૂક્ષ, સ્વાદરહિત; void of juice, cream, pith or lubrication: (૫) નિરસ; dull, tedious: **–તા,** (સ્ત્રી.) dryness, dullness, etc.

**શું, શી, શો,** (સ.) વિ.) (પ્રશ્નાર્થ) કયું, ક્યા પ્રકારનું?; (interrogative) which, of what type?

**શુંઠ,** (પું.) **શુંઠા,** (સ્ત્રી.) જુઓ **સૂંઠ.**

**શુંય,** (વિ.) (અનિશ્ચિતાર્થ) શું; what (indefinite). [(સ્ત્રી.) ભૂંડણ; sow.

**શૂકર,** (પું.) ભૂંડ; a pig or hog: **શૂકરી,**

**શૂઢમૂઢ,** (વિ.) જુઓ **સૂનમૂન.**

**શૂદ્ર,** (પું.) સૌથી નીચા વર્ણનો માણસ; person of lowest social class: (૨) હલકી જ્ઞાતિનો કે સેવકવર્ગનો માણસ; a member of a low caste or of the servant class.

**શૂધ,** (સ્ત્રી.) શુદ્ધિ, ભાન, જાગૃતિ, consciousness, awareness, awakening: **–બૂધ,** (સ્ત્રી.) સમજ; understanding.

**શૂન,** (સ્ત્રી.) મીંડું, સંપૂર્ણ અભાવ; zero, cipher, non-existence, nothingness: **–કાર,** (પું.) સંપૂર્ણ નીરવતા; complete stillness or silence: (૨) નિર્જનતા, ઉજ્જડતા; desolation: **–સૂન,** (વિ.) દિગ્મૂઢ; stunned, stupefied

**શૂન્ય,** (વિ.) ભાવ કે અસ્તિત્વરહિત; non-existent: (૨) ખાલી; empty, vacant: (૩) બેશુદ્ધ; unconscious: (૪) (સમાસને અંતે)–થી રહિત, વિનાનું; (at the end of compounds) devoid of, not having or possessing: (ન.) મીંડું; zero, cipher: (૨) અભાવ; non-existence: (૩) અવકાશ, ખાલીપણું; vacuum,

emptiness: (૪) શૂનકાર; complete stillness, desolation: **-મનસ્ક**, (વિ.) absent-minded.

**શૂર**, (વિ.) પરાક્રમી, બહાદુર; brave, heroic, valiant: (૨) નીડર; fearless, undaunted: (ન.) શૌર્ય; bravery, valour: (પું.) શૂરવીર: **-વીર**, (વિ.) (પું.) પરાક્રમી, નીડર પુરુષ, વીરપુરુષ; a valiant, fearless man, a hero.

**શૂરાતન**, (ન.) શૂર: **શૂરું**, (વિ.) શૂર.

**શૂર્પ**, (ન.) સૂપડું; winnowing basket.

**શૂલ**, (ન.) ભાલા જેવું શસ્ત્ર; spear-like weapon: (૨) જુઓ **શૂળી**: (૩) ત્રિશૂળ; the trident, the weapon of Lord Shiva: (૪) કાંટો; a thorn: (૫) શૂળના જખમ જેવી પીડા; colic pain, gripes.

**શૂળ**, (ન.) જુઓ **શૂલ**. (સ્ત્રી.) મોટો, સૂકો કાંટો; big, dry thorn.

**શૃગાલ**,(ન.)જુઓ **શિયાળ**. [જંજીર;fetters.

**શૃંખલા**, (સ્ત્રી.) સાંકળ; chain: (૨) બેડી,

**શૃંગ**, (ન.) શિખર; a peak: (૨) ટોચ; top or summit: (૩) શિંગડું; horn.

**શૃંગાર**, (પું.) શણગાર; decoration, ornamentation: (૨) જાતીય પ્રેમ, રતિક્રીડા,વિલાસ;sexual love,love-affair: (૩) કામુકતા, વિષયવાસના; passion: (૪) શૃંગારરસ; sentiment of love in finer arts: **શૃંગારી**, (વિ.) વિલાસી, કામી; romantic, amorous, passionate.

**શૃંગી**, (વિ.) શિંગડાવાળું; horned: (વિ.) (પું.) શિખરવાળું પર્વત, a mountain.

**શેક**, (પું.) શેકવું કે શરીરને ગરમી આપવી તે; baking, heating, warming, fomentation: **શેકવું**, (સ ક્રિ.) to bake, to roast: (૨) શરીરને ગરમ વરાળ, પાણી, ઇ. થી ગરમી આપવી; to warm or foment (the body): (૩) (લૌકિક) ત્રાસ આપવો, રીબવું; (colloq.) to harass, to persecute, to torment.

**શેખચલ્લી, શેખસલ્લી**, (પું.) વધારે પડતો આશાવાદી, મૂર્ખ તરંગી માણસ, હવામાં કિલ્લા બાંધનાર; an over-optimistic, foolish, whimsical man, one who builds castles in air.

**શેખર**, (પું.) મુગટ; a crown: (૨) માથે બાંધવાનો હાર; a diadem: (૩) શિખર, ટોચ; a peak, the top or summit: (૪) (નામને અંતે) "માં શ્રેષ્ઠ"; (at the end of nouns) the best (among).

**શેખાઈ**, (સ્ત્રી.) જુઓ **શેખી**.

**શેખી**, (સ્ત્રી.) બડાઈ, બણગાં ફૂંકવા તે; boasting, bragging: **-ખોર**, (વિ.) બડાઈખોર; boastful, vain.

**શેઠ**, (પું.) કર્મચારીનો માલિક, ધણી; a master, an employer, boss: (૨) પ્રતિષ્ઠિત વેપારી, a reputed merchant: (૩) શરાફ, શાહુકાર; a banker: **શેઠાઈ**, (સ્ત્રી.) mastership, bossing: (૨) ઉપરીપણું; superiority: (૩) સત્તા, અધિકાર; power, authority: **શેઠાણી**, (સ્ત્રી.) સ્ત્રી શેઠ; a mistress: (૨) શેઠની પત્ની;an employer's or master's wife.

**શેડ**, (સ્ત્રી.) ધાર, ધારા; a jet or streak of falling or emitting water or liquid: (૨) ધારા જેવી કોઈ પણ વસ્તુ, દીવાની જ્યોત, ઇ.; anything like a jet, the flame of a lamp, etc.: **-કઢું**, (વિ.) તરતનું દોહેલું (દૂધ); just milked (milk). [mucus of nose.

**શેડા**, (પું. બ. વ.) (નાકનું) લીંટ, the

**શેઢો**, (પું.) ખેતર, ગામ, ઇ.ની હદ; outskirts or boundary of field, village, etc.

**શેતરંજ**, (પું.) the game of chess.

**શેતરંજી**, (સ્ત્રી.) પાથરણું; a carpet.

**શેતાન**, (પું.) **શેતાનિયત**, (સ્ત્રી.) જુઓ **શયતાન**: **શેતાની**, (વિ.) તોફાની; mischievous: (સ્ત્રી.) જુઓ **શયતાનિયત**.

**શેતૂર**, (ન.) જેનાં પાન રેશમના કીડાનો ખોરાક છે તે ઝાડ; a mulberry tree: (૨) એનું ફળ; its fruit.

**શેર,** (પું.) સિંહ, વાઘ, ચિત્તો; a lion, a tiger, a leopard.
**શેર,** (સ્ત્રી.) કવિતા કે એની કડી; a poem or its stanza, a couplet.
**શેરડી,** (સ્ત્રી.) sugar-cane: (૨) કેડી, પગવાટ; a narrow track, a footpath.
**શેરડો,** (પું.) કેડી, સાંકડો રસ્તો, પગવાટ; a narrow track, a footpath: (૨) શરમથી ગાલ પર લાલાશ આવવી તે; the faint reddening of the cheeks because of bashfulness: (૩) ગાલ પર પડેલા સૂકાયેલા આંસુના ડાઘ; the thin line or traces of dried tears on the cheeks: (૪) હેબત, ધ્રાસ્કો; sudden fright or shock: (૫) ઠંડું પીણું પીતાં મોથી પેટ સુધી થતી આનંદપ્રદ અને તૃપ્તિની અસર; the pleasant and satiating effect from the mouth to the stomach while taking cold drink.
**શેરવાણી, શેરવાની,** (સ્ત્રી) લાંબો ડગલો; long coat.
**શેરવું,** (અ. ક્રિ.) ઓચિંતા પાતળો ઝાડો થવો; to pass liquid stools suddenly.
**શેરામણ,** (ન.) શેરવું તે; the act of passing liquid stools suddenly.
**શેરિયું,** (ન.) a measure containing a Seer in weight: **શેરિયો,** (પું.) a unit of weight equal to one Seer.
**શેરી,** (સ્ત્રી.) ગલી, પોળ; a lane; a street: (૨) લત્તો, ફળિયું; a locality.
**શેરો,** (પું.) તુમાર, અરજી, ઇ. પરનાં ટિપ્પણ કે ટીકા; a remark or endorsement made on official letters, applications, etc.
**શેલડી,** (સ્ત્રી.) જુઓ **શેરડી.**
**શેલું,** (ન) કસબી ખેસ, embroidered scarf. (૨) કસબી સાડી કે સાડલો, embroidered Sari (women's outer garment).
**શેલો,** (પું.) દોહતી વખતે ગાયના પાછળના પગ બાંધવાનું દોરડું; a rope for binding the hind legs of a cow at the time of milking.
**શેવ,** (સ્ત્રી.) ઘઉંના લોટની સળી જેવી મીઠી વાની; thread-like sweet article of food made of wheat flour: (૨) ચણાના લોટની એવી ફરસી વાની; a crisp and astringent article of food made of gram flour.
**શેવાલ, શેવાળ,** (સ્ત્રી) લીલ; moss.
**શેવાલ, શેવાળ,** (સ્ત્રી.) વરાળ; vapour: (૨) બાફ, પરસેવો; sultriness, perspiration.
**શેષ,** (વિ.) બાકી, વધેલું; remaining, residual: (પુ.) શેષભાગ; remainder, residue: (સ્ત્રી) પ્રસાદ; the residual part of offerings made to gods, to be distributed among the devotees: (૨) ભાગાકાર કરતા બાકી રહેતી રકમ; the remainder of a division.
**શેહ,** (સ્ત્રી.) પરાજય, પરાજય આપવો; defeat, the act of defeating or overpowering: (૨) અંકુશ, દાબ; control, restraint, pressure: (૩) ક્ષોભ; awe: (૪) શેતરંજની રમતમાં વિરોધીના રાજાને સ્થાન છોડવુ પડે એવો વ્યૂહ; a check in the game of chess: (૫) પતંગ લડાવતાં દોરી છૂટથી જવા દેવી તે; the act of letting the string loose during a tussle of paper-kites.
**શેં,** (અ.) શા માટે ?; why, what for ? (૨) કઈ રીતે ?, how ?
**શૈત્ય,** (સ્ત્રી.) જુઓ **શરદી:** (૨) કામવાસના પ્રત્યે ઉદાસીનતા; sexual frigidity.
**શૈથિલ્ય,** (ન.) શિથિલતા, ઢીલાશ; looseness, laxity: (૨) મંદતા, સુસ્તી; dullness, sluggishness.
**શૈલ,** (પુ.) પર્વત, a mountain: **–રાજ, શૈલેશ,** (પું.) પર્વતોના રાજા તરીકે હિમાલય; Himalaya as king of mountains
**શૈલી,** (સ્ત્રી.) રીત, ઢબ; manner, mode: (૨) લેખક કે કલાકારની રીત; the style of an author or an artist
**શૈવ,** (વિ.) શિવનું કે એમને લગતુ; of or pertaining to Lord Shiva: (પુ.)

શૈવ સંપ્રદાયનું અનુયાયી; a follower of the Shaiva cult.

**શૈશવ**, (ન.) બાલ્યવસ્થા બચપણ: childhood, infancy.

**શોક**, (પું.) જુઓ **શોખ.**

**શોક**, (સ્ત્રી.) સપત્ની; a co-wife.

**શોક**, (પું.) વ્યથા, આક્રંદ, વિષાદ: affliction, melancholy: (૨) દિલગીરી, ગમગીની, ખેદ; grief, sorrow, sadness, dejection: **–જનક**, (વિ.) આક્રંદ-કારી, વિષાદકારક; sad, lamentable.

**શોકાતુર, શોકાર્ત**, (વિ.) શોકથી વ્યથિત; afflicted with grief, sad and dejected.

**શોકિયું, શોગિયું**, (વિ.) જુઓ **સોગિયું.**

**શોકીન**, (વિ.) જુઓ **શોખીન, 'શોખ'**માં.

**શોખ**, (પું.) ઉગ્ર ઇચ્છા; intense desire: (૨) કોઈ વસ્તુ કે બાબતનો ગમો, વિશિષ્ટ રુચિ; liking for a peculiar thing or affair, fondness: (૩) મોજમજા, સુખચેન; merry-making, comforts, luxury: (૪) કામુક્તા; passion: **શોખી, શોખીન**, (વિ.) શોખ ધરાવતું; fond of pleasure.

**શોગ**, (પું.) જુઓ **શોક.** [hunting.

**શોચ**, (પું.) જુઓ **શોક:** (૨) પસ્તાવો; repentance, regret: (૩) ચિંતા, ફિકર; anxiety, worry: **–ના**, (સ્ત્રી.) શોચ: **શોચનીય**, (વિ.) શોચ કરવા જેવું, દુઃખદ, ખેદજનક, lamentable, painful, deplorable: **–વું**, (અ. ક્રિ.) શોક કરવો, વ્યથિત થવું; to lament, to be afflicted: (૨) પસ્તાવું, to repent: (૩) વિચારવું; to ponder over, to think.

**શોણિત**, (ન.) લોહી; blood.

**શોધ**, (સ્ત્રી.) તપાસ, quest, search: (૨) એને માટેની પૂછપરછ; inquiry (૩) પ્રકાશમાં લાવેલી ગુપ્ત વસ્તુ કે બાબત; discovery, invention: (૩) શુદ્ધિ કે શુદ્ધીકરણ; purification: **–ક**, (વિ.) (પું.) શોધ કરનાર, a discoverer, an inventor: **–ખોળ**, (સ્ત્રી.) શોધ· **–ન**, (ન.) **–ના**, (સ્ત્રી.) જુઓ **શોધ** (૪). (૨) પરીક્ષા, બારીક તપાસ; examination, scrutiny: **–વું**, (સ. ક્રિ.) શોધ કરવી (બધા અર્થમાં, જુઓ **શોધ**); to search, to inquire, to examine, to explore, to discover, to invent, to purify: **શોધિત**, (વિ.) ખોળેલું, શોધેલું; searched: (૨) તપાસેલું; examined: (૩) શુદ્ધ કરેલું; purified.

**શોભવું**, (અ. ક્રિ.) સુંદર કે આકર્ષક દેખાવું, શણગારેલું હોવું; to look beautiful or attractive, to be decorated or ornamented: (૨) લાયકાત હોવી, છાજવું; to be worthy or suitable, to become.

**શોભા**, (સ્ત્રી.) સૌંદર્ય, મોહક કે આકર્ષક દેખાવ; beauty, charm, charming appearance: (૨) પ્રતિષ્ઠા, ગૌરવ; reputation, dignity: (૩) શણગાર; decoration, ornamentation: (૪) લાયકાત, યોગ્યતા; becomingness: **–સ્પદ**, (વિ.) છાજતું, પ્રતિષ્ઠા વધારે એવું; becoming, apt to multiply reputation or credit.

**શોર, શોરબકોર**, (પું.) ઘોંઘાટ, કોલાહલ; noise, uproar: (૩) ધાંધલ, ધમાલ; bustle, commotion.

**શોષ**, (પું.) સુકાવું તે, શુષ્કતા, સૂકાપણું; drying up, absorbing, dryness, absorption: (૨) ઉગ્ર પ્યાસ; intense thirst: (૩) ઉગ્ર ઇચ્છા, ઝંખના; an intense desire, hankering, craving: **–ક**, (વિ.) શોષણ કરનારું (બધા અર્થમાં), absorbent, exploiting: **–ણ**, (ન.) શોષી લેવું તે (જુઓ **શોષવું**); absorption, exploitation: **–વું**, (સ. ક્રિ.) ચૂસી લેવું, ચૂસીને સૂકું કરવું; to suck up, to absorb, to suck up and render dry: (૨) અધિકાર, સત્તા, ઇ.થી શોષણ કરવું; to exploit: **શોષાવું**, (અ. ક્રિ.) ('શોષવું'નું કર્મણિ); to be sucked up or absorbed, to be exploited.

**શૌચ,** (ન.) શારીરિક સ્વચ્છતા, સ્વચ્છતા, શુદ્ધિ, પવિત્રતા; physical cleanliness, cleanliness, purity: (૨) મળવિસર્જન; discharge of excreta.

**શૌર્ય,** (ન.) જુસ્સો, પરાક્રમ, બહાદુરી, નીડરતા; valour, heroism, bravery, fearlessness.

**શૌહર,** (પું.) પતિ; husband.

**શ્મશાન,** (ન.) શબને અગ્નિસંસ્કાર કરવાનું, દફનાવવાનું સ્થળ, કબ્રસ્તાન; a cemetery, a burial-place.

**શ્મશ્રુ,** (સ્ત્રી.) હડપચી પરનાં વાળ, દાઢી, મૂછ; hair on chin, beard, moustache.

**શ્યામ,** (વિ.) જુઓ **શામળું** (પું.) કાળો રંગ કે વાન; black colour or complexion: (૨) શ્રીકૃષ્ણ: **–લ,** (વિ.) લીલું; green: (૨) જુઓ **શામળું: શ્યામા,** (સ્ત્રી.) સુંદર યુવતી; a beautiful young woman.

**શ્યાલ, શ્યાલક,** (પું.) સાળો; wife's brother, a brother-in-law.

**શ્યેન,** (પું.) જુઓ **શકરો.**

**શ્રદ્ધા,** (સ્ત્રી.) ભરોસો, વિશ્વાસ, આસ્થા; trust, confidence, faith, belief: **–ળુ, –ળુ,** (વિ.) શ્રદ્ધા રાખનારું, આસ્તિક; trusting, confiding, having faith in: (૨) ભક્તિભાવવાળું; devotional.

**શ્રમ,** (પું.) મહેનત, ભારે પ્રયાસ, તકલીફ; labour, heavy efforts, trouble: (૨) થાક, fatigue, exhaustion.**–જીવી,**(વિ.) શારીરિક શ્રમથી આજીવિકા મેળવનાર; earning livelihood by physical labour.

**શ્રમણ,** (પું.) **શ્રમણી,** (સ્ત્રી.) બૌદ્ધ કે જૈન સાધુ; a Buddhist or Jain ascetic.

**શ્રમિત,** (વિ.) થાકેલું; tired, exhausted

**શ્રવણ,** (ન.) સાંભળવાની ક્રિયા; the act of hearing or listening to, audition' **શ્રવણેંદ્રિય,** (સ્ત્રી.) કાન, the ears: **શ્રવવું,** (સ. ક્રિ.) સાંભળવું; to hear, to listen.



**શ્રવણ,** (ન.) બાવીસમું નક્ષત્ર; the twenty-second constellation.

**શ્રાદ્ધ,** (ન.) મૃત પિતૃઓ કે સગાંવહાલાં માટેની તર્પણક્રિયા; the act of making ceremonial offerings to the dead ancestors or relatives.

**શ્રાપ,** (પુ.) જુઓ **શાપ**

**શ્રાવક,** (વિ.) (ભક્તિભાવથી) સાંભળનાર; hearing or listening (devotionally) (પું.) જૈન કે બૌદ્ધ ધર્મનો અનુયાયી; a follower of Jainism or Buddhism.

**શ્રાવણ,** (પું.) વિક્રમ સંવતનો દસમો માસ; the tenth month of a Vikram year: **શ્રાવણી,** (સ્ત્રી.) જુઓ **બળેવ.**

**શ્રાવ્ય,**(વિ.) (ધ્યાનપૂર્વક કે શ્રદ્ધાથી) સાંભળવા યોગ્ય; worth hearing or listening to (attentively or devotionally).

**શ્રાંત,** (વિ.) થાકેલું; tired, exhausted: **શ્રાંતિ,** (સ્ત્રી.) થાક, fatigue,exhaustion.

**શ્રી,** (પું.) લખાણની શરૂઆતમાં વપરાતો કલ્યાણકારક શબ્દ; an auspicious word used in the beginning of a writing: (૨) ઈશ્વર, સંતો, મહાન માણસો, કલ્યાણકારક ગ્રંથો, ઇ.ની પહેલાં વપરાતો માનદર્શક શબ્દ; an honorific placed before the name of God, saints, great men, constructive books, etc.· (સ્ત્રી.) દેવી લક્ષ્મી; Laxmi, the goddess of wealth: (૨) સૌંદર્ય, શોભા, beauty, grace, glory: (૩) સંપત્તિ, આબાદી; wealth, prosperity: (૪) કલ્યાણ; welfare: (૫) પવિત્રતા; purity: **–ખંડ,** (પું.) જુઓ **મોર:** જુઓ **શિખંડ:** (ન.) ચંદન; sandalwood: **–જી,** (પું.) પરમેશ્વર, શ્રીવિષ્ણુ; God, Lod Vishnu: (૨) સહજાનંદ સ્વામી; Sahajanand Swami: **–ફળ,** (ન.) જુઓ **નાળિયેર: –મત,** (વિ.) જુઓ **શ્રીમાન: –મતી,** (વિ.) શ્રી-

માનનું સ્ત્રીલિંગ: **-મંત,** (વિ.) તવંગર; wealthy, rich: **-મંતાઈ,** (સ્ત્રી.) શ્રીમંતપણું; wealthiness: (૨) વિપુલતા; abundance: (૩) મહત્તા, ખાનદાની; greatness, nobility: **-માન,** (વિ.) તવંગર; wealthy: (૨) પ્રતિભાશાળી, શોભાયુક્ત; glorious: (૩) સુખી, આબાદ; happy, prosperous: **-યુત,** (વિ.) શ્રીમાન.

**શ્રુત,** (વિ.) સાંભળેલું; heard, listened to: **-લેખન,** (ન.) સાંભળીને લખવું તે, dictation.

**શ્રુતિ,** (સ્ત્રી.) જુઓ **શ્રવણ** અને **શ્રવણેંદ્રિય:** (૨) અફવા; a rumour: (૩) વેદ; the Vedas: (૪) અવાજ, સૂર; sound, a melodious or musical sound or note.

**શ્રેણિ, શ્રેણી,** (સ્ત્રી.) પંક્તિ, હાર, a line, a row: (૨) ક્રમ, series.

**શ્રેય,** (ન.) હિત, કલ્યાણ; welfare, bliss: (૨) પુણ્ય; moral or religious asset or good: (૩) મોક્ષ; salvation: **-સ્કર,** (વિ.) શુભ, કલ્યાણકારક; auspicious, propitious: (૨) મોક્ષકારક; leading to salvation. [**-તા,** (સ્ત્રી) excellence.

**શ્રેષ્ઠ,** (વિ.) સર્વોત્તમ; best, excellent:

**શ્રેષ્ઠી,** (પું.) મોટો વેપારી; a great merchant: (૨) વેપારીમંડળનો વડો કે પ્રમુખ; the head or president of a merchants' association.

**શ્રોણિ, શ્રોણી,** (સ્ત્રી.) નિતંબ, થાપો; the buttocks, one of the hips.

**શ્રોતા,** (વિ.) (પું.) સાંભળનાર, a hearer, a listener: **-જન, -વર્ગ, શ્રોતૃવર્ગ,** (પું.) (કથા, ભાષણ, ઇ.) સાંભળનારાઓ; audience, listeners.

**શ્રોત્ર,** (પું.) (ન) કાન; the ear

**શ્લાઘા,** (સ્ત્રી.) વખાણ; praise, commendation: (૨) સ્તુતિ; પ્રશંસા; eulogy: (૩) ખુશામત; flattery.

**શ્લેષ,** (પું.) દ્વિઅર્થી શબ્દોથી થતો અલંકાર; a pun: (૨) આલિંગન, an embrace.

**શ્લેષ્મ,** (ન.) કફ; mucus, cough [train.

**શ્લોક,** (પું.) ચાર પંક્તિનું પદ; stanza, quatrain.

**શ્વપચ, શ્વપાક,** (પું.) જુઓ **ચંડાળ.**

**શ્વશુર,** (પું.) (સ્ત્રી. **શ્વશ્રૂ,**) સસરો; a father-in-law.

**શ્વસન,** (ન.) જુઓ **શ્વાસ:** (૨) હવા; air.

**શ્વાન,** (પું.) કૂતરો; a dog.

**શ્વાસ,** (પું.) નાકથી હવા લેવી-કાઢવી તે; breathing, respiration, breath: (૨) હાંફણ, દમ; panting, asthma: **-નળી,** (સ્ત્રી.) the wind-pipe, the trachea: **શ્વાસોચ્છ્વાસ, શ્વાસોશ્વાસ,** (પું.) શ્વાસ લેવો-મૂકવો તે; breathing, respiration.

**શ્વેત,** (વિ.) સફેદ; white: **શ્વેતાંબર,** (ન) સફેદ વસ્ત્ર; a white garment: (વિ.) (પું.) સફેદ વસ્ત્રોવાળો; (a man) wearing white garments: (૨) એ નામનો જૈનધર્મનો સંપ્રદાય યા એનો અનુયાયી; a cult of Jainism so named or a follower of that cult.

## ષ

**ષ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો એકત્રીસમો વ્યંજન અને ચાર ઉષ્માક્ષરોમાંનો બીજો; the thirty-first consonant of the Gujarati alphabet and the second of the four sibilants

**ષટ્,** (વિ.) છ, '૬'; six, '6' : **-કર્મ,** (ન. બ. વ.) બ્રાહ્મણોનાં છ, શાસ્ત્રકથિત કર્મો; the six duties of Brahmins laid down by the scriptures: (૨) છ, તાંત્રિક કર્મો, the six ceremonies or rituals practised by the followers of the retrograde, i e. the Trantra cult: (૩) યોગનાં છ કર્મો; the six yogic practices: **-કોણ,** (વિ.) (પું.) છ ખૂણાવાળી (આકૃતિ); hexagonal, a hexagon: **-પદ,** (વિ.) છ પગવાળું; six-footed: (પું.) ભમરો; a bee.

**ષડ્ઋતુ,** (સ્રી. બ. વ.) (ભારતની) ૭ ઋતુઓ; the six seasons (of India).
**ષડ્જ,** (પુ.) સંગીતના સાત સ્વરોમાંનો પહેલો; first of seven notes of music.
**ષડ્દર્શન,** (ન. બ. વ.) વૈદિક તત્ત્વજ્ઞાનનાં ૭ દર્શનો; the six different systems of Vedic philosophy.
**ષડ્યંત્ર,** (ન.) પ્રપંચ, કાવતરું; an intrigue, a conspiracy, a plot.
**ષડ્રસ,** (પું. બ. વ.) મધુર, ખાટો, ઇ. ૭ સ્વાદ; the six tastes sweet, sour, etc.
**ષડ્રિપુ,** (પું. બ. વ.) કામ, ક્રોધ, ઇ. જીવાત્માના ૭ દુર્ગુણોરૂપી શત્રુઓ, the six enemies of the soul in the form of vices such as passion, anger, etc
**ષષ્ટિ,** (વિ.) (સ્રી.) '૬૦', સાઠ; '60', sixty.
**ષષ્ઠ,** (વિ.) છઠ્ઠું; sixth: **ષષ્ઠાંશ,** (પું.) છઠ્ઠો ભાગ; one-sixth part: **ષષ્ઠી,** (સ્રી.) છઠ; the sixth day of either the bright half or the dark half of a lunar month: (૨) છઠ્ઠી વિભક્તિ; the genitive or the possessive case: (૩) બાળકના જન્મનો છઠ્ઠો દિવસ કે એ દિવસે થતી વિધિ; the sixth day after a child's birth or the ceremony performed on that day.
**ષંઢ,** (પુ.) જુઓ **વ્યંઢળ.**
**ષોડશ,** (વિ.) '૧૬', સોળ; '16', sixteen.

## સ

**સ,** (પું.) ગુજરાતી મૂળાક્ષરનો બત્રીસમો વ્યંજન અને ચાર મૂળાક્ષરોમાનો ત્રીજો; the thirty-second consonant of the Gujarati alphabet and the third of the four cibilants.
**સ,** "સારુ" એવા અર્થનો પૂર્વગ; prefix meaning "good".
**સઈ,**(પું.)દરજી; tailor. [to bind tightly.
**સકડવું,** (સ. ક્રિ.) તંગ કે કસીને બાંધવું;
**સકરકંદ,** (ન.) જુઓ **શક્કરિયું.**
**સકરટેટી,** (સ્રી.) જુઓ **શક્કરટેટી.**
**સકકરપારો,** (પું.) જુઓ **શક્કરપારો.**
**સકર્મક,** (વિ.) જેને કર્મ હોય કે હોઈ શકે એવું (ક્રિયાપદ); transitive (verb).
**સકર્મી,** (વિ.) ભાગ્યશાળી; fortunate: (૨) સભ્ય, સદ્ગુણી; polite, virtuous.
**સકલ, સકળ,** (વિ.) બધું, સર્વ, તમામ; all, whole, entire.
**સકંચો, સકંજો,** (પું.) જુઓ **હેડ** (૧): જોરથી પકડવાનું યંત્ર; a gripping machine: (૨) પકડ, કબજો, કાબૂ; a grip, a hold, a control.
**સકામ,**(વિ.)ઇચ્છા કે કામનાવાળું;desirous, lustful: (૨) ફળ કે બદલાની ઇચ્છાવાળું; expecting reward: (૩) સ્વાર્થી,selfish.
**સકાર,** (પું.) આવડત, ઢંગ; skill, mode, manner: (૨) સત્ત્વ; essence, pith: (૩) લિજ્જત, સ્વાદ, zest, taste: (૪) ઉત્કૃષ્ટતા; excellence.
**સક્કર,** (સ્રી.) જુઓ **શક્કર: -ટેટી,** (સ્રી.) જુઓ **શક્કરટેટી: -પારો,** (પું.) જુઓ **શક્કરપારો.**
**સક્કસ,** (વિ.) ખૂબ ખેંચેલું; pulled or drawn tightly (૨) મજબૂત, **સખત;** strong, tight, hard.
**સક્કાદાર,** (વિ.) જુઓ **શક્કાદાર.**
**સક્કો,** (પુ.) ચહેરો, ચહેરાનો ભાવ; the face, countenance: (૨) રોફ, ભપકો; pomp, grandeur: (૩) આબરૂ, પ્રતિષ્ઠા; credit, reputation.
**સક્રિય,** (વિ.) પ્રવૃત્ત, ક્રિયાશીલ; active, busy: (૨) અમલી; operative.
**સખણું,** (વિ.) નિરુપદ્રવી; harmless: (૨) શાંત, quiet, tranquil: (૩) તોફાની કે ઉશ્કેરાયેલું નહિ; neither mischievous nor excited. [જુઓ **સખત.**
**સખત,** (વિ.) **સખતાઈ, સખતી,** (સ્રી.)
**સખતળી, સગતળી,** (સ્રી.) જોડાની અંદર મૂકાતું નરમ ચામડાનું છૂટું પડ; loose soft piece of leather kept in shoe.

**સખળડખળ,** (વિ.) ઢીલું પડેલું; જરા સ્થાનભ્રષ્ટ થયેલું; loose, slightly dislocated.
**સખા,** (પું.) મિત્ર; friend.
**સખાવત,** (સ્ત્રી.) દાન, ખેરાત; bounty, munificence, charity, donation: (૨) ઉદારતા; liberality: **સખાવતી,** (વિ.) સખાવતનું કે એને લગતું; of or pertaining to charity or donations: (૨) ઉદાર, દાની, liberal, generous, munificent.
**સખી,** (વિ.) ઉદાર, દાની; liberal, munificent.
**સખી,** (સ્ત્રી.) સાહેલી; a female friend.
**સખુન,** (પું.) જુઓ **સુખન.**
**સખેદ,** (વિ) (અ.) દિલગીરીયુક્ત, દિલગીરી સાથે; sad, sadly.
**સખ્ત,** (વિ) કઠણ; hard, tough. (૨) મક્કમ, દૃઢ, firm: (૩) મજબૂત; strong: (૪) આકરું, ઉગ્ર, શ્રમકારક; severe, intense, fatiguing, rigorous: (૫) બેહદ, excessive: (૬) કપરું; tough, difficult: (૭) આગ્રહભર્યું; insistent: **સખ્તાઈ, સખ્તી,** (સ્ત્રી.) સખતપણું (બધા અર્થમાં); hardness, firmness, severity, rigour: (૨) જુલમ, oppression: (૩) મનાઈ, પ્રતિબંધ; prohibition.
**સખ્ય,** (ન.) મિત્રાચારી, પ્રેમ; friendship, affection, love.
**સગ,** (સ્ત્રી.) જુઓ **શગ.**
**સગડ,** (પુ ) (સ્ત્રી.) પત્તો મેળવવા માટેના ચિહ્ન, પગલાંની છાપ, ઇ , signs for finding out whereabouts, foot-prints, etc.: (૨) પત્તો, બાતમી, whereabouts, information, clue.
**સગડી,** (સ્ત્રી.) જુઓ **શગડી.**
**સગપણ,** (ન.) લોહીનો સબંધ, કૌટુંબિક સંબંધ; blood relation, family ties relation: (૨) વેવિશાળ; betrothal
**સગર્ભા,** (વિ ) ગર્ભવતી; pregnant.
**સગવડ,** (સ્ત્રી ) વ્યવસ્થા, જોગવાઈ, arrangement, provision: (૨) અનુકૂળતા, રાહત; convenience, comfort: **સગવડિયું,** (વિ ) અનુકૂળ; convenient, comfortable: (૨) સિદ્ધાંતવિહોણું; unprincipled.
**સગાઈ,** (સ્ત્રી.) જુઓ **સગપણ.**
**સગીર,** (વિ.) (કાયદા અનુસાર) કાચી વયનું; (according to law) minor.
**સગુણ,** (વિ.) ગુણ કે લક્ષણવાળું; having attributes, properties or qualities: (૨) સાકાર; having form or shape.
**સગું,** (વિ ) લોહી કે લગ્નના સંબંધવાળું; related by blood or marriage: (ન.) એવી વ્યક્તિ; a relative: **–વહાલું, –સંબંધી,** (ન.) સગું કે મિત્ર; a relative or a friend: (ન. બ. વ ) સગાં, મિત્રો, ઇ.; relatives, friends, etc.
**સગોત્ર, સગોત્રી,** (વિ.) એક જ ગોત્રનું; of the same family, having a common ancestor.
**સઘન,** (વિ.) ગાઢ; dense, thick, deep: (૨) નક્કર; solid.
**સઘળું,** (વિ.) સકળ; entire, whole.
**સચરાચર,** (વિ ) સઘળું, સ્થાવર અને જંગમ, everything, movable and immovable: (અ.) સર્વત્ર; everywhere.
**સચિત્ર,** (વિ.) ચિત્રો અને આકૃતિઓથી સમજાવેલું, illustrated.
**સચિવ,** (પું.) પ્રધાન, a minister.
**સચોટ,** (વિ.) અચૂક, unfailing: (૨) અચૂક રીતે; unfailingly.
**સચ્ચરિત, સચ્ચરિત્ર,** (વિ ) સદાચારી; morally sound, well-behaved: (ન.) સદાચાર; good conduct, truth.
**સચ્ચાઈ,** (સ્ત્રી.) સાચાપણું; honesty,
**સચ્ચિદાનંદ,** (પું.) સત, ચિત અને આનંદરૂપ બ્રહ્મ, મુક્તાત્મા, પરમાત્મા; Brahma as the symbol of truth, knowledge and eternal joy, the Supreme Being.
**સજ,** (વિ.) જુઓ **સજ્જ.**
**સજડ,** (વિ.) જુઓ **સજ્જડ.**
**સજની,** (સ્ત્રી.) સાહેલી; a female friend: (૨) પ્રેયસી; a sweetheart, a beloved.
**સજલ, સજળ,** (વિ.) પાણીવાળું, watery: (૨) આંસુથી ભરેલું; full of tears.

**સજવું**, (સ. ક્રિ.) કપડાં, આભૂષણો, ઇ. પહેરવાં; to put on clothes, ornaments, etc.: (૨) શણગારવું; to decorate, to ornament: (૩) (હથિયારો, ઇ.થી) સજ્જ કરવું; to equip (with weapons, etc.).

**સજા**, (સ્ત્રી.) શિક્ષા, નસિયત; punishment, sentence.

**સજાત**, (વિ.) ખાનદાન, કુળવાન; high-born, belonging to a noble family.

**સજાતીય**,(વિ.)એક જ વર્ગ, જાતિ કે લિંગનું; of the same class, tribe or sex: **–સંબંધ**, (ન.)homo-sexual relation.

**સજાવટ**, (સ્ત્રી) સફાઈદાર કરવું કે શણગારવું તે; decoration, ornamentation: (૨) સજ્જ કરવું તે; equipment.

**સજીવ**, (વિ.) જીવતું, ચેતનાવાળું; living, animate.

**સજીવન**, (વિ.) જીવતું; living.

**સજીવારોપણ**,(ન.) ચેતનધર્મારોપણ; personification.

**સજોડે**, (અ.) પતિ અને પત્ની બંને સાથે; husband and wife together, i.e. in company.

**સજ્જ**, (વિ.) હથિયારો, ઇ. સજીને તૈયાર; equipped with weapons and ready.

**સજ્જડ**, (વિ) જુઓ **સખ્ત**, (૧) થી (૪): (૨) મજબૂત રીતે બેસાડેલું, હલનચલન-રહિત; set or stuck fast or tightly, firmly fixed, immovable.

**સજ્જન**, (પું.) સદ્ગુણી માણસ; a gentleman, a virtuous person: (૨) ખાનદાન માણસ; a high-born person: **–તા**,(સ્ત્રી.)સજ્જનપણું;gentlemanliness: (૨) સભ્યતા; politeness, goodness.

**સજ્જા**, (સ્ત્રી.) પથારી, શૈયા; a bed.

**સટ, સટક**, (અ.) તાબડતોબ, ઝડપથી; at once, promptly, quickly.

**સટકવું**, (અ ક્રિ.) યુક્તિપ્રયુક્તિથી નાસી કે છટકી જવું; to escape or run away skilfully: (૨) સરી કે ખસી જવું; to slip: **સટકિયું**, (વિ.) સટકી જાય એવું; apt to slip.(૨)સરકણી ગાંઠ; a slip-knot.

**સટરપટર**, (અ.) (ખાવાનું) ઉતાવળે, ચાવ્યા વિના; (eating) hastily, without chewing: (૨) ઢંગધડા વિના; irregularly, in a disorderly way: (વિ.) ઢંગધડા વિનાનું, અવ્યવસ્થિત; disorderly, irregular: (૨) જેમ તેમ વેરાયેલું; scattered irregularly: (૩) પરચૂરણ; miscellaneous.

**સટા**, (સ્ત્રી) જટા; long matted hair: (૨) કેશવાળી, mane.

**સટાક**, (અ.) કોરડાનો અવાજ થાય એમ; with the sound like that of a whip: (૨) તાબડતોબ, ઝડપથી; at once, swiftly, promptly: **સટાકો**, (પું.) ચાબુક, કોરડો; a whip: (૨) ચાબુકનો અવાજ; the sound of a whip.

**સટીક**, (વિ.) ટીકા સહિત, અર્થવિસ્તારવાળું (પુસ્તક); (a book) with commentaries, elucidated, having explanatory notes.

**સટોડિયો, સટોરિયો, સટ્ટોડિયો**, (પું.) સટ્ટો કરનારો( જુઓ **સટ્ટો**); a speculator.

**સટોસટ**, (અ.) ફરીફરીને, ઉપરાઉપરી; repeatedly, in quick succession.

**સટ્ટાખોર, સટ્ટાબાજ**, (વિ.) ખોટો લાભ ઉઠાવવા વાયદાબજારમાં ભારે કૃત્રિમ લે-વેચ કરનાર; making artificial heavy sales and purchases in forward markets with a view to making undue profits: (૨) સટ્ટાની લતવાળું; addicted to speculation: **સટ્ટાખોરી, સટ્ટાબાજી**, (સ્ત્રી.) સટ્ટાની લત; addiction to speculation: (૨) જુઓ **સટ્ટો**.

**સટ્ટો**, (પું.) વાયદાનો જોખમી સોદો; a risky transaction in a forward market, speculation.

**સડક**, (વિ.) આશ્ચર્યચકિત, દિગ્મૂઢ; wonderstruck, bewildered and motionless, stunned.

**સડક**, (સ્ત્રી) પાકો રસ્તો; a well-built road.

**સડકો**, (પુ.) જુઓ **સબડકો**: (૨) જોરથી

છીંકણી સૂંઘતાં કે હવા લેતાં નાકમાં થતો અવાજ; the sound of a sniff.

**સડવું**, (અ. ક્રિ.) કોહવાવું; to rot, to putrefy: (૨) તદ્દન બગડવું; નીતિહીન થવું; to spoil entirely, to corrupt.

**સડસઠ**, (વિ.) '૬૭'; '67', sixty-seven.

**સડસડવું**, (અ. ક્રિ.) 'સડસડ' અવાજથી પાણીમા રંધાવું કે બળવું; to be cooked in water or burn with a simmering sound.

**સડસડાટ**, (પું.) 'સડસડ' અવાજ; a simmering or hissing sound: (અ.) ઝડપી પ્રવાહની જેમ (વેગથી);.(speedily) like a swift stream: (૩) અટકચા વિના, અડચણ કે વિઘ્ન વિના; non-stop, without obstruction or hindrance.

**સડાક**, (અ.) ઝડપથી, તાબડતોબ; swiftly, at once.

**સડાકો**, (પું.) જુઓ **સટાકો** (૨) જુઓ **સડકો**: (૩) બીડી, ચલમ, ઇ.ના દમ ખેંચવો તે; a forceful whiff from a cigar or a tobacco-pipe, etc.

**સડિયો**, (પું.) જુઓ **અળવી**.

**સડેડાટ**, (અ.) જુઓ **સડસડાટ**.

**સડો**, (પું.) કોહવાટ; ro', putrefaction: (૨) નૈતિક અધ:પતન, દુરાચાર; moral degeneration, wicked ways of life, corruption: (૩) લાંચરુશવત; bribery.

**સઢ**, (પું) વહાણને પવનથી ગતિ મળે તે માટે એના થાંભલા સાથે બંધાતું કપડું; a ship's sail.

**સણકો**, (પું.) કાંટા ભોંકાતો હોય એવી પીડા; shooting pain: (૨) (લૌકિક) ધૂન, મનનો તરંગ; (colloq.) a whim, a fancy.

**સણગટ**, (પું.) જુઓ **શણગટ**.

**સણગાવું**, (અ. ક્રિ) જુઓ **શણગાવું**.

**સણગો**, (પું.) જુઓ **શણગો**.

**સણસણવું**, (અ. ક્રિ.) પાણી ખૂબ ઊકળતું કે બળતું હોય એવો અવાજ થવો; to occur simmering or hissing sound like that of boiling water: **સણસણાટ**, (પું.) એવો અવાજ; such sound.

**સત**, (વિ) (સમાસની શરૂઆતમાં) સાચું; true: (૨) રચનાત્મક, સારું; constructive, good: (૩) અસ્તિત્વ ધરાવતું; existing: (૪) વાસ્તવિક; real: (ન.) અસ્તિત્વ; existence: (૨) સત્યતા; truth, honesty, integrity: (૩) સત્ત્વ, સાર; essence: (૪) વાસ્તવિકતા; reality: (૫) સતીત્વની શક્તિ; power of chaste: **–જુગ**, (પું.) જુઓ **સત્યયુગ**, '**સત્ય**'માં.

**સતત**, (વિ.) (અ.) અવિરત, નિરંતર, હમેશાં; incessant, continual, incessantly, *constantly, always*.

**સતપત**, (સ્ત્રી.) **–તાટ**, (પું.) અજંપો, અતિશય ચંચળતા; restlessness, fidget: **સતપતિયું**, (વિ.) જંપરહિત, ચંચળ; restless, fidgety.

**સતયુગ**, (પું.) જુઓ **સત્યયુગ**, '**સત્ય**'માં.

**સતામણી, સતાવણી**, (સ્ત્રી.) પજવવું તે; harassment, teasing, vexation.

**સતાર**, (સ્ત્રી.) જુઓ **સિતાર**.

**સતારો**, (પુ.) જુઓ **સિતારો**.

**સતાવવું**, (સ. ક્રિ.) પજવવું, ત્રાસ આપવો; to harass, to tease, to vex.

**સતાં**, (અ.) છતાં, તેમ છતાં; although, nevertheless, however. [virtuous.

**સતિયું**, (વિ.) પ્રામાણિક, સદ્ગુણી; honest,

**સતી**, (સ્ત્રી.) જુઓ **પતિવ્રતા**: (૨) woman who sacrifices her life by burning with her husband's corpse: (૩) દેવી પાર્વતી; the goddess Parvati: **–ત્વ, –પણું**, (ન.) પતિવ્રતાપણું; chastity and devotion to husband.

**સતું**, (વિ.) સત્ય; true: (૨) પ્રામાણિક, સદ્ગુણી; honest, virtuous: (૩) અસ્તિત્વ ધરાવતું; existent: (૪) વાસ્તવિક; real.

**સતેજ**, (વિ.) ઝગઝગતું; shining brightly: (૨) ચેતનવંતું; lively, energetic: (૩) જાગૃત, તકેદારીવાળું; awake, alert: (૪) ઉગ્ર. તીક્ષ્ણ; intense, sharp.

**સત્કર્મ**, (ન.) સારું, રચનાત્મક કામ; a good, constructive work: (૨) પરોપકાર કે દયાનું કામ; a benevolent or merciful deed.

**સત્કાર**, (પું.) આવકાર; welcome: (૨) સ્વાગત; reception: **-વું**, (સ. ક્રિ.) આવકારવું; સ્વાગત કરવું; to welcome.

**સત્કાર્ય**, (ન.) જુઓ **સત્કર્મ**.

**સત્તર**, (વિ.) '૧૭'; '17', seventeen.

**સત્તા**, (સ્ત્રી.) માલિકી, સ્વામિત્વ; ownership, mastership: (૨) હક, અધિકાર; right, power, authority: (૩) શાસન, અમલ; rule, sway: .(૪) શક્તિ, બળ; power, strength: (૫) અસ્તિત્વ, વાસ્તવિકતા; existence, reality: **-ધારી**, **-વાન**, (વિ.) સત્તા ધરાવતું; having power, right or authority, ruling: **-ધીશ**, (વિ.) **સત્તાવાન**, (પું.) સત્તાધારી અધિકારી, ઉપરી; superior officer: **-વાર**, (વિ.) અધિકૃત; authentic.

**સત્તાણુ**, **સત્તાણું**, (વિ.) '૯૭'; '97', ninety-seven.

**સત્તાવન**, (વિ.) '૫૭'; '57' 'fifty-seven.

**સત્તાવીસ**, (વિ.) '૨૭'; '27', twenty-seven.

**સત્તુ**, (પું.) જુઓ **સાથવો**.

**સત્ત્વ**, (ન.) અસ્તિત્વ; existence: (૨) સાર, કસ, essence, pith: (૩) વીર્ય, બળ, શક્તિ; semen, strength, power: (૪) સદ્ગુણ; virtue: (૫) પ્રાણી; animal: (૬) ચૈતન્ય, જુસ્સો; life, animation, spirit: (૭) અંતઃકરણ, હૃદય; conscience, heart, mind: (૮) જીવાત્મા; the embodied soul: (૯) ઉત્કૃષ્ટતા; excellence: **-ગુણ**, (પું.) પ્રકૃતિના ત્રણ ગુણમાંનો પ્રથમ અને ઉત્કૃષ્ટ ગુણ; the first and the best of the three qualities or properties of Prakrati or Nature: (૨) સદ્ગુણો અને રચનાત્મક પ્રવૃત્તિઓનો પ્રેરક ગુણ; the quality inspiring virtues and constructive activities: **-ગુણી**, (વિ.) સત્ત્વગુણવાળું, સદ્ગુણી, સંસ્કારી, ઇ.; endowed with virtues, culture, etc.: **-હીન**, (વિ.) સાર કે કસ વિનાનું, નિર્વીર્ય, નમાલું, નકામું; pithless, impotent, powerless, weak, worthless, useless.

**સત્પથ**, (પું.) સત્યનો, રચનાત્મક માર્ગ; the path of truth or righteousness, the constructive path.

**સત્પુરુષ**, (પું.) સજ્જન, સદ્ગુણી માણસ; a gentleman, a virtuous man.

**સત્ય**, (વિ.) સાચું, ખરું, વાસ્તવિક; true, genuine, actual, real: (૨) અસ્તિત્વ ધરાવતું; existent: (ન.) સચ્ચાઈ, વાસ્તવિકતા, ખરાપણું, વાસ્તવિક વાત કે બાબત; truth, reality, actuality, a fact: (૨) અસ્તિત્વ; existence: **-તા**, (સ્ત્રી.) સત્ય: (૨) પ્રામાણિકતા; honesty: **-નારાયણ**, (પું.) સત્યરૂપી પરમેશ્વર; God as the symbol of truth: **-નિષ્ઠ**, (વિ.) સત્યનું ઉપાસક, પ્રામાણિક, સદ્ગુણી; devoted to truth, honest, virtuous: **-નિષ્ઠા**, (સ્ત્રી.) સત્યની ઉપાસના, સત્યમાં શ્રદ્ધા, પ્રામાણિકતા; devotion to and faith in truth, honesty: **-પરાયણ**, (વિ.) સત્યનિષ્ઠ: **-યુગ**, (પું.) ચાર યુગોમાંનો પ્રથમ અને સૌથી લાંબો યુગ, સત્ય, નીતિ, ધર્મ, સુખ, આબાદી, ઇ.નો આદર્શ યુગ; the first of the four and the longest Yuga or age, the ideal, golden age of truth, morality, religion, bliss and prosperity: **-વક્તા**, **-વાદી**, (વિ.) (પું.) સત્ય બોલનાર (વ્યક્તિ); truthful, veracious (person).

**સત્યાગ્રહ**, (પું.) સત્ય માટેનો આગ્રહ; *insistence on truth or righteousness*: (૨) એને માટેની અહિંસક લડત; non-violent struggle for that: **સત્યાગ્રહી**, (વિ.) (પું.) સત્યાગ્રહ કરનાર; (a person) insisting on truth and fighting peacefully for that.

**સત્યાનાશ,** (ન.) સમૂળો નાશ, પાયમાલી; annihilation, ruin. [eighty-seven.
**સત્યાશી, સત્યાસી,** (વિ.) '૮૭'; '87',
**સત્ર,** (ન.) યજ્ઞની અવધિ, (આશરે બેથી ચૌદ અઠવાડિયાનો સમય); the time limit or the session of a sacrifice (about two to fourteen weeks): (૨) યજ્ઞ, a sacrifice: (૩) શાળા, કૉલેજ, ઇ નો લાંબી રજાઓ વચ્ચેનો અભ્યાસનો સમય; a school or college term: (૪) જુઓ **સદાવ્રત: સત્રાંત,** (વિ.) સત્રને અંતે આવતું કે થતું; coming or occurring at end of term, terminal: (પું.) સત્રનો અંત; end of term.
**સત્વર,** (વિ.) ઝડપી, ઉતાવળુ; swift, speedy, hasty: (અ.) ઝડપથી, ઉતાવળે; swiftly, quickly, hastily.
**સત્સમાગમ,** (પું.) જુઓ **સત્સંગ.**
**સત્સંગ,** (પું) **સત્સંગતિ,** (સ્ત્રી.) સતો કે સજ્જનોનો સહવાસ; association with saints or gentlemen: (૨) સારી સોબત; good company: **સત્સંગી,** (વિ.)(પું.) એવી વ્યક્તિ; (a person) associating with saints or gentlemen: (૨) સ્વામિનારાયણ સંપ્રદાયનો અનુયાયી; a follower of the Swaminarayan cult.
**સથરપથર, સથરવથર,** (અ.) ઢંગધડા વિનાનું, જ્યાં ત્યાં વેરાયેલું; disorderly, scattered here and there.
**સથવારો,** (પુ.) સાથ; company: (૨) વણજાર, કાફલો, a caravan.
**સદડું,** (વિ.) ઘટ્ટ અને પ્રવાહી, viscous.
**સદન,** (ન) ઘર, રહેઠાણ; house, an abode.
**સદર,** (વિ.) મુખ્ય, સર્વોપરી, ઉચ્ચતમ; chief, main, supreme, highest: (૨) અબાધિત, કુલ (સત્તા, ઇ.); absolute, unrestricted, full (power, etc.): (૩) જુઓ **સદરહુ:** (ન.) પ્રાંત કે જિલ્લાનું સચિવાલય, the government headquarters of a province or district: (પું.) પ્રમુખ; a president: **-અદાલત,** (સ્ત્રી.) a supreme court, a high court: **-બજાર,** (પું.) (સ્ત્રી.) (ન.) a main market. [aforesaid.
**સદરહુ,** (વિ.) પૂર્વોક્ત, અગાઉ જણાવેલું;
**સદરો,** (પું.) ટૂંકી બાંયનું ખૂલતું પહેરણ; a loose shirt with short sleeves.
**સદવું,** (અ. ક્રિ.) (આબોહવા, ખોરાક, ઇ.) માફક આવવું, અનુકૂળ હોવું; (of climate, food, etc.) to suit, to be agreeable or suitable.
**સદસ્ય,** (પુ.) સભાસદ; a member.
**સદળ,** (વિ.) દળવાળું, જાડું; pulpy, thick: **સદળું,** (વિ) સદળ: (૨) વજનદાર, ભારે; weighty, heavy.
**સદંતર,** (અ.) હંમેશાં, કાયમ માટે; always, for good: (૨) સર્વથા, સંપૂર્ણ રીતે; entirely, outright, completely.
**સદા, સદાકાળ,** (અ) હંમેશાં, કાયમ માટે; always, forever.
**સદાચરણ,** (ન) સારું, નીતિમય આચરણ; good, morally sound conduct.
**સદાચાર,** (પું.) જુઓ **સદાચરણ.**
**સદાવ્રત,** (ન.) અન્નક્ષેત્ર; a place where food is charitably given to the needy, orphans, beggars, etc.
**સદાશિવ,** (વિ.) સદાકાળ શુભ કે કલ્યાણકારી; always auspicious or beneficial: (પું.) ભગવાન્ શંકર; Lord Shiva.
**સદી,** (સ્ત્રી.) સૈકો; a century.
**સદૃશ,** (વિ.) સમાન, બરાબર, 'ની જેવું; similar, resembling, like.
**સદેહ, સદેહે,** (અ.) (જીવાત્માનું) શરીર સાથે; with the body, in the embodied state (of the soul).
**સદૈવ,** (અ.) જુઓ **સદા, સદાકાળ**
**સદોદિત,** (વિ.) સદૈવ પ્રકાશતું; always shining or bright: (૨) અનંત; eternal: (૩) નાશરહિત; indestructible: (અ.) જુઓ **સદા, સદાકાળ.**

**સદોષ,** (વિ.) દોષવાળું, ખામીવાળું, defective, faulty: (૨) ગુનેગાર; guilty.
**સદ્‌ગત,** (વિ.) સ્વર્ગે ગયેલું; gone to heaven: (૨) સારી સ્થિતિ પામેલું; having attained a better state: (૩) મૃત; dead: **સદ્‌ગતિ,** (સ્ત્રી.) મુક્તિ; salvation: (૨) મૃત્યુ; death.
**સદ્‌ગુણ,** (પું.) (માનવ સ્વભાવનો) રચનાત્મક કે સારો ગુણ; a virtue, a good quality: **સદ્‌ગુણી,** (વિ.) virtuous.
**સદ્‌ગૃહસ્થ,** (પું.) સજ્જન; a gentleman.
**સદ્ધર્મ,** (પું.) સાચો કે ઉત્તમ ધર્મ; true or best religion or faith: (૨) સાચી ફરજ; true duty.
**સદ્‌બુદ્ધિ,** (સ્ત્રી.) સારી, રચનાત્મક બુદ્ધિ કે સમજણ; good or constructive sense or understanding.
**સદ્‌ભાગી,** (વિ.) નસીબદાર; fortunate.
**સદ્‌ભાગ્ય,** (ન.) સારું નસીબ; good fortune.
**સદ્‌ભાવ,** (પું.) અસ્તિત્વ; existence: (૨) વાસ્તવિકતા; reality: (૩) રચનાત્મક ભાવ; good or constructive sentiment or disposition: (૪) ભલાઈ; goodness: (૫) પ્રેમની કે હૂંફભરી લાગણી; affectionate or warm feeling.
**સદ્મ,** (ન.) ઘર, રહેઠાણ; a house, an abode.
**સદ્ય,** (અ.) તાબડતોબ; તરતજ; at once, promptly.
**સદ્‌વર્તન,** (ન.) જુઓ **સદાચરણ.**
**સદ્‌વૃત્તિ,** (સ્ત્રી.) સારી કે રચનાત્મક વૃત્તિ; good or constructive inclination or tendency: (૨) જુઓ **સદાચરણ.**
**સધર્મી,** (વિ.) જુઓ **સહધર્મી.**
**સધવા,** (વિ.) (સ્ત્રી.) સૌભાગ્યવતી સ્ત્રી; a woman whose husband is alive.
**સદ્ધર,** (વિ.) શક્તિશાળી; powerful, able: (૨) શ્રીમંત; wealthy.
**સન,** (સ્ત્રી.) સંવત, શક; an year, an era.
**સનદ, સનંદ,** (સ્ત્રી.) સરકારી પરવાનગી, પરવાનો; a licence, an authorised permit, a charter or commission:
**સનદી, સનંદી,** (વિ.) સનદ ધરાવતું; having a licence, charter or commission.
**સનમ,** (સ્ત્રી) માશૂક; a sweetheart, a beloved.
**સનસનાટી,** (સ્ત્રી.) આશ્ચર્ય અને ભયની વ્યાપક લાગણી; widespread feeling of dismay: (૨) રોમાંચ; a thrill.
**સનાતન,** (વિ.) અનંત, શાશ્વત, endless, eternal: (૨) પ્રાચીન સમયથી અમલી; in force or vogue from ancient times: **–ધર્મ,** (પું.) the Vedic religion or faith: **સનાતની,** (વિ.) (પું.) વૈદિક ધર્મનો અનુયાયી; a follower of the Vedic religion: (૨) રૂઢિચુસ્ત (માણસ); an orthodox (person).
**સનાન,** (ન.) કોઈ સગાના મૃત્યુથી સ્નાન કરવું તે; bathing after death of relative.
**સનેપાત, સન્નિપાત,** (પું.) ત્રિદોષ જ્વર; delirious fever: (૨) અંતકાળનાં બેશુદ્ધિ, બકવાટ, ઇ., delirium.
**સન્માન,** (ન.) સ્વાગત, સત્કાર; welcome, reception: (૨) માન, ગૌરવ, પ્રતિષ્ઠા; honour, dignity.
**સન્માર્ગ,** (પું.) સારો અને સાચો માર્ગ; good and right path: (૨) નીતિનો, રચનાત્મક માર્ગ; moral, constructive path.
**સન્મિત્ર,** (પું.) સારો, સદ્‌ગુણી મિત્ર, a good, virtuous friend.
**સપક્ષ,** (વિ.) પાંખોવાળું; winged: (૨) કોઈ પક્ષને વરેલું કે એના સાથવાળું; having or belonging to a party or side: (૩) એક જ કે સમાન પક્ષનું; belonging to the same party or side: (૪) સમાન; similar.
**સપટાવવું, સપડાવવું,** (સ. ક્રિ.) ફસાવવું; to ensnare: (૨) જકડવું; to entrap: (૩) સકંજામાં લેવું; to hold tightly, to grip.
**સપત્ની,** (સ્ત્રી.) જુઓ **શોક,** (સ્ત્રી.).
**સપનું,** (ન.) સ્વપ્ન; a dream.

**સપરમું**, (વિ.) શુભ, માંગલિક; auspicious: (૨) શુભ પ્રસંગ કે તહેવારનું; festive.
**સપાટ**, (વિ.) સમતલ, ખાડાટેકરા વિનાનું; flat, level, plain: (વિ.) તમામ, સઘળું; all, entire: (અ.) સંપૂર્ણ રીતે; entirely.
**સપાટ**, (સ્ત્રી.) સમતલ તળિયાવાળા જોડા; flat shoes, slippers.
**સપાટાબંધ**, (અ.) તાબડતોબ, તરતજ, ઝડપથી; at once, promptly, swiftly.
**સપાટી**, (સ્ત્રી.) મથાળાનો ભાગ, surface.
**સપાટો**, (પું.) ઝડપ; swiftness: (૨) ચપળતા; smartness: (૩) ઝડપી, જુસ્સાદાર ક્રિયા, a swift, forceful action: (૪) તમાચો; a slap: (૫) ચાબુકનો પ્રહાર; the stroke cf a whip: (૬) અફવા, ગપાટો; rumour, gossip.
**સપાડું**, (ન.) ઉપકારવશ હોવું તે, પાડ; the state of being obliged, gratitude. (૨) ભલામણ, વગ; recommendation, influence.
**સપિંડ**, (વિ.) (પું.) એક જ ગોત્રનું, લોહીની સગાઈવાળું (માણસ);(a person)belonging to the same family or family-tree, having blood relation.
**સપૂચું**, (વિ.) સમૂળું, સમગ્ર; entire, total whole: (અ.) સમગ્ર રીતે, સર્વથા; outright, downright.
**સપૂત**, (પું.) કુટુંબને આશીર્વાદરૂપ સદ્‌ગુણી પુત્ર, a virtuous son who is a blessing to the family.
**સપ્ટેમ્બર**, (પું.) નવમો માસ; September, ninth month of Christian year.
**સપ્ત**, (વિ) '૭'; '7', seven: **–ક**, (ન.) સાતનો સમૂહ; a collection or group of seven: **–કોણ**, (વિ.) (પું.) સાત ખૂણાવાળી (આકૃતિ); heptagonal, a heptagon: **સપ્તમી**, (વિ.) (સ્ત્રી.) સાતમી; seventh: (૨) સાતમી વિભક્તિ; the locative case: (૩) સાતમ; the seventh day of either the bright or the dark half of a lunar month: **સપ્તર્ષિ**, (પું. બ. વ.) સાત મહાન ઋષિઓના પ્રતીકરૂપી સાત તારાઓનું જૂથ; the Great Bear: **સપ્તસૂર**, **સપ્તસ્વર**, (પું. બ. વ.) સંગીતના સાત સૂર, the seven notes of music.
**સપ્તાહ**, (ન.) અઠવાડિયું; a week: (સ્ત્રી.) એક અઠવાડિયાનાં પારાયણ કે કથા; a religious discourse or reading of sacred book lasting for a week.
**સપ્રમાણ**, (વિ.) પુરાવા કે સાબિતીવાળું, અધિકૃત; having proof or evidence, authentic: (૨) માપસર; proportionate: (અ.) પુરાવા સાથે; with evidence.
**સપ્રેમ**, (અ) પ્રેમપૂર્વક; lovingly.
**સફર**, (સ્ત્રી.) મુસાફરી, પ્રવાસ; a journey, a travel: (૨) જળપ્રવાસ; a voyage: **સફરી**, (વિ.) પ્રવાસ માટેનું (વહાણ, ઇ.) (માલવાહક નહિ), meant for passengers, travels or voyages (not for cargo), sea-faring: (પું.) ખલાસી; a sailor.
**સફરજન**, (ન.) an apple.
**સફલ**, **સફળ**, (વિ.) ફળદાયક; fruitful: (૨) સાર્થક, સિદ્ધ; successful, fulfilled, achieved: **–તા**, (સ્ત્રી.) સિદ્ધિ; success.
**સફા**, (વિ.) ચોખ્ખું, સ્વચ્છ; clean: (૨) વપરાઈ ગયેલું, ખલાસ; used up, out of stock, exhausted.
**સફાઈ**, (સ્ત્રી.) સ્વચ્છતા, ચોખ્ખાઈ; cleanliness, neatness: (૨) ચળકાટ, ઓપ; polish, gloss: (૩) નિખાલસતા; frankness: (૪) ટાપટીપ, spruceness: (૫) (લૌકિક)બડાઈ,બણગાં,(colloq.) boasting.
**સફાચટ**, (અ) સર્વથા ખલાસ; totally used up or exhausted.
**સફાણું**, (વિ.) દિગ્મૂઢ થયેલું; stunned, dismayed, bewildered: (૨) ઓચિંતું; sudden
**સફેદ**, (વિ.) શ્વેત, ધોળું; white: **સફેદી**, (સ્ત્રી.) ધોળો ભૂકો; white powder: (૨) ધોળવું તે; white-washing: (૩) ઈંડાનો

ધોળો ભાગ; the white portion of an egg. [બાજુ; a side.
**સફો,** (પું.) પૃષ્ઠ, પાનું; a page (૨)
**સબક,** (પું.) બોધપાઠ, ધડો; a moral: (૨) શિખામણ, બોધ; advice, admonition.
**સબજી,** (સ્ત્રી.) ભાંગ; hemp: (૨) ખાદ્ય લીલોતરી, શાકભાજી; edible vegetables: **-મંડી,** (સ્ત્રી.) vegetable market.
**સબડકો,** (પું.) પ્રવાહી વાની હાથથી ખાતાં કે ચૂસતાં થતો અવાજ; the sound made when eating a liquid food with hand or when sucking a smack.
**સબડવું,** (સ. ક્રિ.) (ખોરાકનું) વાસી થવું; (of food) to become stale: (૨) સડવું; to rot, to be putrefied: (૩) લાંબા સમય સુધી નિરુપયોગી રહેવું; to remain unused for long: (૪) લાચારીથી યાતનાઓ ભોગવવી; to suffer miseries helplessly: (૫) ઉપેક્ષિત રહેવું; to remain disregarded or uncared for. [strong, well-built.
**સબંધું,** (વિ.) બળવાન, મજબૂત બાંધાનું;
**સબબ,** (પું.) હેતુ, કારણ; motive, cause, reason: (અ.) એટલે, કારણ કે, so, therefore, because.
**સબર,** (સ્ત્રી.) (અ.) જુઓ **સબૂર.**
**સબરસ,** (ન.) મીઠું, નિમક; salt.
**સબલ, સબળ, સબળું,** (વિ.) બળવાન, મજબૂત, શક્તિશાળી; strong, powerful.
**સબૂર,**(સ્ત્રી.) ધીરજ, સહનશક્તિ; patience, endurance, forbearance:(અ.)"ઊભા રહો, આગળ ન વધો" એવો અર્થ સૂચવે છે. "halt, don't proceed": **સબૂરી,** (સ્ત્રી.) સબૂર. [cane repeatedly.
**સબોડવું,** (સ ક્રિ.) to strike with a
**સબોસબ,** (અ.) ઝડપથી, ઉપરાઉપરી; quickly, repeatedly. [the brim.
**સભર,**(વિ.) વિપુલ, ભરપૂર; plently, full to
**સભા,** (સ્ત્રી.) સંમેલન, મેળાવડો, પરિષદ, અધિવેશન; a meeting, an assembly, a conference: (૨) મંડળ, સમાજ; an association, a society, an institution: **-પતિ,** (પું.) પ્રમુખ; a president: **-સદ,** (પું.) સભ્ય; a member.
**સભ્ભર,** (વિ.) જુઓ **સભર, સદ્ધર.**
**સભ્ય,** (વિ.) સંસ્કારી, વિવેકી; cultured, polite: (પું.) સભાસદ; a member: **-તા,** (સ્ત્રી.) સંસ્કારીપણું, વિવેક, સંસ્કૃતિ; politeness, culture, civilisation: **સભ્યા,** (સ્ત્રી.) a female member.
**સમ,** (પું. બ. વ.) સોગન; an oath.
**સમ,** (વિ.) સરખું, સમાન; similar, equal: (૨) સમતલ, level: (૩) (સંખ્યા) બેકી; (number) even: **-કોણ,** (વિ.) (પું.) equal angle.
**સમક્ષ,** (અ.) રૂબરૂ, નજર સામે, પ્રત્યક્ષ; in the presence of. [all.
**સમગ્ર,** (વિ.) સકળ, બધું; entire, whole,
**સમચતુર્ભુજ,** (પું.) ચાર સમાન બાજુવાળી આકૃતિ; a rhombus.
**સમચરી, સમછરી,**(સ્ત્રી.)જુઓ **સંવત્સરી.**
**સમચોરસ,** (પુ) સમભુજ ચતુષ્કોણ; a square. [a common denominator.
**સમચ્છેદ,**(પુ.) ઘણાં અપૂર્ણાંકનો સમાન છેદ;
**સમજ, સમજણ,** (સ્ત્રી.) સૂઝ, ગમ, સમજશક્તિ; the understanding. (૨)ડહાપણ, વ્યવહારિક ડહાપણ; wisdom, practical wisdom: (૩) આકલનશક્તિ; comprehension: (૪) સંમતિ, કરાર; agreement: **-ણું, -દાર, સમજુ,** (વિ.) ડાહ્યું, શાણુ, સમજણવાળુ; wise, prudent: (૨)વિવેકબુદ્ધિવાળું;discreet, judicious.
**સમજવું,** (સ. ક્રિ) આકલન કરવું, યોગ્ય અર્થ કરવો, જાણવું; to comprehend, to understand, to know: (૨) સારાસારનો નિર્ણય કરવો; to discriminate: (અ. ક્રિ.) મનનું સમાધાન થવું કે કરવું, માની જવું, સાંત્વન થવું; to be compromised, to compromise, to come to an understanding, to be pacified or persuaded.

**સમજાવવું**, (સ. ક્રિ.) અર્થવિસ્તાર કરવો, અર્થનું આકલન કરાવવું; to explain, to elucidate, to cause to comprehand or understand: (૨) મનાવવું, સમાધાન કરાવવુ; to persuade, to cause to compromise or to come to understanding: (૩) સાંત્વન કરવુ, શાંત પાડવુ; to pacify, to conciliate: (૪) ફોસલાવવું; to cajole: (૫) છેતરવું; to deceive.

**સમજૂત, સમજૂતી**, (સ્ત્રી.) સમજણ, સમજવું કે માની લેવું તે; understanding, the act of taking for granted: (૨) સમાધાન, સાંત્વન, મતભેદ દૂર કરવા તે; compromise, pacification, removal of disagreement: (૩) ખુલાસો, સ્પષ્ટીકરણ; explanation, elucidation: (૪) સલાહ, શિખામણ; counsel, advice: (૫) વિવેચન, ટીકા, commentary, exposition, expounding.

**સમડી**, (સ્ત્રી.) જુઓ **શમળી.**

**સમડી**,(સ્ત્રી.) **સમડો**, (પું.) જુઓ **શાલ્મલિ, શીમળો.**

**સમણી**, (સ્ત્રી.) જુઓ **સમાણી.**

**સમણું**, (ન.) સ્વપ્ન; a dream.

**સમતલ**, (વિ.) એકસરખી સપાટીવાળું; level, even: (ન.) એકસરખી સપાટી; an even surface.

**સમતા**, (સ્ત્રી.) સમાનતા; equality: (૨) સરખાપણું, એકરૂપતા; similarity, likeness (૩) જુઓ **શમતા, 'શમ'**માં.

**સમતુલા**, (સ્ત્રી.) સમતોલપણું; equilibrium, balance.

**સમતોલ**, (વિ.) સરખા વજનનું; of equal weight. (૨) સમાન, સરખું; equal, similar: (૩) શાંત અને ગંભીર, ઉશ્કેરાટરહિત; cool and collected, unruffled: (ન.) સરખું વજન; equal weight.

**સમત્વ**, (ન.) જુઓ **સમતા** (૧) અને (૨).

**સમદર્શી**, (વિ.) પૂર્વગ્રહરહિત, નિષ્પક્ષપાત; unprejudiced, impartial: **સમદર્શિતા**, (સ્ત્રી.) impartiality.

**સમદૃષ્ટિ**, (વિ.) સમદર્શી; impartial: (૨) સમદર્શિતા, નિષ્પક્ષપાત; impartiality.

**સમધારણ**, (વિ.) સામાન્ય, સાધારણ; common, ordinary: (૨) મધ્યમ, પ્રકારનું; moderate.

**સમન્વય**, (પું.) નિયમિત, વ્યવસ્થિત ક્રમ; regular, systematic sequence or order: (૨) સંબંધિત ક્રમ; related or connected sequence. (૩) સારાંશ, ભાવાર્થ; summary, gist.

**સમભાવ**, (પું.) સમદષ્ટિ, સમદર્શિતા; impartiality: (૨) મૈત્રીભાવ; the spirit of friendship.

**સમય**, (પું.) કાળ, વખત; time: (૨) કાળની અવધિ; a period: (૩) યુગ; an age, an era: (૪) સાંપ્રત સમય, ચાલુ જમાનો; the modern times: (૫) યુગપ્રભાવ, જમાનો; the spirit or impact of the age: (૬) પ્રસંગ; an occasion: (૭) મોસમ; season: (૮) પ્રતિજ્ઞા, મત; a vow: (૯) સિદ્ધાંત; a principle: (૧૦) સંકેત; an appointment: **–સૂચક**, (વિ.) સમયાનુરૂપ તાત્કાલિક કામ કરવાની બુદ્ધિશક્તિવાળું; ready-witted, sharp-minded: **–સૂચકતા**, (સ્ત્રી.) એવો ગુણ; ready-wittedness, presence of the mind.

**સમર**, (પું.) (ન.) લડાઈ, યુદ્ધ; a battle, a war: **–ભૂમિ, –ભૂમી**, (સ્ત્રી.) યુદ્ધનું મેદાન; a battlefield.

**સમરવું**, (સ. ક્રિ.) (ભક્તિભાવથી) યાદ કરવું; to remember (devotionally): **સમરાવવું**, (સ. ક્રિ.) 'સમારવું'નું પ્રેરક, દુરસ્ત કરાવવું; to get repaired.

**સમરૂપ**, (વિ.) સરખું, મળતુ; similar.

**સમરેખ**, (વિ.) (ગણિત) એક જ રેખા પર આવેલું; (maths.) collinear.

**સમર્થ**, (વિ.) શક્તિશાળી, બળવાન; able, powerful, strong: (૨) આવડતવાળું, દક્ષ; competent: **–ક**, (વિ.) (પું.)

સમર્થન કરનાર; supporting, establishing, a supporter: -ન, (ન.) દાખલા-દલીલોથી વાજબી ઠરાવવું તે; justification: (૨) સાબિતી, ટેકો, proof, evidence, support.

**સમર્પણ,** (ન.) અર્પણ કરવું તે, ભોગ; an offering, a surrendering, dedication, sacrifice: **સમર્પવું,** (સ. ક્રિ.) ભક્તિભાવથી આપવું, અર્પણ કરવું; to offer, to surrender, to dedicate.

**સમવયસ્ક,** (વિ) સરખી ઉંમરનું, of the same age.

**સમવાય,** (પું.) સમૂહ, મંડળ; a collection, an association, a group: (૨) કાયમી અને અતૂટ સંબંધ; permanent and unbreakable relation or connection: (૩) સંગાત; cohesion: **-તંત્ર,** (ન.) a federal state, a federation: **સમવાયી,** (વિ) સમવાય સબંધ ધરાવતું; permanently and inseparably related: (૨) સમવાયતંત્રને લગતું; federal, of or pertaining to a federation.

**સમશાન,** (ન.) જુઓ **શ્મશાન: સમશાનિયું,** (વિ.) શોકગ્રસ્ત, ઉદાસ અને કંટાળાજનક; sad, sad and boring: (૨) ભયાનક અને નિર્જન; frightful and desolate· (૩) અશુભ, inauspicious: (૪) સ્મશાનયાત્રામાં જોડાયેલું; attending a funeral procession.

**સમશીતોષ્ણ,** (વિ.) (આબોહવાનું) મધ્યમસર ગરમી અને ઠંડીવાળું; (of climate) temperate.

**સમશેર,** (સ્ત્રી.) તલવાર; a sword.

**સમષ્ટિ,** (સ્ત્રી) સર્વાંગીપણું, સમગ્રતા; universality, entirety, the all-embracing quality: (૨) સાધારણતા, સમુદાય, generality, aggregate.

**સમસમવું,** (અ. ક્રિ.) 'સમસમ' અવાજ થવો; to occur a simmering or hissing sound: (૨) બોલ્યા વિના વ્યથિત થવું, મનમાં બળવું; to be afflicted without giving vent to feelings, to fret or chafe.

**સમસ્ત,** (વિ.) (ન.) સમગ્ર, સઘળું, બધું (સમુદાય), entire, all, whole (group or collection).

**સમસ્યા,** (સ્ત્રી.) ફૂટપ્રશ્ન, કોયડો; a complex problem, a riddle, a puzzle· (૨) ઇશારો, સંકેત; a hint, a secret suggestion: (૨) ઉખાણું; a riddle.

**સમળી,** (સ્ત્રી.) જુઓ **શમળી.** [શાલ્મલિ.

**સમળી,** (સ્ત્રી) **સમળો,** (પું.) જુઓ

**સમંજસ,** (વિ.) યોગ્ય, ઉચિત; proper, fit: (૨) સ્પષ્ટ, સહેલાઈથી સમજાય એવું; clear, lucid.

**સમાગમ,** (પું) મિલન, મેળાપ, સંયોગ; the act of meeting, union, confluence: (૨) સોબત, સંગત, association, company.

**સમાચાર,** (પુ. બ. વ) ખબર, માહિતી; news, information: **-પત્ર,** (ન.) અખબાર, વર્તમાનપત્ર; a newspaper.

**સમાજ,** (પું.) સમુદાય, an assemblage: (૨) સભા, મંડળી; a meeting: (૩) મંડળ; an association: (૪) સંપ્રદાય, પંથ; a cult, a sect: (૫) સંસ્કારી વ્યવસ્થિત જનસમુદાય; a society· **-વાદ,** (પુ.) socialism: **-વાદી,** (વિ.) સમાજવાદના ધોરણનું; socialistic. (વિ.) (પું.) સમાજવાદનો સમર્થક કે અનુયાયી; a socialist: **-શાસ્ત્ર,** (ન.) sociology: **-શાસ્ત્રી,** (પુ.) a sociologist.

**સમાજી,** (વિ) સામાજિક; social: (૨) કોઈ મંડળમા જોડાયેલું; belonging to an association, cult, etc.

**સમાણી,** (સ્ત્રી.) સોનીનું નાની સાણસી જેવું ઓજાર; a goldsmith's small pincers.

**સમાણું,** (વિ) સરખું, સમાન; similar, equal: (અ.) સહિત, સાથોસાથ; with:

(૨) અમુક હદ કે માપ સુધી; upto a certain limit or measure.

**સમાધ,** (સ્ત્રી.) જુઓ **સમાધિ.**

**સમાધાન,** (ન.) સમજૂતી, તોડ, પતાવટ; a compromise, settlement: (૨) શંકા દૂર કરવી તે; removal of doubt: (૩) ઉકેલ; solution: (૪) સંતોષ, તૃપ્તિ; *satisfaction, contentment:* (૫) સમાધિ, ધ્યાન: deep meditation: **સમાધાની,** (સ્ત્રી.) સમાધાન: (૨) નિરાંત, માનસિક શાંતિ; ease, mental peace: (૩) સારો સંબંધ, સંપ, શાંતિ; good relation, unity, peace: (પું.) મંદિરનો વ્યવસ્થાપક; a manager of a temple.

**સમાધિ,** (સ્ત્રી) ઊંડું, એકાગ્ર ધ્યાન; deep, concentrated meditation: (૨) સભાન ધ્યાન; trance: (૩) સંન્યાસીનું મૃત્યુ; death of an ascetic, a shrine, etc. constructed over the spot where an ascetic's corpse is buried.

**સમાન,** (વિ.) એકરૂપ, સરખું; similar, equal: **-તા,** (સ્ત્રી.) સરખાપણું; equality, similarity.

**સમાપન,** (ન.) **સમાપના,** (સ્ત્રી.) સમાપ્ત કરવું તે, સમાપ્તિ, અંત; the act of completing, completion, an end.

**સમાપ્ત,** (વિ.) પૂર્ણ કરેલું કે થયેલું, પૂર્ણ; completed, finished: **સમાપ્તિ,** (સ્ત્રી.) પૂર્ણ, પરિપૂર્ણતા; completion, an end.

**સમાર,** (પું.) દુરસ્તી, સમારવું તે; repairing, renovation: **-કામ,** (ન.) સમાર.

**સમારવું,** (સ. ક્રિ) દુરસ્ત કરવું, બગડેલું સુધારવું; to repair, to renovate: (૨) (શાકભાજી) કાપવું; (of vegetables) to cut: (૩) વાળ ઓળીને વ્યવસ્થિત કરવા; to dress (hair).

**સમારંભ,** (પું.) ભવ્ય આરંભ કે શરૂઆત; a grand or pompous beginning or commencement: (૨) ભવ્ય કે રોનકદાર ઉત્સવ કે પ્રસંગ; a grand or pompous celebration or occasion.

**સમારોપ,** (પું.) **સમારોપણ,** (ન.) આરોપવું તે, (જુઓ **આરોપવું**); a depositing, attribution, establishing, planting, application.

**સમાલવું,** (સ. ક્રિ.) સંભાળવું, રક્ષણ કરવું; to look after, to protect.

**સમાલોચક,** (પું.) વિવેચક, ટીકાકાર; a reviewer, a critic: **સમાલોચન,** (ન.) **સમાલોચના,** (સ્ત્રી.) વિવેચન, ટીકા; review, criticism.

**સમાવ,** (પું.) સમાવું કે સમાવવું તે; the act of containing or being contained: (૨) સમાવેશ; inclusion: (૩) સમાવવાની શક્તિ; containing capacity.

**સમાવવું,** (સ. ક્રિ.) 'સમાવું'નું પ્રેરક; to contain, to accommodate, to make room for, to include: **સમાવું,** (અ. ક્રિ) માવું, અંદર રહેવું, યોગ્ય સ્થાન પામવું; to be contained, accommodated or included, to find a proper or suitable place.

**સમાવેશ,** (પું.) સમાવું તે; accommodation, inclusion.

**સમાસ,** (પું.) સમાવું તે; જુઓ **સમાવેશ:** (૨) (વ્યાકરણ) બે કે વધારે શબ્દોના જોડાણથી થયેલો શબ્દ; (grammar) a compound.

**સમાહાર,** (પું.) સમુદાય, સમૂહ; an assemblage, an aggregation: (૨) સંગ્રહ; collection: (૩) સંક્ષેપ; abridgement.

**સમાંતર,** (વિ.) સમાન અંતરે આવેલું કે રહેલું; parallel: **-ચતુર્ભુજ, -ચતુષ્કોણ,** (પું.) parallelogram.

**સમિતિ,** (સ્ત્રી) મંડળી, નિયુક્ત મંડળ; a committee.

**સમિધ,** (સ્ત્રી.) યજ્ઞનું બળતણ; fuel for a sacrifice.

**સમીકરણ,** (ન.) સમાનાધિકરણ; equalization: (૨) (maths.) equation.

**સમીક્ષા,** (સ્ત્રી.) બારીક તપાસ કે નિરીક્ષણ; minute examination or observation: (૨) જુઓ **સમાલોચના.**

**સમીચીન,** (વિ.) ખરું, સાચું; right, true: (૨) યોગ્ય; proper, appropriate.

**સમીપ,** (વિ.) નજીક કે નિકટ આવેલું; near, close: **–તા,** (સ્ત્રી.) નિકટતા; nearness, proximity.
**સમીર, સમીરણ,** (પું.) પવન; wind.
**સમીસંધ્યા, સમીસાંજ,** (સ્ત્રી.) સંધ્યાકાળ, સૂર્યાસ્તનો સમય; the dusk, the time of sunset.
**સમુચિત,** (વિ.) યોગ્ય, છાજતું; proper, becoming.
**સમુચ્ચય,** (પું.) સમૂહ; an assemblage: (૨) સંગ્રહ; a collection.
**સમુદાય,** (પું.) જુઓ **સમુચ્ચય:** (૨) જથ્થો, ટોળું; a multitude, a group, a flock.
**સમુદ્ર,** (પું.) દરિયો, મહાસાગર; a sea, an ocean.
**સમું,** (વિ.) સળંગ, આખું, અતૂટ; entire, whole, unbroken: (૨) સારી સ્થિતિમાં, દુરસ્ત; in good or sound condition: (૩) શાંત, નિરુપદ્રવી; quiet, harmless: (૪) યોગ્ય, proper: (૫) ખરું, સાચું; right, true: (૬) તંદુરસ્ત; healthy: **–નમું,** (વિ) સમું.
**સમૂલ,** (વિ.) (અ.) જુઓ **સમૂળ, સમૂળું.**
**સમૂહ,** (પું.) જુઓ **સમુદાય: –તંત્ર,** (ન.) જુઓ **સમવાયતંત્ર, 'સમવાય'**માં.
**સમૂળ, સમૂળગું, સમૂળું,** (અ) (વિ.) પૂરેપૂરું, મૂળસહિત, સંપૂર્ણ રીતે; entire, complete, entirely, completely.
**સમૃદ્ધ,** (વિ.) આબાદ, ઐશ્વર્યયુક્ત; prosperous, abundant, wealthy. **સમૃદ્ધિ,** (સ્ત્રી.) આબાદી, ઐશ્વર્ય; prosperity, wealth, abundance.
**સમેટવું,** (સ. ક્રિ) આટોપવું; to wind up: (૨) એકઠું કરવું; to gather, to collect.
**સમેત,** (વિ.) ની સોબતમાં, સાથે રહેલું, સંયુક્ત, accompanied by, joined, united: (અ.) સાથે, સહિત; with, along with.
**સમૈયો,** (પું.) જુઓ **સામૈયું:** (૨) સાંપ્રદાયિક ઉત્સવ, a sectarian festival.
**સમો,** (પુ.) વખત, કાળ; time: (૨) પ્રસંગ; an occasion: (૩) મોસમ, a season: (૪) સાંપ્રત સમય; modern times: (૫) યુગપ્રભાવ; the spirit or impact of an age.
**સમોતું,** (વિ.) બધું સાથે ગણતાં એક સાથે બધું; taken together or as a whole, all at a time.
**સમોવડ, સમોવડું, સમોવડિયું,** (વિ.) સમાન; equal: (૨) સરખી ઉંમરનું, of the same age: (૩) હરીફ; rival.
**સમોવવું,** (સ. ક્રિ.) to make extremely hot bathing water bearable or suitable by mixing cold water with it: **સમોવણ,** (ન.) એવી ક્રિયા; such act: (૨) એને માટેનું ઠંડું પાણી; cold water for that.
**સમ્યક,** (વિ) યોગ્ય, ખરું; proper, appropriate, right: (અ.) યોગ્ય રીતે, ખરી રીતે, સારી રીતે, બરાબર; properly, rightly, well
**સમ્રાજ્ઞી,** (સ્ત્રી) શાસક મહારાણી; an empress: (૨) સમ્રાટની પત્ની; emperor's wife.
**સમ્રાટ,** (પું.) શહેનશાહ; an emperor.
**સર,** (ન.) સરોવર; lake.
**સર,** (સ્ત્રી.) સાંકળી, હાર; necklace, ornamental chain.
**સર,** (પું) (પું. બ. વ.) પત્તાંની રમતમાં 'હુકમ' (નું પાનું કે પાનાં); trump (card or cards in the game of cards).
**સર,** (વિ.) જિતાયેલું, શરણે કે તાબે થયેલું; conquered, surrendered.
**સર,** (અ.) 'એ પ્રમાણે'; according to: (૨) માટે, અમુક હેતુથી; for, with a view to, with the aim.
**સરકણું,** (વિ.) સરકી કે લપસી જવાય એવું; slippery: (ન.) સરકણી જગા; a slippery place.
**સરકવું,** (અ. ક્રિ.) સરકી જવું, લપસવું, to slip, to slide: (૨) યુક્તિપ્રયુક્તિથી છટકી જવું કે નાસી જવું; to escape or run away skilfully, to sneak away.
**સરકાર,** (સ્ત્રી.) (પું.) શાસકસત્તા, શાસકતંત્ર, the government: **સરકારી,**

(વિ.) સરકારનું કે એને લગતું; governmental, government: (૨) સાર્વજનિક; public (૩) સત્તાત્મક, અધિકૃત: authorised, official. [સિટકિયું.

**સરકિયું**. (વિ.) (ન.) જુઓ સટકિયું,

**સરકો**, (પું.) અમુક ફળોનો કાઢો, ઇ.નો આથો ચડાવેલો રસ: vinegar.

**સરખામણી**, (સ્ત્રી.) તુલના: comparison: (૨) સમાનતા, સરખાપણું; equality, similarity.

**સરખાવવું**, (સ. ક્રિ.) તુલના કરવી; to compare, to contrast: (૨) તપાસી કે મેળવી જોવું; to check, to tally.

**સરખું**, (વિ.) સમું, સમાન: equal, similar, like: (૨) સમતલ, level, flat: (૩) પદ્ધતિસરનું, વ્યવસ્થિત: systematic, orderly: (૪) યોગ્ય, છાજતું; becoming, suitable: (૫) એકધારું: uniform.

**સરગવો**, (પું.) a tree or its stick like fruit used as vegetable.

**સરઘસ**, (ન.) વરઘોડો; a procession.

**સરજન**, (ન.) સરજનહાર, (પું.) સરજવું, (સ. ક્રિ.) જુઓ સર્જન, સર્જનહાર, સર્જવું.

**સરજોરી**. (સ્ત્રી.) જુઓ શિરજોરી.

**સરડકો**, (પું.) 'સરડ' એવો અવાજ; the sound caused by sniffing: (૨) જુઓ સબડકો.

**સરડો**, (પું.) કાચિંડો; a chameleon.

**સરણિ**, **સરણી**, (સ્ત્રી.) ગોઠવણી, રીત, પદ્ધતિ: arrangement, method, system: (૨) માર્ગ, પગરસ્તો; a path, a footpath.

**સરત**, (સ્ત્રી.) ધ્યાન, લક્ષ: attention: (૨) નજર; watch, vigilance: (૩) સ્મૃતિ; remembrance: —રહેવી, ધ્યાન રહેવું; to have a watch: —રાખવી, ધ્યાન રાખવું: to keep an eye on: સરતચૂક, નજરચૂક: oversight, inadvertance.

**સરતપાસ**, (સ્ત્રી.) (અદાલતમાં) મુખ્ય કે મહત્ત્વની તપાસ; examination-in-chief.

**સરદાર**, (પું.) નાયક, આગેવાન: leader, chieftain, commander, general: (૨) ઉમરાવ, અમીર; lord, noble: (૩) શીખ નામ આગળ વપરાતો માનવાચક શબ્દ; the word used as honorific before Sikh names: સરદારી, (સ્ત્રી.) આગેવાની; command, leadership, chieftainship: (વિ.) સરદારનું, સરદારને લગતું; concerning the office or duties of a sardar.

**સરદેશમુખી**, (સ્ત્રી.) મરાઠાઓનો એક મહેસૂલી લાગો; a kind of levy collected by the Marathas.

**સરનશીન**, (પું.) પ્રમુખ, સભાપતિ, chairman. president.

**સરનામું**, (ન.) address.

**સરપણ**, (ન.) બળતણ માટેનાં લાકડાં; wood used as fuel, firewood.

**સરપરસ્ત**, (વિ.) રક્ષક, પાલક; protector, guardian: (૨) મહેરબાની કરનાર; one who shows a favour: સરપરસ્તી, (સ્ત્રી.) રક્ષણ; protection: (૨) મહેરબાની: favour.

**સરપંચ**, (પું.) પંચનો પ્રમુખ કે વડો; the chairman or head of jury or a body of arbitrators: (૨) ગ્રામપંચાયતનો પ્રમુખ; the president of a village Panchayat.

**સરપાવ**, (પું.) ઇનામ: gift, present: (૨) (પ્રાચીન કાળમાં) રાજા તરફથી ભેટ આપવામાં આવતો પગથી માથા સુધીનો પોશાક; a full dress bestowed upon a person (in olden times) as a mark of appreciation or honour: (૩) બદલો; reward.

**સરપેચ**, (પું.) જુઓ શિરપેચ.

**સરફરોશી**, (સ્ત્રી.) આત્મબલિદાન; self-sacrifice: (૨) માથું આપવું તે: the act of offering one's head.

**સરબસર**, (વિ.) સમગ્ર: complete, thorough: (અ.) પૂર્ણપણે; completely.

**સરખંદી**, (સ્ત્રી.) રાજમહેલના રક્ષણ માટે મહેલના કિલ્લા ઉપર ગોઠવાયેલી ખાસ પલટણ; an armed battalion situated in a palace for the protection of the royal family.

**સરભર**, (વિ.) ઓછુંવત્તું નહિ, સરખેસરખું; neither more nor less, equal: (૨) નફાતોટા વિનાનું; without profit or loss, at par.

**સરભરા**, (સ્ત્રી.) આદરસત્કાર; hospitality: (૨) સેવાચાકરી; attendance and service.

**સરમુખત્યાર**, (વિ.) અબાધિત હક કે સત્તા ધરાવતું; plenipotentiary having absolute rights or power: (પું.) સર્વસત્તાધીશ શાસક;dictator: **સરમુખત્યારી**, (સ્ત્રી.) dictatorship: **સરમુખત્યારશાહી**, (સ્ત્રી.) dictatorship.

**સરયુ(-યૂ)**, (સ્ત્રી.) the name of a river in North India. The famous city Ayodhya was located on the bank of this river.

**સરલ, સરળ**, (વિ.) સીધું; straight: (૨) સહેલાઈથી થઈ શકે એવું, આસાન; easy: (૩) સાદું; simple: (૪) નિખાલસ, ભોળું; frank, simple-hearted.

**સરલકોણ**, (પું.) straight angle (of 180°): **સરલતા**,(સ્ત્રી.)સાદાઈ;simplicity: (૨) નિખાલસતા, frankness, straightforwardness, open-mindedness.

**સરવ**, (પું.) (જુઓ **સરુ**) cypress tree.

**સરવડો**, (પું.) **સરવડું**, **સરવડિયું**, (ન.) રહીરહીને પડતું વરસાદનું ઝાપટું, frequent showers of rain.

**સરવણી**, (સ્ત્રી.) તેરમાને દિવસે કરાતી શ્રાદ્ધક્રિયા; the ceremony performed on the thirteenth day after a person's death.

**સરવર**, (ન.) (જુઓ **સરોવર**) lake, pond.

**સરવરિયું**, (ન.) નાનું સરોવર; small lake or pond.



**સરવાણી**,(સ્ત્રી.)ઝરણું; spring of water.

**સરવાયું**, (ન.) જુઓ **સરવૈયું**.

**સરવાળે**, (અ.) અંતે; in the end: (૨) પરિણામે; consequently: (૩) એકંદર; on the whole.

**સરવાળો**, (પું.) addition: (૨) total.

**સરવું**, (વિ.) તીવ્ર શ્રવણશક્તિવાળું; having a keen sense of hearing: (૨) મોટા અવાજે બોલાયેલું; spoken loudly, shrill: (૩) અમુક જાતના સ્વાદ અને ફોરમવાળું; having a particular taste and fragrance: (૪) ચપળ; smart, nimble: (૫) સાદું, સરળ, easy, simple: (૬) સુંદર; elegant.

**સરવું**, (અ. ક્રિ.) સરકવું; move, slip, slide away. (૨) (હેતુ કે અર્થ) સિદ્ધ થવું, પાર પડવું; to be served, fulfilled, satisfied, accomplished.

**સરવૈયું**, (ન.) નફાનુકસાનનું વાર્ષિક તારણ; a balance-sheet

**સરવો**, (પું.) wooden ladle used in religious ceremonies (yajnas) for offering ghee to fire: (૨) ઉદાર પુરુષ; a generous person: (૩) શકોરું; earthen dish.

**સરશિયું**, (ન.) સરસવનું તેલ; rapeseed oil, mustard oil.

**સરસ**, (પું.) (જુઓ **સરેશ**) glue

**સરસ**, (વિ.) સ-રસ, રસ સહિતનું, રસપૂર્ણ; juicy: (૨) સારું, good, fine: (૩) ઉત્તમ; excellent: (૪) સુંદર, fine, handsome, beautiful.

**સરસમાચાર**, (પું. બ. વ.) ખબરઅંતર; news, information.

**સરસવ**, (પું.) rapeseed, mustard seed.

**સરસાઈ**, (સ્ત્રી.) ચડિયાતાપણું; superiority: (૨) ચડસાચડસી, સ્પર્ધા; rivalry, competition.

**સરસામાન**, (પું.) ઘરગથ્થુ સામાન, રાચરચીલું, household things or furniture.

**સરસિજ**, (ન.) કમળ; lotus.

**સરસિયું**, (ન.) જુઓ **સરશિયું**.
**સરસીધું**, (ન.) જુઓ **સીધું**.
**સરસું**, (અ.) નજીક, near, close, adjacent: (વિ.) સરસ; good, fine.
**સરસૂબો**, (પુ.) પ્રાંતનો વરિષ્ઠ કારોબારી અધિકારી,હાકેમ;governor of province.
**સરસ્વતી**, (સ્ત્રી.) વિદ્યાની દેવી, શારદા Saraswati–the goddess of knowledge and learning, Sharada.
**સરસ્વતી**, (સ્ત્રી.) name of a river in North Gujarat: (૨) the supposedly hidden river joining the Ganges and the Yamuna at Prayag in North India.
**સરસ્વતીપૂજન**, (ન.) festival of the worship of Saraswati celebrated either on the Vasant Panchami day or in the month of Ashwin: (૨) જુઓ **શારદાપૂજન**.
**સરહદ**, (સ્ત્રી.) સીમા; frontier, boundary, border.
**સરહિસાબનીશ**, (પું.) Accountant General.
**સરળ**, (વિ.) જુઓ **સરલ**.
**સરળતા**, (સ્ત્રી.) જુઓ **સરલતા**.
**સરંજામ**, (પું.) જોઈતી સામગ્રી; necessary equipment, paraphernalia: (૨) લશ્કરની સામગ્રી; war-materials and defence equipment: **સરંજામી**, (વિ.) pertaining to સરંજામ: (૨) શિલેદારી પદ્ધતિનું; feudal: **સરંજામી પદ્ધતિ**, (સ્ત્રી.) feudal system.
**સરા**, (સ્ત્રી.) ધર્મશાળા, મુસાફરખાનું; caravanserai, lodging place for travellers: (૨) શેરી, પોળ; street, lane: (૩) ધારા, પ્રવાહ; flow, stream, current: (૪) મોસમ: season (e. g. લગનસરા): **સરાઈ**, (સ્ત્રી.) સરા, ધર્મશાળા, મુસાફરખાનું; a caravansary, rest-house for travellers.
**સરાક**, (પું.) શૂળ; thorn: (૨) અણીદાર સળી, ફાંસ; blade of wood or grass having a sharp point.
**સરાકડો-સરોખડો**, (પું.) ચૂનાવાળી માટી; soil composed of a large proportion of lime.
**સરાગ**, (વિ.) રાગયુક્ત; full of love-affection or attachment: (૨) રંગવાળું; colourful.
**સરાટ**, (પું.) સરવા વાસ કે સ્વાદ (ખાસ કરીને જમીન કે માટીનાં); fine fragrance or taste (esp. of earth or soil).
**સરાડે**, (અ.) યોગ્ય કે સીધે માર્ગે; on the right or straight path
**સરાણ**, (સ્ત્રી.) whetstone, grindstone.
**સરાણિયાં**, (પું.) one who sharpens edged tools on a grindstone professionally: **સરાણે ચડાવવું**,ધાર કાઢવી; to sharpen an edged tool: (૨) આરંભ કરી આપવો, to provide an initiative to: (૩) ઉશ્કેરવું; to incite, to provoke, to instigate.
**સરાફ**, (પું.) **સરાફી**, (સ્ત્રી.) જુઓ '**શરાફ**'.
**સરાર**, (અ.) એક છેડેથી બીજા છેડા સુધી; from one end to the other: (૨) અંત સુધી; upto the end: (૩) લગાતાર; continuous.
**સરામણ**, (ન.) **સરામણી**, (સ્ત્રી.) સરાવવાની–શ્રાદ્ધક્રિયા કરાવવાની દક્ષિણા; present given to a Brahmin for performing the specific rites on the death anniversary of a relative.
**સરામણું**, (ન.) સરાવણું, શ્રાદ્ધ કરવું તે; the act of performing ceremonial rites on the death anniversary of a relative.
**સરાવ, સરાવલું**, (ન.) શકોરુ, earthen dish.
**સરાવવું**, (સ. ક્રિ.) શ્રાદ્ધ કરવું; to make ceremonial offerings on the death anniversary of a relative.
**સરાવણું**, (ન.) જુઓ **સરામણું**.

**સરાસર, સરાસરી,** (અ.) જુઓ **સરેરાશ.**
**સરાહ, સરાહના,** (સ્ત્રી.) પ્રશંસા, વખાણ; praise, eulogy, commendation.
**સરાહનીય,** (વિ.) સરાહનાને પાત્ર, સ્તુત્ય; praiseworthy, commendable.
**સરાહવું,**(સ. ક્રિ.) પ્રશંસા કરવી, to praise, to eulogize: (૨) મહિમા વધારવો; to enhance greatness or importance of.
**સરાંઠી,** (સ્ત્રી.) જુઓ **સાંઠી**
**સરિત, સરિતા,** (સ્ત્રી.) નદી; a river.
**સરિત્પતિ,** (પું.) સમુદ્ર; sea, ocean.
**સરિયામ,** (વિ.) ધોરી, મુખ્ય (રસ્તો), main, chief (road): (૨) જાહેર, સાર્વજનિક, public, open to all: (૩) સીધું, સળંગ, direct, straight: (૪) આખું; whole, unbroken (૫) સંપૂર્ણ; complete, total.
**સરીખું, સરીસું,** (વિ.) જુઓ **સરખું.**
**સરીસું,** (અ.) જુઓ **સરસું.**
**સરુ,** (ન) શરુ; cypress tree.
**સરૂપ,** (વિ.) સરખું, સમાન; similar: (૨) સુંદર, રૂપાળું; beautiful, handsome, good-looking.
**સરેડે,** (અ) જુઓ **સરાડે.**
**સરેરાશ,** (સ્ત્રી) સરાસરી; average.
**સરેરાશ,** (અ.) સરાસરી, on an average: (૨) શુમારે; approximately.
**સરેશ, સરેસ,** (પું.) મરેલાં જાનવરોનાં હાડકા–ચામડામાથી મળતો એક પ્રકારનો ચીકણો પદાર્થ; glue, gelatine.
**સરૈયો,** (પું.) અત્તર, ઇ. સુગંધી પદાર્થોનો વેપારી, perfumery-dealer, perfumer.
**સરોખડો,** (પુ.) જુઓ **સરાકડો.**
**સરોગત,** (અ.) સાધારણ રીતે, usually, normally.
**સરોજ,** (ન.) કમળ; lotus (flower): **સરોજા,** (સ્ત્રી) સરોવરમાંથી જન્મતી–નદી; river: **સરોજિની,** (સ્ત્રી.) કમળની વેલ; lotus plant.
**સરોટો,** (પું.) સાપનો લિસોટો; the mark left by a moving serpent.
**સરોતો–સરોદો,**(પું.)સૂડી, nut-cracker.
**સરોદ, સરોદો,** (પું.) સારંગી; Sarangi, a kind of stringed-musical instrument.
**સરોવર,**(ન)મોટું તળાવ; lake.
**સરોષ,** (વિ.) રોષ (ક્રોધ) સહિત; with anger: (૨) ક્રોધિત; angered, angry.
**સર્ગ,** (પું.) સૃષ્ટિ, the universe: (૨) ઉત્પત્તિ; creation, origin, source: (૩)ત્યાગ; abandonment, relinquishment, renunciation: (૪) કાવ્યનો અધ્યાય, કાંડ; canto, section or division of an epic: **–મીમાંસા,** (સ્ત્રી.) સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ ચર્ચતું શાસ્ત્ર; cosmogony, theory of the creation of the universe· **–શક્તિ,** (સ્ત્રી.) સર્જનશક્તિ;creative power.
**સર્જક,** (વિ.)સર્જનાર, creative: (પું.) creator.
**સર્જન,** (ન.) સર્જવું તે; the act of creating: (૨) સર્જેલી કૃતિ; the thing created, creation: (૩) સૃષ્ટિ; the universe: (૪) surgeon **–હાર,** (પું.) સર્જક; one who produces or creates: (૨) સૃષ્ટિનો સર્જક, ઈશ્વર; the Creator, the God **–જૂનું,** (વિ.) આદિ, સૃષ્ટિની શરૂઆતથી ચાલતું આવેલું; as old as the creation, primordial: **–શક્તિ,** (સ્ત્રી) creative power:
**સર્જનાત્મક,** (વિ.) સર્જન વિશેનું; pertaining to the act of creation or the thing created or the creation: (૨) સર્જક; creative.
**સર્જના,** (સ્ત્રી) સર્જવુ તે; the act of creating
**સર્જવું,** (સ. ક્રિ.) ઉત્પન્ન કે પેદા કરવું, રચવું, to create, to produce, to compose, to construct.
**સર્જિત,** (વિ.) સર્જેલું; created: (૨) નસીબમા લખેલું; destined, pre-ordained.
**સર્પ,** (પુ.) સાપ; snake, serpent:

–ગંધા, (સ્ત્રી.) name of a plant: –ણી, (સ્ત્રી.) (also સર્પિણી), a female serpent: –દંશ, (પું.) સાપનો દંશ; snake-bite: સર્પાકાર, (વિ.) સર્પ જેવા આકારવાળું; resembling the form of a serpent, serpentine, zigzag: સર્પાસન, (ન.) ભુજંગાસન; one of the Yogic Asanas.

**સર્પવું**, (અ. ક્રિ.) ધસી જવું, દોડી જવું; to rush towards.

**સર્પિણી**, (સ્ત્રી) જુઓ સર્પિણી.

**સર્વ**, (વિ.) સમગ્ર, અખિલ, બધું; entire, whole, all: –કાલીન, (વિ.) નિત્ય, અનંત, શાશ્વત; ever-lasting, endless, eternal: –ગત, (વિ.) –ગામી, (વિ.) સર્વત્ર રહેલું, સર્વવ્યાપક; omnipresent: –ગામિત્વ, (ન.) સર્વગામીપણું; omnipresence: –ગુણસંપન્ન, (વિ.) endowed with all the virtues: –ગ્રાહી, (વિ.) બધું સમાવી લેતું; comprehensive, including everything: (૨) બધું સમજતું; comprehending everything.–ગ્રાહ્ય, (વિ.) બધાથી ગ્રહણ થાય-સમજાય એવું; comprehensible to all and sundry: –જનીન, (વિ.) સાર્વજનિક, public: –જ્ઞ, (વિ) બધું જાણનાર; all-knowing, omniscient: –જ્ઞતા, (સ્ત્રી.) –જ્ઞત્વ, (ન.) omniscience: –જ્ઞાત, (વિ.) સર્વવિદિત; known to all: –ત, (વિ.) બધી બાજુએથી; from all sides: (૨) સર્વ પ્રકારે; in all ways: –તોભદ્ર, (વિ) દરેક રીતે સુંદર કે સારું; beautiful or good in all respects: –તોમુખ, (વિ.) –તોમુખી, (વિ.) having faces on all sides: (૨) દરેક પ્રકારનું; of every kind: (૩) સર્વાંગી, સંપૂર્ણ; covering all aspects, perfect: –ત્ર, (અ.) બધાં સ્થળે; everywhere: –થા, (અ.) બધી રીતે, સર્વ પ્રકારે; in all ways, in every respect: –દર્શી, (વિ.) બધું જોનાર કે જાણનાર; all-seeing, all knowing, omniscient: –દા, (અ.) હંમેશાં, નિરંતર; always, constantly: –દેશી, (વિ.) –સર્વદેશીય, (વિ.) બધા દેશ, અંગ કે વિભાગને લગતું; pertaining to all the countries, cosmopolitan: (૨) pertaining to all the aspects of a thing, subject or topic: –દ્રાવક, (વિ.) સર્વને ઓગાળે એવું (જેમ કે, પાણી); Universal solvent: –ધર્મસમભાવ, (પું.) બધા ધર્મો પ્રત્યે સમાનતાનો ભાવ; sense of equality towards all religions: –નામ, (ન) (વ્યા) નામને બદલે વપરાતો શબ્દ; (gram.) pronoun: –નાશ, (પું.) બધાનો નાશ, સંપૂર્ણ નાશ; total destruction, utter ruin:–પક્ષી,–પક્ષીય, (વિ.) બધા પક્ષોને લગતું; of or pertaining to all sides or parties: –ભક્ષી, (વિ.) બધા પદાર્થોનું ભક્ષણ કરનારું; omnivorous: –ભૌમ, (વિ.) જુઓ સાર્વભૌમ,–મતે, (અ.) સર્વાનુમતે, unanimously: –મય, (વિ.) સર્વવ્યાપી, સર્વગત; all-pervading, omnipresent, ubiquitous: –માન્ય, (વિ.) બધાંને માન્ય કે સ્વીકાર્ય; accepted or admitted by all, universally acknowledged: –વિધ, (વિ.) સર્વ પ્રકારનું; of all kinds –વેત્તા, (વિ.) બધું જાણનાર; all-knowing: –વ્યાપક, –વ્યાપી, (વિ.) દરેક સ્થળે વ્યાપેલું; all-pervading, omnipresent, ubiquitous: –વ્યાપકતા, (સ્ત્રી) all-pervasiveness, omnipresence, ubiquity: –શક્તિમાન, (વિ.) બધું કરવાની શક્તિ ધરાવનાર, અજોડ સામર્થ્ય ધરાવનાર; all-powerful, almighty, omnipotent: –શ્રેષ્ઠ, (વિ.) બધામાં ઉત્તમ; best of all: –સત્તાધીશ, (વિ) સંપૂર્ણ સત્તા ધરાવતું; having absolute powers: (પું) સરમુખત્યાર; dictator: –સંગ્રહ, (પું.) સર્વ પ્રકારની માહિતી આપતો ગ્રંથ;

encyclopaedia, gazetteer:–સંગ્રાહક, (વિ.) all-inclusive: –સાધારણ, –સામાન્ય, (વિ.) સૌને લાગુ પડતું; applicable or common to all: –સુલભ, (વિ) સર્વને સુલભ હોય એવું; available to all: –સ્વ, (ન) પોતાની માલિકીનું બધું જ, all one's possessions, one's all-in all: –સ્વીકૃત, (વિ.) સૌએ સ્વીકારેલું; acknowledged by all: –હિતકર, –હિતકારી, (વિ.) સર્વનું હિત કરે એવું; beneficial to all: **સર્વાતીત,** (વિ) સર્વથી પર; transcending all.

**સર્વાનુમત,** (વિ) બધાને સ્વીકાર્ય કે કબૂલ; unanimous: (પું.) બધાનો સમાન મત; unanimity.

**સર્વાનુમતિ,** (સ્ત્રી.) સર્વાનુમત, unanimity.

**સર્વાંગસંપૂર્ણ,** (વિ.) સર્વ અંગે અથવા દરેક રીતે સંપૂર્ણ; perfect or excellent in all aspects: **સર્વાંગસુંદર,** (વિ.) બધાં અંગે સુંદર; thoroughly beautiful: **સર્વાંગાસન,** (ન.) one of the Yogic Asanas.

**સર્વાંગી, સર્વાંગીણ,** (વિ.) બધાં અંગો કે વિભાગોને લગતું, pertaining to all the limbs or aspects, all-embracing, all-round.

**સર્વાંશે,** (અ.) સર્વ અંશે; in every respect, total, completes, perfect: **સર્વે,** (સ.) સઘળું, બધું; all, entire.

**સર્વોચ્ચ,** (વિ) ઉચ્ચતમ, સૌથી ઊંચું સ્થાન ધરાવતું; highest, greatest: **સર્વોચ્ચ અદાલત,** (સ્ત્રી.) Supreme Court.

**સર્વોત્કૃષ્ટ, સર્વોત્તમ,** (વિ) શ્રેષ્ઠ, ઉત્તમ; best of all, excellent: **સર્વોદય,** (વિ.) સામુદાયિક ઉન્નતિ કે કલ્યાણ, collective or universal progress or welfare.

**સર્વોદયવાદ,** (પું.) the doctrine of સર્વોદય. [in doctrine of સર્વોદય.

**સર્વોદયવાદી,** (વિ.) one who believes

**સર્વોપયોગી,** (વિ.) બધાંને ઉપયોગી; useful to all: **સર્વોપરી,** (વિ.) સૌથી ચડિયાતું, સર્વોચ્ચ; superior to all, highest, supreme.

**સર્વોપરીતા,** (સ્ત્રી.) **સર્વોપરીત્વ, સર્વોપરીપણું,** (ન.) શ્રેષ્ઠતા, શ્રેષ્ઠત્વ; supremacy.

**સલક્ષણું, સલખણું,** (વિ.) જુઓ **સુલક્ષણું.**

**સલજ્જ,** (વિ.) લજ્જાયુક્ત; bashful, shy, coy: (અ.) લજ્જાપૂર્વક; shyly.

**સલવવું,** (સ. ક્રિ.) જુઓ **સાલવવું.**

**સલવામણ,** (સ્ત્રી.) સલવાવું તે; confusion, bewilderment: (૨) સાલવવાનું મહેનતાણું; wages for fitting joints in their sockets.

**સલવાવું,** (અ. ક્રિ.) ઉકેલ ન સૂઝવાથી મૂંઝાવું, ગૂંચાવું; to be puzzled, confused or bewildered, to be in a fix.

**સલાટ,** (પું.) પથ્થરકામ કરનાર, પથ્થર ઘડનાર; a stone-cutter, a stone-mason.

**સલાટી(–ડી),** (સ્ત્રી.) ધાર કાઢવાનો પથ્થર; a rectangular piece of stone with a smooth surface used for sharpening edged tools, cobbler's whetstone. [masonry.

**સલાટું,** (ન.) સલાટનું કામકાજ કે ધંધો;

**સલાડું,** (ન.) સલાટી; cobbler's whetstone: (૨) ભંભેરણી; instigation.

**સલામ,** (સ્ત્રી.) નમસ્કાર, અભિવાદન; salutation, bow: **સલામી,** (સ્ત્રી.) માનસૂચક સલામવિધિ; salute (of guns, etc.) as a mark of honour.

**સલામત,** (વિ.) ભય કે જોખમથી મુક્ત, સુરક્ષિત; free from fear or danger, safe, secure, well-protected: (૨) હયાત, alive. (૩) તંદુરસ્ત; healthy: **સલામતી,** (સ્ત્રી.) સુરક્ષિતતા, safety, security: (૨) હયાતી, જિંદગી; life, existence: (૩) તંદુરસ્તી; health.

**સલાવડું,** (ન.) શકોરું; earthen dish or bowl: (૨) માટીનું ભિક્ષાપાત્ર, earthen begging-bowl.

**સલાહ,** (સ્ત્રી.) બોધ, શિખામણ; admonition, advice, counsel: (૨) મંતવ્ય, અભિપ્રાય; opinion: (૩) શાંતિ, સુલેહ, સમાધાન; peace, amity, reconciliation:–**કાર,**(વિ.)(પું.) શિખામણ આપનાર, માર્ગદર્શક; advisor, guide: (૨) શાંતિ સ્થાપક,સમાધાન કરાવનાર; peace-maker: **સલાહકાર–સમિતિ,** advisory board or committee.

**સલિલ,** (ન.) પાણી; water.

**સલૂક,** (સ્ત્રી.) વર્તણૂક, રીતભાત; behaviour, conduct, manners: (૨) સદ્ભાવ, સુમેળ, goodwill, concord: (૩) ભલાઈ, ઉપકાર; goodness, obligation: **સલૂકાઈ,** (સ્ત્રી.)સભ્યતા; civility, modesty: (૨) સદ્ભાવ, સુમેળ; goodwill, concord.

**સલૂણું,** (વિ) આકર્ષક, મોહક, સુંદર; attractive, fascinating, beautiful.

**સલેપાટ,** (પું.) રેલના પાટા નીચે ગોઠવાતો પાટડો; sleeper (of a railway-line).

**સલો,** (પું.) જમીન પર છાણ અને માટીનું પાતળું લીંપણ;thin coating on a floor of mixture of soil and cow-dung.

**સલ્તનત,** (સ્ત્રી.) પાદશાહત, સામ્રાજ્ય; kingdom, empire.

**સલ્લી,** (સ્ત્રી.) અસ્ત્રાને ધાર કાઢવાનો સપાટ પથ્થર; a barber's flat whetstone.

**સલ્લો,** (પું.) સાગોળ; fine powder of lime-stone.

**સવચ્છી,** (વિ.) (સ્ત્રી.) જુઓ **સવત્સ.**

**સવડ,** (પુ.) (સ્ત્રી.) જુઓ **સગવડ.**

**સવત્સ –સવત્સા –સવત્સી,** (વિ.) (સ્ત્રી.) વાછડાવાળી; accompanied by a calf.

**સવર્ણ,** (વિ.) એક જ વર્ણ, જ્ઞાતિ કે વર્ગનું; of the same class or caste: (૨) આર્યોની વર્ણવ્યવસ્થામાંના કોઈ પણ એક વર્ણનું; (a member) belonging to any of the four 'Varnas' or classes of the Aryas. [facility.

**સવલત,** (સ્ત્રી.) સગવડ; convinience,

**સવળવું,** (અ. ક્રિ.) જુઓ **સળવળવું.**

**સવળું,**(વિ )સુલટું(opposite of અવળું); having the right or proper side exposed, not inverted or up-side-down:(૨) right, proper: (૩) clockwise: **સવળા પાસા પડવા,** ધાર્યું કામ પાર પડવું, ફતેહ થવી; to accomplish as desired, to succeed: **સવળું પડવું,** સફળ થવું; to succeed: (૨) અનુકૂળ (પરિણામ) આવવું; to get desired or favourable result.

**સવા,** (પું.) અનુકૂળ વા-પવન; favourable breeze: (૨) અનુકૂળ; favourable, conducive, propitious.

**સવા,** (પુ. બ. વ.) જુઓ **સુવા.**

**સવા,** (વિ) ૧¼; one and a quarter —$1\frac{1}{4}$: (૨) when prefixed to perfect numbers, such as 100, 1000, etc , means one and one fourth times that number, e. g. સવાસો=one hundred and twenty five (૩)when prefixed to a number other than perfect numbers (such as 100, 1000, etc ), it means one fourth more than the number, e. g. સવા ૭; means $6\frac{1}{4}$: –**આઠ,** મન માને એવું, સારું; satisfactory, good: –**વીસ,** સાચું, યોગ્ય; true, correct, authoritative: –**શેર,** ઘણું, ખૂબ; very much. (e. g. સવા શેર લોહી ચડવું; to be extremely pleased): (૨) ચડિયાતું; superior: **સવાઈ,** (વિ ) સવાયું; one and a quarter times the quantity: (૨) (સ્ત્રી.) ચડિયાતાપણું; superiority.

**સવાકવા,** (પું.) અનુકૂળ કે પ્રતિકૂળ પવન; favourable or adverse wind: (૨) અકસ્માત; accident.

**સવાકો,**(પું.) પૈસો, દોઢિયું; pice, paisa.

**સવાણ,** (સ્ત્રી.) સોબતનો આનંદ કે હૂંફ;

pleasure or warmth derived from company: (૨) આરામ; ease, comfort: (૩) (ન.) પશુ માદાના ગર્ભાધાનનો કાળ; period of heat in animals
**સવાદિયું,** (વિ.) સ્વાદિષ્ટ, લિજ્જતદાર; tasty, delicious (૨) સ્વાદિષ્ટ વાનગીઓ ખાવાનું શોખીન; fond of delicious eatables, gourmand.
**સવાયા,** (પું. બ. વ.) **સવાયાં,** (ન. બ. વ.) સવાના આંકનો કોઠો; multiplication table in which the numbers one to hundred are multiplied by one and a quarter.
**સવાયું,** (વિ.) સવાગણું; one and a quarter times (in quantity)· (૨) ચડિયાતું; superior.
**સવાયો,** (પું.) જુઓ **સવાકો.**
**સવાર,** (સ્ત્રી.) morning, dawn.
**સવાર,** (વિ.) (મુસાફરી માટે) વાહનમાં કે પશુ પર બેઠેલું; seated on the back of a beast or in a vehicle: (પું.) અસવાર; person riding on an animal or travelling in a vehicle: (૨) ઘોડેસવાર, horseman: **-થવું,** ઘોડે બેસવું; to ride a horse: (૨) (કોઈના પર) ચઢી બેસવું; to be over-bearing.
**સવારી,** (સ્ત્રી.) સવાર થવુ તે; the act of riding: (૨) ઉતારુ; passenger:(૩) વરઘોડામાં ફરવું તે, the act of moving in a procession: (૪) ઠાઠમાઠવાળું સરઘસ; pompous procession: (૫) અમલદારીને અંગે મુસાફરી, official tour by an officer on duty: (૬) કૂચ, કવાયત; march: (૭) ચડાઈ, હુમલો, આક્રમણ; invasion.
**સવાલ,** (પું.) પ્રશ્ન; question: (૨) પૂછપરછ; inquiry: (૩) અરજ, વિનંતિ, વિનમ્ર માગણી; request, humble demand: (૩) કથન, બોલ; statement, utterance: **-જવાબ,** (પું. બ. વ.) પ્રશ્નોત્તર; questions and answers: (૨) પૂછપરછ; inquiry: (૩) તકરાર, બોલાચાલી; altercation, wrangling.
**સવાલપત્ર-સવાલપત્રક,**(ન.)જુઓ**પ્રશ્નપત્ર.**
**સવાલી,** (પુ.) સવાલ કરનાર; questioner: (૨) માગનાર, અરજદાર, one who makes a request, applicant.
**સવાસણ,** (સ્ત્રી.) જુઓ **સુવાસણ.**
**સવાસલું,** (ન.) ખુશામત; flattery: (૨) આજીજી,કાલાવાલા;entreaty,solicitation.
**સવિકલ્પ, સવિકલ્પક,** (વિ.) વિકલ્પવાળું; optional: (૨) સંદેહયુક્ત; doubtful: (૩) સમાધિનો એક પ્રકાર, જેમાં જ્ઞાતા અને જ્ઞેયની અલગતા જળવાય છે, kind of trance or Samadhi in which the distinction between the knower and the known remains.
**સવિતા,** (પું.) સૂર્ય; the sun: (૨) સર્જનહાર,પરમાત્મા;God, the Creator.
**સવિનય,** (વિ.) વિનયી; courteous, modest: (અ.) વિનયપૂર્વક; modestly.
**સવિશેષ,** (વિ.) વિશિષ્ટ; peculiar, having some special quality: (૨) અસાધારણ; extraordinary: (૩) મુખ્ય, chief, main: (અ.) વિશેષે, વિશિષ્ટ રીતે, ખાસ કરીને; especially, particularly: (૨) ખૂબ જ અતિરેકથી; extremely.
**સવિસ્તર,** (વિ.) વિગતવાર, વિસ્તારયુક્ત; detailed, extensive: (૨) વિગતથી, વિસ્તારપૂર્વક; in detail, extensively.
**સવિસ્મય,** (વિ.) with surprise.
**સવે,** (અ.) યોગ્ય સ્થળે કે માર્ગે; at the proper place, on the proper path: (૨)વ્યવસ્થિત; orderly,well-arranged.
**સવે,** (વિ.) સરસ, સારું, આવકારપાત્ર; fine, good, welcome.
**સવે પડવું,** અનુકૂળ થવું; to be suitable or favourable to: (૨) બરોબર ગોઠવાવું; to be settled.
**સવે કરવું,** ઠેકાણે કરવું: to put in proper place: (૨) મારી નાખવું; to kill.

**સવેલી,** (વિ.) (સ્ત્રી.) છોકરાં સાથે નાતરે આવેલી; woman with encumbrance married to a second husband: (૨) સગાઈ થઈ હોય છતાં બારોબાર બીજે પરણાવી દીધેલી; betrothed girl given away elsewhere in marriage without informing her first fiance.
**સવેળા,** (અ.) સમયસર; at the proper time: (૨) અગાઉથી; in advance, before the right time. [of metre.
**સવૈયો,** (પુ.) એક પ્રકારનો છંદ; a kind
**સવ્ય,** (વિ.) ડાબું; left: (૨) ડાબા ખભા પર રહેલું (જનોઈ); (of sacred thread) lying on the left shoulder.
**સવ્યસાચી,** (પું.) ડાબે હાથે પણ બાણ છોડી શકનાર, અર્જુન; capable to discharge arrows with left hand also, Arjuna.
**સવ્યાપસવ્ય,** (વિ.) ડાબું અને જમણું, left and right: (૨) ખરું-ખોટું; true and false: **-કરવું,** સંતાડવું; to conceal: (૨) પચાવી પાડવું; to misappropriate (other's property). [werful.
**સશક્ત,** (વિ.) શક્તિશાળી; strong, po-
**સશસ્ત્ર,** (વિ) શસ્ત્રોથી સજ્જ; armed, equipped with weapons: (૨) હિંસક; violent.
**સસડવું,** (અ. ક્રિ.) સડ સડ અવાજ સાથે ઊકળવું; to boil with a simmering sound.
**સસડાવવું,** (સ. ક્રિ) (સસડવુંનું પ્રેરક) સડ સડ અવાજ થાય એટલું ઊકાળવું; to cause to boil with a simmering sound.
**સસણવું,** (અ. ક્રિ.) જુઓ **સણસણવું.**
**સસણી,** (સ્ત્રી )સણ સણ અવાજ; a simmering sound: (૨) બાળકોને થતી એક પ્રકારની ઉધરસ; whooping cough.
**સસરો,** (પું.) પતિ કે પત્નીનો પિતા; father-in-law.
**સસલી,** (સ્ત્રી.) માદા સસલું; female rabbit: **સસલું,** (ન.) hare, rabbit: **સસલો,**(પું.) નર સસલું; male rabbit.
**સસવું,** (અ. ક્રિ.) ફૂલેલી વસ્તુનું બેસી જવું; getting compressed (of a swollen or puffed up object).
**સસ્તન-સસ્તની,** (વિ.) સ્તનવાળું; having mammae, mammal.
**સસ્તું,** (વિ.) સોંઘું; cheap, low-priced: (૨) ભાર કે વજૂદ વિનાનું; not having weight or substance.
**સસ્તાઈ,** (સ્ત્રી.) સોંઘારત; cheapness.
**સસ્નેહ,** (વિ.) સ્નેહસહિત; with love
**સસ્ય,** (ન) અનાજ; corn, grain.
**સસ્સો,** (પું.) સસલો; male rabbit.
**સહ,** (અ.) સાથે, ની સોબતમાં; with, in the company of: **-અસ્તિત્વ,** (ન.) સાથે હોવુ તે; co-existence: **-કાર,**(પું.) સંયુક્ત રીતે, એકબીજાને મદદ કરીને કામ કરવું તે; co-operation: (૨) આંબો; mango-tree: **-કારી,** (વિ.) સહકારથી થતું કે બનતું; co-operative: (પું.) સહકાર કરનાર; co-operator.
**સહગમન,** (ન.) સાથે જવું તે; going together: (૨) સતી થવું તે; woman's self-immolation with her husband's corpse.
**સહચર,** (વિ.) (પું.)સોબતી; companion: **સહચરી,** (સ્ત્રી.) (વિ.) સખી, સાહેલી; female companion. (૨) પત્ની; wife.
**સહચાર,** (પું.) સોબત, સંગ; company, accompaniment: (૨) સંબંધ, સુમેળ; relation, harmony, concord: **સહચારી,** (વિ.) (પું.) જુઓ **સહચર· સહચારિણી,** (વિ.) (સ્ત્રી.) જુઓ **સહચરી.**
**સહજ,** (વિ.) સાથે જન્મેલું; born together with: (૨) સ્વાભાવિક, કુદરતી; innate, inherent, natural: (૩) થોડું, જરા; a little: (૪) આસાન, સહેલું; easy.
**સહજ,** (અ.) ખાસ કારણ વિના; with-

out any specific reason, casually: (૨) સ્વાભાવિક રીતે; naturally: (૩) સહેલાઈથી; easily: **-પ્રાપ્ત,** (વિ.) સહેલાઈથી મળેલું; easily obtained: **-બુદ્ધિ,** (સ્ત્રી.) કુદરતી પ્રેરણા; instinct: **-સ્ફુરણ, -સ્ફુરણા, -સ્ફૂર્તિ,** (સ્ત્રી.) સહજબુદ્ધિ; instinct, intuition.

**સહજાત,** (વિ.) સાથે જન્મેલું; born together with: (૨) જોડકું; twins.

**સહજાનંદ,** (પું.) સહજ-સ્વાભાવિક આનંદ, આત્માનંદ; beatitude or bliss natural to the soul.

**સહજીવન,** (ન.) દંપતીનું લગ્નજીવન; married life of a couple: (૨) સાથે ગુજારાતું જીવન; life lived together

**સહતંત્રી,** (પું.) assistant editor.

**સહદેવ,** (પું.) પાંચ પાંડવોમાંનો એક; one of the five Pandavas.

**સહધર્મચાર,** (પું.) ગૃહસ્થાશ્રમ, પતિપત્નીએ સહકારથી સાંસારિક ફરજો બજાવવી તે; married life, the fulfilment of worldly duties by husband and wife: **સહધર્મચારિણી,** (સ્ત્રી) wife: **સહધર્મચારી,** (પું.) પતિ; husband· **સહધર્મિણી,સહભાગિની,** (સ્ત્રી.) wife.

**સહધર્મી,** (વિ.) સમાન ગુણો કે લક્ષણોવાળું; having similar properties or qualities: (૨) એક જ ધાર્મિક પંથના અનુયાયી; followers of the same religion or sect.

**સહન,** (ન.) ખમવું કે સહેવું તે; suffering, endurance: **-શક્તિ,** (સ્ત્રી.) દુઃખો, ઇ. ખમવા કે સહેવાની શક્તિ; the power of endurance: **-શીલ,** (વિ.) સહિષ્ણુ, tolerant, forbearing: enduring: (૨) ધીર; patient: **-શીલતા,** (સ્ત્રી.) સહિષ્ણુતા; patience, tolerance.

**સહપાઠી,** (પું.) (વિ.) સહાધ્યાયી, સાથે ભણનાર; co-student.

**સહપ્રતિવાદી,** (પું.) સાથેનો-બીજો પ્રતિવાદી; co-respondent, co-defendent.

**સહભાગી,** (વિ.) ભાગીદાર; partner.

**સહભાવ,**(પું.)સહઅસ્તિત્વ; co-existence.

**સહભોજન,** (ન.) સમૂહભોજન; dining together of persons belonging to different families of one caste or to different castes.

**સહમત,** (વિ.) સમાન મતવાળું, એકમત; concurring with, holding same opinion, agreeing with.

**સહમતિ,** (સ્ત્રી.) એકમતી, સંમતતા; concurrence, agreement.

**સહમંત્રી,** (પું.) joint secretary.

**સહયાત્રા,** (સ્ત્રી.) સાથે કરાતી યાત્રા; group pilgrimage.

**સહયાત્રી,** (પું.) સાથે યાત્રા કરનાર; pilgrim companion or companion in pilgrimage.

**સહયોગ,** (પું.) જુઓ **સહકાર, સહયોગી,** (વિ.) (પું.) જુઓ **સહકારી.**

**સહર્ષ,** (વિ.) હર્ષયુક્ત, આનંદી; j yous, joyful, glad. (અ.) હર્ષભેર; joyfully.

**સહવર્તમાન, સહવર્તી,** (વિ.) સાથે હોય કે રહેતું હોય તેવું; concurrent.

**સહવાસ,** (પું.) સાથે વસવું તે; living or dwelling together: (૨) સોબત, સંબંધ; company, companionship, relation, contact (૩) મહાવરો, અભ્યાસ, familiarity, habit, practice: **સહવાસી,** (વિ.) સાથે રહેતું; living together (૨) અભ્યાસી, ટેવાયેલું; habituated, used to (૩) પરિચિત; familiar.

**સહશિક્ષણ,** (ન.) છોકરા-છોકરીઓને સાથે શિક્ષણ આપવું તે; co-education (of boys and girls)

**સહસા,** (અ.) ઓચિંતું; suddenly: (૨) ઉતાવળે; hastily: (૩) વગરવિચાર્યે; thoughtlessly, rashly.

**સહસ્ર,** (વિ.) (પું.) હજાર; thousand: **-કર,** (પું.) સૂર્ય; the sun: **-ધા,** (અ.) હજાર પ્રકારે, અનેક પ્રકારે; in a thousand ways, in innumerable ways: **-રશ્મિ,** (પું.) સૂર્ય; the sun: **સહસ્રાવધિ,** (વિ.) હજાર કે હજારોની સંખ્યામાં હોતું; of the quantity of a thousand or thousands.
**સહાધ્યાયી,** (વિ.) (પું.) સહપાઠી; fellow-student.
**સહાનુભાવ,** (પું.) **સહાનુભૂતિ,** (સ્ત્રી.) દિલસોજી, દયાભાવ; sympathy, compassion.
**સહાય,** (પું.) મિત્ર, મદદગાર; friend, helper.
**સહાય,** (સ્ત્રી.) મદદ; સહાયતા; help, assistance: **-ક,** (વિ.) મદદગાર; helper, assistant: **-કારક, -કારી,** (વિ.) સહાયક; helping, assistant: (વ્યા.) મૂળ ક્રિયાપદ સાથે વપરાતું સહાયક ક્રિયાપદ; (grammar) auxiliary (verb): **-તા,** (સ્ત્રી.) જુઓ **સહાય.**
**સહાયભૂત,** (વિ.) ઉપયોગી; helpful.
**સહારો,** (પું.)આશ્રય, હૂંફ, સહાય; shelter, refuge, help, encouragement.
**સહિત,** (અ.) સાથે,— સોબતમાં; with, together with, along with.
**સહિયર, સહી,** (સ્ત્રી.) સખી, સાહેલી; female friend.
**સહિયારું,** (વિ.) સંયુક્ત માલિકીનું, ભાગીદારીનું; jointly, owned, held in partnership: (૨) અવિભક્ત, સંયુક્ત; undivided, joint: (ન.) ભાગીદારી, પંતિયાળું; partnership.
**સહિષ્ણુ,** (વિ.) સહનશીલ; tolerant, forbearing: **-તા,** (સ્ત્રી.) સહનશીલતા; tolerance, endurance, patience.
**સહી,** (સ્ત્રી.) signature: (વિ.) ખરું, સાચું; right, true: (અ.) નક્કી, ચોક્કસ, મંજૂર; certainly, admittedly.
**સહીસલામત,** (વિ.) જુઓ **સલામત.**
**સહીસલામતી,** (સ્ત્રી.) જુઓ **સલામતી.**
**સહીસાટું,** (ન.) સહી આપીને નક્કી કરેલું સાટું કે કરાર; signed agreement.
**સહુ,** (વિ.) બધાં, સર્વ; all, everyone.
**સહૂલિયત,** (સ્ત્રી.) સહેલાઈ, અનુકૂળતા, સુગમતા; ease, suitability.
**સહૃદય,** (વિ.) સામાની લાગણી સમજી શકે એવું, દયાળું; sympathetic, compassionate, kind: (અ.) હૃદયના ભાવપૂર્વક; sincerely: **-તા,** (સ્ત્રી.) sympathy compassion: (૨) sincerity.
**સહેજ,** (વિ.) અલ્પ, થોડું; a little: (૨) નજીવું; slight, inconsiderable: (અ.) જુઓ **સહજ: -સાજ,** (વિ.)(અ.) નજીવું,અલ્પ પ્રમાણમાં; slight, slightly: **સહેજે,** (અ.) સહેલાઈથી, સ્વાભાવિક રીતે; easily, naturally.
**સહેતુક,** (વિ.) હેતુસહિત, સપ્રયોજન; intentional, purposeful.
**સહેલ,** (વિ.) સહેલું; easy.
**સહેલ,** (સ્ત્રી.) આનંદપર્યટન; excursion; pleasure-trip: (૨) લહેર, મોજમજા; merriment: **-ગાહ,** (સ્ત્રી.) સહેલ; pleasure-trip, excursion: (૨) આનંદપર્યટન માટેનું સ્થળ; place for excursion or merriment: **-સપાટા,** (પું. બ. વ.) મોજમજા; merriment: **સહેલાઈ,** (સ્ત્રી.) સરળતા; ease, easiness.
**સહેલાણી,** (વિ.) લહેરી; gay, easy-going, joyous: (પું.) joyous person.
**સહેલું,** (વિ.) સરળ; easy, not difficult **-સટ,** (વિ.) તદ્દન સહેલું; quite easy.
**સહેવું,** (સ. ક્રિ.) સહન કરવું, ખમવું; to suffer, to endure.
**સહોદર,** (વિ.) એક જ માતાના પેટે જન્મેલું; born of the same mother: (પું.) ભાઈ, brother.
**સહોદરા, સહોદરી,** (વિ.) (સ્ત્રી.) બહેન; sister.
**સહ્ય,** (વિ.) સહન થઈ શકે એવું; endurable, bearable, tolerable: **-ભેદ,** (પું.) (વ્યા.) કર્મણિપ્રયોગ; (grammar) passive voice.

**સળ,** (પું.) fold, mark left by folding or pressure: (૨) સોળ; weal, ridge raised on flesh by stroke of whip or rod: (૩) સૂઝ, સમજ; deeper understanding, penetrating comprehension.

**સળક,** (સ્ત્રી.) જુઓ **સણકો**

**સળકડી,** (સ્ત્રી.) નાની સળી, સળેકડી: small needle-like piece of wood, reed, etc.: (૨) ઉશ્કેરણી; instigation: **સળકડું,** (ન.) સળકડી.

**સળકવું,** (અ. ક્રિ.) જુઓ **સળવળવું.** (૨) શૂળ જેવી પીડા થવી; to suffer from piercing pain.

**સળકો,** (પું.) સણકો; shooting pain: (૨) તીવ્ર ઇચ્છા; intense desire, longing.

**સળગ,** (સ્ત્રી.) સળગવું તે; ignition: **-ણું,** (વિ.) ઝટ સળગી ઊઠે તેવું; inflammable: **-બિંદુ,** (ન.) જે ગરમીએ પદાર્થ સળગી ઊઠે તેને આંક-ઉષ્ણામાન; ignition-point.

**સળગવું,** (અ. ક્રિ.) બળવું; to burn.

**સળગાવવું,** (સ. ક્રિ.) બાળવું; to cause to burn.

**સળવળવું,** (અ. ક્રિ.) જરા જરા ખસવું; to move slowly: (૨) શરીર પર કોઈ જીવડાનું હલનચલન થતું હોય એવી સંવેદના અનુભવવી; to feel a creeping sensation: (૩) કોઈ કામ કરવા તૈયાર થવું; *to get ready to do something.*

**સળવળાટ,** (પું.) સળવળવું તે; slight movement: (૨) creeping sensation: (૩) eagerness to do something.

**સળવું,** (અ. ક્રિ.) જુઓ **સડવું.**

**સળંગ,** વિ.) અતૂટ, આખું, unbroken, whole, entire: (૨) સાંધારહિત; having no joints: (૩) સતત, continuous: (અ.) સતત, continuously, incessantly: (૨) અંત સુધી; upto the end: **-તા,** (સ્ત્રી.) continuity: (૨) entirety: **-સૂત્ર,** (વિ) ક્રમબદ્ધ સંકળાયેલું; arranged in well-knit and unbroken order: (૨) સળંગ, અતૂટ; entire, whole: **-સૂત્રતા,** (સ્ત્રી.) logical continuity (of a subject).

**સળિયો,** (પું.) rod or bar (of metal).

**સળી,** (સ્ત્રી.) thin, long, round stick (of metal, wood, etc.): **-સંચો,** (પું.) પ્રપંચ; intrigue, trick, contrivance: (૨) ઉશ્કેરણી; instigation.

**સળેકડી,** (સ્ત્રી.) **સળેકડું,** (ન) **સળેખડી,** (સ્ત્રી) **સળેખડું,** (ન.) જુઓ **સળકડી.**

**સળેખમ,** (ન.) શરદી; catarrh, cold.

**સળો,** (પુ.) જુઓ **સડો.**

**સંકટ,** (ન) દુઃખ, misery, distress: (૨) આફત, મુશ્કેલી, trouble, difficulty, adversity, calamity: (૩) ભય, જોખમ; danger. **-ચતુર્થી,-ચોથ,** (સ્ત્રી.) ગણેશચતુર્થી: **-બારી,** (સ્ત્રી.) સંકટમાં નાસી છૂટવાની બારી, emergency exit-door.

**સંકડામણ, સંકડામણી,** (સ્ત્રી.)સંકડાશ, જગાની તંગી; shortage of space: (૨)ભીડ, ગીચતા; crowdedness, denseness. (૩) મુશ્કેલી; difficulty, trouble: (૪) તંગી; shortage

**સંકડાવું,** (અ. ક્રિ.) જગાની તંગી ભોગવવી; to suffer from shortage of space: (૨) દબાવું, ભીડથી દબાવું; to be pressed or crushed due to overcrowdedness: (૩) મુશ્કેલીમાં મુકાવું; to get into trouble or difficulty.

**સંકડાશ,** (સ્ત્રી.) જુઓ **સંકડામણ.**

**સંકર,** (પું.) મિશ્રણ (ખાસ કરીને વિજાતીય વસ્તુઓનું); mixture of elements or *objects having distinctively separate qualities or origins:* **-ણ,**(ન.) ભિન્ન જાતિઓના મિશ્રણ દ્વારા નવી જાતિનું સર્જન કરવું તે, cross-breeding:

**સંકરિત,** (વિ.) સંકરણ દ્વાર પેદા થયેલું; cross-breeded, hybrid.

**સંકલન,** (ન) **સંકલના,** (સ્ત્રી.) ભેગું કરવું તે, સંગ્રહ; collection, compilation: (૨)(ગણિત)સરવાળો,(maths.)addition.

**સંકલન નિયમ,** (પું.) (maths.) law of association. [collected, compiled.

**સંકલિત,** (વિ.) એકત્ર કરેલું કે કરાયેલું;

**સંકલ્પ,** (પું.) મક્કમ નિશ્ચય, નિર્ધાર; decision, determination, resolve: (૨) ઇચ્છા, હેતુ, ઇરાદો; volition, desire, wish, will, intention, motive: (૩) (ધાર્મિક) પ્રતિજ્ઞા, a (religious) vow: (૪) અનુમાન, કલ્પના, ધારણા; guess, imagination, supposition, conjecture: **–બળ,** (ન.) **–શક્તિ,** (સ્ત્રી.) મનોબળ, ઇચ્છાશક્તિ; will-power **–વિકલ્પ,** (પું. બ. વ ) તર્કવિતર્ક; long chain of indecisive imagination: **સંકલ્પિત,** (વિ.) નિર્ધારિત; resolved, determined: (૨) ઇચ્છિત; desired: (૩) કલ્પિત; imagined, guessed.

**સંકળાવું,** (અ. ક્રિ.) ('સાંકળવું'નું કર્મણિ) જોડાયેલા હોવું, સંબંધ હોવો; to be joined to, to be associated with, to be linked with: (૨) સંડોવાવું; to be involved.

**સંકીર્ણ,** (વિ.) મિશ્રિત; mixed together: (૨) વેરાયેલું, ફેલાયેલું; scattered, spread about: (૩) ભરચક; full: (૪) સંકુચિત,narrow:(૫)અસ્પષ્ટ;indistinct.

**સંકીર્તન–સંકીર્ત્તન,** (ન) ઈશ્વરસ્તુતિ; singing of devotional songs eulogising the God.

**સંકુચિત,** (વિ ) સંકોચાયેલું; contracted, narrow: (૨) સાંકડા મનનું; narrow-minded: (૩) બિડાયેલું; closed.

**સંકુલ,** (વિ.) વ્યાપ્ત, પરિપૂર્ણ; fully spread out, completely full: (૨) ગીચ; crowded, over-stuffed: (૩) અવ્યવસ્થિત, ગૂંચાયેલું; disorderly, confused, ill-arranged: (૪) અસંગત; inconsistent. [aggregate.

**સંકુલ,** (ન.) સંગ્રહ, સમૂહ; collection,

**સંકુલતા,** (સ્ત્રી.) પરિપૂર્ણતા; fullness:(૨) અવ્યવસ્થિતતા; disorderliness, confusion, complexity: (૩) અસંગતતા; inconsistency.

**સંકેત,** (પું.) ગુપ્ત સૂચન કે હાવભાવ; secret suggestion, hint, gesture: (૨) સૂચક નિશાની; suggestive sign: (૩) શરત; condition: (૪) સમજૂતી, કરાર; agreement: (૫) છૂપી ગોઠવણ કે વ્યવસ્થા; secret arrangement: (૬) સંકેત અનુસાર નક્કી થયેલ મિલનસ્થળ; a meeting place fixed by secret arrangement: **–નાણું,** (ન.) token money: **–લિપિ,** (સ્ત્રી.) લઘુલિપિ; shorthand script: **–શબ્દ,** (પું.) સાંકેતિક–ગુપ્ત શબ્દ; password, code-word: **–સ્થાન,** (ન.) જુઓ **સંકેત** (૬)

**સંકેલવું,** (સ. ક્રિ.) એકઠું કરવું; to collect, to gather: (૨) આટોપવું, સમેટવું; to wind up.

**સંકોચ,** (પું.) કદનું ઘટવું કે સંકોચાવું તે; contraction. (૨) અછત, તંગી; want, scarcity, shortage: (૩)સંકડામણ,ભીડ; shortage of space, overcrowdedness: (૪) દ્વિધા, અચકાવું તે; hesitation: (૫) શરમ, લજ્જા, ક્ષોભ; shyness: (૬) બંધ થવું કે બિડાવું તે; closing, shutting up: **સંકોચન,** (ન) contraction.

**સંકોચવું,** (સ. ક્રિ.) સંકોચ કરવો; to contract, to shut up: **સંકોચાવું,** (અ. ક્રિ.) to be contracted.

**સંકોડવું,**(સ ક્રિ )ફેલાયેલું એકઠું કરવું,સાંકડું કરવું, સંકોચવું; to gather together, to narrow down, to contract.

**સંકોરવું,** (સ. ક્રિ.) (અગ્નિ પ્રજ્વલિત કરવા

માટે) બળતણને અંદર ઠેલવું; to stir up fuel (for getting more heat): (૨) પ્રજ્વલિત કરવું; to ignite: (૩) ઉશ્કેરવું; to instigate: (૪)જુઓ **સંકેલવું**.

**સંક્રમ,** (પું.) **સંક્રમણ,** (ન.) સંચાર, ગમન; transition: (૨) ઓળંગવું તે; crossing over: (૩) પ્રવેશ; entrance: (૪) (સૂર્યનું) એક રાશિમાંથી બીજી રાશિમાં જવું તે; (of the sun) passing from one zodiacal sign to another.

**સંક્રાંત,** (વિ.) સંચાર પામેલું; having undergone transition, transferred.

**સંક્રાંતિ,** (સ્ત્રી.) સંક્રમણ; transition: (૨) passing over of the sun or any planet from one zodiacal sign to another: (૩) મકરસંક્રાંતિ

**સંક્રાંતિકાલ, સંક્રાંતિકાળ,**(પું.)સંક્રાંતિનો, પરિવર્તનનો સમય; period of transition, the interim period of change.

**સંક્ષિપ્ત,** (વિ.) ટૂંકાવેલું; abridged, abbreviated: (૨) ટૂંકું; short, curt: **–તા,** (સ્ત્રી.) abridgement, abbreviation, curtness.

**સંક્ષુબ્ધ,** (વિ.) ક્ષોભિત; excited: (૨) ashamed and embarrassed.

**સંક્ષેપ,** (પું.) સાર, ટૂંકાણ; summary, abridgement, abbreviation.

**સંખાવું,** (અ. ક્રિ.) કુદરતી હાજત થવી; to feel need to answer nature's call: (૨) કમકમાટી થવી, to feel a shudder: **સંખાવો,** (પું.) કુદરતી હાજત; nature's call:(૨)કમકમાટી; a shudder: (૩) શરમ, સંકોચ, shame, bashfulness: (૪) કંટાળો, disgust.

**સંખ્યા,** (સ્ત્રી.) number, figure: (૨) ગણતરી, enumeration, counting: **–તીત,** (વિ.) અસંખ્ય, innumerable: **–બંધ,** (વિ.) પુષ્કળ; too many, numerous: **–વાચક,** (વિ.) (વ્યાકરણ) સંખ્યા દર્શાવતું; (grammar) showing numbers, numeral.

**સંગ,** (પું.) સોબત, સહવાસ; company, association: (૨) સંબંધ, સંપર્ક; relation, contact: (૩) આસક્તિ; attachment: (૪) જાતીય સંભોગ, copulation: (૫) સંયોગ; union.

**સંગ,** (પું.) પથ્થર; stone: **–દિલ,** (વિ.) કઠોર હૃદયનું; hard-hearted, cruel.

**સંગઠક,** (વિ.) સંગઠન કરતું; organizing: (૨) સંગઠનકાર; organizer.

**સંગઠન,** (ન.) વિવિધ લોકો; એકમો, બળો, ઇ.ને વ્યવસ્થિત રીતે એકત્રિત કરવાં તે; organization: **–કાર,** (પું.) સંગઠન કરનાર; organizer: **સંગઠિત,** (વિ.) સંગઠનવાળું; organized

**સંગત,** (વિ.) સંબંધિત; related: (૨) સુસંગત; consistent: (૩) (ગણિત) અનુરૂપ; (maths.) symmetrical.

**સંગતિ,** (સ્ત્રી.) સંગ; company: (૨) સંયોગ; union: (૩) સુમેળ; concord, harmony: (૪) સહવાસ; companionship: (૫) પૂર્વાપર સંબંધ; context (૬) (ગણિત)અનુરૂપતા;(maths.) symmetry.

**સંગ(ત)દોષ,** (પું.) સોબતની ખરાબ અસર; evil effect of bad company

**સંગમ,** (પું.) સમાગમ, મેળાપ, સંયોગ; meeting, union: (૨) નદીઓનું મિલન; confluence of rivers: (૩) નદીઓના મિલનનું સ્થળ; place of confluence of rivers.

**સંગમસ્થળ, સંગમસ્થાન,** (ન.) મિલનસ્થળ; junction: (૨) નદીઓના સંગમનું સ્થળ; place of confluence of rivers.

**સંગાથ,** (પું.) (પ્રવાસમાં) સાથ, સોબત; company or companionship (in a travel): **સંગાથી,** (પું.) (વિ.)પ્રવાસમાં સાથી, travel-companion.

**સંગી,** (વિ.) સાથે રહેનાર; accompanying, attached.

**સંગી,** (પું.) સોબતી; companion.

**સંગીત,** (ન.) music. **–કાર,** (પું.)musi-

-cian: -કાવ્ય, (ન.) lyric: -જ્ઞ, (પું.) સંગીત જાણનાર; person learned in the art of music: -લેખન, (ન.) સંગીતના તાલ, સ્વર, વગેરે સાંકેતિક ચિહ્નો દ્વારા લખવાં તે; notation of music: -શાસ્ત્ર, (ન.) સંગીતની વિદ્યા; systematized knowledge of music, musicology: શાસ્ત્રી, (પું.) સંગીતશાસ્ત્રમાં પારંગત; musicalogist.

**સંગીતિ**, (સ્ત્રી.) સ્વરોની સંવાદિતા; harmony.

**સંગીન**,(વિ.) પથ્થરનું; made of stone: (૨) મજબૂત; solid, hard, strong: (૩) ટકાઉ; durable, lasting: (સ્ત્રી.) બંદૂકના છેડા પર રખાતું ભાલા જેવું પાનું; bayonet: -તા, (સ્ત્રી.) મજબૂતાઈ; soundness: (૨) ટકાઉપણું; durability:

**સંગેમરમર**, (પું.) આરસપહાણ; marble.

**સંગોપન**, (ન.) ઉછેર, પાલનપોષણ; rearing, bringing up, breeding.

**સંગોપવું**, (સ. ક્રિ.) ઉછેરવું; to bring up, to rear, to breed.

**સંગ્રહ**, (પું.) collection, accumulation, store,hoard: -કર્તા,-કર્ત્તા,(પું.) સંગ્રહ કરનાર; accumulator, hoarder: -ખોર,(વિ.) (પું.) ભાવવધારવાના આશયથી વસ્તુની કૃત્રિમ અછત ઊભી કરવા તેનો સંગ્રહ કરનાર; one who hoards goods to create pseudo scarcity so as to maximise his profit, hoarder: -ખોરી, (સ્ત્રી.) act or practice of hoarding to create pseudo scarcity so as to maximise profit; hoarding. [ઝાડાનો રોગ; dysentery.

**સંગ્રહણી**, (સ્ત્રી.) સંઘરણી, એક પ્રકારનો

**સંગ્રહવું**, (સ. ક્રિ.) સંગ્રહ કરવો; to collect, to accumulate.

**સંગ્રહસ્થાન, સંગ્રહાલય**,(ન.)museum.

**સંગ્રામ**, (પું.) યુદ્ધ; battle, war.

**સંગ્રાહક**, (પું.) જુઓ **સંગ્રહકર્તા**.

**સંઘ**, (પું.) સમુદાય, ટોળુ; multitude, crowd:(૨) યાત્રાળુઓનો સમુદાય; group of pilgrims: (૩) સંગઠિત સમુદાય; organized body, association, union (e.g. કામદાર સંઘ): -બળ, (ન.) સંઘનું બળ; strength of union.

**સંઘટક**, (વિ.) (પું.) જુઓ **સંગઠક**.

**સંઘટન**, (ન.) જુઓ **સંગઠન**.

**સંઘરણી**, (સ્ત્રી.) જુઓ **સંગ્રહણી**.

**સંઘરવું**, (સ. ક્રિ.)એકઠું કરવું; to collect, to gather, to accumulate: (૨) સાચવી રાખવું; to preserve, to hoard: (૩) સમાવેશ કરવો; to include.

**સંઘરાખોર**, (વિ.) (પું.)જુઓ **સંગ્રહખોર**.

**સંઘરાખોરી**, (સ્ત્રી.) જુઓ **સંગ્રહખોરી**.

**સંઘરો**, (પું.) જુઓ **સંગ્રહ** (૧).

**સંઘર્ષ**, (પું.) **સંઘર્ષણ**, (ન.) અથડામણ; collision, friction, clash, conflict: (૨) સ્પર્ધા; rivalry, competition: (૩) ઝઘડો; quarrel.

**સંઘવી**, (પું.) સંઘ કાઢનાર; one who organizes a body of pilgrims.

**સંઘાડિયો**, (પું.) સંઘાડાથી વિવિધ વસ્તુઓ બનાવનાર; worker on lathe-turner.

**સંઘાડો**, (પું.) લાકડું, હાથીદાંત, ઇ.ના ઘાટ ઉતારવાનું યંત્ર; lathe.

**સંઘાત**, (પું.) સાથ; company: (૨) જમાવ, જથ્થો; multitude, mass: (૩) ઘાત; mishap (carrying the possibility of untimely death): (૪) મારવું તે; killing, murder.

**સંઘાત**, (અ.) સાથે, જોડે; with, along with, in company of.

**સંઘાતક**, (વિ.) ઘાત કરનારું; causing a mishap: (૨) નાશ કરનારું; causing death or destruction.

**સંઘાતી**, (વિ.) (પું.) જુઓ **સંગાથી**.

**સંઘાધિપ**,(પું.) સંઘનો અધિપતિ; leader [of union.

**સંઘેડો**, (પું.)જુઓ **સંઘાડો**.

**સંચ**, (પું.)ગુપ્ત યુક્તિ કે કરામત; a secret

scheme or contrivance:(૨)ભીંત, ઇ.માં રાખેલું ગુપ્ત ખાનું; a secret box, drawer or pocket in a wall, etc.

**સંચય,** (પું.) જુઓ **સંગ્રહ.**

**સંચરવું,** (અ. ક્રિ.) જવું, વિદાય લેવી; to go, to depart: (૨) વ્યાપવું; to pervade, to spread over. (૩) દાખલ થવું; to enter, to get into.

**સંચરાઈ,** (સ્રી.) **સંચરામણ,** (ન.) **સંચરામણી,** (સ્રી.) નળિયાં સંચારવાની મજૂરી; wages of setting or re-setting tiles on a roof.

**સંચલન,** (ન.) હલનચલન; movement: (૨) કંપ, ધ્રુજારી, tremor: (૩) આંદોલન; oscillation.

**સંચલિત,** (વિ.) ચાલતું; moving, oscillating: (૨) ચલાવેલું; caused to move, caused to oscillate.

**સંચળ,** (પું.) એક પ્રકારનું મીઠું; salt.

**સંચાર,** (પું.) પ્રસાર, ફેલાવો; spread, pervasion: (૨) -માં થઈને પસાર થવું તે; transmission, a passing through: (૩) પ્રેરવું તે, the act of inspiring or encouraging· (૨) સૂર્યનું રાશિસંક્રમણ; sun's transit from one sign of the zodiac to another.

**સંચારવું,** (સ. ક્રિ.) છાપરું ચાળવું; to set or re-set tiles on a roof.

**સંચાલક,** (પું.) વ્યવસ્થાપક; manager, director· **સંચાલન,**(ન.) વહીવટ, દિશાસૂચન;management,direction: **સંચાલિત,** (વિ.) managed, conducted.

**સંચિત,** (વિ.) એકઠું થયેલું કે કરેલું;collected, amassed, accumulated, hoarded: (૨) પૂર્વજન્મના કર્મ; accumulated karma of past lives. [**સંચ.**

**સંચો,** (પું.) યંત્ર, machine: (૨) જુઓ

**સંજીવન,** (ન.) મરેલાંને જીવતું કરવું તે; revival, reviving, resuscitation.

**સંજીવની,** (સ્રી.) સંજીવન કરાવે એવી વિદ્યા કે ઔષધિ; specific learning or drug by which dead can be revived.

**સંજોગ,** (પું.) મિલન; meeting: (૨) દૈવયોગ; co-incidence: (૩) પરિસ્થિતિ; circumstance: **-વશાત્,** (અ.) દૈવયોગે; અણધારી રીતે; accidentally.

**સંજ્ઞા,** (સ્રી.) ચેતના, શુદ્ધિ, ભાન; consciousness (૨) સમજ, જ્ઞાન; understanding, knowledge: (૩) નિશાની, સંકેત; sign, hint: (૪) નામ; name. **-વાચક,** (વિ.) (વ્યાકરણ) સંજ્ઞા સૂચક (નામ); (grammar) proper (noun).

**સંડાસ,** (પું.) (ન.) જાજરૂ, latrine.

**સંડોવવું,** (સ. ક્રિ.) સામેલ કરવું; to involve: (૨) સપડાવવું, ફસાવવું; to entrap, to entangle, to implicate.

**સંત,** (વિ.) સાધુ, પવિત્ર; good, holy.

**સંત,** (પુ.) સાધુ પુરુષ, saint. **-તા,** (સ્રી.) સાધુતા, સંતપણું; saintliness:**-વાણી,** (સ્રી.)સંતોની વાણી;teachings of saints: **-સમાગમ,** (પું.) સત્સંગ, company of holy beings. [incessantly.

**સંતત,** (વિ.) સતત, incessant: (અ.)

**સંતતિ,** (સ્રી.) સંતાન, offspring, progeny, descendants: (૨) વિસ્તાર;extent, expanse: (૩) પરંપરા, lineage, continuity **-નિયમન,** (ન.) **-નિરોધ,** (પુ.) જન્મપ્રમાણ નિયંત્રિત કરવું તે; birth-control: **-શાસ્ત્ર,** (ન.) સુપ્રજનનવિદ્યા; eugenics.

**સંતપ્ત,** (વિ.) તપ્ત; extremely heated: (૨) અતિ ક્રોધિત, highly enraged, indignant (૩) દુઃખી, પીડિત, troubled, unhappy, afflicted, miserable.

**સંતરું,** (ન.)an orange. [satisfactory.

**સંતર્પક,** (વિ.) તૃપ્ત કરતું; satisfying,

**સંતર્પણ,** (ન.) તૃપ્ત કરવું તે; the act of satisfying: (૨) તૃપ્તિ; satisfaction.

**સંતર્પવું,** (સ. ક્રિ.) તૃપ્ત કરવું; to satisfy.

**સંતર્પિત,** (વિ.) તૃપ્ત કરાયેલું; satisfied, contented.

**સંતલસ,** (સ્ત્રી.) ખાનગી મસલત; secret consultation, collusion.

**સંતાકૂકડી,** (સ્ત્રી.) the game of hide and seek.

**સંતાડવું,** (સ. ક્રિ.) છુપાવવું; to hide, to conceal.

**સંતાન,** (ન.) જુઓ **સંતતિ** (૧).

**સંતાપ,** (પું.) દુઃખ, affliction, misery, distress, sorrow. (૨) ઉદ્વેગ, વિષાદ, ઘેરી ચિંતા, anxiety, sadness, anguish: (૩) પશ્ચાત્તાપ; repentence· **–જનક, –દાયક, –દાયી,** (વિ.) સંતાપ આપતું, દુઃખકારી; causing pain, distress, sorrow, anxiety or repentance, troublesome, exasperating.

**સંતાપવું,** (સ. ક્રિ.) પીડવું; to afflict, to torment, to persecute.

**સંતાપિત,** (વિ.) સંતાપ પામેલું; afflicted, tormented, pained, worried.

**સંતાવું,** (અ. ક્રિ.) છુપાવું, ગુપ્ત રહેવું; to hide (oneself), to be concealed.

**સંતુલન,** (ન.) સમતુલા, balance.

**સંતૃપ્ત,** (વિ.) તૃપ્ત, સંતુષ્ટ, satisfied, satiated, contented: **સંતૃપ્તિ,** (સ્ત્રી.) સંતોષ, તૃપ્તિ; satisfactioe, contentment, gratification.

**સંતુષ્ટ,** (વિ.) સંતોષ પામેલું; satisfied, contented: (૨) pleased.

**સંતોક(–ખ),** (પું.) જુઓ **સંતોષ.**

**સંતોક(–ખ)વું,**(સ. ક્રિ.) જુઓ **સંતોષવું.**

**સંતોલો,** (પું.) બારદાન સહિત કુલ વજન; weight of a commodity together with its container, gross weight.

**સંતોષ,** (પું.) તૃપ્તિ; satisfaction, contentment.(૨)સુખ;happiness:**–ધરવો, માનવો, રાખવો, વાળવો,** હોય તેટલાથી રાજી રહેવું; to be contented with the given objects or circumstances **–કારક,** (વિ.) satisfactory: **–વું,** (સ. ક્રિ.) સંતોષ આપવો; to satisfy, to gratify: (૨) to please.

**સંતોષી,** (વિ.) સંતોષપૂર્ણ મનોવૃત્તિવાળું; having contented and happy disposition, contented.

**સંગી,** (પું.) પહેરેગીર; sentry, guard.

**સંથાગાર,** (પું.) જાહેર સંમેલનો માટેનો વિશાળ ખંડ કે મકાન; town-hall.

**સંથારો,** (પું.) (મરણ નજીક આવતાં) જગત પ્રત્યેની આસક્તિ છોડી સ્વસ્થ ચિત્તે મરણ-પથારી પર સૂવું તે; lying on one's death-bed with detached mind (in the hour of death): (૨) (જૈન) મોહ-મમતા છોડી, ખાવા-પીવાનો ત્યાગ કરી મૃત્યુની રાહ જોવી તે; the giving up of eating, drinking and all worldly attachments in the anticipation of death.

**સંથાવું,** (અ. ક્રિ.) ગૂંથાવું; to be knitted or interwoven: (૨) રોકાવું; to be engaged: (૩)વિવાહ થવો; be betrothed.

**સંદર્ભ,** (પું.) વ્યવસ્થિત ગોઠવવું તે; the act of arranging in proper order: (૨) એકઠું કરવું તે; collecting, assembling: (૩) આગળપાછળના અર્થનો સંબંધ; context, reference (૪) રચના, કૃતિ; composition, a piece of writing, etc : **–ગ્રંથ,** (પું.) a book of reference (e.g. dictionaries, encyclopaedias, etc.).

**સંદિગ્ધ,** (વિ.) સંદેહયુક્ત; doubtful: (૨) અસ્પષ્ટ; vague, indefinite: (૩) દ્વિઅર્થી, ambiguous.

**સંદીપ્ત,** (વિ.) ઉદ્દીપ્ત; enkindled, excited, stimulated.

**સંદૂક,** (સ્ત્રી.) પેટી; box, chest: (૨) તિજોરી, safe, treasury.

**સંદેશ,** (પું.) કહેણ, ખબર, સમાચાર; message, news, information: **–ક,**

(વિ.) નિર્દેશક; showing, pointing out· -વાહક, (વિ.) સદેશો લઈ જનાર, દૂત; messenger, courier.

**સંદેશો,** (પું.) જુઓ **સદેશ.** [picion.

**સંદેહ,** (પું.) શંકા, વહેમ; doubt, sus-

**સંદોહન,** (ન.) સાર; essence, short and characteristic representation: (૨) સારરૂપ સામગ્રી એકઠી કરવી તે; the act of collecting selected extracts (from the writings of an author.)

**સંધાડવું,** (સ. ક્રિ.) જુઓ **સાંધવું.**

**સંધાણ, સંધાન,**(ન.) જોડાણ; a joint, connection, conjunction: (૨) અનુકૂળ તક, લાગ; opportunity, conjuncture: (૩) નિશાન; target: (૫) ધ્યેય; aim; goal: (૫) બાણથી નિશાન તાકવું તે; the act of taking aim by an arrow. [coppersmith, solderer.

**સંધારો,** (પું.) વાસણ સાંધનારો, કંસારો;

**સંધિ,** (સ્ત્રી.) સાંધો, a joint: (૨) જોડાણ; connection, conjunction: (૩) મેળાપ, સંયોગ, meeting together, juncture. (૪) સમાધાન, સુલેહ; treaty, compromise, peace· (૫) અણીનો વખત, critical period, nick of time: (૬) સંક્રાંતિકાળ; period of transition, interim period of change (૭) નાટકનો ખંડ કે વિભાગ; division of a drama: (૮) ચોરે ભીંતમા પાડેલુ બાકું; hole made by a thief in a wall: (૯) (વ્યાકરણ) બે વર્ણોનું જોડાણ; (grammar) euphonic coalition of letters: **-કા,** (સ્ત્રી.) ક્ષિતિજ; horizon. (૨) દિવસ અને રાતના સધિકાળનો સમય; the twilight-time of morning and evening: **-કાળ,** (પું ) સંક્રાંતિકાળ; period of transition, interim period of change· **-નામું, -પત્ર,** (ન.) સંધિનો ખત કે કરારનામું; agreement of comprom se between two parties, treaty. **-વા,** (પું.) શરીરના સાંધાનો વા (વાતરોગ); rheumatism in the joints· **-વિગ્રહ,** (પું.) સંધિ અને વિગ્રહ; war and peace: **-સ્વર,** (પું.) (વ્યાકરણ) બે સ્વરોની સંધિથી બનેલો સ્વર; (grammar) vowel emerging fr m the conjunction of two vawels (e. g (એ= અ+એ). [entire, whole.

**સંધુ,** (વિ.) બધું, સઘળું, સમગ્ર; all,

**સંધ,** (અ) બધે, સર્વત્ર; everywhere.

**સંધૂકો,** (પું.) મોટા અને કઢંગા કદવાળું; anything of huge and awkward proportions.

**સંધ્યા,** (સ્ત્રી.) સાંજ; evening· (૨) બે સમયને જોડનારો વચગાળાનો ટૂંકો વખત; the short interval joining two distinctive periods of time: (૩) સંધ્યાકાળે બ્રાહ્મણોએ કરવાનો ધાર્મિક વિધિ; evening prayers offered by Brahmins (૪) સવાર કે સાંજ – કોઈ પણ સમયે કરાતી બ્રાહ્મણોની એક ધાર્મિક વિધિ; prayers offered by Brahmins in the morning or evening. **-કાળ,** (પું.) સાંજ; evening **-પૂજા, સંધ્યોપાસના,** (સ્ત્રી.) **-વંદન,** (ન.) સવારે કે સાંજે કરાતો ધાર્મિક વિધિ; prayers offered (by Brahmins) in the morning or evening.

**સંનિધ,** (અ) પાસે, નજીક; near,close.

**સંનિધિ,** (સ્ત્રી.) સમીપતા, સાન્નિધ્ય; vicinity, proximity,closeness,nearness.

**સંનિધિ,** (અ) જુઓ **સંનિધ.**

**સંનિપાત,** (પુ.) સનેપાત; delirium, delirious fever caused by the malfunctioning of the three humours of the body· (૨) ઢગલો; heap, pile:

(૩) સાથે મળવું તે; meeting together, collection: (૪) સંબંધ; relation.

**સંનિવેશ,** (પુ.) (સંગીત) તલ્લીનતા, (music) absorption, engrossment: (૨) સમુદાય; multitude, assemblage, crowd: (૩) ગોઠવણી; arrangement, array, order, systematization· (૪) સાન્નિધ્ય; proximity, closeness, nearness, vicinity (૫) નગર પાસેનું લોકોને એકઠા મળવાનું ખુલ્લું સ્થળ, an open place near a town where people assemble (૬) પડાવ; camp.

**સંનિવેશી,** (વિ.) પડોશનું, near-by, neighbouring, close at hand: (૨) પડોશી; neighbour.

**સંનિષ્ઠ,** (વિ.) નિષ્ઠાવાળું; possessing faith, devotion, loyalty, etc. [loyalty.

**સંનિષ્ઠા,** (વિ) નિષ્ઠા; faith, devotion,

**સંનિહિત,** (વિ) પાસેનું; close by, neighbouring: (૨) તૈયાર; ready: (૩) હાજર; present: (૪) સમાવિષ્ટ; included, inserted, accommodated.

**સંન્યસ્ત,** (વિ.) ત્યક્ત, તજાયેલું; abandoned, given up, renounced, relinquished. [asceticism.

**સંન્યસ્ત,** (ન) સંન્યાસ; renunciation,

**સંન્યસ્તાશ્રમ,** (પુ) the fourth ashrama or stage of life in which a person renounces the world for the pursuit of God. (The Aryas had divided human life-span in four ashramas or stages of which સંન્યસ્તાશ્રમ is the last).

**સંન્યાસ,** (પુ.) જુઓ **સંન્યસ્ત.**

**સંન્યાસાશ્રમ,** (પુ.) જુઓ **સંન્યસ્તાશ્રમ.**

**સંન્યાસી,** (પું.) (સ્ત્રી **સંન્યાસિની**) hermit, recluse, sanyasin.

**સંપ,** (પું.) એકતા, ઐક્ય; unity, union: (૨) સુમેળ; harmony, concord.

**સંપત,** (સ્ત્રી.) સંપત્તિ; wealth, riches, property: (૨) આબાદી; prosperity: (૩) શક્તિ; capacity: (૪) સાધનબળ; resources.

**સંપત્તિ,** (સ્ત્રી.) ધન-દોલત, wealth, riches: (૨) માલમિલકત; property: (૩) આબાદી; prosperity: (૪) વિપુલતા; abundance: **-વેરો,** (પું.) wealth-tax· **-શાસ્ત્ર,** (ન.) અર્થશાસ્ત્ર; the science of wealth, economics.

**સંપદ-સંપદા,** (સ્ત્રી.) જુઓ **સંપત.**

**સંપન્ન,** (વિ.) યુક્ત, સહિત; possessed of, possessing, endowed with (e.g. સાધનસંપન્ન; possessing abundant resources): (૨) શ્રીમંત; wealthy, rich, affluent, prosperous.

**સંપરાય,** (પું.) અંત, મૃત્યુ; end, death: (૨) મરણોત્તર જીવન, અનંત જીવન; life after death, life everlasting: (૩) યુદ્ધ; war, battle. [ation.

**સંપર્ક,** (પું.) સંબંધ; contact, associ-

**સંપવું,** (અ ક્રિ.) સંપ કરવો; to unite.

**સંપાત,** (પું.) એકી સાથે પડવું તે; falling together, collision: (૨) સમાગમ; meeting together: (૩) સંગમ; union·(૪) પ્રહાર; blow, stroke: .(૫) વરસના જે ભાગમાં રાત અને દિવસની લંબાઈ એકસરખી હોય છે તે સમય; equinox.

**સંપાદક,** (પું.) editor.

**સંપાદકીય,** (વિ) સંપાદકનું કે તેને અંગેનું; of or pertaining to an editor· (૨) સંપાદનને લગતું; editorial.

**સંપાદકીય,** (ન.) સંપાદકનું લખાણ; editorial column in a newspaper or magazine.

**સંપાદન,** (ન.) મેળવવું તે; acquiring, acquisition: (૨) કોઈ પુસ્તક, વૃત્તપત્ર કે સામાયિક માટે લખાણ સંપાદિત કરવું તે; editing (a newspaper, journal or book). [edited.

**સંપાદિત,** (વિ.) મેળવેલું; acquired (૨)

**સંપી-સંપીલું**, (વિ.) સંપવાળું; united, living in concord.
**સંપુટ**, (પું.) બે શકોરાં કે એવી પોલી વસ્તુઓનાં મોં એકમેક પર મૂકવાથી થતો ઘાટ; shape formed by putting together front or upper sides of two concave objects: (૨) હાથના પંજા એ પ્રમાણે જોડવા તે; forming a સંપુટ by joining of the palons.
**સંપૂર્ણ**, (વિ.) સમગ્ર; complete, whole, entire, all: (૨) પરિપૂર્ણ; completed, finished, perfect: **-તા**, (સ્ત્રી.) entirety, completion, perfection.
**સંપેતરું**, (ન.) કોઈને પહોંચાડવા માટે આપેલી વસ્તુ; article or packet entrusted to a person for delivering it to someone: (૨) ભેટ, present, gift.
**સંપ્રજ્ઞાત**, (વિ.) સંપૂર્ણપણે જાણેલું; thoroughly known or comprehended. (૨) સમાધિનો એક પ્રકાર જેમાં તર્કવિતર્કનું અસ્તિત્વ રહેતું હોય; a kind of samadhi or trance in which thought and reasoning persist.
**સંપ્રજ્ઞાન**, (ન.) પૂર્ણ જ્ઞાન; perfect knowledge. [now-a-days.
**સંપ્રતિ**, (અ.) હમણાં; now: (૨) હાલમાં;
**સંપ્રદાન**, (ન.) આપવું તે; the act of giving or entrusting: (૨) (વ્યાકરણ) ચોથી વિભક્તિનો અર્થ, sense of the dative case.
**સંપ્રદાય**, (પું.) રૂઢિ, રિવાજ; custom, tradition, usage: (૨) ધર્મનો ફાંટો, પંથ; religious sect or cult: (૩) ગુરુપરંપરાગત ઉપદેશ; traditional teachings of a hierarchy of spiritual teachers: **સંપ્રદાયી**, (વિ.) સંપ્રદાયનું અનુયાયી; follower of religious sect.
**સંબદ્ધ**, (વિ.) જોડાયેલું; joined: (૨) સંબંધિત, related: (૩) યુક્ત; associated with.
**સંબલ-સંવલ**, (ન.) ભાતું, પાથેય; viaticum, victuals taken on a journey
**સંબંધ**, (પું.) relation, relationship: (૨) સંપર્ક, જોડાણ; connection, contact: (૩) મિત્રતા; friendship: (૪) પરિચય; acquaintance, relation: (૫) સગાઈ; betrothal: (૬) (વ્યાકરણ) છઠ્ઠી વિભક્તિનો અર્થ; sense of the possessive case:**-ક**,(વિ.)જોડનારું; joining, connecting:(૨) સંબંધ કરનારું;relating, concerning, showing relation: (૩) જુઓ **સંબંધવાચક: સંબંધક સર્વનામ**, (ન.) relative pronoun. **સંબંધવાચક**, (વિ.) (વ્યા.) છઠ્ઠી વિભક્તિનો અર્થ બતાવતું; showing the sense of possessive case: **સંબંધિત**, (વિ.) સંબંધવાળું; related. **સંબંધી**, (વિ.) સંબંધવાળું; related, connected: (૨) સગું; relative: (અ.) વિશે, ના સંબંધમાં; pertaining to, about. [lightened.
**સંબુદ્ધ**, (વિ.) બુદ્ધ; awakened, en-
**સંબોધ**, (પું.) જ્ઞાન; knowledge, true comprehension or perception: **-ન**, (ન.) જગાડવું તે; awakening: (૨) જણાવવું તે; telling: (૩) સમજાવવું તે; explaining: (૪) બોલાવવું કે ઉદ્દેશવું તે; calling, addressing: (૫) બોલાવવા કે ઉદ્દેશવા માટે વપરાતો શબ્દ; address, word or term used for addressing a person.
**સંબોધવું**, (સ. ક્રિ.) ઉદ્દેશીને કહેવું; to address, to speak to: (૨) સમજાવવું; to explain.
**સંબોધિ**, (સ્ત્રી.) બોધિ, પૂર્ણ જ્ઞાન; enlightenment, perfect knowledge.
**સંબોધિત**, (વિ.) સંબોધાયેલું; addressed.
**સંભવ**, (પું.) શક્યતા; likelihood, possibility, probability: (૨) મૂળ, ઉત્પત્તિ origin, source: (૩) જન્મ; birth:

–**થવો**, જન્મ થવો; to be born:–**હોવો**, શક્યતા હોવી; be probable, be possible· –**નીય**, (વિ.) શક્ય; probable, possible, likely.

**સંભવવું**, (અ. ક્રિ.) જન્મવું; to be born: (૨) ઉત્પન્ન થવું; to be produced or created: (૩) સંભવ હોવો; to be probable.

**સંભવિત**, (વિ.) જુઓ **સંભવનીય**.

**સંભળાવવું**, (સ. ક્રિ.) 'સાંભળવું'નું પ્રેરક; make to hear. (૨) કહેવું; to tell, to inform· (૩) ઉદ્ધત કે અપમાનજનક વેણ કહેવા; to speak in a rude, abusing or insulting manner.

**સંભાર**, (પું.) જોઈતી સામગ્રી; necessary materials or means: (૨) શાક, અથાણાં, ઇ. બનાવવામાં વપરાતો મસાલો; spices used in cooking vegetables or preparing pickles, etc.

**સંભારણું**, (ન.) યાદગીરી; remembrance: (૨) યાદગીરીની વસ્તુ કે નિશાની; momento, token of remembrance, memorial

**સંભારવું**, (સ. ક્રિ.) યાદ કરવું; to remember, to recall, to recollect.

**સંભારિયું**, (વિ.) સંભારવાળું; spiced: (ન.) સંભારયુક્ત શાક; vegetables cooked with spices.

**સંભાવના**, (સ્ત્રી.) સંભાવ, શક્યતા; probability, possibility, likelihood: (૨) કલ્પના, તર્ક; imagination, fancy: (૩) આદરસત્કાર; respectful reception or hospitality: (૪) પ્રતિષ્ઠા, ઇજ્જત; reputation, respect.

**સંભાવિત**, (વિ.) પ્રતિષ્ઠિત, માનનીય; honourable, respectable, reputed.

**સંભાવિતા**, (સ્ત્રી.) શક્યતા, probability, possibility. [ble, possible, likely.

**સંભાવી**, (વિ.) સંભાવ્ય, શક્ય; proba-

**સંભાવ્ય**, (વિ.) જુઓ **સંભાવી**: (૨) આદરણીય, માનનીય; respectable, honourable: (૩) કલ્પી શકાય તેવું; imaginable.

**સંભાષણ**, (ન.) વાતચીત, સંવાદ; conversation, dialogue: (૨) ચર્ચા; discussion.

**સંભાળ**, (સ્ત્રી.) કાળજી, દરકાર, દેખરેખ; attention, care, looking after: (૨) રક્ષણ,જતન;protection,preservation.

**સંભાળવું**, (સ. ક્રિ.) સંભાળ રાખવી; to look after, to take care of, to protect, to preserve: (૨) જવાબદારી ઉપાડવી, સંચાલન કરવું; to undertake, to conduct, to manage: (અ. ક્રિ.) સાવચેત રહેવું; to beware, to be cautious or alert.

**સંભૃત**, (વિ.) એકઠું કરેલું; collected, accumulated: (૨) પૂર્ણ, ભરચક; complete, full.

**સંભોગ**, (પું.) ઉપભોગ; use, utilization, enjoyment: (૨) મૈથુન; sexual intercourse· **સંભોગિની**, (સ્ત્રી.) –**સંભોગી**, (પું.) સંભોગ કરનાર; a partner in sexual intercourse· (વિ.) કામી, વિષયાસક્ત, lustful, sensual.

**સંભ્રમ**, (પું.) ગોળગોળ ફરવું તે; moving round and round: (૨) ધમાલ; bustle, commotion (૩) ત્વરા; haste, hurry: (૪) ગભરાટ, વ્યાકુળતા; embarrassment, uneasiness, anxiety:(૫) ઉત્કંઠા, તીવ્ર ઇચ્છા, longing,eagerness, intense desire: (૬) ભ્રાંતિ, ભ્રમ; illusion, delusion, fallacy, misbelief, misconception: (૭) ક્ષતિ, ભૂલ; shortcoming, mistake, error (૮) ભય; fear, dread, horror.

**સંભ્રાંત**, (વિ.) ગોળગોળ ફેરવેલું; whirled about (૨) ગભરાયેલું, વ્યાકુળ, bewildered, anxious, embarrassed, un-

easy: (૩) ભ્રમમાં પડેલું; deluded, fallacious, mistaken.

**સંમત,** (વિ.) સહમત, એકમત; agreed, approved, consented to: (૨) માન્ય; admitted, accepted.

**સંમતિ,** (સ્ત્રી.) સ્વીકાર, અનુમતિ; consent, sanction, approval, acceptance, agreement **-દર્શક,** (વિ.) **-સૂચક,** (વિ.) સંમતિ દર્શાવતું કે સૂચવતું; showing agreement or consent.

**સંમાન,** (ન.)સન્માન, respect, honour: (૨) પ્રતિષ્ઠા; prestige, reputation: (૩) ગૌરવ; dignity **સંમાનનીય,**(વિ.) સંમાનને પાત્ર; respectable, honourable: **સંમાનિત,** (વિ.) જુઓ **સંમત:** (૨) સંમાન પામેલું; respected, honoured: **સંમાન્ય,** (વિ.) જુઓ **સંમાનનીય.**

**સંમાર્જક,** (વિ) ઝાડુ કાઢનાર; sweeper

**સંમાર્જન,** (ન.) વાળઝૂડ, સાફસૂફ; sweeping, cleansing: **સંમાર્જની,** (સ્ત્રી.) સાવરણી; broom.

**સંમિલન,** (ન.) મિશ્રણ, ભેગું મળવું તે; mixture: **સંમિલિત,** (વિ.) મિશ્રિત; mixed

**સંમિશ્રણ,** (ન.) જુઓ **મિશ્રણ.** [up.

**સંમિશ્રિત,** (વિ.) મિશ્રિત, mixed up, mixed together.

**સંમુખ,** (વિ.) સામે મુખ હોય તેવું; facing, face to face: (૨) -ની પ્રત્યે લાગણી ધરાવતું, having a feeling for.

**સંમુખ,** (અ.) રૂબરૂ; in the presence of. (૨) સામે; in front of.

**સંમેલન,** (ન.) મેળાવડો; gathering, meeting, conference, get-together.

**સંમોહ,** (પું.) મોહ; infatuation, attachment: (૨) મૂર્છા, swoon, unconsciousness: (૩) ભ્રાંતિ; illusion, delusion: (૪) અજ્ઞાન, ignorance: (૫) કૃત્રિમ મૂર્છા; hypnosis: **-ન,** (ન.) જુઓ **સંમોહ: સંમોહિત,** (વિ.) મૂર્છિત; fainted, unconscious, hypnotized: (૨) ભ્રાંતિવાળું, અજ્ઞાન; deluded, ignorant: (૩) મોહિત; infatuated, deeply attached to.

**સંયત,** (વિ.) દાબમાં રાખેલું; restrained: (૨) બાંધેલું, જકડેલું; tied up: (૩) સંયમવાળું; having controlled mind and passions: **સંયતિ,** (પું.) યતિ; ascetic, stoic: (૨) સંયમી પુરુષ, one who has controlled his mind and passions.

**સંયમ,** (પું.) નિગ્રહ; restraint, control: (૨) ઇન્દ્રિયનિગ્રહ; control over the senses: **-ન,** (ન.) નિયંત્રણ, નિગ્રહ; restraining, checking, controlling: **સંયમી,** (વિ.) જુઓ **સંયત** (૩): (પું.) જુઓ **સંયતિ** (૨).

**સંયુક્ત,** (વિ.) યુક્ત, જોડાયેલું; joined, united: (૨) અવિભક્ત; joint.

**સંયોગ,** (પું.) મિલન; union, meeting: (૨) જોડાણ; joining together: (૩) સમાગમ, સંપર્ક; contact, meeting together: (૪) મિશ્રણ, મેળવણી; mixing together, mixture: (૫) સંજોગ, પરિસ્થિતિ; circumstances: **-વશાત્,** (અ.) as per the circumstances: **સંયોગી,** (વિ.) જોડનારું; joining, conjunctive: (૨) સંયોગવાળું; possessed of: **સંયોગ, સંયોગીભૂમિ,** (સ્ત્રી.) બે મોટા વિસ્તારોને જોડતી જમીનની સાંકડી પટ્ટી; isthmus.

**સંયોજક,** (વિ.) જોડનાર; joining together or uniting: (પું.) વ્યવસ્થાપક; organizer.

**સંયોજન,** (ન.) જોડવું તે; the act of joining or uniting: (૨) જોડાણ, સંબંધ; joining, uniting, union: (૩) આયોજન, વ્યવસ્થા; planning, management, organization:(૪)(રસાયણશાસ્ત્ર) પદાર્થો ભેગા મળવાથી થતી રાસાયણિક ક્રિયાને લીધે નવો પદાર્થ બનવો તે; (Chemistry) compound.

**સંયોજવું**, (સ ક્રિ.) જોડવું; to join, to unite: (૨) આયોજન કરવું; to plan, to organize, to manage: (૩) લગાડવું; to apply.

**સંયોજિત**, (વિ.) જોડેલું; joined, united (૨) આયોજિત, planned.

**સંરક્ષક**, (વિ.) રક્ષણ કરનાર; protective: (પુ.) રક્ષક; protector: (૨) રખેવાળ, સાચવનાર; care-taker, guardian.

**સંરક્ષણ**, (ન.) રક્ષણ; protection, preservation, guarding. [guard.

**સંરક્ષવું**, (સ. ક્રિ) to protect, to

**સંરક્ષિત**, (વિ.) રક્ષિત, protected, safe.

**સંલગ્ન**, (વિ) જોડાયેલું; joined: (૨) વળગેલું, ચોંટેલું; attached, stuck.

**સંવત**, (પું.) વિક્રમ સંવત; the Vikrama era that had begun in 56 B. C.: (૨) તેનું કોઈ પણ વર્ષ; any year of the Vikrama era.

**સંવત્સર**, (પું.) વર્ષ, year. [niversary.

**સંવત્સરી**, (સ્ત્રી.) મરણતિથિ; death-an-

**સંવનન**, (ન.) વશીકરણ; the act of subduing (as by magic): (૨) કોઈને પ્રેમવશ કરવાનો પ્રયત્ન કરવો તે; wooing, courting: (૩) પ્રેમચેષ્ટા; courtship.

**સંવર**, (પું.) (જૈન) બાહ્ય પ્રવૃત્તિથી વિમુખ થઈ આત્માભિમુખ થવું તે; withdrawing from external activities to calm one's mind for spiritual purposes. [protection.

**સંવરણ**, (ન.) આવરણ; cover: (૨) રક્ષણ;

**સંવરવું**, (સ. ક્રિ.) આવરી લેવું; to cover up: (૨) સમેટવું, to wind up. (૩) રોકવું, નિગ્રહ કરવો; to restrain.

**સંવર્ધન**, (ન.) વૃદ્ધિ; growing up, growth, advancement: (૨) ઉછેરવું તે; bringing up. **સંવર્ધક**, (વિ) સંવર્ધન કરનારું; helping or promoting to grow or advance.

**સંવર્ધમાન**, (વિ.) વૃદ્ધિ પામતું; growing, advancing, progressing.

**સંવર્ધિત**, (વિ.) ઊછરેલું; brought up: (૨) વૃદ્ધિ પામેલું; grown, advanced, progressed, increased.

**સંવાદ**, (પું.) વાતચીત; conversation, dialogue: (૨) ચર્ચા; discussion: (૩) સંવાદિતા, સુમેળ; harmony, concord, agreement. [ઐક્ય, સંપ; unity.

**સંવાદિતા**, (સ્ત્રી.) સુમેળ; harmony (૨)

**સંવાદી**, (વિ.) સંવાદિતાવાળું; harmonious: (૨) સહમત; agreeing: (૩) અનુકૂળ; favourable.

**સંવારવું**, (સ. ક્રિ.) સજવું; to make up: (૨) શણગારવું, to decorate.

**સંવાહક**, (વિ.) લઈ જતું; carrying (from one place to another): (૨) ચંપી કરનારું; massaging: (પું.) હમાલ; porter: (૨) ચંપી કરનાર; massagist, masseur.

**સંવાહન**, (ન.) વહન કરવું તે; the act of carrying (from one place to another): (૨) ચંપી કરવી તે; the act of massaging.

**સંવિદ**, (સ્ત્રી.) ચૈતન્ય; consciousness: (૨) જ્ઞાન; knowledge: (૩) સમજશક્તિ; understanding (૪) કરાર; agreement: (૫) સંમતિ, consent: (૬) સંજ્ઞા, સંકેત; sign, hint.

**સંવિધાન**, (ન.) વ્યવસ્થા; arrangement, organization: (૨) આયોજન; planning: (૩) નાટકના વાર્તાવસ્તુની સંકલના-ગોઠવણી; proper arrangement of incidents in a drama.

**સંવૃત**, (વિ.) ઢાંકેલું, છુપાયેલું; covered, hidden: (૨) સાંકડું; narrow: **સંવૃતિ**, (સ્ત્રી.) ઢાંકણ, આચ્છાદન; cover.

**સંવૃદ્ધિ**, (સ્ત્રી.) જુઓ **વૃદ્ધિ**.

**સંવેદન**, (ન.) **સંવેદના**, (સ્ત્રી.) ભાન

પ્રતીતિ; sensation, sensibility: (૨) લાગણી, ઊર્મિ; feeling, emotion.

**સંશય,** (પું.) શક; suspicion, doubt: (૨) દહેશત; apprehension: (૩) ભય; fear: **–ગ્રસ્ત,** (વિ.) સંશયમાં પડેલું; overcome with suspicion: **–વાદ,** (પું.) scepticism. **–વાદી,** (પું.) sceptic: **–વાન,** (પું.) સંશયી; suspicious, doubtful: **સંશયાતીત,** (વિ.) સંશયથી પર, beyond doubt: **સંશયાત્મક,**(વિ.) સંશયવાળું; doubtful, doubting: (૨) શ્રદ્ધાહીન; faithless: (પું.) one who is doubting or faithless: **સંશયાત્મા,** (વિ.) (પું.) સંશયગ્રસ્ત મનવાળું; one who has a doubting nature: **સંશયી,**(વિ.)શંકાશીલ,વહેમી;doubting.

**સંશોધક,** (વિ.) (પું.) શોધ કરનાર; one who researches, invents or discovers: (૨) શુદ્ધ કરનારું, that which purifies.

**સંશોધન,** (ન.) શુદ્ધિ; purification: (૨) શોધખોળ; research.

**સંશોધિત,** (વિ.) શુદ્ધ કરેલું; purified: (૨)શોધેલું;searched out: (૩)(પુસ્તકની) સુધારેલી આવૃત્તિ; revised edition.

**સંસદ,** (સ્ત્રી.) સભા; assembly: (૨)મંડળ; association: (૩) ધારાગૃહ;parliament.

**સંસર્ગ,** (પું.) સંપર્ક, contact (૨) સોબત; association, company: (૩) સંબંધ; relation: (૪) આસક્તિ; attachment: **–દોષ,** (પું.) evil effect of bad company

**સંસાર,** (પું.) સૃષ્ટિ; the universe: (૨) જગત; the world: (૩) દુન્યવી જીવન અને પ્રવૃત્તિઓ; worldly life and its activities: (૪) જન્મ-મરણની ઘટમાળ; unceasing cycle of birth and death: (૫) ગૃહસંસાર; household life: **–યાત્રા,** (સ્ત્રી.) સંસારી જીવન; worldly life· **સંસારી,** (વિ.) દુન્યવી; secular, worldly: (૨) ગૃહસ્થાશ્રમી; leading a household-worldly life.

**સંસ્કરણ,** (ન.) શુદ્ધીકરણ; purification: (૨) દુરસ્ત કરવું કે સમારાવવું તે; the act of repairing; repair-work. (૩) સુધારવું-વધારવું તે; correcting and revising (a book, etc.): (૪) (ગ્રંથની) આવૃત્તિ; edition (of a book).

**સંસ્કાર,** (પું.) શુદ્ધીકરણ; purification: (૨) સુધારવું તે; improving:(૩)શણગાર; decoration, decorating, embellishment: (૪) વાસનાઓ, કર્મો, વગેરેની મન પર પડતી સૂક્ષ્મ છાપ; subtle impression left on the mind of one's longings, actions, etc.: (૫) શિક્ષણ, ઉપદેશ, સોબત, ઇ. ની મન પર થતી સૂક્ષ્મ અસર; subtle influence of education, teachings, company, etc. on one's mind: (૬) પૂર્વજન્મનાં કર્મોનું ફળ; effect of the deeds of past life or lives: (૭) મરણોત્તર વિધિ; funeral rites, obsequies: (૮) હિંદુઓને ગર્ભાધાનથી મરણ સુધી કરવા પડતા ૧૬ વિધિમાંનો દરેક (ગર્ભાધાન, નામકરણ, ગાયત્રિ-ઉપદેશ, વગેરે), any of the sixteen rites performed by Hindus in a life-time: (૯) શિક્ષણ; education: **–ક,** (વિ.) શુદ્ધ કરનારું; purifying **–હીન,** (ન.) હીણું, (વિ.) અસંસ્કારી; uncultured, uncivilized, ill-mannered: **સંસ્કારિતા,** (સ્ત્રી.) સભ્યતા, સંસ્કારીપણું; culture, civility: **સંસ્કારી,** (વિ.) શુદ્ધ થયેલું કે કરાયેલું; purified, refined, polished:(૨) સભ્ય; cultured: (૩) વિવેકી; polite· (૪) સારા સંસ્કારવાળું; of good orientation or education.

**સંસ્કૃત,** (વિ.) જુઓ **સંસ્કારી**: (૨) શણગારેલું; decorated; embellished.

**સંસ્કૃત,** (સ્ત્રી.) the Sanskrit language: **–જ્ઞ,** (વિ.) સંસ્કૃત જાણનાર; proficient in Sanskrit language.

**સંસ્કૃતિ,** (સ્ત્રી.) સભ્યતા; civilization,

culture: (૨) સામાજિક વિકાસ; social progress.

**સંસ્થા,** (સ્ત્રી.) રચના; establishment: (૨) સ્થાપિત કે પરંપરાગત વ્યવસ્થા; institution (e. g. the institution of marriage): (૩) મંડળ, તંત્ર, association, institute.

**સંસ્થાન,** (ન.) નાનું રાજ્ય; small kingdom or state: (૨) વિદેશમાં સ્થપાયેલી કોઈ દેશની વસાહત; colony or settlement in a foreign country: **-વાસી,** (વિ.) (પું.) colonist.

**સંસ્થાપક,** (વિ.) (પું.) સ્થાપક; founder.

**સંસ્થાપન,** (ન.) **સંસ્થાપના,** (સ્ત્રી.) સ્થાપના; founding, establishing, setting up, foundation.

**સંસ્થાપિત,** (વિ.) સ્થાપિત; founded, established, set-up, erected.

**સંસ્મરણ,** (ન.) સ્મૃતિ, સ્મરણ, યાદ; remembrance, recollection, recall, reminiscence: (૨) વારંવાર યાદ આવવું કે કરવું તે; remembering again and again.

**સંસ્મૃતિ,** (સ્ત્રી.) જુઓ **સ્મૃતિ.**

**સંહરવું,** (સ. ક્રિ.) આટોપી લેવું; to wind up (૨) એકઠું કરી લેવું; to collect together: (૩) પાછું ખેંચી લેવું; to withdraw, to draw back: (૪) સંહાર કરવો; to destroy, to break down, to ruin, to kill.

**સંહર્તા-સંહર્ત્તા,** (પું.) સંહાર કરનાર; destroyer.

**સંહાર,** (પું.) નાશ; destruction· (૨) કત્લેઆમ; carnage: (૩) ઉચ્છેદ; extirpation: (૪) એકઠું કરવું તે; collecting together, gathering together: (૫) પાછું ખેંચી લેવું તે, withdrawal: (૬) સંકોચન; contraction· **-ક,** (વિ.) destructive, ruinous: (પું.) destroyer: **-વું,** (સ. ક્રિ.) to destroy, to ruin, to extirpate.

**સંહિતા,** (સ્ત્રી.) સંયોગ; combination, union: (૨) સમુચ્ચય, સંગ્રહ; collection, compilation, accumulation: (૩) પદો કે લખાણનો વ્યવસ્થિત સંગ્રહ; systematic compendium of thoughts, laws, writings, etc. (e. g. આચારસંહિતા, મનુસંહિતા, etc.): (૪) દેવોની સ્તુતિવાળો વેદોનો મંત્રવિભાગ; the section of the Vedas containing hymns in praise of gods: (૫) (વ્યાકરણ) જુઓ **સંધિ.**

**સાકટમ, સાકેટમ,** (વિ.) જુઓ **સાગમટું.**

**સાકટી, સાકડી,** (સ્ત્રી.) **-સાકટું,** (ન.) **-સાકટો,** (પું.) સાગની લાંબી અને જાડી વળી; long and thick rafter of teak-wood.

**સાકર,** (સ્ત્રી.) sugar: **-ચૂંદડી,** (સ્ત્રી.) સગપણ સમયે કન્યાને અપાતી ચૂંદડી; a sari (usually lavishly embroidered) presented to the bride at the time of betrothal: **સાકરિયું,** (વિ.) સાકર ચડાવેલું, sugar-coated: (૨) સ્વાદ કે આકારમાં સાકર જેવું; looking like or as sweet as sugar.

**સાકાર,** (વિ.) મૂર્ત, આકારવાળું; having a shape or form; incarnate.

**સાકી,** (પું.) શરાબ પાનાર; (boy or girl) serving wine· (૨) પ્રેયસી માટેનું સંબોધન; term for addressing a beloved.

**સાક્ષર,** (વિ.) (પું.) અક્ષરજ્ઞાન ધરાવતું; literate: (૨) શિક્ષિત, વિદ્વાન; learned person, scholar: (૩) સાહિત્યકાર; literator, author, writer: **-તા,** (સ્ત્રી.) અક્ષરજ્ઞાન; literacy· (૨) વિદ્વત્તા; scholasticism: **-રત્ન, -વર્ય,** (વિ.) ઉત્તમ સાક્ષર; the best of literary luminaries: **સાક્ષરી,** (વિ.) સાક્ષર સંબંધી; of or about a literator (૨) સાહિત્યિક; literary (૩) ભારેખમ શબ્દોવાળું (લખાણ); bombastic or verbose (writing).

**સાક્ષાત્**, (અ.) નજરની સામે; before one's eyes: (૨) સંમુખ; in the presence of: (૩) મૂર્તરૂપે; in physical form; incarnate.

**સાક્ષાત્કાર**, (પું.) પ્રત્યક્ષ દર્શન; clear vision or perception: (૨) ઈશ્વર કે પરમ તત્ત્વનો સાક્ષાત્ અનુભવ; realization of the God or the all-pervading divinity.

**સાક્ષી**, (સ્ત્રી.) સાખ, શાહેદી; testimony, evidence.

**સાક્ષી**, (પું.) નજરેનજર જોનાર; eye-witness: (૨) શાહેદ; witness: (૩) આત્મા, દ્રષ્ટા; the soul (as seer): **-ભૂત**, (વિ.) સાક્ષીરૂપ; serving as witness.

**સાખ**, (સ્ત્રી.) જુઓ **સાક્ષી**: (૨) ઝાડ ઉપર જ પાકેલું ફળ (ખાસ કરીને કેરી), fruit ripened on the tree-not artificially ripened (esp. mango): (૩) બારણાના ચોકઠાની ઊભી બાજુ; any of the two vertical sides of a door frame: (૪) (લૌકિક) બારણું; (colloq.) door: (૨) આંગણું; compound of a house.

**સાખી**, (સ્ત્રી.) બે પંક્તિનો દોહરો; poem consisting of two lines.

**સાગ**, (પું.) સાગનું ઝાડ; teak-tree: (૨) તેનું લાકડું; teak-wood.

**સાગમટું**, (વિ.) સકુટુંબ (નોતરું);(invitation) for the whole family.

**સાગર**, (પું.) સમુદ્ર, sea.

**સાગરીત-સાગરીદ**, (પું.) સાથી (મોટે ભાગે બૂરા કામમાં); accomplice.

**સાગુચોખા, સાગુદાણા -સાબુચોખા, સાબુદાણા**, (પુ. બ. વ.) "સાગૂ" વૃક્ષના થડના ગરમાંથી બનાવેલા સફેદ કણ; sago.

**સાગોળ**, (પું.) ચૂનાનો બારીક ભૂકો; fine powder of lime-stone.

**સાગ્ર**, (વિ.) સમગ્ર; entire, complete, total: **-તા**, (સ્ત્રી.) સમગ્રતા; entirety, completeness, totality: (૨) વેધક સ્પષ્ટતા; pointedness, penetrating clarity.

**સાચ**, (ન.) સત્ય; truth: **-કલું**, (વિ.) સાચું; truthful, veracious: (૨) નિખાલસ, પ્રામાણિક, નિષ્કપટી; frank, honest, straightforward, guileless, ingenuous: **-દિલી**,(સ્ત્રી.) સચ્ચાઈ; truthfulness, sincerity, veracity: **-માચ**, (વિ.) ખરેખરું; very true: (અ.) ખરેખર; truly, really, indeed.

**સાચવણ**, (ન.) **સાચવણી**, (સ્ત્રી.) જતન, સંભાળ, care, preservation.

**સાચવવું**, (સ. ક્રિ.) સંભાળવું, જતન કરવું; to take care of, to preserve.

**સાચાદિલી**, (સ્ત્રી.) જુઓ **સાચદિલી**.

**સાચાબોલું**, (વિ.)સત્યવક્તા; veracious.

**સાચું**, (વિ.) ખરું; true, right: (૨) અસલ-બનાવટી નહિ એવું (દા. ત. સાચું મોતી); real, actual, genuine: (૩) સત્યવક્તા; veracious, veridical, sincere: (૪) એકવચની; true to one's word.

**સાચે**, (અ.) ખરેખર, truly, rightly, indeed:(૨) ચોક્કસ; certainly: **-સાચું**, (વિ.) ખરેખરું, તદ્દન સાચું; quite true, perfectly true.

**સાજ**, (પું.) જરૂરી સરસામાન, necessary equipment, paraphernalia: (૨) વસ્ત્રાભૂષણ; clothes, ornaments, etc., accoutrements: (૩) ઘોડાનું પલાણ; saddle and trappings of a horse: (૪) તંતુવાદ્ય; stringed musical instrument

**સાજન, સાજનમહાજન**,(ન.)**-સાજનિયા**, (પુ. બ. વ.) વરના વરઘોડામાં સામેલ લોકો; persons in a marriage procession on its way to the bride's place.

**સાજન**, (પું.) સજ્જન, gentleman: (૨) પતિ; husband: (૩) પ્રેમી; lover.

**સાજની**, (સ્ત્રી.) સન્નારી; respectable woman: (૨) પત્ની; wife: (૩) પ્રેયસી; beloved.

**સાજનું**, (ન.) નાતનું પંચ; jury of a caste, body of elders of a caste.

**સાજવું**, (સ. ક્રિ.) માંજવું; to cleanse (utensils): (૨) સજવું, સજ્જ કરવું; to equip with: (અ. ક્રિ.) બેસવું આવવું, છાજવું; to be fit with, to be suitable to: (૨) સાજ સજવા; to put on good clothes and ornaments: (૩) પરવારવું; to complete or finish the work in hand.

**સાજસરંજામ, સાજસામાન**, (પું.) સાધનસામગ્રી; necessary equipment, paraphernalia.

**સાજિંદો**, (પું.) ગાનાર કે નાચનારને વાદ્યથી તાલ આપનાર; one who provides music (especially on Sarangi or Tabla) in the programme of a singer or dancer.

**સાજીખાર**, (પું.) એક પ્રકારનો ક્ષાર; carbonate of soda

**સાજું**, (વિ.) નરવું; healthy: (૨) આખું; whole, unbroken, entire: **–તાજું**, (વિ.) hale and hearty: **–સમું**, (વિ.) તંદુરસ્ત, નીરોગી; healthy: (૨) આખેઆખું, સાવ સાજું, અક્ષત; quite the whole and unbroken

**સાટ**, (સ્ત્રી.) ચામડાની પટ્ટી; strap of leather:(૨) કરોડ; spine, backbone: **–કો**, (પું.) સાટ બાંધેલો કોરડો કે ચાબુક; lash with a strap of leather tied to it: (૨) જુઓ **સાટ**.

**સાટમારી–સાઠમારી**, (સ્ત્રી.) પ્રાણીઓને ઉશ્કેરીને લડાવવાનો તમાશો; sport of provoking animals to fight, bullfight: (૨) ઉગ્ર લડાઈ; intense fight.

**સાટું**, (ન.) સોદો; bargain: (૨) બોલી, કરાર; contract, agreement: (૩) મૂલ્ય નક્કી કરવું તે; the act of evaluating: (૪) બાનાની રકમ; earnest money: (૫) વસ્તુવિનિમય; barter: (૬) બદલો, અવેજ, substitute.

**સાટે**, (અ.) બદલે, અવેજમાં; in exchange of.

**સાઠ**, (વિ.) 60, sixty.

**સાઠી**, (સ્ત્રી.) સાઠ વર્ષની ઉંમર; age of sixty years: (૨) વૃદ્ધત્વ, વૃદ્ધાવસ્થા; old age: (૩) સાઠ વર્ષનો ગાળો; a period of sixty years: (વિ.) સાઠ દિવસે પાકતી(જુવાર, ડાંગર, બાજરી, વગેરે); kind of jowar or millet that yields crop in sixty days.

**સાડત્રીશ –સાડત્રીસ**, (વિ.) 37, thirty-seven.

**સાડલો**, (પું.) સાડી; sari.

**સાડી**, (સ્ત્રી.) sari.

**સાડીસાતી**, (સ્ત્રી.) શનિની સાડા સાત વર્ષની પનોતી; malicious influence of Saturn over a period of seven and a half years.

**સાઢુ, સાઢુ, સાઢુભાઈ, સાઢુભાઈ**,(પું.) husband of wife's sister.

**સાણકું**, (ન.) મોટું શકોરું; large earthen dish: (૩) ભિક્ષાપાત્ર; beggar's bowl.

**સાણશી–સાણસી**, (સ્ત્રી.) pair of pincers: **સાણસો**, (પું.) મોટી સાણસી: (૨) મજબૂત પકડ; strong hold, grip or clutch: (૩) મુશ્કેલી; difficulty, trouble: (૪) હેરાનગતિ; plight.

**સાત**, (વિ.) 7, seven: **–ખોટનું**, ઘણી ખોટ પછી મળેલી; obtained after many losses (e. g. સાત ખોટનો દીકરો=છ દીકરી પછી થયેલો દીકરો). **–ગળણે ગાળવું**, બીજી બધી બાજુએથી સર્વાંગે વિચારવું; to think of all the aspects of a matter: **–પાંચ થવી**, ભારે ગભરામણ થવી; to feel extremely anxious: **–પાંચ વીતવી**,મોટી

મુશ્કેલી આવી પડવી; to face a horrible crisis: -તાળી, (સ્ત્રી.) a kind of outdoor game played by children.

**સાતત્ય,** (ન.) સતતપણું; continuity.

**સાતપડો,** (પુ.) પગની પાનીએ કે હથેળીમાં થતું ગૂમડું; abscess either on the palm or the heel.

**સાતમ,** (સ્ત્રી.) પખવાડિયાની સાતમી તિથિ; seventh day of a lunar fortnight.

**સાતમી,** (સ્ત્રી.) (વ્યાકરણ) સાતમી વિભક્તિ; the locative case: (વિ.) seventh.

**સાતમું,** (વિ.) seventh.

**સાતવો, સાથવો,** (પુ.) શેકેલા અનાજનો લોટ, સત્તુ; flour of parched corns.

**સાત્ત્વિક,** (વિ.) સત્ત્વગુણયુક્ત (જુઓ **સત્ત્વ-ગુણ**): (૨) શાંત; calm, tranquil: (૩) સત્યનિષ્ઠ; truthful, veracious: (૪) પ્રામાણિક; honest (૫) સદ્‌ગુણી; virtuous: (૬) સત્ત્વશીલ, બલિષ્ઠ, mighty, strong, vigorous.

**સાથ,** (પું.) સંગ; company, association. (૨) સહકાર, co-operation: (૩) સમૂહ; group, multitude.

**સાથ,** (અ.) સાથે, જોડે, with, along with, in company of, together with.

**સાથરો,** (પું.) ઘાસનું બિછાનું કે શય્યા; mattress or bed of grass: (૨) મરતા માનવીને સુવાડવા માટે લીપીને તૈયાર કરેલી જમીન; ground prepared by coating of mud, cow-dung, etc. for laying a dying person on it.

**સાથવો,** (પું.) જુઓ **સાતવો.**

**સાથળ,** (સ્ત્રી.) thigh.

**સાથિયો,** (પું.) સ્વસ્તિક, એક માંગલિક આકૃતિ-*auspicious figure of Swastik-* -**પૂરવા,** ઘરને બારણે રંગોળી કરવી; to draw colourful designs on the floor near main door of a house.

**સાથી,** (પુ.) સોબતી, જોડીદાર; companion, colleague, comrade: (૨) મદદગાર; assistant: (૩) ખેડકામ માટે રાખેલો નોકર, હાળી; farm-servant.

**સાથીદાર,** (પું.) જુઓ **સાથી**

**સાથે,** (અ.) જુઓ **સાથ.**

**સાદ,** (પું.) અવાજ; voice, sound: (૨) બૂમ; shout, cry: -**કરવો,** બૂમ પાડી બોલાવવું; to call somebody with a shout -**દેવો,** જવાબ આપવો; reply to a call -**પાડવો,** દાંડી પીટવી, શેરીમાં મોટેથી બોલીને લોકોને જાહેર કરવું; to make known to people in streets (usually with a beat of drum): -**બેસવો,** અવાજ ખોખરો થઈ જવો; (of voice) to be hoarse.

**સાદગી,** (સ્ત્રી.) સાદાઈ; simplicity austerity.

**સાદડી,** (સ્ત્રી.) શેતરંજી; mat: (૨) પાથરણું; mattress: (૩) ઘાસ, ઝાડના રેસા, ઇ. ગૂંથીને બનાવેલી ચટાઈ; mat prepared by interwoving grass, hemp, etc.

**સાદર,** (વિ.) જાહેર, જાણીતું; known to all (૨) આવી પહોંચેલું; arrived: (૩) આદરપૂર્ણ, respectful: -**કરવું,** જાહેર કે રજૂ કરવું; to make known to public.

**સાદર,** (અ.) આદરપૂર્વક, respectfully.

**સાદર,** (સ્ત્રી.) દોહદ; desire or caprice of a pregnant woman: (૨) લહાવો; delight, pleasure.

**સાદાઈ,** (સ્ત્રી.) સાદગી; simplicity, austerity.

**સાદું,** (વિ.) ભપકા કે આડંબર વિનાનું; simple, plain, austere (૨) સરળ; easy: (૩) નિખાલસ, ભોળું; straightforward, frank, guileless: (૪) સખત નહિ એવી-સાદી (કેદ), (of imprisonment) simple-not rigorous.

**સાદૃશ્ય,** (ન.) સરખાપણું, similitude, likeness, resemblance, similarity.

**સાદ્યંત,** (વિ.) આરંભથી અંત સુધીનું, સંપૂર્ણ; from beginning to end, complete.

**સાધક,** (વિ.) સિદ્ધિ માટે ઉપયોગી હોય એવું; helpful in the process of achievement or attainment, instrumental, conducive to: (૨) સિદ્ધ કરવા કે મેળવવા પ્રયત્ન કરનારું; trying to achieve something: (૩) ભૂત, દેવ, ઇ. ને સાધનારું; winning over gods, evil spirits, etc.

**સાધક,** (પું.) સાધનાર; one who accomplishes: (૨) આધ્યાત્મિક ઉપાસક, મોક્ષની સાધના કરનાર; one who pursues spiritual discipline to attain the highest Realization: (૩) (કોઈ પણ ક્ષેત્રે) સિદ્ધિ કે સફળતા મેળવવા પ્રયાસ કરનાર; person trying hard to achieve his goal (in any field of human activity): **-તા,** (સ્ત્રી.) સાધકપણું; dedication and perseverance of a સાધક: (૨) સિદ્ધિ મેળવવાની શક્તિ, કાર્યક્ષમતા; efficiency.

**સાધન,** (ન.) સિદ્ધ કરવું તે; accomplishing, achieving, attaining: (૨) ઉપકરણ, ઓજાર; tool, instrument, means, materials, implement, resources: (૩) ઉપાય; remedy: (૪) યોજના, યુક્તિ; scheme, contrivance: (૫) ઈશ્વરપ્રાપ્તિ માટે જરૂરી ઉપાસના; discipline necessary for the attainment of the God or self-realization: **-ભૂત,** (વિ.) સાધનરૂપ બનેલું; serving as an instrument:-**સંપન્ન,** (વિ.) સાધનો ધરાવનાર; possessing sufficient resources: (૨) સમૃદ્ધ; rich, wealthy, affluent: **-સામગ્રી,** (સ્ત્રી.) સાધનોની સામગ્રી; resources.

**સાધના,** (સ્ત્રી.) સિદ્ધ કરવું કે મેળવવું તે; accomplishing, acquiring, achieving, attaining: (૨) સિદ્ધિ માટે જરૂરી પ્રયત્નો કે કાર્યો; efforts or activities necessary to realize one's goal: (૩)આધ્યાત્મિક ઉપાસના; self-discipline and arduous efforts for the attainment of God or self-realization.

**સાધની,** (સ્ત્રી.) સપાટી તપાસવાનું કડિયા-સુતારનું ઓજાર; 'level' used by carpenters and masons.

**સાધર્મ્ય,** (ન.) સમાન ગુણધર્મો હોવા તે; similarity of properties or qualities.

**સાધવું,** (સ. ક્રિ.) સિદ્ધ કરવું કે મેળવવું; to achieve, to fulfil, to accomplish, to attain: (૨) આધ્યાત્મિક સાધના કરવી; to undergo self-discipline for spiritual purposes: (૩) સાબિત કરવું; to prove: (૪) વશ કરવું, જીતી લેવું; to win over, to bring under control, to subdue: (૫) તકનો લાભ ઉઠાવવો; to take advantage of an opportunity: (૬) (વ્યાકરણ) શબ્દની વ્યુત્પત્તિ દર્શાવવી; to show the derivation of a word.

**સાધારણ,** (વિ.) સામાન્ય, વિશિષ્ટ નહિ તેવું; ordinary, common place: (૨) મધ્યમ; of the middle order: (૩) સૌને લાગુ પડે એવું; common to all, general.

**સાધિત,** (વિ.) સાધેલું, સિદ્ધ કરેલું; achieved, attained, accomplished: (૨)(grammar) derivative, derived.

**સાધુ,** (વિ.) સારું; good: (૨) ઉત્તમ; best, excellent: (૩) ધાર્મિક, ઈશ્વરનિષ્ઠ, સદાચરણી; religious, holy, saintly, virtuous: (૪) શિષ્ટ, શુદ્ધ (ભાષા), (of language) refined and chaste: (૫) (સમાસને અંતે) સાધનારું; (at the end of a compound word) accomplishing, taking advantage of (e. g. સ્વાર્થસાધુ).

**સાધુ,** (પું.) સંત; saint: (૨) સંસારનો ત્યાગ કરનાર વૈરાગી પુરુષ, ascetic, hermit.

**સાધુ,** (અ.) શાબાશ; well done,

bravo, etc. (expressions of hearty appreciation).

**સાધ્ય,** (વિ.) સિદ્ધ થઈ શકે એવું; attainable: (૨) સાધનાનું ધ્યેય; object or goal of સાધના.

**સાધ્વી,** (સ્ત્રી.) ચારિત્ર્યવાન, પતિભક્ત સ્ત્રી; chaste woman, faithful to her husband: (૨) સંસારનો ત્યાગ કરનાર વૈરાગિની; female ascetic or hermit.

**સાન,** (સ્ત્રી.) સંકેત, ઇશારો; sign, signal, hint, wink: (૨) સમજશક્તિ; understanding, sense, sensibility: (૩) સ્વમાન; self-respect: (૪) ગીરો મૂકવું તે, mortgaging, mortgage: **–માં મૂકવું,** ગીરો મૂકવું; to mortgage: **–માં સમજાવવું,** ઇશારાથી સમજાવવું; to explain by a sign or hint.

**સાની,** (સ્ત્રી.) મીઠાઈ, ઇ. તળતાં પેણીમાં ભેગો થતો ભૂકો; dregs remaining in a pan after frying sweets, etc.: (૨) તલનો અધકચરો ખોળ; oilcake of half-pressed sesamum seeds: (૩) રાખ; ash. [rable:(૨)ઉપયોગી; helpful.

**સાનુકૂલ, સાનુકૂળ,** (વિ.) અનુકૂળ; favou-

**સાન્ત,** (વિ.) અન્તવાળું; finite: (૨) મર્યાદિત, સીમિત, limited: (૩) નાશવંત; perishable. [સર્પિણી.

**સાપ,** (પું.) જુઓ **સર્પ**: **–ણ,** (સ્ત્રી.) જુઓ

**સાપેક્ષ,** (વિ.) અપેક્ષાવાળું; expectant: (૨) સ્વતંત્ર અસ્તિત્વ ન ધરાવતું, કશાક પર આધાર રાખનારું; relative.

**સાપોલિયું,** (ન.) નાનો સાપ; small (usually harmless) serpent: (૨) સાપનું બચ્ચું; young serpent.

**સાપ્તાહિક,** (વિ.) સપ્તાહનું; weekly: (૨) અઠવાડિયે પ્રસિદ્ધ થતું સામયિક; weekly journal, magazine.

**સાફ,** (વિ.) સ્વચ્છ; clean: (૨) નિર્મળ, શુદ્ધ, pure, unadulterated, unmixed: (૩) નિષ્કપટ, નિખાલસ; frank, straightforward, guileless: (૪) સપાટ; level, flat: (૫) સ્પષ્ટ; clear.

**સાફ,** (અ.) સ્પષ્ટ શબ્દોમાં, ભારપૂર્વક; in clear words, emphatically

**સાફલ્ય,** (ન.) સફળતા, success, fruition, fulfilment. [clean or clear.

**સાફસાફ,** (વિ.) તદ્દન સ્વચ્છ કે સ્પષ્ટ; quite

**સાફસાફ,** (અ.) જુઓ **સાફ**: (૨) અચકાયા વિના કે કશા સંકોચ વિના, without any hesitation.

**સાફસૂફ,** (વિ.) સ્વચ્છ; clean:(સ્ત્રી.) સફાઈ, વાળઝૂડ; cleaning or sweeping (૨) સુઘડ કાર્યપદ્ધતિ; neat and orderly way of working.

**સાફસૂફી,** (સ્ત્રી.) જુઓ **સાફસૂફ,** (સ્ત્રી.).

**સાફી,** (સ્ત્રી.) ચલમ પીવા માટેનો કાપડનો ટુકડો; piece of cloth wrapped round a smoking pipe:(૨)પતરાજી, બડાઈ; boasting, bragging.

**સાફી,** (વિ.) વળતર વગરનું; without

**સાફો,** (પું.) જુઓ **ફેંટો.** [discount.

**સાબદું,** (વિ.) સઘળું, તમામ, all, entire, whole: (૨) સાવધ; alert: (૩) સજ્જ, તૈયાર, ready, equipped: (૪)તંદુરસ્ત;

**સાબર,** (ન.) stag [healthy.

**સાબાશ,** (અ.) જુઓ **શાબાશ.**

**સાબાશી,** (સ્ત્રી.) જુઓ **શાબાશી.**

**સાબિત,** (વિ.) પુરવાર થયેલું, સિદ્ધ; proved, established.

**સાબિતી,** (સ્ત્રી.) પુરાવો, proof, evidence.

**સાબુ, સાબૂ,** (પુ.) soap.

**સાબુચોખા, સાબુદાણા,** (પું. બ. વ.) જુઓ **સાગુચોખા, સાગુદાણા.**

**સાબૂત,** (વિ.) સાજુંસમું; intact, whole and entire, hale and hearty: (૨) મજબૂત, નક્કર; strong, sound, solid.

**સાબૂતી,** (સ્ત્રી.) મજબૂતી; strength: (૨) નક્કરતા; solidity, soundness. (૩) સલામતી, safety, security.

**સાભાર,** (વિ.) આભાર સહિત; thankful, grateful: (અ.) આભારપૂર્વક; thankfully. gratefully.

**સામ,** (પું.) સામવેદ–ચાર વેદોમાનો ત્રીજો વેદ; the Samaveda: (૨) મીઠી વાતોથી સમજાવીને કામ કઢાવી લેવું તે–રાજનીતિનાં ચાર સાધનો (સામ, દામ, દંડ અને ભેદ) માંનું એક; getting one's work done by suave and convincing explanation–one of the four diplomatic means, viz સામ, દામ, દંડ and ભેદ.

**સામગ્રી,** (સ્ત્રી.) જરૂરી વસ્તુઓ કે સાધનો; necessary materials or means.

**સામગ્ર્ય,** (ન.) સમગ્રતા; entirety.

**સામટું,** (વિ) ભેગું, એકઠું; collected, gathered, accumulated, assembled.

**સામટું,** (અ) એકી સાથે, in one lot, simultaneously, altogether.

**સામનો,** (પું.) વિરોધ; opposition: (૨) સામા થવું તે; confrontation, defiance, resistance: (૩) લડાઈ; fight.

**સામયિક,** (વિ.) સમય અંગેનું, pertaining to time: (૨) સમયોચિત, seasonable: (૩) નિયતકાલિક; periodical.

**સામયિક,** (ન.) નિયત સમયે પ્રગટ થતું (છાપું, મૅગેઝિન, ઇ.); a periodical.

**સામર્થ્ય,** (ન.) સમર્થતા, શક્તિ, તાકાત; capability, competence, strength, power, might.

**સામવેદ,** (પું.) જુઓ **સામ** (૧).

**સામષ્ટિક,**(વિ.) સમષ્ટિ અંગેનું, universal.

**સામસામું,** (વિ.) સંમુખ, face to face: (૨) વિરુદ્ધ; confronting: (૩) સ્પર્ધા કરતું; competing, rivalling.

**સામસામું, સામસામે,** (અ.) એકમેકની સામે; in front of one another: (૨) હરીફાઈમાં; in competition.

**સામંજસ્ય,** (ન) ઔચિત્ય, યોગ્યતા; propriety, fitness, correctness.

**સામંત,** (પું.) બહાદુર યોદ્ધો; brave soldier or warrior: (૨) ખંડિયો રાજા; feudatory or tributary king: (૩) રાજાને આધીન જાગીરદાર કે સરદાર; feudal lord or landlord: **–શાહી,** (સ્ત્રી.) feudalism.

**સામાજિક,** (વિ.) સમાજનું; social.

**સામાન,** (ન.) luggage: (૨) ઘરગથ્થુ ચીજવસ્તુઓ; household things or articles.

**સામાન્ય,** (વિ.) જુઓ **સાધારણ: –જ્ઞાન,** (ન) general knowledge: **–નામ,** (ન.) (grammar) common noun.

**સામાન્યત:,** (અ.) સામાન્ય રીતે; normally, usually.

**સામાયિક,** (ન.) (જૈન) ધ્યાનમાં બેસવાનો એક ધાર્મિક વિધિ; (Jain) a religious practice of sitting for meditation.

**સામાવાળિયું, સામાવાળું,**(વિ.)વિરોધી; opponent: (૨) સામા પક્ષનું; belonging to the opposite party.

**સામાવાળિયો,** (પું.) સામા પક્ષનો માણસ; opponent, person belonging to opposite party: (૨) પ્રતિસ્પર્ધી; rival.

**સામાસામી,** (અ.) જુઓ **સામસામું.**

**સામિયાનો,** (પું.) જુઓ **શામિયાનો.**

**સામીપ્ય,** (ન.) સમીપતા, nearness, closeness, proximity, vicinity: (૨) મુક્તિના ચાર પ્રકારમાનો એક, one of the four types of emancipation.

**સામુદાયિક,** (વિ.) સમુદાયનું કે તેને લગતું, સામૂહિક; relating to a multitude, collective (૨) સમુદાય દ્વારા થતું; done or worked out collectively.

**સામુદ્ર,** (વિ.) સમુદ્રનું કે તેને લગતું; of or pertaining to sea, marine: **–ધુની,** (સ્ત્રી.) બે સમુદ્રોને જોડતી ખાડી; strait

**સામુદ્રિક,** (વિ.) સમુદ્ર સંબંધી; marine: (ન.) શારીરિક ચિહ્નો પરથી ભવિષ્ય ભાખવાનું શાસ્ત્ર; chiromancy, palmistry:

(પું.) એ શાસ્ત્ર જાણનાર; chiromancer.

**સામું**, (વિ.) સામે આવેલું; opposite, lying in front: (૨) વિરુદ્ધ; against, opposed: **-આવવું કે જવું**, તેડવા, લેવા કે સ્વાગત કરવા સામે જવું; to go forward to receive: **-જોવું**, સંભાળ લેવી; to look after, to take care of: **-થવું**, ઉદ્ધતાઈથી સામો જવાબ આપવો; to retort rudely: (૨) સામનો કરવો; to confront.

**સામૂહિક**, (વિ.) જુઓ **સામુદાયિક**

**સામે**, (અ.) સંમુખ; in front of, in the presence of, before: (૨) વિરુદ્ધ બાજુએ; in the opposite direction: (૩) વિરુદ્ધમાં; in opposition, against.

**સામેલ**, (વિ.) જુઓ **શામિલ**.

**સામૈયું**, (ન.) procession going to receive a distinguished guest or dignitary.

**સામો**, (પું.) વાવ્યા વિના ઊગતું એક પ્રકારનું ધાન; name of a wild grain.

**સામ્ય**, (ન.) સમાનતા, સરખાપણું; similitude, similarity resemblance, equality: **-વાદ**, (પું.) communism: **-વાદી**, (વિ.) (પું.) communist.

**સામ્રાજ્ય**, (ન.) વિશાળ રાજ્ય; empire, vast kingdom: (૨) સામ્રાજ્યની હકૂમત; domination of an empire, imperial sway: **-વાદ**, (પુ.) imperialism: **-વાદી**, (પું.) imperialist: (વિ.) imperialistic.

**સાયક**, (ન.) બાણ; arrow: (૨) તલવાર; sword: (૩) હથિયાર; weapon.

**સાયર**, (પુ.) સાગર; sea: (ન.) કેફી પદાર્થો ઉપરની જકાત; excise duty on intoxicating drinks or substances (like wine, opium, etc.): **-કોઠો**, (પું.) દાણ; custom's duty.

**સાયંકાલ, સાયંકાળ**, (પું.) જુઓ **સંધ્યા-કાળ** (**'સંધ્યા'**માં). [evening prayer.

**સાયંપ્રાર્થના**, (સ્ત્રી.) સાંજની પ્રાર્થના;

**સાયંસંધ્યા**, (સ્ત્રી.) સૂર્યાસ્ત સમયનો સંધ્યાવિધિ; the religious rite called સંધ્યા performed by Brahmins in the evening

**સાયુજ્ય**, (ન.) એકમેકમાં મળી જવું તે; merging together: (૨) સંપૂર્ણ તાદાત્મ્યતા; complete absorption or unification: **-મુક્તિ**, (સ્ત્રી.) **-મોક્ષ**, (પું.) જેમાં ઈશ્વર સાથે તાદાત્મ્યતા સધાય એવી મુક્તિ; kind of emancipation in which the individual soul dissolves completely in the Universal or Supreme Soul.

**સાર**, (વિ.) સારું, ઉત્તમ; good, best, excellent.

**સાર**, (પુ.) સત્ત્વ, કસ; essence, substance: (૨) સારાંશ, તાત્પર્ય, gist, substance, moral: (૩) મલાઈ, માખણ; cream, extract: (૪) સંક્ષેપ; epitome, summary: (૫) ફાયદો, લાભ; profit, advantage, gain: (૬) સારપ, સારાપણું; goodness: **-ગ્રાહી**, (વિ.) સાર ગ્રહણ કરનારું; grasping the essence or substance: **-ગ્રાહિતા**, (સ્ત્રી.) the tendency or ability to grasp the essence and put off the chaff: **-ભૂત**, (વિ.) સારરૂપ; essential: (૨) સર્વોત્તમ; best, excellent.

**સારક**, (વિ.) રેચક; laxative.

**સારણ**, (પું.) જુઓ **સારણિ** (ન.) જુઓ **સારણગાંઠ**. [જાતની ગાંઠ; hernia.

**સારણગાંઠ**, (સ્ત્રી.) આંતરડામાં થતી એક

**સારણિ-સારણી**, (સ્ત્રી.) પાણીની નીક, નહેર, a narrow watercourse, channel, canal: (૨) કોઠો, કોષ્ટક; table.

**સારથિ**, (પું.) રથ હાંકનાર; charioteer.

**સારપ**, (સ્ત્રી.) સારાપણું; goodness: (૨) સજ્જનતા, virtuousness.

**સારમાણસાઈ**, (સ્ત્રી.) સજ્જનતા; courtesy, gentlemanliness, goodness (of nature)

**સારવવું**, (સ. ક્રિ.) સાર કાઢવો; to set apart or grasp the gist or moral of, to epitomize, to summarize.

**સારવાર**, (સ્ત્રી.) સેવાચાકરી, માવજત; nursing, attendance.

**સારવું**, (સ. ક્રિ.) શ્રાદ્ધ કરવું; to perform the Shraddha ceremony for a departed relative: (૨) પરોવવું; to thread (a needle), to string beads, etc.. (૩) પાડવું; to let fall, to drop: (૪) આંજવું; to apply collyrium to eyes: (૫) કામ પાર પાડવું; to finish a work successfully: (૬) શણગારવું; to decorate: (૭) સરકાવવું; to cause to slip or move: (૮) લઈ જવું; to carry away.

**સારસ**, (પું.) (સ્ત્રી. **સારસી**), બગલો; [crane.

**સારસ**, (ન.) કમળ; lotus.

**સારસ્વત**, (વિ.) સરસ્વતીનું કે તેને લગતું; of or pertaining to Saraswati, the goddess of learning (૨) સારસ્વત પ્રાંતનું, of Saraswat region.

**સારસ્વત**, (પું.) દિલ્હીથી વાયવ્યનો સરસ્વતી નદીનો તટપ્રદેશ જ્યાં આર્યો વૈદિક કાળથી વસ્યા હતા; the furtile plains of river Saraswati in the North-West of Delhi, where Aryas lived since Vedic times: (૨) એ પ્રદેશનો નિવાસી બ્રાહ્મણ; Brahmin resident of Saraswat region: (૩) બ્રાહ્મણની એક જ્ઞાતિ; name of a caste of Brahmins.

**સારસ્વત**, (ન.) સાહિત્ય; literature.

**સારંગ**, (પું.) એક રાગ; a poetic metre: (૨) હરણ; deer. (૩) હાથી; elephant: (૪) કોકિલ, male cuckoo: (૫) ભમરો; black bee: (૬) વાદળ; cloud: (૭) એક વાદ્ય; name of a musical instrument: (૮) ધનુષ્ય; a bow: (૯) વિષ્ણુનું ધનુષ્ય; bow of Lord Vishnu: **-ધર, -ધારી, -પાણિ**, (પું.) ભગવાન વિષ્ણુ; God Vishnu.

**સારંગ**, (પું.) વહાણના કપ્તાનનો મદદનીશ; assistant captain of a ship.

**સારંગી**, (સ્ત્રી.) એક તંતુવાદ્ય; stringed musical instrument: (૨) હરણી; female deer.

**સારાઈ**, (સ્ત્રી.) સારાપણું; goodness.

**સારાશ**, (સ્ત્રી.) જુઓ **સારાઈ**.

**સારાસાર**, (પું.) સાર અને અસાર (ઉપયોગી અને બિન-ઉપયોગી) વસ્તુઓ કે બાબતો; essential and non-essential things or matters.

**સારાસારી**, (સ્ત્રી.) સુમેળ, સંપ, સારો સંબંધ; cordial or amicable relations, concord.

**સારાંશ**, (પું.) તાત્પર્ય, ભાવાર્થ; import, substance, essence, gist: (૨) બોધ; moral (૩) સાર; epitome, summary.

**સારિકા**, (સ્ત્રી.) જુઓ **મેના**.

**સારીગમ**, (સ્ત્રી.) સંગીતના સાત સ્વર; the seven notes of music (viz: સા, રે, ગ, મ, પ, ધ, નિ)' (૨) સ્વરલિપિ; notation of music: (૩) કોઈ પણ રાગના સ્વર; the notes of any mode (Raga) of music.

**સારીપેઠ, સારીપેઠે**, (અ.) પૂર્ણપણે, સારી રીતે; fully, sufficiently, abundantly, completely, thoroughly, properly.

**સારુ**, (અ.) -ને માટે, વાસ્તે; for, for the sake of.

**સારું**, (વિ.) શુભ; auspicious: (૨) સુંદર; fine, decent, good-looking: (૩) સરસ: good: (૪) આખું; whole, all, entire, complete: **સારા દહાડા હોવા**, (a woman's) being pregnant.

**સારું**, (અ.) ઠીક, ભલે; well, all right.

**સારો**, (પું.) બેસતા વર્ષને દિવસે કરાતી આગામી વર્ષના બનાવોની આગાહી; predictions about the coming year's events made on the newyear day.

**સાર્થ**, (વિ.) અર્થ કે સમજૂતી સહિત;

accompanied with meanings or explanations.

**સાર્થ**, (પું.) વણઝાર, કાફલો, caravan: **-વાહ**, (પું.) વણજારો; a travelling merchant carrying goods to different places on camels or bullocks: (૨) વણજારનો આગેવાન; leader or chief of a caravan.

**સાર્થક**, (વિ.) સફળ, successful: (૨) કૃતાર્થ, ધન્ય; one whose aim is achieved or fulfilled.

**સાર્થકતા**, (સ્ત્રી.) સફળતા, success: (૨) સિદ્ધિ; accomplishment, attainment, fulfilment, achievement.

**સાર્થક્ય**, (ન ) જુઓ **સાર્થકતા.**

**સાર્વજનિક, સાર્વજનીન**, (વિ.) જાહેર; available, belonging to, useful to all, public.

**સાર્વત્રિક**, (વિ ) સર્વવ્યાપી, સર્વત્ર રહેલું કે થતું; ubiguitous, universal, present or happening everywhere.

**સાર્વનામિક**, (વિ.) સર્વનામનું કે તેને લગતું; of or relating to a pronoun.

**સાર્વભૌમ**, (વિ.) (સત્તાની બાબતમાં) સર્વોપરી, (of political power) sovereign, supreme. (૨) આખી પૃથ્વીનું કે તેને લગતું; of or pertaining to the whole world.

**સાર્વભૌમ**, (પું.)ચક્રવર્તી રાજા;emperor, monarch: **-તા**, (સ્ત્રી.) **-ત્વ**, (ન.) sovereignty, supremacy (of political power).

**સાર્વભૌમિક**, (વિ.) જુઓ **સાર્વભૌમ.**

**સાલ**, (પું.) a kind of tree

**સાલ**, (ન ) વીંધમાં બેસે એવો (લાકડા, ઇ. નો) છેડો; tenon (૨) સાંધો; joint: (૩) નડતર, અડચણ, આડખીલી; obstacle, hindrance, impediment, obstruction, hurdle.

**સાલ**, (સ્ત્રી.) વર્ષ; year: (૨) પાકની મોસમ; harvest-season:(૩)વર્ષાસન; annuity, yearly allowance· **-મુબારક**, (પું.) the phrase used to express greetings on new year day, (meaning "you may have a happy and prosperous new year") **-ભર**,(અ.) વર્ષભર, આખું વર્ષ; throughout the year: **-વાર**, (અ.) વર્ષવાર; in chronological order of years

**સાલપોલ, સાલપોલિયું**, (વિ.)સાંધામાંથી ઢીલું પડી ગયેલું; loosened in the joints· (૨) સાંધો બરાબર બેઠો ન હોય એવું, dislocated from or rendered loose at a joint: (૩) ઢીલું; loose

**સાલમ**,(પું )tuberous root so named: **-પાક**, (પું.) a tonic preparation made of સાલમ: (૨) માર, beating.

**સાલવવું**, (સ. ક્રિ.) સાલ બેસાડવો; to fit a tenon into a mortise: (૨) પંચાતમાં પડવું, ઉપાધિ વહોરી લેવી; to create complications or difficulties for oneself.

**સાલવી**, (પું ) સુતાર, carpenter.

**સાલવું**, (અ. ક્રિ.) ખટકવું, ડંખવું; to feel a pricking or pinching pain: (૨) દુઃખ થવું; to feel sorrow: (૩) પશ્ચાત્તાપ થવો; to repent, to rankle in heart,to feel acute mental pain.

**સાલસ**, (વિ.) સરળ, નિખાલસ, straightforward, guileless, simple-hearted: (૨) ભલું; good: (૩) માયાળુ; kind: (૪) નરમ સ્વભાવનું; mild, gentle:(૫) ત્રાહિત, તટસ્થ; neutral

**સાલસાઈ**, (સ્ત્રી.) સરળતા, નિખાલસતા; straightforwardness, simplicity: (૨) નમ્રતા; gentleness, politeness: (૩) દયાવૃત્તિ; kindness, goodness· (૪) તટસ્થતા,neutrality,disinterestedness

**સાલિયાણું**, (ન.) વર્ષાસન; annuity.
**સાલુ**, (વિ.) જુઓ **સાળુ**.
**સાલો, સાળો,** (પું.) wife's brother: (૨) એક ગાળ; an abuse [nary.
**સાલોત્રી,** (પુ.) ઢોરનો દાક્તર; vateri-
**સાલોસાલ,** (અ) પ્રત્યેક વર્ષે, every year, from year to year.
**સાલ્લો,** (પું.) જુઓ **સાડલો**.
**સાવ,** (અ.) તદ્દન; quite: (૨) સંપૂર્ણપણે; completely, wholly, thoroughly.
**સાવકું,** (વિ) જુઓ **ઓરમાન.** [leisure.
**સાવકાશ,** (વિ.) ફુરસદવાળું; having
**સાવકાશ,** (અ.) અનુકૂળતાએ; at one's convinience: (૨) ફુરસદે; leisurely.
**સાવચેત,** (વિ.) સાવધ; cautious, vigilant, alert, attentive.
**સાવચેતી,** (સ્ત્રી.) સાવધાની; caution, vigilance, alertness, attention.
**સાવજ,** (પું.) વાદ્ય; musical instrument: (૨) સિંહ; lion.
**સાવધ, સાવધાન,** (વિ.) જુઓ **સાવચેત.**
**સાવધાનતા, સાવધાની,** (સ્ત્રી.) જુઓ **સાવચેતી** [having limbs or parts.
**સાવયવ,** (વિ) (સ+અવયવ) અંગોવાળું;
**સાવરણી,** (સ્ત્રી.) broom. [broom.
**સાવરણો,** (પુ.) મોટી સાવરણી; large
**સાવરિયું,** (ન.) જુઓ **સાસરું**.
**સાવિત્રી,** (સ્ત્રી.) સૂર્યકિરણ; ray of sun: (૨) ગાયત્રી; Gayatri, a vedic hymn: (૩) સત્યવાનની પત્ની, wife of the legendary king Satyavan.
**સાશંક,** (વિ.) શંકાશીલ; doubtful, apprehansive,suspicious,doubting
**સાશંક,** (અ.) શંકાપૂર્વક; doubtfully, apprehensively, suspiciously.
**સાશ્ચર્ય,** (વિ.) આશ્ચર્યવાળું, નવાઈ ભરેલું; wonderful, wondrous, marvellous, surprising. [wonder or surprise.
**સાશ્ચર્ય,** (અ.) આશ્ચર્યપૂર્વક, with
**સાષ્ટાંગ,** (વિ.) આઠેય અંગ સહિત; done with all the eight limbs: **-પ્રણામ,** (પું. બ. વ.) salutation made by prostrating all the eight limbs (i. e. by lying full-stretched on the ground).
**સાસ,** (પું.) શ્વાસ, શ્વસન; breath, breathing: (૨) દમ; panting from breaths, asthma: (૩) પ્રાણ, જીવ; life, animation.
**સાસરવાસ,** (પું.) (સ્ત્રીએ) સાસરામાં વસવું તે; (a woman's) staying at her husband's home: **-ણુ, -ણી,** (વિ.) (સ્ત્રી.) સાસરે વસતી સ્ત્રી; woman residing at her husband's home: (૨) પરિણીતા; a married woman.
**સાસરવાસો,** (પું.) કન્યાને સાસરે મોકલતી વખતે તેનાં માતા-પિતા તરફથી અપાતી વસ્ત્રાભૂષણ, ઘરવખરી, ઇ.ની ભેટ; gifts of clothes, ornaments, household articles, etc. given to a woman by her parents while sending her to her husband's house.
**સાસરવેલ,** (સ્ત્રી.) સસરાના કુટુંબીઓ; members of father-in-law's family.
**સાસરિયાં,** (ન. બ. વ.) જુઓ **સાસરવેલ.**
**સાસરિયું,** (ન.) સસરાનું સગું; a relative of father-in-law: (૨) જુઓ **સાસરું**.
**સાસરી,** (સ્ત્રી.) **સાસરું**, (ન.) સસરાનું ઘર કે કુટુંબ; home or family of father-in-law
**સાસુ,** (સ્ત્રી.) mother-in-law.
**સાહચર્ય,** (ન.) સહચાર; living or moving together: (૨) સાથ, સંગ; association,company,companionship: (૩) હંમેશનો સહવાસ; constant company or association.
**સાહજિક,** (વિ.) સહજ, સ્વાભાવિક, કુદરતી; natural, inherent, spontaneous, instinctive, intuitive.

**સાહવું**, (સ. ક્રિ.) પકડવું, ઝાલવું; to sieze, to hold: (૨) આધાર આપવો; to assist, to support.

**સાહસ**, (ન.) જોખમી કે બહાદુરીભર્યું કામ; adventure, enterprise, daring action: (૨) અવિચારી કૃત્ય; rash or thoughtless action: **-વૃત્તિ**, (સ્ત્રી.) સાહસિક વૃત્તિ; the spirit of adventure.

**સાહસિક, સાહસી**, (વિ.) સાહસપ્રિય, શૂર, છાતીવાળું; adventurous, brave, daring: (૨) ઉતાવળિયું, અવિચારી; rash, thoughtless.

**સાહાચ્ય**, (સ્ત્રી.) સહાય; help, assistance: **-કારક, -કારી**, સહાય કરનારું; assisting, helpful, auxiliary.

**સાહિત્ય**, (ન.) literature: (૨) સાધન-સામગ્રી; means and materials: **-કાર**, (પું.) સાહિત્ય રચનાર; literator, literary person: **-કૃતિ**, (સ્ત્રી.) સાહિત્યની કૃતિ; literary work or composition.

**સાહિત્યિક**, (વિ.) સાહિત્યને લગતું; literary.

**સાહી**, (સ્ત્રી.) **સાહીચૂસ**, (પું.) જુઓ "શાહી".

**સાહુકાર**, (પું.) **સાહુકારી**, (સ્ત્રી.) જુઓ 'શાહુકાર'.

**સાહુડી**, (સ્ત્રી.) જુઓ **શાહુડી**

**સાહેબ**, (પું.) માલિક; master, owner, lord: (૨) પ્રતિષ્ઠિત માણસ; reputed or respectable man: (૩) ગોરો (યુરોપિયન); white (as distinct from coloured) man, European: (૪) ઈશ્વર; God: **-જાદી**, (સ્ત્રી.) (પુ. **-જાદો**) daughter of a king or noble.

**સાહેબા**, (સ્ત્રી.) શેઠાણી; mistress of the house: (૨) સંમાનનીય સ્ત્રી; respectable woman.

**સાહેબી**, (સ્ત્રી.) વૈભવ, જાહોજલાલી, prosperity, splendour, pomp, affluence: (૨) શેઠાઈ; lordship.

**સાહેબો**, (પું.) સાહ્યબો, પતિ, husband.

**સાહેલી**, (સ્ત્રી.) જુઓ **સખી**.

**સાહ્ય**, (સ્ત્રી.) સહાય, મદદ; help, assistance.

**સાળ**, (સ્ત્રી.) કાપડ વણવાનું યંત્ર; weaving loom: **-ખાતું**, (ન.) મિલમાં સાળોનો વિભાગ; department of weaving looms in a cloth-mill: **-વી**, (પું.) વણકર; weaver.

**સાળાવેલી**, (સ્ત્રી.) સાળાની પત્ની; wife of wife's brother.

**સાળી**, (સ્ત્રી.) wife's sister, sister-in-law.

**સાળુ**, (પું.) kind of sari.

**સાળું**, (વિ.) વક્તવ્યને વધારે અસરકારક બનાવવા વપરાતો શબ્દ (દા. ત. વાંદરાની સાળી જાત જ એવી) (ક્યારેક વહાલ દર્શાવવા માટે કે નિરર્થક રીતે પણ વપરાય છે); word used to make one's statement direct and penetrating. Sometimes it expresses endearment. Some people use it in conversation by sheer force of habit—without any specific meaning assigned to it.

**સાળો**, (પું.) જુઓ **સાલો**.

**સાંઈ, સાંઈમોલા**, (પું.) ખુદા, ઈશ્વર; God: (૨) મુસ્લિમ સાધુ કે ફકીર; ascetic or hermit (esp. muslim).

**સાંકડ**, (સ્ત્રી.) જુઓ **સંકળામણ**.

**સાંકડું**, (વિ.) પહોળાઈમા ઓછું; narrow: (૨) ગીચ; crowded: (૩) મુશ્કેલ; difficult: (૪) સંકુચિત મનવાળું; narrow-minded

**સાંકળ**, (સ્ત્રી.) chain: (૨) બારીબારણાં બંધ કરવાનું સાધન; piece of chain for fastening doors, etc.: **-ઘાલવી**, હરકત ઊભી કરવી, to obstruct, to put an obstacle in someone's smooth functioning.

**સાંકળવું**, (સ ક્રિ.) જોડવું; to link or join together: (૨) ક્રમબદ્ધ કે તર્કબદ્ધ

રીતે ગોઠવવું; to arrange in a chronological or logical order.

**સાંકળિયું**, (ન.) (પુસ્તક, સામયિક, ઇ.ની) અનુક્રમણિકા; index or table of contents of a book, magazine, etc.

**સાંકળી**, (સ્ત્રી.) નાની અને પાતળી સાંકળ; small thin chain: (૨) ગળે પહેરવાની કંઠી; necklace.

**સાંકળું**, (ન.) પગે પહેરવાનું એક ઘરેણું; anklet.

**સાંકેતિક**, (વિ.) સંકેતયુક્ત; symbolic, symbolical, indicatory, suggestive: (૨) સંકેતો અથવા ચિહ્નોનું બનેલું (લિપિ, ઇ.); made or consisting of signs: (૩) પારિભાષિક; technical.

**સાંખવું**, (સ. ક્રિ.) સહન કરવું; to bear, to forebear, to endure, to tolerate, to suffer: (૨) માફ કરવું, to forgive: (૩) માપવું; to measure: (૪) સરખાવવું, to compare.

**સાંખ્ય, સાંખ્યદર્શન**, (ન.) ૭ વૈદિક દર્શનોમાંનું એક; one of the six systems of Vedic philosophy.

**સાંખ્યયોગ**, (પું.) સાંખ્યદર્શન પર આધારિત યોગ (ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ), the Yoga (or spiritual system) based on સાંખ્યદર્શન: (૨) ગીતાનો બીજો અધ્યાય; second chapter of the Bhagwad-Gita.

**સાંગોપાંગ**, (વિ.) (સ+અંગ+ઉપાંગ) બધા અંગો અને ઉપાંગો કે ગૌણ અંગો સહિત; with all the major and subsidiary limbs or parts: (૨) સંપૂર્ણ; complete, whole, entire.

**સાંચરવું**, (અ. ક્રિ.) જુઓ **સંચરવું**.

**સાંચવું**, (સ. ક્રિ.) સંચય કરવો; to store, to amass, to collect, to accumulate.

[ઢાળ, બીબું; mould, matrix.

**સાંચો**, (પું.) સંચો, યંત્ર, machine (૨)

**સાંજ, સાંઝ**, (સ્ત્રી.) evening.

**સાંજરે, સાંજે, સાંઝે**, (અ.) in the evening.

**સાંઠી**, (સ્ત્રી.) જુઓ **કરાંઠી, સરાંઠી**.

**સાંઠો**, (પું.) શેરડી, જુવાર, ઇ.નો ગાંઠોવાળો દાંડો; stalk of sugar-cane, jowar, etc. with tubers on it.

**સાંડસી, સાંડશી**, (સ્ત્રી.) **સાંડસો**, (પું.) જુઓ **સાણસી, સાણસો**.

**સાંઢ, સાંઢિયો**, (પું.) આખલો; bull: (૨) નર ઊંટ; male camel: (૩) મદમસ્ત અને નિરંકુશ કે બેપરવા માણસ; arrogant and unwieldy person.

**સાંઢ, સાંઢણી**, (સ્ત્રી.) ઊંટડી; female camel: (૨) સવારીની ઊંટડી; dromedary.

**સાંત્વન**, (ન.) **સાંત્વના**, (સ્ત્રી.) આશ્વાસન આપવું તે; consolating: (૨) આશ્વાસન; consolation: (૩) શાંત પાડવું તે; pacification.

**સાંથ**, (સ્ત્રી.) ખેડવા આપેલી જમીનનું વળતર કે ભાડું, ગણોત; rent of land given for cultivation: **-વું**, (સ. ક્રિ.) જમીન ગણોતે આપવી; to rent out land for cultivation.

**સાંથી, સાંથિયો, સાંથીડો**, (પું.) ગણોતિયો, જમીન ગણોતે લેનાર; one who cultivates someone else's land on rental basis.

**સાંધ**, (સ્ત્રી.) જુઓ **સાંધો**: (૨) કાંતણ કે વણાટમાં તાર સાંધવા તે; joining threads while weaving or spinning.

**સાંધણ**, (ન.) સાંધવું તે, the act of joining: (૨) સાંધો; joint, patch, seam, point of juncture:(૩)પુરવણી, ઉમેરો; supplement, addition, appendix: (૪)અનુસંધાન;continuation.

**સાંધવું**, (સ. ક્રિ.) સીવવું; to sew: (૨) જોડવું; to join: (૩) રેણ કરવું; to solder.

**સાંધો**, (પું.) જુઓ **સાંધણ** (૨): **-ખાવો**, મેળ બેસવો, સફળતા મળવી; to suit or fit with, to succeed.

**સાંધ્ય,** (વિ.) સંધ્યાકાળનું કે તે વિશેનું; of or about evening.
**સાંનિધ્ય,** (ન.) સમીપતા; nearness, closeness, vicinity, proximity.
**સાંપડવું,** (અ. ક્રિ.) મળવું; to get, to obtain, to find, to meet with, to come across: (૨) જન્મવું; to be born. [financial.
**સાંપત્તિક,** (વિ.) સંપત્તિ સંબંધી, આર્થિક;
**સાંપરાય,** (પું.) પરલોક; the other, unknown world which a soul enters after the death of the physical body: (૨) મરણોત્તર જીવન; life after death
**સાંપ્રત,** (વિ.) યોગ્ય; proper, fit, suitable, appropriate: (૨) વર્તમાન સમયનું, હાલનું; present, current, contemporary. [now, presently.
**સાંપ્રત,**(અ.) હમણાં જ; just now, right
**સાંપ્રદાયિક,** (વિ.) સંપ્રદાયનું કે સંપ્રદાય સંબંધી; of or pertaining to a religious sect, sectarian: **-તા,** (સ્ત્રી.) sectarianism.
**સાંબ,** (પું.) શિવ; Lord Shiva.
**સાંબ,** (સ્ત્રી.) સાંબેલાના નીચેના ભાગમાં લગાડેલી લોખંડની ખોળી; iron ring fixed at the lower end of a wooden pestle.
**સાંબેલું,**(ન.)wooden pestle: **સાંબેલી,** (સ્ત્રી.) small wooden pestle.
**સાંભરણ,** (ન.) સ્મરણ; recollection, remembrance, recall
**સાંભરવું,** (સ. ક્રિ.) એકઠું કરવું; to collect, to amass, to accumulate, to gather: (અ. ક્રિ.) યાદ આવવું; to come to memory, to remember, to recollect, to recall.
**સાંભળવું,** (સ. ક્રિ.) to hear, to listen to· (૨) ધ્યાન ઉપર લેવું; to pay attention to, to take into consideration.
**સાંવલું,** (વિ.) (શરીરે) કાળું, શ્રીને વાન; of dark brown skin.
**સાંવલિયો,**(પું.)શ્રીકૃષ્ણ; Lord Krishna.
**સાંવત્સરિક,** (વિ.) વાર્ષિક; annual.
**સાંવત્સરિક,**(પું.)ભવિષ્યવેત્તા;astrologer.
**સાંસણી,** (સ્ત્રી.) છૂપી ઉશ્કેરણી કે ભભેરણી; secret instigation.
**સાંસા,** (પું. બ. વ.) તંગી, અછત; want, scarcity, unavailability: (૨) મુશ્કેલી; difficulty:-**પડવા,** અછત વરતાવી;to be scarce, to feel acute scarcity (of).
**સાંસારિક,** (વિ.) દુન્યવી; mundane.
**સાંસ્કારિક,** (વિ.) સંસ્કારિતાને લગતું; pertaining to culture or refinement.
**સાંસ્કૃતિક,** (વિ.) સંસ્કૃતિને લગતું; pertaining to culture or civilization.
**સાંસ્થાનિક,** (વિ.) સંસ્થાનનું કે તેને લગતું; colonial **-સ્વરાજ,**dominion status.
**સિકલ, સિક્કલ,**(સ્ત્રી.) ચહેરો; face: (૨) ચહેરાનો ભાવ; countenance.
**સિકંદર,** (પું.) Alexander the Great: (૨)ઉન્નતિનો સિતારો; star of advancement or prosperity: (૩) વિજયી; victorious, triumphant.
**સિક્કાદાર,** (વિ.) છાપવાળું; stamped or impressed· (૨) સફાઈદાર, સુંદર; neat, fine, elegant.
**સિક્કાબંધ,** (વિ.) મહોર કે છાપવાળું; stamped or impressed.(૨)અનામત, બીડેલું; sealed, unopened, intact.
**સિક્કાશાસ્ત્ર,** (ન.) પ્રાચીન સિક્કાઓ પરથી પુરાતત્ત્વ-સંશોધન કરવાનું શાસ્ત્ર; numismatics. [gether with, also.
**સિક્કે,** (અ.) સુધ્ધાં, સહિત, with, to-
**સિક્કો,** (પું.) મહોર, છાપ; seal, stamp, impression: (૨) ધાતુનું ચલણી નાણું; coin. [wet, moistened.
**સિક્ત,**(વિ.) છાંટેલું; sprinkled:(૨)ભીનું;
**સિગરામ,** (પું.) જુઓ **શિગરામ.**
**સિત,** (વિ.) સફેદ; white.

**સિત**, (પું.) સફેદ રંગ; white colour.
**સિતમ**, (પું.) જુલમ; oppression, tyranny: **-ગર, -ગાર**, (વિ.) (પું.) જુલમગાર; oppressing, oppressor, tyrant.
**સિતાર**,(પું.) તંતુવાદ્ય; Sitar-a stringed musical instrument.
**સિતારો**, (પું.) તારો; star: (૨) ગ્રહ; planet: (૩) દશા, ભાગ્ય; destiny, fortune, fate: **-ચડતો હોવો**, જાહોજલાલી હોવી; to be prosperous: **-પાંશરો હોવો**, ભાગ્ય અનુકૂળ હોવું; to be lucky, to have favourable or good luck.
**સિત્તોર**, (વિ.) 70, seventy.
**સિત્તોતેર, સિત્યોતેર**, (વિ.)77, seventy-seven.
**સિત્યાશી, સિત્યાસી**, (વિ.) 87, eighty-seven.
**સિદાવું**, (અ. ક્રિ.) રિબાવું; to be tormented, to be tortured: (૨) દુ:ખી થવું; to be unhappy or miserable, to be afflicted.
**સિદ્ધ**, (વિ.) સફળ; successful:(૨)ફળીભૂત, પ્રાપ્ત; fulfilled, achieved, realized, gained, obtained, accomplished: (૩) તૈયાર, ready: (૪) પૂર્ણ થયેલું, સમાપ્ત; finished, completed: (૫) સાબિત થયેલું; proved, established: (૬) નિષ્ણાત, expert, proficient: (૭) આધ્યાત્મિક સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તેવું; endowed with extrasensory spiritual powers:(૮) મુક્ત; emancipated.
**સિદ્ધ**, (પું.) આધ્યાત્મિક સિદ્ધિઓ મેળવનાર યોગી; the yogi who has attained supernatural spiritual powers: (૨) મુક્ત પુરુષ; emancipated person: **-તા**, (સ્ત્રી.) સિદ્ધપણું; the state of emancipation, accomplishment of supernatural powers: (૨) સમાપ્તિ; completion: (૩) સફળતા; success: (૪)ફળીભૂત થવું તે, fulfilment, achievement: (૫) સાબિતી; proof, evidence: (૬)પ્રવીણતા; proficiency, expertness: **-હસ્ત**, (વિ.) હથોટીવાળું; possessing extraordinary skill or dexterity in doing something: (૨) નિષ્ણાત, પ્રવીણ; thoroughly proficient or expert (in).
**સિદ્ધાસન**, (ન.) one of the yogic asanas or postures.
**સિદ્ધાંત**, (પું.)સાબિત થયેલો નિશ્ચિત નિર્ણય કે મત; principle, doctrine, theorem: (૨) સિદ્ધાંતોનાં શાસ્ત્રીય પ્રમાણો આપતો ગ્રંથ; treatise propounding a doctrine or a set of principles with their logical or evidential explanations: **-વાદી**, (વિ.) સ્વીકૃત સિદ્ધાંત પ્રમાણે જ વર્તનાર; faithful to the principles adopted, principled.
**સિદ્ધિ**, (સ્ત્રી.) યોગથી મળતી આઠ આધ્યાત્મિક શક્તિઓમાંની દરેક: any of the eight supernatural powers attained by practising yoga: (૨) સફળતા; success: (૩) ફલપ્રાપ્તિ; fulfilment, accomplishment, attainment: (૪) અંતિમ મુક્તિ; final emancipation: (૫) સાબિતી; proof, evidence.
**સિધારવું, સિધાવવું**, (અ. ક્રિ.) વિદાય થવું; to depart, to take leave.
**સિપાઈ**, (પું.) સૈનિક; soldier: (૨) પટાવાળો, ચપરાસી, peon: (૩) પોલીસ; policeman, constable:**-ગરું,-ગીરી**, (સ્ત્રી.) સિપાઈનું કામ કે નોકરી; duty or occupation of a સિપાઈ.
**સિપાહી**, (પું.) જુઓ **સિપાઈ**: **-ગીરી**, (સ્ત્રી.) જુઓ **સિપાઈગીરી**.
**સિફત**, (સ્ત્રી.) ચાલાકી, હોશિયારી; skill, tact, cleverness, ingenuity: (૨) ખાસિયત, વિશિષ્ટ ગુણ; special quality, peculiarity: (૩) પ્રશંસા, praise, commendation.
**સિફારસ**, (સ્ત્રી.) ભલામણ; recommendation.

**સિર**, (ન.) માથું; head: **-જોરી**, (સ્ત્રી.) જુઓ **શિરજોરી**: **-તાજ**, (પું.) જુઓ **શિરતાજ**. **-નામું**, (ન.) જુઓ **સરનામું**: **-પાવ**, (પું.) જુઓ **સરપાવ**: **-પેચ**, (પું.) જુઓ **શિરપેચ**

**સિરસ્તેદાર**, (પું.) જુઓ **શિરસ્તેદાર**.

**સિરસ્તો**, (પું.) જુઓ **શિરસ્તો**.

**સિરોઈ**, (સ્ત્રી.) જુઓ **શિરાઈ, શિરોઈ**.

**સિલક**, (સ્ત્રી.) ખર્ચ બાદ કરતાં વધેલી રકમ; amount remaining after expenditure: (૨) હાથવગી રકમ; balance in hand: (૩) બાકી રહેલું; remaining, residual.

**સિલસિલાબંધ**, (વિ.) ક્રમબદ્ધ ગોઠવેલું; arranged in proper order or in a series: (૨) ચાલુ, સળંગ; continuous, unbroken. [derly, sequence.

**સિલસિલાબંધ**, (અ.) ક્રમવાર; in or-

**સિલસિલો**, (પું.) સાંકળ; chain: (૨) ક્રમ; series, sequence: (૩) પ્રથા, પરંપરા; tradition, custom: (૪) વંશાનુક્રમ, વંશવેલો; lineage, family line: (૫) કુલપરંપરા,family tradition.

**સિલાઈ**, (સ્ત્રી.) સીવણ; sewing, tailoring: (૨) સીવવાની રીત; mode of sewing: (૩) જુઓ **સિવડામણ**. [lier.

**સિલેદાર**, (પું.) ઘોડેસવાર સિપાઈ; cava-

**સિવડામણ**, (ન.) **સિવડામણી**, (સ્ત્રી) સિલાઈનું મહેનતાણું; wages for sewing.

**સિવડાવવું**, (સ. ક્રિ.) to get sewn.

**સિવાય**, (અ.) -ને બાદ કરતાં; except, excluding: (૨) વગર, વિના; without.

**સિસકારવું**, (સ. ક્રિ) સિસકારો કરવો; to make a hissing sound: (૨) ઉશ્કેરવું; to instigate, to incite.

**સિસકારો**, (પું.) દાંતમાંથી પવન પસાર થતા થતો અવાજ; hissing sound.

**સિસૃક્ષા**, (સ્ત્રી.) સર્જન કરવાની ઇચ્છા; the urge to create, creative impulse or inspiration. [so named.

**સિસોટી**, (સ્ત્રી.) સીટી; whistle:(૨)tree

**સિંગ**, (સ્ત્રી.) જુઓ **શિંગ**.

**સિંચન**, (ન.) છાંટવું કે રેડવું તે; sprinkling or pouring: (૨) છોડવાઓ, વૃક્ષો, ઇ.ને પાણી પાવું તે; the act of watering plants or trees: (૩) એ રીતે પાણી મેળવવું તે; (of trees)being watered: (૪) કૂવા, વગેરેમાંથી પાણી ખેંચવું તે; the act of drawing water from wells, etc.: (૫) ઉપરાઉપરી ગોઠવવું તે; the act of arranging one upon another, piling up: (૬) લાદવું તે; loading.

**સિંચવું**, (સ. ક્રિ.) છાંટવું; to sprinkle: (૨) રેડવું; to pour: (૩) (વૃક્ષો, ઇ. ને) પાણી પાવું; to water (plants, etc.): (૪) ઉપરાઉપરી ગોઠવવું; to arrange or pile one thing upon another: (૫) કૂવા, વગેરેમાંથી પાણી ખેંચવુ; to draw water from wells, etc: (૬) લાદવું; to load.

**સિંદૂર**, (ન.) vermilion, red lead.

**સિંદૂરિયું**, (વિ.) સિંદૂરના રંગનું, of the colour of vermilion, red.

**સિંદૂરી**, (સ્ત્રી.) વિધવાઓએ પહેરવાનો સિંદૂરિયા રંગનો સાડલો; red sari worn by widows.

**સિંધવ**, (પુ.) ખનિજ મીઠું; rock-salt.

**સિંધી**, (વિ.) સિંધનું કે તેને લગતું; belonging to or pertaining to Sindh (a province in Pakistan) (૨) સિંધનો રહેવાસી; inhabitant of Sindh: (૩) સિંધી ભાષા; the Sindhi language.

**સિંધુ**, (પું.) સમુદ્ર; sea: (૨) the river Sindhu or Indus.

**સિંહ**, (પું.) lion: (૨) એ નામની (પાંચમી) રાશિ, leo–the fifth sign of the zodiac: **-ણ**, (સ્ત્રી.) lioness: **-દ્વાર**, (ન.) મુખ્ય દરવાજો; main entrance or gate: **-નાદ**, (પુ.) સિંહની ગર્જના કે તેના જેવો અવાજ; roar of a lion or any sound similar to it.

**સુખન**, (પું.) બોલ, વેણ; utterance, statement: **બે સુખન કહેવા**,ભલામણ કરવી; to recommend: (૨) સલાહ આપવી; to give advice' (૩) ઠપકો આપવો; to rebuke, to reprimand.

**સુખપરિણામક**, (વિ.) સુખદ અંતવાળું (નાટક, ઇ.) (drama, etc.) ending with a happy note.

**સુખપૂર્વક**, (અ.) સુખથી, આરામથી; happily, comfortably. [happiness.

**સુખમય**, (વિ.) સુખથી ભરેલું; full of

**સુખરૂપ**, (વિ.)સુખ-સલામતીવાળું; happy, comfortable, safe: (૨) સાજુંસમું; unhurt, safe.

**સુખરૂપ**, (અ.) સુખથી; happily, comfortably: (૨) સહીસલામત રીતે;safely.

**સુખશાતા, સુખશાંતિ**, (સ્ત્રી) સુખ અને શાંતિ,comfort and peace,happiness.

**સુખસગવડ**, (ન બ. વ.) આરામ અને અનુકૂળતા; comfort and convenience.

**સુખાકારી**. (સ્ત્રી.) સુખી હોવું તે; well-being: (૨) તંદુરસ્તી; good health.

**સુખાવહ**, (વિ.) જુઓ **સુખકર**.

**સુખાસન**, (ન.) સુખરૂપ આસન: comfortable seat. [પરિણામક.

**સુખાંતિકા**, (વિ) (સ્ત્રી.) જુઓ **સુખ-**

**સુખિયારું, સુખિયું**, (વિ.) જુઓ **સુખી**.

**સુખી**, (વિ) happy: (૨) સારી સ્થિતિવાળું; well-to-do. [tably.

**સુખે**, (અ.) સુખથી; happily, comfor-

**સુખેચ્છા**, (સ્ત્રી.) સુખની ઇચ્છા; desire for pleasure, comfort, happiness, etc.: **સુખેચ્છુ**, (વિ.) સુખની ઇચ્છાવાળું; desiring pleasure, comfort, etc.

**સુખોપભોગ**, (પુ.) સુખનો ઉપભોગ, સુખ માણવું તે; enjoyment of comfort, happiness, etc.

**સુગતિ**, (સ્ત્રી.) સદ્‌ગતિ; happy state of being (after death): (૨) મોક્ષ; salvation, emancipation.

**સુગમ, સુગમ્ય**, (વિ.) (પહોંચવા, પામવા કે સમજવામાં) સહેલું; easy (to reach, attain or understand).

**સુગરી, સુઘરી**, (સ્ત્રી.) (સુંદર માળો બનાવતું) એક પક્ષી; a weaver-bird, bottle-bird. [pleasant smell.

**સુગંધ**, (પું.) (સ્ત્રી.) સુવાસ; fragrance,

**સુગંધી**, (સ્ત્રી.) જુઓ **સુગંધ**: (૨) જુઓ **સુગંધીદાર**· **-દાર**, (વિ.) fragrant, having good pleasing smell.

**સૂગાવું**, (અ. ક્રિ.) સૂગ ચડવી; to have repulsion or loathing for, to be nauseated [સોંઘું; cheap.

**સુગાળ**, (વિ.) પુષ્કળ: abundant: (૨)

**સુગાળ, સુગાળું, સુગાળવું**, (વિ.) ઝટ સૂગાય એવું; feeling repulsion or nausea quickly. [ged, well-knit.

**સુગ્રથિત**, (વિ.) સુવ્યવસ્થિત; well-arran-

**સુગ્રાહ્ય**, (વિ.) સહેલાઈથી પકડાય, ગ્રહણ કરાય કે સમજાય એવું; easily caught, grasped or comprehended.

**સુઘટિત**, (વિ) સુવ્યવસ્થિત; well-arranged:(૨)યોગ્ય; proper, appropriate.

**સુઘડ**, (વિ.) સ્વચ્છ; tidy, neat, clean: (૨) વિવેકી, સમજદાર; judicious, discreet, wise: (૩) ચતુર, હોશિયાર; clever, tactful.

**સુચરિત, સુચરિત્ર**, (વિ.)જુઓ **સચ્ચરિત**.

**સુજન**, (પું.) સજ્જન; gentleman, man of good character.

**સુજાણ**, (વિ.) જ્ઞાની,વિદ્વાન; knowledgeable, well-informed, well-versed, learned: (૨) સમજુ; judicious, discreet, wise: (૩) હોશિયાર; clever,

**સુજ્ઞ**, (વિ.) જુઓ **સુજાણ**. [intelligent.

**સુડતાળીસ**, (વિ.) 47, forty-seven

**સુડોલ, સુડોળ**, (વિ.) રૂપાળું, ઘાટીલું, સુંદર, beautiful, handsome, charm-

**સુત**, (પું.) પુત્ર; son. [ing, shapely.

**સુતનુ**, (વિ.) સુંદર અને નાજુક શરીરવાળું;

having a delicate and beautiful body. [cotton yarn.

**સુતરાઉ,** (વિ.) સુતરનું બનેલું; made of

**સુતરેલ,** (વિ) જુઓ **સુતરાઉ.**

**સુતા,** (સ્ત્રી) પુત્રી; daughter.

**સુતાર, સુથાર,** (પુ.) (સ્ત્રી. -ણ) carpenter: **-કામ,** (ન.) carpentry.

**સુતારી, સુથારી,** (વિ.) સુતારકામને લગતું; of or pertaining to carpentry.

**સુતારી, સુથારી,** (સ્ત્રી.) સુતારકામ; carpentry. [a lunar month.

**સુદ,** (સ્ત્રી.) શુક્લપક્ષ; bright half of

**સુદ,** (અ.) શુક્લપક્ષનું; of the bright half of a lunar month.

**સુદર્શન,** (વિ.) સુંદર દેખાવવાળું; good-looking, handsome, beautiful: -ચક્ર; ભગવાન વિષ્ણુનું કે શ્રીકૃષ્ણનું સંહારક ચક્ર; the destructive circular weapon of Lord Vishnu or

**સુદિ,** (અ.) જુઓ **સુદ.** [Shri Krishna.

**સુદૂર,** (વિ) ઘણું દૂર; very distant or remote. [or firm.

**સુદૃઢ,** (વિ.) ખૂબ મજબૂત; very strong

**સુધરવું,** (અ. ક્રિ.) સારું થવું; to improve, to move to a better condition.

**સુધરાઈ,** (સ્ત્રી.) સુધારો; improvement: (૨) સુધરેલી સ્થિતિ; improved condition: (૩) નગરપાલિકા; municipality.

**સુધા,** (સ્ત્રી.) અમૃત, nector: (૨) ચૂનો; lime. **-કર,** (પું.) ચંદ્ર; the moon: **-રસ,** (પું.) અમૃત; nector.

**સુધાર,** (પું.) સુધારો; improvement, reform: **-ક,** (વિ.) સુધારનારું; improving, reforming: (પું.) સુધારો કરનાર; reformer: **-ણા,** (સ્ત્રી.) જુઓ **સુધારો**

**સુધારવું,** (સ. ક્રિ.) સારું કરવું, to improve, to make better, to reform: (૨) સમારવું; to repair, to mend: (૩) (શાક, ઇ.) કાપવું; to cut or peel (vegetables, etc): (૪) ભૂલનો નિર્દેશ કરી ખરું કહેવું કે લખવું; to correct, to [rectify.

**સુધારસ,** (પું.) જુઓ '**સુધા**'.

**સુધારો,** (પું.) સુધરવું તે; improvement: (૨) સુધરેલી સ્થિતિ; improved state: (૩) સામાજિક રીતરિવાજોમાં સમયોચિત ફેરફાર કરવા તે; reform, reformation: (૪) સંસ્કૃતિ, સભ્યતા; civilization, culture: (૫) ખરડાને સુધારવા માટેનો ઠરાવ; amendment: **-વધારો,** (પું.) corrections and additions.

**સુધાંશુ,** (પું.) ચંદ્ર; the moon.

**સુધી,** (અ) till, until, upto, uptill.

**સુધ્ધાં, સુધ્ધાંત,**(અ.)પણ: also:(૨)સાથે; with, together with.

**સુનાવણી,** (સ્ત્રી.) અદાલતમાં મુકદ્દમાની રજૂઆત, hearing of a case in a court of law.

**સુન્નત,** (સ્ત્રી.) એક ઇસ્લામી સંસ્કાર જેમાં બાળકના લિંગના છેડા પરની ચામડી કાપી નાખવામાં આવે છે; circumcision: (૨) ધર્માંતર કરીને મુસલમાન થવું કે બનાવવું તે, conversion to Islam.

**સુન્ની,** (પુ.) એ નામનો મુસ્લિમ સંપ્રદાય; the name of an Islamic sect.

**સુન્ની,** (વિ.) સુન્ની સંપ્રદાયનું; belonging to Sunni sect [ripened.

**સુપક્વ,** (વિ.) સારી રીતે પાકેલું; well-

**સુપરત,** (સ્ત્રી.) સોંપવું તે; સોંપણી; the act of handing over or entrusting: **-કરવું,** સોંપવું; to entrust.

**સુપરત,** (વિ.) સોંપેલું, handed over, consigned, entrusted. [worthy, fit.

**સુપાત્ર,** (વિ.) લાયક, યોગ્ય, deserving,

**સુપારી,** (સ્ત્રી.) જુઓ **સોપારી.**

**સુપુત્ર,** (પું) જુઓ **સપૂત.**

**સુપ્ત,** (વિ.) સુષુપ્ત, ઊંઘતું; sleeping: (૨) ગુપ્ત, અપ્રગટ; hidden, latent: **-માનસશાસ્ત્ર,**(ન.) psycho-analysis.

**સુપ્તિ,** (સ્ત્રી.) ગાઢ નિદ્રા; sound or deep sleep: (૨) ઘેન; drowsiness.

**સુપ્રકાશિત,** (વિ.) સારી રીતે પ્રકાશિત; well-lighted.

**સુપ્રતિષ્ઠિત,** (વિ.) આબરૂદાર; reputed: (૨) સારી રીતે સ્થિત થયેલું; well-established. [pleased.

**સુપ્રસન્ન,** (વિ.) અત્યંત પ્રસન્ન; highly

**સુપ્રસિદ્ધ,** (વિ.) ખૂબ જાણીતું; renowned, well-known, famous.

**સુફિયાણું,** (વિ.) માત્ર બહારથી સુંદર કે સફાઈદાર દેખાતું;good-looking or tidy in outer appearance only: (૨) છેતરામણું; specious, plausible, delusive, misleading.

**સુબદ્ધ,** (વિ.) સારી રીતે બાંધેલું કે બંધાયેલું; well-bound, well-knitted:(૨) સુવ્યવસ્થિત; well-arranged.

**સુબુદ્ધિ,** (સ્ત્રી.) સદ્‌બુદ્ધિ; right or proper understanding.

**સુબોધ,** (પું.) સારું જ્ઞાન; good or helpful knowledge: (૨) સારી શિખામણ; good or benevolent counsel: (વિ.) સુગમ; easy to understand or comprehend.

**સુભગ,** (વિ.) સુંદર; good-looking, handsome, beautiful.(૨)ભાગ્યશાળી; fortunate, lucky. [warrior.

**સુભટ,** (પું.) શૂરવીર યોદ્ધો, a brave

**સુભાગી,** (વિ.) ભાગ્યવાન, fortunate, lucky: **સુભાગ્ય,** (ન.) સદ્‌ભાગ્ય; good luck

**સુભાષિત,** (વિ.) સારી રીતે કહેલું; well-spoken: (ન.) સુવાક્ય; a witty or wise saying, a maxim, an epigram, an aphorism.

**સુમતિ,** (સ્ત્રી.) સદ્‌બુદ્ધિ; right understanding or reasoning. [sweet.

**સુમધુર,** (વિ.) અત્યંત મધુર; very

**સુમન,** (ન.) ફૂલ; flower.

**સુમાર,** (પું.) અંદાજ, અડસટ્ટો; estimate, approximation.

**સુમારે,** (અ.) આશરે, અંદાજે; approximately, on a rough estimate.

**સુમેળ,** (પું.) સારો સંબંધ, સંપ; cordial relations, concord: (૨) સારી, યોગ્ય મેળવણી good, proper mixture.

**સુયાણી,** (સ્ત્રી.) દાયણ; a midwife.

**સુયોગ,** (પું.) સારો, યોગ્ય કે શુભ અવસર; good, appropriate or auspicious occassion: (૨) સુંદર તક કે અનુકૂળતા; golden opportunity.

**સુર,** (પું.) દેવ; a deity, a God.

**સુરક્ષિત,** (વિ.) સારી રીતે રક્ષાયેલું, સલામત; well-protected, safe.

**સુરખ,** (વિ.) લાલ; red: **સુરખી,** (સ્ત્રી.) લાલાશ;reddishness:(૨) સારા આરોગ્યને લીધે આવતી લાલી; flush of reddishness due to good health: (૩) ઇંટનો ભૂકો; brick-powder: (૪) અસર; effect. [way.

**સુરગંગા,** (સ્ત્રી.) આકાશગંગા; the milky

**સુરતરુ,** (ન.) જુઓ **કલ્પદ્રુમ.**

**સુરતા,** (સ્ત્રી.) લગની; absorption, total application or dedication of mind: (૨) ધ્યાન, એકાગ્રતા; concentration. (૩)સ્મૃતિ, યાદ; recall, remembrance: (૪) દેવત્વ; divinity, godliness.

**સુરતિ,** (સ્ત્રી.) અતિશય આનંદ (ખાસ કરીને ઇંદ્રિયોનો); intense pleasure or delight (especially sensual): (૨) ઊંડી આસક્તિ; deep attachment

**સુરતી,** (વિ.) સુરત શહેરનું કે તેને લગતું; of or about Surat city: (૨) સુરતની આજુબાજુના વિસ્તારનું; pertain-

ing to the region surrounding Surat city· (પું.) સુરતનો કે તેની આસપાસનો વતની; a *resident* of Surat city or its surroundings: (સ્ત્રી.) સુરતી બોલી; the Surati dialect.

**સુરદાસ,** (પું.) એક પ્રસિદ્ધ અંધ ભક્તકવિ; the famous blind poet-saint: (૨) અંધ પુરુષ; a blind person.

**સુરધામ,** (ન.) દેવલોક, સ્વર્ગ, imaginary place where gods reside.

**સુરધેનુ,** (સ્ત્રી.) જુઓ **કામધેનુ.**

**સુરપણું,** (ન.) દેવત્વ; godliness, divinity.

**સુરપતિ,** (પું.) દેવોનો રાજા-ઇંદ્ર; Indra -the king of gods.

**સુરભિ, સુરભી,** (વિ.) સુગંધી, સુવાસિત; fragrant, having good or pleasant smell: (૨) ગાય; a cow: (૩) જુઓ **કામધેનુ.**

**સુરમો,** (પું.) એ નામનું ખનિજ; antimony: (૨) તેમાંથી બનતું આંખનું અંજન; collyrium of antimony.

**સુરમ્ય,** (વિ.) અત્યંત રમ્ય કે રમણીય; extremely charming or beautiful.

**સુરલોક,** (પું.) જુઓ **સુરધામ.**

**સુરવાલ(-ળ),** (સ્ત્રી.) પાયજામો;trousers.

**સુરંગ,** (સ્ત્રી.) ભૂગર્ભ માર્ગ કે ભોંયરું; underground passage, a cellar, a vault· (૨) ખડકો, ઇ. તોડવા માટે કે દુશ્મનોનો નાશ કરવા માટે વપરાતું એક સ્ફોટક ખોખું; an explosive case used for breaking rocks or destroying enemies, a dynamite: (પું.) સુંદર રંગ; beautiful colour: (વિ.) સુંદર રંગનું; of a beautiful colour: (૨) સુંદર, fine, good-looking, beautiful: **સુરંગી,**(વિ.) સુશોભિત રંગનું; of beautiful colour, nicely coloured (૨) લહેરી સ્વભાવનું; jolly.

**સુરા,** (સ્ત્રી.) શરાબ, દારૂ; wine, liquor.

**સુરાજ્ય,** (ન.) સારી રીતે ચાલતું રાજ્ય; a well-governed state.

**સુરાવટ,** (સ્ત્રી.) (કોઈ રાગ કે તાલ પ્રમાણે) સૂર મેળવવા તે; harmonious arrangement of tunes in a particular mode of music: (૨) સુરીલો ધ્વનિ; melodious sound.

**સુરીલું,** (વિ.) સૂરોની યોગ્ય મિલાવટવાળું, મધુર, well-tuned, melodious.

**સુરુચિ,** (સ્ત્રી.) સારી કે સંસ્કારી રુચિ; good or refined taste.

**સુરૂપ,** (વિ.) રૂપાળું, સુંદર; handsome, charming, beautiful.

**સુરેખ,** (વિ.) સપ્રમાણ, proportionate: (૨) ઘાટીલું, સુંદર; shapely, beautiful: **સુરેખા,** (સ્ત્રી.) a straight line.

**સુરેલ,** (વિ.) જુઓ **સુરીલું.**

**સુરેશ, સુરેંદ્ર,** (પું.) જુઓ **સુરપતિ**

**સુલક્ષણ(-ણું),** (વિ.) સારાં લક્ષણોવાળું; having good qualities: (૨) સદાચારી; virtuous.

**સુલટાવવું,** (સ. ક્રિ.) સૂલટું કરવું, to turn to the right side or state, to set right.

**સુલતાન,** (પું.) બાદશાહ; a Muslim king or emperor: **સુલતાના,** (સ્ત્રી.) a begum: **સુલતાની,** (વિ.) સુલતાનનું કે તેને લગતું, of or pertaining to a Sultan: (સ્ત્રી.) સુલતાનનો અમલ; the rule or regime of a Sultan: (૨) સુલતાનની આપખુદી; a Sultan's tyranny or high-handedness

**સુલભ,** (વિ.) સહેલાઈથી મળતું; easily available or obtainable.

**સુલેખન,** (ન.) સુંદર લેખન, good handwritings, calligraphy.

**સુલેહ,** (સ્ત્રી.) શાંતિ, peace: (૨) સંધિ, સમાધાન; a treaty, a compromise: **-નામું,** (ન.) સંધિનું કરારનામું; deed of agreement or a compromise.

**સુવડા(-રા)વવું,** (સ. ક્રિ.) 'સુવાડવું', 'સૂવું'નું પ્રેરક, to cause to sleep

વાવે તેવું લણે : કરે તેવું પામે–As you sow, so you reap.
સબસે બડી ચૂપ : Silence pays.
સંપ ત્યાં જંપ : Union is strength.

---

## ૪. અગત્યના રૂઢપ્રયોગો

અડધી રાતે : ખરી અગવડને વખતે–at the time of acute need.
અંગારો ઊઠવો : કપૂત પાકવો–to have an unworthy descendent.
આઘુંપાછું કરવું : સંતાડવું–to conceal: (૨) ગોલમાલ કરવી–to misappropriate.
ઉઘાડે છોગે : જાહેર રીતે–openly, in the public.
ઉચાળા ભરવા : સરસામાન લઈ ચાલતા થવું–to depart taking away one's possessions.
ઊજળો દહાડો : ચડતીનો સમય–time of prosperity.
ઊધડું લેવું : સખત ઠપકો આપવો–to take to task severely.
ઊંડા પાણીમાં ઊતરવું : સાહસ કરવું–to venture.
એકનું બે ન થવું : અડગ રહેવું–not to budge from one's stand.
કક્કો ખરો કરવો : પોતાની વાત પરાણે કબૂલ કરાવવી–to force (someone) to agree to one's own point of view.
કાગનો વાઘ કરવો : અતિશયોક્તિ કરવી–to exaggerate.
કાચું સોનું : ફળદ્રુપ જમીન–fertile land.
કાસળ કાઢવું : નાશ કરવુ–to destroy, to ruin.
કોણીએ ગોળ લગાડવો : (કામ કઢાવવા માટે) છેતરામણી લાલચ આપવી–to offer a deceptive temptation (to get one's work done).
ખાડામાં ઉતારવું : નુકસાન પહોંચાડવું–to put to loss.
ઘડો ફૂટવો : વાત જાહેર થઈ જવી–the letting out of a secret.
ઘડોલાડવો થવો : અંતિમ પરિણામ આવી જવું–to get a final result.
ધોળીને પી જવું : ન ગણકારવું–not to take into consideration.
ચૌદમું રતન : માર–a beating
છક્કા છૂટી જવા : ગભરાઈ જવું–to get threatened
છઠ્ઠીનું ધાવણ કાઢવું : મરણતોલ માર મારવો–to give a very severe beating.
છાપરે ચડવું : ખૂબ ફુલાઈ જવું–to be puffed up.
ટાઢે પાણીએ ખસ જવી : વગર મહેનતે મુશ્કેલી ટળવી–to be rid of trouble without any special effort.
ઠંડે પાણીએ નાહી નાખવું : આશા છોડી દેવી–to give up hope.
ડંકો વગાડવો : યશસ્વી કાર્ય કરી બતાવવું–to bestow reputation on by a remarkable achievement.
ડાટ વાળવો : ભારે ખુવારી કરવી–to cause great destruction.
થૂંકેલું ગળવું : બોલેલા શબ્દ પાછા ગળી લેવા–to recant, to take back one's words.
દમ મારવો : ધમકાવવું–to intimidate, to scold vehemently.
દહાડા ભરાઈ જવા : મોત નજીક હોવું–to be close to death.
દહાડો વળવો : લાભ થવો–to be benefited.
દાઢીમાં હાથ ઘાલવો : ગરજપૂર્વક મદદ માગવી–to supplicate humbly.
દેડકાની પાંચશેરી : અશક્ય વસ્તુ–an impossible act.

**ધકેલ પંચે દોઢસો** : દીર્ઘ વિચાર વિનાનું કાર્ય–a rash or thoughtless act.
**ધુમાડાના બાચકા** : ફોગટ મહેનત–a vain striving.
**નમતો દિવસ** : પડતી–the period of decline.
**નેવે મૂકવું** : વિસારી મૂકવું : to forget.
**પારો ઊતરવો** : ગુસ્સો શાંત થવો–to be pacified (after a bout of anger).
**પાશેરામાં પહેલી પૂણી** : શરૂઆત–the beginning.
**પૂળો મૂકવો** : નાશ કરવો–to destroy.
**ફાળ પડવી** : ધ્રાસકો પડવો–to feel sudden terror or dread.
**બાફી મારવું** : ન કહેવાનું કહેવું–to utter something that should not be said.
**બાર વાગવા** : મોટી આપત્તિ આવી પડવી–to fall a prey to a grave calamity.
**બેડો પાર થવો** સફળતા મળવી–to succeed.
**ભાવ પુછાવો** : મહત્તા અંકાવી–to be treated as important.
**ભીનું સંકેલવું** : કોઈ કામ કે તપાસ આગળ વધતાં અટકાવવાં–to stop short suddenly the procedure of a work or inquiry.
**રેવડી દાણાદાણ કરવી** : બદનામી કરવી–to defame.
**રોદણાં રડવાં** : પોતાનું દુઃખ કહી સંભળાવવું–to mention one's own miserable condition before somebody.
**લોઢાના ચણા ચાવવા** : ખૂબ મુશ્કેલ કામ કરવું–to undertake a very difficult task.
**લોહીનું પાણી કરવું** : સખત મહેનત કરવી–to work extremely hard.
**વાળ વાંકો થવો** : ઈજા થવી–to get hurt.
**શેર લોહી ચડવું** : ખૂબ આનંદિત થવું–to be highly pleased.
**સંઘ કાશીએ પહોંચવો** : કામ પાર પડવું–to complete the work undertaken.
**હથેળીમાં ચાંદ બતાવવો** : છેતરવું–to deceive.

## ૫. સંખ્યાદર્શક શબ્દો (એક થી સો સુધી)

એક–one
બે–two
ત્રણ–three
ચાર–four
પાંચ–five
છ–six
સાત–seven
આઠ–eight
નવ–nine
દશ(–સ)–ten
અગિયાર–eleven
બાર–twelve
તેર–thirteen
ચૌદ–fourteen
પંદર–fifteen
સોળ(–લ)–sixteen
સત્તર–seventeen
અઢાર–eighteen
ઓગણીસ–nineteen
વીશ(–સ)–twenty
એકવીસ–twenty-one
બાવીશ(–સ)–twenty-two
તેવીસ, ત્રેવીશ(સ)–twenty-three
ચોવીસ–twenty-four
પચીશ(–સ)–twenty-five
છવ્વીશ(–સ)–twenty-six
સત્તાવીસ–twenty-seven
અઠ્ઠા(–ઠ્યા)વીશ(–સ)–twenty-eight
ઓગણત્રીશ(–સ)–twenty-nine
ત્રીશ(–સ)–thirty
એકતી(–ત્રી)સ–thirty-one
બત્રીશ(–સ)–thirty-two
તેત્રીસ–thirty-three
ચોત્રીસ–thirty-four
પાંત્રીશ(–સ)–thirty-five
છત્રીશ(–સ)–thirty-six

સાડત્રીસ–thirty-seven
આડત્રીસ–thirty-eight
ઓગણચાળીસ–thirty-nine
ચાળીસ–forty
એકતાળીસ–forty-one
બેતાળીસ–forty-two
તે(–તેં)તાલી(–ળી)સ–forty-three
ચુંમાલીસ–ચૂંવાળીસ–forty-four
પિસ્તાળીસ–forty-five
છે(–છેં)તાળીસ–forty-six
સુડતાળીસ–forty-seven
અ(–ડ)ડતાળીસ–forty-eight
ઓગણપચાસ–forty-nine
પચાસ–fifty
એકાવન–fifty-one
બાવન–fifty-two
તે(–ત્રે)પન–fifty-three
ચોપન–fifty-four
પંચાવન–fifty-five
છપ્પન–fifty-six
સત્તાવન–fifty-seven
અઠ્ઠાવન–fifty-eight
ઓગણસાઠ–fifty-nine
સાઠ–sixty
એકસઠ–sixty-one
બાસઠ–sixty-two
તે(–તેં,–ત્રે)સઠ–sixty-three
ચોસઠ–sixty-four
પાંસઠ–sixty-five
છાસઠ–sixty-six
સડસઠ–sixty-seven
અડસઠ–sixty-eight
અગણોતેર (અગણ્યોતેર, ઓગણોતેર)–sixty-nine
સિત્તેર–seventy
ઈ(એ)કોતેર–seventy-one
બોતે(–ત્તે)ર–seventy-two
તો(–તોં)તેર–seventy-three
ચુંમોતેર(ચૂંવોતેર)–seventy-four
પંચોતેર–seventy-five
છોતે(–ત્તે)ર, છોંતેર–seventy-six
સિત્તો(–ત્યો)તેર–seventy-seven
અ(ઇ)ઠ્ઠોતેર, અઠ્યોતેર–seventy-eight
અ(ઓ)ગણ્યાએંસી–seventy-nine
એંશી(–સી)–eighty
એકા(–ક્યા)શી(–સી)–eighty-one
બ્યાશી(–સી)–eighty-two
ત્યાશી(–સી)–eighty-three
ચોરાશી(–સી)–eighty-four
પંચાશી(–સી)–eighty-five
છાશી(–સી), છયાસી–eighty-six
સત્યાશી(–સી)–eighty-seven
અઠયાશી(–સી) ઇઠયાશી(–સી)–eighty-eight
નવ્યાસી–eighty-nine
નેવુ(–વું)–ninety
એકાણુ(–ણું)–ninety-one
બાણુ(–ણું)–ninety-two
તા(–ત્રા)ણુ(–ણું)–ninety-three
ચોરાણુ(–ણું)–ninety-four
પંચાણુ(–ણું)–ninety-five
છન્નુ(–ન્નું)–ninety-six
સત્તાણુ(–ણું)–ninety-seven
અઠ્ઠાણુ(–ણું)–ninety-eight
નવાણુ(–ણું)–ninety-nine
સો–hundred.

---

## ૬. ક્રમસૂચક શબ્દો (એક થી સો સુધી)

પહેલું–first
બીજું–second
ત્રીજું–third
ચોથું–fourth
પાંચમું–fifth
છઠ્ઠું–sixth
સાતમું–seventh
આઠમું–eighth
નવમું–ninth
દસમું–tenth
અગિયારમું–eleventh
બારમું–twelfth
તેરમું–thirteenth
(એ રીતે 'ઓગણીસમું' સુધી–upto 'nineteenth' in the same manner)
વીશ(–સ)મું–twentieth
એકવીસમું–twenty–first

બાવીશ(-સ)મું-twenty-second
(એ રીતે 'ઓગણત્રીસમું' સુધી-upto 'twenty-ninth' in the same manner)
ત્રીશ(-સ)મું-thirtieth
ચાળીસમું-fortieth
પચાસમું-fiftieth
સાઠમું-sixtieth
સિત્તેરમું-seventieth
એંશી(-સી)મું-eightieth
નેવુ(-વું)મું-ninetieth
સોમુ-hundredth

---

## ૭. કેટલાક વિરુદ્ધાર્થી શબ્દો

અખંડ (unbroken, undivided) – ખંડિત (broken, divided)
અગમબુદ્ધિ (foresight) – પશ્ચમબુદ્ધિ (afterthought)
અગવડ (inconvenience) – સગવડ (convenience)
અગ્રજ (elder) – અનુજ (younger)
અઘરું (difficult) – સહેલું (easy)
અજ્ઞ (ignorant) – પ્રજ્ઞ, સુજ્ઞ (knowledgeable, enlightened)
અતડું (reserved, unsociable) – મળતાવડું, મિલનસાર (amiable, sociable)
અતિવૃષ્ટિ (excessive rainfall) – અનાવૃષ્ટિ (drought)
અથ (beginning) – ઈતિ-(end)
અદ્યતન (modern, up-to-date) – પુરાતન, પ્રાચીન (old, ancient, old-fashioned)
અધમ (mean, wicked) – ઉત્તમ (the best, excellent)
અધિક (more) – ન્યૂન (less)
અધૂરું (incomplete, imperfect, unfinished) – પૂરું (complete, perfect, finished)
અધોગતિ (downfall, degradation) – ઊર્ધ્વગતિ (upward motion, ascendency)
અનુકૂળ (favourable, suitable) – પ્રતિકૂળ (unfavourable, adverse)
અનુગામી (follower, successor) – પુરોગામી (going before or ahead)
અભિમાની (proud) – નિરભિમાની (humble)
અમૃત (nector) – વિષ, ઝેર (poison)
અલ્પોક્તિ (understatement) – અત્યુક્તિ, અતિશયોક્તિ (exaggeration)
અસલ (original) – નકલ (imitation)
અસ્ત (setting) – ઉદય (rising)
અહીં (here) – તહીં (there)
અંતરંગ (internal) – બહિરંગ (external)
અંતગોળ (concave) – બહિર્ગોળ (convex)
અંદર (inside) – બહાર (outside)
અંધકાર (darkness) – પ્રકાશ (light)
આકર્ષક (attractive) – અનાકર્ષક (unattractive)
આગળ (forward) – પાછળ (backward)

આગેકૂચ (forward march) – પીછેહઠ (retreat)
આદાન (taking) – પ્રદાન (giving)
આદિ (beginning, of the beginning) –અંત (end) અનાદિ (that which has no beginning, eternal)
આનંદી (merry) – ઉદાસ (sad)
આબાદી (prosperity) – બરબાદી (downfall)
આયાત (import) – નિકાસ (export)
આરંભ (beginning) – અંત (end)
આરોપી (accused) – ફરિયાદી (plaintiff)
આરોહ (ascent) – અવરોહ (descent)
આવક (income) – જાવક (expenditure)
આશા (hope) – નિરાશા (despair)
આશિષ (blessing) – શાપ (curse)
આસક્ત (attached to) – અનાસક્ત, નિરાસક્ત (detached)
આસ્તિક (theist) – નાસ્તિક (atheist)
આળસુ (lazy) – ઉદ્યમી (diligent)
ઇચ્છા (desire, willingness) – અનિચ્છા (lack of desire; unwillingness)
ઇષ્ટ (desirable) – અનિષ્ટ (undesirable)
ઈહલોક (this world) – પરલોક (the other world)
ઉઘાડું (open) – ઢાંકેલું (closed, covered)
ઉચિત (proper) – અનુચિત (improper)
ઉત્કૃષ્ટ (best) – અપકૃષ્ટ (worst)
ઉત્થાન (rise) – પતન (fall, decline)
ઉત્સાહી (enthusiastic) – નિરુત્સાહી (lacking enthusiasm)
ઉપકાર (obligation) – અપકાર (act of ingratitude)
ઉપયોગી (useful) – નિરુપયોગી (useless)
ઉપરછલ્લું (superficial) – ઊંડું (deep)
એકાંગી (one-sided) – સર્વાંગી (all-round)
કઠણ (hard) – પોચું (soft)
કાચું (raw) – પાકું (ripe)
કૃતજ્ઞ (grateful) – કૃતઘ્ન (ungrateful)
કોરું (dry) – ભીનું (wet)
કાયમી (permanent) – કામચલાઉ, હંગામી (temporary)
કાળું (black) – ધોળું (white)
ક્રૂર (cruel) – દયાળુ (kind)
કૃપા (grace) – અવકૃપા (disgrace)
ખરાબ (bad) – સારું (good)
ખરીદી (purchase) – વેચાણ (sale)
ખરું (right) – ખોટું (wrong)

ખાનગી (private) – જાહેર (public)
ગરમી (heat) – ઠંડી (coolness)
ગરીબ (poor) – તવંગર (rich)
ગદ્ય (prose) – પદ્ય (poetry)
ગામડી (rustic) – શહેરી (urban)
ગુણ (merit, virtue) – અવગુણ, દોષ (vice, shortcoming)
ગુરુ (teacher) – શિષ્ય (pupil)
ગૌણ (auxiliary) – પ્રધાન, મુખ્ય (principal)
ઘટિત (proper) – અઘટિત (improper)
ઘરડું (old) – જુવાન (young)
ચડતી (rise) – પડતી (fall)
ચઢિયાતું (superior) – ઊતરતું (inferior)
ચત્તું–(obverse) – ઊંધું (reverse)
ચિંતિત (worried) – નિશ્ચિંત (carefree)
છત (abundance) – અછત (scarcity)
છીછરું (shallow) – ઊંડું (deep)
જડ (insentient) – ચેતન (sentient)
જન્મ (birth) – મરણ (death)
જમા (credit) – ઉધાર (debit)
જય (victory) – પરાજય (defeat)
જરૂરી (necessary) – બિનજરૂરી (unnecessary)
જંગમ (movable) – સ્થાવર (immovable)
જીવંત (living) – મૃત (dead)
જૂનું (old) – નવું (new)
જ્યેષ્ઠ (eldest) – કનિષ્ઠ (youngest)
જ્ઞાન (knowledge) – અજ્ઞાન (ignorance)
ડાબું ((left) – જમણું (right)
તળિયું (bottom) – ટોચ (top)
તૂટક (broken) – સળંગ (unbroken, continuous)
તેજી (rise in prices) – મંદી (fall in prices)
થોડું (little) – ઘણું (much)
દિવસ (day) – રાત (night)
દુર્ગુણ (vice) – સદ્‌ગુણ (virtue)
દુર્જન (wicked person) – સજ્જન (virtuous person)
દેવ (god) – દાનવ (devil)
દેવાદાર (debtor) – લેણદાર (creditor)
દૃશ્ય (visible) – અદૃશ્ય (invisible)
ધારદાર (sharp) – બૂઠું (dull, blunt)
નજીક (near) – દૂર (at a distance)
નફો (profit) – તોટો, નુકસાન (loss)

નવું (new) – જૂનું (old)
નિમકહલાલ (grateful, faithful) – નિમકહરામ (ungrateful, faithless)
નિરક્ષર (illiterate) – સાક્ષર (literate)
નિર્જીવ (lifeless) – સજીવ (living)
નિર્દોષ (innocent) – દોષિત (guilty)
નિર્બળ (weak) – સબળ (strong)
નિર્ભય (fearless) – ભયભીત (frightened)
ન્યાયી (just) – અન્યાયી (unjust)
પરતંત્ર (dependent) – સ્વતંત્ર (independent)
પવિત્ર (pure) – અપવિત્ર (impure)
પહેલું (first) – છેલ્લું (last)
પહોળું (broad) – સાંકડું (narrow)
પાતળું (thin) – જાડું (thick)
પાપ (sin) – પુણ્ય (meritorious deed)
પારદર્શક (trasparent) – અપારદર્શક (opaque)
પાશ્ચાત્ય (western) – પૌરસ્ત્ય (eastern)
પૂર્ણ (perfect, complete) – અપૂર્ણ (imperfect, incomplete)
પૂર્વગ (prefix) – અનુગ (suffix)
પૂર્વાર્ધ (first half) – ઉત્તરાર્ધ (later half)
પોકળ (hollow) – નક્કર (solid)
પ્રત્યક્ષ (present, direct) – પરોક્ષ (absent, indirect)
પ્રશ્ન (question) – ઉત્તર (answer)
પ્રસ્તુત (relevant) – અપ્રસ્તુત (irrelevant)
પ્રિય (liked) – અપ્રિય (disliked)
ફરજિયાત (compulsory) – મરજિયાત (voluntary, optional)
ફૂલવું (to swell) – સંકોચાવું (to contract)
બંધન (bondage) – મુક્તિ (freedom)
બાધિત (bound, limited) – અબાધિત (unbound, unlimited)
બેડોળ (ugly) – સુડોળ (pretty)
બેસૂરું (discordant) – સુરીલું (harmonious)
બેસ્વાદ (tasteless) – સ્વાદિષ્ટ (tasteful)
ભરતી (tide) – ઓટ (ebb)
મલિન (dirty) – નિર્મળ (clean)
મંગળ (auspicious) – અમંગળ (inauspicious)
માન (honour) – અપમાન (insult)
મિલન (union) – વિરહ (separation)
મિત્ર (friend) – શત્રુ (enemy)
મોંઘવારી (dearness) – સોંઘવારી (cheapness)
મોંઘું (dear) – સોંઘું, સસ્તું (cheap)
યશ (fame) – અપયશ (infamy)

યુવાન (young) – વૃદ્ધ (old)
યોગ્ય (proper) – અયોગ્ય (improper)
રચનાત્મક (constructive) – ખંડનાત્મક (destructive)
રાગ (affection) – દ્વેષ (hatred, malice)
રૂપાળું (lovely) – કદરૂપું (ugly)
રોગી (ill, diseased) – નીરોગી (healthy)
લઘુમતી (minority) – બહુમતી (majority)
લાભ (advantage) – ગેરલાભ (disadvantage)
લાયક (worthy) – નાલાયક (unworthy)
લાંબો (long) – ટૂંકો (short)
વક્તા (speaker) – શ્રોતા (listener)
વધારો (addition) – ઘટાડો (reduction)
વફાદાર (faithful) – બેવફા (faithless)
વહેલું (early) – મોડું (late)
વાદી (plaintiff) – પ્રતિવાદી (defendent)
વિભક્ત (divided) – અવિભક્ત (undivided)
વિયોગ (separation) – સંયોગ (union)
વૈયક્તિક (individual) – સામુદાયિક (collective)
શક્તિ (strength) – અશક્તિ (weakness)
શાશ્વત (eternal) – ક્ષણિક (momentary)
શાંતિ (peace) – અશાંતિ (absence of peace)
શીત (cold) – ઉષ્ણ (hot)
શુદ્ધ (pure) – અશુદ્ધ (impure)
શ્રીમંત (wealthy) – ગરીબ (poor)
સત્ય (truth) – અસત્ય (falsehood)
સમતા (equality) – વિષમતા (inequality)
સક્રિય (active) – નિષ્ક્રિય (inactive)
સવાર (morning) – સાંજ (evening)
સંપ (concord) – કુસંપ (discord)
સાધારણ (ordinary) – અસાધારણ (extraordinary)
સાધ્ય (attainable, curable) – અસાધ્ય (unattainable,incurable)
સાપેક્ષ (relative) – નિરપેક્ષ (absolute) [inadvertent)
સાવધ (cautious) – અસાવધ, ગાફેલ (uncautious,
સુખ (happiness) – દુ:ખ (misery)
સુલભ (easily obtainable) – દુર્લભ (difficult to obtain)
સૂર્યોદય (sunrise) – સૂર્યાસ્ત (sunset)
સ્થૂલ (gross) – સૂક્ષ્મ (subtle) [someone)
સ્વાવલંબી (self-reliant) – પરાવલંબી (dependent on
હકાર (affirmation) – નકાર (negation)

હર્ષ (joy) – શોક (sorrow)
હાજર (present) – ગેરહાજર (absent)
હોશિયાર (clever) – ઠોઠ (dull, witted)

---

## ૮. સૂર્યમાળાના ગ્રહો

બુધ–Mercury
શુક્ર–Venus
પૃથ્વી–Earth
મંગળ–Mars
ગુરુ–Jupiter
શનિ–Saturn
પ્રજાપતિ–Uranus
વરુણ–Neptune
પ્લૂટો–Pluto

---

## ૯. રાશિઓ

રાશિ–sign of zodiac
મેષ–Aries
વૃષભ–Taurus
મિથુન–Gemini
કર્ક–Cancer
સિંહ–Leo
કન્યા–Virgo
તુલા–Libra
વૃશ્ચિક–Scorpio
ધન–Sagittarius
મકર–Capricorn
કુંભ–Aquarius
મીન–Pisces

---

## ૧૦. કેટલાક વ્યવસાયીઓ

અધ્યાપક–teacher, professor
અભિનેતા–actor
અભિનેત્રી–actress
આડતિયો–agent
આયા–nurse
ઇજનેર–engineer
કડિયો–mason
કવિ–poet
કરિયાણિયો–grocer
કારકુન–clerk
કુંભાર–potter
ખબરપત્રી–reporter
ખલાસી–sailor
ખાટકી–butcher
ખાણિયો–miner
ખેડૂત–farmer
ચિત્રકાર–painter, artist
ચલચિત્ર નિર્માતા–film producer
ઝવેરી–jeweller
ડૉક્ટર–doctor
તંત્રી–editor
દરજી–tailor
દલાલ–broker
ધોબી–washerman
પ્રકાશક–publisher
પુસ્તક-વિક્રેતા–book-seller
ફેરિયો–hawker
ભરવાડ–shepherd
ભોમિયો–guide
માછીમાર–fisherman
મુદ્રક–printer
મોચી–cobbler

રસોયો–cook
રંગારો–dyer
લુહાર–blacksmith
લેખક–author
વકીલ–advocate
વાયરમૅન–wireman
શિક્ષક–teacher
સંગીતકાર–musician
સુથાર–carpenter
સોની–goldsmith

---

## ૧૧. વસ્ત્રાલંકાર

અછોડો–golden chain
અંગૂછો–towel
એરિંગ–ear-ring
કડું, બાજુબંધ–armlet
કમરપટ્ટો–belt
કંદોરો–waist-band
ખમીસ–shirt
કાંડા-ઘડિયાળ–wrist-watch
ગળપટો–muffler
ગંજીફરાક–underwear
ઘાઘરો, ચણિયો–petticoat
ચડ્ડી–panties
ચંપલ–slippers, sandals
ચૂડી–bracelet
ચોળી–blouse, brassiere
ઝભ્ભો–cloak, robe, long and loose shirt
ટોપી–cap
ટોપો–hat
તંગિયો–shorts
દુપટ્ટો–scarf
ધોતિયું–dhoti
નીલમ–sapphire
(વીંટી, ઇ. માં જડવાનો) પથ્થર–chalcedony
પન્નું–emerald
પોખરાજ–topaz
પોચી–wristlet
બંગડી–bangle
બંડી–waistcoat, underwear
બાળોતિયું–diaper
બુશ-શર્ટ–bush-shirt
માણેક–ruby
માદળિયું–amulet
મોજાં (પગનાં)–socks, stockings
મોજાં (હાથનાં)–gloves
મોતી–pearl
રત્ન–jewel
લૉકેટ–locket
લોલક–pendant
વાળી–nose-ring
વીંટી–ring
સાડી–sari
સ્કર્ટ–skirt
હાર–necklace
હીરો–diamond

---

## ૧૨. અનાજ, કરિયાણું વગેરે

અખરોટ–walnut
અગરબત્તી–pastil, pastille
અજમો–bishopweed seed
અથાણું–pickle
અફીણ–opium
આરારૂટ–arrow-root
અરીઠાં–soap-nut
અળસી–linseed
અંજીર–fig
અંબર–ambergris
આદુ–green ginger
આલુ–plums
આમળું–hog-plum
આંબલી–tamarind
એલચી–cardamom
કઠોળ–beans

કપૂર-camphor
કરિયાતું-chiretta
કસ્તૂરી-musk
કાજળ-collyrium
કાજુ-cashew nut
કાથો-catechu
કાળી દ્રાક્ષ-black raisins
કેસર-saffron
કોકમ-mangosteen
કોથમરી, ધાણા-coriander leaves
કોપરેલ(તેલ)-coconut oil
ખજૂર-date
ખડી-chalk
ખસખસ-poppy seeds
ખારેક-dry date
ગળી-indigo
ગંધક-sulphur
ગાંજો-hemp
ચારોળી-chirongia sapida
જાયફળ-nutmeg
જાવ ત્રી-mace
જીરું-cummin seeds
જેઠીમધ-licorice
ઝેરકોચલાં-nux vomica
ટંકણખાર-borax
તજ-cinnamon
તપખીર-snuff
તલ-sesame
ત(-તુ)કમરિયાં-ocymum pilosum
તૂંબડી-dry gourd
તેજાબ-acid
તેજાના-spices
દારૂ-liquor
દાળ-pulses
દીવેલ-castor oil
નવસાર-ammonia
નેપાળો-tiglium
પાન (મુખવાસનાં)-betel leaf
પાપડ-cripp cake
પારો-mercury
પીપર(લીંડી)-long pepper
પીપરીમૂળ-pepper root
પીસ્તાં-pistachio nut
પૂરી-buns
પૌંઆ-parched rice
ફટકડી-alum
ફુદીનો-mint
બજર-snuff
બદામ-almond
બાજરી-millet
ભાંગ-hemp flowers
મકાઈ-maize
મગફળી-ground nut
મરચું(લીલુ)-chilly
મરચું(લાલ)-capsicum
મરી-pepper
મરીમસાલા-condiment
મલાઈ-cream
માખણ-butter
મીઠાઈ-confectionary
મીઠું-salt
મીણ-wax
મીણબત્તી-candle
મેથી-fenugreek
મેંદી-mvrtle plant or leaves
મોરથુથું-blue vitriol
રાઈ-mustard seed
રાબડી-gruel
લવિંગ-cloves
લસણ-garlic
લાખ-sealing wax
લોબાન-benzoin
વટાણા-peas
વરિયાળી-fennel seeds
વાવડિંગ-capparis trifolia
શંખ-conch
શંખજીરું-soap-stone; streatite
સરસવ-rape seed
સરસિયું-rape seed oil
સરેસ-glue
સાજીખાર,પાપડખાર-carbonate of soda
સાબુદાણા (સાબુચોખા)-sago
સિંદૂર-red lead

સિંધવ–rock salt
સુઆ(–વા)–anise seed
સુખડ–sandal wood
સુરોખાર–potash nitrate
સૂંઠ–dry ginger
સોપારી–betel nut, areca nut
હરડે–myrobalan
હળદર–turmeric
હિંગ, વઘારણી–asafoetida
હિંગળોક–vermilion
હીમજ–myrobalan chabulic
હીરાકસી–green vitriol

---

## ૧૩. કેટલાંક મહત્ત્વનાં વિશેષ નામો

### ખંડો

એશિયા–Asia
યુરોપ–Europe
આફ્રિકા–Africa
અમેરિકા–America
ઑસ્ટ્રેલિયા–Australia
ઍન્ટાર્કટિકા–Antarctica

### દેશો

ભારત–India
બાંગ્લાદેશ–Bangladesh
પાકિસ્તાન–Pakistan
શ્રીલંકા–Ceylon
તિબેટ–Tibet
ચીન–China
બ્રહ્મદેશ–Burma
અફઘાનિસ્તાન–Afghanistan
થાયલેંડ–Thailand
કંબોડિયા–Cambodia
વિયેટનામ–Vietnam
કોરિયા–Korea
ઇંડોનેશિયા–Indonesia
મલેશિયા–Malaysia
રશિયા–Russia (U. S. S. R.)
ઇરાક–Iraq
ઈરાન–Iran
તુર્કસ્તાન–Turkey
સીરિયા–Syria
સાઉદી અરેબિયા–Saudi Arabia
નાઇજીરિયા–Nigeria
ઇજિપ્ત–Egypt
ગ્રીસ–Greece
ઇટાલી–Italy
રુમાનિયા–Rumania
યુગોસ્લાવિયા–Yugoslavia
ઑસ્ટ્રિયા–Austria
ઝેકોસ્લોવેકિયા–Czechoslovakia
હંગેરી–Hungary
જર્મની–Germany
ફ્રાંસ–France
સ્વિટ્ઝર્લૅન્ડ–Switzerland
સ્પેન–Spain
પોર્ટુગલ–Portugal
બેલ્જિયમ–Belgium
હોલૅન્ડ–Holand (Netherlands)
ગ્રેટ બ્રિટન–Great Britain
ઇંગ્લંડ–England
આયર્લૅન્ડ–Ireland
સ્કૉટલૅન્ડ–Scotland
નૉર્વે–Norway
સ્વીડન–Sweden
ફિનલૅન્ડ–Finland
અમેરિકા (સંયુક્ત સંસ્થાનો)–U. S. A.
કૅનેડા–Canada
મૅક્સિકો–Mexico
બ્રાઝિલ–Brazil
આર્જેન્ટિના–Argentina
જાપાન–Japan
ન્યૂઝીલૅન્ડ–New Zealand

### સાગર અને મહાસાગર

પ્રશાંત મહાસાગર–Pacific Ocean
ઍટલાંટિક મહાસાગર–Atlantic Ocean
હિંદી મહાસાગર–Indian Ocean
આર્કટિક મહાસાગર–Arctic Ocean
અરબી સમુદ્ર–Arabian Sea
બંગાળનો ઉપસાગર–Bay of Bengal

ભૂમધ્ય સમુદ્ર–Mediteranean Sea
રાતો સમુદ્ર–Red Sea

### શહેરો–૧ (ભારત)

અમદાવાદ–Ahmedabad
અમૃતસર–Amritsar
અલાહાબાદ–Allahabad
આગ્રા–Agra
વડોદરા–Baroda
ભરૂચ–Broach
રાજકોટ–Rajkot
જૂનાગઢ–Junagadh
ભાવનગર–Bhavnagar
મુંબઈ–Bombay
વલસાડ–Bulsar
સુરત–Surat
દિલ્હી–Delhi
શ્રીનગર–Srinagar
કાનપુર–Kanpur
બનારસ–Banaras
પટણા–Patna
લખનૌ–Lucknow
કલકત્તા–Calcutta
જયપુર–Jaipur
નાગપુર–Nagpur
બેંગલોર–Bangalore
મદ્રાસ–Madras
વિશાખાપટનમ–Visakhapatnam
ભોપાલ–Bhopal
પૂના–Poona
હૈદ્રાબાદ–Hyderabad
પણજી–Panjim
મૈસૂર–Mysore

### શહેરો–૨ (જગત)

લંડન–London
વૉશિંગ્ટન–Washington
ન્યૂયૉર્ક–New York
શિકાગો–Chicago
રોમ–Rome
પેરિસ–Paris
ટોકિયો–Tokyo
શાંઘાઈ–Shanghai
હોંગકોંગ–Hongkong
સિંગાપોર–Singapore
મૉસ્કો–Moscow
બર્લિન–Berlin
ઇસ્તંબૂલ–Istanbul
વિયેના–Viena
પ્રાગ–Prague
બૉન–Bonn
સ્ટૉકહોમ–Stockholm
ડબ્લિન–Dublin
ઑસ્લો–Oslo
ઍથેન્સ–Athens
જીનીવા–Geneva
મેક્સિકો શહેર–Mexico City
સિડની–Sydney
પર્થ–Perth
મેલબૉર્ન–Melbourne
બેન્ગકોક–Bangkok
રંગૂન–Rangoon
મનીલા–Manila
કરાચી–Karachi
રાવલપીંડી–Rawalpindi
કોલંબો–Colombo
કૈરો–Cairo
લેનિનગ્રેડ–Leningrad
સાનફ્રાંસિસ્કો–San Francisco
પેકિંગ–Peking
ઢાકા–Dacca
ચિત્તાગોંગ–Chittagong

### ભારતનાં રાજ્યો

ગુજરાત–Gujarat
મહારાષ્ટ્ર–Maharashtra
રાજસ્થાન–Rajasthan
જમ્મુ અને કાશ્મીર–Jammu & Kashmir
પંજાબ–Punjab
હરિયાણા–Haryana
ઉત્તર પ્રદેશ–Uttar Pradesh
બિહાર–Bihar
પશ્ચિમ બંગાળ–West Bengal
આસામ–Assam
નાગપ્રદેશ–Nagaland

ઓરિસ્સા–Orissa
મણિપુર–Manipur
ત્રિપુરા–Tripura
હિમાચલ પ્રદેશ–Himachal Pradesh
મેઘાલય–Meghalaya
મધ્યપ્રદેશ–Madhya Pradesh
આંધ્રપ્રદેશ–Andhra Pradesh
તામિલનાડુ–Tamilnadu
મૈસૂર–Mysore
કેરળ–Kerala

## કેન્દ્રશાસિત પ્રદેશો

દિલ્હી–Delhi ચંદીગઢ–Chandigarh
દીવ, દમણ અને ગોવા–Div, Daman & Goa
દાદરા–નગરહવેલી–Dadra-Nagar Haveli
પોંડીચેરી–Pondicherry
આંદામાન અને નિકોબાર–Andaman & Nikobar
લક્ષદીવ ઇ. ટાપુઓ–Laccadive and some other islands.

---

## ૧૪. કેટલીક પૌરાણિક વ્યક્તિઓનો પરિચય

**અગસ્ત્ય** : વેદકાલીન એક મહાન ઋષિ દેવો અને દાનવો વચ્ચેના યુદ્ધમાં દાનવો દરિયામાં છુપાયા ત્યારે અગસ્ત્ય ઋષિ આખો દરિયો પી ગયા હતા, એવી એક કથા છે.

**અજ** : શ્રીરામના પિતામહ. દશરથ રાજાના પિતા

**અત્રિ** : સપ્તર્ષિમાંના એક ઋષિ. તેમના નેત્રમાંથી ચંદ્ર નિર્માયો હોવાની કથા છે.

**અનસૂયા** : અત્રિમુનિની પત્ની. દત્તાત્રેય અને દુર્વાસાની માતા.

**અનિરુદ્ધ** : શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નનો પુત્ર.

**અભિમન્યુ** : અર્જુન અને સુભદ્રાનો પુત્ર. તેણે મહાભારત યુદ્ધના તેરમા દિવસે કૌરવોનો ચક્રવ્યૂહ એકલે હાથે ભેદેલો. છેલ્લે કોઠે છ કૌરવોએ સાથે મળીને તેનો વધ કર્યો હતો.

**અરુંધતી** : સપ્તર્ષિમાંના વસિષ્ઠ મુનિની પત્ની. તે અખંડ દામ્પત્યના આદર્શરૂપ ગણાય છે.

**અર્જુન** : પાંચ પાંડવોમાં ત્રીજો ભાઈ.

**અશ્વત્થામા** : દ્રોણ ગુરુ અને કૃપીનો પુત્ર. તે પાંડવોનો કટ્ટો દુશ્મન હતો.

**અશ્વિનીકુમાર** : સૂર્યને અશ્વિનીથી થયેલા જોડિયા પુત્રો. તે દેવોના વૈદ્ય તરીકે ઓળખાય છે.

**અહલ્યા** : ગૌતમ ઋષિની પત્ની. તે ઇન્દ્રના છળથી શિયળભંગ થતાં પોતાના પતિના શાપથી શિલા બની ગયેલી. ભગવાન રામના પાદસ્પર્શથી તે ફરી શિલામાંથી સ્ત્રી બની હતી.

**ઇક્ષ્વાકુ** : સૂર્યવંશનો પ્રથમ રાજા.

**ઇંદુમતી** : અજની પત્ની અને દશરથની માતા.

**ઉર્વશી** : નારાયણ નામના ઋષિએ પોતાના ઉરુ (સાથળ)માંથી પેદા કરેલી અતિ સ્વરૂપવાન સ્ત્રી. તે પુરૂરવાને પરણી હતી.

**ઉલૂપી** : પાતાળલોકના સર્પરાજ કૌરવ્યની પુત્રી. તે અર્જુનને પરણી હતી અને અર્જુનથી તેને ઇરાવત નામનો પુત્ર થયો હતો

**ઊર્મિલા** : જનક રાજાની પુત્રી અને લક્ષ્મણની પત્ની.

**કંસ** : મથુરાનો રાજા. શ્રીકૃષ્ણની માતા દેવકી કંસના કાકાની દીકરી હતી. એ રીતે કંસ શ્રીકૃષ્ણનો મામા થતો હતો.

**કચ** : દેવોના ગુરુ બૃહસ્પતિનો પુત્ર. તે અપાર કષ્ટો સહન કરીને શુક્રાચાર્ય પાસેથી સંજીવની વિદ્યા શીખ્યો હતો

**કણ્વ ઋષિ** : શકુંતલાના પાલક પિતા

**કપિલ મુનિ** : સાંખ્યશાસ્ત્રના રચયિતા.

**કર્ણ** : કુંતીને સૂર્યમંત્રથી કુમારિકા અવસ્થામાં થયેલો પુત્ર. દુર્યોધને તેને અંગ દેશનો રાજા બનાવ્યો હતો. તે દાનેશ્વરી તરીકે પ્રસિદ્ધ છે.

**કુંભકર્ણ** : રાવણનો નાનો ભાઈ. તપને અંતે બ્રહ્મા પાસેથી વરદાનમાં તેણે 'ઇંદ્રપદ'ને બદલે 'નિદ્રાપદ' માગી લીધું. પરિણામે તે વર્ષના છ મહિના સુધી ઊંઘમાં રહેતો.

**કુબેર** : યક્ષો અને કિન્નરોનો રાજા તેમ જ ધનનો દેવતા.

**કુબ્જા** : કંસની કદરૂપી દાસી તેણે કંસ માટે તૈયાર કરેલું ચંદન શ્રીકૃષ્ણને ભક્તિપૂર્વક અર્પણ કર્યું હતું. બદલામાં શ્રીકૃષ્ણે તેને સ્વરૂપવાન બનાવી હતી.

**ગણપતિ** : શીવ અને પાર્વતીના મોટા પુત્ર.

**ઘટોત્કચ** : હિડિંબા રાક્ષસી અને ભીમનો પુત્ર.

**ચાર્વાક** : નાસ્તિક તત્ત્વદર્શન રજૂ કરનાર એક મુનિ.

**જરાસંધ** : મગધનો રાજા અને કંસનો સસરો.

**તિલોત્તમા** : વિશ્વામિત્ર દ્વારા સર્જિત એક અપ્સરા.

**ત્રિશંકુ** : હરિશ્ચંદ્રનો પિતા. પોતાને સદેહે સ્વર્ગે પહોચાડવા માટે તેણે વિશ્વામિત્રને વિનંતી કરેલી. વિશ્વામિત્રે તેને પોતાના તપના બળથી સ્વર્ગ સુધી ચડાવેલો. પરંતુ ઇંદ્રે તેને નીચે ધકેલતાં અને વિશ્વામિત્રે ફરી ઉપર ધકેલતાં, તેને થોડો સમય અંતરિયાળ લટકવું પડ્યું હતું. છેવટે ઇંદ્રે વિશ્વામિત્ર સાથે સમજૂતી કરીને ત્રિશંકુને સ્થૂલ દેહ તજાવી સ્વર્ગમાં દાખલ કર્યો હતો. હાડકાં ઇંદ્રને આપ્યાં હતાં.

**દધીચિ** : એક મહાન ઋષિ. તેમણે વૃત્રાસુરનો નાશ કરવા માટે વજ્ર તૈયાર કરવા પોતાનાં

**દમયંતી** : નળરાજાની પત્ની.

**દિલીપ** : સૂર્યવંશના એક રાજા. રઘુના પિતા.

**દુર્યોધન** : ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર, કૌરવોનો મોટો ભાઈ.

**દુર્વાસા** : અત્રિ અને અનસૂયાના પુત્ર. અતિ ક્રોધી સ્વભાવના ઋષિ.

**દુષ્યંત** : શકુંતલાનો પતિ અને ભરતનો પિતા.

**દેવયાની** : શુક્રાચાર્યની પુત્રી અને યયાતિની પત્ની.

**પરશુરામ** : જમદગ્નિના પુત્ર. તે વિષ્ણુના છઠ્ઠા અવતાર મનાય છે. પોતાના પિતાની હત્યાનું વેર લેવા તેમણે પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રી કરી હતી.

**પુરૂરવા** : સોમવંશનો સ્થાપક. તેણે સ્વર્ગની અપ્સરા ઉર્વશી સાથે લગ્ન કર્યા હતા.

**બલરામ (બલભદ્ર)** : શ્રીકૃષ્ણના મોટા ભાઈ.

**ભગીરથ** : તેણે હજાર વર્ષ સુધી તપ કરીને સ્વર્ગમાંથી ગંગાને પૃથ્વી ઉપર ઉતારી હતી.

**બૃહસ્પતિ** : દેવોના ગુરુ અને કચના પિતા.

**ભીષ્મ** : શાંતનુ રાજાના પુત્ર. ને વિચિત્રવીર્યના (સાવકા) મોટા ભાઈ થાય.

**યયાતિ** : નહુષ રાજાનો પુત્ર. દેવયાની અને શર્મિષ્ઠાનો પતિ.

**લોપામુદ્રા** : અગસ્ત્ય મુનિનાં પત્ની.

**વશિ(-સિ)ષ્ઠ** : સૂર્યવંશી રાજાઓના કુલગુરુ.

**વાલ્મીકિ** : રામાયણના રચયિતા.

**વિચિત્રવીર્ય** : શાંતનુ અને મત્સ્યગંધા (સત્યવતી)નો પુત્ર. ભીષ્મનો સાવકો નાનો ભાઈ.

**વ્યાસ** : મહાભારત અને અઢાર પુરાણોના રચયિતા. તે પરાશરથી મત્સ્યગંધાને કુમારિકા અવસ્થામાં અવતર્યા હતા.

**શર્મિષ્ઠા** : દૈત્યરાજ વૃષપર્વાની પુત્રી તે દેવયાની સાથે યયાતિને ત્યાં દાસી તરીકે ગઈ હતી. પરંતુ પાછળથી યયાતિએ તેના પર મોહિત થઈ તેની સાથે લગ્ન કર્યાં હતાં.

**શુક્રાચાર્ય** : દૈત્યોના ગુરુ તે સંજીવની વિદ્યા જાણતા હતા.

**સત્યભામા** : શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓમાંની એક.

**સાંદીપનિ** : શ્રીકૃષ્ણ અને સુદામાના ગુરુ.

**હિરણ્યકશિપુ** : પ્રહ્લાદનો પિતા.